# કાલેલકર ગ્રંથાવલિ

## નવમો ભાગ

સાહિત્યવિષયક લેખો

જીવનભારતી
સાહિત્યચિંતન
કેટલાક સાહિત્યસર્જકો

નામદાર ગુજરાત સરકારશ્રી
તરફથી ભેટ



પ્રકાશક
આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકર ગ્રંથાવલિ પ્રકાશન સ
અમદાવાદ–૩૮૦ ૦૦૯
૧૯૮૫

## સંપાદકો

સુન્દરમ્
સરોજિની નાણાવટી
સતીશ કાલેલકર
જેઠાલાલ ગાંધી

ઉમાશંકર જોશી
યશવન્ત શુક્લ
ચિમનલાલ ત્રિવેદી
કુસુમ શાહ

ગુજરાત સાહિત્ય અકાદમી(ગુજરાત રાજ્ય)ની આર્થિક સહાયથી પ્રકાશિત
પ્રથમ આવૃત્તિ, ૧૯૮૫
પ્રત ૧૫૦૦
મૂલ્ય : ...લિ સાતસો રૂપિયા (આગોતરા ગ્રાહકો માટે)






...આવરણ ડિઝાઇન : જનક પટેલ

પ્રકાશક :
આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકર-
ગ્રંથાવલિ પ્રકાશન સમિતિ
C/o હ. કા. આર્ટ્સ કૉલેજ
આશ્રમ રોડ, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

મુદ્રક :
જિતેન્દ્ર ઠાકોરભાઈ દેસાઈ
નવજીવન મુદ્રણાલય
અમદાવાદ – ૩૮૦ ૦૧૪

KALELKAR GRANTHAVALI (Collected Works of Dattatreya Balkrishna Kalelkar in Gujarati,—Centenary Edition) Volume 9 : Essays on Literature. Published by Acharyashri Kakasaheb Kalelkar Granthavali Prakashan Samiti, Ahmedabad-380 009, 1985.

# જીવન-સમન્વયના મંત્રદ્રષ્ટાની વાણી

ગાંધીજીએ દક્ષિણ આફ્રિકાથી સ્વદેશ પાછા ફરી, ૧૯૧૫માં ગુજરાતમાં આશ્રમ સ્થાપીને રાષ્ટ્રમુક્તિની લડતને વેગ આપવા માંડ્યો ત્યાં દેશમાંથી અનેક તેજસ્વી યુવકો આવીને એમની સાથે જોડાયા. ત્રીસ વરસના દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર કવિવર રવીન્દ્રનાથના શાંતિનિકેતનમાં અધ્યાપનકાર્ય કરતા હતા. ત્યાં જ એમને ગાંધીજીનો ભેટો થયો અને એમની પ્રત્યે તેઓ આકર્ષાયા, અને પછીથી અમદાવાદ જઈને રહ્યા. સાબરમતી તટે આશ્રમની જગ્યા નક્કી થઈ ત્યારે જમીન સાફ-સરખી કરવા પહેલો તીકમ એમણે માર્યો હતો. ગાંધીજીના નિકટના અંતેવાસી અને રાષ્ટ્રીય શિક્ષણના એક મુખ્ય સાથી એ બની રહ્યા. રવીન્દ્રનાથ કહેતા પણ ખરા, મહાત્માજી, તમે દત્તુબાબુને લઈ ગયા અને હવે પાછા આપવાની વાત જ કરતા નથી.

ગુજરાતમાં સાબરમતી આશ્રમમાં નાનાં બાળકોને ભણાવવા માંડ્યું એટલે કાકાસાહેબની સરસ્વતી ગુજરાતી દ્વારા વહેવા માંડી. 'હિમાલયનો પ્રવાસ' બાળકો આગળ અનેક વાર કહેવાયો, પછી શબ્દબદ્ધ થયો. 'સ્મરણયાત્રા'નો પ્રસંગોના પણ પહેલા આસ્વાદકો આશ્રમશાળાના નાના વિદ્યાર્થીઓ. આશ્રમની ઉત્તરે આવેલી સાબરમતી જેલની મહેમાનગતિ પછી 'ઓતરાતી દીવાલો'ની આનંદકહાણી લખી. એ તો ગાંધીજીની પ્રિય થઈ પડી. ગુજરાતી પોતાની માતૃભાષા ન હોવા છતાં તેની સુંદરતા અપૂર્વ રીતે બહાર લાવતા અને પોતાની સારસ્વત મોહિનીથી ગુજરાતના સંસ્કારજીવન ઉપર છાઈ જતા કાકા કાલેલકરને ગાંધીજીએ 'સવાઈ ગુજરાતી' તરીકે બિરદાવ્યા.

કાકાસાહેબ સત્યાગ્રહની લડતોમાં ઓતપ્રોત રહ્યા. ૧૯૨૨માં ગાંધીજી જેલમાં ગયા તે પછીના ગાળાનાં કાકાસાહેબનાં પ્રવચનોમાં, 'નવજીવન'માંનાં લખાણોમાં અને લડત અંગેની કામગીરીમાં કોઈ વિરલ સ્ફૂર્તિ પ્રગટ થયાનું મહાદેવભાઈએ નોંધ્યું છે. ધીમે ધીમે રાષ્ટ્રીય શિક્ષણ એ કાકાસાહેબનું મુખ્ય ક્ષેત્ર બની રહ્યું. સ્વરાજ મળ્યા પછી પછાત જાતિઓના પંચના અધ્યક્ષ તરીકે સેવા આપી. જુવાનીમાં હિમાલયમાં સ્વામી આનંદ, અનંતબુવા મરઢેકર અને (વચ્ચે વચ્ચે જોડાતા) જીવતરામ કૃપાલાની જેવા સાથીઓ સાથે સેંકડો માઈલો પર્યટન કરી જાણે કે ભારતીય સંસ્કૃતિના મંદિરના ગર્ભગૃહમાં એકધ્યાન રહ્યા. કેળવણીકાર અને સ્વાતંત્ર્યયોદ્ધા તરીકે પોતે આપણા આ ઉપખંડ જેવા વિશાળ દેશના અઠંગ પ્રવાસી હોવા છતાં સ્વરાજ ન મળે ત્યાં સુધી વિદેશયાત્રાનો સ્વેચ્છાથી નિષેધ પાળ્યો,

પણ સ્વરાજ મળ્યા પછી દુનિયાના ખૂણેખૂણે ઘૂમ્યા અને શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનો શબ્દપ્રયોગ કરીએ તો 'સંસ્કૃતિના પરિવ્રાજક આચાર્ય' બની રહ્યા. સ્વરાજ મળવા સુધી કાકાસાહેબનો પ્રિય મંત્ર હતો 'જીવન', સ્વરાજ્યોત્તર કાળમાં એમનો મંત્ર રહ્યો 'સમન્વય'. કાકાસાહેબ 'જીવન'ના પક્ષપાતી હતા. કાકાસાહેબ માટે શબ્દ પણ 'જીવન'ની ઉપાસનાનું માધ્યમ હતો. 'સમન્વય' મંત્રની દીક્ષા એમણે અનેકવિધતાથી સમૃદ્ધિવંત બનેલી અનોખી ભારતીય સંસ્કૃતિમાંથી લીધી હતી. તેઓ કહેતા કે ભારત એ ભિન્ન ભિન્ન ધર્મ, વંશ, સંસ્કાર એકરૂપ એકરસ બને એને માટેની પ્રયોગશાળા છે. ભારતમાં સમન્વયનો પ્રયોગ સફળ નીવડે એટલે સારા જગતમાં પણ નીવડે. સ્વાતંત્ર્યોત્તરકાળમાં, દ્વિતીય વિશ્વયુદ્ધોત્તરકાળમાં કાકાસાહેબ દેશમાં અને દુનિયામાં સમન્વયની ભાવનાના સંવર્ધન માટે મથતા રહ્યા.

આવું ભર્યું ભર્યું અસ્તિત્વ—ઊતરતી યુવાવસ્થાએ ક્ષયરોગનું ગ્રહણ લાગેલું છતાં તેને જીતીને પંચાણું વરસ ચાલેલું નિરામય, વીર, આર્ષ જીવન ગુજરાતી ભાષા દ્વારા તેજસ્વી રીતે અભિવ્યક્ત થતું રહ્યું. છેલ્લા દસકાઓમાં હિંદીમાં પણ એમણે લખ્યું. ગાંધીજીના અવતારકાર્યના એક સહયોગી, રાષ્ટ્રીય ઉત્થાનના કર્મઠ લડવૈયા, દેશના ખૂણેખૂણાના અનેક જીવનસાધકોના અને સંસ્થાઓના પ્રેરણામૂર્તિ, દેશવિદેશમાં અનેક કુટુંબો, મંડળો, સમાજોમાં ઉષ્મા, આનંદ અને પ્રકાશની લહાણ કરતા વત્સલ ગુરુજન,—કાકાસાહેબ કાલેલકરનાં આ વિવિધ પાસાં સમય જતાં સ્મૃતિશેષ થશે. રહેશે એમનો લેખનરાશિ અને એની દ્વારા પમરતું એમનું અનોખું માનવવ્યક્તિત્વ. દુનિયાના સાહિત્ય-ઇતિહાસોમાં સ્વભાષા સિવાયની ભાષાના સાહિત્યમાં અમર સ્થાન મેળવનારાઓનાં ગણ્યાંગાંઠ્યાં દૃષ્ટાંતો મળે છે. કાકાસાહેબ તેમાંના એક છે. જન્મે મરાઠીભાષી કાકા કાલેલકર ગુજરાતી ભાષામાં અમર રહેશે. એમનું કેટલુંક લખાણ અત્યંત સમૃદ્ધ એવા ગુજરાતી ગદ્યના એક સુચારુ ઉચ્ચ શિખર સમું દીપી રહેશે.

છેક ૧૯૩૧માં 'આપણી કવિતાસમૃદ્ધિ'ની પ્રસ્તાવનામાં દસ શ્રેષ્ઠ ગુજરાતી ગદ્યકારોની યાદીમાં બલવંતરાય ક. ઠાકોરે કાકા કાલેલકરનો ઉલ્લેખ કર્યો છે. કાકાસાહેબે ગુજરાતી ભાષાની રગ નાજુકાઈથી પારખી લીધી હતી. મૂળે ભાષાઓનું એમના મનને વશીકરણ. બીજું, નાનાં બાળકો સાથે એમણે ઊંડી આત્મીયતાથી ભાષાવ્યવહાર આરંભ્યો. બાળકોની ચેતનાની શબ્દો-વાક્યઉક્તિઓ સાથેની ગડમથલો અત્યંત રસપ્રદ અને પ્રબોધક હોય છે. કાકાસાહેબની ગદ્યશૈલીનું એક મુખ્ય આકર્ષણ ભાષા સાથેની એમની બાલસહજ વૃત્તિથી ચાલતી રમતમાં જોઈ શકાય છે. અનેક નવા શબ્દો એ લીલયા બનાવે છે અને પારિભાષિક પર્યાયોની તો જાણે ટંકશાળ એમણે ન ખોલી હોય. ત્રીજું, કાકાસાહેબને ગણેશો મળ્યા તે બધા ભાષાના બંદાઓ. મૂળ સાથી સ્વામી આનંદ, જેમણે 'નવજીવન' પ્રેસ દ્વારા 'કાલેલકરના લેખો'—[૧]-

નું કલાદૃષ્ટિપૂર્વકનું ઉત્તમ પ્રકાશન, નવા નવા પ્રેસકાર્યમાં નોકરીએ જોડાયેલા તરુણ બચુભાઈ રાવતના સહકારમાં કર્યું. કાકાસાહેબ વિપુલ લખાણ મૂકી ગયા છે, પણ બીજાઓના 'હાથે' એ લખાયું છે. એમના ગણેશોમાં મુખ્ય છે નરહરિભાઈ પરીખ, જુગતરામ દવે, ચંદ્રશંકર શુક્લ, નગીનદાસ પારેખ, ઉમાશંકર જોશી, જેઠાલાલ ગાંધી, મનહરલાલ વોરા, અમૃતલાલ નાણાવટી, સરોજિની નાણાવટી, કુસુમ શાહ આદિ. (ગાંધીજી આ જાણતા એટલે ૧૯૩૦માં યરવડા જેલમાં કાકાસાહેબ એમની સાથે રહ્યા હતા ત્યારે એમણે પ્રસ્તાવ મૂક્યો, કાકા, તમારે કાંઈ લખાવવું હોય તો લખાવો!)

કાકાસાહેબનું ગદ્ય પ્રકૃતિચિત્રણમાં અને પ્રવાસવર્ણનમાં અપૂર્વ સર્જકતાથી ખીલી ઊઠે છે. ભૂગોળના રસિયા તેવા જ ખગોળની સૌંદર્યસમૃદ્ધિના પણ તરસ્યા. ભારતયાત્રી કાલિદાસ પછી સ્વદેશની પ્રકૃતિશ્રીનું આકંઠ પાન કરનાર અને એને શબ્દબદ્ધ કરનાર કાકાસાહેબ જેવા ઓછા જ પાક્યા હશે. એમનું ગદ્ય અનેકવાર કાવ્યની કોટિએ પહોંચે છે. કાકાસાહેબને બીજી એક મોટી અને વિરલ એવી બક્ષિસ છે તે વિનોદવૃત્તિની. (શેક્સપિયરમાં પક નામનું પાત્ર આવે છે તેના ઉપરથી ઓળખાતી પક-વૃત્તિની પણ.) એમની 'સ્મરણયાત્રા'માં અને 'ઓતરાતી દીવાલો'માં અને અનેક લલિત નિબંધોમાં એ ડોકિયાં કરે છે અને એમના ગદ્યને જીવંત બનાવે છે. એમનાં આત્મકથનાત્મક લખાણો અને અન્ય ચરિત્રસંકીર્તનો લલિત ગદ્ય બની રહે છે. એક શિક્ષક અને ચિંતક તરીકે કેળવણી, સમાજ, સંસ્કૃતિ અને ધર્મનાં વિવિધ પાસાં ઉપર સતત એ લખતા રહ્યા. તેમાંનું કેટલુંક મૌલિક, હમેશના રસનું છે તો કેટલાકનું વીસમી સદીના વૈચારિક ઇતિહાસના સંદર્ભમાં મહત્ત્વનું દસ્તાવેજી મૂલ્ય રહેશે. સાહિત્ય વિશે લખવાના એમને અનેક પ્રસંગો આવ્યા છે. આ સદીના ત્રીજાથી પાંચમા દસકામાં કેટલી તો પ્રસ્તાવનાઓ એમણે લખી! કલા પ્રત્યે અભિમુખતા કેળવવામાં પણ એમનાં લખાણોએ ભાગ ભજવ્યો.

કાકાસાહેબે લખ્યું ખૂબ છતાં પૂછો તો કહેશે કે પોતે સાહિત્યકાર થવા કશું કરતા નથી, જીવવાના ભાગરૂપે સહજપણે લખવાનું આવે તો તે લખે છે. એમને સાહિત્યના બે સહજ પ્રકારો પત્રલેખન અને વાસરી માટે સવિશેષ આસ્થા હતી. પત્ર એ અન્ય માનવબંધુ સાથેનો અપ્રત્યક્ષ વાર્તાલાપ છે તો વાસરી એ અન્તરાત્મા સાથેની, કહો કે અંતર્યામી સાથેની પ્રત્યક્ષ વાતચીત હોઈ શકે. બંને પ્રકાર કાકાસાહેબના હાથે અઢળક ખેડાયા. હજારો પત્રો એમણે લખ્યા. વાસરી પણ તૂટક તૂટક છતાં સારા એવા પાયા ઉપર એમના હાથે ખેડાઈ. સૂત્રાત્મક વાક્યો, મંત્રોદ્‌ગારો અનેક સ્વાક્ષર(ઑટોગ્રાફ)પોથીઓમાં એમણે ટપકાવ્યાં હશે તે પણ આ વર્ગમાં આવે અને એકઠાં થઈ શકે તો એક મનભર ખજાનો બની રહે. કાકાસાહેબ માણસભૂખ્યા માણસ, ગોષ્ઠિના માણસ. જેઠાલાલ ગાંધી મીઠી ફરિયાદ કરતા તેમ કાકાસાહેબ આસપાસ દરબાર ભરાઈ જાય. કાકાસાહેબનું ઉત્તમ વાતચીતમાં

પ્રગટ થતું. અખૂટ જીવનરસ, અત્યંત કુશાગ્ર બુદ્ધિ, અદમ્ય વિનોદવૃત્તિ, વસ્તુને વિશાળ સંદર્ભમાં જોવાની ફાવટ આ બધાને લીધે કાકાસાહેબનું સભર વ્યક્તિત્વ વાર્તાલાપમાં અપૂર્વ રમણીયતાથી ઊઘડતું. કોઈએ કાકા કાલેલકર સાથેની બેઠકોના અહેવાલ ટપકાવ્યા હોત તો એ ઉત્તમ સહજ સાહિત્યમાં સ્થાન પામે એવા નીવડયા હોત એમ કહેવામાં ભાગ્યે જ અતિશયોક્તિ હોય. એની અવેજીમાં, ભાઈ રવીન્દ્ર કેળેકરે મુલાકાતો લઈ તૈયાર કરેલ અનુપમ સંચય 'કાકા કાલેલકર સાથે વિવિધ વાર્તાલાપ'થી મન મનાવવું રહ્યું.

ગુજરાતી ભાષામાં પોતાનું હૃદયસર્વસ્વ રેડનાર કાકાસાહેબ કાલેલકરની વાણી એમના જન્મશતાબ્દી વર્ષમાં ગુજરાતીભાષાભાષી સમાજ ગ્રંથાવલિરૂપે પ્રગટ કરે એ બધી રીતે ઉચિત છે. ભારતમાં જન્મીને ભારતની સર્વ પ્રકારની આત્મલક્ષ્મી—નિસર્ગલક્ષ્મી તેમ જ અધ્યાત્મલક્ષ્મી વ્યક્તિત્વના તારતારમાં અનુભવનાર અને એનો અનુભવ પણ કરાવનાર એક વિરલ ભારતપુત્રની આંતરસમૃદ્ધિ એ રીતે કંઈક જળવાશે. ભારતના આધુનિક પ્રબોધકાળ અને પુરુષાર્થકાળનાં કેટલાંક સ્મરણો, ચિંતનો, નિરીક્ષણો પણ સચવાશે. આ શતાબ્દી ગ્રંથમાળા નિમિત્તે એક મોટા ગજાના લેખકનાં તમામ લખાણો ગ્રંથાવલિ રૂપે રજૂ કરવાનો સુંદર નમૂનો તો આપણી ભાષાને મળશે જ.

આશા છે કે જીવન-સમન્વયના મંત્રદ્રષ્ટાની વાણીને પ્રસ્તુત કરતી કાલેલકર ગ્રંથાવલિને વ્યક્તિઓ અને સંસ્થાઓ કૃતજ્ઞભાવે વધાવી લેશે.

અમદાવાદ

૧૨-૧૦-૧૯૮૪

**ઉમાશંકર જોશી**

પ્રમુખ

ગ્રંથાવલિ પ્રકાશન સમિતિ

# સંપાદકીય

કાકાસાહેબના નવેક હજાર પૃષ્ઠો જેટલા ગદ્યરાશિને ગ્રંથાવલિરૂપે ગુજરાતીભાષી સમાજ આગળ રજૂ કરી દેવો – અને એને માટે ૧૯૮૫નું એમનું જન્મશતાબ્દી વર્ષ એ ઉત્તમ અવસર છે – એમ કેટલાક મિત્રોને સૂઝ્યું. આચાર્ય કાકા કાલેલકર ગ્રંથાવલિ પ્રકાશન સમિતિની રચના થઈ. પાંચસો-છસો પૃષ્ઠોનું એક એવાં પંદરેક પુસ્તકો થશે એવો અંદાજ છે. નવજીવન પ્રેસે એના મુદ્રણકાર્યમાં સહકાર આપવા તૈયારી બતાવી. આખી ગ્રંથાવલિનું મૂલ્ય રૂ. ૭૦૦ નક્કી કરી આગોતરા ગ્રાહકો નોંધવા માંડયા, જેનો પ્રતિભાવ પ્રોત્સાહક નીવડે એવો છે. આપણી ભાષામાં એક લેખકનાં તમામ લખાણો ગ્રંથાવલિરૂપે પ્રગટ કરવાના આ પ્રયત્નને આપણી શાળાઓ, ઉચ્ચ માધ્યમિક શાળાઓ, કૉલેજો, જાહેર પુસ્તકાલયો અને અનેક સાહિત્યપ્રેમીઓ અને અભ્યાસીઓ આગોતરા ગ્રાહકો તરીકે નોંધાઈને સંપૂર્ણ રીતે સફળ બનાવવામાં સહાયભૂત થશે એવી શ્રદ્ધા છે. ગુજરાત સરકારે આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકર ગ્રંથાવલિ પ્રકાશન ટ્રસ્ટને ઉદારતાપૂર્વક ગુજરાતી સાહિત્ય અકાદમી દ્વારા રૂ. બે લાખની મદદ કરી છે અને કુલ સાત લાખ રૂપિયા ખર્ચ થાય તો વધુ દોઢ લાખની રકમ દેણગી તરીકે આપવાનું મંજૂર કરીને આ ગ્રંથાવલિયોજનાને પીઠબળ આપ્યું છે તે માટે તેના ઋણી છીએ.

કાકાસાહેબ કાલેલકર જન્મશતાબ્દી વર્ષનો ૧લી ડિસેમ્બર ૧૯૮૪થી આરંભ થશે અને પછી આખું વરસ તેની આખા દેશમાં સ્થળે સ્થળે ઉજવણી થશે. તે તારીખે આ ગ્રંથાવલિનાં ત્રણ-ચાર પુસ્તકોનું પ્રકાશન થઈ શકશે એવી ગણતરી છે. બાકીના ગ્રંથો શતાબ્દી-વર્ષ દરમ્યાન તૈયાર થશે.

કાલેલકર ગ્રંથાવલિનાં આરંભનાં પુસ્તકો લલિત સાહિત્યનાં આપવાં અને પછી સાહિત્ય, સંસ્કૃતિ, શિક્ષણ, સમાજ, ધર્મ અંગેનાં લખાણો અને અંતે વાસરી અને પત્રો આપવા એવું વિચાર્યું હતું, જોકે યોજનામાં અનુભવે ફેર પાડવો પડે છે. ગ્રંથાવલિના પહેલા બે ભાગમાં પ્રવાસ સાહિત્ય, ત્રીજામાં લલિત નિબંધો, ચોથામાં કેળવણીવિષયક, પાંચમા-છઠ્ઠામાં સમાજ-સંસ્કૃતિવિષયક, સાતમા-આઠમામાં ચરિત્રવિષયક, નવમા-દસમામાં સાહિત્યવિષયક લખાણો, ... ... ... એ રીતે ગ્રંથાવલિના ભાગોનો ક્રમ ચાલશે. શરૂઆતમાં પહેલો ભાગ (પ્રવાસ), ત્રીજો ભાગ (લલિત નિબંધો), પાંચમો (સમાજ-સંસ્કૃતિ), નવમો (સાહિત્ય), – એ ગ્રંથો તૈયાર થશે.

**કાલેલકર ગ્રંથાવલિ : ભાગ નવમો : સાહિત્યવિષયક લેખો**

આ ગ્રંથમાં સાહિત્યવિષયક લેખોનો ગ્રંથ 'જીવનભારતી' (ઇ. ૧૯૩૭)

પુનર્મુદ્રિત કર્યો છે. પરંતુ ઈ. ૧૯૬૧માં રવીન્દ્રશતાબ્દી પ્રસંગે લેખકે પોતે પ્રકાશિત કરેલા 'રવિચ્છવિનું ઉપસ્થાન અને તર્પણ' એ પુસ્તકમાં આ ગ્રંથના ખંડ ૨-(સાહિત્યપરિચય)માંના 'કવિવર રવીન્દ્રનાથ', 'પ્રાચીન સાહિત્ય', 'સ્વદેશી સમાજ', 'અવલોકન', 'પ્રણયપરાજય', અને 'રાષ્ટ્રોદ્ધારક નવલકથા' એ ક્રમાંક ૧૯થી ૨૪ સુધીના છ લેખો સમાવી લીધા હોવાથી આ ગ્રંથમાં તે પ્રગટ કર્યા નથી. સાહિત્યવિષયક અન્ય ગ્રંથમાં એ પ્રગટ થશે.

'જીવનભારતી' ખંડ ૨માંનો ૩૨મો લેખ 'લોકમાન્યનું ગીતારહસ્ય' અને ૬૦મો લેખ 'નેત્ર વિનાની નેત્રી' પણ લેખકે પાછળથી પ્રગટ કરેલા 'જીવનપ્રદીપ' અને 'નારીજીવન પરિમલ' એ પુસ્તકોમાં અનુક્રમે સમાવી લીધા હોવાથી અહીં પ્રગટ કર્યા નથી. ગ્રંથાવલિના હવે પછી પ્રગટ થનાર ધર્મવિષયક ગ્રંથમાં 'લોકમાન્યનું ગીતારહસ્ય', અને ચરિત્રવિષયક ગ્રંથમાં 'નેત્ર વિનાની નેત્રી' એ લેખો પ્રગટ થશે. એટલે 'જીવનભારતી'ના બીજા ખંડમાં ૬૭ લેખો હતા તેને બદલે અહીં ૫૯ લેખો છે.

વિવિધ સામયિકોમાં પ્રકાશિત થયેલા તેમ જ હસ્તપ્રતોમાં જળવાયેલા સાહિત્ય-વિષયક અનેક અગ્રંથસ્થ લેખોમાંથી પસંદ કરીને આ ગ્રંથમાં સાહિત્યચર્ચા વિશેના લેખો 'સાહિત્યચિંતન' વિભાગમાં, અને સાહિત્યસર્જકો વિશેના લેખો 'કેટલાક સાહિત્યસર્જકો' વિભાગમાં પ્રગટ કરવામાં આવ્યા છે. પૃષ્ઠસંખ્યાની મર્યાદાને કારણે આમાં નહીં સમાવાયેલા અન્ય અગ્રંથસ્થ લેખો પસંદ કરીને આ વિષયના હવે પછીના ગ્રંથમાં પ્રગટ થશે.

કાકાસાહેબના વિવિધ રસો અને જીવનશ્રદ્ધાઓ વારંવાર ઓતપ્રોત થઈને આવતાં હોય છે એટલે ચોક્કસ વિષય નજરમાં રાખીને એમના લેખોનું વર્ગીકરણ કેવી રીતે કરવું તે મૂંઝવતો સવાલ છે. તેમ છતાં શક્ય તેટલું વર્ગીકરણ કરવા પ્રયાસ કર્યો છે, જોકે આમાં અભિપ્રાયભેદને ખાસ્સો અવકાશ રહેવાનો.

# અનુક્રમણિકા

## ખંડ ૩ : ભાષાચર્ચા



## ખંડ ૪ : રાષ્ટ્રભાષા

## કેટલાક સાહિત્યસર્જકો (૬૦૫–૬૬૧)

# જીવનવિહાર

જૂના કાળમાં વેદાન્તની ચર્ચા અને મીમાંસા ચાલતી તેના કરતાં આજની સાહિત્યચર્ચા કાંઈ ઓછી નથી ચાલતી. સાહિત્યનું તંત્ર બહુ સૂક્ષ્મ અને અટપટું થયું છે. એ તંત્ર પ્રમાણે લખવું એ કંઈ સહેલી વાત નથી. એ તંત્રની જોહુકમીથી અકળાઈને બિચારા ભવભૂતિ બોલી ગયા હતા કે,

सर्वथा व्यवहर्तव्यम् कुतो ह्यवचनीयता।
यथा स्त्रीणां तथा वाचाम् साधुत्वे दुर्जनो जनः॥

પણ આદ્ય સાહિત્યકાર આગળ ક્યું તંત્ર હતું? દરેક દેશનો અને સમાજનો આદ્ય સાહિત્યકાર અજાણતાં જ સાહિત્યકાર થયો હશે. કેમ કે સાહિત્ય એ સાવ નૈસર્ગિક પ્રવૃત્તિ છે. અવલોકન, નિરીક્ષણ, વિચાર, કલ્પના કે ભાવના જ્યારે ઉત્કટ થઈ જાય છે ત્યારે માણસથી બોલી જવાય છે અને ઉત્કટતાનો સ્વભાવ જ છે કે એની ભાષામાં કંઈક ચમત્કૃતિ, કાંઈક અસાધારણપણું, કંઈક આકર્ષણ આવી જ જાય છે. ઉત્કટતામાં સ્વાભાવિક સૌંદર્ય પ્રગટ થયા વગર રહેતું જ નથી. એ શોભા પ્રથમ તો એની મેળે ફૂટી નીકળે છે પણ પાછળથી એ શોભા જ ધ્યાન ખેંચે છે અને કૌતુકનો વિષય થઈ બેસે છે. એમાંથી ધીમે ધીમે સાહિત્યનું તંત્ર ગોઠવાઈ જાય છે. પ્રથમ તો લોકસાહિત્યની જ સૃષ્ટિ થાય છે. એમાંથી ધીમે ધીમે પ્રયત્નપૂર્વક શોભા આણતાં શિષ્ટ સાહિત્ય તૈયાર થવા લાગે છે. લોકસાહિત્યમાં બે લક્ષણો હંમેશાં દેખાઈ આવે છે. સાહિત્યશાસ્ત્ર અને ધર્મશાસ્ત્રનાં કૃત્રિમ અને નિશ્ચિત બંધનોમાં એ બંધાતું નથી. સામાન્ય લોકસમાજની સ્વતંત્ર પ્રવૃત્તિ અને સ્વયંભૂ પ્રેરણાને જ્યાં સુધી સાહિત્ય વશ થાય છે ત્યાં સુધી જ એ લોકસાહિત્ય રહે છે. સદાચાર અને સદભિરુચિ સ્વાભાવિકપણે એમાં જેટલાં જળવાતાં હોય તેટલાથી જ એ સંતોષ માને છે. પ્રયત્નપૂર્વક મર્યાદાઓ ઘડીને આગ્રહ સાથે એનું પાલન કરવા જતાં લોકસાહિત્યનું લૌકિકપણું મટી જાય છે.

લોકસાહિત્યનો મોટો ફાલ આવ્યા પછી માણસને એમાં ટાળણટોળણ કરવાનું મન થાય જ. અને એમાંથી જ શિષ્ટ સમાજનું સાહિત્ય વધવાનું.

લોકસાહિત્યની સ્વાભાવિકતા અને તાજગી મારામાં હોય કે ન હોય અને શિષ્ટ સાહિત્યની અસર મારા ઉપર પડી હોય કે ન હોય પણ હું તો પોતાને સ્વાભાવિક લેખકના વર્ગમાં મૂકું છું. અનુભવ અને ચિંતનમાંથી જે કંઈ સૂઝે અને જેવું સૂઝે તે જ તે તે વખતે લખી નાખવાનું મેં પસંદ કર્યું છે. પ્રયત્નપૂર્વક સાહિત્યસેવા મારે હાથે થઈ જ નથી. શિષ્ટ સમાજમાં વિચરતા છતાં હું શિષ્ટ સમાજનો થઈ શક્યો નથી. જેવો અણઘડ હતો તેવો ને તેવો જ રહ્યો છું. મને એનું દુઃખ નથી કેમ કે એ વાટે જ હું મારું પોતાપણું, પછી ભલે એ ગમે તેટલું

સ્વલ્પ હોય, જાળવી શક્યો છું. અણઘડ માણસને સામાજિક વ્યવહારમાં ડગલે ને પગલે કડવા અનુભવો આવે જ છે. એવા અનુભવે મારે માટે બે પરિણામો નિપજાવ્યાં. એક તો હું સમાજથી અકળાઈને કુદરતના ખોળામાં પડ્યો અને બીજી તરફ અંતર્મુખ થયો. પ્રથમ પ્રથમ બંને વૃત્તિઓ સાહિત્યસર્જન કરવા ન દે. એથી—એટલે કે સંયમના ઉદ્દેશથી નહીં પણ આત્મઅવિશ્વાસ, લજ્જા અને મુગ્ધભાવને કારણે સાહિત્યથી દૂર જ રહ્યો. વિદ્યાધ્યયનના દિવસોમાં જે કાંઈ વાંચવું પડ્યું અને જે થોડું પોતાના અસાધારણ આકર્ષણને કારણે નજરે ચડ્યું તેટલું જ મેં વાંચ્યું. પોતાની સાહિત્યિક શક્તિ વધારવાની જે કીમતી તક હતી તેનો લાભ ઉઠાવ્યો નથી.

મારામાં જો કાંઈ પણ સાહિત્યશક્તિ જન્મી હોય તો તે પોતાના વિચારો અને અનુભવો વ્યક્ત કરવાની ઉત્કટતામાંથી જ અને તે સ્વાભાવિક રીતે સંભાષણમાં જ પરિણમી. જો તે વખતે મને વાસરી લખવાની ટેવ હોત તો ઘણું સારું થાત. મારા એક શિક્ષકને એવી વાસરી રાખતા મેં જોયા છે. તેમની વાસરી વાંચવાની અમને છૂટ હતી પણ તેનો આસ્વાદ લેવા જેટલી અમારી શક્તિ ન હતી કેમ કે તેઓ પોતાની વાસરી અંગ્રેજીમાં લખતા. તેઓ જો તે મરાઠીમાં લખત તો મારા જેવા અનેક મુગ્ધ બાળકોને અસાધારણ લાભ થાત.

એટલું ખરું કે કાગળો અને વાસરી એ જ સામાન્ય જનસમાજનું સાહિત્ય છે. મારે મન એ જ ઉચ્ચ કોટિનું સાહિત્ય છે. બીજાને કહેવા જેવું હોય તે જ આપણે કાગળમાં લખીએ છીએ અને પોતાના જીવનમાંથી જે નોંધવા જેવું એટલે કે ખાસિયત ધરાવતું હોય તે જ વાસરીને પાને ચડવાનું. આવી ઉત્કૃષ્ટ ચાળણીમાંથી ચળાયેલું લખાણ સાહિત્યનો દરજ્જો ભોગવે એમાં આશ્ચર્ય શું? સાહિત્યકારો ભલે કહે કે नाटकान्तं कवित्वम्, એમની વાતનો હું વિરોધ નહીં કરું. બધી જાતની વિવિધતા અને આકર્ષકતા નાટકોમાં સ્વાભાવિક રીતે ભેગી થાય છે. છતાં હું તો કહીશ કે पत्रमूलम् અને वासरीमूलं च साहित्यम्. બંનેમાં વાસ્તવિકતાનો મોટામાં મોટો આધાર હોય છે. આજકાલના કૃત્રિમ યુગમાં પત્રો અને વાસરી બંને કૃત્રિમ રીતે પણ લખાય છે. તેનો વિચાર અહીં શા માટે કરું? દુનિયાની કઈ વસ્તુ વિકૃત થતી નથી? સંભાષણ અને મનન એ જેમ ઉત્કટ વ્યાપાર છે તેમ જ કાગળો અને વાસરી એ બંનેનું લેખન ઉત્કટ વ્યાપાર છે.

* * *

અમારા નાનપણમાં સાહિત્ય મોઢે કરવાનો રિવાજ ઘણો હતો. નિશાળમાં તેમ જ ઘરમાં છોકરાંઓ પાસે ઘણું મોઢે કરાવાતું. પણ અમારી પ્રાથમિક નિશાળોમાં ઉચ્ચ અભિરુચિથી પસંદગી કરી આપનાર કોઈ હતું નહીં. અને ઘરમાં તો બાળ-બોધ અને સકામભક્તિમાંથી સંઘરાતું સાહિત્ય મોઢે કરવાનો રિવાજ હતો. સાંજે મંદિરોમાં પુરાણીઓનાં પુરાણ સાંભળવા બેસીએ, અને રાત્રે હરિદાસોનાં સંગીત-મિશ્રિત હરિકીર્તન માણવા જઈએ ત્યારે જ સાહિત્યરસિકતાનો અખૂટ આસ્વાદ

મળતો. એમાં પણ અર્થાલંકાર કરતાં શબ્દાલંકાર અને શ્લેષ ઉપર જ અમારા એ સાહિત્યાચાર્યો વારી જતા હતા.

ઘરમાં સૌથી મોટા ભાઈ સંસ્કૃતના રસિયા હતા. નાનપણમાં એમને ભણાવવા માટે એક શાસ્ત્રી બુવા રાખ્યા હતા. મોટાભાઈ કોઈ કોઈ વાર સંસ્કૃતમાંથી સારા સારા ફકરાઓ વાંચી સંભળાવતા હતા. અને આંટા મારતા મોઢે કરેલા શ્લોકો ગણગણતા હતા. અર્થ ભલે ન સમજાય પણ સંસ્કૃત વાણીના ધ્વનિ તરફ આદર અને પ્રેમ નાનપણમાં જ આ રીતે જાગ્યાં હતાં. જેનો અર્થ હું સમજી શક્યો એવા બે ફકરાઓ આજે પણ યાદ છે. એક હતો સાવિત્રી આખ્યાનનો અને બીજો હતો શાંકરભાષ્યના એક સહેલા કકડાનો.

એક તરફ માતાને મોઢે સાંભળેલાં પૌરાણિક લોકગીતો અને બીજી તરફ સંસ્કૃત સુભાષિતો અને વચમાં પુરાતી પુરાણીની પૂરણી એ મારું નાનપણનું સાહિત્યિક ભાતું. પછી રસ જામ્યો પાંડવપ્રતાપ, શિવલીલામૃત, સંતલીલામૃત, ભક્તિવિજય અને હરિવિજય ઇત્યાદિ મરાઠી કાવ્યગ્રંથો વાંચવાનો, અને નવનીતમાં આવેલા મરાઠી કવિઓનાં ગીતો ગાવાનો. આ જૂના મરાઠી સાહિત્યને કારણે મારો શબ્દ-ભંડોળ વધ્યો અને સંસ્કૃત શીખવાની પૂર્વ તૈયારી થઈ ગઈ.

સંસ્કૃતશૈલી કે લોકશૈલી એ ઝઘડો આજકાલ દરેક પ્રાંતમાં ચાલ્યો છે. યુરોપ-માંથી એ ઝઘડો આપણે ઉછીનો લીધો છે. લોકભાષા, લોકસાહિત્ય અને એમના તળપદા શબ્દોની મને કદર છે. એમના ઉદ્ધાર વગર લોકજાગૃતિ અને લોક-કેળવણી સંભવે નહીં, એમ પણ હું માનું છું. છતાં જેઓ કહે છે કે સંસ્કૃતની ધૂંસરી ફગાવી દો અને કેવળ લોકભાષામાંથી જ પ્રેરણા લો તેમની સાથે હું સહમત નથી થઈ શકતો. સંસ્કૃત ભાષા ગમે તેટલી અઘરી હોય, એનું વ્યાકરણ ગમે તેટલું અટપટું હોય તોયે એ આપણી ભાષા છે, આપણે બનાવેલી છે. એમાં આપણી પ્રજાનો સ્વભાવ અને એમનું માનસિક ઘડતર પ્રતિબિંબિત થયેલાં છે. એના પોષણ મારફતે જ આપણે સંસ્કૃતિપુષ્ટ થવાના છીએ. અંગ્રેજોને ગ્રીક કે લૅટિન જેમ પરાઈ ભાષા છે તેમ સંસ્કૃત આપણે માટે નથી. સંસ્કૃતનું પોષણ છોડીશું તો આપણે બધી રીતે ક્ષીણ થઈશું. આપણી સાંસ્કૃતિક એકતા અને સાંસ્કૃતિક સમૃદ્ધિમાં સંસ્કૃતનો ફાળો સૌથી મોટો છે. વિશાળ સંસ્કૃત સાહિત્યનું મંથન કરી એમાંનાં ચૌદ નહીં પણ ચૌદ હજાર રત્નો આપણી દેશી ભાષામાં આપણે આણવાં જોઈએ. અને એ વારસાની સુગંધ આપણાં તમામ લખાણોમાં મહેકવી જોઈએ.

સાહિત્યની ઉત્તમ તૈયારી સાહિત્યવિવેચનમાંથી નહીં પણ સર્વશ્રેષ્ઠ સાહિત્યના ઊંડા અભ્યાસથી થઈ શકે છે. સાહિત્યવિવેચન યોગ્ય પ્રમાણમાં અને બહુ મોડું આવવું જોઈએ. નહીં તો અભિપ્રાયો અને અભિરુચિ અકાળે પરિપક્વ થાય છે.

અને સાહિત્યનું સર્જન તો વિવેચનમાંથી ન જ નીકળવું જોઈએ. સાહિત્ય માટે જબરદસ્ત સિસૃક્ષા અને બીજાઓ સાથે ઊંડો વિચારવિનિમય કરવાની આતુરતા એ જ મુખ્ય પ્રેરણા હોઈ શકે છે. માતાનો પોતાનાં બાળકો પ્રત્યેનો

પ્રેમ, પતિપત્નીનો એકબીજા પ્રત્યેનો અનુરાગ અને ગુરુશિષ્ય વચ્ચેનાં ભક્તિવાત્સલ્ય, એ ભાવનાઓ જેટલી ઉત્કટ હોય છે તેટલી જ સાહિત્ય-સિસૃક્ષા પણ ઉત્કટ અને અદમ્ય વૃત્તિ છે. એ સિસૃક્ષા જો શુભ પરિણામી ન હોય તો એને હડકવાની જ ઉપમા અપાય. સાહિત્ય આજે જેટલું સોંઘું થયું છે અને વગર વિચાર્યે બગાડવામાં આવ્યું છે તેટલું એ ન બગાડવામાં આવત તો સાહિત્યે ભારેમાં ભારે પરિણામ બતાવ્યાં હોત. શુભંકર સાહિત્ય એ આત્માની અમૃતકળા છે કેમ કે એ ચૈતન્યની પ્રેરણા છે.

સાહિત્યની સિસૃક્ષા અને એનો કેવળ આસ્વાદ લેવાની રસિકતા એ બે વસ્તુ તદ્દન જુદી છે. કેવળ રસિકતામાંથી સિસૃક્ષા પેદા થશે જ એમ કહી ન શકાય. સિસૃક્ષા એ સ્વતંત્ર પ્રેરણા છે. સાહિત્યની સિસૃક્ષામાં તમામ સિસૃક્ષાનાં લક્ષણો દેખાઈ આવે છે. બાળલગ્ન જેમ ખરાબ છે તેમ કાચી ઉંમરે ઉતાવળે કરેલું સાહિત્યસર્જન ખરાબ છે. બંનેમાં પાકટ ઉંમર સુધીનું બ્રહ્મચર્ય એટલે કે વીર્યરક્ષણ આવશ્યક છે. અને એ બે વચ્ચે તુલના કરવી જ હોય, તારતમ્ય નક્કી કરવું હોય તો 'વીર્યપાત કરતાં વાક્પાત વધારે આકરો હોય છે' એ જૂનું વચન નવા અર્થમાં સાહિત્યને પણ લાગુ કરી શકાય એમ છે. સાહિત્ય જેવી મંગળ વસ્તુમાં મર્યાદા કેમ બાંધવી એ કહેવું મુશ્કેલ છે. છતાં અતિસેવન નડયા વગર રહેતું નથી એટલું તો જાણવું જ જોઈએ. અતિસેવનથી વખતે સંસ્કારિતાનો ઓપ આવી શકે પણ તેજ તો ન જ આવે.

કેટલાક સાહિત્યવીરોને આપણે અખંડ સર્જન કરતા જોઈએ છીએ. એ અખંડ સાહિત્યસૃષ્ટિનો અધિકાર જીવનવીરોને અને જીવતા મિશનરીઓને જ છે.

* * *

વિદ્યાકાળમાં મરાઠી, સંસ્કૃત અને અંગ્રેજી સાહિત્યના કેટલાક ઉત્કૃષ્ટ ગ્રંથોની મારા પર અસર થઈ. રવીન્દ્રનાથ ઠાકુરનું સાહિત્ય અને ગાંધીસાહિત્ય ત્યાર પછી આવ્યાં. એ બંને રાષ્ટ્રપુરુષોની વિભૂતિ ભિન્ન ભિન્ન છે. બંનેની સાધના જુદી જુદી છે. પણ બંનેનું દર્શન લગભગ સરખું જ છે એ વાત બંનેના સાહિત્યનો ઊંડો અભ્યાસ કર્યા પછી સ્પષ્ટ થયા વગર રહેતી નથી. આધુનિકોમાં ભાંડારકર, રાનડે, સ્વામી વિવેકાનંદ, ભગિની નિવેદિતા, લાલા હરદયાળ, આનંદકુમાર સ્વામી, બાબુ બિપિનચંદ્ર પાલ, અરવિંદ ઘોષ, રવીન્દ્રનાથ ઠાકુર અને ગાંધીજી આટલાની અસર મારા ઉપર વધારેમાં વધારે છે એમ હું માનું છું. આશ્ચર્ય એ છે કે લોકમાન્યનો ભક્ત હોવા છતાં અને એમની હિલચાલમાં ભળ્યા છતાં એમના સાહિત્યની મારા પર ઓછી જ અસર થઈ છે. એમાં કંઈક એવું છે કે જે કારણે હું એમનું સાહિત્ય પચાવી ન શક્યો. અંગ્રેજી સાહિત્ય વિશે અહીં કશું નોંધવાની ઇચ્છા નથી થતી. હું એટલું જ કહી શકું કે અંગ્રેજી સાહિત્ય પ્રત્યે મારા મનમાં ઊંડો આદર છે; જોકે એ સાહિત્યનું સેવન તો બહુ ઓછું કરી શક્યો છું.

કવિ હોય કે ગદ્યલેખક એમને જીવનનું ઊંડું અધ્યયન અથવા દર્શન હોવું જોઈએ. અને આજકાલ તો સાહિત્યકારમાં માનસશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, ભૌતિકવિજ્ઞાન અને ધર્મશાસ્ત્રનું બહોળું અધ્યયન હોવું જોઈએ. આ આદર્શ સુધી જેઓ પહોંચ્યા છે તેમનું સાહિત્ય જ સમાજ ઉપર ઊંડી અસર કરી શકે છે. વિવેકાનંદ, નિવેદિતા, રવીન્દ્રનાથ અને ગાંધીજી મારા પર જે આટલી અસર કરી શક્યા તેનું કારણ એ જ છે. એમના સાહિત્યે મને જીવનમાં પ્રેરણા આપી, હૃદયને સમાધાન આપ્યું અને એણે ઉજ્જવળ ભવિષ્યની મને ઝાંખી કરાવી.

ઈતિહાસકારોની પણ મારા ઉપર ઊંડી અસર થવી જોઈતી હતી. પણ જેવા ઈતિહાસ હું માગું છું તેવા ઈતિહાસ હજી મારા જોવામાં આવ્યા નથી. મારા અર્થમાં જેઓ ત્રિકાલજ્ઞ છે તે જ ઈતિહાસ યથાતથ્ય લખી શકે છે.

* * *

મારે મન આપણા દેશ માટે રામાયણ અને મહાભારત અત્યંત પૌષ્ટિક ખોરાક છે. બંને જુદી જુદી વસ્તુઓ છે. એકલા રામાયણથી નહીં ચાલે. એકલા મહાભારતથી ગરજ નહીં સરે. એ બંને સંક્ષેપમાં પણ ન વંચાય. એ આખાં ને આખાં જ વાંચવાં જોઈએ. એની સાથે ઉપનિષદો, યોગસૂત્ર અને મનુસ્મૃતિ વંચાય એટલે આપણી ઘણી તૈયારી થઈ ગઈ. એમાંયે ગીતા વાંચ્યા પછી જ ઉપનિષદોનું અધ્યયન થવું જોઈએ. અમેરિકન લોકો માટે જે સ્થાન કોલંબસનું છે તે જ સ્થાન આપણી સંસ્કૃતિમાં ઉપનિષદના આત્મવીરોનું છે. આપણા સાહિત્યમાં ઉપનિષદની કંડિકાઓ અને પાલિ ભાષાના બૌદ્ધ સંવાદો બધી રીતે આપણું મૂળ ધન કહેવાય છે. એની અંદર જ આપણને આપણી સંસ્કૃતિની ગંગોત્રી જડે છે. એમાંથી પ્રાપ્ત થતું જીવનદર્શન અદ્યતન કરવા માટે ભૌતિકશાસ્ત્રો, અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર ત્રણે ઉમેરવાં જોઈએ.

અને સાહિત્યનો વિચાર કરતાં મને લાગે છે કે સંસ્કૃત સાહિત્ય સાથે ઈરાનનું ફારસી સાહિત્ય, પ્રાચીન યુરોપનું ગ્રીક સાહિત્ય અને પૂર્વ તરફનું આપણે માટે લગભગ અજ્ઞાત એવું ચીની સાહિત્ય, એ બધાં સાહિત્યોનો ઊંડો અભ્યાસ થવો જોઈએ. પ્રાચીન સંસ્કૃતિના અધ્યયન વિના આધુનિક કાળનાં બળો કેટલાં અને કેવાં છે અને એમનું વીર્ય ક્યાં સુધી પહોંચે એવું છે એનો તાગ નહીં જડે. આપણે ત્યાં અંગ્રેજી સાહિત્યનું અધ્યયન થાય છે તેટલું જર્મન સાહિત્યનું પણ અગત્યનું હોવા છતાં એ તરફ આપણે હજી બેદરકાર રહ્યા છીએ. યુનિવર્સિટીઓ પોતાના પાઠ્યક્રમ દ્વારા જેટલું ખવડાવે તેટલું જ ખાઈ લેવાની આપણી શિશુવૃત્તિ હજી ગઈ નથી. અને જેટલું ખવાય છે તેટલાનો લાભ આપણી ભાષાને આપવાની ફરજ પણ બહુ થોડા વિદ્વાનો અદા કરે છે.

એક નાનકડો પ્રસંગ મને બહુ મહત્ત્વનો લાગ્યો છે. મુંબઈ સરકારે એક વાર મુંબઈ યુનિવર્સિટીને પૂછ્યું કે સંસ્કૃતના અધ્યયન માટે જો અમે કૉલેજો ખોલીએ તો તમે એના વિદ્યાર્થીઓને યુનિવર્સિટીની પદવીઓ આપવા તૈયાર છો?

તે વખતે યુનિવર્સિટીમાં જે વિચારણા થઈ તેમાં અમારા પ્રિન્સિપાલ પરાંજપેએ પોતાનો અભિપ્રાય આપ્યો કે સંસ્કૃત સાથે કાંઈ નહીં તો પ્રિવિયસ (ફર્સ્ટ ઈયર આર્ટ્સ) જેટલું અંગ્રેજીનું જ્ઞાન હશે તો જ અમે પદવી આપવાનો વિચાર કરીશું. અને તેમાંયે એમણે ભાર દઈને કહ્યું કે સંસ્કૃત શીખ્યા પછી અંગ્રેજી શીખશે તો એ કામ નહીં આવે. અંગ્રેજી વિદ્યાના સંસ્કારો મન ઉપર થયા પછી જો સંસ્કૃત શીખી લે તો અમારો વાંધો નથી. તેમનો વિચાર અવળો હતો પણ આગ્રહ સકારણ હતો. આપણે ત્યાં કેળવણીના ગર્ભાધાનમાં જ અંગ્રેજી સંસ્કાર પાડીને આપણે આપણી વિદ્યા નિઃસત્ત્વ અને હીનશ્રદ્ધ બનાવી છે. જો વિદ્યા-સંસ્કારનો પ્રારંભ સ્વકીય ભાષા અને સ્વકીય સંસ્કૃતિમાંથી જ કરવામાં નહીં આવે તો આપણે માટે કોઈ પણ જાતની આશા નથી. જેઓ વટલાય છે તેટલા જ પરધર્મમાં જાય છે એવું કાંઈ નથી. સ્વધર્મ અને સ્વભાષાના સંસ્કારોથી જો બાલ્યકાળ વંચિત રહે તો એના જેવી હાનિ બીજી એકે નથી.

આપણા ઘડતરમાં પ્રથમ સ્વભાષા અને એનું સાહિત્ય; અને એની સાથે જ તથા એની વાટે જ સંસ્કૃતના સંસ્કારો પણ મળવા જોઈએ. ત્યાર પછી રાષ્ટ્રભાષા; જે વાટે સંસ્કૃત અને પર્શિયન બંને સાહિત્યનું પૂરેપૂરું ખમીર આપણને મળવું જોઈએ. આટલી તૈયારી પછી બીજી ગમે તે ભાષા અને એનું સાહિત્ય લઈએ તો તે પોષક જ થવાનું.

જ્યાં ભારતવર્ષની સાધના સર્વસમન્વયની છે ત્યાં આપણી યુનિવર્સિટીઓએ લગભગ એવી વ્યવસ્થા કરી છે કે જે સંસ્કૃત ભણે તે પર્શિયન ન જ ભણી શકે અને જેઓ પર્શિયન ભણે છે તેઓ સંસ્કૃતથી વિમુખ જ રહેવા જોઈએ. કેવળ હિંદી દ્વારા જ આપણે ગંગાયમુના જેવી આ સુરઅસુરની સંસ્કૃતિનો મેળ મેળવી શકીએ છીએ. જેમને સાહિત્યના સંસ્કારો સર્વાંગસુંદર બનાવવા છે તેમણે સંસ્કૃત અને પર્શિયન બંને સાહિત્યના ઉત્કૃષ્ટ ગ્રંથોના અનુવાદો હિંદીમાં કરાવવા જોઈએ અને તે બંને લિપિમાં ઉપલબ્ધ થાય એવી વ્યવસ્થા કરવી જોઈએ. એ બંનેનું જ્યારે સળંગ સેવન થશે ત્યારે આપણા સાહિત્યસર્જનમાં એક નવું જ તેજ આવશે.

૨

વાચકો જોશે કે જીવનભારતીમાં આવેલો આ સંગ્રહ છૂટોછવાયો છે. કેળવણી-વિષયક મારા પ્રયોગો જ્યારે ચાલતા હતા અને સાહિત્ય મારફતે કેળવણી આપવા વિશેની શ્રદ્ધા જ્યારે ઓછી થઈ હતી એવા કાળમાં આ બધું લખેલું છે. આમાંનું કેટલુંક વિનોદને અર્થે લખેલું છે, કેટલુંક આગ્રહને વશ થઈને લખેલું છે અને કેટલુંક પ્રસંગ પરત્વે લખેલું હોઈ એમાં અનાયાસે આવી શકે એવું છૂટુંછવાયું ચિંતન વણેલું છે. આ છેલ્લાં વીસ વર્ષમાં સાહિત્યિક પ્રવૃત્તિ પ્રત્યે હું ઉદાસીન જ રહ્યો છું. કેળવણીના કાર્યમાંથી મેળવેલી નવરાશમાંથી આ બધું લખાયું છે. નિશાળ-માંથી છટકી જનારા વિદ્યાર્થીઓની રખડપટ્ટી જેવો આ સ્વચ્છંદ વિહાર ગણાય.

આ એકાંગી અને અવ્યવસ્થિત કૃતિ ગુજરાતની પ્રજા આગળ મૂકતાં મને અમુક રીતે સંકોચ થાય છે. તેમાંયે પુસ્તકપરીક્ષણના વિભાગ વિશે બે શબ્દો ખાસ કહેવા જેવા છે. ગુજરાતી સાહિત્યનું સળંગસૂત્ર પરીક્ષણ કરવાની ગમે તેટલી ઇચ્છા હોય તોયે તેમ કરવાની ધૃષ્ટતા હું ન કરત. મારો એ અધિકાર મેં માન્યો નથી. પણ પુસ્તકપરીક્ષણ વિશે મારા ચોક્કસ અભિપ્રાયો બંધાયા છે. પુસ્તકપરીક્ષણ મોટે ભાગે સાહિત્યની દૃષ્ટિએ થાય છે તે મને યોગ્ય નથી લાગતું. કલાત્મક દૃષ્ટિ મહત્ત્વની છે ખરી પણ એ સાહિત્યનું સર્વસ્વ નથી. જીવનદૃષ્ટિથી જ સાહિત્યનું પરીક્ષણ થવું જોઈએ. ધર્મશાસ્ત્રની દૃષ્ટિ, સામાજિક વિવેકની દૃષ્ટિ અને કલાના તંત્રની દૃષ્ટિ ત્રણે એકાંગી છે. જીવનની દૃષ્ટિએ સાહિત્યનું પરીક્ષણ કરવાની નવી પદ્ધતિ પેદા કરવી જોઈએ એમ હું માનું છું. ધાર્યા પ્રમાણે તેમ ન કરી શકચો એનું મને દુ:ખ છે. હજીયે જો માંદો પડીને અપંગ થાઉં તો સંસ્કૃત, પાલિ, માગધી, ગ્રીક, પર્શિયન, ચીની અને જર્મન સાહિત્ય ખૂબ ઊંડાણમાં ઊતરીને વાંચવાની ઇચ્છા છે. અને તેમ કર્યા પછી જીવનદૃષ્ટિ એકાગ્ર કરી સાહિત્યપરીક્ષણ જો લખી શકું તો મારા સ્વપ્નાની પરીક્ષણપદ્ધતિની ઝાંખી કરી અને કરાવી શકું.

આધુનિક સાહિત્યકારોમાં પ્રાચીનો કરતાં ચડિયાતો કોઈ નથી એમ કેટલાક કહે છે. હું એમની સાથે સહમત નથી. સત્યયુગ ભૂતકાળમાં જ હતો એ જાતની માન્યતા કેળવવાને કારણે આવી વિપરીત મનોદશા દેખાઈ આવે છે. આધુનિકો-માંથી પણ કેટલાક ભવ્ય સાહિત્ય નિર્મી શકચા છે. અને સાહિત્યસેવીઓ જેમ જેમ રસાસ્વાદપરાયણ ન થતાં જીવનપરાયણ થશે તેમ તેમ આપણને સાહિત્યમાં અખૂટ જીવનાનુભવ અને અનિરુદ્ધ જીવનવિહાર જડી આવશે.

આપણો જમાનો પતિત હોવા છતાં એમાંથી જ અદ્ભુત સર્જનની આગાહી દેખાવા લાગી છે. હિંદનો આત્મા જાગ્રત થયો છે. અત્યારે એ સારાનરસા બધા જ સંસ્કારો લે છે. પણ યથાકાળે એમાંથી વિવેક કરતાં એને આવડશે. આપણો સમાજ જેમ જેમ પ્રયોગવીર થશે તેમ તેમ એને શુભ દૃષ્ટિ મળશે. અને એમાંથી એને ભારતવર્ષનું મિશન જડશે. એવા પ્રયોગવીરોને જ સ્વાતંત્ર્ય સદે છે. પ્રયોગવીરોને જ નિશ્ચયાત્મક અને તેજસ્વી સાહિત્ય સ્ફુરે છે. પ્રયોગવીરોને જ ભૂતકાળનો બોજો હળવો લાગે છે અને ભવિષ્યકાળ ભયાનક લાગવાને બદલે આકર્ષક અને ઉજ્જવળ જણાય છે. પ્રયોગવીરો જ મૌલિક સાહિત્ય સરજી શકે છે અને એ દ્વારા સર્વોદય સાધી શકે છે.

રાષ્ટ્રભાષા અને નાગરી લિપિ વિશે જે લખાયું છે તે તરફ ગુજરાતી પ્રજાનું ખાસ ધ્યાન ખેંચવા ઇચ્છું છું, હિંદી દ્વારા જ ગુજરાત હવે વ્યાપક દેશસેવામાં પોતાનો ફાળો આપી શકશે.

આ વિભાગમાં પુનરુક્તિ ઘણી થઈ છે તે ટાળીને આખું લખાણ નવેસર ગુજરાતીમાં જ લખી કાઢવાની ઇચ્છા હતી પણ તેટલો અવકાશ ન હતો. એ

વિષયમાં રસ ધરાવનાર અભ્યાસીઓ માટે એ પુનરુક્તિમાં પણ અમુક લાભ છે જ, છતાં સામાન્ય વાચકોની ક્ષમા માગવી જોઈએ.

દરેક ચોપડીના પ્રકાશન વખતે મિત્રોની મદદનું અને પ્રેમનું સ્મરણ કરવાનો સુખદ પ્રસંગ આવે છે. જીવનભારતીમાં કેટલાયે લેખો મરાઠીમાંથી ઉતારવા પડ્યા છે. બંને ભાષાનું હાર્દ જે સમજી શકે અને બંને ભાષા ઉપર સરખું પ્રભુત્વ રાખી શકે એવા સવ્યસાચી અનુવાદકો વગર આ કામ સંતોષકારક થાય નહીં. સંકલન વખતે જે સુંદરતાથી ઠાકોરભાઈએ એ કામ કરી આપ્યું તેવી સુંદરતા અને પ્રેમથી આ વખતે એમના અને મારા મિત્ર પાંડુરંગ દેશપાંડેએ કરી આપ્યું છે. ઠાકોરભાઈની કેળવણી મહારાષ્ટ્રમાં થઈ અને ભાઈ પાંડુરંગની ગુજરાતમાં થઈ. એટલે બંને જણા બંને પ્રાંતના ઉભયાન્વયી એલચીઓ છે. પાંડુરંગની મદદ ન મળી હોત તો જેઠાલાલ ગાંધીને ઘણી અગવડ પડત. એટલે તેઓ પણ મારી સાથે પાંડુરંગના આભારી રહેશે જ.

કેળવણી દ્વારા જનતાની સેવા કરવાની સાધના દરમ્યાન જે કંઈ સાહિત્યનું મનન અને લેખન થઈ શક્યું તે અત્યંત સંકોચ સાથે અને નમ્ર ભાવે ગુજરાતને સમર્પણ કરું છું.

વર્ધા, તા. ૨૮–૧૦–’૩૭ **દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર**

## ખંડ ૧ : સાહિત્યવિવેચન

## જૂના ખેતરમાં નવું ખેડાણ

બાઝેલી રાખ ઊડી ગઈ અને આર્ય વિચારરાશિ ઝળહળી ઊઠયો. ફ્રાન્સના ડિડેરો અને બીજા વિશ્વકોશલેખકોએ મનુષ્યસમાજનો આધાર કયાં તત્ત્વ ઉપર છે એ ખેડી જોયું અને યુરોપમાં ક્રાન્તિ થઈ, આમવર્ગ સ્વતંત્ર થયો. માર્ટિન લ્યૂથરે પોતાના વખતની ધર્મવ્યવસ્થા દેવતામાં મૂકી દીધી ત્યારે સમાજધર્મનો સડો સાફ થઈ સ્વાભાવિકતા પ્રતિષ્ઠિત થઈ. આમ જ્યારે જ્યારે માણસ અંધ પરંપરાને ફેંકી દઈ નાનામોટા દરેક પદાર્થને कोऽसि ? तस्मिंस्त्वयि किंवीर्यम् ? એવો સવાલ પૂછવાની હિંમત કરે છે ત્યારે ધર્મસંસ્કરણ થાય છે, પ્રજામાં નવું બળ આવે છે, વિદ્વાનોને નવી દૃષ્ટિ મળે છે અને આ દૃષ્ટિની અસર ચૌદ વિદ્યા ને ચોસઠ કળા ઉપર પડે છે.

આજે હિંદુસ્તાનમાં આવી જ તત્ત્વજિજ્ઞાસા, ધર્મજાગૃતિ અને કર્મવિચિકિત્સા સળગી ઊઠેલી છે. દરેક વસ્તુનું રહસ્ય આપણે શોધીએ છીએ, જીવનનું પરમ રહસ્ય નવેસરથી જાણી લઈ તે આચરણમાં મૂકવા માગીએ છીએ, નવીન સમાજ-વ્યવસ્થા વડે અને નવીન આચારવિધિઓ દ્વારા આપણે તે સમાજમાં દાખલ કરવા માગીએ છીએ, અને આ નવો પ્રાણ લઈ આપણે વિચારની આલમ ઉપર શુદ્ધ સાત્ત્વિક દિગ્વિજય મેળવવા માગીએ છીએ.

આજે કૃષ્ણ અને શંકરાચાર્ય, બુદ્ધ અને મહાવીર, ચૈતન્ય અને નાનક, મેસાયા અને મહાદી બધા જ નવા નવા અવતાર લેવાના છે, નવાં રૂપ ધારણ કરવાના છે; વખતે તેઓ એકરૂપ પણ થશે, વખતે એક જ અનેક રૂપો ધારણ કરશે, કેમ કે આપણે વિચારસાગર ડહોળવા મથીએ છીએ.

૧૯૧૯

## સૌંદર્યનો મર્મ

સાહિત્ય એ જાણે એક વાસણ છે: એમાં કઈ જાતનો માલ મવડાવવા માગીએ તેના ઉપરથી સાહિત્યની કિંમત નક્કી થાય છે.

કેટલાક લોક માને છે કે સાહિત્યની આખી કલ્પના રૂપ અને સૌંદર્ય ઉપર રચાયેલી છે. કોઈ પણ વિચાર કે કલ્પના આકર્ષક રૂપમાં મુકાઈ હોય, એમાંથી ચમત્કૃતિ પેદા થતી હોય તો તે સાહિત્ય છે. ભારેમાં ભારે કીમતી વિચાર કે અનુભવ તેમ જ આકાશ સુધી ઊડતી કલ્પના જો રોચક રૂપમાં મૂકયાં ન હોય તો એને સાહિત્ય આપણે ન કહીએ. એને તત્ત્વજ્ઞાન કહો, ધર્મશાસ્ત્ર કહો કે સંતવાણી કહો પણ એને સાહિત્ય ન કહી શકો.

એથી ઊલટું જો કોઈ વિચાર સાવ સામાન્ય હોય, કલ્પના ટાયલી હોય, આદર્શ હલકો અને સમાજવિનાશક હોય પણ જો એ મનોરંજન કરતાં હોય અને એમનું રૂપ ચિત્તાકર્ષક હોય તો એ ઉચ્ચ કોટિનું સાહિત્ય કહેવાય. વિનોદ, ચિત્તાકર્ષણ અને રૂપલાવણ્ય એ જ સાહિત્યનો પ્રાણ છે.

એ વિશે શક નથી કે કોઈ પણ વાગ્વ્યાપાર જો ચિત્તાકર્ષક રૂપમાં ન મુકાયો હોય તો આપણે એને સરસ સાહિત્ય તરીકે નથી ઓળખતા; પણ જો એ સાહિત્યમાં મૂકેલો વિચાર હીન હોય, અનુભવ છીછરો હોય અને કલ્પના સડેલી હોય તો કેવળ રૂપ ઉપરથી આપણે એને ઉત્તમ સાહિત્ય નથી કહેતા.

હવે જરા રૂપનું સ્વરૂપ તપાસીએ. કોઈ પણ યુવાન અથવા બાળા શરીર અને મનથી નીરોગી હોય; કસરત, સંયમ અને પ્રસન્નતાને કારણે એણે પોતાનું યૌવન બરાબર જાળવ્યું હોય તો એની મેળે એનામાં અમુક સૌંદર્ય આવી જ જાય છે. એ સૌંદર્ય સાબુથી, જાતજાતનાં સુવાસી તેલો વાપરવાથી અથવા નવી ઢબના અનેક રંગો અને દવાઓ લગાડવાથી ન આવી શકે. આરોગ્ય અને યૌવન પોતાની મેળે સુંદર હોય છે. સુંદરતા અને આકર્ષકતા એ એની સહજ સુવાસ હોય છે. પણ એના બદલામાં જો શરીર રોગી હોય, મન વિકૃત હોય, સ્વભાવ સ્વાર્થી, ચીડિયો કે અહંપ્રેમી હોય અને એ બધું ઢાંકવા માટે કપડાંની ટાપટીપ, વિવેકની ઠાવકાઈ અને હલનચલનનાં નખરાં, એની મારફતે સૌંદર્ય આણ્યું હોય તો કેટલાક ભૂખ્યા લોકો એ ચમકદમકથી ભલે આકર્ષિત થાય પણ જાણકાર લોકો, સ્વચ્છ અભિરુચિ-વાળા લોકો, એ બધા પ્રયાસ જોઈ દુ:ખી જ થવાના. એમના મનમાં ગ્લાનિ જ પેદા થવાની.

સાહિત્યમાં પણ એમ જ છે. સાહિત્ય એ જીવનનું પ્રતીક છે. જીવન જો નીરોગી, પ્રસન્ન, સેવાપરાયણ, પ્રેમપૂર્ણ અને પરાક્રમી હોય તો એના બધા જ વ્યાપાર આકર્ષક અને પ્રભાવશાળી થવાના. જે વિચારમાં આર્યતા છે, ઉદાત્તતા છે અને સર્વમંગલકારી કલ્યાણની ભાવના છે એનું શબ્દ-શરીર એની મેળે ભાવ-ગંભીર, લલિત કોમળ અને પ્રસાદપૂર્ણ થવાનું જ. ઉચ્ચ સાહિત્ય રૂપાળું હોય જ છે જ્યારે રૂપ કાઢવાથી કોઈ સાહિત્ય ઉચ્ચ કે ઇષ્ટ થતું નથી.

માટે કેવળ સાહિત્યની ઉપાસના ન કરતાં જો આપણે આર્ય અને પ્રસન્ન જીવનની ઉપાસના કરીએ તો સાહિત્યની સુંદરતા એની મેળે ફૂટી નીકળશે. વૃત્તિની આર્યતા એ જ વિવેકનો આત્મા છે. ઠાલો વિવેક હાંસીપાત્ર થાય છે, અથવા અકળાવનારો હોય છે. ઠાલી સૌંદર્યોપાસના એથી જુદી અસર ઉપજાવી ન શકે.

જે સાહિત્યમાં પ્રગતિશીલ જીવનની પ્રેરણા અથવા પડઘો હોય, તે સાહિત્ય પ્રગતિશીલ. એવા સાહિત્યમાં બાકી બધું હોય કે ન હોય, અનુકરણ તો ન જ હોવું જોઈએ, બાકી બધું હોય કે ન હોય, ઉદ્દેશનો અભાવ તો ન જ હોવો જોઈએ.

જૂન, ૧૯૩૭

# સાહિત્યસેવા*

હું સાહિત્યસેવી નથી, સાહિત્યોપાસક પણ નથી. સાહિત્યપ્રેમી જરૂર છું. મેં સાહિત્યનો આસ્વાદ લીધો છે. એની અસર મારા પર થઈ છે. મેં જોયું છે કે ઉત્તમ સાહિત્ય બુદ્ધિને પ્રગલ્ભ કરે છે, લાગણીઓને સૂક્ષ્મ બનાવે છે, અનુભવને પીંજીને વિશદ કરે છે, ધર્મબુદ્ધિને જાગ્રત કરે છે, હૃદયની વેદનાને વ્યક્ત અને તેજસ્વી કરે છે, સમભાવ કેળવે છે અને આનંદને સ્થાયી કરે છે. આ કારણે સાહિત્ય પ્રત્યે મારા મનમાં આદર છે. પણ મેં મારી નિષ્ઠા સાહિત્યને અર્પણ કરી નથી. સાહિત્યને હું મારી ઇષ્ટ દેવતા ગણતો નથી. સાહિત્યને સાધન તરીકે જ સ્વીકારું છું; અને એ સાધન તરીકે જ રહે એમ — મને માફ કરશો તો કહું કે — ઇચ્છું પણ છું. તુલસીદાસના મનમાં હનુમાન પ્રત્યે આદર હતો, પણ એની નિષ્ઠા તો શ્રીરામચંદ્ર પ્રત્યે જ હતી. તેવી રીતે હું માગું છું કે આપણી ઉપાસના જીવનની જ હોય. સાહિત્ય એ જીવનરૂપી પ્રભુની સેવા કરનાર અનન્યનિષ્ઠ ભક્તને ઠેકાણે શોભે. એ જ્યારે પોતાની જ ઉપાસના શરૂ કરે છે ત્યારે એ પોતાનો ધર્મ ભૂલી જાય છે. માણસ પોતાના જ સુખનો વિચાર કરે, પોતાની જ સગવડો શોધવા પાછળ પોતાની બુદ્ધિ ખરચી નાંખે, અને પોતાના આનંદમાં જ પોતે રમમાણ થાય, ત્યારે જેમ તેનો જીવનવિકાસ અટકે છે અને તેનામાં વિકૃતિ પેદા થાય છે, તેવી રીતે સાહિત્યનું પણ છે. સાહિત્યને ખાતર સાહિત્ય જ્યારે પેદા થાય છે, એટલે કે લોકો જ્યારે સાહિત્યની કેવળ સાહિત્ય તરીકે જ ઉપાસના કરે છે ત્યારે શરૂઆતમાં તો એ બધું રૂપાળું દેખાય છે, વધારે આકર્ષક લાગે છે, એની જૂની પુણ્યાઈ ખૂટે નહીં ત્યાં સુધી એનો ભારે વિકાસ થતો હોય એમ પણ લાગે છે, પણ એ નિઃસત્ત્વ થતું જાય છે. સાહિત્યને એનું પોષણ સાહિત્યમાંથી નહીં પણ જીવનમાંથી, માણસના પુરુષાર્થમાંથી મળવું જોઈએ. સાહિત્યમાંથી જ પોષણ મેળવનાર સાહિત્ય કૃત્રિમ છે; તે આપણને આગળ ન લઈ જઈ શકે.

એવા કંઈક સંકુચિત અથવા આકરા વિચારો ધરાવતો હોવાથી કેવળ સાહિત્યના ઉપાસકોથી હું ડરું છું. તેમનો દેવ જુદો છે, મારો દેવ જુદો છે. પણ સાહિત્યોપાસક બહુ ઉદાર હોય છે. હું સાહિત્યોપાસક નથી છતાં તેઓ સ્વીકારે છે કે 'અવિધિપૂર્વકમ્' ભલે હોય, પણ હું સાહિત્યનું જ યજન કરું છું, કેમ કે હું 'શ્રદ્ધયાન્વિત' છું. એટલે સાહિત્ય વિશેના મારા કેટલાક વિચારો આપની સમક્ષ રજૂ કરવાની ધૃષ્ટતા કરું છું. આપ સૌની ઉદારતા પર મારો વિશ્વાસ છે.

માણસના વિચારો, એની કલ્પનાઓ, ભાવનાઓ, લાગણીઓ અથવા

---

* તા. ૧૯–૯–૨૮ના રોજ સુરત સાહિત્યમંડળના વાર્ષિક ઉત્સવ પ્રસંગે આપેલ

લાગણીપ્રધાન અનુભવો બીજા આગળ અસરકારક રીતે વ્યક્ત કરવાની શક્તિ જે વસ્તુમાં છે તે સાહિત્ય, એ મારા પૂરતી સાહિત્યની વ્યાખ્યા છે. તાર્કિકો એક ક્ષણમાં એને પીંખી શકે એમ છે, એ હું જાણું છું પણ અપૂર્ણ માણસે કરેલી વ્યાખ્યાઓ અપૂર્ણ હોય તો તેમાં નવાઈ શી ? જેનામાં લાગણીઓ પર અનાયાસે અસર પાડવાની શક્તિ છે તે સાહિત્ય. ચેપીપણું એ સાહિત્યનો પ્રધાન ગુણ છે.

એ અસર સારી પણ હોય અને નઠારી પણ હોય. લાગણીઓ એ મનુષ્યજીવન-નું લગભગ સર્વસ્વ હોવાથી એમના પર જે વસ્તુની અસર થાય છે તે વસ્તુ તરફ આપણે બેદરકાર રહ્યે પાલવે એમ નથી. હવા, પાણી, ખોરાક વગેરે શુદ્ધ રાખવાનો આપણે જેમ આગ્રહ રાખીએ છીએ, અથવા રાખવો જોઈએ, તેમ અને તેથીયે વધારે સાહિત્યની શુદ્ધિ વિશે આપણો આગ્રહ હોવો જોઈએ. શિયળની જેમ જ્યાં સાહિત્યને સચવાય છે ત્યાં જીવન પવિત્ર, પ્રસન્ન, અને પુરુષાર્થી થવાનું જ. ઉચ્ચાર-શુદ્ધિ, જોડણીની શુદ્ધિ, વ્યાકરણશુદ્ધિ વગેરે પ્રાથમિક વસ્તુથી માંડીને સાહિત્યના એકેએક અંગપ્રત્યંગમાં શુદ્ધિનો આગ્રહ હોવો જોઈએ; માત્ર એમાં કૃત્રિમતા ન આવે, વરણાગીપણું ન આવે, દંભ ન આવે, કર્મકાંડ ન આવે.

નિર્વ્યાજ મુગ્ધતા એ શુદ્ધિનું એક પાસું છે, અને સંસ્કારિતા એ બીજું પાસું છે. બંને રીતે શુદ્ધિ જળવાય. પણ જો આપણે શિથિલતાના જ હિમાયતી થઈ જઈશું અને જો દરેક જાતની વિકૃતિને પણ દરગુજર કરવા આપણે તૈયાર થઈ જઈશું, જો સામાજિક જીવનમાં સદાચારનો તેમ જ સાહિત્યમાં શુદ્ધિનો જે કોઈ થોડો પણ આગ્રહ રાખે તેની સામે કકળાણ મચાવીને એને ઠેકાણે પાડવાનો પ્રયત્ન કરીશું, તો તેથી સમાજનું પારાવાર નુકસાન થવાનું છે. સામાજિક જીવનમાં શું કે સાહિત્યમાં શું, શુદ્ધિ જાળવવાની જવાબદારી વિશિષ્ટ શ્રેષ્ઠ વર્ગની જ હોય છે. પોલીસો દ્વારા કે કોર્ટો દ્વારા સામાજિક સદાચારનો સર્વોચ્ચ આદર્શ ટકાવવાનો નથી, તેમ સાહિત્યનું પણ છે. સમાજના સ્વાભાવિક આગેવાનો જ્યારે શિથિલ થાય છે, ભીરુ થાય છે, અથવા ઉદાસીન થાય છે ત્યારે સમાજને બચાવનાર કોઈ પણ શક્તિ રહેતી નથી.

એ ખરું છે કે સાહિત્યની પ્રવૃત્તિ હમેશાં સમાજસેવાને અંગે જ થાય છે એમ નથી. માનસિક આનંદ, સમાધાન, ગૂંઝવણ અથવા વ્યથા પ્રગટ કરવાની, શબ્દબદ્ધ કરવાની માણસમાં જે સહજ વૃત્તિ છે તેમાંથી સાહિત્યનો ઉદ્‌ગમ છે; સંગીતની પેઠે સાહિત્યનો આનંદ પણ માણસ એકલો એકલો લઈ શકે છે; છતાં તમામ વાગ્વ્યાપાર સામાજિક જીવનને અંગે છે. સાહિત્યની પ્રવૃત્તિ મુખ્યત્વે પોતાના લાગણીપ્રધાન મનન અથવા ઉદ્‌ગારને બીજામાં સંક્રાંત કરવાની ઇચ્છાથી થાય છે. તેથી સાહિત્ય એ મુખ્યત્વે સામાજિક વસ્તુ છે એમ કહી શકાય. જીવનની બધી જ સારી વસ્તુની માફક સાહિત્ય આત્મનેપદી પણ છે, અને પરસ્મૈપદી પણ છે. માણસના સર્વોચ્ચ સદ્‌ગુણો એના સામાજિક જીવનમાંથી ઉદ્‌ભવે છે. બીજું બધું જવા દઈએ, આત્મનિરપેક્ષ મોક્ષેચ્છા પણ આત્મૌપમ્ય માટે જ છે; એટલે કે એનાં

શરૂઆત અને અંત સામાજિક જીવનની કૃતાર્થતા સાથે જ છે. સાહિત્ય વિશે પણ એમ જ કહી શકાય. ગાયન સાથે જેમ તંબૂરાનો ધ્વનિ તાન પૂર્યા જ કરે છે તેમ સાહિત્યના તમામ વિસ્તારમાં પ્રજાહિતનો, લોકકલ્યાણનો સૂર કાયમ રહેવો જ જોઈએ. જે કંઈ એનાથી વિસંવાદી હોય તે સંગીત નથી, પણ કોલાહલ છે. તે સાહિત્ય નથી, પણ માનસિક ઝેર છે.

એક વાર હિંદુસ્તાનના ઐતિહાસિક પુરુષોની યાદીમાં મેં ભગવદ્‌ગીતાનું નામ પણ ઉમેર્યું હતું. જેના વ્યક્તિત્વની છાપ સમાજ ઉપર જુદે જુદે વખતે જુદી જુદી રીતે પડે છે, અને તેથી જેના જીવંતપણાનો અનુભવ હંમેશાં થાય છે તે વ્યક્તિ અથવા પુરુષ, એવી વ્યાખ્યા કરીએ તો ભગવદ્‌ગીતાને રાષ્ટ્રપુરુષ કહેવામાં ઔચિત્યનો ભંગ નથી, એમ માની શકાય. સાહિત્ય વિશે પણ એમ જ છે. સાહિત્ય એક યા બીજી રીતે સામર્થ્ય પ્રગટ કરનાર વ્યક્તિનું હૃદયસર્વસ્વ હોવાથી વ્યક્તિની અસર જેવી એની પણ અસર હોય છે. પ્રભુ, મિત્ર અથવા કાન્તા સાથે સાહિત્યને સરખાવનાર સાહિત્યાચાર્યે એ જ વસ્તુ જુદી રીતે કહી છે. પ્રભુને ઠેકાણે આપણે આજે 'ગુરુ' શબ્દ વધારે પસંદ કરીએ. ગુરુ, મિત્ર અને જીવનસહચરી — ત્રણે સંબંધ પવિત્ર છે, ઉદાત્ત છે. સાહિત્યનું બિરદ એવું જ હોવું જોઈએ. સામાજિક વ્યવહારમાં આપણે ગમે તે માણસને ઘરમાં પેસવા નથી દેતા. ચોર, શઠ, પિશુન કે ભુજંગની કોટિના લોકોને આપણે ઉમરાની અંદર પગ મૂકવા નથી દેતા. સાહિત્ય ઉપર પણ આપણી એવી ચોકી હોવી જોઈએ; અને તે આપણી પોતાની જ હોવી જોઈએ. અપવિત્ર માણસ ગમે તેટલો વિવેકી હોય તોપણ જેમ આપણાં છોકરાં જોડે આપણે તેને છૂટથી ભળવા નથી દેતા, તેમ જ પાપાચરણને ઉત્તેજન આપનાર સાહિત્યને પણ આપણે આપણા ઘરમાં પેસવા ન દેવું જોઈએ. અને ઘર બહારના વ્યવહારમાં જ્યાં બધી જાતના લોકો જોડે સંબંધ પડે છે ત્યાં ભલાબૂરાને પારખવા-ની કળા જેમ આપણે આપણાં બાળકોને અર્પણ કરીએ છીએ, અને અતિપ્રસંગી માણસને દૂર રાખવાનું શીખવીએ છીએ, તેમ સાહિત્યમાં પણ દુષ્ટ સાહિત્યના હાવભાવમાં ન ફસાતાં તેને દૂર રાખવાનું બાળકોને શીખવવું જોઈએ.

પણ આજનો પવન એ જાતનો નથી એ હું જાણું છું. શિષ્ટાચારની જૂની વાડો તોડવાનો જ પ્રયત્ન આપણે કરવા માંડ્યો છે. એને ઠેકાણે નવા આદર્શની નવી મર્યાદાઓ તૈયાર કરવાનું આપણને સૂઝ્યું નથી. કૃત્રિમ કે યાંત્રિક વાડોની હિમાયત હું પણ નથી કરતો. પણ સમાજહૃદયમાં કાંઈક આદર્શ તો હોવો જ જોઈએ. અને એ આદર્શ જાળવવાનો આગ્રહ રાખનાર સમાજધુરીણો પણ જોઈએ છે. તેઓ જો પોતાનું આ સ્વભાવસિદ્ધ કુલવ્રત છોડી દે તો સંસ્કૃતિ શી રીતે ટકે? સંસ્કૃતિ એ સગડીના દેવતાની પેઠે પવન ચાલે ત્યાં સુધી જ ટકનારી વસ્તુ છે. પુરુષાર્થ અને જાગૃતિની ચોકી વગર એકે સંસ્કૃતિ ટકી નથી. સંસ્કૃતિને કુદરત ઉપર ન જ છોડી શકાય. પણ આજે તો આપણે સામાજિક અરાજક જ જાણે પસંદ કરતા હોઈએ એમ લાગે છે. જૂની વ્યવસ્થા ટકી ન જ શકે એ દેખીતી

વાત છે; ન ટકવી જોઈએ. પણ જૂનીને ઠેકાણે નવી વ્યવસ્થા રચવા જેટલું પ્રાણબળ આપણા સમાજમાં હોવું જોઈએ.

કાયદાના અંકુશની વાતો હું નથી કરતો. સાહિત્ય ઉપર કાયદાનો અંકુશ ઓછામાં ઓછો હોવો જોઈએ એમ જ હું માનું છું. સદાચારની સર્વોચ્ચ કોટિનો વિચાર કરીને કાયદો ચાલતો નથી. કાયદાની આંખો સ્થૂળ હોય છે, જડ હોય છે; અને એના ઉપાયો અસંસ્કારી હોય છે. સાહિત્ય ઉપર અંકુશ હોવો જોઈએ લોકમતનો. લોકમતનો એટલે સંસ્કારી, ઉદાર, ચારિત્ર્યવત્સલ સમાજધુરીણોનો. આવું કશું કરવાને આજનો સમાજ તૈયાર નથી એ હું નથી જાણતો એમ નથી. પણ સમાજ એથી પોતાનું જ નુકસાન કરે છે એમ કહ્યા વગર છૂટકો નથી. नैको मुनिर्यस्य वचः प्रमाणम् એ દલીલ તળે આપણે તમામ મર્યાદાઓનો છેદ તો ઉડાડવો નથી ને?

સાહિત્ય એ કળાનો જ એક ભાગ છે. એટલે કળાના નિયમો એને પણ લાગુ પાડીએ છીએ. કળા માટે જ કળા છે, કળા કોઈ કાળે બાહ્ય કોઈ વસ્તુનો અંકુશ સ્વીકારે નહીં, એમ કહેનારા કેવળ કળાવાદીઓ નીતિના અંકુશની હંમેશાં ઠેકડી કરતા આવ્યા છે. 'સ્વાત્મનિ એવ સમાપ્ત મહિમા' એવી એ કેવળ કળા જોતજોતામાં નિરર્ગલ, સ્વાર્થી બની જાય છે. અને સ્વાર્થ સાથે સત્ત્વ ક્યારે ટક્યું છે? Art for Art's sakeની પરિણતિ Art for Artist's sakeમાં થઈ જાય છે.

કળાએ નીતિનો અંકુશ સ્વીકારવો જ જોઈએ એવો મારો આગ્રહ નથી. પણ એનું કારણ જુદું છે. સાહિત્ય પાસે પોતાનું ગાંભીર્ય, પોતાની પ્રસન્નતા અને પવિત્રતા કેમ ન હોય? હાસ્યવિનોદ એ કંઈ આ ત્રણેના વિરોધી નથી. ઊલટું તે આ ત્રણેને ઉચ્ચ કોટિએ પહોંચાડી બતાવી શકે છે. સાહિત્ય જો સ્વધર્મ પાળે તો એને નીતિનો અંકુશ સ્વીકારવો ન પડે. સાહિત્ય જ્યારે હીન અભિરુચિ અને કેવળ વિલાસિતાના પીઠમાં જઈને પડે છે ત્યારે જ નીતિને લાચારીથી એને ત્યાંથી ઉઠાડી ઘેર આણવી પડે છે. સ્વરાજ્યમાં કે સુરાજ્યમાં સદાચારી અને સ્વયં-શાસિત નાગરિકોને નગરરક્ષકોથી બીવાનું કારણ રહેતું જ નથી.

પણ કળા અને સાહિત્ય એક જ વસ્તુ નથી. સુંદરતા એ સાહિત્યનું ભૂષણ છે, પણ સાહિત્યનું સર્વસ્વ નથી. સાહિત્યનું સર્વસ્વ, સાહિત્યનો પ્રાણ, એ ઓજસ્વિતા છે, વિક્રમશીલતા છે, સત્ત્વશુદ્ધિ છે. જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં પૌરુષ બતાવવામાં જ સાહિત્યની ઉન્નતિ રહેલી છે.

જાય. પણ જ્યારે પતિત સમાજ માણસજાતિ ઉપર આવતી બધી જ આપત્તિઓનું દુર્દૈવી સંગ્રહસ્થાન બન્યો હોય, કરોડો ભૂખે નહીં તો નિરાશાથી પીડાતાં હોય, પુરુષાર્થની જ્યાંત્યાં ઓટ જ દેખાતી હોય, અને અજ્ઞાન, ચોમાસાની કાળી રાત જેવું ચોમેર ફેલાયું હોય, એવે વખતે તો હૃદયની દુર્બળતા વધારનાર, નામર્દ વાસનાઓને રૂપાળી કરી બતાવનાર, અને અનેક હીન વૃત્તિઓનો બચાવ કરનાર હત્યારું સાહિત્ય પેદા ન કરીએ. ચડ્યા પહેલાં જ પડવાની તૈયારી કેવી?

સિંહાસનબત્રીસી અને મડાપચીસીના વાતાવરણમાંથી આપણે માંડ ઊગર્યા છીએ. તો એ જ વાતાવરણની સુધરેલી અને ઠાવકી આવૃત્તિઓ કાઢીને શું આપણે ચડી શકવાના હતા? દુર્ગુણનું કલેવર રૂપાળું હોય, તેનો પોશાક પ્રતિષ્ઠિત હોય, એટલા પરથી તે ઓછો મારક નથી થતો, બલ્કે વધારે જોખમકારક થાય છે.

આપણી સમાજવ્યવસ્થાની સુંદરતા ગમે તેટલી વર્ણવીએ, પણ આજે તેમાં એક ખામી તો સ્પષ્ટ દેખાય છે. એક જમાનામાં આપણે બધું સંસ્કૃતમાં જ લખતા. તેથી આપણા પ્રૌઢ અને લલિત વિચારો સામાન્ય સમાજને દુષ્પ્રાપ થયા હતા. પણ તે વખતે સંત કવિઓ અને કથાકીર્તનકારો એ બધો કીમતી માલ પોતાના ગજા પ્રમાણે સ્વભાષાની ફુટકળ દુકાનોમાં સસ્તે ભાવે વેચતા. મોગલ સમયમાં ઉર્દૂની પ્રતિષ્ઠા વધી, અને અરબી-ફારસી ભાષાઓમાંથી કવિઓને પ્રેરણા મળવા લાગી. અંગ્રેજી જમાનો શરૂ થયો, અને આપણો બધો માનસિક ખોરાક અંગ્રેજીમાંથી આપણને લેવાની ટેવ પડી. એની સારીમાઠી અસર આપણી મનો-રચના પર પડી છે; સાહિત્ય ઉપર તો પડી જ છે. આજકાલનાં આપણાં છાપાં અને માસિકો નવા જમાનાના વિચારો છૂટક ભાવે વેચવાનું કામ કરવા લાગ્યાં છે. પણ આ ત્રણે યુગમાં ગરીબવર્ગને માટે, ખેડૂતો અને મજૂરોને માટે, સ્ત્રીઓ માટે અને બાળકો માટે વિશેષ પ્રયાસ થયો નથી. અશિક્ષિત સમાજમાં પણ એમનો સામાજિક પ્રાણ કેટલુંક સાહિત્ય પેદા કરે છે. આપણા સંસ્કારી દેશમાં સાધુસંતોની કૃપાથી તેમાં અમુક ઉમેરો થયો તેથી આશ્ચર્ય પામવાનું કારણ નથી. પણ આપણે મુખ્યત્વે મધ્યમ વર્ગનો જ હમેશ વિચાર કરતા આવ્યા છીએ. ગરીબ લોકોનું જીવન સંતોષમય, આશામય અને સંસ્કારમય કરવાની ધાર્મિક ફરજ આપણી છે એ આપણે ભૂલ્યા છીએ. ધૂમકેતુ કે દ્વિરેફ જેવા લેખકોની મૂઠી બે મૂઠી વાર્તાઓ છોડી દઈએ તો આપણી વાર્તાઓ અને નવલકથાઓમાં ગરીબોના કરુણ કાવ્યમય જીવનનો વિચાર સરખો નથી હોતો. પુરાણકારોએ જેમ અમૃત, અપ્સરા અને અદેખાઈવાળું સ્વર્ગ કલ્પ્યું તેમ આજના નવલકથાકારો વકીલ-બૅરિસ્ટર થયેલો, વિલાયત જઈ આવેલો, અથવા મૃત્યુપત્રથી જેને ખૂબ પૈસા મળ્યા છે એવો કોઈ નવરો માણસ કલ્પે છે. અને એના આત્મનિસંતુષ્ટ એવા નિરર્થક જીવનનો વિસ્તાર વર્ણવે છે. જાતિભેદ આપણા મનોરથોમાં પણ એટલો બધો વ્યાપી ગયેલો છે કે મધ્યમ વર્ગ બહારની દુનિયા આપણે જોઈ શકતા નથી. સાવ ગરીબ લોકોનું જીવન આપણને દયાપાત્ર પણ રહસ્યશૂન્ય લાગે છે. ઈસપના પેલા સાબરની પેઠે આપણે માથા પરનાં

શિંગડાંના અભિમાનમાં દૂબળાપાતળા પગનો તિરસ્કાર કરવા લાગ્યા છીએ. અથવા તિરસ્કાર કરવા જેટલુંયે ધ્યાન એમના તરફ આપતા નથી. કર્મ અને પુનર્જન્મના સિદ્ધાંતનો આશ્રય લઈ આપણે આપણો અનાથદ્રોહ ઢાંકીએ છીએ. અનાથોની સેવા તો કોરે રહી, એમનું સ્મરણ સરખુંયે આપણે નથી કરતા. અંગ્રેજ કવિ હૂડના 'Song of the Shirt'ને તોલે આવે તેવું મૌલિક કાવ્ય આજના જમાનાના સાક્ષરોમાંથી કોઈએ લખ્યું છે? ઈસપના સાબરની જે ગતિ થઈ એ જ ગતિ આપણી હમેશાં થતી આવી છે. અને હવે તો વિનાશ થવા બેઠો છે. આપણું લોકપ્રિય સાહિત્ય આપણી સામાજિક સ્થિતિ સૂચવે છે. હૈયે હોય તે જ હોઠે આવે ના! ગરીબોની હાડમારી ક્યાં છે, તેમનું દર્દ કયું છે; તેમનો સવાલ કેટલો વિકટ અને વિશાળ છે એનો જવાબદાર વિચાર કરી સવાલને તોલે આવે એવી યોજના હોય તો જ ગરીબોને કંઈક આશા આવે ને! જેની એરણ ચોરીએ તેને જ દાનમાં સોય આપતા હોઈએ ત્યારે તે લેતી વખતે લેનારના મનમાં કેવી ભાવના થશે? આપણું સાહિત્ય જો આપણને આપણો યુગધર્મ ન બતાવે, અને તે ધર્મ પાળવાને આપણને ન પ્રેરે તો તે બાકી બધી રીતે સરસ હોય તોયે વિફળ જ કહેવું જોઈએ.

ગરીબોને બહાર રાખવા માટે જેમ આપણે બંધ બારણે જમીએ છીએ અને પંક્તિભેદનો પ્રપંચ રચીએ છીએ, તેવી જ રીતે આપણે સાહિત્યની વિશિષ્ટ શૈલીઓ કેળવીને જ્ઞાનની પરબોમાં જ્ઞાતિભેદ ઉત્પન્ન કર્યો છે. ઉદાત્ત ઉન્નત વિચારો આમ-પ્રજાને જે સહેલાઈથી મળવા જોઈએ તે નથી મળી શકતા. આપણા સાધુસંતોએ ગરીબાઈનું વ્રત લીધું તેથી જ તેઓ ગરીબોની સેવા કરી શક્યા, અને ગરીબો માટે પ્રાણપૂર્ણ સાહિત્ય લખી શક્યા. હિંદુસ્તાનનું મોટામાં મોટું બળ એની લોક-સંખ્યામાં છે. પણ આપણે ગરીબોનો દ્રોહ કરી એ જ બળને બોજારૂપ કરી મૂક્યું છે. જ્યાં સુધી આપણે ગરીબોને માટે સાહિત્ય લખીએ નહીં, હજારોની સંખ્યામાં બહાર આવી ગરીબોને આપણો ઇતિહાસ અને આપણી આજની સ્થિતિ, આપણું કાવ્ય અને આપણો ધર્મ તથા એની ખૂબીઓ સમજાવીએ નહીં, પોતાના જીવન પરની રાખ ખંખેરી તેને પ્રદીપ્ત કરવાની પ્રેરણા આપીએ નહીં ત્યાં સુધી આપણું સાહિત્ય પાંડુરોગી જ રહેવાનું.

સાહિત્યની ઉન્નતિને અર્થે ઘડાતી યોજનાઓમાં કોષો અને સંદર્ભગ્રંથો, ઇતિહાસો અને વિવેચનો, પાઠ્યપુસ્તકો અને પ્રમાણગ્રંથો, પરિષદો અને સમિતિઓ — કેટલીક હોય છે. એ બધું છોડીને સાહિત્યના ઉદ્ધારને અર્થે ગરીબ પ્રજાની સેવા હું સૂચવું છું, એ જોઈને કેટલાકને થશે કે, સાહિત્યમંડળને સંસારસુધારા પરિષદ બનાવવાની ભૂલ કરીને હું વાતો કરું છું. ભલે એ આરોપ મારા પર આવે. પણ હું તો અંતઃકરણ માનું છું કે ઝાડને પોષણ જેમ મુખ્યત્વે જમીનમાંથી જ મળે છે તેમ સાહિત્યનું પોષણ સમાજમાંથી જ લેવાનું છે, માણસાઈ અને ધર્મનિષ્ઠામાંથી જ ઊગેલું સાહિત્ય સમૃદ્ધ થવાનું છે એ વિષે મને શંકા નથી.

ઉપર વર્ણવેલી આજકાલની યોજનાઓને હું ઉતારી પાડવા નથી માગતો. એમાં યથાશક્તિ ભાગ પણ લેવા ઇચ્છું છું. પણ મુખ્ય વસ્તુ વિસાર્યે ચાલે એમ નથી.

જ્યાં પુરુષાર્થ ઓછો થયેલો હોય છે અને જીવનમાં શિથિલતા આવેલી હોય છે ત્યાં સાહિત્યની બાબતમાં અલ્પસંતોષ અને રસિકતાનું છીછરાપણું સ્વાભાવિકપણે આવી જાય છે. આજે આપણે મહાકાવ્યો લખી શકતા નથી, આપણી પ્રતિભા ચૌદ લીટી માંડ પૂરી કરતાં પહેલાં જ ઓસરી જાય છે, એવી ટીકા હું નથી કરવા માગતો. કાવ્યની લંબાઈ પર હું વધારે ભાર નથી મૂકવા માગતો. પણ આપણા કાવ્યવિષયો ઉત્તુંગ અથવા ગંભીર નથી હોતા; આપણાં કાવ્યવિવેચનો સર્વંકષ અને ઉત્કટ નથી હોતાં એ ટીકા હું જરૂર કરું.

સાહિત્ય એ મોટે ભાગે વ્યક્તિગત પ્રયાસ જ છે. તે જ્યાં સુધી ગંભીર અને દીર્ઘ ઉદ્યોગના પરિણામરૂપ ન હોય ત્યાં સુધી છીછરું જ રહેવાનું. ઈશ્વરે અસાધારણ પ્રતિભા આપી હોય તોયે તે શક્તિ બીજરૂપ જ હશે. માણસે ઓછામાં ઓછું માળીનું કામ તો ઈમાનદારીથી કરવું જ જોઈશે. સાહિત્યમાં સહકારથી કામ કર્યા વગર પણ ચાલવાનું નથી. સહકારને માટે જે સદ્ગુણો આવશ્યક છે તે કેળવ્યા વગર હવે એક ડગલું પણ આગળ ભરવું મુશ્કેલ છે. સિદ્ધાંતનો આગ્રહ અને સ્વભાવભેદ દરગુજર કરવાની શક્તિ, વિગતોમાં ઊતરવાની ઝીણવટ અને એક જ સંકલ્પને લાંબા વખત સુધી વળગી રહેવાની દૃઢતા, એ સામાજિક સદ્ગુણો આપણે ન ખીલવીએ તો ઝાઝી સાહિત્યસેવા ન જ થઈ શકે.

પણ એ તો થઈ સાહિત્યની સેવા. પણ સાચા સાહિત્યની નિર્મિતિ પ્રજાના પુરુષાર્થનું જ ફળ છે. 'કારભારમાં બોલવાપણું ન હોય તો કરભાર આપવાપણું પણ ન હોય' એ જગવિખ્યાત સૂત્ર પાછળ ભાષાસૌષ્ઠવ અથવા અનુપ્રાસની લહેજત નથી. લહેજત છે, તેના કરતાં અમેરિકન પ્રજાનો પુરુષાર્થ એ જ એમાં મુખ્ય વસ્તુ છે. સાહિત્યની ઉન્નતિ પ્રજાની ઉન્નતિ સાથે જ થાય છે. આપના જિલ્લાના ખેડૂતોએ ગુજરાતી ભાષામાં જે ઉમેરો કર્યો છે તે આપણી બેચાર પરિષદો પણ ન કરી શકે. 'અમે વલ્લભભાઈના હાથમાં અમારું શિર સોંપ્યું છે, નાક નથી સોંપ્યું', એ વચન માટે ગુજરાતી ભાષા હંમેશાં મગરૂર રહેશે. 'અમારે ખરચે બંદૂકો ને તોપો રાખે છે પણ કદી બતાવતા તો નથી. અમારાં બાળકોને બંદૂકો ને તોપોનો સ્વાદ ચંખાડશે તો ઓલાદ તો સુધરશે.' એ એક જ વાક્ય ગુજરાતી ભાષાને વીર્યશાળી બનાવવા બસ છે. સાબરમતીને કાંઠે ગાંધીજીએ અને બારડોલીનાં ખેતરોમાં વલ્લભભાઈએ જે ભાષા ઘડી છે તે ભાષા પોતાની સ્વાભાવિકતાથી જ ધીરોદાત્ત અને પ્રૌઢ બની છે. સાહિત્ય એ પ્રજાના પરાક્રમનો પ્રસાદ છે. પેલો ડોસો મિશનરી ટેલર આપણને કહી ગયો છે: यथा माषकस्तथा भाषा. સાહિત્યની ઉન્નતિ કરવી હોય તો જીવનની ઉન્નતિ કરીએ. સાહિત્ય એ જીવનની છાયા છે, જીવનની સુગંધ છે.

શિંગડાંના અભિમાનમાં દૂબળાપાતળા પગનો તિરસ્કાર કરવા લાગ્યા છીએ. અથવા તિરસ્કાર કરવા જેટલુંયે ધ્યાન એમના તરફ આપતા નથી. કર્મ અને પુનર્જન્મના સિદ્ધાંતનો આશ્રય લઈ આપણે આપણો અનાથદ્રોહ ઢાંકીએ છીએ. અનાથોની સેવા તો કોરે રહી, એમનું સ્મરણ સરખુંયે આપણે નથી કરતા. અંગ્રેજ કવિ હૂડના 'Song of the Shirt'ને તોલે આવે તેવું મૌલિક કાવ્ય આજના જમાનાના સાક્ષરોમાંથી કોઈએ લખ્યું છે? ઈસપના સાબરની જે ગતિ થઈ એ જ ગતિ આપણી હમેશાં થતી આવી છે. અને હવે તો વિનાશ થવા બેઠો છે. આપણું લોકપ્રિય સાહિત્ય આપણી સામાજિક સ્થિતિ સૂચવે છે. હૈયે હોય તે જ હોઠે આવે ના! ગરીબોની હાડમારી ક્યાં છે, તેમનું દર્દ કયું છે; તેમનો સવાલ કેટલો વિકટ અને વિશાળ છે એનો જવાબદાર વિચાર કરી સવાલને તોલે આવે એવી યોજના હોય તો જ ગરીબોને કંઈક આશા આવે ને! જેની એરણ ચોરીએ તેને જ દાનમાં સોય આપતા હોઈએ ત્યારે તે લેતી વખતે લેનારના મનમાં કેવી ભાવના થશે? આપણું સાહિત્ય જો આપણને આપણો યુગધર્મ ન બતાવે, અને ને ધર્મ પાળવાને આપણને ન પ્રેરે તો તે બાકી બધી રીતે સરસ હોય તોયે વિફળ જ કહેવું જોઈએ.

ગરીબોને બહાર રાખવા માટે જેમ આપણે બંધ બારણે જમીએ છીએ અને પંક્તિભેદનો પ્રપંચ રચીએ છીએ, તેવી જ રીતે આપણે સાહિત્યની વિશિષ્ટ શૈલીઓ કેળવીને જ્ઞાનની પરબોમાં જ્ઞાતિભેદ ઉત્પન્ન કર્યો છે. ઉદાત્ત ઉન્નત વિચારો આમ-પ્રજાને જે સહેલાઈથી મળવા જોઈએ તે નથી મળી શકતા. આપણા સાધુસંતોએ ગરીબાઈનું વ્રત લીધું તેથી જ તેઓ ગરીબોની સેવા કરી શક્યા, અને ગરીબો માટે પ્રાણપૂર્ણ સાહિત્ય લખી શક્યા. હિંદુસ્તાનનું મોટામાં મોટું બળ એની લોક-સંખ્યામાં છે. પણ આપણે ગરીબોનો દ્રોહ કરી એ જ બળને બોજારૂપ કરી મૂક્યું છે. જ્યાં સુધી આપણે ગરીબોને માટે સાહિત્ય લખીએ નહીં, હજારોની સંખ્યામાં બહાર આવી ગરીબોને આપણો ઇતિહાસ અને આપણી આજની સ્થિતિ, આપણું કાવ્ય અને આપણો ધર્મ તથા એની ખૂબીઓ સમજાવીએ નહીં, પોતાના જીવન પરની આપ [illegible] તેને પ્રદીપ્ત કરવાની પ્રેરણા આપીએ નહીં ત્યાં સુધી આપણું સાહિત્ય પાંડુરોગી જ રહેવાનું.

સાહિત્યની ઉન્નતિને અર્થે ઘડાતી યોજનાઓમાં કોષો અને સંદર્ભગ્રંથો, ઇતિહાસો અને વિવેચનો, પાઠ્યપુસ્તકો અને પ્રમાણગ્રંથો, પરિષદો અને સમિતિઓ — [illegible] છે. એ બધું છોડીને સાહિત્યના ઉદ્ધારને અર્થે ગરીબ પ્રજાની સેવા [illegible] છું. એ જોઈને કેટલાકને થશે કે, સાહિત્યમંડળને સંસારસુધારા પરિષદ [illegible] વાતો કરું છું. ભલે એ આક્ષેપ મારા પર આવે. પણ હું તો [illegible] માનું છું કે [illegible] પોષણ જેમ [illegible] જમીનમાંથી જ મળે છે [illegible] પોષણ સમાજમાં જ રહેલું છે, માણસાઈ અને ધર્મનિષ્ઠામાંથી જ [illegible] મજબૂત થવાનો છે એ વિશે મને શંકા નથી.

સાહિત્ય – ઉચ્ચ સાહિત્ય – સાચું જોતાં હૃદયમાં આભિજાત્ય ઉત્પન્ન કરનારું અને જીવનને ઉન્નત કરનારું એક સાધનમાત્ર છે. ઉત્તમ સાહિત્યનો માત્ર પ્રચાર કરવા કરતાં, તે સાહિત્ય પચાવીને પોતાનું જીવન ઉન્નત કરી, તે જીવનની સુવાસ સેવાથી ફેલાવીને સમાજને ને પોતાને કૃતાર્થ કરવાં જોઈએ. એવી સેવા કરતાં કરતાં આપણને પણ કોઈક વાર સરસ્વતી – વૈખરીનો ઉપયોગ કરવાનું પ્રાપ્ત થાય છે, અને આપણે હાથે અથવા મુખે પ્રસન્ન સાહિત્ય નિર્માણ થાય છે. એવી રીતે થતો સાહિત્યનો પ્રચાર અપરિહાર્ય, સહજ અને શુભ પરિણામકારી હોય છે.

સારું સાહિત્ય જોઈને મનમાં માત્ર પીરસનારની વૃત્તિ જાગવી ન જોઈએ, પણ 'इष्टैः सह भुज्यतां' એ પ્રાચીન આજ્ઞા અનુસાર અથવા સામાજિક મનોવૃત્તિ પ્રમાણે તેનું સેવન કરીને ઇષ્ટ મિત્રો સાથે પોતાનું જીવન ઉન્નત અને પરિપુષ્ટ કરવા તરફ જ આપણું વલણ હોવું જોઈએ.

અહીં સુધી કરેલા વિવેચનમાં કોઈ અસાધારણ વાત કહી છે એવું નથી. પરંતુ પીરસણવૃત્તિનો દોષ આજકાલના અધ્યાપક, લેખક, પ્રચારક, કવિ અને પત્રકાર બધામાં બહુ વધેલો છે અને તેથી સાહિત્યનું સેવન કરી સાધના દ્વારા તેને પચાવી જીવન ઉન્નત કરવા તરફ એટલી બેદરકારી થવા માંડી છે કે ડાહ્યા લોકોને પણ આ નાનીસરખી સૂચના કરવાની જરૂર છે.

* * *

કોઈ પણ ગ્રંથ વાંચતી વખતે ગ્રંથકારની વૃત્તિ અને દૃષ્ટિ સાથે તદાકાર થઈ વાંચવો, પરંતુ કદી ગ્રંથ વિશે પ્રામાણ્યબુદ્ધિ ઉત્પન્ન ન થવા દેવી. જ્ઞાન ગમે ત્યાંથી ગમે તેવું મળે તોપણ તારતમ્યબુદ્ધિ તો પોતાની જ હોવી જોઈએ. દરેક ગ્રંથનું કાલિક, દૈશિક અને વૈયક્તિક સંસ્કરણ કરવું જ પડે છે. એ જે કરી શકે છે તેનું જ વાચન સફળ અને કૃતાર્થ થાય છે.

**હિંડલગા જેલ, ૧૯૩૨**

# સાહિત્યની આજની એક કસોટી

સંસ્કારી લોકોનો પક્ષ તાણી રાજા ભર્તૃહરિએ સાહિત્ય, સંગીત અને કળા વગરના લોકોને શિંગડાં અને પૂંછડાં વગરના પશુ કહ્યા છે. આમ લખતાં ભર્તૃહરિના મનમાં સાહિત્ય વિશે કેટલો ઊંચો ખ્યાલ હોવો જોઈએ! આજની પ્રથાને અનુસરીને જો આપણે એ સાહિત્યના સ્વામીને પૂછ્યું હોત કે તમારી સાહિત્યની વ્યાખ્યા આપો તો તરત એક વાક્યમાં એ કહી દેત કે નરપશુને જે પુરુષોત્તમ બનાવી શકે તે સાહિત્ય. ભર્તૃહરિનો 'एकान्ततो निःस्पृह' પંડિત લોભ કે કીર્તિથી ન લલચાય, રાજાથી પણ ન ડરે. આવા માણસોને જ આપણે સાહિત્યવીર કહી શકીએ.

સાહિત્ય એ દૈવી શક્તિ છે. એ શક્તિ વડે નિર્ધન માણસ પણ લોકપ્રભુ

# સાહિત્યોપાસના

કોઈ પરીક્ષા પાસ થાય, કોઈને દીકરો થાય, કોઈનો ખોવાયેલો ભાઈ જડે અથવા સોરટીમાં કોઈનું ઇનામ લાગે તેની ખબરનો તાર લાવનારને તે કંઈક ઇનામ આપે છે. માલિકને તારનું મહત્ત્વ જેટલું વધારે તેટલા પ્રમાણમાં તારવાળાને વિશે એક પ્રકારની ઉપકારબુદ્ધિ જેવું તેના મનમાં રહે છે, અને તેથી સારીસરખી બક્ષિસ આપી ઉપકાર ફેડવાનો તે પ્રયત્ન કરે છે. સાચું જોતાં તાર લાવનારનો વળી ઉપકાર શો? તારમાંની ખબરની હકીકત નિપજાવવામાં થોડો જ તેનો કંઈ હિસ્સો છે? મનીઑર્ડર અથવા પારસલ આપનાર પોસ્ટમૅનનું પણ તેવું જ.

તોપણ આનંદમૂઢ થવું એ મનુષ્યનો સ્વભાવ છે. છતાં મનુષ્યસ્વભાવને કારણે બક્ષિસ મળેલા પૈસા ખીસામાં નાખનાર તારવાળો જો પોતાનું મહત્ત્વ માનતો થઈ જાય, તો તેના જેવો મૂરખ તે જ.

અધ્યાપકની ખુરશી પર બેસી વિદ્યાર્થીઓ આગળ સુંદર સાહિત્ય પીરસવાનું કામ જેઓ કરે છે, તેમને વિશે પણ આવા જ પ્રકારની કૃતજ્ઞતાબુદ્ધિ વિદ્યાર્થીઓના મનમાં વાસ કરે છે. સાહિત્યક્ષેત્રનાં ઉત્તમ ફળો ચૂંટી કાઢવામાં અધ્યાપકની કુશળતા, સદભિરુચિ અને વિદ્યાર્થીનું કલ્યાણ સમજવાની સદ્‌બુદ્ધિ એ બધાનું મહત્ત્વ છે એ વિશે શંકા નથી. પરંતુ જાણે કે આ પરિપક્વ સાહિત્યફળોને પોતે જ જન્મ આપ્યો છે એવું અભિમાન જો તે અધ્યાપક કરે તો તેનું તેમ કરવું હાસ્યાસ્પદ થશે.

આપણને જે વસ્તુથી આનંદ થયો તે જ વસ્તુનો આપણા કહેવાથી, આસ્વાદ લઈને બીજો માણસ આપણા જેટલો જ આનંદિત થાય, તો તેમ કરીને તેણે આપણો આનંદ બેવડો કરવામાં મદદ કરી એ તેનો જ આપણા પર ઉપકાર છે એમ માનવું કદાચ વધારે ઠીક થશે.

* * *

તે ગમે તેમ હો. દુનિયા તરફ જોવાની દૃષ્ટિ અને જીવન ઉન્નત કરવાનો માર્ગ જે સાહિત્યમાં વિશદ અને સુભગ રીતે વ્યક્ત થયો હોય તે સાહિત્ય કેવળ વાંચીને રહેવા દેવા માટે નથી; પરંતુ અમૃતમય રસાયન પ્રમાણે તેનું વિધિપુર:સર આદરયુક્ત સેવન કરવાનું હોય છે. પરંતુ જે એક વખત સાહિત્યોપસેવી ઠર્યો તેને ઘી અથવા ખીર પીરસવાની દર્વી(પળી)ની માફક માત્ર પીરસવાનો આનંદ લઈને જ બેસી રહેવાની ટેવ પડે છે. અને એ પકવાન્ન કેવી રીતે લોકો આગળ પીરસવાથી હોશિયાર પીરસનારને ભાગે આવતી વાહવાહ પોતાને મળે એનો જ તે વિચાર કરતો રહે છે. આ દર્વીવ્રત નિષ્કામ હોય કે સકામ હોય જીવનને ઉન્નત કરનારું ખસૂસ નથી.

# બ્રાહ્મી સાહિત્યકાર

આ વિશાળ વિશ્વમાં આપણે માટે જીવનથી વધારે શ્રેષ્ઠ એવી કોઈ વસ્તુ નથી. આપણે જે કંઈ જોઈએ છીએ કે સાંભળીએ છીએ, જે કંઈ આપણા મનમાં કે અનુભવમાં આવે છે તે બધું જીવનના ક્ષેત્રમાં આવી જ જાય છે. કલ્પનાસૃષ્ટિ અને આદર્શસૃષ્ટિ એ પણ જીવનજગતના બે ખંડ જ છે; અને અજ્ઞાત એવું અનંત તે જીવનજગતનું ક્ષિતિજ કહેવાય.

એને મરણને શું આપણે જીવનક્ષેત્રની બહારનું ગણીશું? ના, સુદ્દલ નહીં. મરણ પણ જીવનની જ એક ઉત્કૃષ્ટ વિભૂતિ છે. જીવનમાં જે કંઈ અપૂર્ણ રહી જાય તે મરણમાં પૂર્ણ અને કૃતાર્થ થાય છે. મરણ વિશે આપણે જરૂર કહી શકીએ કે: "ये थें नाहीं झाली कोणाची निरास। आल्या याचकास कृपेविषीं ।।" (અહીં તો ગમે તે યાચક આવી પહોંચે પણ તેની નિરાશા થઈ જાણી નથી. સૌ કોઈ ઉપર એની સરખી જ રહેમ છે).

દિવસ અને રાત્રિ મળીને જેમ પૂર્ણ દિવસ થાય છે તેમ જ જીવન અને મરણ એ બે મળીને સંપૂર્ણ જીવન થાય છે. દિવસે બધે ધોળો અંધકાર પ્રસરેલો હોય છે અને તેથી આપણે કેવળ એક સૂર્ય અને એક પૃથ્વી જ જોઈ શકીએ છીએ. રાત્રે કાળો નિર્મળ પ્રકાશ સર્વત્ર ફેલાય છે તેથી આકાશ ખુલ્લું થયેલું દેખાય છે, મોકળું લાગે છે; અને તેથી આપણે અનેક પૃથ્વીઓ અને અનંત સૂર્ય જોવા પામીએ છીએ. રાત્રિનો વૈભવ દિવસના વૈભવ કરતાં અનેકગણો વધારે હોય છે; અને તેથી જ અનંત સૂર્યોનાં દર્શન થવા છતાં કોઈનો પણ તાપ આપણને સહન કરવો પડતો નથી. અનંતકોટિ સૂર્ય એકત્ર ચળકે છે તોપણ તેઓ આપણને કેવળ શાંતિ જ અર્પણ કરે છે.

* * *

જેમ માણસ બાલ્યાવસ્થામાં નિશાળમાં નાના પાઠ શીખી મોટા થતાં તેનો વ્યાપક જીવનમાં ઉપયોગ કરે છે, અથવા તો પ્રયોગશાળામાં નાના નાના પ્રયોગ કરી પાછળથી લોકવ્યવહારમાં તે પ્રયોગોનો વિસ્તાર કરે છે તેવી જ રીતે આપણે આખો જન્મારો જે વ્યક્તિત્વ અને અધ્યાત્મ કેળવીએ છીએ તેને જ મરણ દ્વારા વ્યાપક અને બૃહત્તમ બનાવીએ છીએ. તેથી જ મરણ એ જીવનની સુધારા-વધારાવાળી નવી આવૃત્તિ છે એમ કહેવામાં આવ્યું છે. જીવન અને મરણ મળીને જે એક બૃહત્તમ વસ્તુ બને છે તેને જ બ્રહ્મ કહેવામાં આવે છે. એની બહાર કશું નથી, એથી ચડિયાતું બીજું કશું નથી. અનંતથી ચડી જાય એવું શું હોઈ શકે? અનંત તરફ જોવાનાં પાસાં અનંત હોઈ શકે ખરાં; પણ મૂળ વસ્તુ તો एकमेवाद्वितीयम् જ છે.

* * *

થઈ શકે છે. અને મહાન સમ્રાટો પણ રાજદંડથી જે કરી નથી શકતા તે શબ્દશક્તિ દ્વારા એ સહેજે સાધે છે. રાજાને પોતાને ત્યાં પગાર આપી 'प्राणत्राणप्रवणमति' એવા હૃદયશૂન્ય સિપાઈઓ રાખવા પડે છે; જ્યારે સાહિત્યસમ્રાટ પાસે સહૃદય સજ્જનોની સ્વયંસેવી ફોજ હંમેશાં ખડી હોય છે. સાચો સાહિત્યવીર એમ ન કહી શકે કે અમુક વસ્તુ મારે માટે અશક્ય છે. સાહિત્યની દીક્ષા લીધા પછી એણે તો એકેએક ન્યાય્ય અને ધર્મ્ય કાર્ય પોતાનું જ ગણવું જોઈએ. સુખી લોકો નવરાશને વખતે વખત વિતાડવા કંઈક સરસ વાંચવા માગે તેટલું પૂરું પાડીએ અને ભાષાસૌંદર્યના નવા નવા પ્રકારો ઉપજાવી કાઢીએ એટલે સાહિત્યની સેવા થઈ એમ કોઈ ન માને. લોકોને ઉત્સાહ આપવો, લોકોની શુભ વૃત્તિ જાગ્રત કરવી, સરસ્વતીના પ્રસાદથી લોકોનું ધર્મતેજ પ્રજ્જ્વલિત કરવું એ સાહિત્યકારનું કામ છે. એકલું લોકરંજન કરવું, લોકોમાં જે જે વૃત્તિઓ ઊઠે તે બધીને માટે ખોરાક પૂરો પાડવો એ સાહિત્યકારનો ધંધો નથી. એવા લોકોમાં પોતે નથી એમ કહેતાં ભર્તૃહરિએ ગાયું હતું :

'न नटा न विटा न गायकाः न परद्रोह निबद्धबुद्धयः' ૯૦

સૌંદર્ય સાથે શીલ હોય તો જ તે શોભે, સાહિત્ય સાથે સાથે સાત્ત્વિક તેજ હોય તો જ તે પણ કૃતાર્થ થાય.

આપણા જમાનામાં માણસાઈની કસોટી કરનાર એક મોટો સવાલ આપણી વચ્ચે ઊભો છે. દરેક માણસને તે કસે છે; રાજસેવકને તેમ જ લોકસેવકને, ધર્માધિકારીઓને તેમ જ અર્થાધિકારીઓને, હિંદુઓને તેમ જ ઇતરોને. ખેતરોમાં ફરતાં ફરતાં ધોતિયામાં સૂંખળાં ઘૂસે છે તેમ અસ્પૃશ્યતા આપણા સમાજમાં, આપણી માન્યતાઓમાં ઘૂસી ગઈ છે. એ નિર્મૂળ નીકળી ન જાય ત્યાં સુધી આપણને શાતા નથી વળવાની.

રાજદ્વારી પુરુષો કમર કસીને એની પાછળ પડ્યા છે. સામાજિક રૂઢિઓ વિશે ઉદાસીન એવા આપણા સાધુસંતોએ એ અસ્પૃશ્યતાને ફજેત કરવા પોતાની પ્રાસાદિક વાણી વાપરી છે, મહારાષ્ટ્રમાં વાણિયામાં તુકારામ અને બ્રાહ્મણોમાં ગૃહસ્થાશ્રમી એકનાથ અને બ્રહ્મચારી રામદાસ અસ્પૃશ્યતાને સહન કરી શકતા નહોતા. ગુજરાતમાં જ્ઞાની સંત અખો અને ભક્તશિરોમણિ નરસૈંયો અસ્પૃશ્યતા દૂર કરવા ધર્મવીરની પેઠે લડ્યા છે. આજના જમાનામાં શ્રદ્ધામૂર્તિ શ્રદ્ધાનંદજીનું બલિદાન પણ એ જ કારણે અપાયું છે. સાહિત્યવીરોએ પણ પોતાની શક્તિ — શક્તિસર્વસ્વ એ જ ધર્મકાર્યમાં આજે વાપરવી જોઈએ. અસ્પૃશ્યતાનિવારણ એ આપણો યુગધર્મ છે. આપણે મરી જઈએ તે પહેલાં અસ્પૃશ્યતા મરી જવી જ જોઈએ. નહીં તો સનાતન ધર્મ પણ ટકવાની આશા નથી.

આજનું સાહિત્ય આ એક વીરકર્મની સફળતા માટે શું શું કરવા તૈયાર છે એ જોવાનું છે.

૧૯૨૯

# ગાંધીયુગનો વિશેષ

## [એક જૂનો કાગળ]

[જ્યારે જ્યારે મુંબઈ અને પારલા જતો ત્યારે ત્યારે શ્રી નરસિંહરાવભાઈને મળવાની તક મળે તો છોડતો નહીં. ગાંધીજીના મણિમહોત્સવના ઉપલક્ષમાં શ્રી ઉમાશંકર જોશીએ 'વિશ્વશાંતિ'વાળું ખંડકાવ્ય લખ્યું. મેં એને માટે પ્રસ્તાવનારૂપે વાચકોને 'આમંત્રણ' લખ્યું અને અમે બંનેએ એ ચોપડી નરસિંહરાવભાઈ ઉપર મોકલેલી. થોડા દિવસ પછી જ્યારે એમને હું મળ્યો ત્યારે એમણે કહ્યું: "એ ચોપડીનું અવલોકન મેં લખ્યું છે તે 'વસન્ત'માં જોશો." 'વસન્ત'નો એ અંક પ્રસિદ્ધ થયો તે પહેલાં જ હું જેલમાં ગયો. બહાર આવ્યા પછી ઘણે દિવસે એ અંક હાથમાં આવ્યો. એમાં એમણે મને ઉદ્દેશીને એક પ્રશ્ન પૂછ્યો હતો. એના જવાબમાં મેં નીચેનો કાગળ લખ્યો હતો. જવાબમાં તેઓ કંઈ લખશે એવી આશા – લગભગ ખાતરી – હતી. ફરી વાર જ્યારે એમને મળવા ગયો ત્યારે તો એ ચર્ચા તેઓ ઉપાડશે જ એમ ધાર્યું હતું. પણ તે વખતે વખતના અભાવે તેમ બનવા ન પામ્યું.

નરસિંહરાવભાઈએ પોતાનું એ અવલોકન 'ભાવિ યુગનું સાક્ષરદર્શન' એ મથાળા તળે છાપેલું મેં હમણાં જ 'મનોમુકુર: ભાગ બીજા'માં જોયું. એટલે મારા કાગળની નકલ એક ઠેકાણે હતી તે મેળવી અહીં સહેજસાજ એકાદ શબ્દના ફેરફાર સાથે આપું છું.

નરસિંહરાવભાઈ જીવતા હતા ત્યારે એમનો જવાબ આવે નહીં ત્યાં સુધી આ કાગળ કેમ છપાય એમ સંકોચ હતો. હવે એમના ગયા પછી તો આવો કાગળ છાપતાં એથીયે વધારે સંકોચ લાગ્યો. પણ તેઓ તાત્ત્વિક ચર્ચાના રસિયા હતા અને મતભેદ ખૂબ છણાય એ ઇચ્છતા હતા. અને કાગળ પૂર્ણ આદરભાવથી લખેલો છે એટલે મારો સંકોચ દબાવી આને પ્રકટ કરું છું. 'મનોમુકુર'માં (ભા. ૨, પા. ૩૦૨–૩૧૫) આવેલા વિવેચન સાથે આ વાંચવાનો છે.]

સત્યાગ્રહાશ્રમ, વર્ધા

૧૫–૧૦–૩૩

મુ. શ્રી નરસિંહરાવભાઈ,

ચિ. ઉમાશંકર જોશીના 'વિશ્વશાંતિ' ઉપર આપે 'વસન્ત'માં જે લખ્યું હતું તે જોવાની ઉત્સુકતા ઘણી હતી; જેલમાં હોવાથી એ વખતે 'વસન્ત'નો એ અંક હાથમાં ન આવ્યો. બહાર આવ્યા પછી પણ એ ક્યાંયે ન મળે. અંતે કોઈ મિત્રે એ મેળવી મારા પર મોકલ્યો તે પરમ દિવસે જ હાથમાં આવ્યો. વિદ્યાપીઠના એક જવાન કવિની ગુજરાતના સમર્થ સાક્ષર તરફથી થયેલી કદર જોઈને આનંદ

ૐકાર પ્રણવ જેમ પરબ્રહ્મનો વાચક છે તેમ સાહિત્ય એ જીવનનું — સંપૂર્ણ જીવનનું — વાચક થઈ શકે છે. એટલી મોટી પ્રતિષ્ઠા સાહિત્યની છે. માત્ર તેની સાધના અત્યંત કાળજીથી યોગ્ય રીતે થવી જોઈએ. જેમ મૂર્તિની પ્રાણપ્રતિષ્ઠા કર્યા પછી જ તેને દેવત્વ પ્રાપ્ત થાય છે, તેમ સાહિત્યમાં પ્રાણપ્રતિષ્ઠા કર્યા પછી જ તેને પ્રણવપૂજ્યતા અને વાચાશક્તિ પ્રાપ્ત થાય છે. પ્રાણપ્રતિષ્ઠા કરવી એ એક દૈવી વિદ્યા છે, અમર કલા છે. આ કલા, આ વિદ્યા જેમણે પ્રાપ્ત કરી છે એવા કવિ કોક જ મળી આવે છે. કવિનું નામ ધારણ કરી કૂકડાની જેમ છાતી આગળ કાઢી આમતેમ રખડનારા પામર જીવો તો અનેક છે! એમની તો વાત જ છોડી દઈએ.

પ્રતિભાશાળી ચિત્રકાર કુદરતના સૌંદર્યને ચિત્રિત કરી તેને સ્થાયી બનાવે છે. એમ તો કુદરતનું સૌંદર્ય આપણે આંખે જોઈએ જ છીએ. તેને ચિત્રબદ્ધ કરવાની શી જરૂર? બહુ તો એકાદ છાયાચિત્રકારની સહાય લીધી હોય તો બસ થાય. પણ ચિત્રકારનું કાર્ય તો એથી વેગળું જ હોય છે. તે કુદરતનું સૌંદર્ય આંખથી નહીં પણ હૃદયથી કેમ જોવું તે શીખવે છે. દરેક સૃષ્ટિદીઠ તે અપરસૃષ્ટિ સરજે છે. તેણે સર્જેલી આ નવીન સૃષ્ટિનો જીવનમાં અંતર્ભાવ થવા છતાં, તે સાવ જુદી જ દેખાવા લાગે છે; અને નિત્યના અનુભવેલા જીવન ઉપર કોઈ જુદો જ અલૌકિક પ્રકાશ નાખે છે. ચિત્રકારની પ્રતિભા આંતર્બાહ્ય વિશ્વને હૃદયસ્રોતમાં તરબોળ કરીને રસસ્નિગ્ધ બનાવે છે. અને તેથી જ ચિત્રકાર રસિકો માટે તીર્થરૂપ બની જાય છે. આવા ઉચ્ચ કોટિના ચિત્રકારો દુનિયામાં બહુ જ થોડા થઈ ગયા છે. નામના ચિત્રકાર તો દરેક ઘરની દીવાલ ઉપર લટકતા અથવા તો દરેક પ્રકાશનના અંધારામાં સૂતેલા જોવામાં આવે છે.

ખરો સાહિત્યકાર બોધ આપતો નથી પણ દૃષ્ટિ આપે છે. તેથી જ શિક્ષકને પદે બેઠા વિના તે ગુરુસ્થાન પ્રાપ્ત કરે છે. કોઈ આંધળાનો હાથ પકડી એને જો આપણે ઓરડીમાં લઈ જઈએ અને ઓરડીમાંની દરેક વસ્તુનો તેને હાથે સ્પર્શ કરાવી તેને ઓરડીનો પરિચય કરાવીએ તો તે એ ઓરડીમાં સુખેથી રહી શકશે, અને પોતાનો નિત્ય વ્યવહાર નભાવી શકશે. પણ આટલી ભાંજગડ કર્યા વગર જો આપણે તે આંધળાને દૃષ્ટિ બક્ષી શકીએ, તો ક્ષણ અગાઉનો તે આંધળો ઓરડીમાંની બધી વસ્તુનો સ્વામી બની જાય. પછી તેને ઓરડીમાંની દરેક વસ્તુનો પરિચય કરાવવાપણું રહેતું નથી. હવે તે આપણા જેવો જ થઈ ગયો. તે હવે આપણો આશ્રિત નહીં પણ આપણો સાથીદાર થયો.

સાહિત્યનો મહિમા આવો છે. સાહિત્ય બોધ નહીં પણ દૃષ્ટિ આપે છે. સાહિત્ય માત્ર જીવનનું ઉદ્દીપન છે, રહસ્યોદ્‌ઘાટન છે, સાક્ષાત્કરણ છે.

હે સાહિત્યગુરો પરમાત્મન્, તારા અવતાર સમા બ્રાહ્મી સાહિત્યકાર આ દુનિયા ઉપર મોકલ. દુનિયા આપદ્‌ગ્રસ્ત થયેલી છે તેને શાંતિ અર્પણ કર — તેને કૃતાર્થ કર.

ફેબ્રુઆરી, ૧૯૩૭

જે દેશમાં અધિકાંશ જનસંખ્યા અભણ છે, જ્યાંની પ્રજા નવા જમાનામાં જૂની ખાનદાનીના સંસ્કારો અને આદર્શો ઝપાટાભેર ભૂલી જાય છે, નવા સંસ્કારો સંઘટિત રૂપમાં હજી પ્રજામાં દાખલ થયા નથી અને જ્યાં હિંદુ, મુસલમાન, પારસી ઇત્યાદિ ભેદોને લીધે પ્રજા ઓતપ્રોત થતી અટકે છે, ત્યાં બધાને ઉદ્દેશીને લખેલાં લખાણો, કરેલાં કવનો અને બોલેલાં ભાષણો એકદમ સાદી શૈલીમાં હોય એ આવશ્યક છે. સાદી શૈલીમાં બધી જાતની સંસ્કારિતા, વિચારોનું ઊંડાણ અને ચારિત્રનું બળ આવી શકે છે એ ગાંધીજીએ આપણને પ્રથમ બતાવ્યું. સરદાર વલ્લભભાઈ તો ગામડિયાના સરદાર. પણ એમણે પોતાનાં ભાષણોમાં જે તેજસ્વિતા, બંદૂકની ગોળીનું સોંસરાપણું અને તીખો વિનોદ ઇત્યાદિ બતાવ્યાં છે તેને માટે તો ગુજરાતની પ્રજા મગરૂર જ રહેશે. 'વિશ્વશાંતિ' અને તે વાંચવા માટે લખેલું 'આમંત્રણ' ખબરદાર જેવા ગણ્યાગાંઠ્યા અપવાદોને બાદ કરતાં કેટલા પારસીઓ સમજી શકે? હું કંઈ પણ લખું અને મુ. અબ્બાસસાહેબ અથવા ડૉ. રજબઅલ્લી ન સમજી શકે તો મારે એમનો વાંક કાઢવો કે મારી ભાષા સુધારવી? ઘણા જવાબ આપશે કે એ બંને વસ્તુ ન કરી શકાય. અને આજે તો મારે એ જવાબ સ્વીકારવો પડવાનો છે.

ભાષા સમાજ પરત્વે ભિન્ન હોય છે. જો આપણે બધાં એકબીજામાં ઓતપ્રોત થઈ જઈએ તો આપણી ભાષા ધીમે ધીમે એકરૂપ થવાની જ. ગાંધીયુગ પહેલાંના સંસારસુધારકોએ સમસ્ત પ્રજાને એકબીજા સાથે ઓતપ્રોત હોવા તરફ દોરી નથી એમ દુઃખ સાથે કહેવું પડે છે. સામાજિક રૂઢિઓ તોડી થોડાંક શિષ્ટ કુટુંબો અમુક દરજ્જે એકબીજામાં ભળ્યાં ખરાં પણ એટલું બસ નથી. આજે પણ બધા વર્ગ એકબીજામાં ભળી શક્યા છે એમ ન કહી શકું. પણ એ તરફની જબરદસ્ત પ્રેરણા લોકોને મળી ચૂકી છે અને તેનો ઓઘ હવે થોભવાનો નથી.

આમ હું જે આદર્શભેદની વાત કરું છું તે સાહિત્ય પરત્વે નથી, પણ જીવન પરત્વે છે. અને એમાં પણ હું જૂનાની ખોડ તો કાઢતો જ નથી. જેના ખભા પર ચડ્યાથી હું દૂર સુધી જોઈ શકું છું તેને જ અદૂરદૃષ્ટિ કહેવાની ભૂલ અને ધૃષ્ટતા હું ન કરું. પણ આદર્શ ઊંચો થયો એટલે દૃષ્ટિ દૂર સુધી પહોંચવાની જ એ વસ્તુનો કંઈ ઇન્કાર કરાય?

એક વસ્તુ માત્ર મને ખૂંચતી આવી છે. આપણે અંગ્રેજી ભણેલા જો અંગ્રેજી સાહિત્યનો ઉત્કૃષ્ટ ભાગ આત્મસાત્ કરી તે શુદ્ધ, સારી અને આજની પ્રજા સમજી શકે એવી ભાષામાં અને રૂપમાં જો મૂકી શક્યા હોત, તો એના જેવું સુંદર બીજું શું હોત? પ્રજા પાસેથી પોપણ મેળવી અંગ્રેજી ભણ્યા, તેનો લાભ પ્રજાને આપવો જોઈતો હતો. જે વાત અંગ્રેજી વિશે તે જ સંસ્કૃત સાહિત્ય વિશે છે. આપણે સંસ્કૃત અને અંગ્રેજી તો શીખ્યા. બંનેની વિચારપ્રણાલી અને ભાષાશૈલી સરસ રીતે ભેળવીને આપણે ગુજરાતની સેવા પણ કરી. પણ પ્રજા સાથે પૂરતા ઓતપ્રોત ન થયા. તેથી આપણે વાચકવર્ગ ઊભો ન કરી શક્યા. લોકો જૂની

થાય એમાં નવાઈ શી! કવિતામાં સૌષ્ઠવના લાલિત્ય કરતાં ભાવની તથા નાદની ગંભીરતા વિશેષ છે એ આપનું કથન સાવ સાચું છે.

આ જાતની કવિતાનો આસ્વાદ લેવા જે પ્રકારના વાચકો લલચાય તેવાઓ માટે જ મેં મારું આમંત્રણ લખ્યું હતું. એ આમંત્રણની છેલ્લી કંડિકામાં મેં જે ગાંધીયુગની ખાસિયતનો ઇશારો કર્યો છે તે શૈલી પરત્વે નથી, આદર્શ પરત્વે છે; અને એ આદર્શ પણ સાહિત્યનો નહીં, પણ જીવનનો.

સાહિત્યની શૈલી વિશે મારું માનવું છે કે, જીવનનું સંગીત જેટલું સમૃદ્ધ હોય તેટલી શૈલીની વિવિધતા પણ સાહિત્યમાં આવવાની જ. જેવો વિષય, જેવું વિવેચન, અને જેવી વિવેચકની વૃત્તિ, તેવી શૈલી એની મેળે બંધાવાની. કોઈ ઉત્સવ પ્રસંગે પ્રવચન કરતો હોઉં ત્યારે જે શૈલીથી બોલાય કે લખાય તે જ શૈલી વિનોદલોલુપ વિદ્યાર્થીઓની વાગ્વર્ધિની સભામાં ઇચ્છું તોપણ ન આવે. પૉલ રિશાર ભારતવર્ષને પોતાનો સંદેશો વિશિષ્ટ શૈલીમાં સંભળાવે તો એનું અવલોકન અને અભિનંદન એને ઘટે એવી શૈલીમાં જ નીકળવાનું. લેખક અને વક્તાની શક્તિના અને વૃત્તિના ઊંડાણની ઊણપ, એ મર્યાદા તો હંમેશ રહેવાની જ.

ગુજરાતના સાક્ષરોએ ગુજરાતી ભાષાની આજ સુધી જે સેવા કરી છે તે અવગણના કરવા જેવી તો નથી જ. નર્મદાશંકરે લોકના વહેમો અને ખરાબ રૂઢિઓ સામે જે પોકાર ઉઠાવ્યો તેથી શું જનતાની સેવા નથી થઈ? આચાર્ય આનંદશંકર ધ્રુવે આપણા ધર્મનું રહસ્ય ઉકેલ્યું તે શું ઓછી સેવા છે? 'અભંગ-માળા'માં જે ભક્તિભાવ પ્રગટ થયો છે તેથી શું હૃદય ઉન્નત નથી થતું? અંબાલાલ સાકરલાલે પોતાના લેખો દ્વારા સમાજને દોરવાનું જે કાર્ય કર્યું તે શું નજીવું છે!—[જેમની જેમની સાહિત્યસેવા વિશે મારા મનમાં ઊંચો ખ્યાલ છે તે બધા વિશે અહીં ઉલ્લેખ કરવાનો મારો વિચાર નથી. હું કંઈ અહીં સાહિત્યસભાના પ્રમુખનું ભાષણ લખવા નથી બેઠો, પણ એક એકનિષ્ઠ સાહિત્યસેવકને નમ્રતાથી કાગળ લખું છું.]

ગાંધીયુગમાં ગાંધીજીની અને દેશના બધા જ પ્રાંતના અનેક દેશસેવકોની તપસ્યાની પરિણતિ દેખાઈ આવે છે. લોકમાન્ય ટિળક, રાનડે, ગોખલે, ભાંડારકર, રવીન્દ્રનાથ, અરવિંદ ઘોષ, સ્વામી વિવેકાનંદ, લાલા લાજપતરાય, હરદયાળ, મિસિસ બેસંટ, સર રાધાકૃષ્ણ, આનંદકુમાર સ્વામી, ભગિની નિવેદિતા ઇત્યાદિ અનેક સમાજસેવકોએ જે ચિંતન અને પરાક્રમ કેળવ્યાં તેનો પરિપાક તે ગાંધીયુગ છે. ગાંધીજીને હું એકાકી ભારતસેવક ગણતો નથી. એમની પ્રતિભા, રાષ્ટ્રની આ જુદી જુદી શક્તિઓનો સમન્વય કરી શકી અને એને લોકજાગૃતિ, ધર્મસંસ્કરણ, અને સ્વરાજ્યપ્રાપ્તિની દિશાએ એકાગ્ર કરી શકી એ જ એમની વિશેષતા. ગાંધી-યુગના પાયામાં અનેક વસ્તુઓ સાથે સાક્ષરોની સાહિત્યસેવાને પણ સ્થાન છે જ. ગાંધીયુગનો મહિમા એ કંઈ એકલા ગાંધીજીનો મહિમા નથી. એ તો ભારતવર્ષના ભાગ્યોદયનો મહિમા છે. ગાંધીજીનું નામ તો સંજ્ઞારૂપે અને અન્વર્થક છે.

જે દેશમાં અધિકાંશ જનસંખ્યા અભણ છે, જ્યાંની પ્રજા નવા જમાનામાં જૂની ખાનદાનીના સંસ્કારો અને આદર્શો ઝપાટાભેર ભૂલી જાય છે, નવા સંસ્કારો સંઘટિત રૂપમાં હજી પ્રજામાં દાખલ થયા નથી અને જ્યાં હિંદુ, મુસલમાન, પારસી ઇત્યાદિ ભેદોને લીધે પ્રજા ઓતપ્રોત થતી અટકે છે, ત્યાં બધાને ઉદ્દેશીને લખેલાં લખાણો, કરેલાં કવનો અને બોલેલાં ભાષણો એકદમ સાદી શૈલીમાં હોય એ આવશ્યક છે. સાદી શૈલીમાં બધી જાતની સંસ્કારિતા, વિચારોનું ઊંડાણ અને ચારિત્રનું બળ આવી શકે છે એ ગાંધીજીએ આપણને પ્રથમ બતાવ્યું. સરદાર વલ્લભભાઈ તો ગામડિયાના સરદાર. પણ એમણે પોતાનાં ભાષણોમાં જે તેજસ્વિતા, બંદૂકની ગોળીનું સોંસરાપણું અને તીખો વિનોદ ઇત્યાદિ બતાવ્યાં છે તેને માટે તો ગુજરાતની પ્રજા મગરૂર જ રહેશે. 'વિશ્વશાંતિ' અને તે વાંચવા માટે લખેલું 'આમંત્રણ' ખબરદાર જેવા ગણ્યાગાંઠ્યા અપવાદોને બાદ કરતાં કેટલા પારસીઓ સમજી શકે? હું કંઈ પણ લખું અને મુ. અબ્બાસસાહેબ અથવા ડૉ. રજબઅલ્લી ન સમજી શકે તો મારે એમનો વાંક કાઢવો કે મારી ભાષા સુધારવી? ઘણા જવાબ આપશે કે એ બંને વસ્તુ ન કરી શકાય. અને આજે તો મારે એ જવાબ સ્વીકારવો પડવાનો છે.

ભાષા સમાજ પરત્વે ભિન્ન હોય છે. જો આપણે બધાં એકબીજામાં ઓતપ્રોત થઈ જઈએ તો આપણી ભાષા ધીમે ધીમે એકરૂપ થવાની જ. ગાંધીયુગ પહેલાંના સંસારસુધારકોએ સમસ્ત પ્રજાને એકબીજા સાથે ઓતપ્રોત હોવા તરફ દોરી નથી એમ દુઃખ સાથે કહેવું પડે છે. સામાજિક રૂઢિઓ તોડી થોડાંક શિષ્ટ કુટુંબો અમુક દરજ્જે એકબીજામાં ભળ્યાં ખરાં પણ એટલું બસ નથી. આજે પણ બધા વર્ગ એકબીજામાં ભળી શક્યા છે એમ ન કહી શકું. પણ એ તરફની જબરદસ્ત પ્રેરણા લોકોને મળી ચૂકી છે અને તેનો ઓઘ હવે થોભવાનો નથી.

આમ હું જે આદર્શભેદની વાત કરું છું તે સાહિત્ય પરત્વે નથી, પણ જીવન પરત્વે છે. અને એમાં પણ હું જૂનાની ખોડ તો કાઢતો જ નથી. જેના ખભા પર ચડ્યાથી હું દૂર સુધી જોઈ શકું છું તેને જ અદૂરદૃષ્ટિ કહેવાની ભૂલ અને ધૃષ્ટતા હું ન કરું. પણ આદર્શ ઊંચો થયો એટલે દૃષ્ટિ દૂર સુધી પહોંચવાની જ એ વસ્તુનો કંઈ ઇન્કાર કરાય?

એક વસ્તુ માત્ર મને ખૂંચતી આવી છે. આપણે અંગ્રેજી ભણેલા જો અંગ્રેજી સાહિત્યનો ઉત્કૃષ્ટ ભાગ આત્મસાત્ કરી તે શુદ્ધ, સારી અને આજની પ્રજા સમજી શકે એવી ભાષામાં અને રૂપમાં જો મૂકી શક્યા હોત, તો એના જેવું સુંદર બીજું શું હોત? પ્રજા પાસેથી પોષણ મેળવી અંગ્રેજી ભણ્યા, તેનો લાભ પ્રજાને આપવો જોઈતો હતો. જે વાત અંગ્રેજી વિશે તે જ સંસ્કૃત સાહિત્ય વિશે છે. આપણે સંસ્કૃત અને અંગ્રેજી તો શીખ્યા. બંનેની વિચારપ્રણાલી અને ભાષાશૈલી સરસ રીતે ભેળવીને આપણે ગુજરાતની સેવા પણ કરી. પણ પ્રજા સાથે પૂરતા ઓતપ્રોત ન થયા. તેથી આપણે વાચકવર્ગ ઊભો ન કરી શક્યા. લોકો જૂની

[illegible] ઝીલી ન શક્યા, એ વાંક લોકોનો નથી. આપણે જેટલી સાહિત્યસેવા કરી એનાથી વધારે પ્રજાસેવા કરી હોત તો પ્રજાની મનોભૂમિકા સાથે આપણે સમરસ થાત, અને એઓ આપણું કહ્યું ઝીલી લેત. આપણે આ જાતનો પણ સાર્વજનિક [illegible] મથ્યા હોત તો આપણે ક્યારના લોકસમ્રાટ થયા હોત. પણ આપણે તો લોકોને કહ્યું: "તમે પણ અમારી પેઠે અંગ્રેજી શીખો, સંસ્કૃત શીખો, અને સાહિત્યનો આસ્વાદ લેવાના અધિકારી થાઓ." એ જવાબમાં કઠોરતા અને બિનજવાબદારી છે. એ આપણે એ વખતે ન જોઈ શક્યા.

આજે પણ દેશસેવકો સાહિત્ય દ્વારા જેટલી પ્રજાસેવા કરે છે, તેટલી કેવળ સાહિત્યસેવકો નથી કરતા. સાહિત્ય તો હંમેશ જીવનનું એક અંગ ગણાવું જોઈએ. ચિત્તશુદ્ધિ અને જીવનસમૃદ્ધિ એ જે દિવસે સાધ્ય ગણાશે અને સાહિત્ય એવાં અનેક સાધનોમાંનું એક પવિત્ર સાધન ગણાશે, ત્યારે જ સમાજ અને ચારિત્ર્ય બંનેની ઉત્તમ સેવા થશે.

આ બધું આપ તો જાણો જ છો અને સ્વીકારો પણ છો. હું તો કેવળ મારું મંતવ્ય સ્પષ્ટ કરવાને અર્થે જ આટલું લખી ગયો. વિસ્તાર માટે ક્ષમા કરશો.

થોડા દિવસોમાં ફરી જેલ જવાનો છું. બની શકે તો મુંબઈમાં આપનાં દર્શને આવીશ.

લિ. સેવક
કાકા કાલેલકરના
વંદે માતરમ્

ધંધાની લાયકાત કેળવવાનું મને કોઈ કાળે મન જ થયું નથી. પત્રકાર કરતાં કેળવણીકારનું કાર્ય વધારે ઉપયોગી છે એવું મને પહેલેથી જ લાગતું હોવાથી પત્રકારને માટે જોઈતી યોગ્યતા કેળવાઈ જ નથી. પત્રકારને આવશ્યક એક ગુણ જ મને આ નિબંધ લખવા પ્રેરે છે. પત્રકાર એ મુખ્યત્વે વિચારપ્રચારક હોય છે. વિચારનો પ્રચાર કરવાની, વિચારો 'બ્રૉડકાસ્ટ' કરવાની, વૃત્તિ કહો કે ચળ, — પત્રકારને જેટલી હોય છે તેટલી ભાગ્યે જ બીજાને હશે. ધર્મોપદેશક અને અધ્યાપક એ બંનેમાં પણ તે વૃત્તિ ઓછાવત્તા પ્રમાણમાં જરૂર હોય છે ખરી.

૧

ખરું જોતાં ધર્મોપદેશક, પત્રકાર અને કેળવણીકાર ત્રણેનું કાર્ય લગભગ સરખું જ છે. સૂતેલી પ્રજા જ્યારે જાગવા માગે છે તે વખતે તો પત્રકારનું સ્થાન અસાધારણ મહત્ત્વ અને જવાબદારી ભોગવે છે. પત્રકાર એટલે લોકશિક્ષણનો આચાર્ય, બ્રાહ્મણોનો બ્રાહ્મણ, અને ચારણોનો ચારણ. પ્રજા જ્યારે યુયુત્સુ થઈ જાય છે ત્યારે ઘણી વાર પત્રકારને લડવૈયો અને સેનાપતિ પણ થવું પડે છે અને સારી પેઠે ક્ષાત્રધર્મ કેળવવો પડે છે. જ્યાં જ્યાં અન્યાય થતો હોય, જ્યાં જ્યાં દીન-દુર્બળ અને મૂક વર્ગો પર જુલમ ચાલતો હોય ત્યાં ત્યાં 'क्षतात्किल त्रायते' એ પોતાના બિરદનું સ્મરણ કરી પત્રકાર ઝંપલાવે છે. એવા પ્રસંગો ન હોય ત્યારે વિચાર, માહિતી, સંસ્કારો, અભિરુચિ અને આદર્શોની પરબ ચલાવી તે સમાજસેવક બની જાય છે. અજ્ઞાનને લીધે અથવા અદૂરદૃષ્ટિને લીધે લોકો જ્યાં લડતા હોય ત્યાં ज्ञानांजनशलाकया લોકોની દૃષ્ટિ શુદ્ધ કરવાને તે મથે છે. સમાજચક્રનાં પૈડાં જ્યારે એકરાગ ભૂલી જઈ ચિત્કાર કરે છે ત્યારે તે યોગ્ય ઠેકાણે સ્નેહ રેડી ઘર્ષણ દૂર કરે છે. અને જ્યારે જ્યારે સરકારદરબારના પ્રસંગ આવે છે ત્યારે ત્યારે તે પ્રજાનો પ્રતિનિધિ થઈ લોકમતને એકધારો બનાવી લોકશક્તિ ચેતવે છે. આવી રીતે લોકસેવક, લોકપ્રતિનિધિ, લોકનાયક અને લોકગુરુની ચતુર્વિધ પદવી પત્રકાર ભોગવી શકે છે.

આજકાલના વૈશ્યયુગમાં પત્રકારનો એક જુદો જ આદર્શ બંધાતો જાય છે અને તે શિષ્ટસંમત થતો જાય છે. 'અમારી આગળ ધર્મની વાત ન કરતા, અમે એક વહેવારને ઓળખીએ; આદર્શોના તાર સ્વરમાં લોકોને ગાવાનું નહીં કહેતા, મધ્યમ કે મન્દ્ર સ્વરમાં જે ગવાતું હોય તે જ ગાવાનું કહો; અમારી પાસેથી સાધુ કે વીરની અપેક્ષા ન રાખતા, પણ નફાતોટાના દાખલા ગણનાર કુટુંબીને રુચે અથવા પોષાય એવી જ વાતો અમને સૂચવો; દુનિયા અમારી છે, વીર અને સાધુ સમાજને શોભારૂપ તો છે, પણ તેઓ તો પાઘડીના છેડાના કસબ જેવા છે, પાઘડી નથી.' આ આદર્શ કબૂલ રાખનાર લોકો કહે છે, 'પત્રકારે પોતાના આદર્શ-નો આંક નાહક ઊંચો રાખવો નહીં. લોકો જે માગે છે તે પૂરું પાડવું એ જ પત્રકારનો આદર્શ હોવો જોઈએ. આપણે લોકોના વિદ્યાગુરુ નથી કે તેમને મારી મારીને ભણાવીએ. આપણે તો લોકોના ખિદમતગાર છીએ. ઘરાકને જોઈતો માલ

પૂરે પાડી તેમને રાજી રાખવા એ જ દુકાનદારનો આદર્શ. રાજા ઇચ્છે તે રાગ ગાઈ તેનું રંજન કરવું એ જ ગાયકનો આદર્શ. લોકો કંઈ આપણા શિષ્ય નથી, શેઠ છે. શેઠને શિખામણ આપવા જાય તે નોકર કેવો? ઘરાકને ધર્મશાસ્ત્ર અથવા સંયમ શીખવવા જાય તે દુકાનદાર કેવો?'

અહીં સુધી આવ્યા એટલે પછી એવી દુકાનદારીનું જ જ્ઞાન આગળ ચાલે છે. દુકાનદાર ઘરાકને કયો માલ જોઈએ છે એનો વિચાર હંમેશાં નથી કરતો. પણ પોતાની પાસે પડેલો માલ ઘરાકને જોઈતો કેમ કરવો એનું જ ધ્યાન ધરે છે. ઘરાકને શેઠ માનવાને બદલે શિકાર માને છે અને દુનિયાને નીચે ખેંચે છે. ઉત્તર હિંદુસ્તાનમાં આજે શું ચાલી રહ્યું છે? કેટલાક પત્રકારો કજિયાદલાલ બન્યા છે, તેમણે કૂથલીનાં પીઠાં ઉઘાડયાં છે. રાષ્ટ્રીય આપત્તિ અને કોમી વહેમો ઉપર 'તિજારત' (વેપાર) કરવા માગે છે. લોકવાર્તામાં ગામનો અદકપાંસળિયો જેમ એક પ્રધાન પાત્ર હોય છે તેમ આ પત્રકારો સમાજના મહાપિશુન બની ફરે છે. શેક્સપિયરના આયાગોએ ઑથેલો અને ડેસ્ડિમોનાની જે દશા કરી મૂકી તે જ દશા તેઓ આ ભોળા રાષ્ટ્રની કરવા તૈયાર થયા છે. ફરક એટલો જ કે આયાગો પોતાના ધંધાનાં સ્વરૂપ અને પરિણામ બરાબર જાણતો હતો અને ઈરાદાપૂર્વક નીચતા આદરતો હતો; આ બધાની સ્થિતિ તેવી નથી. આ દુર્દૈવી ભાઈઓ પોતે જ વિકારમત્ત થયેલા છે અને યાદવાસ્થળીના યાદવોનું અનુકરણ કરી રહ્યા છે.

પત્રકારની વૃત્તિ જે જાણ્યું તે પ્રગટ કર્યું એવી ચળવાળી ન જ હોવી જોઈએ. ખાનદાન માણસના પેટમાં કેટલીયે વસ્તુઓ સમાયેલી હોય છે. પણ કેટલીક બાબતોમાં તે હોઠ સરખોય ફફડાવતો નથી. પત્રકારે કાર્યાનંદ શોધવો જોઈએ, વાદાનંદ નહીં; નહીં તો કલમની પટાબાજી એક વાર શરૂ કરી એટલે આખી દુનિયાનો સંહાર થઈ જવાનો. વિલાયતમાં તો જ્યારે હિલચાલોનો કે ચર્ચાવિષયોનો દુકાળ હોય છે ત્યારે પત્રકારો સામસામી અભદ્ર ટીકા કરી એકબીજા પર જ જીવે છે. भिक्षुको भिक्षुकं दृष्ट्वा श्वानवत् घुर्घुरायते।

સદ્ભાગ્યે ગુજરાતમાં છાપાંઓ સજ્જનતાની મર્યાદા જવલ્લે જ ઓળંગે છે. ગુજરાતના પત્રકારો સૌમ્ય છે, ઝઘડાળુ નથી હોતા; કજિયાથી કંઈક ભાગે છે એમ પણ કહી શકાય. તેથી સમાજ એક જાતની બદીમાંથી ઊગરી ગયો છે. પણ આ વાદવિમુખતા ગુણરૂપ જ છે એમ કહેવું મુશ્કેલ છે. સામાજિક જવાબદારી ઓળખનારી પ્રખર સમાલોચનાને અભાવે રાષ્ટ્રીય હિલચાલમાં અને સાહિત્યોદ્યાનમાં કાંટાઝાંખરાની જંખજાળ છૂટથી વધવા પામે છે. દરેક સુંદર આદર્શની નબળી નકલો સમાજમાં ફેલાય છે. રવિ વર્માનાં ચિત્રો જેમ દીવાસળીની પેટી પર ચીતરાય છે તેમ હીન અને હીનતર નકલો ફેલાવા પામે છે અને મૂળને ગૂંગળાવી નાખે છે. 'તું મને કાલિદાસ કહે, હું તને ભવભૂતિ કહીશ' એવા अहो रूपम् अहो ध्वनिः ચાલે છે અને સમાજમાં આદર્શ ચડવા પામતા જ નથી. જ્યાં જુઓ ત્યાં

અલ્પ સંતોષ. આને લીધે વિચારશુદ્ધિ, ભાષાશુદ્ધિ, કાર્યશુદ્ધિ, તો એક કોરે રહી, પણ જોડણીશુદ્ધિ પણ જળવાતી નથી. મતભેદને લીધે આવતી વિવિધતા ઝાઝી નથી હોતી અને તે બાધક પણ નથી હોતી. આજે તો બધે અનવસ્થા છે.

મને લાગે છે કે ટીકા કરવાનો મારો અધિકાર નથી એટલે આ વાત અહીં પડતી મૂકું, અને છાપાં ચલાવવામાં ઉપયોગી થાય એવી કેટલીક સૂચનાઓ જ રજૂ કરું.

૨

છાપું એ મુખ્યત્વે વર્તમાનપત્ર હોય છે. પ્રજાના લાભનો વિચાર કરી આખી દુનિયાની ખબરો આપવી એ પત્રકારનું પ્રથમ કર્તવ્ય છે. પણ એ બાબતમાં – અને અત્યંત મહત્ત્વની બાબતમાં આપણે પારકી આંખે જોવું પડે છે. આંકડા જેમ સરકાર પાસેથી જ મળી શકે છે તેમ માહિતી 'રૉયટર' કે 'ઍસોશિયેટેડ પ્રેસ' પાસેથી જ મળી શકે છે. તેઓ પોતાની દૃષ્ટિએ મહત્ત્વની એવી જ ખબરો આપણને પૂરી પાડે છે, અને ધીમે ધીમે કઈ વસ્તુને કેટલું મહત્ત્વ આપવું, ક્યા સવાલને કઈ દૃષ્ટિએ જોવો એ વિશે પોતાની દૃષ્ટિ આપણા પર લાદે છે. જેમ કેળવણીમાં અને સાહિત્યમાં તેમ વૃત્તવિવેચન*(Journalism)માં આપણે પારકાના અનુયાયી થયા છીએ, તેથી આવેલી 'સ્લેવ મેન્ટેલિટી' (परप्रत्ययनेयबुद्धिः) હજી જતી નથી. આજે આપણે ત્યાં અનેક પક્ષો પડ્યા છે અને વિચારપ્રગતિ થતી નથી એમાં આ પરપ્રત્યયના અવલંબનનો ઓછો હાથ નથી. અને આશ્ચર્ય તો એ છે કે 'સ્લેવ મેન્ટેલિટી' સામે પોકાર તો બધા જ કરે છે! વૃત્તવિવેચનનો મૂળ આધાર જે સત્તાવાર ખબરો છે તેનું તંત્ર હજી આપણે ઊભું જ કર્યું નથી. પાયામાં જ પરાવલંબન.

જ્યારે હું અંગ્રેજી વાંચતાં શીખ્યો ત્યારે ચાર આનાવાળું 'ટાઇમ્સ ઑફ ઇંડિયા' મળતું તે વાંચવાનો પ્રયત્ન કરતો. હિંદુસ્તાનની બધી ખબરો વાંચ્યા પછી મને થતું, શું હિંદુસ્તાનમાં ફક્ત અંગ્રેજો જ રહેતા હશે? સરકારી અમલદારો અને ગોરાઓના જાહેર અને સામાજિક જીવનની ખબરો જ તેમાં મોટે ભાગે આવતી. મારામારી કે અકસ્માતનાં વર્ણન આવે ત્યારે જ ખબર પડે કે ગોરા પડ નીચે નેટિવ લોકોનો કાળો સમુદ્ર છે. અંગ્રેજી છાપાં ગોરાઓની દૃષ્ટિએ જે વસ્તુ

---

*Journalism ને માટે આપણે ત્યાં હજી એક શબ્દ રૂઢ થયો નથી એ આશ્ચર્ય છે. આને સારુ દૈનિકથી માંડીને માસિક, ત્રૈમાસિક અને વાર્ષિક સુધીનાં બધાં છાપાંઓ અને તેમાં આવતી જૂજ ખબરથી માંડીને ગંભીર ચર્ચા સુધી બધું જેમાં સમાય એવો શબ્દ જોઈએ છે. આપણે ત્યાં 'પ્રજાજીવનની ઘટના' એ અર્થમાં 'લોકવૃત્ત' એ એવો જૂનો અને વિપુલાર્થવાહી શબ્દ છે. આમાં પ્રજાજીવનનાં બધાં અંગો આવી જાય છે. એ ઉપરથી 'જર્નાલિઝમ'ને 'લોકવૃત્તવિવેચન' અથવા સંક્ષેપમાં 'વૃત્તવિવેચન' કહી શકાય. જ્યાં જ્યાં 'જર્નાલિઝમ' શબ્દ વપરાય છે તે દરેક જગાએ આ શબ્દ બંધબેસતો આવે છે.

મહત્ત્વની તે જ આપે એમાં આશ્ચર્યકારક કે અયોગ્ય કશું નથી. આપણે આપણું પોતાનું જીવન ખીલવવા માગતા હોઈએ તો આપણી પોતાની દૃષ્ટિએ માહિતી આપવી જોઈએ. બંગાળી લોકો આ કળા કંઈક શીખ્યા લાગે છે.

આપણા વૃત્તવિવેચનમાં આપણે અંગ્રેજી શીખેલી દુનિયાનો જ વિચાર કરીએ છીએ. સરકાર અને તેનાં કૃત્યો, પરદેશ સાથેનો વેપાર, અંગ્રેજી કેળવણી, કોર્ટો, સાક્ષરોનું સાહિત્ય અને ભણેલા વર્ગનાં સુખદુ:ખ, એ જ આપણા વૃત્તવિવેચનનો મુખ્ય વિષય હોય છે. હિંદુસ્તાનની જનતા, હિંદુસ્તાનના હુન્નરો અને કારીગરો, ખેડૂતોનું જીવન, ગામડાંની સ્થિતિ, ધર્મપ્રચાર, ગરીબોનું ગૃહજીવન, પછાત કોમની હાડમારીઓ વગેરે રાષ્ટ્રીય જીવનના પ્રધાન પ્રશ્નોને જોઈતું પ્રાધાન્ય આપણે આપતા જ નથી. સ્થાનિક છાપાંનો એક પણ સરસ નમૂનો આપણી આગળ નથી. આપણા ખબરપત્રીઓ ગામડાંમાં જતા જ નથી. ખરી સ્થિતિ તો એ હોવી જોઈએ કે દરેક વર્તમાનપત્રે ગામડાંના રહીશોમાંથી સમભાવવાળા કેટલાક ખબરપત્રીઓ શોધી કાઢવા જોઈએ, તેમને તે કળામાં ધીરજપૂર્વક કેળવવા જોઈએ, અને ગ્રામીણ જીવનની ચર્ચામાં દરેક છાપાએ રસ લેવો જોઈએ. આપણી સભાઓમાં જેમ શહેર-વાસીઓ ઉચ્ચાસન પર બેસે છે અને બિચારા ગ્રામપ્રતિનિધિઓ પોતાનો સ્વાભાવિક વિનય અખત્યાર કરી દૂર ખૂણામાં ક્યાંક જગા લઈ લે છે, તેમ છાપામાં પણ લોકજીવનને એકાદ ખૂણો જ મળે છે, અને તે પણ હંમેશાં નહીં. ગ્રામવાસીઓ જ્યારે આત્મનિંદા છોડી સ્વમાન અને આત્મપ્રત્યય કેળવશે ત્યારે જ આ સ્થિતિ સુધરવાની છે એ ખરું, તોપણ છાપાંઓ આ કામમાં શરૂઆત અને મદદ તો જરૂર કરી શકે છે. રેલવે કંપની ભલે ત્રીજા વર્ગની ઉપેક્ષા કરે, છાપાંવાળાઓએ પોતાની ૪૦ ટકા ઘરાકી જ્યાં છે તે ગ્રામજીવનની સાવ ઉપેક્ષા કરવી ન ઘટે. પ્રતિષ્ઠિત અને જવાબદાર છાપાં આ દિશામાં બેદરકારી રાખે તો તેમાં તેમની સલામતી પણ નથી. પ્રજામાં અસ્મિતા આવતી જાય છે એ જોઈ કેટલાક ત્વરિત-દૃષ્ટિ પત્રકારો અભણ વર્ગોની ખુશામત કરી તેમને ગમે તે રસ્તે દોરી પોતાની પ્રતિષ્ઠા જમાવશે, અને સાચી પ્રજાકીય શક્તિના આવા બેજવાબદાર સરદારો દેશમાં ક્યો ઉત્પાત ન મચાવી શકે? પરિણામે પ્રતિષ્ઠિત આગેવાનોને આખરે એવાઓને પણ માન્યતા આપવી પડશે અને એમની જોડે માંડવાળ કરવી પડશે. અજ્ઞાન જનતા જો બેજવાબદાર લોકોની સરદારી હેઠળ જાય તો સરકારને તે એક આપણી મિસચાલ ભાંગી પાડવાનું રામબાણ અસ્ત્ર જડ્યું એમ થશે. અંગ્રેજ સરકારને લોક-મનથી વાકેફ કરવામાં અને વિલાયતની જનતામાં હિંદની હાલત વિશે લોકમત કેળવવામાં આપણે જે એક જમાનો ગુમાવ્યો તેટલો જ જો હિંદુસ્તાનની ગ્રામનિવાસી જનતાને કેળવવામાં ગાળ્યો હોત તો આજે આપણે સ્વરાજ્યમાં જૂના થયા હોત. સાચા કામની શરૂઆત કષ્ટદાયક અને ધીમી ભલે હોય, શરૂઆતની મંદતા અસહ્ય જેવી હોય, પણ સરવાળે સાચા કામનાં જ ફળ વહેલાં પાકે છે. હજી પણ જાગ્યા ત્યાંથી સવાર ગણીને ખેડૂતો, વણકરો, કારીગરો, મજૂરો, સ્ત્રીઓ અને કારકુનોની

સ્થિતિનું મહત્ત્વ સમજી તેમની દુર્દશા દૂર કરવા માટે, તેમને કેળવવાની દૃષ્ટિએ, તેમના સવાલો તરફ ધ્યાન આપવાનું વ્રત પત્રકારોએ લેવું જોઈએ. અત્યાર સુધી તો સંસારસુધારો અને ધર્મસંસ્કરણ જેવા મહત્ત્વના વિષયોનું પણ આપણે મધ્યમ-વર્ગ પૂરતું જ વિવેચન કર્યું છે.

પત્રકારો જેમ જેમ ગ્રામીણ જીવન વિશે વધુ ને વધુ લખતા જશે તેમ તેમ પ્રચારકો, ઉપદેશકો, આગેવાનો અને ગુત્સદ્દીઓને ગામડાંની મુલાકાત લેવાની ફરજ પડશે. પણ તેમ થવા માટે પત્રકારોનાં લખાણો સ્થાનિક રંગથી રંગાયેલાં હોવાં જોઈએ. સ્થાનિક અધ્યયન અને સ્થાનિક સમભાવ તેમાં પૂરેપૂરાં જોઈએ. 'તંત્રી-સ્થાનેથી' ગોળ ગોળ લખેલા સામાન્ય સિદ્ધાંતોથી કામ સરશે નહીં.

બરાબર તૈયારીપૂર્વક જો આ દિશામાં પ્રયત્ન થાય તો તે ખોટનો વહેવાર ન જ નીવડે. લોકોને મજા પડે ને બોધશૂન્ય મનોરંજન થાય એવાં લખાણો લખીને કેટલાક પત્રકારોએ વાચકવર્ગની અભિરુચિ બગાડી મૂકી છે. નહીં તો જેમાં પોતાનું હિત ચર્ચેલું છે એવા વૃત્તવિવેચનને જનતા જોઈતું મહેનતાણું આપ્યા વિના રહે જ નહીં. અને છાપાં એ કાંઈ ગજવાં ભરવાનો ધંધો તો ન જ બનવો જોઈએ. ઈન્સાફની ખાતર, ધર્મની ખાતર, લોકકલ્યાણની ખાતર પત્રકારે લોકમતથી વિરુદ્ધ પણ જવું ઘટે છે. પરાયા જુલમનું વર્ણન અને તેનો નિષેધ લોકપ્રિય થઈ શકે, પણ સામાજિક અન્યાય અને કુચાલો સામે થઈએ ત્યારે લોકો ચિડાય પણ ખરા. ખુશામતથી ટેવાયેલા વાચકો અને લેખકો આવું વીરકર્મ શેના કરે? એકાદા મહા-અન્યાય સામે અભિમન્યુ જેવો કોઈ વીર એકાકી અસહાય લડતો હોય તો પત્રકારે તેની પડખે ઊભા રહેવું જ જોઈએ. પ્રતિષ્ઠાની નાત ઘણી વાર લાયકાતવાળા પણ પ્રતિષ્ઠા વિનાના માણસને દબાવી રાખવાનો ખૂબ પ્રયત્ન કરે છે. પત્રકાર જો હિંમતવાન હોય તો પ્રતિષ્ઠાની નાત તોડીને પણ લાયકાતનો પુરસ્કાર કરે.

જે વાત વ્યક્તિની તે જ સંસ્થાઓની. દેશમાં કામ કરતી, સાચી સેવા કરતી સંસ્થાઓનું સ્વરૂપ સમજી લઈ તેનો પરિચય લોકોને કરાવવો અને સંસ્થાઓ એદી બની ન જાય એટલા માટે તેમના પર ચોકી કરવી એ પત્રકારનું ખાસ કર્તવ્ય છે. દેશમાં જેટલું સાર્વજનિક પ્રત્યક્ષ કાર્ય થતું હોય તેને મદદગાર થવું એમાં જ વૃત્તવિવેચનની બધી ફરજો સમાઈ જાય છે. વૃત્તવિવેચન આ ફરજ બરાબર અદા કરે તો તેની શક્તિ એટલી વધે છે કે જેમ સરકારો અને વિદ્યાપીઠો લાયકાતને માટે ઈલકાબો આપે છે તેમ છાપાં પણ કરી શકે. અને પછી આવી લોકમાન્યતા આગળ રાજમાન્યતા તુચ્છ થઈ જાય છે.

કોઈ પણ વિશાળ અને નવો સવાલ હાથમાં લેવો હોય તો માસિકો પ્રથમ એનું વિવેચન કરે, ત્યાર પછી સાપ્તાહિકો તે હાથમાં લે, એ ક્રમ યોગ્ય છે. આમ કરવાથી વિષય આડે રસ્તે જતો નથી અને કામ બગડતું નથી. દૈનિક છાપાંઓ તો જે હિલચાલ ચાલતી હોય તેને વિશે જ લખે એટલી મર્યાદા જરૂરની છે.

આપણે ત્યાં દૈનિક છાપાંનું તંત્રીમંડળ વિશાળ નથી હોતું. ઘણી વાર રાજા, પ્રધાન, સેનાપતિ બધા એક જ હોય છે. અને રોજ ને રોજ લેખો તો પ્રસવવા જ રહ્યા. આવી દશામાં સમાજને કાચું પીરસાય તો હિલચાલમાં ચૂક આવવાની જ. આપણે ત્યાં વિદ્યાવ્યાસંગી લોકોએ છાપાંઓને નિયમિત મદદ કરવાની પ્રથા હજી બરાબર પાડી નથી. એક છાપા પાછળ ભિન્ન ભિન્ન ક્ષેત્રમાં વિશેષ યોગ્યતા ધરાવનાર લોકોનું એક મોટું મંડળ હોય અને તેની નિરપેક્ષ સેવા સતત મળતી રહે ત્યારે જ આપણું વૃત્તવિવેચન પીઢ અને સમૃદ્ધ થાય. ભગિની નિવેદિતા અથવા દીનબંધુ ઍન્ડ્રૂઝ જેમ અનેક છાપાંનાં મદદગાર હતાં અને છે, તેમ આપણા કેટલાયે વિદ્વાનોનાં નામ લઈ શકાય જેઓ એવી મદદ કરી શકે એમ છે. લેખો દ્વારા કેટલાક મદદ કરતા હશે, પણ સૂચનાઓ કરવા જેટલો રસ બહુ જ ઓછા લે છે.

આ આક્ષેપ સામે લેખકો એવી દલીલ કરી શકે કે પત્રકારોમાં મુરબ્બીઓનાં વચનને માન આપવાની વૃત્તિ જ ક્યાં છે કે તેમને સલાહ આપીએ? ખરું જોતાં તો સલાહકારો આગ્રહી સાસુ બને એ પણ ન પાલવે, અને પત્રકારો પંડિતંમન્ય બને એ પણ ન ખમાય. આપણું સામાજિક જીવન જેમ બગડ્યું છે તેમ જાહેર જીવનનું પણ થયું છે. સંઘશક્તિથી કામ કરવાના નિયમો હજી ગળે ઊતર્યા જ નથી. નીતિનાં બંધનો શિથિલ કરવામાં, અભિરુચિના આદર્શો ઉતારી પાડવામાં, અને દરેક જાતનો સ્વચ્છંદ રૂઢ કરવામાં અત્યાર સુધી છાપાંઓએ કશી મણા રાખી નથી. જ્યાં જુઓ ત્યાં નવાં છાપાં શરૂ થાય છે, થોડોક જીવનકલહ ચલાવે છે, અને ગ્રેજ્યુએટોના વિદ્યાવ્યાસંગની પેઠે થોડા જ દિવસમાં આથમી જાય છે. પછી બધો ઉત્સાહ પક્ષાપક્ષીમાં જ રહી જાય છે. સ્વતંત્ર મૌલિક કલ્પનાઓનો દુકાળ હોવા છતાં પ્રતિભાનો દાવો કરનાર આડંબરી સાહિત્ય એવું તો વધી ગયું છે કે સાહિત્ય-સંરક્ષક મંડળ સ્થાપવાનો વખત આવી પહોંચ્યો છે.

૩

પત્રકાર બે જાતના હોય છે. કેટલાક પોતાના પત્ર દ્વારા જેટલી વાઙ્મયી સેવા થાય છે તેટલીથી સંતોષ માનીને બેસી જાય છે. મોતીલાલ ઘોષ, રામાનંદ ચટ્ટોપાધ્યાય અને નટરાજન એ આ વર્ગના નમૂનારૂપ ગણાય. બીજા પ્રત્યક્ષ દેશકાર્ય કરતી વખતે પોતાના વિચારો જાહેર કરવાના સાધન તરીકે છાપું ચલાવે છે. ગાંધીજી, દેશબંધુ, લાલા લાજપતરાય, લોકમાન્ય ટિળક, એ આ વર્ગના પ્રતિનિધિઓ છે. પ્રથમ વર્ગના પત્રકારો વિવિધતાના ઉપાસક હોય છે. દરેકનો કંઈ ને કંઈ મુખ્ય વિષય હોવા છતાં તેઓ સર્વાંગી વિચારપ્રચારના હિમાયતી હોય છે. બીજા વર્ગવાળા કાર્યપરાયણ હોઈ બનતા સુધી એકાગ્રતા લાવવા માગે છે. બંનેનો ઉપયોગ છે. પણ એ બે આદર્શને સેળભેળ કરવા ઉચિત નથી. પ્રથમ વર્ગના પત્રકારો જો ધારે તો પોતાના છાપાને સંસ્કૃતિનું કેન્દ્ર બનાવી એક સંપ્રદાય અથવા બન્ધુસમાજ તૈયાર કરી શકે છે. જૂના વખતમાં મંદિરો જે ભાગ ભજવતાં તે જ ભાગ ભજવવા

સુધી પત્રકાર પોતાના પત્રને ચડાવી શકે છે. બીજા વર્ગના પત્રકારો દેશસેવકોની અડગ સેના તૈયાર કરી શકે છે.

પત્રકારોનો ત્રીજો વર્ગ તે પગારને ખાતર ગમે તે મતનો પ્રચાર કરનારાનો. અમેરિકન નિગ્રોની એક શાળામાં માબાપોએ શિક્ષકને નોકરીએ રાખતાં પૂછયું, 'પૃથ્વી ગોળ છે એમ તમે ભણાવશો કે ચોરસ છે એમ?' તેણે કહ્યું, 'આમાં કે કશામાં મારો મુદ્દલ આગ્રહ નથી. તમારી ટાઉન કાઉન્સિલ બહુમતીથી નક્કી કરે તે ભણાવવા હું તૈયાર છું.' આવા લોકોને હાથે સમાજસેવા શી થતી હશે તે એક બ્રહ્મા જ જાણે.

પત્રકાર ઉપરાંત એક નવો વર્ગ સમાજમાં પેદા થવાની જરૂર છે. પોતપોતાના વિષયમાં કે ક્ષેત્રમાં જે જે પ્રવૃત્તિ ચાલી હોય, જે સાહિત્ય પ્રગટ થયું હોય, નવી શોધો થઈ હોય, નિર્ણયો બંધાયા હોય, નવા નવા વાદો ઉદ્‌ભવ્યા હોય, નમૂનાઓ જન્મ પામ્યા હોય તે બધાનો વાર્ષિક સંગ્રહ કરવાનું કામ કોઈએ માથે લેવું જોઈએ. સામાજિક જીવનનાં કેટલાંક ઉપાંગો જરૂર એવાં છે કે જેમને માટે સાપ્તાહિક શું પણ સ્વતંત્ર માસિક પત્ર પણ ન ચલાવી શકાય, છતાં જેને વિશેની માહિતી સામાન્ય છાપાંઓમાં યદૃચ્છયા આવે અને વેરાયેલી પડી રહે એ ન પોસાય. 'વાર્ષિક' કાઢનાર કોઈ માણસ હોય તો કેટલાક લોકો જરૂર એવાની પાસે એ વિષયની સામગ્રી મોકલી દે.

સાહિત્યચર્ચા કરનાર નહીં પણ જૂનાનવા સર્વ પ્રકારના ગ્રંથોનો ટૂંકો પરિચય કરાવનાર એકાદ માસિકને માટે ગુજરાતીમાં જરૂર સ્થાન છે. આવું માસિક વિદ્યાર્થીઓને અને સામાન્ય પ્રજાને બહુ જ કીમતી નીવડવાનું, અને સાહિત્યનો ઈતિહાસ લખવામાં તો એની સેવાનો આંક બાંધી જ ન શકાય. મેઝીનીની સાહિત્યસેવા આવા પ્રયત્નથી જ શરૂ થઈ હતી એ ઘણા જાણે છે. આવાં માસિકોમાં માત્ર ગુજરાતી સાહિત્યનો જ પરિચય આવે એવું નથી. ગુજરાતી સાહિત્યને મુખ્ય રાખી હિંદુસ્તાનનાં બીજાં સાહિત્યોને પણ યથાપ્રમાણ સ્થાન આપી શકાય.

સામાન્ય વાચકો છાપાં અને માસિકો બહાર જાય તો તે નવલકથામાં ઊતરવા માટે જ: એવી સ્થિતિ જ્યાં સુધી આપણા દેશમાં છે ત્યાં સુધી આખી દુનિયાની માહિતી તેના પૂર્વાપર સંબંધ સાથે આપવાની ગોઠવણ લોકશિક્ષણની દૃષ્ટિએ અત્યંત આવશ્યક છે. દુનિયા ક્યાં ક્યાં પથરાયેલી છે, ત્યાં શું શું ચાલે છે, દરેક દેશનું શું શું દરદ છે, અને દુનિયા ક્યાં સુધી આવી પહોંચી છે એનો ખ્યાલ આપણા લોકોને હોવો જ જોઈએ. આમાં પણ આપણે ઘણે અંશે પરાવલંબી રહેવાના. એ અપરિહાર્ય છે. છતાં આપણી દૃષ્ટિએ દરેક વસ્તુનું પ્રમાણ અને મહત્ત્વ નક્કી કરી લોકશિક્ષણનું કામ શરૂ તો કરવું જ જોઈએ.

ત્રીસ કરોડ ગુલામોના રાષ્ટ્રમાં આપણું વૃત્તવિવેચન મોટે ભાગે અંગ્રેજીમાં જ ચાલે છે. સમર્થ લેખકો અંગ્રેજી તરફ જ દોડે છે. અને જેને માટે આ બધો પ્રયાસ

ચાલે છે તેમને એ બધા પ્રયાસના ફળથી વંચિત રહેવું પડે છે, એ કેટલી શરમ-ભરેલી સ્થિતિ છે! એ શરમ તરફ ધ્યાન જતું નથી, ધ્યાન ખેંચાય છે તો સાચી વાત ગળે ઊતરતી નથી. આના કરતાં વધારે દયાજનક સ્થિતિ કઈ?

દેશી ભાષામાં જે છાપાં ચાલે છે તેમની પાછળ તૈયારી બહુ જ ઓછી હોય છે. પત્રકારોને અત્યંત આવશ્યક માહિતી, સમજાય એવા રૂપમાં જેમાં આપેલી હોય એવી ચોપડીઓ આપણી ભાષામાં નથી જ એમ કહીએ તો ચાલે. 'ઇન્ડિયન ઈયર બુક,' 'ઍન્યુઅલ રજિસ્ટર', 'હુ ઇઝ હુ', 'પીઅર્સ સાઇકલોપીડિયા', 'કમર્શિયલ ઍટલાસ', 'હૅન્ડબુક ઑફ કમર્શિયલ ઇન્ફર્મેશન' વગેરે સર્વોપયોગી સાદી ચોપડીઓ પણ હજી દેશી ભાષામાં તૈયાર થઈ નથી. આને લીધે તેમ જ યોગ્ય અભ્યાસને અભાવે દેશી છાપાં અંગ્રેજી છાપાંના કેવળ શાહીચૂસ બની ગયાં છે!

આટલી પ્રાથમિક તૈયારી પણ જ્યાં નથી ત્યાં અમુક વિષય પર કે અમુક બીના પર સત્તાવાર હકીકત મેળવવા માટે ખાસ ખબરપત્રીઓ મોકલવાની, છાપાં તરફથી તપાસસમિતિઓ નીમવાની વગેરે વાત તો ક્યાં?

વૃત્તવિવેચન ઉપર જીવનાર અને વૃત્તવિવેચનને પોષવાનો ડોળ કરનાર એક ભારે રોગ તે જાહેરખબરો. જાહેર નીતિ બગાડનાર અને કૌટુંબિક અર્થશાસ્ત્રને તોડી પાડનાર આ બદી એટલી તો ફેલાઈ છે કે 'નવજીવન' મારફતે ગાંધીજીએ તેનો આટલો સખત અને સક્રિય વિરોધ કર્યો છે તેની કશી જ અસર બીજાં છાપાં પર પડેલી દેખાતી નથી. છાપાંઓમાં જ્યારે આટલી બધી હીન જાહેરખબરો જોઉં છું ત્યારે મનમાં વિચાર આવે છે કે પ્રભુસેવાને સારુ એકાદ ઉત્તમ દેવમંદિર બાંધીને પછી તેનું ખર્ચ ચલાવવા માટે તેના કમ્પાઉન્ડની ઓરડીઓ શરાબખાનાં-ઓને અને વેશ્યાઓને ભાડે આપવા જેવું આ નથી?

૪

પત્રકારનો ધંધો અથવા વૃત્તવિવેચન આપણે ત્યાં યુરોપથી આવેલું છે. બાળકો જેમ તેમનાં ચારિત્ર અને આદર્શો બંધાય ત્યાં સુધી માબાપનું અથવા ગુરુનું જ અનુકરણ કરે છે તેમ અત્યાર સુધી આપણે વિલાયતી 'જર્નાલિઝમ'નું અનુકરણ કર્યું. અમેરિકન ઢંગ દાખલ કરવાના પણ પ્રયત્ન શરૂ થયા છે. શું હજી અનુકરણનો જમાનો પૂરો થયો નથી? શું સ્વતંત્ર વ્યક્તિત્વ કેળવવા જેવું આપણા રાષ્ટ્રમાં કશું છે જ નહીં? જો આપણી પાસે સાંસ્કારિક વ્યક્તિત્વ હોય, જો આપણામાં અસ્મિતા જાગ્રત થઈ હોય, તો તે ઓળખવાનો, કેળવવાનો અને પ્રગટ કરવાનો સમય હવે નથી આવ્યો? આપણો સવાલ એકલો રાજકીય નથી. એકલો રાજકીય હોત તો ક્યારનોયે તેનો ઉકેલ આવ્યો હોત. જેમ દુનિયાના બધા ધર્મો આ દેશમાં ભેગા થયા છે તેમ દુનિયાના લગભગ બધા જ સવાલો આ દેશમાં ભેગા થવા લાગ્યા છે, થઈ ગયા છે. હજી કંઈ રહ્યા હશે તો તે પણ ભેગા થવાના છે. બધી બાજુએથી પાણીની રેલ આવી હોય એટલે બેબાકળા થયેલા લોકો જેમ ઊંચામાં ઊંચી જગા શોધે છે તેમ દુનિયાના બધા સવાલો — ધર્મ ધર્મ વચ્ચેના, જાતિ

ભગા થવા લાગ્યા છે અને તેમના ચર્ચા કરવાનું કર્તવ્ય વર્તમાનપત્રકારોને ભાગે આવ્યું છે. પત્રકાર થયો એટલે તે વિચારક થયો એમ નથી; છતાં તેણે દરેક સવાલનું સ્વરૂપ અને ગાંભીર્ય બરાબર સમજી તો લેવું જોઈએ, અને શ્રેષ્ઠ શ્રેષ્ઠ વિચારકોએ તેમને માટે શા શા ઉપાયો સૂચવ્યા છે અથવા યોજ્યા છે તેમનું સૂક્ષ્મતાથી અધ્યયન કરવું જોઈએ, ને ત્યાર પછી યથાશક્તિ યથામતિ દેશ આગળ તે રજૂ કરવા જોઈએ. આપણા જીવનમાં અને ઇતિહાસમાં, આપણા ધર્મમાં અને આપણી સમાજરચનામાં એ જ દિશામાં ઉપયોગી શું શું છે એ પણ તપાસી તેમણે તે દુનિયા આગળ ધરવું જોઈએ.

આ વાત સહેલી નથી. દીર્ઘ વાચનથી માણસમાં વિદ્વત્તા આવે, પણ શુદ્ધ અને ઉચ્ચ જીવન વગર દિવ્ય દૃષ્ટિ અને અડગ શ્રદ્ધા આવતી નથી. આજનો જમાનો જ એવો છે કે ચડી શકાય તેટલું ચડવાની આવશ્યકતા છે. સેતાન લગભગ ચડી વાગ્યો છે. તેને માત કરવા દેવસેના સજ્જ થવાની જરૂર છે, આવે આ પ્રસંગે પત્રકારો કયો ભાગ ભજવશે એ જ તેમની આગળ આજે મોટો સવાલ છે.

## સાહિત્યનો ઊગમ*

અમદાવાદમાં આવ્યે મને બાર વરસ થયાં. છતાં આ ઉદ્યમી નગરીની જાહેર પ્રવૃત્તિઓથી હું લગભગ અળગો જ રહ્યો છું. સાહિત્ય ઉત્તેજક સમાજ સાથેનો મારો પરિચય વાર્ષિક 'વીણા' દ્વારા જેટલો થયો ગણાય તેટલો જ છે. સ્વ. ભાઈ રામપ્રસાદ જેશ્વર વિશે થોડુંક વાંચેલું. તે ઉપરથી મનમાં અનુમાન થયું હતું કે આ સમાજના મૂળમાં શુભ પ્રેરણા છે, એટલે આનો વિકાસ થવો જ જોઈએ. ભાઈ જેશ્વરનો ઉદ્દેશ જોતાં એ સાહિત્યને ઉત્તેજન આપવા કરતાં લોકકેળવણીની શરૂઆત કરવાનો જ વિશેષે દેખાય છે. એટલે મારા જેવા કેળવણીપ્રેમી એ સમાજ તરફ આકર્ષાય તો તેમાં નવાઈ નથી. એમાં શંકા નથી કે દર વરસે તમે સારા સારા પ્રખ્યાત સાહિત્યાચાર્યોને અહીં નોતરી શકયા છો. પણ લોકશિક્ષણનો આદર્શ પણ આ સમાજના હૃદયમાં વસતો હોવાથી મારા મિત્ર ગિદવાણીજીને અને મારા જેવાને નોતરવાની તમે કૃપા કરો છો.

હું સાહિત્યસેવી નથી, પણ સાહિત્ય-સાથે મેં અસહકાર પણ નથી કર્યો. સાહિત્યે કેળવણીને અત્યાર સુધી ભારે મદદ કરી છે, અને હજીયે કરશે. કેળવણીના

---

* અમદાવાદના સાહિત્ય ઉત્તેજક સમાજના વાર્ષિક ઉત્સવ પ્રસંગે પ્રમુખસ્થાનેથી આપેલું વ્યાખ્યાન, ૧૯૨૮.

ઉપાસકો સાહિત્યની સીધી સેવા વખતે ન કરી શકે, પણ સાહિત્યના પરિચયમાં તો તેમણે રહેવું જ પડે, કેમ કે બંને પરસ્પર પોષક છે. તે એટલે સુધી કે બંને એક જ છે એમ કેટલાકને લાગે છે; અથવા બંને વચ્ચે સાધ્યસાધનનો સંબંધ છે એવી માન્યતા રૂઢ થઈ છે.

સાહિત્યની સેવા આ શહેરના યુવાનો તેમ જ ગરીબ લોકો પ્રાપ્ત કરી શકે એ માટે તમે જે આ પ્રવૃત્તિ આદરી છે એમાંથી જ લોકકેળવણીનાં અનેક ક્ષેત્રો ખેડાવાનાં છે. 'વીણા' એ એનું અલ્પમાત્ર મંગલાચરણ છે.

'વીણા' સાથેનો મારો પરિચય અણધારી રીતે થયો છે. આશ્રમને રસ્તે સાઈકલ પર મારું ચંક્રમણ કરતો હતો ત્યાં એક ભાઈએ મને રોકયો અને કહ્યું કે 'ઑટોગ્રાફ જોઈએ છે.' ત્યાંથી વિદ્યાપીઠનું મકાન નજીક હતું. ત્યાં જઈને મનમાં ઘોળાતો વિચાર મેં લખી નાખ્યો. 'વીણા'ને તે કયાંથી મળ્યો એ હું જાણતો નથી. પણ મારા મંદવાડને કારણે મારી પાસેથી લેખ માગવો અશક્ય હોવાથી એ વખતના તંત્રીએ ઑટોગ્રાફના એ વાકયથી જ સંતોષ માન્યો હોવો જોઈએ. સ્વહસ્ત-(ઑટોગ્રાફ)નું એ વાક્ય આવી રીતે પ્રગટ થયેલું જોઈ મને સાચે જ આનંદ થયો. એ વાકયનો પ્રચાર પણ ખૂબ થયો છે એમ હું જોઉં છું. તે ઉપરથી મને એક નવા જ ક્ષેત્રનું દર્શન થયું. આપણે પ્રજાકેળવણીના ઉત્સાહમાં લાંબા લાંબા લેખો, નિબંધો અને ભાષણો ઉપજાવી કાઢીએ છીએ. અને છાપવાની સુગમતાને લીધે એ બધું અનાયાસે પ્રસિદ્ધ પણ થાય છે. ઉદ્યોગી જનસમાજ એ બધું ધ્યાન-પૂર્વક શી રીતે વાંચે? એના કરતાં પોતાને જે કહેવું હોય તે થોડા શબ્દમાં જો પ્રજા આગળ રજૂ કર્યું હોય તો લાંબું લાંબું વાંચવામાંથી બચેલો વખત લોકો વિચારવામાં સહેજે ગાળી શકે. વાદવિવાદ અને ચર્ચાનો રસ જો આપણામાં ઓછો હોત, અને શાંતપણે વિચારવાની ટેવ વધારે હોત તો આપણું ઘણું કામ સૂત્રરૂપે વિચારી શકાત. અને પ્રજાની વિચારશક્તિને ખૂબ મોકળાશ રહેત. છાપાં અને માસિકો દિવસરાત એટલી બધી સામગ્રી આપણી આગળ પીરસે છે કે તે બધાંનો આસ્વાદ લેવા જતાં કશું પચાવવાનો વખત જ નથી રહેતો. સર્જક મનને મોકળાશ પણ જોઈએ છે; અને એકાંત પણ જોઈએ છે.

માનસશાસ્ત્રનો આ સિદ્ધાંત જાહેર ખબરવાળા કેટલાક સમજી ગયા છે. હજી પ્રકાશકો અને કેળવણીકારો તે નથી સમજ્યા. 'વીણા' એમાં અપવાદ છે. એ વાર્ષિક છે. વરસ દરમ્યાન લેખકોએ જે વિચાર્યું હોય એ ટૂંકામાં આપી દે તો આપનારનેય સગવડ અને લેનારનેય સગવડ. જૂના જમાનાનાં સુભાષિતો પણ આ જ રીતે તૈયાર થયાં છે. જે જમાનામાં આજીવિકા માટે કે પ્રચાર માટે દોડ-ધામ કરવી પડતી નહોતી, પરરાજ્ય પ્રજાનું લોહી સકશન પંપના જોરે ચૂસતું ન હતું, એ જમાનામાં વિચારકો શાંતપણે એકાદ સુભાષિત ઉત્સવ પ્રસંગે કે દરબાર પ્રસંગે લોકો આગળ રજૂ કરતા; અને એમાં દૈવત હોય તો તરત એ નાણાની પેઠે ચલણમાં પેસતું, અને તે વખતના રાજાઓને આવા સુભાષિતને માટે લક્ષમુદ્રા

મળવા શકવાના, પણ પ્રજાનું લક્ષ જરૂર ખેંચી શકીશું એ વિશે શંકા નથી.

કોઈને થશે કે પોતે લખેલા એક વાક્ય ઉપર કેટલું બોલે છે? પણ એને હું મારું વાક્ય ગણતો જ નથી. 'સલામતી શોધવામાં પુરુષાર્થ હણાય છે,' એ વાક્ય સ્વયંસ્ફૂર્તિથી અને મારી સ્વયંવાહિનીમાંથી ભલે નીકળ્યું હોય, મારા શબ્દમાં ભલે બંધાયું હોય, છતાં એ મારું નથી. સમાજનો એ અનુભવ છે, ઈતિહાસનો નિચોડ છે, રાષ્ટ્રીય પશ્ચાત્તાપમાંથી એ સળગી ઊઠ્યું છે. ફ્રાંસનો જુબેર કહે છે તેમ 'સાચાં સુભાષિતો જેના મોઢામાંથી નીકળે છે તેને પણ તે સાંભળનાર જેટલું જ આશ્ચર્ય પમાડે છે. તે આપણા મનમાં સ્ફુરે છે તે આપણા અખત્યારથી નહીં. પ્રેરણા કે દી માણસે વિચારી કાઢેલી હોય છે?'* એ તો એનામાં ઘૂસે છે. આપણા લોકો આવા ઉદ્‌ગારને 'અપૌરુષેય' તરીકે ઓળખે છે. પાછળના ટીકાકારોએ 'અપૌરુષેય' શબ્દનો વધારે પડતો અર્થ કર્યો એ વાત જુદી. મહારાષ્ટ્રના કવિ રેવરંડ ટિળકે ગાયું છે:

हीं निःश्वसितें। कोण सोडितें। मम हृदयींतें। विचारूनि, भिउनी त्याला।

કાયદો અને સરકારી લખાણો જેમ લખનારને નામે નથી ચડતાં પણ તેનું કર્તૃત્વ સરકાર પાસે જાય છે, તેવી રીતે સમાજમાન્ય ઉદ્‌ગારોનું કર્તૃત્વ સમાજનું જ છે. આવા ઉદ્‌ગારો અથવા સુભાષિતો સમાજની સત્તાથી જ પ્રચલિત થાય છે. તેમની પ્રતિષ્ઠા, અને તેમનો વૈભવ, તેમને સમાજ પાસેથી જ મળેલાં હોય છે. કમળ કાદવનું નથી ગણાતું, તળાવનું નથી ગણાતું, પણ શ્રી વિષ્ણુનું અથવા લક્ષ્મીનું ગણાય છે; કેમ કે તેમના હાથમાં જ તે કૃતાર્થ થાય છે.

આટલી એક વાત આજના જમાનાના લોકો સ્વીકારે અને સમજે તો સાહિત્ય શુદ્ધ થશે, અને સાહિત્યકારોના અહંકારી ઝઘડાઓ મટી જશે.

પણ આ તો વિષયાંતર થયું. હું એમ કહેવા માગતો હતો કે વિચાર અને કલ્પનાશક્તિને જો મોકળાશ મળે, અને એને અનુભવથી પરિપક્વ થવા દઈએ, તો એમાંથી લોકમાન્ય સાહિત્ય તૈયાર થવાનું. માસિકો કરતાં વાર્ષિકો આમાં વધારે મદદગાર થઈ શકે છે. અપરિપક્વ સાહિત્ય અપરિપક્વ ખોરાકની પેઠે સામાજિક શરીરને બગાડે છે, વિકૃતિ પેદા કરે છે, અને સમાજને ક્ષીણ કરે છે. સાહિત્યસેવકોએ પણ સાહિત્ય આગળ નમ્ર થવું ઘટે છે. જનતાત્મા નારાયણની પૂજાના એક પ્રકાર તરીકે જ સાહિત્ય તરફ જોવું જોઈએ. જેમ સર્વોત્કૃષ્ટ ફળફૂલ વીણી આપણે ભગવાનની પૂજામાં અર્પણ કરીએ છીએ, સુકાયેલાં કે છિદ્રવાળાં ફૂલો કે પાંદડાં

* Genuine **Bons mots** surprise those from whose lips they fall, no less than they do those who listen to them, they crop up in our minds in spite of ourselves: or at least, intuitively, – as is the case with all inspirations.'

ઈશ્વરને ચડાવતા નથી, તેવી જ રીતે ઊતરતી વિચારહીન કલ્પનાઓ, પાપી ઉત્તેજનાઓ આપણે કોઈ કાળે સાહિત્યમાં ન ગૂંથીએ. શિવરાત્રિને દિવસે જેમ त्रिशाखैः बिल्वपत्रैश्च अच्छिद्रैः कोमलैः शुभैः આપણે પૂજા કરીએ છીએ, તેવી રીતે विशुद्धैः वाक्प्रसूनैश्च अच्छिद्रैः कोमलैः शुभैः સાહિત્યની અને સમાજની ઉપાસના કરવી ઘટે છે. એવું સાહિત્ય તૈયાર કરીએ તો પોતાનાં લખાણો પ્રત્યે પણ પોતાના મનમાં આદર પેદા થાય. પ્રપત્તિયોગી ડૉ. ભાંડારકરે કહ્યું કે, 'મારાં પોતાનાં લખાણો હું અનેક વાર વાંચી ગયો છું. મને એમાંથી આશ્વાસન મળ્યું છે.' એ વચન નમ્રમાં નમ્ર સાહિત્યસેવકનું છે.

સાહિત્યની આજે એ પ્રતિષ્ઠા રહી નથી. નાનપણમાં આપણે વાંચેલો ભર્તૃહરિનો શ્લોક હવે નવા અર્થમાં સાચો લાગે છે:

पुरा विद्वत्ताऽऽसीदुपशमवतां क्लेशहतये
गता कालेनासौ विषयसुखसिद्ध्यै विषयिणाम् ।
इदानीं तु प्रेक्ष्य क्षितितलभुजः शास्त्रविमुखा-
नहो ष्टं सापि प्रतिदिनमधोऽधः प्रविशति ।।

સાહિત્ય વૈરાગ્યવૃત્તિ માટે જ વપરાય એમ તો કોઈ કહેતું નથી. પણ પૌરુષ, પરાક્રમ, પવિત્રતા, પ્રસન્નતા અને પારમાર્થિકતા — એ પાંચ લક્ષણો તો તેમાં હોવાં જ જોઈએ.

## કવિ અને સંત

જૂના વખતમાં ભક્તિમાર્ગી અને યોગમાર્ગી સંતો સારા પ્રમાણમાં કવિતાઓ કરતા. સંતોની કૃતિઓમાં કવિતા તો આવે જ. બધા સંતોની કવિતામાં કાવ્યગુણ કે પ્રસાદગુણ હોય જ છે એમ નથી. પણ જેનું જીવન પવિત્ર છે, જેણે પોતાનું જીવન ઈશ્વરને ચરણે અર્પણ કર્યું છે તેની છંદોબદ્ધ વાણી પવિત્ર અને બોધામૃત પાનારી તેમ જ અનુભવમૂલક હોવાથી તેને પ્રાસાદિક ગણવી અને તેમાં કાવ્ય જોવું એવું, ભાવિક લોકોના મનનું ઘડતર કહો વા તેમના મનની પૂર્વતૈયારી કહો, ચાલતી આવી છે. એટલે તેમણે કાવ્યનું ખરું લક્ષણ કર્યું તે ન જોતાં જેમાં સંતવાણીનો સમાવેશ કરી શકાય એવી જ કાવ્યની વ્યાખ્યા કરવાનું નક્કી કર્યું.

આ થઈ સંતોની વાત. ઇતિહાસ, પુરાણો અને પૌરાણિક કાવ્યો લખનારા કવિઓ બધા સંત હતા, એવો જોકે દાવો કરવામાં આવતો નથી, તોપણ તેઓ ધર્મગ્રંથ લખે છે, ઈશ્વરી લીલાનો વાઙ્મયવિસ્તાર કરે છે અને ધર્મબોધને દૃઢ કરે છે, એટલે તેમની છંદોબદ્ધ રચનાને પણ કાવ્ય જ કહેવું જોઈએ એમ લોકોને થતું. છંદરચના એ જ કાવ્ય એવી આજે પણ સામાન્ય લોકોની માન્યતા છે.

પૌરાણિક કથાઓ અને અવતારી પુરુષોનાં લીલામૃતો વર્ણનાત્મક હોવાને લીધે તેમાં કાવ્યગુણને સારી પેઠે અવકાશ રહેતો. આવી રચનાઓમાં કાવ્યગુણ અવાર-નવાર ચમકે તોયે તેના વાતાવરણમાં રચનાનો રૂક્ષ ભાગ પણ વસ્તુના કે વાર્તાના પ્રવાહમાં રોચક લાગે છે. અને ગમે તેટલી લાંબી કૃતિ પણ વાંચવા યોગ્ય બને છે.

કેવળ શૃંગારિક કે અશ્લીલ લાવણીઓ અથવા શૃંગારશતકોની વાત સાવ જુદી જ છે. એમની રચનામાં કાવ્યગુણ હો વા ન હો, કામુકતાને ઉદ્દીપિત કરવા-ની સોંઘી શક્તિ તેમનામાં હોવાથી વિલાસપ્રિય માણસને તેમાં સહજે કાવ્યગુણ દેખાવાનો. જ્યારે બીજી તરફથી આવા રંગીલાપણામાં સાચો કાવ્યગુણ હોય તોપણ તે નીતિવિઘાતક હોવાને લીધે શિષ્ટ સમાજે કે દાંભિક પ્રતિષ્ઠાએ તેની નિંદા જ કરવી રહી. અને તેથી જ 'આ શ્લોક અશ્લીલ હોવા છતાં રમ્ય છે' એવી ટીકાકારો ટીકા કરે છે! (ખરું જોતાં શ્રી એટલે રમણીયતા; અશ્રી એટલે રમણીયતાનો અભાવ. અને અશ્રી ઉપરથી જ અશ્લીલ એ વિશેષણ બન્યું છે. અશ્લીલ શબ્દ સદાચારવાદીઓએ જોડી કાઢેલો નથી પણ તે સુરુચિવાદીઓએ – કલાકોવિદોએ બનાવેલો છે; એટલે જે અશ્રી – અશ્લીલ હોય તે રમ્ય કે રમણીય કેમ હોઈ શકે?) અશ્લીલ પદ્યરચનામાં કાવ્યગુણ ન હોય તોયે તે રંગીલા લોકોમાં અત્યંત પ્રિય થાય જ. અને અશ્લીલતાનું વાતાવરણ ભેદીને તેમાંથી કાવ્યરસના ફુવારા ઊડે તોયે શિષ્ટ કે સમાજહિતૈષી લોકો તેને માન્ય ન જ રાખે.

જૂના વખતની પરિસ્થિતિ આ જાતની હતી. ચાલુ જમાનાના સંતો કાવ્યો બહુ થોડાં કરે છે. જૂનાં કાવ્યો ઘણાં હોવાને લીધે તેનાથી જ તેમનું કામ સરે છે અને આધુનિક યુગ સંત-કાવ્યોનો ન હોવાથી (એને માટે અનુકૂળ ન હોવાથી) આધુનિક સંતો વ્યાખ્યાનો, પ્રવચનો, બોધવચનો કે સુભાષિતો દ્વારા જ પોતાનું હૃદય, પોતાની શ્રદ્ધા તથા પોતાના અનુભવ વ્યક્ત કરે છે, જ્યારે બીજી બાજુએ હરહમેશ સંતપણામાં જ ગરકાવ થઈ રહેવાની આવશ્યકતા ને જવાબદારી હવે કવિઓને લાગતી ન હોવાથી તેઓ ગમે તે વિષય ઉપર ગમે તેવી વૃત્તિમાં આવી જઈ અથવા તો તે ધારણ કરી કાવ્યો રચતા થયા છે.

શું સંતો કે શું કવિઓ, બંનેને અનંત પ્રકારની વૃત્તિઓ કે ભાવનાઓ (moods) સ્ફુર્યા જ કરતી હોય છે. જે વખતે જે ભાવના પ્રબળ હોય તે વખતે તે ભાવના તેમના પૂરતી સાચી હોય છે. કેટલીક વખત આ ભાવનાઓમાં ઉચ્ચ કોટિની ઉત્કટતા હોય તોયે સ્થિરતા, વીર્ય કે જુસ્સો હોતાં નથી. જેમ નાટકનો નટ વીરરસનો ગમે તેટલા આવિર્ભાવ કરે તોયે આપણે તેની પાછળ વીરોચિત જીવનની અપેક્ષા રાખતા નથી, તેમ કવિ જુદા જુદા ભાવ પ્રગટ કરે તોયે તેની પાસેથી તે ભાવોને અનુકૂળ એવા વર્તનની અપેક્ષા આપણે રાખતા નથી. પણ સંતોનું તેમ નથી. સંત એક પરમ પારમાર્થિક પ્રાણી છે એમ આપણે માની જ લઈએ છીએ. 'સંત બોલે તેવું ચાલે' એવી આપણામાં એક અપેક્ષા હોય છે. અને તેથી

સંતોને અનેક જાતની ભાવનાઓમાં વિહાર કરવાની, ઊંચા ઊડવાની અને આશા-નિરાશા, સંતોષ-અસંતોષ, સંભોગ-વિપ્રલંભ ઇત્યાદિના આરોહ-અવરોહ કરવાની પૂરેપૂરી છૂટ હોવા છતાંયે તેમને અનુભવના તંબૂરાનો સૂર કાયમ રાખી તેને વિસંવાદી ન થાય એવી રીતે જ બધા આલાપ અથવા પ્રલાપના તાર છેડવા પડે છે. અને જો કદાચ શબ્દાર્થને જ વળગી રહેનાર કોઈ દુર્દૈવી ભક્ત મળી જાય તો પોતાનાં પરસ્પર વિરોધી વચનોની એકવાકયતા કરી બતાવવાની તેમના પર કે તેમના અભિમાની વિવેચક પર જવાબદારી આવી પડે છે. [આમાં ન જ ફાવે તો ગૂઢવાદ-(mysticism)નો આશ્રય લેવાની સગવડ છે ખરી. પણ અનુભવ માત્ર પારમાર્થિક અને પરમ સત્ય હોવાથી વિરોધનો પરિહાર કરવાની જવાબદારી કોઈ દિવસ ટાળી શકાતી નથી.] પણ કવિ તો આખરે નિરંકુશ. તે કહેશે, એકવાકયતા વળી કેવી! જડ તથા મૂઢોનાં વચનોમાં એકવાકયતા હો તો ભલે હો. હું તો મારી પ્રતિભા મને જેમ બોલાવે તેમ બોલું છું. હું એક વ્યક્તિ છું એવી મારે વિશે તમે ભૂલભરેલી કલ્પના જ શા માટે કરી બેસો છો? મારું ચિત્ત એક આકર્ષક ધર્મશાળા છે. ત્યાં કેટલાયે નમૂનેદાર લોકો આવી વસે છે અને જાય છે. તમારા ટેબલ પરનો ટેલિફોન એક જ જાતનું બોલ્યા કરે, તમારું ગ્રામોફોન એક જ પ્રકારનું સંગીત ગાય, તમારી પાર્લમેન્ટ કે ધારાસભા પરસ્પર સંવાદી એવા જ ઠરાવો ઘડે કે પસાર કરે, તમારી મ્યુનિસિપાલિટી એક જ ધર્મ પાળે એવું તમને કોઈ દિવસ થયું છે! હું એક નથી પણ અનેક છું. હું કોઈ વ્યક્તિ નથી પણ સમુદાય છું. સમુદાય તરફ જે દૃષ્ટિથી તમે જુઓ તે જ દૃષ્ટિ તમે મારે વિશે રાખો. ઉત્કટ ભાવનાઓને વશ થવાની અનાગ્રહિતા (passivity) મારામાં છે. આ બધું તમને સમજાતું ન હોય તો હું શું કરું? હું તો જેવો છું તેવો છું. મારું જે કાંઈ તમારે કરવું હોય તે કરો. મારા તરફ દુર્લક્ષ કરે તમારું નહીં ચાલે. મોહક સુંદર બાળક અડપલાં કરી તમને પજવે તોયે તે બધું જેમ તમને પ્રિય લાગે છે તેમ મારા પરસ્પર વિરોધી બોલ તમારા હૃદયમાં જબરદસ્તીથી ઘૂસી જ જાય છે અને તમને પરાણે અભિમુખ કરે છે. તેને તમેય શું કરો અને હુંય શું કરું! મારે મારું અસ્તિત્વ સિદ્ધ કરવું પડતું નથી. અને તેનો બચાવ પણ કરવો પડતો નથી. તો પછી નકામો ઝઘડો શા સારુ કરો! મને પોતાનો સાથી ગણો યા એક વ્યસન ગણો; એટલી વાત સાવ શંકા વગરની છે કે હું તમને વળગ્યો જ છું.

શું સાચે જ કવિઓ આપણી દુર્બળતાનો ગેરલાભ લે છે! આપણું જીવન વ્યવસ્થિત નથી, મોટા સમૂહને જેમ કોઈ સ્થાયી આદર્શ કે હેતુ નથી હોતો તેવું જ આપણું જીવન છે, એટલે શું તે તેનો ગેરલાભ લે છે? કે કવિની સાધના-શૂન્ય, સાધનાવિહીન ભાવનાઓમાં પણ બુદ્ધિથી પર એવું કોઈ એકતાનું તત્ત્વ સાચે જ છૂપું રહેલું હોય છે? કે પછી સંત અને કવિ એ બંનેની વચ્ચે આખરે કોઈ અંતિમ ભેદ જ નથી! સંતો એટલે સાધનાને ઉત્કટ ભાવનાથી વરેલા લોકો અને કવિઓ એટલે અનંત પ્રકારના સાધનપ્રવાહમાં અવશ થઈ તણાતા વિચિત્ર

સમુદાયો એટલો જ બેમાં ફેર છે! ગમે તેમ હો, પણ બધા સંતોનાં વચનો એકત્ર કરતાં તેમાં પણ અરસપરસ વિરોધ કાંઈ ઓછો નથી મળી આવતો. જે બધી કવિતા સંતવાણીને નામે ખપે છે તે બધી અનુભવવાણી જ હશે એવી શ્રદ્ધા બેસતી નથી. અનુભવનો છાંટો સરખોયે ન હોય તોપણ જૂના સંતોની પરિભાષા વાપરી સંતવાણી જેવી કવિતા સહેજે તૈયાર કરી શકાય છે. સંતવાણીનું એક તંત્ર ઘડાઈ ચૂક્યું છે, તેટલું સાચવીને કવિતા રચીએ તો પછી કોઈ ટોકે એવો ડર રાખવાનું કારણ ન રહે. અને માની લો કે થોડોક અનુભવ હોય તોયે તે જીવનના પરમ રહસ્યની દૃષ્ટિએ સાચો છે એમ કોણ કહી શકે? એવું સાબિત કરવાની જવાબદારી પણ કોણ કબૂલ રાખે છે? એક બાજુથી સંતવાણીમાં અરસપરસ મેળ હોવો જ જોઈએ, તે નીકળવો જ જોઈએ, એવો આગ્રહ રાખવામાં આવે છે તો બીજી બાજુએ ગમે તે રીતે આવો મેળ ઘટાવી આપનાર તર્કવીરો કે બુદ્ધિની કસરત કરનારા નટ ગમે તેટલા પડયા છે.

હવે તો એવો વખત આવ્યો છે કે સંતવાણીમાં ખપતી બધી કવિતામાં પરમ રહસ્યનો અનુભવ છે જ એમ માની ન લેતાં સામાન્ય કવિના કાવ્યની જેમ તેમને ગણીને સત્ય અને સમૃદ્ધ એવી જીવનફિલસૂફીની દૃષ્ટિએ તેનું સંશોધન થવું જોઈએ. જે ભાવનાઓ આત્મિક વિકાસને પ્રતિકૂળ છે તેમને સાવચેત કરવી જોઈએ અને પ્રસંગવશાત્ તેના કાન પણ આમળવા જોઈએ. અને સંતવાણીનો પાસપોર્ટ (પરવાનો) લઈ જે કલ્પનાઓ આજે સમાજમાં છૂટથી ફેલાઈ છે ને વિચાર તથા ભાવનાઓનું અરાજક પ્રવર્તાવીને સમાજને બુદ્ધિદુર્બળ, વિચારદુર્બળ અને પ્રયત્નશિથિલ બનાવી રહી છે તે બધી કલ્પનાઓને ભેગી કરી, અશોકના વખતમાં જેમ બૌદ્ધ ભિક્ષુઓની પરીક્ષા કરવામાં આવી હતી, કયાં વચનો ધર્માનુકૂળ છે અને કયાં ધર્મ બાહ્ય છે તે ધર્મસંગીતિમાં નક્કી કરવામાં આવ્યું હતું, તેમ અત્યારે પણ કરવાનો વખત આવ્યો છે. આ સંગીતિમાં કોને નીમવા અને કોને નહીં તેમ જ સાચું સમૃદ્ધ તત્ત્વજ્ઞાન કોને કહેવું એ ઠરાવવાનું કામ અઘરું છે એટલી જ એક મોટી મુશ્કેલી છે.

સ્વામી દયાનંદજીએ બહુ સંકુચિત કસોટી લઈ તેના ઉપર પ્રાચીન ધર્મગ્રંથો કસી જોયા અને તેમનું પ્રામાણ્ય-અપ્રામાણ્ય નક્કી કર્યું. જીવન કંઈ એટલું તર્કસંકુચિત નથી હોતું. જગતમાંના બધા ચિંતનરાશિનો વિચાર કરી ભિન્ન ભિન્ન સંસ્કૃતિઓની વ્યાપક દૃષ્ટિ ધારણ કરી, દરેક મંડળે કંઈ નહીં તો પોતા પૂરતું પણ, આવું સંશોધન કરવાની જરૂર છે જ.

સંતવાણીમાં મળી આવતી જુદી જુદી ભાવનાઓની એક પછી એક કસોટી કરી બતાવીને જ ઉપર કહેલું સ્પષ્ટ કરી શકાય. આ કસણી કરવાના શાસ્ત્રનું કે સંશોધનશાસ્ત્રનું આલોચન અને સંતવાણીમાં અવગાહન જેમ વધારે કર્યું હોય તેમ આ કામ સારી રીતે પાર પડવાનું છે. પણ કોઈકે તો આ દિશામાં પ્રયાણની શરૂઆત કરવી જ જોઈએ.

**જાનેવારી, ૧૯૩૬**

# લોકવાર્તાની શૈલી

દુનિયામાં વાર્તાઓ તો ઘણી છે, પણ તેમાં લોકવાર્તાઓ તદ્દન જુદી તરી આવે છે. લોકવાર્તાઓનો વિષય, તેમની ભાષા અને શૈલી એકદમ જુદાં હોય છે. હાલમાં લોકવાર્તાઓનો સંગ્રહ થાય છે અને બાળશિક્ષણમાં તેમનો ઉપયોગ થાય છે.

આ લોકવાર્તાઓની ભાષા કેવી હોવી જોઈએ એ એક મુખ્ય સવાલ છે. અમુક સમયે લોકવૃત્તિ કેવી હતી, લોકાચાર કેવો હતો એ લોકવાર્તામાંથી નક્કી કરવા માગનાર સંસ્કૃતિનો અભ્યાસી જે સ્વરૂપમાં લોકવાર્તા આપણા હાથમાં આવી હોય તે સ્વરૂપમાં જ તેને રાખવા માગે છે. વેદપાઠીની પેઠે વાર્તાનો અક્ષરેઅક્ષર પવિત્ર હોય એમ તે માને છે. સંસ્કૃતિ સંસ્કૃતિ વચ્ચેનું સામ્ય તેમ જ દરેક સંસ્કૃતિનો વિચાર નક્કી કરવામાં આ લોકવાર્તાનો ઉપયોગ બહુ જ થાય છે. અમુક લોકવાર્તા પાઠાન્તર સાથે ક્યાં ક્યાં પ્રચલિત છે એ નક્કી કરવાથી આપણે બહુ જ મહત્ત્વનો પ્રાચીન ઇતિહાસ ઉપજાવી શકીએ છીએ અને તેથી ઇતિહાસ-સંશોધક દરેક વાર્તાનું પ્રાચીનમાં પ્રાચીન સ્વરૂપ જાળવવાનો પ્રયત્ન કરે છે.

સાહિત્યશાસ્ત્રી અને માનસશાસ્ત્રી પણ જુદા ઉદ્દેશથી તે જ નિર્ણય ઉપર આવે છે. શિષ્ટસાહિત્ય અને લોકસાહિત્ય વચ્ચેનો ભાષાભેદ મહત્ત્વનો હોય છે. જંગલના કેટલાક છોડ બગીચાની કૃત્રિમ પરિસ્થિતિમાં ઊગી જ શકતા નથી. નાનાં છોકરાંઓને પંપાળવાથી અથવા તેમને લાડ લડાવવાથી તેમની સ્વાભાવિક પ્રસન્નતા નષ્ટ થાય છે, અને પછી આપણે પોતે જ છોકરાંઓમાં જે કૃત્રિમતા ઉત્પન્ન કરીએ છીએ તેથી અસંતુષ્ટ થઈએ છીએ. લોકવાર્તાઓનું પણ એમ જ છે. અલ્પશ્રુત માણસના હાથમાં જતાં વેદ જેમ બીએ છે, અરસિકના હાથમાં જતાં કવિતા જેમ બીએ છે તે જ પ્રમાણે સુસંસ્કૃત શાસ્ત્રીના હાથમાં જતાં લોકવાર્તા બીએ છે. અમેરિકન સંસ્કૃતિમાં ત્યાંના રક્તવર્ણ વતની જેમ નામશેષ થાય છે તેમ લોક-વાર્તાઓ સાહિત્યાચાર્યોના હાથમાં જતાં મરી જાય છે. સંગીતપ્રવીણના હાથમાં પડતાં લોકગીતની જે દુર્દશા થાય છે તે જ દુર્દશા લોકવાર્તાની, શિષ્ટસાહિત્યરસિકના હાથમાં પડતાં થાય છે. મનુષ્યહૃદયની જેને સંપૂર્ણ ઓળખાણ છે, જનસમાજની અભિરુચિ ઉપર જેની સંપૂર્ણ શ્રદ્ધા છે તે જ કહી શકે છે કે : दूरीकृता खलु गुणैः उद्यानलता वनलताभिः ।

લોકશક્તિનું નિરીક્ષણ કરનાર માનસશાસ્ત્રી નિર્વ્યાજ વૃત્તિવાળા લોકોમાં જ ચાલતી વાર્તાઓ પસંદ કરે છે, અને એની ભાષા પણ તે એની એ જ રાખવા માગે છે. આવી રીતે ઇતિહાસસંશોધક ભાષાશાસ્ત્રી તેમ જ માનસશાસ્ત્રી લોક-વાર્તાની આટલી સંભાળ લે છે. પણ એ સંભાળ જ બતાવી આપે છે કે

લોકવાર્તાના આત્મા સાથે તેમનો પરિચય નથી. ડૂચા ભરેલાં પક્ષીઓનાં મડદાં અથવા ઇજિપ્તનાં મમી સાચવી રાખનાર પદાર્થસંગ્રાહકની વૃત્તિ તેમનામાં હોય છે. યુરોપમાં ઇજિપ્ટોલૉજિસ્ટ અથવા ઇન્ડોલૉજિસ્ટ નામે ઓળખાતા કેટલાક પુરાતત્ત્વવિદ્ હોય છે. તેઓ ભારતભૂમિ અથવા મિસર દેશની પ્રાચીન સંસ્કૃતિના અવશેષ ઐતિહાસિક અધ્યયન માટે સુરક્ષિત રાખવાનો પ્રયત્ન કરે છે. પણ તેઓ કંઈ આર્ય સંસ્કૃતિ કે મિસરી સંસ્કૃતિનો ઉત્કર્ષ ઇચ્છતા હોતા નથી. ઇજિપ્શ્યન લોકો અથવા હિંદુ લોકો તેમને જો પોતાના આગેવાન બનાવે તો બંને દેશ મડદાં જ બની જાય, કેમ કે તેમનામાં આ બે સંસ્કૃતિના અવશેષો ઉપર મોહ હોય છે, પ્રેમ કે વાત્સલ્ય હોતાં નથી.

લોકવાર્તાઓ એક વિશિષ્ટ વૃત્તિનું ફળ છે. ઝાડ જેમ અસંખ્ય ફળ પેદા કરે છે પણ તે સંઘરવા મથતું નથી તેમ લોકવાર્તાની પાછળ રહેલી મુગ્ધ નિર્વ્યાજતા આપણામાં હોય તો જ જૂની લોકવાર્તાઓ ટકાવી શકાય અને નવી નિર્માણ પણ કરી શકાય.

હું એક વાર અમારે ત્યાંની લોકવાર્તાઓ ભેગી કરવા નીકળ્યો હતો. લોકવાર્તાઓની ભાષા અક્ષરેઅક્ષર જાળવવી જોઈએ એ સિદ્ધાંતનો હું હોવાથી લોકો પાસેથી એ જ ચોકસાઈની હું અપેક્ષા રાખતો.

गावड्यान् गाऊस् बांधील
गुरवान् तळस खाणील
एवढ तळ खणल्या वरी
तळया पाणी कां लागे ना
तळया पाणी कां लागे ना

ગામડાંના લોક મારા તરફ જોઈ હસવા લાગ્યા. ગામના શાહુકારનો ડાહ્યો દીકરો કૉલેજમાં ભણે છે છતાં આટલી ભાષા પણ ગોઠવતાં જાણતો નથી એ જોઈને આશ્ચર્ય કરતાં તેમનામાં તિરસ્કારની છટા હું જોઈ શક્યો. તેમને હું કેવી રીતે સમજાવું કે મારા ભણતરને લીધે જ લોકભાષાને હું પારકો થઈ ગયો છું! થોડી વાર્તા કહ્યા પછી કંટાળીને તેઓ બાકીની વાર્તાનો સારાંશ કહી નાખતા અને એની વિગત તમારી મેળે લખી કાઢજો એમ કહી દેતા. એમને માટે એ સહેલું હતું. 'ઉમાઈ'ની વાર્તા મને લાગે છે હજારો વર્ષ થયાં આ પ્રદેશમાં પ્રચલિત હશે. ભાષામાં ફેરફાર જરૂર થયો છે. છતાં ગામડિયા લોકોના મોંમાં તેનું લોકવાર્તાપણું બિલકુલ નષ્ટ થયું નથી. તેઓ પ્રાચીન લોકવૃત્તિના વારસ છે. વાર્તામાં ગમે તે ફેરફાર કરવાનો તેમને હક છે, કેમ કે લોકવાર્તાનો આત્મા જે લોકવૃત્તિ તે તેમનામાં સ્ફુરી રહેલી છે. તેઓ ઇતિહાસિયા નથી, પ્રાણોપાસક છે. પૂર્વજોનાં મડદાં તેઓ

સાચવવા નથી માગતા, પૂર્વજોના પ્રાણથી પ્રાણિત થવા માગે છે. ઇતિહાસ તેમની રગેરગમાં છે. જેમણે ઇતિહાસનું નવનીત પોતાના જીવનમાં આત્મસાત્ કર્યું છે તેઓ શા માટે ઇતિહાસના કૂચા અને છોતરાં જાળવી રાખે?

બાળશિક્ષણમાં લોકવાર્તાઓને આપણે શા માટે સ્થાન આપ્યું છે? મરી ગયેલા જમાનાના અવશેષ તરીકે કે તેના પ્રાણ તરીકે? સાર્વત્રિક કેળવણી એ શુદ્ધ લાભ નથી. જ્યારે સાર્વત્રિક કેળવણી થશે ત્યારે લોકોની મુગ્ધવૃત્તિ નષ્ટ થવાનો ભારે સંભવ છે. લોકોનો આનંદ લૂંટાઈ જશે, સમાધાન નષ્ટ થશે, અશાંતિ ફેલાશે અને સામાજિક વિપ્લવનું બીજ વવાશે. આ સંકટ સામે બચવાના ઉપાય તરીકે લોકવાર્તા દ્વારા લોકવૃત્તિની સ્વાભાવિકતા આપણે જાળવવા માગીએ છીએ કે સામાજિક ફેરફારને લીધે જે જમાનો નાશ પામે છે તેના શ્રાદ્ધ તરીકે લોકવાર્તા સંઘરીએ છીએ? શ્રાદ્ધ તો એકબે જમાના સુધી જ ચાલશે. પછી એ શ્રાદ્ધ ઉપરની શ્રદ્ધા પણ ઊડી જશે. બીજા મહત્ત્વના વિષયોની ભીડ થશે ત્યારે લોકવાર્તાને કોણ પૂછશે?

કેટલાક વિકાસવાદીઓ જુદી જ દૃષ્ટિથી બાળશિક્ષણમાં વાર્તાને સ્થાન આપે છે. તેઓ કહે છે, "મનુષ્યને પોતાની ટૂંકી જિંદગીમાં સહસ્રાવધિ વર્ષોના વિકાસની પુનરાવૃત્તિ કરવી પડે છે અને તેથી શિક્ષણનો ક્રમ એ માનવી વિકાસના ક્રમને અનુસારે જ હોવો જોઈએ;" એ દૃષ્ટિથી બાળવાર્તાઓ ઘણી અગત્યની છે. આ વિકાસવાદીઓ પણ બાળવાર્તાઓનું મૂળ સ્વરૂપ જેવું ને તેવું જ રાખવા માગે છે. ઇતિહાસિયાની દૃષ્ટિએ જૂના વખતની વસ્તુઓ આજના જમાનામાં અસત્ય છે. વિકાસવાદીઓ એનો વિરોધ કરીને કહે છે, દરેક વ્યક્તિનો વિકાસ સમાજના ઐતિહાસિક વિકાસને અનુસરીને થતો હોવાથી દરેક પગથિયું હમેશાંને માટે સત્યરૂપ છે અને તેથી તેઓ બાળકને માનવજાતિના બાલ્યકાળનું પ્રતિનિધિ માનીને તે કાળનાં ઇતિહાસ અને લોકસ્થિતિને બાળશિક્ષણનો મુખ્ય આધાર અથવા મૂલમન્ત્ર માને છે.

આ બધાથી જુદો એક નવો પક્ષ છે. તેને આપણે જીવનવાદી કહીએ. તેઓ કહે છે. જીવન દરેક ક્ષણે સંપૂર્ણ છે. જીવનની જુદી જુદી દશામાં સાધનદશા અને ઉપભોગદશા એવો ભેદ પાડવાનું કંઈ કારણ નથી. પ્રૌઢ કાળ જેટલો સત્ય છે અને ઉપભોગ્ય છે તેટલો જ બાલ્યકાળ પણ છે. તેને ફક્ત સાધનરૂપ ગણવો એ બાળકોને અન્યાય અને ઈશ્વરનો ઉપમર્દ કર્યા બરાબર છે.

રવીન્દ્રનાથ ઠાકુરનું 'શિશુ' (The Crescent Moon) આ જ વૃત્તિથી લખાયેલું છે. એમાં જૂનીનવી બધી બાળકલ્પનાઓ દાખલ થઈ છે. હવે એ પંથ તપાસવો રહ્યો. નીતિવાદી શિષ્ટજનોમાં નીતિની સંભાળ રાખવાનો અને નાનાં બાળકોના કાનમાં અસભ્ય શબ્દોનો ઉચ્ચાર પણ ન પડવા દેવાનો આગ્રહ હોય છે. એમનો માર્ગ બહુ જ વિકટ હોય છે. બિચારાઓને દરેક વસ્તુમાં દોષ હોય છે, પણ કોઈ વસ્તુ નિર્દોષ જડતી જ નથી, અને તેથી તેઓ પોતે દુઃખી થાય છે અને બાળકોને પણ દુઃખી કરે છે

દરેક જમાનાની નીતિ વિશેની કલ્પના અમુક અંશે જુદી હોય છે; શિષ્ટાચારની કલ્પના પણ ભિન્ન હોય છે. સંસ્કૃત ભાષામાં કેટલાક અત્યન્ત શિષ્ટ અને શુદ્ધ માનેલા વાક્યપ્રયોગો ઉચ્ચારતાં પણ આપણને શરમ આવે. અંગ્રેજ સરકારને જેમ પ્રસિદ્ધ થતા દરેક લખાણ ઉપર ચોકી રાખવાની ઈચ્છા થાય છે તેમ આ નીતિવાદીઓને દરેક વસ્તુની નવી આવૃત્તિ તૈયાર કરવાનું મન થાય છે. તેમનો આગ્રહ યથાર્થ છે, પણ તેનો અતિરેક મૂર્ખાઈભરેલો હોય છે, અને કેટલીક વાર આ અત્યાગ્રહને લીધે જ અનિષ્ટ પરિણામ આવે છે. જીવનવાદીઓ તેમને કહે છે કે તમે તમારી દૃષ્ટિથી નિર્ણય કરો મા. જેમ દરેક જમાનાની નીતિકલ્પના ભિન્ન હોય છે તેમ બાલ્યકાળની નીતિ પણ જુદી હોય છે. જે વસ્તુની તમારા ઉપર ખોટી છાપ પડે છે તેની છોકરાં પર કશી અસર થતી નથી, જેમ કેટલીક વસ્તુઓ પુખ્ત ઉંમરના માણસને માટે નિર્દોષ હોય છે અને તે જ યુવાનોને હાનિકર થાય છે. જે સિદ્ધાંત નીતિ વિશે તે જ સિદ્ધાંત શિષ્ટતા અથવા ગ્રામ્યતાને વિશે. નાનાં છોકરાંની વાતોમાં ને સંભાષણમાં પાદવાનો ઉલ્લેખ આવે જ છે. આપણે તેને અશિષ્ટ ગણીએ છીએ. રામાયણ, મહાભારત આદિ આદ્યગ્રન્થોમાં કૃત્રિમ શિષ્ટાચાર કે કૃત્રિમ નીતિ નથી; અને સ્ત્રીપુરુષ, આબાલવૃદ્ધ તેમનું પારાયણ કરે છે, છતાં કોઈની ઉપર તેની ખોટી છાપ પડી નથી, એનું કારણ એ જ કે આ આદ્યગ્રન્થોમાં જીવનનો પ્રવાહ ઉઘાડો અને તેથી પરમ સત્ય છે. રામાયણ-મહાભારતનો જીવનપ્રવાહ એટલો બધો સમૃદ્ધ અને વેગવાન છે કે તેમાં સડો પેદા થઈ શકતો જ નથી. જીવનના વીર્ય ઉપર અને પ્રાણની શક્તિ ઉપર તેમની જે શ્રદ્ધા છે તે જ જો આપણામાં હોય તો જરા પણ ચોકી રાખ્યા વગર આપણે વિદ્યાર્થીઓને ઉત્તમમાં ઉત્તમ નીતિશિક્ષણ આપી શકીએ. અશિષ્ટ અને ગ્રામ્ય વસ્તુ વિશે છોકરાઓમાં યથાર્થ કલ્પના અને આવશ્યક ઘૃણા ઉત્પન્ન થશે, અને કંઈ પણ ઢાંકી રાખવાની જરૂર નહીં રહે.

ટૂંકામાં બાળજીવન સત્ય માનીને બાળશિક્ષણનો પ્રશ્ન હાથમાં લો, એટલે બાળશિક્ષણના બધા સિદ્ધાંતો બાળકો પાસેથી જ મળી શકશે.

૧૯૨૧

## સાર્વભૌમ વાર્તા

ઉત્તર ધ્રુવથી દક્ષિણ ધ્રુવ સુધી પૃથ્વીના બધા દેશોમાં, મોટા મોટા ખંડોમાં કે નાના નાના ટાપુઓમાં, સુધરેલા લોકોમાં તેમ જ જંગલી લોકોમાં, ઘરડાઓમાં તેમ જ બચ્ચાંઓમાં, સંસારીઓમાં તેમ જ સંન્યાસીઓમાં જો કોઈ સર્વસામાન્ય વ્યસન હોય તો તે વાર્તાનું છે. સાંજ પડી છે અને છતાં વાર્તા ચાલતી નથી એવું દુનિયામાં એકે ગામડું નહીં હોય.

હાલના જમાનામાં આગગાડી, તાર, આગબોટ, વેતાળયંત્ર (વાયરલેસ ટેલિગ્રાફ), છાપાંઓ અને છાપખાનાંઓ વધી ગયાં છે તેને લીધે દુનિયાની ગમે તે વસ્તુ ગમે ત્યાં પહોંચી શકે છે. પણ જ્યારે આવાં કશાં સાધનો ન હતાં ત્યારે પણ કેટલીક વાર્તાઓ હવાની માફક ત્રિખંડમાં ફરતી હતી એ હવે સિદ્ધ થઈ ગયું છે. કેટલીક નાનકડી સાદી પણ સુંદર વાર્તાઓ જ્યારે આપણે આપણા ગામડામાં સાંભળીએ છીએ ત્યારે આપણને થાય છે કે બહુ તો આ વાર્તા બાર ગાઉની અંદર જ ફરતી હશે. પણ શોધખોળ કરતાં એવું માલૂમ પડ્યું છે કે એની એ વાર્તા દેશ-કાલાનુરૂપ સહેજ બદલાયેલા વેશમાં અરબસ્તાનના તંબૂમાં, સહરાના રણમાં, મધ્ય એશિયાનાં જગજૂનાં શહેરોમાં કે રશિયાનાં ઝૂંપડાંમાં નાનાં નાનાં બાળકો ડોશીમાના ખોળામાં બેસીને સાંભળે છે.

આધુનિક સાધનોને લીધે આ વિશાળ દુનિયાનું એક શહેર બન્યું છે, જેની અંદર દરેક દેશ એક શેરીને સ્થાને છે અને શહેરો તે ઘરો બન્યાં છે, એમ કહેવાય છે. છતાં જૂના જમાનામાં દરેક દેશના લોકો અન્ય દેશોના વતનીઓનું લોકજીવન આપણા કરતાં વધારે જાણતા.

આ વાત આપણને જેટલી અસંભવિત લાગે છે તેટલી જ તે શક્ય છે. દેશદેશાન્તર જોવા ખાતર જિંદગીનાં ત્રીસચાળીસ વર્ષ ગાળનાર માર્કો પોલો, ઈબ્ન બટુટા અથવા હ્યુએનત્સાંગ આજે ક્યાં છે? જૂના વખતમાં વેપારીઓ અને પરિવ્રાજકો આખી દુનિયા ફરતા, અને દેશદેશની અજબ વસ્તુઓ સાથે નવા નવા વિચારો અને સુંદર સુંદર વાર્તાઓનો વિનિમય કરતા. સ્પેન્સરની 'ફેરી ક્વીન', બૉકેશિયોનું 'ડિકેમેરોન', 'અરેબિયન નાઈટ્સ' વગેરે ગ્રંથોમાં આ પ્રાચીન પ્રથાનું સ્મરણ છે.

હિંદુસ્તાનમાં પણ યાત્રા માટે નીકળેલા ઋષિમુનિઓ જ્યાં ક્યાંય સત્ર ચાલતું હોય ત્યાં થોડા દહાડા વિશ્રાન્તિ કરતા અને અત્યંત ઉત્સાહથી ધાર્મિક વાર્તાઓનો વિનિમય કરતા. બુદ્ધ ભગવાન પણ દરરોજ સાંજરે શ્રમણ ભિક્ષુઓને ભેગા કરીને જાતક વાર્તા કહેતા. ઈશુ ખ્રિસ્ત ધર્મોપદેશ કરતા ત્યારે તે વાર્તા મારફતે જ તે ઠસાવતા. વાર્તા પાછળ ગાંડા થયેલા અને કોઈ દિવસ પૂરી ન થાય એવી વાર્તા સાંભળવા ખાતર આખું રાજપાટ ડૂલ કરવા તૈયાર થયેલા રાજાઓ વિશે પણ આપણે સાંભળ્યું છે. જે સરસમાં સરસ વાર્તા કહી જાણે તેના ભારેમાં ભારે અપરાધ પણ જૂના જમાનામાં માફ થતા.

જ્યાં જ્યાં જૂનું વેપારનું મથક હતું ત્યાં ત્યાં દૂર દેશાવરના વેપારીઓ સરાઈઓમાં ભેગા થાય અને ચાતુર્યની, ઠગબાજીની, આશકમાશૂકની, કૂતરાંબિલાડાંની, રાજરાણીઓની, સાધુસંતોની, ઈશ્વરી ક્ષોભની અથવા દૈવી ચમત્કારની, મંત્ર-તંત્રની કે જાદુઈ ટોણાંની વાર્તાઓ જરૂર ચાલે જ ચાલે. હજી જ્યાં રેલવે ગઈ નથી ત્યાં આ બધું જોઈ શકાય છે. કાશ્મીરમાં અને નેપાળમાં વેપારીઓથી ફાટતી સરાઈઓમાં મેં આવી વાર્તાઓ ચાલતી સાંભળેલી છે.

આ વાર્તાઓ મુસાફરોને ભારેમાં ભારે શિક્ષણ આપનારી છે. દુનિયામાં બધે મનુષ્યસ્વભાવ સરખો છે, સુખદુ:ખનાં કારણો સરખાં છે, સુખની જ વસ્તુથી બધાનું હૃદય આવેશમાં આવે છે અથવા દયાથી પીગળી જાય છે – એનો સાક્ષાત્કાર આ વાર્તાઓ દ્વારા મળે છે. જે આશ્વાસન આપણને ધર્મપુસ્તકોથી, પુરાણથી કે કુરાનથી, બાઈબલથી કે થાલમદથી મળે છે તે જ આશ્વાસન અમેરિકાના નિગ્રો ગુલામોને આફ્રિકાથી એમના બાપદાદાઓએ પોતાની સાથે આણેલી વાર્તાઓથી અને ગાયનોથી મળે છે.

વાર્તાઓનો શોખ જેટલો હિન્દુઓમાં છે તેટલો અથવા તેથી પણ વધારે મુસલમાનોમાં છે. હાલના પાશ્ચાત્ય સાહિત્યમાં આપણા મુગ્ધ હૃદયને પોતાના જેવું કંઈ નથી લાગતું. પણ યુરોપના અને ખાસ કરીને દક્ષિણ યુરોપ અને પૂર્વ યુરોપની લોકવાર્તામાં આપણે આપણું હૃદય પ્રતિબિમ્બિત થયેલું જોઈએ છીએ. યુરેશિયન સંસ્કૃતિથી જુદા પડેલા આઈસલૅન્ડના લોકોની સગા (પૌરાણિક વાર્તાઓ)માં આપણને એ જ સાર્વત્રિક માનવી સ્વભાવનું દર્શન થાય છે.

બૌદ્ધકાલીન જાતકકથાઓ લો, જૈનકાલીન પંચતંત્ર લો, વિષ્ણુશર્માનું હિતોપદેશ વાંચો અથવા મિસર દેશના ઈસપની નીતિકથાઓ વાંચો, માણસ પરિસ્થિતિ સાથે, તિર્યગ્યોનિઓ સાથે, જીવસૃષ્ટિ સાથે એકરૂપ જણાય છે. રામાયણમાં પણ વાલ્મીકિ પશુપક્ષી, મત્સ્ય, વાનર વગેરે સર્વ પ્રાણીઓ સાથે એકરૂપ થઈ શકે છે. આ સમભાવને લીધે આપણે સર્વ પ્રાણીઓ ઉપર પ્રેમ કરી શકતા હતા, એમના સ્વભાવ ઉપરથી ઘણું શીખી શકતા હતા અને સર્વત્ર એક જ આત્મા છે એ સમજવું સહેલું હતું. 'A cow has no soul' (ગાયને જીવ હોતો નથી) એવું વાક્ય પ્રેમના જૂના જમાનામાં કોઈના મગજમાં ઉદ્‌ભવતું જ નહીં. વાર્તાઓ એ મનુષ્યજાતિનું જૂનામાં જૂનું અને અત્યંત વ્યાપક એવું જીવનરહસ્ય (Philosophy of life) છે.

ધાર્મિક આચાર, સ્મૃતિના નિયમો, રાજા તથા ધર્મગુરુઓની આજ્ઞાઓ, સામાજિક રિવાજો વગેરે અનેક વસ્તુઓથી માનવી મન અને હૃદય બદ્ધ છે અને તેથી તેને કૃત્રિમતા જાળવવી પડે છે. પણ વાર્તાઓમાં મનુષ્યહૃદયને, મનુષ્યકલ્પનાને પરિપૂર્ણ છૂટ રહે છે. હૃદયની લાગણી અને સહજ સ્ફૂર્તિથી ઉત્પન્ન થતા વિચારો વાર્તાઓમાં પરિપૂર્ણ રીતે પ્રકટ થાય છે. કોઈ પણ સમાજની ઉન્નતિ ક્યાં સુધી થઈ છે એ જોવું હોય તો તે ધર્મશાસ્ત્ર ઉપરથી નહીં જણાય, સ્મૃતિઓમાં નહીં મળે, શિષ્ટ ગ્રંથોમાં નહીં ખોળી શકાય, ઇતિહાસમાંથી પણ તે શોધી કાઢવું કઠણ છે. પણ કોઈ પણ સમાજની અમલી અથવા વ્યાવહારિક સંસ્કૃતિ કેવી અને ક્યા દરજ્જાની છે એનો સંપૂર્ણ ખ્યાલ તે સમાજની મૌલિક (original) લોકવાર્તાઓ ઉપરથી પરિપૂર્ણ આવી શકે છે. ધર્મગ્રંથોમાં તે સમાજના ઊંચામાં ઊંચા આદર્શો મળે છે. ઇતિહાસમાંથી અધિકારી વર્ગોનું અથવા જાતિઓનું જીવન કેવું હતું એની કલ્પના થઈ શકે છે. શિષ્ટ ગ્રંથો ઉપરથી વિદ્યાનો પ્રવાહ કઈ

દિશામાં અને કેવા વેગથી ચાલતો એ સ્પષ્ટ થાય છે. પણ લોકજીવનનું યથાર્થ ચિત્ર તો લોકવાર્તામાં જ મળે છે.

માટે કોઈ પણ સંસ્કૃતિનો સર્વાંગસુન્દર અભ્યાસ કરવો હોય તો તે દેશની ધાર્મિક કથાઓ, ઐતિહાસિક વૃત્તાંતો અને લોકવાર્તાઓ જાણવાં જ જોઈએ. વાર્તા એ શિક્ષણનું સ્વાભાવિક સ્વરૂપ છે, કેમ કે મનુષ્યજીવનનું તેમાં પરિપૂર્ણ ચિત્ર હોય છે. માણસને જીવવામાં વધારેમાં વધારે આનંદ પડે છે એ સ્વાભાવિક છે; અને તેથી જ મનુષ્યમાત્રને જીવનના પ્રતિબિંબરૂપ વાર્તાઓમાં વધારેમાં વધારે રસ પડે છે. ધર્મપુસ્તકો પ્રભુની પેઠે આજ્ઞા કરે છે, ઈતિહાસના ગ્રંથો મિત્રની પેઠે કાન ઉઘાડે છે, પણ લોકવાર્તાઓ પ્રેમાળ સહધર્મચારિણીની પેઠે મનને વશ કરીને માનવી સ્વભાવ અને માનવી જીવન વિશે બોધ આપે છે. ત્રણેની આવશ્યકતા છે. ઉપદેશ જે નીતિપાઠ ઠસાવી શકતા નથી તે વાર્તાઓ ઠસાવે છે, કેમ કે વાર્તાઓ મનુષ્યનું હૃદય બદલાવી નાખે છે. પ્રાણીઓ ઉપર દયા કરો એમ કહીએ એના કરતાં પ્રાણીઓ ઉપર પ્રેમ ઉત્પન્ન થાય અથવા એમની દીન દશા જોઈને દયા ઉત્પન્ન થાય એવી વાર્તાઓ કહીએ તો તેની અસર વધારે સારી થાય છે.

જીવનમાં કેટલો આનંદ રહેલો છે એનું ભાન વાર્તા દ્વારા જ આપણને થાય છે. ટીકા કરવી એના કરતાં કરી બતાવવું એ વધારે સારું છે એ સૌ જાણે છે. આજની લોકસ્થિતિ સારી ન લાગતી હોય તો સારી રહેણી રહી બતાવવી એ વધારે શ્રેષ્ઠ છે. એ ન બની શકે તો આપણે જે આદર્શ સ્થિતિ કલ્પતા હોઈએ તે પ્રત્યક્ષ અમલમાં આવી છે એમ બતાવનારી રસભરી વાર્તાઓ જો આપણે ઉપજાવી શકીએ તોપણ અરધું કામ થયું ગણાય. Looking Backward એ જાતની સમાજસત્તાવાદી વાર્તા છે. જો એ વાર્તા આપણે આપણી શક્તિને લીધે સમાજને પ્રત્યક્ષ કરાવી શકીએ તો પ્રત્યક્ષ આચરણ જેટલી તેની અસર સમાજ ઉપર પડે છે. મહાકવિ વાલ્મીકિનું રામાયણ એ જ જાતની વાર્તા છે એમ કેટલાકનું માનવું છે. બ્રહ્મદેવની સૃષ્ટિ સામે જેમ વિશ્વામિત્રે પ્રતિસૃષ્ટિ નિર્માણ કરી હતી એ જ પ્રમાણે કવિ પણ વાર્તાઓ દ્વારા પ્રતિસૃષ્ટિ નિર્માણ કરે છે અને વાચકવર્ગને ત્યાં લઈ જઈ ત્યાનાં શહેરીઓ બનાવે છે.

કવિ પોતાના રાજ્યમાં પોતાને ગમતા ધર્મસિદ્ધાંતો ચલાવે છે, પોતાને પસંદ એવું બંધારણ ઊભું કરે છે, શાને ચાહવું અને શાને ત્યજવું એનો નિર્ણય કરે છે, અને વાચકવર્ગ પાસે સ્વેચ્છાથી તે બધું સ્વીકારાવે છે. માટે જ વાર્તા લખનાર કવિ બ્રહ્મા છે, મનુ છે, રાજા છે, સમાજનેતા છે, મિત્ર છે, સાકી છે.

આપણે ત્યાં રાજપુત્રોને ધાર્મિક વાર્તાઓ દ્વારા બધું જ્ઞાન આપતા. દરેક પુરાણ એ રાજપુત્રોને માટે અને સામાન્ય લોકોને માટે વિશિષ્ટ મતને અનુસરતી કેળવણીનું પરિપૂર્ણ પાઠ્યપુસ્તક હોય છે એ તરફ આપણા સમાજનેતાઓનું ધ્યાન કેમ ગયું નથી એ સમજાતું નથી. પંચતંત્રની પ્રતિજ્ઞાનની વાર્તા પણ એવી જ છે. રાજાના ઠોઠ છોકરાઓ કેમે કર્યા ભણતા નહોતા તેમને આર્ય વિષ્ણુશર્માએ

વાર્તા દ્વારા છ મહિનાની અંદર ભણાવીગણાવીને ડાહ્યા બનાવી દીધા. ઉપનિષદોમાં પણ મોટા મોટા ઋષિઓ વિશ્વનાં રહસ્યો ઉકેલનાર મહાન સિદ્ધાંતો વાર્તા દ્વારા પોતાના શિષ્યોનાં મન ઉપર સહેલાઈથી ઠસાવતા.

આજે પણ પોતાના પ્રસંગમાં આવેલાં બાળગોપાળને વાર્તા દ્વારા આનંદ અને જ્ઞાન આપવા 'માણભટ્ટ'* અવતરેલો છે. દુનિયાના સર્વ દેશના, સર્વ કાળના અને સર્વ જાતના શાસ્ત્રમાન્ય, લોકમાન્ય, શિશુમાન્ય વાર્તાકારો 'માણભટ્ટ'ને આશીર્વાદ આપો.

૧૯૨૧

# લોકગીત

જ્યાં ધર્મ છે ત્યાં દંભ પણ છે. દીવા તળે અંધારું, આત્મા તળે અહંકાર અને ધર્મ તળે દંભ, એ સનાતન નિયમ છે. બાહ્ય નિયમન આવ્યું એટલે સાથે છેતરપિંડી આવી જ. આ નિયમને અનુસરીને, સમાજમાં જેમ જેમ શિષ્ટમાન્ય નિયમો મનુષ્યસ્વભાવને દબાવવાનો પ્રયત્ન કરે છે તેમ તેમ લોકોમાં એક પ્રગટ ભાવ અને બીજો ગુપ્ત ભાવ એવી બેવફાદારી ઉત્પન્ન થાય છે. આજે શિષ્ટ સમાજમાં ભાષાની કે આચારવિચારની જે શુદ્ધતા આપણે જોઈએ છીએ તે જો સાચી હોય તો આજે સત્યયુગ છે એમ માનવામાં કશો વાંધો નથી. જેમ પોશાકથી આપણે શરીરની એબ ઢાંકીએ છીએ તેમ શિષ્ટ ભાષા દ્વારા આપણે આપણા વિચારની મલિનતા ઢાંકીએ છીએ. અમુક સંપ્રદાયવાળા લોકોથી અમુક વસ્તુ ન જ કરી શકાય એવો નિયમ કર્યા પછી તે સંપ્રદાયમાં જે દંભ અને ડોળ ઉત્પન્ન થાય છે તે જોઈને નિયમ કરનારાઓ પર હસવું છૂટયા વિના રહે જ નહીં. જહાંગીર બાદશાહ વિશે એમ કહેવાય છે કે રાત્રે જે મિત્રો સાથે તે સારી પેઠે શરાબ ઢીંચતો તે જ મિત્રો બીજે દિવસે દરબારમાં શરાબનું નામ સરખું કાઢે તો તેને ધર્મવિરુદ્ધ વર્તન ગણીને સખત સજા કરતો. શિષ્ટાચારની આ કનડગત મનુષ્યસ્વભાવ સદાકાળ સાંખી શકતો નથી. શિષ્ટાચારની જોહુકમીમાંથી છૂટી જવા માટે જ કલબો સ્થાપેલી હોય છે. આજે સમાજસુધારક વર્ગે સમાજમાં ઝાઝો નૈતિક સુધારો કરેલો જોવામાં નથી આવતો. તેમણે શિષ્ટાચારમાં એક જાતનો પ્રૉટેસ્ટંટ સુધારો કર્યો છે એમાં શક નથી. મનુષ્યસ્વભાવ ઝીલી શકે એના કરતાં વધારે શિષ્ટાચાર સમાજમાં દાખલ થાય તો નૈસર્ગિક આનંદ અને નૈસર્ગિક કળા લુપ્ત થઈ દંભ અને છૂપી વિલાસલોલુપતા વધ્યા વગર રહે જ નહીં.

આદ્યકવિઓ આ દંભના ભારેમાં ભારે શત્રુ હતા. જેમ માબાપને નાના બાળકને નાગું કરી નવડાવવામાં કશું અજુગતું કે વિપરીત નથી લાગતું તેમ

* આશ્રમમાં ચાલતા હસ્તલિખિત 'માણભટ્ટ' માટે લખાયેલો લેખ.

આદ્યકવિઓને મનુષ્યસ્વભાવનું વર્ણન કરતાં કશો સંકોચ ઉત્પન્ન નથી થતો. શિષ્ટમાન્ય સાહિત્યથી કોહી ગયેલા મગજને આદ્ય સાહિત્યનો ખુલ્લો પવન મળ્યે કેટલો આનંદ થાય છે એનું વર્ણન અનેક ગ્રંથકારોએ પણ કર્યું છે. સાધુ પુરુષોમાં શિષ્ટ અને અશ્લીલ એવો ભેદ નથી હોતો. એ જ સ્થિતિ લોકગીતની છે. લોકગીતોમાં વિવેક હોય છે, પણ તે જેટલો સમાજની રગેરગમાં પેસી ગયો છે તેટલો જ હોય છે. દંભથી બતાવેલો વિવેક તેમાં નથી હોતો. લોકગીતમાં સંયમ હોય છે, પણ તે લોકસ્વભાવ સાથે એકરૂપ થયેલો હોય છે. ઈશ્વરે રચેલી સામાન્ય સૃષ્ટિ જો સુંદર હોય અને કુશલ હોય તો લોકગીતો પણ સુંદર અને કુશલ છે એમ માનવું જ પડે. લોકગીતોની એક ખૂબી એ હોય છે કે અત્યાર સુધી તેમની ખાસ સંભાળ કોઈએ લીધી નથી. ઘણાં લોકગીતો કુદરતી મોતે મરી જાય છે. ડાર્વિનનો 'Survival of the fittest'(क्षमस्यैव हि निस्तार:)નો નિયમ જો સંપૂર્ણ રીતે લાગુ પડતો હોય તો તે લોકગીતોને જ છે. સમાજમાં જો સાચી નૈતિક ઉન્નતિ થઈ જાય તો નીતિબાહ્ય લોકગીતો આપોઆપ મરી જાય. વહેતી હવામાં જેમ મચ્છર ટકી શકતા નથી તેમ શુદ્ધ સમાજમાં અશુદ્ધ ગીતો ટકી જ ન શકે. સમાજમાં સડો સહન કરીએ અને ખરાબ લોકગીતોને વખોડીએ એ સડેલી વસ્તુ ખાઈએ અને ઓડકારને નિન્દીએ એના જેવું છે. જેમ માખીઓ ગંદવાડ ક્યાં છે એ બતાવીને આપણી સેવા કરે છે તેમ રૂઢ ખરાબ લોકગીતો પણ લોકસમાજ આજે કઈ દિશામાં છે એ બરાબર બતાવે છે. ઈતિહાસકારોને માટે આ જ કારણસર લોકગીતોનું મહત્ત્વ હોય છે. ડ્રાઈડનની કવિતા ઉપરથી તે વખતની ઇંગ્લંડની સ્થિતિ જેટલી આપણે સમજી શકીએ તેટલી ઇતિહાસનાં પાઠ્ય-પુસ્તકોમાંથી મળી ન શકે. મળે તેટલાં બધાં લોકગીતોનો સંગ્રહ ઇષ્ટ છે, પણ બધાં લોકગીતોનો પ્રચાર કરવો જોઈએ એમ કોઈ કહેતું નથી. તેમ જ સામાજિક સખતાઈથી આવાં લોકગીતો કાઢી નાખવાં શક્ય હોય તોપણ એ સલામતી ભરેલો માર્ગ નથી, કેમ કે સમાજદશા સૂચિત કરનાર એ થરમૉમિટરનો નાશ કરવાથી સામાજિક જ્વર ઊતરી જવાનો નથી. સમાજને સુધારો એટલે દીવાના આવવાથી અંધકાર આપોઆપ નાસી જાય છે તેમ ખરાબ ગીતો આપોઆપ લુપ્ત થશે.

મહાભારત અને રામાયણમાં લોકસ્થિતિ નિર્ભયપણે વર્ણવેલી છે, છતાં તેથી લોકનીતિ બગડી ગઈ છે એમ તો કોઈ કહી જ ન શકે. પુરાણકાલીન અથવા વેદકાલીન ભારતવર્ષમાં જે નીતિમત્તા હતી તેથી માનવસમાજ એક ડગલું પણ આગળ વધ્યો નથી એમ વિકાસવાદી વૉલેસે મુક્તકંઠે કબૂલ કર્યું છે. એવા ગ્રંથોમાં શિષ્ટાશિષ્ટતાનો ભેદ નથી એ ઉપરથી એ સિદ્ધ થાય છે કે નિર્મળ ભાવે સમાજ-સ્થિતિ વર્ણવવાથી સમાજ બગડતો નથી; ઊલટું સમાજસ્થિતિનું યથાર્થ ભાન થવાથી તે સુધારવાનો ઉત્સાહ અને દૃઢ નિશ્ચય જ કેળવાય છે.

# આપણું લોકસાહિત્ય

અમેરિકાના કોઈ પણ પ્રખ્યાત પુરુષનું ચરિત્ર જુઓ, એનાં માબાપ અથવા વડવાઓ ઈંગ્લંડમાં કે સ્કૉટલંડમાં રહેતા, પછી ત્યાંથી અમેરિકામાં આવ્યા, એવી શરૂઆત જોવામાં આવશે. અમેરિકન ઇતિહાસની પૂર્વપીઠિકા યુરોપીય ઇતિહાસમાં ખોળવામાં આવે છે. અમેરિકન સામાજિક અને રાજકીય ઇતિહાસનું મૂળ યુરોપના સામાજિક અને રાજકીય બંધારણમાંથી નીકળેલું બતાવવામાં આવે છે. એ બધું ત્યાં સ્વાભાવિક છે, કેમ કે અમેરિકન મહાપ્રજા યુરોપથી ત્યાં ગઈ છે. આપણે અહીં, અંગ્રેજી ભણેલા આપણે જ્યારે કોઈ પણ વિષય ઉપર લખીએ છીએ ત્યારે યુરોપથી જ શરૂઆત કરીએ છીએ, કેમ જાણે આપણી સંસ્કૃતિ પણ વિલાયતથી જ અહીં આવી હોય નહીં!

આ પદ્ધતિ દરેક રીતે દુષ્ટ છે અને અસ્વાભાવિક કેળવણીનું પરિણામ છે. અંગ્રેજો અહીં આવ્યા ત્યાર પહેલાં શું આપણે જંગલી દશામાં હતા? શું આપણા સમાજમાં દરેક અંગનો પ્રાચીન કાળથી વિકાસ થતો નથી આવ્યો?

લોકસાહિત્યની પૂર્વપીઠિકા ડેન્માર્કમાંથી શોધવાની જરૂર નથી. પ્લેટો અને એરિસ્ટોટલનાં વચનથી લોકશિક્ષણમાં લોકસાહિત્યનું મહત્ત્વ સિદ્ધ કરવાની જરૂર નથી. યુરોપમાં અને હિંદુસ્તાનમાં લોકસાહિત્ય પ્રત્યેની લોકોની લાગણી ભિન્ન ભિન્ન છે. યુરોપનો પ્રાચીન ઇતિહાસ કહે છે કે હાલમાં જેને યુરોપિયન સંસ્કૃતિ કહે છે તે ખરું જોતાં ગ્રીક અને રોમન સંસ્કૃતિ છે, જેને તેઓ 'Classical Culture' કહે છે. આ ગ્રીક અને રોમન લોકો અભિમાની હતા. જેઓ ગ્રીક અને લૅટિન ન હોય તે બધા 'બાર્બેરિયન' એટલે કે જંગલી ગણાતા. મધ્ય યુરોપ તથા ઉત્તર યુરોપમાં આ 'કલાસિકલ' સંસ્કૃતિનું સામ્રાજ્ય ફેલાયું અને ત્યાંના લોકોએ પણ ઉપરના મતનો સ્વીકાર કર્યો અને પોતાનું જંગલીપણું ધોઈ નાખવા માટે 'કલાસિકલ' સંસ્કૃતિનો સ્વીકાર કર્યો. એ સ્થિતિ લગભગ બે હજાર વર્ષથી ચાલતી આવેલી છે. કેળવણી એટલે 'કલાસિકલ' કેળવણી એવો જ અર્થ થતો. વર્તમાન યુગમાં ફ્રેન્ચ, જર્મન, ઇટાલિયન કે અંગ્રેજ જાતિઓએ જ્ઞાનમાં અને વિચારમાં જે વૃદ્ધિ કરી છે તેનો પાયો પણ 'કલાસિકલ' સાહિત્યમાં જ રહેલો છે. નવી વસ્તુ તો ફક્ત ભૌતિક શાસ્ત્રોની જ છે.

હવે આ બે હજાર વર્ષ પછી મધ્ય અને ઉત્તર યુરોપમાં આત્માનાત્મવિવેક જાગ્રત થયો છે—સ્વાભિમાન જાગ્રત થયું છે. ત્યાંના લોકોને હવે એમ લાગે છે કે 'છેક પહેલાંના આપણા પૂર્વજો ગ્રીક અને લૅટિન ન હતા; તેમ જ ગ્રીક અને લૅટિન લોકો કહેતા તે પ્રમાણે તેઓ જંગલી પણ ન હતા. ગ્રીક અને લૅટિન લોકોનું રાજ્ય થયું તેના પહેલાં આપણા પૂર્વજોએ સહજસુંદર, કાવ્યમય અને

સ્વાભાવિક એવું એક સાહિત્ય નિર્માણ કરેલું. બે હજાર વર્ષ સુધી આપણે એની ઉપેક્ષા કરી તે છતાં અશિષ્ટ ગણાતા લોકોમાં તે ટકી રહ્યું છે – અર્થાત્ તે વીર્યવાન છે.' અત્યાર સુધી પોતાના પૂર્વજોના વારસાની તેમણે કદર કરી નહીં એનો તેમને પશ્ચાત્તાપ થયો, અને હવે પછી પોતાના વંશજોમાં સ્કૅન્ડિનેવિયન અથવા નૉર્સ સંસ્કૃતિનું જ્ઞાન અને પ્રેમ ઉત્પન્ન થાય તે માટે તેઓની કેળવણીની શરૂઆતમાં જ નૉર્સ સગા (પૌરાણિક કથા) જેવા લોકસાહિત્યનો પરિચય કરાવવાનો તેમણે નિશ્ચય કર્યો છે. આમ ત્યાં લોકસાહિત્યની શોધ અને સેવા એ એક જાતનો 'ક્લાસિકલ' સંસ્કૃતિ સામે બળવો છે. ક્લાસિકલ સંસ્કૃતિ પારકી છે, આપણી નથી, તેનું ઝૂંસરું ફેંકી દેવું જોઈએ એવો વિચાર આ પ્રવૃત્તિના મૂળમાં દેખાય છે. 'ક્લાસિકલ' સાહિત્ય Classesને માટે છે, Massesને માટે નથી, એટલે કે ખાસપ્રજાને માટે છે, આમપ્રજાને માટે નથી, એવો ખ્યાલ ત્યાં પ્રચલિત થઈ ગયેલો છે. એની અસર ત્યાંની કેળવણી પર થઈ છે.

'ક્લાસિકલ' સાહિત્યનો ત્યાં કોઈ ત્યાગ કરી શક્યા એમ નથી છતાં 'ફોક'-સંસ્કૃતિ અથવા લોકસંસ્કૃતિ પ્રતિસ્પર્ધી તરીકે ઉત્પન્ન થઈ છે. એ જ વૃત્તિ અમેરિકન નિગ્રોમાં ઉત્પન્ન થઈ છે. અમેરિકન નિગ્રો લોકોની કેળવણી અમેરિકન ઢબની હોય છે, છતાં તેની અંદર આફ્રિકન લોકસાહિત્ય, આફ્રિકન સંગીત, આફ્રિકન નાચ વગેરે દાખલ કરનાર એક પક્ષ ઊભો થયો છે.

આપણા દેશમાં લોકસાહિત્યની સ્થિતિ અને પ્રતિષ્ઠા જુદા જ પ્રકારની છે. આપણી પ્રજા રાજકારણપ્રધાન નથી. આપણે ત્યાં Classes અને Masses અથવા ખાસ અને આમ એવો પ્રખર ભેદ પડયો ન હતો, 'શ્રેષ્ઠ' લોકોએ 'ઇતર જનો'ની ઉપેક્ષા કરી ન હતી. આર્ય સંસ્કૃતિમાં વિદ્વાન વર્ગ લોકસંગ્રહનું મહત્ત્વ જાણતો આવ્યો છે. વેદોમાં આદ્ય ઋષિઓએ સૂક્ષ્મ આધ્યાત્મિક સિદ્ધાંત મંત્રબદ્ધ કરવા માટે લોકવાર્તાઓનો ઉપયોગ કર્યો છે. પુરાણોમાં પણ તેમ જ છે. સાચું જોતાં આપણાં પુરાણો તો લોકશિક્ષણનાં પાઠયપુસ્તકો જ છે. પ્રજા-સમસ્તને જેટલા વિષયમાં કેળવણી આપવાની જરૂર માનવામાં આવતી તે બધા વિષયો એક એક પુરાણોમાં હોય છે. અને સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાં પુરાણોની રચનાશૈલી પણ કેળવણીશાસ્ત્રના સિદ્ધાંતને અનુસરતી છે. સંગીતમાં પણ રામાયણકાળથી શાસ્ત્રીય સંગીત અને લૌકિક સંગીત બંનેની સરખી પ્રતિષ્ઠા હતી. વાલ્મીકિએ લવ અને કુશને માર્ગી સંગીત પ્રમાણે દેશી સંગીતમાં પણ પ્રવીણ બનાવેલા હતા. બૌદ્ધ ધર્મમાં જાતકકથાનું સ્થાન બહુ ઊંચું છે. જાતકકથા નિર્વિવાદપણે લોકસાહિત્ય જ છે. ધાર્મિક ગ્રંથોમાં જે લોકસાહિત્ય ગ્રથિત થઈ શક્યું નહીં તે કથાસરિત્સાગર, પંચ-તંત્ર, હિતોપદેશ વગેરે ગ્રંથોમાં ગ્રથિત કરવામાં આવ્યું છે. આપણા સાધુસંતોએ પણ લોકવાર્તાનો અને લોકસાહિત્યનો ઠીક ઉપયોગ કર્યો છે અને નવું લોકસાહિત્ય નિર્માણ પણ કરેલું છે. વેતાળપચીસી, સિંહાસનબત્રીશી, શુકબોતેરી વગેરે ગ્રંથો તો સમાજની અધમ અને પતિત દશાના કાળનું લોકસાહિત્ય છે. ભોજ અને

કાલિદાસની વાર્તાઓ, બાદશાહ-બિરબલની વાતો વગેરે સંગ્રહોથી આ લોકસાહિત્યની પરંપરા આધુનિક કાળ સુધી આવી પહોંચે છે. હિંદુસ્તાનમાં લોકસાહિત્યનું મહત્ત્વ પ્રજાથી કોઈ દિવસ અજાણ્યું નહોતું અને તેથી જ વેદકાળથી આ પરંપરા અબાધિત રહી છે. શિક્ષણક્રમમાં લોકસાહિત્યને પહેલેથી જ સ્થાન છે. હાલના મોટા વિદ્વાનો માને છે કે મનુષ્યજાતિનો વિકાસ જે ક્રમમાં થયો હોય એ ક્રમમાં જ કેળવણી અપાવી જોઈએ. વિષયો ભણાવવાનો ક્રમ પણ સ્વાભાવિક જ હોવો જોઈએ, એટલે કે જે શાસ્ત્ર સૌથી પહેલું નિર્માણ થયું હોય તે પ્રથમ ભણાવવું, જે શાસ્ત્રનો પાછળથી વિકાસ થયો તે પાછળથી ભણાવવું, અને દરેક શાસ્ત્રમાં પણ જે પગથિયાંથી તે શાસ્ત્રની ઉન્નતિ થયેલી હોય તે જ ક્રમથી તે શાસ્ત્ર ભણાવવું જોઈએ. આપણાં પુરાણો એ જ ક્રમને અનુસરે છે એ ઉપર કહ્યું જ છે. આપણી કેળવણી અંગ્રેજોના હાથમાં ગઈ ત્યારથી જ ઉપલી પરંપરામાં ભંગાણ પડયું છે.

હવે આપણે તો આ ૫૦—૭૫ વરસની ભૂલ સુધારવી રહી. આ પચાસ-પોણોસો વર્ષમાં સુશિક્ષિત અને અશિક્ષિત એવાં નવીન તડ પડયાં છે. અમીર અને ગરીબ આ પચાસ વરસની અંદર જ એકબીજાને મળતા બંધ થયા છે. સુશિક્ષિત લોકોએ ગામડાંની આભડછેટ માની છે અને તેથી લોકસાહિત્ય આપણાથી અળગું થયું છે. આપણાં વ્રતોમાં અને ઉત્સવમાં જે લોકવાર્તાઓ અને લોકકળા છે તે પણ ધર્મસંશોધનના – સુધારાના ખોટા ખ્યાલથી આપણે મરવા દઈએ છીએ. આજે જો આપણે નહીં ચેતીએ તો ઘણું સાહિત્ય, ઘણી રસિકતા આપણી આંખ સામે જ નાશ પામશે. એનો ઉપાય જૂનું સાહિત્ય વિસ્મરણના વિનાશમાંથી કાઢીને ચોપડીઓના પૂંઠા નીચે દાટી રાખવું એ નથી. સામાજિક જીવનમાં તેને જીવતું કરવું જોઈએ. કેળવણીમાં તેને પ્રતિષ્ઠાનું પદ મળવું જોઈએ. તો જ આપણું લોકસાહિત્ય ટકશે, ફૂલશે, ફાલશે અને પ્રજાજીવન સંસ્કારી અને સમૃદ્ધ થશે.

૧૯૨૦

## લોકસાહિત્યની મીમાંસા

મનુષ્યની કેળવણીમાં મોટામાં મોટો કોઈ વિષય હોય તો તે મનુષ્ય જ છે. સર્વ શાસ્ત્રો, સર્વ કળાઓ, ઈતિહાસ અને વિજ્ઞાન, સમાજશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર બધું માણસને માટે છે. તેથી જ સંસ્કારી કેળવણીમાં ઈતિહાસને મહત્ત્વ આપેલું છે, તેથી જ ધર્મશાસ્ત્રની આટલી મહત્તા મનાયેલી છે, અને તેથી જ અનેક મનુષ્યોને બીજાં મનુષ્યો વિશે જ્ઞાન મેળવવામાં રસ પડે છે. અથવા એમ કહીએ તો ચાલે કે દુનિયામાં જે જે શાસ્ત્રો અથવા વિષયો નિર્માણ થયાં છે તે બધાં મનુષ્યની મનુષ્ય વિશે અથવા પરિસ્થિતિ વિશેની જિજ્ઞાસા તૃપ્ત કરવા માટે થયાં છે. મનુષ્યમાં સામાજિક જીવનની જે સ્પૃહા રહેલી છે તેને લીધે જ એક માણસ બીજા માણસ

વિશે કંઈક જાણવા માગે છે; એટલું જ નહીં પણ જે માણસ સમાજની વિવિધ વ્યક્તિઓનો સ્વભાવ, તેમની ભાવનાઓ, તેમની આકાંક્ષાઓ અને અભિરુચિ જેટલે દરજ્જે વધારે જાણે છે તેટલે દરજ્જે તે વ્યક્તિઓ ઉપર સ્વામિત્વ મેળવે છે અને અનેક લોકોને પોતાની ઈચ્છા પ્રમાણે દોરે છે. તેથી જ જૂના વખતમાં ચતુર રાજદ્વારી પુરુષો પોતાના છોકરાઓને ઈતિહાસ ભણાવતા અને એમની પાસેથી લોકસ્વભાવનું નિરીક્ષણ કરાવતા.

પ્રાચીનકાળમાં રાજપુત્રને પુરાતન વાર્તાઓ કહેવા માટે વિદ્વાન શાસ્ત્રી-પંડિત રાખવામાં આવતા. દરેક રાજપુત્રને પોતાના દરબારમાં ભાટચારણ પાસેથી પોતાનો વંશ, પૂર્વજોનું પરાક્રમ અને પોતાના દેશના લોકોનો ખાસ સ્વભાવ જાણવાની તક આપવામાં આવતી. બ્રાહ્મણો પાસેથી આ દુનિયા કેવી રીતે નિર્માણ થઈ, એનો નિયન્તા કોણ છે, આ દુનિયાની વ્યવસ્થા કેમ ચાલે છે, સમાજવ્યવસ્થા ઠીક રહેવા માટે દરેક માણસે શું શું કરવું જોઈએ તેનું વિગતવાર જ્ઞાન મળતું અને દરબારના ખુશામતિયા વિદૂષક પાસેથી ઠગ લોકોની યુક્તિઓ, સ્ત્રીઓનો સ્વભાવ, ચતુર વાર્તાલાપ એ બધાંનું જ્ઞાન મળતું. એક રાજાના ચારપાંચ દીકરા એટલા મંદબુદ્ધિ હતા કે લોકવાર્તામાં એમને રસ પડતો નહીં. એમ જોઈને વિષ્ણુગુપ્ત નામે મહાપંડિતે શિયાળ, વરુ, બળદ અને કાગડા જેવાં પશુપક્ષીઓની બાળવાર્તાઓ દ્વારા રાજકાજનું જટિલ તત્ત્વજ્ઞાન તેમને શીખવ્યું એવું વર્ણન એક જૂના ગ્રંથમાં છે.

વાર્તા સાંભળવાનો શોખ દુનિયાના દરેક દેશમાં અને દરેક કાળમાં અખંડ જાગ્રત છે. છોકરાઓ બાળપણના ઉત્સાહને લીધે, તરુણો યૌવનસહજ રસિકતાને લીધે, અને ડોસાઓ નિવૃત્તિનો સમય આનંદમાં ગાળવા માટે વાર્તા સાંભળે છે. મનુષ્યસ્વભાવના આ અંશનું પરીક્ષણ કરીને દુનિયાના ગુરુઓએ વાર્તાનું ઉપજીવન કરીને પોતાનો ઉપદેશ દુનિયા આગળ મૂકેલો છે. એક તરફ જિજ્ઞાસા એ જેમ મનુષ્યનો સ્વભાવ છે તેમ બીજી તરફ પોતાની શક્તિ પ્રમાણે જીવનની દરેક મુશ્કેલીનું કંઈક તો નિરાકરણ કરવું જોઈએ એવો આગ્રહ મનુષ્યસ્વભાવમાં હોય છે; અને તેથી જ કુદરતી બનાવો, ચમત્કારો, તારાઓની ગતિ, જન્મમરણનું અને પ્રજોત્પત્તિનું રહસ્ય વગેરે વિષયો ઉપર દરેક દેશના સુધરેલા અને જંગલી લોકોએ પોતાની મેળે કંઈક ને કંઈક ઉપપત્તિ બેસાડેલી છે.

આ રીતે જ માનવહૃદયને સમાધાન મળે છે, કલ્પનાશક્તિને અવકાશ મળે છે અને કાવ્યશક્તિને પોષણ મળે છે. આજે કવિ મનોવિનોદાર્થે ભ્રમ ઉત્પન્ન કરે છે અને તેમાં રસ લે છે; કાવ્યમાં તો અસત્ય સૃષ્ટિ જ હોય એવી કલ્પના હાલમાં પ્રચલિત થઈ છે. માનવજાતિના બાલ્યકાળમાં આમ ન હતું. સંસ્કૃત ભાષામાં તેમ જ વેદમાં કવિ એટલે રહસ્ય જાણનાર, કવિ એટલે મંત્રદ્રષ્ટા, કવિ એટલે ઇન્દ્રિયોને અગોચર એવી વસ્તુઓનું રહસ્ય ઉકેલનાર. અને તેથી જ કવિ સમાજનો નેતા હતો. સમાજનેતાને સમાજને દોરવાની કળા આવડવી જોઈએ. આપણા પ્રાચીન નેતાઓ લોકશિક્ષણનો પ્રધાન સિદ્ધાંત સારી રીતે જાણતા હતા. સ્થૂળમાંથી

સૂક્ષ્મ, જ્ઞાતમાંથી અજ્ઞાત, નિકટમાંથી દૂર, પ્રકટમાંથી ગૂઢ, અંદરથી બહાર, સ્વકીય-માંથી પરકીય એ કેળવણીનું સૂત્ર એમણે ક્યારનું ઓળખેલું હતું, અને તેથી સમાજ-શિક્ષણમાં પ્રાચીન વિચારો, પ્રાચીન કલ્પનાઓ, લોકરૂઢ રૂપકો, અને પ્રાચીન ઈતિહાસ લઈને તે દ્વારા તેઓ દરેક નવીન વસ્તુ સમાજમાં દાખલ કરતા. ધ્યાનસ્થ બેસીને વિશ્વમાં રમનાર, ચિત્તશક્તિ સાથે એકરૂપ થયેલા ઋષિઓ ભાષા વગર, વાણી વગર, અરે, મનની દરમિયાનગીરી વગર આ દુનિયાનું રહસ્ય જાણી શકયા. પણ સમાજને તે જ્ઞાન તેઓ કેવી રીતે આપે? જે વસ્તુનો લોકોને અનુભવ નથી, જેની સાથે સરખામણી કરવા જેવો દુન્યવી અનુભવ મળે નહીં તે વસ્તુ સમાજ આગળ કઈ રીતે મૂકે?

આપણા પ્રાચીન ઋષિઓ ચિત્રકાર હતા. ગમે તે ગૂઢ સિદ્ધાંતનું શબ્દચિત્ર પોતાની અમોઘ શક્તિથી તેઓ ઊભું કરી શકતા હતા. તેમણે તેમના વખતમાં પણ અત્યન્ત પ્રાચીન મનાતી લોકવાર્તાઓ હાથમાં લીધી, તેમાં જોઈએ તેવા ફેરફાર કર્યા અને પોતાને સ્ફુરેલાં તત્ત્વોનું શબ્દચિત્ર લોકો આગળ રજૂ કર્યું. સામાન્ય લોકોને તેમાં વાર્તાનો રસ મળતો અને ધ્યાનપરાયણ જિજ્ઞાસુઓને તેમાં પરમ રહસ્ય મળતું.

કોઈ પણ વસ્તુ સીધી રીતે કહેવી જ નહીં એ ઋષિઓનો જાણે સ્વભાવ. તેથી જ તેઓ કહે છે: परोक्षप्रिया इव हि देवाः प्रत्यक्षद्विषः। એ પ્રથા એ જ રીતે આગળ ચાલી. ઋષિઓએ પરમ ગૂઢ જ્ઞાન લોકવાર્તામાં મૂકયું. જ્યોતિર્વિદોએ પોતાનું શાસ્ત્ર લોકવાર્તામાં ગોઠવી દીધું. સમાજશાસ્ત્રકારોએ પોતાના વ્યાપક સિદ્ધાંતોનું અને સામાજિક નિયમોનું સમર્થન લોકવાર્તા દ્વારા કર્યું. એટલું જ નહીં પણ નિરુક્તકારોએ પણ વાર્તાનો આશ્રય લીધો. પુરાણકારોએ વફાદારીથી એ જ પ્રથા આગળ ચલાવી. ધાર્મિક તત્ત્વો અને સામાજિક અનુ-શાસનો લોકપ્રિય કરવા તેમણે પ્રચલિત ઈતિહાસ અને લોકવાર્તાઓ હાથમાં લીધાં. લોકહૃદય સાથે એકતાન થયેલા પુરાણકારોએ લોકવાર્તામાં અથવા ઇતિહાસમાં ગમે તેવો ફેરફાર કરવાનો અધિકાર પોતાને છે એમ માની લીધું અને જે ધાર્મિક તત્ત્વોનો પ્રચાર કરવો હોય તેને અનુકૂળ વાર્તાનો પ્રવાહ દોર્યો. એમાં તેમની ઉપર આપણે અસત્યવાદિત્વનો આરોપ તો ન જ મૂકી શકીએ. તેઓ સ્પષ્ટ કહે છે કે અમે કહીએ છીએ તે અર્થવાદ હોય છે અને તેથી જ વાલ્મીકિરામાયણ, અધ્યાત્મ-રામાયણ, આનંદરામાયણ, અદ્‌ભુતરામાયણ, તુલસીરામાયણ અથવા ભાવાર્થરામા-યણમાં એક જ રામ અને સીતાની વાર્તા અનેક રીતે વર્ણવેલી છે. યુરોપમાં પ્રતિ-ષ્ઠિત લોકો વચ્ચે અને સામાન્ય લોકો વચ્ચે જેટલું અંતર પડેલું તેટલું અંતર આપણે ત્યાં ન હતું.

૧૯૨૦

# જીવનવિકાસી સંગઠન

આજકાલનો કોઈ પણ માણસ લો તેને સ્વાભાવિક રીતે જ ઊંડે ઊંડેથી એમ લાગતું હોય છે કે આપણે હવે કોઈ નવા જમાનાની, નવા યુગની, નવા જીવનક્રમની શરૂઆત કરીએ છીએ. ભારતવર્ષ એક છે એમ આપણે ભલે કહેતા આવ્યા હોઈએ, તેમ જ આપણી સાંસ્કૃતિક એકતા મુખ્ય મુખ્ય બાબતોમાં સ્પષ્ટ-પણે ભલે દેખાતી હોય તોયે આપણે આજ લગી નાનીમોટી ટોળીઓમાં જ રહેતા આવ્યા છીએ એ ભૂલવું ન જોઈએ. વિવિધતામાં એકતા એ આપણી સંસ્કૃતિની ખાસિયત છે. પણ આપણે તો વિવિધતાને અનેકધા ફાલવા દીધી અને એકતા કેળવવાનું લગભગ ભૂલી જ ગયા. તેથી સમાજમાં બળ હોવા છતાં આપણે નબળા નીવડયા. આપણા બધાની એકસરખી રહેણીકરણી તથા વિચારસરણી હોવા છતાં આપણે છિન્નભિન્ન થઈ ગયા.

मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति।

જે પોતાના જીવનમાં કેવળ વિવિધતાની જ પાછળ પડે છે તે જીવનના એક પછી એક ક્ષેત્રમાં મૃત્યુના — ક્ષયના સકંજામાં સપડાય છે, એમ આપણા પિતરોના પિતા એવા યમરાજાએ ક્યારનું કહી દીધેલું છે. ભગવાન શ્રીકૃષ્ણે ગીતામાં પણ કહ્યું છે કે "જે જ્ઞાન ભેદભાવને પોષે છે, અને વિવિધતાને જ ઓળખે છે તે જ્ઞાન સમાજની પ્રગતિ રોકી દે છે. વળી કેટલાક લોકો તો વસ્તુઓનું તારતમ્ય ન ઓળ-ખતાં ક્ષુદ્ર એકાંગી વસ્તુઓને જ સર્વસ્વ માની લઈ અનાડીપણું કરવા માંડે છે. આવા લોકો સમાજને વધારે ને વધારે નીચે લઈ જાય છે. એક જ પ્રાંતને જેઓ આખો દેશ માને છે, સંસ્કૃતિના કોઈ એક અંગને જ જીવનસર્વસ્વ માનતા થાય છે તેઓ પોતાની શક્તિનો યોગ્ય ઉપયોગ કરી શકતા નથી." કોઇ ગાડાના બધા ભાગ ભલે સાબૂત હોય પણ એ જો પોતાની જગ્યાથી ખસી ગયા હોય અથવા ઢીલા પડી ગયા હોય તો તે ગાડું યાત્રા કેવી રીતે કરી શકે?

એક જમાનો હતો કે જ્યારે વેદોપાસના, સંસ્કૃત વિદ્યા, ભક્તિમાર્ગ, વિરક્તિ વગેરે મહાન તત્ત્વોને જોરે આપણે સાંસ્કૃતિક એકતા સ્થાપી શકયા. પણ જેમ યુગોત્કર્ષ થતો જાય તેમ સમન્વયકારી તત્ત્વ વધારે ને વધારે વ્યાપક બને એ જરૂરનું હોય છે. પરશુરામને વખતે બ્રાહ્મણસંગઠન કે ક્ષત્રિયસંગઠન સ્વાભાવિક હશે; વેદકાળમાં આર્યસંગઠન મહત્ત્વનું બન્યું હશે; છત્રપતિ શિવાજી મહારાજ કે રાણા પ્રતાપના વખતમાં હિંદુસંગઠન ભલે અનિવાર્ય બન્યું હોય; પણ આજે તો ભારતીયસંગઠન એ જ એક માત્ર યુગધર્મ છે એ વિશે શંકા ઉઠાવવાનું કારણ નથી.

આ જાતનું સંગઠન જુદાં જુદાં ક્ષેત્રોમાં કયારનુંય શરૂ થઈ ગયેલું છે. અખિલ ભારતીય સંસ્થાઓ તથા પ્રવૃત્તિઓ દેશમાં ઠેરઠેર નજરે પડે છે. માત્ર કેળવણી અને સાહિત્યની બાબતમાં દરેક પ્રાંત એકલગંધો બની જઈ પોતા પૂરતો વિચાર કરતો આવ્યો છે. આધુનિક સંસ્કૃતિના બ્રાહ્મણો એટલે કે અંગ્રેજ લોકો અને તેમની સત્તા, આ બાહ્ય કારણોને લીધે જે એકતા આપણા બધા ઉપર લાદવામાં આવી છે તે એકતા કોઈ પ્રાણદાયી તત્ત્વ છે એમ તો ન જ કહી શકાય.

પ્રાંતદીઠ કેળવણીની જુદી જુદી વ્યવસ્થા થઈ; સરકારી વિદ્યાપીઠો સ્થાપવામાં આવી. આ યુનિવર્સિટીઓએ એતદ્દેશીય તથા પ્રાંતિક જીવન તથા સંસ્કૃતિને કેટલું પ્રાધાન્ય આપ્યું એ તો આપણી પ્રત્યક્ષ નજર આગળ જ છે. હવે પછી અખિલ ભારતની કેળવણી એક તંત્ર નીચે લાવવાના સરકારના પ્રયત્ન ચાલુ છે. સરકાર એમાં ફાવે તોપણ સમાજહૃદય તેથી એક થશે કે કેમ તે વિશે શંકા જ છે. બહારથી સ્થાપવામાં આવેલી એકતા સમાજને શી ધૃતિ આપી શકે?

સાહિત્યની બાબતમાં આપણે ત્યાં સંગઠન જેવું કશું જ નથી એમ કહીએ તો ખોટું નથી. સાહિત્યને એક જ દોરડે બાંધવું અથવા તો નાથવું સહેલું નથી. સાહિત્યને મોઢે ડૂચો દેવો સહેલ હોય છે; પણ પ્રૌઢસાહિત્યને નાથનું નામ જ સહન થતું નથી. કોઈ પણ ક્ષેત્રની બાલ્યાવસ્થામાં જ તેના ઉપર પારકો અંકુશ ટકી શકે છે.

સાહિત્યમાં કેટલી શક્તિ છે એની વધારે ને વધારે પ્રતીતિ મનુષ્યજાતિને થતી જાય છે. સાહિત્ય એક જાતનું ચૈતન્ય છે; સામાજિક તેજ છે; મનુષ્યસંકલ્પની અમોઘ શક્તિ છે. આ શક્તિની સહાયથી માણસ ગમે તે સારું-નરસું પરિણામ ચોક્કસ આણી શકે છે. પણ આ બેધારી તલવાર છે. એ એક રસાયણ હોવાથી જે એને જિરવશે તેને તે અજરામર બનાવશે; પણ જો એનો દુરુપયોગ થાય તો તે સમૂળ ઉચ્છેદ કર્યા વિના રહેશે નહીં. એક વખત એવો હતો કે લોકો સાહિત્યનો મોક્ષસાધનાર્થે ઉપયોગ કરતા. આગળ જતાં સત્તાધારીઓ અને પૈસાદાર લોકોના મનવિનોદન માટે સાહિત્યનો ઉપયોગ થવા માંડયો. આ કાળ વિશે હદપાર થયેલા એક જર્મન યહૂદી લેખકે કહ્યું છે કે:

"આ સમય સાહિત્યકળા માટે કે સાહિત્યકારો માટે કપરો હતો. સાહિત્યકાર એટલે પોતાને ત્યાં સંઘરવા યોગ્ય એક ગુણીજન એવી કલ્પના સમાજમાં રૂઢ થઈ હતી. એનો પ્રત્યક્ષ જીવન સાથે કશો સંબંધ હોય નહીં. સાહિત્યકાર ક્રુદ્ધ થયો શું કે સંતુષ્ટ થયો શું બંને વસ્તુઓ સરખી જ. એનાં શસ્ત્રાસ્ત્રો હવાઈ બાર કે હવામાં ફેરવેલી બોથાટી જેવાં. સાહિત્ય વિનોદનું એક ઉત્કૃષ્ટ સાધન મનાતું પણ, એથી વધારે પ્રતિષ્ઠા એને ન હતી.

"અને સાહિત્યકાર પણ એક વાત ભૂલી ગયો કે માત્ર શબ્દકૌશલ્ય કે કલ્પના-વૈભવ એના ધંધા માટે બસ નથી પણ તે માટે ચારિત્ર્ય પણ આવશ્યક છે. સાહિત્ય-કલાધર એ ભૂલી ગયો કે તે તે વખતે લોકોની જે અભિરુચિ રૂઢ થઈ

ગઈ હોય તેને પોષવી અથવા તો તેની ખિદમત કરવી એ તેનો ધર્મ નથી; પણ સત્ય, ન્યાય, પ્રસન્નતા, સૌંદર્ય, સ્વાતંત્ર્ય, માનવી મન અને ચૈતન્ય આ સનાતન અને સાર્વભૌમ જીવનતત્ત્વોની અનન્ય નિષ્ઠાથી ઉપાસના કરવી એ તેનો ધર્મ છે. સ્વધર્મકર્મનું ભાન ભૂલ્યાને કારણે તે સત્તાધારીઓના આશ્રિત પરિવારમાં ગણાવા લાગ્યો અને જીવનનું કઠોર સત્ય અને વાસ્તવિક પરિસ્થિતિને ભુલાવી દેવાં એ જ તેનું એકમાત્ર કાર્ય બની ગયું. એ જ હેતુથી લોકરંજન કરનારા અનેક વર્ગ-માંનો એક એ બની ગયો. આ દુનિયા ઉપરના અત્યલ્પ એવા માનવી જીવનપથ ઉપર પ્રકાશ પાડવાનું કાર્ય છોડી દઈ વખત કેમ વિતાડવો એની તે ચિંતા કરવા લાગ્યો. કળાને લોકો **Pastime** અથવા – મદ્રાસ તરફ કહે છે તેમ – કાલક્ષેપમ્ ગણવા લાગ્યા.

"પરિણામે ખંડિત આશ્રય વિના શોભે નહીં એવી માન્યતા ફેલાઈ અને તે વનિતા ને લતાની હરોળમાં જઈને બેઠો. ખાધેપીધે સુખી એવા લોકોને ચેનબાજી કરવા માટે વિપુલ સમય હોય છે; એવા લોકોને કંટાળો ઊપજે નહીં એટલા માટે શું શું કરી શકાય તેની ચિંતા કરવાનું કામ જ આ કળાધરો માટે રહ્યું. માનવી જીવનનો બોજો ઉપાડીને જે બિચારા કેવળ ભારવાહી જ બન્યા છે એવા પામરોને સાહિત્યનો આસ્વાદ લેવા માટે ફુરસદ ક્યાંથી હોય? અને જ્યારે કામનો જ દુકાળ પડવાને કારણે આવા લોકોને નવરાશનો વખત મળે છે તે વખતે રોટલાની તીવ્ર ચિંતાને લીધે સાહિત્ય ક્યાંથી સૂઝે? ભૂખ્યો માણસ વ્યાકરણથી પેટ ન ભરી શકે કે તરસ્યો કાવ્યરસથી તરસ છિપાવી ન શકે. ટૂંકમાં સાહિત્ય નિર્માણ થયું તોય એ કૃતાર્થ થયું નહીં.

"આવે સમયે જે વર્ગોએ સાહિત્યને આશ્રય બક્ષ્યો તેમની મનોવૃત્તિ તેમાં પ્રતિબિંબિત થયા વગર કેમ રહે? સમાજમાંના ભીષણ જીવનકલહનું રૂપ સાવ બદલી નાખી તેને નસીબનું રૂપ આપવામાં આવ્યું. પ્રચંડ ધાર્મિક અને સામાજિક વિગ્રહોને વિદૂષક જેવો હાસ્યાસ્પદ વેશ ચડાવીને તેમને નાટકોમાં ઉપાખ્યાનોનું સ્થાન આપવામાં આવ્યું અને માનવી રાગદ્વેષના અદમ્ય પ્રવાહને તદ્દન ક્ષુદ્ર બનાવી દઈ કઈ સ્ત્રીએ કોની સાથે અભિસાર કર્યો અને કોને હાથતાળી દીધી એનાં જ વર્ણનો સાહિત્યમાં સર્વત્ર દેખાવા લાગ્યાં. બધા જ દગાબાજ લોકો; નાટકકાર, નટ, તેમના શિક્ષક, અને પ્રેક્ષકો પણ – બધા જ જુલમગાર કે જુલમના ભોગ થઈ પડેલા."

આ ખાડામાંથી સાહિત્યને ઉપર કાઢવાના પ્રયત્નો સેવાધુરીણ એવા પ્રજાના કેટલાક ઉપાસકો આદરી રહ્યા છે. આવા લોકસેવક સાહિત્યકારોનું આંતરપ્રાન્તીય સંગઠન કરવું એ આપણો પ્રધાન ઉદ્દેશ છે, પારકી સંસ્કૃતિની એક પછી એક રેલ આવ્યાને કારણે આપણા લોકો બેબાકળા થયા હોય તો તેમાં નવાઈ નહીં. પણ દરેક નવું પૂર પોતાના પાણી સાથે જે પૌષ્ટિક કાંપ લાવે છે તે જ ચૈતન્યના

અંકુર માટે સારામાં સારું ખાતર બને છે. અને પછી જીવનાંકુર ઊગી નીકળતાં જ સત્તર આના પાક ઊતરે છે.

અમને લાગે છે કે આપણા દેશના ઇતિહાસમાં આવો સમય અત્યારે આવ્યો છે.

જમીન તૈયાર થયેલી હોય તે વખતે જે નિર્ભય થઈને બીજ વાવતો નથી, અને આજ સુધી જીવજતન સાચવી રાખેલાં બી જમીનમાં વાવીએ તો કાદવમાં પડી કોહી જશે એવી ભીતિ મનમાં રાખે છે અને તેથી જૂની થાપણ છે એને સાચવી રાખવામાં જ મોટો પુરુષાર્થ છે એમ માને છે તે આસ્તિકતાની ભાષા બોલતો હોય તોપણ વાસ્તવિક રીતે નાસ્તિક છે, જીવનદ્રોહી છે. મડદાની સાચવણી કરી ચૈતન્યની ઉપાસના ઊંધી વાળનારો છે. તે મોઢે ભલે ધર્મની જય બોલે પણ હાથે કાર્ય એવું કરશે કે ધર્મનો અચૂક ક્ષય જ થાય. હવે પછી આપણે ધર્મના રક્ષક બનવાનું નથી પણ ધર્મનું રક્ષણ મેળવવાનું છે. અલબત્ત આ ધર્મ તે જૂની, કોહી ગયેલી કે ખોખરી બનેલી રૂઢિનો ધર્મ નહીં પણ ચૈતન્યનો સનાતન ધર્મ હશે.

આ ધર્મ આપ-લે કરતાં કદી અચકાશે નહીં. જીવવું એટલે જ આપ-લે કરવી. જે આપે છે અને લે છે તેના ઉપર આ જીવનદેવતા પ્રસન્ન થાય છે ददाति प्रतिगृह्णाति नान्यथैषा प्रसीदति । પણ આપવું એટલે કે ગુલામની જેમ કર, વેરો કે દંડ તરીકે આપવું તે નહીં; અને લેવું એટલે ભિખારાની જેમ ફેંકી દીધેલા કકડા ઊંચકવા નહીં. દુનિયામાં સમાન ભાવે બધાની સાથે બરોબરિયાની જેમ રહેવાની આવડત જોઈએ. આ સામ્યયોગ સાધવા માટે જ અરસપરસ સહકારની કલા હસ્તગત કરવાની જરૂર છે. આપણા દેશમાં દરેક પ્રાંતની કંઈક ખાસિયત હોય છે જ. પ્રાંતીય ભેદો સ્પષ્ટ દેખાય તેવા છે; પણ સંસ્કૃતિ કંઈ પ્રાંતદીઠ જુદી નથી. સંગીતના કોઈ સમૃદ્ધ અને સંપૂર્ણ રાગમાં જેમ આરોહી અને અવરોહી સ્વરોમાં ભિન્નતા હોય છે તે જ જાતની ભિન્નતા આપણા વિવિધ પ્રાંતોમાં અને તેમાંના જુદા જુદા વર્ગોમાં છે.

જે વખતે રાષ્ટ્રનો આત્મવિશ્વાસ સાવ ઊડી ગયો હતો, તેનામાં કોઈ પણ જાતની હિંમત રહી ન હતી તે વખતે કેટલાક લોકો પારકાનું કેવળ અનુકરણ કરવાનો ઉપદેશ આપવા મંડયા; અને કેટલાક તેમનો વિરોધ કરી જૂનાં મડદાંને મસાલામાં ઢાંકી દઈ તેની મમી બનાવી તેની પૂજા કરવી જોઈએ એમ કહેવા લાગ્યા. આપણે ત્યાં આ ઝઘડો વરસો સુધી ચાલ્યો. પણ પાછળથી ખરી જાગૃતિનો ઉદય થતાં જ જૂની મૂડી ઉપર જીવવાની અથવા તો ડબામાં પૅક કરીને મળતા પરદેશી ખોરાક ઉપર ગુજરાન ચલાવવાની બિલકુલ આવશ્યકતા નથી, પણ પોતીકી જમીનને ઘરનું તેમ જ બહારનું ખાતર આપી નવો પાક તૈયાર કરવો જરૂરનું છે એ વાત ડાહ્યા લોકોના મનમાં વસી. કષ્ટપૂર્વક જમીનને ખેડ માટે તૈયાર કરી તાજે

પાક લેવાથી જ રાષ્ટ્રજીવનને આવશ્યક એવાં બધાં વિટૅમિન્સ મળી શકે, એટલી સાદી વાત પણ આપણે ગળે ઊતરતાં બે પેઢી જેટલો કાળ રાહ જોવી પડી. અને તેથી જ આંતરપ્રાંતીય સંગઠનની જરૂર આપણને આજ સુધી ભાસી નહીં. સ્વાવલંબનનો પ્રયત્ન કરતી વખતે જ અરસપરસ સહકારની જરૂરિયાત ભાસવા લાગે છે. પરાવલંબનમાં માત્ર નાથ-નિષ્ઠા પૂરેપૂરી હોય એટલે બસ. હવે જ્યારે આપણે જાત-અનુભવનું મહત્ત્વ સમજી પરાક્રમ કે પુરુષાર્થ કરવા લાગ્યા છીએ તે વખતે એકબીજાની સલાહ લેવાની જરૂર આપણને ભાસવા લાગી છે.

માણસો પ્રયોગવીર ન હોય, અનુભવપરાયણ ન હોય તો 'कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ।' એ જાતની પૂર્વાનુસારી વૃત્તિને તે ટેવાઈ જાય છે. એ જમાનામાં આપણે બહારના ગુરુઓ ઘણા કર્યા, પણ આત્મગુરુની શોધ ન કરી.

રાજકારણમાં '૫૭ની સાલમાં પ્રથમ જૂની પદ્ધતિથી સીધુંસાદું એવું એક બંડ આપણે કરી જોયું. તે પછી રાજકર્તાઓનો ઇતિહાસ વાંચી તેમનું જ અનુકરણ શરૂ કર્યું. પ્રથમ આપણે એવી આશા સેવતા હતા કે લિબરલ પક્ષના લોકો ભલા છે, તેમને હાથે જ આપણું કલ્યાણ થવાનું છે. તે આશા દુરાશા છે એવો અનુભવ થતાં આપણે મજૂર પક્ષનો છેડો પકડ્યો. તે જ જમાનામાં ફ્રાંસ, ઇટલી, અમેરિકા વગેરે દેશોનો ઇતિહાસ વાંચી એમાંથી આપણે પ્રેરણા મેળવવા મથ્યા. એટલામાં રશિયાની પ્રગતિથી આખી દુનિયા અંજાઈ ગઈ અને તે દેશમાં થયેલી ક્રાન્તિ ઇતિહાસસિદ્ધ શાસ્ત્રના મજબૂત પાયા ઉપર રચાયેલી છે એવી આપણને ખબર મળી.

ગુરુમંત્ર ગમે તેની પાસેથી લેવાય; પણ જો તે આત્મસાત્ કરી ન શકાય તો તેમાંથી સામર્થ્ય પ્રાપ્ત થાય નહીં. સાહિત્યની બાબતમાં પણ અનુકરણને તથા ઉછીનું લેવાને મર્યાદા હોય છે. કોઈ ગ્રંથનું સ્વભાષામાં ભાષાંતર કરીએ અને તે લોકો સમજી ન શકે તો તેથી શો લાભ? અથવા સમજાય તોય તેને વિશે સહાનુભૂતિ પેદા ન થાય, તે કોઈને આકર્ષક ન લાગે તો તે એળે ગયું જ કહેવાય. ધારો કે તે આકર્ષક પણ નીવડે પણ જો તે લોકોના માનસમાં પ્રવેશ ન કરે, વિચારસરણી ઉપર અસર ન કરે, લોકોના જીવનમાં કે તેમની ભાષામાં ઊતરે નહીં તોય તે નિષ્ફળ ગયું કહેવાય. સાહિત્યની શક્તિ અદ્ભુત છે, પણ તે રસાયણ જેવી છે. એકલા સાહિત્યવાચનથી અને પારકા પાસેથી આદર્શ અને અનુભવ ઉછીના લેવાથી બહુ બહુ તો સાહિત્યક્ષેત્ર સમૃદ્ધ થાય પણ તેમાંથી જીવનસાફલ્ય ક્યાંથી નિષ્પન્ન થાય?

જીવન સમૃદ્ધ, વ્યાપક અને ગંભીર થાય તો જ ઉપરના ગુણો સાહિત્યમાં ઊતરે. શોધખોળ, પરાક્રમ, પ્રવાસ, વેપારહુન્નર, કલાકૌશલ્ય, નિરીક્ષણ, પરીક્ષણ ઇત્યાદિ વસ્તુઓમાં જ્યારે સમાજ મોખરે હોય છે, તેની મહત્ત્વાકાંક્ષા જ્યારે ઉત્તુંગ થાય છે અને કર્તવ્યબુદ્ધિ ભેદક થાય છે ત્યારે જ સાહિત્ય જોમદાર બને છે.

આવી જાતનું પોષણ સાહિત્યને હવે મળવા માંડયું છે અને તેથી જ સાહિત્યનું આંતરપ્રાન્તીય સંગઠન કરવાની જરૂર આજે ભાસવા લાગી છે. તેમ જ તે માટે ઉત્સાહ પણ દેખાવા લાગ્યો છે. એમ જોવા જઈએ તો આ કલ્પના પચીસત્રીસ વરસની જૂની છે. પણ સાહિત્યસંગઠન કરવાની આવશ્યકતા તે વખતે ઊભી થઈ ન હતી એમ કહીએ તો ખોટું નથી.

જીવનને ભૂલી જઈને, જીવનનો દ્રોહ કરીને કેવળ સાહિત્યનું પોષણ અમારે કરવું નથી. જીવન માટે સાહિત્ય છે; જીવનમાંથી સાહિત્યનો ઉદ્‌ગમ છે અને સાહિત્યનું ફળ પણ સંસ્કારી અને સમર્થ જીવનમાં જ રહેલું છે. વિવિધતામાંથી ઐક્ય એ જે આપણો જીવનમંત્ર તેને સાહિત્યમાં પણ સ્પષ્ટ રીતે અને પૂર્ણપણે વ્યક્ત કરવો છે. અને તેથી સર્વસમન્વય એ જ અમારો ધ્યાનમંત્ર છે.

કેટલાક લોકોને એમ લાગે છે કે અનેક વસ્તુઓની ખીચડી બનાવી દીધી એટલે સમન્વય સધાયો. જ્યારે બીજા કેટલાકને એમ લાગે છે કે કોઈ એક વિશેષ વસ્તુનો સ્વીકાર કરી તેને વિસ્તારી બાકીની વસ્તુઓને તિલાંજલિ આપવી એ જ ઐક્યનું એકમાત્ર સાધન છે. પણ આ બંને દૃષ્ટિઓ ભૂલભરેલી છે, વિવિધતા વિના ઐક્યમાં કશો અર્થ જ નથી. વિવિધ ઘટકોનું પોતપોતાનું સ્વત્વ યોગ્ય પ્રમાણમાં ન સચવાય તો સમન્વય કોનો કરવાનો? સ્વત્વ અને સમન્વય એ એક-બીજાનાં વિરોધી એવાં તત્ત્વો દેખાય છે; તે સહેજે એકબીજામાં ભળતાં નથી એ ખરું; પણ સમાજે યોગ્ય સાધના કરીને એ સમન્વયશક્તિ કેળવવાની હોય છે. અનેક ભૂલો થશે; કેટલીય પેઢીઓ હોમાશે; પણ સ્વત્વ અને સમન્વય એ બેની એકરૂપ ઉપાસના થાય તો તેમાંથી જીવનના દિવ્ય સ્ફુલ્લિંગ નીકળ્યા વિના ન જ રહે. એનું જ બીજું નામ તે જીવનરસાયન.

કેવળ ખીચડી બનાવવાથી કોક કોક વખતે અનિષ્ટ વસ્તુઓ જ પેદા થાય છે. બજારમાં બધી વસ્તુઓ એકત્ર થયેલી હોય છે. પણ દુકાનને કોઈ ઘર કહેતું નથી; પુસ્તકોની દુકાન એટલે કંઈ પુસ્તકાલય ન કહેવાય.

ઉપર અમે કહી ગયા તેમ વ્યાપક જીવન એ જ સાહિત્યનું ક્ષેત્ર છે. તેથી જીવનનાં બધાં ક્ષેત્રો અમારા ચિંતનના વિષય છે. પણ આ ક્ષેત્રમાંનું ઘણું જ મહત્ત્વનું અને વ્યાપક ક્ષેત્ર અમે જાણીજોઈને હાલ બાદ કરવાના છીએ. રાજ-કારણનો – ઉચ્ચ ભૂમિકા ઉપરથી ચર્ચાતા રાજકારણનો – અમે કલ્પેલા સાહિત્યને બાધ નથી. પણ હાલની પરિસ્થિતિમાં અમારી ભાવનાઓ મૌન દ્વારા વ્યક્ત કરવી એ જ ઇષ્ટ છે. આજે રાષ્ટ્રમાં બધાને એકત્ર લાવવાની ભારે જરૂર છે. ધર્માભિમાન, જાત્ય-ભિમાન, પ્રાંતાભિમાન અને રાજકારણી પક્ષભેદ વગેરે વસ્તુઓથી આપણી મનો-વૃત્તિઓ એટલી પ્રક્ષુબ્ધ, સંકુચિત અને બુદ્ધિવિમુખ થઈ જાય છે કે તેથી સાંસ્કૃતિક સંગઠન વધારે ને વધારે મુશ્કેલ થઈ પડે છે. જ્યાં ખુલ્લા દિલથી વાત કરી શકાય નહીં ત્યાં મૌન સેવવું સારું. બીતા બીતા અથવા કોઈની શેહમાં તણાઈને ખરા-ખોટાનું મિશ્રણ કરવામાં અથવા આડકતરી રીતે બોલવામાં સત્યનું પાલન નથી,

સામર્થ્ય નથી, તેજસ્વિતા નથી અને માનસિક સમાધાન તો નથી જ. અને પરિણામ જોવા જાઓ તો – શૂન્ય! આ બધાં કારણોને લીધે અમારી પ્રવૃત્તિને રાજકારણથી અલિપ્ત રાખવાનું અમે પસંદ કર્યું છે.

વ્યક્તિગત ટીકા પણ બનતા સુધી ટાળવાની અમારી નેમ છે. બધા જ જ્યાં સ્ખલનશીલ છે ત્યાં કોણ કોનો ઉપહાસ કરે? પ્રથમ પથ્થર કોણ મારે? અને વ્યક્તિગત ટીકાથી નથી ટીકા કરનારને લાભ થતો કે નથી સુધરતો ટીકાનો વિષય થયેલો માણસ. એક તો તે ચિડાશે અથવા તો નાઉમેદ થઈ નિરાશ થશે. પરિણામે સામાજિક જીવન વધારે ને વધારે નીચું પડે છે એવો સાર્વત્રિક અનુભવ છે.

કેટલાક કહે છે કે સાહિત્ય એ જીવનનું સમાલોચન છે. વાત સાચી છે પરંતુ તેમાં આખું સત્ય આવી જતું નથી. સાહિત્ય જીવનની પુનર્ઘટના છે, તેમ જ નવસર્જન પણ છે, અને કેટલીક વાર તે જીવનપ્રેરણા પણ હોય છે, આ બધા આદર્શો અમારી નજર આગળ છે.

ભારતીય સાહિત્યનું મુખ્ય કામ તો રાષ્ટ્રભાષા દ્વારા જ ચાલશે. પણ તેનો સંદેશો દરેક પ્રાંતીય ભાષાએ પોતપોતાના પ્રાંતમાં, પોતપોતાની ઢબે પહોંચાડવાનો છે. બધા મળીને એક જ પંક્તિમાં જમવા બેઠા હોય તોય શું ખાવું, કેટલું ખાવું અને કેવી રીતે ખાવું એ દરેક જણે પોતાની ભૂખ, તબિયત તથા અભિરુચિનો વિચાર કરી નક્કી કરવાનું હોય છે. આવી જ રીતે પ્રાંતીય ભાષાઓએ કરવાનું રહેશે.

અને બધું આપવાનું હોય તોપણ આપતી વખતે શબરીની જેમ દરેક બોર તપાસીને જ અર્પણ કરવું સારું. બીજી એક રીતે વિચાર કરવા જેવો છે. આપણે 'મહારાષ્ટ્રીય સાહિત્ય' કે 'ભારતીય સાહિત્ય' એવા શબ્દો વાપરીએ છીએ. મહારાષ્ટ્રીય સંસ્કૃતિ ભારતીય સંસ્કૃતિ જેવા શબ્દો પણ આપણે વાપરીએ છીએ. પણ તે તે સાહિત્યને અથવા સંસ્કૃતિને એકરૂપ બનાવવાનો આપણે કદી પ્રયત્ન કર્યો છે? 'મરાઠી બોલનારા તે બધા મહારાષ્ટ્રીય' એ વ્યાખ્યા તો બરાબર છે; પણ મરાઠી બોલનારા આપણે બધા એક છીએ, એકબીજાના છીએ એ જાતની વૃત્તિ જાગ્રત કરવા માટે અથવા દૃઢ કરવા માટે આપણે સાહિત્યમાં કોઈ પ્રયત્ન કર્યો છે? એકબીજાની ટીકા કરીને, એકબીજાના દોષ ઉઘાડા પાડીને આપણે એકબીજાની સેવા કરી છે એમ કદાચ આપણે માનતા હઈશું; પણ એમ કરવાથી શું હૃદયોનું મિલન થયું છે? અણીને વખતે આપણી વહારે કોઈ દોડી આવશે એવો વિશ્વાસ એકબીજાના મનમાં પેદા થયો છે? મહારાષ્ટ્ર વિશેનું અભિમાન એટલે હું અને મારું એટલા પૂરતું અભિમાન નહીં પણ બધા મહારાષ્ટ્રીઓ વિશે પોતીકાપણું, બધા વિશે પ્રેમ એવો અર્થ આપણે ત્યાં થાય છે? આવી ભાવના હોય, અથવા ન હોય તો તે પેદા કરવાની ધગશ હોય તો જ ભારતીય સાહિત્યના સંગઠનની કલ્પના અને આસ્થા આપણામાં ઉત્પન્ન થવાની છે. આજનું આપણું સાહિત્ય મોટે ભાગે ઉજળિયાત વર્ગનું સાહિત્ય છે. કેટલાક લોકો તેને બ્રાહ્મણી સાહિત્ય કહે છે. "ब्राह्मण आणि त्यांची विद्या"ના

એમાં શંકા નથી. એક રીતે જોતાં ઉજળિયાત સાહિત્ય એ હારણ (defeatist) સાહિત્ય છે. હારણ સાહિત્યનું એક લક્ષણ એ છે કે આપણા પતિત દેશ માટે ક્યારેક ક્યારેક રોદણાં રડવાં; ક્યારેક બીજાના દોષ કાઢવા; ક્યારેક દેશની પતિત દશા ભુલાવવા માટે પૂર્વજોનાં ગુણગાન કરવાં; વખતે-કવખતે બીજાની સાથે સરખામણી કરવા બેસવું; અને પોતાને બીજા જેટલો યશ કેમ ન મળ્યો તેની કારણ-મીમાંસામાં ઘણી બારીકાઈથી ઊતરવું: કોઈને યશ મળે તો તેને ધન્યવાદ આપી તેનું અનુકરણ કરવાને બદલે ક્યાં બાહ્ય કારણોને લીધે તેને યશ મળ્યો તેની ચિકિત્સા કરી એવી તક અમને મળત તો અમે પણ એવું જ પરાક્રમ કરી બતાવત એવું ધ્વનિત કરવાનો પ્રયત્ન કરવો: અને યશ મેળવવા માટે જે પુરુષાર્થ કરવો પડે છે, તે માટે જે સંયમ કેળવવો પડે છે, તેનો પ્રયત્ન કરવાને બદલે ધ્યેયવાદ, સાધકજીવન, સંયમ અને ત્યાગનો ઉપહાસ કરી ધૂર્તતાને, વાચાળતાને જ મહત્ત્વ આપી બધી જાતના વિલાસને જ જીવનસર્વસ્વ માની લઈ ક્ષુદ્ર પરિસ્થિતિમાં પણ જે કંઈ વિલાસસેવન તથા વિલાસચિંતન શક્ય હોય તેમાં જ મશગૂલ રહેવું અને એ જ સ્વાભાવિક છે એમ લોકોનાં મનમાં ઠસાવવાનો પ્રયત્ન કરવો.

ધ્યેયવાદની પણ એક એવી જ defeatist આવૃત્તિ હોય છે અને તે પણ આપણા ધ્યાન બહાર ન હોવી જોઈએ. જેમને પરાક્રમ કે પુરુષાર્થ કરવાના હોતા નથી તેમને મનોરાજ્યો ઊભાં કરવાની ટેવ હોય છે. આવાં મનોરાજ્યો ક્યારેક ધ્યેયવાદનું રૂપ ધારણ કરે છે અને તેથી પ્રત્યક્ષ કાર્યને આરંભ કરવાનું ટાળે છે. આવું સાહિત્ય પણ હારણ સાહિત્ય જ છે એ જાણવું જોઈએ. આદર્શચિત્રણ એ કાંઈ આદર્શસેવન ન કહેવાય; સમર્થભક્તિ એ કંઈ સામર્થ્યની ઉપાસના નથી. આપણે બાહોશ સાહિત્યનું સ્વરૂપ ઓળખવું જોઈએ, જીવંત વિચાર-ચિંતનની ટેવ પાડવી જોઈએ અને તેમ કરવા માટે જીવનની જ ઉપાસના કરવી જોઈએ.

સાહિત્યનો દાવાનળ પ્રગટાવ્યે, યાદવાસ્થળી ફેલાવ્યે સમાજ સમર્થ અથવા સમૃદ્ધ થવાનો નથી. સાચી સેવા કરવી હોય તો જીવનથી પરિપ્લુત એવા સાહિત્યનો વરસાદ પાડવાની શક્તિ હસ્તગત કરવી જોઈએ.

**નવેમ્બર, ૧૯૩૬**

## રસસમીક્ષા : થોડાક વિચારો

સહેજ વિચાર કરતાં જણાશે કે સાહિત્ય, સંગીત અને કળા ત્રણે ભાવનાનાં જ ક્ષેત્રો હોઈ ત્રણેની અંદર સમાતી વસ્તુ (contents) એક જ હોઈ શકે. તેને આપણે રસ કહીએ છીએ. સાહિત્યાચાર્યોએ રસચર્ચા અનેક રીતે કરી છે.

સંગીતમાં રાગ અને તાલ પ્રમાણે રસ બદલાય છે એ જોવાયું છે. ચિત્રકળામાં નવ રસના ભિન્ન ભિન્ન પ્રસંગો ચીતરાય છે. રેખાઓની સબળતા દ્વારા અને વર્ણોના સાહચર્યથી રસો વ્યક્ત કરાય છે. મૂર્તિવિધાન, સ્થાપત્ય, નૃત્ય આદિ વિવિધ કળાઓ દ્વારા પણ અંતે રસોની જ અભિવ્યક્તિ કરવાની હોય છે. પણ હજી સુધી સાહિત્ય, સંગીત અને કળાઓની દૃષ્ટિએ એટલે કે જીવનકળાની સમસ્ત યાને સાર્વભૌમ દૃષ્ટિએ રસનું વિવેચન કોઈએ કર્યું નથી. સાહિત્યાચાર્યોએ જે વિવેચન કર્યું છે તે સ્વીકારી તેનું સંસ્કરણ કરી તેને વ્યાપક બનાવવાની જરૂર છે.

પૂર્વાચાર્યોએ નવ રસ વર્ણવ્યા એટલે એ જ નામો અને એની એ જ સંખ્યા સ્વીકારવી જોઈએ એમ નથી. સંસ્કારી જીવનમાં કલાત્મક રસો કયા કયા છે એની સ્વતંત્ર મીમાંસા થવી જોઇએ.

આપણે ત્યાં શૃંગારને રસરાજ કહ્યો છે. એને અગ્રપૂજાનું માન છે, પણ ખરેખર એ કાંઈ સર્વોચ્ચ રસ ન કહેવાય. પ્રાણીમાત્રમાં નર-માદાનું એકબીજા પ્રત્યે આકર્ષણ હોય છે. કુદરતે એ આકર્ષણ એટલું બધું ઉન્માદકારી કરી મૂકયું છે કે એની આગળ માણસનું બધું ડહાપણ, એનો સંયમ અને એનો વિવેક ફોક થઈ જાય છે. એ આકર્ષણને ઉત્તેજન આપવું આવશ્યક છે કે કેમ એ સવાલ આપણે અહીં નહીં છેડીએ, પણ એ આકર્ષણ અને પ્રેમ વચ્ચેનો સંબંધ જરા જાણી લેવો જોઈએ. નર-માદાના આકર્ષણમાં એકબીજા પ્રત્યે પ્રેમ હોય છે કે અહંપ્રેમ-(self-love)ની તૃપ્તિના સાધન તરીકે જ એકબીજા તરફ તેઓ જુએ છે એ આપણે પ્રથમ નક્કી કરવું જોઈએ. કુદરતની રચના એવી છે કે કામની શરૂઆત અહંપ્રેમમાં થાય છે. પણ કામ જો ધર્મમાર્ગે ચાલે તો એની પરિણતિ વિશુદ્ધ પ્રેમમાં થાય છે. વિશુદ્ધ પ્રેમમાં આત્મવિલોપન, સેવા અને આપભોગ એ જ મુખ્ય છે. કામને વિકાર કહ્યો છે; પ્રેમને કોઈ વિકાર કહેતું નથી, કેમ કે એની પાછળ હૃદય-ધર્મની ઉદાત્તતા હોય છે. અહીં ધર્મ એટલે રૂઢિધર્મ, કે શાસ્ત્રધર્મની વાત નથી કહી, પણ આત્માના સ્વભાવ પ્રમાણે પ્રગટ થતા હૃદયધર્મની વાત છે.

શૃંગાર મૂળે ભોગપ્રધાન હોય છે. પણ હૃદયધર્મની રાસાયણિક ક્રિયાથી એ ભાવનાપ્રધાન થઈ જાય છે. આ રસાયણ અને પરિણતિ એ જ કાવ્યનો વિષય, કળાનો વિષય થઈ શકે છે. પ્રાચીન નાટયકારોએ નાટકમાં જેમ ભોજનનાં દૃશ્યો આણવાની મનાઈ કરી છે તે જ પ્રમાણે ભોગપ્રધાન શૃંગારચેષ્ટા પણ ઉઘાડી રીતે બતાવવાની મનાઈ કરી છે. નાટયશાસ્ત્રકારોને ખાવાની કે રતિસુખની સૂગ હતી એમ તો કોઈ કહે નહીં. શરીરધર્મ પ્રમાણે એ વસ્તુઓ પ્રત્યે નૈસર્ગિક આકર્ષણ રહેવાનું જ. પણ એ પ્રસંગો અને એ આકર્ષણ કલાનો વિષય ન થઈ શકે. કલાકૃતિમાં તે વસ્તુને સ્થાન ન હોય એમ કહેવા માટે વૈરાગી વૃત્તિની જરૂર નથી, કેવળ સંસ્કારિતા હોય તો બસ છે. મધ્ય યુરોપના એક મિત્રે મહાયુદ્ધ પછીની પડતી દશાનું વર્ણન કરતાં લખ્યું હતું કે, અમારે ત્યાં હવે ભોજનના આનંદ ઉપર પણ કવિતાઓ રચાવા લાગી છે. આ દોષથી જેઓ અકળાયા છે

સંયમ સૂચવાયો છે તેને હવે આવકારવા લાગ્યા છે.

પ્રેમરસનું શુદ્ધ વર્ણન ઉત્તરરામચરિત્રમાં આપણને મળે છે. શાકુન્તલમાં પ્રેમનું પ્રાથમિક શૃંગારિક સ્વરૂપ પણ છે અને અંતનું પરિણત વિશુદ્ધ રૂપ પણ છે. ખરું જોતાં પ્રેમને જ રસરાજ કહેવો જોઈએ. શૃંગાર એ કેવળ એનો આલંબનવિભાવ કહી શકાય. શૃંગારના વર્ણનથી માણસની ચિત્તવૃત્તિ સહેજે ઉદ્દીપિત કરી શકાય છે. તેથી જ બધા દેશોમાં અને બધા જમાનામાં કળામાત્રમાં શૃંગાર પ્રધાનપણું ભોગવતો દેખાય છે. જેમ ઋતુમાં વસંત તેમ રસોમાં શૃંગાર ઉન્માદકારી હોય જ છે. લોકોની કે વ્યક્તિની ખુશામત કરી જેમ સંભાષણનો રસ સહેલાઈથી જાળવી શકાય છે તેમ જ શૃંગાર રસ જગાડીને ઓછી મૂડી ઉપર કલાકૃતિઓ આકર્ષક બનાવી શકાય છે.

સાચા પ્રેમરસમાં પોતાના વ્યક્તિત્વ પરથી જઈ બીજા સાથે તાદાત્મ્ય અનુભવવાનું હોય છે. તેથી જ પ્રેમરસમાં આત્મવિલોપન અને સેવા પ્રધાન હોય છે. પ્રેમ એ આત્માનો ગુણ છે. તેથી જ તે શરીર ઉપર વિજય મેળવે છે. પ્રેમ એ જ આત્મા છે. અમર પ્રેમથી આત્મા જુદો નથી જ એમ સૌ પ્રેમીઓએ, ભક્તોએ અને વેદાંતી દર્શનકારોએ પણ સ્પષ્ટ કહ્યું છે.

વીરરસ પણ એના શુદ્ધ સ્વરૂપમાં આત્મવિકાસને જ સૂચવે છે. સામાન્ય સ્વસ્થ સ્થિતિમાં માણસ પોતાના આત્મતત્ત્વની ઉત્કટતા અનુભવતો નથી, કેમ કે એ દેહ સાથે એકરૂપ થયેલો છે. જ્યારે અસાધારણ પ્રસંગને કારણે કસોટીનો વખત આવે છે ત્યારે માણસ પોતાના શરીરનાં બંધનથી ઊંચો ચડે છે. એમાંથી જ વીરરસ પ્રગટે છે. વીરરસ એ કાંઈ પ્રતિપક્ષીનો દ્વેષ, એના પ્રત્યે ક્રૂરતા, એની સામે અહંકારનું પ્રદર્શન એમાં સમાયેલો નથી. લોકવ્યવહારમાં ઘણી વાર વીર કર્મમાં આ બધી હીન ભાવનાઓ ભળેલી હોય છે. કોઈ કોઈ વાર તે અપરિહાર્ય હોય છે. પણ સાહિત્યમાં એને સ્થાન હોવું જ જોઈએ એમ નથી. સાહિત્ય એ કાંઈ વાસ્તવિક જીવનનો સંપૂર્ણ ફોટોગ્રાફ નથી હોતો. જેટલી વસ્તુ તરફ ધ્યાન ખેંચવાનું હોય તેટલી જ વસ્તુઓ સાહિત્યમાં આણવાની હોય છે. ધારી વસ્તુ આગળ આણવી અને અનિષ્ટ વસ્તુઓ દબાવવી એ સાહિત્ય અને કળાનો આત્મા છે. પુરસ્કાર અને તિરસ્કાર વગર કળા સંભવતી જ નથી. વીરરસને હાનિકારક જે કાંઈ હોય તે સાહિત્યમાંથી કાઢી નાખવું જોઈએ. ત્યારે જ એ સાહિત્ય કળાપૂર્ણ થાય છે.

લોકવ્યવહારમાં પણ વીરરસ અમુક આર્યતા માગે જ છે. જાનવરોમાં શૌર્ય હોય છે, પણ વીર્ય નથી હોતું. જોશમાં આવે ત્યારે જાનવરો ઝનૂનપૂર્વક લડે છે; પણ એમનામાં બીકનો જરા સરખો પ્રવેશ થયો કે ઊભી પૂંછડીએ ભાગી જતાં એમને વાર નથી લાગતી. અને બીકની શરમ તો તેઓ જાણતાં જ નથી. બીકની શરમ એ આત્માનો ગુણ છે. જાનવરોએ તે કેળવેલો નથી હોતો. ઝનૂન

હોય કે ન હોય, તીવ્ર કર્તવ્યબુદ્ધિને કારણે, અથવા આર્યત્વ કેળવાયેલું હોવાને કારણે, માણસ બીક ઉપર વિજય મેળવે છે. આલસ્ય, સુખોપભોગ, બીક, સ્વાર્થ, એ બધું તજી દઈ, દેહરખાપણું ખંખેરી કાઢી, બલિદાન આપવા માટે માણસ તૈયાર થાય છે ત્યારે એ જડ ઉપર – દેહ ઉપર વિજય મેળવી આત્મગુણનો ઉત્કર્ષ બતાવે છે. આવું વીરકાર્ય, આવી વીરવૃત્તિ જોનાર કે સાંભળનારના હૈયામાં પણ સમાનભાવ – સમભાવ જગાડે છે. એ જ વીરરસનું આકર્ષણ અને ખરું સાફલ્ય છે.

વીરોનું વીરકર્મ જોયા પછી – આપણી પડખે વીર અથવા વીરો ઊભા છે માટે આપણે સલામત છીએ, હવે ડરવાનું કારણ નથી એ જાતનું સમાધાન પણ દુર્બળોને અને અબળાઓને મળે છે. વીરરસનું એ કંઈ સર્વોચ્ચ પરિણામ ન કહેવાય.

જે જમાનામાં માણસ દેહરખો, ગણતરીબાજ અને ઘરરખો થાય છે તે જમાનામાં, એ વીરોનું વર્ણન કરી એમને શૂર ચડાવી એમને હાથે પોતાની સલામતી મેળવે છે. આવા સમાજમાં વીરરસની, વીર કાવ્યની જે ચાહ હોય છે, પ્રતિષ્ઠા હોય છે તે પરથી એમ ન મનાય કે એ સમાજમાં આર્યત્વનો ઉત્કર્ષ થવા લાગ્યો છે. મુંબઈમાં લોકમાન્ય ટિળકનો મુકદ્દમો ચાલતો ત્યારે મિલમજૂરો તોફાને ચડયા હતા. એમનું એ તોફાન જોઈ મધ્યમવર્ગના અને વેપારી વર્ગના કેટલાક લોકો ઘરમાં ભરાઈ રહ્યા હતા. જ્યારે સરકારી ફોજ આવેલી જોઈ ત્યારે તેઓ રાજી રાજી થઈ હુર્રેની કિકિયારી કરવા લાગ્યા, હાથરૂમાલ ઉછાળવા લાગ્યા, ફોજના વીરોને એમણે વધાવ્યા તે વખતે એમના મોઢામાંથી જે વીર-ગાન સ્રવ્યું તેથી કાંઈ એ સમાજમાં વીરત્વ વધ્યું એમ ન કહેવાય. એ દૃશ્ય પ્રત્યક્ષ જોયેલું છે એટલે એની અસર મન ઉપર કાયમની છે.

વીરરસની કદર વીર લોકો કરે એ જુદી અને આશ્રય શોધનારા કરે એ જુદી. વીર હમેશ વીરરસને શુદ્ધ રાખવાની ખેવના રાખે છે, જ્યારે આશ્રય-પરાયણો પ્રાણ-ત્રાણ-પેલવ હોવાથી આર્યઅનાર્ય વૃત્તિનો વિવેક રાખ્યા વગર રક્ષણકર્તા પ્રત્યે નાથનિષ્ઠા કેળવી એના ગુણદોષ બધા જ રૂપાળા કરી જુએ છે.

વીરવૃત્તિમાંથી જ વૈરવૃત્તિ જાગે છે. એનો બીજો ઇલાજ નથી એમ જોઈ આર્યધર્મકારોએ એની મર્યાદા બાંધી કે मरणान्तानि वैराणि। શત્રુ મરી ગયા પછી એના દેહને લાત મારવી, એના શરીરના કકડા કરવા, એના આશ્રિતોના બેહાલ કરવા, એમની સ્ત્રીઓનું અપમાન કરવું, એ બધું આર્યને ન છાજે એવું છે. એમાં મરી ગયેલા શત્રુનું અપમાન નથી, પણ પોતાના વીરત્વને જ લાંછન છે એમ વીર પુરુષોએ જોઈ લીધું છે. શત્રુ રાખો તો પોતાને લાયક એવો શોધીને રાખો અને એનો પરાભવ કર્યા પછી એની કદર કરી, એની પ્રતિષ્ઠા જાળવી પોતાનું ગૌરવ વધારો, એમ આર્ય સાહિત્યકારોએ, કવિઓએ, અને કલાકારોએ કહી રાખ્યું છે.

વીરવૃત્તિ માણસ સામે જ બતાવવાની હોય છે એમ નથી. કુદરતના કોપને પ્રસંગે પણ માણસ પોતાની વીરવૃત્તિ ખીલવી શકે છે. મારો શત્રુ તલવાર ઉગામીને મારી આગળ ઊભો હોય, ત્યારે કેવળ આત્મરક્ષણની દૃષ્ટિએ પણ, મારે મારી બધી શક્તિ એકત્રિત કરી એનો સામનો કરવો રહ્યો. એ વખતે જો લડાયક-વૃત્તિ હું ધારણ ન કરું તો જાઉં કયાં? સિંહગઢની દીવાલો ચડી ઉદયભાનુ સામે લડનાર તાનાજીની ફોજ જ્યારે હિંમત હારવા લાગી ત્યારે તાનાજીના મામા સૂર્યાજીએ દીવાલ પરથી નીચે જવાનાં દોરડાં કાપી નાખ્યાં. અમેરિકા પહોંચ્યા પછી સ્પેનિશ વીર હર્નેન્ડો કોર્ટેઝે પોતાનાં જહાજો બાળી નાખ્યાં. આમ પાછી-પાની કરવી જ જ્યારે અશક્ય થઈ જાય છે ત્યારે આત્મરક્ષણની વૃત્તિ વીરવૃત્તિની મદદે આવે છે. અને જેને જીવ વધારે વહાલો હોય તે આવે વખતે વધારે શૂર બને છે.

પણ જ્યારે કોઈ માણસ પાણીમાં ડૂબતો હોય અથવા બળતા ઘરમાંથી કોઈ અસહાય બાળકની ચીસ સંભળાતી હોય ત્યારે પોતાની સલામતીનો, જીવના જોખમનો ખ્યાલ કર્યા વગર કોઈ તેજસ્વી પુરુષ હૃદયધર્મને વફાદાર રહી પાણીમાં કે આગમાં ઝંપલાવે છે ત્યારે એ વીરવૃત્તિનો પરમ ઉત્કર્ષ બતાવે છે. માફી માગીને જીવવા કરતાં ફાંસીએ જવાનું પણ જ્યારે માણસ પસંદ કરે છે, કરોડો રૂપિયાની લાલચને વશ ન થતાં કેવળ ન્યાયબુદ્ધિને જ જે માણસ ઓળખે છે એ પણ અલૌકિક વીરત્વને જ પ્રગટાવે છે. આખી દુનિયાનું ગમે તે થાઓ પણ અંતરાત્મા-ના નાદને બેવફા નહીં નીવડું એવી ધીરવીરવૃત્તિ જે માણસને માટે સહજ હોય છે તે વીરેશ્વર જ છે.

કોઈની કન્યાનું કે સ્ત્રીનું અપહરણ કરવું હોય ત્યારે પણ કેટલાક કાવતરાબાજો વિકારને વશ થઈ અસાધારણ બહાદુરી બતાવે છે, મોટા મોટા ધાડપાડુઓ પણ શિર સાટે જ ખાતર પાડે છે, અથવા લૂંટફાટ કરે છે. અને સપડાયા હોય ત્યારે પોલીસ એમના ઉપર પ્રાણાન્તિક યમયાતના વિતાડે તોયે કાવતરાનો ભેદ આપતા નથી. એમની એ શક્તિ કૌતુક ઉપજાવે ખરી, પણ પ્રામાણિક લોકોનું ધનહરણ કરવું અથવા પરસ્ત્રીનું અપહરણ કરવું એવી હલકામાં હલકી વૃત્તિથી પ્રેરાઈને બતાવેલી આ બહાદુરીની કોઈ આર્ય કદર ન કરે. ડાકુઓ મોટી મોટી ધાડ પાડીને મેળવેલા ધનમાંથી અમુક ભાગ આસપાસના પ્રદેશના ગરીબો વચ્ચે વેરે છે અને એ રીતે લોકપ્રિય થઈ પોતાને પકડવા મથનારને હંફાવે છે. કોક કોક વાર આવા ડાકુઓ અને બહારવટિયાઓ પ્રખ્યાત સમાજકંટકોનો નાશ કરી, એમનું સર્વસ્વ લૂંટી લઈ, ગરીબ લોકોને ભયમુક્ત કરે છે એ કારણે પણ કૃપણ જનતા એવા લોકોની સામાન્ય દુષ્ટતા ભૂલી જઈ એમનાં ગુણગાન ગાયા જ કરે છે. એ બધું ગમે તેટલું સ્વાભાવિક હોય તોયે એથી સમાજ ચડે છે એમ ન કહેવાય. पाल्या हि कृपणा जना: એ શ્રીરામચંદ્રની ઉક્તિ જનતાનું ગૌરવ વધારતી નથી. અને જેમાં લોકહૃદય ઉન્નત થતું નથી તે કૃતિમાંથી શુદ્ધ વીરરસ નીકળે છે એમ ન કહી

શકાય. એકલી હિંમત અને સરફરોશી એ કાંઈ વીરરસ નથી. અને શત્રુના ક્રૂરપણે બેહાલ કરવા, એમના આશ્રિતોની વિટંબણા કરવી એમાં વૈરવૃત્તિની ભલે તૃપ્તિ હોય, એમાં નથી શૂરતા, નથી વીરતા; અને આર્યતા તો ક્યાંથી જ હોય?

જે યુદ્ધ કરવા જાય તેનામાં લોહી, માંસ અને છિન્નભિન્ન થયેલા શરીરના અવયવો જોવાની ટેવ હોવી જ જોઈએ. દુ:ખ અને વેદના પોતાનાં હોય કે બીજાનાં, સહન કરવાની શક્તિ એનામાં હોવી જ જોઈએ. શસ્ત્રક્રિયા કરનાર વૈદ્યોમાં પણ એ શક્તિ આવશ્યક છે. લોહીની સેરો જોઈ કેટલાક લોકોને ચક્કર કેમ આવે છે એ હું સમજી શકતો નથી. મને પોતાને કેવળ માંસ કપાતું જોતાં કે શસ્ત્રક્રિયા જોતાં કશી અસ્વસ્થતા જણાતી નથી. છતાં વીરરસના વર્ણન તરીકે જ્યારે રણનદીનાં વર્ણનો વાંચું છું ત્યારે એમાંથી જુગુપ્સા વગર બીજી વૃત્તિ છૂટતી જ નથી. લોહીનો કાદવ અને એમાં તરતાં નરરુણ્ડોનાં વર્ણનમાંથી વીરરસને શી રીતે પોષણ મળે છે એ હું તો સમજી શકતો નથી. યુદ્ધમાં જે પ્રસંગમાંથી પસાર થયે જ છૂટકો તેમાંથી માણસ ભલે પસાર થાય, પણ જુગુપ્સા ઉપજાવનારા પ્રસંગોનું રસપૂર્ણ વર્ણન કરી એમાં મહાલનાર લોકોની વૃત્તિ વિકૃત જ કહેવી જોઈએ. માણસને થાંભલા સાથે બાંધી, એને કોલટારનો અભિષેક કરાવી, એને સળગાવી મૂકનાર અને એની પ્રાણાન્તિક ચીસો સાંભળી સંતુષ્ટ થનાર બાદશાહ નીરોની ન્યાતમાં આપણાથી કેમ ભળાય?

વીરરસ એ માણસગંધો નથી. વીરરસ પરમ કલ્યાણકારી, સમાજહિતૈષી, ધર્મ-પરાયણ, આર્યવૃત્તિનો દ્યોતક છે. એને એવો જ રાખવો જોઈએ. વીરરસનું પોષણ અને સંગોપન વીરોના હાથમાં જ રહેવું જોઈએ. વીરવૃત્તિને પિછાણનાર કવિઓ, ચારણો અને શાયરો જુદા અને રક્ષણ શોધનાર કાયરો અને આશ્રિતો જુદા.

જૂના વખતની વીરકથાઓ આપણે જરૂર વાંચીએ, આદરપૂર્વક વાંચીએ. પણ જૂની પ્રેરણા એમાંથી આપણે ન લઈએ. હીન સમાધાન આપણને ત્યાજ્ય જ લાગવું જોઈએ. જીવનના વીર્યનો નવો આદર્શ સ્વતંત્ર રીતે ખીલવી, એને માટેનાં પોષક તત્ત્વો જૂની વીરકથાઓમાંથી જેટલાં મળતાં હોય તેટલાં તારવી કાઢી જરૂર વાપરીએ. પણ વીરરસના જૂના ક્રૂર કે જીવનદ્રોહી આદર્શમાં સરી ન પડીએ. એટલું જ ધ્યાનમાં રાખીએ કે જીવનમાંથી વીરતા જાય તો તે એ ક્ષણથી જ સડવા માંડે અને અંતે એકે સદ્‌ગુણ ટકે નહીં.

આજના જમાનાના કલાધરોના અગ્રેસર રવીન્દ્રનાથ ઠાકુરને એક વાર જપાનમાં જ્યાં બે વીરો લડતા કપાઈ મૂઆ એવું સ્થાન બતાવવામાં આવ્યું, અને એ સ્થાન અને પ્રસંગ પર પોતાની પ્રતિભા ચલાવીને કવિતા રચવાનું કહેવામાં આવ્યું. કવિએ ત્યાં જે બે લીટીઓ લખી આપી તે ભારતવર્ષના મિશનને અને માનવ-જાતિના ભવિષ્યને છાજે એવી હતી. એનો ભાવ એવો છે કે, 'બે ભાઈઓ ક્રોધે ભરાઈ માણસાઈ ભૂલ્યા અને એમણે ધરતી માતાના વક્ષ:સ્થલ ઉપર એકબીજાનું

લોહી રેડ્યું. કુદરતે એ જોઈ ઝાકળના રૂપમાં આંસુ સાર્યાં; અને માણસજાતની એ લોહીભીની શરમ બાલતૃણથી ઢાંકી દીધી.'

શાન્તિપ્રિય, અહિંસાપરાયણ, સર્વોદયકારી, સમન્વયપ્રેમી સંસ્કૃતિનો વીરરસ ત્યાગરૂપે જ પ્રગટ થવાનો. આત્મવિલોપન, આપભોગ એ જ જીવનની ખરી વીરતા છે. એના અસંખ્ય ભવ્ય પ્રસંગો કળાના વિષય થઈ શકે એમ છે. એ પ્રસંગો કળાને ઉન્નત કરે છે અને પ્રજાને જીવનદીક્ષા આપે છે. આજના કલાકારો આ બાજુ વિશેષરૂપે ખીલવે છે કે નહીં તે મેં હજી તપાસ્યું નથી. પણ એટલું જાણું છું કે ભવિષ્યની કલા એ દિશા તરફ જશે તો નજીકના ભવિષ્યમાં એ અસાધારણ પ્રગતિ કરી શકશે, અને સમાજસેવા પણ એને હાથે એની મેળે થશે.

જ્યારે ભવભૂતિએ 'રસ એક જ છે અને તે કરુણ છે, એ અનેક રૂપો ધારણ કરે છે,' એવો સિદ્ધાંત બાંધ્યો ત્યારે એણે કરુણ શબ્દને કળા જેટલો જ વ્યાપક બનાવ્યો છે. હૃદય કોમળ થાય, ઉન્નત થાય, સૂક્ષ્મવેદી થાય, કે ઉદાત્ત થાય ત્યાં કારુણ્યની છટા આવવાની જ. કારુણ્યની સમભાવના કે સમવેદના સાર્વભૌમ છે, એમાંથી વિશ્વાત્મૈક્ય સુધી આપણે પહોંચી શકીએ છીએ. કરુણ રસ ખરેખર રસસમ્રાટ છે. પણ એ કરુણ રસમાં શોકનો ભાવ હોવો જ જોઈએ એમ નથી. વાત્સલ્ય રસ, શાંત રસ અને ઉદાત્ત રસ, એ કરુણાનાં જુદાં જુદાં પાસાં છે. બાકી બધા રસો, જઈ જઈને અંતે સાગરમાં નદીઓ સમાઈ જાય તેમ, આ રસમાં વિલીન થાય છે. એ તમામ રસોને સમાહિત રસ એ જાતનું નામ એક મિત્રે સૂચવ્યું છે. અર્થ જોતાં એ નામ બંધબેસતું છે. પણ ભાષામાં એ સિક્કો ચાલતો થાય કે કેમ એ વિશે શંકા છે. ખરું જોતાં બધા રસોની પરિણતિ યોગમાં જ છે. યોગ એટલે સમાધિ – સમાધાન – સામ્યાવસ્થા – સર્વાત્મૈક્યભાવ. કલામાંથી અંતે એ જ વસ્તુ નીપજવાની. કલાનું સાધ્ય અને સાધન એ યોગ જ છે. દુર્દૈવની વાત છે કે યોગનો એ વ્યાપક અર્થ આજની ભાષામાં નથી સ્વીકારાતો. નાક પકડીને, પલાંઠી વાળીને, લાંબા વખત સુધી ઊંઘ તાણવી અને ઉપવાસ વેઠવો એને જ લોકમાનસ યોગ સમજે છે.

કરુણ રસ આપણા સાહિત્યકારોએ સરસ ખીલવ્યો છે ખરો. કાલિદાસનો અજ-વિલાપ અથવા ભવભૂતિનું ઉત્તરરામચરિત કરુણ રસના ઉત્તમ નમૂના ગણાય છે. ભવભૂતિ જ્યારે કરુણ રસ છેડે છે ત્યારે પથરા પણ રોવા માંડે છે અને વજ્રનું હૈયું પણ ચૂરેચૂરા થાય છે. કરુણ રસ એ જ માણસની માણસાઈ છે, છતાં કરુણ રસને કેવળ સ્ત્રીપુરુષના પરસ્પર વિરહ માટે જ છેડવો જોઈએ એમ નથી. મા પોતાના બાળક માટે વિલાપ કરે એટલેથી પણ કરુણ રસનું ક્ષેત્ર પૂરું નથી થતું. અનંત કાળથી દરેક જમાનામાં અને દરેક પ્રદેશમાં, દરેક સમાજમાં અને દરેક કારણે મહાન સામાજિક અન્યાય થતા આવ્યા છે અને હજારો અને લક્ષાવધિ લોકો એ અન્યાયના ભોગ થઈ પડ્યા છે. અજ્ઞાન, દારિદ્ર્ય, ઉચ્ચનીચ ભાવ, અસમાનતા, મત્સર અને દ્વેષ ઇ. અનેક કારણે અને વગર કારણે પણ માણસ માણસને પીડે

છે, ગુલામ બનાવે છે, નીચોવે છે અને અપમાનિત કરે છે એ બધા પ્રસંગો કરુણ રસનાં સ્વાભાવિક ક્ષેત્રો છે. નળ રાજા હંસને પકડે અને એકાદ સિંહ નંદિની ગાયને પકડે એનું દુઃખ આપણા કવિઓએ ગાયું છે, કોઈ નિષાદ ક્રૌંચ પક્ષીના જોડકામાંથી એકને બાણથી વીંધે ત્યારે વાલ્મીકિની શાપવાણી આખી દુનિયાનાં હૃદયને વીંધીને એ અન્યાય તરફ જાગ્રત કરે છે, છતાં પશુપક્ષીઓનું અને ગાય-ભેંસનું દુઃખ હજી કોઈએ ગાયું છે એમ મનમાં નથી થતું. મધ્યમવર્ગના લોકો વિધવાનાં દુઃખો કાંઈક ગાવા લાગ્યા છે ખરા, પણ એમાં પણ ભવભૂતિનો ઓજો ગુણ કે વાલ્મીકિનો પુણ્યપ્રકોપ પ્રગટ્યો નથી. કરુણ રસની અસર જેટલી થવી જોઈએ તેટલી થઈ નથી. માટે હૃદયની કેળવણી અને હૃદયધર્મની પિછાણ અધૂરાં જ રહ્યાં છે. અને તેથી જ ગાંધીજી જેવા અસ્પૃશ્યતાને કારણે પોતાના હૃદયનો વલોપાત વ્યક્ત કરે તોયે સામાજિક હૈયું મોટે ભાગે અસ્પૃષ્ટ જ રહે છે. કરુણ રસમાંથી કેવળ હૈયું પીગળે એટલું બસ નથી; હૈયું સળગવું જોઈએ અને એણે જીવનમાં આમૂલાગ્ર ક્રાન્તિ કરી નાખવી જોઈએ. જીવનના હરેક વ્યવહાર માટે હૃદયધર્મમાંથી માણસે એક નવી કસોટી તૈયાર કરવી જોઈએ.

જૂના લોકોને હાસ્ય રસની ખરી કલ્પના જ ન હતી એમ કહીએ તો તેમાં ઝાઝી અતિશયોક્તિ નથી. ઉચ્ચ હાસ્ય રસ સંસ્કૃત સાહિત્યમાં બહુ થોડો જડે છે. નર્મવચનો અને સુંદર ચાટૂક્તિઓ જ્યાંત્યાં પથરાયેલાં છે ખરાં: આપણી સંસ્કારિતાની એ ખાસિયત છે. પણ હવે આપણા સાહિત્યમાં હાસ્ય રસે અનેક સફળ પ્રયોગો કર્યા છે. છતાં નાટકોમાં દેખાતો હાસ્ય રસ બહુ સોંઘો છે એમ કહ્યા વગર ચાલતું નથી. આપણાં વિડંબનચિત્રોમાં (cartoons) અને આપણાં પ્રહસનોમાં હજી એ બહુ સોંઘો છે. સ્નેહસંમેલનોમાં હાસ્ય રસ અને વીર રસ એ બે જ મોટે ભાગે ભજવાય છે. ઝાઝી મહેનત વગર એમાં સફળતા મળે છે, અનાયાસે તૈયારી થાય છે અને તાળીઓ વધારેમાં વધારે મળે છે એ જ કારણ છે. પણ એથી કળાની પ્રગતિ થતી નથી. પ્રજા સંસ્કારસમર્થ થતી નથી.

આપણા કલાકારોએ અદ્ભુત રસની ખિલવણી કઈ રીતે કરી છે તે હું જાણતો નથી. પણ મારે મન અદ્ભુત રસ ભવ્યતા – Sublimity – માંથી ઉત્પન્ન થવો જોઈએ, નહીં તો જેમ માણસનું અજ્ઞાન વધારે તેમ દરેક વસ્તુ એને અદ્ભુત જ લાગવાની. અદ્ભુતનું સ્વરૂપ જ એવું છે કે એની આગળ કળાનું સામાન્ય વ્યાકરણ સ્તંભિત થઈ જાય છે. વિજયનગરની આસપાસના પહાડોમાં મોટી મોટી શિલાઓના જે ઢગલા પડ્યા છે તેમાં વ્યવસ્થા કે સમરૂપતા કશી જ નથી. પણ ત્યાં એની જરૂર પણ ભાસતી નથી. સરોવરનો આકાર, વાદળાંનો વિસ્તાર, નદીનો પ્રવાહ – એમાં કોણ કઈ વ્યવસ્થાની અપેક્ષા રાખી શકે છે? ભવ્ય વસ્તુ પોતાની ભવ્યતાથી જ સર્વાંગી પરિપૂર્ણ થઈ જાય છે. નહેરનું વ્યાકરણ નદી માટે ન હોય, ઉપવનનું રચનાશાસ્ત્ર મહાકાંતાર માટે ન હોય. જે કાંઈ ભવ્ય, વિસ્તીર્ણ, ઉદાત્ત અને ગૂઢ છે તે અનંતનું પ્રતીક છે, અને તેથી જ તે પોતાની

સત્તાથી પરમ રમણીય છે. મહાકવિ તુલસીદાસે કહ્યું છે કે "समरथ को नहीं दोष गुसांई" તે નવા અર્થમાં અહીં કલાના સૂત્ર તરીકે જ વધારે બંધબેસતું છે.

અદ્‌ભુત, રૌદ્ર અને ભયાનક ત્રણે રસનો ઊગમ એક જ છે. હૃદયની ભિન્ન પ્રતિભૂતિ(Response)ને કારણે જ એને અલગ અલગ નામો મળ્યાં છે. જ્યારે શક્તિના આવિર્ભાવથી હૃદય દબાઈ જાય છે, શરમ ખોઈ બેસે છે ત્યારે ભયાનક રસની નિષ્પત્તિ થાય છે. ઊંચી અને ઝઝૂમતી કરાડ તળે આપણે ઊભા રહીએ ત્યારે આપણી ખાતરી હોય છે કે આ શિલારાશિ કાંઈ આપણા ઉપર પડવાનો નથી, ઊલટું વાવાઝોડાં સામે આપણું રક્ષણ જ કરશે. અને છતાં જો પડે તો! એટલા ખ્યાલથી જ આપણે કલ્પનામાં દબાઈ જઈએ છીએ. એ પણ એક શક્તિનો આવિર્ભાવ જ છે. પર્વતપ્રાય મોજાંઓ ઉપર સવાર થઈ સફર કરનાર વહાણમાં બેઠાં બેઠાં આપણે એ જ ભાવ જુદી રીતે અનુભવીએ છીએ.

ભવ્ય વસ્તુ સાથે માણસ હમેશાં પોતાની સરખામણી કરતો જ હોય છે. એ સરખામણી કરતાં કરતાં જ્યારે થાકી જાય છે ત્યારે રૌદ્ર રસ એની મેળે પ્રગટ થાય છે. અને જ્યાં ભવ્યતાનું નાવીન્ય અને એનો ચમત્કાર ભુસાયાં નથી ત્યાં આપણે અદ્‌ભુત રસને ઓળખીએ છીએ. આ ત્રણે રસ માણસની સંવેદનાશક્તિ ઉપર આધાર રાખે છે. આકાશના અનંત તારાઓ જોઈ જાનવરોને શું થતું હશે તે આપણે જાણતા નથી; બાળકોને તો ચંદરવા જેવું લાગે છે, જ્યારે કોઈ પાકટ ખગોળશાસ્ત્રીને નિત્ય નૂતન અને વર્ધમાન એવા અદ્‌ભુત રસનું વિશ્વરૂપ દર્શન જેવું તે લાગે છે. અદ્‌ભુત રસની ખૂબી એ છે કે જેમ મેઘગર્જના સાંભળી સિંહને ત્રાડ પાડવાનું સૂઝે છે તેમ જ આર્ય હૃદયને ભવ્યતાનું દર્શન થતાંવેંત પોતાની વિભૂતિ પણ એટલી જ વિરાટ, ઉદાત્ત અને ભવ્ય કરવાનું મન થઈ આવે છે. અદ્‌ભુત રસમાં માણસનો આત્મા અદ્‌ભુતતાથી પોતાને વિસદૃશ નથી ગણતો, પણ અમુક રીતે એમાં પોતાનું જ પ્રાકટ્ય જુએ છે, જ્યારે રૌદ્ર કે ભયાનકમાં પોતાને જુદો કલ્પે છે. આ બન્ને મનોવૃત્તિનો જેણે અનુભવ કર્યો છે, એવા કલાકારે એકાએક જાહેર કર્યું કે શિવ અને રુદ્ર એક જ છે, શાંતા અને દુર્ગા એક જ છે. જે મહાકાલી છે તે જ મહાલક્ષ્મી અને મહાસરસ્વતી છે. શ્રીરામચંદ્રનું દર્શન થતાંવેંત હનુમાનનું ભક્તહૃદય એકરાર કરી ગયું:

"देहबुद्धया तु दासोऽहम् जीवबुद्धया त्वदंशकः।
आत्मबुद्धया त्वमेवाहम् यथेच्छसि तथा कुरु ॥"

આ છેલ્લી લીટીમાં જે સમાધાન છે તે જ કળાના ક્ષેત્રમાં શાંત રસ છે. રૌદ્ર, ભયાનક અને અદ્‌ભુત આ ત્રણે રસો અંતે જો શાંત રસમાં ન લઈ જાય, સમાધાન ન આપે તો એને કોઈ રસ કહે જ નહીં.

ઑગસ્ટ, ૧૯૩૬

# પ્રેરક સાહિત્ય

સાહિત્યના સામાન્યપણે બે વિભાગ કરવામાં આવે છે: વિચારપ્રેરક અને આચારપ્રેરક. જે સાહિત્ય વાંચવાથી માણસને ઊઠીને કામ કરવાનું મન થાય, પોતાના જીવનમાં તેમ જ સમાજમાં ભારે પરિવર્તન કરી નાખવાનું મન થાય, તેવા સાહિત્યને આચારપ્રધાન અથવા પુરુષાર્થી સાહિત્ય કહી શકાય. સાહિત્યના આપણે બીજી રીતે બીજા બે ભાગ પાડી શકીએ: અનુભવપ્રધાન સાહિત્ય અને કલ્પનાપ્રધાન. મનુષ્ય-જાતિની પ્રગતિને મોખરે હમેશ કલ્પના જ હોય છે. કલ્પના એ મનુષ્યના વહાણનો સઢ છે. પણ જો વહાણમાં અનુભવનો ભાર ન હોય તો સઢનો પવન એને ક્યાં લઈ જાય અને ખરાબે ચડાવે એ કહેવું મુશ્કેલ છે.

ડિસેમ્બર, ૧૯૨૯

# મધમાખોને

તમારું 'વર્ષામધુ' જોઈ ખૂબ આનંદ થયો. સ્વાદ અને કદ બન્નેમાં સંતોષ થાય એવું એ મધુ છે. 'વર્ષામધુ' તો સાબરમતીના પૂર જેવું પુષ્ટ દેખાય છે. પણ એમાં સાબરમતીના પૂરનું ક્યાંયે વર્ણન નથી દેખાતું, એ કેટલી દુ:ખની વાત છે! સાહિત્યમાંથી સાહિત્ય ઉપજાવવું એ ગૌણ વસ્તુ છે. જીવનમાંથી સાહિત્ય ઉપ-જાવતાં આપણને આવડવું જોઈએ. આ વરસનું પૂર એ કંઈ જેવીતેવી ઘટના ન હતી. કવિઓ એના પર મહાકાવ્ય લખી શકે. નવલકથાકાર એ અનુભવ લઈને એક અદ્ભુત કથા ઉપજાવી શકે. પ્રત્યક્ષ અનુભવ એ અમોલી વસ્તુ છે. હજીયે તમે ધારો તો એ પૂરનાં અનેક દૃષ્ટિએ અનેક વર્ણનો લખી શકો છો. એ પૂર જોયા વગર પણ કઈ કઈ દૃષ્ટિએ વર્ણન લખી શકાય એના અનેક ખૂણા હું તમને સૂચવી શકું. પણ એ તમને જ સૂઝે તો વધારે સારું.

પૂજ્યશ્રી બાપુજીએ મધમાખોને કેટલાક સવાલો પૂછેલા છે. એમાંનો એક સવાલ આ છે: 'આપણો આ મધપૂડો એ આશ્રમરૂપી મધપૂડાની કંઈક ઝાંખી કે નકલ હશે કે? કે તેનો આપણા જીવનની સાથે કંઈ સંબંધ જ નહીં હોય?'

રેંટિયો એ આશ્રમપ્રવૃત્તિનું કેન્દ્ર છે. રેંટિયાનું અધ્યયન આપણા આશ્રમમાં જેટલું થાય છે તેટલું હિન્દુસ્તાનમાં ભાગ્યે જ બીજે થતું હોય. છતાં મધપૂડામાં રેંટિયાનો ગુંજારવ કેમ નથી? રેંટિયાનું કાવ્ય, રેંટિયાની રચના, રેંટિયાનો મિજાજ એ બધા વિશે તમે કેટલુંય લખી શકો. જૂના વિદ્યાર્થીઓ રેંટિયાના વિકાસ વિશે

કેટલુંયે લખી શકે એમ છે. રેંટિયાના પ્રાન્તભેદ ઉપર સચિત્ર લેખમાળા બાળકોબા-ની મદદથી તૈયાર કરી શકાય. આપણે ચમરખાંના કેટલાયે પ્રકારો અજમાવ્યા છે અને ઉપજાવ્યા છે. દરેકના ગુણદોષ ઉપર લેખ લખી શકાય. છોટુભાઈને પકડીને નીલેશ્વર — મલબારની પીંજણ વિશે જરૂર કીમતી માહિતી મેળવી શકો. ખાદીપ્રતિષ્ઠાન-ની પ્રવૃત્તિ વિશે મુ. મગનલાલભાઈ પાસેથી તમે જરૂર એક લેખ મેળવી શકો. અરુણબાબુ અને પ્રફુલ્લબાબુ આપણે ત્યાં રહી ગયા છે. એમની પાસેથી પણ માહિતી મેળવી શકાય. આપણો રામચંદ્ર વડવી કર્ણાટકમાં ખાદીનું અને અંત્યજ-સેવાનું સુંદર કામ કરી રહ્યો છે. એની પાસેથી તમે કાગળો મંગાવી શકો. જીવત-રામ કૃપાલાનીના વિદ્યાર્થીઓનાં દસવીસ ખાદીનાં મથકો છે. એમની પાસેથી જરૂર નવી નવી માહિતી મળે. પવાંયતના શાસ્ત્ર વિશે આપણે કેટલુંયે લખી શકીએ. આપણી મૂંઝવણો નોંધીએ તોયે તે ઓછી સેવા નથી.

બીજી પ્રવૃત્તિ સુતારકામની. એ વિષય પર દેશી ભાષામાં ચોપડીઓ છે કે નહીં તે હું નથી જાણતો. ‘કલાભવને’ એકાદ તૈયાર કરી હોય તો કોણ જાણે? અને કરી હોય તોપણ તેમાં પારિભાષિક શબ્દો તો અંગ્રેજી જ આવવાના. અમદાવાદમાં ઘરડા સુતારો પાસેથી એમના પારિભાષિક શબ્દો મેળવવાનું આપણે શહેરના કોઈને નહીં સોંપીએ? બચુભાઈ રાવત વખતે એમાં આપણને મદદ કરી શકે.

આપણી ત્રીજી અને સૌથી મહત્ત્વની પ્રવૃત્તિ તે પ્રાર્થના. ગીતા છે, તુલસી-રામાયણ છે, ભજનો છે; એનો પડઘો કેમ મધપૂડામાં નથી પડતો? રામાયણ વિશે લખવાનો ઈજારો જાણે ચંદ્રશંકરને જ આપ્યો છે! હિંદી ભજનો ઉપરથી ગુજરાતીમાં કેટલું સરસ સરસ લખી શકાય! ગીતામાં આવેલા મહત્ત્વના શબ્દોનો વિસ્તૃત અર્થ લખી કાઢીએ તો એ લખનારને અને વાંચનારને કેટલો ઉપયોગી થઈ પડે! આપણાં પ્રિય ભજનોની સ્વરલિપિ પંડિતજીની મદદથી મધપૂડામાં કેમ ન આવે? ભજનાવલિમાં આવેલા રાગોના સ્વરો અને આરોહઅવરોહ આપી રાગોની તુલના કરનારા લેખો વિદ્યાર્થીઓ પણ તૈયાર કરી શકે છે. દરેક ‘મધપૂડા’માં એકાદ સુંદર ભજન અને તેનો અર્થ આપવાની પ્રથા પાડીએ તો થોડાં જ વર્ષમાં એક સરસ સંગ્રહ તૈયાર થઈ જાય.

મધપૂડાના જુદા જુદા વિભાગ પાડી એક એક વિભાગની જવાબદારી તે તે વિષયમાં રસ લેનાર વિદ્યાર્થી ઉપાડી લે તો ‘મધપૂડા’ ખીલશે અને સહકારશક્તિ વધશે. માત્ર તંત્રી અથવા તંત્રીમંડળનો નિર્ણય પ્રસન્નતાથી સ્વીકારવાની આર્યતા દરેકમાં હોય તો જ આ વ્યવસ્થા ફળદાયી નીવડશે.

આપણે ત્યાં સ્વયંપાકીઓ ઘણા છે. નાનાં નાનાં મંડળો પણ છે. એમાં કેટલાક તો શાસ્ત્રીય રીતે પોતાનું રસોડું ચલાવતા હશે. તેઓ જો પોતાની પદ્ધતિ અને વખતનું બજેટ ‘મધપૂડા’માં પ્રસિદ્ધ કરે તો એ પ્રવૃત્તિ પણ આપણે ઘણી શાસ્ત્ર-શુદ્ધ કરી શકીએ.

મુસાફરીનાં વર્ણનો ‘મધપૂડા’માં ઠીક ઠીક આવે છે. એ દિશાએ પણ આપણે

આગળ પગલું ભરી શકીએ. એ બાબતમાં મને એટલા બધા વિચારો સૂઝે છે કે એમાંથી એકે અહીં ટાંકવાનું મન ન થાય.

વિદ્યાર્થીમંડળ, નાહવાની સગવડ, પાણીમાં તરવાની મજા, માંદાંઓની માવજત, ગાયો અને બકરીઓની લીલા, કોઠારના વિનોદો, સમયપત્રકના તરંગો, કસરત, રમતોનાં વર્ણનો, આશ્રમમાં આવેલા મહેમાનો, ચોમાસામાં જીવડાનો ત્રાસ અને દરેક જીવડાની ખાસિયત—એવું એવું કેટલુંય 'મધપૂડા'માં આવી શકે.

અને સંસ્કૃત અધ્યયનમાંથી તો કેટલાય સરસ ફકરાઓ ભેગા થઈ શકે.

ટૂંકામાં કહું તો બાપુજીએ આશ્રમ અને મધપૂડાના અનુસંધાનની જે દૃષ્ટિ આપી છે તે દૃષ્ટિ એક વાર કેળવીએ તો કેટલીયે નવી નવી વસ્તુઓ આપણને સૂઝે.

મધપૂડો બહુ સરસ ભરાયો છે, અને એને વિશે મોટી મોટી આશાઓ બાંધવાનું કારણ એ આપી રહ્યો છે. તેથી જ આ વિગતવાર સૂચનાઓ કરી છે. આનો વિચાર કરશો. માત્ર એ વિચારમાં મને ખેંચતા નહીં.

તા. ક. સાબરમતીમાં પૂર 'વર્ષામધુ' બહાર પડ્યા પછી આવ્યાં હતાં એ મને પાછળથી ખબર પડી.

૧૯૨૫

## શ્રદ્ધેય ગ્રંથ

પ્રત્યેક ભાષામાં કેટલાક શ્રદ્ધેય આદ્યગ્રંથો હોય છે. તે ગ્રંથોને સાહિત્ય-ગંગાની ગંગોત્રી કહી શકાય. આ ગંગોત્રીના જલનું સ્નાન-પાન-અવગાહન અત્યંત પુણ્યપ્રદ હોય છે. આપણને પોતાના શરીરના આંતર્બાહ્ય સર્વ અવયવોનો જેમ પૂર્ણ પરિચય હોય છે, તથા આપણું શરીર રૂપાળું હોય કે કુરૂપ હોય તોયે તેના ઉપર આપણી જેવી પ્રેમાસક્તિ રહે છે, તેવો જ પરિચય તથા તેવી જ આસક્તિ આ આદ્યગ્રંથોને વિશે હોવાં જોઈએ. 'જે માણસ રામાયણ અથથી ઇતિ સુધી વાંચશે તેને ગીર્વાણ વાણી અને કવિત્વશક્તિ પ્રગટ થશે' એ અર્થવાદમાં પણ આ જ રહસ્ય રહેલું છે. આદ્યગ્રંથોમાં તે તે ભાષાના સ્વભાવોનું બીજારોપણ થયેલું હોય છે. શબ્દોની બનાવટ, સુગમ પ્રત્યયો, વાક્યરચના, ભાષાશૈલી, ઉપમાદિ અલંકાર એટલું જ નહીં પણ ઉચિત શું અને અનુચિત શું, નિંદ્ય શું અને સ્તુત્ય શું એ અભિજાત અભિરુચિનો પણ એ ગ્રંથો ઉપરથી જ નિર્ણય થાય છે. સાહિત્યનો તથા સમાજજીવનનો આદર્શ આ ગ્રંથોમાંથી જ મળી આવે છે. તેથી બૃહદ્વ્યાકરણ, વ્યુત્પત્તિ, અલંકારશાસ્ત્ર વગેરેનો અભ્યાસ કર્યા પહેલાં આ આદ્યગ્રંથોનો અભ્યાસ કરવો જોઈએ.

આ ગ્રંથોએ આદરેલી અથવા બનાવેલી પદ્ધતિ ઉપરથી જ બધાં ભાષાશાસ્ત્રો બનેલાં છે. રામાયણ-મહાભારત અલંકારશાસ્ત્રને અનુસરીને નથી રચવામાં આવ્યાં,

પહેલાં ભાષા ને પછી વ્યાકરણ, તેમ જ પહેલાં સર્વમાન્ય આદ્યગ્રંથ ને પછી સાહિત્યશાસ્ત્ર, આ વાત ભૂલી જવી ન જોઈએ.

તેથી કોઈ પણ ભાષાનો જો અભ્યાસ કરવો હોય તો એના આદ્યગ્રંથોનો રસપૂર્વક અભ્યાસ કરવો જોઈએ તથા તેને સમજી લેવા જોઈએ, લગભગ મોઢે કરી નાખવા જોઈએ. તેના ઉપર આપણો પ્રેમ બાઝવો જોઈએ.

**૧૯૨૫**

# છઠ્ઠી સાહિત્ય પરિષદ

એમ કહેવાય છે કે જેઓ સારી રીતે સૂએ છે તેઓ જાગે છે પણ સારી રીતે. લાંબા વખત સુધી અને નિરાંતે સૂતા પછીની જાગૃતિ આહ્‌લાદક અને બલપ્રદ હોય છે. આ કહેવતમાં કંઈ પણ સત્ય હોય તો સુરત પછી પાંચ વર્ષ પર્યંત સૂતેલી આપણી સાહિત્ય પરિષદ પાટનગર અમદાવાદમાં જ્યારે જાગી ત્યારે તે સફળતાથી પાર પડી હશે એવું અનુમાન કરવું જોઈએ. અને તે અનુમાનમાં કંઈ પણ ભૂલ છે એમ કહેવાય નહીં. જે પરિષદમાં આનંદશંકરભાઈ જેવા આચાર્ય, કેશવલાલ ધ્રુવ જેવા સાહિત્યસાગરના મીન, રમણભાઈ જેવા રસિક, નરસિંહરાવ જેવા ચિકિત્સક, બ. ક. ઠાકોર જેવા ઇતિહાસનિષ્ણાત પધાર્યા હતા, અને જેનું નેતૃત્વ પ્રાચીન સાહિત્યના કાંટાવાળા માર્ગને સરળ કરનાર સાહિત્યસેવાધુરીણ હરગોવિંદદાસે સ્વીકાર્યું હતું તે પરિષદ સફળ નીવડી કે નહીં એ પ્રશ્ન જ ધૃષ્ટતાભર્યો ગણાય. વળી આ પરિષદને પોતાના શુભાગમનથી આશીર્વાદ આપનાર તપસ્વી મહાત્મા ગાંધી અને સાહિત્યસમ્રાટ રવીન્દ્રનાથ ઠાકુરનાં નામ સાંભળતાં જ શંકા એકદમ દૂર થવી જોઈએ.

પરિષદ અત્યંત ઉત્સાહથી અને આનંદથી પાર પડી. કોકિલકંઠ રવીન્દ્રના શ્રાવણમનોહર પંચમ સ્વરથી અમદાવાદનો વસંત નિનાદિત થયો. પોતાના પ્રયાસથી જનસમાજમાં પવિત્ર અને પ્રાણવાન ચૈતન્ય રેડવું જોઈએ એવી મહાત્મા ગાંધીની યાચના સાંભળીને સાહિત્યસેવકોને નવી દૃષ્ટિ મળી. અને આચાર્ય આનંદશંકર ધ્રુવના શુભાગ્રહથી ગુજરાતમાં એક ગુર્જરી વિદ્યાપીઠ અથવા વિશ્વભારતી (યુનિવર્સિટી) સ્થાપન કરવાનો નિશ્ચય થઈને ગુર્જરગિરાના ઉપાસકોને કાર્યક્ષેત્ર પણ મળવાની સગવડ થઈ. આવી રીતે પરિષદનું પુણ્યાહવાચન બહુ સુંદર થયું છે. પણ પરિષદ કંઈ ત્રણ દિવસની વસ્તુ નથી. પાંચ વર્ષમાં સાહિત્યસેવાને માંડ ત્રણ દિવસ આપવાથી સાહિત્યસેવા થતી નથી. આ ત્રણ દિવસ સાહિત્યસેવા કરવાના હોતા જ નથી. ખરું જોતાં આ ત્રણ દિવસમાં અત્યાર સુધી કરેલી સેવાનું સરવૈયું કાઢવાનું હોય છે. અને આ સરવૈયાને પરિણામે સાહિત્યસેવાની નવી દિશા આંકીને તે દિશામાં

ઉત્સાહ અને ખંતપૂર્વક કાર્ય કરવાનો નિશ્ચય કરવાનું હોય છે. આ નિશ્ચય બ્રાહ્મણના આશીર્વાદ જેવા ખાલી ખોખારૂપ ઠરાવોથી કરવાનો નથી; પણ કામ કોણ કરશે, કેવી રીતે કરશે, કોની દેખરેખ નીચે કામ થશે એની યોજના ઘડીને તે યોજના પાર પાડવાને જોઈતી બધી સગવડ કરીને એ નિશ્ચય થવો જોઈએ. અમને લાગતું હતું કે આ પરિષદ પ્રાચીન ચીલામાંથી છૂટીને કંઈક નવો માર્ગ લેશે, પણ ત્રણ દિવસનો કાર્યક્રમ જોઈને અમને કંઈક નિરાશા થઈ એ કબૂલ કરવું જ જોઈએ. પરિષદમાં ભેગા થયેલા જનસમાજના મનમાં રા. બ. કાંટાવાળા અથવા પ્રો. ઠાકોર જેવા વિદ્વદ્રત્ન વિશે જે આદર છે તેનો બદલો દોઢ દોઢ માઈલ લાંબાં ભાષણો અથવા લેખો શ્રોતૃસમુદાયના માથા ઉપર મારીને લેવામાં તેઓએ ઔચિત્યનો ભંગ કર્યો અને લોકોની ધીરજની કઠણ કસોટી લીધી એમાં કંઈ શક નથી. જો સાહિત્ય પરિષદ દ્વારા કંઈ પણ સંગીન કામ કરવું હોય અને લોકોના કીમતી સમયનો વધારેમાં વધારે ઉપયોગ કરવો હોય તો પરિષદનું ઘણુંખરું કામ બેઠક પહેલાં જ કરી લેવું જોઈએ. લાંબાં લાંબાં ભાષણો અને લેખો પહેલેથી જ છાપીને પરિષદના સભાસદોમાં આઠ દિવસ પહેલાંથી વહેંચવામાં આવે તો પરિષદને બીજું મહત્ત્વનું કામ કરવાને બીજો ઘણો સમય મળે. ઓછામાં ઓછું પરિષદને આગલે દહાડે આ વ્યાખ્યાનો જનતામાં વહેંચીને ને પરિષદ આગળ વંચાઈ ગયાં છે એમ માનવામાં આવે તોપણ લોકોને કંઈ નાનીસૂની રાહત મળી ન ગણાય. યુરોપમાં ઘણી વાર એમ જ કરવામાં આવે છે. પછી કોઈ વિદ્વાનને પોતાના લેખમાંથી કેટલાક ફકરાઓ વાંચી બતાવવાની ઉત્સુકતા હોય અથવા લોકોને સાંભળવાનો આગ્રહ હોય તો દસવીસ મિનિટ આપવામાં કોઈને ખોટું ન જ લાગે. દાખલા તરીકે રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે પરિષદ આગળ 'વનવેલી'નો જે અવતાર બતાવ્યો તે જેટલો આવશ્યક હતો તેટલો જ ચિત્તરંજક હતો. પરિષદે આ વર્ષે ઇતિહાસ વિભાગ, વિજ્ઞાન વિભાગ, સાહિત્ય વિભાગ વગેરે વિભાગ તો કર્યા; પણ જુદા જુદા નિબંધો જુદે જુદે સમયે અને જુદે જુદે સ્થળે વાંચવાની સગવડ સિવાય આ વિભાગીકરણથી વધારે લાભ થયો જણાતો નથી. આમાં પણ પરિષદ નવો ચીલો પાડી બતાવી શકત. પરિષદ પહેલાં બેએક મહિના સભાસદોની નામાવલિ નક્કી કરીને દરેક સભાસદને તેઓ ક્યા વિભાગમાં રસ લે છે એ નક્કી કર્યું હોત અને વિભાગના અધ્યક્ષને પણ પહેલેથી જ કામ કરવાની પ્રેરણા કરી હોત તો દરેક વિભાગના અધ્યક્ષ પોતાના વિભાગમાં ક્યા ઠરાવો પસાર કરવા, શું શું કામ કરવું એની ચર્ચા પત્ર દ્વારા બધા સભાસદો સાથે કરીને કંઈક નિર્ણય ઉપર આવત, અને દરેક સભાસદ દરેક વિષય ઉપર પરિપૂર્ણ વિચાર કરીને ખાલી પ્રેક્ષકોનું કામ કર્યા કરતાં કંઈ વધારે જવાબદારી પોતાના ઉપર છે એવી ભાવના સાથે આવત અને કંઈક કામ થાત.

અમારી દૃષ્ટિએ સાહિત્ય પરિષદનું મુખ્ય કામ સાહિત્યને અને જનસમાજના પુરુષાર્થને ઇષ્ટ વળણ આપવાનું છે. અને તેથી સાહિત્ય પરિષદ નિગ્રહાનુગ્રહસમર્થ હોવી જોઈએ. આજકાલ હિંદુસ્તાનની બધી ભાષાનાં સાહિત્યમાં અને ખાસ કરીને

આપણા ગુજરાતી સાહિત્યમાં એક જાતની અરાજકતા મચી રહી છે. અધિકાર વગરના લોકો ગમે તેવા ગ્રંથો લખી નાખે છે અને અવિવેકી પ્રકાશકો સસ્તે ભાવે તેનો પ્રચાર કરીને સાહિત્યની હાનિ કરે છે. તેથી અધિકારી લેખકોને એક ખૂણે પડી રહેવું પડે છે. એક જ વિષય ઉપર બે પુસ્તક લખાયાં હોય તો એક વાર સસ્તા દામમાં નમાલું પુસ્તક લીધા પછી વધારે કિંમત આપીને બીજું સારું પુસ્તક લેવા જેટલો ઉત્સાહ ગ્રાહકવર્ગમાં ક્યાંથી હોય? આજે તો નથી જ. અને આ કારણથી સાહિત્યના ઉદ્યાનમાં એટલાં બધાં જાળાંઝાંખરાં ઊગી નીકળ્યાં છે કે ફળઝાડોને અને કાવ્યલતિકાઓને જીવવું પણ મુશ્કેલ થઈ ગયું છે. આ કફોડી સ્થિતિમાંથી નીકળી જવું હોય તો સાહિત્ય પરિષદે એક વિવેચક વિભાગ નિર્માણ કરવો જોઈએ, જેથી પ્રસિદ્ધ થતા સાહિત્ય ઉપર પરિષદની રસિક પણ ચિકિત્સક, ઉદાર પણ નિષ્પક્ષ દૃષ્ટિ હમેશાં રહે. નમાલા અથવા હાનિકારક સાહિત્યનો પ્રખર ટીકાથી નિગ્રહ થવો જોઈએ અને જીવનદાયી તેમ જ રસપૂર્ણ સાહિત્ય ઉપર ગૌરવનો અનુગ્રહ થવો જોઈએ. ઑર્ડર આપીને મિલમાંથી ગમે તેવો માલ તૈયાર કરાવીએ છીએ તેમ પારિતોષિકની લાલચ આપીને મૌલિક ગ્રંથ નિર્માણ ન થઈ શકે. છતાં ભાષાંતરોની બાબતમાં કંઈક વ્યવસ્થિત કામ થઈ શકે ખરું. સર્વમાન્ય શિષ્ટ ગ્રંથોના અનુવાદ સરળ અને પ્રમાણભૂત થવા જોઈએ. પણ 'માઈલ સ્ટોન્સ ઈન ગુજરાતી લિટરેચર' જેવી ચોપડીનો પણ તરજુમો સાહિત્ય પરિષદ કરાવે અને મૂળના ગુજરાતી લેખકને મૌલિક ઈતિહાસ લખવાની ફરજ ન પાડે તો તેમાં સાહિત્ય પરિષદે પોતાનું કર્તવ્ય સારી રીતે જાણ્યું કે પાર પાડ્યું ન કહેવાય. દુનિયાની બધી ભાષાઓમાં જેટલા સુંદર ગ્રંથ છે તેનું ગુજરાતી ભાષાંતર પૈસા ખરચવાથી થઈ શકે, તેથી ગુજરાતી ભાષાની અથવા સમાજની સેવા થશે જ એમ માનવાનું કશું કારણ નથી. જેમ શેર-બશેર અનાજ ચાવીને કે ચાવ્યા વગર ખાવાથી માણસની શક્તિ વધતી નથી પણ પોતાની શરીરરચનાને અનુકૂળ રૂપમાં તેને રાંધીને શરીર પચાવી શકે તેટલું જ ખાધે શક્તિ વધે છે, તેમ સામાજિક જીવનમાં જેટલું હજમ થાય તેટલું જ અને તેવી જ રીતે સમાજને અપાય તો ભાષાની ઉન્નતિ થાય. આ દૃષ્ટિએ જોતાં ગુજરાતી કૉલેજ સ્થાપવાનો વિચાર અત્યંત મહત્ત્વનો અને ઈષ્ટ છે, કેમ કે તે કૉલેજમાં ગુજરાતી ગ્રંથોનું અધ્યયન થશે. અને સ્વભાષામાં થયેલા અધ્યયનનો જોતજોતામાં પ્રસાર થાય છે એ સાર્વત્રિક અનુભવ છે. આ કૉલેજ જેટલી વહેલી સ્થપાય તેટલી વિજ્ઞાન વિભાગ, ઈતિહાસ વિભાગ, સાહિત્ય વિભાગ વગેરે વિભાગો-ની સાર્થકતા જણાઈ આવશે અને ગુજરાતી ભાષાની સાચી ઉન્નતિ થશે. પ્રાચીન સાહિત્ય પુસ્તકસ્થ થયું પણ હજી કંઠસ્થ થયું નથી. ઈંગ્લંડનો ઈતિહાસ ગુજરાતી ભાષામાં આવ્યો પણ ગુજરાતના રાજકીય જીવનમાં આવ્યો નથી. પ્રાચીન સાહિત્ય જ્યારે અધ્યયન સાથે કંઠસ્થ થાય, જ્યારે યુરોપિયન સાહિત્યનો ઈષ્ટ ભાગ અધ્યયન સાથે આપણી વિચારસૃષ્ટિમાં ઊતરે અને તેનાથી આપણી વિચારપદ્ધતિમાં યોગ્ય ફેરફાર થાય ત્યારે જ તે હજમ થયું ગણાય. વૈષ્ણવોમાં દ્વારકા અથવા ડાકોર વિશે જે

ઉત્સાહ અને ખંતપૂર્વક કાર્ય કરવાનો નિશ્ચય કરવાનું હોય છે. આ નિશ્ચય બ્રાહ્મણના આશીર્વાદ જેવા ખાલી ખોખારૂપ ઠરાવોથી કરવાનો નથી; પણ કામ કોણ કરશે, કેવી રીતે કરશે, કોની દેખરેખ નીચે કામ થશે એની યોજના ઘડીને તે યોજના પાર પાડવાને જોઈતી બધી સગવડ કરીને એ નિશ્ચય થવો જોઈએ. અમને લાગતું હતું કે આ પરિષદ પ્રાચીન ચીલામાંથી છૂટીને કંઈક નવો માર્ગ લેશે, પણ ત્રણ દિવસનો કાર્યક્રમ જોઈને અમને કંઈક નિરાશા થઈ એ કબૂલ કરવું જ જોઈએ. પરિષદમાં ભેગા થયેલા જનસમાજના મનમાં રા. બ. કાંટાવાળા અથવા પ્રો. ઠાકોર જેવા વિદ્વદ્રત્ન વિશે જે આદર છે તેનો બદલો દોઢ દોઢ માઈલ લાંબાં ભાષણો અથવા લેખો શ્રોતૃસમુદાયના માથા ઉપર મારીને લેવામાં તેઓએ ઔચિત્યનો ભંગ કર્યો અને લોકોની ધીરજની કઠણ કસોટી લીધી એમાં કંઈ શક નથી. જો સાહિત્ય પરિષદ દ્વારા કંઈ પણ સંગીન કામ કરવું હોય અને લોકોના કીમતી સમયનો વધારેમાં વધારે ઉપયોગ કરવો હોય તો પરિષદનું ઘણુંખરું કામ બેઠક પહેલાં જ કરી લેવું જોઈએ. લાંબાં લાંબાં ભાષણો અને લેખો પહેલેથી જ છાપીને પરિષદના સભાસદોમાં આઠ દિવસ પહેલાંથી વહેંચવામાં આવે તો પરિષદને બીજું મહત્ત્વનું કામ કરવાને બીજો ઘણો સમય મળે. ઓછામાં ઓછું પરિષદને આગલે દહાડે આ વ્યાખ્યાનો જનતામાં વહેંચીને ને પરિષદ આગળ વંચાઈ ગયાં છે એમ માનવામાં આવે તોપણ લોકોને કંઈ નાનીસૂની રાહત મળી ન ગણાય. યુરોપમાં ઘણી વાર એમ જ કરવામાં આવે છે. પછી કોઈ વિદ્વાનને પોતાના લેખમાંથી કેટલાક ફકરાઓ વાંચી બતાવવાની ઉત્સુકતા હોય અથવા લોકોને સાંભળવાનો આગ્રહ હોય તો દસવીસ મિનિટ આપવામાં કોઈને ખોટું ન જ લાગે. દાખલા તરીકે રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે પરિષદ આગળ 'વનવેલી'નો જે અવતાર બતાવ્યો તે જેટલો આવશ્યક હતો તેટલો જ ચિત્તરંજક હતો. પરિષદે આ વર્ષે ઈતિહાસ વિભાગ, વિજ્ઞાન વિભાગ, સાહિત્ય વિભાગ વગેરે વિભાગ તો કર્યા; પણ જુદા જુદા નિબંધો જુદે જુદે સમયે અને જુદે જુદે સ્થળે વાંચવાની સગવડ સિવાય આ વિભાગીકરણથી વધારે લાભ થયો જણાતો નથી. આમાં પણ પરિષદ નવો ચીલો પાડી બતાવી શકત. પરિષદ પહેલાં બેએક મહિના સભાસદોની નામાવલિ નક્કી કરીને દરેક સભાસદને તેઓ કયા વિભાગમાં રસ લે છે એ નક્કી કર્યું હોત અને વિભાગના અધ્યક્ષને પણ પહેલેથી જ કામ કરવાની પ્રેરણા કરી હોત તો દરેક વિભાગના અધ્યક્ષ પોતાના વિભાગમાં કયા ઠરાવો પસાર કરવા, શું શું કામ કરવું એની ચર્ચા પત્ર દ્વારા બધા સભાસદો સાથે કરીને કંઈક નિર્ણય ઉપર આવત, અને દરેક સભાસદ દરેક વિષય ઉપર પરિપૂર્ણ વિચાર કરીને ખાલી પ્રેક્ષકોનું કામ કર્યા કરતાં કંઈ વધારે જવાબદારી પોતાના ઉપર છે એવી ભાવના સાથે આવત અને કંઈક કામ થાત.

અમારી દૃષ્ટિએ સાહિત્ય પરિષદનું મુખ્ય કામ સાહિત્યને અને જનસમાજના પુરુષાર્થને ઈષ્ટ વલણ આપવાનું છે. અને તેથી સાહિત્ય પરિષદ નિગ્રહાનુગ્રહસમર્થ હોવી જોઈએ. આજકાલ હિંદુસ્તાનની બધી ભાષાનાં સાહિત્યમાં અને ખાસ કરીને

આપણા ગુજરાતી સાહિત્યમાં એક જાતની અરાજકતા મચી રહી છે. અધિકાર વગરના લોકો ગમે તેવા ગ્રંથો લખી નાખે છે અને અવિવેકી પ્રકાશકો સસ્તે ભાવે તેનો પ્રચાર કરીને સાહિત્યની હાનિ કરે છે. તેથી અધિકારી લેખકોને એક ખૂણે પડી રહેવું પડે છે. એક જ વિષય ઉપર બે પુસ્તક લખાયાં હોય તો એક વાર સસ્તા દામમાં નમાલું પુસ્તક લીધા પછી વધારે કિંમત આપીને બીજું સારું પુસ્તક લેવા જેટલો ઉત્સાહ ગ્રાહકવર્ગમાં ક્યાંથી હોય? આજે તો નથી જ. અને આ કારણથી સાહિત્યના ઉદ્યાનમાં એટલાં બધાં જાળાંઝાંખરાં ઊગી નીકળ્યાં છે કે ફળઝાડોને અને કાવ્યલતિકાઓને જીવવું પણ મુશ્કેલ થઈ ગયું છે. આ કફોડી સ્થિતિમાંથી નીકળી જવું હોય તો સાહિત્ય પરિષદે એક વિવેચક વિભાગ નિર્માણ કરવો જોઈએ, જેથી પ્રસિદ્ધ થતા સાહિત્ય ઉપર પરિષદની રસિક પણ ચિકિત્સક, ઉદાર પણ નિષ્પક્ષ દૃષ્ટિ હમેશાં રહે. નમાલા અથવા હાનિકારક સાહિત્યનો પ્રખર ટીકાથી નિગ્રહ થવો જોઈએ અને જીવનદાયી તેમ જ રસપૂર્ણ સાહિત્ય ઉપર ગૌરવનો અનુગ્રહ થવો જોઈએ. ઑર્ડર આપીને મિલમાંથી ગમે તેવો માલ તૈયાર કરાવીએ છીએ તેમ પારિતોષિકની લાલચ આપીને મૌલિક ગ્રંથ નિર્માણ ન થઈ શકે. છતાં ભાષાંતરોની બાબતમાં કંઈક વ્યવસ્થિત કામ થઈ શકે ખરું. સર્વમાન્ય શિષ્ટ ગ્રંથોના અનુવાદ સરળ અને પ્રમાણભૂત થવા જોઈએ. પણ 'માઈલ સ્ટોન્સ ઈન ગુજરાતી લિટરેચર' જેવી ચોપડીનો પણ તરજુમો સાહિત્ય પરિષદ કરાવે અને મૂળના ગુજરાતી લેખકને મૌલિક ઈતિહાસ લખવાની ફરજ ન પાડે તો તેમાં સાહિત્ય પરિષદે પોતાનું કર્તવ્ય સારી રીતે જાણ્યું કે પાર પાડયું ન કહેવાય. દુનિયાની બધી ભાષાઓમાં જેટલા સુંદર ગ્રંથ છે તેનું ગુજરાતી ભાષાંતર પૈસા ખરચવાથી થઈ શકે, તેથી ગુજરાતી ભાષાની અથવા સમાજની સેવા થશે જ એમ માનવાનું કશું કારણ નથી. જેમ શેર-બશેર અનાજ ચાવીને કે ચાવ્યા વગર ખાવાથી માણસની શક્તિ વધતી નથી પણ પોતાની શરીરરચનાને અનુકૂળ રૂપમાં તેને રાંધીને શરીર પચાવી શકે તેટલું જ ખાધે શક્તિ વધે છે, તેમ સામાજિક જીવનમાં જેટલું હજમ થાય તેટલું જ અને તેવી જ રીતે સમાજને અપાય તો ભાષાની ઉન્નતિ થાય. આ દૃષ્ટિએ જોતાં ગુજરાતી કૉલેજ સ્થાપવાનો વિચાર અત્યંત મહત્ત્વનો અને ઈષ્ટ છે, કેમ કે તે કૉલેજમાં ગુજરાતી ગ્રંથોનું અધ્યયન થશે. અને સ્વભાષામાં થયેલા અધ્યયનનો જોતજોતામાં પ્રસાર થાય છે એ સાર્વત્રિક અનુભવ છે. આ કૉલેજ જેટલી વહેલી સ્થપાય તેટલી વિજ્ઞાન વિભાગ, ઈતિહાસ વિભાગ, સાહિત્ય વિભાગ વગેરે વિભાગો-ની સાર્થકતા જણાઈ આવશે અને ગુજરાતી ભાષાની સાચી ઉન્નતિ થશે. પ્રાચીન સાહિત્ય પુસ્તકસ્થ થયું પણ હજી કંઠસ્થ થયું નથી. ઈંગ્લંડનો ઈતિહાસ ગુજરાતી ભાષામાં આવ્યો પણ ગુજરાતના રાજકીય જીવનમાં આવ્યો નથી. પ્રાચીન સાહિત્ય જ્યારે અધ્યયન સાથે કંઠસ્થ થાય, જ્યારે યુરોપિયન સાહિત્યનો ઈષ્ટ ભાગ અધ્યયન સાથે આપણી વિચારસૃષ્ટિમાં ઊતરે અને તેનાથી આપણી વિચારપદ્ધતિમાં યોગ્ય ફેરફાર થાય ત્યારે જ તે હજમ થયું ગણાય. વૈષ્ણવોમાં દ્વારકા અથવા ડાકોર વિશે જે

પ્રેમ અને અભિમાન રહે છે, સ્વામિનારાયણ સંપ્રદાયના લોકમાં પોતાના સંપ્રદાય વિશે જે આદર રહે છે અને આજકાલના રાજદ્વારી પુરુષોમાં કોંગ્રેસ વિશે જે મમત્વ હોય છે તેવાં પ્રેમ અને અભિમાન, આદર અને મમત્વ જ્યારે ગુર્જર સાક્ષરો સાહિત્ય પરિષદ વિશે બતાવશે ત્યારે જ સાહિત્ય પરિષદનું કાર્ય પ્રાણવાન અને ચિરસ્થાયી થશે. સાહિત્યસમ્રાટ રવીન્દ્રનાથ ઠાકુરનો અનુકરણીય દાખલો આપણી સામે જ છે. તેઓએ અનેક રીતે બંગાળી સાહિત્યમાં ઉમેરો કર્યો છે, નવયુવકોને દિશા બતાવી છે અને તન-મન-ધન અર્પણ કરીને સાહિત્યની એક વિદ્યાપીઠ સ્થાપન કરી છે. ગુજરાતમાં પણ તેમ થાઓ અને ગરવી ગુજરાતનો ઝળળળ કસુંબી ધ્વજ પ્રકાશો એવી અમારી હાર્દિક પ્રાર્થના છે.

માર્ચ, ૧૯૨૦

## પડોશીઓના સાહિત્યસંસાર*

### [ગુજરાતી સાહિત્યસંમેલન]

ગયા ઑક્ટોબર-નવેમ્બર માસના સંધિ સમયે અમદાવાદમાં ગુજરાતી સાહિત્ય-સંમેલનની એક બેઠક થઈ. ચાલુ સાલના સંમેલનમાં કેટલીક વિશેષ વસ્તુઓ નજરે પડી. તેનો જ અહીં વિચાર કરવાનું યોજ્યું છે. કારણ એ વિશેષતાઓને લીધે જ આ સાલના સંમેલનનું મહત્ત્વ છે અને ભાવિ પ્રગતિની આશાઓનું બીજ પણ તેમાં જ રહેલું છે.

ગુજરાતી સાહિત્યસંમેલનની સ્થાપના અમદાવાદમાં જ થઈ હતી. તે પછી છઠ્ઠું સંમેલન અમદાવાદમાં ભરાયું. અને હમણાં જ પાર પડ્યું તે બારમું સંમેલન હતું. આ ત્રણ સંમેલનો એટલે પ્રગતિનાં ત્રણ પગથિયાં જ કહી શકાય. સ્થાપના સમયે રણજિતરામ વાવાભાઈ તેના સૂત્રધાર હતા. બીજા પ્રાન્તની જેમ ગુજરાત પણ સાહિત્યના ક્ષેત્રમાં આગળ વધે એ હેતુથી તેમણે સંમેલનનો સૂત્રપાત કર્યો. છઠ્ઠા સંમેલનમાં કવિવર રવીન્દ્રનાથ ઠાકુર અને મહાત્મા ગાંધી એ બન્નેએ હાજરી આપી હતી તેથી તે સંમેલન ખાસ દીપી નીકળ્યું હતું. એ સંમેલનમાં સાહિત્યની સાથે જ ચિત્રકળા, નૃત્ય, દેશી ઉત્સવો વગેરેને મહત્ત્વનું સ્થાન મળ્યું હતું. ગુજરાતની યુનિવર્સિટી સ્થાપવાની કલ્પના પણ આ સંમેલનમાં જ પ્રથમ જોરથી આગળ ધરવામાં આવી હતી. વિદ્વાન લોકોને કલ્પનાઓ ઝટઝટ સૂઝે છે અને તેઓ તેની કાગળ ઉપર યોજનાઓ પણ સારી પેઠે ચીતરી શકે છે. ગુજરાત યુનિવર્સિટીની કલ્પના લોકો આગળ રજૂ કરનાર ડૉ. આચાર્ય આનંદશંકર ધ્રુવ પોતે જ ગાંધીજીની ભલામણથી બનારસ હિંદુ યુનિવર્સિટીના પ્રો. વાઇસ-ચૅન્સેલર થયા અને ગાંધીજીના

*આ લેખ મરાઠી વાચકોને ઉદ્દેશીને મૂળ મરાઠીમાં 'વિહંગમ' માટે લખાયેલ છે.

અનુયાયીઓએ ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી. હમણાં જ પાર પડેલા બારમા સંમેલનમાં પણ ફરી નવા જોમથી કેટલાક રચનાત્મક ઠરાવો પસાર થયા છે. તેને અનુસરીને જેટલા પ્રમાણમાં પ્રત્યક્ષ કાર્ય થશે તેટલા પ્રમાણમાં જ સંમેલનની બેઠક યશસ્વી થઈ ગણાશે.

એક રીતે જોતાં હિન્દુસ્તાનના બધા જ પ્રાન્તોમાં સાહિત્ય પરિષદોની તથા સંમેલનોની પ્રવૃત્તિમાં એક મજલ પૂરી થઈ ગણાય. હવે આ પ્રવૃત્તિને નવી દિશા ન મળે તો આ પરિષદો તથા સંમેલનો અકર્મણ્ય બની લુપ્ત થઈ જશે. તદ્દન શરૂઆતમાં ઠરાવ પસાર કરવાનો એટલો જ અર્થ હતો કે લોકોને વિચાર કરતા બનાવવા તથા કોઈ પણ પ્રશ્ન ઉપર લોકમતને કેન્દ્રિત કરવો. હવે રાષ્ટ્ર જુદા જુદા ક્ષેત્રમાં આગળ વધ્યું છે એટલે હવે સાહિત્યના ક્ષેત્રમાં પણ પરિષદોએ કંઈ પણ નક્કર રચનાત્મક તથા સંગઠિત કાર્ય કરી બતાવવું જોઈએ.

જ્ઞાતિસંસ્થા તથા જ્ઞાતિની પરિષદો, શાળાઓમાં કે કૉલેજોમાં દર વરસે ભરાતાં સ્નેહસંમેલનો, દશેરા અને હોળી જેવા ઉત્સવો, ગણેશચતુર્થી અથવા દિવાળી જેવા તહેવારો અને તેના કાર્યક્રમો, વગેરે સાર્વજનિક સમારંભો હવે એટલા યાંત્રિક અને વાસી થઈ ગયા છે કે આમાંથી કોઈ પણ પ્રસંગે પ્રત્યક્ષ હાજર રહ્યા વિના અને તે વિશે કશી માહિતી મેળવ્યા વિના પણ તેના અહેવાલ લખી શકાય તેમ જ તે વિશે ટીકા પણ લખી શકાય. કોઈ પણ પ્રવૃત્તિમાંથી પ્રેરણા અને ઉત્સાહ ઘટવા માંડે છે ત્યારે તેને કેવળ કવાયત અને કર્મકાંડનું સ્વરૂપ પ્રાપ્ત થાય છે.

ગુજરાતના સાહિત્યસંગઠનની બાબતમાં શ્રી કનૈયાલાલ મુનશીનું નામ ખાસ તરી આવે છે. સાહિત્યસંમેલનનાં વિવિધ કાર્યો નિયમિતપણે આખું વરસ કરી શકે એવી એક સાહિત્ય પરિષદ સ્થાપી તેની એક મજબૂત ઘટના તૈયાર કરી, તેમણે તે કાયદેસર રીતે નોંધાવી લીધી. એ ઘટના તૈયાર થઈ ત્યારથી, તે કિલ્લા જેવી દુર્ભેદ્ય છે, અને મુનશીજીના મંડળના લોકો જ પરિષદમાં રહી શકે છે, એવી ટીકા શરૂ થઈ. બે સંમેલનોમાં સારી પેઠે હુમલા થયા તોય આ ઘટના અબાધિત જ રહી; પણ તેની સાથે જ ટીકાનું ઝેર પણ કાયમ રહ્યું. છેવટે બન્ને પક્ષોને એમ લાગ્યું કે આ વરસે જો મહાત્મા ગાંધી પ્રમુખપદ સ્વીકારે તો જ તેમની દરમ્યાનગીરીથી સંમેલન અને પરિષદ બેઉ અબાધિત રહે અને બન્ને વચ્ચે સંધિ થઈ શકે. બન્ને પક્ષની ઉત્કટ ઈચ્છા હોવાથી આ વરસે મહાત્મા ગાંધીને પ્રમુખપદ સ્વીકારવું જ પડયું. તેમણે પોતે તથા તેમના નસીબે આ જવાબદારી ટાળવાના ગમે તેટલા પ્રયત્ન કર્યા તોય આખરે લોકોનો સંકલ્પ જ વધારે બળવાન નીવડયો.

ગુજરાતમાં પરિષદનો સંમેલન સાથે કઈ જાતનો સંબંધ હોવો જોઈએ એ વિશે બિલકુલ ઝઘડો જ નથી. પરિષદ જ સંમેલનનું સંચાલન કરે તે વિશે ત્યાં અસંતોષ નથી. પણ પરિષદની લોખંડી ઘટના કંઈક લવચીક કરવી જોઈએ કે જેથી નવાં તત્ત્વો પરિષદમાં દાખલ થઈ શકે અને પરિષદ વધારે કાર્યકારી થઈ શકે એ જાતની માગણી ગુજરાતમાં છે. પરિષદ પાસે પૈસા છે, પ્રતિષ્ઠા છે તેમ જ કેટલાક ઉત્સાહી

કાર્યકર્તાઓ પણ છે. પરિષદનું કાર્યાલય ક્યાં હોવું જોઈએ એ પ્રશ્નની પણ ત્યાં ચર્ચા થાય છે. પણ કામ કરનારા માણસો તૈયાર થાય તો કાર્યાલય ગમે ત્યાં રાખવા પરિષદના ચાલકો રાજી છે. મહારાષ્ટ્રની સાથે સરખાવતાં ગુજરાત પ્રાંત ઘણો આટોપ-શીર છે. ઉત્તર ગુજરાત તથા કાઠિયાવાડમાં દેશી રાજ્યો જ ઘણાં હોવાને લીધે ત્યાંનું વાતાવરણ ગૂંગળાવે તેવું છે એટલે મુંબઈ, સુરત, વડોદરા, નડિયાદ ને અમદાવાદ એટલાં શહેરો પૂરતો જ સવાલ હોય છે; અને એ બધાં સ્થાનો માત્ર બેચાર રૂપિયાને અંતરે હોવાથી સ્થાન વિશેનો પ્રશ્ન બહુ ઉગ્ર રૂપ પકડી શકતો નથી.

ગાંધીજીના વિશ્વતોમુખી આંદોલનમાંથી સાહિત્યવિષયક કાર્ય વિદ્યાપીઠ અને નવજીવન સંસ્થાને ભાગે હોય છે. આ બન્ને સંસ્થાઓ અત્યાર સુધી સંમેલન-પરિષદની બાબતમાં સાવ ઉદાસીન રહી નમ્રપણે પોતાનું કામ કરતી આવી છે. આ વરસે જેવી રીતે ગાંધીજીને આ પ્રવૃત્તિમાં ભાગ લેવો પડ્યો તેવી જ રીતે વિદ્યાપીઠ અને નવજીવનમાંના સાહિત્યસેવકોને પણ સંમેલન-પરિષદમાં ભાગ લેવાની ફરજ પડી. અને તેથી જ શ્રી કનૈયાલાલ મુનશી હવે અભિમાનપૂર્વક કહી શકે છે કે, "અખંડ-પણે સાહિત્યસેવા કરનારું એકે મહત્ત્વનું મંડળ હવે પરિષદની બહાર રહ્યું નથી." એ ગમે તેમ હો હવે પછી સાહિત્ય પરિષદે રચનાત્મક કાર્ય કરીને જ પોતાનું અસ્તિત્વ કૃતાર્થ કરી બતાવવું રહ્યું.

ગુજરાતમાં સંગીતનાં સંમેલનો ભરાય છે. ચિત્રકળાનાં પ્રદર્શનો પણ બહુ સારી રીતે ભરવામાં આવે છે. બંગાળની જેમ ગુજરાતે પણ ચિત્રકળામાં પોતાની વિશેષ ભાત પાડી છે. ગયાં દશપંદર વરસમાં ચિત્રકળામાં તેમ જ સંગીતકળામાં ગુજરાતે સારી પ્રગતિ કરી બતાવી છે. વૃત્તપત્રકારોએ પણ આજ સુધીમાં એકબે પરિષદો ભરી. સાહિત્યસંમેલનમાં આ વખતે પહેલી જ વાર વૃત્તવિવેચનનો વિભાગ રાખવામાં આવ્યો હતો. આ વિભાગના પ્રમુખ મહાદેવભાઈ દેસાઈને પોતાનું ભાષણ બહુ ઉતાવળમાં લખી કાઢવું પડ્યું હતું; છતાં તે ઊંડા અભ્યાસવાળું, સાંગોપાંગ ચર્ચા કરનારું અને દિશાસૂચક થયું. ધર્મ અને તત્ત્વજ્ઞાનના વિભાગનું ભાષણ પણ કાંઈ ઓછા મહત્ત્વનું ન હતું. ભૌતિકશાસ્ત્રોનો વિભાગ, સમાજશાસ્ત્રનો વિભાગ, ઈતિહાસ-સંશોધનનો વિભાગ તેમ જ કલાવિભાગ; આ બધા વિભાગોથી સંમેલન સકલાંગપૂર્ણ બન્યું હતું. ખાસ નોંધવા જેવી વસ્તુ એ છે કે સાહિત્યસંમેલનમાં પણ સાહિત્યનો વિભાગ જુદો પાડવામાં આવે છે.

પસાર થયેલા ઠરાવોમાંથી એક ઠરાવ મુજબ પરિષદની ઘટનાનો નવેસર વિચાર કરવા માટે ગાંધીજીના પ્રમુખપણા નીચે નવાજૂના પક્ષોની એક સંયુક્ત સમિતિ નીમવામાં આવી છે. ગાંધીજીએ પોતાના ભાષણમાં એ બાબતમાં સ્પષ્ટપણે જાહેર કર્યું હતું કે "ઘટનામાં કેવી રીતે પ્રવેશ કરી શકાય તેનો ધોરી રસ્તો હું તમને બતાવી દઈશ. પણ સાહિત્ય પરિષદમાં મૉબોક્રસી ચલાવવા જશો તો સંસ્થા ટકશે નહીં અને કશું કામ પણ કરી શકશે નહીં."

બીજો મહત્ત્વનો ઠરાવ ગુજરાતી ભાષાના શબ્દોની જોડણી નિશ્ચિત કરવાની

બાબતમાં ગૂજરાત વિદ્યાપીઠે કરેલા સફળ પ્રયત્નનું અભિનન્દન તથા તેના સ્વીકારને લગતો હતો. હવે વિદ્યાપીઠ, મુંબઈ યુનિવર્સિટી, બધાં દેશી રાજ્યો અને સાહિત્ય પરિષદ—બધાંએ એકધારી જોડણીનો સ્વીકાર કરી ચાળીસ વર્ષના અરાજકનો અંત આણ્યો એમ કહી શકાય.

જે જે સ્થળે ગુજરાતી ભાષાનો અભ્યાસ થાય છે તે તે સ્થળના અભ્યાસક્રમ ઉપર દેખરેખ રાખવાનો ઠરાવ પણ એટલો જ મહત્ત્વનો કહેવાય. ગુજરાતમાં ગુજરાત યુનિવર્સિટી સ્થાપવાની પૂર્વતૈયારી ખૂબ જોશથી તેમ જ દૃઢ નિશ્ચયથી ચાલુ છે. આ ઠરાવથી એ કાર્યને સારો ટેકો મળશે. સરકાર, દેશી રાજ્યો તથા યુનિવર્સિટીના વાતાવરણ ઉપર લોકમતની ચોક્કસ અસર થાય એટલી રાષ્ટ્રની પ્રગતિ હવે જરૂર થઈ છે.

અખિલ ભારતીય સાહિત્ય સંગઠનની બાબતમાં ગુજરાતે જે આગેવાનીભર્યો ભાગ લીધો હતો તેને પરિષદે આ અગાઉ જ ટેકો આપ્યો હતો. આ વરસે જુદા જુદા પ્રાન્તીય સાહિત્યમાંની ઉત્કૃષ્ટ કૃતિઓ ગુજરાતીમાં ઉતારવાને વિશે એક ઠરાવ કરી પરિષદે આગળ પગલું ભર્યું છે. ગુજરાતમાંની અનેક પ્રકાશન સંસ્થાઓ આ બાબતમાં સારી પેઠે જાગરૂક છે, અને પરિષદ તરફથી દિશાસૂચન થતાં જ આ પ્રવૃત્તિ જોશભેર ફાલવાની છે. ગુજરાતે બધા પ્રાંતો સાથે પોતાનો સંબંધ બાંધવાનું નક્કી કર્યું છે, એનું આ પણ એક ચિહ્ન ગણાય.

સ્ત્રીઓની જાગૃતિ તો ગાંધીજીના આંદોલનનાં અનેક પરિણામોમાંનું એક ગણાય. સાર્વજનિક કાર્યમાં ભાગ લેવાનો ગુજરાતની સ્ત્રીઓએ દૃઢ સંકલ્પ કર્યો છે અને પોતાની સંસ્થાઓ પોતે ચલાવવાનું બીડું ઝડપ્યું છે. આ ક્ષેત્રમાં અમદાવાદના પ્રમુખ મિલમાલેક શ્રી અંબાલાલ સારાભાઈની કન્યા મૃદુલાબહેન સહેજે ધ્યાન ખેંચે છે. તેની પ્રેરણાથી ચાલતી જ્યોતિસંઘની પ્રવૃત્તિ નાનીસૂની નથી. આપણા સાહિત્યકારો આજ સુધી સ્ત્રીઓની વગોવણી કરતા આવ્યા છે અથવા તેમને 'દેવી' કહીને તેમની ખુશામત કરવા લાગ્યા છે, આ બંને વાતો અનિષ્ટ છે. સ્ત્રીઓને મનુષ્યત્વના સામાન્ય અધિકાર હોવા જોઈએ અને મનુષ્યત્વનો સર્વસાધારણ આદર્શ જ તેમની આગળ રજૂ થવો જોઈએ એવી માગણી જ્યોતિસંઘે સંમેલનમાં ભેગા થયેલા સાહિત્યસેવકો પાસે કરી. અને ગાંધીજીએ બહુ જ કળકળથી આ માગણીને ટેકો આપ્યો.

પ્રેસ ઍક્ટ અને ઑર્ડિનન્સનો નિષેધ ગુજરાત સાહિત્યસંમેલને ન કર્યો એ ત્યાંની પ્રગતિનું જ દ્યોતક છે. અને મહારાષ્ટ્રે આ બન્ને બાબતોમાંની સરકારની નીતિનો એક વિશિષ્ટ રીતે વિરોધ કર્યો એ વાત પણ મહારાષ્ટ્ર સાહિત્ય સંમેલનની પ્રગતિનું જ દ્યોતક છે.

**નવેમ્બર, ૧૯૩૬**

# ખંડ ૨ : સાહિત્યપરિચય

## રસાસ્વાદ

### [લોકગીત*ની પ્રસ્તાવના]

હું ગુજરાતમાં આવ્યો ત્યારે શ્રી રણજિતરામ વાવાભાઈ જીવતા હતા. તેમના કાર્યના વિસ્તાર વિશે મેં સાંભળ્યું હતું. પણ હું તેમને મળી શકું તે પહેલાં જ વરુણદેવે તેમને ઉપાડી લીધા. કોયલનો સૂર સંભળાય પણ તેનું દર્શન ન થાય તેના જેવી સ્થિતિ થઈ.

તેમનાં લખાણો અને સંગ્રહો જેમ જેમ હાથમાં આવતાં જાય છે તેમ તેમ તેમને વિશે આદર વધતો જાય છે, અને તેમના મૃત્યુથી ગુજરાતે કેટલું ગુમાવ્યું છે તેનો ખ્યાલ મનમાં આવી દુ:ખ થાય છે. અંધેરી નગરીમાં વ્યવસ્થા સ્થાપવા માટે જેમ કોઈ બાહોશ કારભારી દિનરાત જહેમત ઉઠાવે તેમ સાહિત્યક્ષેત્રમાં તેઓ કારભારીનું કામ બજાવી શકત.

રણજિતરામનું સાચું સ્મારક તો તેમણે આરંભેલાં કામો ઉત્સાહપૂર્વક આગળ ધપાવ્યાથી જ થઈ શકે. તેમ થાય ત્યાં સુધી તેમણે કરેલું કામ એકત્ર કરી સ્થાયી રૂપમાં પ્રજા આગળ મૂકવાની ખાસ જરૂર હતી. સુરતની સ્મારક સમિતિએ રણજિતરામનો લોકગીતનો સંગ્રહ પ્રસિદ્ધ કરવાનું સત્કાર્ય આદર્યું એ બહુ ઠીક થયું છે.

લોકગીત એ સાહિત્યનું મૂળ ધન કહેવાય. લોકવાર્તા જેમ ઇતિહાસ, પુરાણ અને નવલકથા ઇત્યાદિ અભિજાત સાહિત્યનો ઊગમ છે તેમ લોકગીતો પણ ખંડકાવ્ય અને મહાકાવ્ય, વીણાકાવ્ય અને ચારણકાવ્ય, નાટક અને ચમ્પૂ, દરેક રસાત્મક કૃતિનું મૂળ છે. ચારણકાવ્યો વીરોને માટે હોય છે, મહાકાવ્યો પંડિતપરિષદને માટે હોય છે, પણ લીકગીતો તો ભોળી પ્રજાને માટે હોય છે.

લોકગીતોનું માધુર્ય વનલતાની શોભા જેવું સ્વભાવસુંદર હોય છે. હવિષાન્નમાં જેમ મસાલાઓનો કૃત્રિમ સ્વાદ નથી હોતો તેમ લોકગીતમાં શબ્દાલંકાર, અર્થાલંકાર અને રચનાચમત્કૃતિની ભાંજગડ નથી હોતી.

લોકગીતો સમાજની બાલ્યાવસ્થા સૂચવે છે. કાલગણનાની દૃષ્ટિએ બાલ્યાવસ્થા નહીં પણ મનોભૂમિકાની બાલ્યાવસ્થા. બાળપણનું ભોળપણ અને બાળપણનું બળ બન્ને લોકગીતોમાં જોવામાં આવે છે. માણસ જેમ જેમ આગળ વધે છે તેમ તેમ કૃત્રિમ વિવેક અને નિયમોથી પોતાનું સ્વરૂપ ઢાંકી દે છે. તેથી જ કોઈ પણ

---

* સંગ્રાહક: સ્વ. રણજિતરામ વાવાભાઈ મહેતા.

સમાજનું સાચું સ્વરૂપ જોવું હોય તો તેનાં લોકગીત તરફ જોવું પડે છે. લોકવાર્તા કરતાં લોકગીતો જૂનાં હોય છે.

વાર્તાઓમાં અદ્ભુતરસની આવશ્યકતા હોય છે. લોકગીતમાં કરુણરસ પ્રધાન હોય છે. જીવનના સાદામાં સાદા પ્રસંગોમાં જે સહજ કાવ્ય રહેલું હોય છે તેની સુંદરતા તરફ દૃષ્ટિ દોરી જવામાં અને તેનો આસ્વાદ લેવાની શક્તિ ઉત્પન્ન કરવામાં લોકગીત કુશળ હોય છે. રવીન્દ્રનાથ ઠાકુરની ટૂંકી ટૂંકી વાર્તાઓમાં અદ્ભુત રસ કરતાં લલિતભાવની ખૂબી વધારે હોય છે. અજાણ વહુ સ્વાભાવિક કંજૂસાઈને લીધે કોદરાની ઘેંસ કુંભારના ઘરની કુલડીમાં રાંધી ધણીને ખરા તડકામાં બેસાડીને ખવડાવવા જાય છે. સવારથી તે બપોર સુધી લોહીનું પાણી કરીને બળ્યાજળ્યા ખેડૂતનો આ જોઈ પિત્તો ઊછળે છે ને ખેડમાંથી શેંટલો કાઢીને તે કણબણને ઝૂડે છે. પણ પેલી પ્રેમાળ કણબણ રિસાતીયે નથી કે કંટાળતીયે નથી. તે તો સીધી ઘેર જઈને ઘઉં ભરડીને તેનો શીરો બનાવી પાછી આવે છે, આસોપાલવના છાંયડા તળે ધણીને બેસાડીને ખવડાવે છે. ખાઈને સંતોષાયેલો ધણી મનમાં નિર્દોષ વહુને માર્યા માટે પસ્તાયો તો હશે જ, પણ નવલકથાની માફક આ લોકગીતમાં માફી માગવાનું પ્રકરણ નથી આવતું. ધણિધણિયાણી 'રાજી થતાં ઘેર આવ્યાં.' કેવું સાદું અને નિર્વ્યાજ જીવન! વહુ એ આનંદનો ઊભરો પાડોશની સહિયર પાસે તેટલી જ નિર્વ્યાજતાથી કાઢે છે. તેનો અનુભવ સાર્વત્રિક હોવાથી દરેક વહુને તે પ્રસંગનું લોકગીત પ્રિય થઈ પડ્યું અને ઈશ્વર જાણે કેટલાં વરસથી સલૂણીઓ તેને આમ ગાતી અને ઝીલણ લેતી આવી હશે :

કોઠીમાંથી કોદરા કાઢ્યા, હો સલૂણા ઝીલણ લ્યો.
ઊંડી કોઠીમાં પેઠાં, ,,
શેર-બશેર કોદરા કાઢ્યા, ,,
મોટા જાટા ભરડ્યા, ,,
કુંભારવાડે હાલ્યાં, ,,
કોડિયું ને કુલડી લાવ્યાં, ,,
કુલડીમાં ઘેંસો રાંધી, ,,
કોડિયામાં ઘેંસો ઠારી, ,,
ટોપલામાં ભાતાં ભર્યાં, ,,
માથે ભાતાં લીધાં, ,,
ટેકરે રહી ટૌકાર્યા, ,,
ભાત ઉઘાડીને જોયું, ,,
ખેડમાંથી શેંટલો કાઢ્યો, ,,
શેંટલે શેંટલે ઝૂડયાં, ,,
રોતાં-કકળતાં ઘેર આવ્યાં, ,,

શેર-બશેર ઘઉં કાઢ્યા, હો સલૂણા ઝીલણ લ્યો.
કંસારાવાડે હાલ્યાં, ,,
તાવડી ને તાવેથો લાવ્યાં, ,,
તાવડીમાં શીરો શેક્યો, ,,
ભાતાં માથે લીધાં, ,,
આસોપાલવ નીચે ઉતાર્યાં, ,,
રાજી થતાં ઘેર આવ્યાં ,, (ગીત નં. ૬૯)

સર્વ દેશોમાં લોકગીતોમાં અત્યંત લોકપ્રિય વિષય લોકકલ્યાણને અર્થે કરેલું બલિદાન છે. એકાદ મંદિર કે કિલ્લો બંધાય છે, પણ તેનો કોટ ટકતો જ નથી. તળાવ કે વાવ બાંધી, પણ તેમાં પાણી આવતું જ નથી, ગામના ડાહ્યા લોકો ભેગા થાય છે. સહુ એક જ નિર્ણય પર આવે છે કે ભોગ આપ્યા વગર કામ નહીં સરે. હવે ભોગ કોનો આપવો એ સવાલ નીકળે છે. ઘણે ભાગે નવી નવી આવેલી વહુ તૈયાર થાય છે. ભોગ આપતાં પહેલાં તે બધાં સગાંવહાલાંને મળવા જાય છે, દરેક પાસેથી વિદાય માગે છે. બધાં આદરપૂર્વક તેને ખાસ ખાસ વસ્તુઓ ભેટ આપે છે. બધી ભેટો લઈને વહુ પાછી આવે છે, અને જે ક્ષણે તે પોતાનું જીવન અર્પણ કરે છે તે જ ક્ષણે વાવ કે કૂવાનું જીવન કાંઠા સુધી ભરાઈને ઊભરાવા લાગે છે! સમાજસેવા કે દેશભક્તિનો આથી ઊંચો આદર્શ ક્યો હોઈ શકે? રાજા કે સરકાર તરફથી સોનાનો ચાંદ કે ઈલકાબ મળે તેના કરતાં લોકગીતમાં નામ અમર થાય એ કોને ન ગમે?

નાનપણમાં હું ખેતરમાં નીંદવા કે લણવાનો લહાવો લેતો ત્યાં આવું બલિદાન આપનાર ઉમાઈનું લોકગીત મને સાંભળવા મળતું. સાંજરે ચાર વાગ્યે સહેજસાજ થાકેલી મજૂરણો થાક ઉતારવા ઉમાઈની વાર્તા માંડતી. સૂરજ આથમે કે તરત જ કામ બંધ થાય અને ગીત પણ શાંત થાય. બીજે દિવસે વળી ચાર વાગે ને વળી ગીત આગળ ચાલે. આમ આઠદસ દહાડે એક વાર્તા પૂરી થાય. વાર્તાની વિગત હું ભૂલી ગયો છું, પછી તેનાં વચન તો ક્યાંથી જ યાદ હોય? ફરીફરીને આવનારી કેટલીક લીટીઓ હજી મનમાં રમે છે. ભાષા બેલગામ તરફની ગામડિયા મરાઠી છે:

गावड्यान् गाऊस बांधील।
गुरवान तळस खाणील।
यवढ तळ खणल्या वरी।
तळ्या पाणी कां लागे ना?
तळ्या पाणी कां लागे ना?

*

बोलवा गांवीचे तरवारू
बोलवा गांवीचे कोलकारू।

बोलवा नगरीचे भटू
बसू घाला चंदनपाटू
त्यांणें पोथी गे काढीली
त्यांणें नक्षत्र गिणीली ।

રણજિતરામના આ સંગ્રહમાં આવું એક કરુણ સુંદર ગીત છે:

બાર બાર વરસે નાવણી ખોદાવી,
નાવણિયાં નીર ના આવ્યાં જી રે;
તેડાવો જાણતલ તેડાવો જોશીઓ,
જોશીડા જોશ જોવરાવો જી રે.

જાણતલ જોશીએ એમ જ કહ્યું છે, દીકરો ને વહુ પધરાવો જી રે.
(ગીત નં. ૧૮)

દીકરો તો તૈયાર હોય જ, પણ બેટલડાને ધવરાવતી પારકી જણી હા પાડશે ખરી? સમરથ સાસુ પણ બી બીને જ પૂછે છે. પણ વહુ કંઈ સામાન્ય ઘરની ન હતી. વહુ કહે,

એમાં તે શું મારી સમરથ સાસુ,
મોડિયો ને ચૂંદડી મંગાવો જી રે.
કૂવાને કાંઠલે ખાટલો તેડાવો,
ઢોલડિયા પધરાવો જી રે.

બધી તૈયારી થઈ ગઈ. વર અને વહુ લોકકલ્યાણને અર્થે શુદ્ધ બલિદાન આપવા માટે એક પછી એક પગલું ભરવા લાગ્યાં:

પહેલે પગથિયે જઈ પગ દીધો,
પાતાળ પાણી ઝળકયાં જી રે.

હા, નીર ઝળકયાં, બાર બાર વરસે ખોદાવેલી નાવણીમાં અંતે નીર ઝળકતાં જોઈ આખા ગામની આંખમાં પણ હરખનાં આંસુ ઝળકયાં હશે. બીજું, ત્રીજું, ચોથું, પગથિયું ઊતર્યાં; નાવણીમાં નીર ચડવા લાગ્યાં:

છઠ્ઠે પગથિયે જઈ પગ દીધો,
માથા સમાં નીર આવ્યાં જી રે.

પછી શું થયું?—એવો સવાલ હોઈ શકે ખરો? લોકો આ અસાધારણ વીરકર્મ જોઈ દંગ થઈ ગયા. એક જ જણે સાંભળ્યું:

પરવશ પડિયા પ્રાણ મારા વ્હાલા.

લોકગીતોમાં પણ કેટલાંક ગીતો તદ્દન બાલવૃત્તિનાં હોય છે. બાલવૃત્તિ એટલે ચંચળતા. પક્ષીઓ જેમ એક ડાળીથી બીજી ડાળી પર અને એક ઝાડથી બીજા ઝાડ

શેર-બશેર ઘઉં કાઢ્યા, હો સલૂણા ઝીલણ લ્યો.
કંસારાવાડે હાલ્યાં, ,,
તાવડી ને તાવેથો લાવ્યાં, ,,
તાવડીમાં શીરો શેક્યો, ,,
ભાતાં માથે લીધાં, ,,
આસોપાલવ નીચે ઉતાર્યાં, ,,
રાજી થતાં ઘેર આવ્યાં ,, (ગીત નં. ૬૯)

સર્વ દેશોમાં લોકગીતોમાં અત્યંત લોકપ્રિય વિષય લોકકલ્યાણને અર્થે કરેલું બલિદાન છે. એકાદ મંદિર કે કિલ્લો બંધાય છે, પણ તેનો કોટ ટકતો જ નથી. તળાવ કે વાવ બાંધી, પણ તેમાં પાણી આવતું જ નથી, ગામના ડાહ્યા લોકો ભેગા થાય છે. સહુ એક જ નિર્ણય પર આવે છે કે ભોગ આપ્યા વગર કામ નહીં સરે. હવે ભોગ કોનો આપવો એ સવાલ નીકળે છે. ઘણે ભાગે નવી નવી આવેલી વહુ તૈયાર થાય છે. ભોગ આપતાં પહેલાં તે બધાં સગાંવહાલાંને મળવા જાય છે, દરેક પાસેથી વિદાય માગે છે. બધાં આદરપૂર્વક તેને ખાસ ખાસ વસ્તુઓ ભેટ આપે છે. બધી ભેટો લઈને વહુ પાછી આવે છે, અને જે ક્ષણે તે પોતાનું જીવન અર્પણ કરે છે તે જ ક્ષણે વાવ કે કૂવાનું જીવન કાંઠા સુધી ભરાઈને ઊભરાવા લાગે છે! સમાજસેવા કે દેશભક્તિનો આથી ઊંચો આદર્શ ક્યો હોઈ શકે? રાજા કે સરકાર તરફથી સોનાનો ચાંદ કે ઈલકાબ મળે તેના કરતાં લોકગીતમાં નામ અમર થાય એ કોને ન ગમે?

નાનપણમાં હું ખેતરમાં નીંદવા કે લણવાનો લહાવો લેતો ત્યાં આવું બલિદાન આપનાર ઉમાઈનું લોકગીત મને સાંભળવા મળતું. સાંજરે ચાર વાગ્યે સહેજસાજ થાકેલી મજૂરણો થાક ઉતારવા ઉમાઈની વાર્તા માંડતી. સૂરજ આથમે કે તરત જ કામ બંધ થાય અને ગીત પણ શાંત થાય. બીજે દિવસે વળી ચાર વાગે ને વળી ગીત આગળ ચાલે. આમ આઠદસ દહાડે એક વાર્તા પૂરી થાય. વાર્તાની વિગત હું ભૂલી ગયો છું, પછી તેનાં વચન તો ક્યાંથી જ યાદ હોય? ફરીફરીને આવનારી કેટલીક લીટીઓ હજી મનમાં રમે છે. ભાષા બેલગામ તરફની ગામડિયા મરાઠી છે :

गावडयान् गाऊस बांधील।
गुरवान तळस खाणील।
यवढ तळ खणल्या वरी।
तळया पाणी कां लागे ना?
तळया पाणी कां लागे ना?

*

बोलवा गांवीचे तरवारू
बोलवा गांवीचे कोलकारू।

*

बोलवा नगरीचे भटू
बसू घाला चंदनपाटू
त्यांणें पोथी गे काढीली
त्यांणें नक्षत्र गिणीली।

રણજિતરામના આ સંગ્રહમાં આવું એક કરુણ સુંદર ગીત છે:

બાર બાર વરસે નાવણી ખોદાવી,
નાવણિયાં નીર ના આવ્યાં જી રે;
તેડાવો જાણતલ તેડાવો જોશીઓ,
જોશીડા જોશ જોવરાવો જી રે.

જાણતલ જોશીએ એમ જ કહ્યું છે, દીકરો ને વહુ પધરાવો જી રે.
(ગીત નં. ૧૮)

દીકરો તો તૈયાર હોય જ, પણ બેટલડાને ધવરાવતી પારકી જણી હા પાડશે ખરી? સમરથ સાસુ પણ બી બીને જ પૂછે છે. પણ વહુ કંઈ સામાન્ય ઘરની ન હતી. વહુ કહે,

ઓમાં તે શું મારી સમરથ સાસુ,
મોડિયો ને ચૂંદડી મંગાવો જી રે.
કૂવાને કાંઠલે ખાટલો તેડાવો,
ઢોલડિયા પધરાવો જી રે.

બધી તૈયારી થઈ ગઈ. વર અને વહુ લોકકલ્યાણને અર્થે શુદ્ધ બલિદાન આપવા માટે એક પછી એક પગલું ભરવા લાગ્યાં:

પહેલે પગથિયે જઈ પગ દીધો,
પાતાળ પાણી ઝળક્યાં જી રે.

હા, નીર ઝળક્યાં, બાર બાર વરસે ખોદાવેલી નાવણીમાં અંતે નીર ઝળકતાં જોઈ આખા ગામની આંખમાં પણ હરખનાં આંસુ ઝળક્યાં હશે. બીજું, ત્રીજું, ચોથું, પગથિયું ઊતર્યાં; નાવણીમાં નીર ચડવા લાગ્યાં:

છઠ્ઠે પગથિયે જઈ પગ દીધો,
માથા સમાં નીર આવ્યાં જી રે.

પછી શું થયું?—એવો સવાલ હોઈ શકે ખરો? લોકો આ અસાધારણ વીર-કર્મ જોઈ દંગ થઈ ગયા. એક જ જણે સાંભળ્યું:

પરવશ પડિયા પ્રાણ મારા વ્હાલા.

લોકગીતોમાં પણ કેટલાંક ગીતો તદ્દન બાલવૃત્તિનાં હોય છે. બાલવૃત્તિ એટલે ચંચળતા. પક્ષીઓ જેમ એક ડાળીથી બીજી ડાળી પર અને એક ઝાડથી બીજા ઝાડ

પર કૂદાકૂદ કરે છે તેમ બાળકો પણ શરીરથી ને મનથી કૂદાકૂદ કર્યા કરે છે. તેમના વિચારો અત્યલ્પ સંબંધથી પણ ગમે તે વિષયથી ગમે તે વિષય પર કૂદકો મારી શકે છે. દાખલા તરીકે લો નીચેનું:

ચાંદા સૂરજ વઢી મર્યા
વઢતાં વઢતાં કોડી જડી,
કોડી લઈને ગાયને બાંધી
ગાયે મને દૂધ આપ્યું,
દૂધને લઈને મોરને પાયું
મોરે મને પીંછી આપી,
પીંછી લઈ પાદશાહને આપી
પાદશાહે મને ઘોડો આપ્યો.

આટલો ઉદાર ન હોય તો પાદશાહ શાનો?

ઘોડો મેં બાવળિયે બાંધ્યો
બાવળે મને શૂળ આપી.

બાળકોની દુનિયામાં સંપત્તિશાસ્ત્ર અને સમાનવિનિમયનો કાયદો નથી ચાલતો.

શૂળ લઈ ટીંબે ખોસી
ટીંબે મને માટી આપી.
માટી લઈ કુંભારને આપી
કુંભારે મને ઘડૂલો ઘડી આપ્યો,
ઘડૂલો લઈ મેં માળીને આપ્યો
માળીએ મને ફૂલ આપ્યાં.
ફૂલ મેં મહાદેવને ચડાવ્યાં
મહાદેવે મને લાડુ આપ્યા.
એક લાડુ બાએ ખાધો
એક લાડુ મેં ખાધો.

ફલાણાભાઈનો લાડુ ઘંટી નીચે સંતાડી રાખ્યો હતો,
તે કાળીઓ કૂતરો આવીને ખાઈ ગયો!

આ ગીતમાં ગીત જેમ જેમ આગળ વધતું જાય છે તેમ તેમ અસંબદ્ધતામાંથી કંઈક સંબદ્ધતા આવતી જાય છે.

બીજું:

અડકણ દડકણ દહીંનાં દડકણ
દહીં દડકે, પિલ્લુ પાકે
શ્રાવણ મહિને મોર બોલે
ઓર મોર

સાકેરિયા ખજૂર
ખજૂર ખજૂર ઘી તાવ્યાં
રાજા રાણી જમી ઊઠયાં.
એક બડવો ભૂખ્યો
થાળી લઈને ઊઠયો.
પીતાંબર પાડે પગલાં
રાજિયો ભોજિયો
ટીલડી ને ટચાક.

આમાં અર્થ ગોતવો જ વ્યર્થ. આવાં ગીતો મૂળથી જ અર્થશૂન્ય હોતાં હશે કે કોઈ પુરાણી ભાષાનાં અપભ્રંશ હશે એ કોણ કહી શકે? વેદના અર્થ વખતે ઊકલે પણ કેટલાંક લોકગીતોના અર્થ બેસાડવા મુશ્કેલ. શેરીમાં જાતજાતની રમતો સાથે બોલવાનાં જોડકણાં બધાંને યાદ હશે. મોઈદાંડિયો રમતી વખતે અંતર માપવાના મંત્ર:

વકટ, લેંડ, મૂઠ, નાળ, અંખી, બાંગો, ઝક્કુ

—નો ઈતિહાસ બહુ રમૂજી છે. મહારાષ્ટ્રમાં એનું પાઠાન્તર નીચે પ્રમાણે છે:

वकट, लेंड, मूंड, नाक, आर, त्रैद, झक्कु.

આ રમત જેનો મંત્ર આપણને આટલો રમૂજી લાગે છે તે મૂળ આંધ્ર દેશથી આવી હોવી જોઈએ. તેલગુ ભાષાના એક, બે, ત્રણ, ચાર માટેના કાવ્યવિહીન શબ્દોનો અપભ્રંશ કરી આપણે આ ગૂઢ કાવ્યમય મંત્ર તૈયાર કરેલો છે.

કેટલાંક બાળગીતોમાં ચાંદો, સૂરજ, હરણ, ફૂલ વિશે એવી મજાની ઉપમાઓ આવી જાય છે કે મહાકવિ પણ સાંભળીને ખુશ ખુશ થઈ જાય. અને કેટલીક વખત બાળબુદ્ધિ કોઈ ઘટનાનું એવું રસમય કારણ જોડી કાઢે છે કે સાહિત્યાચાર્યો પણ તેને કાવ્યલિંગના દાખલા તરીકે વાપરી શકે.

રજપૂતાનાનાં ચારણગીતોમાં લડવા જનાર પતિને ઉત્તેજન આપતી રજપૂતાણી-ઓનાં વર્ણન આવે છે. જૂની ગુજરાતીમાં પણ એવી વીરાંગનાઓનો અભાવ નથી.

ભલું થયું કે ભરથાર રણમાં જ પડયો. ડરીને એ રણ છોડી નાસી આવત તો મારે લાજની મારી મરવું પડત, એમ કહેનારી રાજકન્યાને આપણે ભૂલી ન શકીએ. છતાં સામાન્ય રીતે આપણા લોકસાહિત્યમાં સ્ત્રીસ્વભાવનું સ્વાભાવિક માર્દવ જ બતાવવામાં આવેલ છે. અભિમન્યુ અને ઉત્તરાનું જોડું વધારે સામાન્ય છે. વાલમ જુદ્ધે ચડે છે, બિચારી વહુ વિજોગથી ને ભયથી અધમૂઈ જેવી બને છે:

રોઈ રોઈ ભીંજાઈ જોંદર કાંચળી રે
ધ્રૂસકે ટૂટયો હાર વ્હાલા,

(ગીત નં. ૨૭)

વહુ સાસુ-સસરાને અને બધાંને વીનવે છે કે એના વાલમને રોકે. પણ જેનો ધંધો જ લશ્કરી ચાકરીનો તે બિચારો વહુનું કયાંથી સાંભળે?

તમને વ્હાલી સરકારની ચાકરી રે,
અમને વહાલો તમારો જીવ,
ગુલાબી, નહિ જાવા દઉં ચાકરી રે.

(ગીત નં. ૨૪)

ચોરે તે બેઠા ઓ સસરાજી,
કે તમને વીનવું રે લોલ.
તમારા અલબેલા કુંવર,
કે ચાલ્યા ચાકરી રે લોલ.
વહુ મારાં જાય તો જાવા દેજો,
કાલે ઘેર આવશે રે લોલ.
મરજો મહિનાનો લખનારો,
ને બળજો રે ચાકરી રે લોલ.
મારાં સાંકળાં ઘરેણે મેલો,
કે ચાકરી ડૂલ કરો રે લોલ.

(ગીત નં. ૨૫)

આવી રીતે વહુ સાંગામાચીએ બેઠેલાં સાસુજીને, ઘોડલા ખેલાવતા જેઠજીને, બચુડાં ધવરાવતાં જેઠાણીને—સૌને વીનવે છે. પણ ધણીએ કોઈનું ન માન્યું. ઢીંગલી રમતાં બે'નીજીએ પણ વાર્યા કે,

એકલડા ન જશો રે વીરા મારા જૂજવા.

પણ શૂરો કંઈ આમ રોકયો રોકાય?

"ચીસ પડે રજપૂત છીપે નહીં."

તે તો ગોડવેલ ગામને ગોંદરે પહોંચ્યો જ; લડતાં લડતાં ઘેરાઈ ગયો. હવે તો કેસરિયાં કરવાનું જ રહ્યું. તે પહેલાં તે ઘેર સંદેશો મોકલે છે, સંદેશો કેટલો સાદો અને છતાં કેટલો કરુણ રસથી થબથબતો છે!

પહેલો જુહાર મારા દાદાજીને કહેજો જો,
હુકલિયાનો ભરનારો દીકરો તારો ત્યાં રહ્યો.
બીજો જુહાર મારી માતાજીને કહેજો જો,
ઘડપણમાં પાળનારો દીકરો તારો ત્યાં રહ્યો.
ત્રીજો જુહાર મારી બેનીજીને કહેજો જો,
સાસરવાસો વહોરનારો બંધવ તારો ત્યાં રહ્યો.
ચોથો જુહાર મારી ભાભીજીને કહેજો જો,
હસવાંનો કરનારો દિયર તારો ત્યાં રહ્યો.

પાંચમો જુહાર મારી પણિયતને કહેજો જો,
ખોળામાં સુવાડનારો પરણ્યો તારો ત્યાં રહ્યો.

(ગીત નં. ૨૬)

મૃત્યુને બારણે પણ કુળવાન કુળની મર્યાદા અને પ્રતિષ્ઠાનો ક્રમ ન છોડે. પણિયતને છેલ્લી મૂકવામાં તેની અવગણના નથી જ. વિલાયતી રમણીઓ જેમ પોતાના પત્ર અનૌપચારિક વચનોથી ભરી મેલે છે અને હૃદયનો ભાવ છેલ્લે તાજેકલમમાં લખે છે તેમ દરેકના માન પ્રમાણે વિદાય લીધા પછી બાકી રહેલો બધો ઊભરો હૃદયેશ્વરીને અર્પણ કરે એ જ યોગ્ય નથી?

માણસ જેમ જેમ બગડતો જાય છે તેમ તેમ તેની અંદર હિંસા અને અભિમાન વધે છે અને જેમ જેમ તે સુધરતો જાય છે તેમ તેમ તેની અંદર દયા અને નમ્રતા વધતી જાય છે. તેથી જ તુલસીદાસ કહી ગયા છે કે,

दया धरमका मूल है पापमूल अभिमान ।

વિલાયતી લોકગીતોમાં શિકારનું વર્ણન ઘણે ઠેકાણે આવે છે. આપણે ત્યાં એવું જોવામાં નથી આવતું. આપણે કુદરત સાથે લડવા કરતાં કુદરત સાથે એકરૂપ થવામાં જ વધારે આનંદ માનીએ છીએ.

નદી, વન, ઝાડ, ફૂલ, પશુ, પક્ષી, તારા—બધાં જ આપણાં સહોદર છે. હિન્દુ જાતિનાં રામાયણ આદિ કાવ્યોમાં આર્ય અને રાક્ષસ કે ગુહક વગેરે વચ્ચે દોસ્તી હતી, એટલું જ નહીં પણ ગીધ, રીંછ, વાનર, નાગ, હરણ ઈત્યાદિ તિર્યક્-યોનિ સાથે પણ પ્રેમસંબંધ અને આત્મૈક્ય જોવામાં આવે છે. હિન્દુ ધર્મમાં ગૌરક્ષાને પ્રધાન સ્થાન આપી એ જ આત્મૈક્યનો ભાવ મનુષ્યજાતિ કરતાં પણ વ્યાપક કરવાનો પાયો નાખેલો છે. માણસે ગાય, બળદ, ઘોડા, કૂતરાં વગેરેની સેવા લેવાની શરૂઆત કરી ત્યારથી જ તેમની પ્રત્યે દયાભાવ કેળવવાની જરૂર મનુષ્યહૃદયને જણાઈ હોય એમ દેખાય છે, અને તેથી જ તેમને વિશે અનેક જાતની માન્યતાઓ અને લોકગીતો આપણે ઘડી કાઢેલાં છે. બળદ હાંકનાર ખેડૂત જ્યારે ખરા તડકામાં બરાબર તપી ગયો હોય છે ત્યારે તેને બળદના સુખદુ:ખનો પણ ખ્યાલ આવી જાય છે. કેટલીક વાર એ ખેડૂત પોતે જ પોતાની જમીન ઘરાણે મૂકી તેની ઉપર બળદ જેવો બનીને તનતોડ મજૂરી કરે છે ત્યારે બળદ સાથે તે સમદુ:ખી પણ હોય છે.

એવો જ એક કોસિયો ગાઈ ગયો છે:

ભરેલો તારો બોલ્યો છે તે ભાઈ,
ગાંઠિયાં બળદિયાંને ન મારશો;
પર મલકનાં સૂઢિયાં તમારે લમણે લખ્યાં,
મારુડાં વાછડાં જવા દો.

*

હો વીરાજી, ચાર મહિના કોસ તાણી મરી ગયા,
આપણે જવ ખાવા નથી રે ભાઈ;
ઉપાડ વાળનારને ત્યાં જહેરે ભાઈ,
ચાર મહિના ટાઢે મૂઓરે ભાઈ.

*

હો ભગવાનજી પરેહુજી,
ગોરિયાં બળદિયાંને જવા દે ભાઈ;
આપણું બોઘલું વાછડું કોને કહેશે રે ભાઈ,
ભગવાન સામી અરજો કરો.

(ગીત નં. ૧૧૭)

કેટલીક વાર દયાબુદ્ધિ કરતાં સ્વાર્થ અને ક્રોધ વધી જાય છે અને દયા દંભ પૂરતી જ રહી જાય છે. એવા લોકો ઉપર લોકકવિએ નીચેનાં બે વાગ્બાણ ફેંક્યાં છે:

ભાભો ગયો તો ભાલમાં હો જી રે,
લાવ્યો ધોરીડાંની બે જોડ;
ખાંડિયા મેડિયા બે બળદિયા,
ખાંડિયા મેડિયા તને વીરો કરું રે ભાઈ,
તું તો રણમાં આડેરો મ' થા
તુજને નીરું લીલી ચેંબડી.

બળદ જવાબ આપે છે:

બળી તમારી ચેંબડી હો જી, મુજને આડાંનો માર.

કૂતરો વફાદાર નીવડશે એમ ધારી પોતે કૂતરાને કહે છે:

મોતિયા કૂતરા તને વીરો કરું રે ભાઈ,
ખાજે ગાડીતાંનો લોટ, તુજને નીરું રે છૂટું ચૂરમું.

કૂતરો આ મોંનાં લાડ ઓળખે છે ને જવાબ દે છે:

બળ્યું રે તારું ચૂરમું હો જી રે, મુજને સમોલોના માર.

(ગીત નં. ૧૧૮)

આજના રેંટિયા-ખાદીના યુગમાં કાંતવા-રંગવાનાં ગીતો તરફ આપણું લક્ષ વધારે ખેંચાય જ. પણ કળાની દૃષ્ટિએ પણ આ ગીતો આપણું ધ્યાન આકર્ષે છે. મિલમાં બનેલો માલ ભભકાદાર ભલે દેખાય અને તે પહેરનાર મરઘાની પેઠે ભલે વરણાગી બતાવે, પણ તે કપડાંમાં ઉત્સાહ કે કળા — જીવનકળા ક્યાંથી હોય? ઘરની વહુ પોતાને હાથે ઝીણું ઝીણું સૂતર કાંતે, પડોશનો વણકર વણી આપે, ગામનો રંગારો રંગી આપે, મામા તેની ઉપર ભાત પાડે, ભાતની ને રંગની પસંદગી કરતાં ઘરની અંદર સાસુ, વહુ, નણંદ બધાં વચ્ચે ચર્ચા ચાલે, એટલામાં નણંદને સાડી

બહુ ગમી જાય, ભોજાઈને ઘણા દિવસની મહેનત અને આશા જતી કરી નણંદને સંતોષવી પડે અને ફરી પાછી ત્રણચાર માસ નવેસરથી મહેનત કરવી પડે; વણકર, રંગારો અને મામો વહુની દયા ખાઈ આ વખતે વળી વધારે સરસ કામ કરી આપે, નણંદ શરમથી ઢીલી થઈ જાય—આવા આવા પ્રસંગોમાં કેટલું કાવ્ય રહેલું છે! હાથે કાંતેલી સાડીના તારેતારમાં શ્રમ, ધ્યાન અને પ્રેમ રહેલાં હોય છે, તેના ઉપર પાડેલી ભાતના દાણેદાણામાં વિચારપૂર્વક રેડેલી કળા હોય છે.

મુસાફરીનું કષ્ટ જેટલું વધારે તેટલું જેમ યાત્રાનું પુણ્ય વધારે, તેમ ઉત્સાહ, આશા, નિરાશા, ખંત અને સદભિરુચિનું ચિંતન જેના એકેએક રેસામાં છે તેવી ચૂંદડી જીવનમય હોય છે એમ કહીએ તો ચાલે. દરેક ચૂંદડીની ખાસિયત જુદી જુદી હોય, અને તે જાળવી રાખવાની ફરજ તે શહેરની દરેક સુંદરીની ગણાય. કુળની કે ન્યાતની આબરૂ સાચવવાની જે કાળજી લેવામાં આવતી તે જ આ કળાની ખાસિયત જાળવવામાં લેવાતી.

સ્ત્રીઓનું સંમેલન ભરાય ત્યારે ફેશનની ચર્ચા તો નીકળે જ. પાટણની ચૂંદડી 'મારા નખમાં સમાય એવડી' 'તે તો રાયજાદી' ઓઢે. પાવાગઢની તેથી ઊલટી.

ચૂંદડી પહેરું તો કેડે ઝોલાં ખાય રે, પાવાગઢની ચૂંદડી.
ધુવો ધુવો રે કોઈ બાબેની રે, ,,
ચૂંદડી ધુવો તો દરિયો રંગાય રે, ,,
બેસી સુકાવું તો ધરતી ઢંકાય રે, ,,

*

પ્રેમ એ ગુજરાતની પ્રજાની ખાસિયત છે. રાસરસિયા કૃષ્ણચન્દ્રે આ જ દેશને સ્વદેશ કીધો હતો. કાનગોપીની લીલા અહીં અખંડ ગવાય એમાં આશ્ચર્ય શું? ગરબીઓ અને રાસડાઓ તો ગ્રામજીવનનો મુખ્ય આનંદ. ગરબીઓમાં વળી કૃષ્ણ સાથે માતાજી પણ આવે. માતાજી તો કૃષ્ણને પણ પૂજનીય. कृष्णेन संस्तुता देवी। માતાનાં ગીતો વડોદરામાં ઘણાં સાંભળવા મળે છે. આ સંગ્રહમાં તે નથી. તેવાં ગીતોનો નોખો સંગ્રહ કરવાનો વખતે રણજિતરામનો વિચાર હશે.

લોકગીતની વૃત્તિ અભણ લોકોમાં આજે પણ છે. જ્યારે જ્યારે કોઈ પણ રાષ્ટ્રીય આપત્તિ અથવા ખળભળાટ તેમના જીવનને સ્પર્શ કરે છે ત્યારે ત્યારે તે લોકગીતમાં પ્રગટ થયા વગર રહેતો નથી.

બડો રે ટોપીવાળો સુજાણ, એણે ધુમસે ગાડી ચલાવી રે.
(ગીત નં. ૩૩)

આમ અંગ્રેજોની કદર કરી રેલવેથી દૂરદૂરનાં શહેરો કેવી રીતે જોડાઈ ગયાં છે અને વેપાર વધ્યો છે એ ૩૩મા ગીતમાં બહુ સુંદર રીતે બતાવ્યું છે.

પૂનેથી તો પાન મંગાવ્યાં,
ભરૂચમાં વેચાયાં રે

હો વીરાજી, ચાર મહિના કોસ તાણી મરી ગયા,
આપણે જવ ખાવા નથી રે ભાઈ;
ઉપાડ વાળનારને ત્યાં જહેરે ભાઈ,
ચાર મહિના ટાઢે મૂઓરે ભાઈ.

*

હો ભગવાનજી પરેહુજી,
ગોરિયાં બળદિયાંને જવા દે ભાઈ;
આપણું બોઘલું વાછડું કોને કહેશે રે ભાઈ,
ભગવાન સામી અરજો કરો.

(ગીત નં. ૧૧૭)

કેટલીક વાર દયાબુદ્ધિ કરતાં સ્વાર્થ અને ક્રોધ વધી જાય છે અને દયા દંભ પૂરતી જ રહી જાય છે. એવા લોકો ઉપર લોકકવિએ નીચેનાં બે વાગ્બાણ ફેંક્યાં છે:

ભાભો ગયો તો ભાલમાં હો જી રે,
લાવ્યો ધોરીડાંની બે જોડ;
ખાંડિયા મેડિયા બે બળદિયા,
ખાંડિયા મેડિયા તને વીરો કરું રે ભાઈ,
તું તો રણમાં આડેરો મ' થા
તુજને નીરું લીલી ચેંબડી.

બળદ જવાબ આપે છે:

બળી તમારી ચેંબડી હો જી, મુજને આડાંનો માર.

કૂતરો વફાદાર નીવડશે એમ ધારી પોતે કૂતરાને કહે છે:

મોતિયા કૂતરા તને વીરો કરું રે ભાઈ,
ખાજે ગાડીતાંનો લોટ, તુજને નીરું રે છૂટું ચૂરમું.

કૂતરો આ મોંનાં લાડ ઓળખે છે ને જવાબ દે છે:

બળ્યું રે તારું ચૂરમું હો જી રે, મુજને સમોલોના માર.

(ગીત નં. ૧૧૮)

આજના રેંટિયા-ખાદીના યુગમાં કાંતવા-રંગવાનાં ગીતો તરફ આપણું લક્ષ વધારે ખેંચાય જ. પણ કળાની દૃષ્ટિએ પણ આ ગીતો આપણું ધ્યાન આકર્ષે છે. મિલમાં બનેલો માલ ભભકાદાર ભલે દેખાય અને તે પહેરનાર મરઘાની પેઠે ભલે વરણાગી બતાવે, પણ તે કપડાંમાં ઉત્સાહ કે કળા — જીવનકળા ક્યાંથી હોય? ઘરની વહુ પોતાને હાથે ઝીણું ઝીણું સૂતર કાંતે, પડોશનો વણકર વણી આપે, ગામનો રંગારો રંગી આપે, મામા તેની ઉપર ભાત પાડે, ભાતની ને રંગની પસંદગી કરતાં ઘરની અંદર સાસુ, વહુ, નણંદ બધાં વચ્ચે ચર્ચા ચાલે, એટલામાં નણંદને સાડી

ડોસાને પૂળો નીરે, ચૂલામાં મોરવણ મેલવાને બદલે મોભારે મોરવણ મેલે એ બધું ગૃહલક્ષ્મી રણચંડી બન્યાનાં ચિહ્ન છે.

આવા આવા પ્રસંગોનાં હૃદયદ્રાવક અથવા હૃદયભેદક વર્ણનો કરવાથી સમાજ ઉપર જેટલી અસર થાય છે તેટલી બીજી કોઈ રીતે નથી થતી.

આપણી જ્ઞાતિવ્યવસ્થાને લીધે પ્રજાકીય જીવન કુટુંબની સંકુચિતતા છોડી જ્ઞાતિ જેટલું વિશાળ થયું છે, એક જ્ઞાતિના લોકો અનેક પ્રસંગે અનેક રીતે અરસપરસ ભળે છે, સાથે બેસી વિચાર કરે છે, એકત્ર કામ કરે છે, એકસરખા વિચારો ધરાવે છે, એકબીજાને ત્યાં સુખદુ:ખના પ્રસંગો પર જમવા જાય-આવે છે, અને જ્ઞાતિનો આદર્શ ઊતરે નહીં એટલા માટે એકબીજા પર ચોકી રાખે છે.

જ્ઞાતિની ભાવના કુટુંબભાવના જેટલી જ લગભગ દૃઢ છે; અને તેટલે દરજ્જે આપણે સુધરેલા છીએ.

પણ જ્ઞાતિવ્યવસ્થાની એ જ સુંદરતાને લીધે અને જ્ઞાતિવ્યવસ્થામાં જે સ્વયં-પૂર્ણતા રહેલી છે તેને લીધે આપણું જીવન જ્ઞાતિની મર્યાદાથી વિશાળ થવા પામ્યું નથી. જ્ઞાતિની અંદર જેટલી આત્મીયતા કેળવી છે તેટલી જ જ્ઞાતિની બહાર આપણે બેદરકારી કરેલી છે. બેદરકારી એ હિન્દુ સમાજની મોટામાં મોટી ખામી છે. જ્ઞાતિ બહારના પડોશીઓ વિશેની આપણી બેદરકારી એ ઈશ્વર સામે અને મનુષ્યજાતિ સામે આપણો ભારે ગુનો છે. પરજ્ઞાતિના લોકો જીવે છે કે મરે છે એનીયે ઘણી વાર આપણે ચિંતા નથી કરતા; પછી તેમનાં સુખદુ:ખની તો વાત જ શી? બીજી જ્ઞાતિના લોકો કેવી રીતે રહે છે, તેમનામાં કેવા સંસ્કારો છે, તેઓ કેવી માન્યતાઓ ધરાવે છે વગેરે જાણવા વિશે આપણે બહુ ઇંતેજારી રાખી હોય એમ નથી લાગતું. તેથી લોકસાહિત્યમાં લગભગ દરેક જાતિનું સાહિત્ય જુદું એવી સ્થિતિ થઈ ગઈ છે.

હિન્દુ જ્ઞાતિઓ પ્રત્યે જો આટલી બેદરકારી તો પરધર્મીઓ વિશે તો પૂછવું જ શું? જ્યાં રામાયણ અને ભાગવત પણ એકસામટાં સાર્વત્રિક નથી થયાં ત્યાં મુસલમાન અને પારસી લોકોના રિવાજો વિશે માહિતીની અપેક્ષા શી રીતે રાખી શકાય? મુસલમાન લોકો આ પ્રાન્તમાં કાંઈ નહીં તો હજાર વર્ષથી આવી વસેલા છે અને આજના મુસલમાનો ઘણાખરા તો આપણા જ જૂના ભાઈબંધ છે. તેમના જીવનમાં જે સમાનતા, ખાનદાની અને કાવ્ય રહેલાં છે તેનું આપણે હજુયે અધ્યયન નથી કર્યું. તેમનું સાહિત્ય—લોકસાહિત્ય—મૌખિક સાહિત્ય આપણે ક્યાં જોયું છે? પારસીઓ તો તેથીયે પહેલાં આવેલા. આપણા જૂના પૂર્વજો અને તેમના પૂર્વજો ભાઈ ભાઈ જ હતા. આપણા પૂર્વજોની પેઠે પારસીઓ આજે પણ અગ્નિ-પૂજક છે. ઝેન્દ ભાષા સંસ્કૃતની જ બહેન છે. ગુજરાત પારસીઓની માતૃભૂમિ છે. ગુજરાતી તેમની જન્મભાષા છે. તેમનામાં લોકસાહિત્ય ન હોય એમ તો બને જ નહીં; પણ આપણે તેને વિશે કશું જાણતા નથી.

એમાં આગગાડીની ઝડપ બરાબર બતાવવામાં આવી છે. પણ,

વિલાયતથી વસ્તર મંગાવ્યાં,
ગુજરાતમાં વેચાયાં રે

એ સ્થિતિ કેટલી દુઃખદ છે એનું કવિને ભાન હોય એમ ભાસતું નથી.

નીચલી લીટીવાળો કવિ વધારે ચકોર દેખાય છે:

ટોપીવાળા ટોપીવાળા અગન ગાડી કીધી,
રૈયતની કમાઈ લીધી—તારા દેશની.

(ગીત નં. ૭૯)

આ સાદી લીટીઓમાં બ્રિટિશ રિયાસતનો સાર આવી જાય છે.

ચુનીલાલ મોજણીવાળા
તારાં બાણાંનો ના’યો પાર,
હે હાથમાં હોકો, પગમાં તોડો
મામો બાણ ગોડાવા જાય.—ચુનીલાલ૦

(ગીત નં. ૧૨૩)

આ ગીતમાં ગરીબ ખેડૂતોએ પોતાનો ત્રાસ અને તે આપનાર ચુનીલાલ મોજણીવાળો બન્નેને સરખા અમર કર્યા છે.

હે બાણો ગોડીને બાઉડાં દુખ્યાં,
છાતીએ આવ્યાં.—ચુનીલાલ૦

વેઠિયા ઢેડોની આર્ત્તવાણી સાંભળીને પણ જેને દયા નહીં આવી એ ચુનીલાલ કોણ હશે ને ક્યાંનો હશે? અને આવો ચુનીલાલ એક જ છે કે એવા અનેકનો એ એક પ્રતિનિધિ જ હશે?

આ લોકગીતોએ સમાજસુધારાનું કામ કંઈ ઓછું કર્યું નથી. માત્ર લાંબા લાંબા દલીલબાજ ઉપદેશોથી નહીં પણ સાંભળનારનું હૃદય પિગાળી નાખીને. નજીવા કારણસર નણંદ ભોજાઈ સાથે ઝઘડો કરે, મા પાસે રાવ ખાય, મા પોતાના દીકરાને ભરાવે અને ન્યાય-અન્યાયનો વિચાર એક કોરે મૂકી ઘરનું નાક રાખવા ખાતર અથવા તો માને રાજી કરવા ખાતર સોમલના,

ઘોળી ઘોળીને ભર્યા વાડકા રે લોલ

અને પોતાની વહુને પિવડાવી દે છે!!

વહુ પિયેરથી ખૂબ સાસરવાસો લઈને આવે એટલા માટે સાસુ વહુને પજવે!

એક હાર તૂટયો. તેનું કારણ શોધતાં ભાઈને ભાઈ ઉપર કુશંકા ઊપજી ને તેઓ અંદર અંદર લડી મૂઆ. (જુઓ ગીત નં. ૩૦)

સાસુની સતામણીથી ત્રાસેલી વહુ જો આપઘાત ન કરે તો છેવટે રીઢી થઈ જાય અને પછી સાસુને બદલે વહુ સમરથ થઈ જાય છે. પદમું ગીત આવી વહુનું ચરિત્ર બતાવે છે. દળનાં દળતાં લોટના બૂકડા મારે, ડોબાને પૂળો નીરવાને બદલે

ડોસાને પૂળો નીરે, ચૂલામાં મોરવણ મેલવાને બદલે મોભારે મોરવણ મેલે એ બધું ગૃહલક્ષ્મી રણચંડી બન્યાનાં ચિહ્ન છે.

આવા આવા પ્રસંગોનાં હૃદયદ્રાવક અથવા હૃદયભેદક વર્ણનો કરવાથી સમાજ ઉપર જેટલી અસર થાય છે તેટલી બીજી કોઈ રીતે નથી થતી.

આપણી જ્ઞાતિવ્યવસ્થાને લીધે પ્રજાકીય જીવન કુટુંબની સંકુચિતતા છોડી જ્ઞાતિ જેટલું વિશાળ થયું છે, એક જ્ઞાતિના લોકો અનેક પ્રસંગે અનેક રીતે અરસપરસ ભળે છે, સાથે બેસી વિચાર કરે છે, એકત્ર કામ કરે છે, એકસરખા વિચારો ધરાવે છે, એકબીજાને ત્યાં સુખદુ:ખના પ્રસંગો પર જમવા જાય-આવે છે, અને જ્ઞાતિનો આદર્શ ઊતરે નહીં એટલા માટે એકબીજા પર ચોકી રાખે છે.

જ્ઞાતિની ભાવના કુટુંબભાવના જેટલી જ લગભગ દૃઢ છે; અને તેટલે દરજ્જે આપણે સુધરેલા છીએ.

પણ જ્ઞાતિવ્યવસ્થાની એ જ સુંદરતાને લીધે અને જ્ઞાતિવ્યવસ્થામાં જે સ્વયં-પૂર્ણતા રહેલી છે તેને લીધે આપણું જીવન જ્ઞાતિની મર્યાદાથી વિશાળ થવા પામ્યું નથી. જ્ઞાતિની અંદર જેટલી આત્મીયતા કેળવી છે તેટલી જ જ્ઞાતિની બહાર આપણે બેદરકારી કરેલી છે. બેદરકારી એ હિન્દુ સમાજની મોટામાં મોટી ખામી છે. જ્ઞાતિ બહારના પડોશીઓ વિશેની આપણી બેદરકારી એ ઈશ્વર સામે અને મનુષ્યજાતિ સામે આપણો ભારે ગુનો છે. પરજ્ઞાતિના લોકો જીવે છે કે મરે છે એનીયે ઘણી વાર આપણે ચિંતા નથી કરતા; પછી તેમનાં સુખદુ:ખની તો વાત જ શી? બીજી જ્ઞાતિના લોકો કેવી રીતે રહે છે, તેમનામાં કેવા સંસ્કારો છે, તેઓ કેવી માન્યતાઓ ધરાવે છે વગેરે જાણવા વિશે આપણે બહુ ઇંતેજારી રાખી હોય એમ નથી લાગતું. તેથી લોકસાહિત્યમાં લગભગ દરેક જાતિનું સાહિત્ય જુદું એવી સ્થિતિ થઈ ગઈ છે.

હિન્દુ જ્ઞાતિઓ પ્રત્યે જો આટલી બેદરકારી તો પરધર્મીઓ વિશે તો પૂછવું જ શું? જ્યાં રામાયણ અને ભાગવત પણ એકસામટાં સાર્વત્રિક નથી થયાં ત્યાં મુસલમાન અને પારસી લોકોના રિવાજો વિશે માહિતીની અપેક્ષા શી રીતે રાખી શકાય? મુસલમાન લોકો આ પ્રાન્તમાં કાંઈ નહીં તો હજાર વર્ષથી આવી વસેલા છે અને આજના મુસલમાનો ઘણાખરા તો આપણા જ જૂના ભાઈબંધ છે. તેમના જીવનમાં જે સમાનતા, ખાનદાની અને કાવ્ય રહેલાં છે તેનું આપણે હજુયે અધ્યયન નથી કર્યું. તેમનું સાહિત્ય – લોકસાહિત્ય – મૌખિક સાહિત્ય આપણે ક્યાં જોયું છે? પારસીઓ તો તેથીયે પહેલાં આવેલા. આપણા જૂના પૂર્વજો અને તેમના પૂર્વજો ભાઈ ભાઈ જ હતા. આપણા પૂર્વજોની પેઠે પારસીઓ આજે પણ અગ્નિ-પૂજક છે. ઝેન્દ ભાષા સંસ્કૃતની જ બહેન છે. ગુજરાત પારસીઓની માતૃભૂમિ છે. ગુજરાતી તેમની જન્મભાષા છે. તેમનામાં લોકસાહિત્ય ન હોય એમ તો બને જ નહીં; પણ આપણે તેને વિશે કશું જાણતા નથી.

ભીલ, કોળી, દૂબળા, ઢેડ, ભંગી વગેરે પુરાતન જાતિઓમાં પણ સરસ લોકગીતો હોવાં જોઈએ. આજની પદ્ધતિએ એ બધાંનો સંગ્રહ અને અભ્યાસ થવો જ જોઈએ. પણ તેટલું બસ નથી. જ્ઞાતિ જ્ઞાતિ વચ્ચે સંબંધ વધે એવા નવા તહેવારો ગોઠવવા જોઈએ, કે જે વખતે અમુક જ્ઞાતિ બીજી બધી જ્ઞાતિઓને આમંત્રણ કરે, તેમનું પોતાની ઢબે યથાયોગ્ય સ્વાગત કરે અને પોતાનાં ખાસ ગીતો ગાઈ સંભળાવે, નાચ નાચી બતાવે અને આનંદ કરે. આમ થાય તો જ આપણી સામાજિક એકતા વધે અને રાષ્ટ્રીય પ્રાણ ઓજસ્વી થાય.

ગુજરાતનું જીવન જેમ જેમ સમૃદ્ધ થતું જશે તેમ તેમ ભાષા પણ સર્વગામી, વિપુલાર્થવાહિની અને ઓજસ્વિની થવી જોઈશે. આ હેતુ અંગ્રેજી વાક્યરચનાનો તરજુમો કરવાથી અથવા સંસ્કૃત શબ્દોના કઢંગા સમાસો કરવાથી પાર પડવાનો નથી. જૂની સ્વાભાવિક અને રસભરી ગુજરાતીમાં ગમે તેવા સૂક્ષ્મ ભાવને બંધબેસતા શબ્દોની ખોટ નથી. અને કેટલાક પ્રત્યયોથી એવા ચોટડૂક મજાના ટૂંકા અને પહેલદાર શબ્દો બની જાય છે કે તેવા બેચાર શબ્દોથી લાંબાં લાંબાં વાક્યોનું અને કંડિકાઓનું* કામ સરી જાય છે.

ભાષાશૈલીને આવી દિશા આપવામાં બીજો એક લાભ છે. લોકસાહિત્યની ભાષા જીવંત હોય છે, તે ભાષામાં લખાયેલા વિચારો લોકહૃદયમાં સીધા પહોંચી જાય છે, અને તેથી સાક્ષર અને અભણ વચ્ચે પડેલો મહાસાગર જેવો ખાડો પુરાતો જાય છે.

૮૦મા લોકગીતમાં,

બાપજી બાપજી મેં શાં કીધાં પાપ રે,
ભરે ને ભાદરવે વળાવ્યાં સાસરે

વાળી લીટી નરસિંહ મહેતાની

બાપજી પાપ મેં કવણ કીધાં હશે,
નામ લેતાં તારું નિદ્રા આવે

એ સુપ્રસિદ્ધ પ્રભાતિયાની યાદ દે છે. શું નરસિંહ મહેતાને આ લોકગીત ઉપરથી પેલું વચન સૂઝ્યું હશે? કે મા પાસે ફરિયાદ કરતી દીકરીને નરસિંહ મહેતો સાંભર્યો હશે? એનો જવાબ કોણ આપી શકે?

આ લોકગીતમાં એક વિચિત્રતા દેખાઈ આવે છે. તે બીજા પ્રાન્તોનાં ગીતોમાં નથી જણાતી. રામાયણ અને ભાગવતની વાર્તાઓ ઘેરઘેર છયે ઋતુ ને બારે માસ સંભળાય છે. તે કથાઓથી અજાણ્યું કોઈ ન હોય. છતાં એક ઠેકાણે સીતાને ગોપીઓ સાથે રાસ રમતી કરેલી છે અને એક ઠેકાણે તો તે પરઘેર જવાની ધમકી આપતી જોવામાં આવે છે:

---

* ઉપનિષદોમાં પ્રવચનના નાના નાના અંશોને કંડિકા કહે છે. કંડિકા એટલે વિસ્તૃત લખાણનો અનુકૂળતાએ પાડેલો કકડો. આપણે નિબંધના કકડારૂપે પેરેગ્રાફને કંડિકા કેમ ન કહીએ?

સોળસેં ગોપીમાં સીતા રાસ રમે, ત્યાં આવ્યાં રામનાં તેડાં;
નથી ઢોળ્યાં નથી ફોડયાં—આવ્યાં રામનાં શાં તેડાં?
પહેરણ પટોળાં લડથડે, સીતા અણમણતાં આવે.
લક્ષ્મણ તને ગમે તો તું પણ રાખ, ન ખપે તો વન વોળાવ.
ઘેલા રામજી ઘેલા શું બોલ, મોટેરી ભોજાઈ મારે માને તોલ.

(ગીત નં. ૪૭)

સીતાની આવી નાલેશી તો અસહ્ય છે અને તે એટલું જ સૂચવે છે કે વેદ તો એક કોરે રહ્યા, પણ પુરાણોનો પ્રચાર કરવાનું કામ પણ તે વખતના બ્રાહ્મણોએ બજાવ્યું નથી. હવે આ લીટીઓ જુઓ:

લવિંગ કેરી લાકડીએ રામે સીતા માર્યાં જો,
ફૂલ કેરે દડૂલીએ સીતાએ વેર વાળ્યાં જો.
રામ તમારે બોલડીએ હું પરઘેર બેસવા જઈશ જો,
તમે જશો જો પરઘેર બેસવા હું વાતુડો થઈશ જો.
રામ તમારે બોલડીએ હું પરઘેર દળવા જઈશ જો,
તમે જશો જો પરઘેર દળવા હું ઓરણીઓ થઈશ જો.
રામ તમારે બોલડીએ હું બળીને ઢગલી થઈશ જો,
તમે થશો જો બળીને ઢગલી, હુંયે ભભૂતિયો થઈશ જો.

(ગીત નં. ૧૪)

આ કવિતા દરેક રીતે જોતાં અપૂર્વ છે. રામનો સીતા વિશેનો આવો અનુરાગ બીજે ક્યાંય બતાવેલો ભાગ્યે જ જડશે. આમાં કાવ્યરસ સાથે એક જાતનો મજાનો સ્વભાવોક્તિ અલંકાર છે. છેલ્લી બે લીટીઓ તો અસામાન્ય છે. પણ પરઘેર બેસવા જનાર સીતા સીતા જ રહેતી નથી તેનું શું? 'લવિંગ કેરી લાકડી' બનાવનાર અને 'ફૂલ કેરી દડૂલી' બનાવનાર કવિમાં કોમળતા નથી એમ કેમ કહેવાય? દોષ કવિનો નથી પણ તેની કેળવણીના અભાવનો છે.

રામ મેઘશ્યામ છે અને સીતા ગોરી છે એટલા ઉપરથી કવિએ કેવી સરસ લીટીઓ ગોઠવી છે!

રામ તમારે બોલડીએ હું આકાશ વીજળી થઈશ જો,
તમે તે થાશો આકાશ વીજળી, હું મેવલીઓ થઈશ જો.

(ગીત નં. ૧૫)

*

હું નાનો હતો ત્યારે કારવારમાં જેલ જોવા ગયેલો. ત્યાંનો જેલર એક ભલો ખ્રિસ્તી હતો. એને ત્યાં ટાંકણી વતી જાતજાતનાં પતંગિયાં દીવાલ ઉપર ચોંટાડી રાખેલાં હતાં. ઈશુ ખ્રિસ્તના જેવી એમની આ સ્થિતિ જોઈ મને રોવા જેવું થઈ આવ્યું. મેં જેલરને પૂછ્યું, ભાઈ, પતંગિયાંને આવી સજા શા માટે તમારે આપવી

પડી? તેમણે કહ્યું, અમારા ઘરના બગીચામાં આ પતંગિયાં હમેશાં આવતાં અને ફૂલો ઉપર નાચીકૂદીને બગીચાની શોભા વધારતાં. પણ ગયે વરસે અમારે અમારું મકાન વધારવું પડયું. એટલે બગીચો અમે કાઢી નાખ્યો. બગીચો ગયા પછી આવાં સુંદર રૂપાળાં પતંગિયાં કયાંથી આવે? એટલે અમે કેટલાંકને પકડીને અહીં લઈ આવ્યા અને તેમને ભીંત પર ખોસી રાખ્યાં. જુઓ, તેમના સુંદર રંગ અને તેમની ભાત! તે વખતે જેલરનું કહેવું સાંભળી મને કંઈનું કંઈ થઈ ગયું, પણ તે વખતે મારી ભાવનાનું હું પૃથક્કરણ કરી ન શકયો. જેલરમાં કલારસિકતા હતી એમાં શક નથી. ખૂબ મહેનત લઈ તેણે આટલી સુંદરતા — ઊડી જતી સુંદરતા પોતાના દીવાનખાનામાં સ્થિર કરી રાખી હતી. પણ — પણ કાંઈ નહીં. બગીચો ગયો ત્યારે હવે બીજું શું કરે? જેટલું એની દૃષ્ટિએ રાખ્યું રખાય તેટલું તેણે રાખી લીધું!

લોકગીતોનો સંગ્રહ આજે યુરોપમાં ઘણો થાય છે. જ્યાં સાધ્ય હોય ત્યાં લોકગીતનો રાગ પણ ગ્રામોફોનની અડાળીઓમાં ભરી રાખવામાં આવે છે. પણ આ બધી સૂઆ શબને સંઘરવાની કળા છે. જ્યાં સુધી આધુનિક સુધારાનું હિમ સમાજ ઉપર નહોતું પડયું ત્યાં સુધી લોકગીતોનો ફાલ ઋતુએ ઋતુએ એટલો બધો આવતો કે તેને સંઘરવાનો પ્રયાસ જ કરવો ન પડતો. કેટલાંક લોકગીતો હજાર-પાંચસો વરસનાં જૂનાં તો જરૂર હોવાં જોઈએ. કેટલાંક લોકગીતો દેશકાલ પરત્વે પોતાની ભાષા, ન્યાત અને પહેરવેશનો ફેરફાર કરીને પણ પોતાનું સ્વત્વ જેવું ને તેવું રાખી શકે છે. દરેક ધર્મમાં જેમ ઈશ્વર તો છે જ તેમ દરેક દેશનાં લોકગીતોમાં કેટલાંક સર્વસામાન્ય છે.

શહેરોની રહેણી, રેલવેની મુસાફરી અને છાપખાનાંની સગવડ — આ ત્રિવિધ મોહમાં ફસાઈ આપણે જીવનનું એક ભારેમાં ભારે કાવ્ય અને સંસ્કૃતિનો સ્વભાવ-સુંદર નમૂનો ખોઈ બેઠા છીએ. જે લોકગીતો હજાર બે હજાર વરસ સુખેથી જીવી શકતાં તે આ આધુનિક સુધારાની ઝેરી હવામાં પેલાં ચોમાસાનાં ઊધઈ પતંગિયાંની માફક મરી ગયાં છે અને આપણે સાહિત્યનાં સંગ્રહાલયોમાં પેલા જેલરની માફક લોકગીતોની 'મમી' કરી રાખીને સંતોષ માનીએ છીએ. લોકગીતોનો સાચો સંગ્રહ તો લણતાં ખેતરોમાં, કોસ ચાલતા કૂવા પર, ગોવાળિયાનાં છોકરાંના ટોળામાં, નાનાં છોકરાંઓની રમતગમતમાં, ડોશીમાના ખોળામાં ને ડોશીમાના રેંટિયામાં, પરોઢિયાના ઘંટીના ઘમકારમાં, સૂતા બાળકના પારણામાં, નાની વહુનાં અલૂણાવ્રત જેવાં વ્રતોમાં ને તહેવારોમાં, નવરાત્રિના ઉત્સવમાં, માતાના મંદિરમાં અને જાત્રાળુઓના સંઘમાં થઈ શકે.

આજે કેળવણીને લીધે આપણે સૂતકી 'પ્રૉટેસ્ટંટ' થઈ ગયા છીએ. જીવનનો રસ લેતાં આપણે લાજીએ છીએ. જે સામાજિક સંસ્થાઓ લોકગીતોને જન્મ આપે છે અથવા એમને પાળેપોષે છે તેની સામે તો આપણે રીતસર ઝુંબેશ જ ચલાવી છે; અને છતાં ઇચ્છીએ છીએ કે આપણાં લોકગીતો ટકી રહે. એમ પેલા જેલરની દીવાલ પરનાં નિર્જીવ પતંગિયાંની પેઠે સડીને કોહી ન જાય ત્યાં સુધી પૂંઠાના

પાંજરામાં આ લોકગીત રહી શકે છે, પણ તેથી કંઈ સાહિત્યને પ્રાણ ન મળે. આપણા કેળવાયેલા લોકો જ્યારે શહેરોનો મોહ છોડી ગામડાંઓમાં જઈને વસશે, ત્યાંના ઓચ્છવોમાં ભળતાં શીખશે, શિષ્યભાવે એ જીવનનું અધ્યયન કરી સહાનુભૂતિપૂર્વક તેમાં સુધારો કરશે ત્યારે જ લોકગીતોનો યુગ ફરી આવશે, જૂનાં લોકગીતો જાગશે, નવાં સ્ફુરશે અને રાષ્ટ્રીય નવજીવનને વીર્યવાન અને સંસ્કારી બનાવી તેને પ્રેમશૌર્યઅંકિત કરશે.

ત્યાં સુધી આપણે આવા સંગ્રહો કરવા જ પડશે, તેમનું સહાનુભૂતિપૂર્વક અધ્યયન કરવું પડશે, તેની સાદાઈનું બને તેટલું અનુકરણ કરવું પડશે અને તેની સીધીસાદી અને તેથી જ અસરકારક એવી શૈલીનું સેવન કરવું પડશે.

લોકગીતના એક ખાસ લાભ તરફ કોઈનું ધ્યાન ગયું નથી. આજનો યુગ અત્યંત કૃત્રિમ છે. આપણી ભાષા, આપણા રિવાજ, આપણો વિવેક, આપણા હેતુ, આપણી નીતિમત્તા, આપણું જીવન બધું જ કૃત્રિમ થઈ ગયું છે. ખુલ્લી હવામાં ઉઘાડે ડિલે ફરતાં કે સૂતાં જેમ આપણે લાજીએ છીએ અને ડરીએ છીએ તેમ સામાજિક, રાજકીય અને કૌટુંબિક વ્યવહારોમાં પણ સ્વાભાવિક થવાની આપણી હિંમત નથી ચાલતી, જાણે સ્વાભાવિકતામાં મોત કે સત્યાનાશ જ રહેલું હોય. લોકસાહિત્યના અધ્યયનથી—તેના પુનરુદ્ધારથી આપણે આ કૃત્રિમતાનું કવચ તોડી શકશું અને સ્વાભાવિકતાની શુદ્ધ હવામાં હરીફરી શકવા જેટલી શક્તિ કેળવી શકશું. સ્વાભાવિકતામાં જ આત્મશુદ્ધિ થવી શકય છે. કૃત્રિમતામાં દંભ, પાખંડ અને અધર્મ વધે છે. કૃત્રિમતા હંમેશાં આશા તો બહુ બતાવે છે, પણ તે આશાની પૂર્તિને નામે શૂન્ય.

હવે મારો આ રસાસ્વાદ પૂર્ણ કરતાં પહેલાં લોકસાહિત્યના રસિયાઓને હું એક સૂચના આપી દેવા ઇચ્છું છું.

બધાં લોકગીતોનો સંગ્રહ થાય તે પહેલાં કયાં કયાં ગીતો લોકગીતની કોટિમાં આવી શકે છે એનો ખ્યાલ સામાન્ય લોકોને આવે એટલા માટે એકેએક જાતના બબ્બે-ચચ્ચાર નમૂનાવાળી એકાદ ચોપડી બહાર પાડવાની જરૂર છે, જેથી ગામડાંમાં રહેનાર મહેતાજીઓ અને અધ્યાપકો તેમ જ બીજા ઉત્સાહી નવયુવકો તે તે દિશામાં સંગ્રહ કરતા થઈ જશે. ફાર્બસસાહેબે જેમ ઐતિહાસિક ગીતોનો સંગ્રહ કરાવ્યો તેમ જુદા જુદા સંપ્રદાયોનાં, તહેવારોનાં, જુદા જુદા ધંધાઓનાં અને કૌટુંબિક જીવનનાં ગીતો અને હૃદય પીગળાવી નાખે તેવી કહાણીઓ કે કથાગીતો એકઠાં કરવાની ખાસ જરૂર છે.

સાત વારનાં, બાર માસનાં ને પંદર તિથિઓનાં ગીતો પણ સ્વતંત્ર રીતે ભેગાં કરવા જેવાં છે. આપણું વર્ષ અને આપણા તહેવારો ઋતુચક્રને અનુસરે છે. આપણો પ્રવાસ અને વેપાર પણ ઋતુને અનુકૂળ હોય છે. એ વિષયમાં આવાં લોકગીતોમાંથી કેટલીયે હકીકતો મળે છે.

જૂન, ૧૯૨૨

# ત્રણ કરુણ કાવ્યો

સંસ્કૃત કવિઓએ કાવ્યના નવ રસ કલ્પ્યા છે. તેમાંય શૃંગાર, વીર અને કરુણ સ્થાયી અને ઉન્નત હોવાથી અગ્રસ્થાન ભોગવે છે. આ ત્રણેમાં શ્રેષ્ઠ કોણ એ વિશે મતભેદ હોઈ શકે છે. પણ મનુષ્યહૃદયના વિકાસમાંથી જેટલું સાહિત્ય બધા દેશમાં તથા બધા યુગમાં તૈયાર થયું છે તેમાં ઉત્તમોત્તમ કવિત્વ તો કરુણ રસમાંથી જ ઝર્યું છે. કરુણ રસનું આટલું મહત્ત્વ કેમ છે? દુ:ખની કહાણીમાંથી માણસને આટલો રસ કેમ છૂટે છે? પ્રતિકૂળ વેદના આપણને આનંદ કેમ આપી શકે છે?

માણસના આનંદની સીમા આત્મૌપમ્યથી અનુભવાતા અભેદમાં રહેલી છે. હૃદયના વિકાસથી બીજાના સુખદુ:ખ સાથે જ્યારે આપણે સમરસ થઈએ છીએ ત્યારે સર્વત્ર એક જ આત્મા રહેલો છે, ભાવનોત્કર્ષથી છલકાતું એક જ હૃદય સર્વત્ર વ્યાપી રહ્યું છે, એનું ભાન, એનો સાક્ષાત્કાર, આપણને થવા માંડે છે. કરુણ રસ અહિંસા એટલે કે પ્રેમમાંથી ઉદ્‌ભવતો હોવાથી અસ્વસ્થ કરતો છતો આપણને સંકુચિત વ્યક્તિત્વમાંથી ઉગારી વિકાસનો નિરુપમ આનંદ બક્ષે છે. મનુષ્યની ઉન્નતિનું મુખ્ય ચિહ્‌ન આ અહિંસામય પ્રેમ જ છે. અને તેથી કરુણ રસ જ માણસને પશુમાંથી દેવકોટી તરફ લઈ જવાને સમર્થ છે. આ કારણે પણ દરેક જમાનાએ—સુંવાળા જમાનાએ તેમ જ ખડતલ જમાનાએ—કરુણ રસની જ કદર કરી છે. ભવભૂતિ તો કહે છે કે એક કરુણ રસ આપણી આગળ વિવિધ રૂપે વિલસે છે:

एको रसः करुण एव निमित्त भेदा-
द्भिन्नः पृथक्पृथगिवाश्रयते विवर्तान्
आवर्तबुदबुदतरंगमयान्विकारा-
नम्भो यथा सलिलमेव हि तत्समस्तम्

१

મહર્ષિ વાલ્મીકિનું કરુણાપેલવ હૃદય अकारणाविष्कृतवैरदारुण એવા એક પારધીનું ક્રૂર કર્મ જોઈ સળગી ઊઠ્યું. કારુણ્યમાંથી પુણ્યપ્રકોપ જાગ્યો. પ્રકોપમાંથી પશ્ચાત્તાપ નીતર્યો અને એ શાંત પડતાં 'शाश्वतीः समाः' કલ્યાણકારી એવું રામાયણ દુનિયાને મળ્યું. પક્ષીઓનું યુગલ આનંદમાં ગેલ કરતું બેઠું છે. તેમાંથી એકને હત્યારા નિષાદે બાણ મારી નીચે પાડ્યું. બીજાના દુ:ખનો તો પાર નથી. વાલ્મીકિથી એ ન સહેવાયું. એમના મોઢામાંથી આર્ષ છંદનું બાણ છૂટ્યું:

यत्क्रौंचमिथुनादेकम् अवधीः काममोहितम्

શાપ આપીને ઋષિ પસ્તાયા. શાપ આપવો એ પણ એક નિષાદકર્મ જ ગણાય ના? ઋષિએ ખૂબ અનુતાપ કર્યો. છેવટે મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષા એ ચાર મોઢાવાળા બ્રહ્મદેવનો એમને સાક્ષાત્કાર થયો. આ ચાર આર્યભાવનારૂપી બ્રહ્મદેવના આશીર્વાદથી રામાયણની રચના સૂઝી. અને સંસાર ગંડિત થયો.

વાસ્તવિકપણે વાલ્મીકિએ નિષાદને શાપ ન આપ્યો. પણ હિંસાવૃત્તિને અ-પ્રતિષ્ઠિત ઠરાવી. અનંત વર્ષો માટે અપ્રતિષ્ઠિત ઠરાવી. અને કારુણ્યને પ્રતિષ્ઠા આપી. સમભાવનો રસ વહેવડાવ્યો. કવિતાસૃષ્ટિની આ આદ્યરચના ગણાય છે.

૨

આદિકવિની એ આદ્ય અને હૃદ્ય પ્રેરણા આધુનિક ત્રણ પ્રદેશના ત્રણ કવિઓનાં નાનકડાં કાવ્યોમાં વિસ્તરેલી જોવામાં આવે છે. એક છે સ્કૉટલૅન્ડનો પ્રખ્યાત કવિ બર્ન્સ, બીજો છે મહારાષ્ટ્રનો કવિકુલતિલક, રેવરન્ડ તિલક, ત્રીજો તે લાઠીનો રાજવી કવિ કલાપી. પ્રથમ, મૃત્યુ, અશ્રુ, દુઃખ અને વેદનાને જ અખંડ ગાનારા સિંહાસન પર અધિષ્ઠિત મયૂર ધરના કલાપીને જ લઈએ.

કોમળ લાગણીવાળો કલાપી કઠોર ઘાને ઇરાદાપૂર્વક મારેલા બાણ જેવો નથી બનાવતો :

'તે પંખીની ઉપર પથરો ફેંકતાં ફેંકી દીધો
છૂટયો તે ને અરરર પડી ફાળ હૈયા મહીં તો.'

ઘા ઈરાદાપૂર્વક હોય કે યદૃચ્છાપ્રેરિત હોય, વાગવામાં કંઈ બાકી નથી રાખતો.

'રે રે લાગ્યો દિલ પર અને શ્વાસ રૂંધાઇ જાતાં
નીચે આવ્યું તરુ ઉપરથી પાંખ ઢીલી થતાંમાં.'

સહેજે રમતમાં પથરો ફેંકયો અને તે પક્ષીના બરાબર મર્મસ્થાને વાગ્યો. બિચારાનો શ્વાસ રૂંધાયો અને પાંખ ઢીલી પડી એટલે પક્ષી ઝાડ તળે પડી ગયું. પથરો ફેંકનાર બાળક ઘા કેવો બરાબર તાકયો એનો જ આનંદ માનનારો કોઈ શિકારી ન હતો, કે કંઈ જુગતરામભાઈનો કૌશિક નહોતો, કે એને તપસ્યાના તેજના પ્રભાવના દર્શનથી આનંદ થાય. અને પક્ષી પણ કોઈ ક્રૂર બાજ કે ગીધ ન હતું.

'મેં પાળ્યું તે તરફડી મરે હસ્ત મારા જ-થી આ'

પાણી છાંટયું, સારવાર કરી. કાળે કરીને ક્રૂર હસ્તે કરેલો જખમ પણ રુઝાઈ ગયો. મૃત્યુના કરાલદંષ્ટ્રામાં પહોંચી ગયેલું પક્ષી તો જીવ્યું. કુદરત પરના અકૃત્રિમ પ્રેમને લીધે ચાખેલા ફળનો આનંદ ગાન દ્વારા વ્યક્ત પણ કરવા લાગ્યું. પણ માણસ પર રાખેલો વિશ્વાસ અસ્થાને છે એવી એક વાર પ્રતીતિ થઈ તે થઈ. એક વાર મુગ્ધભાવે વિશ્વાસ રાખ્યો એનાં ફળ ચાખવાં પડયાં! વાગેલો ઘા રુઝાય પણ તૂટેલી શ્રદ્ધા ફરી કયાંથી જાગે?

# ત્રણ કરુણ કાવ્યો

સંસ્કૃત કવિઓએ કાવ્યના નવ રસ કલ્પ્યા છે. તેમાંય શૃંગાર, વીર અને કરુણ સ્થાયી અને ઉન્નત હોવાથી અગ્રસ્થાન ભોગવે છે. આ ત્રણેમાં શ્રેષ્ઠ કોણ એ વિશે મતભેદ હોઈ શકે છે. પણ મનુષ્યહૃદયના વિકાસમાંથી જેટલું સાહિત્ય બધા દેશમાં તથા બધા યુગમાં તૈયાર થયું છે તેમાં ઉત્તમોત્તમ કવિત્વ તો કરુણ રસમાંથી જ ઝર્યું છે. કરુણ રસનું આટલું મહત્ત્વ કેમ છે? દુ:ખની કહાણીમાંથી માણસને આટલો રસ કેમ છૂટે છે? પ્રતિકૂળ વેદના આપણને આનંદ કેમ આપી શકે છે?

માણસના આનંદની સીમા આત્મૌપમ્યથી અનુભવાતા અભેદમાં રહેલી છે. હૃદયના વિકાસથી બીજાના સુખદુ:ખ સાથે જ્યારે આપણે સમરસ થઈએ છીએ ત્યારે સર્વત્ર એક જ આત્મા રહેલો છે, ભાવનોત્કર્ષથી છલકાતું એક જ હૃદય સર્વત્ર વ્યાપી રહ્યું છે, એનું ભાન, એનો સાક્ષાત્કાર, આપણને થવા માંડે છે. કરુણ રસ અહિંસા એટલે કે પ્રેમમાંથી ઉદ્‌ભવતો હોવાથી અસ્વસ્થ કરતો છતો આપણને સંકુચિત વ્યક્તિત્વમાંથી ઉગારી વિકાસનો નિરુપમ આનંદ બક્ષે છે. મનુષ્યની ઉન્નતિનું મુખ્ય ચિહ્‌ન આ અહિંસામય પ્રેમ જ છે. અને તેથી કરુણ રસ જ માણસને પશુમાંથી દેવકોટી તરફ લઈ જવાને સમર્થ છે. આ કારણે પણ દરેક જમાનાએ—સુંવાળા જમાનાએ તેમ જ ખડતલ જમાનાએ—કરુણ રસની જ કદર કરી છે. ભવભૂતિ તો કહે છે કે એક કરુણ રસ આપણી આગળ વિવિધ રૂપે વિલસે છે:

एको रसः करुण एव निमित्त भेदा-
द्भिन्नः पृथक्पृथगिवाश्रयते विवर्तान्
आवर्तबुदबुदतरंगमयान्विकारा-
नम्भो यथा सलिलमेव हि तत्समस्तम्

૧

મહર્ષિ વાલ્મીકિનું કરુણાપેલવ હૃદય अकारणाविष्कृतवैरदारुण એવા એક પારધીનું ક્રૂર કર્મ જોઈ સળગી ઊઠ્યું. કારુણ્યમાંથી પુણ્યપ્રકોપ જાગ્યો. પ્રકોપમાંથી પશ્ચાત્તાપ નીતર્યો અને એ શાંત પડતાં 'शाश्वतीः समाः' કલ્યાણકારી એવું રામાયણ દુનિયાને મળ્યું. પક્ષીઓનું યુગલ આનંદમાં ગેલ કરતું બેઠું છે. તેમાંથી એકને હત્યારા નિષાદે બાણ મારી નીચે પાડ્યું. બીજાના દુ:ખનો તો પાર નથી. વાલ્મીકિથી એ ન સહેવાયું. એમના મોઢામાંથી આર્ષ છંદનું બાણ છૂટ્યું:

मा निषाद प्रतिष्ठां त्वम् अगमः शाश्वतीः समाः
यत्क्रौंचमिथुनादेकम् अवधीः काममोहितम्

શાપ આપીને ઋષિ પસ્તાયા. શાપ આપવો એ પણ એક નિષાદકર્મ જ ગણાય ના? ઋષિએ ખૂબ અનુતાપ કર્યો. છેવટે મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષા એ ચાર મોઢાવાળા બ્રહ્મદેવનો એમને સાક્ષાત્કાર થયો. આ ચાર આર્યભાવનારૂપી બ્રહ્મદેવના આશીર્વાદથી રામાયણની રચના સૂઝી. અને સંસાર ગંડિત થયો.

વાસ્તવિકપણે વાલ્મીકિએ નિષાદને શાપ ન આપ્યો. પણ હિંસાવૃત્તિને અ-પ્રતિષ્ઠિત ઠરાવી. અનંત વર્ષો માટે અપ્રતિષ્ઠિત ઠરાવી. અને કારુણ્યને પ્રતિષ્ઠા આપી. સમભાવનો રસ વહેવડાવ્યો. કવિતાસૃષ્ટિની આ આદ્યરચના ગણાય છે.

૨

આદિકવિની એ આદ્ય અને હૃદ્ય પ્રેરણા આધુનિક ત્રણ પ્રદેશના ત્રણ કવિ-ઓનાં નાનકડાં કાવ્યોમાં વિસ્તરેલી જોવામાં આવે છે. એક છે સ્કૉટલૅન્ડનો પ્રખ્યાત કવિ બર્ન્સ, બીજો છે મહારાષ્ટ્રનો કવિકુલતિલક, રેવરન્ડ તિલક, ત્રીજો તે લાઠીનો રાજવી કવિ કલાપી. પ્રથમ, મૃત્યુ, અશ્રુ, દુઃખ અને વેદનાને જ અખંડ ગાનારા સિંહાસન પર અધિષ્ઠિત મયૂર ધરના કલાપીને જ લઈએ.

કોમળ લાગણીવાળો કલાપી કઠોર ઘાને ઇરાદાપૂર્વક મારેલા બાણ જેવો નથી બનાવતો :

'તે પંખીની ઉપર પથરો ફેંકતાં ફેંકી દીધો
છૂટચો તે ને અરરર પડી ફાળ હૈયા મહીં તો.'

ઘા ઈરાદાપૂર્વક હોય કે યદૃચ્છાપ્રેરિત હોય, વાગવામાં કંઈ બાકી નથી રાખતો.

'રે રે લાગ્યો દિલ પર અને શ્વાસ રૂંધાઇ જાતાં
નીચે આવ્યું તરુ ઉપરથી પાંખ ઢીલી થતાંમાં.'

સહેજે રમતમાં પથરો ફેંકયો અને તે પક્ષીના બરાબર મર્મસ્થાને વાગ્યો. બિચારાનો શ્વાસ રૂંધાયો અને પાંખ ઢીલી પડી એટલે પક્ષી ઝાડ તળે પડી ગયું. પથરો ફેંકનાર બાળક ઘા કેવો બરાબર તાકયો એનો જ આનંદ માનનારો કોઈ શિકારી ન હતો, કે કંઈ જુગતરામભાઈનો કૌશિક નહોતો, કે એને તપસ્યાના તેજના પ્રભાવના દર્શનથી આનંદ થાય. અને પક્ષી પણ કોઈ ક્રૂર બાજ કે ગીધ ન હતું.

'મેં પાળ્યું તે તરફડી મરે હસ્ત મારા જ-થી આ'

પાણી છાંટયું, સારવાર કરી. કાળે કરીને ક્રૂર હસ્તે કરેલો જખમ પણ રુઝાઈ ગયો. મૃત્યુના કરાલદંષ્ટ્રામાં પહોંચી ગયેલું પક્ષી તો જીવ્યું. કુદરત પરના અકૃત્રિમ પ્રેમને લીધે ચાખેલા ફળનો આનંદ ગાન દ્વારા વ્યક્ત પણ કરવા લાગ્યું. પણ માણસ પર રાખેલો વિશ્વાસ અસ્થાને છે એવી એક વાર પ્રતીતિ થઈ તે થઈ. એક વાર મુગ્ધભાવે વિશ્વાસ રાખ્યો એનાં ફળ ચાખવાં પડયાં! વાગેલો ઘા રુઝાય પણ તૂટેલી શ્રદ્ધા ફરી કયાંથી જાગે?

'રે રે શ્રદ્ધા ગત થઈ પછી કોઈ કાળે ન આવે
લાગ્યા ઘાને વીસરી શકવા કાંઈ સામર્થ્ય ના છે'

આ બોધવાચક પંક્તિઓ કરતાં એની પહેલાંની લીટી જ વધારે નિરાશાજનક અ
તેથી જ અત્યંત કાવ્યપૂર્ણ છે.

'આવે તોયે ડરી ડરી અને ઈચ્છતું ઊડવાને'

અસહાય સ્થિતિ, જૂનો સંબંધ, સહેજે કોળિયો મેળવવાની લાલચ એ બધું જોકે
પક્ષીને હાથમાં લઈ આવે તોયે વિશ્વાસ કંઈ હાથમાં આવે નહીં.

૩

રૉબર્ટ બર્ન્સના 'ઘાયલ સસલા'ની કવિતા વાલ્મીકિના જેવા પુણ્યપ્રકોપથી જ
શરૂ થાય છે. જાણે વાલ્મીકિના જ શબ્દોનું ઈરાદાપૂર્વક કરેલું રૂપાન્તર હોયની!

Inhuman man! curse on the barbarous art,
and blasted be thy murder aiming eye.
May never pity soothe thee with a sigh,
Nor ever pleasure glad thy cruel heart.

આટલો દારુણ શાપ ઓકયા પછી કવિનું ચિત્ત મૃત્યુની પળો ગણતાં ઘાયલ સસલા તરફ વળે છે. ઘા વાગ્યો અને સસલું દોડયું. મૃત્યુએ પોતાને કબજે કરેલું આ પ્રાણી આમ હાંફતું હાંફતું કયાં જતું હશે? પોતાને ઘેર હંમેશની મીઠી પથારીની હૂંફ મેળવવા? પણ હવે હૂંફ શાની? હૈયામાંથી છૂટતું ગરમ લોહી જોતજોતામાં ઠંડું થઈ જશે અને હૂંફાળી પથારીને પણ ઠંડી મૃત્યુશય્યા બનાવી દેશે. આતિથ્યશીલ ઘાસ એને હાલરડાં ગાવાને બદલે એના રાજિયા ગાશે. આંખે ચકરી આવે છે. હવે એ લીલી લીલી લીલોતરી શી રીતે જોઈ શકાય? જા, બાપુ! આયુષ્યની જે કંઈ થોડીક દુ:ખની ક્ષણ બાકી રહી હોય તે કોઈ ચિરપરિચિત શાંત સ્થળે જઈને પૂરી કર!

Go, live, poor wanderer of the wood and field!
The bitter little that of life remains;
No more the thickening brakes and verdant plains
To thee shall home, or food, or pastime yield.
Seek, mangled wretch, some place of wonted rest,
No more of rest, but now thy dying bed!
The sheltering rushes whistling o'er thy head,
The cold earth with thy bloody bosom prest.

ક્રોધ અને કારુણ્યનો કેવો સંયોગ! એક જ પ્રસંગમાંથી દારુણ અને કરુણ બે વૃત્તિઓ એકસામટી હૃદયને અસ્વસ્થ કરી મૂકે છે. અને હૈયામાં ન સમાય છતાં એક જ લીટીમાં સમાઈ જાય છે.

And curse the ruffian's aim,
and mourn thy hapless fate.

દુર્દૈવી સસલાનું સ્મરણ દુઃખદ છતાં છોડાતું નથી. એટલે કવિએ છંદનો ભંગ કરી છેલ્લી લીટી પંચપદીને બદલે ષટ્પદી કરી છે. અને આમ શબ્દ સાથે છંદને પણ કારુણ્યની સેવામાં કૃતાર્થ કર્યો છે.

રૉબર્ટ બર્ન્સે ક્રોધમાંથી કારુણ્ય, પુણ્યપ્રકોપમાંથી નિવાપાંજલિ સરજાવી હૃદયનો એક ભાગ વ્યક્ત કર્યો છે. જ્યારે કલાપીએ એકસાથે ત્રણ ઘાનું ચિત્ર ચીતર્યું છે. એક ધ્વનિમાંથી જેમ કોક વાર બે પ્રતિધ્વનિ નીકળે છે, એક બિંબનાં બે પ્રતિબિંબ પડે છે તેમ પક્ષીને ઘા વાગ્યો તે જ ઊડીને ફેંકનારના હૈયામાં પણ પશ્ચાત્તાપ રૂપે વાગ્યો અને ભોળા પક્ષીએ મનુષ્યજાતિ ઉપર જે વિશ્વાસ રાખ્યો હતો તેને તે વાગ્યો અને પક્ષીની શ્રદ્ધા તૂટી ગઈ. હું પક્ષીની અશ્રદ્ધાનો ભાજન થયો, એ કવિહૃદયને વાગેલો ઘા સૌથી મર્માન્તિક છે. એનું જ અહીં કાવ્ય બન્યું છે.

૪

નારાયણ વામન તિલકનું કાવ્ય આ બન્ને કાવ્યો કરતાં વધારે લાંબું અને વધારે સુંદર છે. એમણે તો આખો પ્રસંગ જ ફેરવ્યો છે. રૉબર્ટ બર્ન્સે ઘાયલ સસલાને મૃત્યુ પહેલાં ઘર ભેગા થવાની વ્યર્થ દોડ કરતું જોયું. કવિ તિલકે ઘાયલ પક્ષિણીને મરતાં પહેલાં પોતાનાં બચ્ચાંની વિદાય લેવા આવેલી જોઈ, તે પ્રસંગનું વર્ણન કર્યું છે.

પાંખોમાં તાકાત રહી નથી. ફરી પડે છે અને ફરી ઊડે છે. આંખે અંધારાં આવે છે, કોમળ શરીરમાંથી લગભગ બધું લોહી વહી જવા આવ્યું છે. માદાને ખાતરી છે કે મોતનું દર્શન થવામાં હવે શંકા તો નથી જ, વાર પણ નથી. છતાં બચેલી શક્તિ અને બચેલી ક્ષણ બચ્ચાંને દર્શન આપવામાં વાપર્યે જ છૂટકો એ એનો સંકલ્પ છે. એના એ સત્ય સંકલ્પને ઈશ્વર પણ સહાય થાય છે. કરુણ-ગંભીર પૃથ્વી છંદમાં કવિ કહે છે:

"क्षणो क्षणिं पडे, उठे परि बळे, उडे बापडी,
चुके पथहि येउनी स्तिमित दृष्टिला झांपडी;
किती घळघळां गळे रुधिर कोमलांगातुनी,
तशीच निजकोटरा परत पातली पक्षिणी.
ह्मणे निजशिशूप्रति अधिक बोलवेना मला,
तुह्मांस अजि अंतिचा कवळ एक मीं आणिला;
करा मधुर हा! चला! भरवितें तुह्मां एकदां
करो जतन या पुढें प्रभु पिता अनाथा सदा!"

મા બચ્ચાંને કહે છે, "બાળુડા ચાલો, હવે બોલાતું નથી. છેલ્લો કોળિયો લઈ આવી છું એટલો તમને ખવડાવી દઉં. પછી તમે છો અને તમારો સરજનહાર પ્રભુ છે."

પક્ષિણીના સ્વપ્નમાંય આવ્યું ન હતું કે મારા જેવા નિર્દોષ આનંદી પ્રાણીને

'રે રે શ્રદ્ધા ગત થઈ પછી કોઈ કાળે ન આવે
લાગ્યા ઘાને વીસરી શકવા કાંઈ સામર્થ્ય ના છે'

આ બોધવાચક પંક્તિઓ કરતાં એની પહેલાંની લીટી જ વધારે નિરાશાજનક અ… તેથી જ અત્યંત કાવ્યપૂર્ણ છે.

'આવે તોયે ડરી ડરી અને ઈચ્છતું ઊડવાને'

અસહાય સ્થિતિ, જૂનો સંબંધ, સહેજે કોળિયો મેળવવાની લાલચ એ બધું જોકે પક્ષીને હાથમાં લઈ આવે તોયે વિશ્વાસ કંઈ હાથમાં આવે નહીં.

૩

રૉબર્ટ બર્ન્સના 'ઘાયલ સસલા'ની કવિતા વાલ્મીકિના જેવા પુણ્યપ્રકોપથી જ શરૂ થાય છે. જાણે વાલ્મીકિના જ શબ્દોનું ઈરાદાપૂર્વક કરેલું રૂપાન્તર હોયની!

Inhuman man! curse on the barbarous art,
and blasted be thy murder aiming eye.
May never pity soothe thee with a sigh,
Nor ever pleasure glad thy cruel heart.

આટલો દારુણ શાપ ઓક્યા પછી કવિનું ચિત્ત મૃત્યુની પળો ગણતાં ઘાયલ સસલા તરફ વળે છે. ઘા વાગ્યો અને સસલું દોડ્યું. મૃત્યુએ પોતાને કબજે કરેલું આ પ્રાણી આમ હાંફતું હાંફતું ક્યાં જતું હશે? પોતાને ઘેર હંમેશની મીઠી પથારીની હૂંફ મેળવવા? પણ હવે હૂંફ શાની? હૈયામાંથી છૂટતું ગરમ લોહી જોતજોતામાં ઠંડું થઈ જશે અને હૂંફાળી પથારીને પણ ઠંડી મૃત્યુશય્યા બનાવી દેશે. આતિથ્યશીલ ઘાસ એને હાલરડાં ગાવાને બદલે એના રાજિયા ગાશે. આંખે ચકરી આવે છે. હવે એ લીલી લીલી લીલોતરી શી રીતે જોઈ શકાય? જા, બાપુ! આયુષ્યની જે કંઈ થોડીક દુઃખની ક્ષણ બાકી રહી હોય તે કોઈ ચિરપરિચિત શાંત સ્થળે જઈને પૂરી કર!

Go, live, poor wanderer of the wood and field!
The bitter little that of life remains;
No more the thickening brakes and verdant plains
To thee shall home, or food, or pastime yield.
Seek, mangled wretch, some place of wonted rest,
No more of rest, but now thy dying bed!
The sheltering rushes whistling o'er thy head,
The cold earth with thy bloody bosom prest.

ક્રોધ અને કારુણ્યનો કેવો સંયોગ! એક જ પ્રસંગમાંથી દારુણ અને કરુણ બે વૃત્તિઓ એકસામટી હૃદયને અસ્વસ્થ કરી મૂકે છે. અને હૈયામાં ન સમાય છતાં એક જ લીટીમાં સમાઈ જાય છે.

And curse the ruffian's aim,
and mourn thy hapless fate.

પડે તેમ આ જીવતું અને ગાતું ફૂલ ઈરાદાપૂર્વક નીચે ઢળી પડયું. રમ્ય પાંખો માટીમાં ફેલાઈ ગઈ. જાણે પ્રેમ અને બલિદાનનો સંદેશો દુનિયાને આપવો છે તેમ એની ચાંચ ઉઘાડી રહી. અને આખું વિશ્વ દુખિત હૃદયે નિહાળે તે માટે નિષ્પાપ, નિષ્કલંક અને નિર્વૈર એવું તેનું ધવલ હૃદય ઉઘાડું પડયું. પ્રાણ સાથે શ્રમ અને ચિંતા પણ ગઈ. જે રહ્યું તે કવિના કાવ્યમાં સમાયું.

असो; रुधिर वाहुनी न च भिजो सुशय्या तरी
म्हणून तरुच्या तळीं निजलि ती द्विजा भूवरी
जिवंत बहु बोलकें किति सुरम्य तें उत्पल
नरें धरुनि नाशिलें, खचित थोर बुद्धिबल!
मातींत ते पसरले अतिरम्य पंख;
केलें वरी उदर पांडुर निष्कलंक!
चंचू तशीच उघडी, पद लांबवीले;
निष्प्राण देह पडला, श्रम ही निमाले!

માર્ચ, ૧૯૨૭

# ફૂલકણી*

'ફૂલકણી'નાં કાવ્યો નંદી ઉપર જ મેં ઘણાં વાંચ્યાં હતાં. નંદીની ઊંચી ટેકરી અને આસપાસનો ૪૦૦ તળાવવાળો ચળકતો રળિયામણો દેશ એ જ એક સુંદર કાવ્ય છે. જાણે એ કાવ્યનો ઉન્માદ ઓછો હોય તેમ નંદી પરનાં યુકેલિપ્ટસનાં ઊંચાં સીધાં ઝાડ આખા વાતાવરણને સુગંધની મહેકથી ભરી નાખે છે. એવા વાતાવરણમાં તમારાં કાવ્યો મેં વાંચ્યાં. સરસ રીતે છાપેલાં હોય છે ત્યારે કાવ્યો વાંચવાનું મન સહેજે થાય છે.

અહીં વર્ધા આવ્યા પછી એ કાવ્યો ફરી વાંચી ગયો. અહીંનું વાતાવરણ સાવ જુદું છે. નવા વરસાદે આકાશ ધોઈ કાઢયું છે. પૃથ્વીનું વત્સલ હૃદય રોમાંચિત થયું છે. વરસાદ છતાં કોયલનો કંઠ બગડયો નથી. સવારે કાન્તિભાઈના વાયોલિન જેટલું જ મીઠું એ કૂજે છે. આકાશમાં એટલાં બધાં વાદળાં છવાયાં છે કે ઘણા વરસાદની એ ખાતરી આપે છે. આવા સમૃદ્ધ પણ ઘરગથ્થુ વાતાવરણમાં ફૂલકણીનાં કાવ્યો ફરી વાંચી ગયો. એ બધાં કાવ્યો મને ગમ્યાં.

*

સંસ્કૃત અને અંગ્રેજી કવિતાની છાયા આ બધાં જ કાવ્ય ઉપર દેખાઈ આવે છે. એ બાળભોગ્ય હોવા છતાં ઓપવિહોણાં નથી.

* લેખક: શ્રી પ્રીતમલાલ મજમુદાર.

કૃતઘ્ન માણસ મારશે. પોતે કેવી રીતે ફસી પડી તેનું વર્ણન પોતાનાં બચ્ચાંને ચેતવણી આપવા માટે તે દુઃખિત હૃદયે કરે છે:

अहा! मधुर गाउनी रमविलें सकाळीं जनां,
कृतघ्न मज मारितील न च ही मनीं कल्पना!
तुह्मांस्तव मुखीं सुखे धरुनि घांस झाडावरी
क्षणैक बसलें न तों शिरत बाण माझ्या उरीं!

માણસને સહારે રહીએ છીએ, એના ખેતરના દાણા ચણીએ છીએ; ચાલો એમને કંઈક રીઝવીએ એમ માની સવારથી હું ગાતી રહી. મને શી ખબર કે એ કૃતઘ્ન આવો બદલો વાળશે? સાંજ પડવા આવી, તમારે માટે સારા સારા મોટા પુષ્ટ દાણા ચાંચમાં લીધા; અને ઘર સુધી ઊડતાં પહેલાં ક્ષણેક આરામ લેવા માટે એક ઝાડ ઉપર બેઠી એટલામાં કૃતઘ્નતાનું બાણ મારી છાતીએ વાગ્યું! મારું આખું જીવન માણસજાતને ગાઈ પ્રસન્ન કરવામાં મેં ગાળ્યું. એ જ જીવનનો અંત એ બહાદુર જાતે કેવો આણ્યો? એ બહાદુર જાતે મારા જેવા નિરપરાધને મારીને શી કમાણી કરી હશે? આવી જ કે દુનિયાની દયા અને ન્યાયવૃત્તિ?

निघून नरजातिला रमविण्यांत गेलें वय;
ह्मणून वधिलें मला! किति दया! कसा हा नय!
उदार बहु शूर हा नर खरोखरीं जाहला
वधून मज पांखरा निरपराध कीं दुर्बळा!

હવે પછી નિતાન્ત મધુર ભાગ આવે છે –

ह्मणाल भुलली जगा, विसरली प्रिया लेकरां,
ह्मणून अति संकटें उडत पातलें मी घरा;
नसे लवहि उष्णता, न च कुशींत माझ्या शीरा;
स्मरा मज बरोबरीं परि दयाघना ईश्वरा.

માણસજાત કૃતઘ્ન નીવડી. પણ પ્રભુના પંખીના હૈયામાં તો શ્રદ્ધા જાગતી ન રહે તો દુનિયાનો અંત ન આવે? પંખિણીને થયું કે ઘેર ન જાઉં તો બાળકોને થશે કે મા દુનિયાના લોભમાં ફસાઈ ગઈ. આપણા પરનો પ્રેમ મોળો પડ્યો. આપણને તજી ગઈ. એવી અશ્રદ્ધાનું ઝેર બચ્ચાંનાં હૃદયને સ્પર્શે નહીં એટલા ખાતર જ અત્યંત કષ્ટ વેઠીને એ ઘેર આવી. અને તેણે મોઢામાં આણેલા દાણા સાથે પોતાનાં પ્રેમ અને શ્રદ્ધા બાળકોને આપ્યાં. બચ્ચાં હંમેશની ટેવને લીધે માની પાંખ નીચે ભરાવા લાગ્યાં. મા કહે, 'ના, ના, મારી સોડમાં ભરાશો મા. ત્યાં જરાયે હૂંફ રહી નથી. હવે તમને અને મને એક પરમાત્માની જ હૂંફ...' આટલું બોલી ત્યાં તો માની વાણી કુંઠિત થઈ. પણ વાણી કરતાં પ્રેમ મોટો છે, દીર્ઘજીવી છે, અમર છે. માને થયું કે હવે જો માળામાં વધુ બેસીશ તો લોહી વહેશે, માળો ભીંજાશે અને રાત્રે બાળકોને માળાની સ્વાભાવિક હૂંફ પણ ન રહે. ઝાડ પરથી સુકાયેલું ફૂલ ખરી

હવે વાયુ જુદેરા વાય,
હવે જુદાં જ ગીતો ગવાય,

એ બે લીટીઓ આપણા સાહિત્યમાં રૂઢ થવાની છે.

'અભિલાષ' એ કવિતા સ્વાભાવિક છે, સુંદર છે. પણ બુઝર્વા મનોવૃત્તિની છે. આનું મથાળું વધારે પડતું સંસ્કૃત છે. વાઘડા કૂતરાની કવિતાનું વાતાવરણ ભલે દેશી હોય પણ એ શૈલી અંગ્રેજી કવિતામાંથી લીધી હોય એમ દેખાઈ આવે છે. 'આશ્રય'વાળી કવિતા સંપૂર્ણ નથી લાગતી. 'મુસાફર' અને 'પડઘા' બંને કવિતાની દેશભક્તિ સંયમગભીર છે. તેથી વધારે શોભે છે. દેશભક્તિ જ્યારે કાવ્ય-ગુણને ખાઈ જાય છે ત્યારે તે વિઘ્નરૂપ થાય છે.

મધમાખીવાળી કવિતા કીડીબાઈની કવિતા જેટલું ઉત્કૃષ્ટ બાલકાવ્ય છે. આખો કાવ્યસંગ્રહ વાંચ્યા પછી 'બાવાજી જે સીતારામ' કહી કવિની વિદાય લેવાનું મન નથી થતું. ઊલટું "તું ગાય તો હું કંઈ નાચું" એમ જ કહેવાનું મન થાય છે.

ઑક્ટોબર, ૧૯૩૬

# ડામાડોળ નૌકા

રાષ્ટ્રનું ઉત્થાન થાય છે તે વખતે કવિતાપ્રવાહમાં ભરતી આવે છે. પણ જેટલી કવિતાઓ રચાય છે તેટલી બધી ઊંચી કોટિની નથી હોતી. ઘણી કવિતાઓમાં ઉત્સાહ હોય છે તેટલો કાવ્યરસ નથી હોતો. તેવી કવિતાઓનું આયુષ્ય બે દિવસનું હોય છે. જે કવિતાની અંદર રાષ્ટ્રના હૃદયનો ભાવ પૂરેપૂરો ભરેલો હોય છે, અને તે ભાવ પ્રસાદયુક્ત અને પ્રૌઢ વાણીમાં પ્રગટ થયો હોય છે તેવી કવિતાઓ જમાના સુધી દેશની પ્રજાના કંઠને આભૂષિત કરતી જીવે છે.

ગયાની મહાસભામાં એક એવી કવિતા સાંભળી છે. તેની અંદર રાષ્ટ્રીય ભાવ ભારે સંયમ સાથે પ્રગટ થયો છે. તે 'નવજીવન'ના વાંચનારાઓને માટે હું લઈ આવ્યો છું તે તેમને ભેટ ધરાવું છું.

જે દેશમાં સાગર સમાન વિશાળ નદીઓ વહે છે, અને તે નદીઓની મારફત દેશનો વ્યવહાર ચાલે છે તેવા દેશમાં નૌકાનું રૂપક રાષ્ટ્રીય મહત્ત્વ ધારણ કરે એ સ્વાભાવિક છે.

આપણી તો આશા છે કે નૌકા ડૂબતી નથી; સઢ ઉપર કાબૂ રાખનાર નિપુણ સુકાની વગર નૌકાના બધા મુસાફરો મૂંઝાઈ ગયા છે એટલું ખરું. પરંતુ નૌકાનો સઢ રાષ્ટ્રીય ઉત્સાહના પવનથી જ્યાં સુધી ભરાઈ જશે નહીં ત્યાં સુધી આપણે શ્રદ્ધાના બળ વડે તેને ધકેલી ધકેલીને આગળ હંકારી જઈશું. અરુણોદય થશે તે પૂર્વે આપણી નૌકા જરૂર સ્વરાજમંદિરના ઘાટ પર લાંગરી શકીશું.

રહ્યું સહ્યું પાડશું. નવું ઉપાડશું.
દડ ભેગો કરશું. પાણીએ ભીનવશું.
ભીંતડીઓ ચડાવશું. મજેનું બનાવશું.

આ ત્રણ લીટીમાં કુદરતમાં હંમેશ ચાલતી ક્રાંતિ અને નવરચનાનું સૂચન કીડીબાઈને મોઢે સુંદર મૂક્યું છે.

ચાંદામામાની કવિતા લોકગીતોની શૈલીની હશે એવી અપેક્ષા સ્વાભાવિક રીતે હોય છે. પણ એમાં આવેલા ભાવો લોકશૈલી કરતાં વધારે પીઢ છે. આના પછીનું કાવ્ય લોકશૈલીનું છે ખરું અને તે કારણે જ તે શોભે છે. 'જાતજાતના દિવસ' એ આધુનિક બાલમાનસ બતાવતું હશે! મારું બાળપણ જૂની ઢબે ગયેલું. મારા મનમાં એવા ભાવ કોઈ કાળે ઊગ્યાનું મને સ્મરણ નથી. મા વઢે કે વહાલ કરે, મારે મન સરખું જ હતું.

મદારીવાળી કવિતામાં 'બાળક સંઘ' શબ્દ ખૂંચે છે. એના કરતાં ત્યાર પછીની કવિતામાં કવિએ વાપરેલો 'બાળક ટોળી' શબ્દ વધારે સારો. 'બાળક ટોળાં મળ્યાં જોવાને' એમ કર્યું હોય તો ખોટું નથી.

'જો' કવિતા ટાગોરના શિશુગીતના પડઘા જેવી લાગે છે. જોકે આનો ભાવ જુદો છે:

મીઠી જો હું હોત બોરડી
બોર થકી લાદેલી;
દોલત નવ રાખત સંતાડી
કાંટાથી ઢાંકેલી.

આ ચાર લીટી વાંચતાં મારા એક મિત્રકવિની કલ્પના યાદ આવી. એક બાળા કહે છે, "મારા યૌવનની સુગંધ અને મારો સૌંદર્યરસ શિયળના કાંટા વતી હું સુરક્ષિત રાખીશ. લોભી પોપટને એ લૂંટવા નહીં દઉં." આવા પરસ્પર વિરોધી ભાવો પાસે પાસે આવે છે ત્યારે બન્ને બગડી જાય છે, પણ કલ્પનાનું વહેણ કોણ રોકી શકે?

બુદ્ધ ભગવાનના ભાઈએ તીર મારી એક પક્ષી નીચે પાડ્યું. બુદ્ધ ભગવાને તીર ખેંચી કાઢી પાણી પાઈ એને જિવાડ્યું. ભાઈ કહે, "મારા બાણથી એ નીચે પડ્યું છે, શિકારના નિયમ પ્રમાણે એ મારું છે." બુદ્ધ ભગવાન કહે, "પણ મેં પાયેલા પાણીથી એ જીવ્યું છે. પ્રેમના નિયમ પ્રમાણે એ મારું છે."

મેં રમતાં પકડ્યો મોર,
મારી બે'ને પંપાળ્યો;
મેં ફોકટ કીધો શોર,
મારી બે'ને નરનાવ્યો.

આ લીટીઓ ભાઈબહેનના સ્વભાવની દ્યોતક છે. આજનો જમાનો બુદ્ધ ભગવાનના જમાના જેટલો કઠોર રહ્યો નથી ને કોમળ રહ્યો નથી.

ઊંડું હોય છે. આખો જન્મારો એણે જે પુરુષસહજ તટસ્થતા અને ગંભીરતા કેળ-વેલી હોય છે તેની પાળ એવે પ્રસંગે તૂટી જાય છે, અને દુ:ખાવેગ અસહ્ય થઈ જાય છે. દુ:ખ વ્યક્ત કરવાની પણ એક આવડત હોય છે. તે એની પાસે ન હોવાથી એનું હૃદય અંદર ને અંદર ગૂંગળાઈ જાય છે. માતા તો વિવેક છોડી મુક્તકંઠે રોઈ હૈયું હળવું કરી શકે છે. પિતાથી એ કેમ કરાય?

એટલે જ પિતાના દુ:ખોદ્‌ગાર વાંચવાનો પ્રસંગ આવે છે ત્યારે પ્રથમથી જ હૃદય અસ્વસ્થ થઈ જાય છે. પૂર્વતૈયારી કર્યા વગર પિતાનો શોક વાંચવાની હિંમત પણ નથી ચાલતી. થોડા દિવસ પર 'દર્શનિકા'નું કેવળ નિવેદન જ વાંચેલું હોવાથી કવિની નીચેની કોમળ લાગણી ધ્યાનમાં હતી:

"મારી મોટી પુત્રી લાંબી માંદગી પછી પ્રભુશરણ થઈ. તે ઉપર મારે આશ્વા-સનરૂપે એક પ્રશસ્તિકાવ્ય લખવું એવી કેટલાક મિત્રો ને સંબંધીઓની સૂચના હતી. જીવનભરની તીવ્ર વેદના અને કડવામીઠા પ્રસંગોના અનુભવોમાંથી પસાર થઈ સદ્‌જ્ઞાનની ઊંડી શાંતિ જ મારા હૃદયમાં ભરેલી હતી. મારી પુત્રી પ્રત્યેનો મારો નિર્મળ ને ઊંડો સ્નેહ મારી પુત્રીના દૃશ્ય કે અદૃશ્ય રૂપમાં પણ તેવો જ અખંડ-પણે વહેતો રહ્યો છે. નો પછી આ ખાનગી ખોટને હું કવિ હોવાથી શું જાહેર રૂપ આપું? એમાં તો મારા સ્નેહને નાનમ જ લાગે."

આટલી શાંત કોમળ લાગણી 'સ્મરણમાધુરી'માં કેવી રીતે વ્યક્ત થઈ હશે. એવી સાદર કુતૂહલની લાગણીથી વાંચવાની શરૂઆત કરી. અને કેવી શાંત મંગળ લીટીઓ નજરે પડી!

'અમૃતમય આત્મજા! તાતંચન તેમીના!
તારકા તું જ મુજ આંખ કેરી!'

'અમૃતમય' અને 'આત્મજા' એ બે વિશેષણમાં જ કવિએ પોતાની અલૌકિક લાગણી વ્યક્ત કરી છે. સુખદુ:ખ બંને વસ્તુઓ જીવનબોધક નથી એમ ભગવતી ગીતાએ કહ્યું છે. જીવનનું મૂલ્ય નથી સુખમાં વ્યક્ત થતું, નથી દુ:ખમાં. દુ:ખનો રસ સ્વાદપૂર્વક જે ન પી શકે તેણે અમરતાની વાતો કરવી જ નહીં. દુ:ખથી અભિભૂત થવું એમાં એક જાતની નાસ્તિકતા જ રહેલી છે.

વૈરાગ્યના પ્રચારકોએ મરણનો ભારે દુરુપયોગ કર્યો છે. મરણને બિહામણું બનાવી, મરણની બીક બતાવી માણસને સદાચારના રસ્તા પર સ્થિર રાખવાનો એમણે ભારે પ્રયત્ન કરી જોયો. ફાંસીની બીકથી જેમ ખૂન અટક્યાં નથી તેમ મરણના ભયાનક પ્રચારથી અને યમલોકના ધારાધોરણની ઘોષણાથી પણ માણસજાતે પોતાનો જીવનક્રમ ફેરવ્યો નથી. વૈરાગ્યના પ્રચારકોએ મનુષ્યશરીરની અંદર રહેલાં હાડચામનાં જુગુપ્સાભર્યાં વર્ણનો કરી વિલાસને અટકાવવાનો અને વિરક્તિ બોધવાનો પ્રયત્ન કર્યો છે પણ રોજ ઊઠીને મડદાં ચીરનાર ડૉક્ટરોયે હજી વિલાસવિમુખ થયા નથી.

વૈદિક ઋષિઓએ યમરાજનું વર્ણન બિહામણું નથી-કર્યું. યમરાજ તો પરમ

આ કવિતાના જનક બિહારવાસી શ્રી મનોરંજનપ્રસાદજી છે. તેઓ એકલા કવિ જ નથી; પણ દેશસેવામાં રંગાયેલા સાચા દેશસેવક પણ છે.

મઝધાર[૧] મેં નૈયા[૨] ડોલી રહી,
કોઊ સંગ સહાય ન સૂઝત, કોઉ પકરત પતવાર[૩] નહીં — ટેક
રાત અંધેરી ભયાવનિ લાગત, ઘોર ઘટા ઘિરિ આયો;
ચહું દિશિ નિરુત્સાહ આલસ કર[૪] દલ બાદલ સમ છાયો. મઝધાર મેં૦
ઘોર દમન અન્યાય આદિ કર ઉમડિ રહ્યો તૂફાન;
સબ કર[૪] મતિ ગતિ લુપ્ત ભઈ, અબ રહ્યો નહીં કછુ જ્ઞાન. મઝધાર મેં૦
મારગદર્શક યંત્ર આજ હા, શત્રુ ને લૈ લીન્હો;
ભયો દિશાભ્રમ પંથ હેરાન્યો, દેવ કા કીન્હો? મઝધાર મેં૦
માંઝી[૫] સબ નાયક બિનુ વ્યાકુલ, ભયો મતિભ્રમ સબહી કો;
ભિન્ન ભિન્ન સબ પંથ બતાવત, જાહિ લાગત જો નીકો.[૬] મઝધાર મેં૦
ત્રીસ કોટી યાત્રિન કી નૈયા, ડૂબિ રહી મઝધાર;
આજ એક મોહન બિન યાકો કૌન લગાવે પાર? મઝધાર મેં૦
મોહન નિજ બલ દેઈ સબન કહેં, પંથ દિખાવહુ પ્યારે;
જા મેં હિન્દ દેશ કી નૈયા યહ લગિ જાય કિનારે. મઝધાર મેં૦

જાનેવારી, ૧૯૨૩

## 'સ્મરણમાધુરી'

કવિ ખબરદારે પોતાની 'દર્શનિકા' ભેટ મોકલી અનુગ્રહ કર્યો છે. માંદગી દરમિયાન લખેલું અને જીવનની ફિલસૂફીથી ભરેલું આ મહાકાવ્ય એકસામટું વાંચવાની નવરાશ મેળવવા માટે સખત માંદગીની જ આવશ્યકતા છે. સ્વરાજના આ દિવસોમાં એવી ઇચ્છા પ્રામાણિકપણે કરાય નહીં; એટલે નવરાશ ચોરીને કટકે કટકે વાંચવાની જ આશા રખાય. અત્યારે તો 'સ્મરણમાધુરી' નામની અર્પણપત્રિકા જ જોઈ શક્યો છું. કેવળ એનો જ આનંદ વાચકો આગળ રજૂ કરીને કાવ્ય-પિપાસા જાગ્રત કરવાનું કામ કરી શકાય એમ છે.

પિતાનો શોક મારે મન માતાના શોક કરતાં પણ વધારે ઊંડો હોય છે. પ્રત્યક્ષ શરીર સાથે સંબંધ બાંધીને અવતરેલાં એવાં બાળકોને જન્મ આપી માતા બાળકો સાથે જે શારીરિક ઐક્ય અનુભવે છે તે કારણે માતાને જાણે હૃદયનું માંસ કોઈ સાંડસામાં પકડીને ખેંચતું હોય એવું શારીરિક દુ:ખ થતું હશે. પિતાનું દુ:ખ એથી

૧. મઝધાર – મધવહેણમાં, ૨. નૈયા – નૌકા, ૩. પતવાર – શઢ, ૪. કર – કેરું, ૫. માંઝી – ખલાસી, ૬. નીકો – સારો.

બનાવ બની આવે છે, ત્યારે વિપુલકલ્પનાશાલી કવિઓને જીવનસાગરમાં ફરીફરી અવગાહન કરી તત્ત્વચિંતનનાં મોતી કાઢવાનું શૂર ચડે છે. મેઘમયૂરનો સંબંધ સનાતન છે. મેઘ ગગનમાં ગર્જે છે, મયૂર ધરતી પર નાચે છે. જીવનવીર ધરણી પર પરાક્રમ કરે છે, અને કવિવર કલ્પનાસૃષ્ટિમાં ગગનવિહાર કરે છે. મયૂરનો બોલાવ્યો મેઘ આવે છે, કે મેઘનો પ્રેર્યો મયૂર નાચે છે, એ સવાલ કોરે મૂકી, આપણે એ શોધમાં ઊતરવું જોઈએ કે એ બંનેને પ્રેરનાર કોઈ મહાન વિશ્વતાપ છે કે નહીં.

*

શાંતિની મૃગયા સનાતન છે. તેજોમેઘમાંથી જ્યારે સૂરજ જન્મ્યો અને એના વ્યોમવ્યાપી પ્રચંડ વમળમાંથી સ્ફુલિંગ રૂપે ગ્રહો અને ઉપગ્રહો ફેંકાયા, ત્યારથી શાંતિ અને અશાંતિ વચ્ચે ગજગ્રાહ ચાલ્યો જ છે. પણ પ્રકૃતિમાં ગતિ એટલે કંઈ પ્રગતિ નથી, અને નિશ્ચેષ્ટતા એ કંઈ શાંતિ નથી. જ્યાં ચેતન છે ત્યાં પરિવર્તન રહેવાનું જ. માનવીપુરુષાર્થ વગર સંતોષ કે શાંતિને અવકાશ જ નથી. ચૈતન્યના પુરુષાર્થમાં સામંજસ્ય કેમ આણવું, વિરાટ શબ્દમાં કોલાહલ મટાડી એમાંથી સંગીત કેમ વહેવડાવવું—એ જ મહાન અન્વેષણા છે. એનો ઇતિહાસ તે માનવજાતિનું બૃહત્ ચરિત્ર. એ ચરિત્રનું સમગ્ર આકલન ગગનવિહારમાં જ થઈ શકે છે. મહાકાન્તારને પાદાક્રાન્ત કરનાર વનકેસરીને પણ જે આરણ્યદર્શન દુઃસાધ્ય છે, તે દિનમણિના ઉપસ્થાનમાં ઊડતા ચંડોળ અને ગરુડને સહજ છે.

જીવનવિહારી કવિએ હૃદયસાગરના ઊંડાણમાંયે અવગાહન કરેલું હોવું જોઈએ, અને માનવ્યના બૃહત્ ચરિત્ર સાથે પણ એણે ચિંતનયાત્રા કરવી જોઈએ. પોતાની જ પ્રગતિનો અમર્ષ કેળવી દહાડેદહાડે નવાં નવાં પરાક્રમ બતાવતી જનતાના જીવનમાં જ્યારે ઉષાના વર્ણ જેવા પલટા દેખા દે છે, ત્યારે કવિને પણ વિવિધ શૈલીમાં અને વિવિધ વૃત્તોમાં એની સાથે તાલ ભરતાં આવડવું જોઈએ. ઘડીકમાં પહાડને વીંધી નાખનાર તડિત્તાંડવ, ઘડીકમાં વિશાળ દેશોને ડૂબાડી દેનાર ધારાવર્ષા, અને ઘડીકમાં વનસ્પતિના હાસ્યને વધાવતી ઝાકળનાં મોતીની માળા, એવું જ્યાં દેખાતું હોય, ત્યાં તે તે રંગે રંગાવાની શક્તિ ન હોય, તો કવિએ કુદરતનો સાથ છોડી દઈ કૃત્રિમ કાવ્યની કરામત કરતા બેસી જવું.

વસંત આવે છે ત્યારે એકલો આવતો નથી. એની સાથે બાલવૃત્તિ વાદળાં પણ આવે છે, અને ચંચળમતિ પવન પણ આવે છે, દુનિયાનું અશેષ દુઃખ હાસી નાખનાર ફૂલો પણ આવે છે, અને ગાઈ ગાઈને આ બધાને ઓપ ચડાવનાર કોકિલ પણ આવે છે; દરેક ખૂણાની ખબર દરેક ખૂણે પહોંચાડનાર ખબરપત્રી પતંગિયાં પણ આવે છે, અને શાપમુક્ત થવાથી સ્મૃતિ જાગ્રત થતી હોય એવી રીતે વનસ્પતિસૃષ્ટિમાં નવા નવા અંકુરો પણ આવે છે. રાષ્ટ્રનો ઉત્થાનકાળ જ્યારે નજીક આવે છે, ત્યારે જીવનવીરો પણ જાગે છે અને સાહિત્યવીરો પણ ખીલે છે, સેવાવીરો પણ પ્રગટ થાય છે, અને યાત્રાવીરો પણ પરિક્રમાએ ઊપડે છે. ઊગતી સૃષ્ટિ સાથે જેમનો વિશેષ સંબંધ છે એવા કેટલાક માળીઓ, કોઈની નજર પડે તે પહેલાં જ

સખા છે. મરણની પેલી પાર એ પહેલો જ પહોંચેલો હોવાથી પાછળથી આવનાર બધાને માટે એ ભોમિયો બન્યો છે. મૃત્યુ ન હોત તો આપણે જીવન કેમ કરીને સહન કરી શકત? મરણ પછીની સ્થિતિ અજ્ઞાત છે એ વાત સાચી છે, પણ અજ્ઞાત પ્રત્યે બીક જ શા માટે રાખીએ? અજ્ઞાત પ્રત્યે બીક પણ સંભવે અને આશાભરી કુતૂહલવૃત્તિ પણ સંભવે. અજ્ઞાત તેટલું બિહામણું એમ માનવા બેસીએ તો આખો ભવિષ્યકાળ આપણે માટે અસહ્ય થવો જોઈએ, અને રોજ રાત્રે સૂતી વખતે આપણે હાહાકાર કરી મૂકવો જોઈએ. પ્રામાણિક માણસ આખો દિવસ શ્રમ કર્યા પછી જે વિશ્વાસથી અને સમાધાનથી નિદ્રામાતાના ખોળાનું શરણ લે છે એ જ વિશ્વાસ અને સમાધાનથી આપણે મૃત્યુને કાં ન વધાવી લઈએ? સૂતા પછી નવો દિવસ ઊગવાનો છે અને આપણે ને આપણે જ એમાં ફરી પ્રગટ થવાના છીએ એ વિશ્વાસને કારણે સૂતાં બીક નથી લાગતી, એવી દલીલ બાળકોના જીવનને લાગુ ન પાડી શકાય. બાળકો જેટલો વિશ્વાસ પણ આપણે કેમ ન કેળવીએ? ખાલી થયેલા સ્તન પરથી બાળકને ખેંચી વાત્સલ્યથી બીજા સ્તન તરફ માતા બાળકને લઈ જાય છે તેવી જ રીતે વિશ્વજનની એક જીવનમાંથી આપણને બીજા જીવનનો લહાવો લેવા લઈ જાય છે, અને અશ્રદ્ધાળુ બાળકની પેઠે આપણે એ ક્ષણિક વિરહને કારણે દુ:ખી થઈએ છીએ, એમ રવીન્દ્રનાથે કહ્યું છે. કવિ ખબરદારે તો 'સ્મરણમાધુરી'માં જન્મ અને મૃત્યુને નિર્વિશેષભાવે આવકાર આપ્યો છે:

"જન્મ ને મૃત્યુ છે ઉભય સુંદર જગે,
હો ભલે ઉભયના પંથ ન્યારા!
પણ ખરે મૃત્યુ એ અધિક સુંદર દીસે,
જ્યાં ખીલે માત્ર શુભ સ્મરણક્યારા!
પૂર્ણ સૌંદર્યમાં તું સરી ગઈ, સુતા!
ત્યાં કશી શોકતંત્રી જગાડું?
અંત્ય આનંદશબ્દો સર્યા તુજ મુખે,
ત્યાં કશા અવર ધ્વનિ આજ પાડું?"

ઑક્ટોબર, ૧૯૩૧

## આમંત્રણ

[વિશ્વશાંતિ*ની પ્રસ્તાવના]

ઘેરાગેરા આકાશમાં જ્યારે ભીષણગંભીર મેઘગર્જના થાય છે, ત્યારે મોરને કળા કરી નાચવાનું અને પોતાના ઊંચા ટહુકાથી વાર્ષિકી સૃષ્ટિને આમંત્રણ અને અભિનંદન એકસામટું આપવાનું મન થાય છે. રાષ્ટ્રના જીવનમાં જ્યારે કોઈક ધીરોદાત્ત

* લેખક: શ્રી ઉમાશંકર જોશી.

આને વિશ્વશાંતિ કહીશું કે વિશ્વપ્રેમ કહીશું? એને તો વિશ્વહૃદયનું ઐક્ય કહેવું જોઈએ. જ્યાં સુધી જુદાઈ છે ત્યાં સુધી જોખમ છે જ.

મનુષ્યહૃદયનું ઐક્ય એ જ વિશ્વકુટુંબવાદ છે. અહિંસા વગર એ સંભવે નહીં. પણ કુટુંબવાદ તો કેવળ માણસ માણસ વચ્ચે રહ્યો, એટલે એને સુધારીને ઋષિકાલીન વચનમાં કવિ કહે છે કે હૃદયનું ઐક્ય સાધ્યા પછી આખું વિશ્વ જાણે એક માળો જ બની જાય છે. જ્યાં આવડો વિશાળ ઐક્યભાવ સ્થપાયો ત્યાં જ અહિંસાધર્મ અંતે અનંત થવાનો, સંપૂર્ણ થવાનો.

એ ધર્મની પ્રેરણા અમુક માણસથી શરૂ થઈ એમ કોઈનાથી કહી ન શકાય. હૃદયનો જન્મ થયો ત્યારથી જ એ ઝંખના ચાલતી આવી છે. અનંત વિશ્વને જ્યારે પોતાનામાં સમાવી લેશે ત્યારે જ એ હૃદય તૃપ્ત થશે. માણસના હૈયામાં એ શાંતિનો મંત્ર સ્ફુરે છે એમ કહેવા કરતાં એ સનાતન, અપૌરુષેય, અમર મંત્ર કાળે કાળે સમય જાણીને દેહધારી થઈને પોતાનું કાર્ય અજમાવે છે એમ જ કહેવું જોઈએ.

આ અજમાયશમાં જ વિકાસનું તત્ત્વ રહેલું છે. શક્તિનો વિકાસ, ડહાપણનો વિકાસ અને ચારિત્ર્યનો વિકાસ—આમ વિકાસ ત્રિવિધ ચાલતો આવ્યો છે. એ વિકાસ મનુષ્યજીવનનાં અંગપ્રત્યંગમાં આપણે જોઈ શકીએ છીએ, પણ હિંસાનાં સાધનોની અંદર જ અહિંસાનું તત્ત્વ કેમ વિકાસ પામતું ગયું છે એ જોવા ઉપર કવિની નજર ખાસ ઠરી છે, અને એણે અહિંસાને એક અમોઘ શસ્ત્ર તરીકે રજૂ કરી છે.

ઊંડે જોતાં યુદ્ધો પણ દ્વૈત ભાવ મટાડી અદ્વૈત સ્થાપવાના અણઘડ પ્રયત્નો છે. હરણાંને મારીને ઉદરસ્થ કરનાર વાઘ કે વરુ, અને પોતાનાં બચ્ચાંને માટે મરી ફીટનાર એકાદ ટિટોડી બંને ઐક્યનાં જ ઉપાસક છે, બંનેથી ભેદભાવ સહન થતો નથી. ફરક એટલો જ કે એકમાં અધઃપાત છે, બીજામાં આત્માનો વિકાસ છે. એક માર્ગ હિંસાનો છે, બીજો આપભોગનો છે. આપભોગનું નામ જ અહિંસા.

યુદ્ધમાં પ્રથમ શક્તિને જોરે લડાય છે, પાછળથી એમાં બુદ્ધિ અને યુક્તિ ઉમેરાય છે. પણ માણસજાત ત્યાં અટકવાની નથી. મનુષ્યજીવનના ઘડતરમાં શક્તિ અને યુક્તિને જેટલું સ્થાન છે, તેટલું જ અથવા તેથીયે વિશેષ સ્થાન નીતિને, સદાચારને, આત્મૈક્યની અનુભૂતિને છે. આ ત્રીજી શક્તિને લીધે જ માણસમાં માણસાઈ આવેલી હોવાથી માણસાઈભર્યા યુદ્ધોમાં આ પ્રેમશક્તિનો ઉપયોગ યુદ્ધના શસ્ત્ર તરીકે હવે થવો જ જોઈએ.

વિજેતાના જીવનરસમાં પણ વિકાસ થતો જાય છે. પોતીકા અને પરાયા, બંને પક્ષનાં મડદાં જમીન પર પાથરી તે જમીન પોતાની કરવાનો રસ એક વખતે ભૂમિપતિઓને હતો. આગળ જતાં ભૂમિપતિઓને નરપતિ થવાની વાસના થઈ. કરોડો લોકો ઉપર સ્વામિત્વ ચલાવી એમની પાસેથી કારભાર લેવામાં વિજેતાઓ પોતાને ધન્ય માનવા લાગ્યા. એથી આગળ જતાં પોતાની સંસ્કૃતિ ફેલાવવાની

ઊગતી કળીઓને શોધી કાઢે છે અને એમનો વિકાસહાસ જોઈને આનંદ પામે છે. એ આનંદમાં ભાગ પડાવવા વાચકોને આમંત્રું છું.

૨

ઉનાળાને અંતે જ્યારે તાપ અસહ્ય થાય છે, ત્યારે ચરાચર સૃષ્ટિ આકાશ ભણી તાકે છે અને વરસાદની વાટ જુએ છે. સહન કર્યું! ખૂબ સહન કર્યું!! હવે સહ્યું જાય એમ નથી! હવે જો વરસાદ નહીં આવે તો આકાશમાં વરસાદ ખૂટયો, હવે કોઈ કાળે વરસાદની આશા રખાય નહીં, એવી જેમ નાસ્તિકતાની અણી આવી જાય છે, તેવી રીતે આજની મનુષ્યજાતિ શાંતિ માટે ઝંખે છે. દુ:ખના દિવસોમાં મનુષ્યપ્રાણી અનેક વાર પોતાને વચન આપે છે કે આ દુ:ખમાંથી ઊગરી જઈશ તો જીવનમાં ફેરફાર કરી નાખીશ, પ્રભુને પ્રિય એવું જીવન ગાળીશ; છતાં દુ:ખ દૂર થયું એટલે માણસ ફરી હતો ત્યાં ને ત્યાં જ આવીને ઊભો હોય એવો દેખાય છે, માણસજાત અનેક વાર જ્યારે આવા સ્મશાનવૈરાગ્યમાંથી પસાર થાય છે, ત્યારે કાયમને માટે એકાદ ડગલું આગળ ભરે છે, એવો ઈતિહાસનો અનુભવ છે. આ ચિરંતન અનુભવથી કવિએ પોતાના કાવ્યની શરૂઆત કરી છે. માણસે અનેક વાર શાંતિ યાચી, અનેક વાર એને સંદેશો મળ્યો. પણ એ ઝીલવાની ધીરજ કે દૃઢતા માણસમાં ન હતી.

એ મંત્ર ઝીલ્યો જગને કિનારે
ઊભેલ યોગી પુરુષે અનેકે.
ન તોય નિદ્રાજડ લોક જાગ્યાં!
ડૂબી ગયો મંત્ર અનંતતામાં!

ભોજ રાજાના દરબારમાં કેટલાક એકપાઠી રહેતા, કેટલાક દ્વિપાઠી. એવી જ રીતે કેટલાક લોકો એક વાર ભૂલ કરી ડાહ્યા થાય છે, કેટલાકને ડાહ્યા થતાં પહેલાં દસ દસ વાર છક્કડ ખાવી પડે છે, અથવા એની એ જ ભૂલ ફરી ફરી કરવી પડે છે. પણ અંતે બધા જ ડાહ્યા થઈ જાય છે. માનવજાતિ પણ ગમે તેટલી રીઢી હોય તોયે પ્રગતિ કરે જ છે. એ ઐતિહાસિક નિયમને અનુસરીને અને હવે શાંતિનો મંત્ર આખી મનુષ્યજાતિએ ઝીલવાનો સમય આવી ગયો છે એ હૈયાના વિશ્વાસથી કવિએ વિશ્વશાંતિનું આ ગાન ગાયું છે. અને જાણે માણસ માણસ વચ્ચેનું વેર શમી જ ગયું હોય તેમ આપણું ધ્યાન ખેંચ્યું છે કે, આ વિશ્વમાં કેવળ માણસો જ નથી:

વિશાળે જગવિસ્તારે, નથી એક જ માનવી;
પશુ છે, પંખી છે, પુષ્પો વનોની છે વનસ્પતિ.

*

પ્રકૃતિમાં રમંતા એ દુભાશે લેશ જો દિલે
શાંતિની સ્વપ્નછાયાયે કદી માનવને મળે?

આને વિશ્વશાંતિ કહીશું કે વિશ્વપ્રેમ કહીશું? એને તો વિશ્વહૃદયનું ઐક્ય કહેવું જોઈએ. જ્યાં સુધી જુદાઈ છે ત્યાં સુધી જોખમ છે જ.

મનુષ્યહૃદયનું ઐકય એ જ વિશ્વકુટુંબવાદ છે. અહિંસા વગર એ સંભવે નહીં. પણ કુટુંબવાદ તો કેવળ માણસ માણસ વચ્ચે રહ્યો, એટલે એને સુધારીને ઋષિકાલીન વચનમાં કવિ કહે છે કે હૃદયનું ઐકય સાધ્યા પછી આખું વિશ્વ જાણે એક માળો જ બની જાય છે. જ્યાં આવડો વિશાળ ઐકયભાવ સ્થપાયો ત્યાં જ અહિંસાધર્મ અંતે અનંત થવાનો, સંપૂર્ણ થવાનો.

એ ધર્મની પ્રેરણા અમુક માણસથી શરૂ થઈ એમ કોઈનાથી કહી ન શકાય. હૃદયનો જન્મ થયો ત્યારથી જ એ ઝંખના ચાલતી આવી છે. અનંત વિશ્વને જ્યારે પોતાનામાં સમાવી લેશે ત્યારે જ એ હૃદય તૃપ્ત થશે. માણસના હૈયામાં એ શાંતિનો મંત્ર સ્ફુરે છે એમ કહેવા કરતાં એ સનાતન, અપૌરુષેય, અમર મંત્ર કાળે કાળે સમય જાણીને દેહધારી થઈને પોતાનું કાર્ય અજમાવે છે એમ જ કહેવું જોઈએ.

આ અજમાયશમાં જ વિકાસનું તત્ત્વ રહેલું છે. શક્તિનો વિકાસ, ડહાપણનો વિકાસ અને ચારિત્ર્યનો વિકાસ—આમ વિકાસ ત્રિવિધ ચાલતો આવ્યો છે. એ વિકાસ મનુષ્યજીવનનાં અંગપ્રત્યંગમાં આપણે જોઈ શકીએ છીએ, પણ હિંસાનાં સાધનોની અંદર જ અહિંસાનું તત્ત્વ કેમ વિકાસ પામતું ગયું છે એ જોવા ઉપર કવિની નજર ખાસ ઠરી છે, અને એણે અહિંસાને એક અમોઘ શસ્ત્ર તરીકે રજૂ કરી છે.

ઊંડે જોતાં યુદ્ધો પણ દ્વૈત ભાવ મટાડી અદ્વૈત સ્થાપવાના અણઘડ પ્રયત્નો છે. હરણાંને મારીને ઉદરસ્થ કરનાર વાઘ કે વરુ, અને પોતાનાં બચ્ચાંને માટે મરી ફીટનાર એકાદ ટિટોડી બંને ઐકયનાં જ ઉપાસક છે, બંનેથી ભેદભાવ સહન થતો નથી. ફરક એટલો જ કે એકમાં અધ:પાત છે, બીજામાં આત્માનો વિકાસ છે. એક માર્ગ હિંસાનો છે, બીજો આપભોગનો છે. આપભોગનું નામ જ અહિંસા.

યુદ્ધમાં પ્રથમ શક્તિને જોરે લડાય છે, પાછળથી એમાં બુદ્ધિ અને યુક્તિ ઉમેરાય છે. પણ માણસજાત ત્યાં અટકવાની નથી. મનુષ્યજીવનના ઘડતરમાં શક્તિ અને યુક્તિને જેટલું સ્થાન છે, તેટલું જ અથવા તેથીયે વિશેષ સ્થાન નીતિને, સદાચારને, આત્મૈકયની અનુભૂતિને છે. આ ત્રીજી શક્તિને લીધે જ માણસમાં માણસાઈ આવેલી હોવાથી માણસાઈભર્યાં યુદ્ધોમાં આ પ્રેમશક્તિનો ઉપયોગ યુદ્ધના શસ્ત્ર તરીકે હવે થવો જ જોઈએ.

વિજેતાના જીવનરસમાં પણ વિકાસ થતો જાય છે. પોતીકા અને પરાયા, બંને પક્ષનાં મડદાં જમીન પર પાથરી તે જમીન પોતાની કરવાનો રસ એક વખતે ભૂમિપતિઓને હતો. આગળ જતાં ભૂમિપતિઓને નરપતિ થવાની વાસના થઈ. કરોડો લોકો ઉપર સ્વામિત્વ ચલાવી એમની પાસેથી કારભાર લેવામાં વિજેતાઓ પોતાને ધન્ય માનવા લાગ્યા. એથી આગળ જતાં પોતાની સંસ્કૃતિ ફેલાવવાની

ઇચ્છા પણ વિજેતાઓ કરવા લાગ્યા. જિત-લોકો વિજેતાની સંસ્કૃતિ સ્વીકારે એટલે પછી ભેદભાવ માનવાનું કશું કારણ ન રહે. સમ્રાટની જેમ વિજયયાત્રા નીકળે છે, તેમ સમ્રાટકલ્પનાની પણ વિજયયાત્રા હોય છે. સંસ્કૃતિનું સામ્રાજ્ય વધારવાની ઇચ્છા હવે નવું સ્વરૂપ પકડવાની છે. હવે જીતવાનું નવું ક્ષેત્ર તે સામા પક્ષનો દેશ નહીં, એની સંપત્તિ નહીં, પણ પ્રત્યક્ષ એનું હૃદય જ. હૃદયવિજયી વીરો જ હવે દુનિયાને અસ્વસ્થ કરી મૂકવાના છે, અને અંતે હૃદયસમ્રાટની પદવી મેળવવાના છે. આવા સમ્રાટો જીવનના અસાધારણ કળાધર હોવા જોઈએ. તેઓ દુનિયામાં રહેલી વિવિધતાનો નાશ નથી કરવાના, પણ એ વિવિધતા વાટે જ શાંતિનું પ્રેરક, પ્રેમનું દ્યોતક એવું વિશ્વસંગીત ગાઈ બતાવવાના.

કવિઓ આદર્શ ગાય છે, હૃદયસમ્રાટો આદર્શને જીવે છે. કવિએ ચીતરેલો ચિતાર ઉત્સાહભેર નિહાળ્યા પછી વસ્તુસ્થિતિનું ભાન નિસાસો મૂકી કહે છે: ચિત્ર જ છે આ તો! આ કેદી સાચું થવાનું હતું? હૃદયસમ્રાટો એ નિસાસો દૂર કરવા મથે છે, અને સુક્રતુ(સૉક્રેટિસ)ની પેઠે ગગનવિહારને અવનીતલ પર ઉતારે છે. એમને આપણે જીવનકલાધર કહીએ છીએ. ફૂલો કરતાં કોમળ અને વજ્ર કરતાંયે કઠણ એમની એ વિભૂતિ એ જ એક સ્વતંત્ર કાવ્ય છે. એ કાવ્યનું પૂરું રહસ્ય સમજવા માટે વચમાં વિશાળ કાળનું અંતર જરૂરનું છે. હિમાલયની તળેટીમાં ઊભા રહી હિમાલયની ઊંચાઈ માપી ન શકાય. આપણા કવિએ એ વિવેક ધ્યાનમાં રાખી 'કંકાલ-તાંડવ' કેવળ ઇશારો કરીને છોડી દીધું છે. જો એ વસ્તુનો કંઈક ખ્યાલ જોઈતો જ હોય તો એની ગૌરવભરી શૈલી અને પદે પદે પ્રગટ થતા સંયમમાંથી એ મેળવી લેવો.

ઉદાત્તરસવાળી કવિતામાં વૃત્તવૈચિત્ર્ય હોવું જોઈએ કે નહીં, એ ચર્ચાનો એક જૂનો વિષય છે. વૃત્તોની પસંદગીનું કંઇ સ્વતંત્ર શાસ્ત્ર નથી. વૃત્તો તો વૃત્તિ ઉપર આધાર રાખે છે. વિષયના ગૌરવ કે લાલિત્યને લીધે જો વૃત્તિ એક જ રાગ પર સ્થિર થઈ જાય તો એક જ વૃત્ત શરૂઆતથી આખર સુધી ચલાવવું જોઈએ. કેવળ વિરામદ્યોતક વૃત્તભેદ અંતમાં રાખ્યો એટલે બસ. પણ દર્શનની અદ્‌ભુતતાને લીધે જો વૃત્તિના આરોહ-અવરોહ ચાલતા હોય તો એની નોંધ વૃત્તપરિવર્તન દ્વારા કવિએ બતાવવી જ જોઈએ. ભાવોની વિવિધતા તો કવિતામાં હોય જ. એ વિવિધતા એક જ વૃત્તમાં પણ આણી શકાય. પણ વૃત્તિભેદ તો વૃત્તભેદ માગે જ.

પ્રસ્તુત કવિતા ગાંધીયુગની છે, પણ ગાંધીજીનું માહાત્મ્ય વર્ણવવા માટે લખેલી નથી. ગાંધીયુગ પહેલાંનો કાળ અને ગાંધીયુગનો કાળ આ બે વચ્ચે જે આદર્શભેદ છે તેની અસર આ કવિતામાં સ્પષ્ટ દેખાય છે.* એટલા કારણે એ આવકારપાત્ર છે. એથી વધારે न वाच्यं वयूवन्धुभिः।

ઑક્ટોબર, ૧૯૩૧

# કાવ્યરૂપ

## [વડલો*ની પ્રસ્તાવના]

કલાકૃતિને પ્રસ્તાવના લખવાની પ્રથા કલાકાર બર્નાર્ડ શૉએ ભલે પાડી હોય; પણ એમાં કલાનું ગૌરવ સચવાતું નથી એટલું તો કહેવું જ જોઈએ. કલાકૃતિનું આકર્ષણ સ્વયંભૂ હોય, સ્વાભાવિક હોય, સ્વતઃસિદ્ધ હોય. કસ્તૂરીમાં ગંધ છે એ સિદ્ધ કરવા માટે કોઈ સોગન નથી ખાતું. છતાં એ પ્રથા હવે બધે ફેલાયેલી છે. પ્રસ્તાવના વગર કોઈ પણ કૃતિ સમાજ આગળ રજૂ કરાય જ નહીં. જૂના નાટકકારો સૂત્રધારના મોઢામાં પોતાને જોઈતી પ્રસ્તાવના પોતે જ બેસાડી દેતા : અને નાટક ભજવતી વખતે સૂત્રધાર પ્રેક્ષકોને નાટકનાં રમ્ય સ્થળો ક્યાં ક્યાં છે એ સ્પષ્ટ શબ્દોમાં કહેતો. 'આ હસવાનું સ્થાન,' 'અહીં રોવું જોઈએ,' 'અહીં તાળી પાડવી જોઈએ,' એમ સમાજમાં ભજવાતાં નાટકોનો સૂત્રધાર પ્રેક્ષકોને સૂચના આપ્યાં કરે. એ જ પ્રથાએ હવે પ્રવેશક કે પ્રસ્તાવનાનું રૂપ ધારણ કર્યું લાગે છે. પ્રજામાં પૂરતી રસિકતા નથી, વિવેચકશક્તિ નથી, એમ માનીને જ આ ઉપાયો યોજવામાં આવે છે.

પ્રસ્તાવનાની જરૂર એક બીજા કારણસર પણ હોય છે. કવિ જો ગૂઢ ભાષામાં લખે, જો એમાં સૂક્ષ્મ રીતે ધ્યેયવાદનું સૂચન રાખે, જો કોઈ રૂપક એની પાછળ રહેલું હોય, તો તે બધું ઉઘાડું કરવા માટે પ્રસ્તાવનાની જરૂર અવશ્ય હોય છે. એ રીતે પ્રસ્તાવના એ રસિકતાની કેળવણી છે.

પણ અહીં લખાય છે તે પ્રસ્તાવના નથી; કેવળ પ્રસન્નતાપૂર્વક આપેલો આશીર્વાદ છે. બાળકો કાંઈ પણ નવું કરે તો દોડતાં દોડતાં આવીને માબાપને બતાવે છે. દુનિયાના બીજા લોકો ભલે એ વસ્તુની ગમે તેટલી કદર કરે! પણ બાળકને મન સર્વજ્ઞ તો કેવળ માબાપ. એમણે પસંદ કરી એટલે પોતાની કૃતિ સફળ થઈ, નહીં તો નહીં; એવી એમની વૃત્તિ હોય છે.

આ જ ન્યાયને અનુસરી ચિ. કૃષ્ણલાલે પોતાના 'વડલા' માટે મારી પાસેથી એક પ્રસ્તાવના ઇચ્છી, અને એના સંતોષ ખાતર મેં હા પાડી.

આ 'વડલા'નો સંભવ કારાવાસમાં થયો છે. ત્યાં જ એ ફૂલ્યોફાલ્યો અને બહાર આવીને એણે પોતાની વડવાઈઓ વધારી. જેલના દિવસોમાં કેટલાય મિત્રોને એણે આનંદ આપ્યો હશે! બહાર આવ્યા પછી કેટલાયને એ આનંદ આપતો રહેશે.

આનંદ આપવાની એની એ શક્તિ શામાં રહેલી છે? મનુષ્યજીવનમાં મોટામાં મોટી વસ્તુ સમભાવ છે. વાતો કરવામાં આપણને જે આનંદ આવે છે તે

---

* લેખક : શ્રી કૃષ્ણલાલ શ્રીધરાણી

સમભાવનો જ હોય છે. જે જાતની લાગણી પોતાને થઈ તે જ પોતાની વાત સાંભળનારને પણ થવાની છે એ જાતના વિશ્વાસથી જ આપણે બોલવાને પ્રવૃત્ત થઈએ છીએ. એ અપેક્ષા તૃપ્ત થયેલી જોઈ આપણને એક નવી જ જાતનો આનંદ થાય છે. એ આનંદ ઇંદ્રિયજન્ય નથી, ઇંદ્રિયગમ્ય પણ નથી. એ તો હૃદયજન્ય, બુદ્ધિગ્રાહ્ય અને સ્વસંવેદ્ય હોય છે. અને તેથી જ એનું સુખ આત્યંતિક હોય છે.

પ્રાચીન કાળથી મનુષ્ય એ આનંદ વિવિધ રીતે મેળવતો આવ્યો છે. કાવ્ય-સૃષ્ટિની શરૂઆતમાં બધી જ કૃતિમાં મુગ્ધતા સહેજે આવતી. પણ જતે દહાડે મુગ્ધતાનું સ્થાન પ્રૌઢતાએ લીધું. એમાંથી શણગાર પેદા થયો. અલંકારોની દમક-ઝમક વધી. વેશભૂષા તળે નૈસર્ગિક સૌંદર્ય દબાઈ ગયું, અને બધે કૃત્રિમતા ફેલાઈ. અકળાયેલી સદભિરુચિએ કાવ્યાનંદને બચાવવાનો ફરી પ્રયત્ન કર્યો; અને સાદાઈ-ની ઉપાસના શરૂ કરી. આ સાદાઈ એકાએક ન આવી શકી. કાવ્યનો રસ શામાં રહેલો છે, આનંદનું સ્થાન કયું, એનો મન સાથે નિર્ણય ન થયેલો હોવાથી સંસ્કારી કવિઓએ બીતાં બીતાં એક એક શણગાર ઉતારવા માંડયો. અંતે ખાતરી થઈ કે કાવ્યનો આનંદ કેવળ સહૃદયતા, ઔચિત્ય અને પ્રમાણબદ્ધતામાં જ રહેલો છે. આ અનુભવ પછી રચાયેલાં કાવ્યો સાદાઈની કમાલ કરે છે; અને છતાં આહ્લાદ આપે છે. એટલું જ નહીં પણ જીવનની દૃષ્ટિ જ બદલાવી નાખે છે.

આ નવી સાદાઈ તે અસલી મુગ્ધતા તો નહીં જ એ ધ્યાનમાં રાખવું જોઈએ. મુગ્ધતા એક વાર ગઈ તે પાછી આવવાની નથી. મુગ્ધતા અનેક રીતે ખરબચડી પણ હોય છે. મુગ્ધતામાં આત્મવિશ્વાસ કેળવેલો નથી હોતો. મુગ્ધતામાં સ્વાભાવિક જુસ્સો અથવા વીર્ય વધારે હોય છે. મુગ્ધતા અથડામણની અપેક્ષા નથી રાખતી; પણ અથડામણ પ્રાપ્ત થાય તો તેને માટે એની તૈયારી સ્વાભાવિક હોય છે. સંસ્કાર-જન્ય સાદાઈ આથી જુદી જ હોય છે. ચારે ધામની યાત્રા કરી ઘેર આવી બેઠેલા ચતુર પુરુષની પેઠે આ સાદાઈમાં અનુભવનું ગૌરવ હોય છે. ન કહેવાનું ભૂલથીયે કહ્યું નથી એટલો આત્મવિશ્વાસ એમાં હોય છે. સારાસારના વિવેકથી અનાવશ્યક વસ્તુને દૂર કરવાની શિષ્ટતા એમાં હોય છે. અને જે કહ્યું છે એની અસર થવાની જ છે એનો પૂરેપૂરો વિશ્વાસ પણ રહે છે. આટલો લાભ મેળવતાં જુસ્સાનો કાંઈક ભોગ આપવો પડે છે; પણ તે અપરિહાર્ય છે. વનશ્રીના ઘરેણારૂપ સરોવર કોઈ કાળે વર્ષા સમેની રેલનો ઓઘ બતાવી શકે ખરું?

મુગ્ધતાને ઠેકાણે સ્વાભાવિકતા આવ્યા પછી પણ અમુક કથાવસ્તુ અને અમુક ગૂઢ આધ્યાત્મિક બોધ જો કલાકૃતિમાં ન હોય તો એ આકર્ષક નહીં થાય એ બીક તો કવિઓમાં ઘણી વાર હોય જ છે. કથાવસ્તુ જો ટાળવું જ હોય તો કવિઓ કોઈ લોકવિશ્રુત ઐતિહાસિક કે પૌરાણિક પ્રસંગના સૂચનનો આધાર લઈ તેની ધરતી પર પોતાનું ચિત્રણ કરે છે; જેથી કથાવસ્તુનો વિસ્તાર કરવાની આવશ્યકતા ન રહે અને છતાં એનું વાતાવરણ તો મળે જ. મધ્યકાલીન કવિઓએ હમેશ

આ જ માર્ગ અવલંબ્યો છે. પણ સંપૂર્ણ સ્વાભાવિકતાને આટલું બંધન પણ ન હોવું જોઈએ.

વારુ ત્યારે; આ બંધન પણ છોડી દીધું. પણ કાવ્યમાં જીવનગૌરવ લાવવા માટે ગૂઢ આધ્યાત્મિક બોધ તો આવશ્યક છે જ ને? કહેવું પડે છે 'હા અને ના.' જીવનને અંગે જે કાંઈ ચિત્રણ હોય તેમાં સ્વભાવત: જ અધ્યાત્મબોધ રહેલો હોય છે. પણ તે પ્રયત્નપૂર્વક દેખાડવાની જરૂર હોય જ છે એમ નહીં. આરોગ્ય સાથે લાવણ્ય જેમ એની મેળે આવી જાય છે તેમ જીવનના યથાર્થ દર્શન સાથે અધ્યાત્મ-દર્શન હોય જ છે. એને સ્પષ્ટ રૂપમાં પ્રગટ કરવાની ખાસ જરૂર નથી હોતી. ઘણી વાર પ્રગટ કરવાના પ્રયત્નમાં એ એકાંગી અને સંકુચિત થઈ જવાનો ભય રહે છે. અધ્યાત્મ એ અંતે જીવનનું રહસ્ય છે. શ્રદ્ધા કે અનુભવથી જ એ કળી શકાય છે. એના પ્રત્યય વગર સ્પષ્ટ કે અસ્પષ્ટ એવું એનું સૂચન કરવું એ ગમે તેટલું રસિક હોય તોયે એમાં સચ્ચાઈ તો નથી જ. અધ્યાત્મ એ હિંદુસ્તાનના હાડમાં રહેલું છે. આપણી દૃષ્ટિ, આપણી સમજણ અને આપણી મનોવૃત્તિ એ જૂના વારસાને લીધે અધ્યાત્મથી તરબોળ રહેતી આવી છે. તેથી આપણાં લખાણોમાં અધ્યાત્મ અનાયાસે સ્ફુરતું આવ્યું. છે. પણ આજે એ સ્થિતિમાં કાંઈક ફરક થયો છે. આજે કાવ્યની શોભા ખાતર સંધ્યાના પ્રકાશ સમું અસ્પષ્ટ અધ્યાત્મ ઠેકાણે ઠેકાણે વેરવાનો રિવાજ થઈ ગયો છે. મહર્ષિનો પુત્ર કવિસમ્રાટ એમ કરે તો તેથી સંસાર પંડિત થવાનો, ભાષા મંડિત થવાની. પણ એ એક ફક્ત રિવાજ થઈ બેસે તો એ મોટી હાનિ જ કહેવાય.

કવિઓએ સૌથી પ્રથમ સાચવવાની વસ્તુ આત્મનિષ્ઠા છે. પોતાનો અનુભવ, પોતાની દૃષ્ટિ, પોતાની શ્રદ્ધા જેવી હોય તેવી એ રજૂ કરે. જીવનમાં અધ્યાત્મ હશે તો કાવ્યમાં એ આવી બેસશે. યોગ્ય સમય ન હોય તો ન પણ પ્રગટ થાય. બીજને અંકુરિત કરવા ખાતર ચણાના ખારાનાં પુટ ચડાવવાથી જાદુગરનો ખેલ થાય; પણ કવિતાદેવીનો પ્રાદુર્ભાવ નહીં થાય.

કથાવસ્તુયે નથી અને અધ્યાત્મસૂચને નથી. તો પછી આ કૃતિમાં છે શું, એમ કોઈ જરૂર પૂછે. શું છે એ બતાવવાપણું હોય નહીં. કાવ્ય એ આસ્વાદ ખાતર છે. એમાંથી આપણી બધી શુભ ભાવનાઓ જો તૃપ્ત થાય તો કાવ્ય કૃતાર્થ થયું. એ તૃપ્તિને અંગે શું શું જડયું, શું શું મળ્યું એ પાછળથી જોવાનું હોય. કાવ્યમય વાતાવરણમાં આપણે જઈ આવ્યા એટલો આનંદ શું બસ નથી? વ્યવહારની દુનિયાને ભૂલી જઈ આદર્શ વ્યવહાર, કોમળતા અને સાત્ત્વિકતા આપણે અનુભવી શક્યા એટલું શું બસ નથી?

કાવ્ય અને એની શૈલી જો એકરૂપ હોય તો સૌંદર્યનિષ્પત્તિ વિશેષ થાય છે. 'વડલા'ની શૈલી ધીરોદાત્ત વટવૃક્ષ જેવી જ હોવી જોઈએ. એકાદ સાર્વભૌમ કલ્પનાની આસપાસ પાંદડાં, ટેટા અને પક્ષીની માફક આછી આછી નાની ઘણી

સમભાવનો જ હોય છે. જે જાતની લાગણી પોતાને થઈ તે જ પોતાની વાત સાંભળનારને પણ થવાની છે એ જાતના વિશ્વાસથી જ આપણે બોલવાને પ્રવૃત્ત થઈએ છીએ. એ અપેક્ષા તૃપ્ત થયેલી જોઈ આપણને એક નવી જ જાતનો આનંદ થાય છે. એ આનંદ ઇંદ્રિયજન્ય નથી, ઇંદ્રિયગમ્ય પણ નથી. એ તો હૃદયજન્ય, બુદ્ધિગ્રાહ્ય અને સ્વસંવેદ્ય હોય છે. અને તેથી જ એનું સુખ આત્યંતિક હોય છે.

પ્રાચીન કાળથી મનુષ્ય એ આનંદ વિવિધ રીતે મેળવતો આવ્યો છે. કાવ્ય-સૃષ્ટિની શરૂઆતમાં બધી જ કૃતિમાં મુગ્ધતા સહેજે આવતી. પણ જતે દહાડે મુગ્ધતાનું સ્થાન પ્રૌઢતાએ લીધું. એમાંથી શણગાર પેદા થયો. અલંકારોની દમક-ઝમક વધી. વેશભૂષા તળે નૈસર્ગિક સૌંદર્ય દબાઈ ગયું, અને બધે કૃત્રિમતા ફેલાઈ. અકળાયેલી સદભિરુચિએ કાવ્યાનંદને બચાવવાનો ફરી પ્રયત્ન કર્યો; અને સાદાઈ-ની ઉપાસના શરૂ કરી. આ સાદાઈ એકાએક ન આવી શકી. કાવ્યનો રસ શામાં રહેલો છે, આનંદનું સ્થાન કયું, એનો મન સાથે નિર્ણય ન થયેલો હોવાથી સંસ્કારી કવિઓએ બીતાં બીતાં એક એક શણગાર ઉતારવા માંડયો. અંતે ખાતરી થઈ કે કાવ્યનો આનંદ કેવળ સહૃદયતા, ઔચિત્ય અને પ્રમાણબદ્ધતામાં જ રહેલો છે. આ અનુભવ પછી રચાયેલાં કાવ્યો સાદાઈની કમાલ કરે છે; અને છતાં આહ્‌લાદ આપે છે. એટલું જ નહીં પણ જીવનની દૃષ્ટિ જ બદલાવી નાખે છે.

આ નવી સાદાઈ તે અસલી મુગ્ધતા તો નહીં જ એ ધ્યાનમાં રાખવું જોઈએ. મુગ્ધતા એક વાર ગઈ તે પાછી આવવાની નથી. મુગ્ધતા અનેક રીતે ખરબચડી પણ હોય છે. મુગ્ધતામાં આત્મવિશ્વાસ કેળવેલો નથી હોતો. મુગ્ધતામાં સ્વાભાવિક જુસ્સો અથવા વીર્ય વધારે હોય છે. મુગ્ધતા અથડામણની અપેક્ષા નથી રાખતી; પણ અથડામણ પ્રાપ્ત થાય તો તેને માટે એની તૈયારી સ્વાભાવિક હોય છે. સંસ્કાર-જન્ય સાદાઈ આથી જુદી જ હોય છે. ચારે ધામની યાત્રા કરી ઘેર આવી બેઠેલા ચતુર પુરુષની પેઠે આ સાદાઈમાં અનુભવનું ગૌરવ હોય છે. ન કહેવાનું ભૂલથીયે કહ્યું નથી એટલો આત્મવિશ્વાસ એમાં હોય છે. સારાસારના વિવેકથી અનાવશ્યક વસ્તુને દૂર કરવાની શિષ્ટતા એમાં હોય છે. અને જે કહ્યું છે એની અસર થવાની જ છે એનો પૂરેપૂરો વિશ્વાસ પણ રહે છે. આટલો લાભ મેળવતાં જુસ્સાનો કંઈક ભોગ આપવો પડે છે; પણ તે અપરિહાર્ય છે. વનશ્રીના ઘરેણારૂપ સરોવર કોઈ કાળે વર્ષા સમેનાં રેલનો ઓઘ બતાવી શકે ખરું?

મુગ્ધતાને ઠેકાણે સ્વાભાવિકતા આવ્યા પછી પણ અમુક કથાવસ્તુ અને અમુક ગૂઢ આધ્યાત્મિક બોધ જો કલાકૃતિમાં ન હોય તો એ આકર્ષક નહીં થાય એ બીક તો કવિઓમાં ઘણી વાર હોય જ છે. કથાવસ્તુ જો ટાળવું જ હોય તો કવિઓ કોઈ લોકવિશ્રુત ઐતિહાસિક કે પૌરાણિક પ્રસંગના સૂચનનો આધાર લઈ તેની ધરતી પર પોતાનું ચિત્રણ કરે છે; જેથી કથાવસ્તુનો વિસ્તાર કરવાની આવશ્યકતા ન રહે અને છતાં એનું વાતાવરણ તો મળે જ. મધ્યકાલીન કવિઓએ હમેશ

કવિની પ્રતિભાની આ અપરિપકવતા છે એમ કોઈ માને તો તે ભૂલ છે. કવિએ પૌરાણિક નક્ષત્ર-કાવ્યો વાંચ્યાં નથી, અને આજકાલ લખાતાં આકાશદર્શનનાં વર્ણનો ધરાઈને વાંચ્યાં છે, એની એ અસર છે. નહીં તો આકાશદર્શનનું સૂચન કરવાને બદલે એણે આમાં સ્વભાવવર્ણન જ રેડયું હોત.

આ નાટકમાં કયો બોધ સૂચિત છે? કયું આધ્યાત્મિક રૂપક એમાં ગોઠવેલું છે? મનુષ્યસૃષ્ટિનાં કેવાં કેવાં પાત્રો મનુષ્યેતર રૂપ ધારણ કરી આ નાટકમાં પોતાનો ભાગ ભજવે છે?

આનો જવાબ તો કવિ પોતે જ આપી શકે. પણ નાટક તપાસતાં એમાં કશુંયે રૂપક વણાયેલું નથી એમ જ કહેવું પડશે. અને એ જ એની સવિશેષ સુંદરતા છે.

આજકાલની અભિરુચિ હમેશ માગે છે કે કાંઈક કાંઈક સૂક્ષ્મ ગૂઢવાદ અથવા આધ્યાત્મિક સિદ્ધાંત કાવ્યમાં વણેલો હોવો જોઈએ. એ જેટલો સૂક્ષ્મ અને આછી રીતે વ્યક્ત થયેલો હોય તેટલો વધારે સુંદર. સંધ્યાના અસ્પષ્ટ પ્રકાશની પેઠે ગૂઢ અધ્યાત્મનું ઠેકાણે ઠેકાણે સૂચન હોય અને છતાં કશું પકડાય નહીં એ સ્થિતિમાં ચિત્તામાં જે મીઠો ખેદ રહી જાય છે તેના પર આધુનિક અભિરુચિ વારી જાય છે. પણ એ ભૂમિકા કાયમની ટકે એવી નથી. સંસ્કારી સાદાઈ એથીયે આગળ જઈને કેવળ યથાર્થતા જ માગે, વાતાવરણનું લાલિત્ય, ચિત્તનો સમભાવ અને વૃત્તિની તલ્લીનતા એટલું જ હોય તો બસ છે. આ નાટકમાં એ જાતનું વાતાવરણ કવિ ઉત્પન્ન કરી શકયો છે કે નહીં એટલું જ આપણે જોવાનું. આમાં અધ્યાત્મનું બીજ ભલે હોય પણ કવિએ એને અંકુર સરખો ફૂટવા નથી દીધો.

પરોપકારી પ્રપિતામહ જેવા ધીરોદાત્ત વડલાને ઉખેડી નાખવામાં ઝંઝાવાતે અથવા એના માલેક કાળે શું મેળવ્યું? શું સાધ્યું? કેવળ પોતાની શક્તિનો પરિચય? કુદરતના દેવો સુખદુ:ખ, લાભ-હાનિ, સગવડ-અગવડ, પાપ-પુણ્ય વગેરે વિશે સાવ બેદરકાર હોય છે; સદાચાર કે ઔચિત્યનો એમને ખ્યાલ જ નથી હોતો. એમનો ક્ષોભ અને એમની ક્ષાંતિ એમને મન સરખાં જ હોય છે. બન્ને સ્થિતિમાં એમની મસ્તી સરખી જ તરી આવે છે. એ તો કેવળ શક્તિના પ્રતિનિધિ. રાજા સાથે દોસ્તી ન હોય એમ જૂના અનુભવીઓ કહેતા. તેમ જ કુદરત સાથે પણ દોસ્તી ન હોય એમ આજે આપણે કહી શકીએ. શાંત સમુદ્ર ઉપર મોહિત થઈને વહાણ હંકારીએ તો આપણી ભક્તિ અને અનુરક્તિની કદર કરી દરિયો તોફાની નહીં જ થાય એમ કોણ કહી શકે? કુદરતના દેવો તુષ્ટે થતા નથી અને રુષ્ટે થતા નથી. એ પોતાની મસ્તીમાં જ રહે છે. તૃપ્તિના ભૂખ્યા માણસોએ જ સુખ-દુ:ખનું શાસ્ત્ર વિસ્તાર્યું છે અને વિષયાસક્ત પરિણામભીરુ માણસે જ પાપપુણ્યનો ભેદ ઉત્પન્ન કર્યો છે. જેની પાસે વિષય નથી તેની પાપ તરફ પ્રવૃત્તિ જ નહીં થાય. તેને પુણ્યનો લોભ પણ ન હોય. કુદરતના દેવો એ ગીતાધર્મનું પાલન કરે

કલ્પનાઓ ડોલતી હોય, ચળકતી હોય અને કલ્લોલ કરતી હોય તો કાવ્ય સાંભળતાં સાંભળતાં કાવ્યનું વટવૃક્ષ થઈ જાય છે.

આ 'વડલા'ના કાવ્યમાં આકાશ અને પૃથ્વીનાં બધાં જ કાવ્યમય બાળકો આવી ગયાં છે. ઉચ્ચ આકાશના ગ્રહ અને નક્ષત્રો આવ્યાં છે. મધ્ય આકાશના સમીર, ઝંઝાવાત અને મેઘ આવ્યાં છે. પક્ષીઓ અને એમના માળાઓ છે; બાળકો અને એમના ખેલ છે; ફૂલો અને ફળો છે; તળાવ છે અને ઝરણાં છે. પણ એ બધાં એકસાથે આવતાં નથી. હિંદુ શહેરોમાં જેમ દરેક ન્યાતનો મહોલ્લો અલગ, તેમ અહીં દરેક જાનનો પ્રવેશ અલગ. આ બધી વસ્તુઓ એકબીજામાં ઓતપ્રોત થઈ જવી જોઈએ તે નથી થઈ. છતાં એ બધી વસ્તુઓ વચ્ચે સુલેહસંપ અને સહકાર છે એટલે કશું ખૂંચતું નથી. હા; કંઈક ખૂંચે છે પેલા માસ્તરશત્રુ બાળકો. તે આપણને ગમે છે, પણ કથાના વાતાવરણમાં એ પૂરેપૂરા ભળતા નથી. અને પશુઓને તો કવિ ભૂલી જ ગયો છે. 'મોટા વડલા તળે બપોરને સમયે ગાયોનું મોટું ધણ વામો નાખીને પડયું છે; કેટલીએક ગાયો નવરાશે વાગોળે છે; કાગડા આવીને એમનાં શીંગડાં વચ્ચે માથા પર બેઠા છે, અને ચાંચવતી એ પશુઓના આંખના ખૂણા સાફ કરે છે.' એવું કાવ્યમય ચિત્ર એની નજરમાં જો ઠર્યું હોત તો એ ભૂલ થવા પામત નહીં.

અમાનુષી અથવા અતિમાનુષી સૃષ્ટિમાં સ્વભાવચિત્રણ આલેખાયેલું હોવું જોઈએ કે નહીં એ એક સવાલ છે. કુદરતમાં જેવી સ્થિતિ દેખાય છે તેવી જ વર્ણવવી એ એક માર્ગ છે. એમાં કુદરતને સ્વભાવ અર્પેલો નથી હોતો. આબેહૂબ વર્ણનથી જ કવિ સંતોષ માને છે. એથી આગળ વધીને જ્યારે કવિ વર્ણન સાથે માનવભાવોની સરખામણી કરે છે ત્યારે મન પર છાપ જુદી જ પડે છે. કુદરતી વર્ણન પછી પશુ, પક્ષી, ગ્રહ, તારા વગેરે વસ્તુઓને સ્વભાવ હોય છે, લાગણીઓ હોય છે એવી કલ્પના કરવી અને તે પ્રમાણે એમનો વ્યવહાર બતાવવો એ એથીયે આગળ વધેલો પ્રકાર છે. અને કુદરત સાથે વફાદાર રહેવાનો જરા સરખો પણ પ્રયત્ન કર્યા વગર જોહુકમીથી ગમે તેનો ગમે તેવો સ્વભાવ નક્કી કરી દેવો એ વળી સાવ જુદો જ પ્રકાર છે. મુગ્ધ કાવ્યોમાં આ છેલ્લો પ્રકાર વિશેષ જોવામાં આવે છે. 'હિતોપદેશ,' 'પંચતંત્ર' અથવા 'ઈસપની નીતિકથાઓ' તપાસતાં આ છેલ્લો પ્રકાર જોવામાં આવશે. વૈદિક કાવ્યમાં દેખાતો વચલો પ્રકાર કાવ્યસૃષ્ટિની કાંઈક મુગ્ધતા બતાવે છે. વૈદિક દેવોનાં વર્ણનો ઘડીકમાં પ્રાકૃતિક વર્ણનો થઈ જાય છે, તો ઘડીકમાં રાગદ્વેષાદિ ભાવોથી પ્રેરાયેલા ચેતનવંતા મનુષ્યસદૃશ દેવોની પ્રાણમૂર્તિ બની જાય છે. 'વડલા'માં આવેલાં પાત્રો પ્રાકૃતિક ઘટનાના સ્વભાવ નથી. કુદરતનાં પણ પ્રાકૃતિક ઘટનાઓ સહૃદય માણસ ઉપર જે અસર પાડે છે તે અસર એમાં પ્રતિબિંબિત થયેલાં છે. આ પદ્ધતિ ગમે તેટલી સુંદર હોય તોયે એ મુગ્ધ પણ અસરને કેવળ એવું સ્વાભાવિક પણ ન કહેવાય. આમાં આવેલા ગ્રહો અને તારાઓ કેવળ વ્યક્તિઓ નથી બની શક્યા. એ આકાશદર્શનની સ્થિતિમાં રહી ગયા છે.

કવિની પ્રતિભાની આ અપરિપકવતા છે એમ કોઈ માને તો તે ભૂલ છે. કવિએ પૌરાણિક નક્ષત્ર-કાવ્યો વાંચ્યાં નથી, અને આજકાલ લખાતાં આકાશદર્શનનાં વર્ણનો ધરાઈને વાંચ્યાં છે, એની એ અસર છે. નહીં તો આકાશદર્શનનું સૂચન કરવાને બદલે એણે આમાં સ્વભાવવર્ણન જ રેડયું હોત.

આ નાટકમાં કયો બોધ સૂચિત છે? કયું આધ્યાત્મિક રૂપક એમાં ગોઠવેલું છે? મનુષ્યસૃષ્ટિનાં કેવાં કેવાં પાત્રો મનુષ્યેતર રૂપ ધારણ કરી આ નાટકમાં પોતાનો ભાગ ભજવે છે?

આનો જવાબ તો કવિ પોતે જ આપી શકે. પણ નાટક તપાસતાં એમાં કશુંયે રૂપક વણાયેલું નથી એમ જ કહેવું પડશે. અને એ જ એની સવિશેષ સુંદરતા છે.

આજકાલની અભિરુચિ હમેશ માગે છે કે કાંઈક કાંઈક સૂક્ષ્મ ગૂઢવાદ અથવા આધ્યાત્મિક સિદ્ધાંત કાવ્યમાં વણેલો હોવો જોઈએ. એ જેટલો સૂક્ષ્મ અને આછી રીતે વ્યક્ત થયેલો હોય તેટલો વધારે સુંદર. સંધ્યાના અસ્પષ્ટ પ્રકાશની પેઠે ગૂઢ અધ્યાત્મનું ઠેકાણે ઠેકાણે સૂચન હોય અને છતાં કશું પકડાય નહીં એ સ્થિતિમાં ચિત્તમાં જે મીઠો ખેદ રહી જાય છે તેના પર આધુનિક અભિરુચિ વારી જાય છે. પણ એ ભૂમિકા કાયમની ટકે એવી નથી. સંસ્કારી સાદાઈ એથીયે આગળ જઈને કેવળ યથાર્થતા જ માગે, વાતાવરણનું લાલિત્ય, ચિત્તનો સમભાવ અને વૃત્તિની તલ્લીનતા એટલું જ હોય તો બસ છે. આ નાટકમાં એ જાતનું વાતાવરણ કવિ ઉત્પન્ન કરી શકયો છે કે નહીં એટલું જ આપણે જોવાનું. આમાં અધ્યાત્મનું બીજ ભલે હોય પણ કવિએ એને અંકુર સરખો ફૂટવા નથી દીધો.

પરોપકારી પ્રપિતામહ જેવા ધીરોદાત્ત વડલાને ઉખેડી નાખવામાં ઝંઝાવાતે અથવા એના માલેક કાળે શું મેળવ્યું? શું સાધ્યું? કેવળ પોતાની શક્તિનો પરિચય? કુદરતના દેવો સુખદુઃખ, લાભ-હાનિ, સગવડ-અગવડ, પાપ-પુણ્ય વગેરે વિશે સાવ બેદરકાર હોય છે; સદાચાર કે ઔચિત્યનો એમને ખ્યાલ જ નથી હોતો. એમનો ક્ષોભ અને એમની ક્ષાંતિ એમને મન સરખાં જ હોય છે. બન્ને સ્થિતિમાં એમની મસ્તી સરખી જ તરી આવે છે. એ તો કેવળ શક્તિના પ્રતિનિધિ. રાજા સાથે દોસ્તી ન હોય એમ જૂના અનુભવીઓ કહેતા. તેમ જ કુદરત સાથે પણ દોસ્તી ન હોય એમ આજે આપણે કહી શકીએ. શાંત સમુદ્ર ઉપર મોહિત થઈને વહાણ હંકારીએ તો આપણી ભક્તિ અને અનુરક્તિની કદર કરી દરિયો તોફાની નહીં જ થાય એમ કોણ કહી શકે? કુદરતના દેવો તુષ્ટે થતા નથી અને રુષ્ટે થતા નથી. એ પોતાની મસ્તીમાં જ રહે છે. તૃપ્તિના ભૂખ્યા માણસોએ જ સુખ-દુઃખનું શાસ્ત્ર વિસ્તાર્યું છે અને વિષયાસક્ત પરિણામભીરુ માણસે જ પાપપુણ્યનો ભેદ ઉત્પન્ન કર્યો છે. જેની પાસે વિષય નથી તેની પાપ તરફ પ્રવૃત્તિ જ નહીં થાય. તેને પુણ્યનો લોભ પણ ન હોય. કુદરતના દેવો એ ગીતાધર્મનું પાલન કરે

છે. हत्वाऽपि स इमान् लोकान् न हन्ति न निबध्यते । એ જેમની સ્થિતિ, તેમને હાથે (જો એમને હાથ હોય તો!) એકાદ વડલાનું ઉન્મૂલન થયું તોયે શું? એ તો અલિપ્ત ને અલિપ્ત જ રહેવાના; અને આપણી ભક્તિના અધિકારી ઠરવાના. એમના તરંગી પરાક્રમ આગળ ઔચિત્ય અને સદાચાર ક્ષણે ક્ષણે હણાય તોયે આપણને એની ચીડ ચડતી નથી. કેમ કે એમનામાં નથી વિલાસિતા, નથી અહંકાર ને નથી આસક્તિ.

એકલી શક્તિની શોભા સ્વયંસિદ્ધ હોય છે; અને એમાં પક્ષપાત કે હેતુ ન હોવાને કારણે સહેજે પવિત્રતા આવી જાય છે. એટલે જ એ કુદરતની શક્તિઓ દેવત્વ પામી શકી. મનુષ્યધર્મ એમને માટે ન હોય.

મનુષ્યેતર સૃષ્ટિનાં કાવ્યો જે યુગમાં રચાયાં તે યુગમાં નૈતિક ઉપયુક્તતાવાદ બહુ પ્રબળ હશે! તેથી એવા કાવ્યમાં સ્વાભાવિકતા અને સુંદરતાનો આગ્રહ ઓછો કરીને નીતિબોધને આગળ કરેલો હોય છે. અને એ બોધની સુગમતા ખાતર કથાવસ્તુને મારીમચરડીને અમુક રૂપ આપેલું હોય છે. એ જમાનો હવે ગયો. 'આ વાર્તા સાંભળો અને એમાંથી આટલો બોધ ગ્રહણ કરો.'—એમ હવે કોઈ કહેતું નથી.

વચમાં એવો કાળ ગયો કે જ્યારે નીતિબોધનું વલોણું કરવાનું લોકોએ છોડી દીધું. દહીંમાં જેમ માખણ દેખાય છે પણ જુદું પડતું નથી તેમ વાર્તામાં બોધ હોય છતાં એ અલગ કાઢેલો નથી હોતો. એ જમાનો પણ ગયો. અને સ્વાભાવિક વર્ણન અથવા કાવ્યમય પ્રસંગ એવી રીતે વર્ણવવા લાગ્યા કે નીતિબોધનું સ્પષ્ટ તો શું પણ અસ્પષ્ટ સૂચન પણ કરવાનું કવિઓએ છોડી દીધું. વાતાવરણની કોમળતાને લીધે અથવા ભાવનાની ઉત્કટતાને લીધે જે કાંઈ ચારિત્ર્યશીલતા ઉત્પન્ન થાય તેટલાથી સંતોષ માનવો એ રસિકતાની ઉચ્ચ કોટિ ગણાવા લાગી. અને હવે તો જેવું છે એવું જ વર્ણન આપી છૂટવાથી પણ હૈયું કેમ પીગળી જાય છે એનો અનુભવ થવાથી એના ઉપર જ પૂરો વિશ્વાસ રાખી એને સંપૂર્ણ કાવ્ય તરીકે ઓળખવા લાગ્યા છીએ.

આ પદ્ધતિમાં કવિને પોતાની કૃતિ ઉપર પૂરેપૂરો વિશ્વાસ હોવો જોઈએ. સૃષ્ટિ ચૈતન્યમય છે, પોતાના વિવિધ ભાવોથી સૃષ્ટિ આપણી સાથે સમભાવ સાધે છે, અને બુદ્ધિના સાધનનો ઉપયોગ કર્યા વગર પોતાનો મૂક બોધ આપે છે એટલો જો આપણો વિશ્વાસ હોય તો સૃષ્ટિને પોતાનું કાર્ય પોતાની મેળે જ કરવા દઈશું. પછી સૃષ્ટિ ઉપર મનુષ્યભાવોનું આરોપણ કરવાનું કામ નહીં રહે. કાવ્યને નામે જૂઠાણું ઉત્પન્ન કરવાનું હોય છે એવી વૃત્તિ પણ ન રહે. આવી સ્થિતિમાં કાવ્ય શ્રવ્ય મટી સાક્ષાત્કારનું રૂપ પકડે છે. દરેક કવિને અસ્પષ્ટ રીતે અમુક ધન્ય ક્ષણે એ વસ્તુનો સાક્ષાત્કાર થાય છે. પણ જો એનું જીવન ઉદાત્ત ન હોય તો તે ફરી ફરી એ સ્થિતિમાંથી ઊતરી પોતાના પ્રાકૃત જીવનમાં લીન થાય છે શ્રેષ્ઠ

પિતાની કીર્તિ પર નભનાર પુત્ર જેમ હાસ્યાસ્પદ થાય છે તેમ પોતાની ધન્ય ઘડીની ઉચ્ચ પ્રતીતિની પ્રતિષ્ઠા ઉપર પોતાનું સામાન્ય જીવન નભાવનાર કવિ, ચિત્રકાર અથવા ગાયક પોતાનો જ નાલાયક વારસ બની દયાને પાત્ર થાય છે.

અસાધારણ સંગીતનો આસ્વાદ ચખાડનાર એક બાળકનો લોભી પિતા "આ મારો પુત્ર છે; મેં એને શિખવાડવામાં આટલી મહેનત લીધી છે. મારી કદર કરો; મારા તરફ ધ્યાન દો." એમ જો કહેતો ફરે તો સમાજ જેમ એનાથી અકળાય, તેમ કલાધર જો પોતાની કલાકૃતિ ઉપર મુગ્ધ થનાર સમાજને હમેશાં અકળાવે અને કહે કે "મારી ખુશામત કરો. મારી ઈજ્જત કરો. મારા અહંકારનાં વચનોમાં રસપૂર્વક ભળો. મારી હીનવૃત્તિ અને હીનચાળા પણ રૂપાળા છે એમ માની લો." તો તે પોતાના કાવ્યનું, પોતાની કલાકૃતિનું અપમાન કરે છે એટલું જ નહીં પણ પોતાની કાવ્યશક્તિ પણ ગુમાવી બેસે છે.

કવિ કરતાં કાવ્ય ઘણી વાર શ્રેષ્ઠ હોય છે એમ કહે છે તેનું રહસ્ય આ જ છે. કવિની કૃતિ અપૌરુષેય હોય છે એમ કહી કઠોર ધર્મકારોએ કાવ્યને મુક્ત કર્યું છે, અને કવિઓને એમના સ્વાભાવિક સ્થાને રહી જવાનું સૂચવ્યું છે.

જો કવિમાં ઉન્નત જીવનની ધગશ હોય તો પોતાના કાવ્ય સાથે હરીફાઈ કરી અથવા પોતાની કૃતિને જ ગુરુસ્થાને કલ્પી એ ચડી શકે છે. એ ઈશ્વરની પ્રાર્થના કરશે કે "હે આદિ કવે! કાવ્યસૃષ્ટિમાં લઈ જઈ કોઈક કોઈક ક્ષણે મને જે પોતાનો સાક્ષાત્કાર તું કરાવે છે, એ સાક્ષાત્કારને લાયક હું બનું એવું પરિવર્તન મારા હૃદયમાં અને જીવનમાં અખંડ થયા કરે એટલું જ હું માગું છું. 'આ કાવ્ય પરથી મારું જીવન એટલું જ સુંદર છે એવું અનુમાન બાંધવાની ભૂલ નહીં કરતા' એવી દીન સૂચના સમાજને આપતો ફરું એના કરતાં 'આ કાવ્ય એ જ મારો સાધનમાર્ગ છે, આણે જ મારો હાથ ઝાલી મારી પાસે ઉત્તુંગ જીવનયાત્રા કરાવી છે.' એમ કહેવાની તક મને આપજે!"

મે, ૧૯૩૧

# કાવ્ય-સાહિત્ય-મીમાંસા*

ક્ષણે ક્ષણે નવીનતા ધારણ કરી રહેલા ભારતવર્ષમાં સનાતન રસવાળી કોઈ પ્રવૃત્તિ હોય તો તે કાવ્યશાસ્ત્રની. આપણા સાહિત્ય પર પાશ્ચાત્ય સંસ્કૃતિની ગમે તેટલી અસર થઈ હોય તોયે આપણી મૂળ પ્રેરણા તો સંસ્કૃતમાંથી જ આવેલી છે. આપણી શિષ્ટ અભિરુચિ ફરીફરીને એ પ્રાચીન—અથવા સાચું કહીએ તો પુરાણ—

* લેખક: સ્વ. શ્રી કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી

સાહિત્યાચાર્યોના ચરણ આગળ બેસવાનું જ પસંદ કરે છે. સંસ્કૃત સાહિત્યની અસર આપણી શબ્દસૃષ્ટિ પર થઈ છે, એટલું જ નહીં પણ આપણા સામાજિક જીવન પર પણ એની ઊંડી અસર થઈ છે. આપણો શિષ્ટાચાર, આપણો વિવેક, અને એમાંથી મળતાં આનંદ અને સમાધાન આપણને હમેશ સંસ્કૃત સાહિત્યના આદર્શમાંથી મળ્યાં છે. સંસ્કૃત કાવ્યમાંથી અમુક વસ્તુઓને આપણે કૃત્રિમ કહીને કોરે મૂકીએ તોયે એવા નમૂના પણ દરેક નવી પેઢીને એક વાર આકર્ષ્યા વગર રહેતા નથી. આવી સ્થિતિમાં સંસ્કૃત સાહિત્ય અને એ સાહિત્યની મીમાંસા આપણી કેળવણીમાં મહત્ત્વનું સ્થાન લે તો તેમાં આશ્ચર્ય નથી.

છતાં એ સંસ્કૃત વિવેચનનું વિસ્તારપૂર્વક અધ્યયન કરવા માટે વખત ક્યાંથી કાઢીએ? ભણતરમાં નવા નવા વિષયો ઉમેરાતા જાય છે, અને તટસ્થભાવે એકાગ્રતાથી કેવળ સાહિત્યનું અધ્યયન કરવાના દિવસો પણ હવે સ્મૃતિશેષ થવા લાગ્યા છે. આવી સ્થિતિમાં જો પુરાણ આચાર્યોના અભિપ્રાયનું દોહન આપણને સ્પષ્ટ ભાષામાં એકત્ર મળે તો તે આશીર્વાદરૂપ જ ગણવું જોઈએ. એવું દોહન સ્વ. પંડિત કમળાશંકર ત્રિવેદીના લેખોમાં સહેજે મળે છે. આ સંગ્રહ વિદ્યાર્થીઓને તેમ જ સંસ્કારપ્રેમી સામાન્ય વાચકોને બહુ જ ઉપયોગી નીવડે એમ છે.

આધુનિક અભિરુચિ પ્રમાણે સાહિત્યને આપણે ગમે તેવું વલણ આપીએ તોયે આપણી સંસ્કૃતિના પાયારૂપ આ સંસ્કૃતકાવ્યશાસ્ત્ર-વિવેચન દરેક પ્રૌઢ વિદ્યાર્થીએ ભણતરની શરૂઆતમાં પોતાનું કરવું જોઈએ.

જુલાઈ, ૧૯૩૧

## બાળભજનસંગ્રહ*

બાળકોને મરચાંનો સ્વાદ કેળવવો પડે છે; મધ કે ખાંડનો સ્વાદ કેળવવો પડતો નથી. પ્રેમભક્તિથી તરબોળ થયેલાં શ્રાવણમનોહર કાવ્યો વિશે અભિરુચિ સમાજમાં કેળવવાની જરૂર ન જ હોય. જેણે વિષયસેવન છોડ્યું નથી તેવા માણસને પણ પ્રેમભક્તિનાં કાવ્યો અપૂર્વ આનંદ દે છે. કાવ્યમાત્ર હૃદયનો સ્વાદિષ્ટ અને પૌષ્ટિક ખોરાક છે. તેમાં પ્રભુભક્તિ અને બંધુપ્રેમનો જો ઉમેરો થાય તો તે અમૃતની કોટિએ જ પહોંચે છે. એનો સ્વાદ સ્વાભાવિક જ હોય. પણ તે સ્વાભાવિક રસ વિશે પણ સમાજમાં અરુચિ દેખાય છે, એનું કારણ આપણા જીવનની વિકૃતિ જ છે. અફીણી માણસને અફીણ સિવાય બીજું બધું નીરસ લાગે છે. આપણને દુનિયાદારી બહારની બધી જ વસ્તુઓ નિરર્થક અને ભારરૂપ લાગવા માંડી છે.

કાલના 'પ્રગતિ'ના યુગમાં માયાનો વિસ્તાર વધતો જ જાય છે, અને તેટલે દરજ્જે આપણે વધારે ને વધારે પ્રભુવિમુખ થતા જઈએ છીએ. કુટુંબના મોહ

* આદ્યક : શ્રી ચંદુલાલ દવે અને શ્રી સોમાલાલ ઠાકર

તો ધાર્મિક જીવનમાં ઘણી વાર અંતરાયરૂપ થાય છે. હવે તેની મદદમાં જાત્યભિમાન, વર્ણાભિમાન અને દેશાભિમાન આવી પહોંચ્યાં છે; અને તેથી મોક્ષનો માર્ગ — શાન્તિ અને સમાધાનનો માર્ગ વધારે ને વધારે વિકટ થતો જાય છે, અને તેથી કેળવણીમાં ભક્તિને અભિમાન જેટલું સ્થાન પણ મળતું નથી. દેશાભિમાનમાં રાષ્ટ્રીયતા જડે છે, પણ દેશભક્તિ, રાષ્ટ્રીય જીવન વિશે ભક્તિ, પ્રભુભક્તિ વગેરે વિષયો રાષ્ટ્રીયતામાં અંતરાયરૂપ ગણવામાં આવે છે. ધર્મ એ રાષ્ટ્રીયતામાં વિઘ્નરૂપ પદાર્થ છે એમ છડેચોક કહેનારાઓ પણ આ ધર્મભૂમિમાં નીકળ્યા છે.

ધર્મમાં જ રાષ્ટ્રીયતા રહેલી છે, ધર્મ એ જ સમાજનું બળ છે એ શ્રદ્ધાથી કામ કરનારાઓનું નેતૃત્વ જયારથી ગાંધીજીએ સ્વીકાર્યું ત્યારથી સમાજ પોતાની ભૂલ જોતો થયો છે અને હવે નવી રાષ્ટ્રભક્તિ ધર્મમૂલક અને ધર્મપ્રાણ થવા લાગી છે.

દેશસેવાને અર્થે સ્થાપન કરેલા સત્યાગ્રહાશ્રમમાં સવારે અને સાંજે પ્રાર્થના થાય છે પણ તેમાં પ્રભુભક્તિ અને વૈરાગ્યને જ પ્રાધાન્ય મળે છે, દિવસરાત્ર એક માત્ર દેશાભિમાનની જ વાતો નથી આવતી એનું લોકોને પ્રથમ પ્રથમ બહુ જ આશ્ચર્ય થતું. હવે લોકો — અર્થાત્ કેટલાક લોકો — એનું મહત્ત્વ સમજતા થયા છે. ધાર્મિકતા એ જ સાચી રાષ્ટ્રીયતા છે એ હવે તેઓ સ્વીકારે છે.

सा विद्या या विमुक्तये એ આદર્શ જ્યારે વિદ્યાપીઠે સ્વીકાર્યો ત્યારે તેનો પૂરો ધાર્મિક અર્થ સ્વીકારતાં કેટલાક ભાઈઓને ભારે મહેનત પડી હતી, અને રાષ્ટ્રીય શાળાઓમાં ધાર્મિક કેળવણીને પ્રધાન સ્થાન હોય એ મહાત્માજીનો આગ્રહનો સિદ્ધાંત પણ ફળદ્રુપ ન થયો. પણ હવે એકબે વર્ષની આત્મશુદ્ધિ પછી રાષ્ટ્રીય શાળાઓમાં પણ ધાર્મિક શિક્ષણ વગર ચાલે નહીં, ચારિત્ર અને નિશ્ચયનું બળ ધર્મ મારફતે જ આવી શકે, ધર્મ મારફતે જ પ્રજા સાથેનો આપણો સંબંધ દૃઢ થઈ શકે, એમ લોકો સમજતા થયા છે. આવી સ્થિતિમાં જૂનાં અને નવાં ભજનો અને પ્રાર્થનાઓનો સંગ્રહ અત્યંત જરૂરી અને ઉપયોગી નીવડવાનો જ. જૂનાં ગીતો એટલે અનેક જમાનાની પસંદગીથી લોકમાન્ય થયેલાં કાવ્યરત્નો. તેમાં પ્રજાનો પ્રાણ સ્ફુરે છે, માતાના ધાવણની પેઠે વગર આયાસે સમાજને તે પચી જાય છે, એ દૃષ્ટિએ રાષ્ટ્રીય કેળવણીમાં તેમનું મહત્ત્વ સૌથી વધારે છે; જ્યારે નવાં પદોમાં ચાલુ જમાનાની આકાંક્ષાઓનું પ્રતિબિંબ હોઈ તે રીતે તેમનું આકર્ષણ વધારે હોય છે.

શિક્ષકના ચારિત્રની અસર એ જ સાચું ધાર્મિક શિક્ષણ છે અને તેટલું જ બસ થવું જોઈએ એ એક પક્ષ છે. અને આદર્શ તરીકે તે બરાબર પણ છે. પણ એવો ચારિત્રપ્રભાવ કેટલા શિક્ષકો બતાવી શકે? જે પોતાની પાસે ન હોય તેને માટે બાળકોને પ્રાચીન રાષ્ટ્રપૂજ્ય વિભૂતિ પાસે, કવિઓ અને ગ્રંથો પાસે લઈ જવાં એ એક જ ઉપાય છે.

ધાર્મિક શિક્ષણમાં વિશિષ્ટ ધર્મ, વિશિષ્ટ ઉપાસ્ય અને વિશિષ્ટ પંથની આભડછેટ

રાખવાનું કશું કારણ નથી. સામાન્ય શિક્ષણમાં જેમ આપણે અનેક સમાજનાં અને અનેક આદર્શનાં ચિત્રોનું અધ્યયન કરીએ છીએ તેમ ધાર્મિક શિક્ષણમાં પણ હોવું જોઈએ. મારા ધર્મથી જુદા ધર્મવિચારો કે માન્યતાઓ હું સાંભળું જ નહીં એવી વૃત્તિમાં અધાર્મિકતા અને પ્રભુદ્રોહ રહેલાં છે. ધાર્મિક શિક્ષણમાં સાચી ધર્મ-વૃત્તિ અને અમર્યાદ પ્રેમ અને પાવિત્ર્ય છે કે નહીં એ જ મુખ્યત્વે જોવું જોઈએ.

ધાર્મિક શિક્ષણમાં ઉચ્ચ સાહિત્ય, શુદ્ધ સંગીત અને સંયમપ્રધાન કલા હોવાં જોઈએ. સંગીત સાથે ધૂપ, દીપ, રંગવલ્લી (સાથિયા), પત્રપુષ્પ વગેરે પૂજાના પ્રકાર પણ હોવા જોઈએ. જ્યાં અનેકધર્મી અને અનેકપંથી વિદ્યાર્થીઓ એકત્ર ભણતા હોય ત્યાં તીર્થ અને નૈવેદ્યની પ્રથા વગર ચલાવવું જોઈએ. પૂજામાં મૂર્તિને બદલે ગ્રંથની પૂજા શરૂ કરીએ તો વિશેષ અનુકૂળ પડે. ભિન્ન ધર્મ અને પંથના ધર્મગ્રંથનું પંચાયતન ગોઠવતાં પણ અગવડ નહીં આવે.

મંત્રો, શ્લોકો કે ગીતો ભણાવતી વખતે ઉચ્ચારણ અને રાગની શુદ્ધતા જાળવવા-માં જેટલી મહેનત લેવાય તેટલી ઓછી છે. આ બાબતની બેદરકારી એ તો એક કલંકરૂપ જ ગણવી જોઈએ. વાણીશુદ્ધિ એ પણ ધાર્મિકતાનું એક આવશ્યક અંગ છે. જૂનાં ગીતોમાં સ્વચ્છ ભાવ સાથે કેટલીક વખતે અસ્વચ્છ ઉપમાઓ અથવા શબ્દપ્રયોગો આવેલા હોય છે. સામાજિક દૃષ્ટિએ શ્રદ્ધાભક્તિથી તે નભાવી લેવાય, પણ શિક્ષણક્રમમાં આદર્શની જેટલી શુદ્ધતા રાખી શકાય તેટલી રાખવી ઘટે છે.

ધાર્મિક સાહિત્યમાં દરેક વસ્તુનો અર્થ અને અભિપ્રાય આપણે બાળકોને આપી શકતા નથી, પણ તેથી કાંઈ નુકસાન નથી. બાળપણમાં મોઢે કરેલું ધર્મસંગીત એ ધર્મબીજનું વાવેતર છે. બરાબર ઉછેર થાય તો યથાકાળે તે ઊગ્યા વિના રહે જ નહીં. અધર્મ કરતાં ધર્મનું બીજ વધારે પ્રબળ હોય છે એટલી શ્રદ્ધા ધર્મશિક્ષકે કેળવવી જોઈએ. ધાર્મિ. શિક્ષણમાં વિદ્યાર્થીઓની સ્વાભાવિક પ્રસન્નતા કચગઈ જાય એવી અતિશયતા ન થાય એની સંભાળ લેવી જોઈએ. સાથે સાથે એ પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે બાળકોની દુર્બળતાને પ્રેમને નામે પંપાળવી એ ધર્મનું કામ નથી.

૧૯૨૨

## વાર્તાનું રહસ્ય

[વાર્તાનું શાસ્ત્ર*ની પ્રસ્તાવના]

ઋષિઓ અને સાધુઓ જનસંમર્દથી દૂર રહેવા જંગલમાં જઈને વસે છે. પણ લોકો એમની પાસે પહોંચી ત્યાં વસ્તી કરે છે. ધીમે ધીમે ત્યાં બજાર જામે છે,

* લેખક : શ્રી ગિજુભાઈ બધેકા

અને પછી તે સ્થાન યાત્રાળુઓને સુલભ થઈ જાય છે. નિસર્ગપ્રેમી સાધુઓ આખરે તે સ્થાન પણ છોડી ફરી આગળ જાય છે અને નવું જંગલ શોધી ત્યાં વાસ કરે છે. જંગલનો પ્રદેશ આવી રીતે ધીમે ધીમે માણસને કબજે આવતો જાય છે.

જ્ઞાનના ક્ષેત્રનું પણ એમ જ છે. પ્રતિભાવાન, ક્રાન્તદર્શી અથવા અગમબુદ્ધિ જ્ઞાનવીરો અનુભવના, વિચારના અને કલ્પનાના નવા નવા પ્રદેશો અથવા સાધનો શોધી કાઢે છે, અને માનવી બુદ્ધિને દિગ કરી નાંખે છે. ધીમે ધીમે એમનો શિષ્ય-સમુદાય प्रणिपातेन, परिप्रश्नेन અને सेवया તેમનું જ્ઞાન શીખી લે છે. ધીમે ધીમે તેમાં ચીલા પડે છે, તેના વિભાગ થાય છે અને જે વસ્તુ એક કાળે પ્રતિભા અથવા ઈશ્વરી પ્રસાદ મનાતી હતી તેનું કાળે કરીને સુવ્યવસ્થિત શાસ્ત્ર બની જાય છે. તેની અપૂર્વતા અને અદ્‌ભુતતા નષ્ટ થાય છે, નિયમનું સામ્રાજ્ય તેના પર વિસ્તરે છે અને છેવટે સાર્વત્રિક અધ્યયનનું તે આવશ્યક અંગ બને છે.

આટલું થયા પછી માણસની વિજયલોલુપ પ્રતિભા એથીયે આગળનું ક્ષેત્ર શોધી કાઢે છે, અને થોડા દિવસ સુધી આ નવું જ્ઞાન પ્રતિભા—geniusનું ક્ષેત્ર મનાય છે. આવો ક્રમ અનાદિ કાળથી ચાલતો જ આવેલો દેખાય છે.

કવિતાનું શાસ્ત્ર થાય જ નહીં એમ એક કાળે મનાતું. સૌંદર્યશાસ્ત્ર અને કલાની ખૂબીઓ સહૃદય માણસ આપોઆપ સમજી શકે છે, એમાં બીજાને કંઈ શીખવવા-નું હોય જ નહીં એમ પણ મનાતું. અરે, રસોઈનું પણ શાસ્ત્ર થાય નહીં! નાનપણમાં એક વાર્તાના મંગળાચરણ તરીકે મેં નીચેનું વચન સાંભળ્યું હતું:

"रागी बागी पागी पारखी और न्याय।
इन पंचन के गुरु हैं पर उपजत अंगस्वभाव।।"

વાર્તાકારનો ભાવ એ હતો કે ગાયન, બાગાયત, ઘોડઉછેર, રત્નની પારખ અને ન્યાય એ પાંચ ધંધામાં ગુરુ પાસેથી કંઈક શીખી તો શકાય છે, પણ આખરે તો આ બાબતમાં કેટલાક માણસોની અંદર જ એવું કંઈક હોય છે જે અપાય પણ નહીં અને લેવાય પણ નહીં. બિચારા વાર્તાકારને આમ બોલતી વખતે ખ્યાલ સરખો પણ નહીં આવ્યો હોય કે સરસ્વતીનું વરદાન ગણાતા એના વાર્તાકથનના ધંધાનું પણ એક કાઠિયાવાડી અધ્યાપક શાસ્ત્ર બનાવી દેવાના હશે!

શિક્ષકની કલા સાચું જોતાં 'उपजत अंगस्वभाव' છે ખરી, છતાં તેના એક એક અંગનું કરતાં આખી શિક્ષણકળાનું શાસ્ત્ર થઈ ગયું છે. સ્વચ્છંદવિહારિણી વાર્તા એક વિચિત્ર મુહૂર્તે કેળવણીની મદદમાં ગઈ એટલે શિક્ષકના હાથમાં સપડાઈ, અને તેનું પણ શાસ્ત્ર બની ગયું.

આ 'વાર્તાનું શાસ્ત્ર' એકલા શિક્ષકોને જ ઉપયોગી નથી. ગ્રંથકારો, સાહિત્યા-ચાર્યો, ભાટચારણો, હરિદાસ પુરાણીઓ અને નાટકકારો સૌને હવે પછી આ 'વાર્તાનું શાસ્ત્ર' વાંચ્યા વગર છૂટકો નથી. ભલભલા વાર્તાકથનપટુ, માણભટો અને બારોટો, શિક્ષકો અને ઉપદેશકો, મુસાફરો અને બાવાઓ બધા જ એમાં પોતાની ખૂબીઓ સ્પષ્ટ શબ્દોમાં, સૌ સમજી શકે એવા રૂપમાં વર્ણવેલી જોઈ રહસ્યસ્ફોટ

મોટા – trade secret ઉઘાડું પાડયા માટે શાસ્ત્રકાર પર ચિડાશે. પણ સાથે સાથે નવી નવી કીમતી સૂચનાઓ આપ્યા માટે મનમાં તેમનો પાડ પણ માનશે.

વાર્તાના શાસ્ત્ર ઉપર અંગ્રેજીમાં કેટલીક સારી ચોપડીઓ છે. ગિજુભાઈ જો તેનો ખાલી તરજુમો કરત તો મને નથી લાગતું કે ગુજરાતી ભાષાની અથવા તેમના પ્રિય શાસ્ત્રની કાંઈ પણ સેવા થાત. 'उपजत अंगस्वभाव'ને ઓપ ચડાવી તેઓ પોતે વાર્તાપ્રવીણ થયા; અનેક સાહિત્યોનું અવગાહન કરી પોતે વાર્તાવારિધિ બન્યા, ત્યાર પછી જ તેઓ આ 'વાર્તાનું શાસ્ત્ર' લખવા બેઠા છે. આ સ્વતંત્ર પ્રયત્ન હોઈ સ્વતંત્રતાનાં સર્વ લક્ષણો એમાં દેખા દે છે. શરૂઆતનાં પ્રકરણોમાં શાસ્ત્રીય પદ્ધતિની કંઈક જડતા જડી આવે છે. પણ વિવરણ જેમ આગળ જાય છે તેમ પ્રપાતની પેઠે તેનો વેગ વધતો જાય છે. વાર્તાશાસ્ત્રના બધા અંગઉપાંગોના પ્રદેશોમાંથી પસાર થતાં લેખકની ભાષાશૈલી એવી તો ખીલી છે કે આપણે ખરેખાત વ્યાખ્યાન જ સાંભળતા હોઈએ એવું લાગે છે.

આ ગ્રંથની મુખ્ય ખૂબી તો તેના ઉત્સાહમાં છે. ગુજરાતી સાહિત્યના સુંદર નમૂના તરીકે શોભે એવી કેટલીયે કંડિકાઓ (પૅરેગ્રાફ) આમાં જડે છે. વાર્તાનું શાસ્ત્ર શીખવાની ઇચ્છા ન હોય એવા સામાન્ય વાચકને પણ આ ગ્રંથ વાંચતાં ખૂબ રસ પડે એમ છે. શાસ્ત્ર શબ્દથી જ ભડકી ઊઠીને, આમાં નીરસ ડાચાકૂટ હશે એમ જો કોઈ ધારે તો તેનું દુર્દૈવ જ ગણાવું જોઈએ.

માણસ શિક્ષક થયો એટલે કેટલીયે દૃષ્ટિએ તેણે વિચાર કરવો જોઈએ એનો પણ ખ્યાલ આ ચોપડીમાંથી અધ્યાપકોને સરસ મળશે.

**નવેમ્બર, ૧૯૨૩**

# શ્રી મુનશીની બે નવલકથાઓ

નવલકથાઓ મનોરંજનને અર્થે લખવામાં આવે છે. ગંભીર સાહિત્યમાં નવલકથાને સ્થાન નથી હોતું. નિબંધ અથવા શાસ્ત્રીય ચર્ચામાં જેમ માથું ખજવાળવું પડે છે તેમ નવલકથામાં નથી પડતું. છતાં સમર્થ લેખકે જો નવલકથા લખી હોય તો નવલકથાની અસર સમાજ ઉપર ભારે સાહિત્ય કરતાં પણ વધારે થાય છે. તેથી જ મમ્મટાચાર્યે કહ્યું છે કે સરસ વાણી મીઠાશથી બોલીને વશ કરનાર કાન્તા પ્રમાણે ઉપદેશ આપનારી છે.

લેખન દ્વારા જો ગુજરાતને 'પ્રબળ અને પ્રગતિમાન, એક અને અતુલ' બનાવી શકાય તો તેમ કરવાનો શ્રી કનૈયાલાલ મુનશીએ 'પાટણની પ્રભુતા' અને 'ગુજરાતનો નાથ' લખીને સુંદર પ્રયત્ન કર્યો છે. આ બે નવલકથાઓથી દરેક ગુજરાતીના હૃદયમાં ગુજરાતના ગૌરવ વિશે શ્રદ્ધા ઉત્પન્ન થશે, ગુજરાત વિશે

પ્રેમ અને ભક્તિ જાગ્રત થશે અને ભૂતકાળની—અસ્પષ્ટ ભૂતકાળની ઝાંખી કરાવનાર એક કાલ્પનિક ચિત્રને લીધે ગુજરાતનું ઐતિહાસિક ભવિષ્ય ઉજજવળ કરવાનો નિશ્ચય ઘણા યુવાનો કરશે એમાં શક નથી.

સોલંકી વંશની પ્રભુતાનું ઐતિહાસિક વૃત્તાંત વાંચીને જે ઊર્મિ હૃદયમાં નથી ઊછળતી તે 'પાટણની પ્રભુતા' વાંચીને ઊછળે છે. 'ગુજરાતનો નાથ' વાંચીને તો મનમાં એમ જ થાય છે કે કનૈયાલાલનો કીર્તિદેવ જે કરી શકયો નહીં તે આજે આપણે કરી નાખીએ. લાંબાં લાંબાં વર્ણન આપ્યા વગર અથવા પ્રણય અને દેશભક્તિ ઉપર લાંબાં લાંબાં વ્યાખ્યાનો લખ્યા વગર કનૈયાલાલ હૃદયને ઉત્તેજિત કરે છે, અને એ જ એમની અસાધારણ કાવ્યશક્તિ બતાવે છે.

આ બે નવલકથા વાંચીને અમને એમ લાગ્યું કે બેચાર વર્ણછટાથી સંપૂર્ણ ચિત્ર ઊભું કરવાની ગ્રંથકારની શક્તિ નવલકથા કરતાંયે નાટકમાં વધારે દીપી શકે.

ગુજરાતી સાહિત્યમાં પ્રણયકથાઓ અને પ્રણયકવિતાઓ ઘણી લખાયેલી છે. પણ પ્રણયપ્રભાવથી હૃદયદૌર્બલ્ય આવેલું જ ઘણે ભાગે જોઈએ છીએ. સદ્‌ભાગ્યે આ બે નવલકથાઓમાં એ દોષ ઓછો છે, અને તેથી જ ભરપૂર શૃંગાર હોવા છતાં, એટલું જ નહીં પણ નીતિબાહ્ય પ્રેમનું વર્ણન હોવા છતાં આ બે કથાઓની વાચક ઉપર બૂરી અસર નથી થતી. મીનળદેવીનો પ્રેમ મહત્ત્વાકાંક્ષાથી ઉજજવળ થયો છે. પ્રણયી મુંજાલ મુત્સદ્દી મુંજાલની નીચે દબાઈ ગયો છે. પ્રસન્ન કુમારીનો આહ્‌લાદક પ્રેમ વીરાંગનાને છાજે એવો છે. મંજરીનો પ્રણયોત્કર્ષ બતાવવામાં તો ગ્રંથકારે પોતાની શક્તિનો પણ ઉત્કર્ષ બતાવી દીધો છે. જયદેવના પ્રણયપ્રસંગમાં હૃદયદૌર્બલ્ય તો છે જ પણ ગ્રંથકારે આપણા મનમાં એ બાલરાજા વિશે રાજભક્તિ તો શું પણ સહાનુભૂતિ સુધ્ધાં ઉત્પન્ન કરી નથી, તેથી એના હૃદયદૌર્બલ્યનો ચેપ લાગવાની બીક નથી.

ગુજરાતી સાહિત્યની એક ખાસ વિશેષતા તેની અંદર આવતી સ્નેહલગ્નની મીમાંસા એ છે. ગુજરાતના સાક્ષરો સ્નેહલગ્ન અને દેહલગ્ન, સ્થૂળલગ્ન અને સૂક્ષ્મલગ્ન, Platonic love અને free love વગેરે પાછળ ગાંડા બની ગયા છે એમ કહીએ તો તેમને ખોટું નહીં જ લાગે એવી આશા રાખીએ છીએ. સ્નેહલગ્નની કદર એ ગુજરાતી સાહિત્યનો અપૂર્વ ગુણ છે, તેમ તે મોટામાં મોટો દોષ પણ છે. 'પાટણની પ્રભુતા' અને 'ગુજરાતનો નાથ' એ બંને કથાઓમાં મુંજાલ અને મીનળદેવી વચ્ચેનું સૂક્ષ્મ સ્નેહલગ્ન એ એનો સુંદર દાખલો છે. પહેલી કથા કરતાં બીજીમાં એ સ્નેહ રસિકતાથી વિરલ અને શુદ્ધ થયેલો બતાવ્યો છે. આ સ્નેહલગ્નની રુચિ ગુજરાતમાં કયાંથી આવી હશે? શું તે આ ભૂમિનો જ ગુણ હશે? શું એ શ્રીકૃષ્ણનો વારસો હશે? અથવા વલ્લભાદિ આચાર્યોના ભક્તિવૃક્ષનું ફળ હશે? કે સ્વિડનબૉર્ગના યુરોપીય સામ્રાજ્યની તે એક હિંદી વસાહત હશે? કે ગઝલિસ્તાનમાંથી કલાપી જેવા કવિઓની પીઠ ઉપર લાદીને આણેલો સૂફી ઇશ્કનો મેવો હશે?

વાર્તાનો જયદેવ કલાપીનો અનુયાયી દેખાય છે જ્યારે મુંજાલ મથુરા ગયા પછી સ્મરણમાં જ ગોપીઓનો સંબંધ રાખનાર મુત્સદ્દી શ્રીકૃષ્ણનો શિષ્ય દેખાય છે. સંધિવિગ્રહકારી રાજદૂત કીર્તિદેવને મારવા તૈયાર થયેલો મુંજાલ યજ્ઞસભામાં શિશુપાલનો વધ કરનાર શ્રીકૃષ્ણના જેવો દેખાય છે. મહાભારત યુદ્ધને અંતે શ્રીકૃષ્ણની મુત્સદ્દીગીરીને જેવો સંદિગ્ધ યશ મળ્યો તેવો જ યશ આપણા મુંજાલને પણ મળ્યો છે. માત્ર આ સરખામણી ઉપરથી મુંજાલમાં અને શ્રીકૃષ્ણમાં એથી વધારે સરખાપણું છે એવું માનવાનું નથી.

રુકિમણીહરણ કરનાર શ્રીકૃષ્ણનો વંશજ કૃષ્ણદેવ અથવા ખેંગાર જે રીતે સોમસુંદરીને લઈને નાસી જવા માગે છે તે કંઈ પ્રશંસાપાત્ર લાગતું નથી.

શ્રી કનૈયાલાલની આ બે કૃતિઓમાં દોષો ઘણા છે, પણ ગોલ્ડસ્મિથની પેઠે તેઓ કહી શકે છે કે, 'There are a hundred faults in this little thing and a hundred things may be said to prove them beauties.' (આ અલ્પ કૃતિમાં સેંકડો દોષ છે પણ તેમાં જ સુંદરતા રહેલી છે એમ સાબિત કરવા સેંકડો દલીલો પણ લાવી શકાય તેમ છે.) રા. મુનશીનો આવો બચાવ સ્વીકારવા અમે રાજી છીએ.

આ બે નવલકથાઓમાં 'મુદ્રારાક્ષસ' જેવી મુત્સદ્દીગીરી પોતે બતાવી છે એમ શ્રી મુનશી માનવા જાય તો તેમાં તે ભૂલ ખાશે. મુંજાલ બધે શું શું ચાલે છે એની હમેશાં બાતમી રાખનાર નાના ફડનવીસ જેવો જણાય છે. કાકભટ્ટ પરિસ્થિતિ ઓળખી જાણે એટલો ધૂર્ત છે, કઠિન પ્રસંગમાં શું કરવું તે તરત નક્કી કરી જાણે એટલો ચતુર છે પણ પ્રત્યક્ષ કાર્યમાં એનું મુત્સદ્દીપણું ચાલતું નથી. મુત્સદ્દી કરતાં ભટ્ટરાજ તરીકે જ તેના ઉપર આપણને પ્રેમ ઊપજે છે. કાકમાં જેટલું શૌર્ય અને સાહસ બતાવેલું છે તેટલી ક્ષાત્રવૃત્તિને ઉચિત ધર્મવૃત્તિ કે આર્યતા નથી બતાવવામાં આવી, અને તેથી કાક રજપૂત વીર નથી પણ ગુર્જર સુભટ છે એ ઐતિહાસિક ચિત્ર વધારે યથાર્થ બન્યું છે. પ્રાણ જાય પણ અનાથ કે નિર્દોષનો વાળ પણ રજપૂતને હાથે વાંકો ન થાય; ત્યારે આપણો કાક તો બહારવટિયાની પેઠે ઘોડીની ચોરી કરે છે અને નરસિંહ જેવા નિમકહલાલને અને નિર્દોષ ગઢવીને ઊંધે માથે કોટની કિનાર પરથી બહાર નીચે ખાડી તરફ હવામાં વિનાશક મુસાફરી કરાવે છે. કાકને વિશે આપણો ગમે તેટલો પક્ષપાત હોય તોપણ આ ઘાતકી કૃત્ય જોઈને તો કંપારી જ છૂટે છે. તિલકચંદ્રના ખૂનની વાત તો જવા દઈશું. કુટિલ જાતિના આદ્ય આચાર્ય ચાણક્યે પણ આવાં ઘાતકી કૃત્યો નથી કર્યાં. કાકનાં ચારિત્ર્ય અને બુદ્ધિની ઉત્કૃષ્ટતા, કાવતરાંબાજોની ગુપ્ત બેઠકમાં કાકે બતાવેલી સમયસૂચકતા અને ઘડેલી રાજકીય યોજનામાં નજરે પડે છે. 'પાટણની પ્રભુતા'માં નાયકપદ ભોગવનાર ત્રિભુવન 'ગુજરાતનો નાથ'માં એકદમ ગૌણ સ્થાનમાં આવી પડ્યો છે. પોતાના કુળની ખબર પડતાં જ જેમ કીર્તિદેવની દૈવી શક્તિ લોપ પામી તેમ જ શું પ્રતિજ્ઞાપાલન કરી ન શકવાથી મંડળેશ્વર ત્રિભુવન હતપ્રભ થઈ ગયો?

'પાટણની પ્રભુતા'નાં નાયકનાયિકા ત્રિભુવન અને પ્રસન્ન 'ગુજરાતનો નાથ'માં ત્યાંનાં નાયકનાયિકા કાક અને મંજરીનાં મુરબ્બી બનવા પૂરતાં જ આવેલાં હોય એમ લાગે છે. બંને નવલકથાઓમાં મુખ્ય પાત્રોને નાયકનાયિકા ન બનાવવામાં લેખકે શુદ્ધ રસિકતા બતાવી છે.

કાળભૈરવની આરાધના તેમ જ શેષનાગ જોડે કાકે કરેલું યુદ્ધ એ બે પ્રસંગોમાં તે વખતના સમાજની સ્થિતિ અને મનોરચના કુશળતાથી બતાવી છે. પણ કાક સાચે જ કાળભૈરવ પાસેથી કીર્તિદેવનું કુળ પૂછી આવ્યો એવું જે લેખકે બતાવેલું છે તે વીસમી સદીના લેખકમાં શોભતું નથી.

કાક અને મંજરીનો પ્રણયવિકાસ અને તેનું ઔચિત્ય શ્રી નરસિંહરાવે ઉપોદ્‌ઘાતમાં દર્શાવેલાં હોવાથી અહીં તેની ચર્ચા કરવા નથી માગતા. મંજરીને જ્ઞાનગર્વિતા બતાવતાં બતાવતાં તેના મોંમાં કાક વિશે **शुनीमन्वेति श्वा** જેવું બીભત્સ વચન મૂકવામાં લેખકે આર્ય રમણીની રસિકતાને અને મંજરીની સંસ્કારિતાને અન્યાય કર્યો છે.

બંને ગ્રંથોની ભાષા મનહરણી છે. લાંબાં લાંબાં વર્ણનોનો અભાવ જોઈને લગભગ દરેક વાચકે ગ્રંથકારને સાભાર આશીર્વાદ આપ્યા હશે. ડગલે ડગલે કવિની પ્રતિભા પંપાસરના કમળની પેઠે ખીલે છે અને કથાના ધોધ સાથે દોડતાં છતાં દરેક કમળ ઉપર ક્ષણેક ઠરવાની વાચક-માનસ-હંસને લાલસા ઉપજાવે છે.

આ નવલકથા વિદ્યાર્થીઓને વાંચવાની ભલામણ કરીએ કે ન કરીએ એ એક સવાલ વિચારવાનો રહ્યો. ઘણી પ્રણયકથાઓ જેમ નવયુવકોમાં હૃદયદૌર્બલ્ય ઉત્પન્ન કરે છે, મહત્ત્વાકાંક્ષા નષ્ટ કરે છે, મનોરાજ્યના વિલાસી વાતાવરણમાં નિર્વીર્ય કરી નાંખે છે તેવી આ નથી એ તો અમે ઉપર કહી ગયા છીએ.

બ્રહ્મચર્યના પરિપૂર્ણ આદર્શમાં તો શૃંગારરસશ્રાવણની સખત મના છે. સ્ત્રી-પુરુષના મનોવિકાર સાથે અપરિચિત રહેવું એ બ્રહ્મચર્યનો આદર્શ નથી. પ્રાકૃતિક વાસના અને વિકાર દરેકની અંદર હોય જ છે. તે બાબતમાં વિદ્યાર્થીઓને અજ્ઞાન રાખવામાં સુરક્ષિતતા છે એવું કોઈ સુજ્ઞ માણસ ન જ માને. વાંધો છે એ વિકારોને મોહક રૂપ આપીને તેની પ્રત્યે અભિલાષા ઉત્પન્ન કરવામાં; વાંધો છે તે વિકારને પોષવામાં. આ દૃષ્ટિથી કોઈ પણ પ્રણયકથા નિર્દોષ ન જ ગણાય. જેઓ રાધાકૃષ્ણના પ્રેમને તેમાં શૃંગાર સાથે ભક્તિરસ હોવાથી નિર્દોષ ગણે છે તેઓ આ કથામાં શૃંગાર સાથે વીરરસ, સંયમ અને દેશાભિમાન ભળેલાં હોવાથી તેને નિર્દોષ ગણશે. બ્રહ્મચર્યપાલનનો આકરો આદર્શ જેઓ દૃષ્ટિ આગળ નથી રાખતા તેઓ પણ આ ચોપડી વિદ્યાર્થીઓના હાથમાં મૂકતાં પહેલાં તેમાં બેચાર ઠેકાણે સહેજસાજ ફેરફાર જરૂર ઇચ્છશે. અને તેમ કરતાં કથાવસ્તુને અથવા રસપરિપાકને બિલકુલ હાનિ નહીં પહોંચે એવી અમારી ખાતરી છે. આવી સુધરેલી આવૃત્તિ આપણાં વિદ્યામંદિરોમાં પાઠયપુસ્તક તરીકે જરૂર વાપરી શકાય.

'પાટણની પ્રભુતા' અને 'ગુજરાતનો નાથ' લખીને શ્રી કનૈયાલાલ મુનશીએ અમને જે રસાસ્વાદ ચખાડ્યો તેને માટે અમે તેમને હાર્દિક ધન્યવાદ આપીએ છીએ.

માર્ચ, ૧૯૨૨

# દ્વિરેફની વાતો*

આ જીવંત વાર્તા વાંચી ઘણો આનંદ થયો. દ્વિરેફ એટલે ભ્રમર, એની પાસે ડંખ પણ હોય અને મધ પણ હોય. આ વાર્તાઓમાં સાત્ત્વિક ડંખ ઓછો નથી. સમાજની નાનીમોટી બદીઓ પર જ્યાંત્યાં સજ્જન વૃત્તિની ટીકા છે. પણ તમને એમ નહીં લાગે કે દ્વિરેફ ઉપદેશ આપવા બેઠો છે. દ્વિરેફ એટલે ભ્રમર, એ તો રંગથી આકર્ષાય; અને ઊડ્યા જ કરે, નાનાંમોટાં ફૂલો તપાસે અને જ્યાંત્યાંથી મધ લૂંટે; એને એકલા ખાવાની ટેવ નહીં એટલે તમને પણ થોડુંક પીરસે છે.

આ વાર્તાઓની મુખ્ય ખૂબી તેમની સ્વતંત્રતા છે. અનુકરણી વાર્તા ગમે તેટલી સુંદર હોય તોયે એનો સ્વાદ તો જમ્યા પછી ખાધેલા પકવાન જેવો જ હોય છે. આટલી સ્વતંત્ર, સુંદર અને સ્વાભાવિક વાર્તાઓ સહેજે વાંચવા નથી મળતી. હું ધારું છું કે આજકાલ દ્વિરેફ અને ધૂમકેતુ બે જ વાર્તાકાર તરીકે ઓળખવા લાયક નીવડ્યા છે. બીજા હોય તો હું જાણતો નથી.

મને લાગે છે કે આ તેરમાંથી ફક્ત અગિયાર વાર્તા દ્વિરેફની છે. 'જમનાનું પૂર' એ આછી વાર્તા રામનારાયણભાઈની છે, દ્વિરેફની નથી. અને છેલ્લી 'ખેમી' એ તો કોઈ ધૂમકેતુના મિત્રે દ્વિરેફને નામે ચડાવી છે. એ વાર્તા નિતાન્ત સુંદર છે. એનો સમભાવ જરૂર રામનારાયણભાઈનો છે પણ શૈલી દ્વિરેફની નથી.

કેટલાક વાર્તાકારો ગરીબોના જીવનની મૂંઝવણો પ્રત્યે ખૂબ સમભાવ બતાવે છે. પણ ઘણી વાર તેમાં પ્રેરકતત્ત્વ કારુણ્ય કરતાં કાવ્ય જ હોય છે. તેથી એ વાર્તાની મીઠાશનો મોઢું ભાંગે ત્યાં સુધી આસ્વાદ લીધા પછી મનમાં એમ જ રહી જાય છે કે 'ગરીબોનાં દુઃખ' જેવો પવિત્ર વિષય નર્યા કાવ્ય ખાતર વાપરી ન નાખ્યો હોત તો ઠીક થાત. પપનસ ખાધા પછી જેમ મોઢામાં એક વિશિષ્ટ કડવાશ રહી જાય છે તેવી સ્થિતિ થઈ જાય છે. દ્વિરેફની વાર્તામાં સાદાઈ અને સીધાઈ એટલી બધી છે કે ત્યાં એવું કશું થતું નથી. દ્વિરેફ આપણને તૈયાર કરવાને વખત જ આપતો નથી. એક ફૂલ ઉપરથી બીજા ફૂલ ઉપર ઊડતો જ જાય છે. આ અગિયાર વાર્તાઓમાં પહેલું ઇનામ તો મુકુંદરાયને જ મળવું જોઈએ. મુકુંદરાયના પિતા જ્યારે નખોદ માગવાનું સૂચન કરે છે ત્યારે બોલી જવાય છે 'क्रोधं प्रभो संहर संहरेति ।'

* લેખક: શ્રી રામનારાયણ વિ. પાઠક

શું મેં એમ લખ્યું છે કે દ્રિરેફની વાર્તામાં સીધાઈ છે? ના. ડંખ સીધા હોય? ‘જક્ષણી’ અને ‘સફળતાના ભેદ’માં શું સીધાઈ છે? હરગિજ નહીં. એમાં તો અથથી ઇતિ સુધી વક્રતા જ ભરેલી છે. અને દ્રિરેફની દુષ્ટતા એટલી બધી છે કે આપણા મનમાં એના પ્રત્યે સમભાવ ઉત્પન્ન કરી આપણને પણ વક્ર બનાવે છે.

દ્રિરેફની વાર્તાની ખૂબી શામાં રહેલી છે? હું ધારું છું દરેક પ્રસંગની અને અભિપ્રાયની બીજી બાજુ બતાવવાની એની કુશળતા અને સહાનુભૂતિ એ જ એનું મુખ્ય રહસ્ય છે. આવી વાર્તા સમાજને આપવી એમાં પણ સમાજની મોટી સેવા રહેલી છે.

એપ્રિલ, ૧૯૨૮

## પચાસ વર્ષ પછી*

આપણી ભાષામાં આ એક તદ્દન નવી જાતની નવલકથા છે. ભારતવર્ષના આજના વાતાવરણની, અને અહિંસા પ્રત્યે નથી શ્રદ્ધા અને નથી અશ્રદ્ધા એવા વાતાવરણની અસર બતાવતી આ નવલકથા અહિંસાનો ક્રમે ક્રમે થતો વિજય બતાવે છે. વાચકોનાં મન ઉત્તેજિત ન થાય અને કલાકૃતિનું પાન અનાસક્તભાવે કરી શકાય એટલા ખાતર કથાકારે ભારતવર્ષને સ્વાતંત્ર્યસેવી બનાવી, સ્વાતંત્ર્યસંગ્રામનું ક્ષેત્ર દૂરના પૂર્વ આફ્રિકાનું રાખ્યું છે. કથાનાં વર્ણનો, પ્રસંગો, સિદ્ધાંતો અને વિચારો આજના તાજા અનુભવમાંથી જ લઈને પચાસ વર્ષ પછી એ બધાનું કેવું રૂપાંતર થશે એનો પોતાની કલ્પનાશક્તિથી પરિપાક કલ્પી એમણે આ કથા રચી છે. આજના અહિંસાપ્રધાન રાજકારણના દિવસોમાં અને રૂઢિઓ તોડવાની યુવક-પ્રવૃત્તિઓના દિવસોમાં આ જાતની નવલકથા તૈયાર થાય એ સ્વાભાવિક છે. કથાકારનું હૃદય સમાજહૃદય સાથે એકતાર અને એકતાન થયાનો આ ઉત્તમ નમૂનો છે. એ ઉપરથી આશા બંધાય છે કે ભાઈ રામનારાયણ જેટલા સમાજસેવક છે તેટલા જ સાહિત્યસેવક પણ સફળ નીવડશે. આખી વાર્તાની વસ્તુમાં ગાંધીજીની છાયા પૂરેપૂરી દેખાય છે, પણ વાર્તાકારે ગાંધીજીને વાર્તામાં આણ્યા નથી. આ સંયમને લીધે કલારસિક તરીકે લેખકની ઊંચી શક્તિ સિદ્ધ થાય છે.

નવેમ્બર, ૧૯૩૧

---

* લેખક : શ્રી રામનારાયણ નાગરદાસ પાઠક.

# ભુલાયેલાં ભાંડુ*

'મશાલચી' એ તખલ્લુસ તળે પ્રસિદ્ધ થયેલાં કેટલાંક સંભાષણાત્મક શબ્દ-ચિત્રો ઘણા દિવસ થયાં મારા હાથમાં આવ્યાં હતાં. એ ચોપડીના લેખકનો જરાય પરિચય ન હતો. સંભાષણોની ભાષાએ પહેલવહેલું ધ્યાન ખેંચ્યું. હરિજનોની પરિસ્થિતિ ઠીકઠીક નિહાળ્યા વગર અને એમની વચ્ચે ફર્યા વગર આ શક્તિ આવી ન શકે એમ તરત લાગ્યું. નવજીવનમાં લખતાં એ ચોપડીનો સહેજ ઉલ્લેખ કર્યો હતો. પાછળથી મિત્રો પાસેથી એ લેખક વિશે જાણ્યું.

પરિણામે લેખકે લખેલા નવા નાટકની પ્રસ્તાવના લખવાનું પ્રવાહપ્રાપ્ત થયું; કેમ કે કંઈક અંશે આ નાટક 'ઢેડનું કોઈ ધણી નથી' એમાંના છેલ્લા સંવાદ સાથે અનુસંધાન ધરાવતું લાગે છે. અને હું પ્રસ્તાવના લખવાની હા પાડું છું તે ચોપડી પ્રથમથી જોઈને નહીં, પણ ઓળખીતાઓના આગ્રહને વશ થઈને.

હરિજનોનું કાર્ય સાવ નવું છે, કોઈ સાહિત્યકારે પોતાની કલમ એ કાર્યને હજી અર્પણ કરી નથી. દ્વિરેફ કે ધૂમકેતુએ હરિજનોને વિશેષરૂપે અપનાવ્યા હોત તો અત્યાર સુધી એમણે મોટું સાહિત્ય ઊભું કર્યું હોત, અને સાહિત્ય મારફતે હિન્દુ ધર્મની સમર્થ સેવા એમને હાથે થઈ હોત. અમેરિકામાં ક્વેકરપંથી સ્ટૌ બાઈએ 'અંકલ ટૉમ્સ કેબિન' એ એક જ નવલકથા લખીને આખી દુનિયાની સહાનુભૂતિ ત્યાંના ગુલામો તરફ ખેંચી દીધી. અંગ્રેજી સાહિત્યની કોઈ પણ ઉત્કૃષ્ટ કૃતિ કરતાંયે એ ચોપડીની યોગ્યતા વધારે છે. લાગણીથી ધગધગતી એ ચોપડી આખી દુનિયાના સાહિત્યમાં ઊંચું સ્થાન મેળવી શકી છે. કેવળ સાહિત્યની કળાથી એ ચોપડી આટલી પ્રભાવશાળી નથી થઈ, પણ એ કળા પાછળ માનવકલ્યાણની ઉત્કટ ભાવના કામ કરતી હતી અને હજીયે કરે છે. ગરીબોની દુનિયા વિશે સમભાવ ઉત્પન્ન કરવો એ સાહિત્ય માટે ભારે અનુકૂળ વિષય છે એમ સમજીને લખવું એ જુદું અને ગરીબોની દુનિયાના દુ:ખનિવારણ માટે સાહિત્યની શક્તિ વાપરવી એ જુદું છે. પ્રસ્તુત કૃતિનો કર્તા બીજી કોટિમાં પડે છે એ સમજણથી એની કૃતિ મેં નિહાળી છે અને હું આશા રાખું છું કે એ કારણે એની સાહિત્યશક્તિ દહાડે દહાડે ખીલતી જશે.

પારકા દેશમાં જઈ ત્યાંના લોકોને વટલાવવાની પ્રવૃત્તિ પાછળ સેવાભાવ સાથે દૂરંદેશી સ્વાર્થ પણ હોવાનો સંભવ રહે છે. ધાર્મિકતા કરતાં ધર્માભિમાનની પ્રેરણા જ મુખ્યત્વે હોઈ શકે છે. એ વાત ભલે સાચી હોય. પારકા લોકોએ આપણા ધર્મની જે નિન્દા કરી છે તેની પાછળ અજ્ઞાન સાથે દુષ્ટ હેતુ પણ વખતે હશે. પણ એની તકરાર કર્યે લાભ શો? આપણાં ભાઈભાંડુની આપણે દરકાર ન

* લેખક: શ્રી મશાલચી

રાખીએ, અને પારકા લોકોએ આવીને એમનો હાથ ઝાલ્યો, એમને અપનાવ્યા, અને માથું ઊંચું કરતા કર્યા એ આપણે કેમ ભૂલી શકીએ? જ્યાં સુધી આપણે આપણાં પાપો ધોયાં નથી ત્યાં સુધી પારકા લોકોએ કરેલાં સત્કર્મો પાછળનો હેતુ તપાસવાનો આપણને અધિકાર નથી. અધિકાર હોય તોયે તેમ કરવું શોભવાનું નથી. એક મરાઠી કહેવત પ્રમાણે મા ઘરમાં ખવડાવે નહીં અને બાપ પારકે ઘેર જઈ ભીખ માગવા દે નહીં, એવી સ્થિતિ તો આપણાં સૌથી ભુલાયેલાં ભાંડુઓની આપણે કરવા નથી માગતા ને?

આ નાટકમાં બે પાત્રો ધ્યાન ખેંચે છે. એક જેસુ અને બીજો શંભુ. હિન્દુ ધર્મમાં જે સુધારો થવાનો છે તે સુધારાનો સજ્જડ, આંધળો અને ઝનૂની વિરોધ કરનાર, એવા સનાતનીના પેટે જ અવતરવાનો છે એ આગાહી શંભુમાં સાચી ઠરે છે, અને હરિજનોનો ખરો ઉદ્ધાર, એમની બાળાઓ ખરેખરી કેળવણી મેળવી જ્યારે પોતાના સમાજને દોરશે ત્યારે જ થવાનો છે એ પણ લેખક બરાબર સમજ્યો છે તેથી એણે જેસુનું પાત્ર કલ્પ્યું છે. આ બે પાત્રની કલ્પના જ આ નાટકની ઉપયોગિતા સિદ્ધ કરવા માટે બસ છે.

૧૯૩૧

# બાળવાર્તાની ખૂબી

[બાળવાર્તા* ભા. ૧ તથા ૨ ની પ્રસ્તાવના]

૧

શહેરના લોકોને વનભોજન કરવામાં ભારે આનન્દ આવે છે. શહેરની બહાર દૂર કોઈ એક બગીચામાં બધા ભેગા થાય છે, ચૂલો બનાવી શકાય એવા ત્રણ પથરા ગોતી કાઢે છે, આસપાસથી લાકડાના સૂકા કકડા એકઠા કરે છે, પાંદડાંની જેમતેમ પતરાવળી અને પડિયા બનાવે છે અને બધી મુસીબતો વેઠીને રાંધી ખાય છે. એમાં જ તે દિવસનો આનંદ રહે છે. શહેરની કૃત્રિમતા છોડીને નૈસર્ગિક માણસ—કુદરતી માણસ—બનવાનો એ આનંદ હોય છે. હજારો વર્ષના પ્રયત્નોથી જે સાધનો મનુષ્યે ઉપજાવેલાં છે તેને અભાવે આપણે શી રીતે ચલાવી શકીએ એનો વનભોજનમાં ઉત્તમ પાઠ મળે છે અને તેથી કૃત્રિમતાની કાંચળી ઊડી જઈને મનુષ્ય પોતાનું સ્વરૂપ ઓળખી શકે છે. કુસ્તીમાં પણ એ જ આનંદ રહેલો દેખાય છે. શસ્ત્રયુદ્ધ, વાગ્યુદ્ધ, અથવા કોર્ટબાજી એ બધા સુધરેલા પણ કૃત્રિમ ઉપાયો છે. કુસ્તીમાં શરીર શરીર સાથે નૈસર્ગિક શક્તિથી લડે એમાં જ એનો આનંદ રહેલો હોય છે.

---

*લેખક : શ્રી ગિજુભાઈ બધેકા

સાહિત્યમાં પણ એવો જ નૈસર્ગિક આનંદ અને નૈસર્ગિક લાભ લેવા તરફ હાલમાં પ્રવૃત્તિ થતી જાય છે. નીતિશાસ્ત્ર, વિવેકશાસ્ત્ર, સાહિત્યશાસ્ત્ર અને ભાષાશાસ્ત્રના કૃત્રિમ નિયમોનું બંધન જેમાં ન હોય અને મનુષ્યસ્વભાવનો નૈસર્ગિક પ્રવાહ જેની અંદર કશી પણ રોકાવટ વગર સોંસરો ચાલતો હોય એવું સાહિત્ય આજે દુનિયાને જોઈએ છે. શિષ્ટ સાહિત્યમાં ભારે કળા હોય, સુંદર ઓપ હોય તોપણ નૈસર્ગિક સાહિત્ય જેટલો પ્રાણ તેમાં નથી હોતો. રાજાના મહેલમાં દાદરના કઠેડા પર જે પૉલિશ હોય છે તેના કરતાં કોઈ પણ મંદિરના દાદરના કઠેડા પર અસંખ્ય લોકોના હાથના ઘસારાથી જે સુંવાળપ અને ચળકાટ આવે છે તે કાંઈક ઓર જ હોય છે. એ જ રીતે સાહિત્યશાસ્ત્રના નિયમને અનુસરીને ભાષાને જે અલંકાર પહેરાવવામાં આવે છે તેના કરતાં અનેક પ્રાંતના, અનેક જમાનાના અને અનેક જાતના લોકોનાં મોઢામાં રમવાથી સાહિત્યને જે નૈસર્ગિક ઓપ આવે છે તે લૌકિક છતાં અલૌકિક હોય છે. કેળવણીનો આધાર આવા લોકસાહિત્ય ઉપર રાખવામાં આવે તો જ તે સાચી રાષ્ટ્રીય કેળવણી કહેવાય. આપણા દેશમાં જ્યારે રાજકવિઓ દરબારમાં શબ્દાલંકાર, અર્થાલંકાર વગેરેની કસરત કરી બતાવતા ત્યારે અભણ પણ સંસ્કારી જનસમુદાય એક જુદા જ સાહિત્ય ઉપર પોષાતો હતો. આ સાહિત્ય ક્યાંથી આવ્યું? કોણે શરૂ કર્યું?

જ્યાંથી રાષ્ટ્રનો સ્વભાવ નિર્માણ થયો ત્યાંથી આ સાહિત્યનો ઊગમ છે. જેની અંદર સમાજનો પ્રાણ સ્ફુરે છે તેણે આ સાહિત્ય લખ્યું છે. આ સાહિત્ય દ્વારા બાળકોને કેળવણી આપો તો તેઓ સમાજને ઓળખી શકશે અને સમાજને ઓળખી સમાજના એકસામટા દાસ અને પ્રભુ બનશે.

પ્રાચીન ઋષિઓએ પણ લોકસાહિત્યનું સાર્વભૌમત્વ સ્વીકાર્યું છે અને તેથી જ તેમણે પોતાને સ્ફુરેલા આધ્યાત્મિક સનાતન સિદ્ધાંતો લોકવાર્તાના રૂપકમાં ગૂંથીને વેદમાં દાખલ કર્યા છે. પુરાણો તો લોકવાર્તાનો ભંડાર છે. ભાસકાલિદાસાદિ મહાકવિઓએ પોતાની પ્રતિભા પ્રગટ કરવા માટે આ લોકવાર્તાનું જ શરણ લીધું છે. નીતિશાસ્ત્રવિશારદ આર્ય ચાણક્યે લોકવાર્તાનો ઉપયોગ કરી ઠોઠ રાજપુત્રોને પણ નીતિનિપુણ કર્યા છે. જ્યારે જ્યારે કવિપ્રતિભા મંદ પડે છે, પ્રજાનો ઉત્સાહ ક્ષીણ થાય છે, કેળવણીનો ઝરો સુકાઈ જાય છે, ત્યારે ત્યારે દેશના નેતાઓ આ લોકસાહિત્યરૂપી ગંગોત્રી પાસે જઈને તપશ્ચર્યા કરતા દેખાય છે. શેક્સપિયરને પૂછો કે શીલરને, તો તે એમ જ કહેશે કે લોકસાહિત્ય એ જ અમારો ગુરુ છે. તમારા તત્ત્વજ્ઞાનીઓ અને તર્કશાસ્ત્રીઓ ન કરી શકે તેવી સૂક્ષ્મતાથી લોકસમાજે આ સાહિત્યના વિભાગ પાડેલા છે. સાસુનો ત્રાસ સહન કરતી વહુની વાર્તાઓ એ એક સ્વતંત્ર વિભાગ છે. સંકટો સામે બહાદુરીથી લડનાર રાજપુત્રોનો વિભાગ અલગ છે. પોતાની ચાતુરીથી સંકટોની સુસંધિ બનાવનાર વણિક મુસાફરનો વિભાગ જુદો છે. પોતાના નિર્વ્યાજ પ્રેમથી જ સુરક્ષિત એવાં બાળકોનો પ્રાંત પણ એકદમ નિરાળો અને વિશાળ છે. દેશાભિમાન અને ધાર્મિક ઝનૂનના પાઠ ભણ્યા વિના માનવજાતિના

સ્વાભાવિક પ્રેમને લીધે 'બહુજનસુખાય બહુજનહિતાય' આત્માર્પણ કરનાર ધર્મવીરોનો વિભાગ ઓછો વિસ્તીર્ણ નથી. લોકસાહિત્યના રાજાઓ પોતાનો વૈભવ ભોગવતા છતાં પોતાનું મનુષ્યપણું અને મનુષ્ય તરીકેનો પોતાનો દુનિયા સાથેનો સંબંધ ભૂલી જતા નથી. લોકસાહિત્યના લૂંટારા, ઠગ અને ચોરો પણ ગરીબોના બેલી બની આપણી સહાનુભૂતિ મેળવી શકે છે. લોકસાહિત્યના વીરો અને ફકીરો આપણા-માં અનુકરણની ઇચ્છા ઉત્પન્ન કરે છે. અને તેથી જ લોકસાહિત્ય એ સત્ય સાહિત્ય છે. એનો ઉપયોગ કેળવણીમાં થવો જોઈએ. જે શિક્ષકને બાળકોનું જીવન સત્ય અને સંપૂર્ણ નથી લાગતું તે સફળ અધ્યાપક થાય જ નહીં. મૅઝીનીને ઇટલીના સ્વા-તન્ત્ર્યનું જેટલું મહત્ત્વ લાગતું હતું, મિકાડોને માટે પ્રાણ અર્પણ કરનાર જપાની વીરોને સ્વદેશ વિશે જે લાગણી હતી તે જ માહાત્મ્ય અને તે જ લાગણી બાળકોને પોતાની બાળદુનિયા વિશે હોય છે. અને તે વૃત્તિથી જ બાળકોને બાળવાર્તા દ્વારા બાળદુનિયાનો પરિચય કરાવવો જોઈએ.

આ નાનકડા પુસ્તકમાં જે બાળવાર્તાઓ આપેલી છે તેમાં કળા છુપાયેલી છે, તાત્ત્વિક બોધ અદૃશ્ય રૂપે વસે છે, જનસ્વભાવનું વર્ણન મૂક છે ને મુગ્ધ બાળકો-નો આશુતોષ આહ્લાદ ઓતપ્રોત છે; તેથી જ શિક્ષકને તે ઉત્તમ મદદગાર છે. અનુભવી અને ઉત્સાહી શિક્ષકોને એટલી જ પ્રાર્થના છે કે આ વાર્તાઓ સુધારવા પ્રયત્ન કરશો નહીં. આ વાર્તાઓનું ધ્યાન કરો, ધ્યાનથી તદાકાર થાઓ અને પછી જે તમને સ્ફુરે તે બાળકો પાસે મૂકજો. આ વાર્તાઓ શાસ્ત્રનો સંયમ પાળતી નથી પણ તેની અંદર એક સ્વાભાવિક સંયમ હોય છે. પાપીને ધિક્કાર્યા વગર પાપપુણ્યનો ભેદ તેઓ બતાવે છે અને સમાજસેવાના ઉચ્ચ આદર્શનો ખ્યાલ ન આપતાં છતાં વિશ્વવ્યાપી પ્રેમ ઉત્પન્ન કરે છે. આ વાર્તાઓ યાત્રાળુઓની માફક દેશદેશાંતરમાં ફરે છે અને જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં પ્રેમધર્મ સ્થાપિત કરે છે. ગામડામાં વસતી ડોશી ચાર ધામ ફરી આવી છે એમ કોઈ કહે તોપણ આપણને તે સાચું લાગતું નથી, તે જ પ્રમાણે ઘરગથ્થુ લાગતી વાર્તાઓ ચાર ખંડ ફરી આવેલી હોય છે એમ કહીએ તો સામાન્ય વાચકનો વિશ્વાસ ન બેસે. આ ચોપડી-ની વાર્તાઓ કાઠિયાવાડમાં પ્રચલિત છે, પણ તે ક્યાંથી આવી છે અને ક્યારે કાઠિયાવાડમાં આવી વસી છે તે કોણ કહે? એકાદ વાર્તા નાઈલ નદીના કાંઠા ઉપરની હશે તો બીજી યુફ્રેટિસ ને ટાઈગ્રિસ નદી વચ્ચેના દોઆબમાં જન્મી હશે! એકાદ તો સમરકંદથી કે મૉસ્કોથી આવી હશે; બીજી બાજુ આ વાર્તાઓમાંથી કેટલીક દેશાંતર કરીને જર્મનીમાં ઘર કરીને રહી હશે તો કેટલીક લાંબો ચોટલો ઉગાડીને ચીની બની ગઈ હશે! આ વાર્તાઓની પાછળ ક્યાં સુધી દોડીએ? બહુ-રૂપીની પેઠે આ વાર્તાઓ સહેજે ફેરફાર સાથે નવું રૂપ ધારણ કરી કાશમીરમાં વિચરતી મેં જોઈ છે. કેટલીક વાર્તાઓ બંગાળી બાળકોને કહેતાં તેઓ કહેતાં કે આ તો અમારી જ વાર્તા તમે લઈ ગયા છો. ચકલીની વાર્તાઓ મેં નાનપણમાં કાનડી ભાષામાં સાંભળેલી; ગુબ્બી ગુબ્બી હાદી બીડ, (ચકલી ચકલી રસ્તો છોડ,) એ

વાક્ય હજી મારા કાનમાં સંભળાય છે. મહારાષ્ટ્ર તો ગુજરાતનો પાડોશી જ છે. ષષ્ઠીનો પ્રત્યય પણ જ્યાં મહારાષ્ટ્રી ચાલે છે ત્યાં સંબંધ બતાવવાપણું ક્યાં રહે છે?

આજ સુધીનો આ અપ્રતિબદ્ધ વિનિમય જાણે ઓછો છે એમ માનીને ગિજુભાઈએ બે પંજાબી બાળવાર્તાઓને ગુજરાતી રૂપ આપી દીધું છે. ગિજુભાઈ તો વાર્તાના બ્રહ્મા રહ્યા, કદાવર પંજાબીને એમણે એવા તો ગુજરાતી બનાવી દીધા છે કે નારદ બનીને આ વાત મેં બહાર પ્રકટ કરી ન હોત તો સામાન્ય વાચક આ છેતરપિંડી ન જ ઓળખી શકત.

છેવટે અધ્યાપકોને અને માબાપોને મારી વિનંતી છે કે બાળકો ઉપર પ્રેમ કરતાં શીખવા તેમની દુનિયામાં પ્રવેશ કરો અને આનંદ સાથે તેમને બૌદ્ધિક ખોરાક આપો. આ વાર્તાઓ બાળકોને આનંદ તો જરૂર આપશે જ; પણ માબાપોને માટે આ વાર્તાઓ બાળદુનિયામાં પ્રવેશ કરવાની માર્ગદર્શિકા થાઓ એટલી જ મારી પ્રાર્થના છે.

નવેમ્બર, ૧૯૨૧

## ૨

બાળવાર્તા ભાગ બીજો: આ સુંદર સંગ્રહને માટે મારે પ્રસ્તાવના લખવી છે. પણ તે કોને માટે? શિક્ષકો માટે? માબાપો માટે? કે વિદ્યાર્થીઓ માટે? વિદ્યાર્થીઓને પ્રસ્તાવનાની જરૂર હોય જ નહીં. વાછરડું જેમ પોતાની મા તરફ સીધું જ દોડે છે અને એકદમ ધાવવા માંડે છે તેમ બાળકો બાળવાર્તા તરફ આકર્ષાય છે. પ્રસ્તાવના લઈને બાળકો ને બાળવાર્તા વચ્ચે ઊભું થવું એ તો તેમને અધીરા કરી મૂકવા જેવું થઈ જાય. માબાપો તો મારી પ્રસ્તાવના વાંચવાની તસ્દી લે જ શાનાં? શ્રમવિભાગના આ દિવસોમાં છોકરાઓ વિશે કંઈ પણ વાંચવાની તસ્દી લેવી એ માબાપોનું કામ નથી. મહેતાજીને પોતાના છોકરાઓને સોંપી દીધા પછી પોતાના મગજનું તે ખાતું તેઓ એકદમ બંધ કરે છે. છોકરાઓની ચિંતા રાખવી, તેમની કેળવણીમાં રસ લેવો એ તો તેમને મન પરધર્મ છે. શિક્ષક પ્રત્યેની વફાદારીથી તેઓ તે ધર્મનો ત્યાગ કરે છે. બાકી રહ્યા શિક્ષકો, એટલે કે મારી ન્યાતના લોકો. તેમને હું શું કહું? સારા શિક્ષકોને કહેવા જેવું નવું મારી પાસે ભાગ્યે જ હોય. અને યાન્ત્રિક શિક્ષકો તો મારા જેવા બંડખોર તરફ ડોળા ફાડીને જ જુએ. નવું નવું ધતિંગ કાઢીને તેમની જડ શાંતિનો નાશ કરવામાં આવે એ તેમને કેમ પાલવે?

છતાં પ્રસ્તાવના લખી નાખું છું. તેથી મને સંતોષ થશે, ગિજુભાઈને સંતોષ થશે, અને આશા છે કે બીજા જે કોઈ ભૂલેચૂકે આ પ્રસ્તાવના વાંચશે તેમને કંઈક વિચાર કરવાનું મન થશે. તેટલું થાય તો આ બાળવાર્તામાં ચાર પાનાં ઉમેર્યા-નું વળતર મળી રહેશે.

શ્રી ગિજુભાઈ જાતજાતની બાળવાર્તાઓ ભેગી કરે છે અને પોતાના નાનામોટા મિત્રો આગળ પડિયા ભરી ભરી પીરસે છે, અને પછી ઊભા થઈ પૂછે છે, 'કેમ વાર્તાઓ મીઠી લાગે છે? આ વાર્તાનો સ્વાદ કેવો છે? આ સારી કે પેલી સારી? આવો સ્વાદ તમને બીજે ક્યાંય મળ્યો હતો?' હું જૂનો મુસાફર રહ્યો એટલે મારે આ અપૂર્વ જમણ વિશે કંઈ પણ કહેવાપણું હોય જ. એક પડિયો પૂરો કરું એટલે ગિજુભાઈ પૂછે છે, 'આ વાર્તાઓ કેવી લાગી?'

'બાળવાર્તાઓ એ લોકસાહિત્યનું એક પ્રધાન અંગ છે. તે એક સ્વતંત્ર અને કાવ્યમય દુનિયાનો પરિચય કરાવે છે. સ્વાભાવિક સાહિત્ય હોઈ તે પ્રાણવાન સાહિત્ય હોય છે અને તેથી બાળકોની કેળવણીમાં તેનું મહત્ત્વ અસાધારણ છે.' એટલું તો એક વાર હું કહી ગયો. પણ લોકઇતિહાસમાં આ બાળવાર્તાનું મહત્ત્વ ઓછું નથી. પ્રાચીન રાજાઓની અને રાજવંશોની હકીકત ઉપરથી જ આપણે આજ સુધી ઇતિહાસ લખતા આવ્યા છીએ. હમણાં હમણાં અભિજાત સાહિત્ય તેમ જ સ્થાપત્ય અને કળા ઉપરથી પણ ઇતિહાસ લખવાનું આપણે શરૂ કર્યું છે. જ્યાં રાજાનો ઇતિહાસ લખાતો ત્યાં હવે શિષ્ટ અને પ્રભાવશાળી લોકોનો ઇતિહાસ લખાય છે. પણ તે પણ સંકુચિત છે. મનુષ્યસમાજમાં જેમ રાજાઓનો એક નાનકડો વર્ગ છે તેમ પ્રભાવશાળી લોકોનો વર્ગ પણ પ્રમાણમાં નાનો જ ગણાય. વિશાળ જનસમુદાય આગળ પ્રભાવશાળી શિષ્ટ લોકોની સંખ્યા તો 'દરિયામેં ખસખસ' જેવી છે. દરિયાનું જ રૂપક લઈએ તો રાજાઓ એ માનવસાગરનાં મોજાં છે, શિષ્ટ લોકો પાણીનું ઉપરનું પડ છે, પણ જનસમુદાય તો ગંભીર સાગર છે. આ સાગરના ઊંડાણનો ઇતિહાસ તે જ લોકઇતિહાસ. તે હજી લખાયો નથી. તે તરફ કોઈનું ધ્યાન સરખું ગયું નથી. આવા ઇતિહાસ માટે આપણી પાસે સાધનો છે એમ પણ આપણે જાણતા નથી. ઇતિહાસ એટલે કાળ અને દેશના વાણાતાણા પર પાડેલી ભાત એમ જ આપણે જ્યાં સુધી માનીએ છીએ ત્યાં સુધી લોકઇતિહાસને માટે સાધનો ક્યાં મળે છે તે આપણે શોધી ન શકીએ. અમારે ત્યાંના કોઈ ગામડિયાને પૂછો, 'તારી ઉંમર કેટલી છે?' તે કહી શકશે નહીં, તે બહુ બહુ તો કહેશે, 'વાંસને ફૂલ બેઠાં હતાં તે જ વરસે હું પરણ્યો હતો.' આથી વધારે ચોકક્સ કાલગણના એની પાસે નથી હોતી ને એને એની જરૂર પણ નથી હોતી. જે સ્થિતિ કાલગણનાની તે જ સ્થિતિ એની ભૂગોળની. એને મન નવાઈની વાત તો હમેશ સાત સમુદરની પેલી પારથી જ આવે છે. કામણટૂમણ કામરુદેશમાંથી આવે છે. એટલું એનું ભૂગોળનું જ્ઞાન. છતાં ઇતિહાસને જેનો પત્તો નથી એવી વિચાર અને અનુભવની આપલે લોકજીવનમાં ચાલે છે. લોકજીવન ઇતિહાસને ભેગું નથી કરતું, પણ પચાવી નાખે છે. કાળ અને દેશમાં જ જ્યાં સુધી ઇતિહાસ રહેલો છે ત્યાં સુધી તેનો હૃદયમાં પ્રવેશ થયો નથી એમ જ માનવું. હૃદયમાં દેશકાળ નથી હોતાં.

માણસના બધા રોગોમાં મોટામાં મોટો રોગ તે અપચો છે. માણસ જેટલું ખાય છે તેટલું પચાવી શકતો નથી. અન્ન વિશે આ વિધાન જેટલું સત્ય છે તેટલું જ અનુભવ વિશે પણ છે. મનુષ્યપ્રાણીએ જેટલો અનુભવ લીધો છે તેટલો બધો પચાવ્યો નથી. જે કંઈ થોડો પચાવ્યો છે તે લોકજીવનમાં અને લોકસાહિત્યમાં પ્રગટ થયેલો છે. બાકીનો ભાગ સમાજ ઉપરનું પડ કે ઢોળ જ છે. ઈતિહાસમાં ને પુરાણમાં, ધર્મશાસ્ત્રમાં ને સમાજશાસ્ત્રમાં માણસની જે પ્રગતિ દેખાય છે તે ઉપરના પડની જ છે. આજે જુદા જુદા દેશો સભ્યતાની અને સંસ્કારિતાની જે બડાઈ હાંકે છે તે આ ઉપરના પડ ઉપરથી જ. જ્યારે રાષ્ટ્રહૃદયનો ઈતિહાસ લખાશે, લોકઈતિહાસનો મનુ બેસશે ત્યારે જાતિઓની કદર જુદી જ રીતે થશે.

શિષ્ટ લોકોએ પોતાની કલ્પના પ્રમાણે જીવનસાફલ્યના આદર્શો ઘડી કાઢેલા છે, શિષ્ટાચારના નિયમો નક્કી કરેલા છે. ઔચિત્ય અને કળાનાં પ્રમાણો નિર્માણ કર્યાં છે. તેમાંથી લોકસમાજે કેટલું લીધું છે તે લોકસાહિત્યમાંથી જણાઈ આવે છે. અને કેટલીક વસ્તુઓ તો શિષ્ટ લોકોનો વિરોધ હોવા છતાં લોકોએ પોતાની મેળે જ ઉપજાવી કાઢી છે અને ટકાવી રાખી છે.

બાળકેળવણીમાં છોકરાંઓને કઈ કઈ માહિતી આપાય અને કઈ કઈ ન આપાય એ વિશે આજની દુનિયાએ કેટલાક સિદ્ધાંતો નક્કી કરેલા છે. ગૃહસ્થી જીવન અને વ્યાવહારિક નીતિ વિશે નાનાં છોકરાંઓને અમુક જ ખ્યાલ અપાય એ વિશે આપણે આગ્રહ રાખીએ છીએ. જૂના વખતમાં એટલી ચોકસાઈ રાખવામાં આવતી નહોતી. બાળકોને આખરે તો માણસ જ થવું છે, કુંવરીને પરણીને રાણી અને માતા થવાનું જ છે, માટે દાંપત્ય સંબંધની વાર્તાઓ પહેલેથી કહેવામાં શો વાંધો હોય એમ જ જૂના લોકોને લાગતું; અને તેથી કોઈ પણ બાળવાર્તા છોકરાંઓને માટે આ દૃષ્ટિએ યોગ્ય છે કે નહીં એની તેઓ બહુ ચિકિત્સા કરતા નહોતા.

લોકવ્યવહારમાં સજ્જનતા કરતાં ચતુરાઈની જ પ્રતિષ્ઠા વધારે હોય છે. સાધુ દૂરથી પૂજાય છે, પણ શાણાનું તો અનુકરણ કરવાનો પ્રયત્ન હમેશાં હોય છે. લોકવાર્તાઓમાં જે માણસ પોતે બિલકુલ છેતરાતો નથી પણ બીજાને છેતરે છે અને સંજોગોનું પત્તું ગમે તેમ પડે તોપણ તેમાંથી પોતાનો જ લાભ શોધી કાઢે છે તે જ માણસનું કીર્તન મુખ્યત્વે હોય છે. ધર્મની સ્મૃતિ જુદી અને લોકજીવનની સ્મૃતિ જુદી. છતાં સજ્જનતા, વીરતા, શૌર્ય, ધૈર્ય ઇત્યાદિ આર્યતાનાં લક્ષણોની કદર લોકહૃદયમાં ઓછી નથી. લોકહૃદયનો આદર્શ સ્વચ્છ, શુદ્ધ પણ જાડો હોય છે; કળાની ઝીણવટ લોકહૃદય સમજતું નથી. તેથી જૂની ઘણી વાર્તાઓ એક રીતે નિર્દોષ અને રસિક હોવા છતાં આજની કેળવણીમાં આપણે દાખલ કરી શકતા નથી.

કેળવણીમાં નૈતિક આદર્શ અત્યંત ઉચ્ચ રાખવાનો આપણો આગ્રહ છે. જૂના વખતમાં તેવો ન હતો. છતાં આપણે એમ તો ન જ કહી શકીએ કે જૂના લોકોની નીતિમત્તા આજના કરતાં ઓછી હતી. આજે આપણે દેખાવ ચોખ્ખો રાખવાનો પ્રયત્ન વધારે કરીએ છીએ એટલું જ. છતાં એટલું તો સ્વીકારવું જ જોઈએ કે

આજે આપણે માગીએ છીએ તેવો બ્રહ્મચર્ય વિશેનો આદર્શ કેળવણીમાં સાચવવો હોય તો કેટલીક જૂની વાર્તાઓ જતી કરવી જ પડશે. જૂના લોકો એ જ વાર્તાઓ સાંભળીને ઊછર્યા એવી દલીલ આજે કામની નથી.

લોકવાર્તા ઉપર આવતો બીજો આક્ષેપ ગ્રામ્યતાનો છે. ગ્રામ્યતાનો ત્યાગ કર્યા વગર સંસ્કારિતા આવે નહીં એ વાત સાચી છે. અને કેળવણીએ બને તેટલું કરીને ગ્રામ્યતાનો નાશ કરવો જોઈએ એ પણ સાચી વાત છે. પણ આપણે ધ્યાનમાં રાખવું જોઈએ કે ગ્રામ્યતા એ કંઈ અનીતિ નથી. કેટલીક વાર તો ગ્રામ્યતા કાઢવા જતાં સમાજમાં દંભ જ પેસી જાય છે. નીતિની સંસ્કારિતા અને દંભની સંસ્કારિતા વચ્ચેનો ભેદ આપણે જાણવો જોઈએ. અત્યંત પતિત દશાના કાળમાં પણ દંભની સંસ્કારિતા ચતુર સમાજ જાળવી શકે છે. પણ તેથી અનીતિનો કિલ્લો વધારે મજબૂત જ થાય છે. જ્યાં દંભ ખૂબ વધેલો હોય ત્યાં તે ઉઘાડો પાડવા માટે સાચા સમાજસેવકોએ કેટલીક વાર ગ્રામ્યતાનો પણ આશ્રય લીધો છે. લોકસાહિત્યમાંથી દમ્પતીસંબંધપ્રધાન તેમ જ ગ્રામ્ય વાર્તાઓ આપણે બાળકેળવણીમાંથી કાઢી નાખીએ, પણ લોકશિક્ષણમાં તેમનો ઉપયોગ છે જ, અને તેટલા માટે જ એવી વાર્તાઓનો સંગ્રહ થવો જરૂરનો છે.

## ૩

બાળવાર્તાઓની સામાન્ય ચર્ચા કરવા કરતાં હાથમાં આવેલા આ સંગ્રહમાંથી જ કેટલીક વાર્તાઓ આપણે તપાસી જઈએ.

આ વાર્તાસંગ્રહમાં ભાઈબહેનના પરણવાની બે વાર્તાઓ છે. આનો અર્થ શો? જે કૃત્ય મહાપાપ કરતાં પણ ખરાબ ગણાય તેનો ઉલ્લેખ આ વાર્તાઓમાં ક્યાંથી? અને તે પ્રસંગો આ વાર્તાઓમાં બતાવેલું છે તેમ ભૂલનું જ પરિણામ છે કે એથીયે કાંઈ ગંભીર સામાજિક રોગનું તેમાં સૂચન છે? સિંધના ઇતિહાસમાં એક એવો કિસ્સો છે; બૌદ્ધ સાહિત્યમાં એનો ઉલ્લેખ છે; અને ઈરાનના ઇતિહાસમાં પણ મોટાં મોટાં ખાનદાનોમાંયે એ ગાંડપણ ઘણાં વરસ ચાલેલું. અરેબિયન નાઈટ્સને જો લોકવાર્તા જેવી જ વાર્તાઓ ગણીએ તો તેમાં પણ ગ્રન્થકારે આવી પ્રથાનો ઉલ્લેખ કરી તેને સખત 'જૂતાપ્રહાર' કર્યો છે.

ઘણીખરી વાર્તાઓ તો સમાજના ભિન્ન ભિન્ન સ્વભાવ ઉપર સખત ટીકા રૂપે જ છે. દેડકી સાથે પરણનાર કાકીડાઓ આજે સમાજમાં કેટલાયે પડેલા છે. બીજાનું સૌભાગ્ય પોતે જ લઈ બેસનાર દુષ્ટ વ્યક્તિઓ જ્યાં સુધી સમાજમાં છે ત્યાં સુધી 'રણઝણ પૂતળાની વાર્તા'નો રસ સમાજમાં કાયમ રહેશે જ. 'ચકલીની વાર્તા' અને 'કચેરીમાં જનાર ઉંદરની વાર્તા' સમાજના અત્યંત નીચલા વર્ગના સ્વતંત્રતા અને સામર્થ્યનું સુંદર રૂપક છે. રેતીને પગ તળે વધારે કોણ દબાવી શકે? ભિખારીનો વારસો કોણ છીનવી શકે? 'હાંડીમાં છે ડોયો ને તારો મોટો દીકરો ખોયો'વાળી વાર્તામાં સાસુની દુષ્ટતાથી વહુમાં લુચ્ચાઈ કેવી રીતે આવે

છે એનું દર્શન તો છે જ, પણ જબરદસ્તીથી દુર્ગુણ જ કેળવાય છે એ એક મોટું સત્ય પણ તેમાં રહેલું છે. 'દળશે મારો જમ' એ પણ એવી જ વાર્તા છે. એમાં દેવીના વેશને બદલે પ્રત્યક્ષ દેવીને જ આણીને તેના બેહાલ કરેલા છે. જેવો સમાજ તેવી દેવી અને તેવી જ તેની ભક્તિ.

'એક વાતની વાત' અને 'નકો નકો રાજાની વાત' સાચું જોતાં એક જ છે. બાળકેળવણીની દૃષ્ટિએ બીજી જ પસંદ કરવા જેવી હતી. મરાઠીમાં એક આવી જ વાર્તા છે. સંતકવિ જ્ઞાનેશ્વરે તે રચેલી છે એમ મનાય છે. તેની શરૂઆત રમૂજી છે:

कांटयाच्या अणीवर वसति तीन गांव
दोन ओसाड एक वसेचि ना वसेचि ना।।

નકો નકો રાજા ત્રણ ઉજ્જડ ગામ વસાવે એ જેટલું અદ્ભુત છે એના કરતાં કાંટાની અણી પર ત્રણ ગામ વસાવવાં એ અધિક અદ્ભુત અને રસપોષક છે. 'નકો નકો રાજા'વાળી વાર્તામાં જ્યાંત્યાં 'તે' અને 'તેણે' શબ્દ આવે છે તેમાં ગેયતાનો ગુણ નથી. મરાઠી વાર્તામાં આ ઠેકાણે આકર્ષક પુનરુક્તિ કરી છે. દાખલા તરીકે,

वसेचि ना तेथें आले तीन कुंभार।
दोन थोटे एक घडेचि ना। घडेचि ना।।
घडेचि ना त्यानें घडली तीन मडकी।
दोन कच्ची एक भाजेचि ना! भाजेचि ना।।
भाजेचि ना त्यांत घातले तीन मुगे।
दोन कच्चे एक शिजेचि ना। शिजेचि ना।।
शिजेचि ना तेथें आले तीन पाहुणें।
दोन रुसले एक जेवेचि ना। जेवेचि ना।।
जेवेचि ना त्याला दिले तीन रुपये।
दोन खोटे एक वाजेचि ना। वाजेचि ना।।
वाजेचि ना तेथें आले दीन पारखी।
दोन आंधळे एका दिसेचि ना। दिसेचि ना।।

આ વાર્તાનો અંત મરાઠીમાં ધર્મગૂઢતામાં થયો છે. વાર્તાકાર કહે છે:

ज्ञानदेव म्हणे याची ते खूण
सद्गुरु वांचुनि कळेचि ना। कळेचि ना।

એના કરતાં ગિજુભાઈની વાર્તાનો અંત બાળકોને વધારે પસંદ પડે એવો છે:

આ વાત કરી ત્રણ છોકરાને
બે ભૂલ્યા એકને આવડે જ નહિ

કાકીડા દેડકીની વાર્તા: આ રસબોળ વાતો બાળકોને કહેવાતી હશે, પણ બાળકેળવણીમાં તેને સ્થાન નથી. તેમાં આવેલા ભાવો છોકરાઓને માટે અનુકૂળ કે યોગ્ય નથી. તેઓ તે સમજી ન શકે પછી ઝીલી તો શકે જ શાના?

ટગ ટગ જોસ: આ વાર્તામાં કંઈક ગ્રામ્યતા છે. તે ગામડાંઓમાં તો ચાલી શકે એમ છે. આપણે જેને ગ્રામ્યતાને લીધે નીરસ ગણીએ છીએ તે કેટલીક વાર છોકરાઓને બહુ જ રસમય લાગે છે. ગ્રામ્યતા જો તદ્દન નિર્દોષ હોય તો બાળપણમાં જ તેનો પરિચય કરાવી સહેજ મોટી ઉંમરે તે ગ્રામ્યતા તરફ ધ્યાન ખેંચવાની જૂની પ્રથા કેળવણીની દૃષ્ટિએ અયોગ્ય નથી. નવેનવ રસનો યથાકાળે પરિચય તો થવો જ જોઈએ. પણ નિર્દોષતા એ તેની પહેલી શરત છે. હાલની અભિરુચિ જોતાં આ વાર્તા સંગ્રહમાં ન લીધી હોત તો કશું બગડત નહીં.

બોલશો મા મહીં ડોશી છે: આ વાર્તાએ લોકશિક્ષણનું ભારે કામ કર્યું છે. લોકસ્વભાવનો તેમાં આબેહૂબ ચિતાર છે. લોકકાવ્યની દુનિયાનો કઠોર ન્યાય પણ તેમાં છે. કંજૂસને મોતની સજા તો આપ્યે જ છૂટકો. પણ આમાં ન્યાય કરતાં કઠોરતા જ વધારે લાગે છે. કંજૂસ ડોશી પ્રત્યેનો અણગમો ઊડી જઈ તેના પરના અત્યાચારથી હૃદય સમસમી ઊઠે છે અને ખૂનરેજ બ્રાહ્મણો પ્રત્યે જ તિરસ્કાર છૂટે છે. રસની દૃષ્ટિએ આવી વાર્તાઓ ઈચ્છિત પરિણામકર નથી હોતી અને તેથી બાળકેળવણીમાં આવી વાર્તાઓ આવે એની સામે મારો સખત વાંધો છે.

'ડોશી'ની વાર્તા બહુ જ લોકપ્રિય તેમ જ બાળકપ્રિય છે. મરાઠીમાં પણ એ જ વાર્તા જૂના શબ્દોમાં આવી ગઈ છે. ત્યાં આવે છે:

लेकिच्या गांवाला जात्यें
तूप रोटी खात्यें
धाटी मोटी होत्यें
मग मला खा—

અને પાછા આવતાં પતકાળામાં ભરાયેલી ડોશી અંદરથી કહે છે:

म्हातारी कुठली, कुतारी कुठली,
चलरे! भोळ्या, घुडुम् घुडुम्

'ડોશી'ની વાર્તામાં આટલી ચતુરાઈથી બચેલું બચ્ચું આખરે શિયાળભાઈના મોંમાં જ પડે છે. કાવ્યસૃષ્ટિ આવા અન્યાયને કેમ સાંખે? મરાઠીમાં આ વાર્તા ગ્રામ્ય રીતે હાસ્યપરિણામી કરી છે. મરાઠી વાર્તામાં ઘેટાના બચ્ચાને બદલે ચતુર ડોશી છે. તેણે વાલ ખૂબ ખાધા હતા. શિયાળ જ્યારે ખાવાને તૈયાર થયો ત્યારે તે રાખના ઢગલા પર જઈને સૂતી અને એણે કહ્યું, 'હવે મને ખા.' શિયાળભાઈ બચકું ભરવા આવ્યા એટલામાં ડોશીએ ભારે તોપ છોડી જેથી રાખ ઊડી અને શિયાળભાઈ આંધળા બન્યા. આંધળા બનેલા શિયાળભાઈ પોતાની આંખો સાફ કરે એટલામાં પોતાના બે પગનો સરસમાં સરસ ઉપયોગ કરતાં ડોશી ભૂલી નહીં એ કહેવાની જરૂર તો નથી જ.

છે એનું દર્શન તો છે જ, પણ જબરદસ્તીથી દુર્ગુણ જ કેળવાય છે એ એક મોટું સત્ય પણ તેમાં રહેલું છે. 'દળશે મારો જમ' એ પણ એવી જ વાર્તા છે. એમાં દેવીના વેશને બદલે પ્રત્યક્ષ દેવીને જ આણીને તેના બેહાલ કરેલા છે. જેવો સમાજ તેવી દેવી અને તેવી જ તેની ભક્તિ.

'એક વાતની વાત' અને 'નકો નકો રાજાની વાત' સાચું જોતાં એક જ છે. બાળકેળવણીની દૃષ્ટિએ બીજી જ પસંદ કરવા જેવી હતી. મરાઠીમાં એક આવી જ વાર્તા છે. સંતકવિ જ્ઞાનેશ્વરે તે રચેલી છે એમ મનાય છે. તેની શરૂઆત રમૂજી છે:

कांटचाच्या अणीवर वंसति तीन गांव
दोन ओसाड एक वसेचि ना वसेचि ना ।।

નકો નકો રાજા ત્રણ ઉજ્જડ ગામ વસાવે એ જેટલું અદ્‌ભુત છે એના કરતાં કાંટાની અણી પર ત્રણ ગામ વસાવવાં એ અધિક અદ્‌ભુત અને રસપોષક છે. 'નકો નકો રાજા'વાળી વાર્તામાં જ્યાંત્યાં 'તે' અને 'તેણે' શબ્દ આવે છે તેમાં ગેયતાનો ગુણ નથી. મરાઠી વાર્તામાં આ ઠેકાણે આકર્ષક પુનરુક્તિ કરી છે. દાખલા તરીકે,

वसेचि ना तेथें आले तीन कुंभार।
दोन थोटे एक घडेचि ना। घडेचि ना।।
घडेचि ना त्यानें घडली तीन मडकी।
दोन कच्ची एक भाजेचि ना! भाजेचि ना।।
भाजेचि ना त्यांत घातले तीन मुगे।
दोन कच्चे एक शिजेचि ना। शिजेचि ना।।
शिजेचि ना तेथें आले तीन पाहुणें।
दोन रुसले एक जेवेचि ना। जेवेचि ना।।
जेवेचि ना त्याला दिले तीन रुपये।
दोन खोटे एक वाजेचि ना। वाजेचि ना।।
वाजेचि ना तेथें आले दीन पारखी।
दोन आंधळे एका दिसेचि ना। दिसेचि ना।।

આ વાર્તાનો અંત મરાઠીમાં ધર્મગૂઢતામાં થયો છે. વાર્તાકાર કહે છે:

ज्ञानदेव म्हणे याची ते खूण
सद्‌गुरु वांचुनि कळेचि ना। कळेचि ना।

એના કરતાં ગિજુભાઈની વાર્તાનો અંત બાળકોને વધારે પસંદ પડે એવો છે:

આ વાત કરી ત્રણ છોકરાને
બે ભૂલ્યા એકને આવડે જ નહિ

કાકીડા દેડકીની વાર્તા: આ રસબોળ વાર્તા બાળકોને કહેવાતી હશે, પણ બાળકેળવણીમાં તેને સ્થાન નથી. તેમાં આવેલા ભાવો છોકરાઓને માટે અનુકૂળ કે યોગ્ય નથી. તેઓ તે સમજી ન શકે પછી ઝીલી તો શકે જ શાના?

ટગ ટગ જોસ: આ વાર્તામાં કંઈક ગ્રામ્યતા છે. તે ગામડાંઓમાં તો ચાલી શકે એમ છે. આપણે જેને ગ્રામ્યતાને લીધે નીરસ ગણીએ છીએ તે કેટલીક વાર છોકરાઓને બહુ જ રસમય લાગે છે. ગ્રામ્યતા જો તદ્દન નિર્દોષ હોય તો બાળપણમાં જ તેનો પરિચય કરાવી સહેજ મોટી ઉંમરે તે ગ્રામ્યતા તરફ ધ્યાન ખેંચવાની જૂની પ્રથા કેળવણીની દૃષ્ટિએ અયોગ્ય નથી. નવેનવ રસનો યથાકાળે પરિચય તો થવો જ જોઈએ. પણ નિર્દોષિતા એ તેની પહેલી શરત છે. હાલની અભિરુચિ જોતાં આ વાર્તા સંગ્રહમાં ન લીધી હોત તો કશું બગડત નહીં.

બોલશો મા મહીં ડોશી છે: આ વાર્તાએ લોકશિક્ષણનું ભારે કામ કર્યું છે. લોકસ્વભાવનો તેમાં આબેહૂબ ચિતાર છે. લોકકાવ્યની દુનિયાનો કઠોર ન્યાય પણ તેમાં છે. કંજૂસને મોતની સજા તો આપ્યે જ છૂટકો. પણ આમાં ન્યાય કરતાં કઠોરતા જ વધારે લાગે છે. કંજૂસ ડોશી પ્રત્યેનો અણગમો ઊડી જઈ તેના પરના અત્યાચારથી હૃદય સમસમી ઊઠે છે અને ખૂનરેજ બ્રાહ્મણો પ્રત્યે જ તિરસ્કાર છૂટે છે. રસની દૃષ્ટિએ આવી વાર્તાઓ ઇચ્છિત પરિણામકર નથી હોતી અને તેથી બાળકેળવણીમાં આવી વાર્તાઓ આવે એની સામે મારો સખત વાંધો છે.

'ડોશી'ની વાર્તા બહુ જ લોકપ્રિય તેમ જ બાળકપ્રિય છે. મરાઠીમાં પણ એ જ વાર્તા જૂના શબ્દોમાં આવી ગઈ છે. ત્યાં આવે છે:

लेकिच्या गांवाला जात्यें
तूप रोटी खात्यें
घाटी मोटी होत्यें
मग मला खा–

અને પાછા આવતાં પતકાળામાં ભરાયેલી ડોશી અંદરથી કહે છે:

म्हातारी कुठली, कुतारी कुठली,
चलरे! भोळ्या, घुडुम् घुडुम्

'ડોશી'ની વાર્તામાં આટલી ચતુરાઈથી બચેલું બચ્ચું આખરે શિયાળભાઈના મોંમાં જ પડે છે. કાવ્યસૃષ્ટિ આવા અન્યાયને કેમ સાંખે? મરાઠીમાં આ વાર્તા ગ્રામ્ય રીતે હાસ્યપરિણામી કરી છે. મરાઠી વાર્તામાં ઘેટાના બચ્ચાને બદલે ચતુર ડોશી છે. તેણે વાલ ખૂબ ખાધા હતા. શિયાળ જ્યારે ખાવાને તૈયાર થયો ત્યારે તે રાખના ઢગલા પર જઈને સૂતી અને એણે કહ્યું, 'હવે મને ખા.' શિયાળભાઈ બચકું ભરવા આવ્યા એટલામાં ડોશીએ ભારે તોપ છોડી જેથી રાખ ઊડી અને શિયાળભાઈ આંધળા બન્યા. આંધળા બનેલા શિયાળભાઈ પોતાની આંખો સાફ કરે એટલામાં પોતાના બે પગનો સરસમાં સરસ ઉપયોગ કરતાં ડોશી ભૂલી નહીં એ કહેવાની જરૂર તો નથી જ.

રણઝણ પૂતળાની વાર્તા: આ વાર્તા લોકસ્થિતિનો ચિતાર સુંદર રીતે આપે છે. આજે સમાજમાં દાસીની રાણી અને રાણીની દાસી થયેલાના કેટલાયે દાખલા છે. કેળવણીમાં ગુજરાતીને ઠેકાણે અંગ્રેજી ભાષા આવી ગઈ છે એ પણ એનો જ એક દાખલો છે. આ વાર્તાની ભાષા અને રાજાનો રોષ કંઈક સૌમ્ય કરવામાં આવે તો વધારે સારું.

વહતા ભાભાની વાર્તા: આ વાર્તા મને બહુ ગમી. દુનિયામાં ફેલાયેલાં અપાર અજ્ઞાન પર અને તેમાં વિચરતા ડાહ્યા ભૌતિક શાસ્ત્રીઓ પર સરસ વાગ્બાણ તરીકે તે વાપરી શકાય. પારમાર્થિક વસ્તુઓનો અથવા માનસિક ગૂઢ પ્રશ્નોનો ભૌતિક દૃષ્ટિએ અર્થ કાઢવા જનાર જડવાદીઓ અનેક વાર વહતા ભાભા જેવા જ જડ હોય છે. દેડકું કોઈએ જોયેલું ન હતું. બધા તેને નીરખી નીરખીને થાક્યા એટલે વહતા ભાભા તેની આગળ ચપટી દાણા નાખીને પરીક્ષા કરે છે. 'ચણે તો ચકલું, નહિ તો મોર તો ખરો,' એ પ્રમાણશાસ્ત્ર કેટલું અજબ છે! આટલું ડહાપણ હોય ત્યારે જ અહંકારથી બોલાય, 'અલ્યા ઓ, હવે તો કંઈક શીખો. આખો જન્મારો હું ક્યાં બેસી રહેવાનો છું તે તમને બધું કહ્યા કરીશ?'

અને લોકોની વિજ્ઞાનશ્રદ્ધા પણ જોવા લાયક છે. 'અરે ભાઈ બોલાવોને આપણા વહતા ભાભાને. જેવું હશે તેવું કહેશે. ઈ ઘરડું માણસ છે. એણે બધું જોયુંજાણ્યું હશે. આપણે તે શું સમજીએ?'

કાગડો અને કાબર: આ વાર્તામાં સમાજમાં ઘણી વાર દેખાતો સહકાર ચીતરેલો છે. કામ કરતી વખતે આળસ કરે અને લાભનો ભાગ પડાવવામાં સમાનતાનો હક આગળ કરે એવા સહકારીઓ દરેક સંસ્થામાં મળી આવે છે. પ્રજાતન્ત્રના સમાન હકોવાળા આ દિવસોમાં કાગડા અને કાબરની વાર્તા દરેક બાળકે જાણવી જ જોઈએ.

ભટૂડીની વાર્તા: આ વાર્તા મારી માન્યતા પ્રમાણે લોકવાર્તાનો ઉત્કૃષ્ટ નમૂનો છે. એમાં લોકસ્વભાવમાં જે વસ્તુઓ આકર્ષક ગણાય છે તે બધી છે. જોહુકમી રાજ્યમાં લોકોની વૃત્તિ કેવી હોય છે તેનો ચિતાર આમાં છે. ગરીબ અને અનાથના રક્ષણમાં આખી કુદરત પક્ષપાતી છે એ લોકશ્રદ્ધા પણ એમાં પૂરેપૂરી દેખાય છે. ને અંતે 'મારાં ભટૂડાં મારી પાસે આવે' એ પ્રેમની લાગણીને કોઈ જાદુઈ મન્ત્રનું મહત્ત્વ આપી પ્રેમનું સામ્રાજ્ય અમૃતરસની મદદથી સિદ્ધ કર્યું છે. તેથી ભટૂડીની વાર્તા એ એક ઉત્કૃષ્ટ લોકવાર્તા છે.

કાને ટોટી ને માથે ચોટી: આ વાર્તામાં તો હિન્દુ સંસારનો સનાતન વિષય આવી ગયો છે. અવિભક્ત કુટુંબમાં રહી વહુ ઉત્તમમાં ઉત્તમ કેળવણી લે છે અને સાસુની તાલીમ દ્વારા કુટુંબની પરંપરા સમજી લે છે એમ કહેનાર લોકોએ સાસુવહુનો સનાતન સંબંધ સાપનોળિયા જેવો કેમ છે એનો જવાબ આપવો પડશે. આ વાર્તામાં વહુને મૂર્ખી બતાવી છે, પણ તેમાં ફક્ત મૂર્ખાઈ જ હશે, બીજો ભાવ હશે જ નહીં એવી ખાતરી નથી થતી.

**કચેરીમેં જાઉંગા:** આ વાર્તામાં લોકવાર્તાની સુંદરતા ઉપરાંત લોકસમાજનું બળ ક્યાં રહેલું છે એનું પણ દર્શન થાય છે. જેઓ એકદમ ક્ષુદ્ર છે—માગણ છે તેમનું બૂરું કોઈ કરી શકતું નથી. રાજા પણ આખરે તેનાથી હારી જાય છે. ભિખારીઓ સાથે વઢવાડ કરવાનો જેમને પ્રસંગ આવ્યો હશે તેમને આ સ્થિતિની કલ્પના તરત જ આવી જશે. 'ડુમ ડુમ ડુમાક' એ સૌથી નીચે પડેલી જનતાનો વિજય-નાદ અખંડ ચાલુ છે અને અખંડ ચાલુ રહેશે.

**ખીલીબાઈની વાર્તા:** આ વાર્તાને હું પ્રથમ પંક્તિમાં મૂકું. એમાં છેતરાયેલો રાજા વચન પાળે છે, ખિસકોલીનું પણ અભિમાન રાખે છે, પ્રધાન સામે પોતાની ચતુરાઈ વાપરે છે અને અંતે આ ચારિત્ર્યનું ફળ પરમેશ્વરની કૃપાથી તેને મળે છે.

છોકરીને જોયા વગર વિશ્વાસપાત્ર લોકોના કહેવા ઉપર જ પરણવાનો રિવાજ બહુ પ્રાચીન છે. તે જમાનામાં પરણવું એટલે કેવળ વહુવરનો સંબંધ ગણાતો ન હતો, પણ બે ખાનદાનનો. ખાનદાન સારું હોય એટલે વહુવરનો સ્વભાવ કે રૂપ જોવાનું કામ જ નહીં. જોવું જ હોય તો ખાનગી તપાસ કરીને જ. છડેચોક તપાસ કરવી એ તો તે કુળનું ભારે અપમાન ગણાતું.

તે જમાનાથી આપણે કેટલે દૂર આવ્યા છીએ! છતાં તે જમાનાનાં સ્મરણાં રહી ગયાં છે અને તે 'મંતોલે તલ્લી રે તલ્લી' જેવી કે 'ખીલીબાઈ'ની વાર્તા જેવી વાર્તામાં જણાઈ આવે છે.

**બાઈજી ચઢાવ્યાં ખેતરપાળ:** આ વાર્તા બહુ જ કઠોર છે. સાસુવહુનો સનાતન ઝઘડો તો આમાં છે જ, અને કાવ્યની દુનિયાનો ન્યાય પણ ખાસો છે. પણ છોકરાઓના મન પર આની અસર ઠીક નહીં થાય. લોકવાર્તા તરીકે આ વાર્તા આલા દરજ્જાની છે. ભાષા પણ કઠોર છે.

**સોનબાઈ રૂપબાઈ:** આ વાર્તા એટલી જ કઠોર છે, પણ તે ચાલી શકે છે. બાઈજી ગમે તેટલાં દુષ્ટ હોય તોપણ આપણી દુનિયાનાં છે, જ્યારે બાવો કોઈ જુદી જ દુનિયાનું પ્રાણી છે. તે જંતરમંતર જાણે છે અને આખા સમાજનો શત્રુ છે.

**ખડબડ ખડબડ ખોદત હૈ:** આ વાર્તા ભોજ અને કાલિદાસની વાર્તા જેવી લાગે છે. આવી વાર્તા આખા હિંદુસ્તાનમાં જ નહીં પણ આખા ખંડમાં ઘણી છે. આમાં લોકયુગમાં રાજાઓની જ્ઞાનલાલસા, કવિઓની પ્રતિષ્ઠા, મૂઢતા વિશે ભવિતવ્યતાનો દયાર્દ્ર સમભાવ, એ બધી વસ્તુઓ આવી જાય છે. લોકવાર્તાઓમાં બાળક જેવી નિર્દોષ વ્યક્તિઓ પ્રત્યે જેટલો સમભાવ હોય છે તેટલો જ સમભાવ અદૃષ્ટ અને જડમૂઢ પ્રત્યે બતાવેલો હોય છે. એનું કારણ શું હશે? જેનો કોઈ બેલી નથી તેનો હું પોતે બેલી થઈશ એવી પ્રતિજ્ઞા વાર્તાકારોએ લીધેલી છે? કે અદૃષ્ટ નસીબ અને જડમૂઢ વચ્ચે સ્વભાવસાદૃશ્ય જોઈને કવિઓ તેમની વચ્ચે સમભાવ કલ્પ્યો છે? નસીબના હાથમાં સત્તા ખૂબ હોય છે પણ તેના ભેજામાં અક્કલ નથી હોતી, તેથી તેને હાથે જ જડમૂઢોનું કલ્યાણ કરાવવાનું વાર્તાકારોએ નક્કી કરેલું દેખાય છે.

૪

લોકસાહિત્ય વાંચ્યા પછી મન પર એવી જ છાપ પડે છે કે સમાજે હજી પ્રાચીન બાલ્યકાળ Primitive stage છોડયો નથી. લોકસાહિત્યની અભિરુચિ સાદી પણ બળવાન હોય છે. લોકસાહિત્યમાં પાપોની સંખ્યા ધર્મશાસ્ત્રના જેટલી નથી હોતી. મનુષ્યસ્વભાવની રચના જોઈ તેને માટે શું શક્ય છે અને શું અશક્ય છે એનો બરાબર ખ્યાલ લોકસાહિત્યને હોય છે. સૂક્ષ્મ ધાર્મિકતાનો ડોળ કરનાર વ્યક્તિ પ્રત્યે લોકસાહિત્યની સહાનુભૂતિ નથી હોતી. ધર્મ માગે છે તેટલી કઠોરતા લોકસાહિત્યને પસંદ નથી.

લોકસાહિત્યનો પીનલ કોડ (કાયદો) પણ ન્યાયઅન્યાયની ઝીણવટમાં નથી ઊતરતો. તેમાં જે સજા લૂંટારાને તે જ કંજૂસ માણસને પણ આપાય છે, કેમ કે બન્નેનો સમાજદ્રોહ સરખો જ હોય છે.

જે બળવાન છે, જે યોજક છે, જે ચતુર છે તે જ આ દુનિયામાં ટકવાનો એવી ભૌતિકશાસ્ત્રીઓની માન્યતા આપણને લોકસાહિત્યમાં ન મળે.

નિષ્કપટ બાળકોનું, ભલાગાંડા દયાપાત્ર માણસનું અથવા જડ માણસનું તો ખાસ રક્ષણ કરવું એ લોકસાહિત્યનો પ્રથમ ધર્મ છે. એવા લોકોને બચાવવા સારુ લોકસાહિત્ય ખાસ મહેનત લે છે. કુદરતી શક્તિઓને પણ તેમને માટે પોતાના સ્વાભાવિક નિયમ તોડવા પડે છે. સૃષ્ટ ચમત્કારો તેમને માટે જ થાય છે.

લોકસાહિત્યમાં હૃદયનું સમાધાન એ જ મુખ્ય નિયમ હોય છે. સાર્વત્રિક સહાનુભૂતિ એ જ તેનો આદર્શ છે. સ્વભાવનું નિરીક્ષણ એ જ તેની શક્તિ છે. તેથી જ જાણ્યે કે અજાણ્યે લોકસાહિત્ય આદર્શ દુનિયા ખડી કરે છે. યથાર્થ વર્ણન કરતાં છતાં આદર્શનો ખ્યાલ આપવો એ લોકસાહિત્યની ખાસ ખૂબી છે. કરોડો લોકો એ આદર્શ પ્રમાણે જ ચાલે છે; એ આદર્શ પ્રમાણે જ વસ્તુઓની, વ્યક્તિઓની અથવા ઘટનાઓની કિંમત આંકે છે.

એમ દેખાય છે કે ગુજરાતના સાક્ષરોનું ધ્યાન બાળવાર્તાઓ તરફ જવા લાગ્યું છે, કેમ કે અનેક ઠેકાણેથી બાળવાર્તાઓના નાના સંગ્રહ બહાર પડતા જાય છે.

માટે અહીં ચેતવણી આપવાની જરૂર જણાય છે કે જેટલી વાર્તાઓ આપણે બાળકોને કહીએ છીએ તે બધી જ લોકસાહિત્યની દૃષ્ટિએ બાળવાર્તા નથી હોતી. લોકસાહિત્યની કુદરતી શૈલી, પરંપરાનો ઓપ, સામાન્ય જનતાનો આદર્શ અને કાવ્યમય સમભાવ જો વાર્તાઓમાં ન હોય તો તે બાળવાર્તાનું નામ ન જ લઈ શકે. હમણાં હમણાં જ એક સંગ્રહ મારા હાથમાં આવ્યો હતો, જેમાં એટલી બધી ગ્રામ્ય વાર્તાઓ છે કે તે કેળવણીની દૃષ્ટિએ ફેંકી દેવા જેવી જ છે. એના પ્રમાણમાં જેનાં આ ચોપડીની બધી જ વાર્તાઓ નિર્દોષ ગણાય. લોકસાહિત્યનું સ્વરૂપ અને કેળવણીની ગરજ બરાબર જાણ્યા પછી જ વિદ્યાર્થીઓને માટે લોકસાહિત્યનો સંગ્રહ કરવો શક્ય હોય છે. લોકસાહિત્યમાં જે માણસ તલ્લીન થઈ

ગયો હોય તે જ બીજી ભાષાઓમાંથી નવી નવી વાર્તાઓ પોતાની ભાષામાં આણી શકે છે, અને નવી પણ ઉપજાવી શકે છે.

**નવેમ્બર, ૧૯૨૨**

# નદીમુખ

## ['સાબરમતી'*ની પ્રસ્તાવના]

બધા જ 'અનુભવી' મટી 'ઉત્સાહી' થયા હતા. દેશ આખાને પોતાના આત્માની પ્રાપ્તિ થઈ હતી. રાષ્ટ્રીય જીવનમાં શિયાળો જઈ વસંતનો પ્રાદુર્ભાવ થયો હતો. દુન્યવી ડહાપણ ફજેત થઈ ક્યાંક ખૂણામાં ભરાઈ રહ્યું હતું. જ્યાં-ત્યાં ઉષ:કાલ દેખાતો હતો. ગાંધીજીએ ભારતવાસીઓને 'અમૃતનાં સંતાનો' તરીકે સંબોધ્યાં. ઘરડાઓ યુવાન થયા, યુવાનો વીર થયા, વીરો સંયમી થયા, સંયમી પુરુષાર્થી બન્યા. જ્યાંત્યાં જાગૃતિ આવી. એ જાગૃતિનું પૂર કયા વહેણમાં વહે!

સરસ્વતીનું આવાહન થયું. વિદ્યાપીઠની સ્થાપના થઈ. જેમના હાથમાં ઉદ્યોગ છે, હૃદયમાં અમર આશા છે, મોઢા ઉપર પ્રસન્નતા છે અને ભમ્મરમાં દૃઢ નિશ્ચય છે એવા યુવાનો ભેગા થયા. યુવતીઓને પણ થયું કે 'હવે આપણો યુગ બેઠો છે, મંગલપર્વની શરૂઆત છે.' સંગીત જાગ્યું, કળા ખીલી, સાહિત્ય વિકસ્યું, સંશોધન તેજ થયું, હૃદયો એક થયાં; ગામડાંઓએ એ પડઘો સાંભળ્યો, સેવકો બધે ફરી વળવા લાગ્યા, મંત્રણા ચાલવા લાગી, ધનનું ઝરણું ખૂલ્યું, વિદ્વત્તા પોતાનો કરભાર લઈને આવી. આપણે માટે શું અશક્ય છે? રામરાજ્ય હવે દૂર નથી, હૃદયમાં રામ વસ્યો છે, એ બધે વિજયી થવાનો છે, ભાગ્યચક્રે પલટો ખાધો છે, હવે ઉદય થશે, વૈભવ આવશે, હવે ચિંતાનું કશું કારણ નથી; કેવળ અખંડ અને સતત પ્રયત્નની, પ્રવૃત્તિની, બલિદાનની આવશ્યકતા છે. એ મહોત્સવમાં કોણ ભાગ ન લે?

આવા વાતાવરણમાં 'સાબરમતી'નો જન્મ થયો. વિદ્યાર્થીઓને એક મુખપત્ર જોઈતું હતું. માસિક નથી કાઢવું, માસિકો ઘણાં છે, એમાં નાવીન્ય નથી, અસાધારણતા નથી. ત્રૈમાસિકો પણ છે. એ ભારેખમ હોય છે. એમનામાં યુવાની નથી હોતી. ઋતુપરિવર્તન સાથે રાચનાર દ્વૈમાસિક કાઢવાનું નક્કી કર્યું. પણ એનું નામ શું પાડવું? નામ તો ફઈબા જ પાડે. ફઈબા ન હોય તો કાકા તો ખરા. એમણે કહ્યું: 'સાબરમતી નામ રાખો.' કોઈને ન ગમ્યું. 'આવું તે નામ રખાતું હશે! સાબરમતી? સાબરમતી! ના, એ નામ ન શોભે.'

કાકાએ કહ્યું: 'બેચાર દિવસ જવા દો. એ નામ નવું છે એટલે અડવું અડવું લાગે છે; કાનને અને મનને પરિચિત થવા દો. પછી એ તમને જરૂર

*સંપાદક: શ્રી નગીનદાસ પારેખ

ગમશે. છતાં ન ગમે તો બીજું શોધી કાઢીશું. આપણી પાસે ક્યાં નામનો તોટો છે! દુનિયા તો નામરૂપથી ભરેલી છે, નામરૂપની બનેલી છે.'

આઠપંદર દિવસ ગયા. કાકાએ બેચાર નવાં નામો સૂચવ્યાં પણ હવે કોઈને 'સાબરમતી' નામ છોડવું નહોતું. નવું નામ સાંભળવું નહોતું. 'સાબરમતી જ. બીજું નહીં ચાલે.' 'વારુ ત્યારે સાબરમતી!'

'એમાં અંગ્રેજી વિભાગ હશે કે નહીં!' 'કેમ નહિ? વિદ્યાર્થીઓની શક્તિ દરેક ભાષામાં પ્રગટ થવી જોઈએ.' 'બરાબર થવી જ જોઈએ.'

'ના, ના, એ નહીં ચાલે. બીજી બધી કૉલેજોમાં એવો વિભાગ હોય જ છે. આપણે તો માતાની, ગુર્જરી ગિરાની અનન્ય ઉપાસના કરવાના છીએ. આપણે રાજદ્વારી વિષ્ટિ નથી કરવાના, પણ પ્રજાની, ગામડિયા લોકોની સેવા કરવાના છીએ. ગુજરાતીની આપણે અત્યાર સુધી પૂરતી ઉપેક્ષા કરી. જૂના કવિ પ્રેમાનંદે પાઘડી ઉતારી, તે ફરી પહેરી નહીં તે શું આપણે ભૂલી જવાના? 'સુંસાં પૈસા ચાર'નું મહેણું આ પેઢીમાં ભૂંસી નહીં નાખીએ તો સરકારી કેળવણી છોડ્યાનું સાર્થક શું? બસ, બધી શક્તિ ગુજરાતીમાં જ પ્રગટ કરીશું; અવારનવાર હિંદી ભલે આવે પણ 'સાબરમતી'માં ગુજરાતી વાણીનો જ પ્રવાહ વહેશે.'

'આમાં કોણ કોણ લખે?' 'કોણ કોણ કેમ? એકલા વિદ્યાર્થીઓ જ.' તે વખતે યુવકસંઘો નહોતા. અધ્યાપકોએ કહ્યું, 'અમે પણ ખરું જોતાં વિદ્યાર્થીઓ જ છીએ. આપણે બધા જ ગુર્જરી માતાના ઉપાસક છીએ. सहवीर्य करवावहै'. બધાએ કબૂલ રાખ્યું. 'સાબરમતી'એ સમુદ્રયાત્રા શરૂ કરી.

'સાબરમતી'ની કારકિર્દી નવ વરસની છે. એ કારકિર્દી લાંબી ન કહેવાય. પણ એ ઉજ્જવળ હતી. અગ્નિને લગતી કહેવત નદી વિશે ન વપરાય, નહીં તો मुहूर्तं ज्वलितं श्रेयः न च धूमायितं चिरम् । એ લીટી અહીં યાદ આવ્યા વિના રહે નહીં. વિદ્યાપીઠમાં સાહિત્ય, સંગીત, કળા અને તત્ત્વજ્ઞાનની જે ઉપાસના થઈ તેનો પડઘો આ ત્રૈમાસિકમાં બરાબર પડ્યો છે. આગળ જતાં, એમ જોવામાં આવ્યું કે સાહિત્ય, સંગીત, કળા અને તત્ત્વજ્ઞાનનાં બીજ ગુજરાતના જાહેર જીવનમાં અને કૌટુંબિક જીવનમાં વવાયાં છે, હવે તો સ્વરાજ્યની લડત માટે જે એકાગ્રતા અને ગરીબોની સેવાની દીક્ષા લેવી જોઈએ તેનો વખત આવ્યો છે. ગામડાંના ગરીબ વિદ્યાર્થીઓ શહેરના અમીરો સાથે સ્વરાજ્યયુદ્ધની તૈયારી કરે એ જરૂરનું જણાયું. દિશા બદલાઈ અને 'સાબરમતી'ને છાપવાનું બંધ કરી એને હસ્તલિખિતનું રૂપ વિદ્યાર્થીઓએ આપ્યું. આમ કરતાં તેનો પ્રચાર સંકોચાયો ખરો, પણ એનું તેજ ઝાંખું ન પડ્યું. કદમાં પણ 'સાબરમતી'ની પુષ્ટિ ઓછી ન થઈ. પણ અંતે બલિદાનનો સમય તો આવવો જ જોઈએ ને! સતી ઘટિકાપાત્ર આગળ મહાદેવનું ધ્યાન ધરતી બેસે પણ તે ક્યાં સુધી? તે પરમ મંગળ રુદ્રનું પ્રાકટ્ય થાય નહીં ત્યાં સુધી જ. રુદ્રનું દર્શન થતાંવેંત એ પોતાનું હૃદયકમળ રુદ્રને ચરણે અર્પણ કરીને રુદ્રમાં જ વિલીન થવાની. 'સાબરમતી'એ નવ વર્ષના ધ્યાનને અંતે

સત્યાગ્રહરૂપી રુદ્રને ચરણે પોતાનું જીવન અર્પણ કર્યું. ભગવતી ગંગા વિષ્ણુના ચરણમાંથી જન્મ પામી. ભગવતી 'સાબરમતી' સ્વરાજસંકલ્પરૂપી રુદ્રના ચરણમાં વિલીન થઈ. એ 'સાબરમતી'નાં પ્રસાદપુષ્પો અહીં સંકલિત કર્યાં છે. પ્રજા પ્રેમપૂર્વક એનો સ્વીકાર કરશે.

**સપ્ટેમ્બર, ૧૯૩૪**

# મીમાંસાનું સ્વરૂપ

**['સત્યાગ્રહની મીમાંસા'*ની પ્રસ્તાવના]**

સત્યાગ્રહની હિલચાલને અંગે આ ચોપડી લખાઈ નથી. તે માટે તો ગાંધીજીએ કાંઈ નહીં તો પા શતક સાહિત્યનો ધોધ વહેવડાવ્યો છે. લોકો સત્યાગ્રહને એક રાજદ્વારી શસ્ત્ર તરીકે વધારે ઓળખે છે. પણ સત્યાગ્રહ એ જીવનવ્યાપી તત્ત્વ છે, એ સામાજિક ધર્મ છે. સત્યાગ્રહનો ઉપયોગ દરેક કુટુંબમાં અનાદિ કાળથી થતો આવ્યો છે. એનો જ્યારે રાજદ્વારી ઉપયોગ થવા લાગ્યો ત્યારે રાજદ્વારી સત્તા એનાથી ગભરાઈ ઊઠી એટલું જ. ખરું જોતાં સત્યાગ્રહ અખત્યાર કરનારને અને સત્યાગ્રહના બળને વશ થનારને બંનેને એમાં આનંદ આવે અને બંનેને શોભાવે એવું એ તત્ત્વ છે. જીવન સાથે જેમ શ્વાસોચ્છ્વાસ વણાયેલો જ છે, તેવી જ રીતે સામાજિક જીવનમાં સહકાર અને સત્યાગ્રહ વણાયેલા જ છે, અને બંને બરાબર ચાલે તો જ સમાજશરીર નીરોગી રહેશે અને બલિષ્ઠ થશે.

આ મહાન જીવનસિદ્ધાંતની શિક્ષણની દૃષ્ટિએ વ્યવસ્થિત મીમાંસા કરવી એ આવશ્યક વસ્તુ છે. શ્રમવિભાગ, હરીફાઈ, સહકાર, વિનિમય, વિવાહ વગેરે સામાજિક વ્યાપક તત્ત્વો ઉપર જેમ શાસ્ત્રીય ચર્ચા કરતી ગ્રંથસંપત્તિ છે, તેમ જ સત્યાગ્રહની મીમાંસા કરતો એક ગ્રંથરાશિ નિર્માણ થવાનો છે. એના મંગલાચરણરૂપે અ૦ મગનભાઈનો આ ગ્રંથ છે. ઉચ્ચ કેળવણીમાં રાજવ્યવસ્થા, રાજાના અધિકાર, પ્રજાના જન્મસિદ્ધ અધિકાર, બળવાની મીમાંસા, વગેરે વ્યાપક સવાલોની હંમેશાં ચર્ચા ચાલે છે. એની ચાલતી રાજવ્યવસ્થા ઉપર અસર પડે છે, પણ એ રાજદ્વારી પ્રચાર ગણાતો નથી. પ્લેટો, એરિસ્ટોટલથી માંડીને બ્લંટ, સીલી, વુડ્રો વિલ્સન અને લાસ્કી સુધી અનેક વિચારકોનાં ભેદક વિવેચનો વાંચ્યા વગર વિદ્યાર્થીઓની કેળવણી પૂરી થઈ ગણાતી નથી. થોડા જ દિવસોમાં—આપણે ધારીએ છીએ તેથીયે વહેલા, બધા જ દેશોમાં સત્યાગ્રહની મીમાંસા એ ઉચ્ચ કેળવણીનું આવશ્યક અંગ ગણાશે. જે દેશમાં આ નવીન આધ્યાત્મિક અને માણસની માણસાઈને છાજે એવા બળનો ઉદય થયો, તે દેશમાં જ એની શાસ્ત્રીય મીમાંસા રહસ્યવિવરણ પદ્ધતિએ અને

* લેખક : શ્રી મગનભાઈ પ્રભુદાસ દેસાઈ

તુલનાત્મક પદ્ધતિએ થવી જોઈએ. અને સમય જતાં એમાં વિકાસક્રમની પદ્ધતિ પણ દાખલ કરવી પડશે. એ પદ્ધતિ વગર ભવિષ્યની દિશાનું યથાર્થ આકલન ન થઈ શકે.

વિકાસક્રમની પદ્ધતિ એ જ ઐતિહાસિક પદ્ધતિ છે. દરેક વ્યક્તિને, સમાજને અને જીવનવ્યાપી તત્ત્વને જેમ એનો સ્વભાવ હોય છે એમ ઇતિહાસ પણ હોય છે. આજે સત્યાગ્રહ ઉપર જો તાત્ત્વિક હુમલો થયો હોય તો, સામાન્ય મનુષ્ય-સ્વભાવમાં એને સ્થાન નથી અને ઇતિહાસમાં એનો દાખલો નથી એ બે વાંધાઓ જ મહત્ત્વના છે. ભવિષ્યનો ઇતિહાસ તો એનો જવાબ આપશે જ, પણ આજે આપણે મીમાંસાની દૃષ્ટિએ આ વાંધાઓનો વિચાર કરવો ઘટે છે. ઇતિહાસને પણ ભૂત અને ભવિષ્ય એવા બે છેડા છે એ ઇતિહાસવાદીઓ ભૂલી જાય છે. જે ઐતિહાસિક દૃષ્ટિ કેવળ ભૂતકાળનો જ વિચાર કરે છે તે ઊલટે પગલે ચાલનાર ભૂત જેવી છે, અશાસ્ત્રીય તો છે જ. જે મનુષ્યસમાજે નરમાંસભક્ષણ છોડી દીધું, પશુમાંસ-ભક્ષણ પ્રત્યે અણગમો ઉત્પન્ન કર્યો, જે મનુષ્યસમાજે ગુલામીની પ્રથા સામે જેહાદ ચલાવી યુદ્ધમાં પણ માણસાઈના અમુક નિયમો દાખલ કર્યા, જે મનુષ્યસમાજે સમાજની અંદર અંદર યુદ્ધો બંધ કર્યાં, પંચનો કાયદો સ્વીકાર્યો, અને જે મનુષ્યસમાજે આદર્શવાદી પેગંબરોની પાછળ પાછળ જઈ પોતાના જીવન-માં પરિવર્તન કરતાં કુદરતને પણ ગણકારી નહીં, તે મનુષ્યસમાજ સત્યાગ્રહને, એના પ્રેમતત્ત્વને અને ત્યાગશક્તિને સમાજજીવનવ્યાપી ન કરે એમ માનવાનું કારણ નથી. જે લાગણીઓ કે વહેમો કે અશ્રદ્ધા આડે આવે છે, તે દૂર કરવાના એક સાધન તરીકે પણ આ મીમાંસાનો ખાસ ઉપયોગ છે. સવાર પડ્યે વસંત ચાલે છે અને બપોર થયે ઉનાળો બેઠો છે એમ માનનાર ધીરજશૂન્ય લોકોમાં પણ આવી મીમાંસા વાંચીને સામાજિક શક્તિઓની કાર્યપદ્ધતિ તપાસવા જેટલી ધીરજ આવી જાય, તો એ પણ મોટો લાભ ગણાય.

આનો ખાસ ઉપયોગ તો રીતસર કેળવણી લેતા વિદ્યાર્થીઓ માટે અને નવ-રાશને કારણે જીવનનાં અંગપ્રત્યંગોનો આમૂલાગ્ર વિચાર કરનાર યુવકોને છે. આવી મીમાંસા કરવા માટે જે જાતની શાસ્ત્રીય બુદ્ધિ જોઈએ છે તે વિશેષ રીતે મગનભાઈ-માં પહેલેથી દેખાઈ આવેલી હોવાથી એમને જ આ કામ સોંપેલું હતું. વિદ્યા-પીઠને એ પસંદ પડ્યું હતું. પણ અંતે તો એની સફળતા સમાજને પસંદ પડવામાં છે. શાંતપણે અને વ્યાપકપણે સત્યાગ્રહ જેવા સર્વમંગળ સિદ્ધાંતની વિચારણા કરવા લોકો પ્રેરાય એ જ આની સફળતા અને ફલશ્રુતિ છે.

ખ્રિસ્તજયંતી, ૧૯૩૩

# નવલકથા

## [એક દુર્દાન્ત સામાજિક શક્તિ]

જ્યારે ઋષિએ કહ્યું કે आत्मानं विजानीयात् ત્યારે હાડચામવાળું શરીર અને જિંદગીને સ્વર્ગ કે નરક કરી નાખનાર સારી કે નરસી ભાવનાઓ કોરે મૂકતાં માણસમાં જે કંઈ નિરાકાર અને નિર્ગુણ વસ્તુ બચે છે તેનું જ જ્ઞાન મેળવી લો એવું તો એણે નહીં જ કહ્યું હોય. ગણિતમાં જેમ અસંખ્ય સંખ્યાઓમાં એકનો ગુણક (factor) હોય જ છે તેમ આત્મા બધે છે જ. ગણિતમાં કોઈ પણ સંખ્યામાંથી એકનો ગુણક કાઢી નાખ્યો હોય કે ઉમેર્યો હોય તોયે દાખલાઓ હળવા કે અઘરા થતા નથી તેમ જ જીવનમાંથી નિરાકાર-નિર્ગુણ આત્માને ઓળખ્યો તોયે શું અને ન ઓળખ્યો તોયે શું તેથી કંઈ આપણી જીવનસિદ્ધિમાં ફેર પડવાનો નથી. એ આત્મા જ્યારે અનેક જાતના સંકલ્પ-વિકલ્પો લઈને સ્થૂળ કે સૂક્ષ્મ શરીરમાં પ્રવેશ કરે છે ત્યારે એની બધી શક્તિઓનો પરિચય થવા માંડે છે. ઈશ્વર વગરની સૃષ્ટિ શૂન્યરૂપ છે એમ કહેવામાં આવે છે. એ જ પ્રમાણે આત્મા વગરનું શરીર પણ મીંડા જેવું હોય, પણ ગણિતમાં જેમ મીંડાને કારણે જ એકની સંખ્યા દશગણી થાય છે તેમ જ કર્મના સાધનરૂપ આ શરીરમાં પ્રવેશ કર્યા પછી જ આત્માને પણ કિંમત આવે છે.

માટે જો અધ્યયન કરવા લાયક વસ્તુ હોય તો તે કેવળ આત્મા નહીં પણ આત્માના જોરે ચાલતી અને વિકસતી આપણી જિંદગી જ છે. એ જિંદગીનું અધ્યયન અનેક શાસ્ત્રોએ કર્યું છે. પણ શાસ્ત્રોને અડપલાં કરનાર છોકરાની પેઠે ચીરફાડ કરવાની ટેવ હોય છે. પૃથક્કરણ કર્યા વગર શાસ્ત્રોનું ભેજું ચાલતું જ નથી. અખંડ જીવનનો એકસામટો જો કોઈ વિચાર કરતું હોય તો એ કાં તો કવિ કરે છે અથવા નવલકથાકાર.

શાસ્ત્રો જ્યારે પ્રવૃત્ત થાય છે ત્યારે આંખે પાટા બાંધી આંધળા થયેલા ભેરુની પેઠે દરેક ચીજને અડીઅડીને એના અવયવો તપાસે છે, જ્યારે કવિ કે કલાકાર જીવન ઉપર ઝબૂક દઈને પ્રકાશ પાડી આખા દૃશ્યને પ્રત્યક્ષ કરી લે છે. કવિ આગળ સપ્તભંગિ ન્યાય નથી હોતો. એ જે જુએ છે તે એકસામટું જુએ છે. કવિને કેવળજ્ઞાન ભલે ન થતું હોય પણ જે થાય છે તે એકસામટું અને સર્વાંગીણ થાય છે, એટલે જ કવિને દ્રષ્ટા કહે છે.

માણસને બીજા બધા વિષયોમાં અને શાસ્ત્રોમાં રસ પડે કે ન પડે એને પોતામાં તો રસ પડવો જ જોઈએ. એટલા માટે જ તો પોતાનાં વખાણ નરી ખુશામત છે એમ જાણતાં છતાં તે રસપૂર્વક સાંભળતાં માણસ ધરાતો જ નથી.

પણ આ તો પ્રાકૃત માણસની વાત થઈ. માણસને પોતાનામાં રસ છે તે એથીયે ઊંડો છે. ઈશ્વરે માણસને બુદ્ધિ આપી પણ તે પૂરતી ન આપી એટલે માણસ હંમેશાં મૂંઝાયેલો જ રહે છે. જેટલાં કામ બીજા ઉપર સોંપી શકાય તે બધાં માટે કારભારી નીમી માણસ નિરાંત મેળવી શકે છે પણ જીવવાનું તો પોતાને જ માથે આવે છે. એને માટે કોઈ અવેજી નહીં ચાલે. એટલે જીવવાની મૂંઝવણ કેમ દૂર કરવી એ સવાલ હંમેશ અકળાવનારો હોય છે. એ મૂંઝવણ જો કોઈ દૂર કરી શકે તો માણસ એનો હંમેશને માટે કૃતજ્ઞ રહે છે.

અને જો મૂંઝવણ દૂર ન થતી હોય તો, ઓછામાં ઓછું એ મૂંઝવણ ભૂલી જવાની યુક્તિ કોઈ બતાવતું હોય તોયે એ નાનીસૂની સગવડ નથી. નવલકથાકાર આ બંને રીતે ઉપયોગી થઈ શકે છે. ઠોઠ રાજપુત્રોને રાજકારણનો પાઠ આપવા માટે પંડિત વિષ્ણુશર્માએ કાગડા-બિલાડાની, વાઘ અને વરુની વાર્તાઓ ગોઠવી કાઢી. પણ મૂંઝાયેલા માણસને આખા જીવન પરત્વે જો સૂઝ પમાડવી હોય અથવા મૂંઝવણ ભુલાવવી હોય તો એને માટે માણસના જીવનની સાચી કે જૂઠી, વાસ્તવિક કે અદ્‌ભુત વાર્તા જોડી કાઢ્યે જ છૂટકો.

આ શોધ થઈ અને પુરાણો લખાયાં. આ શોધ થઈ અને મહાકાવ્યો રચાયાં. આ શોધ થઈ અને તવારીખો નોંધાઈ અને આ શોધ જ્યારે પાકી થઈ ત્યારે જ નવલકથાઓની સૃષ્ટિ તૈયાર કરનાર વિશ્વામિત્રોનો વર્ગ પેદા થયો.

દરેક નવલકથા મનુષ્યજીવનની અથવા માનવી કલ્પનાની એક સ્મરણયાત્રા છે. એમાં સાચા અથવા કાલ્પનિક જીવનનું પુનરવલોકન કરેલું હોય છે. તેથી જ માણસને આ વિશિષ્ટ સાહિત્યકૃતિમાં આટલો બધો રસ છૂટે છે.

હવે આશ્ચર્ય અને દુઃખની વાત તો એ છે કે આટલી મહત્તા હોવા છતાં નવલકથાકાર જેવો બેજવાબદાર માણસ બીજો કોઈ ન હોઈ શકે. એ ગમે તેવાં ચિત્રો ઊભાં કરે છે, ગમે ત્યાં સંબંધ બાંધી આપે છે. જૂઠાણું તો એની મોટામાં મોટી મૂડી અને છતાં એ મૂડી ઉપર એણે સત્યનો વેપાર કરવાનો હોય છે. દુનિયાના દુનિયાદારી લોકો કરતાં આ પ્રયોગ તદ્દન ઊલટો છે. દુનિયાદારી માણસ સત્યનું બહાનું કરી જૂઠાણું ચલાવે છે જ્યારે ઉત્તમ નવલકથાકાર હડહડતું જૂઠાણું લોકો આગળ પીરસી એમાંથીયે સત્યનો જ વેપાર ચલાવે છે. આમાં જો ભૂલેચૂકે મૂડી તરીકે આણછાંટેલી વાસ્તવિક સત્ય બિના એ રજૂ કરે તો એની કળાને ઝાંખપ જ લાગે. વાસ્તવિક દુનિયામાંથી અનેક તત્ત્વો અનેક ઠેકાણેથી ભેગાં કરી તેનાં સ્વતંત્ર ચિત્રો જ એણે ઊભાં કરવાં જોઈએ. કોઈ વિશિષ્ટ વ્યક્તિને નજર આગળ રાખી જો નવલકથાકાર એને જ વર્ણવવા બેસે તો એને હાથે કલાકૃતિ નિર્માણ થાય જ નહીં. અમુક વસ્તુ લેવી અને અમુક વસ્તુ છોડી દેવી એ હેયોપાદાન જે ન કરી શકે તે કળાકાર જ નથી. તિરસ્કાર અને પુરસ્કાર એ તો કળાનો આત્મા છે.

કવિ અને કળાકાર વ્યક્તિનાં ચિત્રો ચીતરે છે અને એમને જીવતાં કરે છે પણ દરેક ચિત્ર એ એક એક સંપૂર્ણ નમૂનો એટલે કે ટાઈપ હોય છે. અને એ ટાઈપ

મનુષ્યસ્વભાવ અને યુગસ્થિતિને જ્યારે અનુરૂપ હોય છે ત્યારે જનતા એને અ-સાધારણ આવકાર આપે છે. નવલકથાકારની સફળતા આવા ટાઈપ નિર્માણ કરવામાં જ હોય છે.

હું માનું છું કે નવલકથાનું તંત્ર અને એનો આદર્શ આ છેલ્લાં પચાસ વર્ષમાં બહુ સુધર્યાં છે. પ્રાચીન કાળની કેટલીક નવલકથાઓ અમરકૃતિઓ છે એ ખરું છે અને આજે ઢગલાબંધ નવલકથાઓ કચરો માલ હોયં છે એ પણ ખરું છે પણ સામાન્યપણે જોતાં સ્પષ્ટ દેખાશે કે નવલકથાનો આદર્શ તો ખૂબ જ ઊંચે ચડયો છે.

પહેલી વાત એ છે કે નવલકથાકારે મનુષ્યસ્વભાવનું અને સામાજિક જીવનનું ઊંડામાં ઊંડું જ્ઞાન મેળવવું જોઈએ. એ આદર્શ પહેલાંના કરતાં જેટલો વધુ આકરો થયો છે તેટલો તે વધારે પળાય પણ છે. જૂના જમાનાના નવલકથાકારો મનુષ્ય-સ્વભાવથી ગમે તેટલા પરિચિત હોય તોયે સમાજવ્યાપારનું શાસ્ત્ર આજના જેટલું જાણતા ન હતા. સ્વભાવચિત્રણમાં અસાધારણ કળા બતાવતાં છતાં અને ઘટના-પરિપોષ અદ્ભુત રીતે ખીલવતાં છતાં એમનાં સ્વભાવ-ચિત્રો અપરિવર્તનશીલ અથવા સ્થાયી (static) જ રહેતાં. જે પાપી છે તે પોતાના પાપનાં પરાક્રમો અનેક રીતે કરી બતાવે અને નિયતિના નિયમ પ્રમાણે એનાં ફળ પણ ભોગવે છતાં એનો સ્વભાવ એનો એ જ રહેતો. અથવા જો એને ઉપરતિ થાય તો તુલસી-દાસ કે વાલ્મીકિની પેઠે તે એકાએક અને એક ક્ષણમાં જ પૂરેપૂરી થઈ જતી. મનુષ્યપ્રાણી સત્ અને અસત્‌નો બનેલો છે. એના જીવનમાં બંને તત્ત્વો સરખાં જ સનાતન છે. ફક્ત એ બેમાં આરોહ અને અવરોહ ચાલ્યા કરે છે. અને એનું જ સંગીત રજૂ કરવું એમાં નવલકારની કળાનો ઉત્કર્ષ છે એ હવે વધુ ને વધુ સ્પષ્ટ થતું જાય છે. અને તેથી જ નવલકથાઓ લોકકેળવણીમાં આટલો મહત્ત્વનો ભાગ ભજવી શકી છે.

પણ આ તો થઈ સર્વોચ્ચ નવલકથાની વાત. પ્રાચીન ઋષિમુનિ જેવા સમાજ-હિતૈષી, અને ભૂત, ભવિષ્ય અને વર્તમાનની ગતિવિધિ જાણનારા ત્રિકાલજ્ઞ નવલ-કારોને જ આ વર્ણન લાગુ પડે છે. પણ આજે નવલસૃષ્ટિમાં સંતતિનિયમનનો કાયદો લાગુ નથી એટલે નબળી, રોગી અને ભયાનક ઝેરથી ભરેલી એવી પ્રજાનો ફાલ ખૂબ જ વધવા માંડયો છે. શુદ્ધ ખોરાક ઉચ્ચ વર્ણના જ લોકોને મળે, નીચલા વર્ણના લોકો એઠો, વાસી અને નિઃસત્ત્વ ખોરાક જ ખાય એવી જેમ સ્થિતિ છે તેવી જ રીતે જે લોકોને સંસ્કારની કેળવણી મળી છે તેમને જ સારુ સાહિત્ય વાંચવાને મળે છે. અસંસ્કારી લોકો શું વાંચે છે, શું વિચારે છે અથવા કેવો બૌદ્ધિક નશો કરે છે એની દરકાર નથી સરકારને અને નથી સમાજના ધુરીણોને. આજના જેવી અરાજક અવ્યવસ્થા અને બેદરકાર બેજવાબદારી ભૂત-કાળમાં હતાં કે નહીં એ વિશે તપાસ જ કરવી પડે, અને આશ્ચર્ય તો એ છે કે

આ બધી બેદરકારી મુદ્રણસ્વાતંત્ર્ય અને વાચનસ્વાતંત્ર્યના પવિત્ર હક તરીકે મનાવાય છે.

પણ સામાજિક બેદરકારીનાં પાપ એકેએક વર્ગને ભોગવવાં પડે છે. એક વાર આદર્શ ઊતર્યો એટલે ભર્તૃહરિએ કંગાળની સ્થિતિ વર્ણવી છે તેવી દશા થઈ જાય છે. સામાજિક સડો વર્ણવવાની હોંશ પૂરી પાડવા માટે જૂના કાળમાં મડાપચ્ચીસી અને સુડાબહોતેરી લખાયાં હતાં. એ સાહિત્યના વંશજો આજે કેટલાક પ્રતિષ્ઠિત સાક્ષરોની કલમમાંથી ઊતર્યા છે. આ નવા અવતાર ભાષાની સુઘડતામાં, કળાના ઓપમાં અને સડાને પણ શણગારવામાં ભારે સફળતા મેળવી શક્યા છે, એ વિશે શંકા નથી. પણ તે જ કારણે એમનું ઝેર વધારે જલદ અને વધારે જીવલેણ બની ગયું છે. આદર્શ તૂટ્યા પછી દરેક જાતની રૂપાળી વિચારસરણી સાચી અને હિતકર છે એવો ભ્રમ પેદા થાય છે અને પછી નબળા લોકોના વિલાસની પેઠે સમાજક્ષયને નોતરે છે.

છડેચોક અશ્લીલતા જેમાં ભરેલી છે એવી નવલકથાઓથી હું એટલો ડરતો નથી. વિકૃત અભિરુચિવાળા લોકો ભલે એને રસપૂર્વક વાંચે અને પોતાના મગજને કોહવા દે પણ એથી સામાજિક આદર્શ નબળો પડતો નથી. કેમ કે સંસ્કારી વ્યક્તિઓને આકર્ષવાને બદલે એ જુગુપ્સા જ પેદા કરે છે પણ જ્યારે દરેક જાતની નબળાઈનો આકર્ષક શબ્દોમાં બચાવ કરવામાં આવે છે અને વિકારી કામુકતાને રસિકતાના, કલાના, અથવા આનંદના આદર્શ સ્વરૂપ તરીકે બતાવવામાં આવે છે ત્યારે જ સમાજ અવળે રસ્તે જાય છે. અને સામાજિક જીવનનાં મૂળિયાં જ સડવા માંડે છે.

જૂની રૂઢિઓ અવશ્ય તોડો, કૃત્રિમ બંધનોને જરૂર ફગાવી દો. ઉચ્ચ આદર્શવાદ નીચે સેવાતો દંભ જરૂર ઉઘાડો પાડો અને મનુષ્યપ્રકૃતિની વાસ્તવિકતાનું મહત્ત્વ ગમે તેટલું પ્રસ્થાપિત કરો તેમાં વાંધો નથી પણ અનાચારને સદાચાર તરીકે રજૂ નહીં કરતા. નબળાઈને જ મનુષ્યસ્વભાવ તરીકે માન્યતા નહીં આપતા. Justifying weakness and beautifying passions એ નથી કળા અને નથી સમાજસેવા.

આજકાલ મનોવિશ્લેષણ (Psycho-analysis) કરીને એક શાસ્ત્ર જાગ્યું છે. રોગી મનની ચિકિત્સા કરવા એ અવતર્યું છે. એને કારણે સમાજશુદ્ધિ કેટલી થઈ છે તે તો ભગવાન જાણે પણ પહેલાંના કરતાં આજકાલ માનસિક વિકૃતિઓના દાખલાઓ વધવા માંડયા છે એટલું યુગલક્ષણ સ્પષ્ટ દેખાય છે.

જૂના વખતમાં ચિત્રોમાં શું અને કપડામાં શું, સામાન્ય સાદા રંગો જ વપરાતા, આજકાલ જાતજાતના રંગોના મિશ્રણથી એટલા બધા નવા નવા રંગો પેદા થયા છે કે ભગવાનની પેઠે એ રંગો પણ કહી શકે છે કે नास्त्यन्तो विस्तरस्य मे. એવી જ રીતે મનોવિશ્લેષણ કરતાં કરતાં વૃત્તિઓ, એમની વિકૃતિઓ અને એમનાં મિશ્રણો અને સંમિશ્રણો એટલાં બધાં વધી પડયાં છે કે આ ચક્રવ્યૂહોમાંથી સદાચાર,

સદ્વાસના અને તમામ વાસનાઓમાંથી મુક્ત થવાની મુમુક્ષા કેમ બહાર નીકળી શકે એ એક ચિંતાનો વિષય થઈ પડયો છે.

પણ કોક કોક વાર એમ દેખાઈ આવે છે કે મુંબઈના છોકરાઓ જેમ બોરીબંદરના કે ક્વીન્સરોડના રસ્તા ઉપર થઈને સહેજે સહીસલામત પસાર થાય છે અને બહારગામથી આવેલા લોકોને આશ્ચર્ય પમાડે છે તેવી જ રીતે આ વાસનાઓના હુલ્લડમાંથી નવલકથાના નાયકો અને નાયિકાઓને જરાયે અકળાયા વગર પોતાનો માર્ગ કાઢી લેતાં જોઈ આશ્ચર્ય થાય છે.

જૂના કળાકારો અદ્ભુતતાવાળી ઘટનામાંથી આપણને રસ પમાડતા. જાદુ, મંત્ર, ભૂત, પિશાચ અને રાક્ષસ બધાને લઈ આવી રોમાંચ ઊભા કરતા. ત્યાર પછી ચતુરાઈ અને કાવતરાંના પ્રસંગો ઊભા કરી અથવા દૈવની વિચિત્ર લીલાઓ વર્ણવી એ જ નશો પૂરો પડાતો. હવે આ બંને બાબતમાં લોકો ધરાયા હશે તેથી, અથવા લાગણીઓ બુઠ્ઠી થઈ હશે તેથી કળાકારોએ દિશા ફેરવી છે. અને હવે લાગણીઓ અને હેતુઓ અને એની એકબીજા ઉપર થતી અસરની જટિલતામાંથી અદ્ભુત રસ પેદા કરવામાં આવે છે; અને એ રીતે ચિત્તવૃત્તિ ઉશ્કેરીને એકાગ્ર કરવામાં આવે છે. અને દરેક વિલાસનું એ લક્ષણ છે કે ઉત્તેજના વધારી એકાગ્ર કરી ટોચ સુધી પહોંચાડી દીધી એટલે એને તરત જ વિરામ આપી દેવો. એ વિરામનું સ્તંભન જેટલું કરી શકાય તેટલું કરી લેવું. એ રીતે લાગણીઓ ઉશ્કેરાય છે. અમુક જાતનો રસ ખીલવાય છે. પણ એ રસ કલાનો નથી પણ વિલાસિતાનો છે. એ ભાવનાપ્રધાન નથી હોતો પણ ભોગપ્રધાન હોય છે. અને એમાંથી સંસ્કૃતિનો ઉત્કર્ષ ન થતાં અપકર્ષ થાય છે એ વસ્તુ આપણે ભૂલી ન જઈએ.

આવી જાતનું સાહિત્ય પેદા કરવામાં થોડીક ભાષા અને થોડીક નફટાઈ જ જોઈએ છે; પણ એને ખરું જોતાં સાહિત્ય ન કહી શકાય. 'મદનવિલાસામૃતસંજીવની' અને 'બાદશાહી યાકુતિ' જેવી જ એ વસ્તુ છે.

ઇતિહાસની ઘટનાઓ જોતાં આપણને માલૂમ પડે છે કે, કેટલીક પ્રજાઓ બુદ્ધિમાન હોવા છતાં ક્ષીણસત્ત્વ દેખાય છે; કેટલાક જમાનાઓ કેમે કરી પુરુષાર્થ કેળવી શકતા જ નથી. એનાં કારણો તપાસીએ તો ઘણી વાર દેખાઈ આવશે કે એ પ્રજાએ માનસિક વિલાસ કરી સંકલ્પશક્તિ ખોઈ નાખી છે. ચિત્તવૃત્તિને કૃત્રિમ ઉત્તેજના આપવી અને એમાંથી કશો પુરુષાર્થ સાધ્યા વગર માનસિક સંતોષ કે કાલ્પનિક રતિ પેદા કરીને એ વૃત્તિને શમાવવી એ વ્યાપાર પ્રજાને નિચોવી નાખે છે. નવલકથાકારો જો એ દોષમાં ફાવી જાય તો દેશમાં શેખચલ્લીઓ જ તૈયાર કરી શકશે. એટલા માટે દરેક સમાજે આ નશા ઉપર પૂરતી ચોકી રાખવી જોઈએ. નવલકથાને આપણે ધારીએ તો પોષક દૂધ બનાવી શકીએ અને ધારીએ તો ઝેર કરતાંયે ખરાબ એવી શરાબ બનાવી શકીએ છીએ. આવા સાહિત્યને **Light literature** કેમ કહેતા હશે એ ધ્યાનમાં નથી આવતું.

સારી નવલકથાઓ પણ જો પ્રમાણ બહાર વખત ખાઈ જાય અને વાચકોને બીજો ધંધો જ કરવા ન દે તો તે શાપરૂપ જ નીવડે. દુનિયાદાર લોકો પોતપોતાના વ્યવસાયમાં ફસાયેલા હોય છે. એટલે નવરાશને વખતે વિનોદ તરીકે જ તેઓ નવલકથા વાંચે છે. નવલકથાના વાચનથી એમની લાગણીઓ કેળવાય છે. અને એમનો સામાજિક આદર્શ ઓછેવત્તે અંશે એનો રંગ પણ લે છે, છતાં નવલકથાઓની અસર એવા લોકો ઉપર ઝાઝી થાય છે એમ નથી જોવામાં આવતું. નવલકથાઓની પૂરેપૂરી અસર તો નવરાશ ભોગવતા યુવકો ઉપર અને યુવતીઓ ઉપર વધારેમાં વધારે થાય છે. આજીવિકાનાં સાધનો જેમને સહેલાં છે એવા યુવાનો અને વિદ્યાર્થીઓ પોતાની ભાવનાઓને છુટ્ટેદોર મૂકી શકે છે. વાસ્તવિક દુનિયાને ભૂલી જઈ કાલ્પનિક દુનિયામાં વિચરી શકે છે. તેથી તેમના ઉપર નવલકથાઓની અસર વધારેમાં વધારે થાય છે.

એ જ વખત છે જ્યારે ઉત્કૃષ્ટ નવલકથાઓ વાંચવી જોઈએ. અને હીન અથવા નમાલી નવલકથાઓ ન જ વાંચવી જોઈએ.

પણ એ વિવેક કોણ કરી આપે! દેશના સંસ્કારી પુરુષોનું એ કામ છે. કોઈ પણ દેશના કાયદાઓમાં એ પ્રજાના સર્વોચ્ચ સંસ્કારોનો સંગ્રહ થઈ શકતો જ નથી. કેમ કે કાયદો હમેશ ફરજ પાડીને કામ લેવા મથે છે અને તેથી અમુક કક્ષા(level)થી ઊંચે જઈ જ ન શકે. એટલા જ માટે કાયદાનો આધાર સૌથી છેલ્લો ગણાવો જોઈએ. સમાજપુરુષોએ પોતાની ખાસ ફરજ સમજી લોકોની અભિરુચિ કેળવવાનું કામ કરવું જોઈએ. પણ જો તેઓ બેદરકાર, બીકણ અથવા મતલબી બની જાય તો પછી સમાજને બચાવે અને યુવકોને સાચવે એવી એકકેય શક્તિ રહેતી નથી.

મનુષ્યના આચરણને નીતિના નિયમો બાંધે છે. નીતિના નિયમોને દોરનાર ધર્મ હોય છે. પણ નવલકથાઓ, કવિતાઓ અને કલાકૃતિઓને પ્રેરણા આપનાર અને એમની મર્યાદા બતાવી દેનાર કઈ વસ્તુ છે? સાહિત્ય અને કલાને શુદ્ધ, સુભગ અને કલ્યાણપ્રદ બનાવનાર તત્ત્વો ક્યાંક તો હોવાં જ જોઈએ. એ તત્ત્વો ક્યાં છે તે આજે નક્કી નથી થયું. અને તેથી આવડી જબરદસ્ત સામાજિક શક્તિ અસંસ્કારી અને અનિયંત્રિત રહી છે. ઊંટવૈદોને કાયદાથી રોકી શકાય છે પણ નવલકથાકાર રૂપી સામાજિક શક્તિને અંકુશમાં રાખનાર કોઈ તત્ત્વ નથી. એ તત્ત્વ શોધી કાઢવું અને એને સંગઠિત કરવું એ આજના જમાનાનો પુરુષાર્થ છે.

ઑગસ્ટ, ૧૯૩૭

# દેવી ચૌધરાણી*

[વખતસર પૂરી ન થવાથી અપ્રકટ રહેલી પ્રસ્તાવના]

નવલકથાને વળી પ્રસ્તાવના કેવી? નવરાશનો વખત આનંદમાં જાય એટલે જ દૃષ્ટિ રાખી જ્યાં લોકો નવલકથા વાંચે છે ત્યાં પ્રસ્તાવનાની જરૂર શી? અને લખવી જ હોય તો જેણે આજન્મ નવલકથાઓનું જ અધ્યયન કર્યું છે એવા લોકો આજે ક્યાં ઓછા છે? એમને હાથે જ તે પ્રસ્તાવના કેમ ન લખાય?

આપણે ત્યાં કથાસાહિત્ય ઢગલાબંધ છે. પણ નવલકથા એ સાવ નવી નાત છે. પાશ્ચાત્ય લોકોએ એનું ખાસું શાસ્ત્ર બનાવ્યું છે. આપણે એમનું અનુકરણ કરીને નવલકથાઓ રચવા લાગ્યા; અને એમાં ઠીકઠીક ફાવ્યા છીએ. આવા આધુનિક નવલકથાકારોમાં જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ તરીકે બંકિમચંદ્રની ખ્યાતિ ઘણી છે. બંગાળીઓ એને યુગપ્રવર્તક ગણે છે તે ખોટું નથી. બંગાળના નહીં જેવા ઈતિહાસમાંથી પણ એણે આબાદ નવલકથાઓ ઉપજાવી કાઢી છે. 'આનંદમઠ' અને 'દેવી ચૌધરાણી' એ એવું એક યુગલ છે. બંનેમાં બંકિમબાબુની વિશેષતા સરખી રીતે પ્રગટ થાય છે. 'આનંદમઠ'માં શક્તિપૂજાને નવું રૂપ આપવાનો અને દેશભક્તિ સાથે તેને જોડી દેવાનો સફળ પ્રયત્ન છે. 'દેવી ચૌધરાણી'માં વૈષ્ણવ સંપ્રદાયના નિષ્કામધર્મને સમાજસેવાપરાયણ બતાવવાનો એટલો જ રમણીય પ્રયત્ન છે.

કવિ જે કંઈ કરે છે અથવા કહે છે તે અત્યંત કોમળતાથી અને કુશળતાથી કરે છે. રાયબહાદુર બંકિમચંદ્ર દેશભક્તિનું સૂચન અને બલિદાનની પ્રેરણા કવિની ઢબે જ આપે છે. બંને નવલકથામાં અંગ્રેજોને ખૂબ કુશળતાથી આણ્યા છે. અંગ્રેજોમાં કોઈ અસાધારણ વ્યક્તિ નથી, વિભૂતિપદને શોભાવે એવી વ્યક્તિ એમનામાં ન મળે, પણ આખી જાતિ જ બાહોશ અને સમયજ્ઞ છે, અને આપણે ત્યાં આવી છે તે જાણે ઈશ્વરે મોકલેલી નિયતિ (destiny) ન હોય, એવી રીતે એ જાતિને અહીં ચીતરી છે. અંગ્રેજોના વ્યક્તિગત ચારિત્ર્યમાં કશી ભવ્યતા નથી, એમના રાજ્ય પાછળ ખાસ આર્યભાવના પણ નથી, પણ હિંદુસ્તાનની પરિસ્થિતિમાં એમનું આવવું અપરિહાર્ય હતું, અને એમને હાથે જ ઈશ્વરે ભારતવર્ષમાં યુગપરિવર્તન ઈચ્છયું હતું, એની ખાતરી થાય છે.

'આનંદમઠ'માં શક્તિની ઉપાસના પૂરેપૂરી ઉપદેશી છે જ્યારે અહીં દુષ્ટોનું દમન ઈશ્વરના જ હાથમાં સોંપી દેવાની સૂચના છે. તલવારથી કે બળાત્કારથી આપણે કોઈનું ખરેખરું ભલું કરી શકવાના નથી, આપણે તો ધર્મને રસ્તે લોકસેવા કરીએ એટલી જ ખરી, એ જાતની શિખામણ છે. 'આનંદમઠ' પછી 'ચૌધરાણી'

*અનુવાદક : ઈશ્વરલાલ વીમાવાળા

સારી નવલકથાઓ પણ જો પ્રમાણ બહાર વખત ખાઈ જાય અને વાચકોને બીજો ધંધો જ કરવા ન દે તો તે શાપરૂપ જ નીવડે. દુનિયાદાર લોકો પોતપોતાના વ્યવસાયમાં ફસાયેલા હોય છે. એટલે નવરાશને વખતે વિનોદ તરીકે જ તેઓ નવલકથા વાંચે છે. નવલકથાના વાચનથી એમની લાગણીઓ કેળવાય છે. અને એમનો સામાજિક આદર્શ ઓછેવત્તે અંશે એનો રંગ પણ લે છે, છતાં નવલકથાઓની અસર એવા લોકો ઉપર ઝાઝી થાય છે એમ નથી જોવામાં આવતું. નવલકથાઓની પૂરેપૂરી અસર તો નવરાશ ભોગવતા યુવકો ઉપર અને યુવતીઓ ઉપર વધારેમાં વધારે થાય છે. આજીવિકાનાં સાધનો જેમને સહેલાં છે એવા યુવાનો અને વિદ્યાર્થીઓ પોતાની ભાવનાઓને છુટ્ટેદોર મૂકી શકે છે. વાસ્તવિક દુનિયાને ભૂલી જઈ કાલ્પનિક દુનિયામાં વિચરી શકે છે. તેથી તેમના ઉપર નવલકથાઓની અસર વધારેમાં વધારે થાય છે.

એ જ વખત છે જ્યારે ઉત્કૃષ્ટ નવલકથાઓ વાંચવી જોઈએ. અને હીન અથવા નમાલી નવલકથાઓ ન જ વાંચવી જોઈએ.

પણ એ વિવેક કોણ કરી આપે! દેશના સંસ્કારી પુરુષોનું એ કામ છે. કોઈ પણ દેશના કાયદાઓમાં એ પ્રજાના સર્વોચ્ચ સંસ્કારોનો સંગ્રહ થઈ શકતો જ નથી. કેમ કે કાયદો હમેશ ફરજ પાડીને કામ લેવા મથે છે અને તેથી અમુક કક્ષા(level)થી ઊંચે જઈ જ ન શકે. એટલા જ માટે કાયદાનો આધાર સૌથી છેલ્લો ગણાવો જોઈએ. સમાજપુરુષોએ પોતાની ખાસ ફરજ સમજી લોકોની અભિરુચિ કેળવવાનું કામ કરવું જોઈએ. પણ જો તેઓ બેદરકાર, બીકણ અથવા મતલબી બની જાય તો પછી સમાજને બચાવે અને યુવકોને સાચવે એવી એકકેય શક્તિ રહેતી નથી.

મનુષ્યના આચરણને નીતિના નિયમો બાંધે છે. નીતિના નિયમોને દોરનાર ધર્મ હોય છે. પણ નવલકથાઓ, કવિતાઓ અને કલાકૃતિઓને પ્રેરણા આપનાર અને એમની મર્યાદા બતાવી દેનાર કઈ વસ્તુ છે? સાહિત્ય અને કલાને શુદ્ધ, સુભગ અને કલ્યાણપ્રદ બનાવનાર તત્ત્વો ક્યાંક તો હોવાં જ જોઈએ. એ તત્ત્વો ક્યાં છે તે આજે નક્કી નથી થયું. અને તેથી આવડી જબરદસ્ત સામાજિક શક્તિ અસંસ્કારી અને અનિયંત્રિત રહી છે. ઊંટવૈદોને કાયદાથી રોકી શકાય છે પણ નવલકથાકાર રૂપી સામાજિક શક્તિને અંકુશમાં રાખનાર કોઈ તત્ત્વ નથી. એ તત્ત્વ શોધી કાઢવું અને એને સંગઠિત કરવું એ આજના જમાનાનો પુરુષાર્થ છે.

**ઑગસ્ટ, ૧૯૩૭**

# દેવી ચૌધરાણી*

[વખતસર પૂરી ન થવાથી અપ્રકટ રહેલી પ્રસ્તાવના]

નવલકથાને વળી પ્રસ્તાવના કેવી? નવરાશનો વખત આનંદમાં જાય એટલી જ દૃષ્ટિ રાખી જ્યાં લોકો નવલકથા વાંચે છે ત્યાં પ્રસ્તાવનાની જરૂર શી? અને લખવી જ હોય તો જેણે આજન્મ નવલકથાઓનું જ અધ્યયન કર્યું છે એવા લોકો આજે ક્યાં ઓછા છે? એમને હાથે જ તે પ્રસ્તાવના કેમ ન લખાય?

આપણે ત્યાં કથાસાહિત્ય ઢગલાબંધ છે. પણ નવલકથા એ સાવ નવી નાત છે. પાશ્ચાત્ય લોકોએ એનું ખાસું શાસ્ત્ર બનાવ્યું છે. આપણે એમનું અનુકરણ કરીને નવલકથાઓ રચવા લાગ્યા; અને એમાં ઠીકઠીક ફાવ્યા છીએ. આવા આધુનિક નવલકથાકારોમાં જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ તરીકે બંકિમચંદ્રની ખ્યાતિ ઘણી છે. બંગાળીઓ એને યુગપ્રવર્તક ગણે છે તે ખોટું નથી. બંગાળના નહીં જેવા ઈતિહાસમાંથી પણ એણે આબાદ નવલકથાઓ ઉપજાવી કાઢી છે. 'આનંદમઠ' અને 'દેવી ચૌધરાણી' એ એવું એક યુગલ છે. બંનેમાં બંકિમબાબુની વિશેષતા સરખી રીતે પ્રગટ થાય છે. 'આનંદમઠ'માં શક્તિપૂજાને નવું રૂપ આપવાનો અને દેશભક્તિ સાથે તેને જોડી દેવાનો સફળ પ્રયત્ન છે. 'દેવી ચૌધરાણી'માં વૈષ્ણવ સંપ્રદાયના નિષ્કામધર્મને સમાજસેવાપરાયણ બતાવવાનો એટલો જ રમણીય પ્રયત્ન છે.

કવિ જે કંઈ કરે છે અથવા કહે છે તે અત્યંત કોમળતાથી અને કુશળતાથી કરે છે. રાયબહાદુર બંકિમચંદ્ર દેશભક્તિનું સૂચન અને બલિદાનની પ્રેરણા કવિની ઢબે જ આપે છે. બંને નવલકથામાં અંગ્રેજોને ખૂબ કુશળતાથી આણ્યા છે. અંગ્રેજોમાં કોઈ અસાધારણ વ્યક્તિ નથી, વિભૂતિપદને શોભાવે એવી વ્યક્તિ એમનામાં ન મળે, પણ આખી જાતિ જ બાહોશ અને સમયજ્ઞ છે, અને આપણે ત્યાં આવી છે તે જાણે ઈશ્વરે મોકલેલી નિયતિ (destiny) ન હોય, એવી રીતે એ જાતિને અહીં ચીતરી છે. અંગ્રેજોના વ્યક્તિગત ચારિત્ર્યમાં કશી ભવ્યતા નથી, એમના રાજ્ય પાછળ ખાસ આર્યભાવના પણ નથી, પણ હિંદુસ્તાનની પરિસ્થિતિમાં એમનું આવવું અપરિહાર્ય હતું, અને એમને હાથે જ ઈશ્વરે ભારતવર્ષમાં યુગપરિવર્તન ઈચ્છ્યું હતું, એની ખાતરી થાય છે.

'આનંદમઠ'માં શક્તિની ઉપાસના પૂરેપૂરી ઉપદેશી છે જ્યારે અહીં દુષ્ટોનું દમન ઈશ્વરના જ હાથમાં સોંપી દેવાની સૂચના છે. તલવારથી કે બળાત્કારથી આપણે કોઈનું ખરેખરું ભલું કરી શકવાના નથી, આપણે તો ધર્મને રસ્તે લોકસેવા કરીએ એટલી જ ખરી, એ જાતની શિખામણ છે. 'આનંદમઠ' પછી 'ચૌધરાણી'

---

*અનુવાદક : ઈશ્વરલાલ વીમાવાળા

લખાઈ છે. એટલે પ્રતિભાશાળી કવિને સ્ફુરેલા ધર્મતત્ત્વની પરિપક્વતા આમાં દેખાઈ આવે છે. અને આશ્ચર્યની વાત એ છે કે આ જ નવલકથામાં નિરાશામય જીવનના આશ્વાસન તરીકે બંકિમબાબુએ રેંટિયાને સંભાર્યો છે. કવિને કલ્પના પણ નહીં હોય કે એના એ રેંટિયાનો એના બંગાળમાં ઘેર ઘેર આ વીસમી સદીમાં પુનરુદ્ધાર થવાનો છે. વાર્તાનું આખું વાતાવરણ બંગાળના કુલીન જીવન સાથે ઓતપ્રોત છે. એ કુલીનતાના દોષો જરા સરખી ચીડ બતાવ્યા વગર એમણે વર્ણવ્યા છે. પણ એટલી સચોટ રીતે કે એ દોષોને ધિક્કારવા માટે અને તેમને મોતની સજા ફરમાવવા માટે બીજી દલીલની જરૂર જ નથી. અને આમાં પણ અમુક વ્યક્તિને નિંદાપાત્ર ન બનાવતાં આખી પ્રથાને જ દોષપાત્ર બતાવી નવલકથાકારે દીર્ઘદર્શી સમાજ-સેવકનું કામ કર્યું છે.

૧૯૩૧

# દૂર દૂરની લાવણ્યવતી બાળાઓ

['ખોવાયેલા તારા'*ની પ્રસ્તાવના]

'પરમેશ્વર એક જ છે, અનેક દેશોના ડાહ્યા લોકો એને અનેક રીતે વર્ણવે છે;' એમ એક મોટી શોધ વેદકાળના ઋષિઓએ કરી. પરમાત્મા તો એક જ છે, એક જ હોઈ શકે; નહીં તો એ પરમ શાનો? પણ એથીયે આગળ જઈને જ્યારે આપણે જાણીએ કે આખી દુનિયાનું માનસ પણ એક જ છે અને હૃદય પણ એક જ છે ત્યારે આપણી જીવનદૃષ્ટિ જ પલટાઈ જાય છે. ગમે તેવા ધર્મ પળાતા હોય અને ત્યાંના રિવાજો ગમે તેવા ભિન્ન ભિન્ન હોય, કેળવણીની બાબતમાં તેઓ આગળ વધ્યા હોય કે નહીં, બધે હૃદય તો એક જ હોય છે. અનુભવથી જ એ વસ્તુ સિદ્ધ થઈ જાય છે અને બધે હૃદય એક જ છે એ જાણ્યા પછી જે આનંદ થાય છે, જે વિશ્વાસ પેદા થાય છે, અને હૃદય મોટું થાય છે તે તો કંઈ ઓર જ. પોતાના જેવી જ લાગણી બીજાને પણ થાય છે એ જાણ્યાનો આનંદ કોણે નથી અનુભવ્યો?

એવો જ આનંદ અનુભવવાનું એક રમણીય સાધન અધ્યાપક કીકુભાઈએ આપણા હાથમાં મૂક્યું છે. યુરોપ-અમેરિકાના, રશિયાના અને હિંદુસ્તાનના મળીને ભિન્ન ભિન્ન અઢાર કે ઓગણીસ લેખકોની ચિત્તને ચોરે અને હૈયાને ચોંટે એવી મજાની કથાઓ ભેગી કરીને એમણે એમને ગુજરાતી પહેરવેશ ચડાવ્યો. જો આ વાર્તાઓ પોલૅન્ડ અને રશિયા, નૉર્વે અને સ્વિડન, અમેરિકા અને કૅનેડા એવા દૂર દૂરના દેશોમાંથી આવેલી છે—એમ કહ્યું ન હોય તો આપણને ખબર ન પડે કે આ બધી લાવણ્યવતી બાળાઓ મોટે ભાગે પરદેશથી આવેલી છે.

જ્યારે મેં 'સાર્વભૌમ વાર્તા'* વિશે લખ્યું ત્યારે મને ખ્યાલ ન હતો કે પ્રાચીન કાળની પેઠે આજે પણ દેશદેશાંતરના આવા માલની આપલે કરનાર વણજારાઓ આપણે ત્યાં પેદા થવાના છે.

એક જમાનો હતો કે જ્યારે નીતિનો બોધ આપવાને સારુ વાર્તાઓ રચાતી અને ભૂમિતિના સિદ્ધાંતને અંતે જેમ 'इति सिद्धम्' (Q. E. D.)લખાય છે તેવી જ રીતે આવી વાર્તાઓને અંતે એ વાર્તા પરથી નીકળનાર બોધ ચોક્કસ શબ્દમાં રીતસર લખી આપવામાં આવતો હતો. આજે એ આદર્શને કોઈ ગણકારતું નથી. આજના સાહિત્યકારો કહે છે કે વાર્તાઓના ગર્ભમાં ભલે બોધરૂપી બાળક હોય પણ લેખકે સૂયણ થવાનો પ્રયત્ન ન જ કરવો ઘટે.

એથી આગળ વધીને આજે સાહિત્યકુશળો કહે છે કે બોધનો વળગાડ અસ્પષ્ટ રીતે પણ રાખવાની જરૂર શી? હૃદયની લાગણીઓ જેથી કોમળ બને, ચિત્ત ઉત્કટ અથવા અસ્વસ્થ બને અને જીવનના સ્વરૂપનું દર્શન ઊંડામાં ઊંડું થાય એવું વાતાવરણ ઊભું કરી આપો, જમાવી આપો એટલે બસ. હૃદયની લાગણીઓ ઉશ્કેરાઈ એટલે કામ થયું. એમાંથી સાચું જીવનરહસ્ય જડશે, કર્તવ્યનું ભાન થશે અને બીજા એવા એવા ઘણા લાભો એની મેળે થશે. વાર્તા દ્વારા જીવનને રસ મળે અને આપણી સંવેદનાશક્તિ વધે એટલું શું ઓછું છે? જીવનમાં અમુક રસ ભારે ઉન્મત્ત હોય છે; એ ઓળખી લીધા અને સંસ્કારી ઢબે જગાડ્યા એટલે પત્યું. વાર્તાનો ઉદ્દેશ બોધ નથી, મીમાંસા નથી પણ સમભાવ છે. જેમ જેમ સમભાવ જાગતો જાય છે તેમ તેમ આપણે આપણા બધાનું હૃદયનું ઐક્ય, હૃદયનું અદ્વૈત અનુભવવા લાગીએ છીએ, એ જ વાર્તાશ્રવણની ફલશ્રુતિ છે, એ ઉપરાંતના બીજા લાભો વર્ણવાય છે તે કેવળ રોચનાર્થે છે.

કેટલાક લેખકોની એવી પદ્ધતિ હોય છે કે ઉત્તમમાં ઉત્તમ વાર્તા અથવા લેખ અગ્રસ્થાને મૂકી દેવો. વાચકોને આખી ચોપડી વાંચવાની ધીરજ ન હોય તો સારામાં સારો ભાગ પહેલવહેલો વાંચી જાય એટલે પાછલું થોડુંક રહી ગયાનું બહુ દુઃખ ન રહે. કીકુભાઈએ આ વાર્તાસંગ્રહમાં એથી જુદી કળા વાપરી છે. દુનિયાભરની અસંખ્ય લઘુકથાઓમાંથી સારામાં સારી ઓગણીસ વાર્તાઓ વીણી લીધા પછી લોકો એ સંગ્રહ આખર સુધી નહીં વાંચે એવી શંકાને તો સ્થાન જ નથી. ત્યારે ઉત્તરોત્તર રસ વધારીને વાચકોને આખર સુધી લઈ જવાની કળા કેમ ન વાપરવી? વાચકો એમ ન સમજે કે જે વાર્તા પહેલી જ મુકાઈ છે અને જે વાર્તાએ પોતાનું ખુશબોદાર નામ આખી ચોપડીને આપ્યું છે તે આ સંગ્રહમાં બીજી બધી વાર્તાઓથી ચડી જાય છે. કોઈ કવિને ઉપમા કે રૂપક સૂઝે કે પ્રેમી જનોની આંખોનું તેજ તારાઓના તેજ કરતાં પણ ચડી જાય છે, ત્યાં એક ફ્રેંચ કલાકારને 'ખોવાયેલા તારા' એ આછી સરખી સુંદર વાર્તા સૂઝી.

---

*જુઓ પા. ૪૭

આકાશના અનંત વિસ્તારમાંયે બધે ભૂરું નથી હોતું પણ કોઈક કોઈક ઠેકાણે આકાશ લીલા રંગનું પણ હોય છે, એ કાવ્યમય બિના આપણી આગળ રજૂ કરવા માટે પણ આ વાર્તાના લેખકના આપણે આભારી રહીશું. વાદળી રંગનાં ઝાડ અને એનાં જૂંબડાં થડ મેં દક્ષિણમાં દૂરથી જોયાં છે, એટલે લીલા આકાશની વાત સાચી હશે કે કેમ એવી શંકા મારા મનમાં તો ઊઠતી જ નથી.

'ભાંગેલી દિલરુબા' એ અનેક વાર ભંગાણ પામેલા અને સતત દુઃખમાં ડૂબેલા પોલૅન્ડથી આવી છે. આજની ધની દુનિયાની સલૂણી સંસ્કૃતિ કલામાં રાચે છે પણ કારુણ્યથી દૂરની દૂર રહે છે. કોઈ ગરીબ કલાકાર બાળક દિલરુબાને અડકે તોયે સહન ન કરે. એને પૂરવા કરતાં એને ઝૂડી કાઢવો એમાં પોતે દયા જ દાખવે છે, એમ પણ મન મનાવે છે. પ્રતિષ્ઠિત ચીલે જઈ દૂર દૂરના કલાકારોને ઉત્તેજન આપવાની હોંશ ધરાવે છે; આના કરતાં સામાજિક માનસની વિકૃતિ કેટલી વધી શકે? વાર્તાલેખકે ભાંગી ગયેલા ગરીબ કલાકાર દ્વારા આજની આખી સંસ્કૃતિને ઉઘાડી પાડી છે. એ તહોમતનામું સાંભળીને આપણે કેવળ રાજી થવાના કે એ દોષ ધોઈ કાઢવાને કમર કસવાના? કલાકૃતિ પોતાના તરફથી કાવ્ય પૂરું પાડે છે. આપણા તરફથી શું આપણે કારુણ્ય અને વીર્ય પૂરું નહીં પાડીએ?

'મરઘીનાં બચ્ચાં'ની વાત તો સ્ત્રીમતાધિકાર, સ્ત્રીસ્વાતંત્ર્ય અને ઉચ્ચ સ્ત્રી-કેળવણીના આજના જમાનામાં કુટુંબે કુટુંબે ભજવાય છે, એમ કોઈ ટીકાકાર કહે તો ઘણી બહેનો એના પર ચિડાશે. પણ એનું કહેવું બિલકુલ સાચું નથી એમ સિદ્ધ કરવું એમને ભારે થઈ પડે એમ છે. કુલાંગનાઓ કહેશે કે સંસારનું દુઃખ દૂર કરવા માટે પરણવું નહીં એ ઇલાજ નથી, પણ જીવન વિશે યથાર્થ અને આદર્શ સ્થિતિ જાણી લેવી એ છે.

'સિદ્ધિ'માં આપેલો સિદ્ધાંત આપણા રવિબાબુનો પ્રિય સિદ્ધાંત છે. મહાકવિ બાણભટ્ટે પોતાની કાદમ્બરીમાં પણ એ જ બતાવ્યું છે કે મહાશ્વેતાના સમાગમમાં તપસ્વી પુંડરિકને મોક્ષ તુચ્છ જણાયો. સ્વર્ગ કોઈએ પ્રત્યક્ષ જોયું નથી. જ્યારે પ્રેમનું સ્વર્ગ આ દુનિયામાં જ રચવું એ દરેક સહૃદયને શક્ય છે અને એ સ્વર્ગ માટે અસાધારણ બુદ્ધિમત્તા કે અલૌકિક તપસ્યાનીયે જરૂર નથી. શુદ્ધ, સ્નેહાળ અને પોતાની જાતને ભૂલી જનાર પ્રેમરક્ત હૃદય હોય એટલે બસ.

'ખુશબોદાર નામ'ની આખી કલ્પના જ ખુશબોદાર છે. પ્રથમ મેં માન્યું કે આ કોઈ પ્રાચીન ગ્રીક વાર્તા હશે, પણ એ રશિયાથી આવી છે એ જાણ્યા પછી એ દેશ વિશેનું મારું માન વધ્યું.

'ગુલમિયાં અને તેમની ઘડિયાળો' આ વાર્તા તો 'ક્ષુધિત પાષાણ'ની વાર્તા લખનાર રવિબાબુની જ છે એમ મેં માન્યું પણ એ તો છેક શીતકટિબંધના નૉર્વે દેશની નીકળી. એને આવો સ્વદેશી પોશાક પહેરાવવામાં ડીકુભાઈએ જો મૂળ વાર્તામાં વધુ ફેરફારો કર્યા હોય તો ડીકુભાઈને ખાસ ધન્યવાદ આપવો ઘટે છે. કેમ કે એ વાર્તા સફળ છે.

'માધુનો બાપ' તે મોપાસાનો દીકરો હશે એમ તો વગર કહ્યે સમજાય એવું છે. જે દેશમાં કુલીનતાનો ખ્યાલ વધી વધીને વિકૃત થયો છે તે આપણા દેશના લોકોએ માધુના પરગજુ બાપને ઓળખવો જોઈએ. માધુની મા વિશે જો આપણે સમભાવ નહીં કેળવીએ તો આપણો સમાજ શુદ્ધ થવાનો નથી. આ વાર્તાને અંતે જરાક વધારે સંયમ બતાવ્યો હોત તો આપણી સુરુચિને આ વાર્તા જે સહેજ ખટકવાનો સંભવ છે તે સંભવ ન રહેત. પ્રણયીના ચુંબનાદિ વ્યાપાર ગમે તેટલા સ્વાભાવિક અને રસસુભગ હોય તોયે એનું વર્ણન રસરુચિર બનાવી શકાતું નથી. અને પોતાના બાળકનો ખ્યાલ ભૂલી જઈ એના સાંભળતાં આવી પ્રણયચેષ્ટાઓ કરવી એમાં સુરુચિ નથી જ.

'યમરાજ અને વૈદરાજ' એ યુરોપિયન લોકવાર્તા છે, એમ ગમે તે કહી શકે છે. ખ્રિસ્તી સાહિત્યમાં આવી વાર્તા ઢગલાબંધ છે. ટૉલ્સ્ટૉયે આવી ઘણી વાર્તાઓ લખી છે અને વાપરી પણ છે. આપણી કેટલીયે પૌરાણિક કે હરદાસી વાર્તાઓ નવા જમાનાના માણભટ્ટ આ વાર્તાના રૂપમાં મૂકી શકે એમ છે.

આપણે દુનિયાને ઓળખી શકતા નથી કેમ કે આપણામાં સમભાવ નથી. સમભાવ હોય તો દુનિયાના કેટલાયે દોષો આપણને દોષરૂપ ન લાગે. ખરું જોતાં દુનિયાને નીતિના ઉપદેશોના ખોરાક કરતાં સમભાવની લાગણીનું પીણું વધારે આવશ્યક છે. ભૂખમરા કરતાં ઉનાળાનો તાપ માણસને વધારે હેરાન કરે છે એમ આ ઉનાળાના દિવસોમાં 'પુલિન'ની વાર્તા વાંચ્યા પછી ખાતરી થયા વગર રહે નહીં.

કોઈકે સૉક્રેટિસને પૂછ્યું, 'પરણવું સારું કે ન પરણવું સારું?' ઝાન્ટિપીના પતિએ ડાહ્યો જવાબ વાળ્યો: મરજી આવે તો પરણે, અને ન આવે તો—ન પરણવું હોય તો—ન પરણે. આમે પસ્તાશે અને એમે પસ્તાશે. સવિતા અને કાન્તા એ બે 'બહેનપણીઓ' પણ પોતાના અનુભવમાંથી એ જ ડાહ્યો જવાબ વાળશે.

'સૈયદ'ની વાર્તા પાછળ ઇતિહાસ છે. અને એ ઇતિહાસ આ વાર્તા કરતાંયે અધિક મનોરંજક છે. કીકુભાઈએ આ વાર્તા સાથે એ આપવો જ જોઈએ.

'જીવતી પ્રતિમા'ની વાર્તા જેટલી સુંદર છે એટલી જ એની પ્રસ્તાવના પણ મજાની છે. સુંદર હીરો હોય તો એને માટે સુંદર ખીમાણું (સેટિંગ) ઘડી આપનાર સોની મળવો જોઈએ. સુરેખાનું શીલ અને એનો સંતોષ જોઈ કબીરની લીટી તરત યાદ આવે છે:

शील और सौच संतोष साही भये, नाम समसेर तहँ खूब बाजै।

દેવદત્તની નાળિયેરી વાંચતાં ફિલ્ડિંગ હૉલે The Soul of a People માં જે બર્મી વાર્તા આપી છે તેનું સ્મરણ થયા વગર રહેતું નથી. એ વાર્તા વાંચતાં ઘડીકમાં બીક લાગે છે કે ટેનિસનની Anoch Ardenની પુનરાવૃત્તિ અહીં થશે કે શું? 'કૂતરાનો પટો' એ નિતાન્ત રમણીય વાર્તા આ સંગ્રહમાં ન હોત તો આ 'નાળિયેરી'નું સ્થાન જ મેં સૌથી ઊંચું ગણ્યું હોત.

'બુલબુલનું ગુલાબ' કોણ જાણે શાથી મને ગમ્યું જ નહીં. પાછળથી જ્યારે કીકુભાઈએ જણાવ્યું કે એ ઑસ્કર વાઈલ્ડની છે ત્યારે મોઢામાંથી ઉદ્ગાર નીકળ્યો: 'તેથી જ, તેથી જ મને આ વાર્તા ન ગમી.' ઑસ્કર વાઈલ્ડ પ્રખ્યાત લેખક છે. રસિકોની દુનિયા એના લખાણ ઉપર વારી જાય છે, પણ એની સામે મેં જે પૂર્વગ્રહ કેળવ્યો છે એ મને કેમે છોડતો નથી.

'બુઢ્ઢો કરે તે સારું જ કરે' એ વાર્તા ભલે જગદ્વિખ્યાત વાર્તાલેખક ઍન્ડરસનની હોય. હું તો એને ટૉલ્સ્ટૉયને નામે ચઢાવીશ. બુઢ્ઢો ટૉલ્સ્ટૉય આ વાર્તા સોએ સો ટકા પસંદ કરત. આજની દુનિયા બેવફાઈ કરતાં બાઘાઈને વધારે ખરાબ ગણે છે, અને તેથી જ શ્રેષ્ઠ કવિઓ, કાવ્યો અને લોકવાર્તા દ્વારા આપણાં મન પર ઠસાવવા માગે છે કે બાઘાઈ એ દુર્ગુણ નથી. આ વાર્તાનો બોધ ગળે ઊતરે કે ન ઊતરે, દુનિયાએ એટલું સ્વીકારવું જ જોઈએ કે બાઘાઈ હજાર વાર પોસાય, એથી કોઈનું અકલ્યાણ નથી થવાનું. પણ બેવફાઈ તો આદિ, મધ્ય અને અંત નરક જ છે.

આપણે ત્યાં ભીલ, ભરવાડ, બારૈયા અને ઠાકરડા જેવી જાતિઓ હવે ઝપાટાભેર કેળવણી લેવાની છે. માટે 'મેના' જેવી વાર્તા એમને નામે ચડાવવી એ સુરક્ષિત નથી. તેમને પોતાને વિશે આવું લખેલું તેમને નયે ગમે. કેમ કે આવી વાર્તામાં રહેલો ઉચ્ચ સમભાવ સમજતાં તેમને ખૂબ વાર લાગવાની છે.

'હીરાની કમાણી' એ યોજનાં વિજ્ઞાનના દિવસોમાં નવા દાક્તરને કેવી કેવી લહે લાગે છે ને આબાદ રીતે બતાવે છે. માણસ કરતાં વિજ્ઞાન જ્યારે મોટું થાય છે ત્યારે કેવી વિચિત્ર પરિસ્થિતિ ઊભી થાય છે એનો રમૂજી દાખલો આમાં આપેલો છે. મને લાગે છે કે આવી વાર્તા જર્મની કે અમેરિકામાં નહીં લખાય, અને રશિયામાં, ચીનમાં કે હિંદુસ્તાનમાં ભાગ્યે જ લખાય. એ તો ફ્રિવડન જેવી લોકપરિસ્થિતિમાંથી જ ઉત્પન્ન થઈ શકે.

આવી ઓગણીસ વાર્તાઓમાં સૌથી સારી કઈ એમ કોઈ મને પૂછે તો હું પ્રથમ મૂંઝાઉં. 'મોતનું ઝાડ' એ બેરી પેનની વાર્તા છે એટલે એ જ સર્વોત્કૃષ્ટ હોવી જોઈએ એમ મનને થાય છે, પણ 'કૂતરાનો પટો' આગળ દિવ્ય ઝાડ ફીકું પડે છે એ વિશે મારા મનમાં શંકા નથી. પણ મરાઠી ભાષા પ્રત્યે મારા સહજ પક્ષપાતને લીધે એમ લાગતું હોય એમ મને પોતાને જ એક વાર શંકા આવેલી. એ શંકાને કારણે ઘણા ટકા ઓછા કર્યા પછી પણ મારી કસોટીમાં 'કૂતરાનો પટો' જ સફળ નીવડ્યો.

'કૂતરાનો પટો' સાથે હરીફાઈ કરનાર 'મોતનું ઝાડ'માં અનેક રસ છલોછલ ભરેલા છે. આવી વાર્તા 'અરેબિયન નાઈટ્સ'માં પણ ભળીને દીપી ઊઠે. ગ્રીક કલાકારોની નીતિની જે ફિલસૂફી છે તેના ઉપર આ આખી વાર્તા રચેલી છે અને તેથી જ અદ્ભુત રસ સાથે ગંભીર રસ જાગી ઊઠી આ વાર્તાને જીવનસુંદર અને જીવનમૂક બનાવે છે.

આપણા દેશમાં અનેક સંસ્કારી યુવાનો પાંચદશ વરસ સુધી ગામડાંઓનું કીર્તન કરતા કરતા અંતે ગામડાંઓમાં પહોંચી ગયા છે અથવા પહોંચવા લાગ્યા છે. એમણે લોકસેવા સાથે સહૃદય લોકનિરીક્ષણમાંથી કીમતી સેવા સાથે ઉત્કૃષ્ટ વાર્તાઓનું સાહિત્ય પણ દુનિયાને આપવું જોઈએ. પલટાતા ભારતનાં રેખાચિત્રો દેશદેશાંતરને આકર્ષક થયા વગરે નહીં રહે.

**મે, ૧૯૩૫**

# સાહિત્યસમ્રાટ પ્રેમચંદજી

**[મૂળ હિંદી પરથી]**

સાહિત્યસેવી હોવાનો જે માણસ કાલ સુધી દાવો પણ નહોતો કરી શકતો, અને જે આજે હિંદી સાહિત્યક્ષેત્રમાં ફક્ત એક મજૂરનું જ સ્થાન લઈ રહ્યો છે, તે સાહિત્યસમ્રાટ પ્રેમચંદજીને વિશે લખવાની ધૃષ્ટતા શી રીતે કરે? મેં એક શિક્ષણપ્રેમી અને શિક્ષણશાસ્ત્રી તરીકે જ રાષ્ટ્રભાષા હિંદી તરફ જોયું છે. સ્વરાજ્ય-સંસ્થાપક શ્રી શિવાજી મહારાજના રાજકવિ ભૂષણની એ ભાષા છે, એ ખ્યાલથી મેં હિંદી તરફ જોયું છે. જ્યારે હું હિંદીનું ગદ્ય અને પદ્ય જોવા લાગ્યો, ત્યારે આધુનિક પદ્યસાહિત્યમાં મારું ધ્યાન સૌથી પહેલું મૈથિલીશરણજીની ‘ભારતભારતી’ ઉપર પડ્યું, અને ગદ્યમાં પ્રેમચંદજીના ‘સપ્તસરોજ’ ઉપર. રાષ્ટ્રભાષાને માટે જેવી શૈલી હું માગતો હતો, તેવી જ મને આ બંનેમાં મળી. કઈ ભાષામાં સંસ્કૃતના કે ફારસીના શબ્દો વધુ પ્રમાણમાં આવે છે, એ જોવાનું કામ મારું નહોતું. જે શૈલી મર્દની છે, દેશભક્તની છે, સમાજસેવકની છે, અને જે શૈલી તીરની પેઠે કે બંદૂકની ગોળીની પેઠે સીધી વાચકોના હૃદય સુધી પહોંચી જાય છે, અને તેને વીંધીને જીવતું બનાવે છે, તે શૈલી રાષ્ટ્રભાષાને માટે હોવી જોઈએ.

હિંદીનાં સર્વનામ અને ક્રિયાપદ જાણ્યા પછી મામૂલી હિંદી સમજવું અમારે માટે મુશ્કેલ નથી. પરંતુ ‘સપ્તસરોજ’ વાંચતાં વાંચતાં મારે એક શબ્દકોશની મદદ લેવી પડી. ‘સપ્તસરોજ’માં ઓછામાં ઓછા સો-સવાસો એવા શબ્દો હતા, જે મને નહોતા આવડતા. કેટલાક શબ્દો તો મને તે શબ્દકોશમાં પણ ન મળ્યા. પણ હું જોઈ શક્યો કે આ શબ્દો ગામડાંના લોકોમાં સૌ સમજે એવા શબ્દો છે; એ બધા હું ન જાણું તો ઉત્તર ભારતનું હૃદય નહીં પિછાની શકું. પ્રેમચંદજીની ભાષામાં સામાન્ય જનતાના સામાન્ય જીવનનું વર્ણન આવે છે. ગામડાંના ગરીબ લોકોનાં સુખદુઃખ એમાં પ્રગટ થાય છે. એ જોઈને જ મને વિશ્વાસ બેઠો કે એમની શૈલી જ સ્વાભાવિક શૈલી છે.

રાષ્ટ્ર-હૃદયને વ્યક્ત કરનાર કલાકાર પોતે જાણતા નથી હોતા, કે કેટલા હજારો લોકોએ એમની કૃતિઓ દ્વારા એમની સાથે પરિચય બાંધી લીધો છે. પ્રેમચંદજીનો અને મારો એવો પરિચય 'સપ્તસરોજ' પ્રગટ થયું ત્યારથી જ થયો હતો પણ પ્રત્યક્ષ પરિચય તો મુંબઈ, મદ્રાસ અને નાગપુરમાં જ થયો. મદ્રાસમાં અમે બંને ત્યાંની હિંદીપ્રચાર સભાના ઉત્સવ ઉપર ગયા હતા. રાષ્ટ્રભાષાનો સંદેશ દક્ષિણના લોકોને અધિકારયુક્ત વાણીથી સંભળાવવાનો હતો. પ્રેમચંદજી સાહિત્ય-સેવી તરીકે ગયા હતા અને હું એક અદના રાષ્ટ્રસેવક તરીકે. પ્રેમચંદજીની સાથે શ્રીમતી શિવરાની દેવી પણ હતાં. ઉત્તર ભારતના લોકો પડદાપ્રથાના ગુલામ છે, એટલું તો હું જાણતો હતો. પ્રેમચંદજીને પોતાની પત્નીની સાથે મદ્રાસ આવતા જોઈ મને હર્ષ થયો. ઓછામાં ઓછા એક સાહિત્યસેવી તો અમે જોયા કે જે પોતાની પત્નીને અંતઃપુરવાસિની ન બનાવતાં સહધર્મચારિણી બનાવે છે!

જ્યારે અમે મુંબઈમાં મળ્યા, ત્યારે પણ એવા જ મહત્ત્વના કામ માટે. મુંબઈ મહાસભાની સાથે રાષ્ટ્રભાષા સંમેલન પણ થયું હતું. અને દૈવની પ્રેરણાથી એવી વિચિત્ર ઘટના બની કે સંમેલનમાં હું થયો પ્રમુખ અને પ્રેમચંદજી થયા સ્વાગતાધ્યક્ષ. પ્રેમચંદજી આ રીતે અમારા પ્રાંતના બની ગયા. આ પણ મારે માટે ભારે આનંદની વાત હતી.

પ્રેમચંદજીની સાથે મારે ગાઢ સંબંધ થયો તે તો ભારતીય સાહિત્ય પરિષદની સ્થાપના પ્રસંગે નાગપુરમાં. હવે મેં હિંદીની કંઈક સેવા કરવાનો નિશ્ચય કર્યો હતો. પ્રેમચંદજીની મદદથી સારા સાહિત્યમાં ઠીક ઠીક પ્રવેશ કરી શકતો હતો. મેં પ્રેમચંદજીને વિનંતી કરી કે આપ તો સાહિત્યસમ્રાટ છો જ. હવે મારા જેવાને પણ પોતાનો સાથી બનાવી 'કિંગ મેકર' પણ બની જાઓ ને. મને આશા હતી કે એમના 'હંસ'માં લખતાં લખતાં મને હિંદીની શૈલી આવડી જશે.

થોડા જ દિવસ પહેલાં એમની રોચક નવલકથા 'ગબન' હું વાંચતો હતો. ત્યાં પણ તે જ સીધી અને લોકભોગ્ય શૈલી હતી. જનતાના સામાન્ય પ્રતિનિધિઓ લઈને તેમનાં રાગદ્વેષ, સુખદુઃખ, આશાઆકાંક્ષા, તેમની શંકાઓ અને ભયસ્થાનો બધાંનું સૂક્ષ્મ વિશ્લેષણ કશી પણ જટિલતા વિના એમને કરતા જોઈ મને વિશ્વાસ બેઠો કે રાષ્ટ્રહૃદયને સમજવા અને જાગ્રત કરવાની શક્તિ એમનામાં જરૂર છે.

'નમક કા દારોગા' અને 'બડે ઘરકી બહૂ' જેવાં પાત્રો જનતાના ચારિત્ર્ય-શિક્ષણનાં સુંદર સાધન છે. એવાં પાત્રો જ રાષ્ટ્રને માટે પ્રેમચંદજીનું એક ખૂબ મોટું દાન છે.

મજૂરને [illegible] બહુ ઓછો મળે છે. મેં પ્રેમચંદજીના સાહિત્યનો ખૂબ ઘણો ભાગ જ વાંચ્યો છે. પણ જેટલો વાંચ્યો છે તેટલા ઉપરથી મારી ખાતરી થઈ ગઈ છે કે પ્રેમચંદની કલમમાંથી હીન સાહિત્ય કદી નીકળવાનું જ નથી. એમની લેખનીમાં આર્યતા ભરી છે.

તેઓ કહેતા હતા, કે તેઓ સાહિત્યમાં જે કાંઈ કમાયા તે બધું પ્રેસમાં જ નાખી દીધું. સર વૉલ્ટર સ્કૉટની પણ કંઈક એવી જ સ્થિતિ હતી. ઇંગ્લંડના સ્વયંભૂ સમાલોચક ડબ્લ્યુ. ટી. સ્ટેડે સાચું જ કહ્યું હતું કે પ્રકાશક સફળ લેખક થઈ શકે છે, પણ પ્રતિભાશાળી લેખક ભાગ્યે જ સફળ પ્રકાશક થઈ શકે છે.

પ્રેમચંદજી હિંદી અને ઉર્દૂના સવ્યસાચી લેખક હતા. એમણે જૂના લોકોમાં પણ પ્રતિષ્ઠા મેળવી હતી અને નવા પ્રગતિશીલ યુવકોને પણ પોતા તરફ ખેંચ્યા હતા.

નાગપુરની વાત છે. ત્યાંના સાહિત્યિક યુવકોએ અમને થોડા માણસોને ફળાહાર માટે બોલાવ્યા હતા. એમાં પ્રેમચંદજી હતા, સરદાર માધવલાલ કિબે અને શ્રીમતી કમલાબાઈ કિબે, કનૈયાલાલ મુનશી અને પ્રો. બનહટ્ટી, જૈનેન્દ્રકુમાર અને જામિયાવાળા મુહમદ આકિલ વગેરે લોક હતા. સાહિત્ય અને શૈલી વગેરે અનેક વાતોની ચર્ચા ચાલી. પ્રેમચંદજીએ કહ્યું કે લેખક જમાનાને અનુસરીને અને પોતાના અનુભવ પ્રમાણે પોતાના આદર્શોમાં અને શૈલીમાં ફેરફાર કરતો જ જાય છે. ત્યારે શ્રીમતી કમલાબાઈએ હસીને કહ્યું, 'પરંતુ, પ્રેમચંદજી, આપની શૈલીમાં કે સાહિત્યિક આદર્શોમાં મને તો કશો ફેરફાર થયો લાગતો નથી. હું આપનાં પુસ્તકો રસપૂર્વક વાંચતી આવી છું. મને તમારાં લખાણમાં એવો કોઈ ફરક દેખાતો નથી.' ત્યારે પ્રેમચંદજી બોલ્યા, "તો તો મેં કંઈ પ્રગતિ જ નથી કરી!"

મારા મિત્ર વિયોગી હરિજી કહે છે કે પ્રેમચંદજીની પાસે હિંદુસ્તાનીની ત્રણ શૈલીઓ હતી. એક ઉર્દૂવાળાઓની, એક સાહિત્યિક હિંદીની, અને ત્રીજી ગામડાંના લોકોની સૌ સમજે એવી શૈલી. હું સમજું છું કે એટલા માટે જ એઓ આટલા લોકપ્રિય થયા હતા. માતા જેમ પોતાનાં બાળકોમાં જેને જે જોઈએ તે પીરસે છે, તે જ રીતે પ્રેમચંદજી પણ સમાજની સેવા કરવાની શક્તિ ધરાવતા હતા.

જો એમની આજ સુધીની સેવા જનતાએ પચાવી હશે તો એવું કહેવાનો વારો નહીં આવવો જોઈએ કે પ્રેમચંદજીના જવાથી સાહિત્યિક જગતને જે ખોટ ગઈ છે તે કદી પૂરી પડવાની નથી.

ઑક્ટોબર, ૧૯૩૬

## પારદર્શક આત્મકથા

[હિન્દી અનુવાદની સમાલોચના : મૂળ હિન્દી પરથી]

કોઈ પણ પુસ્તકની આજે વધારેમાં વધારે બોલબાલા હોય તો તે રાષ્ટ્રપતિ પં. જવાહરલાલની 'મારી જીવનકથા'ની છે. અંગ્રેજી ભણેલાઓ તો આ જીવનકથા ઉપર આશક છે જ, પરંતુ દેશી ભાષાના વાચકોનાં મોંમાં પણ એને માટે પાણી

છૂટયા કરે છે. સારામાં સારા પ્રવીણ અનુવાદકો કમર કસીને એ સાહિત્યિક ચીજનો સારામાં સારી ભાષામાં અનુવાદ કરવા મંડી પડયા છે.

એ કાંઈ આત્મકથા નથી, ગાંધીયુગની રાજનૈતિક બાજુનું એક સ્વતંત્ર વર્ણન છે. પંડિતજીની પોતાના બચપણની બધી વાતો ૬-૭ પ્રકરણોની અંદર જ આવી ગઈ છે. પિતાની પ્રતિષ્ઠાને કારણે, પોતાની સર્વોચ્ચ કેળવણીને કારણે, અને અદ્વિતીય દેશભક્તિને કારણે જવાહરલાલજી પોતાનું બચપણ પૂરું કરતાં જ હિંદના રાજનૈતિક કેન્દ્રમાં જઈ પહોંચ્યા. નેહરુ-ખાનદાનમાં હિંદુ અને મુસલમાન બંને સંસ્કૃતિઓનો સારામાં સારો ભાગ એક જ નહેરમાં વહી રહ્યો છે, અને એ બંને ઉપર પાશ્ચાત્ય સભ્યતાની પણ ઠીક ઠીક અસર થયેલી છે. કર્મયોગના ક્ષેત્રમાં પહેલું પગલું માંડતાં જ જવાહરલાલજીને રાજનૈતિક મેદાનમાં ગાંધીજી મળ્યા. આઝાદીની આગ એમના દિલમાં સળગી રહી હતી જ. તેમાં ગાંધીજી જેવા માર્ગદર્શક તેમને મળ્યા. પછી તો પૂછવું જ શું? એમનું જીવન એક અલૌકિક તેજથી બળવાવાળી દીપશિખા સમું બની ગયું. આઝાદીના પ્રચંડ જંગમાં પોતે કૂદી પડયા અને સાથે સાથે પોતાના પિતાને પણ ખેંચી લાવ્યા. ઈશ્વરની કૃપાથી એમને એવાં ધર્મપત્ની મળ્યાં જે પૂરેપૂરા અર્થમાં એમનાં સહધર્મચારિણી હતાં. તેમણે પોતાની જીવન-જ્યોત પોતાના પતિની જ્યોતમાં મિલાવી દીધી અને દીવામાં જ્યાં સુધી સ્નેહનું છેલ્લું ટીપું રહ્યું ત્યાં સુધી તે અખંડ તેજથી બળતાં જ રહ્યાં. નેહરુ-ખાનદાન આમ હસતાં હસતાં કુરબાન થવાનો એક નમૂનો બની ગયું.

ગાંધીજીનો અને જવાહરલાલજીનો હેતુ એક જ છે. તે એ કે અન્યાય દૂર થાય અને સત્ય અને ન્યાયનું રાજ્ય સ્થપાય. દુનિયાભરના ગરીબ લોકો માથું ઊંચું કરીને રહે. માત્ર અન્યાય જ મટે નહીં પણ ભવિષ્યમાં અન્યાય થવાનો સંભવ પણ મટી જાય. ધર્મશાસ્ત્ર અને જીવનશાસ્ત્રનો ઇતિહાસ અને અર્થશાસ્ત્રનો પ્રકાશ જેમને મળ્યો છે તેઓ જો દુનિયામાં ન્યાય અને સમાનતાનું રાજ્ય ન સ્થાપી શકે તો મનુષ્યબુદ્ધિનું અને મનુષ્યહૃદયનું દેવાળું નીકળી ગયું સમજવું.

ગાંધીજીની ભૂમિકા આધ્યાત્મિક છે; જવાહરલાલજીની વૈજ્ઞાનિક. જો સાચી રીતે જોઈએ તો આધ્યાત્મિકતા પણ એક વૈજ્ઞાનિક ચીજ છે, અને ધર્મને નામે ભડકવાવાળા જવાહરલાલજીના જીવનની ફિલસૂફીમાં એક પ્રકારનું અધ્યાત્મ ઠાંસી ઠાંસીને ભરેલું છે. એટલા માટે જવાહરલાલજીનો ગાંધીજી સાથે સદાનો મતભેદ રહેવાનો અને છતાં એ બંને એકબીજાની મહત્તા સમજીને એકબીજાને મદદ જ કરતા રહેવાના. બંનેનો અંતિમ ઉદ્દેશ તો એક જ છે. બંને એકબીજાની શક્તિ ઓળખે છે. બંનેનું હાર્દિક આકર્ષણ અસાધારણ છે. અને બંનેનો પ્રેમ અને આદર પિતાપુત્રના જેવો છે.

આ ઊંડી વાતને હું ખૂબ મહત્ત્વ આપું છું. સુરતની મહાસભામાં નરમ અને ગરમ પક્ષમાં એટલો મતભેદ નહોતો, જેટલો આજે મહાસભાના જુદા જુદા પક્ષોમાં છે. તોપણ તે દિવસોમાં લોકોએ મહાસભાના બે ભાગલા કરી નાખ્યા.

અને આજે તીવ્રમાં તીવ્ર મતભેદ પણ એકબીજાની શક્તિને તોડવાને બદલે ઊલટા તેને ઔર મજબૂત કરી રહ્યા છે. પ્રેમાદરનો જ આ કીમિયો છે.

સત્યાગ્રહનું શાસ્ત્ર અને સત્યાગ્રહનું શસ્ત્ર આખી દુનિયાને સારુ નવી વસ્તુ છે. ગાંધીજી એના દિવ્યચક્ષુ ઋષિ છે, પરંતુ આમજનતા તો કદી દિવ્યચક્ષુ હોતી નથી. તે તો પોતાના ચર્મચક્ષુથી જ જોઈ શકે છે, અને સામાન્ય બુદ્ધિથી જ વિચારી શકે છે. એટલા માટે સત્યાગ્રહના અનેક પ્રયોગો કરી એ શાસ્ત્રને તેજ બનાવવું પડશે. જો એકલા ગાંધીજી સત્યાગ્રહનો પ્રયોગ કરતા હોત તો વાત જુદી હતી. અહીં તો એક મોટું અને પચરંગી રાષ્ટ્ર સત્યાગ્રહનો પ્રયોગ કરી રહ્યું છે. પોતાના હૃદયની શક્તિ અનુસાર જ એ પ્રયોગ કરશે. પોતાની મામૂલી શ્રદ્ધા અનુસાર જ આ માર્ગ ઉપર શ્રદ્ધા રાખશે, કે અશ્રદ્ધા સેવશે. પોતાની ધાર્મિક માન્યતા પ્રમાણે જ તે પોતાની શ્રદ્ધા વધારશે, અને ઈતિહાસ અને અર્થશાસ્ત્ર, લોકમાનસશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર અનુસાર એ શ્રદ્ધાને કસશે પણ. નિર્મળહૃદય જવાહરલાલ એવા રાષ્ટ્રના એક ઉજ્જવળ પ્રતિનિધિ છે. ગાંધીમાર્ગની એમની સમાલોચના એટલા માટે જ ઘણાને આકર્ષક અને કેટલાકને કંઈક અદ્ભુત જેવી લાગી છે, અને ઊંડા વિચારમાં નાખી રહી છે. એ વિચારમંથનથી પણ ગાંધીમત અને ગાંધીમાર્ગને લાભ જ થવાનો છે.

ગાંધીયુગની એક ખૂબી એ છે કે તે સત્યના બયાનથી ડરતો નથી. જે અંદર છે તે જ બહાર આવવું જોઈએ. સત્યે કદી કોઈનું નુકસાન તો કર્યું નથી. અને જો કર્યુંયે હોય તોયે તે અંતિમ હિતને માટે જ.

આટલી પારદર્શક જીવનકથા લખીને જવાહરલાલજીએ પોતાના જમાનાને બહુ ઊંચો ચડાવી દીધો છે. સૌભાગ્યની વાત છે કે આવા ઊંચા પ્રકારના પુસ્તકનો અનુવાદ પણ સારા પ્રકારનો થયો છે. જેને આપણે સામાન્ય લોકો સમજે એવી હિંદુસ્તાની કહીએ છીએ તે જ ભાષા આમાં મળે છે. હમણાં હું દક્ષિણ, પશ્ચિમ અને પૂર્વના એવા પ્રાંતોમાં હિંદીનો પ્રચાર કરવામાં પડ્યો છું કે જ્યાં સામાન્ય રીતે હિંદુસ્તાની બોલાતી નથી. તેમને માટે આ પુસ્તકમાં એવા શબ્દો પૂરતા પ્રમાણમાં મળી રહેશે કે જેના અર્થ કોશની મદદ વિના નહીં સમજાય. હું પણ એવા લોકોમાંનો એક છું. અમે સંસ્કૃતના મોટા મોટા શબ્દો હિંદીમાં જોવાના પક્ષપાતી નથી, પણ બંગાળી, મરાઠી, ગુજરાતી, કાનડી, તેલુગુ વગેરે ભાષાઓમાં જે શબ્દ બધા સમજે છે, અને જે હિંદુસ્તાનીમાં પણ સામાન્ય લોકો સમજે છે, એવા શબ્દો આવાં રાષ્ટ્રીય પુસ્તકોમાં વધારેમાં વધારે વપરાવા જોઈએ. એ જ અમારી આશા રહે છે.

અમારા મનમાં અમે ગમે તે આશા સેવીએ, પણ સામાન્ય લોકો સમજે એવી હિંદુસ્તાની ઉત્તર હિંદની વસ્તુ છે. તે લોકો જેવી બનાવીને અમને આપશે, તેવી જ અમારે લેવી પડશે. જો તેઓ અમને સાથે રાખવા માગતા હશે તો અમારી તરફ થોડી રહેમ રાખશે. અમારા તરફથી તો અમે કોઈ જાતની ફરિયાદ નહીં

કરીએ. જવાહરલાલજીની જીવનકથા વાંચતાં વાંચતાં જો સ્ટેન્ડર્ડ હિંદુસ્તાની પણ આપણે શીખી શકીએ તો એના કરતાં વધારે આનંદની વાત બીજી શી હોય?

છેવટે એક જ સૂચના કરવાની છે. વિદ્યાર્થીઓને માટે અને યુવકોને માટે આ પુસ્તકની એક સંક્ષિપ્ત આવૃત્તિ પણ તરત જ બહાર પાડવી જોઈએ.

ઑક્ટોબર, ૧૯૩૬

## ત્યક્તાનું દુઃખ*

નાગપુરથી ઇટારસી,
તા. ૧૩-૧૦-૧૯૩૬

પ્રિય શ્રીનિવાસરાવ,

નાગપુરથી વર્ધા જતાં મેં તમારી પાસેથી શ્રી પુણતાંબેકરની ચોપડી રસ્તામાં વાંચવા માટે લીધેલી. આ વખતે દિલ્હી આવતાં વિભાવરી શિરૂરકરની 'हिंदोळ्यावर' એ ચોપડી સાથે લીધી. વડોદરાવાસી એક તરુણ લેખિકાએ મને તે વાંચી જવાની આગ્રહપૂર્વક ભલામણ કરેલી. ચોપડી હાથમાં આવ્યાને ઘણા દિવસ થઈ ગયા હતા; પણ હવે મારે થોડા જ દિવસમાં વડોદરે જવાનું છે. તો ત્યાં જાઉં તે પહેલાં 'હિંદોળ્યાવર' એક વખત જોઈ જાઉં તો સારું એવો વિચાર કરી તે ચોપડી મેં મારી હાથથેલીમાં સાથે લીધી.

આગગાડીમાં વાંચવામાં એક વિશેષતા હોય છે. આગગાડીમાં વાંચતા હોઈએ, બોલતા હોઈએ કે લખતા હોઈએ તે વખતે આગગાડીનો ઘરઘર અવાજ તંબૂરાનું કામ કરે છે અને તેથી દરેક પ્રવૃત્તિને દ્રુતતાલ મળે છે.

મને લાગે છે કે વિદગ્ધ કળાકાર ટૉલ્સ્ટૉયે આ રહસ્ય ઓળખીને જ 'ક્રુટ્ઝર સોનાટા'ના નાયકે પોતે પોતાની પત્નીનું ખૂન કેવી રીતે ને શા માટે કર્યું એ આખો વૃત્તાન્ત ઉત્તેજિત મનથી અને અતિશય વેગથી તેની પાસે કહેવડાવવાના હેતુથી તેને આગગાડીમાં બેસાડ્યો છે. આખી વાર્તા વાંચતા હોઈએ તે દરમ્યાન આગગાડીનું 'છ છ પૈસા છ છ પૈસા' જાણે પ્રત્યક્ષ કાને સંભળાય છે!

અગ્નિરથની ઝડપથી વાર્તા વાંચી નાખ્યા પછી સહેજે થયું કે ત્યક્તાનાં દુઃખો સચોટ રીતે ચીતરતી આ નવલિકા વિશે બે બોલ તમને લખી મોકલું તો!

વિભાવરી શિરૂરકરની પહેલી ચોપડી 'कळ्यांचे निःश्वास' (કળીઓના નિસાસા) હું ઘણા દિવસ ઉપર જોઈ ગયો હતો અને તે વખતે તે મને ગમી પણ હતી. તે જ અરસામાં મેં જર્મન કવિ ગટેની 'વિલ્હેલ્મ મેઈસ્ટર' તથા 'તરુણ વર્ટરનાં દુઃખો' એ પુસ્તકો વાંચ્યાં હતાં. તેથી 'કળ્યાંચે નિઃશ્વાસ' અને 'તરુણ વર્ટર' એ બેયમાં રહેલાં સ્વભાવચિત્રણ કલા અને મનોવિશ્લેષણ-પાટવતાના સામ્ય તરફ મારું સહેજે

* મૂળ મરાઠી ઉપરથી.

ધ્યાન ખેંચાયું અને મરાઠીમાં આવું સુંદર પુસ્તક અને તે લખનાર આવી કુશળ લેખિકા પેદા થવા માટે મારા મનમાં ખૂબ આનંદ થયો હતો.

'કળ્યાંચે નિ:શ્વાસ'માં પ્રૌઢ છોકરીઓનાં લગ્ન બને તેટલાં મુલતવી રાખવામાં તથા કમાતી છોકરીની કમાણીમાંથી મદદની આશા ન છોડી શકવામાં માબાપ કેટલાં સ્વાર્થ-મોહ-વશ થાય છે તેનાં ભિન્ન ભિન્ન ચિત્રો ચીતરેલાં છે. સ્ત્રીકેળવણી અને પ્રૌઢ વિવાહ એ બે સમાજસુધારાને કારણે મધ્યમવર્ગમાં જૂના જમાનાને સાવ અજ્ઞાત એવા જે નવીન પ્રશ્નો ઊભા થયા છે તેમાંથી એક જટિલ પ્રશ્નની તેમાં નાજુકપણે પણ સ્પષ્ટ રીતે છણાવટ કરી છે. હિંદુજીવનના આદર્શ આપણે શુદ્ધ, તંદુરસ્ત અને ઉન્નત રાખવા જોઈતા હતા. પણ જૂના આદર્શોમાં ગમે તેટલી વિકૃતિ થવા દઈશું, તેને હાસ્યાસ્પદ અને દયાજનક થવા દઈશું, પણ તે આદર્શોનું નવીન સંસ્કરણ અમે કરવાના નથી એ જાતની સનાતની વૃત્તિ આપણા સમાજે લાંબા વખત સુધી જાળવી રાખી અને પાછળથી કંટાળી જઈને ચિડાઈને અથવા તો લાચાર થઈને તેમાં તેણે ગમે તેવા ફેરફાર કરવાની શરૂઆત કરી.

હવે જીવનની આખી રચના એવી જટિલ હોય છે કે તેમાં કોઈ પણ એક નવો ફેરફાર દાખલ કરવો હોય તો તેના આખા મંડાણમાં જ ફેરફાર કરવા પડે છે. તેને માટે જોઈતી દીર્ઘદૃષ્ટિ અને હિંમતને અભાવે જૂની ગૂંચોનો ઉકેલ લાવવા જતાં આપણે તેથી પણ વધારે જટિલ ગૂંચો ઊભી કરીએ છીએ. એનું પોતાની મેળે પોતાને સ્પષ્ટ ભાન થવા જેટલો આપણો સમાજ જાગ્રત નથી.

આવા સમાજને આ બાબતમાં જાગ્રત કરવાનો તથા કોઈ એક આદર્શ બદલાઈ જતાં બીજી કેટલીયે વાતો સમાજને છોડી દેવી પડે છે એ બતાવી આપવાનો લેખિકાએ આ પુસ્તકમાં સફળ પ્રયત્ન કર્યો છે. વિભાવરીબહેને સૂચવેલા સુધારાનો અમલ કરાય તો આજની કેટલીયે ગૂંચોનો ઉકેલ આવે ખરો. પણ તેથી સમાજ ઈષ્ટ દિશામાં પ્રગતિ કરશે જ અગર તો એનાં દુ:ખોનો અંત આવશે જ એમ કહેવું વધારે પડતું છે. સમાજને ઠેઠ પશુજીવન સુધી લઈ જઈએ અથવા તો તેમાં પૂરેપૂરી અરાજકતા લાવી દઈએ તોપણ આ ગૂંચોનો કાયમી ઉકેલ આવશે નહીં એ આપણે જાણવું જોઈએ.

કોઈ બેઢબ સ્વભાવવાળો માણસ ગમે તેવું વર્તવા જાય તોપણ એક કે બીજી રીતે ગોટાળો જ પેદા કરે છે. જ્યાં ભલાઈ કરવા જાય છે ત્યાં બૂરાઈ એને ભાગે આવે છે, કોઈની સ્તુતિ કરવા જતાં તેને ઊંડો ઘા થાય એવું બોલી બેસે છે: અને ભૂલ સુધારવા જતાં ગેરસમજના ખાડામાં વધારે ને વધારે ઊંડો ખૂંચી જાય છે. આખા મનુષ્યસમાજની પણ આવી જ સ્થિતિ નથી શું?

આજના વિદ્વાન લેખકો જૂના કે નવામાંના દોષ બતાવી આપવામાં બહુ કુશળ હોય છે. અને જૂની વ્યવસ્થા કે રચનાની પાછળ કેટલો મોટો ભયંકર અન્યાય રહેલો છે તેનું ચિત્ર ભડક રંગોથી રંગીને વાંચનારના મનમાં પુણ્યપ્રકોપ પેદા કરે છે. પણ સામાજિક જીવનનું સશાસ્ત્ર અધ્યયન કરી સાચો અને ટકાઉ ઉપાય સૂચવવા

કરીએ. જવાહરલાલજીની જીવનકથા વાંચતાં વાંચતાં જો સ્ટેન્ડર્ડ હિંદુસ્તાની પણ આપણે શીખી શકીએ તો એના કરતાં વધારે આનંદની વાત બીજી શી હોય?

છેવટે એક જ સૂચના કરવાની છે. વિદ્યાર્થીઓને માટે અને યુવકોને માટે આ પુસ્તકની એક સંક્ષિપ્ત આવૃત્તિ પણ તરત જ બહાર પાડવી જોઈએ.

ઑક્ટોબર, ૧૯૩૬

## ત્યક્તાનું દુઃખ*

નાગપુરથી ઇટારસી,
તા. ૧૩-૧૦-૧૯૩૬

પ્રિય શ્રીનિવાસરાવ,

નાગપુરથી વર્ધા જતાં મેં તમારી પાસેથી શ્રી પુણતાંબેકરની ચોપડી રસ્તામાં વાંચવા માટે લીધેલી. આ વખતે દિલ્હી આવતાં વિભાવરી શિરૂરકરની 'हिंदोळ्यावर' એ ચોપડી સાથે લીધી. વડોદરાવાસી એક તરુણ લેખિકાએ મને તે વાંચી જવાની આગ્રહપૂર્વક ભલામણ કરેલી. ચોપડી હાથમાં આવ્યાને ઘણા દિવસ થઈ ગયા હતા; પણ હવે મારે થોડા જ દિવસમાં વડોદરે જવાનું છે. તો ત્યાં જાઉં તે પહેલાં 'હિંદોળ્યાવર' એક વખત જોઈ જાઉં તો સારું એવો વિચાર કરી તે ચોપડી મેં મારી હાથથેલીમાં સાથે લીધી.

આગગાડીમાં વાંચવામાં એક વિશેષતા હોય છે. આગગાડીમાં વાંચતા હોઈએ, બોલતા હોઈએ કે લખતા હોઈએ તે વખતે આગગાડીનો ઘરઘર અવાજ તંબૂરાનું કામ કરે છે અને તેથી દરેક પ્રવૃત્તિને દ્રુતતાલ મળે છે.

મને લાગે છે કે વિદગ્ધ કળાકાર ટૉલ્સ્ટૉયે આ રહસ્ય ઓળખીને જ 'ક્રુટ્ઝર સોનાટા'ના નાયકે પોતે પોતાની પત્નીનું ખૂન કેવી રીતે ને શા માટે કર્યું એ આખો વૃત્તાન્ત ઉત્તેજિત મનથી અને અતિશય વેગથી તેની પાસે કહેવડાવવાના હેતુથી તેને આગગાડીમાં બેસાડયો છે. આખી વાર્તા વાંચતા હોઈએ તે દરમ્યાન આગગાડીનુ 'છ છ પૈસા છ છ પૈસા' જાણે પ્રત્યક્ષ કાને સંભળાય છે!

અગ્નિરથની ઝડપથી વાર્તા વાંચી નાખ્યા પછી સહેજે થયું કે ત્યક્તાનાં દુઃખો સચોટ રીતે ચીતરતી આ નવલિકા વિશે બે બોલ તમને લખી મોકલું તો!

વિભાવરી શિરૂરકરની પહેલી ચોપડી 'कळ्यांचे निःश्वास' (કળીઓના નિસાસા) હું ઘણા દિવસ ઉપર જોઈ ગયો હતો અને તે વખતે તે મને ગમી પણ હતી. તે જ અરસામાં મેં જર્મન કવિ ગટેની 'વિલ્હેલ્મ મેઈસ્ટર' તથા 'તરુણ વર્ટરનાં દુઃખો' એ પુસ્તકો વાંચ્યાં હતાં. તેથી 'કળ્યાંચે નિઃશ્વાસ' અને 'તરુણ વર્ટર' એ બેયમાં રહેલાં સ્વભાવચિત્રણ કલા અને મનોવિશ્લેષણ-પાટવતાના સામ્ય તરફ મારું સહેજે

* મૂળ મરાઠી ઉપરથી.

ધ્યાન ખેંચાયું અને મરાઠીમાં આવું સુંદર પુસ્તક અને તે લખનાર આવી કુશળ લેખિકા પેદા થવા માટે મારા મનમાં ખૂબ આનંદ થયો હતો.

'કળ્યાંચે નિ:શ્વાસ'માં પ્રૌઢ છોકરીઓનાં લગ્ન બને તેટલાં મુલતવી રાખવામાં તથા કમાતી છોકરીની કમાણીમાંથી મદદની આશા ન છોડી શકવામાં માબાપ કેટલાં સ્વાર્થ-મોહ-વશ થાય છે તેનાં ભિન્ન ભિન્ન ચિત્રો ચીતરેલાં છે. સ્રીકેળવણી અને પ્રૌઢ વિવાહ એ બે સમાજસુધારાને કારણે મધ્યમવર્ગમાં જૂના જમાનાને સાવ અજ્ઞાત એવા જે નવીન પ્રશ્નો ઊભા થયા છે તેમાંથી એક જટિલ પ્રશ્નની તેમાં નાજુકપણે પણ સ્પષ્ટ રીતે છણાવટ કરી છે. હિંદુજીવનના આદર્શ આપણે શુદ્ધ, તંદુરસ્ત અને ઉન્નત રાખવા જોઈતા હતા. પણ જૂના આદર્શોમાં ગમે તેટલી વિકૃતિ થવા દઈશું, તેને હાસ્યાસ્પદ અને દયાજનક થવા દઈશું, પણ તે આદર્શોનું નવીન સંસ્કરણ અમે કરવાના નથી એ જાતની સનાતની વૃત્તિ આપણા સમાજે લાંબા વખત સુધી જાળવી રાખી અને પાછળથી કંટાળી જઈને ચિડાઈને અથવા તો લાચાર થઈને તેમાં તેણે ગમે તેવા ફેરફાર કરવાની શરૂઆત કરી.

હવે જીવનની આખી રચના એવી જટિલ હોય છે કે તેમાં કોઈ પણ એક નવો ફેરફાર દાખલ કરવો હોય તો તેના આખા મંડાણમાં જ ફેરફાર કરવા પડે છે. તેને માટે જોઈતી દીર્ઘદૃષ્ટિ અને હિંમતને અભાવે જૂની ગૂંચોનો ઉકેલ લાવવા જતાં આપણે તેથી પણ વધારે જટિલ ગૂંચો ઊભી કરીએ છીએ. એનું પોતાની મેળે પોતાને સ્પષ્ટ ભાન થવા જેટલો આપણો સમાજ જાગ્રત નથી.

આવા સમાજને આ બાબતમાં જાગ્રત કરવાનો તથા કોઈ એક આદર્શ બદલાઈ જતાં બીજી કેટલીયે વાતો સમાજને છોડી દેવી પડે છે એ બતાવી આપવાનો લેખિકાએ આ પુસ્તકમાં સફળ પ્રયત્ન કર્યો છે. વિભાવરીબહેને સૂચવેલા સુધારાનો અમલ કરાય તો આજની કેટલીયે ગૂંચોનો ઉકેલ આવે ખરો. પણ તેથી સમાજ ઈષ્ટ દિશામાં પ્રગતિ કરશે જ અગર તો એનાં દુ:ખોનો અંત આવશે જ એમ કહેવું વધારે પડતું છે. સમાજને ઠેઠ પશુજીવન સુધી લઈ જઈએ અથવા તો તેમાં પૂરેપૂરી અરાજકતા લાવી દઈએ તોપણ આ ગૂંચોનો કાયમી ઉકેલ આવશે નહીં એ આપણે જાણવું જોઈએ.

કોઈ બેઢબ સ્વભાવવાળો માણસ ગમે તેવું વર્તવા જાય તોપણ એક કે બીજી રીતે ગોટાળો જ પેદા કરે છે. જ્યાં ભલાઈ કરવા જાય છે ત્યાં બૂરાઈ એને ભાગે આવે છે, કોઈની સ્તુતિ કરવા જતાં તેને ઊંડો ઘા થાય એવું બોલી બેસે છે: અને ભૂલ સુધારવા જતાં ગેરસમજના ખાડામાં વધારે ને વધારે ઊંડો ખૂંચી જાય છે. આખા મનુષ્યસમાજની પણ આવી જ સ્થિતિ નથી શું?

આજના વિદ્વાન લેખકો જૂના કે નવામાંના દોષ બતાવી આપવામાં બહુ કુશળ હોય છે. અને જૂની વ્યવસ્થા કે રચનાની પાછળ કેટલો મોટો ભયંકર અન્યાય રહેલો છે તેનું ચિત્ર ભડક રંગોથી રંગીને વાંચનારના મનમાં પુણ્યપ્રકોપ પેદા કરે છે. પણ સામાજિક જીવનનું સશાસ્ત્ર અધ્યયન કરી સાચો અને ટકાઉ ઉપાય સૂચવવા

માટે જોઈતી બુદ્ધિમત્તા કે નિર્મળ દૃષ્ટિ તેનામાં હોતી નથી; પછી ધીરજ તો ક્યાંથી હોય? રોગનું નિદાન અને વર્ણન બરાબર કરતાં આવડયું એટલે રોગ-નિવારણનો ઉપાય પણ હાથ આવી ગયો એમ બતાવવાનો તેમનો પ્રયત્ન હોય છે. સમાજ તેથી ભોળવાઈ જઈ તેના મનમાં તેવી આશા પણ ઊભી થાય છે. અને દવાઓની જાહેરાતો વાંચી વાંચીને પોતાના રોગનું નિદાન કરી તેની ઉપાયયોજના કરનારા ભ્રાન્તચિત્ત માણસના જેવી સમાજની સ્થિતિ થાય છે. રોજ ને રોજ દવા બદલવી, રોજ ને રોજ વૈદ્ય બદલવો, રોજ ને રોજ નવો ગુરુ કરવો અને એક વખત માનેલા ગુરુ પાસેથી નિત્ય નવો મંત્ર માગ્યા કરવો—એવી સમાજની સ્થિતિ આજે થયેલી છે.

અને આ બધું કળાને નામે ચાલતું હોવાથી મંત્ર આપનાર ગુરુ અને લેનાર ચેલો બન્ને "અમે કયાં ઉપાયયોજનાની વાત કરતા હતા? કેવળ બે ઘડી મોજ માણવા માટે, થોડોક કળાવિલાસ કરવાના હેતુથી, અદમ્ય સર્જનવૃત્તિને તૃપ્ત કરવા માટે આટલું કહી નાખ્યું એટલું જ.

परिहासविजल्पितं सखे परमार्थेन न गृह्यतां वचः।"

એમ ચટ દઈને કહી દે છે અને છટકી જાય છે.

સમાજનું જીવન જેના ઉપર નિર્ભર છે એવા પ્રશ્નો છેડીને તેનું આવી રીતે ચૂંથણું કરી તે છોડી દેવા એ કેવી ક્રૂર મશ્કરી! આમ કરવા કરતાં જો પ્રામાણિકપણે કબૂલ કરીએ કે, 'અમારી કળાકૃતિમાં વિશિષ્ટ હેતુ છે; દુ:સાધ્ય અથવા કષ્ટસાધ્ય ધ્યેયથી સમાજને નીચે ઉતારીને તેને આદર્શશૂન્ય એવી સપાટી ઉપર અમે લાવવા માગીએ છીએ અને તેમાં જ સમાધાન અને આનંદ માનતાં શીખવીએ છીએ. સમાજધુરીણોએ આજ સુધી જે ઘાટ ચડી બતાવ્યો છે તે ઘાટ ઉપરથી નીચે ઊતરી લપસણાના આનંદની સાથે જ અમારે મૂળ સ્થિતિએ પહોંચવું છે.' તો તેમાં શું ખોટું? અનાચારને ઉત્તેજન આપવું અને પછી અમારે એવો કે કોઈ પણ જાતનો હેતુ હતો જ નહીં એમ કહીને છટકી જવું એ ખાનદાન વૃત્તિના માણસને શોભતું નથી.

જૂનાના જે દોષ બતાવવામાં આવે છે તે મોટે ભાગે સાચે જ દોષ હોય છે; અને દોષ બતાવી આપવા એ કંઈ નાનીસૂની સેવા નથી. પણ આટલી સેવા કરીને નિરાંતે બેસી જઈએ તો? ભળતો જ ઈલાજ બતાવી સમાજની દિશાભૂલ શા સારુ કરાવવી?

'कळ्यांचे निःश्वास'ની થોડીક કલ્પના આપતાં આપતાં વિચારધારા અન-પેક્ષિત રીતે આમ જુદી જ દિશામાં વહી ગઈ.

'कळ्यांचे निःश्वास,' 'ब्राह्मणकन्या' વગેરે નવલકથાઓ કે નવલિકાઓ કોઈ પણ પ્રશ્ન સમાજ આગળ બહુ જ કુશળતાથી રજૂ કરે છે અને લોકોને વિચાર કરતા કરી મૂકે છે. અને એમ પણ કહી શકાય કે સમાજના જીવનસ્પર્શી પ્રશ્નો સમાજને હમેશાં જ આકર્ષક હોવાથી આવી કૃતિઓમાં કલા ખપપૂરતી હોય તોપણ આ

કૃત્રિમ આકર્ષણને લીધે આવી કૃતિઓ સર્વોત્કૃષ્ટ કલાના નમૂનાઓ છે એમ લાગે છે. આ વાત આપણે ભૂલવી જોઈએ નહીં.

વિભાવરી શિરૂરકરના કેટલાયે નવા ગ્રંથો બહાર પડયાનું સાંભળ્યું છે. પણ મેં 'कळ्यांचे निःश्वास' પછી 'हिंदोळ्यावर' એ તેમની એકમાત્ર નવલિકા વાંચી. માણસનું વાચન અદ્યતન ન હોય તો પોતાનો અભિપ્રાય નક્કી કરવો અથવા વ્યક્ત કરવો તેને માટે ઘણું મુશ્કેલ હોય છે.

'हिंदोळ्यावर' એ વાર્તામાં સમાજ આગળનો બીજો એક મહત્ત્વનો પ્રશ્ન લેખિકા આપણી આગળ રજૂ કરે છે. કોઈ પણ કારણે પતિ પત્નીનો ત્યાગ કરે અથવા તો પતિનો ત્યાગ પત્નીને કરવો પડે તો આપણી ઉજળિયાત કોમોમાં પત્નીની સ્થિતિ સધવા હોવા છતાં વિધવા જેવી થઈ જાય છે. વિધવાની સ્થિતિ તો તેનાથી ઘણી સારી કહેવાય. તે તો ઊજળે મોરે પુનર્વિવાહ કરી શકે છે. પણ ત્યક્તધવાને માટે તે માર્ગ પણ બંધ હોય છે. કાયદામાં તો તે ગુનો જ ગણાય. આવી સ્થિતિમાં સ્ત્રીઓની જે મૂંઝવણ થાય છે તેનું ચિત્ર આ ચોપડીમાં દોર્યું છે. દૂધની તરસ જેમ છાશથી છીપતી નથી તેમ જ વૈવાહિક જીવનની ભૂખ ધાર્મિક વાચન, સમાજસેવા, સ્થળાંતર અને બુદ્ધિપ્રધાન મૈત્રી વગેરે વસ્તુઓથી ભાંગે નહીં એ વસ્તુ સાથે સાથે જ લેખિકાએ અહીં બતાવી આપી છે.

પોતાને મૂંઝવણ થાય છે ત્યારે માણસ ખૂબ ચિડાઈ જાય છે અને સામનો કરવા કોઈ વ્યક્તિ ન મળી આવે એટલે સમાજ અને સામાજિક આદર્શ ઉપર જ વેર વાળવાની વૃત્તિ તેનામાં જાગે છે. આ વાર્તામાં એવું જ બન્યું છે.

આ વાર્તાનું ખરું રહસ્ય તો અચલાના 'આખરે સમાજ સામે બંડ કરીને વિરાગ જેવા ધીરોદાત્ત પુરુષના ગળામાં માળા પહેરાવ્યાથી પણ આખા સવાલનો ઉકેલ આવતો નથી' એ વચનમાં બતાવી આપવામાં રહેલું છે. વિવાહ એ એક સામાજિક સંસ્થા છે. તેમાં દાખલ કરવામાં આવતા ફેરફારો જ્યાં સુધી સમાજ માન્ય રાખતો નથી ત્યાં સુધી બંડખોર લોકોને છેવટ સુધી વેદના સહન કર્યે જ છૂટકો છે. સમાજે વિધવાના પુનર્વિવાહને માન્યતા આપ્યા પછી ત્યક્તાઓના અથવા ત્યક્તધવાઓના પુનર્વિવાહને પણ તેણે માન્યતા આપવી જોઈએ એ વસ્તુ તેમાંથી એટલી સ્વાભાવિકપણે ફલિત થાય છે કે તે સાધવા માટે કોઈ મોટી સામાજિક હિલચાલ અથવા કલાત્મક પ્રચાર કરવાની ભાગ્યે જ આવશ્યકતા હોય. વૈધવ્યની આપત્તિ સ્ત્રીઓ ઉપર જેટલી વારંવાર આવે છે તેટલી ત્યક્તધવા થવાની સદ્ભાગ્યે આવતી નથી. અને તેથી આ પ્રશ્ન તરફ સમાજનું ધ્યાન ખેંચાયું નથી એમ કહીએ તો તેમાં ખોટું નથી.

પણ જો બધા જ સામાજિક પ્રશ્નોનો ઉકેલ આવી જાય તો પછી કળાકારો શાને આધારે પોતાનાં સંવિધાનકો રચી શકે? કંઈ નહીં તો કળાકારોને નિત્યનૂતન કલાકૃતિઓ સરજવાનો અવકાશ મળે તેટલા માટે પણ કેટલાક કૂટ પ્રશ્નો સમાજ આગળ અણઊકલ્યા રહે તો સારું!

વિધવાઓના તેમ જ ત્યક્તધવાઓના પુનર્વિવાહને એક વખત માન્યતા આપ્યા પછી પતિપત્નીના અણબનાવને કારણે, એકબીજાના સ્વભાવ કે અભિરુચિનો મેળ ન ખાતો હોય તો છૂટાછેડા કરવાની આવશ્યકતા સિદ્ધ કરનારાં કથાનકો રચવાં જ જોઈએ; અને એથી આગળ જઈ બંનેના સ્વભાવમાં અથડામણ થવા જેવો કશો વિરોધ ન હોય તોય 'લાંબો વખત એકત્ર રહીને હવે કંટાળો આવી ગયો' એટલા ખાતર જ એક વિવાહબંધન તોડી નાખીને નવો રાગ છેડવાની છૂટ માગનારાં કથાનકો પણ રચવાની જરૂર સ્વીકારાય જ. અને આજે જેમ વિવાહબંધનની અવિચ્છેદ્યતા એ એક ભારે અન્યાય લાગે છે તે જ પ્રમાણે મરજીમાં આવે ત્યારે છૂટાછેડા કરવાના માર્ગમાં અપત્યો અને અપત્યનિષ્ઠા એક મોટા અંતરાયરૂપ થઈ પડે છે એવી એક તકરારની નોંધ લેનારાં કથાનકોનો વારો આવવાનો જ. અને એટલી મોટી અગવડ વેઠીને પણ અપત્યોનો જન્મ થવા દઈને સમાજ ઉપર જે ઉપકાર કરવામાં આવે છે તેના બદલામાં ન્યાયતઃ નુકસાન-ભરપાઈ(compensation)ની માગણી શા સારુ ન કરવી? એવો પણ પ્રશ્ન ઉઠાવવો અયોગ્ય તો નહીં જ ગણાય. આજે આ ભલે હાસ્યાસ્પદ લાગે પણ આજે હાસ્યાસ્પદ ગણાતી વસ્તુ આવતી કાલે સ્વાભાવિક લાગવાનો પૂરતો સંભવ હોય છે. આકાશમાં ઊડવાની કલ્પના 'રાસેલસ'ના વખતમાં ગાંડાપણની હતી; પણ આજે તો તે મધ્યમવર્ગને પોસાય એવી બજારુ સગવડની વસ્તુ થઇ ગઈ છે.

*

પણ સામાજિક ઇતિહાસજ્ઞો હવે જાણતા થયા છે કે આદર્શોનો વિનિપાત પણ પરાકોટિએ પહોંચી શકતો નથી. દિવસ પછી રાત્રિ અને રાત્રિ પછી દિવસ જેમ આવ્યાં જ કરે છે તેવી જ રીતે આદર્શનિષ્ઠાની બાબતમાં શુક્લપક્ષ અને કૃષ્ણ-પક્ષની પરંપરા ચાલ્યા જ કરે છે. આત્મા અમર છે અને ચૈતન્યઘન છે; અને તેથી માણસની જાત કોઈ પણ આદર્શનો કાયમનો ત્યાગ કરી શકતી નથી.

*

આ વાર્તામાં વિરાગના પાત્રને લેખિકાએ આગળ આવવા દીધું નથી. પણ તેને ખૂબ વિચારશીલ અને સંયમી મનોવૃત્તિવાળો જ્ઞાતા આલેખ્યો છે. જાણે અચલા જેવી ગોપીના મનોરથ પૂરા કરનારો શ્રીકૃષ્ણ જ!

**કાકાના સપ્રેમ વંદે માતરમ્**

# આર્ય આદર્શની દષ્ટિએ

'જીવનશોધન' અને 'ગાંધીવિચારદોહન' એ કિશોરલાલભાઈની રીતસર લખેલી ચોપડીઓ છે. 'કેળવણીના પાયા' પણ એક સંપૂર્ણ નિબંધમાળા છે. આ ચોપડીનું

એવું નથી. કિશોરલાલભાઈ પ્રત્યેની આસ્થાને લીધે અને એમના વિચારોની મહત્તા જાણી અનેક લોકો એમને પ્રશ્ન પૂછે છે. એવાઓને વ્યક્તિગત જવાબ આપવાને બદલે 'નવજીવન' કે 'હરિજનબંધુ' જેવાં છાપાંઓ મારફતે તે તે વિષયની ચર્ચા કરવાથી આમપ્રજાને પણ તેનો લાભ મળે છે એમ જોઈ તેઓ અનેક વાર છાપાંમાં લખે છે. ગંભીર વિચારક, નિઃસ્પૃહ લેખક અને ઉત્કટ શ્રેયાર્થી તરીકે લોકો એમને પિછાણતા હોવાથી એમનું લખાણ ગુજરાતમાં આદરપૂર્વક વંચાય છે. માટે જ પ્રકાશકે સ્ત્રીપુરુષસંબંધ પ્રત્યેના ભિન્ન ભિન્ન વખતે લખેલા એમના લેખો એકત્ર કરી અહીં સ્થાયી રૂપમાં વાચકો આગળ મૂક્યા છે.

દેખીતી રીતે, આ વિષયનું અહીં સાંગોપાંગ વિવેચન થયું નથી. આ વિષયની મહત્ત્વની એકએ બાજુ છેડી એ ઉપરના પોતાના અભિપ્રાયો, નિર્ણયો અને એમની પાછળ રહેલી દૃષ્ટિ સ્પષ્ટ શબ્દોમાં અને જરાયે માંડવાળ કર્યા વગર એમણે અહીં રજૂ કર્યા છે. જો શાસ્ત્રીય ચોપડી લખવા જાત તો કિશોરલાલભાઈ આ ચોપડી જુદી રીતે લખત. પોતાના વિષયને બરાબર પીંજીને રીતસર વિભાગ પાડીને કલમબંધ લખવાની આવડત કિશોરલાલભાઈ પાસે છે અને તેથી જ પોતાના નિર્ણયો શાસ્ત્રશુદ્ધ અને અંતિમ છે એવી છાપ પાડી તેઓ વાચકને જીતી પણ લે છે. પણ અહીંની શૈલી જુદી છે. એની અસર પણ જુદી છે.

'સ્ત્રીપુરુષ-મર્યાદા' એ વિષય નાજુક છે. ભાવના, લાગણી, સામાજિક આદર્શ-પરંપરા અને પોતાનો અનુભવ એ બધી વસ્તુઓ કોરે મૂકી જો કોરું શાસ્ત્ર જ રચવામાં આવે તો તે અહીં કામ નહીં આવે. કિશોરલાલભાઈએ આત્મકથન પર બહુ ઓછું લખ્યું છે. પોતાને વિશે લખવાનો એમને વધારે પડતો સંકોચ હશે. પણ અહીં વિષયના વિવેચને એમને ફરજ પાડી અને એમની પાસેથી એ સંકોચ સહેજ કોરે મુકાવ્યો. સ્ત્રીપુરુષસંબંધની મર્યાદા કેવી હોવી જોઈએ એ દરેક જમાનો, દરેક દેશ અને દરેક સમાજ અમુક અંશે ભિન્ન ભિન્ન આદર્શથી નક્કી કરી લે છે. અને તેથી આજકાલ ક્યાંક ક્યાંક એમ જ મનાય છે કે આ નિયમો પાછળ લોકરૂઢિ અને સામાજિક સંકેત જ છે, કોઈ ચિરંતન તત્ત્વ નથી. કિશોરલાલભાઈએ ધર્મ-નિષ્ઠ હિંદુસમાજમાં, અને તેમાંયે ગુજરાત-મહારાષ્ટ્રના લોકોમાં જે રિવાજ પ્રચલિત છે અથવા જે આદર્શ સ્વીકારાયો છે, તેની જ અહીં હિમાયત કરી છે. સ્વામિ-નારાયણ સંપ્રદાય પ્રત્યે મશરૂવાલા-કુટુંબની ભક્તિ અને નિષ્ઠા જાણીતી છે. પ્રજ્ઞા અને શ્રદ્ધાનો સુંદર સમન્વય સાધી કિશોરલાલભાઈએ સ્વામી સહજાનંદની શિખા-મણનું અધ્યયન અને પાલન કર્યું છે. એની સાથે ગાંધીજીનો બ્રહ્મચર્યનો આદર્શ, સ્ત્રીજાતિના સ્વાતંત્ર્યનો સ્વીકાર, અને કુટુંબસંસ્થાને આધ્યાત્મિક પોષણ આપી સજીવન કરવાની ધગશ, આ ત્રણે તત્ત્વો એમણે પોતાનાં કર્યાં છે. કિશોરલાલ-ભાઈની ભૂમિકા એ છે કે એમણે રજૂ કરેલો આદર્શ માનસશાસ્ત્રની દૃષ્ટિએ, મનુષ્ય-સ્વભાવની દૃષ્ટિએ અને હિંદુ આદર્શની દૃષ્ટિએ શાસ્ત્રશુદ્ધ અને વ્યવહાર્ય છે અને તેથી જ એ સાર્વભૌમ થવાને લાયક છે. આદર્શ અને વ્યવહાર બન્નેની કસોટી

લગાડી તેમણે સમાજહિત બરાબર સચવાય એવી મર્યાદાઓ સૂકી છે. આથી વધારે મર્યાદાઓ સૂકવી એ આદર્શપાલનનો અતિરેક છે એમ તેઓ માને છે. પણ એમણે સૂચવેલા નિયમોમાં પણ અતિરેક છે એમ જો કોઈ કહે તો તેઓ સહેજે સ્વીકારશે નહીં. મનુષ્યનું શરીર પવિત્ર છે, પુરુષનું તેમ જ સ્ત્રીનું શરીર સરખું જ પવિત્ર છે, અને રાખવું જોઈએ. વિકારી સ્પર્શથી તે અપવિત્ર થાય છે, માટે જેટલા વિકારો ધર્મમાન્ય છે તેટલા બાદ કરતાં બાકીના વિકારો સામે હરેક સ્ત્રીપુરુષે નિરપવાદ લડવું જોઈએ, જીવનના સામાન્ય અને શુભ વ્યવહારોમાં સ્ત્રીપુરુષ વચ્ચે જેટલો સ્પર્શ કે સંબંધ શોધ્યા વગર અનાયાસે આવે છે તેને તેઓ નિર્દોષ ગણે છે, અને વ્યવહાર બહારનો સ્પર્શ કે સંબંધ અનાવશ્યક હોઈ તેઓ તે ત્યાજ્ય સમજે છે.

આજની દુનિયા આ ભૂમિકાને સાંકડી અથવા આકરી કહેશે. એવા સ્પર્શો સામાજિક જીવનમાં દેખાઈ આવે છે કે જે આવશ્યક પણ ન ગણાય અને વિકારી પણ ન હોય. સામાજિક જીવનમાં પોતાની ભાવના વ્યક્ત કરવા સારુ અથવા સામાજિક હૂંફની ભૂખ તૃપ્ત કરવા સારુ આવા સંબંધો આવશ્યક છે, એટલું જ નહીં પણ માણસને જો વિકારના ઉન્માદમાંથી બચવું હોય તો આવો નિર્દોષ ખોરાક માણસને મળવા દેવો જોઈએ એમ પણ આજની દુનિયા — ઠરેલ દુનિયા પણ કહે છે. હું ભૂલતો ન હોઉં તો લાલા લાજપતરાય જેવા પણ માનતા કે મર્યાદિત સ્ત્રીસહવાસ માણસને સૌમ્ય બનાવે છે, સંસ્કારી બનાવે છે, વૃત્તિની કર્કશતામાંથી ઉગારી લે છે અને તેથી એ એને પવિત્રતાની ઝાંખી કરાવે છે.

હવે સ્થિતિ એવી થઈ જાય છે કે લાલાજી કે ગાંધીજી જેમ એ વિષયને રજૂ કરે તેની સામે કિશોરલાલભાઈને કશું કહેવાનું ન હોય અને કિશોરલાલભાઈ જેમ એ વિષયને મૂકે છે તેમાં ગાંધીજીને વાંધા જેવું કશું ન લાગે. છતાં બન્નેની ભૂમિકામાં ભેદ દેખાઈ આવશે. ભેદ સિદ્ધાંતનો નથી, પણ આ પ્રશ્નમાં અંતર્ભૂત થયેલાં ભિન્ન ભિન્ન તત્ત્વો ઉપર ઓછોવત્તો ભાર મૂકવાના પ્રમાણનો છે. કેટલીક બાબતમાં ગાંધીજી કહેશે કે મારું અનુકરણ કોઈ કરે નહીં અને છતાં પોતે લોકવિલક્ષણ હોવાની કોઈ વાત કરે તો તેનો તેઓ ઇનકાર કરશે. અને કિશોરલાલભાઈ તો કહેશે કે ગાંધીજીએ પોતાની નિર્ભય સત્યનિષ્ઠા અને અસાધારણ પાવિત્ર્યનિષ્ઠાને કારણે લોકવિલક્ષણ સ્થાન મેળવ્યું છે. એટલા ખાતર જ તેમને અપવાદ તરીકે તેઓ સ્વીકારશે અથવા દરગુજર કરશે.

કિશોરલાલભાઈની ભૂમિકા અને વિવેચનપદ્ધતિ તાજી, નિશ્ચયાર્થક અને જોમદાર છે. અમુક શિથિલતા નિર્દોષ ગણાય એમ તમે કહો ત્યારે તેઓ પૂછી બેસે છે કે તેમ હોય તોયે એ વસ્તુનો લાભ શો? એના વગર શું નથી ચાલતું? તો પછી શિથિલતાની હિમાયત શા માટે? ત્યારે આવી દલીલ આગળ માણસ લગભગ નિરુત્તર થાય છે.

આજના જમાનાનો વા બરાબર આથી ઊલટો છે. સ્વતંત્રતાને નામે, જીવનની પૂર્ણતાને નામે અને એવાં એવાં અનેક તત્ત્વોને નામે વધુમાં વધુ છૂટ ભોગવવામાં

અને તે હજ્રાલ હોવાનું પુરવાર કરવામાં આજનો જમાનો માને છે. તેથી કિશોરલાલભાઈની આ આખી ફિલસૂફી કાલપ્રવાહથી પ્રતીપ છે એમ ઘણા લોકોને થશે, અને છતાં એમના કટ્ટર વિરોધીઓને પણ એમની ભૂમિકા પ્રત્યે આદર ઊપજ્યા વગર નહીં રહે અને વિવેકી માણસ પોતાની ભૂમિકામાં બાંધછોડ કરી કિશોરલાલભાઈ સાથે બની શકે તેટલા મળતા થવાનો પણ પ્રયત્ન કરશે.

કિશોરલાલભાઈએ જેટલું કહ્યું છે તે બધું સ્વીકારીએ તોયે એમના વિવેચનથી આપણને તૃપ્તિ નથી થવાની, કેમ કે આજના બીજા કેટલાયે અગત્યના સવાલો એમણે છેડયા જ નથી. પુરુષની પેઠે સ્ત્રી સ્વતંત્રપણે કમાણી કરે કે નહીં, આર્થિક ક્ષેત્રમાં પુરુષ સામે હરીફાઈમાં ઊતરે કે નહીં, એ આજનો સવાલ વધુ ને વધુ અગત્યનો અને ચર્ચાસ્પદ થતો જાય છે. સ્ત્રીપુરુષસંબંધને વિવાહવિધિની માન્યતા આવશ્યક છે કે નહીં એવો સવાલ પણ ઉઠાવવાની કેટલાક લોકો હિંમત કરી રહ્યા છે! યુવાનો અને યુવતીઓ માટે સહશિક્ષણ સારું છે કે નહીં એ સવાલ ગૌણ છે (જોકે એમાં પણ આપણે ત્યાં તેમ જ પરદેશમાં તીવ્ર મતભેદ છે જ) પણ આખી સ્ત્રીકેળવણીનો પાયો નોખો હોય, ઘણે ભાગે જુદો હોય કે કેળવણીમાં સ્ત્રીપુરુષ એવો ભેદ જ ધ્યાનમાં લેવાની જરૂરત નથી એ સવાલ પણ આજે યુગમહત્ત્વ ભોગવી રહ્યો છે. વર્ણાન્તર વિવાહ સામે હવે કોઈ બહુ બોલતું નથી પણ ભિન્ન ધર્મીઓ વચ્ચે વિવાહ થાય કે ન થાય એ મોટો ચર્ચાનો વિષય થઈ પડયો છે અને વખત જતાં વધુ જટિલ થઈ બેસશે.

વ્યક્તિના જીવન ઉપર સામાજિક જાપ્તો અથવા અંકુશ કેટલે સુધી સ્વીકારાય એ પણ એક આ જ ક્ષેત્રનો મહત્ત્વનો વિષય છે.

સ્ત્રીઓની આર્થિક સ્વતંત્રતાની વાત આવી એટલે એ પણ વિચાર મનમાં આવ્યા વગર રહેતો નથી કે કિશોરલાલભાઈનું આખું વિવેચન બેઠાડુ, ઉજળિયાત મધ્યમવર્ગને ઉદ્દેશીને જ લખાયું છે. ગામડાંના ખેડૂતો, શહેરના મજૂરો, કારીગર લોકો જે ઢબે રહે છે અને કામ કરે છે તેમને માટે પણ કિશોરલાલભાઈનું સૂત્ર સંપૂર્ણ છે, પણ તેમના જીવનને અંગે આ વિવેચન કર્યું હોય એમ લાગતું નથી. વખતે એ વર્ગની અંદર ઓછામાં ઓછી વિકૃતિ હોવાથી એમને માટે આવી ચર્ચા આવશ્યક ન હોય.

આ આખી ચર્ચાની ભૂમિકા 'ગૃહસ્થાશ્રમની પવિત્રતા' અને મોક્ષ માટે, 'બ્રહ્મચર્યાશ્રમની અનિવાર્યતા' ઉપર જ રચાયેલી છે. કોઈ પણ સમાજમાં અને ખાસ કરીને હિંદુસમાજમાં આ વસ્તુનો ઈનકાર થયેલો નથી. હમણાં હમણાં મહાયુદ્ધને કારણે યુરોપમાં કામમીમાંસા વધી, વ્યક્તિસ્વાતંત્ર્ય અને સમાજસત્તાવાદના સંઘર્ષણને લીધે આદર્શ ડહોળાયા, અને તેથી નવમતવાદ જાગ્યો અને આપણે તો આજકાલ કેટલાંયે વરસો થયાં યુરોપના પડઘા કે બ્લૉટિંગપેપર બન્યા છીએ. યુરોપમાં જે વસ્તુ શ્રેષ્ઠ અને સશાસ્ત્ર તરીકે વર્ણવાય તેને ઝટ ઉપાડવાને આપણે લલચાઈએ છીએ. પાશ્ચાત્ય ખોરાક અને પહેરવેશ, પાશ્ચાત્ય કેળવણી, એમનો ધર્મ,

સંસારસુધારાની એમની યોજનાઓ, લિબરલ પક્ષની રાજદ્વારી ભૂમિકા, ધર્મમાં પ્રૉટેસ્ટંટદૃષ્ટિ, કળામાં વાસ્તવવાદ, જીવનમાં વ્યક્તિવાદ એ બધી વસ્તુઓ ઉપર આપણે ક્રમશ: વિશ્વાસ મૂકતા આવ્યા. કાયદા દ્વારા સંસારસુધારો, વિધિવિધાન પ્રમાણે માન્ય ગણાયેલી રાજકીય હિલચાલ, મજૂરદળની સહાનુભૂતિ, સરકાર સાથે સહકાર કરીને અને આણીને પ્રસંગે સરકારને મદદ કરીને એનો અવિશ્વાસ દૂર કરવાનો પ્રયત્ન એ બધું આપણે સ્વીકારી અજમાવી જોયું. અને હવે આર્થિક જીવનનું સર્વોપરીપણું, સમાજસત્તાવાદ અને આત્મા, ઈશ્વર, પરલોક, મોક્ષ વગેરે વસ્તુ વિશે અવિશ્વાસ અથવા બેદરકારી એનો જમાનો આવ્યો છે. અને વર્ગવિગ્રહને જીવનનો પાયો ગણવાની પ્રથા પણ લોકપ્રિય થતી જાય છે. આ બધી વસ્તુઓ વસ્તુત: સારી છે કે નરસી છે એ સવાલ અહીં નથી પણ યુરોપ-અમેરિકાના કેવળ પડઘો થવાનું આપણે હજુ છોડયું નથી એટલું જ અહીં નોંધી રાખવાનું છે.

આવા જમાનામાં આપણા પરંપરાગત રિવાજો અથવા એના આદર્શો શુદ્ધ છે, આખી દુનિયાએ સ્વીકારવા જેવા છે એવી આત્મવિશ્વાસી ભૂમિકા લઈ સ્વતંત્રતાથી કોઈ લખે તો પ્રથમ તો આશ્ચર્ય જ થાય, પણ એની સાથે આનંદ પણ થયા વગર રહે નહીં.

જીવનશુદ્ધિનો આ આદર્શ સ્વચ્છ અને નિર્દોષ છે. આમાં કાંઈ ફેરફારો આવશ્યક જણાય તો આ નિબંધમાળાની સામાન્ય ધરતી સ્વીકારીને પછી એના ઉપર સહેજસાજ જુદી ભાત પાડી હોય તો તે ઉત્તમ નીતિ થશે એમ જ દરેકને થશે.

'ન વાંચવા જેવાં સારાં પુસ્તકો'વાળા પ્રકરણમાં માનસશાસ્ત્રનો એક મહત્ત્વનો પ્રશ્ન કિશોરલાલભાઈએ છેડયો છે.

આપણા સમાજના દોષો જ્યારે તેઓ વર્ણવે છે ત્યારે તેમનામાં લોકો પ્રત્યે પ્રેમ અને અન્યાય પ્રત્યેની ચીડ બન્ને એકકી સાથે દીપી ઊઠે છે. 'સ્ત્રીજાતિ પ્રત્યે અત્યાચાર'વાળું પ્રકરણ આપણે માટે એક ભારેમાં ભારે ચાબખો છે. એ ચાબખાનો પ્રસાદ એમણે મહાભારતના ભીષ્માચાર્યથી માંડીને બધાને જ ચખાડયો છે, પણ એમાં તેઓ અન્યાય કરે છે એમ કોણ કહી શકે? 'यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता:' એમ કહેનાર અને માનનાર આપણા સમાજે ન તો સ્ત્રીને શક્તિરૂપિણી બનાવી, ન એને અબલા કહ્યા છતાં પૂરતું રક્ષણ આપ્યું. એટલે જ ગાંધીજીએ અકળાઈને અનેક વાર કહ્યું છે કે પોતાનું શિયળ સાચવવા માટે આપણા દેશની કોઈ પણ સ્ત્રી અત્યાચારીને તમાચો ચોડે અથવા વાઘણ થઈ એને કરડી ખાય તોયે એમાં હું હિંસાદોષ ન જોઉં. કાયદાની સામે થનાર ગાંધીજીનો આ અભિપ્રાય થયો. પણ ગુનાની વ્યાખ્યા કરનાર અને ગુના માટે સજા ઠરાવી આપનાર પીનલ કોડના લેખકોએ પણ એ જ જાતનો પોતાનો સ્પષ્ટ અભિપ્રાય જણાવ્યો છે. આ દેશની સ્ત્રીઓની અસહાય સ્થિતિ: આવી બાબતમાં કાયદાનું રક્ષણ લેવા વિશેની પ્રજાની અરુચિ; જાહેરાતની બીક, ઇત્યાદિ અનેક કારણોને લીધે સ્ત્રીજાતિ અહીં એટલી તો જોખમમાં છે કે આત્મરક્ષણને અર્થે અત્યાચારી માણસને મારી નાખવા વિશેની

છૂટ બીજા દેશોમાં છે તે કરતાં આ દેશમાં અમે વધારે રાખવાનું ઉચિત માન્યું છે એમ તેમણે નોંધી રાખ્યું છે.

સ્ત્રીઓને આત્મરક્ષણ કરવાની હિંમત આપણે જરૂર આપીએ, જરૂર જણાય તો આત્મરક્ષણની કળા પણ શીખવીએ પણ સાથે સાથે પુરુષોએ પોતાની માણસાઈ અને સંસ્કારિતાનો સામાજિક આદર્શ પણ સુધારવો જોઈએ. તો જ આ સંકટ દૂર થશે.

એકબે નાજુક સામાજિક પ્રશ્નો અધિકારયુક્ત વાણીથી છેડી કિશોરલાલભાઈએ ઘણાને વિચાર કરતા કર્યા છે. આવા હિતચિંતકનાં વચનો આસ્થા અને આદરપૂર્વક જ વાંચવાં જોઈએ.

ગુજરાતી લિપિનું નાગરીકરણ કરવામાં કિશોરલાલભાઈએ જે પહેલ કરી છે તે માટે તેમનું અને તેમના પ્રકાશકનું આ સ્થાને અભિનંદન કરવાની તક લઉં છું.

૧૯૩૭

# ગૃહદાહ

શરચ્ચંદ્ર બંગાળના કથાસમ્રાટ તરીકે સ્વીકારાયેલા છે. તેમની કૃતિઓમાં કળાને કદી પણ ગૌણ સ્થાન આપાયું નથી. તેમની 'ગૃહદાહ' નવલકથાનું હિંદી ભાષાન્તર વાંચીને ઘણો આનંદ અનુભવ્યો — આનંદ અનુભવ્યો એમ કહેવા કરતાં બે દિવસ મન તદ્દન અસ્વસ્થ રહ્યું એમ કહેવું વધારે સાચું થશે અને શરદબાબુની શક્તિનું એ વિશેષ દ્યોતક થશે.

આધુનિક સાહિત્યમાં કળાની દૃષ્ટિથી જે કહેવું હોય તે કહેવામાં પ્રમાણ જાળવીને સોંસરું કહેવાની રીત એ બહુ મહત્ત્વનો ગુણ છે. વધારે પડતાં વર્ણનો તથા અપ્રસ્તુત પ્રસંગો વગેરે તો કથામાં ન જ હોવાં જોઈએ પરંતુ લેખકે પોતાની કથા ક્યાં પૂરી કરવી એ પણ બરાબર સમજવું જોઈએ. જગતના પ્રારંભથી માંડીને બ્રહ્મદેવે પોતાની રચેલી સૃષ્ટિનો ખેલ છેવટે સંકેલી લીધો અને પછી પોતે ધ્યાનમાં નિમગ્ન થયા એ હકીકત સુધી વાર્તાને લઈ જઈ અન્તે આરતી ગાઈને પ્રસાદ વહેંચવા સુધી તેને પહોંચાડવાની પદ્ધતિ આજની કળાને ઇષ્ટ નથી. દરેક વ્યક્તિનું જીવન — ખાનગી તેમ જ સાર્વજનિક કે સામાજિક જેમ ક્યાંકથી શરૂ થઈ વચ્ચે જ ક્યાંક પૂરું થાય છે, તેવું જ વાર્તાનું કે નવલકથાનું પણ હોવું જોઈએ. મોટાં દોરડાંઓમાં અસંખ્ય તંતુઓ અથવા રેસાઓને વળ દઈને વણવામાં આવે છે; આગળથી વળ ખાતા આવેલા અને વણાતા આવેલા તંતુઓ સાથે આપણે પણ વળ ખાઈને ભળી જવું, થોડો વખત આપણે અને આપણા સહચારી તંતુઓ એ જ જાણે આખું દોરડું છે એવો અનુભવ કરવો, થોડા અંતર પછી જૂના સાથીતંતુઓને છોડી દેવા, આગળ ઉપર આપણા નવા સાથીદારોના સાથીદારો જ વધતા

સંસારસુધારાની એમની યોજનાઓ, લિબરલ પક્ષની રાજદ્વારી ભૂમિકા, ધર્મમાં પ્રોટેસ્ટંટદૃષ્ટિ, કળામાં વાસ્તવવાદ, જીવનમાં વ્યક્તિવાદ એ બધી વસ્તુઓ ઉપર આપણે ક્રમશ: વિશ્વાસ મૂકતા આવ્યા. કાયદા દ્વારા સંસારસુધારો, વિધિવિધાન પ્રમાણે માન્ય ગણાયેલી રાજકીય હિલચાલ, મજૂરદળની સહાનુભૂતિ, સરકાર સાથે સહકાર કરીને અને આણીને પ્રસંગે સરકારને મદદ કરીને એનો અવિશ્વાસ દૂર કરવાનો પ્રયત્ન એ બધું આપણે સ્વીકારી અજમાવી જોયું. અને હવે આર્થિક જીવનનું સર્વોપરીપણું, સમાજસત્તાવાદ અને આત્મા, ઈશ્વર, પરલોક, મોક્ષ વગેરે વસ્તુ વિશે અવિશ્વાસ અથવા બેદરકારી એનો જમાનો આવ્યો છે. અને વર્ગવિગ્રહને જીવનનો પાયો ગણવાની પ્રથા પણ લોકપ્રિય થતી જાય છે. આ બધી વસ્તુઓ વસ્તુત: સારી છે કે નરસી છે એ સવાલ અહીં નથી પણ યુરોપ-અમેરિકાના કેવળ પડઘો થવાનું આપણે હજુ છોડયું નથી એટલું જ અહીં નોંધી રાખવાનું છે.

આવા જમાનામાં આપણા પરંપરાગત રિવાજો અથવા એના આદર્શો શુદ્ધ છે, આખી દુનિયાએ સ્વીકારવા જેવા છે એવી આત્મવિશ્વાસી ભૂમિકા લઈ સ્વતંત્રતાથી કોઈ લખે તો પ્રથમ તો આશ્ચર્ય જ થાય, પણ એની સાથે આનંદ પણ થયા વગર રહે નહીં.

જીવનશુદ્ધિનો આ આદર્શ સ્વચ્છ અને નિર્દોષ છે. આમાં કાંઈ ફેરફારો આવશ્યક જણાય તો આ નિબંધમાળાની સામાન્ય ધરતી સ્વીકારીને પછી એના ઉપર સહેજસાજ જુદી ભાત પાડી હોય તો તે ઉત્તમ નીતિ થશે એમ જ દરેકને થશે.

'ન વાંચવા જેવાં સારાં પુસ્તકો'વાળા પ્રકરણમાં માનસશાસ્ત્રનો એક મહત્ત્વનો પ્રશ્ન કિશોરલાલભાઈએ છેડયો છે.

આપણા સમાજના દોષો જ્યારે તેઓ વર્ણવે છે ત્યારે તેમનામાં લોકો પ્રત્યે પ્રેમ અને અન્યાય પ્રત્યેની ચીડ બન્ને એકી સાથે દીપી ઊઠે છે. 'સ્ત્રીજાતિ પ્રત્યે અત્યાચાર'વાળું પ્રકરણ આપણે માટે એક ભારેમાં ભારે ચાબખો છે. એ ચાબખાનો પ્રસાદ એમણે મહાભારતના ભીષ્માચાર્યથી માંડીને બધાને જ ચખાડયો છે, પણ એમાં તેઓ અન્યાય કરે છે એમ કોણ કહી શકે? 'यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता:' એમ કહેનાર અને માનનાર આપણા સમાજે ન તો સ્ત્રીને શક્તિરૂપિણી બનાવી, ન એને અબલા કહ્યા છતાં પૂરતું રક્ષણ આપ્યું. એટલે જ ગાંધીજીએ અકળાઈને અનેક વાર કહ્યું છે કે પોતાનું શિયળ સાચવવા માટે આપણા દેશની કોઈ પણ સ્ત્રી અત્યાચારીને તમાચો ચોડે અથવા વાઘણ થઈ એને કરડી ખાય તોયે એમાં હું કિંચિત્ દોષ ન જોઉં. કાયદાની સામે થનાર ગાંધીજીનો આ અભિપ્રાય થયો. પણ ગુનાની વ્યાખ્યા કરનાર અને ગુના માટે સજા ઠરાવી આપનાર પીનલ કોડના યોજકો પણ એ જ જાતનો પોતાનો સ્પષ્ટ અભિપ્રાય જણાવ્યો છે. આ દેશની સ્ત્રીઓની અસહાય સ્થિતિ: આવી બાબતમાં કાયદાનું રક્ષણ લેવા વિશેની પ્રજાની અરુચિ, અદાલતની બીક, ઇત્યાદિ અનેક કારણોને લીધે સ્ત્રીજાતિ અહીં એટલી તો ભ્રમમાં છે કે આત્મરક્ષણને અર્થે અત્યાચારી માણસને મારી નાખવા વિશેની

છૂટ બીજા દેશોમાં છે તે કરતાં આ દેશમાં અમે વધારે રાખવાનું ઉચિત માન્યું છે એમ તેમણે નોંધી રાખ્યું છે.

સ્ત્રીઓને આત્મરક્ષણ કરવાની હિંમત આપણે જરૂર આપીએ, જરૂર જણાય તો આત્મરક્ષણની કળા પણ શીખવીએ પણ સાથે સાથે પુરુષોએ પોતાની માણસાઈ અને સંસ્કારિતાનો સામાજિક આદર્શ પણ સુધારવો જોઈએ. તો જ આ સંકટ દૂર થશે.

એકબે નાજુક સામાજિક પ્રશ્નો અધિકારયુક્ત વાણીથી છેડી કિશોરલાલભાઈએ ઘણાને વિચાર કરતા કર્યા છે. આવા હિતચિંતકનાં વચનો આસ્થા અને આદરપૂર્વક જ વાંચવાં જોઈએ.

ગુજરાતી લિપિનું નાગરીકરણ કરવામાં કિશોરલાલભાઈએ જે પહેલ કરી છે તે માટે તેમનું અને તેમના પ્રકાશકનું આ સ્થાને અભિનંદન કરવાની તક લઉં છું.

૧૯૩૭

## ગૃહદાહ

શરચ્ચંદ્ર બંગાળના કથાસમ્રાટ તરીકે સ્વીકારાયેલા છે. તેમની કૃતિઓમાં કળાને કદી પણ ગૌણ સ્થાન આપાયું નથી. તેમની 'ગૃહદાહ' નવલકથાનું હિંદી ભાષાન્તર વાંચીને ઘણો આનંદ અનુભવ્યો—આનંદ અનુભવ્યો એમ કહેવા કરતાં બે દિવસ મન તદ્દન અસ્વસ્થ રહ્યું એમ કહેવું વધારે સાચું થશે અને શરદબાબુની શક્તિનું એ વિશેષ દ્યોતક થશે.

આધુનિક સાહિત્યમાં કળાની દૃષ્ટિથી જે કહેવું હોય તે કહેવામાં પ્રમાણ જાળવીને સોંસરું કહેવાની રીત એ બહુ મહત્ત્વનો ગુણ છે. વધારે પડતાં વર્ણનો તથા અપ્રસ્તુત પ્રસંગો વગેરે તો કથામાં ન જ હોવાં જોઈએ પરંતુ લેખકે પોતાની કથા ક્યાં પૂરી કરવી એ પણ બરાબર સમજવું જોઈએ. જગતના પ્રારંભથી માંડીને બ્રહ્મદેવે પોતાની રચેલી સૃષ્ટિનો ખેલ છેવટે સંકેલી લીધો અને પછી પોતે ધ્યાનમાં નિમગ્ન થયા એ હકીકત સુધી વાર્તાને લઈ જઈ અન્તે આરતી ગાઈને પ્રસાદ વહેંચવા સુધી તેને પહોંચાડવાની પદ્ધતિ આજની કળાને ઇષ્ટ નથી. દરેક વ્યક્તિનું જીવન—ખાનગી તેમ જ સાર્વજનિક કે સામાજિક જેમ ક્યાંકથી શરૂ થઈ વચ્ચે જ ક્યાંક પૂરું થાય છે, તેવું જ વાર્તાનું કે નવલકથાનું પણ હોવું જોઈએ. મોટાં દોરડાંઓમાં અસંખ્ય તંતુઓ અથવા રેસાઓને વળ દઈને વણવામાં આવે છે; આગળથી વળ ખાતા આવેલા અને વણાતા આવેલા તંતુઓ સાથે આપણે પણ વળ ખાઈને ભળી જવું, થોડો વખત આપણે અને આપણા સહચારી તંતુઓ એ જ જાણે આખું દોરડું છે એવો અનુભવ કરવો, થોડા અંતર પછી જૂના સાથીતંતુઓને છોડી દેવા, આગળ ઉપર આપણા નવા સાથીદારોના સાથીદારો જ વધતા

જાય, અને છેવટે આપણી લંબાઈ અને આપણા તંતુઓનો તાણો પૂરો થયો કે પોતે થોભી જઈ દોરડાંને આગળ વધવા દેવો, એવો આ સમાજરૂપી દોરડામાં વ્યક્તિનો જીવનક્રમ હોય છે; એમાં આદિ પણ અવ્યક્ત રહેવાનો અને અંત પણ અવ્યક્ત જ રહેવાનો.

કથાનકમાં ચારિત્ર્યથી શ્રેષ્ઠ હોય તે જ નાયક હોય એવો આગ્રહ પણ હવે રહ્યો નથી. 'ગૃહદાહ'માં કથાનાયક મહીમ નથી પણ સુરેશ છે. મહીમ ખરેખર ધીરોદાત્ત પુરુષ છે. તેને વૃથા બકબક જોઈતી નથી. દરેક પ્રસંગે એક જ ક્ષણમાં પરિસ્થિતિને ઓળખીને, પરિસ્થિતિમાં ગૂંચવાયેલી વ્યક્તિઓનું ઉદારવૃત્તિથી મૂલ્ય કરીને પોતે કેમ વર્તન કરવું એનો તે તત્કાળ નિર્ણય કરે છે. તેના નિર્ણયમાં હેમ્લેટ-શાઈ ભવતિનભવતિ નથી. નિર્ણય કર્યા પછી શાન્તપણે કાર્ય કરીને મોકળા થવું અને તે પછી તે વિશે કશી જ ગડભાંજ ન કરવી એ તેનો સ્વભાવ છે. આવો ધેરો, ઓછાબોલો, મીંઢો માણસ આસપાસના લોકોને હમેશ એક કોયડા જેવો જ જણાવાનો. આજકાલના ગાફેલ સમાજને આવા માણસોનું જીવન કેટલું ઉદાત્ત હોય છે એ સહેજમાં સમજાતું નથી.

મહીમનાં સુખદુઃખ पुटपाकप्रतीकाश (અંદરથી ધીખતી ભઠ્ઠીની જેમ) અંદર ને અંદર જ ધીખે છે. બહાર તે કદી દેખાતાં નથી. પ્રસ્તુત કથામાં મહીમનો આ સ્વભાવ બરાબર સૂચિત થયો છે પરંતુ તે સ્વભાવમાં રહેલી ઉત્તુંગતા લેખકે કોઈ ઠેકાણે બરાબર બતાવી નથી.

મહીમ પાસેથી મૃણાલને આવી ભારે કેળવણી ક્યારે ને કેમ મળી, આ ઓછા-બોલો પુરુષ સઘળું જીવનરહસ્ય તેને (મૃણાલને) કેમ શીખવી શક્યો એ આ પુસ્તક-માં ક્યાંય વ્યક્ત કર્યું નથી. છેક છેવટે, લગભગ છેવટના વાક્યમાં મૃણાલ કહે છે કે બધું અમે તારી પાસેથી જ શીખ્યા છીએ. લેખકે આપણને આટલું જાણવા દીધું એ પણ તેનો ઉપકાર જ સમજવો જોઈએ.

ખરું જોતાં મહીમનું ચારિત્ર્ય જેટલું ભવ્ય છે તેટલું તેનું ચારિત્ર્યચિત્રણ આ કથામાં ભવ્ય થયું નથી એમ જ આખરે કહેવું પડે છે. કળાધરે ઘણી વાતો સ્પષ્ટ ન જણાવતાં કેવળ સૂચન કરીને છોડી દેવાની હોય છે એ સાચું; એ સૂચન જેટલું મોઘમ અને નાજુક તેટલી કળા ઉચ્ચ પ્રકારની એ પણ ખરું છે. પરંતુ જ્યાં જે અસર થવી જોઈએ, નિપજાવવી જોઈએ, જે છાપ જેટલી પાડવી જોઈએ તેટલી ન પાડવી એ કળાની ક્ષતિ જ ગણાવી જોઈએ.

ઓછાબોલાપણાની માત્રાનું અધિક પ્રમાણ એ આદર્શજીવનમાં ક્ષતિરૂપ જ હોય છે. કળાકાર પણ જો કળાવ્યક્તિમાં ઊણપ રાખે તો તે કળાની દૃષ્ટિથી અક્ષમ્ય ક્ષતિ જ નીવડે છે. એવું જ કંઈક અહીં બન્યું છે.

નવલકથામાં જો કોઈ અત્યંત આવશ્યક ગુણ જરૂરનો હોય તો તે એ છે કે કથાનકમાંનાં સર્વ પાત્રો વિચિત્ર હોય તોપણ માનસશાસ્ત્રની દૃષ્ટિથી શક્ય કોટિનાં હોવાં જોઈએ. નવલકથા આખરે અનૈતિહાસિક હોય છે એ ખરું, કાલ્પનિક હોય

છે એ પણ સાચું; અને તેથી તેમાં ઐતિહાસિક સત્યની અપેક્ષા રાખવી એ ભૂલ છે; પરંતુ માનસશાસ્ત્રની દૃષ્ટિથી તો તેમાં યત્કિંચિત્ પણ અસત્ય ન હોવું જોઈએ. આ સાઈકોલૉજિકલ ટ્રૂથ ગૃહદાહમાં બધે પૂર્ણ પ્રમાણમાં ભરેલું છે. સુરેશનો વિચિત્ર સ્વભાવ જોઈ આપણને ગમે તેટલી ચીડ ચડે તોપણ એવો માણસ દુનિયામાં હોય જ નહીં એવું આપણને કોઈ ઠેકાણે લાગતું નથી. કોઈ પણ પ્રસંગે સુરેશના જેવું વર્તન આપણે ન કરીએ, તેની માફક વર્તવાની વૃત્તિ પણ આપણા મનમાં ન ઊઠે એમ કેટલા લોક કહી શકશે? આખરે તેના જેવું જ વર્તન કરનાર લોકો થોડા જ મળી આવે છે એ વાત જુદી.

છેક પહેલેથી તે છેવટ સુધી અચલાના વર્તન સંબંધે તેણે અવાસ્તવિક પૂર્વગ્રહ બાંધી લીધેલો છે. અને તેથી જ છેવટ સુધી તેનું વર્તન તે ગ્રહને અનુસરીને જ રહ્યું છે. પરંતુ તેણે તારવેલાં અનુમાનોને તેની રીતે વિચાર કરતાં જરા પણ અવકાશ નથી એમ કહેવું પણ મુશ્કેલ છે.

મૃણાલ સાથે પુનર્વિવાહ કરવાને અચલા જ્યારે તેને સૂચવે છે ત્યારે એ વાત કોઈ પણ રીતે બની શકે એવી નથી એ તે તરત સમજી જાય છે અને તેમ કહે છે પણ ખરો. તેનું તે વખતનું પૃથક્કરણ એક રીતે પોતાને વિશે ટીકા જ છે એવું અચલાને લાગે છે. સુરેશનો એવી ટીકા કરવાનો હેતુ નહોતો, તોપણ તેની વાતમાંથી અચલાએ એવો અર્થ કાઢ્યો, તેને ગુસ્સો ચડ્યો, તે ચિડાઈ; પરંતુ અહીં જ લેખકે અચલાના ચારિત્ર્યમાંનો સર્વવ્યાપી દોષ અથવા દુર્બળતા સૂચવી છે. સુરેશ અચલાની સાથે જેમ વર્ત્યો તેમ મૃણાલ સાથે કદી, ત્રિકાળમાં પણ વર્તન ન કરત એટલું આપણે સ્વીકારીએ તો આ આખી ટ્રૅજેડીમાં અચલાની જવાબદારી કેટલી છે તે આપોઆપ સમજાય છે.

સાચું જોતાં અચલાની પાસે જીવનનો કોઈ પણ અસંદિગ્ધ આદર્શ નથી. તેનામાં સંસ્કારિતા ભરપૂર છે. પણ પાણી આપવાથી લોખંડનું જેમ પોલાદ બને છે તેવું પાણી તેના ચારિત્ર્યને કોઈએ આપ્યું નથી. સત્શીલ પરંતુ પામર ચારિત્ર્યના તેના પિતા તરફથી આ દોષ તેને વારસામાં મળેલો છે, અને કેટલેક અંશે બ્રહ્મસમાજ જેવા પ્રાકૃત પ્રકારના ઉજળિયાત ધાર્મિક આદર્શમાં તે રહેલો છે. આ વાત લેખકે ધીરે રહીને અનેક ઠેકાણે બતાવેલી છે.

મૃણાલ અને અચલા એ બે સંસ્કૃતિના ભિન્ન ભિન્ન પરિપાક છે. મૃણાલ ગામડિયણ છે. તેને શહેરની 'સંસ્કારિતા' મળી નથી. તેનો વિનોદ કદાચ શિષ્ટમાન્ય નહીં પણ હોય. પરંતુ અંદરથી તે નક્કર સો ટચનું સોનું છે. આર્યમહિલાનો આદર્શ તેણે આંખ મીંચીને સ્વીકારેલો નથી. પોતાનો ધણી ઘરડો છે, ઉંમરના પ્રમાણમાં પોતાને તે લાયક નથી એ તે બરાબર સમજે છે. પોતાના ધણીની આગળ એ હકીકત બોલી બતાવવામાં તેને કશો જ સંકોચ લાગતો નથી. આંધળા ધણીની સ્ત્રી થતાં જ આંખે પાટા બાંધી બેસનારી તે કોઈ ગાંધારી નથી. પોતાના પતિના વિષયમાં કે સાસુની બાબતમાં વાત કરતાં તેનામાં આદર્શ ઉપાસનાનું આંધળાપણું

કોઈ ઠેકાણે દેખાતું નથી. પરંતુ તેથી તેની નિષ્ઠામાં જરા પણ કમીપણું આવતું નથી. હિન્દુ સંસ્કૃતિની સાચી શિક્ષાનો પરિપાક કેવો હોઈ શકે તે અહીં બરાબર જણાય છે.

હિંદુ ધર્મની — સાચું કહેતાં હિંદુ રહેણીકરણીની — નીતિમત્તા શેમાં છે, આદર્શ હિન્દુનું ચારિત્ર્યતેજ શેમાં છે એ નક્કી કરવાને માટે વેદાન્ત સુધી દોડવાની જરૂર નથી. એ નીતિમત્તા જીવનની સાદાઈમાં, તેમાં રહેલાં કષ્ટસહનમાં અને પરિસ્થિતિ અનુસાર આવી પડેલો આદર્શ — સ્વધર્મ મનમાં કોઈ પણ જાતની ચોરી ન રાખતાં સ્વીકારવામાં છે. નાનપણમાં માબાપે દીકરીને એક ઠેકાણે આપવાનું નક્કી કરેલું. દીકરીને તેની ખબર હતી પણ આખરે તે બની ન શક્યું. તેને બીજે ઠેકાણે આપવી પડી. આટલા કારણથી દીકરીના મનમાં અસંખ્ય કૉમ્પ્લેક્સ ઊભા થતા નથી. જેની સાથે એક વાર પાલવની ગાંઠ બાંધી, જેની સાથે રહીને માથા પર અક્ષત નંખાયા તે જ આપણો પતિ એટલી એક જ ગાંઠ સાચી એટલું મૃણાલે તદ્દન સ્વાભાવિકપણે સ્વીકાર્યું. તેના મનમાં અચલાની માફક પાંચ-પચાસ બાબતો નથી. ગાંઠ એક; નિષ્ઠા એક; જીવન કષ્ટવાળું; પોતાનાં સુખદુ:ખનો વિચાર ન કરતાં બીજાનાં દુ:ખ કેમ ઓછાં થઈ શકે, બીજાનું સુખ કેમ વધારી શકાય એનો જ રાતદિવસ વિચાર કરવો; અને એવા જીવનમાંથી ખાસ પ્રયત્ન કર્યા વિના અમૃતના જે અખંડ ઘૂંટડા મળે તે પીતાં રહીને અખંડ — એક — રસથી પરિપુષ્ટ થવું એ મૃણાલના જીવનની વિશેષતા છે. કોઈ પણ નવી પરિસ્થિતિ સાથે ગોઠવાઈ જવામાં તેને કંઈ અગવડ પડતી જ નથી. અને એ જ કારણે તેના ચારિત્ર્યનું નિર્મળપણું અને ખામોશી સ્પષ્ટ હોવા છતાં ઉઠાવદાર દેખાતાં નથી. અને તેથી જ કોઈ તેને વિક્ટોરિયા ક્રૉસ પણ આપવા તૈયાર થવાનું નથી. વિક્ટોરિયા ક્રૉસ અંધકારમાં ઊઠતા વીજળીના ઝબકારને માટે મળે છે. પામરતાની ભૂમિકા પર ખીલી ઊઠનાર આર્યત્વને તે મળે છે. જ્યાં આખું સામાજિક અંગ જ આર્યત્વથી ભરેલું હોય ત્યાં વિક્ટોરિયા ક્રૉસ ભેટ કરવાની હિંમત કોનાથી થાય?

અચલાના બંધારણમાં આજના યુગમાં સર્વસામાન્ય થઈ પડેલો અહંપ્રેમ ભરેલો છે. અહંપ્રેમનો દોષ અહંકારથી જુદો છે; સૂક્ષ્મ છે અને તે જ કારણે મહાભયાનક પણ છે. જ્યાં અહંપ્રેમ છે ત્યાં કર્તવ્યનિશ્ચય કદી થઈ શકતો નથી. એ થોડા સરખા વિચારથી સમજાય એવું સત્ય છે.

શરદબાબુએ બ્રાહ્મસમાજનો આદર્શ અતિશય પ્રાકૃત પ્રકારનો છે એ અહીં સંકેતમાં સૂચવ્યું છે. બ્રાહ્મસમાજમાં બોલતાં એક વાર ગાંધીજીએ કહ્યું હતું કે બ્રાહ્મસમાજ સુશિક્ષિત મધ્યમવર્ગનો ધર્મ છે. આ વચનમાં એ ધર્મની ખૂબી અને ખામી બન્ને વ્યક્ત થઈ જાય છે. બ્રાહ્મો લોકોએ સનાતની જીવનનો અવરોધ જોઈ તેનાથી અકળાઈને તે અટકાવવાનો સ્થૂળ પ્રયત્ન કર્યો અને તેની સાથે જીવનમાંનો આરોહ પણ કાઢી નાખ્યો. અને તે જ કારણે બ્રાહ્મજીવનસંગીત તંબૂરાની માફક એક શ્રુતિમાં જ વહેતું રહી ઉપયોગી પણ નીરસ બની ગયું.

સનાતન હિન્દુ ધર્મની બાધાઈ અને નિર્જીવપણું રામબાબુમાં સારી રીતે વ્યક્ત કરેલાં છે. બાહ્ય નિયમોનું પાલન એટલે ધર્મ અને તેને ઉત્તરોત્તર કડક કરતા રહેવું એ જ પ્રગતિ એવું એ ડોસાને પ્રામાણિકપણે લાગે છે. એના ગુરુદેવ પાસેથી એને એવી જ કેળવણી મળી છે. હૃદયધર્મના વિજયથી કર્મકાંડધર્મ થોડોક શિથિલ થાય તો તે શિથિલપણું મધુર કરી લેવા જેટલી માણસાઈ અથવા જીવંતપણું તેનામાં છે ખરું. જીવનની એ સુવાસ છે; પરંતુ એ માણસાઈ વીરતાની ભૂમિકાએ પહોંચતી નથી, એ પણ બરાબર દેખાઈ આવે છે. અચલાએ રામબાબુના આચારધર્મનો ઘાત કર્યો પણ મહીમના તો સમસ્ત જીવનનો જ ઘાત કર્યો હતો. સુરેશના મૃત્યુ વખતે એ ત્રણે એકત્ર થયેલાં હતાં ત્યારે મહીમે અલૌકિક ઉદારતા તદ્દન સ્વાભાવિકપણે બતાવી છે. તેથી ઊલટું રામબાબુ એક ક્ષણમાં પામરતામાં ડૂબી ગયા છે. ભળતા જ માણસના હાથથી ખાવાનું પાપ કદાચ ગંગાસ્નાનથી ધોઈ શકાય, પરંતુ ગંગામાં ડૂબકી મારવાથી પામરતામાંથી કાંઈ નીકળી શકાતું નથી.

યુરોપના પ્રૉટેસ્ટંટ લોકો, અમેરિકાના ક્વેકર લોકો અને આપણે ત્યાંના જૈન લોકો ધર્મપાલન અને લક્ષ્મીપાલન એકીવખતે કરી શકે છે. ગૃહદાહમાંના કેદાર-બાબુ એ જ જાતના છે. ધર્મજીવન એ વીરજીવન છે એ વાત તે બિચારાના ખ્યાલમાં પણ નહીં હોય. મંગળમય બ્રહ્મના લાડકા ઉપાસકોને સુખસમૃદ્ધિમાં આળો-ટતા રહેવામાં શો વાંધો હોઈ શકે!

વાર્તાકારે સુરેશને સનાતન ધર્મનું અભિમાન રાખનાર, બ્રાહ્મદ્વેષ્ટા, પરંતુ ઈશ્વર વિશે નાસ્તિક બતાવેલો છે. એમ કરવામાં તેણે ભારે કલાવિધાન સિદ્ધ કર્યું છે. આજકાલનો ધર્મ ઈશ્વરનિષ્ઠા કે આદર્શનિષ્ઠામાં નથી પણ કેવળ રૂઢિનિષ્ઠા અને જમાતનિષ્ઠામાં (Loyalty to one's own clan) જ સમાઈ જાય છે. આજની આપણા દેશમાંની જુદી જુદી જાતિઓની સભાઓ અને પરિષદો જુઓ. તેમના આગેવાનોનાં અને પ્રચારકોનાં ભાષણો સાંભળો; ધણી જેમ પોતાના ઘરમાંની સ્ત્રીને સંભાળે છે તેમ એ બધાં પોતાના ધર્મને સંભાળે છે. કેમ કે એ તેમની ઈજ્જતનો વિષય છે. પરંતુ સ્ત્રીને માટે પગલે પગલે ખંજર ઉગામનારો પતિ તેની સાથે વફાદારીથી જ વર્તશે અને તેનો આદર કરશે જ એવું અનુમાન કાઢવું બરાબર નથી.

સુરેશને મન હિન્દુ ધર્મ એટલે હિન્દુ લોકોની ટોળી; તેમના રીતરિવાજ ઉત્તમ, તેમના પક્ષમાં જ રહેવું અને બોલવું એ જ ધર્મ અને પોતાની ટોળીથી જુદા પડે તે દુષ્ટ.

અહીં કરેલી ધાર્મિક આદર્શોની તુલના સાંભળીને કથાલેખક કદાચ એકદમ કહેશે કે તમને ઠીક લાગે તે અનુમાનો તમે કાઢો. મારે તેની સાથે કશી લેવાદેવા નથી. હું એ વિશેની કશી જવાબદારી લેતો નથી. આનાથી તદ્દન ઊલટાં અનુમાનો કોઈ કાઢે તોપણ મારે વાંધો નથી. મારે જે વાર્તા કહેવી હતી તે મેં કહી છે. કેટલાક વિચારો અને કેટલીક કલ્પનાઓ ઘણા દિવસથી મનમાં ચળ કરતી હતી

તેમને વ્યવસ્થિત રૂપ આપી તેમને આકાર આપ્યો એટલે મારું કામ પૂરું થયું. માતૃહૃદયની કાલવણીમાંથી આખું જીવન, બધો સ્નેહરસ એકઠો થયો, માતાએ બાળકને જન્મ આપ્યો, તે પછીનો બાળકનો જીવનક્રમ સ્વતંત્ર છે.

આટલા જ કારણે કલાકારને વિધાતા કહ્યા છે.

તા. ક. એક મુદ્દો રહી ગયો છે. અચલાનો પ્રેમ કોના પર હતો? તેણે પોતાની સર્વ વફાદારી મહીમને જ અર્પણ કરવાનું નક્કી કર્યું હતું, કેમ કે તેના મનમાં મહીમને વિશે અત્યંત આદર અને અખંડ ભક્તિ હતાં. આને પ્રેમ કહી શકાય? આ કોઈ ગુરુશિષ્યાના જેવો સંબંધ નહોતો? તેણે પોતાની વીંટી મહીમની આંગળીમાં પહેરાવી પણ તેની સાથે તે અનન્ય નિષ્ઠા અર્પણ કરી શકી હતી ખરી? તેણે કહ્યું કે તારા ઘાતકી મિત્રથી મારો બચાવ કર. તેણે એમ પણ કહેવું જોઈતું હતું કે મારામાં રહેલી નિષ્ઠાની ઊણપમાંથી પણ મને ઉગાર. સુખ, સમૃદ્ધિ અને વૈભવ એ બધાથી જીવન કમજોર થવાનું નથી, ચારિત્ર્યતેજ ઝાંખું પડવાનું નથી એવી કોઈએ બાંયધરી આપવી નહીં. મહીમ પર પ્રેમ કરતાં તેની ગરીબાઈ અચલાને કાવ્યમય લાગી.. પરંતુ પ્રત્યક્ષ જીવનમાં તે ગરીબાઈ સાક્ષાત્ સામી આવીને ઊભી રહી ત્યારે તેની નિષ્ઠા ઢીલી પડી. તેના જેવીએ જોઈએ તો મહીમને ગુરુ બનાવવો, જોઈએ તો તેને રાખડી બાંધવી પરંતુ તેની આંગળી પર પોતાની વીંટી ન પહેરાવવી.

સુરેશ ઈશ્વરને માનતો નહોતો એ સાચું પણ તે આત્માવાન હતો, અને તે અચલાના આત્માને શોધતો હતો. જ્યાં સુધી અચલા તેની થઈ નહોતી ત્યાં સુધી તેને લાગતું હતું કે શરીર મારફતે આત્માને ખેંચી શકાય છે. પોતાનું બધું હોડમાં મૂક્યા પછી આખરે તેને ખબર પડી કે આમ શરીરને પાસે ખેંચતાં આત્મા દૂર દૂર જતો રહ્યો ને આખરે એ સર્વ શરીરસંબંધ તેને અસહ્ય ભાર જેવો લાગવા માંડ્યો. મનુષ્યપ્રાણીએ આવા અનેક પ્રકારના ભાર વહેવાનો અનુભવ કર્યા પછી જ તેને ધર્મ નામની અમૃતવલ્લીનો પત્તો લાગ્યો છે.

૧૯૩૪

# દૃષ્ટિ અને બોધ

[ભગવાન મહાવીરની ધર્મકથાઓ*ની પ્રસ્તાવના]

૧

શ્રી પૂંજાભાઈએ જૈનસાહિત્યપ્રકાશન માટે વિદ્યાપીઠને જે સખાવત આપી છે તેની યોજનાને અનુસરીને જૈન આગમોનો ગુજરાતી અનુવાદ પ્રસિદ્ધ કરવાનું પ્રકાશનસમિતિએ નક્કી કર્યું. તે પ્રમાણે આગમનું પ્રથમ પુસ્તક પ્રસિદ્ધ કરતાં

* અનુવાદક: પંડિત બેચરદાસ દોશી

આનંદ થાય છે. ભગવતીસૂત્રના અનુવાદમાં મૂળ અને ટીકા બંનેના અનુવાદથી શરૂઆત કરી હતી. આગળ જતાં ટીકાનો અનુવાદ છોડી દેવો એ જ યોગ્ય લાગ્યું હતું. એ જૂના અનુભવને લીધે થોડું આગળ વધીને આ અનુવાદમાં મૂળનો પણ કંઈક સંક્ષેપ કરવો એમ નક્કી કર્યું છે. કેમ કે મૂળમાં બોધગ્રંથ જેટલો વિસ્તાર ભલે ન હોય તોય કેટલાંક વર્ણનો તો ફરી ફરીને એ જ આવે છે. અનુવાદનો ઉદ્દેશ મૂળ ગ્રંથ આગળ રાખી તે શીખવામાં વિદ્યાર્થીઓને મદદ થાય એવો નથી પણ સામાન્ય વાચકોને જૈન આગમમાં આવેલી વસ્તુ પ્રામાણિક અનુવાદ દ્વારા જ સીધી રીતે મળી શકે એવો છે તેથી આ અનુવાદ સ્વતંત્ર રીતે પ્રસિદ્ધ કર્યો છે. પોતે કરેલો ગીતાનો અનુવાદ પણ મૂળ વગર સ્વતંત્ર રીતે પ્રસિદ્ધ કરવાનો આગ્રહ ગાંધીજીએ એ જ કારણે રાખ્યો છે. અનાસક્તિયોગનો સ્વતંત્ર ઉપયોગ થાય; પારાયણ પણ સ્વતંત્ર થાય એવી એમની ઇચ્છા છે.

ધર્મતત્ત્વનું ગ્રહણ કરવાની દરેક જમાનાની ઢબ કંઈક જુદી હોય છે. થોડા દિવસ પહેલાં મૂળ જેવું હોય એવો જ એનો અનુવાદ અભ્યાસકોના અધ્યયન માટે તૈયાર કરવાનો રિવાજ હતો. આજે જ્યારે જનસમાજમાં આચરણની દૃષ્ટિએ ધર્મજિજ્ઞાસા વધી છે ત્યારે લોકો દરેક ગ્રંથમાં આવેલી મતલબની વાતો પ્રામાણિક રીતે પોતાની આગળ રજૂ થાય એમ ઇચ્છે છે. જમાનાનું એ લક્ષણ ધ્યાનમાં લઈ આ અનુવાદમાળા ગોઠવી છે. લોકોને જરૂરનું જણાય એવું કશું આ અનુવાદમાંથી બાતલ રાખ્યું નથી. આવા ગ્રંથોને લીધે જૈન આગમોનું મૌલિક અધ્યયન વધે અને આખા સમાજમાં ધર્મચર્ચા અને ધર્મજાગૃતિને ચાલન મળે એવી અપેક્ષા રાખેલી છે. અને એટલા જ ખાતર જેમણે આખો જમાનો જૈન ધર્મશાસ્ત્રોના અધ્યયન પાછળ ગાળ્યો છે એવા પંડિત બેચરદાસની આ અનુવાદ માટે યોજના કરી છે. મૂળ શાસ્ત્રો પ્રત્યે અનન્ય શ્રદ્ધા અને સાંપ્રદાયિક સંકુચિતતાનો અભાવ આ બે ગુણોને લીધે તેમનું કામ હંમેશ વિચારણીય ગણાયું છે.

આ પ્રથમ પુસ્તકમાં ભગવાન મહાવીરની ઓગણીસ ધર્મકથાઓ આવેલી છે. દરેક ધર્મના સંસ્થાપકો અથવા પ્રચારકોને જનસમુદાયના કલ્યાણને અર્થે જ બોધ કરવાની પ્રેરણા થયેલી હોવાથી એમને આવો બોધ ધર્મકથા દ્વારા આપવાની શૈલી પ્રિય થઈ પડી છે. વેદ, કુરાન, બાઈબલ અથવા ત્રિપિટક ગમે તે ગ્રંથમાં આપણે જોઈએ તોય સુભાષિતો, સંવાદો અને ધર્મકથાઓનું જ પ્રાધાન્ય આપણે જોઈએ છીએ. પ્રસ્તુત ધર્મકથાઓમાંની પહેલીને અંતે આર્ય સુધર્માએ કહ્યું છે કે "શ્રમણભગવાન મહાવીરે આ કથા દ્વારા શિષ્યને સમજાવવાની પદ્ધતિ આપણને બતાવી છે." બીજે ઠેકાણે આર્ય સુધર્મા કહે છે, "શ્રમણભગવાન મહાવીરે આ અધ્યયનમાં આત્માની ઉન્નતિ થવાનાં અને અધોગતિ થવાનાં કારણો ઉદાહરણ સાથે બતાવ્યાં છે." વળી એક ઠેકાણે કહે છે, "શ્રમણભગવાન મહાવીરે સ્ત્રીજીવનનો પરાકાષ્ઠાએ પહોંચેલ વિકાસ આ અધ્યયનમાં વર્ણવેલો છે." બારમા અધ્યયનને અંતે આર્ય સુધર્મા કહે છે, "ભગવાને પોતાનું મંતવ્ય બીજાને બરાબર સમજાવવાની પદ્ધતિ

તેમને વ્યવસ્થિત રૂપ આપી તેમને આકાર આપ્યો એટલે મારું કામ પૂરું થયું. માતૃહૃદયની કાલવણીમાંથી આખું જીવન, બધો સ્નેહરસ એકઠો થયો, માતાએ બાળકને જન્મ આપ્યો, તે પછીનો બાળકનો જીવનક્રમ સ્વતંત્ર છે.

આટલા જ કારણે કલાકારને વિધાતા કહ્યા છે.

તા. ક. એક મુદ્દો રહી ગયો છે. અચલાનો પ્રેમ કોના પર હતો? તેણે પોતાની સર્વ વફાદારી મહીમને જ અર્પણ કરવાનું નક્કી કર્યું હતું, કેમ કે તેના મનમાં મહીમને વિશે અત્યંત આદર અને અખંડ ભક્તિ હતાં. આને પ્રેમ કહી શકાય? આ કોઈ ગુરુશિષ્યાના જેવો સંબંધ નહોતો? તેણે પોતાની વીંટી મહીમની આંગળીમાં પહેરાવી પણ તેની સાથે તે અનન્ય નિષ્ઠા અર્પણ કરી શકી હતી ખરી? તેણે કહ્યું કે તારા ઘાતકી મિત્રથી મારો બચાવ કર. તેણે એમ પણ કહેવું જોઈતું હતું કે મારામાં રહેલી નિષ્ઠાની ઊણપમાંથી પણ મને ઉગાર. સુખ, સમૃદ્ધિ અને વૈભવ એ બધાથી જીવન કમજોર થવાનું નથી, ચારિત્ર્યતેજ ઝાંખું પડવાનું નથી એવી કોઈએ બાંયધરી આપવી નહીં. મહીમ પર પ્રેમ કરતાં તેની ગરીબાઈ અચલાને કાવ્યમય લાગી.. પરંતુ પ્રત્યક્ષ જીવનમાં તે ગરીબાઈ સાક્ષાત્ સામી આવીને ઊભી રહી ત્યારે તેની નિષ્ઠા ઢીલી પડી. તેના જેવીએ જોઈએ તો મહીમને ગુરુ બનાવવો, જોઈએ તો તેને રાખડી બાંધવી પરંતુ તેની આંગળી પર પોતાની વીંટી ન પહેરાવવી.

સુરેશ ઈશ્વરને માનતો નહોતો એ સાચું પણ તે આત્માવાન હતો, અને તે અચલાના આત્માને શોધતો હતો. જ્યાં સુધી અચલા તેની થઈ નહોતી ત્યાં સુધી તેને લાગતું હતું કે શરીર મારફતે આત્માને ખેંચી શકાય છે. પોતાનું બધું હોડમાં મૂક્યા પછી આખરે તેને ખબર પડી કે આમ શરીરને પાસે ખેંચતાં આત્મા દૂર દૂર જતો રહ્યો ને આખરે એ સર્વ શરીરસંબંધ તેને અસહ્ય ભાર જેવો લાગવા માંડયો. મનુષ્યપ્રાણીએ આવા અનેક પ્રકારના ભાર વહેવાનો અનુભવ કર્યા પછી જ તેને ધર્મ નામની અમૃતવલ્લીનો પત્તો લાગ્યો છે.

૧૯૩૪

## દૃષ્ટિ અને બોધ

[ભગવાન મહાવીરની ધર્મકથાઓ*ની પ્રસ્તાવના]

૧

શ્રી પૂંજાભાઈએ જૈનસાહિત્યપ્રકાશન માટે વિદ્યાપીઠને જે સખાવત આપી છે તેની યોજનાને અનુસરીને જૈન આગમોનો ગુજરાતી અનુવાદ પ્રસિદ્ધ કરવાનું પ્રકાશનસમિતિએ નક્કી કર્યું. તે પ્રમાણે આગમનું પ્રથમ પુસ્તક પ્રસિદ્ધ કરતાં

* અનુવાદક: પંડિત બેચરદાસ દોશી

અને મૂંઝાયેલાં જનસમાજને અહિંસામૂલક વિશ્વકુટુંબવાદ સ્થાપિત કરવામાં મદદગાર થશે એવી શ્રદ્ધા છે.

આ કથાઓ દેખાવે ભલે સાદી હોય પણ એમની અસર એમની સાદી, સીધી અને સચોટ શૈલી ઉપર જ કેવળ નથી પણ વિશ્વહિતના સર્વમંગળકારી સંકલ્પથી કરેલી ઉગ્રમાં ઉગ્ર તપશ્ચર્યાનું બળ આ કથાઓ પાછળ છે. આ સાહિત્યસેવી કલાકારોનું લલિત લખાણ નથી પણ જીવનરહસ્યના પારગામી એવા મહાવીરે આખી મનુષ્યજાતિ માટે આપેલા ધર્માનુભવનો નિચોડ એમની પાછળ છે. પ્રાકૃતબુદ્ધિ, અભણ અને ભોળા લોકોને માટે પણ પૂરતો બોધ મળે એ હેતુથી ભોળી શૈલીમાં આ કથાઓ લખી છે એ જ એમની મહત્તા છે. વાચકો શ્રદ્ધાભક્તિથી અને નમ્ર અંતઃકરણથી શિષ્યભાવે એમનું સેવન કરશે.

૨

'મહાવીર સ્વામીનું જીવનચરિત્ર ગમે તેટલું વિશુદ્ધ, ઉદાત્ત અને ઉગ્ર તપવાળું હોય તોયે તેમાં કવિઓને અને કળારસિકોને રસ પડે એવા Romantic અંશો નથી' એમ કેટલાકનું કહેવું છે. અને તેથી 'ગૌતમ બુદ્ધ, શંકરાચાર્ય અથવા ઈશુ ખ્રિસ્તના જીવનપ્રસંગો લખતાં લેખકોને જેવો રસ છૂટે છે તેવો રસ મહાવીરનું જીવન લખતાં છૂટતો નથી' એવા ઉદ્ગારો કોક વાર સાહિત્યસેવીઓ પાસેથી સાંભળીએ છીએ. અમેરિકાની શોધ કરનાર કોલંબસ, વીજળીની શોધ કરનાર ફૅરેડે, જીવનનું ઓસડ શોધનાર બુદ્ધ, તમામ વિકારો ઉપર વિજય મેળવવાનો રસ્તો શોધનાર ભગવાન મહાવીર, એ દરેકના જીવનમાં આપણને સરખો જ અદ્ભુત રસ મળવો જોઈએ. પણ બાહ્ય દુનિયામાં કરેલાં પરાક્રમો જેમ નજરે જોવાય છે અને શબ્દે વર્ણવાય છે તેમ આંતરિક દુનિયામાં કરેલાં પરાક્રમો જોવાતાં કે વર્ણવાતાં નથી. એટલા જ ખાતર માર સાથેના યુદ્ધ જેવાં અદ્ભુત રસનાં રૂપકો તૈયાર કરવાં પડે છે.

જીવનમાં વિવિધ વિજય પ્રાપ્ત કરવાની તક મળવી એ જેમ એક ભાગ્યનો વિષય છે તેમ માણસને સમર્થ ચરિત્રલેખક મળવો એ પણ એક ભાગ્યનો વિષય છે. જીવનમાં મહત્ત્વની ઘટનાઓ, જાતજાતનાં પરાક્રમો, વીતેલાં સંકટો અને સમાજ ઉપર પાડેલી અસરો એ જેટલો મહત્ત્વનો ભાગ ભજવે છે તેટલો જ મહત્ત્વનો ભાગ આર્ય પુરુષે કરેલા વિચારો, ચલાવેલી કલ્પનાઓ, આપેલા બોધો અને ગોઠવેલા સિદ્ધાંતો પણ ભજવે છે. જીવનચરિત્રમાં આ બધી જ વસ્તુઓ આવવી જોઈએ. ચરિત્રની આ બાજુ ખીલવીને લખવાની કળા જૂના વખતમાં એટલી ખેડેલી ન હતી એટલે જૂના લોકો સંવાદોના સ્વતંત્ર સંગ્રહ કરતા હતા. સંતો તો ગાથા અને ભજનોમાં જ બોલે એટલે એમની વાણી એ રીતે અમર રહેતી. સંવાદોમાં પ્રામાણિક ઐતિહાસિક વાતાવરણ જાળવવું જોઈએ અને બની શકે તો નાટ્યશૈલીનું અવલંબન કરી પ્રત્યક્ષ વાતાવરણ ઊભું કરવું જોઈએ. પણ જૂના જમાનામાં એવો આગ્રહ કેળવેલો નહીં હોવાથી સંવાદો પણ વચમાં વચમાં વાર્તાશૈલી ધારણ કરે છે અને વચમાં વચમાં તાર્કિક વિવેચનનું રૂપ લે છે.

આ અધ્યયનમાં વર્ણવી બતાવી છે." સમભાવ કેળવવાની શિક્ષા, આહાર કરવાનો ઉદ્દેશ, સંયમની કઠોરતા અને સંયમનું શુભ પરિણામ, અનાસક્તિનું માહાત્મ્ય ઈત્યાદિ જીવનસાધનાને મહત્ત્વના એવા અનેક વિષયો ઉપર ધર્મકથાઓ ગોઠવી શ્રદ્ધાથી સાંભળનારને ધર્માભિમુખ કરવાનો ભગવાનનો પરમ કારુણિક અને મંગળ પ્રયત્ન આ કથાઓમાં આપણે જોઈએ છીએ. આ કથાઓ શાસ્ત્રીય વિવાદ માટે લખાયેલી નથી પણ જીવના કલ્યાણ માટે લખાયેલી છે. જેને પોતાની ઉન્નતિની અલ્પમાત્ર પણ ઈચ્છા હોય એને આમાં રસ પડ્યા વિના રહેવાનો નથી.

પ્રાચીન ગ્રંથોમાં દેશ, કાલ તથા પરિસ્થિતિ વિશે, રિવાજોનું અને માન્યતાઓ વિશે પ્રસંગ પરત્વે જે ઉલ્લેખ આવે છે તેનું મહત્ત્વ ઐતિહાસિકોને અને સંશોધકોને અસાધારણ હોય છે. પ્રસંગ પરત્વે સહેજે કરેલા ઉલ્લેખો ખાસ લખાયેલા ઈતિહાસ કરતાં અનેક દૃષ્ટિએ વધારે પ્રામાણિક હોય છે. માત્ર એવા ઉલ્લેખોનું મૂલ્ય આંકવાની પદ્ધતિ હાથમાં આવવી જોઈએ.

એવા ઉલ્લેખોનું સ્પષ્ટીકરણ કરનાર ટિપ્પણીઓ આ ગ્રંથને અંતે આપેલી છે તેથી અભ્યાસકોને આ ગ્રંથ વિશેષ ઉપયોગી થયો છે. તે વખતની કેળવણી પ્રમાણે જે વસ્તુઓ લોકોને માટે સર્વવિશ્રુત હતી, જેમ કે વિદ્યાઓ, કળાઓ વગેરે, તે આજે સામાન્ય લોકો તો શું પણ પંડિતો પણ જાણતા નથી. એવી વસ્તુઓનું વિવરણ કરવું આજના જમાનામાં વિશેષ આવશ્યક છે. એમાં કેવળ કુતૂહલની તૃપ્તિ નથી પણ પ્રાચીન કાળની સંસ્કારિતાનો આદર્શ કેવો હતો એનો આખો ચિતાર એમાં મળી જાય છે.

વિજ્ઞાનનો આજે આપણે કંઈક વધારે ઉપયોગ કરતાં શીખ્યા છીએ એટલા ઉપરથી આપણે એમ ન માની બેસીએ કે જૂના કાળ કરતાં આજનો જમાનો વધારે સંસ્કારી છે. ખરું જોતાં છેલ્લાં સોપચાસ વર્ષમાં મનુષ્યજાતિનું જ્ઞાન અને સામર્થ્ય ભલે વધ્યાં હોય. પણ સંસ્કારિતા અથવા ધર્મબુદ્ધિ સરવાળે કાંઈક ઘટયાં છે એમ જ કહેવું જોઈએ. નહીં તો વિશ્વશાંતિ આટલી જોખમમાં આવી ન પડત. માણસમાં માણસાઈ જે જમાનામાં વધારે હોય તે જમાનો સંસ્કારી એ આપણે ભૂલવું ન જોઈએ. ભોગ અને ઐશ્વર્ય બન્ને વાપરવાની યુક્તિઓનો વિસ્તાર કરે તે જમાનાને સમર્થ ભલે કહીએ પણ એને સંસ્કારી તો ન જ કહી શકાય. ભોગૈશ્વર્યની ઉપાસના આજે એટલી બધી વધી છે કે દુનિયાભરના વિચારક લોકોના મનમાં ચિંતા પેઠી છે કે મનુષ્યજાતિનું ગાડું આગળ કેમ ચાલશે? ઈતિહાસ, સમાજશાસ્ત્ર અને માનસશાસ્ત્ર ત્રણે કહે છે કે મનુષ્યજીવનનો કાંઈક ઈલાજ કરવો જોઈએ. દરેક શાસ્ત્ર પોતાની મેળે ઈલાજો શોધી કાઢે છે પણ અંતે મનેકમને એ બધાને ધર્મશાસ્ત્રોના અસંકુચિત અને વ્યાપક સર્વકલ્યાણકારી સિદ્ધાંતોનું જ શરણ લેવું પડે છે.

આવો પશ્ચાત્તાપાભિમુખ અને અમુક અર્થમાં નિવૃત્તિપરાયણ જમાનો હવે નજીક આવ્યો છે. આ ધર્મકથાઓ એ જમાનાની મદદમાં અનેક રીતે આવશે

અને મૂંઝાયેલાં જનસમાજને અહિંસામૂલક વિશ્વકુટુંબવાદ સ્થાપિત કરવામાં મદદગાર થશે એવી શ્રદ્ધા છે.

આ કથાઓ દેખાવે ભલે સાદી હોય પણ એમની અસર એમની સાદી, સીધી અને સચોટ શૈલી ઉપર જ કેવળ નથી પણ વિશ્વહિતના સર્વમંગળકારી સંકલ્પથી કરેલી ઉગ્રમાં ઉગ્ર તપશ્ચર્યાનું બળ આ કથાઓ પાછળ છે. આ સાહિત્યસેવી કલાકારોનું લલિત લખાણ નથી પણ જીવનરહસ્યના પારગામી એવા મહાવીરે આખી મનુષ્યજાતિ માટે આપેલા ધર્માનુભવનો નિચોડ એમની પાછળ છે. પ્રાકૃતબુદ્ધિ, અભણ અને ભોળા લોકોને માટે પણ પૂરતો બોધ મળે એ હેતુથી ભોળી શૈલીમાં આ કથાઓ લખી છે એ જ એમની મહત્તા છે. વાચકો શ્રદ્ધાભક્તિથી અને નમ્ર અંતઃકરણથી શિષ્યભાવે એમનું સેવન કરશે.

૨

'મહાવીર સ્વામીનું જીવનચરિત્ર ગમે તેટલું વિશુદ્ધ, ઉદાત્ત અને ઉગ્ર તપવાળું હોય તોયે તેમાં કવિઓને અને કળારસિકોને રસ પડે એવા Romantic અંશો નથી' એમ કેટલાકનું કહેવું છે. અને તેથી 'ગૌતમ બુદ્ધ, શંકરાચાર્ય અથવા ઈશુ ખ્રિસ્તના જીવનપ્રસંગો લખતાં લેખકોને જેવો રસ છૂટે છે તેવો રસ મહાવીરનું જીવન લખતાં છૂટતો નથી' એવા ઉદ્‌ગારો કોક વાર સાહિત્યસેવીઓ પાસેથી સાંભળીએ છીએ. અમેરિકાની શોધ કરનાર કોલંબસ, વીજળીની શોધ કરનાર ફૅરેડે, જીવનનું ઓસડ શોધનાર બુદ્ધ, તમામ વિકારો ઉપર વિજય મેળવવાનો રસ્તો શોધનાર ભગવાન મહાવીર, એ દરેકના જીવનમાં આપણને સરખો જ અદ્‌ભુત રસ મળવો જોઈએ. પણ બાહ્ય દુનિયામાં કરેલાં પરાક્રમો જેમ નજરે જોવાય છે અને શબ્દે વર્ણવાય છે તેમ આંતરિક દુનિયામાં કરેલાં પરાક્રમો જોવાતાં કે વર્ણવાતાં નથી. એટલા જ ખાતર માર સાથેના યુદ્ધ જેવાં અદ્‌ભુત રસનાં રૂપકો તૈયાર કરવાં પડે છે.

જીવનમાં વિવિધ વિજય પ્રાપ્ત કરવાની તક મળવી એ જેમ એક ભાગ્યનો વિષય છે તેમ માણસને સમર્થ ચરિત્રલેખક મળવો એ પણ એક ભાગ્યનો વિષય છે. જીવનમાં મહત્ત્વની ઘટનાઓ, જાતજાતનાં પરાક્રમો, વીતેલાં સંકટો અને સમાજ ઉપર પાડેલી અસરો એ જેટલો મહત્ત્વનો ભાગ ભજવે છે તેટલો જ મહત્ત્વનો ભાગ આર્ય પુરુષે કરેલા વિચારો, ચલાવેલી કલ્પનાઓ, આપેલા બોધો અને ગોઠવેલા સિદ્ધાંતો પણ ભજવે છે. જીવનચરિત્રમાં આ બધી જ વસ્તુઓ આવવી જોઈએ. ચરિત્રની આ બાજુ ખીલવીને લખવાની કળા જૂના વખતમાં એટલી ખેડેલી ન હતી એટલે જૂના લોકો સંવાદોના સ્વતંત્ર સંગ્રહ કરતા હતા. સંતો તો ગાથા અને ભજનોમાં જ બોલે એટલે એમની વાણી એ રીતે અમર રહેતી. સંવાદોમાં પ્રામાણિક ઐતિહાસિક વાતાવરણ જાળવવું જોઈએ અને બની શકે તો નાટ્યશૈલીનું અવલંબન કરી પ્રત્યક્ષ વાતાવરણ ઊભું કરવું જોઈએ. પણ જૂના જમાનામાં એવો આગ્રહ કેળવેલો નહીં હોવાથી સંવાદો પણ વચમાં વચમાં વાર્તાશૈલી ધારણ કરે છે અને વચમાં વચમાં તાર્કિક વિવેચનનું રૂપ લે છે.

મૂળ ધર્મસંસ્થાપકો અને અધ્યાત્મવીરો સાધનાની ઉત્કટતામાં જીવન વ્યતીત કરે છે. પોતાની પાછળ રમણીય શૈલીનું સાહિત્ય મૂકવાને બદલે રમણીય આચરણવાળા જીવતા શિષ્યોને મૂકવાનો એમનો આગ્રહ વધારે હોવાથી એમનો ઉપદેશ તેમ જ એમના જીવનપ્રસંગો એમની પાછળ ઘણે વરસે નોંધાય છે. આવી નોંધો, બોધ આપનારની વિભૂતિ કરતાં તે ઝીલનારની પાત્રતા ઉપર જ અવલંબે છે. તેથી પહેલવહેલી નોંધો જે લોકો આપણે માટે મૂકી જાય છે તેમના સંજોગો, તેમની વૃત્તિઓ અને તેમની શક્તિ અને અભિરુચિ એ બધાની અસર ધર્મગ્રંથો ઉપર પડે જ છે.

આવી નોંધો ધર્મના આદ્યગ્રંથ હોવાથી એમના પ્રત્યે ભક્તિની પરાકાષ્ઠા હોવી એ તો સ્વાભાવિક છે પણ કોક કોક વાર આવી ભક્તિ ધર્મગ્રંથોની દુર્દશા પણ કરી મૂકે છે. ધર્મ એ વસ્તુ અનાદિ છે, સનાતન છે, અપૌરુષેય છે, તે કોઈ કાળે કાળગ્રસ્ત ન થઈ શકે એ વાત સાચી છે. પણ તેટલા માટે એવા ધર્મના મૂળ ઝરણારૂપ જે ગ્રંથો સ્વીકારાય છે તે ગ્રંથો, તેમની ભાષા, એમની વાકયરચના બધું જ અનાદિ છે, અપૌરુષેય છે, એમ માનવા તરફ માણસનો ઉત્સાહ ઢળે છે! ધર્માનુભવ સનાતન છે, નિર્ભ્રાંત છે, ત્રિકાલાબાધિત છે એ વાત સાચી છે પણ તે ઉપરથી જેમણે ધર્માનુભવ લીધો છે એમના ઉદ્‌ગારો અને એમની માન્યતાઓ એમના ભક્ત શિષ્યોએ જેવી નોંધી હશે તેવી પણ અપૌરુષેય છે એટલું જ નહીં પરંતુ તે પણ નિર્ભ્રાંત છે, એમાં આવેલા જ્યોતિષના, સૃષ્ટિઉત્પત્તિના, ઈતિહાસ-ભૂગોળના, વૈદકના કે સામાજિક વ્યવસ્થાના જેટલા ઉલ્લેખો હોય તે બધા જેવા ને તેવા જ સ્વીકારવા જોઈએ, એમાં જ નિષ્ઠા કે વફાદારી રહેલી છે એમ લોકો માની બેસે છે અને એક વાર એ વસ્તુ માની લીધી કે પછી આવાં વચનોમાં અંદર અંદરનો પરસ્પર વિરોધ હોય તો તેનો પરિહાર કરવાનો, પ્રત્યક્ષ અનુભવ વિરુદ્ધ જતો હોય તો એમાંથી આધ્યાત્મિક અર્થ કાઢવાનું, ઈતિહાસથી વિસંગત વાતો આવતી હોય તો કલ્પભેદની વ્યવસ્થા કરવાનું, નીતિવિરુદ્ધ કાંઈ દેખાતું હોય તો તેના પૂર્વજન્મના સંબંધોથી સમર્થન કરવાનું એક મોટું શાસ્ત્ર ઉત્પન્ન થાય છે. એકાક્ષરી કોષ, વ્યાકરણ અને તર્કને જોરે શબ્દોમાંથી ગમે તે અર્થ ખેંચી કાઢવાનું શાસ્ત્ર તો વળી જુદું. મૂળ એક ખોટી માન્યતાના આગ્રહને વળગવાથી આ બધી અનર્થપરંપરા ઉત્પન્ન થાય છે. पार्वती-परमेश्वरौમાં વૈષ્ણવ સંપ્રદાયને સંતોષ નથી એટલા ખાતર पार्वतीप-रमेश्वरौ એવો વિગ્રહ કરવા જે તૈયાર થાય છે તેમની સત્યનિષ્ઠા અને સાહિત્યરસિકતા વિશે શું કહેવાય?

એમાં વળી જૂના લેખકોને કોક કોક વાર કૂટ શૈલીમાં લખવાની પરોક્ષપ્રિયતા થઈ આવતી એટલે શાસ્ત્રનો અર્થ કરવાની મુસીબતોનો તો પાર ન મળે.

શાસ્ત્રનો જેમ જેમ વિસ્તાર થતો જાય છે તેમ તેમ મૂળ એક કોરે રહી જાય છે અને ટીકાકારો પોતાની માન્યતાઓમાં અને પોતાની તર્કપદ્ધતિમાં જ અટવાઈ જાય છે. આ કારણે પણ ધર્મશાસ્ત્રનું અધ્યયન કાંટાળું અને કંટાળાભરેલું થઈ ગયું છે. એમાંથી ઊગરી જવાનો રસ્તો એક જ છે કે મૂળ ઝરણારૂપ આદ્ય ધર્મગ્રંથો

સ્વાભાવિક બુદ્ધિથી સરળ અર્થમાં જોઈ લેવા અને પોતાના જીવનને સદાચાર તરફ વાળવાના પ્રયત્નની દૃષ્ટિએ એમનો ભાવ ગ્રહણ કરવો. સદ્ભાગ્યે ધર્મસંસ્થાપકો આમપ્રજામાં રહી એમને જ દોરતા હોવાથી અત્યંત સાદી શૈલીમાં બોલે છે અથવા લખે છે. જીવનની અને બુદ્ધિની નવરાશ જેમની પાસે વધી પડે છે તેઓ કૃત્રિમતા ભલે કેળવે. પારમાર્થિક સંતો કલ્યાણની ઉત્સુક એવી પ્રજાને સીધી રીતે જ કથા-વાર્તા અને દાખલાદલીલો દ્વારા ઉપદેશ કરે છે. દરેક જમાનાએ આવાં મૂળ લખાણો તરફ જ ફરીફરી ધ્યાન દેવું જોઈએ. સાધુજીવનનું શાસ્ત્ર પણ સાદું જ હોય છે, એ વિશ્વાસથી શાસ્ત્રગ્રંથો વાંચવા જોઈએ. શાસ્ત્રગ્રંથો આગળ આપણે ભક્તિનમ્ર જરૂર થઈએ. પણ પગરખાં જેમ મંદિર બહાર રખાય છે, તેમ શાસ્ત્રના અધ્યયન વખતે સાદી સમજણ કોરે રાખવાની ભૂલ આપણે કોઈ કાળે નહીં કરીએ.

આ ધર્મકથાઓમાં ઈશુ ખ્રિસ્તની બોધકથા(પેરેબલ્સ)ની પેઠે સહેલું લોકકાવ્ય છે. જીવનનો અઘરો અનુભવ સહેલો કરવા પૂરતું જ એ કથાઓનું પ્રયોજન હોય છે. ધર્મજિજ્ઞાસુ અને ધર્મસાધક સહેલાઈથી એમાંથી જેટલું ગ્રહણ કરી શકે એટલો જ બોધ એમાં છે એમ માનીને આપણે આગળ ચાલવું જોઈએ. જીવન એ વસ્તુ જ ગહન રહસ્યવાળી છે, આધ્યાત્મિક અનુભવ તો ઇંદ્રિયાતીત અને અનિર્વચનીય હોય છે એટલે એ વિશદ કરવા માટે રચેલી અથવા કહેલી ધર્મકથાઓમાં કાંઈક ગૂઢ-ભાવ તો હોવો જ જોઈએ. પણ એ ગૂઢતા ભાષાની નથી હોતી એટલો વિશ્વાસ આપણે રાખવો જોઈએ.

આધુનિક કળારસિકોની દૃષ્ટિએ આ ધર્મકથાઓ આપણે તપાસવા બેસીએ તો આપણને તે ન શોભે. મંદિરે દર્શન કરી પાવન થવા માટે ગયા હોઈએ તો તે વખતે આસપાસના થાંભલાની કારીગરી ઉચ્ચ કોટિની છે કે સામાન્ય કોટિની એટલું જ તપાસનાર માણસ ભક્ત નથી, પારમાર્થિક નથી. આ ધર્મકથાઓમાં જે મુખ્ય વસ્તુ તરી આવે છે તે પાપ અને પ્રમાદમાં ડૂબી જનાર જીવોનો ઉદ્ધાર કરવા માટે તલસતું પરમ કારુણિક હૃદય છે. સાંભળનારની રુચિ પ્રમાણે જાતજાતના રસ કે રંગ એમાં પૂર્યા હોય, તોયે મૂળ ઉપદેશકનો તો એ બધા રસો પ્રત્યે કેવળ વિરાગ જ છે એ આપણે ભૂલી જવું ન જોઈએ.

આત્માઅનાત્માનો ભેદ જાણ્યા પછી આપણી સંપૂર્ણ નિષ્ઠા આત્મતત્ત્વ પ્રત્યે જ હોય છતાં અનાત્મતત્ત્વને—શરીરને અનાસક્તપણે નભાવ્યે જ છૂટકો એ વસ્તુ સાર્થવાહ ધન્ય અને વિજયચોરવાળી વાર્તામાં જેમ બતાવ્યું છે એટલું અસરકારક રીતે બતાવેલું આપણને બીજે ક્યાં મળે?

રામકૃષ્ણ પરમહંસ કહેતા હતા કે દૂધમાં મોરવણ નાખ્યા પછી એને અડાય નહીં; એને વારેઘડીએ હલાવાય નહીં; તો જ સરસ દહીં જામે. તે જ રીતે એક-વાર નિ:શંક થઈ દીક્ષા લીધા પછી "પોતાના વિશ્વાસનું જતન કરવું જોઈએ" એ બોધ 'બે ઈંડાં'વાળી વાર્તામાં સુંદર રીતે આપ્યો છે. પોતે સિદ્ધ થયો છે, ભયમુક્ત

થયો છે એવી અંદરથી ખાતરી થાય તોયે ઉતાવળે સાધના ન છોડવી જોઈએ, એવી ચેતવણી આપવા 'બે કાચબા'વાળી વાર્તા આપેલી છે.

એક વાર વૈરાગ્ય પ્રાપ્ત થયો તોયે તે ટકશે જ એવી ખાતરી નથી હોતી. ત્યાગી પણ સાધના શિથિલ થયે ભોગી થઈ જાય છે; લોકો ચડીને પડયા છે; મુક્ત થયા પછી બદ્ધ થયા છે; માટે કોઈ અભિમાન ન કરે કે હું જીત્યો છું, અને જીત્યા પછી પણ માણસ સાધના છોડી સ્વચ્છંદે વર્તવા જાય તો એ ફરી પટકાવાનો જ એ બોધ 'શૈલક ઋષિ'ની વાર્તામાં આપેલો છે. એ વાર્તાની વિશેષ ખૂબી એ છે કે આવો ચડીને પડેલો માણસ પણ ફરી ન ચડે એમ નથી એ બતાવવા ખાતર શિષ્યે પતિત ગુરુ પ્રત્યે કેવો સંબંધ રાખવો જોઈએ એ પણ અહીં બતાવ્યું છે. વાર્તામાં પંથક ઋષિએ પોતાની જાગૃતિ અને ગુરુસેવા દ્વારા પોતાના ગુરુ શૈલક ઋષિનો ઉદ્ધાર કર્યો. છે.

પણ કેટલાક તો એક વાર પડયા એટલે પડયા જ; ફરી ચડવાના નથી, એ અનુભવ પણ નોંધવા માટે છેલ્લા અધ્યયનમાં 'પુંડરીક'ની વાર્તા આપી છે. અહીં પુંડરીક સાચેસાચો વૈરાગ્ય કેળવીને પ્રવ્રજ્યા લે છે, પણ શરીરધર્મને વશ થઈ ભોગાર્થી બને છે. એનો મોટો ભાઈ એને બચાવવાનો પ્રયત્ન કરી જુએ છે. એમાં ન ફાવવાથી એ મુનિમહારાજને ભોગાર્થી જોઈ પોતાની રાજગાદી આપી દે છે અને પોતે એનું વ્રત સ્વીકારી સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થવાનો રસ્તો લે છે. તુંબડાની વાર્તામાં તો હિંસા, અસત્ય, ચૌર્ય, પરિગ્રહ, અબ્રહ્મચર્ય, ક્રોધ, માન, માયા, લોભ, ઇત્યાદિ કુસંસ્કારો માણસને કેમ ડુબાવે છે અને એથી ઊલટા સત્યાદિ સંસ્કારો માણસને કેમ તારે છે એ બતાવ્યું છે.

'રોહિણી'ની વાર્તા વાંચતાં એ જ જાતની બીજી કેટલીયે વાતો યાદ આવે છે. સસરાએ આપેલા દાણા ફેંકી દેનાર ઉજ્ઝિકા, ખાઈ જનાર ભોગવતી, સાચવી રાખનાર રક્ષિકા અને વાવી વધારનાર રોહિણી, આ ચાર વહુમાં રોહિણી શ્રેષ્ઠ છે એ તો સહેજે સિદ્ધ થાય છે. ગુરુના શિષ્યો પણ આ ચાર પ્રકારના હોય છે એ બોધ પણ સ્પષ્ટ છે. પણ સામાન્ય લોકવાર્તાની પેઠે સસરાએ રોહિણીને ઘર સોંપી બાકીની વહુઓને હાંકી નથી કાઢી. રોહિણીને ઘર સોંપ્યા પછી રક્ષિકાને સંપત્તિની રખવાળી સોંપી, ભોગવતીને રસોડાની અધિષ્ઠાત્રી નીમી અને ઉજ્ઝિકાને નેરની સફાઈની જવાબદારી આપી. યોજક હોય તો દરેકને એને લાયક સ્થાન આપી જ દે.

'મલ્લિ'વાળી વાર્તામાં બાહ્ય સૌંદર્યવાળા શરીરમાં કેટલી દુર્ગંધ રહેલી હોય છે એનું દર્શન કરાવી વૈરાગ્યની પ્રેરણા કરી જ છે, પણ આર્ય સુધર્મા કહે છે તેમ એ વાર્તામાં શ્રમણભગવાન મહાવીરે સ્ત્રીજીવનનો પરાકાષ્ઠાએ પહોંચેલો વિકાસ બતાવ્યો છે. કેમ કે રૂપવતી રાજકન્યા મલ્લિએ પોતાના પર આશક થયેલા અને પોતાના પિતા સામે ચડી આવેલા રાજકુમારોને યુદ્ધમાંથી તો ઉગાર્યા જ પણ તે ઉપરાંત

તે રાજપુત્રોને ભોગવિલાસમાંથી બચાવી અજરામરતાના માર્ગમાં પોતાના આજીવન-સહચારી બનાવ્યા. સ્ત્રીઓનું રૂપલાવણ્ય અને એમની કોમળતા માણસને ભોગવિલાસ તરફ લલચાવી પાડે છે. પણ જો એ સ્ત્રીહૃદય પોતે શુદ્ધ અને ઉન્નત હોય તો એ જ કોમળતાને લીધે દયાભાવ કેળવી પુરુષને વિષયનિર્મુખ કરી શકે છે અને સદાચાર તરફ દોરી શકે છે. તેમ કરવા ખાતર શરીરની અંદર રહેલી ગંદકીનું સ્મરણ કરાવવું જોઈએ એવું નથી.

પોતાની સુંદર આંખો ઉપર આશક થયેલા એક કામુકને પોતાના નખવતી પોતાનો ડોળો કાઢી આપનાર બૌદ્ધ ભિક્ષુણી શુભાનું અહીં સ્મરણ થયા વિના કેમ રહે?

'માકંદી'ની વાર્તા તો દુનિયાના બધા જ દેશમાં એક યા બીજે રૂપે પ્રચલિત છે. ચંદ્રના શુકલપક્ષ અને કૃષ્ણપક્ષનો ભેદ પણ એટલો જ સાર્વભૌમ છે.

'દાવદ્ર્વનાં ઝાડ'વાળી વાર્તા અત્યંત મહત્ત્વની છે જોકે એમાં વાર્તા જેવું કાંઈ જ નથી. અહિંસાના મહાપ્રચારક મહાવીરે પોતાના સંપ્રદાયના તેમ જ ભિન્ન સંપ્ર-દાયના કે ભિન્ન ધર્મના બધા લોકો જોડે સમભાવ રાખવાનો કરેલો ઉપદેશ આજના જમાનામાં કેવળ દિગંબર શ્વેતાંબર જૈનો માટે જ નહીં પણ બધા જ ધર્મના લોકો માટે ઉપયોગી છે.

સાધના કરવાથી પતિતમાં પતિત માણસ પણ શુદ્ધ થઈ શકે છે, સુસ્થિતિ અને દુઃસ્થિતિ સંસ્કાર ઉપર જ આધાર રાખે છે એ બતાવવા માટે જિતશત્રુ રાજા અને એના સુબુદ્ધિ અમાત્યની વાર્તા અને એમાં આવેલો પાણીનો દાખલો એક વાર વાંચ્યા પછી ધ્યાનમાંથી ખસે એવો નથી. કેવળ પ્રસિદ્ધિ અને કીર્તિ માટે દાનધર્મ કરનાર કે સમાજસેવા કરનાર આજકાલના ઢગલાબંધ લોકોને દેડકાની વાર્તા જરૂર ભેટ આપવા જેવી છે. સંસારભયથી ત્રાસેલાનું શરણ પ્રવજ્યા છે, અભય એવો તો એક દાન્ત અને જિતેન્દ્રિય જ હોઈ શકે છે, એ બોધ આપવા માટે અને એ રીતે માણસોને ધર્માભિમુખ કરવા માટે 'અમાત્ય તેયલિ'ની વાર્તા છે. માણસને ચેતવણી આપવા માટે દેવો કોક કોક વાર અત્યંત દયાભાવથી માણસને આફતમાં નાખે છે એ વસ્તુનું સૂચન આ વાર્તામાં છે. એ તરફ ખાસ ધ્યાન ખેંચાવું જોઈએ. પૂરેપૂરા એકરાગ એવા રાજા અને અમાત્ય વચ્ચે વિરોધ ઉત્પન્ન કરવા પાછળ પોટ્ટિલદેવનો શુભ હેતુ જ હતો. આ વસ્તુ ધ્યાનમાં રાખીને પણ માણસે આવી અસહ્ય વિપત્તિને વધાવી લેવી જોઈએ. સાર્થવાહ ધન્યે સર્વ ધર્મ અને પંથના લોકોને જેમ સરખા જ ભાવથી સાથે રાખ્યા હતા અને બધાની સેવા કરવાનો એને જેમ સરખો ઉત્સાહ હતો તેવી વૃત્તિ હિંદુસ્તાનના લોકો જો આજે રાખે તો આપણી બધી જ મુશ્કેલીઓ ટળી જવાની છે. પોતાની જ ન્યાતના લોકોને મદદ કરવાની વૃત્તિ અથવા પોતાના ધર્મ અને સંપ્રદાયના લોકોનો જ પક્ષ તાણવાની સંકુચિતતા મહાવીરસ્વામીને પસંદ ન હતી એટલું જ નહીં પણ જેમ નંદીફળ સામે ધન્ય સાર્થવાહે લોકોને પોકારી

પોકારીને ચેતવ્યા હતા તેમ સંકુચિતતા સામે ભગવાન મહાવીર માણસમાત્રને પોકારીને ચેતવે છે.

'અપરકંકા નગરી'વાળી વાર્તા અને તેમાં આવેલો દ્રૌપદીનો ઉલ્લેખ વાંચીને અનેક જાતના વિચારો મનમાં આવે છે. તપની પાછળ જો આસક્તિ હોય તો તે ગમે તેવું ઉગ્ર હોય છતાં ચિત્તશુદ્ધિ કરી શકતું નથી, એ મુખ્ય બોધ તો છે જ. પણ દ્રૌપદીની વાર્તા આ રૂપમાં જોઈને વિચાર થાય છે કે, મહાભારત લખાયા પહેલાંની જ આ હોવી જોઈએ. મહાભારત જેવું મહાકાવ્ય અને વિરાટ ઇતિહાસ લખાયા પછી દ્રૌપદીની વાર્તામાં આટલો ફેરફાર કરવાનું કોઈને મન થાય નહીં. મહાભારત પહેલાં પાંડવોની વાર્તા અહીં જેટલી સાદી હશે અને તે વાર્તાનાં પાઠાંતરો પણ ઘણાં હશે. મહાભારતકારને એનું જે રૂપ પસંદ આવ્યું એ લઈને એણે પોતાની અલૌકિક અને, અપ્રતિમ કાવ્યશક્તિ એના ઉપર અજમાવી હશે. અહીં આપેલી વાર્તા તો 'વ્હીકિંગ' લોકોની 'સગા'ઓ જેવી જ લાગે છે. અરેબિયન નાઇટ્સવાળી વાર્તાઓ પણ આવી જ જૂની વાર્તાઓ ભેગી કરીને ગોઠવી હશે.

ઘોડાઓને પકડવા માટે જેવી લાલચો 'આઈણ્ણ' નામની વાર્તામાં ઊભી કરી છે એવી જ લાલચો બિચારા ઋષ્યશૃંગ સામે પણ પથરાયેલી હતી. બન્નેમાં બોધ તો એક જ છે,–'શ્રમણે મધુર કે અમધુર શબ્દોને કાનમાં પ્રવેશ કરતા અટકાવવા કાનમાં પૂમડાં ન નાખતાં સમભાવ કેળવવાનો પ્રયત્ન કરવો.'

માણસ ખોરાક ખાય તે કેવળ મોક્ષનું સાધન શરીર ટકાવવા પૂરતો જ ખાય એ બોધ ઠસાવવા ઉપનિષદના ઋષિઓએ અને એ પરંપરાના આચાર્યોએ કહ્યું કે આહાર તો ઔષધ સમજીને જ લેવો. પણ આપણે તો મરી, મરચાં, તજ, લવિંગ જેવાં ઔષધનો ખોરાક કરી મૂકચો છે. ભગવાન મહાવીરે આહાર કરવાનો ઉદ્દેશ સમજાવવા 'સુંસુમા'ની વાર્તા એના રોમાંચકારી ભયાનક રસ સાથે આપણને કહી છે.

વાર્તાઓમાં અનેક ઠેકાણે શ્રાવકો અને શ્રાવિકાઓ પ્રવ્રજિત થયા પછી પસ્તાય છે; શ્રાવકદશામાં સ્વાતંત્ર્ય હતું; આકરા આદર્શ પ્રમાણે કોઈ કસોટી કરતું ન હતું, ઊલટી જ્યાંત્યાં સ્તુતિ થતી હતી; દીક્ષા લીધા પછી બધું બદલાય છે, દૂરથી જે રૂપાળું લાગતું હતું તેની કઠિનતા નજરે પડે છે અને પછી પસ્તાવો થાય છે કે આપણે ક્યાંથી આવી કેદમાં પડ્યાં છીએ. આ મનોવૃત્તિ ભગવાને પહેલી વાર્તામાં પણ ઉઘાડી પાડી છે અને 'કાલી'વાળી છેલ્લી વાર્તામાંયે ઉઘાડી પાડી છે. છેલ્લી વાર્તામાં એક જ જાતની અનેક વાર્તાઓ રજૂ કરી સ્ત્રીજાતિનો વૈરાગ્ય કેટલો કાચો હોય છે એ જ જાણે બતાવવા માગતા હોય એમ લાગે છે. એ દોષ સ્ત્રીસ્વભાવનો નથી પણ સ્ત્રીના ભાગ્યમાં રહેલા સંકુચિત જીવનનો છે, સંસ્કારના અભાવનો છે. માણસ બાહ્ય અંકુશ સ્વેચ્છાએ સ્વીકારે ત્યારે એણે સંપૂર્ણ વિચાર કરેલો હોવો જોઈએ. દીક્ષા લેનાર અને દેનાર બન્નેએ જો નરકમાંથી બચી જવું હોય તો ભગવાને અનેક દાખલાઓ આપી જે ચેતવણી આપી છે તે બરાબર ધ્યાનમાં રાખવી જોઈએ.

આ વાર્તાઓ અનેક વાર વાંચવા છતાં એમાં કોઈ પણ ઠેકાણે સાંપ્રદાયિકતા કે સંકુચિતતા જણાતી નથી. આ ઉપદેશ ભલે જૈન સાધુઓને અથવા શ્રાવકોને માટે આપેલો હોય પણ એની સાર્વભૌમિકતાને લીધે એ દરેક ધર્મના અને પંથના માણસને માટે સરખો જ ગ્રાહ્ય અને લાભદાયક છે. કોઈ પણ સંપ્રદાયમાં જ્યારે સંકીર્ણતા કે મલિનતા આવે છે ત્યારે મૂળ ઝરણા તરફ તરત દોડી જવું જોઈએ. સુધારા માટે જોઈતી ઘણીખરી પ્રેરણા ત્યાં જ મળી આવે છે.

ધર્મસાધના સાથે મોટા મોટા સંઘ નિર્માણ કરવાનું કામ આપણા દેશમાં બુદ્ધ, મહાવીર અને શંકરાચાર્ય એ ત્રણ જણે પ્રથમ કર્યું જણાય છે. યુરોપમાં ઈશુના સંપ્રદાયમાં પણ જબરદસ્ત સંઘો સ્થપાયા છે. આ બે તદ્દન નિરાળા પ્રયોગો વચ્ચે તુલના કરવી અત્યંત આવશ્યક છે. બન્નેમાં વિશિષ્ટ તત્ત્વો અને વિશિષ્ટ ખામીઓ રહેલાં છે. ઈસ્લામના ફકીરોનો જીવનક્રમ પણ એની સાથે જ તપાસવો જોઈએ.

જૈન ધાર્મિક ગ્રંથોમાં અને વાર્તાઓમાં જ્યારે સંખ્યાનો સંબંધ આવે છે ત્યારે લેખક બહુ જ ઉદાર હોય છે. હજાર, લાખ અને કરોડ વગર એમને સંતોષ થતો નથી. આમાંની દેખીતી અતિશયોક્તિ કોરે મૂકીએ તોયે હજારોની સંખ્યામાં સાધુઓ વહોરતા ફરે અને એમના ઉપર સંઘનો, આચાર્યોનો અથવા સમાજનો કશો અંકુશ ન રહે એ સ્થિતિ ઇષ્ટ છે કે કેમ એ તપાસવા જેવું તો છે જ. સાધુઓ ઉચ્ચ, મધ્યમ, નીચ બધા લોકો પાસેથી પોતાનો ખોરાક લે એ બરાબર છે પણ પુંડરીક જેવા આદર્શ સાધુ નીરસ, વિરસ, ઠંડું, લૂખું અને અનાયાસે મળે તેટલું જ ખાઈને ચલાવે, એમને અજીર્ણથી પિત્તજ્વર થાય અને એમાં જ એમનો દેહ પડે એ સ્થિતિ સાધુઓ માટે કે સમાજ માટે સારી નથી જ. સાધુઓ પરિચિત સમાજમાં જ ફરે અથવા જો પતિતોના ઉદ્ધારને અર્થે દૂરદૂરના અજાણ્યા મુલકમાં જાય તો એમની વ્યવસ્થા પરિચિત સમાજ મારફતે થાય એ જાતની પ્રથા ખ્રિસ્તી સમાજે પાડી છે. સંપ્રતિ રાજાએ પણ એવી જ ગોઠવણ કરેલી. એ નિયમ સર્વ-વ્યાપક કરવાથી લાભહાનિ શાં શાં છે એનો પણ વિચાર કરવો ઘટે છે. સમાજનું ધર્મજીવન અને ધાર્મિક સંસ્થાઓ આદર્શ રીતે ચલાવવા માટે શું શું કરવું ઘટે છે એનો ફરીફરી ઊહાપોહ થવો જોઈએ અને તે માટે બધા જ ધર્મોનો અને તે તે ધર્મની સંસ્થાઓનો અનુભવ તપાસવો જોઈએ.

પણ સંઘની વ્યવસ્થા કરતી વખતે એટલું તો કોઈ કાળે નહીં ભૂલી જઈએ કે સંઘ અને એની વ્યવસ્થા એ બહારનું ખોખું છે. ષડ્રિપુ સામે ઝૂઝવાની ધગશ, મોક્ષની તીવ્ર તાલાવેલી, ભોગ અને ઐશ્વર્ય પ્રત્યે તિરસ્કાર અને ઇંદ્રિયોનું દમન કરવા વિશેનું શૌર્ય એ જ મુખ્ય છે. એ બોધ આપવા માટે જ આ ધર્મકથાઓ છે. આ ધર્મકથાઓનું વાચન અને ચિંતન જીવનયાત્રાનું ઉત્તમ પાથેય છે.

૧૯૩૧

# "સત્પુરુષ ધર્મ"

[ભગવાન મહાવીરના દશ ઉપાસકો*ની પ્રસ્તાવના]

આ ગ્રંથમાં ભગવાન મહાવીરના દસ ઉપાસકોની અવસ્થા વિશે કેવળ ટૂંકી નોંધો છે. આ દસેદસ ઉપાસકો સંપત્તિશાળી અને વ્યવહારકુશળ ગૃહપતિઓ છે. એમણે પોતાની સંપત્તિનો પ્રમાણસર વિભાગ કર્યો છે. કઠણ પ્રસંગે કામ આવે એટલા માટે અમુક સંપત્તિ સ્થાયીનિધિ તરીકે અલગ રાખી છે, અમુક બીજા વેપારીઓને અથવા ગરજુ લોકોને મૂડી તરીકે ધીરેલી છે અને અમુક પોતાના વેપાર માટે તેમ જ નિત્યખર્ચ માટે રાખેલી છે. ગામડાંનું મુખ્ય ધન જે ગાયો તે એમની પાસે હજારોની સંખ્યામાં છે. એક જણ પાસે તો પાંચસો પેઠો (બજારો) છે. આ ઉપાસકો અનેક વેપારીઓને અને વણજારાઓને ઉત્તમ સલાહ આપે છે. કુટુંબીજનો એમની સલાહ લઈ એમને પૂછીને પોતાનાં કાર્યો કરે છે. વિવિધ પ્રવૃત્તિઓ કેમ વધારવી એ બરાબર જાણતાકરતા હોવાથી આખો સમાજ જાણે એમના ઉપર આધાર રાખીને ચાલતો હોય એવી રીતે સમાજમાં એમને પ્રતિષ્ઠિત સ્થાન છે. સામાન્ય રીતે એમનો ગૃહસ્થાશ્રમ પણ સુખેથી ચાલે છે. પ્રવૃત્તિથી થાકી જાય એટલે પોતાના હાથ તળે તૈયાર થયેલા પોતાના દીકરાઓને બધો વહેવાર સોંપી નિવૃત્ત થવાની એમની તૈયારી હોય છે. આ દસ જણમાંથી નવ જણને એક એક પત્ની છે. એક જ એવો છે કે જેને રેવતી આદિ તેર સ્ત્રીઓ છે.

આપણે જેને સુખી સમાજ કહીએ છીએ એવા સમાજનું આ ચિત્ર છે. આ બધા વૈશ્યો સમાજસેવા કરીને જ પ્રતિષ્ઠિત થયેલા છે. એમને આત્મિક કલ્યાણની તરસ લાગવાથી તેઓ તત્ત્વજ્ઞાન ખોળે છે અને કોઈ પણ એક જીવનસિદ્ધાન્ત ગળે ઊતરે કે એ પ્રમાણે જીવન ગાળવાનો એમનો આગ્રહ પણ દેખાઈ આવે છે. શક્તિશાળી, દૃઢ નિશ્ચયી, ઉતાવળા એમ અનેક પ્રકારના ઉપાસકો ભગવાનના અંતેવાસી થઈ દીક્ષા ગ્રહણ કરે છે. આ વ્યવહારકુશળ ઉપાસકોને પોતાની શક્તિઅશક્તિનો પૂરતો ખ્યાલ છે. વિલાસી જીવન એકદમ શી રીતે છૂટે? એટલે ધર્મની સમજ થયા છતાં, તેઓ પરમ આદર્શ ધ્યાનમાં રાખી પોતાની શક્તિ પ્રમાણે સૌમ્ય વ્રતો લઈ ધીમે ધીમે આગળ વધે છે. જેઓ ઉતાવળે ગૃહત્યાગ કરે છે તેમને ભાગે પસ્તાવાનું, ચિડાવાનું, પાછા પડવાનું કે વિકૃત જીવન ગાળવાનું આવે છે. એવાઓના દાખલા 'ધર્મકથાઓ'માં આપણે જોયા છે. આ કુશળ વૈશ્યો એવી ભૂલ કરતા નથી. સમજણમાં સહેજ ભૂલ થાય, કોકના ઉપર જરાક ક્રોધ થઈ જાય તો તેઓ તરત એનું પ્રાયશ્ચિત્ત કરી સાફ થઈ જાય

* અનુવાદક : પંડિત બેચરદાસ દોશી

છે અને આગળ વધે છે. એમની આ યથાક્રમ પ્રગતિ જોઈ ભગવાન મહાવીર પણ સંતુષ્ટ થાય છે અને પોતાના સંન્યાસી નિર્ગ્રંથોને આ વૈશ્યોના જીવન ઉપરથી બોધ લેવાનું સૂચવે છે. અને એ શ્રમણનિર્ગ્રંથો પણ આ ઉપાસકોની પ્રગતિ જોઈ નમ્રપણે વિનયથી ભગવાનની શિખામણ સ્વીકારે છે. લીધેલી દીક્ષા યોગ્ય રીતે પાળવાની શક્તિ હવે શરીરમાં રહી નથી એવો અનુભવ થાય એટલે 'સંયમધર્મ પાળવો શકય હોય ત્યાં સુધી જ શરીર ટકાવાય' એ બોધ સાચો કરવા તેઓ શરીરનો લોભ ન રાખતાં આહાર ઘટાડીને અથવા તદ્દન બંધ કરીને સ્વેચ્છાએ મૃત્યુને ભેટે છે અને આ રીતે મરણાંત સુધી સ્મૃતિયુક્ત અને સમાધિપરાયણ રહે છે. મરણ આવીને ઝડપી જાય એવી દયામણી સ્થિતિમાં તેઓ રહેવા નથી માગતા. માણસની પ્રતિષ્ઠા એમાં જ રહેલી છે કે સમય સમજી એ પોતાની મેળે પોતાનું મરણ નક્કી કરે અને તેને અમલમાં મૂકે.

પુરાણોના દેવોની પેઠે જૈનશાસ્ત્રોના દેવો પણ તપસ્યાના બીકણ હોય છે. કોઈ ઉગ્ર તપસ્યા કરે તો એને એમાંથી ચળાવી નીચે પાડવાનો પ્રયત્ન ન કરે તો એ દેવો શાના? આપણા ઉપાસકોને ચળાવવા માટે પણ દેવો આવ્યા. માણસ નિર્વાણની ઇચ્છા રાખે, મોક્ષનો પિપાસુ હોય તો દેવોને મન એ અધમાધમ લક્ષણ-વાળો છે. પોતાની માયા વડે દેવો એની આગળ એના પુત્રના કકડા કરી બતાવે અને એ કકડા રાંધીને એના શરીર પર લોહીમાંસના છાંટા ઉડાડે!

ઉપાસકો ગમે તેટલા નિર્ભય હોય તોય આખરે માણસ ખરા. દીકરાના કકડા જોઈને પણ જે ચલાયમાન ન થયો તે પોતાની માતાના વધની બીક બતાવતાંવેંત સામે થવા તૈયાર થયો. બીજો એક શરીરમાં સોળ રોગ ઉત્પન્ન કરવાની બીક બતાવતાં અસ્વસ્થ થયો. ત્રીજો ધનને કારણે, ચોથો સ્ત્રીને કારણે. વળી એક જણે અંતિમ ઘડીએ ક્રોધ કરીને પોતાની સ્ત્રીને શાપ આપ્યો અને થોડુંક તપ ખોયું. પણ જ્યારે ભગવાને કહ્યુ કે અંતિમ સલેખનાને સ્વીકારીને રહેતા શ્રમણોપાસકે કોઈને સાચું હોય તોપણ અનિષ્ટ અને અપ્રિય વચનોથી કાંઈ કહેવું ન ઘટે ત્યારે એણે તરત પ્રાયશ્ચિત્ત કર્યું.

સાધારણ રીતે શિષ્યો ગુરુની કહી વાત કેવળ શ્રદ્ધાથી જ ગ્રહણ કરે છે. ગુરુનું કહ્યું સાચું હોવું જ જોઈએ એ જાતની આસ્તિક બુદ્ધિ હોવાથી એ વાત સ્વીકારતાં એમને મુશ્કેલી નથી નડતી. પરિણામે એમને આવી વસ્તુ દાખલા-દલીલથી સિદ્ધ કરતાં નથી આવડતી. પછી સામા પક્ષની દલીલ તોડવાની તો વાત જ શી. તેથી જ્યારે ગૃહપતિ કુંડકોલીક ગોશાલ પક્ષના એક દેવને નિરુત્તર કરી શક્યા ત્યારે ભગવાને એનાં ખાસ વખાણ કર્યાં.

ભગવાન બુદ્ધ તથા મહાવીરના કાળમાં બાસઠ કે ત્રેસઠ સ્વતંત્ર ધર્મોપદેશકો ફરતા હોવાનો ઉલ્લેખ છે. જેમ વેપારીઓ ધન મેળવવાનો પ્રયત્ન કરે, રાજાઓ રાજ્ય મેળવવાનો પ્રયત્ન કરે અથવા ગયેલું રાજ્ય પાછું મેળવવા મથે તેમ તે

# "સત્પુરુષ ધર્મ"

[ભગવાન મહાવીરના દશ ઉપાસકો*ની પ્રસ્તાવના]

આ ગ્રંથમાં ભગવાન મહાવીરના દસ ઉપાસકોની અવસ્થા વિશે કેવળ ટૂંકી નોંધો છે. આ દસેદસ ઉપાસકો સંપત્તિશાળી અને વ્યવહારકુશળ ગૃહપતિઓ છે. એમણે પોતાની સંપત્તિનો પ્રમાણસર વિભાગ કર્યો છે. કઠણ પ્રસંગે કામ આવે એટલા માટે અમુક સંપત્તિ સ્થાયીનિધિ તરીકે અલગ રાખી છે, અમુક બીજા વેપારીઓને અથવા ગરજુ લોકોને મૂડી તરીકે ધીરેલી છે અને અમુક પોતાના વેપાર માટે તેમ જ નિત્યખર્ચ માટે રાખેલી છે. ગામડાંનું મુખ્ય ધન જે ગાયો તે એમની પાસે હજારોની સંખ્યામાં છે. એક જણ પાસે તો પાંચસો પેઠો (બજારો) છે. આ ઉપાસકો અનેક વેપારીઓને અને વણજારાઓને ઉત્તમ સલાહ આપે છે. કુટુંબીજનો એમની સલાહ લઈ એમને પૂછીને પોતાનાં કાર્યો કરે છે. વિવિધ પ્રવૃત્તિઓ કેમ વધારવી એ બરાબર જાણતાકરતા હોવાથી આખો સમાજ જાણે એમના ઉપર આધાર રાખીને ચાલતો હોય એવી રીતે સમાજમાં એમને પ્રતિષ્ઠિત સ્થાન છે. સામાન્ય રીતે એમનો ગૃહસ્થાશ્રમ પણ સુખેથી ચાલે છે. પ્રવૃત્તિથી થાકી જાય એટલે પોતાના હાથ તળે તૈયાર થયેલા પોતાના દીકરાઓને બધો વહેવાર સોંપી નિવૃત્ત થવાની એમની તૈયારી હોય છે. આ દસ જણમાંથી નવ જણને એક એક પત્ની છે. એક જ એવો છે કે જેને રેવતી આદિ તેર સ્ત્રીઓ છે.

આપણે જેને સુખી સમાજ કહીએ છીએ એવા સમાજનું આ ચિત્ર છે. આ બધા વૈશ્યો સમાજસેવા કરીને જ પ્રતિષ્ઠિત થયેલા છે. એમને આત્મિક કલ્યાણની તરસ લાગવાથી તેઓ તત્ત્વજ્ઞાન ખોળે છે અને કોઈ પણ એક જીવનસિદ્ધાન્ત ગળે ઊતરે કે એ પ્રમાણે જીવન ગાળવાનો એમનો આગ્રહ પણ દેખાઈ આવે છે. શક્તિશાળી, દૃઢ નિશ્ચયી, ઉતાવળા એમ અનેક પ્રકારના ઉપાસકો ભગવાનના અંતેવાસી થઈ દીક્ષા ગ્રહણ કરે છે. આ વ્યવહારકુશળ ઉપાસકોને પોતાની શક્તિઅશક્તિનો પૂરતો ખ્યાલ છે. વિલાસી જીવન એકદમ શી રીતે છૂટે? એટલે ધર્મની સમજ થયા છતાં, તેઓ પરમ આદર્શ ધ્યાનમાં રાખી પોતાની શક્તિ પ્રમાણે સૌમ્ય વ્રતો લઈ ધીમે ધીમે આગળ વધે છે. જેઓ ઉતાવળે ગૃહત્યાગ કરે છે તેમને ભાગે પસ્તાવાનું, ચિડાવાનું, પાછા પડવાનું કે વિકૃત જીવન ગાળવાનું આવે છે. એવાઓના દાખલા 'ધર્મકથાઓ'માં આપણે જોયા છે. આ કુશળ વૈશ્યો એવી ભૂલ કરતા નથી. સમજણમાં સહેજ ભૂલ થાય, કોકના ઉપર જરાક ક્રોધ થઈ જાય તો તેઓ તરત એનું પ્રાયશ્ચિત્ત કરી સાફ થઈ જાય

* અનુવાદક : પંડિત બેચરદાસ દોશી

છે અને આગળ વધે છે. એમની આ યથાક્રમ પ્રગતિ જોઈ ભગવાન મહાવીર પણ સંતુષ્ટ થાય છે અને પોતાના સંન્યાસી નિગ્રંથોને આ વૈશ્યોના જીવન ઉપરથી બોધ લેવાનું સૂચવે છે. અને એ શ્રામણનિગ્રંથો પણ આ ઉપાસકોની પ્રગતિ જોઈ નમ્રપણે વિનયથી ભગવાનની શિખામણ સ્વીકારે છે. લીધેલી દીક્ષા યોગ્ય રીતે પાળવાની શક્તિ હવે શરીરમાં રહી નથી એવો અનુભવ થાય એટલે 'સંયમધર્મ પાળવો શક્ય હોય ત્યાં સુધી જ શરીર ટકાવાય' એ બોધ સાચો કરવા તેઓ શરીરનો લોભ ન રાખતાં આહાર ઘટાડીને અથવા તદ્દન બંધ કરીને સ્વેચ્છાએ મૃત્યુને ભેટે છે અને આ રીતે મરણાંત સુધી સ્મૃતિયુક્ત અને સમાધિપરાયણ રહે છે. મરણ આવીને ઝડપી જાય એવી દયામણી સ્થિતિમાં તેઓ રહેવા નથી માગતા. માણસની પ્રતિષ્ઠા એમાં જ રહેલી છે કે સમય સમજી એ પોતાની મેળે પોતાનું મરણ નક્કી કરે અને તેને અમલમાં મૂકે.

પુરાણોના દેવોની પેઠે જૈનશાસ્ત્રોના દેવો પણ તપસ્યાના બીકણ હોય છે. કોઈ ઉગ્ર તપસ્યા કરે તો એને એમાંથી ચળાવી નીચે પાડવાનો પ્રયત્ન ન કરે તો એ દેવો શાના? આપણા ઉપાસકોને ચળાવવા માટે પણ દેવો આવ્યા. માણસ નિર્વાણની ઇચ્છા રાખે, મોક્ષનો પિપાસુ હોય તો દેવોને મન એ અધમાધમ લક્ષણ-વાળો છે. પોતાની માયા વડે દેવો એની આગળ એના પુત્રના કકડા કરી બતાવે અને એ કકડા રાંધીને એના શરીર પર લોહીમાંસના છાંટા ઉડાડે!

ઉપાસકો ગમે તેટલા નિર્ભય હોય તોય આખરે માણસ ખરા. દીકરાના કકડા જોઈને પણ જે ચલાયમાન ન થયો તે પોતાની માતાના વધની બીક બતાવતાંવેંત સામે થવા તૈયાર થયો. બીજો એક શરીરમાં સોળ રોગ ઉત્પન્ન કરવાની બીક બતાવતાં અસ્વસ્થ થયો. ત્રીજો ધનને કારણે, ચોથો સ્ત્રીને કારણે. વળી એક જણે અંતિમ ઘડીએ ક્રોધ કરીને પોતાની સ્ત્રીને શાપ આપ્યો અને થોડુંક તપ ખોયું. પણ જ્યારે ભગવાને કહ્યુ કે અંતિમ સલેખનાને સ્વીકારીને રહેતા શ્રામણોપાસકે કોઈને સાચું હોય તોપણ અનિષ્ટ અને અપ્રિય વચનોથી કાંઈ કહેવું ન ઘટે ત્યારે એણે તરત પ્રાયશ્ચિત્ત કર્યું.

સાધારણ રીતે શિષ્યો ગુરુની કહી વાત કેવળ શ્રદ્ધાથી જ ગ્રહણ કરે છે. ગુરુનું કહ્યું સાચું હોવું જ જોઈએ એ જાતની આસ્તિક બુદ્ધિ હોવાથી એ વાત સ્વીકારતાં એમને મુશ્કેલી નથી નડતી. પરિણામે એમને આવી વસ્તુ દાખલા-દલીલથી સિદ્ધ કરતાં નથી આવડતી. પછી સામા પક્ષની દલીલ તોડવાની તો વાત જ શી. તેથી જ્યારે ગૃહપતિ કુંડકોલીક ગોશાલ પક્ષના એક દેવને નિરુત્તર કરી શક્યા ત્યારે ભગવાને એનાં ખાસ વખાણ કર્યાં.

ભગવાન બુદ્ધ તથા મહાવીરના કાળમાં બાસઠ કે ત્રેસઠ સ્વતંત્ર ધર્મોપદેશકો ફરતા હોવાનો ઉલ્લેખ છે. જેમ વેપારીઓ ધન મેળવવાનો પ્રયત્ન કરે, રાજાઓ રાજ્ય મેળવવાનો પ્રયત્ન કરે અથવા ગયેલું રાજ્ય પાછું મેળવવા મથે તેમ તે

વખતે ધર્મોપદેશકો અને ધર્મસંસ્થાપકો શિષ્યો મેળવવા, સાચવવા અને ગયેલાઓને પાછા જીતવા ઇંતેજાર રહેતા. સદ્દાલપુત્રની વાર્તામાં સદ્દાલપુત્રને પ્રથમ મંખલીપુત્ર ગોશાલનો શિષ્ય બતાવ્યો છે. ત્યાં એક દેવ (આ દેવ દેવ હોવા છતાં સારો લાગે છે) એને ભગવાન મહાવીરને શરણે જવાનું સૂચવે છે. ભગવાને એની સાથે ચર્ચા કરતાં જે ચાતુર્યભરી દલીલો કરી છે તે મહાવીરની વાદકુશલતા બતાવે છે. નિયતિ-વાદ તમામ પુરુષાર્થને કેમ હણે છે, જવાબદારીનો નાશ કેમ કરે છે એ એમણે ત્યાં ટૂંકામાં બતાવ્યું છે.

આ વાણિયા વેપારીઓ મહાવીર પાસેથી ઉદ્ધારનો રસ્તો મેળવ્યા પછી કૃતજ્ઞ-તાથી મહાવીરને જે વિશેષણો લગાવે છે તે પણ વૈશ્ય જીવનને અનુરૂપ જ છે. મહાવીર મહાગોપ છે, કેમ કે સંસારઅટવીમાં ભમતા જીવોનું તે રક્ષણ કરનાર છે. તે મહાસાર્થવાહ પણ છે, કેમ કે તે જીવોનું ધર્મરૂપ પંથ વડે રક્ષણ કરી તેમને નિર્વાણરૂપ મહાનગરમાં પહોંચાડનાર છે. તે મહાધર્મકથી પણ છે; કેમ કે સન્માર્ગથી ભ્રષ્ટ થયેલા અને અસત્યથી પરાજિત થયેલા જીવોને ઘણી સમજૂતી અને બોધ આપીને સંસારકાંતારથી પાર ઉતારનાર છે. તે મહાનિર્યામક છે, કેમ કે તે સંસારરૂપ મહાસમુદ્રમાં નાશ પામતા, વિનાશ પામતા, ડૂબતા અને ગળકાં ખાતા જીવોને ધર્મરૂપ નાવ દ્વારા પાર ઉતારીને નિર્વાણને કાંઠે પહોંચાડનાર છે. આ બધાં વિશેષણો વૈશ્ય જીવન સાથે સંબંધ ધરાવે છે. મહાવીરના ધર્મોપદેશની સિદ્ધિ આ વિશેષણો મારફતે વિશેષ રીતે વ્યક્ત થાય છે. આવા શ્રદ્ધાવાન ગૃહપતિઓ પોતાની સ્ત્રીઓને પણ ધર્મોપદેશ સાંભળવાની પૂરતી છૂટ આપે છે. ભગવાન મહાવીરનો ઉપદેશ ગળે ઊતરે કે તરત પોતાની પત્નીઓને એ જ ઉપદેશ સ્વતંત્ર રીતે સાંભળવા મોકલી દે છે જેથી તેઓ જે કાંઈ દીક્ષા લેવી હોય તે સ્વેચ્છાએ લે અને જ્યાં પોતાની મર્યાદા જડે ત્યાં થોભી જાય.

આવા સુંદર વાતાવરણમાં ગૃહસ્થ ઉપાસકોએ કેવાં કેવાં વ્રતો લેવાં જોઈએ, કઈ રીતે જીવન ગાળવું જોઈએ, ઓછામાં ઓછો ધર્મનો કેટલો ભાગ એમણે પાળવો જ જોઈએ અને કઈ ઢબે આગળ વધવાથી સંપૂર્ણ ધર્મનું પાલન થઈ શકે તે બધું આ નોંધસંગ્રહમાં બતાવવામાં આવ્યું છે.

જૈન ધર્મ જેવો ઉત્કટ ધર્મ – મોક્ષધર્મ – એકાએક આચરણમાં ન જ મુકાય. એટલે એની સૌમ્ય આવૃત્તિઓ તૈયાર કર્યા વિના ચાલે જ નહીં તેથી શિષ્યોને ચડાવવામાં અત્યંત કુશળ એવા માનસશાસ્ત્રી મહાવીરે તેમને ચડવાના માર્ગ અને ક્રમ સુંદર રીતે ગોઠવી આપ્યા છે.

જ્ઞાનમાત્ર સાપેક્ષ છે, માણસનો અનુભવ એકાંગી હોય છે એમ કહેનાર જૈન ધર્મ કોઈ પણ સંપ્રદાયનો આત્યંતિક વિરોધ તો ન જ કરી શકે. તત્ત્વજ્ઞાનનું રત્ન અનેક પાસાઓવાળું છે. લોકો એકેક પાસાનો આગ્રહ રાખી બીજા પાસાઓની નિંદા કરે છે. ખરું જોતાં દરેક પાસાને જુદી જુદી બાજુએથી જોઈએ અને આમ

કરતાં બધા પાસાઓ બધી બાજુઓથી તપાસીએ ત્યારે જ સમગ્ર રત્નનો કંઈક ખ્યાલ આવી શકશે. જૈન ધર્મને જેમ આપણે અનેકાંતવાદ કહીએ છીએ તેમ એને સમન્વયવાદ પણ કહી શકીએ. દૃષ્ટિસમન્વય અને તાત્ત્વિક ભેદોની એકવાક્યતા એ જ જૈન તત્ત્વજ્ઞાનનો પ્રધાન સૂર છે. આ ગ્રંથમાં જ્યારે પરપાખંડની પ્રશંસા કરવાનો નિષેધ કર્યો છે ત્યારે એનો અર્થ એટલો જ થાય છે કે એક વાર તાવીને, તપાસીને એક માર્ગ ગ્રહણ કર્યો એટલે રોજ રોજ નવા નવાના લોભમાં નવા નવા માર્ગો સ્વીકાર કરવા બેસવું નહીં. અન્ય સંપ્રદાયોમાં રહીને પણ માણસ મોક્ષ મેળવી શકે છે એવી જૈન વૃત્તિ નીચલા શાસ્ત્રવાક્યમાં સુંદર રીતે આવી ગયેલી છે :

सेयंबरो य आसंबरो य बुद्धो वा तह य अन्नो वा।
समभावभाविअप्पा लहइ मुक्खं न संदेहो॥

શ્વેતાંબર હોય, દિગંબર હોય, બૌદ્ધ હોય કે અન્ય કોઈ હોય પણ જેનો આત્મા સમભાવથી વાસિત છે તે મોક્ષ મેળવે છે એમાં સંદેહ નથી.

ઇતિહાસસંશોધકોને આ પ્રાચીન વાર્તાઓમાંથી જૂના કાળની સામાજિક સ્થિતિ વિશે કેટલીક માહિતી અવશ્ય મળી શકે છે. ગૃહપતિ મહાશતકની પત્ની રેવતી 'અમાઘાત'*નો ઘોષ થયા પછી પણ રોજ બે બે ગાયના વાછરડા મારીને ખાવા માગે છે; ગૃહપતિઓ માતા કે સ્ત્રીના વધના પ્રમાણમાં પોતાના પુત્રોના વધ વિશે ઓછી અસ્વસ્થતા રાખે છે; પત્ની પોતાની શોકયને વિષપ્રયોગ કરવાની પણ તૈયારી રાખે છે. આવી આવી કેટલીયે બિનાઓ સામાજિક ઇતિહાસની દૃષ્ટિએ ભેગી કરી શકાય.

પહેલી જ વાર્તામાં ગૃહપતિ આનંદ રહેણીકરણીમાં જે સંયમના નિયમો લે છે તે ઉપરથી પણ સમૃદ્ધ અને સમર્થ ગૃહસ્થાશ્રમીઓ શું ખાતા, શું પીતા ઇત્યાદિ કેટલીયે માહિતી આવી જાય છે. એ ગૃહપતિએ પોતાની ઇચ્છાઓને મર્યાદિત કરવામાં પણ પોતાનું રસિયાપણું છોડયું છે એમ લાગતું નથી. સારામાં સારી એક વસ્તુ રાખીને બાકીની વસ્તુ એણે છોડી દીધી છે. પોતપોતાના સંપ્રદાયમાં શિષ્યોને ખેંચવાની અબળખા જ્યારે સાધુઓમાં આવે છે ત્યારે એની સામે બચાવ તરીકે ભિન્ન ધર્મીઓનું હું સાંભળીશ નહીં, એમનો સત્કાર કરીશ નહીં, એમને આશ્રય કે મદદ આપીશ નહીં એવાં વચનો લેવાં પડે તો તેમાં આશ્ચર્ય શું! કોનવ્હર્શન, તબલીઘ, વટલામણ વગેરેનો આશ્રય લઈ પોતાના સંપ્રદાયની સંખ્યા વધારવાના આ દિવસોમાં ઉપરનાં વચનો ફરી જાગ્રત થાય તો નવાઈ નથી. ઇસ્લામનો સ્વીકાર કર્યા પછી જો કોઈ પાછો જાય તો એને સંગસાર કરવો — પથરાનો વરસાદ વરસાવી મારી નાખવો એવો નિયમ કેટલાક મુસલમાનોએ કર્યો હતો જ ને!

---

* કોઈ હણશો ના એવો ઢંઢેરો.

રાજાના દબાણથી, ન્યાત જેવા સમૂહના દબાણથી, દેવતાએ બતાવેલી બીકની જબરદસ્તીથી, ગુરુના આગ્રહથી અથવા આજીવિકા મેળવવાની મુશ્કેલીરૂપ જંગલમાં સપડાયા હોઈએ ત્યારે ધર્માંતર કરવાની મુસીબત આવી પડે છે, કાંઈ નહીં તો અન્ય ધર્મોનું સારું સારું તો બોલવું જ પડે છે તથા અન્ય ધર્મીઓને નમવું જ પડે છે. એવા પ્રસંગો સંપ્રદાયનિષ્ઠાના અપવાદરૂપ ગણીને શાસ્ત્રકારોએ સ્વધર્મીઓની આધ્યાત્મિક શક્તિ વધારી નથી, તેમના આત્માને ચડાવ્યો નથી અને પોતાના સંઘને મજબૂત પણ કર્યો નથી. એમાં કેવળ નબળા લોકોને રક્ષણ આપ્યું છે.

ઉપાસકો જ્યારે જીવનવ્યવહારમાંથી નિવૃત્ત થાય છે, ત્યારે લોકો સાથેનો એમનો સંબંધ ઓછો થઈ જાય છે. આત્મોન્નતિ માટેનું મોટામાં મોટું વાતાવરણ તેઓ ખોઈ બેસે છે. ભિક્ષા દેનાર અને ઉપદેશ સાંભળવા આવનાર લોકો ઉપરાંત અન્ય સમાજ સાથેનો એમનો સંબંધ તૂટી જાય છે. પિંડપાત જેટલી જ સામાન્ય સેવા લેવી અને આવે તેને શાસ્ત્ર પ્રમાણે ઉપદેશ સંભળાવવો આટલું સંકુચિત જીવન થવાથી સમાજસેવાનું વિશાળ ક્ષેત્ર એમને માટે બંધ થઈ જાય છે. હંમેશાં જેમની સાથે રહેવું પડે છે એવા બીજા બાવાઓ સાથે શાસ્ત્રચર્ચા અને રહેણીકરણીના કર્મકાંડોની ચર્ચા એટલા જ રસના વિષયો એમને માટે બાકી રહે છે. તેથી સાધુઓનું જીવન જેટલું વ્યાપક અને ભવ્ય થવું જોઈએ તેટલું નથી દેખાતું. તપ કરીને કાયા શુષ્ક, કૃશ અને હાડપિંજર જેવી કરી નાખવી એ જ મોટું ભૂષણ મનાય છે. એનાં જ જ્યાંત્યાં વખાણ આવે છે. જો ઉપાસકોએ અને શ્રાવકોએ ધાર્મિક ઈતિહાસ લખ્યો હોત તો આ વર્ણનોમાં કાંઈક નવું જ તત્ત્વ આવત. આજની સ્થિતિ એ છે કે મૂળ ધર્મસંસ્થાપક અને એના નિકટવર્તી શિષ્યો, એ બધાના ગયા પછી બસો-ત્રણસો વર્ષો બાદ જૂની વાતો સંભારી સંભારીને સાધુઓએ આ બધું લખેલું છે. એટલું પણ એમણે કર્યું એ મનુષ્યસમાજ ઉપર એમનો મહાન ઉપકાર છે.

૨

ઉપાસકોની અવસ્થામાં ગૃહસ્થાશ્રમી શ્રાવકોએ કઈ જાતનો ધર્મ પાળવો જોઈએ, એમની પાસે ઓછામાં ઓછા કેવા આચારની અપેક્ષા રખાય છે એનો અંગુલિનિર્દેશ કરવાનો આ અંગનો ઉદ્દેશ દેખાય છે. ભગવાન મહાવીરના સમયમાં જે ઉપાસકોએ એવા ધર્મનું પાલન કર્યું તેમના દાખલાઓ આ અંગમાં એકત્ર કરેલા છે. ઉપાસક આનંદનું ધર્મજીવન પ્રથમ દાખલા તરીકે આપીને એણે જે જાતનો સંયમ કર્યો અને જેટલો કર્યો તે જાતનો અને તેટલો જ ઉપાસકોએ કરવો જોઈએ એમ કહેવાનો હેતુ ન હોઈ શકે. ઉપાસક આનંદ ઠીકઠીક સ્વાદિયો દેખાય છે. એટલે ઇચ્છાવિધિપરિમાણ નક્કી કરવામાં તેણે સારામાં સારી વસ્તુઓ જ ઉપભોગપરિભોગ માટે રાખેલી જણાય છે. પણ એણે સંયમધર્મની શરૂઆત કરી એટલું એને માટે બસ હતું. ચૌદપંદર વર્ષ આ રીતે ગાળ્યા પછી એને વાનપ્રસ્થ

લેવાનું સૂઝ્યું અને અંતે એણે મરણાંતિક સંલેખના કરી છે. છતાં ભગવાને પ્રથમથી જ એને વિશે કહી રાખ્યું છે કે એનો સંયમ પ્રવ્રજિત થવા જેટલી કોટિએ પહોંચવાનો નથી. ઉપાસક અણુવ્રત કે શિક્ષાવ્રતનું પાલન કરે તોયે અંતે તે સ્થૂલ વ્રત જ છે. એથી સામાજિક સદાચાર જળવાય, એ મોક્ષ સુધી લઇ ન જાય.

વૈદિક ધર્મની ચાતુર્વર્ણ્યની કલ્પનામાં પણ માણસ પોતાની યોગ્યતા પ્રમાણે આચારધર્મ પાળતો રહે એટલો જ ભાવ છે. જીવનની પ્રગતિ માટે તો આશ્રમ-ધર્મ કલ્પેલો છે. જૈન ધર્મ પ્રમાણે સામાજિક ધર્મ અને મોક્ષધર્મ એ બે જુદા છે. નિર્વાણ એ બન્નેનો ઉદ્દેશ છે ખરો પણ સમાજમાંથી મુક્ત થયા વગર માણસ સૂક્ષ્મ ધર્મનું પાલન ન જ કરી શકે એવી સ્થિતિ હોવાથી જે સાધુવેશધારી થાય છે એ જ મુક્ત થઈ શકે એવી કલ્પના પાછળથી ઊભી થઈ છે.

ધાર્મિક ઉન્નતિ તો માનસિક સ્થિતિ અને હૃદયની તૈયારી ઉપર આધાર રાખે છે; છતાં જ્યાં અજ્ઞાન છે અને સંઘ ચલાવવા છે ત્યાં બાહ્ય નિયમો કરવા પડે છે. બાહ્ય નિયમો માટે આગ્રહ રાખવો સહેલો હોય છે એટલે એનું મહત્ત્વ વધતું જાય છે. અને સમાજ પણ એ જ વસ્તુ પસંદ કરે છે. આંતરિક તૈયારીનું માપ બહારથી શી રીતે કઢાય? પરંતુ મોક્ષ માટે કેવળ બાહ્ય પાલન બસ નથી. કોક કોક વાર બાહ્ય પાલનથી આવતી અલંબુદ્ધિ અથવા સંતોષ પ્રગતિને અટ-કાવનારાં નીવડે છે. તેથી સ્થૂળ પાલનને સામાજિક ધર્મ તરીકે જ ઓળખવું જોઈએ.

આર્ય સંસ્કૃતિની બધી જ શાખાઓમાં અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચ જાતના સંયમો ઓછાવત્તા પ્રમાણમાં અને સૂક્ષ્મ ભેદ સાથે મહત્ત્વના ગણાયા છે. સમાજમાં રહેવું તે દ્રોહ વગર રહેવું જોઈએ, જ્યાં દ્રોહ ટાળી ન શકાય ત્યાં ઓછામાં ઓછા દ્રોહથી જીવન ચલાવવાની ઉત્કટ ઇંતે-જારી હોવી જ જોઈએ. મનુસ્મૃતિમાં બ્રાહ્મણધર્મ વિશે બોલતાં ગૃહસ્થધર્મનું એ જ લક્ષણ આપેલું છે:

अद्रोहेणैव भूतानाम् अल्पद्रोहेण वा पुनः।
या वृत्तिः तां समास्थाय विप्रो जीवेद् अनापदि ॥

ગૃહસ્થજીવન એટલે કે સામાન્ય કોટીનું મનુષ્યજીવન હિંસા અને દ્રોહ વગર ચાલતું નથી. પણ દ્રોહ અને હિંસામય જીવનમાં કૃતાર્થતા નથી. માણસે જોયું અને શોધી કાઢ્યું કે હિંસા જેટલી ઓછી કરાય તેટલું જીવન પવિત્ર, સમૃદ્ધ અને કૃતાર્થ થાય છે. જીવનનો પ્રવાહ વિકૃત કર્યા વગર હિંસાની માત્રા જીવનમાંથી દહાડે દહાડે કેમ ઘટાડાય એની શોધ અખંડ ચાલવી જોઈએ. કુદરતમાં તો હિંસા અખંડ ચાલી રહી છે, जीवो जीवस्य जीवनम् એ ન્યાય ત્યાં અનાદિ કાળથી ચાલતો આવ્યો છે. પરંતુ માણસે એમાંથી ચડવા માટે અહિંસાનો સિદ્ધાંત તારવી કાઢ્યો અને પ્રકૃતિ-ધર્મમાંથી ઊગરી જઈ મોક્ષના આદર્શ સુધી પહોંચવાનો રસ્તો નક્કી કર્યો. માણસે

જોયું કે જેટલા જીવો જન્મ્યા છે તે બધાને જીવવાનું એટલે કે ઉપભોગ-પરિભોગ કરવાનું હોય જ છે. એક માણસ પોતાની જરૂરિયાત કરતાં ઉપભોગ-પરિભોગ માટે વધારે વસ્તુઓ વાપરે તો તેટલા પ્રમાણમાં બીજા જીવો માટે ભૂખમરો પેદા થવાનો જ. સર્વ ભૂતોનું હિત જોનારે પોતાના મોજશોખો તો છોડવા જ જોઈએ પરંતુ પોતાની હાજતો પણ ઓછામાં ઓછી કરવી જોઈએ. આત્મવિકાસની દૃષ્ટિએ આ સંયમધર્મ સરખો જ ઉપકારક હોવાથી એને જ જીવનમાં પ્રધાનપદ આપવું જોઈએ.

આધુનિક સમાજસત્તાવાદ રાજદ્વારી સામર્થ્ય વડે જે પરિસ્થિતિ બહારથી ઉત્પન્ન કરવા માગે છે તે જ પરિસ્થિતિ ધર્મની મદદથી જૂના લોકો કેળવણી દ્વારા આ આંતરિક જીવન માટે સાધવા મથતા હતા. રાજદ્વારી માર્ગ બાહ્ય નિયમનનો હોઈ અંતે દબાણનો એટલે કે હિંસાનો છે. ધર્મનો રસ્તો કેળવણી દ્વારા આંતરિક નિયમનનો હોઈ અહિંસાનો અને વિકાસનો છે. અંતે એ જ ચાલવાનો છે. એ જ જીવનનું પરમ શાસ્ત્ર છે. એ શાસ્ત્ર સમાજમાં ચાલતું કરવા માટે કથા, વાર્તા, દાખલા, દલીલ, ઇતિહાસ, ઉદાહરણ જે હાથમાં આવે તે ધર્મકારો વાપરતા આવ્યા છે અને આંતરિક નિયમન કઈ રીતે કરાય એનો રસ્તો બતાવતા આવ્યા છે.

આજની દુનિયાનો બાહ્ય સામર્થ્ય ઉપરનો મોહ ઊતરી ગયા પછી—કાયદા-કાનૂન અને રાજદ્વારી સત્તાની બધી યુક્તિઓ અજમાવી જોઈ એમની અપૂર્ણતા જોયા પછી તે ફરી ધર્મને એટલે કે કેળવણીને રસ્તે જ આવવાની છે. ત્યાં સુધીમાં ધર્મે પોતાની જૂની કાંચળી ઉતારી નાખી, સત્તા અને બાહ્ય નિયમ સાથેનો મેલો સહકાર છોડી દેવો પડશે, તથા શુદ્ધ કેળવણીને માર્ગે પોતાનું સંસ્કરણ કરી લેવું પડશે.

શાસ્ત્રીય પરિભાષા અને સૂક્ષ્મ મતભેદની ઝીણવટ બાજુએ રાખતાં સદાચારી ગૃહસ્થધર્મી ઉપાસકે પાળવાના નિયમો નીચે પ્રમાણે જણાય છે. આ નિયમો પાછળ સાંપ્રદાયિક આગ્રહ બહુ નથી. જેને ધર્મનો આગ્રહ નથી એવો સુવ્યવસ્થિત સમાજ પણ પ્રજાના કલ્યાણને અર્થે આવા જ નિયમો ઘડે.

(૧) સત્યાચરણ—આના ઉપર સમાજનો બધો આધાર રહેલો છે. જે સત્યને ચોરે છે તે બધું ચોરે છે. सत्येन धार्यते पृथ्वी। માટે માણસ અસત્ય ન બોલે. પણ પામર માણસ કોક કોક વખતે સત્ય બોલવાની હિંમત નથી ધરાવતો એટલે ઓછામાં ઓછા નીચલા નિયમો તો પાળે જ:

કોઈના ઉપર વગર વિચાર્યે આળ ન મૂકે. કોઈની ગુપ્ત વાત પ્રકાશિત ન કરે, સ્ત્રીરહસ્યની વાતો ન બોલે, ખોટી સલાહ ન આપે અને ખોટા લેખ પણ ન કરે.

કન્યાની લેણદેણમાં, ઢોરઢાંખરની લેણદેણમાં, વાડીવજીફાની લેણદેણમાં ખોટી વાત કહેવાની લાલચ ખૂબ હોય છે તે આગ્રહપૂર્વક ટાળે.

કોઈની થાપણ ન ઓળવવી.

ખોટી સાક્ષી ન આપવી.

(૨) અસ્તેય—કોઈએ ન આપેલું લેવું એ તો ચોરી જ છે પણ પામર માણસ લોભને ખાળી નથી શકતો એટલા માટે બીજી પણ કેટલીક ખાસ ચેતવણી એને આપી છે:

ચોરી ન કરવી, ચોરીનો માલ ન રાખવો, ચોરી કરવા કોઈને પ્રેરણા ન કરવી, ખોટાં તોલાં-માપાં ન રાખવાં કે ન વાપરવાં, સેળભેળ કરીને કે બનાવટી વસ્તુને મૂળની જગ્યાએ બતાવી વહેવાર ન કરવો અને રાજ્યે પ્રજાહિત ખાતર અમુક વસ્તુ રાજ્ય બહાર ન જાય અથવા રાજ્યમાં ન આવે એવો પ્રતિબંધ કર્યો હોય તો તે તોડવો નહીં.

(૩) અહિંસા—અહિંસા એ જ જીવનની સાર્થકતા છે છતાં માણસને દેહ-ધારણ માટે પણ થોડીઘણી હિંસા કર્યા વગર છૂટકો નથી. આ હિંસા જેટલી ટાળી શકાય તેટલી ટાળવી રહી. હૃદયમાં અહિંસાવૃત્તિ જાગે એટલે હિંસા ટાળવાના જેટલા ઉપાયો જડે તેટલા માણસ શોધતો રહેવાનો. માણસ આટલું તો કોઈ કાળે ન જ કરે:

કોઈનો વધ ન કરે, કોઈને બાંધે નહીં, ગાત્રછેદ ન કરે, ગજા ઉપરાંત ભાર ન મૂકે, કામ ન કરાવે તેમ જ કોઈનું ખાનપાન બંધ ન કરે.

(૪) બ્રહ્મચર્ય—વિકારમાત્રમાંથી મુક્ત રહેવા માણસે મથવું જોઈએ. ગૃહસ્થા-શ્રમીએ પણ બ્રહ્મચર્ય તરફ જવાનો પ્રયત્ન રાખવો જ જોઈએ. પ્રાકૃત સમાજના લોકો આટલું સાચવે તોપણ બહુ થયું:

પોતાની સ્ત્રીથી જ સંતોષ માને, કુમારી કે વિધવાનો સંસર્ગ ન કરે, વેશ્યા-ગમન ન કરે, બીજી સ્ત્રીઓ સાથે પણ શૃંગારચેષ્ટા ન કરે, ટૂંકામાં, પોતાની સ્ત્રી સિવાય કોઈનો પણ વિકારી સ્પર્શ ન કરે, કે તેમના તરફ વિકારી આંખે ન જુએ.

મુમુક્ષુ માણસે મનને સાચવવા માટે બીજાના વિવાહો કરવાની જંજાળમાંથી પણ મુક્ત જ રહેવું અને પોતાના વૈવાહિક જીવનમાં પણ કામભોગમાં તીવ્ર અભિલાષ નહીં કરવો.

દરરોજ ન બને તો મહિનામાં ચાર દિવસ (૮, ૧૪, ૧૫, ૩૦) આખો વખત ઉપવાસ કરવો, સ્નાન, વિલેપન, ગંધ, માલ્ય, અને અલંકાર છોડી દેવા, દાભ કે કાષ્ટની પથારીએ રહીને અથવા વીરાસન વગેરે આસનો પર રહીને ધર્મનું ચિંતન કરવું તથા સર્વ નિંદ્ય પ્રવૃત્તિઓનો ત્યાગ કરવો.

(૫) અપરિગ્રહ—ગૃહસ્થાશ્રમીનાં મુખ્ય આકર્ષણો બે: કનક અને કામિની. બન્નેનો સંપૂર્ણ ત્યાગ ઇષ્ટ હોય તોયે સામાન્ય માણસની હિંમત ન ચાલે. તેથી માણસે ઓછામાં ઓછું આટલું તો કરવું જ જોઈએ:

પોતાના ખાનપાન ઉપર અંકુશ રાખવો, ઓઢવા-પાથરવા તથા કપડાંલત્તાંની બાબતમાં આકરી મર્યાદા બાંધી દેવી, ધર્માધર્મનો વિચાર કરીને જ ધંધો કે નોકરી પસંદ કરવાં, સંપત્તિ આદિના સંગ્રહ માટે પણ પરિમાણ નક્કી કરવું. જેટલી

સાદાઈ જીવનમાં દાખલ કરાય તેટલી કરવી, ભોગસેવન, ધંધો, મુસાફરી, ઇત્યાદિ પ્રવૃત્તિઓ ઓછી કરવા તરફ વલણ રાખી ક્યાંક એની મર્યાદા સ્પષ્ટપણે બાંધી રાખવી. એક અંગ્રેજ લેખક કહે છે તેમ Nothing relieves and ventilates the mind like resolution. અહીં resolution એટલે વ્રત સમજવું.

આપણું મન હંમેશ સ્થિર અને વિવેકી નથી હોતું તેથી દરેક પ્રલોભન વખતે વિચાર કરવા બેસવા કરતાં શાંત સમયે સમગ્ર વિચાર કરી કેટલાંક વ્રતો લઈ રાખ્યાં હોય તો મનને સ્વાભાવિક મજબૂતી મળે છે અને શાંતિ રહે છે. માનસિક શક્તિનો સંગ્રહ કરવાનો આ ઉત્તમ ઉપાય છે.

વ્રતો લીધા બાદ પણ તેમનું સ્મરણ તાજું રાખવું જોઈએ અને એ બધું આત્માનો અનાત્મા ઉપર વિજય સાધવા માટે છે એ ધ્યાનમાં રહે એટલા ખાતર માણસે રોજ અર્ધો-પોણો કલાક શાંત બેસીને સમભાવ કેળવવો જોઈએ કે જેથી વિકારો શમી જાય અને બધા જીવો પ્રત્યે મૈત્રીભાવ બંધાય.

આ મૈત્રીભાવ અથવા સમભાવ કેવળ મનમાં રહે તો તેની કિંમત કેટલી? માણસને પોતાની ઓછામાં ઓછી જરૂરિયાત કરતાં વધારે રાખવાનો હક જ નથી એવી સ્થિતિમાં માણસ પરિગ્રહ રાખે જ તો એણે એવી વસ્તુનો ઉપભોગ-પરિભોગ ઇષ્ટ મિત્રોને સાથે રાખીને અને જે ઇષ્ટ મિત્ર નથી એવા અતિથિઓનો પણ ભાગ રાખીને પછી જ કરવો જેથી સંપત્તિ શાપરૂપ ન નીવડે અને પ્રજામાં અસૂયા ન ફેલાય. માણસ પાસે શક્તિ છે એટલા ખાતર માણસ ગમે તેટલો ઉપભોગ કરે એ જેમ ખોટું છે તેમ સાધનસગવડ છે એટલા ખાતર લોભ કરીને માણસ ખેતી, વેપાર, વાણિજ્ય, વ્યાજવટું ઇત્યાદિ ધંધાઓ પણ હદ બહાર વધારે એ ખોટું છે. નહીં તો બીજાઓ જે આવી પ્રવૃત્તિના સરખા જ હકદાર છે પણ અલ્પ સાધનોને લીધે હરીફાઈ કરવા અસમર્થ છે તેમને અન્યાય થાય, તેમની હિંસા થાય. સેવા લેતા કે સ્વાર્થની દૃષ્ટિએ સેવા કરતા માણસે દિશાનું પરિમાણ બાંધવું જોઈએ અને આગળ જતાં તે ઓછું પણ કરવું જોઈએ. આમાં સંકુચિત-પણું કેળવાશે એવી બીક કેટલાક રાખે પણ તે મિથ્યા છે. સ્વાર્થ, લોભ, દ્રોહ, અધિકાર અને સત્તાનો વિસ્તાર કર્યે કોઈને લાભ નથી. એમનો સંકોચ થવો જ જોઈએ. નિરપેક્ષ સેવા, પ્રેમ, અહિંસા, હૃદયનો વિકાસ અને કલ્યાણચિંતનને કોઈ મર્યાદા સૂચવતું નથી.

કેટલાંક કર્મો એવાં છે કે જે અનિષ્ટ કે સદોષ હોય તોય કર્યા વગર છૂટકો નથી. એવાં કર્મો પોતે પોતા પૂરતાં જ કર્યાં હોય તો એના પર સ્વાભાવિક અંકુશ રહે છે પણ એનો એક વાર ધંધો બનાવી દીધો કે પછી સંયમ રાખવો અશક્ય થઈ જાય છે, હિંસા ઘટવાને બદલે વધતી જ જાય છે. એવાં કર્મો ધંધા તરીકે ન કરવાં એમાં જ સમાજહિત અને આત્મિક કલ્યાણ રહેલાં છે.

જેમાં મોટા પાયા પર અગ્નિપ્રયોગ કરવો પડે, જંગલો બાળવાં પડે, રમવાની કે શોભાની વસ્તુઓ તૈયાર કરવા માટે પ્રાણીઓનો વધ કરવો પડે કે એવા વધને

ઉત્તેજન આપવું પડે, હિંસ્ર પ્રાણીઓ, વિષ, મદ્ય, શસ્ત્ર જેવી ઘાતક વસ્તુઓનો વેપાર, માણસાઈને ન છાજે એવો દાસદાસીઓનો વેપાર, વગેરે બધું પ્રથમથી જ ત્યાજ્ય ગણવું જોઈએ. આવા નિયમોમાં એક જ વસ્તુ ધ્યાનમાં રાખવાની છે અને તે એ કે આપણું જ્ઞાન વધે તેમ નિયમોમાં ફેરફાર થવો જોઈએ. નહીં તો કંદ તો ન ખવાય પણ અસંખ્ય જીવોને ઉકાળી તૈયાર કરેલાં રેશમનાં વસ્ત્રો મંદિરમાં પણ વપરાય એવો હાસ્યાસ્પદ પ્રકાર થઈ જવાનો.

દાખલા તરીકે ગાડાં વગેરે ચલાવવાનો કરેલો નિષેધ અને ભોંય ફાડવી પડે તેવો ધંધો ન કરવાની સૂચના સ્વીકારાય તેવાં નથી. કેમ કે અનાજ ખાઈએ છીએ એટલે ખેતી કર્યે જ છૂટકો. પોતે કરીએ અથવા બીજા પાસેથી કરાવીએ એ સરખું જ છે. ગાડાં ન ચાલે તો બળદનું ખર્ચ ખેડૂતને ન પોસાય. અને પછી બળદે કસાઈને ત્યાં જવાનું જ રહ્યું. ઘાણી, કોલાં વગેરે ચલાવવાના ધંધાનું પણ તેમ જ. જળાશયોમાં મચ્છર થાય અથવા પાણી નરક જેવું ગંધાવા લાગે ત્યારે આરોગ્ય ખાતર તે પૂરવાં જ પડે અને એ કામ ધંધાદારી લોકો પાસેથી પણ કરાવવું પડે.

વ્રતો એ કંઈ પીનલ કોડના નિયમો નથી કે વકીલની પેઠે તેમનો ઢીલો કે આકરો અર્થ કરવામાં જ બધી બુદ્ધિ વાપરીએ. યાવચ્છક્ય મૂળ વ્રતોનું પાલન કરવાની દૃષ્ટિએ આ બધાં વ્રતોની વિગત ઉત્પન્ન થઈ છે. એટલે મૂળ વ્રતોનો ઉદ્દેશ સધાય એવી રીતે વિગતોમાં ધર્મજ્ઞોએ ફેરફાર કરવો જ જોઈએ. નહીં તો આપણી જડતા ધર્મમાં પેસી જવાની.

વ્રતો લીધા પછી એમને બાધક એવું વાતાવરણ પોતાની આસપાસ ન જ રાખવું જોઈએ.

કામોત્તેજક વાતો કરવી, ભાંડની પેઠે શરીરના ચાળા કરવા, બકબકાટ કરવો, મન-વચન-કાયાનો દુષ્ટ પ્રયોગ કરવો, સ્મૃતિ કાયમ ન રાખવી, કરવાનાં ધર્મ્ય કામો અવ્યવસ્થિત રીતે અથવા શ્રદ્ધાવિરહિત થઈને કરવાં, વ્રતોનો શબ્દાર્થ પાળીને તેમનો ઉદ્દેશ નષ્ટ થઈ જાય એમ કરવું એ બધું ટાળવું જોઈએ. દાન કરતી વખતે દાનનો ઢોંગ ન કરવો, દાન ન દેવાની દાનતથી પોતાની વસ્તુ પારકાની છે એમ ન બતાવવું, હરીફાઈની દાનત રાખીને દાન ન આપવું એવી એવી સૂચનાઓ તો ધ્યાનમાં રાખવી જ જોઈએ.

જે વસ્તુ આપણે ન કરીએ તે બીજા પાસેથી, નોકરચાકર મારફતે પણ ન કરાવીએ એ નિયમ તો સહેજે આવી જાય છે.

સંપ્રદાય પરત્વે બે વ્રતો ખાસ છે. પોતાના સંપ્રદાયના સાધુસંતોને આદર-પૂર્વક સહાય કરવી એ તો યથાયોગ્ય છે જ. પરંતુ ભિન્ન ધર્મીઓની સેવા કરવામાં કશો વાંધો ન હોવો જોઈએ. ઊલટું અહિંસા ધર્મની પ્રતિષ્ઠા એમાં રહેલી છે કે ભિન્ન ધર્મીઓ પર પોતાના ધર્મની ઉદારતા, અને સહિષ્ણુતાની છાપ પડવી

જ જોઈએ. અને પોતાના ધર્મનું શ્રેષ્ઠત્વ વાદ દ્વારા નહીં પણ આપણી આર્યવૃત્તિ દ્વારા સિદ્ધ થવું જોઈએ.

પણ કેવળ શંકા, કાંક્ષા કે વિચિકિત્સાને લીધે મનને માણસ ડામાડોળ સ્થિતિમાં રાખે, પોતાની માન્યતાઓમાં અસ્થિર રહે અને પોતાના ધર્માચરણના ફળ વિશે અવિશ્વાસ કેળવે અને એ રીતે નવા નવા સંપ્રદાયના સાધુઓને બોલાવી રોજ અસ્વસ્થ થાય એ જાતનો પરપાખંડસંસ્તવ નિંદ્ય જ કહેવાય. પરંતુ પરધર્મીઓ સાથે વાતો પણ ન કરવી, તેમને ખાવાપીવાનુંય ન આપવું એ બધું તો જૈનવૃત્તિથી વિરુદ્ધ છે.

મુશળ, કોદાળી, તલવાર આદિ પ્રહારનાં સાધનોથી સંયુક્ત ન રહેવું એ અનર્થદંડત્યાગનું એક લક્ષણ આજે આપણું ધ્યાન વધારે ખેંચે એવું છે. યુરોપ-અમેરિકામાં disarmament — શસ્ત્રસંન્યાસની હિલચાલ ચાલે છે તેવું જ તત્ત્વ એની પાછળ રહેલું છે. હાથમાં શસ્ત્ર આવે એટલે હિંસા કરવાનું મન થવાનું જ.

જૈન ધર્મમાં પ્રતિક્રમણ અને આલોચનની પ્રથા છે તે પણ દરેક મનુષ્યે સ્વીકારવા જેવી છે. પોતાનાં પાપો એક વાર યાદ કરવાં અને તેમને માટે પ્રાયશ્ચિત્ત કરવું એ જ એક ઉન્નતિનો માર્ગ છે. આવું માનસિક સ્નાન કર્યા પછી જ સમભાવ કેળવવાનું સામાયિક વ્રત પાર પાડી શકાય.

**૧૯૩૧**

# અમૃત ધર્મ

**[જૈન દૃષ્ટિએ બ્રહ્મચર્યવિચાર*ની પ્રસ્તાવના]**

'બ્રહ્મચર્યવિચાર' આ નિબંધ યુવાનોને અથવા યુવતીઓને બ્રહ્મચર્ય તરફ પ્રેરવાને લખેલા પ્રચારસાહિત્યમાંનો નથી. બ્રહ્મચર્યનો આદર્શ દુનિયાભરના બધા જ ધર્મોમાં ઓછેવત્તે અંશે જોવામાં આવે છે તેથી બ્રહ્મચર્યને માનવજાતિના એક પ્રધાન પુરુષાર્થ તરીકે આપણે ઓળખી શકીએ છીએ. ભિન્ન ભિન્ન ધર્મોમાં અને ભિન્ન ભિન્ન જાતિઓમાં યુગે યુગે આ પુરુષાર્થની સાધના કેટલે દરજ્જે અને કઈ ઢબે થઈ છે એનો ઇતિહાસ જાણવો અનેક રીતે આવશ્યક છે. આ જાતનો ઇતિહાસ ભારતવર્ષે લખ્યે જ છૂટકો. કેવળ શાસ્ત્રવચનો ટાંકવાથી અથવા થોડીક વૈદકીય ચર્ચા કરવાથી આજે ગરજ સરે એમ નથી. ધર્મ, ઈશ્વર, પરલોક, જાતિગુણ, શાસ્ત્રોની સત્તા વગેરે એક વખતની સર્વમાન્ય સંસ્થાઓ વિશે શંકા ઉઠાવતાં આજના જમાનાને સંકોચ નથી. આવી સ્થિતિમાં વૈદકશાસ્ત્ર, માનસશાસ્ત્ર, સમાજશાસ્ત્ર અને અધ્યાત્મશાસ્ત્રની દૃષ્ટિએ હવે સ્વચ્છંદ, સંયમ, વિવાહ, બ્રહ્મચર્ય, સંતતિનિયમન

* લેખકો : પંડિત સુખલાલજી અને પંડિત બેચરદાસ દોશી.

વગેરે ઉચ્ચાવચ સવાલોની તાત્ત્વિક તેમ જ ઐતિહાસિક ચર્ચા કર્યે જ છૂટકો. આ બધા સવાલોમાં આજે જ્યાંત્યાં વિકૃત વિચારો અને વિકૃત આચારો ફેલાવા લાગ્યા છે. બ્રહ્મચર્ય અને વિવાહ વિશે ઊછરતી પેઢીમાં સ્વચ્છ વિચારો અને શુદ્ધ આચાર ફેલાય એવી આવશ્યકતા જણાવાથી ગાંધીજીએ આ વિષય ઉપર સાહિત્ય તૈયાર થાય એમ ઇચ્છ્યું. સાતવળેકરનો બ્રહ્મચર્ય પરનો નિબંધ એમની આગળ હતો જ. હેવલૉક એલીસ જેવા પાશ્ચાત્ય લેખકોના ગ્રંથો પણ અમે જોઈ ગયા. આપણા ધર્મગ્રંથોમાં બ્રહ્મચર્ય વિશે શું શું આવ્યું છે એ જાણવા માટે સ્મૃતિગ્રંથોનો અભ્યાસ કર્યો. એ જ વખતે જૈન ધર્મની દૃષ્ટિએ બ્રહ્મચર્ય વિશે જૈનસાહિત્યમાં કેવી વિચારણા થઈ છે અને કેવા અનુભવો નોંધાયા છે એ તપાસવાનું કામ પંડિત સુખલાલજી અને પંડિત બેચરદાસજીને સોંપવામાં આવ્યું. ગાંધીજીએ પોતે 'મૉન્શ્યર બ્યૂરો' એ ફ્રેંચ લેખકની 'Indiscipline of morals' નામની ચોપડીનો સાર આપી પોતાના વિચારો પણ એની સાથે વણી કાઢ્યા. 'નીતિનાશને માર્ગે' એ નામથી એ ચોપડી અસંખ્ય યુવાનોને અને યુવતીઓને આશીર્વાદરૂપ નીવડી છે. (અજમેરની સરકારે આ ચોપડીનું હિંદી સંસ્કરણ રાજદ્રારી સાહિત્ય ગણીને જપ્ત કર્યું છે. અંગ્રેજી રાજ્યનો જમાનો કેવો હતો એની એક નોંધ તરીકે આ વસ્તુ અહીં ભવિષ્યની પ્રજાના વિનોદને અર્થે ટાંકી છે.)

બન્ને પંડિતોએ અનેક પ્રસિદ્ધ તેમ જ અપ્રસિદ્ધ ગ્રંથો તપાસી 'બ્રહ્મચર્ય-વિચાર'વાળો નિબંધ તરત તૈયાર કરી આપ્યો. એની હસ્તલિખિત પ્રત ગાંધીજીને સોંપવામાં આવી હતી. પૂર્ણ સ્વરાજ્યની લડતમાં વર્ષ સવા વર્ષની વિરામની શાન્તિ મળતાં એ નિબંધ પ્રસિદ્ધ કર્યો છે. સમાજહિતૈષી પીઢ લોકોને બ્રહ્મચર્ય સંસ્થાનો સાંગોપાંગ વિચાર કરવા માટે આ નિબંધ એક દિશાનો ઉપયુક્ત મસાલો પૂરો પાડશે.

જ્યાં સુધી હું જાણું છું ત્યાં સુધી આપણી ભાષાઓમાં આ જાતનો નિબંધ આ પહેલો જ છે. દરેક પ્રાંત, સંપ્રદાય અને ધર્મ, દરેક વર્ણ અને જાતિ આ પ્રમાણે પોતપોતાને ઉપલબ્ધ એવી ઐતિહાસિક માહિતી એકત્ર કરી આવા નિબંધો લખી કાઢે—તો સંતતિશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર, માનસશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર દરેકને એ ઉપયોગી નીવડશે.

આપણે ત્યાં કામશાસ્ત્ર ઉપર કેટલાંક સૂત્રો અને ગ્રંથો છે. વૈદક ગ્રંથોમાં આ વિષયનો ઉલ્લેખ આવે છે. સ્મૃતિઓમાં અને પુરાણોમાં પણ અનેક ઠેકાણે આ વિષયની ચર્ચા અને ઇતિહાસ જોવાને મળે છે કેમ કે મનુષ્યજાતિને સર્વકાળે આ વિષય રોચક તેમ જ મહત્ત્વનો છે. પાશ્ચાત્ય લોકો સ્વભાવે શોધક હોવાથી એમણે હિંદુસ્તાન વિશે આવી માહિતી ઘણી ભેગી કરી છે. પ્રથમ તો હિંદુસ્તાનના લોકો વિલાસી હોવાને કારણે નિર્વીર્ય છે એ સિદ્ધ કરવા ખાતર અને હવે પાશ્ચાત્ય પ્રજા પોતે જ વિલાસમાં વધવાથી વિલાસના કયા કયા પ્રકારો ભારતવાસીઓએ શોધ્યા હતા તે જાણવા ખાતર પણ આપણો ઇતિહાસ તેઓ શોધે છે. આપણો

ઉદ્દેશ એથી નિરાળો છે. આપણી પ્રજા સત્ત્વશાળી, પરાક્રમી અને પુરુષાર્થી કેમ થઈ શકે એની શોધ કરવા ખાતર તેમ જ મોક્ષ અને બ્રહ્મચર્યનો સંબંધ સમજીએ એ કારણે પણ આપણે કામમીમાંસા કરવાની છે. અત્યાર સુધીનાં લખાણોમાં બ્રહ્મચર્યની બાબતમાં જે કાંઈ લખાયું છે તેમાં કેવળ ઉત્સાહપ્રેરિત અતિશયોક્તિ કેટલી છે અને કેટલી વાતો અનુભવસિદ્ધ છે એ તપાસવા માટે પણ નિરાગ્રહી વૃત્તિથી આપણે આજ સુધીનો ઈતિહાસ તપાસવો જોઈએ.

આ નિબંધ આવી શોધખોળની શરૂઆત તરીકે જરૂર ગણી શકાય. આમાં આપેલી કેટલીક વસ્તુઓ તાત્ત્વિક દૃષ્ટિએ જ વિચાર કરવા માટે છે તેથી ઉપર કહ્યા પ્રમાણે અપરિપક્વ બુદ્ધિવાળા, કલાપ્રધાન યુવાન અને યુવતીઓ માટે આ નથી. છતાં આ નિબંધમાંથી થોડોક ભાગ એની અશ્લીલતાને કારણે પ્રસિદ્ધ ન કરવાનું ઉચિત ધાર્યું છે. ધર્મવ્યવસ્થાપકો કોઈ કાળે ભૂલો નથી જ કરતા એવું નથી. સદ્‌બુદ્ધિથી શ્રેયનો માર્ગ બતાવવા જતાં કોક કોક વખતે અશ્રેયને રસ્તે લોકોને દોરવાની ભૂલ પણ એમને હાથે થઈ જાય છે. ધર્મવ્યવસ્થાપકોનાં લખાણો લોકોમાં રહેલી અંધશ્રદ્ધાને કારણે પ્રજાહૃદય ઉપર જે સામ્રાજ્ય ભોગવે છે તેનો વિચાર કરીને પણ અમુક ભાગ પ્રસિદ્ધ ન કરવાનું નક્કી કરવું પડે છે. ઐતિહાસિક માહિતી એ પ્રજાના હકની વસ્તુ છે. એનું પ્રસિદ્ધીકરણ અટકાવવાનું કાજીપણું કરનાર તમે કોણ? એમ કેટલાક વાચકો જરૂર પૂછશે. એનો જવાબ એટલો જ કે મૂળ હકીકત જ્યાં નોંધેલી છે તેનો તો નાશ નથી કર્યો. પ્રખર જિજ્ઞાસાવાળા સુખેથી તે મેળવવાનો પુરુષાર્થ કરે છે. પોતાની મહેનતનો કેટલો ભાગ પ્રજા આગળ મૂકવો એ નક્કી કરવાનો વિવેક મહેનત કરનારાઓના હાથમાં રહે એ જ યોગ્ય છે.

## ૨

જૈન ધર્મ મોક્ષધર્મ હોવાથી એમાં ખરું જોતાં વિવાહવ્યવસ્થાને સ્થાન જ નથી. જે પાંચ મહાવ્રતો દ્વારા મોક્ષની સાધના કરવાની હોય છે તેમાં બ્રહ્મચર્ય મહત્ત્વનું સ્થાન ભોગવે છે. ભગવાન પાર્શ્વનાથના જમાનામાં બ્રહ્મચર્યમીમાંસા બહુ વિસ્તારપૂર્વક કરેલી ન હતી. અપરિગ્રહમાં જ બ્રહ્મચર્યનો સમાવેશ થતો હતો, પણ જેમ જમાનો પડ્યો તેમ એની વિશેષ મીમાંસા કરવી પડી. ધર્મ ગમે તેટલો ઊંચો હોય તોયે જો સમાજ પડેલો હોય તો ધર્મે નીચે નમીને પડેલાઓને ઊંચકવાના હોય છે. એ સ્થિતિનો અનુભવ જૈન ધર્મમાં પૂરેપૂરો થાય છે. કોક કોક ઠેકાણે ધર્મવ્યવસ્થાપકો સાવ પડી ગયેલાઓને ઊંચકવાના શુભ હેતુથી ધર્મને એટલો બધો નીચો નમાવે છે કે ધર્મ પોતે જ લપસી જવાની બીક રહે છે. માંડવાળના પ્રયત્નોમાં મુશ્કેલીઓ તો હંમેશાં રહેવાની જ.

માણસે પોતાની શક્તિ જોઈને ચડવાનો સંકલ્પ કરવો અને ચડતાં નીચે લપસી ન જવાય એટલા માટે વ્રતોનાં પગથિયાં બાંધી રાખવાં એ આવશ્યક અને યોગ્ય છે. પણ સમાજે સામાન્ય માણસને માટે જે નીચલું પગથિયું નક્કી કર્યું હોય એના

કરતાંયે નીચે ઊતરીને જો માણસ ત્યાં પગથિયાં બાંધે અને પછી સમાધાન માને કે હું મારે પગથિયેથી નીચે લપસ્યો નથી તો એમાં લપસ્યાનું પાપ ભલે ટળતું હોય પણ શરૂઆતનું પગથિયું જ પતિત દશાનું છે એટલું તો સ્વીકાર્યે જ છૂટકો. વ્રત અને અતિચારનાં પ્રકરણો આ દૃષ્ટિ ધ્યાનમાં રાખીને જ વાંચવાં જોઈએ. 'જીવનસિદ્ધિ'માં કાઉન્ટ ટૉલ્સ્ટૉયે પણ આ જ રીતે છેક નીચેથી પગથિયાની શરૂઆત કરી છે, સામાજિક આદર્શથી પણ જેઓ નીચે પડેલા છે એમને માટે આમાં ઠીક ઠીક આશ્વાસન મળે છે, પણ એ રસ્તે માણસ અલ્પસંતોષી થવાની બીક હંમેશાં રહ્યા કરે છે, વ્રતોની મીમાંસા સાથે એમ પણ કહેવાની આવશ્યકતા હતી કે હીન કોટીનું વ્રત સિદ્ધ થાય એટલે માણસે સામાન્ય કોટીનું વ્રત લેવું જ જોઈએ, એ સિદ્ધ થયું એટલે ઉચ્ચ કોટીનું વ્રત અવશ્ય લે. આમ કરતાં અંતે સર્વોચ્ચ કોટીનું વ્રત જ્યારે સિદ્ધ થાય ત્યારે જ માણસને સંતોષ વળવો જોઈએ. વ્રત કે નિયમો તો પૈડું પાછું ખસે નહીં એને માટે રાખેલા ડટ્ટા જેવા છે. ડટ્ટો પૈડાને આગળ જતાં પણ અટકાવે તો તે પાપરૂપ છે.

બ્રહ્મચર્યના આ આખા વિવરણમાં સ્ત્રી અને પુરુષનો દરજ્જો સમાન નથી એ તરફ ધ્યાન ખેંચાયા વગર રહેતું નથી. વ્રતના અતિચાર વિશે નિયમન કરતાં સ્ત્રીઓને માટેના નિયમો જુદા છે; પુરુષોને માટે જુદા છે. સ્ત્રીઓને છૂટો ઓછી છે, પુરુષોને વધારે છે. એનો અર્થ એ થાય છે કે પોતાને બચાવવાની સંકલ્પ-શક્તિ પુરુષો કરતાં સ્ત્રીઓમાં સ્વાભાવિક રીતે વધારે હોય છે. છતાં આખી વ્યવસ્થામાં સ્ત્રીઓનો દરજ્જો ઊતરતો જ ગણાયો છે. 'સ્ત્રીઓને માટે મોક્ષ નથી' એવો જો જૈન ધર્મમાં સિદ્ધાંત હોત તો સવાલ જુદો હતો. પણ સ્ત્રીઓ મોક્ષ મેળવી શકે છે, સ્ત્રીઓ બધાં વ્રતોનું પાલન કરી શકે છે, એટલું જ નહીં પણ કરાવી પણ શકે છે એના દાખલાઓ જૈન સાહિત્યમાં છે. એક સ્ત્રી તો તીર્થંકરમાં સ્થાન પામી મલ્લિનાથ નામે પ્રસિદ્ધ છે. સ્ત્રીઓને કેળવણી ઓછી, મોક્ષનો આદર્શ એમની આગળ ભાગ્યે જ રજૂ થાય છે એવી સ્થિતિમાં સ્ત્રીઓ સર્વોચ્ચ આદર્શ સુધી ન ચડત તો તેમાં આશ્ચર્ય ન જણાત. પણ અહીં તો તે પોતે સંયમ પાળવામાં સમર્થ છે એટલું જ નહીં પણ વિષયલોલુપ એવા પુરુષોને પણ ધિક્કારી, સમજાવી એમને બ્રહ્મચર્યનું મહત્ત્વ સમજાવે છે.

છેલ્લી કોટીએ પહોંચેલું દર્શનશાસ્ત્ર અદ્વૈતવાદની ગમે તેટલી વાતો કરે તોયે શરીર અને આત્મા, જડ અને ચેતન એ ભેદ વ્યવહારમાં સ્પષ્ટ છે. આ બન્ને વસ્તુઓ પરસ્પર વિભિન્ન છે, એમના ગુણધર્મો જ જુદા છે છતાં એ બેનો સંયોગ થવાથી જ આપણે દેહધારી થયા છીએ. આમાં શરીરને જ આત્મા માનવાની ભૂલ આપણે આખો જન્મારો કરતા આવ્યા છીએ. આત્મા શરીરના કેદખાનામાં સપડાયો છે, કેદખાનાને જ પોતાનું ઘર અથવા પોતાનું જ સ્વરૂપ માનીને બેઠો છે અને એ ભ્રમણાને લીધે અનંત દુઃખોનો તે અધિકારી થઈ જાય છે. આત્માને માટે આ શરીરની ગુલામગીરી એ ભારેમાં ભારે આપત્તિ છે. દેહથી

તદ્દન ભિન્ન હોવા છતાં 'દેહ એ જ પોતે છે' એવી ભ્રમણા આત્માએ સ્વીકારી છે. એમાંથી જ આત્માનાં બધાં દુઃખોની શરૂઆત છે. આત્મા આ શરીર મારફતે શરીરના ભોગો ભોગવે છે અને તેટલે દરજ્જે મલિન થાય છે એ અનુભવની વાત છે. તેથી જ આત્મા કેવો છે અને અનાત્મા કેવો છે એનો વિવેક અથવા ભેદ બરાબર જાણવો એ મોક્ષનું પ્રથમ પગથિયું છે. અનાત્માને ઓળખીને એને દૂર કર્યા પછી જ આત્માનો સાક્ષાત્કાર થઈ જાય છે. તમામ જાતનો સંયમ એ એની સાધના છે. માણસ જેમ જેમ સંયમ વધારતો જાય તેમ તેમ અનાત્મા સાથેનો એનો સંબંધ ઓછો થતો જાય છે અને તે પ્રમાણમાં આત્માનું દર્શન પણ વધારે ને વધારે શુદ્ધ થતું જાય છે. આત્મા શરીરમાં સપડાયો છે એટલે શરીર માગે તે બધા ભોગોને ભ્રમથી કે લાચારીથી આત્મા પોતાની સંમતિ આપી દે છે. એ સંમતિ એણે પાછી ખેંચી લીધી એટલે એ મુક્ત થયો. સંયમથી જ એ થઈ શકે છે. અને બ્રહ્મચર્ય એ એ સંયમનું વધારેમાં વધારે અસરકારક સાધન છે.

જૈન ધર્મ મોક્ષધર્મ હોઈ અનાત્મા સામેનું કુનેહ અને પૌરુષવાળું આ યુદ્ધ એ જ એને મન એકમાત્ર પરમ પુરુષાર્થ છે. એ સાધના માટે સાધકોએ કેટલી કેટલી સાધનાઓ અજમાવી છે, ક્યાં ક્યાં ફાંફાં માર્યાં છે, ક્યાં ક્યાં તેઓ ફાવ્યા છે એ બતાવવું એ આ વિવેચનનો ઉદ્દેશ છે.

શરીર અને આત્માનો આત્યંતિક વિરોધ જેઓ માનતા નથી તેઓ ભુક્તિ અને મુક્તિનો સમન્વય શક્ય છે એમ સમજે છે. તેઓ વિવાહ કે વિષયસેવન એ માણસની નબળાઈને રાહત માત્ર છે એમ નથી કહેતા પણ જૈન ધર્મની માન્યતા ઉપર પ્રમાણે હોઈ એને મન વિવાહ કે વિષયસેવન એ કેવળ ચોખ્ખી માંડવાળ જ છે.

જીવનસ્પર્શી સંપૂર્ણ સંયમ એ જ એક સાધના છે, એ જ પરમ પુરુષાર્થ છે. આવા ધર્મમાં સ્ત્રી-પુરુષનો ભેદ ન જ હોઈ શકે. સ્ત્રી કે પુરુષ દરેક જીવ મોક્ષનો અધિકારી છે છતાં આસપાસના વાતાવરણને લીધે અને વ્યવહારમાં સ્ત્રીની પરિસ્થિતિને લીધે સ્ત્રી માટે જુદો વિચાર જૈનશાસ્ત્રોમાં પણ દાખલ થયો. મલ્લિનાથ જેવા સ્ત્રીતીર્થંકરનો દાખલો મોજૂદ હોવાથી સ્ત્રી માટે મોક્ષનો રસ્તો કોઈ બંધ ન કરી શક્યું છતાં સ્ત્રીપુરુષની સાધનામાં ભેદ બતાવ્યો છે ખરો. પુરુષ વધારે સ્વતંત્ર તેથી એનામાં તર્કવૃત્તિ કે વક્રતા પણ વધારે અને તેથી જ એની સાધનામાં વિકૃતિ પણ વધારે આવી ગયેલી. શાસ્ત્રો પુરુષોએ લખેલાં હોવાથી અને સ્ત્રીને ભોગ્ય વસ્તુ તરીકે જોવાની ટેવ પડેલી હોવાથી સ્ત્રીઓ માટેની સાધના બહુ વિસ્તારવાળી નથી બનાવી.

સાધનાનું શાસ્ત્ર હંમેશ અટપટું રહેવાનું છે. સાધના એટલે મન કેળવવાનું કે મારવાનું શાસ્ત્ર. मनो मारय निःशङ्कम् એ ઉપદેશ બહુ પ્રાચીન છે. अङ्गैः अङ्गान् समाक्रम्य; दन्तैर्दन्तान् हि निष्पिष्य; जयेत् आदौ स्वकं मनः એટલે સુધી મન કરવાનો ઉપદેશ થયેલો છે. શાંતપણે વિચાર કરતી વખતે જે નિશ્ચય થાય છે તે કાયમને

માટે ટકતો નથી. મન પાપથી ઘેરાય છે. તેને ટકાવવા માટે નૈતિકશક્તિની બધી મૂડી એક કરીને માણસ વ્રતો લે છે. વ્રતો ખરું જોતાં જીવનની ઉત્તમ મૂડી છે. આત્માને રોજના ઝઘડામાંથી બચાવવાનું એ ઉત્તમ સાધન છે. એને સાચવવામાં સર્વ સધાય છે. પણ વ્રતો એ એક આંતરિક જબરદસ્તીનો ઉપાય રહ્યો. એની સામે માણસની બધી નબળાઈઓ બળવો કરવાની. સંકલ્પ હાર્યો એટલે વ્રતના શબ્દાર્થમાં ખણખોદ શરૂ થાય છે, આત્મવંચના ઊભી થાય છે, 'યોગ્ય અપવાદની છૂટ અયોગ્ય વખતે પણ લેવાય છે અને અતિચાર શરૂ થાય છે. Desires suppressed breed pestilence એ દુનિયાનો અનુભવ છે.

વિવાહમાં આજન્મ પરસ્પર નિષ્ઠાનાં વચનો લેવા-આપવાનો રિવાજ જે આદર્શ સાથે છે તે સમાજમાં વિધવાવિવાહ કે વિધુરવિવાહ નિંદ્ય જ ગણાય. પણ પુરુષે પોતાને માટે છૂટ રાખેલી હોવાથી વિધુરવિવાહની તકરાર ઊભી ન થઈ. વિધવાવિવાહ એકલો જ નિંદ્ય ગણાયો. પણ ઋષભદેવે પોતે જ વિધવાવિવાહ કરેલો હોવાથી જૈનશાસ્ત્રોમાં એ અતિચાર સામે ઘૃણા ઉત્પન્ન ન થઈ. એનો અર્થ એ થયો કે વિવાહનું વ્રત સ્ત્રીપુરુષ બેમાંથી એક મરી જાય તો એની મેળે મટી જાય છે અને નવા વિવાહની છૂટ શરૂ થાય છે. વિવાહવ્રત સામા પક્ષના એક હક તરીકે જોતાં એકના મરણથી એનો સ્વાભાવિક રીતે અંત આવે છે. પણ ભોગની મર્યાદા તરીકે જોતાં એ વિવાહસંબંધ મારફતે જેટલો વિષય શક્ય હોય તેટલો જ વિહિત હોવાથી પુનર્વિવાહ અતિચારમાં જ ખપે છે.

શાસ્ત્રકારોએ અતિચારોનો અનેક પ્રકારે વિસ્તાર બતાવ્યો છે. અનુભવે આ પ્રકારો વધારી તેમ જ ઘટાડી શકાય છે. સંયમ જો પરાણે પાળવામાં આવે તો કામજન્ય માનસિક તેમ જ કાયિક રોગો થવાના; અથવા માણસ વિકૃતિને પોષી અતિચાર અને અનાચારમાં પડવાનો. કોઈ પણ પ્રતિજ્ઞાને લગતાં ચાર દૂષણો બતાવ્યાં છે અને વ્યવહારની દૃષ્ટિએ એ દૂષણોનું ઘાતકપણું ઓછુંવત્તું બતાવવામાં આવ્યું છે.

ગૃહસ્થાશ્રમી તરફથી સ્વદારસંતોષરૂપી વ્રતમાં પાંચ પ્રકારે દોષ થવાનો સંભવ શાસ્ત્રકારોએ નોંધ્યો છે. એવા અતિચારો અને અનાચારોમાંથી બચવા સારુ શાસ્ત્રકારોએ નવગુપ્તિ (રક્ષણના ઉપાય) અથવા દશ સમાધિસ્થાનો સૂચવ્યાં છે. અનુભવે આ સમાધિસ્થાનો વધારી કે ઘટાડી શકાય. ગાંધીજીએ 'નીતિનાશને માર્ગે' એ પોતાના ગ્રંથમાં આવાં સમાધિસ્થાનો જુદી રીતે આપ્યાં છે. પણ એનો ઉદ્દેશ તો એક જ છે—કે બ્રહ્મચર્યવ્રત સુલભ થાય. એ બધાંમાં બે જ લક્ષણ દેખાય છે. બ્રહ્મચર્યનો ઘાત થાય એવી સ્થિતિમાં ન રહેવું અને જેથી માનસિક અધઃપાતની શરૂઆત થાય છે એવા પ્રસંગે પ્રથમથી જ ચેતીને ચાલવું. શરીર જ્યાં સુધી પાપમાં પડ્યું નથી ત્યાં સુધી આપણે સુરક્ષિત છીએ એમ માનવાની ભૂલ સામાન્ય માણસ કરે છે, પણ મન પડ્યું ત્યાં શરીર ન પડવાની ખાતરી કોણ આપે? જે

તદ્દન ભિન્ન હોવા છતાં 'દેહ એ જ પોતે છે' એવી ભ્રમણા આત્માએ સ્વીકારી છે. એમાંથી જ આત્માનાં બધાં દુ:ખોની શરૂઆત છે. આત્મા આ શરીર મારફતે શરીરના ભોગો ભોગવે છે અને તેટલે દરજ્જે મલિન થાય છે એ અનુભવની વાત છે. તેથી જ આત્મા કેવો છે અને અનાત્મા કેવો છે એનો વિવેક અથવા ભેદ બરાબર જાણવો એ મોક્ષનું પ્રથમ પગથિયું છે. અનાત્માને ઓળખીને એને દૂર કર્યા પછી જ આત્માનો સાક્ષાત્કાર થઈ જાય છે. તમામ જાતનો સંયમ એ એની સાધના છે. માણસ જેમ જેમ સંયમ વધારતો જાય તેમ તેમ અનાત્મા સાથેનો એનો સંબંધ ઓછો થતો જાય છે અને તે પ્રમાણમાં આત્માનું દર્શન પણ વધારે ને વધારે શુદ્ધ થતું જાય છે. આત્મા શરીરમાં સપડાયો છે એટલે શરીર માગે તે બધા ભોગોને ભ્રમથી કે લાચારીથી આત્મા પોતાની સંમતિ આપી દે છે. એ સંમતિ એણે પાછી ખેંચી લીધી એટલે એ મુક્ત થયો. સંયમથી જ એ થઈ શકે છે. અને બ્રહ્મચર્ય એ એ સંયમનું વધારેમાં વધારે અસરકારક સાધન છે.

જૈન ધર્મ મોક્ષધર્મ હોઈ અનાત્મા સામેનું કુનેહ અને પૌરુષવાળું આ યુદ્ધ એ જ એને મન એકમાત્ર પરમ પુરુષાર્થ છે. એ સાધના માટે સાધકોએ કેટલી કેટલી સાધનાઓ અજમાવી છે, ક્યાં ક્યાં ફાંફાં માર્યાં છે, ક્યાં ક્યાં તેઓ ફાવ્યા છે એ બતાવવું એ આ વિવેચનનો ઉદ્દેશ છે.

શરીર અને આત્માનો આત્યંતિક વિરોધ જેઓ માનતા નથી તેઓ ભુક્તિ અને મુક્તિનો સમન્વય શક્ય છે એમ સમજે છે. તેઓ વિવાહ કે વિષયસેવન એ માણસની નબળાઈને રાહત માત્ર છે એમ નથી કહેતા પણ જૈન ધર્મની માન્યતા ઉપર પ્રમાણે હોઈ એને મન વિવાહ કે વિષયસેવન એ કેવળ ચોખ્ખી માંડવાળ જ છે.

જીવનસ્પર્શી સંપૂર્ણ સંયમ એ જ એક સાધના છે, એ જ પરમ પુરુષાર્થ છે. આવા ધર્મમાં સ્ત્રી-પુરુષનો ભેદ ન જ હોઈ શકે. સ્ત્રી કે પુરુષ દરેક જીવ મોક્ષનો અધિકારી છે છતાં આસપાસના વાતાવરણને લીધે અને વ્યવહારમાં સ્ત્રીની પરિસ્થિતિને લીધે સ્ત્રી માટે જુદો વિચાર જૈનશાસ્ત્રોમાં પણ દાખલ થયો. મલ્લિનાથ જેવા સ્ત્રીતીર્થંકરનો દાખલો મોજૂદ હોવાથી સ્ત્રી માટે મોક્ષનો રસ્તો કોઈ બંધ ન કરી શક્યું છતાં સ્ત્રીપુરુષની સાધનામાં ભેદ બતાવ્યો છે ખરો. પુરુષ વધારે સ્વતંત્ર તેથી એનામાં તર્કવૃત્તિ કે વક્રતા પણ વધારે અને તેથી જ એની સાધનામાં વિકૃતિ પણ વધારે આવી ગયેલી. શાસ્ત્રો પુરુષોએ લખેલાં હોવાથી અને સ્ત્રીને ભોગ્ય વસ્તુ તરીકે જોવાની ટેવ પડેલી હોવાથી સ્ત્રીઓ માટેની સાધના બહુ વિસ્તારવાળી નથી બતાવી.

સાધનાનું શાસ્ત્ર હંમેશ અટપટું રહેલું છે. સાધના એટલે મન કેળવવાનું કે મારવાનું શાસ્ત્ર. मनो मारय निःशङ्कम् એ ઉપદેશ બહુ પ્રાચીન છે. अङ्गैः अङ्गान् समाक्रम्य; दन्तैर्दन्तान् हि निष्पिष्य; जयेत् आदौ स्वकं मनः એટલે સુધી મન છૂંદવાનો ઉપદેશ ઘણેરો છે. શાંતપણે વિચાર કરતી વખતે જે નિશ્ચય થાય છે તે કાયમને

માટે ટકતો નથી. મન પાપથી ઘેરાય છે. તેને ટકાવવા માટે નૈતિકશક્તિની બધી મૂડી એક કરીને માણસ વ્રતો લે છે. વ્રતો ખરું જોતાં જીવનની ઉત્તમ ગૂડી છે. આત્માને રોજના ઝઘડામાંથી બચાવવાનું એ ઉત્તમ સાધન છે. એને સાચવવામાં સર્વ સધાય છે. પણ વ્રતો એ એક આંતરિક જબરદસ્તીનો ઉપાય રહ્યો. એની સામે માણસની બધી નબળાઈઓ બળવો કરવાની. સંકલ્પ હાર્યો એટલે વ્રતના શબ્દાર્થમાં ખણખોદ શરૂ થાય છે, આત્મવંચના ઊભી થાય છે, યોગ્ય આપવાદની છૂટ અયોગ્ય વખતે પણ લેવાય છે અને અતિચાર શરૂ થાય છે. Desires suppressed breed pestilence એ દુનિયાનો અનુભવ છે.

વિવાહમાં આજન્મ પરસ્પર નિષ્ઠાનાં વચનો લેવા-આપવાનો રિવાજ જે આદર્શ સાથે છે તે સમાજમાં વિધવાવિવાહ કે વિધુરવિવાહ નિંદ્ય જ ગણાય. પણ પુરુષે પોતાને માટે છૂટ રાખેલી હોવાથી વિધુરવિવાહની તકરાર ઊભી ન થઈ. વિધવાવિવાહ એકલો જ નિંદ્ય ગણાયો. પણ ઋષભદેવે પોતે જ વિધવાવિવાહ કરેલો હોવાથી જૈનશાસ્ત્રોમાં એ અતિચાર સામે ઘૃણા ઉત્પન્ન ન થઈ. એનો અર્થ એ થયો કે વિવાહનું વ્રત સ્ત્રીપુરુષ બેમાંથી એક મરી જાય તો એની મેળે મટી જાય છે અને નવા વિવાહની છૂટ શરૂ થાય છે. વિવાહવ્રત સામા પક્ષના એક હક તરીકે જોતાં એકના મરણથી એનો સ્વાભાવિક રીતે અંત આવે છે. પણ ભોગની મર્યાદા તરીકે જોતાં એ વિવાહસંબંધ મારફતે જેટલો વિષય શક્ય હોય તેટલો જ વિહિત હોવાથી પુનર્વિવાહ અતિચારમાં જ ખપે છે.

શાસ્ત્રકારોએ અતિચારોનો અનેક પ્રકારે વિસ્તાર બતાવ્યો છે. અનુભવે આ પ્રકારો વધારી તેમ જ ઘટાડી શકાય છે. સંયમ જો પરાણે પાળવામાં આવે તો કામજન્ય માનસિક તેમ જ કાયિક રોગો થવાના; અથવા માણસ વિકૃતિને પોષી અતિચાર અને અનાચારમાં પડવાનો. કોઈ પણ પ્રતિજ્ઞાને લગતાં ચાર દૂષણો બતાવ્યાં છે અને વ્યવહારની દૃષ્ટિએ એ દૂષણોનું ઘાતકપણું ઓછુંવત્તું બતાવવામાં આવ્યું છે.

ગૃહસ્થાશ્રમી તરફથી સ્વદારસંતોષરૂપી વ્રતમાં પાંચ પ્રકારે દોષ થવાનો સંભવ શાસ્ત્રકારોએ નોંધ્યો છે. એવા અતિચારો અને અનાચારોમાંથી બચવા સારુ શાસ્ત્રકારોએ નવગુપ્તિ (રક્ષણના ઉપાય) અથવા દશ સમાધિસ્થાનો સૂચવ્યાં છે. અનુભવે આ સમાધિસ્થાનો વધારી કે ઘટાડી શકાય. ગાંધીજીએ 'નીતિનાશને માર્ગે' એ પોતાના ગ્રંથમાં આવાં સમાધિસ્થાનો જુદી રીતે આપ્યાં છે. પણ એનો ઉદ્દેશ તો એક જ છે—કે બ્રહ્મચર્યવ્રત સુલભ થાય. એ બધાંમાં બે જ લક્ષણ દેખાય છે. બ્રહ્મચર્યનો ઘાત થાય એવી સ્થિતિમાં ન રહેવું અને જેથી માનસિક અધઃપાતની શરૂઆત થાય છે એવા પ્રસંગે પ્રથમથી જ ચેતીને ચાલવું. શરીર જ્યાં સુધી પાપમાં પડ્યું નથી ત્યાં સુધી આપણે સુરક્ષિત છીએ એમ માનવાની ભૂલ સામાન્ય માણસ કરે છે, પણ મન પડ્યું ત્યાં શરીર ન પડવાની ખાતરી કોણ આપે? જે

એક વાર આત્મવંચના કરતાં ટેવાયો તે દુનિયાને ઠગતાં અચકાય એમ માનવાનું કારણ નથી. તેથી મૂળમાં જ સાચવવું એ ઉત્તમ.

વિકૃતિમાંથી બચવું હોય તો માણસે પ્રથમ જ પોતાની શક્તિ-અશક્તિનો વિચાર કરી સ્વાભાવિક શક્તિ કરતાં જરાક જ તાણ પડે એવું વ્રત લેવું. જેમાં તાણ નથી એવું વ્રત .લેવામાં કશો અર્થ જ નથી. માણસ તેર સ્ત્રીને પરણવાનો હોય અને ચૌદ સ્ત્રીને ન પરણવાનું વ્રત લે એમાં કશો સંયમ નથી એમ ન કહેવાય પણ એમાં બહાદુરી અને પ્રગતિ ન મળે. માણસે સામાન્ય કોટીના સર્વ-સહજ સંયમ કરતાં થોડુંક વધારે ચડવાની તૈયારી કરીને સંયમનું વ્રત લેવું જોઈએ એમ સામાજિક દૃષ્ટિએ કહી શકાય, વ્યક્તિગત દૃષ્ટિએ તો માણસ જ્યાં ઊભો હોય ત્યાંથી ચડવાનું શરૂ કરે એ જ સ્વાભાવિક છે. દશ ઉપાસકોમાંનો રસિયો ઉપાસક આનંદ નિત્ય તૃપ્તિ રાખીને હળવાં જ વ્રતો લે છે. વિકારનાં કારણો સાથે સંસર્ગત્યાગ, એકાન્તત્યાગ, સમાનઆસનત્યાગ, અંગનિરીક્ષણત્યાગ, ઉન્માદકનો ત્યાગ, વિષયસેવનના સ્મરણનો ત્યાગ, પૌષ્ટિક આહારનો ત્યાગ, અતિઆહારનો ત્યાગ, અલંકારનો ત્યાગ અને વિકારોનો ત્યાગ એ દશ ત્યાગોથી બધાં વ્રતો સાધારણ રીતે સુખેથી પળાય. કેટલાંક સમાધિસ્થાનો વધારે પડતાં દેખાય તો માણસ એમાં પ્રથમથી વિચારપૂર્વક ફેરફાર કરી શકે છે.

માણસ જેમ આંતરિક નિશ્ચય દ્વારા વ્રતોનું પાલન કરે છે તેમ જ આશ્રમ જેવી સંસ્થાઓમાં રહીને સાથીઓની ચોકી અને સમાજના અભિપ્રાયના દબાણની મદદથી પણ વ્રતપાલનની શક્તિ મેળવી શકે છે. બ્રહ્મનિયમન સાથે એવી અસંખ્ય વસ્તુઓ આવી જાય છે કે જેનો અમલ કરતાં નવી નવી મુશ્કેલીઓ ઉત્પન્ન થાય છે. પ્રાયશ્ચિત્ત લેવું એ એક વસ્તુ છે અને પરાણે પ્રાયશ્ચિત્ત આપવું એ બીજી વસ્તુ છે.

કામાચારમાં જીવહિંસા છે એ વસ્તુ જૈનશાસ્ત્રોમાં જે ઢબે સમજાવી છે તે કરતાં વિશેષ વ્યાપક અર્થમાં પણ એ વાત સાચી છે. વિષયસેવન વખતે માણસો પોતાના ચૈતન્ય સ્વરૂપને જડરૂપ બનાવે છે, એ એક મહાન આત્મહત્યા છે જ પણ એની સાથે જે સંતાનોત્પત્તિ છે તેમાં પણ મરવા માટે જ જીવોને જન્મ આપવામાં હિંસા રહેલી છે. કોઈને જન્મ આપવો અને મરણ આપવું એમાં તત્ત્વતઃ ભેદ નથી જ.

હિંસા પ્રસંગે મરનાર તેમ જ મારનાર–દ્રોહ કરનાર અને જેનો દ્રોહ થાય છે તે બંને પોતાનું ચૈતન્ય સ્વરૂપ છોડી જડરૂપ ધારણ કરે છે. આ બેમાંથી એક જો ચૈતન્યસ્વરૂપ છોડવાની ના પાડે અને અહિંસાની ભૂમિકા પર સ્થિર રહે તો એ હિંસા અટકે છે અને સામા પક્ષમાં જડ ગુણોનો પરાજય થઈ ચૈતન્યનો ઉદય થવા માંડે છે તેથી જેમ સત્યાગ્રહ એ અહિંસાનું જાગતું સ્વરૂપ છે તેમ બ્રહ્મચર્ય પણ અહિંસાનું જાગતું સ્વરૂપ જ છે.

૧૯૩૧

# બૌદ્ધ ધર્મનો પરિચય

## [બુદ્ધલીલા*ની પ્રસ્તાવનામાંથી]

આજના જમાનાને ધર્મમંથનકાળ તરીકે આપણે ઓળખી શકીએ છીએ. આપણાં આ ત્રીસ-પાંત્રીસ વરસમાં હિંદુ ધર્મનું નવી અને વ્યાપક દૃષ્ટિએ અધ્યયન થવા લાગ્યું છે. જૈન અને બૌદ્ધ ધર્મ એ જ આર્ય કુટુંબના. એ ધર્મોના અધ્યયનમાં પણ લોકોનો રસ વધવા લાગ્યો છે. ઈસ્લામ અને વિશ્વાસી ધર્મ હવે આપણને પહેલાં જેટલા પારકા લાગતા નથી. અંકાયેલા બધા ધર્મો પ્રત્યે સદ્‌ભાવ અને સમભાવ જાળવતાં આપણે શીખ્યા છીએ. અન્ય ધર્મોનું શ્રદ્ધા અને આદરપૂર્વક અધ્યયન કરવાથી સ્વધર્મ પ્રત્યેની નિષ્ઠા ઘટતી નથી, પણ ઊલટી વધે જ છે અને વિશુદ્ધ થાય છે. એનો હવે આપણને અનુભવ થવા લાગ્યો છે. જે ધર્મ પોતાનો નથી તે પાખંડ છે, તેનું અધ્યયન સરખું ન કરાય, જે અધ્યયન કરે તે ધર્મભ્રષ્ટ થાય છે, નરકે જાય છે, એ જાતની બીકણ માન્યતા બધા જ ધર્મના લોકો ધીમે ધીમે ખેરવવા લાગ્યા છે. અને પડોશના બધા ધર્મોનું જેને જ્ઞાન નથી તે ધર્મજ્ઞ નથી, સંસ્કારી નથી એ જાતની માન્યતા હવે બંધાવા લાગી છે.

અનેક ધર્મોના આ આદરયુક્ત અધ્યયનમાંયે બૌદ્ધ ધર્મનું સ્થાન વિશેષ છે. ભગવાન બુદ્ધે એમના વખતના અનેક પંથોનો અભ્યાસ કર્યો હતો, એમની સાધનાનો અનુભવ કર્યો હતો. અનુભવથી એમણે જોયું કે નકામી ચર્ચા, નકામા કાયક્લેશ અને નકામી હરીફાઈ ધર્મમાં ઘૂસી ધર્માનુભવને ગૂંગળાવી નાખે છે, ધર્મનો મૂળ ઉદ્દેશ જ લોકો ભૂલી જાય છે. એટલે એમણે પોતાની શુદ્ધ દૃષ્ટિથી અને નાજુક કુનેહથી એ બધા ઝઘડાઓ ટાળ્યા અને સૂંઝાયેલા લોકોને માટે જીવનની ગૂંચો ઉકેલી શકે એવો ધર્મ ગોઠવી આપ્યો. તાર્કિક અને દાર્શનિક ચર્ચાના મોહમાં તેઓ ઓછામાં ઓછા ફસાયેલા દેખાય છે. પરલોક વિશેની જાતજાતની કલ્પનાઓ ઉપર તેમણે પોતાનો ધર્મ રચ્યો નથી. આત્મા-પરમાત્માના બ્રહ્મ-ગોટાળામાંથી પણ તેઓ આબાદ બચ્યા છે. એમણે તો જીવનનું ખરેખરું રહસ્ય શું છે એ શોધવાનો જ પ્રયત્ન કર્યો. જીવતરની સફળતા શામાં રહેલી છે, જીવનમાં શું કેળવવા જેવું છે, શું મેળવવા જેવું છે, શું ત્યાગવા જેવું છે, કઈ વૃત્તિ ધારણ કરીને જીવનનો વ્યવહાર ચલાવવાનો છે, એ બધું સમજી-સમજાવવા માટે જ બુદ્ધનો સર્વ પ્રયાસ હતો. અને તેથી જ જીવનધર્મી મનુષ્યસમાજને બુદ્ધના ઉપદેશ પ્રત્યે આટલું આકર્ષણ છે.

પાશ્ચાત્ય દેશોમાં પણ જાતજાતના વહેમોથી અકળાયેલા, તત્ત્વજ્ઞાનની દાર્શનિક જાળમાં ગૂંગળાયેલા, અને ધર્મતંત્રના અધિકારપાશમાં જકડાયેલા લોકોને બૌદ્ધ

* લેખક : પંડિત ધર્માનંદ કોસંબી.

ધર્મની યુક્તિયુક્તતા, બુદ્ધિગ્રાહ્યતા, સરળતા અને સ્વતંત્રતા જોઈને મોક્ષ મેળવ્યા જેટલો આનંદ થાય છે. બુદ્ધનો ઉપદેશ જેટલો ભવ્ય છે એટલી જ એમની જીવનકથા રોચક અને રોમાંચક છે.

'कल्याणो धम्मो' એ એક સૂત્રમાં જ બુદ્ધ ભગવાનની ધાર્મિક વૃત્તિનો સાર આવી જાય છે.

કેટલાક લોકોને બૌદ્ધ ધર્મની ભૂમિકા સર્વોચ્ચ નથી લાગતી. વિવિધ ધર્માનુભવ માટે એ અધૂરી જેવી લાગે છે. પણ તેમને માટેયે ધર્મવિચારણાના પાયા તરીકે બૌદ્ધ ધર્મ જ સવિશેષ અનુકૂળ જણાય છે. ધર્મરહસ્યનું ઊંડું ચિંતન કરનાર લોકો સ્વીકારે છે કે બુદ્ધનો ઉપદેશ અન્ય ધર્મને માટે વિરોધરૂપ કે વિઘ્નરૂપ તો નથી જ. બૌદ્ધ લોકોએ દેશમાં અનેક ભ્રમ પેદા કરી ધર્મનિષ્ઠ પ્રજાને આડે રસ્તે દોરી, એવી લૌકિક માન્યતા આપણા દેશમાં ઘણા કાળ સુધી ચાલી. શંકરાચાર્યે સમાજને બચાવ્યો ન હોત તો બૌદ્ધોની જાળમાં ફસાઈ આખી પ્રજા ધર્મભ્રષ્ટ થઈ હોત એમ પણ જૂની પરંપરાને વળગી રહેનારા લોકોની માન્યતા છે. અને છતાં ક્રાન્તદર્શી ધર્મકારોએ જૂના કાળથી જ બુદ્ધને નવમા અને નવા અવતાર તરીકે સ્વીકારેલો હોવાથી એમને એ અવતારનું પ્રયોજન સમજાવતાં કેટલાયે આડાઅવળા કૂદકા મારવા પડ્યા હતા. લોકોમાં ભ્રમ પેદા કરવા માટે જ ભગવાને એ અવતાર ધારણ કર્યો હતો એમ કહેતાં પણ લોકોએ સંકોચ ખાધો નથી. ગીતામાં ભગવાનના અવતારનું પ્રયોજન સ્પષ્ટ બતાવેલું હોવા છતાં પોતાની માન્યતા અથવા પોતાની મીમાંસા ભગવદ્‌ગીતાની મીમાંસાથી વિરુદ્ધ જાય છે એનો પણ તેઓએ ખ્યાલ કર્યો નહીં. હવે એ વહેમી માન્યતા મોટે ભાગે નીકળી ગઈ છે. ભારતવર્ષની ધર્મ-જીવનની પરંપરામાં બુદ્ધ ભગવાનને સીધું, સ્વાભાવિક અને મહત્ત્વનું સ્થાન છે, એમ હવે આપણે સમજતા થયા છીએ. 'બુદ્ધલીલા'ના અધ્યયનથી વાચકને સહેજે ખાતરી થશે કે બુદ્ધ ભગવાનની શિખામણ આજના યુગને વિશેષ અનુકૂળ છે, વિશેષ રીતે પોષક છે. બુદ્ધ ભગવાન આ યુગના અવતાર છે એમ હિંદુસ્તાન બહારના અનેક વિદ્વાન તત્ત્વનિષ્ઠ ધર્મપ્રેમીઓ મુક્તકંઠે કહે છે.

બૌદ્ધ લોકોએ બુદ્ધના પૂર્વજન્મની જે કથાઓ પાછળથી જોડી કાઢી તેનું દિગ્દર્શન આ ગ્રંથના પ્રથમ ભાગમાં છે. ઐતિહાસિક દૃષ્ટિએ કોઈ એ કથાને સાચી માનતું નથી. પણ લોકકલ્યાણકારી કોઈ બુદ્ધનું ઘડતર કેવી રીતે ઘડાય છે એ વિશેની લોકમાનસની કલ્પનાનો ચિતાર બોધિસત્ત્વની આ કથાઓમાં આપણને મળે છે. ઐતિહાસિક બુદ્ધ કરતાં પ્રજાના માનસમાં ઘડાયેલા બુદ્ધની વિભૂતિ કંઈક જુદી જ છે. ધર્મનું મૂળ સ્વાભાવિક સ્વરૂપ અને લોકકૃત, લોકસુલભ સ્વરૂપ બંને જાણવા માટે આ વિભાગ મહત્ત્વનો છે. કેવળ વાર્તાની દૃષ્ટિએ તો આ વિભાગ રોચક છે જ. બીજા ભાગમાં બુદ્ધ ભગવાનનું ચરિત્ર આપેલું છે, અને ત્રીજામાં એમના ઉપદેશનો સાર. વાચકો બીજા ભાગથી શરૂઆત કરે એવી ખાસ ભલામણ

છે. પહેલો ભાગ રચનાક્રમ જોતાં સૌથી છેલ્લો આવે છે, જોકે એમાં બુદ્ધના પૂર્વજન્મનો ઇતિહાસ આપવાનો જ ઉદ્દેશ બતાવેલો છે.

બુદ્ધ ભગવાને પોતાના ધર્મને "एहि पश्यकधर्म" કહ્યો છે. આવો અને જુઓ, પોતાની મેળે તપાસો, ખાતરી થાય તો સ્વીકારો, એ આ ધર્મનું સ્વરૂપ છે. આવા ધર્મના અભ્યાસથી શરૂઆત કરી હોય તો બાકીના ધર્મોનું રહસ્ય સમજવા માટે પૂર્વતૈયારી સરસ થવાની જ.

**૧૯૩૧**

# સુત્તનિપાત*

બૌદ્ધ ધર્મના પ્રામાણિક સાહિત્યમાં સુત્તનિપાતનું સ્થાન સૌથી ઊંચું ગણાય. ધમ્મપદ જોકે સુત્તનિપાત જેટલો જૂનો ગ્રંથ નથી, છતાં કંઈક ટૂંકો અને સર્વ-ગ્રાહી હોઈ વધારે લોકપ્રિય થયો છે. સુત્તનિપાત અને ધમ્મપદ બે મળી બુદ્ધ ભગવાનના ઉપદેશનો બધો જ નિચોડ આપણા હાથમાં આવે છે એમ કહી શકાય. આ બંને ગ્રંથની વિશેષતા એ છે કે એ પ્રાચીન છે અને એમનામાં સાંપ્રદાયિકપણું નથી. સમાજહિતનો અને શીલસંવર્ધનનો વિચાર કરનાર દરેક માણસને આ ઉપદેશ તાજો ને તાજો જ લાગે છે. સર્વ ધર્મોનું મહત્ત્વનું જ્ઞાન ટૂંકાણમાં મેળવવા ઇચ્છનાર માટે સુત્તનિપાત અને ધમ્મપદ એ બે ગ્રંથ બૌદ્ધ ધર્મ માટે પર્યાપ્ત છે.

સંસ્કારી વાચક આ ચોપડી વાંચીને કહેશે કે દરેક ધર્મનો માણસ એને પોતાની જ ગણે એવી એ ઉદાર વૃત્તિવાળી છે.

**જુલાઈ, ૧૯૩૭**

# સર્વમાન્ય માર્ગદર્શક

**[ધમ્મપદ]**

**૧**

ઇસ્લામ, પારસી ધર્મ, ખ્રિસ્તી ધર્મ વગેરે ધર્મભેદ જેમ આજે છે તેમ પ્રાચીન કાળમાં ન હતા. ગીતામાં જ્યારે સ્વધર્મપરધર્મની વાત આવતી ત્યારે આજે ધર્મ ધર્મના જે ઝઘડા ચાલે છે તેવા ઝઘડાને ઉદ્દેશીને એ વચનો લખાયેલાં નથી. આજે આપણે ત્યાં શૈવ, વૈષ્ણવ, સ્માર્ત, ભાગવત ધર્મી, દ્વૈતવાદી, અદ્વૈતવાદી, એવા જે ભેદ છે તેવા જ ભેદ બ્રાહ્મણ ધર્મ, બૌદ્ધ ધર્મ અને જૈન ધર્મના હતા. બધાની પાછળ એક જ સંસ્કૃતિ, સમાજવૃત્તિ પણ લગભગ એક જ. સ્વરાજવાદી અને અસહકારી

---

* **અનુવાદક : પંડિત ધર્માનંદ કોસંબી**

વચ્ચે જેવો ફરક હોય છે તેવા આ જૂના પંથોના ફરક હતા, એથી વધારે નહીં. કર્મકાંડી બ્રાહ્મણો વેદના પ્રમાણનો બહુ આગ્રહ રાખે એટલે કેટલાક ચિડાઈને કે અકળાઈને કહેવા લાગ્યા, 'જાઓ ત્યારે વેદ એ પ્રમાણ નથી.' આવી વૃત્તિથી બે પંથ વચ્ચે બહુ બહુ તો સહેજસાજ કડવાશ જામે, પણ એમનો ધર્મ જ જુદો એમ ન કહી શકાય. ધર્મમાં તો સંસ્કૃતિનાં મૂળભૂત તત્ત્વોનો સમાવેશ થાય છે. એ તત્ત્વો તો સૌનાં સરખાં જ છે. જૈન, બૌદ્ધ, શીખ, સનાતની, આર્ય, બ્રાહ્મો બધા સરખા જ સનાતની છે, એક જ સંસ્કૃતિનાં અંગો છે, અને બધાના ધર્મ-પુરુષો એક જ વાત કહે છે. દાર્શનિક માન્યતામાં દરેકનો આગ્રહ કંઈક જુદો ખરો.

પણ વૈદિક કાળથી એક મહત્ત્વનો દૃષ્ટિભેદ ચાલતો આવ્યો છે. કેટલાક લોકો માને છે કે આત્યંતિક ત્યાગ અને સંન્યાસ એ જ દરેક માણસનો આદર્શ હોઈ શકે, મોક્ષધર્મ એ જ ધર્મ છે. જ્યારે બીજા લોકો માને છે કે અધિકારી પુરુષો માટે જ સંન્યાસ અને મોક્ષનો આદર્શ હોઈ શકે. સામાન્ય સમાજ તો ભુક્તિમુક્તિ બંનેનો વિચાર કરશે, અભ્યુદય અને નિ:શ્રેયસ બંનેની ઇચ્છા રાખશે. મોક્ષ ભલે અનંતકાળે મળવાનો હોય, પણ સામાન્ય સમાજ માટે અર્થ, કામ અને ધર્મ એ જ જીવતીજાગતી વસ્તુ છે. વર્ણવ્યવસ્થા, અધિકારભેદનો વિચાર, આશ્રમોની ક્રમમુક્તિ ઇત્યાદિ વ્યવસ્થા આ વર્ગને વિશેષ પ્રિય હોય છે.

આ ભેદ જૂના લોકો 'શ્રમણ' અને 'બ્રાહ્મણ' એ શબ્દોમાં વ્યક્ત કરતા. શ્રમણો પાસે સમાજશાસ્ત્ર ન મળે. તેઓ તો યમનિયમવાળો મોક્ષધર્મ જ જાણે. બ્રાહ્મણોને એનો વિરોધ ન હતો. અંતિમ આદર્શ તરીકે એમને પણ એ જ વસ્તુ ઇષ્ટ હતી. ચારે પુરુષાર્થને તેઓ યથાધિકાર, યથાક્રમ મહત્ત્વ આપનારા હતા, એટલે મોક્ષ કરતાં વ્યવહારની વ્યવસ્થા જ તેમને મન મુખ્ય. વ્યવહાર મોક્ષનો વિરોધી ન થાય એટલું જોયું એટલે બસ. મોક્ષે જવાની ઉતાવળ ન મળે. આપણું મોઢું મોક્ષ તરફ રહે અને તેનાથી વિમુખ ન થઈએ એટલું જરૂરનું છે. સરકારી નોકરીમાં જેમ ક્રમે ક્રમે ચડવાનું થાય જ છે તેમ અંતે કોક વખતે મોક્ષ મળશે જ, એ શ્રદ્ધાથી અને ધીરજથી તે વર્ગ ચાલે છે.

બ્રાહ્મણ અને શ્રમણ વચ્ચે તાત્ત્વિક ભેદ નથી, પણ આવો ભેદ છે. તેથી ઉપર વર્ણવેલા બધા આર્ય પંથોમાં આગ્રહભેદ દેખાતો છતાં કંઈ ભારે તત્ત્વભેદ ન હોવાને કારણે એ બધા પંથોનાં ધર્મપુસ્તકો એકબીજાને આવકારી રહ્યાં છે.

સનાતનીઓ અથવા વેદાંતીઓ જેમ ગીતાનો આધાર લઈને ચાલે છે તેમ બૌદ્ધો ત્રિપિટકમાં આવેલા 'ધમ્મપદ' નામના પ્રકરણને આદરપૂર્વક સ્વીકારે છે. ધમ્મપદનું સ્થાન અને મહત્ત્વ એમની આગળ ગીતા જેટલું છે એ ખરું, પણ ધમ્મપદમાં ગીતાની પેઠે એક સળંગ સંવાદ કે વિષયવિવરણ નથી. ધમ્મપદ એ ધાર્મિકોનો સુભાષિતસંગ્રહ છે. તેમાંનાં ઘણાંખરાં વચનો આખાં ને આખાં અથવા સહેજસાજ પાઠાંતર સાથે મહાભારતાદિ સનાતની ગ્રંથોમાં મળે છે. તેમાંનાં કેટલાંક વચનો બુદ્ધ ભગવાનનાં કે તેમના શિષ્યોનાં હશે અને પાછળથી ભારતાદિ ગ્રંથોમાં

દાખલ થયાં હશે. પણ એ બધો વિચારરાશિ એક જ પરંપરાનો છે. બુદ્ધ ભગવાનનાં વચનો પણ ઘણાંખરાં તેમના પહેલાંની સંસ્કૃતિની મૂડીમાંનાં છે. જોકે ગૌતમ બુદ્ધ જેવા ઉત્કટ ધર્મજિજ્ઞાસુ અને ધર્મધુરંધર ઉપદેશકને મોઢે નવાં નવાં વચનો પણ એની મેળે નીકળે તો એમાં કશું આશ્ચર્ય નથી. ધાર્મિકતાના ઉદ્‌ગારો એ કાંઈ તત્ત્વજ્ઞાનની મીમાંસા નથી હોતી. એ તો અનુભવના ઉદ્‌ગાર. એમાં નવાજૂનાનો સવાલ જ ન હોય. એક જ અનુભવ ભિન્ન વૃત્તિવાળા લોકો ભિન્ન રીતે વર્ણવે એટલો જ ભેદ આ પંથોમાં દેખાય છે.

ધમ્મપદ એ ધાર્મિક વૃત્તિને પોષનારા જીવનવ્યાપી સિદ્ધાંતનો એક સુંદર સંગ્રહ છે. સમાજના ડોસાઓનું ડહાપણ, જેમ કહેવતોની ટંકશાળમાં મુદ્રિત થાય છે તેમ ધર્મના અનુભવીઓના એકરાર ગાથાના રૂપમાં પ્રગટ થાય છે. ધમ્મપદની ખૂબી એની આ સંસ્કારી પસંદગીમાં છે. શિષ્યોએ પાછળથી દરેક ગાથા સાથે એક એક વાર્તા ગોઠવી દીધી. અમુક પ્રસંગે આવો બનાવ બન્યો હતો અને બુદ્ધ ભગવાને આવાં વેણ કાઢ્યાં હતાં, એમ કહી ભક્તોએ ધમ્મપદની ૪૨૩ ગાથાઓ કથાઓમાં વણી કાઢી છે. આમ કરવાથી ગાથાઓનો અર્થ ઘણી વાર સ્પષ્ટ અને લોકગ્રાહ્ય થયો છે. પણ કોક કોક વાર શ્લોકનું સ્વારસ્ય માર્યું ગયું છે અને અર્થ સંકુચિત પણ થયો છે. આપણે તો ગાથાઓ સીધી જ લઈને વાંચીએ અને એમાંથી સ્વાભાવિક રીતે નીતરતો અર્થ જ લઈએ.

૨

સાહિત્યનો જન્મ થયો ત્યારે લેખનકળાનો ઉદય થયો ન હતો, પ્રજાને સાહિત્યનું ભાન આવ્યું તે પહેલાંના માનવી ઉદ્‌ગારો સ્વાભાવિક રૂપના જ હતા. એમાંથી જેટલા ઉદ્‌ગારોમાં તાલબદ્ધતા અથવા છંદ જેવું કાંઈક ઉમેરાયું એટલા ઉદ્‌ગારો પ્રજાકંઠમાં ટકી શક્યા પણ એ ઉદ્‌ગારો સ્થાયી રૂપ પકડે એવો મૂળ ઉદ્દેશ નહીં હોવાથી એમનાં રૂપ અને ભાવમાં કંઈ ખાસિયત રહેલી જ એમ નહીં. જ્યારે વિચાર, અનુભવ, કલ્પના કે સિદ્ધાંત ચિરંજીવી થાય અને મૂડી રૂપે વપરાય એવી ઈચ્છા મનુષ્યહૃદયમાં પેદા થઈ ત્યારે સાહિત્યનો જન્મ થયો.

લેખનકળાનો ઉદય મોડો થયો એ સાહિત્ય ઉપર યદૃચ્છાએ કરેલો ઉપકાર જ છે. લિપિના પ્રથમ શોધકર્તા ગણેશ હશે. ગણેશે મહાભારત લખી આપ્યું ત્યારથી વિસ્તૃત ગ્રંથો લખાયા. તે પહેલાં લખાણ — અથવા ખરું જોતાં સાહિત્ય કહેવું જોઈએ — જેટલું ટૂંકું તેટલું સારું એવો આદર્શ સમાજમાં રૂઢ હોવો જ જોઈએ. એમાંથી જ અતિસંક્ષેપવાળા સૂત્રગ્રંથો તૈયાર થયા. કંઠસ્થ સાહિત્ય, કાવ્યમય, છંદોબદ્ધ અને અલ્પાક્ષર હોવું જ જોઈએ. કવિ મોરોપંતે ઉત્તમ ભાષણનું લક્ષણ બાંધ્યું છે, તે જ પ્રાચીન સાહિત્યને લાગુ પડે છે:

वह्वर्थ, जनमनोहर, अल्पाक्षर, मधुर, सत्य बोलावें।
ज्या सद्वाक्यश्रवणे श्रोत्याचें चित्त शिर हि डोलावें॥

આ આદર્શવાળા જમાનામાં સુભાષિતોનો ફાલ અસાધારણ આવેલો હોય તો નવાઈ નથી. શબ્દાલંકારો, અર્થાલંકારો અને કહેવતો, તેમ જ અન્યોક્તિઓ આ જમાનાનાં ચલણી નાણાં હશે. કેવળ સાહિત્યની જ ઉપાસના કરનારા લોકો જ્યારે ન હતા ત્યારે સામાન્ય લોકો જીવનનો એકાંગી અથવા ચિરસંચિત અનુભવ એકાદ શ્લોક, દુહા કે શેરમાં સંગૃહીત કરી ઘરેણાની પેઠે પ્રજાને વારસામાં આપી દેવાની ઇચ્છા રાખતા. સરસ સુભાષિત મળે તો એનો પુરસ્કાર કરવામાં રાજાઓમાં અહમ-હમિકા ચાલતી.

એવા જમાનામાં લોકવિશ્રુત બૌદ્ધગ્રંથ ધમ્મપદ તૈયાર થયો હશે. બૌદ્ધ ધર્મનો પ્રચાર કરવાની ઇચ્છાથી આ ગ્રંથ લખાયો નથી, પણ બૌદ્ધ ધર્મ જેમની રગેરગમાં વ્યાપેલો છે, વિચાર, ઉચ્ચાર અને આચારમાં ઓતપ્રોત છે એવા લોકોએ સામાન્ય પ્રજાને જીવનયાત્રાનું ભાથું આપવા માટે અનુભવનાં આ વચનો જેઠીમધના શિરા પ્રમાણે તૈયાર કરી આપેલાં છે. બૌદ્ધ ધર્મની બધી શાખાઓ અને ફિરકાઓમાં સરખી જ રીતે માન્ય આ ગ્રંથ વિશ્વમાન્ય થયો છે એનું કારણ એ છે કે એની શિખામણો બૌદ્ધ ધર્મ પૂરતી જ નથી પણ ગમે તે દેશના ગમે તે જમાનાના અને ગમે તે ધર્મના માણસને સરખી જ રીતે બોધપ્રદ છે. આમાં નથી ઈશ્વર કે એના સ્વરૂપનો ઝઘડો, નથી એમાં સ્વર્ગલોકના ઈતિહાસ-ભૂગોળની કડાકૂટ, અવતારવાદ કે પુનર્જન્મ જેવી દાર્શનિક કલ્પનાઓ ઉપર પણ અહીં આધાર રખાયો નથી, આ તો एहि पस्स्येकधर्म છે. અહીં ગૂઢ કશું નથી. આવો અને જુઓ, એ આ ધર્મનું સ્વરૂપ છે. અનુભવ સાથે ભળતું હોય, જીવનના આદર્શ સાથે મળતુ હોય તો એને સ્વીકારો. તમારી તાકાત શી કે એનો સ્વીકાર ન કરો. તમે એને સાંભળો એટલી વાર, એ તમારામાં પ્રવેશ કરશે જ, એટલી એની સ્વાભાવિકતા અને કલ્યાણકારિતા છે.

બુદ્ધ ભગવાનનો દાવો એ નથી કે ઈશ્વરે એમને ખાસ પ્રેરણા આપી છે, એ ઈશ્વરના પુત્ર પણ નથી, અને ઈશ્વરના મોકલેલા પ્રેષિત પણ નથી. એ પરલોકની વિદ્યા પણ નથી લઈ આવ્યા, અને કોઈનો પેગામ પણ નથી લઈ આવ્યા. પોતાના અને મનુષ્યજાનના હિતને અર્થે તેઓ માર સાથે લડ્યા. મારને હરાવી તેમણે શાંતિ મેળવી. તમામ દુઃખોનું ઓસડ મેળવ્યું અને એ ઓસડથી બીજાને પણ લાભ થશે એ શ્રદ્ધાથી એનો ઉપયોગ કર્યો.

અનેક ધર્મના ઝઘડાથી અકળાયેલા આજે આપણે કહીએ છીએ કે અમારે ધર્મ નથી જોઈતો, અમારે નીતિ અથવા સદાચાર બસ છે; પરલોક સાથે અમારે લેવાદેવા નહીં; જે કાંઈ છે તે આ લોકમાં જ છે. આ લોકનો સામાન્ય સદાચાર તે જ અમારો ધર્મ. હૃદયમાં ન્યાય, આબરૂ, ખાનદાની, ઈમાન કે આર્યત્વનો જે સહજ ખ્યાલ છે તેની પ્રેરણા જ અમે માન્ય રાખીએ. પણ આપણે ભૂલી જઈએ છીએ કે જે સામાન્ય નીતિ કે સદાચારનો પુરસ્કાર આપણે કરીએ છીએ તેને જન્મ આપનાર આ ઉદારધી અને વિપુલહૃદય ધર્મકારો જ હતા. ધર્મનું મોટં

તંત્ર રચનારા પાછળના વ્યવસ્થાપકોએ ધર્મને નામે એટલી બધી કડાકૂટ અને ધતિંગ ઊભાં કર્યાં છે કે ધર્મ શબ્દ સાંભળતાંવેંત એ બધો પ્રપંચ નજર આગળ ખડો થાય છે અને ધર્મ પ્રત્યે સૂગ ઉત્પન્ન થાય છે. જે 'ધર્મ'નો આજે આપણે વિરોધ કરીએ છીએ તે ધર્મનો સ્પર્શ સરખો બુદ્ધના ઉપદેશમાં નથી. તેથી જ ત્રણ હજાર વર્ષને અંતે ગૌતમ બુદ્ધનો ઉપદેશ દુનિયાના બધા જ કેળવાયેલા લોકો આદરપૂર્વક સાંભળે છે, અને ગ્રહણ કરે છે.

સામાન્ય સદાચાર સામાન્ય માણસ માટે બસ છે એ ખરું પણ સમ્રાટ મનુષ્ય કેવળ નિયમોના વિસ્તારથી સંતોષ પામતો નથી. 'શા સારુ?' એ સવાલ એના મોઢામાં હંમેશાં રહે જ છે, શા સારુનો જવાબ શાસ્ત્રીય મનોવૃત્તિને પણ તર્પે એવો જો કોઈએ આપ્યો હોય તો તે બુદ્ધ ભગવાને. સત્યની શોધે ઊપડેલા દરેક યાત્રીએ બૌદ્ધ ધર્મમાં એક વાર પડાવ નાખવો જ જોઈએ.

ધમ્મપદ એ ગીતા જેવો સંવાદગ્રંથ નથી. એમાં સળંગસૂત્ર દલીલોની પરંપરા પણ નથી. એ તો કેવળ સુભાષિતોનો સંગ્રહ છે. અનેક પાસાવાળા અનુભવના હીરાઓનો તે એક પટારો છે. એ હીરાનો હાર બનાવવાનો પણ કોઈએ પ્રયત્ન નથી કર્યો. આકાર અને ચળકાટ જોઈ એનાં અલગ અલગ પડીકાં બાંધ્યાં છે અને પટારામાં મૂકી દીધાં છે.

આ વચનોમાં સળંગસૂત્રતા નથી એ ખરું છતાં એ બધાં વચનોમાં પરસ્પર સંગતિ પૂરેપૂરી છે. જીવનની એક વિશિષ્ટ, ઉદાર અને પારગામી દૃષ્ટિ એમાં સરખી રીતે સચવાયેલી છે. અને તેથી જ આખો ગ્રંથ મળીને જીવનને પ્રેરણા આપનાર, વિષમ પ્રસંગે સલાહ આપી દોરનાર, દુઃખને પ્રસંગે સાન્ત્વન આપનાર અને જડબુદ્ધિને જીવનનું રહસ્ય સમજાવી સચેતન બનાવનાર એકાદ મુરબ્બી મિત્રની એ ગરજ સારે છે.

૧૯૩૨

## ભગવાન બુદ્ધ*

દુનિયામાં એક પણ એવી ભાષા નથી કે જેમાં ભગવાન બુદ્ધની વાર્તા લખાયેલી ન હોય. લોકોએ અનેક રીતે એ વાર્તા ગાઈ છે, અને કોટિ કોટિ લોકોને તથાગતના ચરિત્રે સન્માર્ગે દોર્યું છે. હિંદુ ધર્મમાં જે શ્રેષ્ઠ નીતિ રહેલી છે, જીવનનો જે શ્રેષ્ઠ આદર્શ રહેલો છે તે આ ચરિત્રમાં આપણને જડે છે. શાક્યમુનિએ 'માર' સાથે અસહકાર કરી વિજય મેળવ્યો અને તેઓ મારજિત—લોકજિત—જીન—બુદ્ધ થયા, અને પછી બીજાઓને પણ એ જ માર્ગ તેમણે બતાવ્યો.

* લેખક : શ્રી ગિજુભાઈ બધેકા

ઉચ્ચ અને નીચ, સ્ત્રી અને પુરુષ, અસંખ્ય લોકો તે ઉપદેશ સાંભળીને તે મુજબ આચરણ કરીને કૈવલ્ય મેળવી શક્યા છે.

આવો પુણ્યવાન ઇતિહાસ સાંભળવો કોને ન ગમે?

આ વાર્તામાં સર્વ જાતના રસો છે, છતાં આખી વાર્તા વાંચ્યા પછી માણસ રસાતીત થઈ જાય છે એ એની ખૂબી છે.

૧૯૨૧

# ગીતાપદાર્થકોશ

ગીતાના શબ્દોની (પદોની) અક્ષરાનુક્રમણિકા, એમનો સ્થળનિર્દેશ અને એમનો અર્થકોશ ગાંધીજીએ ઈ. સ. ૧૯૨૨-૨૩ની સાલમાં યરવડા જેલમાં તૈયાર કર્યો. તે વખતના જેલના વાચન અને સાહિત્યપ્રવૃત્તિ વિશે ગાંધીજીએ લખ્યું છે:

"હું સંસારમાં પડ્યો ત્યારે સામાન્ય જ્ઞાન મેળવવા માટે મારે વાંચવું જોઈએ એમ મને લાગ્યું. પણ પ્રથમથી જ મારા જીવનમાં તોફાન અને સંકટે દેખા દીધાં. એટલે સાહિત્યમાં રસ લેવાનો બહુ સમય ન મળ્યો. ૧૮૯૪ પછી ચાલુ વાચનનો મને સમય મળ્યો તે માત્ર દક્ષિણ આફ્રિકાની જેલોમાં જ. મને વાચનનો શોખ ઉત્પન્ન થયો એટલું જ નહીં, પણ સંસ્કૃતનું મારું જ્ઞાન પૂર્ણ કરવાનો તથા તામિલ, હિંદી અને ઉર્દૂનો અભ્યાસ કરવાનું મને મન થયું. દક્ષિણ આફ્રિકાની જેલોમાં મારી વાચનની અભિરુચિ તીક્ષ્ણ થઈ હતી. એટલે દક્ષિણ આફ્રિકાના મારા છેલ્લા કારાવાસ દરમિયાન મને વહેલો છોડી મૂકવામાં આવ્યો ત્યારે મને દુ:ખ થયેલું.

"એટલે હિંદુસ્તાનમાં એવો અવસર આવ્યો ત્યારે મેં તેને આનંદપૂર્વક વધાવી લીધો. મેં યરવડામાં કરવાના અભ્યાસનો નિયમિત ક્રમ ઘડી કાઢ્યો, જે પૂરો કરવા માટે છ વર્ષ બસ ન હતાં.

"જર્જરિત શરીરવાળો ચોપન વર્ષનો વૃદ્ધ હોવા છતાં ચોવીસ વર્ષના તરુણ જેટલા ઉત્સાહપૂર્વક મેં અભ્યાસ માંડ્યો. મારા સમયની એકેએક ક્ષણનો હિસાબ રાખતો અને છૂટત ત્યારે ઉર્દૂ અને તામિલનો ઠીકઠીક અભ્યાસી થઈને અને સંસ્કૃતનું સારું જ્ઞાન લઈને હું નીકળત એવી વકી હતી. સંસ્કૃત મૂળ ગ્રંથ વાંચવાની મારી કામના પૂર્ણ થઈ હોત. પણ એમ બનવાકાળ ન હતું. દુર્ભાગ્યે મંદવાડ આવ્યો. એને પરિણામે હું છૂટ્યો, ને મારા અભ્યાસના રંગમાં ભંગ પડ્યો."

છતાં ગાંધીજીએ અનેક ભાષાની નાનીમોટી મળીને દોઢસો ચોપડીઓ તો વાંચી કાઢી. એમાં મહાભારત, ગીતા અને ઉપનિષદોનો અભ્યાસ તો ખરો જ. તેઓ લખે છે:

"જે પુસ્તકો વિના હું ન જ ચલાવી શક્યો હોત તે હતાં મહાભારત, રામાયણ અને ભાગવત. વેદને મૂળમાં જઈને જોવાની ઇચ્છા ઉપનિષદથી સતેજ

થઈ. એની ઉત્કટ કલ્પનાઓથી પારાવાર આનંદ થયો અને તેની આધ્યાત્મિકતાથી મારો આત્મા ઠર્યો."

આ વાચન સાથે સાથે એમણે આ ગીતાપદાર્થકોશ પણ તૈયાર કર્યો, એને વિશે તેમણે લખ્યું છે: "જેલમાંના મારા અભ્યાસની આ સમાલોચના પૂરી કરતાં પહેલાં હું વિદ્યાર્થી વાચકને નિયમિત કાર્ય કરવાની ઉપયોગિતા વિશે તથા શુષ્ક વસ્તુઓ રસિક બનાવેલી રીત વિશે બે શબ્દો કહી દઉં: મારા પોતાના અભ્યાસ અને ચાલુ ઉપયોગને માટે મારે ગીતાની એક શબ્દાનુક્રમણિકા તૈયાર કરવી હતી. શબ્દો અને તેના સંબંધો નોંધવા અને તેના બબ્બે વખત અનુક્રમ ગોઠવવા એ કામ બહુ રસિક નથી. મારા કારાવાસ દરમ્યાન મારે આ કામ કરવું એવી મારી ધારણા હતી, છતાં આ કામ પાછળ બહુ વખત દેવો મને ગમે એમ નહોતું. મારું સમયપત્રક ભરચક હતું. આથી રોજ ફક્ત વીસ મિનિટ આ કામ પાછળ આપવાનો મેં નિશ્ચય કર્યો. આટલો થોડો વખત કરવાનું હોવાથી આ કામ મને વૈતરું થઈ પડતું અટક્યું. ઊલટું, રોજ એનો વખત ક્યારે થાય એની હું રાહ જોતો. જ્યારે તેની બીજી વારની અનુક્રમણિકા કરવાનો વખત આવ્યો ત્યારે તો હું તેમાં તલ્લીન થવા લાગ્યો. જિજ્ઞાસુએ આ વાતનો જાતઅનુભવ લઈ જોવો. જે શબ્દોનો અનુક્રમ મારે ગોઠવવો હતો તેના પહેલા અક્ષરોનો અક્ષરાનુક્રમ પહેલાં મેં તૈયાર કર્યો પણ દરેક અક્ષરોના શબ્દોને અંદર અંદર અક્ષરાનુક્રમમાં કેવી રીતે ગોઠવવા એ પ્રશ્ન ભારે ગૂંચવણભર્યો થઈ પડ્યો. મેં કદી શબ્દકોશ તૈયાર કર્યો નહોતો, આથી મારે કામ કરવાની રીત સ્વતંત્રપણે શોધી કાઢવી પડી, અને જ્યારે મેં તે શોધ કરી ત્યારે મારા આનંદનો પાર રહ્યો નહીં. [જે આનંદ લખોટામાં કે નવ કાંકરીમાં બચપણમાં લેતો તેથીયે વધારે આનંદ મેં આ અનુક્રમણિકા ગોઠવવાની રમતમાંથી લીધો.] એ રીત સુઘડ, ત્વરિત અને ભૂલ થવા જ ન પામે એવી હતી. આ આખું કામ પૂરું કરતાં મને અઢાર મહિના લાગ્યા, આજે હવે આ શબ્દાનુક્રમમાં જોઈને ગીતાજીમાંનો કોઈ પણ શબ્દ ક્યાં અને કેટલી વાર વપરાયો છે તે હું તત્કાળ જાણી શકું છું. એમાં બીજો પણ અર્થ રહેલો છે. જો હું કોઈ વખત ગીતા ઉપરના મારા વિચારો લખવા સમર્થ થઈશ તો હું આ શબ્દાનુક્રમ તેમ જ વિચારો પ્રજા સમક્ષ મૂકવા ધારું છું."

ગીતાના પદાનુક્રમ આના પહેલાં કોઈએ તૈયાર કર્યા ન હતા એમ નથી. ઓછીવત્તી પૂર્ણતાવાળા આવા ગીતા-પદ-કોશો ચારપાંચ તો છે જ પણ ગાંધીજીને પોતાના વિનોદને અર્થે અને જેલની સગવડ માટે આવો કોશ સ્વતંત્રપણે કરવો હતો. ગાંધીજીનું માનસ દરેક ક્ષેત્રમાં શાસ્ત્રીય રીતે કામ કરે છે. ગીતાના અભ્યાસની સગવડ માટે તેમણે એક વાર અનેક ભાષાંતરોમાંથી દરેકના શ્લોકના જુદા જુદા અનુવાદો એકત્ર આણી ટાઈપ કરાવ્યા હતા.

જેને અંગ્રેજીમાં 'કૉન્કૉર્ડન્સ' કહે છે, તેનો ઉદ્દેશ અમુક ગ્રંથમાં અથવા અમુક લેખકનાં તમામ લખાણોમાં અમુક શબ્દ ક્યાં ક્યાં અને કેટલી વાર આવ્યો

ઉચ્ચ અને નીચ, સ્ત્રી અને પુરુષ, અસંખ્ય લોકો તે ઉપદેશ સાંભળીને તે મુજબ આચરણ કરીને કૈવલ્ય મેળવી શક્યા છે.

આવો પુણ્યવાન ઇતિહાસ સાંભળવો કોને ન ગમે?

આ વાર્તામાં સર્વ જાતના રસો છે, છતાં આખી વાર્તા વાંચ્યા પછી માણસ રસાતીત થઈ જાય છે એ એની ખૂબી છે.

૧૯૨૧

# ગીતાપદાર્થકોશ

ગીતાના શબ્દોની (પદોની) અક્ષરાનુક્રમણિકા, એમનો સ્થળનિર્દેશ અને એમનો અર્થકોશ ગાંધીજીએ ઈ. સ. ૧૯૨૨-૨૩ની સાલમાં યરવડા જેલમાં તૈયાર કર્યો. તે વખતના જેલના વાચન અને સાહિત્યપ્રવૃત્તિ વિશે ગાંધીજીએ લખ્યું છે:

"હું સંસારમાં પડયો ત્યારે સામાન્ય જ્ઞાન મેળવવા માટે મારે વાંચવું જોઈએ એમ મને લાગ્યું. પણ પ્રથમથી જ મારા જીવનમાં તોફાન અને સંકટે દેખા દીધાં. એટલે સાહિત્યમાં રસ લેવાનો બહુ સમય ન મળ્યો. ૧૮૯૪ પછી ચાલુ વાચનનો મને સમય મળ્યો તે માત્ર દક્ષિણ આફ્રિકાની જેલોમાં જ. મને વાચનનો શોખ ઉત્પન્ન થયો એટલું જ નહીં, પણ સંસ્કૃતનું મારું જ્ઞાન પૂર્ણ કરવાનો તથા તામિલ, હિંદી અને ઉર્દૂનો અભ્યાસ કરવાનું મને મન થયું. દક્ષિણ આફ્રિકાની જેલોમાં મારી વાચનની અભિરુચિ તીક્ષ્ણ થઈ હતી. એટલે દક્ષિણ આફ્રિકાના મારા છેલ્લા કારાવાસ દરમિયાન મને વહેલો છોડી મૂકવામાં આવ્યો ત્યારે મને દુ:ખ થયેલું.

"એટલે હિંદુસ્તાનમાં એવો અવસર આવ્યો ત્યારે મેં તેને આનંદપૂર્વક વધાવી લીધો. મેં યરવડામાં કરવાના અભ્યાસનો નિયમિત ક્રમ ઘડી કાઢયો, જે પૂરો કરવા માટે છ વર્ષ બસ ન હતાં.

"જર્જરિત શરીરવાળો ચોપન વર્ષનો વૃદ્ધ હોવા છતાં ચોવીસ વર્ષના તરુણ જેટલા ઉત્સાહપૂર્વક મેં અભ્યાસ માંડયો. મારા સમયની એકેએક ક્ષણનો હિસાબ રાખતો અને છૂટત ત્યારે ઉર્દૂ અને તામિલનો ઠીકઠીક અભ્યાસી થઈને અને સંસ્કૃતનું સારું જ્ઞાન લઈને હું નીકળત એવી વકી હતી. સંસ્કૃત મૂળ ગ્રંથ વાંચવાની મારી કામના પૂર્ણ થઈ હોત. પણ એમ બનવાકાળ ન હતું. દુર્ભાગ્યે મંદવાડ આવ્યો. એને પરિણામે હું છૂટયો, ને મારા અભ્યાસના રંગમાં ભંગ પડયો."

છતાં ગાંધીજીએ અનેક ભાષાની નાનીમોટી મળીને દોઢસો ચોપડીઓ તો વાંચી કાઢી. એમાં મહાભારત, ગીતા અને ઉપનિષદોનો અભ્યાસ તો ખરો જ. તેઓ લખે છે:

"જે પુસ્તકો વિના હું ન જ ચલાવી શક્યો હોત તે હતાં મહાભારત, રામાયણ અને ભાગવત. વેદને મૂળમાં જઈને જોવાની ઇચ્છા ઉપનિષદથી સતેજ

# સદાચારનો પાયો

## [વા. મ. જોશીકૃત નીતિશાસ્ત્રપ્રવેશ*ના અનુવાદની પ્રસ્તાવના]

પોતાની સ્વતંત્રતા જાળવતાં છતાં લોકપ્રિય થવું, સર્વમાન્ય થવું એ મહારાષ્ટ્રમાં સહેલું નથી. એટલે આ ગ્રંથના વિદ્વાન લેખક મારા મિત્ર વામનરાવ જોશી બધા જ પક્ષોમાં પ્રિય છે અને માન્ય છે એમ હું કહું તો એમની શક્તિનો મેં પૂરો પરિચય આપ્યો એમ માનવું જોઈએ. આ જોશીકુટુંબ સંસ્કારિતા અને વિદ્યાપરાયણતા માટે પંકાયેલું છે. વામનરાવના મોટાભાઈ મહાદેવ મલ્હાર જૂનાગઢમાં પ્રોફેસર હતા એટલે ઘણા ગુજરાતીઓ એમને વિશેનાં પોતાનાં સંસ્મરણો આપી શકે એમ છે. હું ભૂલતો ન હોઉં તો શ્રી ધૂમકેતુ મહાદેવ મલ્હારના ઠીક ઠીક પ્રસંગમાં આવ્યા હતા. ધૂમકેતુની ઉચ્ચ રસિકતા અને સાહિત્યપરાયણતા મહાદેવ મલ્હારના સહવાસમાં ખીલી હોય તો એમાં આશ્ચર્ય નથી. વામનરાવના બીજા ભાઈ નારાયણ મલ્હાર ભારત સેવક સમાજના એક પ્રમુખ કાર્યકર્તા છે અને મજૂરોના સેવક છે એ જાણીતી વાત છે. વામન મલ્હાર પોતે દાર્શનિક તત્ત્વજ્ઞાની છે અને શિક્ષણશાસ્ત્રી છે. પણ આધુનિક યુગના રિવાજ પ્રમાણે એમણે પોતાની શક્તિ પોતાની સંસ્કારસુંદર નવલકથામાં વ્યક્ત કરી છે. એમના નિબંધોમાં પણ એમની પ્રતિભા અનેક રીતે સ્વૈરવિહાર કરે છે અને એમાંથી તત્ત્વજ્ઞાનની સુગંધ અનેક રીતે મહેકે છે. પણ તત્ત્વજ્ઞાનની એમણે સીધી સેવા કરી તે આ 'નીતિશાસ્ત્રપ્રવેશ' મારફતે જ.

'સૉક્રેટિસના સંવાદ' એ પણ તત્ત્વજ્ઞાન ઉપરનો જ ગ્રંથ ગણાય. ગ્રીક ભાષામાંથી અત્યંત રસિક અંગ્રેજીમાં જે વસ્તુનો અનુવાદ થઈ ચૂક્યો છે તેને મરાઠી રૂપ આપવા માટે તત્ત્વજ્ઞાન અને ભાષા બન્ને વિષયો ઉપર કાબૂ ધરાવનાર માણસની જ જરૂર હતી. વામનરાવે 'સૉક્રેટિસના સંવાદ'નો અનુવાદ સફળ રીતે કર્યો છે અને એક ચરિત્રાત્મક પ્રસ્તાવના લખી એ ગ્રંથની ઉપયોગિતા વધારી પણ છે. વામનરાવની એ કૃતિનો પણ ગુજરાતીમાં અનુવાદ થાય એ ઇચ્છવા જેવું છે.

'નીતિશાસ્ત્રપ્રવેશ' મરાઠી ભાષામાં પોતાની કોટિનો અદ્વિતીય ગ્રંથ છે. દાભોળકરમાળાના ગ્રંથો પછી પ્રોફેસર ભાનુએ પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાન મરાઠી ભાષામાં સંક્ષેપમાં ઉતારવાનો પ્રયત્ન કર્યો હતો. લોકમાન્ય ટિળકે પણ પોતાના ગીતારહસ્યમાં પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનની ઝાંખી ટૂંકામાં કરાવી છે. પણ નીતિશાસ્ત્ર એ વિષય શો છે, કઈ કઈ શંકાઓ અને ચર્ચાઓ લઈને એ વિષય પ્રવૃત્ત થયો છે વિશે સાંગોપાંગ અને શાસ્ત્રશુદ્ધ વિવેચન તો વામનરાવની આ કૃતિમાં જ મળે

* અનુવાદક: શ્રી ગોવર્ધનદાસ કહાનદાસ અમીન.

છે એ અક્ષરાનુક્રમે બતાવવાનો હોય છે. ગાંધીજીએ એમાં દરેક પદનો અર્થ પણ આપી એની ઉપયોગિતા વધારી છે. તેથી એ કેવળ પદકોશ ન રહેતાં અર્થ-કોશ પણ થયો છે. અને તેથી જ એને गीतापदार्थकोश એવું નામ અહીં આપેલું છે, આ પદાર્થકોશમાં એમણે પ્રથમ સંસ્કૃત કોશોમાં આપેલા અર્થો જ લખી કાઢ્યા હતા, પાછળથી જ્યારે એમણે ગીતાનો પોતાનો અર્થ સ્પષ્ટ કરવા ખાતર अनासक्तियोग લખ્યો ત્યારે તેમાં આપેલા અર્થો પણ આ પદાર્થકોશમાં ઉમેરવામાં આવ્યા. ઑર્ડિનન્સરાજની ધમાલના દિવસોમાં એ સુધારેલો-વધારેલો કોશ ખોવાઈ ગયો. એટલે હમણાં હમણાં બેત્રણ મિત્રોએ ગાંધીજીના મૂળ હસ્તલિખિત પરથી ફરી મહેનત કરી એ તૈયાર કર્યો છે અને આજે વાચકોના હાથમાં એ મુકાય છે.

આ કોશ જેવો થયો છે તેથી ગાંધીજીને પૂર્ણ સંતોષ નથી. તેમની ઇચ્છા હતી કે અર્થો આપવા જ છે તો દરેક મહત્ત્વના શબ્દના જુદા જુદા ભાષ્યકારોએ અને ગીતાના નવાજૂના અભ્યાસીઓએ જુદા જુદા કેવા અર્થો કર્યા છે તે બધું વ્યવસ્થિત રીતે આપવું. આથી ભાષ્યાર્થનો તુલનાત્મક અભ્યાસ સુલભ થાય. આટલું કરી શકાત તોયે તે અર્થભેદની દૃષ્ટિ પૂરતું થાત. બીજી રીતે પણ અર્થકોશને શાસ્ત્રશુદ્ધ કરવા માટે શબ્દોના મૂળ ધાત્વર્થ આપી ત્યાર પછી ગીતા-યુગ સુધી એ શબ્દોના અર્થમાં કાલક્રમે કેવો ફરક પડતો ગયો અને ગીતાએ એ શબ્દોના ખાસ શા અર્થો કર્યા છે એ બતાવવું જોઈએ. ત્યાર પછી તત્ત્વજ્ઞાનના વિકાસને અનુસરીને ભાષ્યકારોને એ અર્થ કેમ ફેરવવા પડ્યા એ પણ ટૂંકામાં બતાવવું જોઈએ. આવી રીતે અર્થવિકાસનાં પગથિયાં અથવા પ્રવાહ બતાવી ગીતા પૂરતું 'સેમૅન્ટિક્સ' રચવું જોઈએ. જેમ માણસોનો વિકાસ થાય છે તેમ માણસજાતમાં વપરાતા મહાન શબ્દોના અર્થમાં પણ વિકાસ થતો જાય છે. શબ્દો પણ અંતે સગુણ પુરુષો જ છે.

આ અર્થવિકાસ વિશે અનાસક્તિયોગની પ્રસ્તાવનામાં ગાંધીજીએ લખ્યું છે: "જેમ મનુષ્યનો તેમ જ મહાવાક્યોના અર્થનો વિકાસ થયાં જ કરે છે. ભાષાઓનો ઇતિહાસ તપાસીએ તો આપણે જોઈએ છીએ કે ઘણા મહાન શબ્દોના અર્થ નિત્ય નવા થયા કર્યા છે. . . . ગીતાકારે મહાન શબ્દોના વ્યાપક અર્થ કરીને પોતાની ભાષાનો પણ વ્યાપક અર્થ કરવાનું શીખવ્યું છે."

આગળ જતાં તેઓ લખે છે: "ગીતા એક મહાન ધર્મકાવ્ય છે. તેમાં જેમ ઊંડા ઊતરો તેમ તેમાંથી નવા ને સુંદર અર્થો મેળવો . . . ગીતામાં આવેલા મહાશબ્દોના અર્થ યુગે યુગે બદલાશે ને વિસ્તાર પામશે. ગીતાનો મૂળ મંત્ર કદી નહીં બદલાય. એ મંત્રને જે રીતે સાધી શકાય તે રીતે જિજ્ઞાસુ ગમે તે અર્થ કરે."

ગાંધીજીની ઇચ્છા પ્રમાણે આવો વ્યાપક અને શાસ્ત્રશુદ્ધ સંપૂર્ણ ગીતાપદાર્થ-કોશ જ્યારે થશે ત્યારે થશે. અત્યારે તો એમની બાર વરસ પહેલાંની પ્રવૃત્તિનું ફળ ગીતાભ્યાસીઓ આગળ મૂકીએ છીએ.

ઑગસ્ટ, ૧૯૩૬

પ્રત્યે વાત્સલ્યયુક્ત સમભાવ અને અખૂટ ધીરજ બન્ને હોય છે. પાશ્ચાત્ય શાસ્ત્રોનો અને પાશ્ચાત્ય પદ્ધતિનો આપણા લોકોને જ્યારે પરિચય કરાવવાનો હોય છે ત્યારે અધ્યાપક લેખકની આ શક્તિ વિશેષ કામમાં આવે છે. સંસ્કૃત સાહિત્યનું અને આપણાં શાસ્ત્રોનું રહસ્ય યુરોપિયન લોકોને સમજાવતી વખતે પણ ત્યાંના લેખકોને ત્યાંના વાચકોની શક્તિ અને મર્યાદા એ જ રીતે ધ્યાનમાં રાખવાં પડે છે. જેમનામાં એ શક્તિ હોય છે એવા અંગ્રેજ લેખકો જ ત્યાંના સમાજ ઉપર પોતાની અસર પાડી શકયા છે. એ શક્તિ જેની હોય તે જ સંસ્કૃતિના એલચી થઈ શકે છે.

૨

નીતિ એટલે સદાચાર. નીતિનું શિક્ષણ જુદું અને એની મીમાંસા જુદી એ પ્રથમથી ધ્યાનમાં લેવું જોઈએ. નીતિનું શિક્ષણ મોટે ભાગે રહેણીકરણીના આગ્રહ દ્વારા, સત્પુરુષના સહવાસ દ્વારા, શિષ્ટાચારના પાલન દ્વારા, ધર્મશાસ્ત્રની આજ્ઞા દ્વારા અને સંતવાણીના સેવન દ્વારા અપાય છે. મોટેરાંઓ આમ કરે છે માટે કરો, સમાજને પસંદ છે માટે કરો, ધર્મશાસ્ત્રોમાં લખ્યું છે માટે કરો, ભગવાનને પ્રિય છે માટે કરો, મરી ગયા પછી ઉત્તમ ગતિ મળશે માટે કરો, દીન અને દુખિયાં લોકોનો આશીર્વાદ મળશે માટે કરો, કુળની પ્રતિષ્ઠા છે પિતરોની આણ છે માટે કરો, એ રીતે નીતિશાસ્ત્ર કે સદાચારનો ઉપદેશ થાય છે. આમ જેવાં કારણો ‘કરવા’ માટે અપાય છે એવાં જ ‘ન કરવા’ માટે પણ અપાય છે. વિધિ અને નિષેધના રૂપમાં જ સદાચારનો પ્રચાર થાય છે. નીતિશાસ્ત્રની મીમાંસા જુદી જ રીતે પ્રવૃત્ત થાય છે. નીતિના શિક્ષકો બિલકુલ નથી પસંદ કરતા કે સદાચારના નિયમો સામે કે રિવાજો સામે ‘કેમ’ એવો કોઈ પ્રશ્ન પૂછે. કોઈ છોકરી માતાને પૂછે કે મારે સ્વચ્છંદથી કેમ ન વર્તવું? તો એ કેવળ સ્વાભાવિક અને યોગ્ય ધર્મજિજ્ઞાસા છે એમ માતા તો નહીં જ માને. આવો સવાલ પુછાય જ કેમ, આવો સવાલ પૂછવાની ધૃષ્ટતા જે છોકરી કરી શકે છે તે બગડવાની તૈયારીમાં છે એમ જ એ માની લેશે અને ચિંતા અને દુ:ખથી બળી જશે. ઘરના મહેમાનોને ખાતર હું અગવડ શા માટે વેઠું એવો સવાલ ઘરનો છોકરો જો પિતાને પૂછે તો પિતા પોતાના દીકરાને સમાજરચનાશાસ્ત્રનો પાઠ આપવાની એક સુંદર તક મળી છે એમ સમજી દીકરાને આતિથ્યસંસ્થાનું રહસ્ય સમજાવવાને બદલે તારી ખાનદાની ક્યાં ગઈ? કે આવો સવાલ પૂછે છે એમ કહી દીકરાની ઝાટકણી જ કાઢશે. મોટા મોટા પંડિતો પણ માને છે કે સદાચારની શક્તિ,—જેને આપણે સત્ત્વ કે સત કહીએ છીએ તે—તાર્કિક મીમાંસાથી વધતી નથી. એ તો ભાવનાની ઉત્કટતાને જોરે જ ટકી શકે છે. માટે સદાચારની મીમાંસા જેટલી ઓછી કરીએ તેટલી સારી. જે ઈંડું ભાંગવાથી અંદરના જીવનો નાશ થાય છે તેમ જ લજ્જા, શરમ, વ્રીડા

મુરબ્બી પ્રિન્સિપાલ ભાટેએ આ ગ્રંથની પ્રસ્તાવનામાં લખ્યું છે તેમ 'રા. જોશીએ પોતાના ગ્રંથમાં યુરોપિયન શાસ્ત્રીય વિવેચનપદ્ધતિનો ઉપયોગ કર્યો છે અને આપણે ત્યાંની ઘણીખરી નીતિવિષયક કલ્પનાઓ એમાં પરોવી કાઢી છે.'

એમ જોતાં તો નીતિશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર એક જ વસ્તુ હોવાં જોઈએ; પણ આપણે ત્યાં સ્મૃતિઓમાં જ અને સંતવાણીમાં જ નીતિનાં વચનો જડી આવવાથી ધર્મનો આદર્શ સામાન્ય માણસ ન જ ઘડી કાઢી શકે, એવી માન્યતા લોકોમાં ફેલાઈ છે. ઋષિમુનિઓ અને સાધુસંતો ક્યાંકથી અધિકાર મેળવીને આપણી વચ્ચે વિચરે છે અને આપણો જીવનક્રમ કેવો હોવો જોઈએ એ આપણને બતાવી દે છે, એવી માન્યતા જ્યાં સુધી હોય ત્યાં સુધી સદાચાર એટલે શું અને અમુક રહેણીકરણીને સદાચારનું નામ શા માટે અપાય છે એની ચર્ચામાં ઊતરવા કરતાં શાસ્ત્રવચનોનો અર્થ શી રીતે કરવો અને એ વચનો પ્રમાણે ચાલવાની શક્તિ શી રીતે મેળવવી એની ચર્ચામાં જ જૂના ગ્રંથો કૃતાર્થ થાય છે. यस्य स्त्री तस्य भोगेच्छा निस्त्रीकस्य क्व भोगभूः? એવી દલીલો આપીને પોતાની વાત ઠસાવવાનો પ્રયત્ન આ શાસ્ત્રગ્રંથો કરે તો બહુ થયું. ખરું જોતાં શાસ્ત્રપ્રામાણ્યથી પ્રારંભ કરવાને બદલે બુદ્ધિપ્રામાણ્ય અને તર્કની કસોટીથી જ પ્રારંભ કરવો માણસની સ્વતંત્રતાને વધારે છાજે એવી વાત છે.

પાશ્ચાત્ય વિવેચનશૈલી સ્વીકાર્યા પછી વામનરાવે એમાં પોતાની અધ્યાપનકળા અને ભાષાપ્રભુત્વ ઉમેરી આ બાળબોધ ગ્રંથ બધી રીતે પ્રસન્ન, સમર્પક અને તૃપ્તિકારક બનાવ્યો છે. સફળ શિક્ષકને હાથે જ આવા ગ્રંથો તૈયાર થઈ શકે છે. આવા ગ્રંથો પોતાની ભાષાના અને એના સાહિત્યના મોંઘા અલંકારરૂપ હોય છે. આવી શૈલીના અધ્યયનથી વિદ્યાર્થીઓમાં સાહિત્યરસિકતા અને તત્ત્વવિવેચન-શક્તિ પ્રગટ થયા વગર રહેતી નથી. અને તેથી જ સંસ્કારવાંછુ યુવાનોને હું હંમેશાં આ ગ્રંથની ભલામણ કરતો આવ્યો છું. આ આખો ગ્રંથ વાંચ્યા પછી વાચકોએ વામનરાવના મોટાભાઈએ લખેલી નાની ચોપડી 'આધુનિક શિક્ષિતોનું વેદાન્ત' વાંચી જવી અને તેને અંતે આ બે ભાઈઓ વચ્ચે જે પ્રશ્નોત્તરી થઈ છે તેનો ઉચ્ચ આસ્વાદ લઈ લેવો એવી સારી ભલામણ છે.

વામનરાવની શૈલીની એક ખૂબી સહેજે ધ્યાન ખેંચે છે. તેઓ લેખક પણ છે અને અધ્યાપક પણ છે. અને તેમની વિદ્વત્તા સાવ એકાંગી નથી. પરિણામે જ્યારે જ્યારે તેઓ લખે છે ત્યારે ત્યારે ચોમાસાની નદી જેમ બન્ને બાજુના કાંઠાને ઘસતી જાય છે અને આસપાસનાં કોતરોને પાણીથી ભરી દે છે તેમ પોતાના વિષયનું વિવેચન કરતાં કરતાં આસપાસના અનેક વિષયોને સ્પર્શ કર્યા વગર તેઓ આગળ ચાલી શકતા જ નથી. પીઢ અધ્યાપક જ્યારે લેખક બને છે ત્યારે સામાન્ય લેખક કરતાં વાચકોની ભૂમિકા એ વધારે સમજી શકે છે. સામાન્ય લેખકના મનમાં પોતાના વિષય પ્રત્યે જ પ્રેમ અને ઉત્સાહ હોય છે જ્યારે અધ્યાપક લેખક વિષય પ્રત્યે તો ઉત્સાહ રાખે છે પણ એનામાં પોતાના વાચકો

પ્રત્યે વાત્સલ્યયુક્ત સમભાવ અને અખૂટ ધીરજ બન્ને હોય છે. પાશ્ચાત્ય શાસ્ત્રોનો અને પાશ્ચાત્ય પદ્ધતિનો આપણા લોકોને જ્યારે પરિચય કરાવવાનો હોય છે ત્યારે અધ્યાપક લેખકની આ શક્તિ વિશેષ કામમાં આવે છે. સંસ્કૃત સાહિત્યનું અને આપણાં શાસ્ત્રોનું રહસ્ય યુરોપિયન લોકોને સમજાવતી વખતે પણ ત્યાંના લેખકોને ત્યાંના વાચકોની શક્તિ અને મર્યાદા એ જ રીતે ધ્યાનમાં રાખવાં પડે છે. જેમનામાં એ શક્તિ હોય છે એવા અંગ્રેજ લેખકો જ ત્યાંના સમાજ ઉપર પોતાની અસર પાડી શક્યા છે. એ શક્તિ જેની હોય તે જ સંસ્કૃતિના એલચી થઈ શકે છે.

૨

નીતિ એટલે સદાચાર. નીતિનું શિક્ષણ જુદું અને એની મીમાંસા જુદી એ પ્રથમથી ધ્યાનમાં લેવું જોઈએ. નીતિનું શિક્ષણ મોટે ભાગે રહેણીકરણીના આગ્રહ દ્વારા, સત્પુરુષના સહવાસ દ્વારા, શિષ્ટાચારના પાલન દ્વારા, ધર્મશાસ્ત્રની આજ્ઞા દ્વારા અને સંતવાણીના સેવન દ્વારા અપાય છે. મોટેરાંઓ આમ કરે છે માટે કરો, સમાજને પસંદ છે માટે કરો, ધર્મશાસ્ત્રોમાં લખ્યું છે માટે કરો, ભગવાનને પ્રિય છે માટે કરો, મરી ગયા પછી ઉત્તમ ગતિ મળશે માટે કરો, દીન અને દુખિયાં લોકોનો આશીર્વાદ મળશે માટે કરો, કુળની પ્રતિષ્ઠા છે પિતરોની આણ છે માટે કરો, એ રીતે નીતિશાસ્ત્ર કે સદાચારનો ઉપદેશ થાય છે. આમ જેવાં કારણો 'કરવા' માટે અપાય છે એવાં જ 'ન કરવા' માટે પણ અપાય છે. વિધિ અને નિષેધના રૂપમાં જ સદાચારનો પ્રચાર થાય છે. નીતિશાસ્ત્રની મીમાંસા જુદી જ રીતે પ્રવૃત્ત થાય છે. નીતિના શિક્ષકો બિલકુલ નથી પસંદ કરતા કે સદાચારના નિયમો સામે કે રિવાજો સામે 'કેમ' એવો કોઈ પ્રશ્ન પૂછે. કોઈ છોકરી માતાને પૂછે કે મારે સ્વચ્છંદથી કેમ ન વર્તવું? તો એ કેવળ સ્વાભાવિક અને યોગ્ય ધર્મજિજ્ઞાસા છે એમ માતા તો નહીં જ માને. આવો સવાલ પુછાય જ કેમ, આવો સવાલ પૂછવાની ધૃષ્ટતા જે છોકરી કરી શકે છે તે બગડવાની તૈયારીમાં છે એમ જ એ માની લેશે અને ચિંતા અને દુ:ખથી બળી જશે. ઘરના મહેમાનોને ખાતર હું અગવડ શા માટે વેઠું એવો સવાલ ઘરનો છોકરો જો પિતાને પૂછે તો પિતા પોતાના દીકરાને સમાજરચનાશાસ્ત્રનો પાઠ આપવાની એક સુંદર તક મળી છે એમ સમજી દીકરાને આતિથ્યસંસ્થાનું રહસ્ય સમજાવવાને બદલે તારી ખાનદાની ક્યાં ગઈ? કે આવો સવાલ પૂછે છે એમ કહી દીકરાની ઝાટકણી જ કાઢશે. મોટા મોટા પંડિતો પણ માને છે કે સદાચારની શક્તિ,—જેને આપણે સત્ત્વ કે સત કહીએ છીએ તે—તાર્કિક મીમાંસાથી વધતી નથી. એ તો ભાવનાની ઉત્કટતાને જોરે જ ટકી શકે છે. માટે સદાચારની મીમાંસા જેટલી ઓછી કરીએ તેટલી સારી. જેમ ઈંડું ભાંગવાથી અંદરના જીવનો નાશ થાય છે તેમ જ લજ્જા, શરમ, વ્રીડા કે સંકોચરૂપી કવચ દૂર કરવાથી—અને એ કવચ દૂર કર્યા વગર નીતિશાસ્ત્રની મીમાંસા

સંભવતી જ નથી, – સદાચારનો પ્રાણ નીકળી જાય છે પછી એ મીમાંસાને પરિણામે આધિભૌતિક સુખવાદ પ્રસ્થાપિત કરો અથવા આધ્યાત્મિક આત્મૌપમ્ય અને આત્મૈક્ય પ્રસ્થાપિત કરો. નાગી મીમાંસા આવી કે ભાવના શિથિલ થઈ જ સમજવી.

આ દલીલમાં વજૂદ નથી એમ નથી. છતાં અમુક ઉંમરે માણસજાત પોતાના જીવનક્રમ ઉપર તર્ક, બુદ્ધિ અને મીમાંસાનો પ્રકાશ પાડ્યા વગર રહેવાની જ નથી. અને એક વાર એ પ્રકાશ પડ્યો એટલે કોઈ પણ વસ્તુ કેવળ ભાવનાને જોરે ટકાવી શકાય નહીં એટલું જ નહીં પણ જીવનમાં ભાવનાનું સ્થાન શું છે, એની ઉપયોગિતા કેટલી છે અને જીવનસિદ્ધિ માટે ભાવનાપોષક છે કે બાધક છે એની પણ મીમાંસા કર્યા વગર છૂટકો નથી રહેતો. અને તેથી જ ખીંટી હલાવી હલાવીને જેમ મજબૂત કરાય છે તેમ અનેક જાતની શંકાકુશંકાઓ ઉઠાવીને જીવન પરત્વેની એક એક વસ્તુનો પાયો મજબૂત કરવો એમાં જ ડહાપણ છે. સંસ્કૃતમાં એને સ્થૂણાનિખનન ન્યાય કહે છે. આ ન્યાયથી પ્રેરાઈને જ નીતિશાસ્ત્ર લખાય છે. શાસ્ત્રીય મીમાંસા આપ્તવાક્યનો આધાર લેવા તૈયાર નથી હોતી वचनात्प्रवृत्तिः वचनान्निवृत्तिः એ નિયમ ધર્મશાસ્ત્રને ભલે અનુકૂળ હોય, નીતિમીમાંસાને એ અનુકૂળ નથી જ. એને તો आत्मनः तुष्टिः વગર ચેન પડે જ નહીં.

મારું સ્પષ્ટ માનવું છે કે આવી નીતિમીમાંસા માણસની કેળવણીનું એક ઉત્તમ સાધન છે. બાળપણમાં નીતિનું શિક્ષણ ભાવના દ્વારા, લાગણીઓ દ્વારા અને આચરણ દ્વારા આપવું એ જ યોગ્ય છે. પણ એ રીતે હૃદય અને જીવનમાં સંસ્કારો દૃઢ થયા પછી જ્યારે મીમાંસાબુદ્ધિનો ઉદય થાય છે ત્યારે ન્યાય, સમાજહિત અને આત્મવિકાસની દૃષ્ટિએ એકેએક રિવાજ અને માન્યતાનો ઊહાપોહ થવો જ જોઈએ જેથી માણસ વ્યક્તિગત તેમ જ સામાજિક જીવનનો પાયો શો છે એ જાણી લઈ એને મજબૂત કરી શકે છે. મુરબ્બી ભાટેએ કહ્યું છે કે આ નીતિશાસ્ત્રપ્રવેશ કૉલેજની કેળવણીમાં પાઠ્યપુસ્તક તરીકે ઉત્તમ કામ આપશે, એ વાત તો સાચી છે જ. પણ હું માનું છું કે દરેક સંસ્કારી વ્યક્તિના જીવનમાં જીવન-પ્રવેશ તરીકે આવી ચોપડીનું અવલોકન, તેમ જ આ વિષયનું અધ્યયન આવશ્યક ગણાવું જોઈએ.

વામનરાવ તર્કવાદી છે, બુદ્ધિઉપાસક છે, શંકાઓ ઉઠાવવામાં અને અનેક બાજુથી વિચાર કરવામાં કુશળ છે. જે પ્રમાણમાં માણસ શંકાવીર હોય તે જ પ્રમાણમાં જો એ પ્રયોગવીર ન હોય તો એ નિર્ણયકુશળ ન થઈ શકે. માટે આવી ચોપડીઓ સાથે વિદ્યાર્થીઓનું અધ્યયન સમાપ્ત ન થવું જોઈએ. ખીંટીઓ હલાવી હલાવીને પાયામાં નબળાઈ ક્યાં છે એ આપણે તપાસીએ છીએ કેમ કે આપણે નબળાઈનું જોખમ ખેડવા નથી માગતા. પણ ખીંટી જેમ વધારે હલાવીએ તેમ તેના માથા ઉપર હથોડાના પ્રહાર કરી કરી એને મજબૂત કરવી ઘટે છે, ખીંટી હલાવીને ઢીલી કરે અને હથોડાના પ્રહાર કરવાની બાબતમાં ગફલતમાં રહે તો

એવા કારીગરે પોતાનું કામ કુશળતાથી કર્યું એમ કોઈ કહે નહીં. જમીન ખેડે તે જો વાવે નહીં તો તે પાપ કરે છે; વાવવું હોય તો જ ખેડાણ કરાય, એ આપણો જૂનો આદર્શ બૌદ્ધિક ખેડાણને પણ બરાબર લાગુ પડે છે.

આ ચોપડીમાં ખેડાણ તો સુંદર છે જ. જેટલી વાવણી એમાં કરી છે તેટલી સુંદર થઈ છે પણ નીતિશાસ્ત્રપ્રવેશમાં વાવણી ઓછી હોય તો ગ્રંથકારનો વાંક ન કઢાય. એ તો કેવળ પ્રવેશ છે, પ્રવેશ થયા પછી બાકીનો જે પુરુષાર્થ કરવાનો રહે છે તે તો દરેકે પોતાની મેળે જ કરવો જોઈએ. અઘરામાં અઘરી વસ્તુ તો પ્રવેશની છે. તે આટલી સહેલાઈથી થયા પછી કૃતજ્ઞતાપૂર્વક જીવનવીરે આગળ અને આગળ ધપવું જોઈએ.

મોટેરાંઓનાં વચનો પ્રમાણ ગણવાં એ બાળકોનો પરમ ધર્મ છે. પણ બાળકો હંમેશને માટે બાળકો રહી શકતાં નથી, પોતે મોટેરાં થયા પછી પણ વચનપ્રામાણ્યમાં જ માણસ ફસાઈ રહે તો એનામાં બાલિશતા જ રહી જાય એટલું ધ્યાનમાં રાખી આ ગ્રંથનું અધ્યયન થવું જોઈએ.

૩

મરાઠી, ગુજરાતી, હિંદી, બંગાળી ઇત્યાદિ ભાષાઓ એટલી બધી નજીક છે કે ભાષા ઉપર સારો કાબૂ ધરાવનાર માણસ માટે અનુવાદ એ રમત જેવી વાત છે. મૂળ લેખકની શૈલી, એની ખૂબી અને એનો વિનોદ પણ ભાષાંતરમાં આણી શકાય. ભાષામાં જેનું આકર્ષણ વધારે છે પણ જેનું મહત્ત્વ નહીં જેવું છે એવા શબ્દાલંકારોની બાબતમાં અનુવાદક નહીં ફાવી શકે એ સમજાય એવી વસ્તુ છે, છતાં ત્યાં પણ આ બધી જ ભાષાઓ સંસ્કૃતના વારસાને લીધે પરિપુષ્ટ થયેલી હોવાથી ઘણું સામ્ય ધરાવે છે. તેથી ઉપરની દેશી ભાષાઓના અનુવાદ કેવા થયા છે એ નક્કી કરતાં આકરામાં આકરી કસોટી રાખવાનો આપણને હક છે. અનુવાદક મૂળ લખાણની સૂક્ષ્માતિસૂક્ષ્મ છટા પકડી શક્યા છે કે નહીં અને તેનો પોતાની ભાષામાં અનુવાદ કરતાં પોતાની ભાષાની શુદ્ધિ અને સમૃદ્ધિને વફાદાર રહ્યા છે કે નહીં એ પણ તપાસવું જોઈએ.

એક જમાનો એવો હતો કે જ્યારે ગુજરાતીમાં અર્ધદગ્ધ લોકો ગમે તેવા અનુવાદો કરીને છૂટથી ભાષાને બગાડી શકતા હતા. બંગાળી, મરાઠી અને હિંદીમાંથી અનુવાદ કરવામાં યોગ્યતા કરતાં ધૃષ્ટતાની જ આવશ્યકતા વધારે મનાતી; પણ હવે એ જમાનો રહ્યો નથી. આ છેલ્લાં વીસ વર્ષમાં ભાષાંતરની કળા ખૂબ ખીલી છે. સમર્થ લેખકોએ અને વિદ્યાવ્યાસંગીઓએ એ કળાનું ગૌરવ જાળવવાનો પ્રયત્ન કર્યો છે. તેથી પણ હવે અનુવાદોની કસણી આકરી રીતે થવી જોઈએ. ભાષાંતરકારોએ જાણવું જોઈએ કે પોતે કોઈ વૈતરું કરનાર મજૂર નથી. બે સમાજ, બે સાહિત્ય અને બે સંસ્કૃતિ વચ્ચેનો પોતે વણજારો અથવા એલચી છે. શું લેવું અને શું ન લેવું અને જે લીધું છે તે કયા રૂપમાં રજૂ કરવું એનો ઉચ્ચ વિવેક એણે જાળવવો જોઈએ. નહીં તો અનુવાદની પ્રવૃત્તિ ચેપી રોગ જેવી વિનાશક નીવડવાની.

પ્રસ્તુત પુસ્તક મરાઠી સાહિત્યનું મંગલમય ઘરેણું છે. એની પસંદગી કરવામાં તો અનુવાદકે પોતાની સુંદર અભિરુચિનો પરિચય આપ્યો જ છે. અનુવાદ મૂળ સાથે સરખાવવાની નવરાશ મારી પાસે ન હતી પણ એકબે પ્રકરણો સાંભળી જતાં એટલી તો ખાતરી થઈ ગઈ કે અનુવાદનો પ્રવાહ એકધારો ચાલે છે. મૂળ ગ્રંથકારને કે અનુવાદની ભાષાને ક્યાંય અન્યાય ન થાય એટલી કાળજી અનુવાદકે લીધી છે.

મૂળ લખાણ જો બહુ અઘરું હોય તો અનુવાદકે તેને હળવું કરવાની છૂટ લેવામાં વાંધો નથી. પરંતુ જો મૂળ લખાણ શૈલીની દૃષ્ટિએ વખણાતું હોય તો અનુવાદકે મૂળ લેખકની શૈલી, એના શબ્દપ્રયોગો અને એની પરિભાષાની ચૂંટણી પણ બનતા સુધી એવી ને એવી જ જાળવવી જોઈએ. ઉત્કૃષ્ટ સાહિત્યના અનુવાદો દ્વારા પણ આપણે આપણી ભાષાને સમૃદ્ધ કરી શકીએ છીએ એ ભુલાવું ન જોઈએ.

જ્યાં સુધી આપણા બધા જ પ્રાંતો અંગ્રેજી કે સંસ્કૃતના અનુવાદ ઉપર જીવતા હતા ત્યાં સુધી પ્રાંત પ્રાંત વચ્ચે સાહિત્યિક આપલે કરવાની ગરજ જણાતી ન હતી. હવે ભારતીય જાગૃતિના દિવસો ઊગ્યા છે. દરેક પ્રાંતમાં હવે જીવનના તેમ જ સાહિત્યના મૌલિક પ્રયોગો થવા લાગ્યા છે. હવે આંતરપ્રાંતીય આપલે ચલાવવામાં અર્થ આવ્યો છે અને એનું મહત્ત્વ પણ વધ્યું છે. આવે વખતે સાહિત્યિક એલચીઓની સંખ્યા અને યોગ્યતા વધવાં જ જોઈએ. આ દૃષ્ટિએ પણ આ અનુવાદને હું વધાવી લઉં છું.

**ઑક્ટોબર, ૧૯૩૭**

# હિંદુ ધર્મની આખ્યાયિકાઓ*

## [પ્રસ્તાવના]

ધાર્મિક કેળવણી અને ધાર્મિક વાચનનો સવાલ આકરો થતો જાય છે. હિંદુ સમાજમાં પુરાણશ્રવણ અને લોકગીતનું ગાયન આ જૂનાં બે સાધનો હતાં તે આપણે જડતાથી અને બેદરકારીથી તોડી પાડ્યાં. હવે કેળવણી ખાતાની ઢબે સમાજને સંસ્કારી કરવો રહ્યો. લોકોની અભિરુચિ પણ ઘણી બદલાઈ છે. લોકોને સાદાઈ કરતાં ચાતુર્ય વધારે પસંદ પડે છે, અને મહેનત બચાવવાના રસ્તા શોધી કાઢવા, એ આજના જમાનાનો પુરુષાર્થ. નાહકની મહેનત જરૂર ટાળવી જોઈએ. પણ મહેનત માત્ર ટાળવી એમાં તો ખોટાઈ જ રહેલી છે. અને આશ્ચર્યની વાત એ છે કે મહેનત ટાળવાના આ મહાપ્રયાસમાં આપણે દુનિયામાં અસંખ્ય કડાકૂટો

* લેખક: શ્રી નાનાભાઈ

વધારી દીધી છે અને એની પંચાતમાંથી ઊગરી જતા જ નથી. જમાનાનું જોર એટલું બધું છે કે ભલભલાને આમાં તણાવું પડે છે.

શ્રીવેદવ્યાસે સહેલામાં સહેલી સંસ્કૃત ભાષા વાપરીને અઘરામાં અઘરા વિષયોને પણ હથેળી પરના આમળા જેવા સુલભ કરીને મહાભારત રચ્યું. એમાં પોતાની લોકકવિ અને લોકશિક્ષકની બધી કળા એમણે વાપરી, અને પ્રજા માટે કેળવણીના બધા જ વિષયો જેમાં આવી શકે એવું એક વિશાળ પાઠ્યપુસ્તક લખ્યું. જેને સંસ્કૃત આવડે છે તે વધારેમાં વધારે ત્રણ વરસો ગાળી આ પાઠ્યપુસ્તક દ્વારા પોતાની કેળવણી પૂરી કરી શકે છે, અને બહુશ્રુતની પદવી મેળવી શકે છે. અનેક વિદ્વાનોએ આ પાઠ્યપુસ્તક તપાસ્યું અને અભિપ્રાય આપ્યો કે 'અક્ષર મારફતે આપી શકાય એવા બધા વિષયો આમાં આવી ગયા છે, આની બહાર કશું રહ્યું નથી. व्यासोच्छिष्टं जगत्सर्वम्। જે મહાભારતમાં નથી તે દુનિયામાં નથી.' છતાં આપણે એ મહાભારત વાંચી શકતા નથી. આજના જમાનાની દૃષ્ટિએ એ પાઠ્યપુસ્તક સુલભ પણ ન ગણાય અને સંપૂર્ણ પણ ન ગણાય, છતાં તેનો ઉપયોગ અત્યંત છે. ચારિત્ર્યસંગઠન, ધર્મજ્ઞાન અને સામાજિક સદ્ગુણોની કેળવણી માટે રામાયણ-મહાભારત કરતાં ચડિયાતાં પુસ્તક આપણને મળવાં મુશ્કેલ છે. તેથી જ હિંદુસ્તાનના કવિઓએ અને ધર્મપ્રચારકોએ આ બે ગ્રંથનું શરણ લીધું છે, અને હજીયે લેશે.

સનાતનધર્મના શુભ સંસ્કારોમાં ઊછરેલા અને રાષ્ટ્રીય કેળવણીને વરેલા નાનાભાઈની નજર મહાભારત ઉપર પડે એમાં આશ્ચર્ય શું? દક્ષિણામૂર્તિનાં પોતાનાં દીકરા-દીકરીઓ માટે મહાભારતમાંથી કથારત્નો વીણીવીણીને તેમાંથી એમણે એક સરસ હાર બનાવ્યો છે. અને તે જ ગુજરાતનાં સમસ્ત બાળકોને આ પુસ્તક દ્વારા અર્પણ કરે છે.

આ આખ્યાયિકાઓની શૈલી આપણું સહેજે ધ્યાન ખેંચે છે. પારસીઓને હિંદુસ્તાનમાં આવકાર આપતાં અહીંના હિંદુ રાજાઓએ જેમ એમને કેટલીક મર્યાદાઓ સૂચવી હતી અને કહ્યું હતું કે આ મર્યાદાઓ પાળશો તો જ તમે આ રાજ્યના પ્રજાજન થઈ શકો, તેવી જ રીતે ભારતકાલની વાર્તાઓને કહેવામાં આવ્યું છે કે આજે તમારે બાળદુનિયામાં પ્રવેશ કરવો હોય તો એ બાળદુનિયાનો વેશ તમારે પહેરવો પડશે અને એ બાળદુનિયાની ભાષા પણ બોલવી પડશે. પૌરાણિક વાર્તાઓ માટે આટલું રૂપાંતર અઘરું હતું. પણ વિધવિધ બાળકોને કેળવવાની શક્તિ જેમણે કેળવી છે તેમને પૌરાણિક વાર્તાઓ પણ કેળવતાં આવડે છે. તેથી જ આ આખ્યાયિકાઓમાં બાળકો પોતાનું જ વાતાવરણ જોશે અને તેમ થતાં એ આખ્યાયિકાઓના વાતાવરણમાં પણ અત્યંત સ્વાભાવિકપણે પ્રવેશ કરશે.

ધાર્મિક વાચનનો સવાલ નાનાભાઈએ હાથમાં લીધો જ છે ત્યારે હવે તેમણે

આવાં બીજાં પુસ્તકો પણ તૈયાર કરવાં ઘટે છે. જોકે અનુકરણના આ જમાનામાં એક જ નમૂનો રજૂ કર્યો હોય તોયે બસ છે.

જૂન, ૧૯૨૮

## મનન

### [સંત ફ્રાન્સિસ*ની પ્રસ્તાવના]

એક મોટા ધનિક કાપડિયાનો દીકરો, રંગીલો લડવૈયો સિપાહી, અંતે બધું છોડી, પ્રભુને નામે ભિખારી સંન્યાસી કેમ બન્યો અને માણસ કે પશુપક્ષી બધાં પર પ્રેમ કરી ત્યજાયેલાંઓને અપનાવી, પતિત સમાજમાં ધર્મતેજ પાછું કેમ પ્રગટાવી શક્યો, એની આ ટૂંકી કથા છે. આ ભગવદ્‌ભક્ત સંન્યાસી આપણા દેશનો નથી અથવા આપણા ધર્મનોય નથી એ વસ્તુ તરફ આપણું ધ્યાન સરખું જતું નથી. પૂર્વ શું અને પશ્ચિમ શું, બધે ધાર્મિકતા તો એક જ વસ્તુ છે. આજે યુરોપનો જીવનપ્રવાહ આપણા તરફના જીવનપ્રવાહથી જુદો પડે છે, એ ઉપરથી એમ માનવાનું કારણ નથી કે હંમેશ એમ જ હતું. યુરોપમાં જે ફેરફાર થયો છે તે આ બસો વર્ષની અંદરનો જ છે. તે પહેલાંની યુરોપની ધર્મભાવના અને આપણી ધર્મભાવના વચ્ચે ઘણું સામ્ય હતું. આપણે તો જાણીએ છીએ કે બધા પ્રતિષ્ઠિત ધર્મો એક જ ધાર્મિકતાની જુદી જુદી શાખાઓ છે. કોઈ મહાવૃક્ષની મોટી મોટી શાખાઓ ભલે ભિન્ન ભિન્ન દિશાએ જતી દેખાય, પણ એ બધી શાખાઓમાં જીવનરસ તો એક જ હોય છે; એ બધી શાખાઓ એક જ પ્રકાશની ઉપાસના કરે છે, અને એ બધાનું જીવનકાર્ય પણ એક જ હોય છે. આ સૃષ્ટિની રચના જ એવી છે કે, કોઈ પણ બે વસ્તુમાં અમુક સરખાપણું પણ હોય છે અને અમુક ભેદ પણ હોય છે. ભેદ તરફ તરત ધ્યાન જાય છે. જ્યારેત્યારે ભેદ કઠતો હોવાથી એ ભેદ સત્યરૂપ જણાય છે, ભેદ જ વસ્તુનું પરમ રહસ્ય મનાય છે. પણ ખરેખર એવું નથી. આપણને જુદાં પાડનાર તત્ત્વો કરતાં આપણને એકઠાં આણનાર — એક બનાવનાર — તત્ત્વો વધારે સૂક્ષ્મ, વધારે સમર્થ અને વધારે સ્થાયી હોય છે.

એક જમાનો હતો કે જ્યારે ભિન્નધર્મી લોકો માંહેમાંહે લડતા અને ધર્મને નામે જ ધાર્મિકતાનો દ્રોહ કરતા. સમ્રાટની જેમ ઇચ્છા હોય છે કે ચક્રવર્તી તો હું એકલો જ હોઉં, બધા જ મારી આણ સ્વીકારે; તેવી જ રીતે દરેક ધર્મસમાજને થતું કે, પોતાનો જ ધર્મ સાચો, બધાએ એનો સ્વીકાર કરવો જોઈએ, અને તે પણ સમજીને સ્વીકારે તો ઠીક, નહીં તો જબરદસ્તીથી પણ પોતાનો ધર્મ બધાને ગળે ઉતારવો જ જોઈએ.

* લેખક : શ્રી મહાદેવભાઈ દેસાઈ

બીજા કેટલાક ધર્મસમાજોનું ધર્માભિમાન બીજી રીતે વ્યક્ત થતું. 'અમારો ધર્મ એ અમારો ગરાસ છે. એ બીજા કોઈને નહીં આપીએ. અમારા સમાજમાં પારકાને આવવા નહીં દઈએ, અમારો લાભ અમે જ ભોગવીશું.'

આવી રીતે સુગાળવા અને ચેપી એવા બે જાતના ધર્મો દુનિયામાં ફેલાયા. હિંદુ, યહૂદી અને ફારસી, આ ત્રણ ધર્મો એક કોટિના; જ્યારે બૌદ્ધ, ઇસ્લામ અને વિશ્વાસી ધર્મ બીજી કોટિના છે. સુગાળવા ધર્મો દિગ્વિજય કરવા નીકળતા નથી એ ખરું; પણ એટલા ખાતર દુનિયા સાથે તેમણે સમાધાન કેળવ્યું છે એમ ન કહી શકાય. આ બધા ધર્મો અંદર અંદર આજ સુધી લડ્યા છે. અંદર અંદર લડીને એમણે અધાર્મિકતાનું જ વાતાવરણ ફેલાવ્યું છે. આજે પ્રસંગ એવો આવ્યો છે કે બધા ધર્મોએ આપસમાંનો ભેદ, દ્વેષ અને ડંખ ભૂલી જઈ, આખી દુનિયા ઉપર મહાપૂરની પેઠે ફેલાતી અધાર્મિકતા સાથે, મહાયુદ્ધ ચલાવવું જોઈએ.

અને એમાં પણ બે વસ્તુ ભૂલ્યે પાલવે એમ નથી. પહેલી એ કે, અધાર્મિક ગણાતા પક્ષમાં ઊંડે જોતાં અસંખ્ય લોકો એવા છે કે જેઓ ઉપર ઉપરથી ધર્મ-વિરોધી લાગે, પણ હૃદયમાં ધાર્મિકતામાં તરબોળ થયેલા હોય છે; ફક્ત ભાષામાં ફરક, બોલવાના અને વર્તવાના પ્રકારનો જ ફરક. અને ધાર્મિક ગણાતા લોકો પણ જો સ્વસ્થપણે આત્મપરીક્ષણ કરશે તો જોશે કે, પોતાના ટોળામાં એવા અસંખ્ય લોકો છે કે જેઓ ધાર્મિકતા કેવળ ઓઢીને જ બેઠા છે; અંદરખાનેથી અનેક જાતની ગંદકી અને નાસ્તિકતા જાણ્યેઅજાણ્યે સંઘરી રહ્યા છે. ખરા ધાર્મિક અને ખરા અધાર્મિકને જુદા જુદા પાડવા એ લગભગ અશક્ય છે, કેમ કે દરેક હૃદયમાં એ બન્ને વૃત્તિઓ ઓછાવત્તા પ્રમાણમાં રહેલી જ છે.

તેથી, ભક્તોએ અને યોગીઓએ, સાધુઓએ અને ઋષિઓએ સૂચવ્યું છે કે, પોતપોતાનું યુદ્ધ પોતાના હૃદયની અંદર જ લડી લેવું. પોતાના હૃદયમાં જો અધાર્મિકતા ઉપર વિજય મેળવ્યો તો આખી દુનિયા વતી આપણે ધર્મયુદ્ધ જીત્યું કહેવાય. બુદ્ધ ભગવાન કે ઈસુ ખ્રિસ્ત જેવાનાં આ આંતરિક યુદ્ધનાં અદ્‌ભુત વર્ણનો આપણે અહર્નિશ વાંચીએ છીએ. પણ એવું યુદ્ધ તો દરેક સત્પુરુષને લડવું પડ્યું છે. તુકારામે કહ્યું છે:

रात्री दिवस अह्मां युद्धाचा प्रसंग।
अंतर्बाह्य जग आणि मन।।
जीवाही आगोज पडती आघात।
येऊनियां नित्य नित्य वारूं ।।

સંત ફ્રાન્સિસ એવો જ એક લડવૈયો હતો. જાણે તુકારામનો જ એક પૂર્વાવતાર. નાનપણમાં એ ભલે રંગીલો ફાંકડો હોય, પણ એનામાં ગરીબો પ્રત્યે દયા પ્રથમથી જ હતી. શત્રુ મારીને વિજયી થવાની હોંશ એણે ભલે જુવાનીમાં સેવી હોય. પણ જીવનની કૃતકૃત્યતા મેળવવા માટે બીજો જ વિજય મેળવવાની જરૂર છે એ એણે તરત જોઈ લીધું.

દરેક સાધુને એની ઉપરતિને માટે નોખું નોખું કારણ મળે છે. તુકારામની ઉપરતિનું કારણ વેઠવો પડેલો દુષ્કાળ હોય, તુલસીદાસને એની અત્યંત વિષયવૃત્તિને મળેલો આઘાત એ હોય. સંત ફ્રાન્સિસને ધનવાન અને દરિદ્રી એ બે વર્ગ વચ્ચેના તફાવતને કારણે ઉપરતિ થઈ લાગે છે. રામકૃષ્ણ પરમહંસની પેઠે એણે જોયું કે, ધન અને ધાર્મિકતા એ બેનો મેળ ખાય નહીં.

સંપત્તિ અને ધાર્મિકતાનો મેળ કેમ બેસાડવો એ જગજૂનો સવાલ છે. કેટલાક કહે છે, 'સંપત્તિનો આત્યંતિક ત્યાગ એ જ આવશ્યક છે.' બીજા કહે છે, 'ધનમાં દોષ નથી, દોષ તો ધનલોભમાં છે. સમાજના હિતને અર્થે કેવળ ટ્રસ્ટી તરીકે ધન રાખો અને વાપરો તો તેમાં કશું ખોટું નથી.' એક વાર માંડવાળની શરૂઆત થઈ એટલે એના અનેક પ્રકારો ચાલવાના જ. સંત ફ્રાંસિસ તો 'મૂલેકુઠાર' એ પદ્ધતિનો હિમાયતી હતો. આપણે ત્યાંનું વચન છે:

धर्मार्थं यस्य वित्तेहा वरं तस्य निरीहता।
प्रक्षालनाद्धि पंकस्य दूरात् अस्पर्शनं वरम्॥

કાદવમાં હાથ બોળી ધોવા બેસવા કરતાં એને અડીએ જ નહીં તો શું ખોટું? ધનમાં સગવડ ભલે રહેલી હોય, પણ એમાં કોઈનું ખરું કલ્યાણ કરવાની શક્તિ રહેલી નથી. માટે, ધન વાટે મનુષ્યજાતની સેવા કરવાનો લોભ છોડી દઈ, એના વગર ચલાવતાં શીખવું જોઈએ અને શિખવાડવું જોઈએ. ધર્મસેવાને નામે કે કાજે ધન ભેગું કરી, પોતાની જાતને જોખમમાં ન નખાય. એક અપરિગ્રહ અસંખ્ય દોષોને દૂર કરે છે, એમ સંત ફ્રાન્સિસ હંમેશાં કહેતા. બુદ્ધ ભગવાન રાજપાટ, સત્તાસંપત્તિ છોડીને ગરીબાઈને વર્યા. ફ્રાન્સિસ અને એના શિષ્યો પણ પોતાનું ધન ગરીબોને દઈ, પોતે ભિક્ષા માગવા નીકળતા, અને કહેતા, 'અમે ગરીબ તો છીએ, પણ ગરીબી અમને સાલતી નથી. પેલા બિચારાઓને ગરીબી સાલે છે. અમે તો ઈશ્વરકૃપાથી ગરીબીને વરેલા છીએ.'

સંત ફ્રાન્સિસને જેમ અપરિગ્રહનો સાક્ષાત્કાર થયો, તેમ બ્રહ્મચર્યનો પણ સ્વાભાવિક રીતે થયો. સંત ફ્રાન્સિસને નવું ધર્મતત્ત્વ દુનિયા આગળ રજૂ કરવું ન હતું. જૂનાં અને બધાંનાં જાણીતાં ધર્મતત્ત્વોનો ફરી અમલ કરવા માટે આત્મ-શુદ્ધિ અને સમાજશુદ્ધિ તેને કરવી હતી. તેથી એણે તો શુદ્ધ ધાર્મિક જીવન માટે જે જે તત્ત્વોની આવશ્યકતા છે તે તે તત્ત્વોનો ખૂબ આગ્રહ રાખ્યો. ધર્મના કામમાં મોળાશ પોસાય નહીં. ધર્મ એ વીરોનું લહાણું છે. જબરદસ્ત ધમણ પૂરજોશથી ચલાવી હોય તો જ ભઠ્ઠીમાં 'ધોળી ઉષ્ણતા' ટકાવી શકાય, અને લોઢું પણ ઓગાળી શકાય, એ એ જાણતો હતો.

અપરિગ્રહ, બ્રહ્મચર્ય, તપનો આગ્રહ; એની સાથે વિશ્વપ્રેમ સહેજે આવી જાય છે. ફ્રાન્સિસને પશુપક્ષી, વાઘવરુ, રોગીદુષ્ટ, બધાં જ વહાલાં હતાં. અભિમાન ટાળવા માટે એણે નમ્રતા કેળવવાનો ખાસ પ્રયત્ન કર્યો. પોતાના દોષોનો જાહેર રીતે એકરાર કરી, જાતને ફજેત કરવામાં એણે મણા ન રાખી. પણ નમ્રતા ઇરાદાપૂર્વક

કેળવવા જતાં અનેક મુશ્કેલીઓ ઉત્પન્ન થાય છે. એણે સંઘો સ્થાપ્યા, પણ એનું મુખીપણું પોતાની પાસે ન રાખ્યું. પરિણામે, જ્યારે સંઘમાં મતભેદ, શિથિલતા અને સડો પેઠાં ત્યારે ફ્રાન્સિસ સારી પેઠે મૂંઝાયો અને અકળાયો. અંતે પ્રભુએ એને નિરાગ્રહતાનો પાઠ ભણાવ્યો ત્યારે જ એને શાંતિ વળી.

સંત ફ્રાન્સિસની મોટામાં મોટી શક્તિ એની ઈશ્વર ઉપરની અનન્ય નિષ્ઠા હતી. ખરો ઈશ્વરનિષ્ઠ માણસ તંત્રનિષ્ઠા ન સાચવી શકે,—પછી ભલેને તે ધર્મતંત્ર જ કાં ન હોય. સંત ફ્રાન્સિસને પોતાને અધિકારને અડવું ન હતું. પોપની સત્તા વિશે એના મનમાં સદ્ભાવ હતો. સંઘ સ્થાપવા જતાં એને પોપની સત્તા સ્વીકારવી પડી. પરિણામે એના સંઘનો પ્રચાર ઝપાટાભેર થયો; પણ એમાં મલિનતા પણ ટૂંક મુદતમાં પેસી ગઈ. સંઘ એ માનવી સંસ્થા છે. એમાં બધા માનવી દોષો આવવાના જ, અને સંઘ સ્થાપન કરતાંની સાથે માનવી મર્યાદાઓ પણ સ્વીકાર્યે જ છૂટકો. જીવન કૃતકૃત્ય કરવું હોય તો ધર્મતત્ત્વોનું પાલન ઉગ્રપણે કર્યે જ છૂટકો. પણ એટલું ઉગ્ર પાલન કેટલા કરી શકે છે? સામાન્ય પ્રજા તો, પોતાની નિષ્ઠા ધર્મવીરોને અર્પણ કરી, એની પાસેથી સહેલો હળવો ધર્મ યાચે છે. આમાંથી જ શ્રાવક વર્ગ ઉત્પન્ન થાય છે, ભિક્ષુ અને શ્રાવક એવા ભેદ પાડ્યા વગર છૂટકો રહેતો નથી. જે ધર્મમાં ભિક્ષુની ઉગ્રતા નથી તે ધર્મ સાવ મોળા નીવડે છે. ભિક્ષુનો વર્ગ સ્થાપ્યો એટલે ધર્મતેજ સોળે કળાએ પ્રગટ કરનારા કેટલાક લોકો ધર્મસમાજમાં પાકવાના. અને જેમ પર્વતના શિખર તળે પહોળી તળેટી પથરાયેલી હોય છે, તેમ ભિક્ષુ વર્ગની આસપાસ શ્રાવકોનો બહોળો પણ મોળો વર્ગ રહેવાનો જ. એને તરછોડી ન શકાય. ભિક્ષુઓ ધર્મચુસ્ત અને અપરિગ્રહી, અને શ્રાવકો જિજ્ઞાસુ પણ પરિગ્રહી. એટલે બંને વચ્ચે અન્યોન્યાશ્રય જામવાનો જ. ભિક્ષુઓ જો ભિક્ષા પર જ નભે તો એમણે શ્રાવક વર્ગને વધાવ્યે જ છૂટકો; કેમ કે, બધા જ ભિક્ષુઓ થાય તો ભિક્ષા ક્યાંથી મળે? પણ તત્ત્વનિષ્ઠ ભિક્ષુએ ઇચ્છવું તો જોઈએ જ કે બધા પોતાની પેઠે ભિક્ષુઓ જ થાય.

આ મુશ્કેલીનો તાત્ત્વિક વિચાર કરતાં સહેજે પ્રતીત થાય છે કે, અપરિગ્રહ એ ધર્મતત્ત્વ છે, ભિક્ષા નથી. ભિક્ષા ઉપર નભવાનો ઉપદેશ સાર્વત્રિક ન થઈ શકે. ભિક્ષા ઉપર નભનાર માણસમાં આળસ પેસે છે, માણસ નિસ્તેજ થાય છે, ઓશિયાળો બને છે, અને અંતે દંભ કેળવે છે. ભિક્ષાના એ દોષો સ્પષ્ટ છે. સંત ફ્રાન્સિસે પોતાના સંઘમાં સારો નિયમ રાખ્યો હતો કે, દરેક જણે શારીરિક મજૂરી કરવી જ જોઈએ. મજૂરીને અંતે પેટપૂરતું જ મહેનતાણું સ્વીકારવું, અને તેટલુંયે ન મળે તો ભિક્ષા માગીને પૂરું કરવું, એવો એનો નિયમ હતો. સમાજમાં જ્યાં સુધી અસમાનતા અને અન્યાય છે ત્યાં સુધી, આખા દિવસની મજૂરીને અંતે, બે ટંક પેટ ભરીને ખાવા જેટલું માણસને મળી રહેશે એવી ખાતરી ન અપાય. દુનિયાના વિનિમયમાં જ્યાં સુધી અન્યાય રહેલો છે, ત્યાં સુધી આ મુશ્કેલી રહેવાની જ. એ મુશ્કેલી દૂર કરવાનું કામ સંતોનું નથી, પણ સમાજધુરીણોનું છે. અંગ

ભરીને કામ કરે તેને પેટભર ખાવાનું અને આંખભર ઊંઘવાનું મળવું જ જોઈએ. એમ ન થાય ત્યાં સુધી સાધુઓને માટે મજૂરી અને ભિક્ષા બન્નેનો આશ્રય લેવાનો રહેશે. જેમને ધર્મની પડી નથી એવી કેટલીક રખડેલ કોમો ભિક્ષા, મજૂરી, કારીગરી, ધીરધાર અને ચોરી, બધાનું એકસામટું પાલન કરે છે એવું જોવામાં આવે છે. સાધુઓ તો એમાંથી કેવળ બે જ માર્ગોનું અવલંબન કરી શકે છે. એથી બહાર જાય તો ઈશ્વરને ભૂલી જવાય.

સંત ફ્રાન્સિસને ધર્મવચન પ્રમાણે પોતાના જીવનમાં ફેરફાર કરવા હતા; જ્યારે આસપાસના લોકોને પોતાને પોષાય એવું જીવન ચલાવવા માટે ધર્મવચનના અર્થમાં ફેરફાર કરવો હતો. સંત ફ્રાન્સિસની નિષ્ઠા ઈશુ ખ્રિસ્તના જીવન અને આદેશ ઉપર સોએ સો ટકા હતી. ઈશુ ખ્રિસ્તનાં એકેએક વચનનો સીધો સ્પષ્ટ શબ્દાર્થ લઈ તે પ્રમાણે તે ચાલતો, વ્યવહાર આડે આવે તો વ્યવહારે નમતું આપવું જોઈએ; નહીં કે સદ્ગુરુનાં વચને. આ ઉગ્રતા ધર્માધિકારીઓમાં ક્યાંથી હોય? એથી એમની સાથે મુશ્કેલીઓ ઉત્પન્ન થતી. પણ સંત ફ્રાન્સિસે પોતાની પાસે અધિકાર સરખો ન રાખ્યો એટલું જ નહીં, પણ ધર્માધિકારીઓના દોષો જોવાની પણ એણે ના પાડી. તેથી ધર્મતંત્ર સાથે લડવામાં એને પોતાની શક્તિ વાપરવી ન પડી. આત્મશુદ્ધિ, પ્રાણીપ્રેમ, રુગ્ણસેવા અને રોગનિવારણ, એ જ એનું મુખ્ય કાર્ય હતું. લોકોમાં ઈશ્વરનિષ્ઠા આવી જાય તો બાકી બધું એની મેળે સરખું થઈ જશે, એવો એનો વિશ્વાસ હતો. અને ઈશ્વરનિષ્ઠા માટે મન અને ઇંદ્રિયો પર વિજય મેળવવો જ જોઈએ, એટલું એને સ્પષ્ટ થયું હતું.

આમ ધર્મપ્રચાર કરતાં એણે પોતાના શ્રાવકોને જે સૂચનાઓ આપી હતી એમાંથી બે સૂચનાની અસર સમાજનું સ્વરૂપ ફેરવવામાં જ થઈ. પોતાના શ્રાવકોએ શસ્ત્ર ધારણ નહીં કરવું, એવો એનો આદેશ હતો. શ્રાવકોએ પોપ માગે તે ઉપરાંત બીજે ક્યાંય સોગન ન ખાવા જોઈએ, એવો પણ એનો એક આદેશ હતો. સંત ફ્રાન્સિસના જમાનામાં આખા યુરોપમાં સરંજામપદ્ધતિ (Feudal System) હતી. એમાં દરેક વ્યક્તિને કોઈ ને કોઈ સરદાર પ્રત્યે સોગન ખાવા પડતા અને એના વતી વફાદારીથી લડવું પડતું. સંત ફ્રાન્સિસે જોયું કે આ સોગનથી સમાજમાં ક્ષુદ્ર સંગઠનો પેદા થાય છે અને નકામા વિગ્રહો ચાલતા રહે છે. સંકુચિત સંગઠનને પરિણામે ધર્મની વ્યાપકતા નષ્ટ થાય છે અને માનવતા ઝાંખી પડે છે.

સંત ફ્રાન્સિસ જેવા ધાર્મિક પુરુષોની અલૌકિક સમાજસેવા જોઈ આજનો જમાનો પૂછે છે, 'શું આ બધું કરવા માટે ઈશ્વરનિષ્ઠા અને ઈશ્વરનો સાક્ષાત્કાર જરૂરનાં જ છે?' આનો જવાબ હજી 'ના'માં અપાયો નથી. માનવપ્રાણીએ જ્યાં જ્યાં અલૌકિક સામર્થ્ય બતાવ્યું છે, અલૌકિક નિષ્ઠા બતાવી છે, અડગ શાંતિ અને અખૂટ ધીરજ બતાવી છે, ત્યાં ત્યાં એ ઈશ્વરનિષ્ઠાના આધાર ઉપર જ પ્રગટ થતા પામી છે, એ અત્યાર સુધી સર્વ કાળનો અને સર્વ દેશનો નિરપવાદ

અનુભવ છે. સાધુસંતોએ પોતે પોતાના સાક્ષાત્કારને આધારે પોતાના અનેક અનુયાયીઓને સમાજસેવાના માર્ગમાં દોરવાનો પ્રયત્ન કર્યો છે. પણ અનેક ઠેકાણે અનુભવ થયો છે કે, પરાયી મૂડી લાંબે સુધી પહોંચતી નથી. पुण्यस्य फलमिच्छन्ति पुण्यं नेच्छन्ति मानवाः। બાળકોને ખાવાને દ્રાક્ષ જોઈએ છે, પણ બારણે એના વેલાનાં કદરૂપાં દેખાતાં મૂળિયાં સહન નથી થતાં.

૨

આજથી બરાબર સાત વરસ ઉપર યુરોપે સંત ફ્રાન્સિસની સાતસોમી પુણ્ય-તિથિ ઊજવી હતી. એ પ્રસંગે ચારે કોર ફ્રાન્સિસની જીવનસાધના અને જીવન-કાર્યનું અધ્યયન થયું હતું. એ પ્રસંગે સંત ફ્રાન્સિસ ઉપરના અનેક ગ્રંથો વાંચી એનું નવનીત મહાદેવભાઈએ નવજીવનના વાચકોને બારેક લેખોમાં આપ્યું હતું. જગતના મહાન સંતો કેવળ તે તે ધર્મનો કે દેશનો વારસો નથી. આપણામાં સાચી ધર્મનિષ્ઠા હોય તો આપણે બધા સંતોનું સગપણ સહેજે જોઈ શકીશું. ફ્રાન્સિસનું ચરિત્ર વાંચી જેમ ભાવનાશીલ ખ્રિસ્તી વધારે સાચો ખ્રિસ્તી બને છે, તે જ પ્રમાણે એ ચરિત્ર વાંચી દરેક સત્ત્વસ્થ હિંદુ વધારે સાચો હિંદુ બનશે; અને દરેક મુસલમાન પણ સુલતાન મલેક-ઉલ-કામિલની પેઠે જ, ખ્રિસ્તી ધર્મનો સ્વીકાર કર્યા વગર, ફ્રાન્સિસની ધાર્મિકતાની કદર કરી શકશે. મહાદેવભાઈના ભક્તહૃદયે આ સંતકથા તારવેલી હોવાથી, એમાં અથથી ઇતિ સુધી ધાર્મિકતાની સુવાસ કાયમ રહેલી છે. સંત ફ્રાન્સિસનો ઉપદેશ મહાદેવભાઈના શબ્દોમાં અહીં રજૂ કરી આ સંતજીવનનું મનન પૂરું કરીએ:

“સંત ફ્રાન્સિસ ધનને નરકમાં લઈ જનારી માયા સમાન માનતો. બીજાના ધનનો તેને દ્વેષ નહોતો, સંસારીઓને પણ તે, ધન ઈશ્વરે આપેલી અનામત છે એમ ગણી, બીજાની સેવાર્થે જ વાપરવાની સલાહ આપતો. પણ પોતાને અને પોતાના સંઘને તો એ ધનની અનામત રાખવાની જવાબદારીમાંથી પણ ઈશ્વરે મુક્ત કર્યા છે, એમ તે વારંવાર સમજાવતો.” એનું પ્રખ્યાત વચન છે, “સંસારનાં બધાં પ્રલોભનો અપરિગ્રહવૃત્તિ આગળ ટકી જ ન શકે.”

*

પોતાના શિષ્યોને ઉપદેશ કરતાં એણે કહેલું:

“ઈશ્વરે આપણને આપણો ઉદ્ધાર કરવા નથી ઉત્પન્ન કર્યા, પણ લોકોનો ઉદ્ધાર કરવા ઉત્પન્ન કર્યા છે. આપણે અભણ છીએ, આપણે નાનકડા નજીવા છીએ, એવી લાગણીથી હતાશ થશો નહીં. ઈશ્વરનું કાર્ય સૌ કોઈ કરી શકે. આપણે તો લોકોને પશ્ચાત્તાપ કરી સન્માર્ગે જવાનું જ કહેવાનું છે, તેમાં શી મોટી વાત છે? આપણે ક્યાં કોઈને ભારે પડવું છે? અને આપણું કોઈ ન સાંભળે તો શી હરકત? એમાં આપણું સાંભળવાપણું છે પણ ક્યાં? હું તો ખાતરી આપું છું કે

આપણને જ્યાંત્યાં આવકાર મળશે, ઘણા માણસો આપણા ભેગા થશે અને આપણું કુટુંબ વધશે.”

*

“સંઘમાં દાખલ થનાર દરેકે જાડામાં જાડાં, ગરીબમાં ગરીબને મળે એવાં કપડાં પહેરવાં, કારણ ઝીણાં કપડાં તો રાજારજવાડાને શોભે. સંઘમાં દાખલ થનારે સત્તાની ગંધને પણ પાસે ન આવવા દેવી. જે વધારેમાં વધારે નમ્ર બને અને વધારેમાં વધારે મજૂરી અને સેવા કરે તે મોટામાં મોટો. પોતાને જે જે ધંધા નિસર્ગપ્રાપ્ત હોય તે તે ધંધો કરવો અને તેમાંથી રોટી મેળવવી. પરસેવો પાડ્યા વિના મેળવેલી રોટી હરામ ગણવી. સેવાને બદલે ભિક્ષા મળે તો પેટપૂરતી ભિક્ષા સ્વીકારવી, પણ ફૂટીબદામ સરખું દામ ગાંઠે ન બાંધવું. ગર્હ્યમાં ગર્હ્ય માણસનો, અંત્યજ જેવા ગણાતાનો, સંસર્ગ કરવો અને તેને આશ્વાસન દેવું. સેવા કરવી તે મૂંગી કરવી. કોઈની સામે વિરોધની વરાળ સુધ્ધાં ન કાઢવી. ‘સલામત રહો’ કહીને સેવાર્થે જ્યાંત્યાં હાજર થવું, અને કોઈ તરછોડે તો શાંતિથી વિદાય લેવી, જ્યાંત્યાં પ્રભુના આદેશનો પ્રચાર કરવો, પોતાના પાપની કબૂલાત કરવી, અને તેમ કરીને પ્રાયશ્ચિત્ત કરતાં શીખવવું.”

*

“નમ્રતા કદી ન ભૂલજો, વ્યર્થ વચન ન બોલજો, વ્યર્થ આચરણ ન કરજો. બહાર પ્રવાસ કરતાં છતાં આશ્રમમાં જ રહેતા હો તેમ રહેજો. આ શરીર છે તે આપણો આશ્રમ છે, અને શરીરમાં જે આત્મા છે તે પરિવ્રાજક છે, એ પરિવ્રાજકે સદા પ્રાર્થના કરીને, ઈશ્વરપ્રણિધાનથી, એ આશ્રમને પવિત્ર રાખવો જોઇએ. આત્મા પોતાના આશ્રમમાં શાંતિ ન મેળવે તો બાહ્ય આશ્રમ બાંધીને શાંતિ ક્યાં પામશું?”

*

“મેં મારા હાથે કામ કર્યું છે અને જીવીશ ત્યાં સુધી કરીશ. અને હું ઇચ્છું છું કે બીજા સૌ ભિક્ષુકો એ હાથમહેનત ન છોડે. જેને કોઈ પ્રામાણિક ધંધો ન આવડતો હોય તે શીખી લે,–તેમાંથી ધન મેળવવાને નહીં, પણ તેને જોઈને બીજા શીખે તે માટે, બીજા આળસુ ન બને તે માટે. મજૂરી કર્યા છતાં સમાજ મજૂરી ન આપે તો ઈશ્વરના ભંડારમાંથી માગી લેજો–ઘેર ઘેર ભિક્ષા માગજો.”

*

“જેટલી અમલમાં મૂકી હોય તેટલી જ વિદ્યા છે, જેમ ધર્મીનો ધર્માચાર જ તેની ખરી પ્રાર્થના છે. ભીડને સમયે અને લડતને સમયે જે માણસ પુસ્તકજ્ઞાન ઉપર આધાર રાખશે તે માણસ હાથ ઘસવાનો છે.”

*

“ભાઈ હું તો એક પુસ્તકને જાણું છું. તે પુસ્તકમાં જે લખેલું છે તે પ્રમાણે વર્તવાને સહુને કહું છું. તમારે એક તો ગરીબ કહેવડાવવું છે અને વળી મોટા

પંડિત ને રાજા બનીને જગતમાં વિચરવું છે! મને તો એ ઢગલો પુસ્તકો ન જોઈએ—એક માત્ર બાઈબલ હોય તોપણ મારે શું? તમારે કરવું હોય તેમ કરો. માત્ર મારી રજા ન માગો.”

*

“હે પ્રભુ! જો અધિકાર આપવો હોય તો એક જ અધિકાર આપ: મનુષ્યની પાસે એક પણ અધિકાર મેળવવાની જરૂર ન રહે એ અધિકાર આપ.”

*

“મને તો ઈશ્વરને જે ગમે તે બહુ ગમે.”

અંતકાળે સંત ફ્રાન્સિસ બોલ્યો:

“હવે મારાં કપડાં ઉતારી લો અને મને ધરતી પર સુવાડો. ઈશ્વર સિવાય મારું કશું જ નથી. મેં મારું કર્તવ્ય કર્યું. ઈશ્વર તમને તમારું બતાવો.” તથાસ્તુ.

**સપ્ટેમ્બર, ૧૯૩૩**

# ઈશુના ચાબખા

લગભગ બે હજાર વરસ પહેલાં યુરોપે એક એશિયાઈ ધર્મનો સ્વીકાર કર્યો. ત્યાર પછી એક હજાર વર્ષ વીતી ગયાં અને એ જ ઈશુની જન્મભૂમિ હાથ કરવા માટે યુરોપી લોકો એશિયા સાથે લડવા મંડયા. બસો વરસ લડયા પણ તેમાં સફળતા મળી નહીં, તથાપિ બીજી રીતે યુરોપ ઉપર એશિયાની અસર થઈ. ક્રુઝેડનાં ધર્મયુદ્ધોને પરિણામે એશિયાનાં ભૌતિક શાસ્ત્રો અને ઉદ્યોગહુન્નરોએ યુરોપમાં પ્રવેશ કર્યો. ત્યાર પછી લગભગ બીજાં હજાર વરસે હવે યુરોપના દીર્ઘદ્રષ્ટા વિચારકો એશિયા પાસેથી આધ્યાત્મિક વિદ્યા અને જીવનકળા લેવા મથી રહ્યા છે.

અલ્પજ્ઞાનથી મદ ચડે છે એ સાર્વત્રિક અનુભવ છે. યુરોપને ખ્રિસ્તી ધર્મ સાંપડયો તેના હરખમાં તે ધર્મનો ફેલાવો આખી દુનિયામાં કરવાનો ચંગ યુરોપીય પ્રજાઓએ બાંધ્યો. એશિયા પાસેથી ભૌતિક શાસ્ત્રો શીખી લીધાં કે તરત જ તેમાં અલૌકિક (લોકોનો વિનાશ કરનારી?) પ્રગતિ કરી તેના બળ વડે આખી દુનિયાને પોતાનો શિકાર કે સેવક કરી મૂકવા તેમણે મહેનત માંડી છે. યુરોપના ભાગ્યમાં શિષ્યત્વ લખાયેલું છે, પણ યુરોપ હમેશાં ગુરુપદનો જ ઢોળ કરતું આવ્યું છે. દુનિયાનો ધર્મગુરુ તેમ જ રાજગુરુ પોતે જ છે એવો દૃઢ અહંભાવ યુરોપમાં હજી છે. એશિયાની સમાજરચના ઠીક નથી, એશિયાને પુરુષાર્થનો ખ્યાલ નથી, કોઈ પણ તકનો લાભ લેવાની એશિયાને ગમ નથી એમ માની લઈ પ્રથમ પોતાની ગુરુ-દક્ષિણા જબરદસ્તીથી વસૂલ કરી એશિયાને પાઠ પઢાવવા અને ઈશ્વરે આ રીતે ‘ગોરી જાતિ ઉપર નાખેલો બોજો’ (વ્હાઇટ મૅન્સ બર્ડન) અનન્ય ભાવે ઉઠાવવા

યુરોપ તૈયાર થયું. હવે તે જુએ છે કે તેની પોતાની સમાજરચના પાયા વગરની છે, યુરોપી રાષ્ટ્રોની ધર્મબુદ્ધિ નરી છીછરી ને તકલાદી છે અને યુરોપની જીવનકળા જીવલેણ અને આત્મઘાતક છે. જે દિવસે યુરોપે દુનિયામાં પહેલવહેલાં સ્વતંત્રતાનાં બણગાં ફૂંક્યાં તે જ દિવસથી દુનિયામાં યુરોપ બહારની સ્વતંત્રતા જોખમમાં આવી. યુરોપે જે દિવસથી વિશ્વબંધુત્વ જાહેર કર્યું તે જ દિવસથી અનેક ખંડોમાં બંધુદ્રોહ પણ શરૂ કરી દીધો, તેમ જ જે દિવસથી તેણે સમાનતાનું સ્તોત્ર રચીને દુનિયા સમક્ષ ગાયું તે જ દિવસથી દુનિયા આખીમાં સંપત્તિની, સત્તાની અને સુખની અસમાનતા ફેલાઈ. પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિ એ જ સૌથી શ્રેષ્ઠ છે એ સિદ્ધાંત યુરોપે સ્થાપ્યો, પણ પ્રજાસત્તાક રાજ્યસ્થાપન કરવાની કળા હજુ યુરોપને આવડી નથી. હવે એ બધું એશિયા પાસેથી શીખવાનો વખત આવ્યો છે એમ ત્યાંના કેટલાક સાત્ત્વિક અને પ્રતિભાશાળી લોકો સમજી ગયા છે.

મહાશય પૉલ રિશાર તેમાંના એક છે. રિશાર મહાશયે અનેક વર્ષો લગી દુનિયાની સંસ્કૃતિઓનું અધ્યયન અને મનન કર્યું છે. શાંતિમય જીવન ગાળતાં દુનિયાના ઐહિક ભવરોગનું ઓસડ તેઓ શોધતા હતા, પણ જ્યારે યુરોપનો દાવાનળ સળગ્યો ત્યારે તેમનાથી રહેવાયું નહીં. તેમણે ઊર્ધ્વબાહુ બની રાષ્ટ્રોને તેમનો વિનાશક આસુરી ક્રમ છોડી દઈ માનવી બનવાનો ઉપદેશ કર્યો અને એશિયા તરફ વળી અહીંની પ્રજાઓને 'યુરોપનું શિષ્યત્વ છોડી દો, યુરોપની પાસેથી કશાની આશા ન રાખો, પ્રભાતકાળ તો એશિયાથી જ થવાનો છે' એમ જાહેર કર્યું.

પણ યુરોપની દાંભિકતા જ્યાં સુધી પૂરેપૂરી ઉઘાડી પડે નહીં ત્યાં સુધી યુરોપના લોકો પણ જાગવાના નથી અને એશિયાના લોકો પણ ચેતવાના નથી એ જોઈ એમણે યુરોપના દંભ સામે પોતાની અમોઘ વાણીનાં તાતાં તીર ફેંક્યાં છે. એ તીરોનું એક ભરેલું ભાથું મદ્રાસની ગણેશ કંપનીએ હમણાં જ બહાર પાડ્યું છે.

બે હજાર વર્ષ પહેલાં પોતાના કાળનાં દંભ અને અધાર્મિકતા નિહાળી ઈશુ ખ્રિસ્તે ઝીણી ઝીણી ગાંઠોવાળો એક ચાબખો તૈયાર કરી તે વડે એવા દંભી લોકોને દેવમંદિરમાંથી હાંકી કાઢ્યા હતા. એ જ વૃત્તિ આપણા પૉલમાં નજરે પડે છે. ઈશુ ખ્રિસ્તે જે ઉપદેશ આપ્યો તેનો પૂરો અર્થ તેના શિષ્યો સમજ્યા ન હતા. ઈશુનો ઉપદેશ એટલે યહૂદી ધર્મમાં એક મહાન પલટો હતો એ તો ઈશુના શિષ્ય સંત પૉલે જ દુનિયાને ઉઘાડું કરી બતાવ્યું. આજે મહાશય પૉલ રિશાર પણ એ જ બતાવી રહ્યા છે કે ખ્રિસ્તના ઉપદેશ પ્રમાણે જો સાચે જ ચાલવું હોય તો આજનું સામાજિક તેમ જ રાજકીય જીવન પલટાવ્યે જ છૂટકો. સંત પૉલે બતાવેલું કે યહૂદી કાયદાઓ અને ઈશુના ઉપદેશ એ બે કોઈ રીતે મેળ ખાઈ જ ન શકે. આજના પૉલ રિશાર કહે છે કે હાલના સુધારા અને ખ્રિસ્તી ધર્મ વચ્ચે તેલપાણીનો જ સંબંધ છે. તેઓ કહે છે, જે દિવસે ખ્રિસ્તી ધર્મનો ઉપદેશ કરવાનું કામ એશિયાવાસીઓના હાથમાંથી જઈ યુરોપી લોકના હાથમાં આવ્યું તે જ દિવસે ખરો ખ્રિસ્તી ધર્મ દફન થયો. આજે ખ્રિસ્ત પોતે આવી જો ધર્મોપદેશ કરે તો

યુરોપના ખ્રિસ્તીઓ તેને બોલ્શેવિક ગણી ફરી ક્રૂસ ઉપર જ ચડાવે એવું છે.

સાધુની વાણીનો સાચો અર્થ સાધુવૃત્તિના લોકો જ સમજી શકે છે. ઈશુના ઉપદેશનું રહસ્ય સમજવા જેટલી સાધુતા ખ્રિસ્તીઓમાં રહી નથી એ જોઈ મહાશય રિશારે ઈશુના ઉપદેશનું, અત્યારની ભાષામાં અને આજકાલની વિચારસરણીને મળતી ઢબે તેમ જ જ્યાં જ્યાં જરૂર પડી ત્યાં સુધારાવધારાનાં વાર્તિકો સાથે, જાણે આ એક નવું બાઈબલ જ રચ્યું છે.

આમાં મુખ્ય કટાક્ષ તો ખ્રિસ્તી ધર્મીઓ અને યુરોપના લોકો સામે જ છે અને ઘણાખરા ખ્રિસ્તી લોકો એને કરિયાતાના ઉકાળા પેરે જ પીશે. છતાં આપણા લોકોને માટે આમાં કશું લેવાજોગ નથી અગર તો આ ચાબખાઓમાંથી આપણે બચી જઈએ એમ તો નથી જ. અંગ્રેજી કેળવણી લીધેલા આપણે બાપ્તિસ્મા ભલે લીધો ન હોય, તથાપિ આપણી મનોરચના અનેક અંશે આપણા અત્યાર લગીના ગુરુઓના જેવી તો બની છે જ, અને હજુ ગઈ કાલ સુધી આપણે યુરોપી જીવનકળાને આપણા જીવનમાં ઉતારવાના જ પ્રયાસમાં હતા. આ ચાબખાઓથી આપણી પણ આંખો ઊઘડશે એવી આશા રાખીએ.

ફ્રેન્ચ રાજ્યક્રાંતિએ સ્વતંત્રતા, સમાનતા અને બંધુતા એ ત્રણ સૂત્રરત્નો દુનિયાને ભેટ કર્યાં, પણ તેમાંનું પહેલું તત્ત્વ જ લોકોમાં કંઈક અંશે રોપાયું ગણાય. હવે સમાનતાનો યુગ બેઠો છે. તેને મૂળ પકડવામાં કેટલી ક્રાન્તિ જોઈશે, કેટલા અત્યાચારો થશે, કેટલી લોહીની નદીઓ વહેતી જોવાનું દુનિયાને નસીબે લખાયું હશે એ કોણ કહી શકશે? બંધુતાનો યુગ તો હજુ કલ્પનાના ક્ષિતિજ ઉપર જ વિરાજે છે.

આનું કારણ ફ્રાન્સની રાજ્યક્રાન્તિના પાયામાં ધરમૂળથી નરી નાસ્તિકતા એટલે ઈશ્વરનો ઇનકાર હતો એ જ છે. તેમ ન હોત તો સમાજના ચૂરેચૂરા કરનાર સ્વતંત્રતાની શરૂઆત વ્યક્તિવાદથી ન જ થઈ હોત. ઈશ્વરનું અસ્તિત્વ સ્વીકાર્યા પછી તે પરમ પિતાના ઘરમાં વિશ્વબંધુત્વ પ્રથમ સ્થપાયું હોત, અને પછી કુટુંબના કાયદાની રૂએ સ્વાભાવિક સમતા ને સ્વતંત્રતા એની મેળે જ સ્થપાત, પણ યુરોપે ઊંધો રસ્તો લીધો અને તેથી ત્યાં અરાજકતા, સમાજવાદ અને સામ્યવાદ જેવા વિખવાદ પેદા થયા છે. રિશાર મહાશયનાં આ વાગ્બાણોમાં પણ અરાજકતા છે, પણ તે સમાજઉચ્છેદક કે હિંસક નથી. ધર્મનિષ્ઠ લોકોને રાજાની જરૂર જ શી હોય? આત્મનિયન્ત્રિત લોકને માટે રાજ્યબંધારણ કે બાહ્ય શાસન જોઈતાં જ નથી. જે પોતાની જ પ્રેરણાથી સંયમ પાળે છે, તેને માટે રાજા તો શું પણ યમરાજ પણ નકામો છે.

આ વાગ્બાણોમાં સામ્યવાદ પણ ઓતપ્રોત છે, પણ તે દ્વેષમૂલક નથી. ન્યાયવૃત્તિ અને નમ્રતામાંથી જન્મતો સામ્યવાદ આમાં છે. સર્વ ધર્મનું મૂળ જે દયા તે જેના હૃદયમાં પ્રકટ થઈ છે તેનો સામ્યવાદ જુદો હોય છે અને પોતાની ઈર્ષાઅસૂયામાંથી નાનામોટા કોઈને પણ બચવા ન દેવા એવી વૃત્તિમાંથી પેદા

યુરોપ તૈયાર થયું. હવે તે જુએ છે કે તેની પોતાની સમાજરચના પાયા વગરની છે, યુરોપી રાષ્ટ્રોની ધર્મબુદ્ધિ નરી છીછરી ને તકલાદી છે અને યુરોપની જીવનકળા જીવલેણ અને આત્મઘાતક છે. જે દિવસે યુરોપે દુનિયામાં પહેલવહેલાં સ્વતંત્રતાનાં બણગાં ફૂંક્યાં તે જ દિવસથી દુનિયામાં યુરોપ બહારની સ્વતંત્રતા જોખમમાં આવી. યુરોપે જે દિવસથી વિશ્વબંધુત્વ જાહેર કર્યું તે જ દિવસથી અનેક ખંડોમાં બંધુદ્રોહ પણ શરૂ કરી દીધો, તેમ જ જે દિવસથી તેણે સમાનતાનું સ્તોત્ર રચીને દુનિયા સમક્ષ ગાયું તે જ દિવસથી દુનિયા આખીમાં સંપત્તિની, સત્તાની અને સુખની અસમાનતા ફેલાઈ. પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિ એ જ સૌથી શ્રેષ્ઠ છે એ સિદ્ધાંત યુરોપે સ્થાપ્યો, પણ પ્રજાસત્તાક રાજ્યસ્થાપન કરવાની કળા હજુ યુરોપને આવડી નથી. હવે એ બધું એશિયા પાસેથી શીખવાનો વખત આવ્યો છે એમ ત્યાંના કેટલાક સાત્ત્વિક અને પ્રતિભાશાળી લોકો સમજી ગયા છે.

મહાશય પૉલ રિશાર તેમાંના એક છે. રિશાર મહાશયે અનેક વર્ષો લગી દુનિયાની સંસ્કૃતિઓનું અધ્યયન અને મનન કર્યું છે. શાંતિમય જીવન ગાળતાં દુનિયાના ઐહિક ભવરોગનું ઓસડ તેઓ શોધતા હતા, પણ જ્યારે યુરોપનો દાવાનળ સળગ્યો ત્યારે તેમનાથી રહેવાયું નહીં. તેમણે ઊર્ધ્વબાહુ બની રાષ્ટ્રોને તેમનો વિનાશક આસુરી ક્રમ છોડી દઈ માનવી બનવાનો ઉપદેશ કર્યો અને એશિયા તરફ વળી અહીંની પ્રજાઓને 'યુરોપનું શિષ્યત્વ છોડી દો, યુરોપની પાસેથી કશાની આશા ન રાખો, પ્રભાતકાળ તો એશિયાથી જ થવાનો છે' એમ જાહેર કર્યું.

પણ યુરોપની દાંભિકતા જ્યાં સુધી પૂરેપૂરી ઉઘાડી પડે નહીં ત્યાં સુધી યુરોપના લોકો પણ જાગવાના નથી અને એશિયાના લોકો પણ ચેતવાના નથી એ જોઈ એમણે યુરોપના દંભ સામે પોતાની અમોઘ વાણીનાં તાતાં તીર ફેંક્યાં છે. એ તીરોનું એક ભરેલું ભાથું મદ્રાસની ગણેશ કંપનીએ હમણાં જ બહાર પાડ્યું છે.

બે હજાર વર્ષ પહેલાં પોતાના કાળનાં દંભ અને અધાર્મિકતા નિહાળી ઈશુ ખ્રિસ્તે ઝીણી ઝીણી ગાંઠોવાળો એક ચાબખો તૈયાર કરી તે વડે એવા દંભી લોકોને દેવમંદિરમાંથી હાંકી કાઢ્યા હતા. એ જ વૃત્તિ આપણા પૉલમાં નજરે પડે છે. ઈશુ ખ્રિસ્તે જે ઉપદેશ આપ્યો તેનો પૂરો અર્થ તેના શિષ્યો સમજ્યા ન હતા. ઈશુનો ઉપદેશ એટલે યહૂદી ધર્મમાં એક મહાન પલટો હતો એ તો ઈશુના શિષ્ય સંત પૉલે જ દુનિયાને ઉઘાડું કરી બતાવ્યું. આજે મહાશય પૉલ રિશાર પણ એ જ બતાવી રહ્યા છે કે ખ્રિસ્તના ઉપદેશ પ્રમાણે જો સાચે જ ચાલવું હોય તો આજનું સામાજિક તેમ જ રાજકીય જીવન પલટાવ્યે જ છૂટકો. સંત પૉલે બતાવેલું કે યહૂદી કાયદાઓ અને ઈશુના ઉપદેશ એ બે કોઈ રીતે મેળ ખાઈ જ ન શકે. આજના પૉલ રિશાર કહે છે કે હાલના સુધારા અને ખ્રિસ્તી ધર્મ વચ્ચે તેલપાણીનો જ સંબંધ છે. તેઓ કહે છે, જે દિવસે ખ્રિસ્તી ધર્મનો ઉપદેશ કરવાનું કામ એશિયાવાસીઓના હાથમાંથી જઈ યુરોપી લોકના હાથમાં આવ્યું તે જ દિવસે ખરો ખ્રિસ્તી ધર્મ દફન થયો. આજે ખ્રિસ્ત પોતે આવી જો ધર્મોપદેશ કરે તો

તેટલી વધારે અસરકારક અને સ્મરણમાં રહેવી સહેલી હોય છે. તેથી જ સાહિત્ય-ના કરતાં કહેવતોની અસર સમાજ ઉપર વધારે હોય છે. કહેવત અગર સુભાષિત એટલે સાહિત્યનું ચલણી નાણું, સમાજની ટંકશાળમાંથી બહાર પડેલા સિક્કાઓ.

આવા સિક્કાઓ પાડવાનું કાર્ય યુરોપમાં ફ્રાન્સે સૌથી વધારે કર્યું કહેવાય છે. જુબેર જેવા સાત્ત્વિક વિચારકોનાં વચનો તે ભાષામાં કહેવતની પેરે ચાલુ થઈ પડ્યાં છે. પૉલ રિશાર ફ્રાન્સવાસી હોઈ તેમણે એ જ પ્રાચીન સુભાષિતશૈલી ગ્રહણ કરી છે અને તેમાં તેઓ સફળ નીવડ્યા છે.

જૂના કવિઓની વાણીમાં 'બહુ અર્થ અને અલ્પ અક્ષર'વાળાં અનુભવ-વચનો હોય છે. તેમાં રૂઢિ, જનસ્વભાવ અથવા હૃદયની ઊર્મિનું ઊંડું પરીક્ષણ હોય છે. રિશારની વાણીમાં આ બધું હોવા ઉપરાંત ઇતિહાસનું માર્મિક અવલોકન અને આધુનિક રાષ્ટ્રોના જીવનક્રમનું સંગીન પરીક્ષણ છે એ એમની વિશેષતા છે. લોક-રૂઢિ જેમ માણસને બંધક બને છે તેમ વિચારરૂઢિ પણ તેટલી જ કે તેથી પણ વધુ બંધનકર્તા નીવડે છે. આવી વિચારરૂઢિના કિલ્લાને તોડનાર સુધારક તરીકે પણ પૉલ રિશારને ઓળખવા જોઈએ.

બાઈબલમાંનાં અનેક વચનોમાં રિશાર મહાશયે સુધારા કર્યા છે. પણ તેમનું એક વચન એવું છે કે તેમાં પણ સુધારો કરી શકાય એમ અમને લાગે છે. તેઓ કહે છે, 'રાષ્ટ્રોને પણ આત્મા હોય છે.' ત્રણ ખંડોમાં અને ત્રણ મહા-સાગરોમાં પોતાનો સ્વાર્થ શોધવા રવડનાર રાષ્ટ્રોનાં છેલ્લાં દોઢસો વરસનાં કરતૂકો સામું જોઈએ તો તો એમ જ લાગે છે કે રાષ્ટ્રોને આત્મા યા તો હજી ઊગ્યો નથી અગર તો તે માણસના પૂછડાની પેરે નકામો સાબિત થઈ ખરી પડયો હોવો જોઈએ. તેથી અમારા ધારવા મુજબ તો પૉલ મહાશયે એમ કહેવું જોઈએ કે "રાષ્ટ્રોને આત્મા હોવો જોઈએ, અથવા તો જેમ નિર્જીવ સૃષ્ટિમાંથી સજીવ સૃષ્ટિ પેદા થઈ અગર તો પશુસૃષ્ટિ પછી માનવસૃષ્ટિ પેદા થઈ તે જ પ્રમાણે નિરાત્મ રાષ્ટ્રો પછી દુનિયામાં આત્મવાન રાષ્ટ્રો પેદા થશે.'

આજની હિંદુસ્તાનની લડત નિરાત્મ રાષ્ટ્રની સામે લડી પોતાનો આત્મા ખીલવવા માટેની છે, અને એક વાર હિંદુસ્તાન આત્મવાન રાષ્ટ્ર બન્યું એટલે બીજાં કેટલાંયે રાષ્ટ્રોને આત્માનો માર્ગ સાંપડશે.

**ડિસેમ્બર, ૧૯૨૧**

## સંતવાણીનું તેજ

**[સુખમય*ની પ્રસ્તાવના]**

સામાન્ય કવિઓ ગમે તેટલાં ભજનો જોડી કાઢે; તે ભજન પાછળ કોઈ ભવ્ય આત્મા દેખાતો નથી. સંત પુરુષોનાં ભજનમાં એમની અલૌકિક શ્રદ્ધા અને

* **અનુવાદક : શ્રી મગનભાઈ પ્ર. દેસાઈ**

થતો સામ્યવાદ જુદો હોય છે. પહેલાંમાં આત્મૌપમ્યની દૈવી સંપત રહેલી છે. અને બીજામાં અસૂયાની આસુરી સંપત ભરેલી છે. મને રોટલી ન મળે ત્યાં સુધી બીજાને લાડુ ખાવા ન દઉં એ વૃત્તિ જુદી અને પાડોશીને રોટલી ન મળે ત્યાં સુધી હું જાતે અન્ન ગ્રહણ ન કરું એ આત્મભાવ જુદો.

વળી આ વાગ્બાણોમાં સમાજસત્તાવાદ પણ પૂરેપૂરો છે, પણ તે સ્વાર્થી અને લોભી લોકોનાં ટોળાંનો સમાજસત્તાવાદ નથી. સમાજ એટલે એક મોટું વ્યાપક કુટુંબ છે અને તેથી જે નિયમ પ્રમાણે કુટુંબ ચાલે છે તે જ નિયમ મુજબ સમાજનો તેમ જ આખી દુનિયાનો વહેવાર ચાલવો જોઈએ. એ આ સમાજસત્તાવાદનું રહસ્ય છે. ખ્રિસ્તની દસ આજ્ઞાઓ જેટલી વ્યક્તિને માટે છે તેટલી જ સમાજને સારુ પણ છે એ રિશાર મહાશયનો પોકાર છે.

'માણસે રાખ રાખવી એ જેટલું નિંદ્ય અને અધર્મ્ય છે તેટલું જ કોઈ પણ રાષ્ટ્રે વસાહત કે સંસ્થાન રાખવું એ નિંદ્ય છે,' એવા તાતા શબ્દોથી જ્યારે રિશાર મહાશય ચાબખો લગાવે છે ત્યારે સમાજ વિશે એક નવો જ આદર્શ આપણી આંખ સામે તરી રહે છે.

જેમ અનેક દૃષ્ટિએ આ ગ્રંથ અપૂર્વ છે તેમ આની લેખનશૈલી પણ અપૂર્વ છે. અથવા તો એને અપૂર્વ પણ કેમ કહીએ? એ શૈલી પુરાતન છે. હાલના જમાનામાં લોકો બોલે છે અને લખે છે બહુ, પણ એમનાં એ વચનોના પ્રમાણમાં તેમને હાથે કાર્ય બહુ ઓછું થાય છે. જ્યારે લોકો કર્મશીલ અને વિચારશીલ થાય છે ત્યારે લાંબાં લાંબાં વિવેચનો વાંચવા જેટલો સમય કોઈ કાઢી શકતું નથી. સાચું જોતાં ગ્રંથો વિચારો પૂરા પાડવાને નહીં પણ ફક્ત તેની દિશા સૂચવવાને સારુ જ હોવા જોઈએ. આજકાલ બજારમાં 'રાસાયણિક પદ્ધતિએ પચાવેલા' predigested ખોરાકો મળે છે. જે માણસનું જઠર પચાવવાની ક્રિયા કરવાને પણ અશક્ત છે તેને માટે આવો ખોરાક હોય છે. હાલ તો કેટલાક ધંધાદારી લોકો પણ વખતની તંગીને કારણે આવા ખોરાકો ઉપયોગમાં લેતા થયા છે. પણ હવે એવો અનુભવ થયો છે કે આવા ખોરાક હંમેશાં લેવાનું ચાલુ રાખનાર હજમ કરવાની શક્તિ જ કાયમને માટે ખોઈ બેસે છે. સાહિત્યની બાબતમાં પણ લગભગ આવું જ બન્યું છે. લોકો પાંચ મિનિટ વિચાર કરવા કરતાં અર્ધો કલાક વાંચવાનું પસંદ કરે છે કેમ કે વિચાર કરવા કરતાં વિચાર ધરાવવા એ કામ સહેલું છે. આજકાલનાં પાઠ્યપુસ્તકોમાં અધ્યાપકોનાં વ્યાખ્યાનો કરતાં પણ ઘણી વાર વધુ ઝીણું કાંતેલું હોય છે. જૂના કાળમાં એવું નહોતું. પૌષ્ટિક ખોરાકની પેઠે થોડામાં ઝાઝા કસ સમાવવા તરફ તે કાળના લોકોની પ્રવૃત્તિ રહેતી. આજે જેમ પંદર રૂપિયાનો ખુરદો ગજવામાં મૂકી ફરવા કરતાં એક ગીની પાસે રાખવી આપણે પસંદ કરીએ છીએ તેમ તે કાળના વિચારશીલ લોકો એક આખી ચોપડીના કરતાં એક સુંદર સુભાષિત કે સંતવચનની વધુ કદર અને કિંમત કરતા. વળી અનુભવની વાણી જેટલી ટૂંકી

તેટલાં વધારે અસરકારક અને સ્મરણમાં રહેવી સહેલી હોય છે. તેથી જ સાહિત્યના કરતાં કહેવતોની અસર સમાજ ઉપર વધારે હોય છે. કહેવત અગર સુભાષિત એટલે સાહિત્યનું ચલણી નાણું, સમાજની ટંકશાળમાંથી બહાર પડેલા સિક્કાઓ.

આવા સિક્કાઓ પાડવાનું કાર્ય યુરોપમાં ફ્રાન્સે સૌથી વધારે કર્યું કહેવાય છે. જુબેર જેવા સાત્ત્વિક વિચારકોનાં વચનો તે ભાષામાં કહેવતની પેરે ચાલુ થઈ પડયાં છે. પૉલ રિશાર ફ્રાન્સવાસી હોઈ તેમણે એ જ પ્રાચીન સુભાષિતશૈલી ગ્રહણ કરી છે અને તેમાં તેઓ સફળ નીવડયા છે.

જૂના કવિઓની વાણીમાં 'બહુ અર્થ અને અલ્પ અક્ષર'વાળાં અનુભવવચનો હોય છે. તેમાં રૂઢિ, જનસ્વભાવ અથવા હૃદયની ઊર્મિનું ઊંડું પરીક્ષણ હોય છે. રિશારની વાણીમાં આ બધું હોવા ઉપરાંત ઇતિહાસનું માર્મિક અવલોકન અને આધુનિક રાષ્ટ્રોના જીવનક્રમનું સંગીન પરીક્ષણ છે એ એમની વિશેષતા છે. લોકરૂઢિ જેમ માણસને બંધક બને છે તેમ વિચારરૂઢિ પણ તેટલી જ કે તેથી પણ વધુ બંધનકર્તા નીવડે છે. આવી વિચારરૂઢિના કિલ્લાને તોડનાર સુધારક તરીકે પણ પૉલ રિશારને ઓળખવા જોઈએ.

બાઈબલમાંનાં અનેક વચનોમાં રિશાર મહાશયે સુધારા કર્યા છે. પણ તેમનું એક વચન એવું છે કે તેમાં પણ સુધારો કરી શકાય એમ અમને લાગે છે. તેઓ કહે છે, 'રાષ્ટ્રોને પણ આત્મા હોય છે.' ત્રણ ખંડોમાં અને ત્રણ મહાસાગરોમાં પોતાનો સ્વાર્થ શોધવા રવડનાર રાષ્ટ્રોનાં છેલ્લાં દોઢસો વરસનાં કરતૂકો સામું જોઈએ તો તો એમ જ લાગે છે કે રાષ્ટ્રોને આત્મા યા તો હજી ઊગ્યો નથી અગર તો તે માણસના પૂછડાની પેરે નકામો સાબિત થઈ ખરી પડયો હોવો જોઈએ. તેથી અમારા ધારવા મુજબ તો પૉલ મહાશયે એમ કહેવું જોઈએ કે "રાષ્ટ્રોને આત્મા હોવો જોઈએ, અથવા તો જેમ નિર્જીવ સૃષ્ટિમાંથી સજીવ સૃષ્ટિ પેદા થઈ અગર તો પશુસૃષ્ટિ પછી માનવસૃષ્ટિ પેદા થઈ તે જ પ્રમાણે નિરાત્મ રાષ્ટ્રો પછી દુનિયામાં આત્મવાન રાષ્ટ્રો પેદા થશે.'

આજની હિંદુસ્તાનની લડત નિરાત્મ રાષ્ટ્રની સામે લડી પોતાનો આત્મા ખીલવવા માટેની છે, અને એક વાર હિંદુસ્તાન આત્મવાન રાષ્ટ્ર બન્યું એટલે બીજાં કેટલાંયે રાષ્ટ્રોને આત્માનો માર્ગ સાંપડશે.

**ડિસેમ્બર, ૧૯૨૧**

## સંતવાણીનું તેજ

### [સુખમય*ની પ્રસ્તાવના]

સામાન્ય કવિઓ ગમે તેટલાં ભજનો જોડી કાઢે; તે ભજન પાછળ કોઈ ભવ્ય આત્મા દેખાતો નથી. સંત પુરુષોનાં ભજનમાં એમની અલૌકિક શ્રદ્ધા અને

* અનુવાદક : શ્રી મગનભાઈ પ્ર. દેસાઈ

…વાદ જુદા હોય છે. પહેલાંમાં આત્મૌપમ્યની દૈવી સંપત રહેલી છે. બીજામાં અસૂયાની આસુરી સંપત ભરેલી છે. મને રોટલી ન મળે ત્યાં બીજાને લાડુ ખાવા ન દઉં એ વૃત્તિ જુદી અને પાડોશીને રોટલી ન મળે સુધી હું જાતે અન્ન ગ્રહણ ન કરું એ આત્મભાવ જુદો.

વળી આ વાગ્બાણોમાં સમાજસત્તાવાદ પણ પૂરેપૂરો છે, પણ તે સ્વ… અને લોભી લોકોનાં ટોળાંનો સમાજસત્તાવાદ નથી. સમાજ એટલે એક … વ્યાપક કુટુંબ છે અને તેથી જે નિયમ પ્રમાણે કુટુંબ ચાલે છે તે જ નિય… મુજબ સમાજનો તેમ જ આખી દુનિયાનો વહેવાર ચાલવો જોઈએ. એ … સમાજસત્તાવાદનું રહસ્ય છે. ખ્રિસ્તની દસ આજ્ઞાઓ જેટલી વ્યક્તિને માટે … તેટલી જ સમાજને સારુ પણ છે એ રિશાર મહાશયનો પોકાર છે.

'માણસે રાખ રાખવી એ જેટલું નિંદ્ય અને અધર્મ્ય છે તેટલું જ કોઈ પણ રાષ્ટ્રે વસાહત કે સંસ્થાન રાખવું એ નિંદ્ય છે,' એવા તાતા શબ્દોથી જ્યારે રિશાર મહાશય ચાબખો લગાવે છે ત્યારે સમાજ વિશે એક નવો જ આદર્શ આપણી આંખ સામે તરી રહે છે.

જેમ અનેક દૃષ્ટિએ આ ગ્રંથ અપૂર્વ છે તેમ આની લેખનશૈલી પણ અપૂર્વ છે. અથવા તો એને અપૂર્વ પણ કેમ કહીએ? એ શૈલી પુરાતન છે. હાલના જમાનામાં લોકો બોલે છે અને લખે છે બહુ, પણ એમનાં એ વચનોના પ્રમાણમાં તેમને હાથે કાર્ય બહુ ઓછું થાય છે. જ્યારે લોકો કર્મશીલ અને વિચારશીલ થાય છે ત્યારે લાંબાં લાંબાં વિવેચનો વાંચવા જેટલો સમય કોઈ કાઢી શકતું નથી. સાચું જોતાં ગ્રંથો વિચારો પૂરા પાડવાને નહીં પણ ફક્ત તેની દિશા સૂચવવાને સારુ જ હોવા જોઈએ. આજકાલ બજારમાં 'રાસાયણિક પદ્ધતિએ પચાવેલા' predigested ખોરાકો મળે છે. જે માણસનું જઠર પચાવવાની ક્રિયા કરવાને પણ અશક્ત છે તેને માટે આવો ખોરાક હોય છે. હાલ તો કેટલાક ધંધાદારી લોકો પણ વખતની તંગીને કારણે આવા ખોરાકો ઉપયોગમાં લેતા થયા છે. પણ હવે એવો અનુભવ થયો છે કે આવા ખોરાક હંમેશાં લેવાનું ચાલુ રાખનાર હજમ કરવાની શક્તિ જ કાયમને માટે ખોઈ બેસે છે. સાહિત્યની બાબતમાં પણ લગભગ આવું જ બન્યું છે. લોકો પાંચ મિનિટ વિચાર કરવા કરતાં અર્ધો કલાક વાંચવાનું પસંદ કરે છે કેમ કે વિચાર કરવા કરતાં વિચાર ધરાવવા એ કામ સહેલું છે. આજકાલનાં પાઠ્યપુસ્તકોમાં અધ્યાપકોનાં વ્યાખ્યાનો કરતાં પણ ઘણી વાર વધુ ઝીણું કાંતેલું હોય છે. જૂના કાળમાં એવું નહોતું. પૌષ્ટિક ખોરાકની પેઠે થોડામાં ઝાઝા કસ સમાવવા તરફ તે કાળના લોકોની પ્રવૃત્તિ રહેતી. આજે જેમ પંદર રૂપિયાનો ખુરદો ગજવામાં મૂકી ફરવા કરતાં એક ગીની પાસે રાખવી આપણે પસંદ કરીએ છીએ તેમ તે કાળના વિચારશીલ લોકો એક આખી ચોપડીના કરતાં એક સુંદર સુભાષિત કે સંતવચનની વધુ કદર અને કિંમત કરતા. વળી અનુભવની વાણી જેટલી ટૂંકી

તેટલી વધારે અસરકારક અને સ્મરણમાં રહેવી સહેલી હોય છે. તેથી જ સાહિત્ય-ના કરતાં કહેવતોની અસર સમાજ ઉપર વધારે હોય છે. કહેવત અગર સુભાષિત એટલે સાહિત્યનું ચલણી નાણું, સમાજની ટંકશાળમાંથી બહાર પડેલા સિક્કાઓ.

આવા સિક્કાઓ પાડવાનું કાર્ય યુરોપમાં ફ્રાન્સે સૌથી વધારે કર્યું કહેવાય છે. જુબેર જેવા સાત્ત્વિક વિચારકોનાં વચનો તે ભાષામાં કહેવતની પેરે ચાલુ થઈ પડયાં છે. પૉલ રિશાર ફ્રાન્સવાસી હોઈ તેમણે એ જ પ્રાચીન સુભાષિતશૈલી ગ્રહણ કરી છે અને તેમાં તેઓ સફળ નીવડયા છે.

જૂના કવિઓની વાણીમાં 'બહુ અર્થ અને અલ્પ અક્ષર'વાળાં અનુભવ-વચનો હોય છે. તેમાં રૂઢિ, જનસ્વભાવ અથવા હૃદયની ઊર્મિનું ઊંડું પરીક્ષણ હોય છે. રિશારની વાણીમાં આ બધું હોવા ઉપરાંત ઇતિહાસનું માર્મિક અવલોકન અને આધુનિક રાષ્ટ્રોના જીવનક્રમનું સંગીન પરીક્ષણ છે એ એમની વિશેષતા છે. લોક-રૂઢિ જેમ માણસને બંધક બને છે તેમ વિચારરૂઢિ પણ તેટલી જ કે તેથી પણ વધુ બંધનકર્તા નીવડે છે. આવી વિચારરૂઢિના કિલ્લાને તોડનાર સુધારક તરીકે પણ પૉલ રિશારને ઓળખવા જોઈએ.

બાઈબલમાંનાં અનેક વચનોમાં રિશાર મહાશયે સુધારા કર્યા છે. પણ તેમનું એક વચન એવું છે કે તેમાં પણ સુધારો કરી શકાય એમ અમને લાગે છે. તેઓ કહે છે, 'રાષ્ટ્રોને પણ આત્મા હોય છે.' ત્રણ ખંડોમાં અને ત્રણ મહા-સાગરોમાં પોતાનો સ્વાર્થ શોધવા રવડનાર રાષ્ટ્રોનાં છેલ્લાં દોઢસો વરસનાં કરતૂકો સામું જોઈએ તો તો એમ જ લાગે છે કે રાષ્ટ્રોને આત્મા યા તો હજી ઊગ્યો નથી અગર તો તે માણસના પૂછડાની પેરે નકામો સાબિત થઈ ખરી પડયો હોવો જોઈએ. તેથી અમારા ધારવા મુજબ તો પૉલ મહાશયે એમ કહેવું જોઈએ કે "રાષ્ટ્રોને આત્મા હોવો જોઈએ, અથવા તો જેમ નિર્જીવ સૃષ્ટિમાંથી સજીવ સૃષ્ટિ પેદા થઈ અગર તો પશુસૃષ્ટિ પછી માનવસૃષ્ટિ પેદા થઈ તે જ પ્રમાણે નિરાત્મ રાષ્ટ્રો પછી દુનિયામાં આત્મવાન રાષ્ટ્રો પેદા થશે.'

આજની હિંદુસ્તાનની લડત નિરાત્મ રાષ્ટ્રની સામે લડી પોતાનો આત્મા ખીલવવા માટેની છે, અને એક વાર હિંદુસ્તાન આત્મવાન રાષ્ટ્ર બન્યું એટલે બીજાં કેટલાંયે રાષ્ટ્રોને આત્માનો માર્ગ સાંપડશે.

**ડિસેમ્બર, ૧૯૨૧**

## સંતવાણીનું તેજ

**[સુખમય*ની પ્રસ્તાવના]**

સામાન્ય કવિઓ ગમે તેટલાં ભજનો જોડી કાઢે; તે ભજન પાછળ કોઈ ભવ્ય આત્મા દેખાતો નથી. સંત પુરુષોનાં ભજનમાં એમની અલૌકિક શ્રદ્ધા અને

* અનુવાદક : શ્રી મગનભાઈ પ્ર. દેસાઈ

એમનું પ્રચંડ ધર્મતેજ દેખાઈ આવે છે. કોઈ યોગી, કોઈ શૂર યોદ્ધો, કોઈ સર્વ ત્યાગી અથવા કોઈ મુક્ત પુરુષ જે કાંઈ બોલે, કરે કે લખે, એની પાછળ એની આખી વિભૂતિ હોય છે.

ભક્તિકાવ્યનો આ નાનકડો ગ્રંથ સુખમની, એ જ રીતે, દુનિયાના કાવ્ય-ગ્રંથોમાં અને ધર્મગ્રંથોમાં મહત્ત્વનું સ્થાન ભોગવે છે. ગુરુ નાનકશાહથી માંડીને એક પછી એક ગુરુએ ભારતવર્ષની એકતા અને ઉન્નતિ સાધવાનો ધાર્મિક પ્રયત્ન કર્યો; એમના શિષ્યોએ–શીખોએ–અસાધારણ ધર્મતેજ પ્રગટ કર્યું. જેમ જેમ એમનું લોહી રેડાયું તેમ તેમ એ જલદ ખાતરે આ પુણ્ય ભૂમિમાં ધાર્મિકતાનો અદ્‌ભુત ફાલ આપ્યો. એ જમાનામાં ધર્મવીર શીખોને જે કાવ્યોમાંથી પ્રેરણા મળી, જે ભજનોના ધાવણમાંથી તેમણે પોતાના પ્રાણ વિશે બેદરકાર થવાની શક્તિ કેળવી, તે બધું સાહિત્ય એકત્ર કરવાનો ગુરુ અર્જુનદેવને સંકલ્પ સ્ફુર્યો. ગુરુ અર્જુનદેવ ગુરુપરંપરામાં વચલા મેરુમણિ. એમની ધાર્મિકતાને લીધે એમની અસર ચારે કોર ફેલાઈ. એમણે શીખોને વ્યવસ્થિત કર્યા, એમને સંગઠિત કર્યા, શહેરો સ્થાપ્યાં, વ્યવહારકુશળતાનાં બધાં જ અંગો ખીલવી બતાવ્યાં. છતાં એ વ્યવહારની બાહોશી પાછળ શુદ્ધ ભક્તહૃદય અને ઈશ્વરપરાયણતા જ હતાં. બહારના અને ઘરના શત્રુને હાથે એમને દીર્ઘકાળ સુધી ખમવું પડ્યું; અંતે પ્રાણ પણ ખોવા પડ્યા. પણ જેના હાથમાં ક્ષમાનું શસ્ત્ર છે તેનું નુકસાન કોણ કરી શકે?

અર્જુનદેવે જે ધાર્મિક સાહિત્ય ભેગું કર્યું તે કોઈ કેવળ કવિનું નહોતું. બધા ગુરુઓના ઉદ્‌ગારો તો એમાં ખરા જ. પણ તે વખતના ભારતવર્ષના ઘણાખરા સંતોનાં વચનો પણ એમણે છૂટથી લીધાં. એમની પાસે આપપરભાવ હતો જ નહીં. જ્યાં શુદ્ધ ધાર્મિકતાની નોંધ હોય તે પોતાનું જ ધર્મવચન છે એમ માનીને ગુરુઓએ ઉત્કૃષ્ટ ભજનસંગ્રહ તૈયાર કર્યો. અનેક સંતોના ઉદ્‌ગાર એ પૂજ્ય ગ્રંથમાં ભેગા થયેલા હોવાથી ચિત્તવૃત્તિની અનેક બાજુઓ એમાં અનેક રીતે પ્રતિ-બિંબિત થયેલી છે. એ રીતે ગ્રંથસાહેબ જાણે સંતોનું એક વિશાળ સંમેલન જ છે.

જેટલું કહેવાનું હતું તે બધું એમાં આવી ગયું. હવે એની પૂર્તિરૂપે, ઉપસંહાર-રૂપે અર્જુનદેવે પોતાના તરફથી કાંઈક ઉમેરવું જરૂરનું હતું. એમણે ખૂબ વિચારીને ધાર્મિકતાનો સાર, ભક્તહૃદયનો ઉદ્‌ગાર, અનુભવનું અમૃત, અને ઉપાસનાના તંબૂરારૂપે આ નાનકડો ગ્રંથ તૈયાર કર્યો. આમાં ગૂઢ પ્રમેયોની ચર્ચા નથી અને તત્ત્વજ્ઞાનનું પીંજણ નથી, વાદાવાદ કે ઉપદેશ નથી. આમાં કેવળ, બધું કરવાનું કર્યા પછી, વિચારવાનું વિચાર્યા પછી, જે આનંદ ઉર્વરિત રહે છે તે અનેક રીતે વ્યક્ત કર્યો છે. નામમાહાત્મ્ય, સત્સંગમહિમા, જ્ઞાનીનું સામર્થ્ય, વગેરે સર્વસામાન્ય વસ્તુ ઉપર ભોળી શ્રદ્ધાવાન જનતા હમેશ આશ્વાસન મેળવે અને કોઈ પણ બીક કે લાલચથી ચળે નહીં એવું ચારિત્ર્ય કેળવે, એવાં વચનો સહજ ફેંકી દીધાં છે. અહીં તત્ત્વજ્ઞાન સાદામાં સાદું, શિખામણ ઘરગથ્થુ અને ચોટડુ છે. અહીં દલીલો નહીં, કેવળ અનુભવનાં વિધાનો જ કરેલાં છે. સુખમનીના શબ્દોમાં વચમાં વચમાં

આપણા આખા કવિની ચમક દેખાઈ આવે છે. છતાં એમાં ચાબખાનું તત્ત્વ હોવાને બદલે વિનવણીનું—અપીલનું—તત્ત્વ વધારે છે. જે જ્ઞાની હોય તે જ ચાબખા ચલાવે છે. જે ભક્ત છે તે ચંદ્રમા કરતાંયે શીતળ, પાણી કરતાંયે 'પાતળ', મા કરતાંયે સ્નેહાળ, અને અમૃત કરતાંયે રસાળ હોય છે. એ પરમ કારુણિક હૃદયો દુષ્ટોને પણ દૂભવે નહીં, લજવે નહીં, આર્જવથી એમને પોતીકા બનાવી દે. સુખમનીમાં જ્યાંત્યાં માણસને એનું સાચું હિત શામાં રહેલું છે એ બતાવ્યું છે; અને એ બતાવતાં સદ્‌ગુરુ અહીં થાકતા જ નથી.

અહીંની પુનરાવૃત્તિ કાવ્યરસને પોષક નથી, અહીં ચરણે ચરણે ચમત્કૃતિ નથી, એવી તકરાર સાહિત્યના રસિયા કરશે, કેમ કે એમને મન સાહિત્ય એ ઉપભોગની વસ્તુ છે, એમને મન રસ જામે એ મુદ્દાની વસ્તુ છે, નહીં કે ઉદ્ધારનો રસ્તો સ્પષ્ટ થાય ને અમલમાં મુકાય. 'કેવળ સાહિત્ય'ના રસિયાઓ તમામ દુનિયાનો જ્યારે રસ લૂંટવા નીકળી પડે છે ત્યારે તેઓ સંયમની શિખામણ પણ સુણે છે અને કલાવિલાસની હિમાયત પણ સાંભળે છે. બંનેમાં એમને મજા પડે છે. દરેક બાજુની થોડી થોડી માત્રા પોતાના જીવન અને વચનમાં દાખલ થાય તો જીવન શોભે; અને કઅવસરે સંયમધર્મ અને ત્યાગધર્મ માથા ઉપર સવાર થઈ ન બેસે, એની ફકીરીની મોહિનીમાં ન સપડાઈએ, તે ખાતર પણ પ્રથમથી એ બાજુનો પૂરેપૂરો પરિચય હોવો જોઈએ, એમ મનાયું છે. બધી વસ્તુઓ જાણનારને એકાએક કશાકની અસર તળે સંપૂર્ણ રીતે આવવાનું જોખમ રહેતું નથી. પણ આ જાતનું સાહિત્ય આ પારમાર્થિક ગુરુઓ શી રીતે પૂરું પાડી શકે? આપણું જૂનું પારમાર્થિક સાહિત્ય ભારેમાં ભારે વિચારો અને સિદ્ધાંતો પણ સાદી ચમત્કૃતિશૂન્ય ભાષામાં મૂકવાનું જ પસંદ કરે છે, જ્યારે આજનું સાહિત્ય, અંદર કાંઈ હોય કે ન હોય; બની શકે તેટલું રૂપ કાઢવામાં માને છે.

ગમે તે ધર્મમાં જુઓ, ધાર્મિક સાધનામાં નામમાહાત્મ્યને ઊંચામાં ઊંચું સ્થાન આપેલું છે. નામસ્મરણમાં દાખલાદલીલની ચમત્કૃતિ નથી હોતી. તર્કબુદ્ધિને તર્પે એવું કશું એમાં આવતું નથી. અરે, એમાં ઝાઝી વિવિધતા પણ આણાતી નથી. બહુ ફાવ્યા તો થોડુંક સંગીત દાખલ કરી શકાય. તેથી આજકાલના સંસ્કારી લોકો બાકી બધી વસ્તુઓ વધાવી લેતાં છતાં ધાર્મિક જીવનમાં નામસ્મરણથી અકળાતા જ દેખાય છે. નામસ્મરણનું અસલી સ્વરૂપ નહીં જાણવાથી મીરાંબાઈનું

'બોલ મા બોલ મા બોલ મા રે'

એ ભજનનું રહસ્ય તેઓ સમજી શકતા નથી. એ ભજનમાં આવેલી તુલનાઓ સાહિત્યની દૃષ્ટિએ સુંદર હોવાથી એ ભજન તો પ્રિય થઈ પડે છે, પણ નામરસ સમજાતો નથી.

ખરું જોતાં નામ લેવાથી રસ ઉત્પન્ન નથી થતો, પણ સાચી ભક્તિને લીધે જો જીવનમાં અને સાધનામાં રસ જામ્યો હોય તો તે નામસંકીર્તનથી વ્યક્ત થાય

છે, ભક્તિને ન અપાય એવી ઉપમા આપવાની જો ધૃષ્ટતા કરીએ તો કહી શકાય કે, નામસ્મરણમાં એક જબરદસ્ત કેફ છે. એ કેફ જેણે અનુભવ્યો છે તે નામ છોડી ન શકે. દરેક જાતના આનંદ મેળવ્યા પછી માણસથી જેમ બે-આખત્યાર બોલી જવાય છે, 'અહાહા, વાહ વાહ, શી મજા!' એવી જ રીતે જીવનરહસ્યનું ઉત્તમ અંગ જાણ્યા પછી અને ઈશ્વરી તત્ત્વનું પાવિત્ર્ય, માંગલ્ય, કારુણ્ય અને સાતત્ય સમજ્યા પછી શબ્દોનો વિસ્તાર અસહ્ય થઈ જાય છે, વિવિધતા વિરામ પામે છે, અને એકધારો આનંદપ્રવાહ વહેવા લાગે છે. આવી એક ધન્ય પળે, બીજું કશું નહીં સૂઝવાથી, ઉપનિષદમાં એક ઋષિ ગાવા લાગ્યા, 'હાઽઽઽવુ, હાઽઽઽવુ'. સગુણની ઉપાસના કરનાર લોકોએ એ જ ગરજ સારવા માટે ભગવાનનું નામ પસંદ કર્યું. એમણે જોઈ લીધું કે, જીવનની ક્ષુદ્ર વાસનાઓ અને અપૂર્ણતાઓની સામે થવાથી તે દૂર થતી નથી, ઊલટું વિરોધી ધ્યાનથી એમની જડ જામે જ છે. એના કરતાં એ બધી વસ્તુઓ ભૂલી નખાય એવો કોઈક અલૌકિક રસ જમાવી શકાય તો જ હૃદય પવિત્ર થાય. વિષ્ણુ, વિશાળ, વિભુ, એવું તત્ત્વ પ્રગટ થયું કે મર્યાદિત, પરિમિત, સંકુચિત તત્ત્વો એની મેળે તિરસ્કૃત થાય છે. રાતનું અંધારું સૂપડું ભરી ભરીને કાઢી નાખવાનું નથી હોતું: પ્રકાશ આણ્યો એટલે અંધારાને હોવાપણું જ નથી રહેતું. આ માનસશાસ્ત્ર જેમણે જાણ્યું તેમણે નામસ્મરણ ઉપર વધારેમાં વધારે ભાર મૂક્યો છે. આકરી સાધનાઓ અને એમાંથી ઊપજતી વિકૃતિઓ અનુભવ્યા પછી સિદ્ધ પુરુષોએ નામસિદ્ધિ ઉપર ભાર મૂક્યો છે. અને આ નામસિદ્ધિ સત્સંગથી જ થઈ શકે છે એમ કહી એની સાધના પૂરી કરી છે. મોક્ષ જો ભોળા કરોડો લોકો માટે હોય તો તે સત્સંગ, સેવા, દયા અને નામસ્મરણ મારફતે જ મેળવી શકાય છે. તેથી જ 'સુખમની'માં આદિ મધ્ય અંતે સત્સંગ અને હરિનામ જ પરોવાયેલાં છે.

જૂના રિવાજ પ્રમાણે પંજાબમાં બાળકોને નાનપણથી જ સુખમની મોઢે કરાવવામાં આવે છે. તે વખતે રહસ્ય તો શું પણ એનો શબ્દાર્થ પણ તેઓ જાણતાં નથી. કેવળ શ્રદ્ધાભક્તિ કેળવી એને કંઠસ્થ કરે છે. પછી જેમ જેમ જીવનનો અનુભવ અને એને અંગેની અંતર્મુખતા વધે છે તેમ, કોઈ ઓળખીતો મિત્ર મળ્યો હોય તેવી રીતે, આમાંનાં કેટલાંક વચનો કટોકટીના પ્રસંગે યાદ આવે છે અને એ વચનો प्रतिपर्वं रत्नावहम् એવી વધતી શિખામણો આપે છે. જેમ જીવન ઊંડું તેમ આ વચનોનો અર્થ ઊંડે પેસી જાય છે. સુભાષિતો, લોકોક્તિઓ, કહેવતો અને સંતના શબ્દો એ આપણી રાષ્ટ્રીય મૂડી છે. જે સંઘરે તે સમર્થ થવાનો. એવું સંતોની ભૂમિ ઋષિભૂમિ પંજાબમાંની ગુરુવાણી ભાષામાં આણી, ગુજરાતીઓને માટે [illegible] પાઠક બનાવીને, અનુવાદકે સાધકોની કીમતી સેવા કરી છે. સાચા ગુરુઓને, એમની કલ્પનામાંય ન હોય એવા સહાયકો અને શિષ્યો મળતા જાય છે તે [illegible]. ગુરુઓનો શુભ સંકલ્પ અને નામની અમોઘ શક્તિ એ જ આવી [illegible] છે.

શીખ લોકોએ પ્રથમ સત્યાગ્રહી તરીકે અને પાછળથી લડવૈયા તરીકે ભારતના ઇતિહાસમાં પોતાનું સ્થાન અમર કર્યું છે. વીરરસના તરસ્યા આપણા આજના લોકોએ એ વીરોનો સાહિત્ય-ખોરાક કેવો હતો એ તપાસવું જોઈએ. પોતાના પરાક્રમના એકરાર કે બણગાં, શત્રુની નિંદા, યુદ્ધનું વર્ણન, વીરોની ઝપાઝપી, શત્રુની કાપાકાપી અને એમની ભયભીત દશા, વિજયી વીરોનાં ગુણગાન અને સ્ત્રીઓ તથા આશ્રિતોનાં શોક કે આનંદોદ્‌ગાર, એ જ વીરરસનો સાર્વત્રિક મસાલો દેખાય છે. આવાં વર્ણનોથી સામાન્ય પ્રજાને જરૂર ઉશ્કેરણી મળે છે. પણ ધર્મતેજ બતાવનાર શીખ વીરોએ તો પોતાનો વીરત્વનો ખોરાક, નામમાહાત્મ્ય, ઈશ્વરશરણ, દેહની નશ્વરતા, અને આત્માના અમરત્વમાંથી જ મેળવ્યો. ગ્રંથસાહેબનો પાઠી મણિસિંગ એ આ શક્તિનો ઉત્તમમાં ઉત્તમ દાખલો છે. (જુઓ ‘સુખમની’ પા. ૯.)

કેટલાક લોકો કહેતા કે અહિંસાપ્રધાન સત્યાગ્રહને લીધે લોકો ક્ષાત્રધર્મ ભૂલી જશે અને પ્રતિકાર કરવાની શક્તિ ખોઈ બાયલા બનશે. ગાંધીજીએ જવાબ વાળ્યો હતો કે સત્યાગ્રહી પોતાના અહિંસાધર્મમાંથી જો ચળી જશે તો તે બાયલો થવાનો નથી પણ નિર્ભય અને ઝનૂની યોદ્ધો થશે. શીખ લોકોનો ઇતિહાસ ગાંધીજીના આ વચનનો સચોટ પુરાવો છે. ચારિત્ર્યતેજ, ધર્મનિષ્ઠા અને આસ્તિક્યબુદ્ધિ એ જ વીરોનો સાચો ખોરાક છે. એ ખોરાક ધર્મવીર અમરશહીદ અર્જુનદેવે આપણને આ સુખમની દ્વારા આપ્યો છે. ગીતા, ધમ્મપદ, કે દાસબોધની પેઠે આ સુખમની પણ આપણા સમાજ માટે જાગૃતિનો મંત્ર છે. શંકરાચાર્યનાં સ્તોત્રોની પેઠે કે વૈષ્ણવોની મુકુંદમાલાની પેઠે આનો ઘેરઘેર સંગ્રહ થવો જોઈએ. કુટુંબે કુટુંબે આનો પાઠ થવો જોઈએ. આવી વાણી ચોપડીઓમાં પૂરી રાખવા માટે નથી હોતી. કંઠમાં અને હૈયામાં રમવા માટે હોય છે.

૧૯૩૬

## જીવનનું સંપૂર્ણ સપ્તક

ટૉલ્સ્ટૉયનું નામ ઘણાએ સાંભળ્યું છે, પણ એને વિશે તો ઘણા લોકો બહુ ઓછું જાણે છે. એ રશિયાનો એક મહાત્મા હતો, અને એણે સારી ચોપડીઓ લખી છે, ગાંધીજીના મન ઉપર એના લખાણે ભારે અસર કરી છે, એટલું કહ્યું એટલે ટૉલ્સ્ટૉય વિશેની માહિતીનો અંત આવ્યો. વધુ જાણવાની દરકાર કોણ રાખે?

‘અનુભવભૂખ્યો’ એ એક જ શબ્દમાં ટૉલ્સ્ટૉયના પૂર્વજીવનનો આખો ચિતાર આપી શકાય. આંખ, કાન, મન, બુદ્ધિ, હૃદય એની બધી જ ઇંદ્રિયો નાનપણથી તેજ હતી. એને બધું જ ચાખવું હતું; બધું જ જાણવું હતું; બધું જ અનુભવવું હતું.

એમ તો બધા જ જુએ છે, બધા જ અનુભવે છે. પણ ટૉલ્સ્ટૉય દરેક વસ્તુ ઉપર વિચાર કરતો; અને દરેક વસ્તુ યોગ્ય શબ્દમાં કોઈ ને કોઈની આગળ વ્યક્ત કરવાની એને ભારે હોંશ હતી. ઉંમર માંડ ત્રેવીસ વર્ષની હશે. એણે પોતાનાં નાનપણનાં સંસ્મરણો વ્યક્તિઓનાં નામો ફેરવીને અને મીઠુંમરચું ભભરાવીને એક ચોપડીના આકારમાં પ્રસિદ્ધ કર્યાં; અને એનું નામ રાખ્યું ‘શૈશવ’. ત્યાર પછી ‘બાળપણ’ અને ‘જુવાની’ એવા બે ભાગ પ્રગટ કર્યા. એ ચોપડીમાં દરેક ચિંતનશીલ જુવાન પોતાના જ જીવનનું પ્રતિબિંબ જોઈ શકશે.

એ ચોપડી ખાસ વાંચવા લાયક છે. એમાં જોકે નાનપણના સામાન્યમાં સામાન્ય પ્રસંગો જ વર્ણવ્યા છે, પણ કોઈ અદ્‌ભુત વાર્તામાં આપણને રસ પડે તેટલો એમાં પડે છે.

એનું કારણ એ છે કે ટૉલ્સ્ટૉય લખે છે ત્યારે બીજાનાં લખાણોમાં વાંચેલું નથી ઉતારતો, પણ પોતાના સ્વતંત્ર મૌલિક અનુભવો લખે છે. જ્યારે અનુભવો કરે છે, ત્યારે તે ઉપરઉપરથી નહીં પણ ઊંડાણમાં ઊતરીને. ટૉલ્સ્ટૉયની ખાસ શક્તિ તો સામાન્ય વહેવારમાં લોકો કેવા કેવા હેતુથી પ્રેરિત થઈને વર્તે છે એ તપાસવાની અને એનું પૃથક્કરણ કરવાની એની ખૂબીમાં રહેલી છે.

જીવનમાં એવી કોઈ પણ ઘટના નથી કે જેનું મહત્ત્વ ન હોય. સામાન્યમાં સામાન્ય ગણાતી બિના પાછળ પણ મહાન રહસ્ય છુપાયેલું હોય છે, ફક્ત આપણને એ જોતાં કે દોહતાં આવડવું જોઈએ. મૂર્તિકાર જેમ ખરબચડા પથ્થરની અંદર લાવણ્યમયી મૂર્તિ જુએ છે, ભૌતિકશાસ્ત્રી જેમ એક સૂક્ષ્મ બીજમાં મહાન વૃક્ષોનો વિસ્તાર કલ્પી શકે છે, તેવી જ રીતે કલ્પનાધન તત્ત્વજ્ઞાની સામાન્ય પ્રસંગમાં પણ મહાન સિદ્ધાંતો સંકળાયેલા જુએ છે. અને એ સિદ્ધાંતની દૃષ્ટિએ નિહાળતાં એ પ્રસંગોનું સામાન્યપણું મટી જઈ એમાં અસાધારણ ગાંભીર્ય એને જડી આવે છે. આ દૃષ્ટિ ટૉલ્સ્ટૉય પાસે પ્રથમથી જ હતી. તેથી નવલકથાકારની કળા એને માટે સહજ જેવી બની.

દુર્દૈવે ટૉલ્સ્ટૉયનું નાનપણ સારું ન ગયું. એનો જમાનો તો ખરાબ હતો જ, અને બિચારો અમીરઉમરાવના ખાનદાનમાં જન્મેલો એટલે ત્યાં સડાનો પાર ન મળે. પણ ટૉલ્સ્ટૉયની વિચારશક્તિ સતત જાગ્રત હતી. એ અનુભવ લેતો જાય અને એના ઉપર વિચારો કરતો જાય. અંતે એણે જોયું કે મોજમજા અને વિલાસ એ બધું માણસને ન શોભે એવું ધતિંગ છે; માણસની માણસાઈને ન છાજે એવી નકામી પ્રવૃત્તિમાં લોકો રચ્યાપચ્યા રહે છે. જેમ જેમ આદર્શમય જીવન એની નજર આગળ સ્પષ્ટ થતું ગયું, તેમ તેમ એ નિર્ભયપણે સમાજનાં દંભ અને પામરતા ઉપર ટીકા કરવા લાગ્યો.

સરદાર કુટુંબમાં જન્મેલો એટલે સાહિત્ય, સંગીત, કળા અને સંસ્કારી લોકો જેમાં હંમેશાં બોલે તે ફ્રેન્ચ ભાષા વગેરેની કૃત્રિમ કેળવણી એને મળી જ હતી. પ્રતિષ્ઠિત સમાજમાં સારી છાપ પડે એ જાતના ઓપને જ લોકો કેળવણી કહે છે.

એ કેળવણી લીધા પછી એણે લશ્કરમાં પ્રવેશ કર્યો. લશ્કરી લોકોનું જીવન જેવું હોઈ શકે એવું જ ટૉલ્સ્ટૉયનું પણ હતું. ત્યાંથી પાછા આવ્યા પછી એણે એકબે નવલકથાઓ લખી અને લોકજીવનનો ચિતાર આપ્યો. એને લીધે લોકોનાં મનમાં ગરીબો તરફ સમભાવ તો પેદા થયો હોય એમ લાગતું નથી. પણ ટૉલ્સ્ટૉયની સાહિત્યના ક્ષેત્રમાં કળાકાર તરીકે પ્રખ્યાતિ થઈ; તે એટલે સુધી કે આટલો સુંદર નવલકથાકાર લડાઈમાં માર્યો ન જાય એટલા માટે જોખમની જગ્યાએ એને ન મોકલવા વિશે રશિયાના બાદશાહે પોતાના અમલદારોને સૂચના કરી. ટૉલ્સ્ટૉય પોતાનાં લખાણોમાં પોતાનું હૃદય રેડતો હતો એટલે લોકોને સાહિત્યરસનાં કૂંડાં મળતાં અને અવનવો આનંદ થતો હતો. પણ આ કેટલા દિવસ સુધી ચાલે? લડાઈ ઉપર જઈને ટૉલ્સ્ટૉયે સરકારી તંત્રની દુષ્ટતા જોઈ લીધી. ગરીબ જીવનની ધાર્મિકતા અને ભવ્યતા એની નજરે ચડી. લશ્કર, પોલીસ, અદાલતો, પ્રજા પાસેથી જબરદસ્તીથી લેવાતો કર, યુનિવર્સિટીની પ્રાણલેણ કેળવણી, ત્યાં સાયન્સની થતી શોધો, કલાની ઉપાસના, આ બધાંનાં મૂળમાં પ્રજાદ્રોહ રહેલો છે એમ એણે જોયું. જાતમહેનત કરવા પ્રત્યેના અણગમામાંથી બધાં પાપો પેદા થાય છે, કેવળ સંપત્તિ, વિદ્વત્તા અથવા સત્તાને કારણે કોઈને શ્રેષ્ઠ ગણવાથી પાપ શરૂ થાય છે એમ એણે જોયું, ચળકતી અને ખણખણ કરતી ધોળી કે પીળી માટીના ગોળ કકડાનો લોકોને સ્વાદ લગાડી લોકોને શી રીતે ગુલામ બનાવવામાં આવે છે, અને લોકોને ગોળીથી વીંધીને એનું લોહી વહેવડાવવા કરતાં સિક્કાથી વીંધીને, એમનો પરસેવો વહેવડાવવાથી, ગરીબો ઉપર ખૂન કરતાં વધારે અત્યાચારો કેમ કરી શકાય છે અને એમાંથી વધારે ફાયદો કેમ ઉઠાવી શકાય છે, એ બધું એણે પોતાની અદ્ભુત શક્તિથી લોકો આગળ રજૂ કર્યું.

રશિયન દરબારમાં સરદાર તરીકે એની પ્રતિષ્ઠા હતી જ. એની સદીના મહાનમાં મહાન લેખક, વિચારક અને કલાકાર તરીકે દેશવિદેશમાં એની ખ્યાતિ પ્રસરી. એવો સર્વમાન્ય માણસ સમાજને અસ્વસ્થ કરી મૂકનાર અને દંભ ઉઘાડો પાડનાર સત્યો જ્યારે વિવેક છોડીને દુનિયા આગળ રજૂ કરે ત્યારે બિચારી દુનિયા શું કરે? કોઈ નાનો માણસ હોય તો ડાહ્યો સમાજ એને આટલું ચડવા પણ ન દે. પણ ભૂલ થઈ એ થઈ. એટલે સમાજને કટાણું મોં કરીને એનાં ખાસડાં ખાવાં જ પડ્યાં! પણ સમાજ પાસે એક ઇલાજ મોટો જ છે. જેની સાચી વાતો આપણને ગમે નહીં એને નિંદાથી જો મારી ન નખાય તો સ્તુતિથી મારી નાખવો. એને સિંદૂર લગાડી ઊંચા આસન ઉપર બેસાડી દેવો અને કહેવું કે એ તો મહાત્મા પુરુષ રહ્યા, એમની વાત જુદી. એમનો ઉપદેશ પ્રાકૃત માણસ માટે ન હોય. ખોરાકમાં જેમ આપણે ચપટી મીઠું નાખીને સ્વાદ આણીએ છીએ તેવી રીતે એના ઉપદેશોથી વિચાર કરતા થયા તો બહુ થયું. મીઠું જેમ આપણે ચણામમરાની જેમ મૂઠીમૂઠી ખાતા નથી તેમ મહાત્માનો ઉપદેશ સર્વાંશે પાલન કરવા માટે નથી હોતો. આવી

આવી દલીલો કરીને બિચારો સમાજ છટકી જાય છે, અને મહાત્માના જયજય-કારના પોકાર તળે એના ઉપદેશનો અવાજ દબાવી દે છે.

પ્રજાએ ટૉલ્સ્ટૉયની બાબતમાં આમ જ કર્યું. થોડા દિવસ ગયા એટલે નફટ સમાજે નવું શાસ્ત્ર કાઢ્યું. કહેવા લાગ્યા કે એના વિચારોમાં કશી નવીનતા નથી. એણે બાઈબલમાંથી બધું કાઢ્યું છે. એના વિચારો બધા એકાંગી અને સંકુચિત છે. એના અનુયાયીઓને જુઓ. એમનું જીવન ક્યાં સમૃદ્ધ છે? આપણે નાહક ટૉલ્સ્ટૉયના તેજમાં અંજાઈ ગયા. એનામાં એટલું કંઈ ભારે નથી.

ટૉલ્સ્ટૉયનો અંત કરુણ-ભવ્ય છે. એના જીવનની અને એનાં લખાણોની આખી દુનિયા ઉપર સુંદર અસર થતી હતી; પણ ઘરમાં એથી ઊલટું હતું! એની પ્રેમાળ પત્ની એના વિચારોથી અને અખતરાઓથી અકળાતી. એનાં લખાણો એટલે પ્રકાશકોને વેચવાનાં મોંઘાં રત્નો એમ જ એ માનતી. આવાં સોનાનાં ઈંડાં આપવા-ને બદલે જ્યારે ટૉલ્સ્ટૉય ધાર્મિક વિષયો ઉપર લખતો ત્યારે તે ચિડાતી. ટૉલ્સ્ટૉય-ના મિત્રમાંથી એને મળવા કોણ આવે, કોણ ન આવે એના ઉપર પણ જાપતો મૂકવામાં આવ્યો. વારસામાં મળેલી જમીનનો વહીવટ જે ઢબે સગાંવહાલાંઓ કરવા લાગ્યાં તે જોઈને ટૉલ્સ્ટૉયનું લોકકરુણ હૃદય રડી ઊઠ્યું. પોતાના ખેડૂતોને અને એમના છોકરાઓને સ્વતંત્રતાની કેળવણી આપનાર ટૉલ્સ્ટૉય પોતાના જ ઘરમાં કેદી જેવો થઈ પડ્યો. એનામાં જેટલું વિચારનું સામર્થ્ય હતું તેટલી જ આચરણની નબળાઈ હતી. પોતાની એ નબળાઈ જોઈ તેને પોતા પ્રત્યે તિરસ્કાર છૂટ્યો અને જાણે આવા જીવન સામે, અને માણસની માણસ પ્રત્યેની અધમતા સામે અંતિમ ચીસ પાડતો હોય તેમ ઉંમરના ૮૨મે વરસે ઘર છોડીને એ નાસી ગયો. આ પ્રવ્રજ્યા શરીરને સદી નહીં; અને રસ્તામાં જ પોતાની દીકરી જેમાં રહેતી હતી એવા ખ્રિસ્તી મઠમાં એનું શરીર પડ્યું. રંગીલા, રસિયા સિપાહીમાંથી અદ્વિતીય સાહિત્યકાર પાક્યો અને દુનિયાને ધર્મક્રાંતિનો સંદેશ આપી આધુનિક કાળના સંત-પુરુષોમાં એણે પોતાનું નામ અમર કર્યું. ખરેખર એક જીવનમાં મનુષ્યજીવનનું આખું સપ્તક પ્રકટ કરનાર આ વાજું અલૌકિક હતું.

ટૉલ્સ્ટૉયે જે જ્યોત પ્રગટાવી તે તો પ્રગટી જ. જે ગરીબોનું એણે ધ્યાન ધર્યું તેમનામાં ચૈતન્ય પ્રગટ્યું, અને ટૉલ્સ્ટૉય જે એક વાર લોકગુરુ થયો તે થયો. હવે એની અસર ભૂંસાવાની નથી. મનુષ્યસમાજમાં ભારે પરિવર્તન થશે ત્યારે જ એની અસર કૃતાર્થ થઈ શાંત પડશે.

૧૯૨૯

# લગ્નસુખ

'પ્રેમનો દંભ'ની જાતની જ આ નવલકથા છે. 'પ્રેમનો દંભ'માં કળા સાથે પ્રચારવૃત્તિ સ્પષ્ટ દેખાય છે. આમાં પ્રચારવૃત્તિ ભારે કુશળતાથી દબાવી દીધી છે—તે વિરલ થઈ છે. 'સોનાટા' ઉગ્ર રીતે અસરકારક છે; જ્યારે 'લગ્નસુખ'ની અસર સૌમ્ય પણ વધારે વ્યાપક છે.

'લગ્નસુખ' એ નવલકથા મને વિશેષ ગમી, તે એની એ ખૂબીને લીધે કે એમાં કથાવસ્તુ નહીં જેવી છે. ઉત્તેજનપ્રિય વર્તમાન જમાનો જે રોમાંચ માગે છે, thrill માગે છે તે આમાં નથી. ઘટનાની અદ્‌ભુતતા, દૈવનો દુર્વિલાસ અથવા ગેરસમજની કઠોરતા આમાં ક્યાંયે નથી. સવારે ઊઠ્યા, મજાની ભૂખ લાગી, ખાધું, આમતેમ ફર્યા, પછી કંટાળો આવ્યો, અને સૂઈ ગયા, એના જેવી આ વાર્તા છે. જાણે મસાલા વગરનો ખોરાક. પણ એમાં જ એની વિશેષતા છે. પ્રેમ એ વસ્તુ શી છે, એનું આટલું સ્પષ્ટ અને નિર્મળ વિવરણ બીજે ભાગ્યે જ જોવાને મળશે.

પ્રેમનો પ્રાદુર્ભાવ ક્યાંથી થાય છે—એ કેમ વૃદ્ધિગત થાય છે, સ્વાર્થ સાથે એનો સંબંધ કેટલો છે, પ્રેમની વિકૃતિ ક્યું ક્યું સ્વરૂપ પકડી શકે છે, અને જીવનમાં જે ફેરફારો થાય છે, મનોરચનામાં જે ફેરફારો થાય છે, તે કેવી રીતે કાયમના થઈ જાય છે, એ બધું આમાં વિગતવાર, આબેહૂબ વર્ણવેલું છે. આમાં આપેલું પૃથક્કરણ વિશ્વજનીન છે. તેથી ગમે તે સમાજ માટે અને ગમે તે ભાષામાં આનો રસ એટલો ને એટલો જ રહેવાનો. આમાં બતાવેલી એકેએક ઘટના સારી પરિસ્થિતિમાં પણ અપરિહાર્ય જેવી લાગે. સમાજ પરત્વે ઘટનાઓમાં ફેરફાર થાય, પણ મૂળભૂત વસ્તુઓ એવી ને એવી જ રહેવાની. આખી નવલકથામાં અઢી કે ત્રણ પાત્રો જ છે. નાયક-નાયિકા ઉપરાંત બીજું પાત્ર છે જ નહીં કહીએ તો ચાલે.

કુદરતનાં વર્ણનો અત્યંત આવશ્યક તેટલાં જ છે. મનોવૃત્તિનાં પૃથક્કરણો માત્ર ડગલે ને પગલે વેરાયેલાં છે, અને એમાં જ કર્તાની કળા, હૃદયની સંવેદના અને વર્ણનની ઝીણવટ દેખાઈ આવે છે. પરણવા તૈયાર થયેલાં તેમ જ પરણેલાં સ્ત્રી-પુરુષોએ આ નવલકથા જરૂર વાંચવાલાયક છે. દંપતીજીવનનું આ પાથેય ગણીએ તો તેમાં જરાયે અતિશયોક્તિ નથી. પાશ્ચાત્ય પ્રતિષ્ઠિત સમાજ ઉપર આમાં અસરકારક ટીકા તો છે જ, પણ આનો બોધ તો દરેક સમાજે લેવા જેવો છે. કથામાં નાયક-નાયિકાની ઉંમરનો જે વિશેષ ભેદ બતાવ્યો છે તે વાર્તાની સુંદરતામાં ઉમેરો કરે છે અને છતાં બોધની સાર્વત્રિકતામાં આડે આવતો નથી. ટૉલ્સ્ટૉયે આખી નવલકથા નાયિકાના મોઢામાં મૂકી છે, પણ એનો પક્ષપાત તો નાયક તરફ જ દેખાય છે. ટૉલ્સ્ટૉય કરતાં ઊતરતો નવલકથાકાર આવો નાયક સરજી ન શકે. પોતાનો નાયક કુદરતથી વિસંગત છે—એ સાચો લાગતો નથી એવી કોઈ ટીકા

કરે એ બીકથી ટૉલ્સ્ટૉયે એને મોટી ઉંમરનો બનાવ્યો છે એટલું જ. ટૉમસ હાર્ડીએ The Two on a Towerમાં નાયિકાને ઉંમરે મોટી બનાવી જવાબદારીનો બોજો એના પર નાખ્યો છે. ગૉઈટે ફાઉસ્ટ અને માર્ગારિટમાં ઉંમરનો ફેર બતાવ્યો છે પણ એ આપણને સાલે છે અને એ ભેદથી ત્યાં કશો અર્થ પણ સધાયો નથી. જ્યારે ટૉલ્સ્ટૉયની આ નવલકથામાં એ ઉંમરના ભેદથી જ મુખ્ય વાત સધાઈ છે. નાયકનો ગૂઢ પ્રેમ ઉદાત્ત છે. અપરિહાર્ય વસ્તુને તરત ઓળખી જઈ એ પ્રમાણે જીવનમાં ફેરફાર કરનાર નાયકની આર્યતા માન ઉપજાવે એવી છે. યુરોપિયન શિષ્ટાચારનું ઉલ્લંઘન કરી નાયિકા પાસેથી પ્રણયનો એકરાર કરાવવામાં ટૉલ્સ્ટૉયે અસાધારણ કલાવિધાન સાધ્યું છે અને વાર્તાનો અંત જે ઢબે કર્યો છે તે તો જીવનસંહિતા ઉપરનું ઉત્કૃષ્ટ ભાષ્ય છે.

ચંપકના ફૂલની સુવાસ આપણને કબજે કરે છે. પણ બકુલ કે ચંપેલીના ફૂલની આછી સુગંધ પોતાની સૌમ્યતાથી જ આપણને સ્વતંત્ર ગુલામ બનાવે છે. પત્નીનો સૌમ્ય સ્વભાવ જેમ જેમ સૌમ્યતાને કારણે જ પ્રભાવશાળી બને છે તેમ આ નવલકથાની અસર છે. ઉપર વર્ણવેલી પત્નીને સ્વાધીનપતિકા નામ અપાય તો આ નવલકથાને સ્વાધીનરસિકા કહેવી જોઈએ. આમાંનો નાયક ખરેખર આર્ય-હૃદય છે.

'શાકુંતલ' વિશે લખતાં એ નાટકમાં ગૉઈટે જે પુષ્પની ફળમાં થતી પરિણતિ સૂચવી છે તેના કરતાં આ પરિણતિ ભવ્યતર લાગે છે. શકુંતલાની અવધીરણા થયા પછી શકુંતલાએ સહન કરેલો તાપ અને દુષ્યંતનો અનુતાપ ગમે તેટલા મોટા હોય તોયે બંનેનું પુનર્મિલન કાલિદાસે બતાવ્યું છે એના કરતાંયે જુદી જ રીતે બતાવી શકાત; અહલ્યાનો પ્રસંગ લઈ વખતે એક સુંદર નાટક અથવા નવલકથા તૈયાર કરી શકાય. ભવભૂતિએ પ્રેમની પરિણતિ અપત્યગ્રંથિમાં થાય છે એમ લખ્યું એ જ વસ્તુ ટૉલ્સ્ટૉયે અહીં જુદી રીતે બતાવી છે.

પ્રેમમય જીવનમાં, ધાર્મિક વૃત્તિઓમાં વિકાર કે સંકોચ કઈ રીતે થાય છે, પ્રેમ અને ભક્તિનો સંબંધ શો છે એ વિશેનું સૂચન આ વાર્તામાં બહુ જ આછું છે, પણ જેટલું છે તે અચૂક અને અસરકારક છે.

## પથપ્રદર્શક

[જીવનસિદ્ધિ*ની પ્રસ્તાવના]

ટૉલ્સ્ટૉયની આ ચોપડી ગુજરાતીમાં ઉતારવા માટે ગાંધીજીએ ભલામણ કરી તેને વરસો થયાં. એકબે મિત્રોએ એ કામ હાથમાં લઈ છોડી દીધું. આખરે ભાઈ

* અનુવાદક : સાકરલાલ અમૃતલાલ દવે

સાકરલાલ દવેએ ભાષાંતર કરવાનું પ્રેમપૂર્વક સ્વીકારી સરસ રીતે પાર પાડ્યું તે માટે તેમને ધન્યવાદ ઘટે છે.

ટૉલ્સ્ટૉયની જે મૂળ ચોપડીનું આ ભાષાંતર છે તેનું નામ 'The Christian Teaching' છે, જેને આપણે 'ધર્મબોધ' અથવા 'ઈસા મસીની શિખામણ' એમ કહી શકીએ.

કેટલાક વાચકોને થશે કે હિંદુ લોકોને વટલાવવાનો મિશનરીઓ તરફથી આટલો બધો પ્રયાસ ચાલે છે, ત્યાં આપણા તરફથી એમના ધર્મના પ્રચારને મદદ શા માટે કરવી જોઈએ? ખ્રિસ્તના ઉપદેશનો પ્રચાર મિશનરીઓ ભલે કરે. તેમાં જોખમ નથી. તેઓ પારકા છે, રાજ્યકર્તા સાથે ભળેલા છે, મદ્યમાંસનું સેવન કરે છે, એટલે આપણી પ્રજા એમના ઉપર વિશ્વાસ રાખતી જ નથી; પણ જેમના ઉપર પ્રજાનો વિશ્વાસ છે, તેઓ જ જો સ્વધર્મનો પ્રચાર છોડી, પરધર્મની હિમાયત કરવા માંડશે, તો દેશ શી રીતે સુરક્ષિત રહેશે? આ તો આધ્યાત્મિક આત્મહત્યા જ કહેવાય!

હવે પાદરી લોકો જો ટૉલ્સ્ટૉયની આ ચોપડી કોઈ દેશી ખ્રિસ્તી માણસના હાથમાં જુએ તો તેઓ ચિડાઈને કહેશે, 'અરે, એ ચોપડી નહીં વાંચતા. આમાં ખ્રિસ્તનું નામ આવે છે ખરું; પણ આમાં સાચો ખ્રિસ્તી ધર્મ નથી આપ્યો. ટૉલ્સ્ટૉય સારો માણસ હતો, પણ ભારે ભ્રમણામાં પડેલો. ધર્મને એ ઊંધી જ રીતે સમજ્યો છે. પોતાના વિચિત્ર ખ્યાલો એણે બાઇબલમાં વાંચ્યા છે, અને ખ્રિસ્તને નામે પોતાના જ વિચારો ચલાવવા માગે છે. એનાં લખાણોથી ચેતજો. ખ્રિસ્તનું નામ જોયું એટલે આમાં ખ્રિસ્તી ધર્મ જ છે, એમ માનવાની ભૂલ નહીં કરતા!'

કોઈ સાહિત્યકારને આ ચોપડી વિશે પૂછો તો તે કહેશે કે ટૉલ્સ્ટૉયે આટલી નીરસ ચોપડી લખી શી રીતે એનું અમને આશ્ચર્ય થાય છે. ટૉલ્સ્ટૉય યુગપ્રવર્તક સાહિત્યકાર ગણાય છે. સહેજ એક કાગળ લખે તોય તેમાં કેટલી છટાદાર ભાષા! સ્વભાવચિત્રણમાં તો શેકસપિયર કરતાં પણ ચડી જાય એવો છે. જ્યારે ધાર્મિક જીવનની ચર્ચામાં તે ઊતરે છે, ત્યારે એની શૈલી ઉપર વિષાદની કાળાશ છવાય છે ખરી, પણ તેમાં પણ ઉત્તરસંધ્યાની સુંદરતા તો હોય જ છે. એની 'ત્યારે કરીશું શું?' એ જ ચોપડી લો. એમાં શરૂઆતથી આખર સુધી પશ્ચાત્તાપની જ વાતો છે. 'ભાઈઓ, આપણું આખું જીવન મેલું છે, એ આખું નવેસર રચવું જોઈએ,' એવી એવી પરમાર્થની વાણીથી એ ભરેલું છે છતાં એ વાંચતાં શરૂઆતમાં તો નવલકથા જેટલો જ રસ પડે છે. પણ આ ચોપડી તો શરૂથી આખર સુધી પાપથી જ ભરેલી છે. અંગ્રેજ સરકારને જેમ જ્યાંત્યાં રાજદ્રોહ જડે છે તેમ ટૉલ્સ્ટૉયને આખું જીવન પાપમય લાગે છે, અને એ પાપમાંથી શી રીતે બચાય, એ બતાવવા માટે એણે કાયદાની કલમની પેઠે અહીં સૂત્રો આપેલાં છે. માંદા લોકો જેમ વૈદોની યાદીઓ ધ્યાનપૂર્વક વાંચે છે, તેમ પાપભીરુ લોકો ભલે

અમે આ ચોપડીમાં નીરસતા અને ઘડપણની નિશાની જોઈએ છીએ. સાહિત્યના ક્ષેત્રમાં આવા ગ્રંથોનો પ્રવેશ કરાવવો એ, રાજ્ય જો સાહિત્યકારોના હાથમાં હોત તો, ગુનો જ ગણાત — અક્ષમ્ય ગુનો ગણાત, રાજ્યદ્રોહ કરતાં તો ઊતરતો ન જ ગણાત.

રશિયાના અને યુરોપના ગ્રંથપ્રકાશકો હમેશાં એ શોધમાં રહેતા કે ચાલુ શિયાળામાં ટૉલ્સ્ટૉય શું લખનાર છે. ટૉલ્સ્ટૉયની સ્ત્રી પણ ટૉલ્સ્ટૉયના લખાણ ઉપર જાપતો રાખતી કે કોઈને મફત કે ધર્માદામાં આપી ન દે; પણ એ બધું એનાં કળામય લખાણો વિશે જ. દુનિયાની દુનિયાદારીનું વર્ણન છટાદાર કર્યું હોય, ભોગ, ઐશ્વર્ય, મહત્ત્વાકાંક્ષા વગેરેનું વર્ણન હોય, તો લોકોને એ જરૂર રોચક લાગે; પછી ભલેને ટૉલ્સ્ટૉયે એ બધી વસ્તુને કળામય શબ્દોમાં ખાસડાં જ માર્યાં હોય. પણ જ્યારે ટૉલ્સ્ટૉય પોતાના વિચારનો, અનુભવનો અને જીવનનો નિચોડ સીધીસીધી ભાષામાં, ગમે તે માણસ સમજી શકે એવા રૂપમાં મૂકે ત્યારે એ લખાણ ધાર્મિક ગણાતું, એનો કોઈ ભાવ સરખોય ન પૂછે. દૂઝણી ગાય વસૂકી જાય અને ગાયધણીને દુ:ખ થાય, એવી રીતે ટૉલ્સ્ટૉયના વાચકસમાજને આવે પ્રસંગે ભારે દુ:ખ થતું. ટૉલ્સ્ટૉયની સ્ત્રી તો ટૉલ્સ્ટૉયને ધાર્મિક વાતો ઉપર ચડાવનાર મિત્રોનો દ્વેષ કરતી. એમને ટૉલ્સ્ટૉયને ન મળવા દેવાનો બધો પ્રયત્ન કરતી. આ રીતે છેલ્લે છેલ્લે ટૉલ્સ્ટૉયનું જીવન ધૃતરાષ્ટ્ર કે રાજા અશોકની પેઠે અત્યંત દુ:ખી થયું હતું.

જ્યારથી ટૉલ્સ્ટૉયને ઉપરતિ થઈ ત્યારથી એમણે ધર્મવિષય પર વધુ ને વધુ લખવા માંડ્યું. પ્રસ્તુત ગ્રંથ એવી ઉપરતિની જ એક પ્રસાદી છે. વાચકો એ આખો ગ્રંથ નહીં વાંચે, અને ફક્ત આ ચોપડી કેમ લખાઈ તે વિશેની ટૉલ્સ્ટૉયની પ્રસ્તાવના જ વાંચશે, તોયે એમાં ધર્મજિજ્ઞાસાના કરુણ કાવ્યનો રસ મળશે; અને એ પ્રસ્તાવનાની છેલ્લી બે કંડિકાઓમાં જે પારમાર્થિકતા અને ભૂતહિતેહા રહેલી છે તે જોઈને તો નાસ્તિક માણસનું પણ હૃદય નમ્ર થઇ જાય.

ટૉલ્સ્ટૉય જો આપણને શાસ્ત્રાક્ષરને પૂજનાર અક્ષરપરાયણ જેવા લાગતા હોય તો તે વાત આપણે દરગુજર કરીએ. ખ્રિસ્તી ધર્મ અને બીજા ધર્મો વચ્ચે ટૉલ્સ્ટૉયે કરેલી સરખામણી આપણને ગ્રાહ્ય ન જ થાય. એ વાંચવાની પણ ધીરજ જેને ન હોય, તેણે પહેલો વિભાગ તદ્દન જ છોડી દેવો, અને ૨૫મે પાનેથી પાપનું પૃથક્કરણ સમજવાનું શરૂ કરવું.

ટૉલ્સ્ટૉયને જીવનનું રહસ્ય અને હૃદયની શાંતિ ઈશુ ખ્રિસ્તનાં જ વચનમાંથી જડ્યાં એની આપણે સનાતનધર્મીઓ તો અદેખાઈ ન જ કરીએ. આપણે માનીએ છીએ કે દરેક માણસ પોતાના ધર્મ મારફતે જ પોતાનો ઉદ્ધાર શોધે. હૃદયમાં જ્યાં સુધી સાચી ધાર્મિકતાનો ઉદય થયો નથી ત્યાં સુધી ધર્મધર્મના ઝઘડાઓ ચાલવાના. માનવી હૃદયની ખૂબી જેને જડી છે તેને તો દીવા જેવું સ્પષ્ટ થાય છે કે બધા જ ધર્મોમાં સત્ય છુપાયેલું છે, અને તે સત્ય સર્વત્ર એકરૂપ, સમર્થ અને શાંતિપ્રદ છે. ટૉલ્સ્ટૉયને પોતાને પ્રથમ તો બધા જ ધર્મો નકામા લાગ્યા. પણ જ્યારે ઈશુ

ખ્રિસ્તના ઉપદેશને તે સમજી શકયા ત્યારે ઓમણે જોયું કે મુસા, ઈસા, કુનફુ, સુક્તુ અને બુદ્ધ તેમ જ પાસ્કલ, સ્પાઈનોઝા, ફિક્થ બધા ધર્મશોધકોને એક જ વસ્તુ જડી છે, અને તે એકને જ બધા અનેક રીતે સૂચવે છે. સાચું તત્ત્વ એક જ છે, લોકો એને બહુધા એટલે કે અનેક રીતે વર્ણવે છે.

સ્વધર્મનિષ્ઠા એ પતિવ્રતાના ધર્મ જેવી પવિત્ર, શાંતિપ્રદ અને મોક્ષદાયી વસ્તુ છે. અમારો એક જ ધર્મ સાચો અને બાકીના બધા પાખંડ છે એવી માન્યતા જ્યાં સુધી લોકોમાં છે ત્યાં સુધી મનુષ્યસમાજને શાંતિ, અને મનુષ્ય-હૃદયને ધર્મબોધ પ્રાપ્ત થવાનાં નથી એમ હિંદુ ધર્મે જોયું, એમાં જ એની મહત્તા છે. અન્યમતાવલંબી લોકો ભલે અજ્ઞાન અને અહંકારના ઝનૂનમાં પોતાના ધર્મને મોટો કરવા ખાતર બીજા ધર્મોનો તિરસ્કાર અને વિરોધ કરે. સ્વધર્મનું રહસ્ય જાણ-નાર શુદ્ધ સનાતની તો રાજા અશોકની પેઠે, બધા જ ધર્મોને અભયદાન અને આદર્ય આપશે, અને તે કારણે તેની સ્વધર્મનિષ્ઠા ઓછી થવાની નથી. ઉપનિષદના ઋષિએ સ્નાતકોને ઉપદેશ આપતાં કહ્યું હતું, 'તમે અમારા શિષ્ય છો, એટલા માટે અમારો જ આદર અને અમારી જ કદર કરવાનું સંકુચિતપણું નહીં રાખતા. બીજા ધર્મજ્ઞો હશે, તેમની અવજ્ઞા તમારે હાથે ન જ થાય એટલું જરૂર જોજો.' આર્ય પૂર્વજોએ આવો જે બોધ આપણને આપ્યો તેને અનુસરીને દરેક ધર્મના સાચા ધાર્મિકોના ઉપદેશ પ્રત્યે આપણે સન્મુખ થવું ઘટે છે. આજે દરેક ધર્મમાં તે તે ધર્મના અભિમાની જુદા છે અને અનુયાયી જુદા છે. અનુયાયીઓને બીજા ધર્મો સાથે ઝઘડો ન જ હોય. અભિમાનીઓ ઝઘડો ન કરે તો અભિમાનને શી રીતે પોષે?

અમને જરાય બીક નથી કે ટૉલ્સ્ટૉયની આ પાપવિમોચનમીમાંસા વાંચીને કોઈ પણ માણસ સ્વધર્મ છોડવાને પ્રવૃત્ત થશે. ટૉલ્સ્ટૉયે અહીં જે આપ્યું છે તે દરેક ધર્મમાં છે જ. ટૉલ્સ્ટૉયને ખ્રિસ્તના ઉપદેશમાંથી એ જડ્યું એટલું જ. એનું પૃથક્કરણ, એનું વિવરણ અને એમાંની પારમાર્થિકતા એ તો ટૉલ્સ્ટૉયનાં જ છે.

જેને પોતાનું જીવન સારરૂપ, પવિત્ર અને સફળ થાય એવી ઝંખના ન હોય તેને માટે આ ચોપડી છે જ નહીં; એવાએ આ ચોપડી હાથ ધરવાની પણ ભૂલ ન કરવી. પણ જેને ખ્રિસ્તી ધર્મની અથવા ધર્મમાત્રની સૂગ હોય, જેની પરલોકનાં ઈતિહાસ-ભૂગોળ ઉપરની શ્રદ્ધા ઊડી ગઈ હોય, જેને ઇન્દ્રલોક, ચંદ્રલોક, ગોલોક, વિષ્ણુલોક વગેરે બઢતીના ક્રમમાં રસ રહ્યો નથી, જેને 'હું પાપી છું, અધમ છું, ભગવાન! મારો શી રીતે ઉદ્ધાર થશે,' એવાં રોદણાં માણસને માટે ઉન્નતિકારક નથી થવાનાં એમ લાગી ગયું હોય, એવા લોકોએ આ ચોપડી વિશે પ્રથમથી જ કંઈ પણ અભિપ્રાય બાંધી એને ફેંકી ન દેવી જોઈએ. આ ચોપડીમાં કોઈનો ધિક્કાર તો છે જ નહીં. મહાપાપીનો પણ અહીં તિરસ્કાર નથી, એને વિશે નિરાશા નથી, અથવા એને નરકની બીક પણ અહીં બતાવવામાં નથી આવી. એની શ્રદ્ધા

સાક્ષાત્કાર કરવાનો છે. પણ માણસ આત્માને ભૂલી ઈંદ્રિયોને વશ થાય છે, પાપમાં ફસાય છે, ભૂલથાપોની જાળમાં સપડાય છે, એમાંથી ઊગરી જવાનો સાચો માર્ગ અને ક્રમ નહીં જાણવાથી નિરાશ થાય છે, અને એનું આખું જીવન વ્યર્થ જાય છે. જે ભોગ અને ઐશ્વર્યને માટે માણસ પાપમાં પડે છે તે ભોગ અને ઐશ્વર્ય આપવાની કે અપાવવાની સાચી શક્તિ પાપોમાં નથી; પાપો જે આશા બતાવે છે તે પણ ફળીભૂત થતી નથી, અને અંતે પાપની સૂગ જ રહે છે, એમ સ્પષ્ટ રીતે સિદ્ધ કરી, ટૉલ્સ્ટૉયે માણસમાત્રને અહીં જગાડ્યા છે. ટૉલ્સ્ટૉયે આ ચોપડી મારફતે લોકોમાં ચાલતા અનેક ભ્રમોનો નિરાસ કર્યો છે. કેટલાયે જીવનધર્મીઓને આમાંથી શુદ્ધ દૃષ્ટિ મળી છે, ઉન્મત્ત લોકો ઠેકાણે આવ્યા છે, અને અસ્વસ્થ લોકો શાંત થયા છે.

ધાર્મિક વિધિઓ, ઉત્સવો વગેરે લોકરોચક અને ઉત્તેજક વસ્તુઓ ઉપર ટૉલ્સ્ટૉયે અહીં સખત પ્રહાર કર્યા છે. દરેક ધર્મમાં આ બધી વસ્તુઓ હોય જ છે; એટલું જ નહીં, પણ આવી જ વસ્તુઓ ધર્મનો મહત્ત્વનો અને અસરકારક ભાગ મનાય છે. જ્યાં ઉત્સવો, તહેવારો, વિધિઓ અને ઉત્તેજનાઓ નથી હોતી ત્યાં પ્રયત્નપૂર્વક નવી શોધવામાં અને ઉમેરવામાં આવે છે. ટૉલ્સ્ટૉયે એવી વસ્તુઓને વખોડવામાં જરાસરખો અપવાદ નથી રાખ્યો, એ જોઈ પ્યુરિટન પંથીઓને પણ આશ્ચર્ય થશે. પણ ધર્મસાધના એ ધર્મસાધના જ. એને રોચક વસ્તુઓ સાથે લેવાદેવા નથી. રૂઢ ધર્મ તો મૂઢ લોકોને માટે હોય છે. એનો મોહ ઊતરી ગયા પછી જ માણસ ઠરેલ થઈ જાય છે.

'पराचः कामाननुयन्ति बालास्ते मृत्योर्यन्ति विततस्य पाशम्।
अथ धीरा अमृतत्वं विदित्वा ध्रुवमध्रुवेष्विह न प्रार्थयन्ते॥'

(જેઓ અજ્ઞાની છે તેઓ જ ઈંદ્રિયોને સંતુષ્ટ કરનાર બાહ્ય વિષયોને ભજે છે, અને અંતે ચારેકોર ફેલાયેલી મૃત્યુની જાળમાં ફસાય છે. ધીર પુરુષો એટલે કે ડાહ્યા લોકો અવિનાશી તત્ત્વને ઓળખીને વિનાશી, અધ્રુવ વસ્તુ દ્વારા ધ્રુવ પદની આશા નથી રાખતા.)

આ મીમાંસામાં કોક ઠેકાણે આપણને એવું લાગે કે ટૉલ્સ્ટૉય ફક્ત બુદ્ધિને જ માને છે અને શ્રદ્ધાનો છેદ ઉડાડવા માગે છે. છતાં એવું નથી. શ્રદ્ધા બે પ્રકારની હોય છે: આંધળી અને બુદ્ધિયુક્ત. અને બુદ્ધિ પણ બે પ્રકારની હોય છે: શુદ્ધ બુદ્ધિ અને 'તાર્કિક' બુદ્ધિ. શુદ્ધ બુદ્ધિ અને સાચી શ્રદ્ધા એકબીજાથી તદ્દન ભિન્ન હોવા છતાં બે વચ્ચે સુંદર સમન્વય થઈ શકે છે. આ બેના મેળથી જીવન કૃતાર્થ થાય છે. જ્યાં બુદ્ધિનું ક્ષેત્ર પૂરું થાય છે ત્યાં સાચી શ્રદ્ધા કામ આવે છે. એ શ્રદ્ધા તો આ આખા ગ્રંથમાં અથથી ઇતિ સુધી ભરેલી છે. ટૉલ્સ્ટૉયના જીવનમાં શ્રદ્ધા હતી; એટલા માટે જ ગમે તેવું વિલાસી અને તોફાની જીવન ગાળતાં છતાં, અંતે એમાંથી તે ઊગરી ગયા. ટૉલ્સ્ટૉય જ્યારે શ્રદ્ધાને વખોડે

છે ત્યારે સાચું જોતાં એ વહેમી વૃત્તિને જ વખોડે છે. અને વહેમી વૃત્તિઓ અત્યાર સુધી કયા ધર્મે નથી સંઘરી? વહેમોને પોષણ આપવાથી તો અત્યાર સુધીના બધા ધર્મો કટાઈ ગયા છે. ધર્મમાંથી ધાર્મિકતાનો નાશ કરી એને નિષ્પ્રાણ કરનાર જો કંઈ વસ્તુ હોય તો તે વહેમો જ છે. વહેમો એ ભારેમાં ભારે નાસ્તિકતા છે. એટલું જ્યારે લોકો સમજશે ત્યારે જ ધર્મોનું શુદ્ધીકરણ થશે. ધર્મો પોતે શુદ્ધ થશે ત્યારે જ તેઓ માણસોનું શુદ્ધીકરણ કરવા સમર્થ થશે. એટલા માટે જ ટૉલ્સ્ટૉયે માનસિક અને ધાર્મિક વહેમોનો આટલો સખત વિરોધ કર્યો છે.

ટૉલ્સ્ટૉયના આ આખા વિવરણની ખૂબી એમાં રહેલી છે કે જેમ કોઈ ભૌતિકશાસ્ત્રી વસ્તુઓનું પૃથક્કરણ કરી એમાંથી વસ્તુગત ધર્મ અને એનો સ્વભાવ પારખે છે, અને વ્યવહારમાં એ વસ્તુઓના નવા નવા ઉપયોગો સુઝાડે છે, તેવી જ રીતે ટૉલ્સ્ટૉયે મનુષ્યની ચિત્તવૃત્તિનું અને એમાં ઉત્પન્ન થતા મોહનું શાસ્ત્રીય પૃથક્કરણ કર્યું છે. જે સાધક છે, જેને પ્રયત્ન કરવો છે અથવા જેણે કંઈ પણ પ્રયત્ન કર્યો છે, એવા લોકો જ આ પૃથક્કરણની ઉપયોગિતા સમજી શકશે. એવા માણસને આમાં ડગલે ને પગલે કીમતી સૂચનાઓ મળશે, અને એની ઘણી મૂંઝવણ દૂર થશે. આ ચોપડી મજા ખાતર વાંચવાની નથી, સાહિત્યના આસ્વાદ ખાતર એ નથી જ નથી. એ સાધકનું ભાતું છે, આત્મોન્નતિના યાત્રીનો એ નકશો છે, પથપ્રદર્શક છે, અને દીવો પણ છે.

**૧૯૨૯**

# જાલિમોની દુશ્મન

**[વીસમી સદીની ગુલામી*ની પ્રસ્તાવના]**

રાવણ પોતાના મંત્રીઓ પાસેથી શ્રદ્ધાપૂર્વક સલાહ લેતો; પોતાનો ઉત્કર્ષ થાય એ વિશે ઈંતેજાર રહેતો. પણ મંત્રીઓને કહેતો, 'સીતાને પાછી આપવાની વાત નહીં કરતા. એ એક વાત છોડીને બીજી ગમે તે સલાહ આપો.' દુર્યોધન પણ એવી જ અપેક્ષા રાખતો. સૌ રૂડાં વાનાં થાય એ વિશે દુર્યોધનને ઓછી ઈંતેજારી ન હતી. પણ પાંડવોને ન્યાય આપવા તે તૈયાર ન હતો. ઈસ્ટ ઈંડિયા કંપની પણ વૉરન હેસ્ટિંગ્સને એ જ લખતી: 'પ્રજાનું કલ્યાણ કરો, દયાથી રાજ્ય કરો; પણ આપણો વેપાર ખૂબ વધારો અને વધારે ને વધારે પૈસા મોકલો.'

હાલનો જમાનો એવો જ છે. ગરીબોને ચૂસવાનો ધંધો તો બરાબર ચલાવીશું. તે સાચવીને જો ગુલામગીરી નાબૂદ થઈ શકે એમ હોય તો તેટલો ધર્મ કરીએ. યુરોપમાં ગુલામગીરીનો નાશ થયો, પણ ગરીબોનું દુઃખ દૂર ન થયું. તે દુઃખ દૂર

* અનુવાદક: શ્રી પ્રભુભાઈ મહેતા અને શ્રી શંકરદત્ત શાસ્ત્રી

કરવાને માટે મુત્સદ્દીઓ અને કેટલાક સમાજનેતાઓ જે ઉપાયો સૂચવે છે તે ઉપાયો સાવ નકામા છે, લોકોમાં હિંસાવૃત્તિ વધી છે તે કાઢી નાખી દરેક વ્યક્તિ ગમે તે ભોગે અહિંસાવૃત્તિ કેળવે અને હિંસાના પાયા ઉપર ટકી રહેનાર તમામ સંસ્થાઓ સાથે અસહકાર કરે તો જ દુનિયાનું દુઃખ દૂર થશે અને માણસ ધર્માચરણને લાયક થશે, એવા નિશ્ચય પર આવ્યા પછી ટૉલ્સ્ટૉયે આ ચોપડી લખી છે.

ટૉલ્સ્ટૉય વીસમી સદીના એક મોટામાં મોટા વિચારક છે એ સૌ જાણે છે. હાલની કેળવણીના બધા સંસ્કારો મેળવ્યા પછી, દુનિયાની સ્થિતિ નરી આંખે જોયા પછી, અને એકમાત્ર માનવકલ્યાણની ઇચ્છા મનમાં રાખી ટૉલ્સ્ટૉયે વિચાર કર્યો છે. મૂળે તો ટૉલ્સ્ટૉયે પોતાના દેશનો એટલે રશિયાનો જ વિચાર કર્યો છે. પણ તેના સિદ્ધાંતો વીસમી સદીની બદીમાં સપડાયેલા તમામ દેશોને લાગુ પડે એવા છે. આપણા જેવા પરતંત્ર દેશને માટે તો ટૉલ્સ્ટૉયનાં વચનો ઓસડ સમાન છે. વાચક જોઈ જશે કે આ ચોપડીમાં અહિંસાત્મક અસહકારની ઉત્તમોત્તમ મીમાંસા આવી ગઈ છે. માણસે પોતાની ઉન્નતિ માટે પોતાના ઉપર રાજ્યતંત્ર સ્વીકારવું, સમાજની વ્યવસ્થિતિ માટે કોઈ પણ જાતના રાજ્યતંત્રની આવશ્યકતા હોવી એ માણસની જંગલી દશા સૂચવે છે. દરેક સરકાર પાછળ દમન કરવાની, એટલે કે સજા કરવાની, એટલે કે હિંસા કરવાની શક્તિ હોય છે. હિંસાશક્તિ વગર સરકાર સંભવતી નથી. હિંસાની અંદર રહેલું જંગલીપણું ઢાંકવા ખાતર કાયદાઓ, નિયમો અને કોર્ટોની જાળ પાથરવામાં આવે છે. એ વસ્તુ ટૉલ્સ્ટૉયે આ ચોપડીમાં સ્પષ્ટ કરી બતાવી છે. દુનિયાના દર્દનું મૂળ કારણ માણસનો લોભ, માણસની નિર્દયતા અને હિંસાવૃત્તિમાં રહેલું છે. સરકારો દ્વારા હિંસા અખત્યાર કરવામાં આવે છે, માટે આપણે અહિંસક થઈ સરકાર સાથે બનતો અસહકાર કરીએ તો જ આપણે ગુલામ મટી માણસ થઈ શકીએ એ સિદ્ધાંત ટૉલ્સ્ટૉયે આ ચોપડીમાં રજૂ કર્યો છે. ધર્મનિષ્ઠ એટલે કે નેક માણસ શુદ્ધ વિચારો કઈ રીતે કરી શકે છે એનો આ ચોપડી એક ઉત્તમ નમૂનો છે. આ ચોપડીના વિચારો ક્રાંતિકારક છે. હિંસા ઉપર આધાર રાખનાર, સામાજિક અન્યાયને ટેકો આપનાર દરેક સરકારની આ ચોપડી હાડવેરી છે. દરેક અન્યાયી સરકારે આ ચોપડીનો પ્રચાર એકદમ અટકાવવો જોઈએ. ગમે તેટલી સૌમ્ય અને સાદી ભાષામાં લખેલા હોય તોપણ આવા વિચારો આગળ કોઈ પણ જોહુકમી સલ્તનત સલામત નથી. કાયદાથી સ્થાપિત થયેલી સરકારો વિશે આ ચોપડીના મનમાં બિલકુલ આદર નથી. ધર્મ ઉપર, બંધુપ્રીતિ ઉપર, દીનોની દાઝ ઉપર રચાયેલી સરકાર જ આ ચોપડીને માન્ય છે. આ ચોપડીનો ખરેખરો પ્રચાર એટલે જોહુકમીનું મોત.

છતાં સરકાર આ ચોપડીને જપ્ત કેમ નથી કરતી? રશિયન સરકારે ટૉલ્સ્ટૉયના વિચારોને ગૂંગળાવી મારવાનો પ્રયત્ન કર્યો. ધર્મોપદેશકોને અને ધર્માચાર્યોને ટૉલ્સ્ટૉયની ધર્મનિષ્ઠા અસહ્ય થઈ; તેમણે પણ આત્મરક્ષણાર્થે કમર કસીને, કકડાવીને ટૉલ્સ્ટૉયનો વિરોધ કર્યો. તેમાં તેઓ પણ ન ફાવ્યા. છતાં રશિયાના આ અનુભવ પરથી જ

બીજી સરકારો ડાહી થઈ છે અને ટૉલ્સ્ટૉયના વિચારોનો વિરોધ કરતી નથી એમ માનવાનું કારણ નથી. આપણી મુંબઈ સરકારે 'હિંદ સ્વરાજ' જેવી ચોપડીઓ પણ બંધ કરી જ હતી. આવી ચોપડીઓમાં મનઃપૂર્વક અહિંસાનો પ્રચાર હોય છે એટલે સરકારને તેનો વિરોધ કરવો અઘરો પડે છે. આવી ચોપડીઓ સરકાર લાવવા દે છે. એનું આ બીજું કારણ એ છે કે સરકાર માને છે કે આવી ચોપડીઓની અસર સમાજ ઉપર ઝાઝી થવાની જ નથી. સરકારની માન્યતા ઘણે અંશે સાચી પણ છે. તે કઈ રીતે તે આપણે તપાસીશું.

ટૉલ્સ્ટૉય કહે છે, સરકારી હિંસા અટકાવવી હોય તો આપણે પોતે અહિંસક થવું જોઈએ, હિંસા મારફતે મળતા લાભોનો ત્યાગ કરવો જોઈએ, હિંસાની સરકારી તમામ યોજનાઓ સાથે અસહકાર કરવો જોઈએ, અને તેમ કરતાં જે કષ્ટ પડે તે વેઠવા પ્રજાએ તૈયાર થવું જોઈએ; એટલે કે પ્રજાએ આત્મશુદ્ધિ કરવી જોઈએ. આ ઉપાય ગમે તેટલો રામબાણ હોય તોપણ હાલની પ્રજાને તે કંઈ સહેલાઈથી પસંદ પડે એમ નથી એટલું સરકારો જાણે છે, અને તેથી પોતાને સુરક્ષિત માને છે. સરકારોને ખાતરી છે કે જે કેળવણી આપણે આજ સુધી આપતા આવ્યા છીએ તે કેળવણીની ઢાલ આપણને સલામત રાખશે. રાજ્યતંત્રોની પાછળ જે હિંસા રહેલી છે તેમાં જંગલીપણું રહેલું છે. તેમાં અધર્મ રહેલો છે, તેમાં માનવ્યનું ખૂન છે, ઈશ્વર પ્રત્યે બેવફાઈ છે, એ વસ્તુ તરફ માણસનું ધ્યાન જાય જ નહીં એવી ગોઠવણ હાલની કેળવણીમાં બરાબર કરેલી હોવાથી સરકારો જાણે છે કે આપણે બીવા જેવું કશું નથી, પણ સરકારો ભૂલે છે. ગમે તેટલો પ્રયત્ન કરીએ તોપણ સત્ય ગૂંગળાઈ મરવાનું નથી. સત્ય અમર છે. તમામ દુનિયાની તમામ સરકારો ભેગી થાય તોપણ એક સત્ય કલ્પનાને તેઓ મારી ન શકે. સત્યનો ઉદય એ જ અસત્યનો નાશ છે. પ્રકાશનું આગમન એટલે જ અંધકારનો નાશ.

પ્રજા જો ધર્મરાજ્ય ઇચ્છતી હોય તો પ્રજાકીય કેળવણીમાં આવી ચોપડીઓને જ સ્થાન હોવું જોઈએ, કેમ કે આ ચોપડીમાં પ્રજારક્ષણનો સાચો ઇલાજ બતાવેલો છે.

વીસમી સદીની ગુલામી સરકારોને લીધે ટકે છે, અથવા એમ કહીએ તો વધારે બરાબર ગણાય કે આ ગુલામી ટકાવવા માટે જ સરકારો જીવી રહી છે. છતાં ફક્ત સરકારો જ ગુનેગાર છે એમ નથી. સામાજિક અન્યાયોને લીધે જ અન્યાયી સરકારો ઊભે છે ને નભે છે. જેઓ સામાજિક અન્યાય પર જીવે છે ને મહાલે છે, તેમને પણ આવી ચોપડીથી ડર લાગવાનો જ. પાપી પાપમુક્ત થવા રાજી નથી હોતો. કોઈ તેને પાપમાંથી છોડાવવા મથે તો તે તેને દુશ્મન જેવો જણાય છે.

તમામ જુલમગારોને ચેતવું છું કે આ ચોપડી અહિંસક હોવા છતાં તમારી દુશ્મન છે; આની ઉપેક્ષા નહીં કરતા. અને આવી ચેતવણી આપીને વાચકોને ભલામણ કરું છું કે તમારા કલ્યાણને અર્થે આનો સ્વીકાર કરો.

**તા.** ક.: ગુજરાતી વાચકોને આ ચોપડી વાંચતાં ડગલે ને પગલે ગાંધીજીનાં

રહેવાના નથી. તેઓ જોશે કે વિચારમાં ટૉલ્સ્ટૉય કડક છે, ગાંધીજી સૌમ્ય છે, પણ લોકોને દોરવામાં એટલે કે આચરણમાં ગાંધીજી ચુસ્ત છે અને ટૉલ્સ્ટૉય ત્યાં મોળા પડે છે. કોઈ પણ વ્યક્તિ, વર્ગ કે સંસ્થા સામે દ્વેષ પેદા કર્યા વગર આ સામાજિક ધર્મક્રાન્તિ કરવાને ગાંધીજી મથે છે અને વ્યવહારુ રસ્તો બતાવે છે, ત્યારે તરણોપાયવાળા ૧૫મા પ્રકરણમાં ટૉલ્સ્ટૉય કહે છે, 'ભાઈઓ, સિદ્ધાંત આ છે. તમારાથી જે થાય તે કરો.'

**એપ્રિલ, ૧૯૨૪**

## મનોવ્યથા

**[ત્યારે કરીશું શું ?*ની પ્રસ્તાવના]**

"Who touches this book, touches a man."

**–વૉલ્ટ વ્હિટમન**

પ્રસ્તાવનાનો સામાન્ય ઉદ્દેશ તો ચોપડીનો અને તેના વિષયનો કંઈક પરિચય આપવાનો હોય છે. પણ 'ત્યારે કરીશું શું?' એ ચોપડી નથી પણ એક અત્યંત સમભાવી હૃદયનો વલોપાત છે; જીવનશુદ્ધિની રહસ્યભેદી શોધ છે, અને મહાવીરને છાજે એવો આર્યસંકલ્પ છે. ટૂંકામાં કહીએ તો કારુણ્ય, ઔદાર્ય, ગાંભીર્ય અને માધુર્યનું એક ઓજસ્વી રસાયણ છે. આનો પરિચય ન અપાય; આની ઉપાસના થાય, આનું સેવન થાય.

ટૉલ્સ્ટૉય શક્તિશાળી કલાધર હતા. એમની દરેક કૃતિમાં ઔચિત્ય અને પ્રસાદ તો હોય જ છે. પણ હૃદયને અસ્વસ્થ કરી મૂકનાર સમવેદિત્વ એ એમની કળાનો વિશેષ છે. 'ત્યારે કરીશું શું?' એ ટૉલ્સ્ટૉયની સર્વોચ્ચ કોટિની કૃતિ ગણાય છે. જેવું શબ્દચિત્રણ, ભાવપ્રદર્શન અને લોકજીવનમાં અવગાહન નવલકથામાં હોય છે તેવું બધું આમાં છે છતાં આ વસ્તુને કળાની દૃષ્ટિએ જોવી એમાં ઔચિત્યભંગ છે, એમાં હીનતા છે, એમાં ધર્મજીવનનું અપમાન છે. સીતાનો વિલાપ, દ્રૌપદીની ભીડ, સતીનું ચિતારોહણ, એ પ્રસંગો કાવ્ય કે કળા માટે નથી હોતા, પણ જીવનને દીક્ષા આપવા માટે હોય છે. ધર્મપૂત હૃદયથી જ આપણે એનું દર્શન કરીએ, કેવળ કળાની જ આંખો હોય તો તે આવે પ્રસંગે મીંચી દઈએ.

ટૉલ્સ્ટૉયે વર્ણવેલા પ્રસંગો કાલ્પનિક નથી, એણે કરેલી મીમાંસા કેવળ તાત્ત્વિક નથી, અને એણે કરેલું જીવનપરિવર્તન ક્ષણિક નથી. પુસ્તકની શરૂઆત તો રસ્તા પર ભટકતા ભિખારીઓનાં સુખદુ:ખથી થાય છે પણ એનો મુખ્ય વિષય મનુષ્યસમાજના કલ્યાણનો છે.

---

* અનુવાદક: શ્રી નરહરિભાઈ પરીખ

પુરાણોમાં આપણે પૃથ્વીને ભાર થયાની વાતો સાંભળીએ છીએ. શું લોકસંખ્યા વધવાથી પૃથ્વીને ભાર થતો હશે? કે જંગલો વધવાથી કે હિમાલય જેવો પહાડ પાણીમાંથી ઉપર ઊપસી આવવાથી? આવા બનાવોથી પૃથ્વીનો ભાર વધવાનું કારણ નથી. પૃથ્વીને ભાર થાય છે આળસનો, એદીપણાનો, પાપનો, અનાચારનો, દ્રોહનો. ટૉલ્સ્ટૉયે જોયું કે આજે પૃથ્વીને બહુ ભાર થયો છે; અસહ્ય થયો છે; હવે કાંઈક ઉત્પાત થવાનો. જ્વાળામુખી ફાટી નીકળવાનો અથવા અભૂતપૂર્વ દાવાનળ સળગવાનો. એ દુઃખ કેમ ટળે, એ મહતી વિનષ્ટિમાંથી સમાજ કેમ બચે એની વિવેચના આ ચોપડીમાં ટૉલ્સ્ટૉયે કરી છે.

એણે જોયું કે રશિયામાં, યુરોપમાં, આખી દુનિયામાં, પ્રતિષ્ઠિત એદી લોકોની સંખ્યા અનહદ વધી છે—વધતી જાય છે અને કેમે કરી રોકાતી નથી. એમનું અમનચમન, એમની વાસનાઓ, એમના ભોગો ભોગવવાના ઉપાયો વધ્યે જ જાય છે. આ આયતારામો પ્રજાનો પરસેવો ચૂસી ખાય છે. એની અવેજીમાં તેઓ સમાજને કશું આપતા નથી. એટલું જ નહીં પણ સરકારી જબરદસ્તીથી અને પૈસાની જાળથી, દબાયેલા લોકોને માથું ઊંચું કરવાનું પણ અશક્ય કરી મૂકે છે; પોતાના મનને મનાવવા ખાતર જાતજાતની ફિલસૂફીઓ રચે છે, પોતાની સ્થિતિ યથાયોગ્ય છે, એમાં જ બધાનું કલ્યાણ છે, એમ સિદ્ધ કરવા ખાતર ખોટા ખોટા ધાર્મિક સિદ્ધાંતો ઉપજાવી કાઢે છે, ફાવતું સમાજશાસ્ત્ર ગોઠવે છે અને વિજ્ઞાન તથા કળાને ભ્રષ્ટ કરે છે. આ બધું ઉઘાડું પાડવું એ સહેલી વાત નથી. વિચાર કરવાનો અને તેનો પ્રચાર કરવાનો ઇજારો જેમની પાસે છે એવા બધા જ માનવીના ટોળા સામે—આપણે પણ એ ટોળામાં જ છીએ—અભિમન્યુના જેવું આ અસમાન યુદ્ધ છે; એકાકી યુદ્ધ છે. પણ ટૉલ્સ્ટૉયની લેખક તરીકેની શક્તિ અને હરિશ્ચંદ્રના જેવી શ્રદ્ધા એ કાર્યને પહોંચી વળે એવી જ નીવડી. એ જાણતો હતો કે દુનિયાદારીના ડાહ્યા લોકો ગમે તેટલા હોય તોપણ તેમનું બળ અપર્યાપ્ત છે અને પોતે એકલા હોય તોપણ સત્યસ્વરૂપ જગદીશ સાથે હોવાથી પોતાનું બળ પર્યાપ્ત છે.

અને ટૉલ્સ્ટૉયે પૃથ્વીનો ભાર હલકો કરવા ઉપાય પણ કેવો સૂચવ્યો? સનાતન કાળથી જે ઉપાય સૂચવાયો છે એ જ. त्यक्तेन भुंजीथाः। मा गृधः कस्यस्विद्धनम्। આ ઉપાય ટૉલ્સ્ટૉયે ચોપડી લખીને નથી સૂચવ્યો, પણ જાતે અકિંચન બનીને, પોતે યથાશક્તિ અપરિગ્રહવ્રત પાળીને અને અંતે મહા અભિનિષ્ક્રમણ કરીને.

ટૉલ્સ્ટૉયની ખ્યાતિ પ્રથમ પંક્તિની હતી. એની સાહિત્યકળા ઉપર યુરોપ વારી જતું. પણ જ્યારે ટૉલ્સ્ટૉયે નિષ્પાપ જીવન ગાળવાને અર્થે સર્વસ્વ છોડયું ત્યારે યુરોપમાં હાહાકાર થયો. નટ, વિટ અને ગણિકા જેવા પ્રતિષ્ઠિત થઈ બેઠેલા કળાપરાયણ લોકોને થયું કે કળાનો ઘાત થયો, ટૉલ્સ્ટૉયે કળાની મર્યાદા છોડી! સત્યમાં પ્રવેશ કર્યો! કળાનો જે સર્વોચ્ચ નિયમ કે अति सर्वत्र वर्जयेत् તે એણે તોડયો! કળા એ જ જીવનસર્વસ્વ માનનારા ઇન્દ્રિયારામ લોકોને લાગ્યું કે ટૉલ્સ્ટૉય જીવનને જ બેવફા નીવડયો. પશુ સાથેની આપણી જે સમાનતા છે તે છોડીએ તો

સંકુચિત જ થઈ જઈએ ના? પણ સાચા જીવનકળાધરોએ જોયું કે ટૉલ્સ્ટૉયન હાથે કળા કૃતાર્થ જ થઈ છે.

કેટલાકે તો નિદાન બાંધ્યું કે ટૉલ્સ્ટૉયે માંસાહાર છોડયો ત્યારથી જ એની કળાનો ઉન્મેષ ઝાંખો પડયો. અને એની પ્રતિભા ક્ષીણ થઈ! એણે સંસારસુધારાનો માર્ગ છોડી જંગલીપણાનો જ આદર્શ માન્યો! આ ચોપડીમાં આના જેવા અનેક આક્ષેપોના એણે સચોટ રદિયા આપ્યા છે પણ लोचनाभ्यां विहीनस्य दर्पणः किं करिष्यति। તટસ્થ રહી વિચાર કરનાર, ટૉલ્સ્ટૉયનો ચરિત્રકાર મૉડ કહે છે તેમ ટૉલ્સ્ટૉયના સિદ્ધાંત સામે લખવાનું કે કહેવાનું તો કોઈને અત્યાર સુધી સૂઝયું જ નથી. જે નીકળે છે તે એટલું જ કહે છે કે ટૉલ્સ્ટૉયનું કથન લોકવિલક્ષણ છે; એનો ઉપદેશ આચારમાં મૂકવા જેવો નથી; ટૉલ્સ્ટૉય માગે છે તેમ કરવા જતાં બધે અનવસ્થા મચી જાય! પણ આના રદિયારૂપ જે 'અસંખ્ય' પવિત્ર જીવનો તેઓ પ્રત્યક્ષ દેખે છે તેનો તેઓ વિચાર જ કરતા નથી. અમુક સુધારો પોતાથી થતો નથી માટે માણસમાત્રને અશકય છે એવી માણસની માન્યતા બંધાઈ જાય છે. ટૉલ્સ્ટૉયને દૃઢ શ્રદ્ધા છે કે જેમ માણસે ગુલામીની પ્રથા કાઢી નાખી તેમ સત્તા અને મત્તાની પ્રથા પણ જવાની જ છે. સરકારો, માલમત્તા, પૈસો, એદી લોકોનો વર્ગ અને એમનો દોર ટકાવવા તેમ જ ગરીબોને કચરી નાખવા ઊભી કરેલી ફોજો—આ બધી માણસે પોતે નિર્માણ કરેલી આપત્તિઓ છે, નિષ્પાપ અને સમૃદ્ધ જીવન માટે આમાંથી એકે સંસ્થાની જરૂર નથી, બુદ્ધિમાન માણસે સાદાઈથી રહી સમાજની વધારે સેવા કરવી જોઈએ, વધારે એશઆરામમાં રહેવું અને વાંદાની પેઠે સમાજનું લોહી ચૂસવું એ બુદ્ધિમાનને લાજમ નથી, એ જ એક મુખ્ય તત્ત્વ ટૉલ્સ્ટૉયે આ પુસ્તકમાં ઠસાવવાનો પ્રયત્ન કર્યો છે. વિજ્ઞાન અને કળાને તેનું કહેવું છે કે જેનું લૂણ ખાઈને જીવો છો તેનો જ તિરસ્કાર કરી તમે નથી જીવી શકવાના. પ્રજાની કાંઈક સેવા તો કરો. અરે કાંઈ નહીં તો અસેવા કરતાં લજવાઓ!

ટૉલ્સ્ટૉયનો ધર્મબોધ લોકોને ન રુચ્યો અને પરિણામે ત્રીસ વર્ષની અંદર આ જ ચોપડીમાં ટૉલ્સ્ટૉયે જે સ્પષ્ટ શબ્દોમાં આગાહી કરી હતી તે પ્રમાણે બની આવ્યું. મજૂરવર્ગની ધીરજ ખૂટી. પ્રજાક્ષોભ ફાટયો અને પ્રજાની જ ખાંધ પર બેસી પ્રજાને લાતો મારનાર વર્ગ ભુક્કા થઈ ગયો.

છતાં ગરીબોનું દુઃખ મટયું નથી. હિંસાનું દુઃખ હિંસાથી મટે? લોહીથી ખરડાયેલા હાથ લોહીએ ધોવાથી સાફ થઈ શકે?

ટૉલ્સ્ટૉયનો ઉપદેશ રશિયા કરતાંયે હિંદુસ્તાનને વધારે લાગુ પડે એવો છે. પ્રજાનો બોજો હલકો થાય નહીં અને જબરદસ્તીનો દોર મટે નહીં ત્યાં સુધી દેશની રાજકીય, સાંપત્તિક તેમ જ સાંસ્કૃતિક પ્રગતિ થવાની નથી એ વાત, દેશનો વિચાર કરનાર માણસના મનમાં આ ચોપડી વાંચતી વખતે સ્પષ્ટપણે આવ્યા વગર રહેની નથી. પૈસો એ બેમાલૂમ જબરદસ્તીનું મોટામાં મોટું વાહન છે. એ જાણ્યા પછી હિંદુસ્તાનનો સવાલ વધારે સ્પષ્ટ થશે.

હિંદુસ્તાનમાં રશિયા જેવા ઉત્પાત ન જ થાય એમ કોઈ માને તો તે ભૂલ છે. સાથે સાથે એ પણ ખરું કે રશિયાની પેઠે આ દેશમાં ભીષણ સ્ફોટ થવો જ જોઈએ એમ પણ નથી. હિંદુસ્તાનમાં સંતફકીરોનું રાજ્ય અન્ય દેશો કરતાં વધારે ફેલાયું હતું. આજે પણ આપણી બુદ્ધિ ગમે તેટલી ભ્રષ્ટ થઈ હોય તોપણ આપણા હાડમાં દ્રોહ નથી, હિંસા નથી. આપણા આદ્ય આચાર્યોએ જાતમહેનતનું મહત્ત્વ સમજાવ્યું છે. જાતમહેનત છોડવાથી સત્ત્વહાનિ થાય છે. માણસ કે પશુના ખભા પર બેસીને કરેલી જીવનયાત્રા નિષ્ફળ છે, પાતક છે એ આપણે જાણીએ છીએ.

यल्लभसे निजकर्मोपात्तं वित्तं तेन विनोदय चित्तं ।।
अर्थमनर्थं भावय नित्यं । मूढ जहीहि धनागमतृष्णां ।।

એ ઉપદેશ હજી પોથીમાંનાં રીંગણાં નથી થયો. પૈસો – નાણું એ મેલી ચીજ છે. એ વસ્તુ પણ ટૉલ્સ્ટૉયે નવી નથી કહી.

द्रव्यं तु मुद्रितं स्पृष्ट्वा त्रिरात्रेण शुचिर्भवेत् ।

એવાં વચનો આપણે ત્યાં પડેલાં છે. પણ આપણે એ બધાં ધર્મતત્ત્વો સાધુ-સંન્યાસીને વળગાડી દીધાં અને ધર્મને દૂર રાખ્યો. પણ ધર્મ શું ટાળ્યો ટળવાનો હતો? માછલીને જેમ જળ તેમ માણસને માટે ધર્મ છે. વાર્યા ન સમજીએ તો હાર્યા તો સમજવાના જ. પાપ કાંઈ સિક્કાઓમાં – ધોળી કે પીળી ચળકતી માટીના ગોળ કકડામાં નથી, પણ સમાજના હૃદયમાં જ હોય છે એ ખરું છતાં આજે એ સિક્કાઓ લોભી, નિર્દય અને શિરજોર વર્ગના હાથનું અસ્ત્ર – દાસ્યસ્ત્ર બન્યું છે એ વાત કોઈ નાકબૂલ નહીં કરી શકે. નીરોગી માણસને દવાઓની જેટલી જરૂર રહે છે તેટલી જ નિષ્પાપ જીવન ગાળનાર સમાજને નાણાંની જરૂર રહેવાની એમ ટૉલ્સ્ટૉયનું માનવું છે.

પણ ટૉલ્સ્ટૉયની આ ચોપડી શું? એ બહુ ખરાબ ચોપડી છે. એ આપણને જાગ્રત કરે છે, અસ્વસ્થ કરે છે, ધર્મભીરુ કરે છે. આ ચોપડી વાંચ્યા પછી એશ-આરામ અને મોજમજાના દૂધમાં પશ્ચાત્તાપનો ખારો કાંકરો પડે છે. જ્યારે પોતાનું જીવન કાંઈક સુધારીએ ત્યારે જ એ મનોવ્યથા ઓછી થાય.

માણસાઈને જ સાવ ગૂંગળાવી મારીએ તો તો સવાલ જ નથી.

આ ચોપડીનું વાચન સહેલું નથી, પણ સંસ્કારી અથવા સાત્ત્વિક વૃત્તિવાળા માણસને આખર સુધી રોકી રાખે એવી એ છે. યુરોપીય સમાજને ઉદ્દેશીને લખેલી હોવાથી આમાં ખ્રિસ્તી લોકોના તૌરાત (જૂના કરાર) અને ઇન્જિલ(નવા કરાર)-માંથી ખૂબ ઉતારા આવે છે; કૅાંટ, હેગલ, વૅગનર વગેરે પાશ્ચાત્ય મનોરથી અને કલાધારાની મીમાંસા આવે છે; એ બધું સમજવું જરા અઘરું તો ખરું જ, પણ ભાષાંતરકાર યોગ્ય મળવાથી મુશ્કેલી દૂર થઈ છે. ભાષાંતર જેવું કશું લાગે જ નહીં એવી પ્રવાહી શૈલીમાં ભાષાંતર થયું છે એ વાચકોનું ભાગ્ય ખરું. ગુજરાત આજે પોતાના ત્યાગી સાધુસંતો કરતાં પોતાની દ્રવ્યાર્જનશક્તિ વિશે મગરૂરી

ધરાવતું હોય તો ગુજરાતે આ ચોપડી અવશ્ય વાંચવી જોઈએ. કાંઈક તો વિચાર કરવો જ પડે!

એપ્રિલ, ૧૯૨૬

# ટૉલ્સ્ટૉય : શિક્ષક તરીકે*

## ૧

### પ્રવેશક

પૉલ બિરોકોવ ટૉલ્સ્ટૉયનો મિત્ર હતો. એણે ટૉલ્સ્ટૉયનું જીવનચરિત્ર પણ લખ્યું છે. એને કેળવણીના કામમાં ખૂબ રસ હતો. બીજા લોકો કરતાં એનામાં તત્ત્વનો આગ્રહ વધારે એટલે ટૉલ્સ્ટૉયને એ પ્રિય થઈ પડયો હતો. આલ્મિર મૉડનું એની સાથે બને નહીં, પણ ટૉલ્સ્ટૉય વિશે બોલવાના એના અધિકાર સામે આલ્મિર મૉડ પાસે કશું કહેવા જેવું નથી. આ પૉલ બિરોકોવે ગ્રંથકારને કેટલીક અપ્રસિદ્ધ હકીકત પણ વાપરવા આપી છે, અને મૂળ ગ્રંથકાર ચાર્લ્સ બોડોઈન પોતે કેળવણીમાં રસ ધરાવનાર સાહિત્યકાર છે, એટલે આ ચોપડી ટૉલ્સ્ટૉયનું પ્રામાણિક ચિત્ર આપનાર કહેવાય.

ચોપડીની રચના કોઈ પણ કેળવણીકારને ગમે તેવી છે. પ્રથમ ભાગમાં ટૉલ્સ્ટૉય ઉપર પૂર્વાચાર્યોની કેટલી અસર પડી હતી, ટૉલ્સ્ટૉયે પોતાના નાનપણનાં અદ્ભુત રીતે સંગ્રહેલાં સંસ્મરણો ઉપરથી શું શું તારવ્યું છે, તેમ જ પોતાની નવલકથાઓમાં અને વાર્તાઓમાં બાલસ્વભાવનાં કેવાં ચિત્રો ચીતર્યાં છે એ વિશે જ વર્ણન છે. આ પ્રકરણને કાચો માલ કહી શકાય. બીજા વિભાગમાં ટૉલ્સ્ટૉયના કેળવણીવિષયક વિચારોનો વિકાસ ત્રણ પગથિયે બતાવ્યો છે. એકવીસમે વર્ષે ટૉલ્સ્ટૉયે એક નિશાળ શરૂ કરી, અને ત્યાર પછી પણ અનેક પ્રયોગો કરી, યુરોપમાં બેત્રણ વાર ફરી, શિક્ષણસંસ્થાઓનું નિરીક્ષણ કરી પોતાનું શાસ્ત્ર કેમ ઘડયું, એ આમાં આવે છે. જ્યાં સુધી ટૉલ્સ્ટૉયને જીવનરહસ્ય જડયું ન હતું, જ્યાં સુધી એ સંશયના વમળમાં પડયા હતા, ત્યાં સુધી એનું કેળવણીશાસ્ત્ર કાચું અને પાંગળું હતું. અંતે જ્યારે એને જીવનસિદ્ધિનો ખ્યાલ આવ્યો, અને શું કરીશું એ એમને માટે નક્કી થયું, ત્યારે ટૉલ્સ્ટૉયના શિક્ષણના વિચારોમાં પણ પરિવર્તન થયું; અને કેળવણીમાં એ એક દર્શનકાર બન્યા. આ બીજા ભાગને ઘડતરનું નામ આપી શકાય. ત્રીજા ભાગમાં ટૉલ્સ્ટૉયના મુખ્ય મુખ્ય વિચારો, સ્વતંત્રતા અને પ્રેરણા, સત્યનું વ્યાવહારિકપણું અને જીવનસિદ્ધાંત ઇત્યાદિ આવે છે. આ વિભાગને સિદ્ધાંતસાર કહી શકીએ.

* ચાર્લ્સ બોડોઈનના Tolstoi: The Teacher નામના પુસ્તક ઉપર મનનવિવેચન.

આ ગ્રંથમાં આવેલા કેટલાક વિચારો સ્વતન્ત્ર ઢબે ગુજરાતીમાં મૂકવાનો વિચાર છે. એમાં ટૉલ્સ્ટૉયના વિચારો આપવા ઉપરાંત આ ચોપડી વાંચતાં સૂઝેલા સ્વતંત્ર વિચારો અને સ્મરણમાં જાગ્રત થયેલા અનુભવો પણ ટાંકવા છે.

કેળવણીના ક્ષેત્રમાં ટૉલ્સ્ટૉયે શિષ્ટ લોકોના રૂઢ માર્ગે પ્રવેશ કર્યો ન હતો. બંડખોર તરીકે જ એણે કેળવણીના અખતરાઓ શરૂ કર્યા.

નવા કેળવણીકારોમાં પણ એક જાતની રૂઢિ બંધાઈ ગઈ હતી. તાર્કિક પદ્ધતિને વશ થઈ તેમણે જીવનના ભિન્ન ભિન્ન વિભાગો કલ્પ્યા હતા, જાણે અલગ અલગ વાડાઓ! તર્કને જે સહેલું તે બાળમાનસને માટે પણ સહેલું છે એમ સમજી તાત્ત્વિક ભાવોથી કેળવણીની શરૂઆત કરી હતી. કેળવણીની શરૂઆત સાદી વસ્તુથી થવી જોઈએ એ સિદ્ધાંતનો અનર્થ કરી જો કોઈ નિરાકાર, નિર્ગુણ વસ્તુને 'સાદી' જોઈ બાળકો આગળ રજૂ કરે તો અનર્થ જ થાય ને?

ટૉલ્સ્ટૉય જેવો નિરીક્ષકશિરોમણિ અને માનસસરોવરનો મરજીવો આવી વાડોમાં બંધાય એ બનવાજોગ ન હતું. કરોળિયો પોતાના પેટમાંથી જ ધાગાઓ કાઢે તેમ પોતાના ઉપજાઉ ભેજામાંથી તાર્કિક પદ્ધતિની મદદથી તત્ત્વો અને સિદ્ધાંતો અને પદ્ધતિઓ ઉપજાવવા સામે ટૉલ્સ્ટૉયને ખૂબ અણગમો હતો. તે તો જીવનનું નિરીક્ષણ કરે, એકેએક ભાવનાની ઊંડાણમાં ઊતરે. માનવતાનો ઉપાસક ટૉલ્સ્ટૉય લોકસેવાની નજર કોઈ કાળે ચળવા ન દે. આ ઘડીની ગરજ શી છે, પ્રજાનું સાચું અને પ્રથમ દુઃખ શું છે, પ્રજાને કયું જ્ઞાન, કઈ કલા, અને કેવી આવડત તુરતાતુરત જોઈએ છે, એનો વિચાર એ પ્રથમ કરવાનો.

વ્યવહારકુશળ ગણાતા લોકો ટૉલ્સ્ટૉયના સિદ્ધાંતોને ભલે અવ્યવહારુ ઠરાવે પણ એની દરેક શોધમાં પ્રજાહિતની અને વ્યવહારની નજર સર્વત્ર છે. ટૉલ્સ્ટૉયનો વ્યવહારવાદ કલ્પનાપરાયણોને અને ગગનવિહારીઓને રુચતો નથી. કલાકારોને એનો વ્યવહારવાદ ડગલે ને પગલે ખૂંચે છે. ધર્માચાર્યો, રાજપુરુષો, નાણાંશાસ્ત્રીઓ, કલાધરો અને કેળવણીકારો બધા ઉપર ટૉલ્સ્ટૉયના કશાપાત (ચાબખા) કશા પક્ષપાત વગર એક સરખા ચાલે છે.

ટૉલ્સ્ટૉય પોતાની જ કાલ્પનિક દુનિયા ઊભી ન કરતાં, દુનિયા જેવી છે તેવી સમજવા પાછળ પોતાની કલ્પનાશક્તિ વાપરે છે. અને અમીર કુટુંબમાં ઊછરેલા છતાં પ્રજાનું તાત્કાલિક દુઃખ નજર આગળ રાખીને જ પોતાની બધી સૂચનાઓ કરે છે. જેમ ગાંધીજી કહે છે કે પ્રજાને પ્રથમ અન્ન, વસ્ત્ર અને નિર્ભયતા મેળવી આપું, પછી તમારા બાકી બધા સંસ્કારો ગમે ત્યારે સુખેથી આપો; તેમ જ ટૉલ્સ્ટૉય પણ કહે છે કે માણસની જીવનશક્તિ ટકે એ જાતની કેળવણી પ્રથમ આપીએ; બીજી વસ્તુઓ ભલે પાછળથી આવે. પ્રજા માટે કઈ કઈ વસ્તુઓ સારી છે એ નક્કી કરીએ એટલું બસ નથી; પણ એમાંથી તાત્કાલિક અત્યાવશ્યક વસ્તુઓ કઈ છે, બીજે નંબરે કઈ આવે છે એ નક્કી કરવું જોઈએ. તમારી સ્ત્રી ભૂખથી પીડાતી હોય તો તે વખતે સુંદર નવલકથા વાંચીને તમે તમારો પ્રેમ વ્યક્ત

નથી કરતા, પણ ખાવાનું આપીને કરો છો; અથવા ટાઢે ધ્રૂજતી હોય તો તમે એને ચૂની કે વાળી આપવા નથી બેસતા, પણ ઓઢવા માટે શાલ કે કામળ આપો છો; તેવી જ રીતે પ્રજાની જીવલેણ પીડા દૂર કરતાં પહેલાં તમે એને વિનોદનાં સાધનો પૂરાં પાડો એ પોસાય નહીં.

ધર્મની બાબતમાં પણ ટૉલ્સ્ટૉયની એ જ નજર હતી. તેથી તત્ત્વચર્ચાનાં ચૂંથણાં એને ગમતાં નથી. ગૂઢવાદના ચકરાવામાં પણ એ પેસતા નથી. તેઓ અંતર્યામીને હૃદયની અંદર જ ખોળે છે, અને પાપમાંથી કેમ બચવું એની સાધનાને જ રજૂ કરે છે.

કેળવણીના શાસ્ત્રમાં ઊતરવાનું એમને એવું જ કારણ મળ્યું. ટૉલ્સ્ટૉયને ગામડાંની પ્રજાની સ્થિતિનું પ્રત્યક્ષ જ્ઞાન હતું. સરકારી કેળવણીની યોજનાનો એની સાથે કોઈ પણ જગ્યાએ મેળ ન ખાય એ એમણે જોયું. આવી પ્રજાને ખરચાળ, જીવન-વિહોણી અને અવાસ્તવિક કેળવણી આપ્યે શો લાભ? પ્રજા એનો સ્વીકાર શી રીતે કરે? અને આવી કેળવણી જો સરકાર જબરદસ્તીથી પ્રજા ઉપર લાદે અને આખા દેશને કેળવણી આપવાનો ઈજારો પોતાની પાસે જ રાખે તો સ્વાતંત્ર્યવાદી ટૉલ્સ્ટૉયથી એ કેમ સહન થાય? તમે પ્રજાને ઓળખો નહીં, પ્રજાની લાગણી અને ગરજ શી છે એ તપાસો નહીં, બાલમાનસનો તમને પરિચય ન હોય, બાળકના ઊંડાણમાં ઊતરવાની તમારી તાકાત ન હોય તો તમે શી કેળવણી આપવાના હતા? જર્મન કવાયત કર્યે શો લાભ? શાળાને પ્રયોગશાળા બનાવો, બાળકોને શું જોઈએ છે એ તપાસો અથવા એમની મેળે જ એમને વ્યક્ત કરવા દો, શાળા તપાસવા જાઓ છો ત્યાં શિક્ષકોમાં ભળો, તેમને નવી નવી સૂચનાઓ કરો, ખાનગી રીતે એમના દોષો બતાવો, કેળવણી સાદી અને સસ્તી કરો તો પ્રજા એ સુખે સ્વીકારશે. અને કેળવણીએ શાળાની અંદર જ શા માટે ભરાઈ બેસવું જોઈએ? બરફના ચોમાસામાં (શિયાળામાં) જ્યારે બહાર ફરવું જ અશક્ય હોય છે ત્યારે તમે શાળા ચલાવો અને ગરીબ ખેડૂતોને એમાં ભેગા કરો. બાકી બધે તો જીવનની જ નિશાળ બનાવવી જોઈએ; કેળવણીમાંથી જીવનને રજા આપવી એ તો શરીરમાંથી પ્રાણ કાઢી નાખવા બરોબર છે; જીવન એ મુખ્ય વસ્તુ છે; જીવન ખાતર જ કેળવણી છે; કેળવણી જીવનમય થવી જોઈએ.

૨

## કાચો માલ

રૂસોએ નવી કેળવણીની જે શરૂઆત કરી તેનો પ્રવાહ બીજા બે જણાઓએ આગળ ચલાવ્યો છે એમ કહી શકાય. રૂસો નાસ્તિક છે; પેસ્ટેલોઝી એમાં ભાવના ઉમેરી એને ક્રિયાત્મક બનાવે છે, અને અંતે ફ્રોબેલ એ ક્રિયા પાછળ રહેલું તત્ત્વજ્ઞાન વિશદ કરી આપે છે.

રૂસોએ પ્રથમ કહ્યું કે જેને કેળવણી આપવી છે તે બાળકનો પ્રથમ અભ્યાસ કરો, એને પ્રથમ સમજી લો, એની પ્રકૃતિના પાયા ઉપર જ કેળવણીનું ચણતર ચણાય અથવા ચણતરની ઉપમા બંધબેસતી આવતી ન હોય અને છોડની ઉપમા જો યોગ્ય હોય, તો એમ કહીએ કે છોડને ઓળખી લો, એ માગે એવું ખાતર-પાણી એને આપો, આસપાસની જમીનમાં ગોડ કરી એનાં મૂળિયાંને અવકાશ આપો અને એને પોતાની ક્રિયા કરવા દો. મનને કેળવતાં પહેલાં ઇંદ્રિયોનો સુંદર વિકાસ થવા દો; ઇંદ્રિયો સુદૃઢ, કુશળ અને જાગ્રત થાય એટલે મનનો વિકાસ સહેજે થાય. બાળકના મોઢામાં તમે કોળિયો નહીં નાખતાં તેને પોતાનો હાથ વાપરી પોતાની પસંદગી મુજબ ખાવા દો. કુદરતી પ્રેરણાને અધીન થઈ એને જેટલી દોડધામ કરવી હોય તેટલી કરવા દો, અને પોતાની મેળે એ જે વિકાસ સાધતું હોય એની આડે આવવાનું ડહાપણ નહીં કરતા. કુદરત પર વિશ્વાસ રાખો. ફ્રેન્ચ તત્ત્વજ્ઞાની રૂસોનો આ ઉપદેશ છે.

પેસ્ટેલોઝીએ સ્વિટ્ઝર્લૅન્ડમાં નવો અખતરો શરૂ કર્યો. એણે સજા અને ઇનામ બંનેને કેળવણીમાંથી રજા આપી. છોકરાઓને સંપૂર્ણ સ્વતંત્રતા હોય કે એમના ઉપર કંઈક અંકુશ જોઈએ છે, એ વિશે એ ચોક્કસ નિર્ણય ઉપર આવ્યો ન હતો. એ તો પ્રયોગ કરી જાણે. એમાંથી જે નીપજે એ ખરું. ભૌતિક અને નૈતિક દુનિયાની બાળક ઉપર જે છાપ એકાએક અને સ્વાભાવિકપણે પડે એ જ ખરી છે. એ પ્રાથમિક સંસ્કાર કહો કે સ્ફુરણા કહો, એ જ કેળવણીનો સાચો આધાર છે. માટે ભૌતિક તેમ જ નૈતિક જિંદગી સાથે બાળકનો પ્રત્યક્ષ પરિચય થવા દો. પરિસ્થિતિ જ એને કેળવશે. એ એનો સિદ્ધાંત હતો. (એમાંથી જ આજના વસ્તુ-પાઠ કે પદાર્થપાઠની કવાયત ઊભી થઈ છે. બાળક પ્રથમ પોતાને જાણે, એટલું નક્કી કર્યું એટલે શિક્ષકો બાળકોને સમજાવવા લાગ્યા કે આ તારું નાક, આ તારા કાન, તારા શરીરમાં બસો હાડકાં છે, ઇત્યાદિ.) .

ફ્રોબેલે યવર્ડનમાં પોતાના પ્રયોગો ચલાવ્યા હતા. એને આંધળા પ્રયોગોની દયા આવી. એણે બાળકના રસને મહત્ત્વ આપ્યું. દરેક વિષયમાં બાળકને જેટલો રસ પડે એટલી જ એ પ્રગતિ કરવાનું. એ રસને માટે ભૂમિકા તૈયાર કરો એટલે બાળક પોતાની મેળે જ્ઞાન ગ્રહણ કરશે. અને એ જ્ઞાન પણ જીવન અને તેના વ્યાપાર સાથે સંકળાયેલું હોય તો જ એ કંઈ કામનું. જીવનના કટકા નહીં પાડતા. ઉપપત્તિ અને વિનિયોગ, ક્રિયા અને બોધ, જ્ઞાનકાંડ અને કર્મકાંડ એવા કટકા ન પડાય. કુદરત સાથે બાળકને ભળવા દો. બગીચાના છોડનું નિરીક્ષણ કરવા દો, એટલે છોડની પેઠે જ બાળકો ઉછેરાશે. બાળકજીવનમાં રમતો મહત્ત્વનો ભાગ ભજવે છે ત્યારે રમતો મારફતે જ બાળકોની કેળવણી આપો, એ ફ્રોબેલની શિખામણ.

[નોંધ: બાળકો રમતોમાંથી કીમતી કેળવણી લે છે એ વાત સાવ સાચી છે. માટે શિક્ષક રમતો ઉપર લોભની નજર નાખે અને એ દ્વારા કેળવણી આપવાનો

પ્રયત્ન કરે તો રમતોયે બગડશે અને કેળવણીયે બગડશે. બાળકોને રમતો મારફતે કેળવણી લેવા દો, અથવા સાચું કહીએ તો બાળકોને રમતો મારફતે આનંદ લેવા દો. અને બાળકો અજાણે એમાંથી કીમતી કેળવણી પામે છે એ જોઈજાણી પોતાને ઠેકાણે તમે શિક્ષકો આનંદ માનો એમ કહેવું જોઈએ. સ્વાભાવિકતાને શાસ્ત્રીયતાનું રૂપ આપવા જતાં અથવા નિયમબદ્ધ કરવા જતાં એ અસ્વાભાવિક થાય છે એટલું તો આપણે જાણવું જોઈએ. કેટલાક ફોટોગ્રાફરો ફોટો પાડતી વખતે ઘરાક જોડે વિનોદ કરવાને બદલે કહે છે: 'જરાક હસમુખો ચહેરો રાખો તો ફોટો સુંદર આવશે.' એનાં પરિણામ કેવાં આવે છે એ આપણે ક્યાં નથી જાણતા?]

ટૉલ્સ્ટૉયે યુરોપમાં ફરીને આ બધા કેળવણીકારોના અનુયાયીઓની સંસ્થાઓ જોઈ હતી, અને એ પદ્ધતિનાં પરિણામ નિહાળ્યાં હતાં. ટૉલ્સ્ટૉયની નિરીક્ષણશક્તિ જબરી. એણે જોતજોતામાં ગુણદોષો તપાસી કાઢ્યા. અનેક શંકાઓ ઉઠાવી. એણે પોતે પ્રયોગો ચલાવ્યા. પ્રથમ તો પોતાની નાલાયકી જ એની નજરે આવી. જે હું ભણાવવા માગું છું તે હું પોતે જાણતો નથી, જે સંસ્કારો મારે પાડવા છે તે મારામાં જ નથી, એમ એણે જોયું. યુરોપની શાળાઓમાં કેળવણી અપાય છે એટલા પરથી જ અનુમાન બાંધવું હોય તો જર્મનીના અને ફ્રાન્સના લોકો સાવ ઠોઠ છે એમ જ માનવું પડે. પણ એવું તો છે જ નહીં. એટલે સાચી કેળવણી લોકો શાળા બહાર નિત્યના વ્યવહારમાંથી જ મેળવે છે. શાળામાં જીવનનું વાતાવરણ હોતું જ નથી એમ ટૉલ્સ્ટૉયે જોઈ લીધું. અને એ દોષ દૂર કરવાનો એણે પ્રયત્ન આદર્યો. શાળાઓમાં પંડિતોનું રાજ્ય ચાલે એટલે જૂનું શાસ્ત્રપ્રામાણ્ય જાય તો ત્યાં નવું આવવાનું. અને બાળકોને મોકળાશ તો મળવાની જ નથી. શિક્ષકો અમલદારની પેઠે વર્તે અને કાયદેસર રીતે શિક્ષણશાસ્ત્રના તત્ત્વનો અમલ કરે, અને એમના શાસ્ત્રમાં જીવનનું જેવું પૃથક્કરણ બતાવ્યું હોય તેવું જ જીવનમાં ઊભું કરવાનો પ્રયત્ન કરે તો કેળવણી નિષ્ફળ જવાની અને સજા જેવી લાગવાની. શરૂઆત સાદાઈથી કરી ક્રમે ક્રમે જટિલ વસ્તુઓમાં પહોંચી જવાનું છે એ સિદ્ધાંત જ ખોટો છે. જીવન કંઈ ઓછું જટિલ નથી. પણ ત્યાંથી જ કેળવણીની શરૂઆત થાય છે. શાસ્ત્રીય સાદાઈ, તર્કશુદ્ધ પૃથક્કરણને પરિણામે પાછળથી આવે છે. શાસ્ત્રીયતાનો પ્રયત્ન બાળકો સમજી શકતાં નથી. અને સમજે તો તે એમને રુચતો નથી. તેઓ અકળાય છે.

ટૉલ્સ્ટૉય કહે છે કે બાળકેળવણી માટે બાળકોને જ નમૂના તરીકે નજર આગળ રાખવાં, કેમ કે સામાજિક જીવનની વિકૃતિ બાળકોમાં નથી હોતી. તેમની પ્રેરણા સ્વાભાવિક અને નિર્દોષ હોય છે. રૂસોની પેઠે ટૉલ્સ્ટૉય નથી કહેતો કે બાળકની સ્વાભાવિક વૃત્તિ શુભ જ હોય છે. ટૉલ્સ્ટૉય કહે છે કે બાળક નિર્દોષ હોય છે; આજના સમાજ પાસેથી એને ઝેરી જંતુઓ મળે છે. Born good (જન્મથી જ સારાં) અને born healthy (જન્મથી નીરોગી) વચ્ચેનો એ ભેદ ખાસ ધ્યાનમાં રાખવા લાયક છે. તેથી બાળકોને કૃત્રિમ કેળવણી આપવા કરતાં એમને

પોતાની મેળે કેળવણી લેવા દો. એની મેળે થાય છે એ જ ઘણી વાર સુંદર હોય છે. સર્વોત્કૃષ્ટ હોય છે. ગામડાંમાં કોઈને કેળવણીની પડી જ નથી હોતી, તેથી જ ઘણી વાર સાચી કેળવણી ગામડાંમાં જ દેખાઈ આવે છે. બાળકને જોઈએ છે તે બધું ગામડાંનું વિવિધ જીવન આપે છે એમ કહી, ટૉલ્સ્ટૉયે બાળકેળવણીમાં જે જોઈએ છે તે બધુ જેમાં આવે છે એવી બાળપોથી-માળા તૈયાર કરી આપી. એ પુસ્તકમાળાની લક્ષાવધી નકલો રશિયામાં ફેલાઈ છે.

૩

## બાળજીવનનાં સંસ્મરણો

ટૉલ્સ્ટૉયને પોતાનું નાનપણ એટલી બધી સ્પષ્ટતાથી સાંભરે છે કે જાણે એ બધા પ્રસંગો આજે જ નજર આગળથી પસાર થાય છે. એ બધા પ્રસંગો એમને યાદ છે એટલું જ નહીં, પણ તે તે વખતે તે ઉપરના કેવા ભાવો હતા, કઈ કઈ મૂંઝવણ હતી એ બધું નાનપણની મુગ્ધતાથી એ વર્ણવી શકે છે. ઘણાખરા લોકો નાનપણને ભૂલી ગયા હોય છે. નાનપણની વાતો કરે છે ત્યારે મોટપણના વિચારો અને સાંભળેલી વાતો જ એમાં ભરેલી હોય છે, એટલે મૂળ ચિત્ર એમાં રહેતું નથી. ઘણા સંસ્કારો કાલગ્રસ્ત થાય છે, અને કેટલાયે ઠાવ-કાઈને નામે ગૂંગળાવી મારેલા હોય છે. ટૉલ્સ્ટૉયને એવું નથી. એને તો નાનપણથી જ આત્મપરીક્ષણ અને પૃથક્કરણ કરવાની ટેવ. પોતાના હૈયાના ધબકારાનો પણ એ સાક્ષી. એટલે વર્ષો વહ્યાં પણ એ અસાધારણ કલાકાર હોઈ દરેક વસ્તુના સ્વયંભૂ સૌન્દર્ય તરફ એની નજર પહોંચવાની જ. તેથી એના મનમાં બાળપણ તાજું ને તાજું રહેલું. એ જ કારણે બીજાં બાળકોનો સ્વભાવ પણ એ સુંદર રીતે જાણે છે.

[નોંધ: ઘણાં વર્ષ પહેલાં મેં એક મિત્રને કહ્યું હતું કે આજની ઉંમરે બાળકો સાથે વાતચીત કરીને અથવા બાળકોનું નિરીક્ષણ કરીને બાળમાનસ બરાબર નહીં સમજાય. બાળકો પ્રેમાળ મુરબ્બીઓ જોડે છૂટથી વાતો કરે તોયે પોતાની દુનિયા મોટેરાંઓ આગળ ઉઘાડી પાડતાં જ નથી. આપણે પાસે છીએ એ ન જાણતાં હોય અને બાળકો માંહોમાંહે બોલતાં હોય અને રમતાં હોય, ત્યારે કોઈ કોઈ વખતે એમની દુનિયાનું થોડું દર્શન થાય છે. પણ પોતાના અસંખ્ય ગૂઢ ભાવો અને મૂંઝવણો પોતાની પાસે જ રાખવાની શક્તિ કે વૃત્તિ બાળકોમાં હોય છે. જેને પોતાનું નાનપણ બરાબર સાંભરે છે તે જ બાળહૃદયને સમજી શકે, પારખી શકે. એટલે કે બાલમાનસના અભ્યાસની કૂંચી અને મૂડી પોતાના બાળપણનાં સંભારણાં-માંથી જ મેળવવી રહી. એ વખતે એ ભાઈને મારી વાત પર શ્રદ્ધા ન બેઠી.]

[નોંધ બીજી: ઘરમાં હું સૌથી નાનો એટલે લાડનો જેટલો અધિકારી હતો તેટલો જ બધાની જોહુકમીનો ભોગ પણ થઈ પડતો. તેમાંયે લક્ષ્મણ જેવો આદર્શ

નાનો ભાઈ થવાનો પ્રથમથી જ પ્રયત્ન કરતો હોવાથી મારા મન ઉપર અસાધારણ દબાણ નાનપણથી જ રહેતું. એની સાથે ટાગોરના ડાકઘરના 'અમલ' જેવો હું આત્મરતી હોવાથી કેટલાયે વિચારો મારી મેળે કરતો. હૃદયના વિચારો સમોવડિયા આગળ ઠાલવવાથી તે કસાય છે. એમાં રહેલી બાઘાઈ નીકળી જાય છે. મને એ તક ન મળી તેથી એક તરફથી અનુભવ વધે છતાં બીજી તરફ મુગ્ધતા કાયમ હતી. એ સ્થિતિ આજે પણ ઓછેવત્તે અંશે છે. દુનિયાની બધી વસ્તુઓ ચતુર લોકોની પેઠે આપણે સમજી શકતા નથી. કેટલીયે વાર સામાન્ય માણસની નજર ન પહોંચે એટલી સૂક્ષ્મતાથી અમુક વસ્તુઓ હું બરાબર રીતે સમજી શકું છું, અને કેટલીક વાર પોતાની ધૂનમાં હોવાને કારણે સામાન્ય માણસ સહેજે સમજી શકે એવી વાત હું નથી સમજી શકતો. પરિણામે ફજેત થયા પછી ચિત્તવૃત્તિ ચીમળાઈ જાય છે. એ ગ્લાનિ લાંબા વખત સુધી ટકે છે અને એ ગ્લાનિને કારણે વધારે ભૂલો થાય છે. મર્મ પારખવાની મારી શક્તિનો લાભ મારા વ્યવહારચતુર મિત્રોને હું આપી શકું છું. પોતાને માટે એ લાભ નથી ઉઠાવી શકતો.

એ પણ ઈશ્વરની કૃપા જ ગણું છું.

મારું બાળપણ ઘણુંખરું મને યાદ છે. સાધારણ લાગતા પણ મારે મન અ-સાધારણ રસના કે મહત્ત્વના કેટલાયે પ્રસંગો આજે એવા ને એવા વર્ણવી શકું. બાળવૃત્તિ હજી ગયેલી ન હોવાથી નાનપણનું માનસ પણ તે વખતના જેવું જ ખડું કરી શકું. સ્મરણ દ્વારા નાનપણ આમ ફરી જિવાય છે એ જોઈને જ મારાં સંસ્મરણોને મેં સ્મરણયાત્રાનું નામ આપ્યું છે. એ સ્મરણયાત્રા જીવનયાત્રા જેટલી જ વિસ્તૃત અને ઊંડી થઈ શકે છે. ઘટનાચિત્રણના રૂપ(dramatic form)માં મૂકવું હોય તો આજે પણ મૂકી શકું. પણ એટલી ધીરજ નથી અને એટલું મહત્ત્વ પણ આપવું નથી. તેથી એને નિવેદનનું રૂપ આપ્યું છે.

બાળપણ જો (self-repression) આત્મનિયમનમાં ગયું હોય, (moody child) ધૂની બાળકની દશા હોય અને છતાં જીવનના બધા રસો જાગ્રત હોય તો બાળપણ યાદ રહે એમાં નવાઈ નથી. એ અસાધારણ શક્તિ પણ નથી. મોટપણમાં વર્ણન-શૈલી કેળવી હોય તો યોગ્ય શબ્દમાં એ સંસ્મરણો રજૂ કરવાં અઘરાં નથી. માત્ર પ્રસંગોની પસંદગીમાં આજના સિદ્ધાંતોને પૂછતાં નાનપણના રસોને જ વળગી રહેવું જોઈએ.

આત્મકથા લખવા માટે માણસના જીવનમાં અસાધારણ પરાક્રમની જરૂર નથી પણ જીવનરસ ચૂસવાની અસાધારણ શક્તિની વખતે જરૂર હોય.]

બાળકોને પોતાનું જીવન રમત જેવું નથી લાગતું પણ સાચેસાચું અને મહત્ત્વનું લાગે છે. આપણે માનીએ છીએ તેવી આત્મવંચનામાં બાળકો રહેતાં નથી. રમતને અંગે તેઓ અમુક ભ્રમણા ઉત્પન્ન કરે છે અને તેનો રસ લૂંટે છે. પણ તે તો મોટેરાં પણ નાટક અને કાવ્યનો આસ્વાદ લેતાં કરે છે. બાળકોને આપણે બાળક

છીએ માટે આપણા જીવનમાં કંઈ અર્થ નથી એવું લાગતું નથી. બાળક એ કંઈ જુદું જ પ્રાણી છે એમ પોતાનું બાળપણ ભૂલી ગયેલા લોકો જ માને છે. 'The child' is a poetical invention of those who are no longer children – Kau Spitteler.

[નોંધ: બાળકો મોટાંઓનું નિરીક્ષણ બહુ સૂક્ષ્મતાથી અને ચતુરાઈથી કરે છે. દંભ ક્યાં છે, મેલ ક્યાં છે, ઢાંકપિછોડો ક્યાં થાય છે, બીકણ લોકો કેવી સફાઈ કરે છે એ બધું બાળકો સારી પેઠે જાણે છે. તેઓ બોલી શકતાં નથી એ હિંમતને અભાવે અને પૃથક્કરણને અભાવે. જે બાળકોમાં પૃથક્કરણ, ભાષા અને હિંમત આવે છે તેમનાથી મોટેરાં હમેશાં બીને ચાલે છે, તેમને દબાવવાનો પ્રયત્ન કરે છે, સૂક્ષ્મ રીતે લાંચ આપે છે અને એ રીતે બગાડે છે. મુગ્ધતા એ ઈશ્વરે આપેલું બાળરક્ષાનું કવચ છે.]

બાળકોને કેટલું સોસવું પડે છે એનો ખ્યાલ મોટેરાંઓને નથી આવતો. એમના પ્રત્યે ડગલે ને પગલે અન્યાય થતો જ જાય છે. બુલિઈંગના તો તેઓ ભોગ થાય જ છે. એમનો ઉપહાસ ગમે તે કરે છે અને મોટપણ કરતાં નાનપણમાં ઉપહાસ વધારે વાગે છે એ વળી જુદી વાત.

પણ બાળકો ઘણીખરી વસ્તુઓ તરત ભૂલી જાય છે. ભૂતકાળ અને ભવિષ્ય-કાળ કરતાં વર્તમાનકાળમાં જ વધારે રહે છે. તેથી જેમ એમનો ઉલ્લાસ વધારે તેમ નિરાશા પણ પાર વિનાની. બધા જ મારો તિરસ્કાર કરે છે, બધાનો જ હું અણમાનીતો છું, મારી સામે બધાં જ બારણાં બંધ છે. હું કરું છું ત્યારે બધું જ બગડે છે, મારું ઉપરાણું લેનારા કોઈ કોઈ વખતે મારી મશ્કરી કરે છે, એ જાતનું દુ:ખ કેટલીયે વાર બાળકો અનુભવે છે.

[નોંધ: દિવાળીના દિવસોમાં કેશુ સાથે એના સસરાને ત્યાં હું રહેવા ગયો હતો. અમે છ જણા એક ઓરડીમાં હારબંધ સૂતા હતા. હું સૌથી નાનો; એક ખૂણામાં સૂતો. બાકીના બધા મસ્તીએ ચડ્યા હતા. એમના ધક્કા અને ગોદા મને વાગતા. હું ચૂપચાપ રોતો હતો, પણ ડૂસકાં બહાર જવા ન દઉં. મારું તે મહત્ત્વ કેટલું કે મારાથી એમના રંગમાં ભંગ પડાય? વધુ વઢશે તો? એ મારી મૂંઝવણ હતી, અને ગોદા તો ખમાતા ન હતા. ઓશીકું ભીંજાઈ ગયું હતું. આખરે કેશુ કરતાં મોટો ભાઈ વિષ્ણુ મારું એક સૂક્ષ્મ ડૂસકું સાંભળી ગયો. એને પસ્તાવો થયો. દયાનું એક વચન કાઢી એણે મસ્તી બંધ કરી. એક ક્ષણ મને છાનો કર્યો અને બધા સૂઈ ગયા. એ વાતને ચાળીશ વર્ષ થયાં હશે પણ આજે એ પ્રસંગ અને એ વખતની મૂક મૂંઝવણ એ વખત જેટલી જ રજૂ કરી શકું. આજનો હું, તે વખતના મારી વહારે ધાઈ શકત તો કેવું સારું? પણ બ્રહ્મદેવની દુનિયામાં એ કેમ બને? અને મારું ડહાપણ તો હમેશાં મારી ઉંમર અને જવાબદારીથી હમેશ થોડું પાછળ રહ્યું છે. તેથી દર વર્ષે નપાસ થતા

પણ ઉપર ચડતા વિદ્યાર્થી જેવી મારી દશા છે. માત્ર એનો અભ્યાસ કાચો રહે છે તેવો મારો અનુભવ કાચો રહ્યો હોય તો હું જાણતો નથી.]

બાળકોમાં અભિમાન, હુંપણું, અને આત્મભક્તિ (self-love) ખૂબ હોય છે. જરાસરખું પણ અપમાન થાય તો એમને ખૂબ લાગી આવે છે, દુઃખ થાય છે. છતાં એ જ ઉંમરે માણસને ડગલે ને પગલે અપમાન ખમવું પડે છે. સીધું અપમાન ખમાય. પણ કોઈ આપણા તરફ ધ્યાન જ ન આપે, આપણી વાત સાચી જ ન માને, આપણી દલીલ તોડયા વગર એમાં વજૂદ નથી એમ કહી હસી જ કાઢે, ત્યારે જે ચીડ ચડે છે તે તો બાળકો જ જાણે.

એ અભિમાન સામે બાળકોમાં પ્રેમશક્તિ પણ ખૂબ હોય છે તેથી જ તેઓ બચી જાય છે. મોટેરાંઓમાં અભિમાન છોડીને પ્રેમથી પલળી જવું એ નબળાઈ કે વેવલાપણું ગણાય છે તેથી મોટેરાંઓ કેમે કરીને જીદ છોડતાં નથી. બાળકો જ્યારે આ બાબતમાં મોટેરાંઓનું અનુકરણ કરે છે ત્યારે એમના સ્વભાવની ખરાબી થાય છે. Love is the craving for expansion and tenderness. (વિકાસ અને કોમળતા માટેની ઝંખનાનું નામ પ્રેમ.) આ પ્રેમની વ્યાખ્યા કેટલી સુંદર છે! નિષ્પાપવૃત્તિ, નિખાલસપણું, બેદરકારી, પ્રેમની ભૂખ, બાલોચિત શ્રદ્ધા અને વિશ્વાસ: આ બધું શું મને પાછું મળશે? જે ઉંમરે નિર્દોષ આનંદ અને અમર્યાદ પ્રેમનો ઉલ્લાસ સર્વોપરી હોય છે તે ઉંમર કરતાં વધારે સારા દિવસો આપણને ક્યારે મળવાના હતા? Puberty is an age of repression. (કુમારાવસ્થા એ આત્મદમનનો કાળ છે.) આ ઉંમરે માણસ હૃદયની વાત કોઈની આગળ કરતો નથી, અને ઘણી વાર કોઈ પણ ખાસ કારણ વગર ગમે તેવો ગુનો કરવાને પ્રેરાય છે. એને બધું જાણવું હોય છે, અનુભવ કરવો હોય છે અને કંઈક કરવું જોઈએ એ જાતની અંદરથી એને આર ભોંકાય છે.

ટૉલ્સ્ટૉયને જેમ પોતાનું નાનપણ યાદ છે તેમ નાનપણના શિક્ષકો, એમના સ્વભાવ અને એમની શિક્ષણપદ્ધતિનો એને ઠીક ઠીક ખ્યાલ છે. એક શિક્ષક વિશે એ કહે છે કે એનામાં તત્ત્વનિષ્ઠાનું વેદિયાપણું ન હતું. (One who did not ride principles to death) આવા સારા શિક્ષકને ઠેકાણે માબાપોએ નવો શિક્ષક આણી જૂનાનું અપમાન કર્યું એ ટૉલ્સ્ટૉયને ન ગમ્યું. તેથી નવા જોડે ન બન્યું તે ન જ બન્યું. અને એ નવો શિક્ષક સજાનો રસિયો હતો તે વળી વધારાનું. વ્યવસ્થાના રસિયા લોકો બાળકોની હાજતો સમજી શકતા નથી. શિક્ષકમાં પુખ્ત ઉંમરનું પીઢપણું પણ હોય અને બાળકોની બાલવૃત્તિ પણ હોય. ગમે તે ક્ષણે બાળકોની ભૂમિ ઉપર સમાન ભાવે ઊભા રહેવાની એનામાં આવડત હોવી જોઈએ. ટૂંકામાં પદ્ધતિ ઉપર કશો આધાર નથી. શિક્ષકના વ્યક્તિત્વ ઉપર જ બધો આધાર રહે છે. એના પાંડિત્ય કરતાં એના પ્રેમની વધારે કિંમત હોય છે.

શિક્ષણના મોટા મોટા દોષોમાં પરીક્ષાની પદ્ધતિ પણ આવી જાય છે. પરીક્ષાને

નજરમાં રાખી આપેલી કેળવણી વ્યર્થ હોય છે. પરીક્ષામાં કેળવણીને ન્યાય તો મળતો હોતો જ નથી. અમુક વિદ્યાર્થીઓની તો મહત્ત્વાકાંક્ષા મારી જાય છે. એટલે નીતિની દૃષ્ટિએ પણ પરીક્ષા ખરાબ છે. આંતરિક સંસ્કાર કરતાં બહારના દેખાવને જ પ્રધાનપદ મળે છે. છોકરાઓ અને છોકરીઓ કેળવણી લે છે તે સારી છાપ પાડી પ્રતિષ્ઠિત સમાજમાં રહી શકાય અને મહેનત ટાળી શકાય, એટલા જ ઉદ્દેશથી. સારા થવા કરતાં સારા દેખાવાની જ બધી ઈંતેજારી વિદ્યાર્થીઓમાં આવી જાય છે. માત્ર સામાજિક પ્રતિષ્ઠા એ જ કેળવણીનો ઉદ્દેશ થઈ જાય છે. સરસ ફ્રેન્ચ બોલતાં આવડે; હાથ સ્વચ્છ, નખ સુંદર ઘાટદાર, સરસ છાપ પડે એવી બેદરકારી અને જાણે દરેક વસ્તુનો સફાઈદાર કંટાળો આવતો હોય એ જાતની તુચ્છબુદ્ધિ: એ બધાં કેળવણી મારફતે આણવાનો પ્રયત્ન ચાલે છે. સરસ પોશાક કરતાં આવડે એટલે કેળવણી થઈ ગઈ. પછી ભલેને આખી જુવાની એકલા પોશાક કેળવવામાં જ ખર્ચાય?

આમ નાનપણનાં સંસ્મરણો ભેગાં કરી ટૉલ્સ્ટૉયે સિદ્ધ કરી આપ્યું છે કે આપણી કેળવણીની આખી પદ્ધતિ કૃત્રિમ છે, વ્યર્થ છે. એમાં નથી બાળકના સ્વભાવનો પરિચય, નથી એને પ્રેમથી આકર્ષવાની ઉત્સુકતા. બાળક પ્રત્યેનું આખું વર્તન દંભથી ભરેલું, અને કેળવણી આપીને શીખવવાનું તે પણ કૃત્રિમ રીતે જીવવા માટે જ. કેળવણીનું આ ખોટાપણું કાઢી નાખીને સત્યના સિદ્ધાંત પર તે રચાવી જોઈએ, એ નિર્ણય ઉપર ટૉલ્સ્ટૉય આવ્યા.

પોતાની નવલકથાઓમાં પણ બાળકોને ટૉલ્સ્ટૉયે ગૌણ સ્થાન નથી આપ્યું. તેમાં નાની ઉંમરનાં તેમ જ કંઈક આગળ વધેલાં બાળકો કેવી રીતે વર્તે છે, દુનિયા વિશે કેવા અભિપ્રાયો ધરાવે છે તે યથાર્થ રીતે બતાવ્યું છે. પણ એવા પ્રસંગોનો સાર અહીં રજૂ કરવામાં કંઈ સાર નથી રહેવાનો.

## ૪

## ઘડતર

સને ૧૮૪૯માં એટલે કે ટૉલ્સ્ટૉય એકવીશ વર્ષના હતા ત્યારે એમણે એક નિશાળ ખોલી. ત્યારથી તે આખર સુધી કેળવણીના વિચાર એમણે કર્યા છે. આ નિર્દોષ પ્રવૃત્તિથી ત્યાંની સરકાર ડરી ગઈ અને સરકારે એટલી બધી દખલગીરી અને કનડગત કરી કે કંટાળીને ટૉલ્સ્ટૉયે એ પ્રયોગ છોડી જ દીધો. શરૂઆતમાં થોડાક વિદ્યાર્થીઓની મદદથી જાતે જ નિશાળ ચલાવતા હતા. પરણ્યા પછી ઘરના છોકરાઓની કેળવણીમાં પણ એમણે ખૂબ રસ લીધો હતો. ગામડાંના ખેડૂત છોકરાઓની કેળવણીની પદ્ધતિ જુદી હતી. ઘરના છોકરાઓને ભણાવવાનો ઉદ્દેશ

તેમના એકલાનું ચાલે તેમ ન હતું. મોટી ઉંમરે પરણતી વખતે ટૉલ્સ્ટૉયે જોવું જોઈતું હતું કે સ્ત્રીના વિચારો અને પોતાના વિચારો મળે એમ છે કે નહીં. બે જણ વચ્ચેના જીવનતાપના ગજગ્રાહમાં ટૉલ્સ્ટૉય હાર્યા ન હોત તો બાળકોની કેળવણીનું શું થાત? કાં તો બાળકોનો ઉદ્ધાર થાત અથવા તેઓ ઉભય-ભ્રષ્ટ થઈ જાત.

શિક્ષકનો વ્યવસાય સારો કે લેખકનો? એ બંને પ્રવૃત્તિઓ ખરું જોતાં પરસ્પર પોષક નથી. શિક્ષકે લખવાનો ધંધો ન કરવો જોઈએ. ચંદન ઘસાય છે એમ એણે પોતાના વિદ્યાર્થીઓ માટે ઘસાવું જોઈએ. વિદ્યાર્થીઓ ગમે ત્યારે દોહવા આવે તો એનું જ્ઞાનદૂધ તો તૈયાર હોવું જ જોઈએ. નજર આગળ જીવતો જિજ્ઞાસુ વિદ્યાર્થી હોય ત્યારે જ શિક્ષકને પારસો છૂટે છે. લેખક તો પોતાના અજ્ઞાત શ્રોતા એટલે કે વાચકનો વિચાર કરીને લખે છે, અને ગેરહાજર વાચકને તો વ્યક્તિત્વ જ નથી હોતું. જેની લખવાની ટેવ વધી તે સફળ શિક્ષક થતો નથી.

ટૉલ્સ્ટૉનું નીચેનું વાક્ય સાવ સાચું છે: This occupation was especially pleasing to me because it was free from the spirit of falsity and deception so manifest in the career of a literary teacher. (આ ધંધો મને એટલા માટે પ્રિય છે કે તે લેખક-શિક્ષકના જીવનની જૂઠાપણા અને છેતરપિંડીની વૃત્તિથી મુક્ત છે.) અને તેમાંયે ન ખેડેલી જમીન ખેડવાનું ભાગ્ય ટૉલ્સ્ટૉયને મળ્યું હતું. કેમ કે એના વિદ્યાર્થીઓ 'ખેતીના ગુલામોની' (serf) પ્રજા. કેટલીયે પેઢીઓ સુધી કેળવણીનું જેમણે નામ સરખુંયે સાંભળેલું નહીં એને શું ભણાવવું એનો ટૉલ્સ્ટૉયને ખ્યાલ નહીં.

કેળવણી એટલે દુનિયાનું સર્વસામાન્ય જ્ઞાન, જગત વિશેની કલ્પના, જીવન-તત્ત્વ અને મનુષ્યજીવનનો ઉદ્દેશ એટલે કે પુરુષાર્થ, એ વિશે જે કંઈ નિર્ણયો થયા હોય તે વિદ્યાર્થીઓને આપી એમને દુનિયાના પ્રવાહમાં ડૂબવાને બદલે તરતા કરવા એ જ છે, એમ બધા જાણે છે. પણ આમાંના કશાનો નિર્ણય જ ન થયો હોય, જ્યાંત્યાં ભ્રાંતિ અને ગોટાળા જ હોય તો કેળવણી આપનાર શાનો આગ્રહ રાખે? જેને વિશે નિઃશંક રહી શકાય એવું આજના આપણા જ્ઞાનમાં શું છે? પણ આપણે ધારીએ તો એ શંકામાંથી જ ઘણી શોધો કરી શકીએ. એટલે કે કેળવણીએ બાળકોના મગજમાં જ્ઞાન રેડવાનો ધંધો છોડી શોધનું રૂપ લેવું જોઈએ.

જ્યાં સુધી ટૉલ્સ્ટૉયને જીવનનું રહસ્ય જડ્યું ન હતું ત્યાં સુધી એના કેળ-વણીના સિદ્ધાંતો નીરોગી હોવા છતાં નિશ્ચિત ન હતા. એ કહે છે Instruction cannot be defined independently of human life (શિક્ષણનું નિર્માણ માનવજીવનથી સ્વતંત્ર – અલગ રહીને થઈ શકે નહીં. જ્યાંત્યાં માનવજીવનને કેન્દ્રમાં રાખીને જ ટૉલ્સ્ટૉય વિચાર કરે છે. તમારી પંડિતાઈ કોરે મૂકો; એક જમાનાનું

ડહાપણ બીજા જમાનાને કામ નહીં આવે; જીવન પોતાની મેળે પોતાને જોઈતું મેળવી લેશે; ઓછામાં ઓછી દખલ કરો એ જ ટૉલ્સ્ટૉયનો આગ્રહ છે.

Osmosis એ શબ્દમાં ટૉલ્સ્ટૉયની કેળવણીની કલ્પના બરાબર આવી જાય છે. બે વ્યક્તિઓ એકબીજાના સહવાસમાં આવી જાય એટલે પોતાનું વ્યક્તિત્વ છોડયા વગર એકબીજાની અસર એ ગ્રહણ કરે જ છે: માટલામાં મધ મૂકી એ માટલું જો પાણીમાં રાખીએ તો કાંઈ પણ ગળપણ બહારના પાણીમાં આવ્યા વગર રહેતું નથી અને બહારના પાણીને લીધે માટલામાંનું મધ જરા પાતળું થયા વિના રહેતું નથી. આ જે પરસ્પર અસર એને osmosis કહે છે. બે જણ વચ્ચે ગાઢ સંબંધ બંધાય ત્યારે એ osmosis પેદા થાય છે. આમાં બંનેના વ્યક્તિત્વથી સ્વતંત્રતાને બાધ નથી આવતો; અને છતાં બંને એકબીજા સાથે ઓતપ્રોત થઈ જાય છે. કેળવણીની અસર આવી જ હોવી જોઈએ.

દરેક માણસમાં સમભાવની ભૂખ હોય છે એટલા માટે જ માણસ સંભાષણમાં પ્રવૃત્ત થાય છે. કેળવણીમાં પણ અંતે એ જ હેતુ હોય છે. બે હોજ વચ્ચે એક નાનકડી નળી બેસાડી દઈએ એટલે બંનેની સપાટી ધીમે ધીમે સરખી થઈ જાય છે. આ સમાનતાની ઇચ્છા અને આ જીવનપ્રવાહમાંથી જ સર્વ પ્રવૃત્તિ ઉત્પન્ન થાય છે. માણસ પાસે આપવા જેવું કંઈ હોય તો તે આપ્યા વિના એનાથી રહેવાતું નથી.

પ્રથમ પ્રથમ ટૉલ્સ્ટૉયને થયું હતું કે શિક્ષક, વિદ્યાર્થી અને તાત્ત્વિક આદર્શ, આ ત્રણ પદોમાંથી તાત્ત્વિક આદર્શ પદનો છેદ ઉડાડી શકાય. પણ એ અશક્ય છે. તાત્ત્વિક આદર્શ વગર કેળવણી સંભવે જ નહીં, અથવા સંભવતી હોય તો એમાં બંનેનું સ્વાતંત્ર્ય ટકે નહીં.

[નોંધ: આદર્શ વગર બે વ્યક્તિ પાસે આવે અને ઓતપ્રોત થાય એ તો મોહજન્ય વિવાહ જેવું છે. એમાં વ્યક્તિત્વનો સવાલ જ રહેતો નથી. વ્યક્તિ પોતાનું વ્યક્તિત્વ ભૂલે ત્યારે જ મોહને વશ થાય છે. મોહ ટકે ત્યાં સુધી એ સંબંધ ટકવાનો અને મોહને દીર્ઘજીવી રહેવાની ટેવ છે જ કયાં ? આદર્શની ભક્તિ (પછી એ આદર્શ સમાન હોય કે સદૃશ હોય) એ જ સંબંધને સ્થાયી અને પવિત્ર કરે છે. એટલા માટે જ ભિન્ન ધર્મીઓનો વિવાહ નિષિદ્ધ ગણ્યો છે. આપણે જોયું છે કે એવા વિવાહ શુભપરિણામી નથી નીવડયા. જ્યાં નીવડયા છે ત્યાં સૂક્ષ્મપણે જોતાં ધાર્મિક લેબલ જુદાં હોવા છતાં જીવનધર્મ એક જ હતો. ગુરુ-શિષ્યના સંબંધમાં શિષ્યે પોતે જ ગુરુ પાસે જવું જોઈએ. કોઈ કોઈ વખતે ગુરુને જ શિષ્યને ઉત્તેજન આપવું પડે છે, ખેંચવો પડે છે. પણ એ સ્વાભાવિકપણે થવું જોઈએ.

નાનાં બાળકો માટે માબાપો શિક્ષકને પસંદ કરે છે. ઘણી વખત પસંદગીને અવકાશ જ નથી હોતો. છતાં એવી સ્થિતિમાં બાળકોનો માબાપ પ્રત્યે અવિશ્વાસ

ન હોય, માબાપો ને શિક્ષક વચ્ચે અણગમાનું વાતાવરણ ન હોય એટલું તો જરૂરનું છે જ. પણ આદર્શ એ સૌથી મુખ્ય વસ્તુ છે, અને આદર્શ એ જ સાચો ધર્મ છે.]

ટૉલ્સ્ટૉયે Education (કેળવણી) અને Culture (સંસ્કારિતા) વચ્ચે ભેદ પાડી જોયો પણ એ કૃત્રિમ છે એવી એને ખાતરી થઈ. "Education is an obligatory influence of one person over another, with the object of moulding a man as he thinks right. Culture is the free relationship between men based not only on the need of acquiring knowledge but also on the need of transmitting to another what has been acquired." (કેળવણી એટલે એક માણસને યોગ્ય લાગે તે રીતે બીજાને ઘડવા માટે તેના ઉપર પાડેલી ઉપકારક અસર છે. સંસ્કારિતા એ બે વ્યક્તિઓ વચ્ચેનો ઐચ્છિક સંબંધ છે; બેશક આવો સંબંધ બાંધવામાં જ્ઞાન મેળવવા ઉપરાંત મેળવેલું જ્ઞાન બીજાને આપવાની ઈચ્છા પણ હોય છે.) એકમાં ગુરુશિષ્યભાવ છે; બીજામાં મુરબ્બીપણું હોવા છતાં મિત્રભાવ છે. એક વખતે ટૉલ્સ્ટૉયે એ ઈચ્છ્યું હતું કે શાળા ફક્ત ભૌતિક જ્ઞાન આપે; જીવનના સિદ્ધાંતો નહીં આપે. પણ એનો અર્થ જ નથી. કેળવણીના ક્ષેત્રમાં નવા નવા અખતરાઓ સૂચવાય છે. અને જો તે પ્રમાણે ચાલીએ તો અદ્‌ભુત પરિણામ આવશે એવી આશા અપાય છે. પણ અખતરાઓ પૂરા કર્યા પછી અનુભવ થાય છે કે જ્યાં જાઓ ત્યાં ખાખરાનાં પાંદડાં ત્રણ જ. શાળાની શક્તિની મર્યાદા જાણવી જોઈએ.

થોડાક અનુભવ પછી ટૉલ્સ્ટૉયને લાગ્યું કે ગુરુનું મહત્ત્વ નકામું વધાર્યું છે. ચોપડીઓ, ચિત્રો, નાટક, સિનેમા, વાર્તા જાતજાતની સામાજિક અને ઔદ્યોગિક પ્રવૃત્તિઓ વગેરે દ્વારા બધી કેળવણી આપી શકાય. હવે શિક્ષકનું મહત્ત્વ પહેલાં જેવું રહ્યું નથી, અને શાળાનું મહત્ત્વ પણ રહ્યું નથી.

[નોંધ: ૧. આ અભિપ્રાયનો જરૂર વિચાર કરવો જોઈએ. શાળા પરનો બોજો વધતો જાય છે; એટલે કે શાળાની શક્તિ વિશે આળસુ સમાજ આંધળો વિશ્વાસ વધારતો જાય છે. અને સાહિત્યના પ્રચારને લીધે અને સામાજિક પ્રવૃત્તિની અર્થ વગરની વિવિધતાને લીધે બધે અરાજક ફેલાયું છે. એટલે શાની જરૂર છે અને શાની નથી એ કહેવું મુશ્કેલ છે. આજનું ધાર્મિક અરાજક અને સામાજિક અરાજક સંસ્કૃતિનો અંત સૂચવે છે. આપણે ઝપાટાભેર decivilize થતા (સંસ્કૃતિને છોડતા) જઈએ છીએ. કોઈને એનું વૈષમ્ય નથી. પણ કોઈ કાળે જીવતા શિક્ષકની જરૂર ન રહે એ બનવાનું નથી. સાચી કેળવણી વ્યક્તિના સહવાસથી જ મળી શકે એમ છે. શાળાની જરૂર છે કે નહીં એ વિશે જરૂર શંકા છે. શાળાને લીધે કેળવણી ગૂંગળાઈ જાય છે એ અનુભવ પ્રત્યક્ષ છે. શાળા સંસ્થા હોઈ એના ઉપર રાજ્યકર્તાઓ, ધર્મગુરુઓ, ધનિક વર્ગો અને દરેક જાતના પ્રચારકો ગમે ત્યારે કાબૂ મેળવી શકે છે એ જોખમ છે. જ્યાં સંસ્થા નથી અને ફક્ત સંપ્રદાય છે ત્યાં

ત્યાં આધ્યાત્મિક સ્વાતંત્ર્ય વધારે રહી શકે છે. પણ આપણે સંપ્રદાયોની નિંદા અને સંસ્થાઓની ભક્તિ કરવાની મણા નથી રાખી. આ આંધળાપણું જ્યારે જાય ત્યારે ખરું. સંપ્રદાયોના દોષો આપણે સ્પષ્ટ જોઈ શક્યા છીએ. સંસ્થાઓમાં એથી બમણા છે. બંધારણને લીધે આદર્શનું અરાજક સંસ્થામાં સહેલાઈથી પેસી શકે છે.]

[નોંધ: ૨. કેળવણીમાં વિદ્યાર્થીઓનો અમુક દરજ્જે કબજો લેવાનો હોય છે એટલે એમાં કંઈક violence (હિંસાબળજબરી) છે – violence which education acknowledges as right. (કેળવણીએ હક તરીકે સ્વીકારેલી બળજબરી.) આ વાત સાચી હોય તોયે વિદ્યાર્થી પોતાની મેળે એ માગી લે છે અને શિક્ષક કારુણ્યભાવે, નિ:સ્વાર્થપણે એ સેવા કરે છે. માટે education is culture by force, culture is freedom. (કેળવણી એ બળજબરીથી આપેલી સંસ્કારિતા છે, જ્યારે સંસ્કારિતા એ સ્વતંત્રતા છે.) એ એના વાક્યમાં ઝાઝી ખૂંચ નથી રહેતી. Education is a tendency in man to make of another human being what he is himself. (કેળવણી એટલે પોતે છે તેવો જ બીજા માણસને બનાવવાની મનુષ્યમાં રહેલી વૃત્તિ.) એ ટૉલ્સ્ટૉયની વ્યાખ્યા ખોટી છે. સાચો કેળવણીકાર કોઈ કાળે એવું ઇચ્છતો જ નથી. એ તો દરેકનો વિકાસ સ્વતંત્ર રીતે થાય, એના સંપૂર્ણ વ્યક્તિત્વને પોષક થાય એમ જ ઇચ્છે. અને પોતાની પાસે જે કાંઈ સર્વોચ્ચ હોય તે અનુકૂળ રીતે વિદ્યાર્થી આગળ રજૂ કરે છે. અને વિદ્યાર્થી એવો passive agent (નિષ્ક્રિય વિધેય) કોઈ કાળે હોતો જ નથી કે આપેલું ચૂપચાપ ગળી જ જાય. વિદ્યાર્થી એ કંઈ કોઠી નથી કે આપેલું સંઘર્યા ઉપરાંત એ કંઈ કરે જ નહીં. એ કંઈ મીણ નથી કે જે આકાર આપો તે ગ્રહણ કરે.

પણ ટૉલ્સ્ટૉયનું આ વાક્ય સાચું છે કે the right of giving education is non-existent – કોઈને બીજાની કેળવણીનો કબજો લેવાનો અધિકાર છે જ નહીં. અને સરકારને તો નથી જ. કેળવણી એ સાચું જોતાં સ્વયંવર જેવી વસ્તુ છે. અને આપણે જો ચોપડીઓની દીવાલો ઊભી ન કરી હોત તો કેળવણી દ્વારા સ્વાભાવિક વિકાસ સહેલાઈથી થયો હોત.

અત્યાર સુધી જે કેળવણી ચાલતી આવી છે એમાં આજ્ઞાપાલન, વર્ગપદ્ધતિ, નિયમ પ્રમાણે વર્તવાની ફરજ, વગેરે લશ્કરી તત્ત્વોનું જ પ્રાધાન્ય છે. એમાં પશુવૃત્તિ જ પ્રધાનપણું ભોગવે છે, અને બાળકોમાં એ જ વૃત્તિ પેદા કરે છે. દરમ્યાનગીરી અને દખલગીરી જેટલી ઓછી તેટલી સારી. જીવન પર વિશ્વાસ રાખો, અને એને એનું કામ કરવા દો.

પણ એનો અર્થ એ નથી કે શિક્ષક પોતાની અસર પાડવાનો પ્રયત્ન ન કરે, અથવા પોતાનો અભિપ્રાય છુપાવી રાખે. શિક્ષક બધી બાજુઓ જરૂર પ્રમાણે

છે એ શિક્ષકે ભૂલી જવું ન જોઈએ. છતાં બાળકના વિકાસ તરફ ધ્યાન રાખી એની સ્વતંત્ર નિર્ણયશક્તિ કેળવવી છે એ ભૂલી ન જઈએ, અને ગમે તેવી પરિસ્થિતિમાં એ પોતાનો નિર્ણય કરી શકે એ ઉદ્દેશથી કેળવણી આપવી જોઈએ. એટલા ખાતર અહિંસા, સ્વાતંત્ર્ય અને બૌદ્ધિક મજબૂતી એ કેળવણીના પાયામાં હોવાં જોઈએ.]

સ્વાતંત્ર્ય વિશે કહેતાં ટૉલ્સ્ટૉય કહે છે: Have respect for life in its spontaneous development. The school should not intervene in the work of education which depends on the family alone— સંસ્કારો પાડવાનું કામ કુટુંબનું છે. એમાં શાળાએ દખલ કરવી ન જોઈએ. બાળકને શાળામાં જે લેવું હોય તે તે લેશે. આ વિચાર ભલે એકાંગી હોય પણ મહત્ત્વનો છે. આજે શાળાઓ માબાપોને કહેવા માગે છે કે બાળકોને જન્મ આપવાનું અને તેમનું ખર્ચ આપવાનું માબાપો કરે એટલે બસ. એના ઉપરાંત કામ કરવાની શક્તિ કુટુંબોમાં રહી નથી એટલે એ કામ હવે શાળાઓ કરશે. સાચે જ આજકાલની શાળાઓએ માબાપ પાસેથી બાળકો જપ્ત કરવાનો ધંધો કાઢ્યો છે.

ટૉલ્સ્ટૉયની શાળામાં વ્યવસ્થાનું નામ નથી. બાળકો ઉત્પન્ન કરે તે વ્યવસ્થા. આપણી કલ્પના પ્રમાણે એ વ્યવસ્થા ન હોય તો કાંઈ નહીં. પોતાની વ્યવસ્થા બાળકોને અનુકૂળ હોય જ. [હું માનું છું કે બાળકોને વ્યવસ્થા જરૂર ગમે છે. એમના જ હાથમાં હોય ત્યારે સરસ વ્યવસ્થા જાળવે છે. પણ ઘણી વાર એમને સૂઝ નથી હોતી એટલે વ્યવસ્થા સુઝાડવી પડે છે. વ્યવસ્થાની સુંદરતા જોયા પછી તો બાળકો વ્યવસ્થાને ખૂબ ચાહે છે એવો મારો અનુભવ છે. પણ એ પણ અનુભવ છે કે દૃઢતાને અભાવે, પસંદ પડેલી વ્યવસ્થા પણ તેઓ ખોઈ બેસે છે અથવા જતી કરે છે. કરેલા નિશ્ચયો દૃઢ રાખવામાં બાળકોને જરૂર મદદ કરવી જોઈએ. અને એ ઢબે જ એમને ચારિત્ર્યની કેળવણી અપાય એમ હું માનું છું.

વર્ગોમાં વ્યક્તિગત પ્રયત્ન કરતાં સમૂહગત પ્રયત્ન વધારે સારો એવો મારો પણ અનુભવ છે. બધાં બાળકોની શક્તિ અથવા સમજણની ત્વરિત ગતિ સરખી નથી હોતી. ત્યાં હરીફાઈનું તત્ત્વ દાખલ કરવાથી ઘણા છોકરાઓનો તેજોવધ થાય છે, અને તેજસ્વી વિદ્યાર્થીઓમાં અહંકારની કૃત્રિમતા આવી જાય છે. સમાજ-દ્રોહી સ્વાર્થ તેઓ કેળવે છે. સમૂહગત પ્રયત્નમાં સમાજસહજ વાતાવરણ રહે છે અને બાળકોની રક્ષા થાય છે. રસ ઓછો થાય છે એવો મારો અનુભવ નથી.

અને પરીક્ષાઓ પણ શા માટે હોય? હું સાચો શિક્ષક હોઉં તો મને પોતાને કેટલું આવડે છે, એની જેમ મને ખબર હોય છે, તેમ મારા વિદ્યાર્થીઓને શું શું આવડે છે, કેટલું આવડે છે અને કેવુંક આવડે છે એ પણ હું બરાબર જાણું. અને બહારના લોકોને મારી કે મારા વિદ્યાર્થીઓની પરીક્ષા કરવી હોય (જોકે કારણ વગર પરીક્ષા લેવાનો નવરો ધંધો એમને ન જ કરવા દઉં.) તો તેઓ ભલે અમારી વચ્ચે આવીને રહે અને ધીમે ધીમે જોઈ લે. ટૉલ્સ્ટૉયની આ વાત સાથે

હું પૂરેપૂરો મળતો છું.] Proceed from the concrete to the abstract (મૂર્તમાંથી અમૂર્તમાં જવું.) એ જ નિયમ સાચો છે. એનું કારણ મને એમ લાગે છે કે what is logically concrete and complex, is from the point of view of human nature or human life eminently simple and assiminable – તર્કપદ્ધતિએ જે સંમિશ્ર અથવા જટિલ જેવું લાગે છે તે જીવનની દૃષ્ટિએ સાદું, સ્વાભાવિક અને સુપાચ્ય હોય છે. નિબંધલેખનમાં આ અનુભવ વિશેષ કરીને સ્પષ્ટ થાય છે. સાદા ગણાતા તાત્ત્વિક વિષયો અઘરા પડે છે અને અંગત પ્રસંગોનું વર્ણન બહુ સહેલું જણાય છે. વર્ગમાં બધા મળીને નિબંધ લખવા બેસે તો વળી નવો જ અનુભવ થાય છે. વિચારો અને શબ્દો, ઉપમાઓ અને દલીલો બાળકો આપ્યે જાય છે. શિક્ષક એમાંથી પસંદગી કરીને ગોઠવતો જાય છે. આ ઢબે બાળકોનું ધ્યાન કળાવિધાન તરફ અનાયાસે જાય છે. બાળકો પોતે જ પોતાને શીખવી લે છે.

બાળકોમાં સાચો ઐતિહાસિક રસ નથી હોતો. વાર્તાનો રસ, ઘટનાનો રસ મોટે ભાગે કલાત્મક હોય છે. સ્થળકાળની ઉપાધિ એમાં નથી હોતી. કાર્યકારણની ગૂઢ મીમાંસામાં પણ બાળકો નથી ઊતરતાં. ઇતિહાસ તો મહાવિદ્યાલયને માટે જ હોઈ શકે. ઇતિહાસ શીખવવો હોય તો બે બાજુથી પ્રસ્થાન કરવું જોઈએ. કલાત્મક નજરથી પ્રાચીન કાળને શરૂ કરીએ, અને ઐતિહાસિક રસથી આધુનિક કાળને ચૂંથીએ અને બે બાજુએથી વધતાં વધતાં ઇતિહાસને પૂરો કરીએ. પ્રાચીન કાળથી અર્વાચીન કાળમાં આવવામાં કલાની ઉપાસના છે. અર્વાચીન કાળથી પ્રાચીન કાળમાં પ્રવેશ કરવામાં ઐતિહાસિક વૃત્તિ છે. બંને પ્રસ્થાન (approach) આવશ્યક છે.]

ઉચ્ચ શિક્ષણમાં વિદ્યાર્થીઓ અને શિક્ષક વચ્ચે અંગત સંબંધ બહુ ઓછો રહે છે એ ટૉલ્સ્ટૉયને ગમતું નથી. He would like to see more warmth of feeling, more intimacy. (લાગણીભર્યો નિકટ પરિચય ઘણો હોય એ એને ગમે છે.) હમેશાં વ્યાસપીઠ પર આરૂઢ થઈને અધ્યાપક ન બોલે. અધ્યાપક અને વિદ્યાર્થી વચ્ચે ખરેખરો સહકાર જામવો જોઈએ. વિદ્યાર્થીને એવો અનુભવ થવો જોઈએ કે અધ્યાપક પાસે આપણને પૂરેપૂરી છૂટ છે.

ભણતર સહેલું કરવાની અથવા ઝપાટાભેર ચલાવવાની આજકાલની યુક્તિઓ અને પદ્ધતિઓ વિશે ટૉલ્સ્ટૉય ઘણો સાશંક છે. [પદ્ધતિઓને લઈને શું કરશો? શિક્ષકની વૃત્તિ અને વ્યક્તિ ઉપર બધો આધાર રહે છે. મારું પોતાનું માનવું છે કે એક જ પદ્ધતિ બધે લાગુ કરવી એમાં જડતા રહેલી છે. શિક્ષક પરત્વે, વિદ્યાર્થી પરત્વે, વિષય પરત્વે અને વાતાવરણ પરત્વે પદ્ધતિ બદલાવી જ જોઈએ. પદ્ધતિ તાજી રાખવા ખાતર પણ પદ્ધતિઓમાં વખતોવખત ફેર કરવો જોઈએ. શિક્ષક એ જ પદ્ધતિ છે. અને મોકળાશનું વાતાવરણ હોય તો વિદ્યાર્થીઓ પોતાની મેળે પદ્ધતિઓ માગી લે છે. પદ્ધતિની બાબતમાં શિક્ષક સવ્યસાચી,

સર્વતંત્રસ્વતંત્ર હોવો જોઈએ. અને દરેક વખતે કઈ પદ્ધતિ સારી એ એને એની મેળે સૂઝે એટલી અભિરુચિની નાજુકતા અને પ્રેમળતા શિક્ષકમાં હોવી જોઈએ. જેમ કવિ ભાવના પરત્વે પોતાનો છંદ પસંદ કરે છે તેમ શિક્ષક અંતઃસ્ફૂર્તિથી પોતાની પદ્ધતિ તે તે પ્રસંગે ઠરાવે છે. એટલે આપણા શિક્ષકો જ્યારે અમુક પદ્ધતિએ જ કામ લેવાનો આગ્રહ રાખે છે ત્યારે મારી ધીરજ ખૂટે છે.

વિદ્યાર્થીઓ ઉપર પ્રેમ કરતાં શીખો. એ પ્રેમ તટસ્થ વૃત્તિનો હોવો જોઈએ, મોહનો નહીં. પોતાનો વિષય સંગીન રીતે જાણો. અને હાથમાં લીધેલા વિષય વિશે મિશનરી માફકનો ઉત્સાહ રાખો એટલે તમે સફળ થવાના જ. તમારો ઉત્સાહ ચેપી નીવડવો જોઈએ. વિદ્યાર્થીઓના મોઢા ઉપર પ્રસન્નતા, ધન્યતા અને શોધ-ખોળ કરનારની ઉત્સુકતા સ્પષ્ટ પ્રગટ થવી જોઈએ. એ જ શિક્ષકનું સાચું વળતર છે. એ જ શિક્ષકને હમેશાં જુવાન રાખે છે, એમ હું જોતો અને અનુભવતો આવ્યો છું.]

૫

ટૉલ્સ્ટૉયનો શાળાનો પ્રયોગ નિર્વિઘ્ને ન ચાલ્યો. ઝારશાહીથી નવા અખતરા અને સ્વાતંત્ર્યનું વાતાવરણ કેમ સહન થાય? પોલીસ લોકોએ ટૉલ્સ્ટૉયની ગેર-હાજરીનો લાભ લઈ અનેક વાર ઝડતીઓ લઈ એમનાં લખાણોનો કબજો માગ્યો; પેટીઓ તપાસી, વાવટાઓ છીનવી લીધા; પણ પોલીસોએ વાંધાભરેલું એવું કશું જોયું નહીં છતાં છોકરાનાં માબાપો ગભરાયાં. ટૉલ્સ્ટૉયના મનમાં જીવનસિદ્ધિની શોધ ચાલતી જ હતી. એ વિચારવમળની અશાંતિ તો અસહ્ય હતી જ. તેમાં આ કનડગત એટલે એ માંદા પડ્યા—શરીરે તેમ જ મને. અને પોતાની પ્રવૃત્તિનું ફળ શું એનો તો અંતરથી જવાબ મળે જ નહીં, એટલે બધું છોડીને તેઓ ડાંગ જેવા જંગલી પ્રદેશોમાં રહેવા ગયા, અને એમના શબ્દોમાં કહીએ તો પશુની પેઠે રહેવા લાગ્યા. સાજા થઈને પરણ્યા પછી ઘરની ચિંતા માથે આવી પડી. જે કેળવણી ગરીબના છોકરાઓને અપાય છે તે જ પોતાના છોકરાઓને પણ મળવી જોઈએ, એટલે સુધી તેઓ પહોંચ્યા ન હતા; ઊલટું પોતાના છોકરાઓને ગામડિયા ભેગા ભમવા નહીં દેવાની તેઓ કાળજી રાખતા હતા. ગ્રીક કે ગણિત જેવા વિષયો ભણાવવામાં ટૉલ્સ્ટૉય એક્કા હતા. વ્યાકરણ વગર જ ભાષા ભણાવે. છોકરાઓની કસરતમાં એ જાતે ભાગ લેતા. છોકરાઓને ખડતલ બનાવવા તરફ એમનું વિશેષ ધ્યાન રહેતું. શારીરિક શક્તિ, નૈતિક શક્તિ, હિંમત અને સ્વતંત્ર મિજાજ કેળવાય એનો આગ્રહ લૉક અને રુસો જેટલો ટૉલ્સ્ટૉયને પણ હતો. ટૉલ્સ્ટૉયની મોટામાં મોટી ગાળ તો નાજુક અને બાયલો એ હતી. ટૉલ્સ્ટૉય સજા કરતા નહીં પણ જવાબદારીનું ભાન કેળવાય એ ખાતર પોતાની ગફલતનાં પરિણામ દરેકે ભોગવવાં જોઈએ એવો એમનો ખૂબ આગ્રહ હતો. છોકરો કપડાં સાફ ન રાખે તો સાથે ફરવા ન આવે, રમવા જતાં ટોપી ન જડે તો એને કોઈ શોધી ન

આપે. "બસ ટોપી ન જડે ત્યાં સુધી રમત નહીં." છોકરાંઓ ઉપર કોઈ જાતની સખ્તાઈ નહીં છતાં ટૉલ્સ્ટૉય ઈચ્છે તેમ જ છોકરાં સાનમાં સમજી જઈ વર્તતાં. એનો દીકરો કહે છે: My father's great power as a teacher lay in the fact that it was no more possible to conceal oneself from him than from one's own conscience. He knew everything. To deceive him was to deceive oneself — a thing as painful as it was ineffectual.

પછી તો ટૉલ્સ્ટૉયે ખેડૂતોના છોકરાઓને પોતાના ઘરમાં રાખીને ભણાવવાનું શરૂ કર્યું. ટૉલ્સ્ટૉયે Syllabary અંકલિપિ કરીને એક ચોપડી ૧૮૭૨માં છાપી. પછી પ્રાથમિક શાળાની ચાર ચોપડીઓ તૈયાર કરી. એ ચાર ચોપડીઓમાં પ્રાથમિક કેળવણીનો ચાર વર્ષનો આખો અભ્યાસક્રમ આવી જાય છે. એમાં વાચન પાઠ, Slavonic ધર્મ, ભાષા, ગણિત બધું આવતું. પાઠોમાં સૃષ્ટિવિજ્ઞાન, ઈતિહાસ વગેરે રોચક વિષયો રહેતા. આમાં પણ પોતાની પદ્ધતિની નવી નવી કલ્પનાઓ અને મૌલિકતાઓ તો ભરેલાં જ છે. ગણિત શીખવતાં ટૉલ્સ્ટૉયનો એ આગ્રહ હતો કે એકલી દશક પદ્ધતિએ આંકડા નહીં શીખવવા. પાંચ, છ, આઠ, બાર એ પદ્ધતિઓ પણ પ્રથમથી શીખવવી. આમ કરવાથી વ્યાવહારિક અપૂર્ણાંક સહેલાઈથી શીખી શકાય છે. રૂઢિ તોડનાર બંડખોરનું લક્ષણ અહીં પણ દેખાય છે. આ પદ્ધતિએ અંશ અને છેદનું રૂપ આબાદ રીતે સમજાવી શકાય છે. સંખ્યા લખવાની હિંદુ (અરબી) પદ્ધતિ કરતાં રોમન પદ્ધતિ બાળકોના ધ્યાનમાં વધારે સહેલાઈથી ઊતરે છે. એટલે ત્યાંથી શરૂ કરીને પછી જ હિંદુ સંખ્યા શીખવવી એવો એમનો આગ્રહ છે. અને ગ્રંથકાર પણ સર્ટિફિકેટ આપે છે કે પ્રયોગ કરતાં ટૉલ્સ્ટૉયની વાત સાચી નીકળે છે. 'શિક્ષકોને સૂચના'માં ટૉલ્સ્ટૉયે પૃથક્કરણ-પદ્ધતિને વખોડી કાઢી છે. 'છત ઉપર કહેવાય,' 'જમીન નીચે કહેવાય' એવી હાસ્યાસ્પદ વાતો બાળકો આગળ રજૂ નહીં કરતા. વ્યાકરણ, પારિભાષિક શબ્દોની વ્યાખ્યા અને નિયમોનો ગોટાળો કોરે મૂકો અને સીધી ભાષા જ શીખવો. જ્યાં ભાષા કે વિચાર અસ્પષ્ટ હોય ત્યાં સ્પષ્ટ કરો અને જેટલી માહિતી અપાય તેટલી આપો. કાલ્પનિક કથાઓ શીખવવામાં ટૉલ્સ્ટૉયને વાંધો નથી. માત્ર નિત્ય વ્યવહારમાં જે અનુભવ થાય છે એથી વિરુદ્ધ એમાં કશું ન આવે. આ પાઠમાળા રશિયામાં બધે ચાલે છે. અત્યાર સુધી એની પંદર લાખ નકલો બાળકોના હાથમાં પહોંચી ગઈ છે.

સન ૧૮૭૫માં પ્રજાકીય કેળવણી ઉપર ટૉલ્સ્ટૉયે લાંબો નિબંધ લખ્યો. એમાં સરકારી પદ્ધતિની સખત ઝાટકણી કાઢી છે. ધર્મસંસ્થાના દુરાગ્રહ કરતાં વિજ્ઞાન-શાસ્ત્રીઓનો દુરાગ્રહ ઓછો નથી; એ બધો દૂર કરવો જોઈએ. અને બાળકોને પોતાને જે જોઈએ છે તે પસંદ કરવાની છૂટ હોવી જોઈએ. શિક્ષણપદ્ધતિનો મુકુટમણિ સ્વાતંત્ર્ય છે, વગેરે અનેક જાતની ટીકા આ લેખમાં છે.

૬

ધર્મશોધને અંતે જીવનસિદ્ધિ પ્રાપ્ત થયા પછી એમણે કેળવણીનો નવેસર વિચાર કર્યો છે. હવે એ બોંતેર વર્ષના થયા છે. વીસમી સદીમાં એમણે પ્રવેશ કર્યો છે. આખી દુનિયાની ધર્મબુદ્ધિને હચમચાવી મૂકે એવી એક ચોપડી 'ત્યારે કરીશું શું?' એમણે લખી છે. પોશાક પહેરવાની સુઘડતા, ઉચ્ચારણની ઠાવકાઈ, વિવેકનો દંભ, શિષ્ટમાન્ય ટાપટીપ, પિયાનો અને ફ્રેન્ચ સાથે પરિચય અને વધુ વરણાગિયાપણું એ બધું જેમાં આવે છે એવી કેળવણીથી તેઓ કંટાળ્યા છે. સામાન્ય પ્રજાથી પોતાને નોખા પાડવા માટે જ આ કેળવણી હોય છે, માણસ માણસ વચ્ચે ઐક્ય ઉત્પન્ન કરવાને બદલે ભેદભાવ અને ઉચ્ચનીચપણું ઉત્પન્ન કરવામાં જ આ કેળવણી કૃતાર્થ થાય છે; ગરીબ છોકરાઓને પોતાના ઘરમાં રાખવાથી એમને નુકસાન જ થાય છે એ પણ ટૉલ્સ્ટૉયે જોયું. એશઆરામ જીવનનો સડો છે, અને અસમાનતામાં નર્યું પાપ રહેલું છે એ બધું ટૉલ્સ્ટૉયે હવે બરાબર જોયું. મોટેરાં કરતાં બાળકો જ વધારે નિષ્પાપ હોય છે એ અભિપ્રાયમાં ટૉલ્સ્ટૉય વધારે દૃઢ થયા. 'તમને એ નહીં સમજાય'વાળા સંવાદો આ જ વખતે એમણે લખ્યા. ગરીબ પ્રજાને ગળે ઊતરે એવી સારી અને સુંદર વાર્તાઓ એમણે લખીને જગતના સાધુ-સંતોનો સારો અને સચોટ ધર્મમાર્ગ બતાવ્યો છે. તે બાળકોના મન ઉપર ઠસાવવાના સુંદર અખતરાઓ એમણે કર્યા. ૧૯૦૧માં એમણે પૉલ બિરોકોવને કાગળ લખ્યો હતો. તેમાં કેળવણીનાં તત્ત્વોની વ્યવહારુ ચર્ચા છે. ૧૯૦૯માં Baulgakov (જે આગળ જતાં એમના ચિટનીસ થયા) પર એક કાગળ લખ્યો હતો. એમાં પોતાના સિદ્ધાંતોમાં પરસ્પર વિરોધ ક્યાંય નથી એ સિદ્ધ કરવાનું હોવાથી એ કાગળમાં તાત્ત્વિક ચર્ચા આવી જાય છે. આમ એ બે કાગળોમાં ટૉલ્સ્ટૉયનું કેળવણીનું શાસ્ત્ર આવી જાય છે.

બિરોકોવના કાગળમાં suggestion ઉપર ભાર છે. suggestion માટે પારિભાષિક શબ્દ છે. 'મોહન' છાપ પાડવી, સંસ્કાર પાડવા એને જ મોહન કહે છે. If a man has within himself no inner motive of activity, he obeys the first suggestion that acts upon him; most frequently this takes the form of imitating what he sees or of repeating what he has already done. (માણસને પોતાની પ્રેરણા કે ચોક્કસ હેતુ ન હોય તો પહેલવહેલી જેની છાપ પડે તેને એ વશ થાય છે. એટલે કે મોટે ભાગે કાં તો એ બીજાનું અનુકરણ કરે છે અથવા પોતે એક વાર કર્યું હોય તે જ ફરી કરે છે.)

આ જે સ્વભાવનું વહેણ છે, એમાંથી જ કેળવણીનું શાસ્ત્ર ઉત્પન્ન થયું છે. બાળકો મોટેરાંઓ પાસેથી પ્રત્યક્ષ અથવા અપ્રત્યક્ષ રીતે આવી જાતની દોરવણી માગે છે. જેટલું આપણે ઇરાદાપૂર્વક જણાવીએ છીએ તે પ્રત્યક્ષ દોરવણી છે,

અને આપણા અજાણતાં બાળકો આપણું જે અનુકરણ કરે છે તે અપ્રત્યક્ષ દોરવણી છે. આપણું જીવન અને આપણું વર્તન એની જ અસર સૌથી વધારે હોય છે. એ પામર હોય ત્યારે જ આમ વર્તવું અને આમ ન વર્તવું એવો ઉપદેશ આપવો પડે છે. એમાં દંભ પેસી જતાં વાર નથી લાગતી. Education is the spontaneous radiation of our life; our entire moral being upon the child. (આપણા જીવનનાં – આપણા સમગ્ર નૈતિક જીવનનાં ફેલાતાં કિરણોનો પ્રકાશ બાળકો ઉપર પડવા દેવો એનું નામ તે કેળવણી.) આ સિદ્ધાંત સ્વીકાર્યા પછી કેળવણીનું શાસ્ત્ર અત્યંત સહેલું થાય છે, પણ કેળવણીનું કામ અત્યંત વિકટ બને છે. બાળકોને કેળવવાં હોય તો પોતાની જાતને સુધારો, પોતાને જ કેળવો; બીજો રસ્તો છે જ નહીં – હોઈ જ ન શકે. બાળકોને ઉછેરવાં છે? તો પ્રથમ પોતાને જ ઉછેરો ને! કેમ જીવવું એ જીવી જુઓ. એટલે કેળવણીનું શાસ્ત્ર બધું હાથ આવશે.

પણ ઉપદેશ ન અપાય એવું કંઈ છે જ નહીં. The contagion of example does not exclude the use of spoken word. પણ એમાં કૃત્રિમતા ન આવે. [આનંદમાંથી જેમ સંગીત નીકળે છે તેમ જીવનમાંથી વાણી નીકળે તો તે શુભ જ છે.]

બાળકોને ખવડાવવામાં જે નિયમ છે તે જ ભણાવવામાં છે. સ્વાભાવિક ભૂખ વગર કશું અપાય નહીં. ખવડાવવામાં ભૂલ થાય તો પેટ તે તરત ઓકી કાઢે છે. ભણાવવામાં જબરદસ્તી થાય તો જે આધ્યાત્મિક અપચો થાય છે તેનાં પરિણામ ઘણે વર્ષે જણાય છે, એ દુ:ખની વાત છે.

કેળવણીના વિષયોના એમણે મુખ્ય ત્રણ વિભાગ પાડ્યા છે: (૧) ધર્મ-વિભાગ — એમાં ધર્મ અને તત્ત્વજ્ઞાન બંને આવે છે. (૨) પ્રયોગવિભાગ – એમાં સૃષ્ટિનિરીક્ષણ, યંત્રશાસ્ત્ર mechanics, ભૌતિક વિજ્ઞાન, રસાયણ, શરીરરચના, વ્યાપાર વગેરે આવી જાય છે. (૩) તાત્ત્વિકવિભાગ – આમાં ગણિત ઉપર રચાયેલાં બધાં શાસ્ત્રો આવે છે. ઇતિહાસ એ એમને મન જૂઠું શાસ્ત્ર હોવાથી ઉપરના વર્ગીકરણમાં એને એમણે સ્થાન જ આપ્યું નથી.

જ્ઞાન આપવાના સાધનના એમણે ત્રણ માર્ગો કલ્પ્યા છે: એક સાહિત્ય (એમાં ભાષાશાસ્ત્ર પણ આવે છે), બીજું સંગીત (ખાસ કરીને ભાવનાપ્રધાન) અને ત્રીજું કલા, જેમાં મૂર્તિવિધાન, ચિત્રકલા, માટીકામ વગેરે બધું આવી જાય છે. પોતાની ભાવના બીજાને આપવાને માટે કલાનો ઉપયોગ સૌથી શ્રેષ્ઠ છે. સંક્રમણ – પછી તે વિચારનું હોય કે ભાવનાનું એ જ મહત્ત્વની વસ્તુ છે. કલા એ કામ પ્રત્યક્ષ રીતે – સીધી રીતે કરે છે. સંગીત તો કંઠ મારફતે જ શીખવાય, વાદ્યોથી શરૂઆત કરવી એ ભૂલ છે. ભાષામાં જેટલી વધારે ભાષા આવડે એટલું સારું. ચોપડી લઈને જ વાંચવા માંડો અને ગ્રંથકારના ભાવને બરાબર પકડી પાડો, ત્યાર પછી વ્યાકરણ, ધાતુ વગેરે બધું આપો; એ બધું આવશ્યક તો છે જ.

નૈતિક કેળવણી માટે ભાવનાઓ કેળવવી જોઈએ કેમ કે એમાં જ કેળવણીનું રહસ્ય આવી જાય છે. એને માટે કલાનો ઉપયોગ સવિશેષ છે. દુનિયા સાથેનો સંબંધ કેળવાય માટે ઍસ્પેરાન્ટો જેવી ભાષા શીખવી આવશ્યક છે. હવે Education (કેળવણી) અને Instruction (શિક્ષણ) વચ્ચે ઝાઝો ભેદ રહ્યો નથી.

આઠ વર્ષ પછી Baulgakovને લખેલા કાગળમાં એમણે થોડો રહેલો ભેદ પણ કાઢી નાખ્યો છે. Education and instruction are indivisible એમ તેઓ હવે સ્પષ્ટ કહે છે. ભણતર વગર કેળવણી નથી અને કેળવણી વગર ભણતર નથી. અત્યાર સુધી મેં ભેદ કલ્પ્યો હતો એ કૃત્રિમ હતો, એમ એમણે નિખાલસપણે કહ્યું છે.

સ્વતંત્રતાનો અર્થ પણ હવે એમણે વિશેષ ઊંડો કર્યો છે. સ્વતંત્રતામાં દબાણ ન હોય એટલું બસ નથી, પણ ભણાવવામાં જો બાહ્ય રસની મદદ લીધી (ઇનામ, લાલચ, પ્રતિષ્ઠા, એવી એવી વસ્તુઓ જો ભળી) તો કેળવણીમાં સ્વાતંત્ર્ય રહ્યું ન કહેવાય.

આ જાતનું સ્વાતંત્ર્ય વિદ્યાર્થી માટે જેટલું જરૂરનું છે એટલું જ શિક્ષકો માટે પણ જરૂરનું છે. જેમ સાચો કળાકાર આજીવિકાને અર્થે કળા સેવે નહીં તેમ સાચો શિક્ષક પણ આજીવિકાને અર્થે કેળવણીમાં નહીં ઊતરે. એ તો જીવનનું મિશન સમજીને જ એ કાર્ય કરે. શિક્ષકે આજીવિકા માટે ખેતી, વેપાર અથવા એવો જ બીજો કોઈ ધંધો કરવો, અને એ રીતે સ્વતંત્રતા મેળવી કોઈના અંકુશ વગર ભણાવવાનું આધ્યાત્મિક કામ કરવું.

[નોંધ : ટૉલ્સ્ટૉય કહે છે કે શિક્ષકે આજીવિકા માટે અધ્યાપન પ્રવૃત્તિ ઉપર આધાર ન રાખવો જોઈએ પણ ખેતી, વેપાર અથવા એવો જ કોઈ ધંધો કરી બચી ગયેલો વખત સ્વતંત્રતાપૂર્વક અને કશી ચિંતા વગર એકાગ્રપણે કેળવણીને જ આપવો. ગાંધીજીનો પણ એવો જ અભિપ્રાય છે. ધર્મોપદેશક સંતોમાંથી કબીર અને સેંટ પૉલ એ જ તત્ત્વને અનુસરતા હોય એમ લાગે છે. કબીર શેલાંઓ વણીને આજીવિકા મેળવતો, જ્યારે સેંટ પૉલ તંબૂઓ તૈયાર કરીને ગુજરાન ચલાવતો. બીજા પણ એવા દાખલા મળી આવે. પણ અત્યાર સુધી અધ્યાપકો, આચાર્યો, ધર્મોપદેશકો અને એ જ કોટિના સમાજસેવકો આજીવિકા પૂરતું સમાજ પાસેથી લઈને પોતાનો બધો જ વખત સમાજસેવામાં આપી દેતા એમ દેખાય છે. ત્યારે બેમાંથી ક્યો માર્ગ શ્રેષ્ઠ અને નિષ્પાપ ગણાય? એક રીતે બે વચ્ચે સમન્વય ઉત્પન્ન કરી શકાય. જેને સંન્યાસી જીવન ગાળવું હોય, એટલે કે જે એકાકી અને અપરિગ્રહી રહેવા તૈયાર છે, એવો સમાજસેવક ભલે સમાજની દયા ઉપર જીવે, અને બધો વખત સમાજસેવામાં ગાળે. પણ જેને કુટુંબ કરીને રહેવું છે; દ્રવ્યસંગ્રહ કરવો છે; જેને પોતાની જરૂરિયાતો ઓછામાં ઓછી કરવાનો પ્રયત્ન નથી; તેને માટે તો અત્યાર સુધી પગારનો રસ્તો ચાલ્યો આવ્યો છે. એના બદલામાં એ બીજો

કોઈ અર્થોત્પાદક ધંધો કરે અને નવરાશનો સ્વતંત્ર અને સ્વાધીન સમય અધ્યાપન-માં ગાળે, આ માર્ગ કેટલે દરજ્જે શક્ય છે અને ઇષ્ટ એ જોવાનું છે. થૉરોએ એક ઠેકાણે લખ્યું છે કે માણસની જે મુખ્ય પ્રવૃત્તિ હોય તેમાંથી જ એણે આજીવિકા મેળવવી જોઈએ. કવિની મુખ્ય પ્રવૃત્તિ કવિતા રચવાની અને ગાઈ સંભળાવવાની છે; તો એનો ધર્મ થયો કે એણે એ પ્રવૃત્તિમાંથી જ પોતાની આજીવિકા મેળવવી. દરેક સમાજમાં એ શક્ય હોય તોયે તે ઇષ્ટ હોય તેમ લાગતું નથી. એ નિયમ સમાજને લાગુ પાડતાં કેટલીયે મુશ્કેલીઓ આવવાની છે. એટલે થૉરોનો સિદ્ધાંત તો કોરે મૂકી દઈએ. ગાંધીજીનું આચરણ અને આશ્રમના નિયમો જોતાં સંન્યાસીઓ માટે ભિક્ષાનો માર્ગ જ વિહિત છે. માત્ર તે ભિક્ષા ઘેર ઘેર માગવામાં વખત ન બગાડતાં સમાજમાન્ય સેવાસંસ્થાઓ મારફતે જ લીધી હોય તો ઉત્તમ; અને જેને ગૃહસ્થધર્મ ચલાવવો છે એવાઓને આજે તો આપણે આજીવિકા આપવાનું ધોરણ રાખ્યું જ છે.

પણ કેળવણી જગતવ્યાપી કરવી હોય અને શિક્ષકોને આર્થિક સ્વાતંત્ર્ય વહાલું હોય તો ટૉલ્સ્ટૉય કે ગાંધીજી સૂચવે છે તે માર્ગ સ્વીકાર્યા વગર કંઈ છૂટકો છે કે કેમ તે તપાસવું જોઈશે. આમાં શું શક્ય છે અને ઇષ્ટ છે એ બંનેનો એકસામટો વિચાર કરવો પડશે. પ્રજાને સામાન્ય રીતે જરૂરનું નથી એવું જ્ઞાન – નકામું જ્ઞાન શા માટે વિસ્તારીએ? નવરો માણસ જેમ નખોદ વાળે છે તેમ કિંમત વગરનું અને ઉપયોગ વગરનું જ્ઞાન પણ તે શોધવા બેસે છે. એને ઉત્તેજન આપવાની કશી જરૂર નથી એમ પણ તેઓ કરી શકે છે. 'ત્યારે કરીશું શું?' એ ગ્રંથમાં ટૉલ્સ્ટૉયે એ જ વિચારથી વિજ્ઞાનની ઝડતી લીધી છે. એ એમની ટીકા સ્વીકારીએ તોયે એ સવાલ રહે જ છે કે એવો કયો પ્રામાણિક સમાજોપયોગી ધંધો છે, કે જે કરતાં કુટુંબનું પોષણ મેળવીને પણ કેળવણી જેવું મહત્ત્વનું કામ કરવા જેટલી નવરાશ મેળવી શકાય? કેળવણીનું કામ પ્રસાદિયું થાય એમ તો કોઈ નહીં ઇચ્છે. ત્યારે આનો ઉકેલ શો?

પ્રથમ એ વસ્તુ આપણે ધ્યાનમાં લેવી ઘટે છે કે બધા જ શિક્ષકો કંઈ પોતપોતાના વિષયમાં કે કેળવણીશાસ્ત્રમાં નવી નવી શોધો કરનારા નથી હોતા. પ્રખર વિચારકો અને પ્રયોગકો પાસેથી જ્ઞાન, આવડત અને પ્રેરણા મેળવી એના પર છૂટક ધંધો કરનારા જ તેઓ મોટે ભાગે હોય છે. એટલે સામાન્ય કેળવણી માટે બેચાર વર્ષ અખંડ ઉદ્યોગ કર્યા પછી નવા વાચન માટે ઝાઝા સમયની જરૂર નથી રહેતી. જેટલું નવું હોય છે તેમાં કંઈ કીમતી ઉમેરો હોય જ છે, એમ નથી. રોજ રોજ નકામું સાહિત્ય ઢગલાબંધ પ્રગટ થાય છે. એ બધું વાંચવા જતાં વખત અને વિચાર બંનેનો ઊંડાણનો નાશ થાય છે અને હાથે કરીને છીછરાપણું વહોરી લીધા જેવું થાય છે.

બીજું, શિક્ષકનો ધંધો કરનાર વ્યક્તિએ પોતાનું જીવન સાદું તો રાખવું જ જોઈએ. વિચારની પરિપક્વતા, સમાજહિતની ચિંતા, અભિરુચિની અને રસિકતાની

શુદ્ધતા એ બધાંની એવી તો અસર થવી જોઈએ કે માણસને સાદાઈ જ પ્રિય હોય. જેમ બેસવાના ખંડમાં રાચરચીલું વધી પડે તો અહંકાર પોષાય ખરો પણ જ્યાંત્યાં અગવડ જ પેદા થાય, અને મોકળાશના અભાવે મન પણ પ્રસન્ન ન રહે તેમ જ મગજમાં નકામી વસ્તુની ગિરદી થાય તો આનંદને ત્યાં અવકાશ જ ન રહે. વિકાસ માટે મોકળાશ અત્યંત જરૂરી છે.

ત્રીજી વસ્તુ એ છે કે હવે પછીના સમાજનાં કુટુંબો એવી જ રીતે બંધાય કે એમાં આશ્રિતોની સંખ્યા ન વધે. દરેક જણ પોતાનો બોજો પોતે ઊંચકી લે તો ઘણા સામાજિક પ્રશ્નોનો ઉકેલ અનાયાસે આવે. બાળકો જેટલી કમાણી કરે એટલામાં જ પોતાનું ગુજરાન ચલાવે એ ઘાતકી નિયમ નવા સમાજમાં ન હોય. આજીવિકા માટે જીવલેણ મહેનત ન કરીએ તો ભૂખે જ મરીએ, એ આજની મજૂરીની સ્થિતિ અસ્વાભાવિક છે. ઘરમાં બધાં જ શાંતિથી ઉદ્યોગ કર્યા કરે, બાળકોને ખબર જ ન પડે કે આપણે કરીએ છીએ એ ઉદ્યોગ છે કે રમત છે, અને દરેક પોતા પૂરતું જ વિચાર ન કરે પણ એકબીજાની ચિંતા કરે, એટલે વાતાવરણ જ જુદું રહેવાનું.

પણ એટલાથી આપણા મુખ્ય સવાલનો પૂરેપૂરો ઉકેલ નથી આવવાનો. ઉદ્યોગ અને કેળવણી જ્યાં સુધી નોખાં રહે ત્યાં સુધી ઉદ્યોગમાંથી આજીવિકા મેળવી કેળવણી માટે નોખો વખત કાઢવો એ હમેશને માટે મુશ્કેલીભર્યું છે. પણ આપણે હવે કેળવણીનો અર્થ જ બદલવાનો છે. આજે આપણે જે કેળવણી વ્યાકરણ, ભૂમિતિ, ડ્રૉઈંગ, ભાષા, શિષ્ટસાહિત્ય, તર્કશાસ્ત્ર અને રમતો વગેરે નવરાશ-પ્રધાન વિષયો મારફતે લઈએ છીએ, એ બધા વિષયોમાં માણસની શક્તિ ખીલવવાની તાકાત છે; પણ શક્તિઓ ખીલવવા માટે આ જ વિષયો જરૂરના છે એમ જરાયે નથી. જેમાંથી અર્થોત્પત્તિ થાય અને સમાજની કીમતી સેવા થાય એવા અસંખ્ય ઉદ્યોગો છે કે જે બુદ્ધિપુરઃસર ધ્યાન પરોવીને કુશળતાપૂર્વક કર્યા હોય અને વ્યવહારચતુર કેળવણીકારો એની વ્યવસ્થા ગોઠવે તો એમાંથી આજીવિકા મળવા ઉપરાંત કીમતી કેળવણી પણ મળશે. અને એ કેળવણી આજના વિષયોથી મળે છે એના કરતાં વધારે સંગીન અને વધારે વ્યાપક હશે.

એટલા જ ખાતર ઉદ્યોગના આધાર ઉપર આખી કેળવણીનું તંત્ર ફરી ઊભું કરવું જોઈએ. કેળવણીની સંસ્થા સાથે છાત્રાલય તો હોય જ. એટલે સ્વચ્છતા, આરોગ્ય, ધર્મ, સમાજસેવા, રાજતંત્ર વગેરે અનેક સામાજિક સંસ્કારોની કેળવણી છાત્રાલયજીવન મારફતે જ અપાય. દિવસનો મોટો ભાગ શિક્ષકો અને વિદ્યાર્થીઓ ઉદ્યોગમાં જ ગાળે, વિદ્યાર્થીઓની મદદથી શિક્ષકો અર્થોત્પાદક ઉદ્યોગો કરે એમાંથી જ વિદ્યાર્થીઓને કેળવણી પણ આપે. આ રીતે શિક્ષકનું ગુજરાન કેળવણી સાથે ચાલે અને છતાં કેળવણી પર એનો બોજો ન રહે, અને કેળવણીનો બોજો પણ સમાજ પર પ્રમાણમાં ઓછો થાય.

એટલે કે શિક્ષકનો આજીવિકાનો માર્ગ કેળવણીના કાર્યથી જુદો નહીં પડે, અને બાળકોને તે કેળવણી લેવા ઉપરાંત આજીવિકાની તૈયારી જુદી રીતે કરવી ન પડે.

સાહિત્ય ઇત્યાદિ પ્રવૃત્તિઓ જેમ કેળવણીની દૃષ્ટિએ ગોઠવાઈ ગઈ છે તેમ ઉદ્યોગોનું પણ હવે કરવું જોઈએ. કેળવણીકારોએ સાહિત્ય ઉપર, ગણિત ઉપર કે ડ્રૉઇંગ ઉપર જેટલી મહેનત લીધી છે તેટલી રાષ્ટ્રોપયોગી વ્યાપક ઉદ્યોગો ઉપર જો તેઓ લે તો રાષ્ટ્રનો અને કેળવણીનો બંનેનો ઉદ્ધાર થાય.]

[નોંધ: મનુષ્ય સ્વતંત્ર છે એટલે શું? મોજમાં આવે તેમ કરે? શિક્ષકને સ્વાતંત્ર્ય હોવું જોઈએ, બાળકને સ્વાતંત્ર્ય હોવું જોઈએ: એટલે એ બે વચ્ચે મેળ ખાય એની ખાતરી શી? માણસ સ્વતંત્ર નથી પણ સમાજતંત્ર છે, એટલે કે એણે સમાજની સત્તામાં રહેવું જોઈએ એ વિચાર આજકાલ ખૂબ ફેલાયો છે; પણ કેળવણીમાં એ વિચાર ક્યારનો અપ્રતિષ્ઠિત થયો છે એટલે સાચી વસ્તુ એનાથી જુદી જ થવી જોઈએ.

સાચી વસ્તુ એ છે કે મનુષ્ય સ્વતંત્ર છે એટલે ધર્મતંત્ર છે. અહીં ધર્મ એટલે પંથ કે સંપ્રદાય એ અર્થ નથી લેવાનો, પણ સમાજના સનાતન કલ્યાણને અર્થે જે જીવનવિકાસનો ક્રમ અનુભવીઓએ નક્કી કર્યો હોય એ ધર્મ, એવો લેવો જોઈએ. એ ધર્મનું બરાબર દર્શન કરવું એ સમાજને માટે અત્યંત આવશ્યક છે. એ ધર્મ સાધવાની ઢબે સામાજિક જીવન ગોઠવવું અને દોરવું એ સમાજના સ્વયંભૂ આગેવાનોની ફરજ છે. કેળવણીની આખી કલ્પના અને રચના એ ધર્મના પાયા ઉપર જ હોવી જોઈએ. ધર્મ જીવનવ્યાપી હોય; જીવનનો જે ઇન્કાર કરે, જીવનને ખંડિત કરે અથવા સંકુચિત કરે તે ધર્મ નથી.]

શાસ્ત્રો અનંત છે, જીવન અત્યલ્પ છે, અને તે પણ અસંખ્ય વિઘ્નોથી ભરેલું છે એમ આપણા પૂર્વજો કહી ગયા છે. અને જેમ કાળ વહે છે તેમ શાસ્ત્રનો વિસ્તાર તો વધે છે જ અને પ્રમાણમાં નવરાશ ઓછી થતી જાય છે. ત્યારે કેળવણીના વિષયો ક્યા? એને માટે આપણે ફરી જીવનને જ પૂછવું જોઈએ. જીવન નીરોગી, સમર્થ, સંતુષ્ટ અને સમૃદ્ધ રાખવા માટે જે અત્યાવશ્યક હોય તે પ્રથમ લેવું જોઈએ. જીવનની દૃષ્ટિએ તાત્કાલિક અત્યાવશ્યકતા અને ઉપયોગિતા નજર આગળ રાખીને જ વિષયોની પસંદગી કરાય. અને એ નક્કી કરવા માટે આપણી પાસે જીવનદૃષ્ટિ ચોક્કસ હોવી જોઈએ. આજના આપણા જમાનામાં એ જીવનદૃષ્ટિ જ નથી અને છતાં આપણે સંસ્કારી અને સુધરેલા હોવાનો દાવો કરીએ છીએ. સમાજને બાંધનાર ધર્મ રહ્યો નથી. પરિણામે કેળવણીમાં વિષયોની પસંદગી, એમનો ક્રમ કે મહત્ત્વનું તારતમ્ય કશું જ કરી શકાતું નથી.

(The things capable of becoming material for knowledge are innumerable and indefinitely decomposable. In such an infinitude, what shall be our choice? It can be determined only by the degree of urgency and utility which knowledge

possesses with reference to life; and this degree in turn can be established only in accordance with a clear conception of the meaning of life (ધર્મ).

In this modern world of ours, this conception, this faith, and consequently the criterion that results therefrom are lacking.

And so at the present time we find a complete absence of any religion common to the majority of mankind, the absence of any conception of the meaning and aim of human life, and therefore the absence of anything upon which instruction may be founded, thus making impossible both a definite choice and a right distribution of Knowledge).

એવા ધર્મના અભાવે વિજ્ઞાનની પ્રગતિ યદૃચ્છયા ચાલી છે અને જીવનને પોષક થવાને બદલે જીવનને અસ્વસ્થ અને અવ્યવસ્થિત કરનારી નીકળી છે.

જ્ઞાન સ્વતઃ ખરાબ વસ્તુ નથી. પણ જરૂરી જ્ઞાનને ભોગે બિનજરૂરી જ્ઞાન કેળવાય છે ત્યારે નીતિએ એને વખોડયા વગર છૂટકો નથી.

બંધુતા, પ્રેમ, પડોશીના હિતની દૃષ્ટિ એમાં જ ધર્મ રહેલો છે. दया धर्म का मूल है। परोपकारः पुण्याय। અથવા ગીતાના શબ્દો ભેગા કરીને કહીએ તો:

निर्वैराः सर्वभूतेषु सर्वभूतहिते रताः।
आत्मौपम्येन सर्वत्र पंडिताः समदर्शिनः।।

એ જ ધર્મનું સારસર્વસ્વ છે.

માનવદુઃખ વિશે બેપરવા બનાવનાર શાસ્ત્ર, વિજ્ઞાન, સાહિત્ય અને કલા ત્યાજ્ય છે. ધર્માનુકૂળ છે તે જ ઉપયોગી છે. धर्मो धारयते प्रजाः। એ ધર્મનું રહસ્ય અજ્ઞેય કે ગૂઢ નથી. સર્વ દેશ અને સર્વ કાળના ઋષિમુનિઓએ અને પયગમ્બરોએ એ ધર્મનું તત્ત્વ જાણ્યું છે, અને શીખવ્યું છે. એ તત્ત્વ પ્રમાણે જ મનુષ્યજીવન ઘડાવું જોઈએ. સંતોનો અનુભવ એ જ ઈશ્વરવાણી એ દરેક માણસ સમજી શકે છે, એટલું જ નહીં પણ દરેક એનો સ્વતંત્ર અનુભવ પણ લઈ શકે છે, અને અનુભવ લઈને આ અખિલ બ્રહ્માંડ સાથેનો પોતાનો સંબંધ શુદ્ધ રૂપમાં નક્કી કરી શકે છે. હું કોણ છું, મારો ધર્મ શો, મારે કેમ જીવવું અને રહેવું અને અંતે મારે ક્યાં જવું છે એ દરેક માણસ બની શકે તેટલું જાણે એ જરૂરનું છે. જો પ્રેમ એ જ વિશ્વતત્ત્વ હોય તો જે પ્રેમ કરતાં શીખવે તે જ સર્વોચ્ચ જ્ઞાન. કેળવણીમાં એને જ મુખ્ય સ્થાન આપવું જોઈએ. કેળવણીમાં આકાશના તારાઓ, જંગલનાં પશુઓ અને સમુદ્રોના સૂક્ષ્મ કીટોનું અધ્યયન શરૂ કરતાં પહેલાં પોતાના પડોશીઓ, દીન, દુઃખી અને ગરીબ ભાઈઓની સ્થિતિનું અધ્યયન પ્રથમ થવું જોઈએ. જેમની સેવા ઉપર આપણે માત્યા છીએ તેમની સુસ્થિતિની ચિંતા કેળવણીમાં પ્રથમ હોવી જોઈએ. વિજ્ઞાન સમાજસેવાને અધીન રહે એ આવશ્યક છે.

## સિદ્ધાંતોનો સાર

ગ્રંથકારે છેલ્લા ભાગમાં ત્રણ પ્રકરણો લખી ટૉલ્સ્ટૉયના કેળવણીવિષયક સિદ્ધાંતોનો સાર આપ્યો છે. એ મોટે ભાગે પાછળનાં પ્રકરણોમાં સીધી કે આડકતરી રીતે આવી તો ગયો છે, એટલે અહીં ટૂંકી નોંધથી જ પતાવીએ છીએ. Freedom, Suggestion એ બે શબ્દોમાં ટૉલ્સ્ટૉયનું બધું કેળવણીશાસ્ત્ર આવી જાય છે. Free development of life એ કેળવણીની કસોટી છે. The normal child is fundamentally good એ રૂસોનો સિદ્ધાંત સુધારી ટૉલ્સ્ટૉયે goodને બદલે healthy શબ્દ મૂક્યો અને એ સિદ્ધાંત વધારે મજબૂત કીધો. પ્રકૃતિ હંમેશાં નીરોગી હોય છે. કેળવણીથી એ પ્રકૃતિમાં આપણે વિકૃતિ તો ઉત્પન્ન નહીં જ કરીએ. પ્રકૃતિને પોતાનું કામ પોતાની મેળે કરવા દઈએ તો કાંઈ નહીં તો નુકસાન તો નહીં થાય. આજની વિકૃતિમાંથી બચી જઈ કેળવણીએ પ્રકૃતિમાંથી સંસ્કારિતા, સંસ્કૃતિ પેદા કરવી રહી.

એકલી બુદ્ધિ કેળવણીમાં મદદગાર ન થઈ શકે. તર્કબુદ્ધિનો અને જીવનવિકાસનો મેળ ખાતો નથી. Like Bergson, Tolstoi insists on the radical duality of intellect and life. Skiની ફિલસૂફી પણ એ જ જાતની છે. જીવનને તર્કવશ ન કરીએ, તર્કપરતંત્ર ન કરી મૂકીએ, એ ટૉલ્સ્ટૉયનો ખાસ આગ્રહ છે. Let us not intellectualise life. Life leaps ahead where intellect counts its steps. (ગણતરીબાજ તર્કબુદ્ધિ જ્યાં પગથિયાં ગણવા બેસે છે ત્યાં જીવન હિંમતભેર ભૂસકો મારે છે.) Intellect proceeds from simple to the complex, though it is not the same with life. કેળવણીમાં બાળક પ્રથમ પરિણામ consequence જુએ છે, તત્ત્વો principles ત્યાર પછી આવે છે. તેથી from the consequence to the principle, from the concrete to the abstract, from the complex to the simple એ કેળવણીનો ક્રમ હોવો જોઈએ. અને એમાં પણ બાળક ઉપર જબરદસ્તીથી કશું નહીં લાદીએ. Let us propose, not impose. આપણું કામ સૂચવવાનું છે, લાદવાનું નથી. પછી શાળા પ્રયોગભૂમિ જ થશે.

This freedom does not presuppose simply the absence of compulsion. The child's interest in one form of instruction is the infallible sign that this form is adapted to him and responds to one of his secret needs. But that this may come about, such interest must be biological interest in its purity. There must be blended with it not extrinsic interest what-

soever, for then it would be released by some external cause and would not be the spontaneous release of the individual. And so the principle of freedom when rightly understood rejects and denounces not only compulsion, violence and punishment but also reward whether immediate or in the distant future.

પણ સંપૂર્ણ સ્વાતંત્ર્યની કલ્પના જ નથી થઈ શકતી. કુદરતને પોતાના સંસ્કારો પાડવા દેવા જોઈએ એમ કહીએ છીએ ત્યારે બધી જાતના સંસ્કારો તો આવી ગયા, કેમ કે કુદરત પોતે જ અસંખ્ય સંસ્કારોની બનેલી છે. કુદરત છાપ પાડયે જાય છે અને માણસનો સ્વભાવ પણ છાપ ગ્રહણ કરવાનો છે જ.

To remove influence so that nature may freely manifest, may become at any moment a contradiction in terms, for even nature herself is made up of influences.

માણસ જે વસ્તુ તરફ ધ્યાન દે છે તે વસ્તુનું મહત્ત્વ એની નજરે વધી પડે છે. જે વસ્તુ ઉપર સંયમ કર્યો છે તેની સિદ્ધિ જ થવાની. Man by directing his attention whether voluntarily or involuntarily upon one object and withdrawing it from another changes the value of those objects. Their value is not in them but in himself.

ટૉલ્સ્ટૉય કહે છે કે artની suggestion penetrating હોય છે, જ્યારે gestureની suggestion contagious હોય છે.

Hypnosis is not necessarily a slip, it is rather a state of mental vaccination in which the points of comparison are lacking, discursive reason is powerless, and attention seems to be in an ecstatic condition.

Mankind is divided into two parts. Twenty percent suffer from insanity and egoistic mania, concentrating all their energies upon themselves; the remaining eighty percent are victims of scientific, artistic and governmental hypnosis and mainly of religious hypnosis; consequently they are no longer governed by reason. This is why success in this world is obtained by those who suffer from the particular form of insanity which afflicts the majority. (મનુષ્યજાતના બે વર્ગ પડે છે. વીસ ટકા લોકો પોતાના જ વિચારોના કેફમાં ગાંડાતૂર થયેલા હોય છે; તેઓ જ્યાંત્યાં પોતાની જ દુનિયા ઊભી કરવા મથે છે. અને બાકીના એંશી ટકાને જાતજાતની ભ્રમણાઓનું ગાંડપણ વળગેલું હોય છે. કેટલુંક ગાંડપણ વિજ્ઞાનશાસ્ત્રે ઊભું કરેલું હોય છે, કેટલુંક કલાની ઉપાસનાએ.

વળી કેટલુંક ગાંડપણ રાજતંત્રે ઊભું કર્યું હોય છે; અને ધર્મનું ગાંડપણ તો બધે જ હોય છે. એટલે લોકો શુદ્ધ વિચાર કરી શકતા નથી. બહુજનસમાજને જે ગાંડપણ વળગેલું હોય છે એ જ ગાંડપણ જેનામાં વિશેષ રૂપે હોય તે આ દુનિયામાં સહેજે ફાવી જાય છે.)

આ સિદ્ધાંત ઉપરથી ટૉલ્સ્ટૉયે એક મહત્ત્વનો ઉપસિદ્ધાંત તારવી કાઢ્યો છે. Strength belongs to the working classes. The reason why they tolerate or bear with oppression is because they are hypnotized. To dissipate this hypnosis is everything. (સામર્થ્ય તો શ્રમજીવી લોકો પાસે જ છે. પણ તેઓ જુલમ નભાવી લે છે, અથવા સહન કરે છે એનું કારણ એટલું જ કે તેઓ મોહિનીમાં પડ્યા છે. એ મોહિનીમંત્ર તોડવો એ જ મુખ્ય કામ છે.)

૧૮૯૫થી ૧૯૦૦ દરમ્યાન ટૉલ્સ્ટૉયે આ વચનો કાઢ્યાં હતાં. રશિયામાં મજૂરવર્ગની એ મોહિની તૂટી અને પરિણામે શ્રમજીવી વર્ગ ત્યાં સત્તાધારી થયો છે.

કેળવણી પણ એક પ્રકારની મોહિની જ છે. જે દશામાં મન ઉપર આવી મોહિનીની અસર વિશેષ થઈ શકે છે તે દશામાં ખૂબ ચેતીને ચાલવું જોઈએ. એવા પ્રસંગો તો જન્મકાળ, બાળપણ, વિવાહકાળ, મૃત્યુકાળ એ છે. ધર્મ એવા પ્રસંગોનો લાભ પૂરેપૂરો લે છે. સરકાર પણ લશ્કરની પરેડ, કોર્ટનો દમામ, માન મરતબો, ચાંદ અને પોશાક વગેરે દ્વારા મોહિની પાડે છે. બાળકેળવણીમાં ખોટી છાપ ન પડે, ખોટા સંસ્કારની મોહિનીમાં બાળક ન આવે એ જોવાનું રહ્યું. સ્વાતંત્ર્યને નામે બાળક અશુભ છાપ તળે આવે એમ ન બનવું જોઈએ. એ suggestion અથવા મોહિની માણસનો નાશ પણ કરે અને ઉદ્ધાર પણ કરે. There can be no education at all without suggestion. But suggestion is as efficacious in the right as in the wrong direction; it supplies one of the great wants of mankind. It has a part to play in the loftiest department of human-life. An ardent activity which pursues one end to the exclusion of others – all belief or faith that inspires confidence in the importance of our actions by concentrating our whole interest in them upon that object–presupposes suggestion, fascination. Faith is that whereby men live. આમાંથી જ ટૉલ્સ્ટૉય જરૂર તારવી શકે કે without hypnosis men could not live.

We must fascinate ourselves with what we have recognised as best.

Man cannot continually remain at the level he occasionally reaches. The only thing is, once this level has been attained, he must hypnotize himself so that during periods of depression he may act in conformity with the revelation

he has been given at the higher level. The main thing is that he should learn to profit by these moments on the mountain tops —that he should be able to hypnotize himself.

અરવિંદ ઘોષ કહે છે કે કોઈ પણ તત્ત્વનો સાક્ષાત્કાર થયા પછી અને એને માટે આત્મસમર્પણ કર્યા પછી એ અનુભૂતિ અને એ સ્મૃતિ કાયમ રાખવી જોઈએ. ગાંધીજીએ એ લાભ વ્રતો મારફતે લેવાનું પસંદ કર્યું છે તેથી જ તેઓ કહે છે કે વ્રતો માણસને બંધનમાં નથી નાખતાં પણ સ્વતંત્ર કરે છે. ઉચ્ચ જીવનનો નિશ્ચય કરી તે પ્રમાણે વ્રત લીધું એટલે વાસના અને નબળાઈના હુમલામાંથી મુક્ત થયા. અને એક દિશા નક્કી થઈ એટલે બીજી સારી વસ્તુઓ પણ હાથમાં લેવાની છૂટ થઈ.

સ્વતંત્રતાને નામે બાળકને આપણે દૈવાધીન તો ન જ કરી શકીએ. એને suggestion આપ્યા વગર છૂટકો જ નથી. ત્યારે ઉચ્ચ નૈતિક જીવન, ધાર્મિક જીવન, ઉજ્જવળ જીવન તરફ એને દોરવો જોઈએ. મનુષ્યમાત્રનો ધર્મ સીધો અને સહેજે સમજાય એવો છે એટલે માબાપોએ, શિક્ષકોએ અને બીજા મુરબ્બીઓએ એ મનુષ્યસામાન્ય ધર્મની દીક્ષા નાનપણમાં જ બાળકોને આપવી જોઈએ. બાળકો એટલું જાણે કે ઈશ્વર એ સર્વોપરી મહાન તત્ત્વ છે, એ આપણા હૃદયની અંદર જ વસે છે, અને આપણે જેવું જીવન ગાળીશું તેવો એનો સાક્ષાત્કાર થવાનો છે.

૮

## The Pragmatism of Tolstoi

Pragmatism is the tendency to regard human intelligence as a function which is essentially active (pragma), far more than contemplative or even representative, and to look upon truth itself as one form of activity. A truth, say the Pragmatists, is not the copy, the portrait of an objective reality, it is a sort of machine wound up for the efficatious utilizing of this reality with which it is no more to be identified than is a dynamo to be identified with electricity. Thus the inauguration of a new truth is far more in the nature of invention than of discovery; and the useful becomes the criterion of the true, on condition we expand the meaning of the word useful, beyond immediate and matter of fact utility and regard it as embracing the highest interests of man. A true idea is not one that is a portrait of the real, it is an idea which functions well and which if we conform our actions thereto affords us no disillusions... In its practical verifiability consists the agreement of truth with its object.

Law is far from being a reality–superior to facts.

A theory is an attempted comparision.

A law is a successful comparision.

A theory is successful when it is really beneficial to mankind.

સરખાવો यद्भूतहितमत्यंतम् तत्सत्य' इति नः श्रुतम् ।

That science alone will be good and true which promotes human life.

The intellect should overcome its natural aloofness from life, seeing that our higher interest is not to follow the line of least resistance but rather to further the amelioration of life.

એટલે જ ટૉલ્સ્ટૉય કહે છે કે સાયન્સમાં શિરોમણિ તો ધર્મ જ છે.

## ૯

## શિક્ષકમાંથી વિચારક

ટૉલ્સ્ટૉયની પ્રવૃત્તિને પરિણામે supreme importance to manual work in education, great interest shown in the children of the poor એટલે કે ગરીબ પ્રજાનાં બાળકો તરફ વધારે ધ્યાન અને કેળવણીમાં ઉદ્યોગનું સર્વોપરી મહત્ત્વ એ વસ્તુ તરફ લોકોનું ધ્યાન વધારે ગયું.

ટૉલ્સ્ટૉયના તોફાની જીવનમાં જો એક સળંગસૂત્ર હોય તો તે કેળવણીનું છે. પોતાના જીવન વિશે જ્યારે ટૉલ્સ્ટૉય અત્યંત નિરાશ થયા હતા ત્યારે એ ભીષ્માચાર્યને એના મિત્ર પૉલ બિરોકોવે પૂછ્યું: "શું, ત્યારે તમને તમારા જીવનમાં કોઈ કાળે સંતોષ લાગ્યો જ નથી?"

ટૉલ્સ્ટૉયે કહ્યું: "કેમ નહીં? જ્યારે જ્યારે બાળકોનો વિચાર કરું છું, એમની સેવા કરું છું, ત્યારે સંપૂર્ણ સમાધાન રહે છે."

નીચેની કંડિકામાં ટૉલ્સ્ટૉયની કેળવણી વિશેની કલ્પનાઓ બધી આવી જાય છે:

Freedom, non-resistance and inviolence, an organic moral order emanating from external anarchy, the superiority of life over intellect, the necessity of living human relationships above the dual barrier of artificial hierarchies and cold abstractions, the concern for the theoretical Knowledge at the cost of the Knowledge of the concrete, the living and the useful, and finally the law of love towering above the reins of the other laws — all these ideas bursting into manifestation in the philosopher after the crisis to the wonder or the Stupefication of mankind, had long been present in Tolstoi the Teacher.

મે, ૧૯૩૦

# સહાયવૃત્તિ*ને આવકાર

ધર્મસંસ્થાપના કરનારી આ ચોપડી છે. દરેક વિચારી માણસની કેળવણીમાં આ ગ્રંથને આવશ્યક સ્થાન હોવું જોઈએ.

પ્રાણીશાસ્ત્ર કરતાં વનસ્પતિશાસ્ત્ર સહેલું, એના કરતાં રસાયનશાસ્ત્ર સહેલું અને એના કરતાં પણ વ્યાપક ગણિતશાસ્ત્ર સહેલું, એમ જોઈ શાસ્ત્રીઓએ સહેલાને આધારે અઘરું સમજાવવાનો અને સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો. વનસ્પતિશાસ્ત્રની ઘણી વિગતો રસાયનશાસ્ત્રના સિદ્ધાંતો પ્રમાણે સિદ્ધ કરી આપીએ તો ભારે વિજય મેળવ્યો એમ વિજ્ઞાનવાદીઓ માનવા લાગ્યા. એમ કરતાં કરતાં જો મનુષ્યજીવનમાં આત્માની કલ્પના કર્યા વગર જ બધું સિદ્ધ કરી શકાય તો એક ભારે ગૂઢ મુશ્કેલીમાંથી આપણે ઊગરી ગયા એમ તેમણે માન્યું. આત્મા એ સ્વતંત્ર વસ્તુ નથી. પ્રાણીઓની શરીરરચનાના ગુણધર્મનો જ એ પરિપાક છે એમ સિદ્ધ કરવાનો એમણે ભારે-પ્રયત્ન કરી જોયો. જેમનામાં પ્રગતિનું તત્ત્વ નથી, સ્વતંત્ર યોજના નથી, અંતર્મુખ વિચારશક્તિ નથી, અનુમાનશક્તિનો વિકાસ નથી, એવાં પ્રાણીઓનાં જીવન તપાસી એમાંથી જે સિદ્ધાંતો તારવ્યા હોય તે જ તંતોતંત મનુષ્યજીવનમાં લાગુ પાડવા એ શાસ્ત્રીયતાનો ઉત્કર્ષ છે, એમ એમણે માન્યું.

જો વિકાસવાદ સાચો હોય તો બીજી રીતે પણ આ બધું તપાસી શકાય એમ છે. અત્યંત વિકસિત એવી મનુષ્યકોટીમાં જે વસ્તુ સ્પષ્ટ દેખાય છે તે જ અલ્પવિકસિત પ્રાણીઓમાં પણ હોવી જોઈએ એવો ખ્યાલ (Hypothesis) બાંધી તે કેટલે દરજ્જે સિદ્ધ થઈ શકે છે એ સૂક્ષ્મ નિરીક્ષણ, પરીક્ષણ અને નાજુક પ્રયોગોથી તપાસવું જોઈએ. શ્રી જગદીશચંદ્ર વસુના વનસ્પતિ પરત્વેના પ્રયોગો એ જ જાતના પ્રયોગ કહેવાય. સ્થૂળ પ્રાણીઓમાં કેવળ વિગ્રહવૃત્તિ કલ્પી તે જ માણસમાં પણ હોઈ શકે અને હોવી જોઈએ એમ અનુમાન કાઢવું અને તે યોગ્ય પણ છે એમ પ્રતિપાદન કરવું એ શાસ્ત્રની અવળી દૃષ્ટિ છે. દૂરબીન ઊલટી પકડવા જેવું એ થાય છે. મનુષ્યજાતિમાં આત્માનો ઈન્કાર કરવા કરતાં માણસોમાં જે આત્મા પ્રત્યક્ષ છે, પ્રગટ છે તે જ સૂક્ષ્મરૂપે બધાં પ્રાણીઓમાં પણ પ્રતીત થાય છે કે નહીં એ શાસ્ત્રદૃષ્ટિએ તપાસવું જોઈએ.

આત્માની દાર્શનિક વ્યાખ્યા કોરે મૂકી આપણે સીધું તપાસીએ તો આત્માનું સ્વરૂપ સામાન્ય દેહધર્મ ભૂલી જઈ તેના ઉપર વિજય મેળવવામાં પ્રતીત થાય છે. પ્રેમશક્તિ અને ત્યાગશક્તિ એ જ આત્માનાં પ્રધાન લક્ષણો છે. જે પ્રાણીઓ પોતાનાં અપત્યો માટે અને સાથીઓ માટે પ્રેમ બતાવી શકે છે અને જરૂર પડ્યે આત્યંતિક આપભોગ પણ આપી શકે છે તેમને આત્મા છે એ જુદી રીતે સિદ્ધ કરવાની જરૂર જ ન હોવી જોઈએ, અને જ્યાં આત્મા છે ત્યાં — **परस्परं**

* અનુવાદક : શ્રી નરહરિભાઈ પરીખ

भावयन्तः श्रेयः परमवाप्स्यथ । એ સ્વભાવધર્મ રહેવાનો જ. ઉપનિષદ્‌ની ભાષામાં કહીએ તો ડાર્વિનના સિદ્ધાંતનો દુરુપયોગ કરી શાસ્ત્રીય સમાજવિદ્યા 'આત્મહન્' થઈ હતી તેને ફરી ક્રૉપોટ્‌કિને 'આત્મનિષ્ઠ' કરી. માત્ર એ દાર્શનિક રીતે નહીં, પ્રવચનના રૂપમાં નહીં, પણ ભૌતિકશાસ્ત્રની પદ્ધતિએ જ. એટલા ખાતર સામાજિક જીવનને સિદ્ધ કરનાર આ સહાયવૃત્તિની મીમાંસા આવકારલાયક છે.

ડિસેમ્બર, ૧૯૩૩

## 'ચીનનો અવાજ'*

### [પ્રસ્તાવના]

'Letters from John Chinaman' એ અંગ્રેજી ચોપડી અંગ્રેજી ભાષામાં હવે જૂની થઈ છે. છતાં અંગ્રેજી સાહિત્યમાં એનું સ્થાન ઊંચું છે. બે સંસ્કૃતિઓનું અધ્યયન અને સમભાવપૂર્વક તેમનું તોલન આટલી સમર્થ શૈલીમાં, આટલું ટૂંકું છતાં વિશદ ભાગ્યે જ બીજે મળી શકે. કેટલાંક વર્ષો પહેલાં ગાંધીજીએ પોતે આ પુસ્તક સારરૂપ અનુવાદ માટે હાથ ધરેલું. એમના 'ઇંડિયન ઓપિનિયન'માં 'પૂર્વ અને પશ્ચિમ' એ મથાળા હેઠળ એ સાર આવી ગયો છે. ગુજરાતી વાચકોથી એ અપરિચિત નથી. છતાં એ ઉત્કૃષ્ટ ગ્રંથનું સંપૂર્ણ અને સરસ ભાષાંતર ગુજરાતી સાહિત્યમાં એક કીમતી ઉમેરો ગણાશે.

વિલાયતમાં રહી વિલાયતની સભ્યતાને પી ગયેલા એક દેશભક્ત અને માનવપ્રેમી ચીની ગૃહસ્થે પોતાના દેશ વિશેની અંગ્રેજ લોકોમાં રહેલી ગેરસમજ દૂર કરવા માટે લખેલા આ પત્રો છે, એમ મનાવવાનો ગ્રંથકારે પ્રયત્ન કર્યો છે. સાચી વાત એ છે કે લોવેઝ ડિકિન્સન પોતે સુસંસ્કારી અંગ્રેજ હોઈ, પોતાની સરકાર તરફથી ચીન દેશ પ્રત્યે થતો અન્યાય જોઈ તેની સાત્ત્વિકતાને, તેની ન્યાયનિષ્ઠાને આઘાત પહોંચ્યો છે. ચીની પ્રજા, તેની સંસ્કૃતિ અને ચીન દેશનું સ્વાતંત્ર્ય — એ ત્રણે વસ્તુ વિશે ગ્રંથકારના મનમાં સમભાવ છે. યુરોપિયન રાષ્ટ્રો સ્વાર્થથી આંધળાં થઈ પૂર્વ તરફની પ્રજાઓને જે ઢબે લૂંટી રહ્યાં છે અને તેમનો તેજોવધ કરી રહ્યાં છે તે જોઈ પોતાના દેશને ચેતવવાનો ઇરાદો રાખી એણે આ ચોપડી લખેલી છે. માનવજીવનની સફળતા વિશે ભિન્ન ભિન્ન પ્રજાનો આદર્શ ભિન્ન ભિન્ન હોઈ શકે છે, દરેકમાં અમુક જાતની સુંદરતા હોય જ છે, અત્યંત બલવાન રાષ્ટ્રો કરતાં ક્ષીણબલ રાષ્ટ્રોમાં પણ ઊંચી સંસ્કૃતિ હોઈ શકે છે, અને આખરે એમની ઢબે જ માનવજાતિને શાંતિ મળવાની હશે — એ વિચાર વિજયમત્ત રાષ્ટ્રો આગળ રજૂ કરવાનો આ પુસ્તકમાં આબાદ પ્રયત્ન થયો છે. ઇંગ્લંડના છૂપા અથવા

---

* અનુવાદક : શ્રી ચંદ્રશંકર પ્રા. શુક્લ

ક્ગાબાજ હુમલાઓથી અકળાઈને પચીસેક વરસ પહેલાં ચીની પ્રજાએ ઠેકઠેકાણે જે તોફાનો કર્યાં અથવા બળવો મચાવ્યો તે પ્રસંગને લઈને આ પત્રો પ્રવૃત્ત થયા છે એ ખરું; પણ વસ્તુત: પશ્ચિમને હાથે થતી પૂર્વની પજવણી અને એમાંથી નીકળનારાં વિનાશક પરિણામો એ આજના યુગનો વિરાટ પ્રશ્ન જ આ નાનકડી ચોપડીમાં ચર્ચાયો છે.

આવડા મહાન અને નાજુક વિષયની આટલી અધિકારયુક્ત ચર્ચા, બંને સુધારાની દૃષ્ટિ સમતોલપણે રાખી, એકે પક્ષને માઠું લગાડયા વગર, અને બંને પક્ષમાં સદ્ભાવનું ઐકય સાધવાના ઈરાદાથી આટલા ટૂંકાણમાં અસરકારક રીતે કરવાનો આ અખતરો સાહિત્યક્ષેત્રમાં અનેરો જ છે. ઉચ્ચ કેળવણીની દૃષ્ટિએ આ ચોપડીનું મહત્ત્વ ભારે છે. પ્રથમ વાચને આ ચોપડીનો રસ શરૂઆતથી આખર સુધી આપણને નવલકથાની જેમ ખેંચી જાય છે. પણ એ એનો એક દોષ ગણાય. એના ગંભીર વિષયનું અને અધિકારયુક્ત ચર્ચાનું અધ્યયન ધ્યાનપૂર્વક અને ફરીફરીને થવું જોઈએ.

*

દુનિયામાં રાગ, દ્વેષ, અજ્ઞાન અને સ્વાર્થને લીધે એટલી બધી ગેરસમજ ફેલાઈ છે કે બે વ્યક્તિ વચ્ચેની ગેરસમજ દૂર કરવાનો પ્રયત્ન પણ સત્યયુગની સેવાનું કાર્ય ગણાવું જોઈએ. ત્યારે બે દેશો, બે ખંડો અને બે સંસ્કૃતિઓ વચ્ચે સમજણનો સમભાવ પેદા કરવાના પ્રયત્ન વિશે તો કહેવું જ શું? આવા વિચારોનો પ્રચાર એ હાથે કરીને દુ:ખી થનાર મનુષ્યજાતિની એક ઊંચી સેવા છે. વાચકો એ સેવામાં પોતાનો ભાગ ભજવશે એવી આશા છે.

ફેબ્રુઆરી, ૧૯૨૭

## હિંદી જીવનનું સ્વરૂપદર્શન*

કેટલાક કહે છે, પ્રેમ આંધળો હોય છે. પણ ડાહ્યા લોકો તો કહે છે કે, વસ્તુની સુંદરતા જોવી એ જ તેની સત્યતા જોયા બરોબર છે. આ બે દૃષ્ટિમાંથી જે દૃષ્ટિ તમારી હશે તે પ્રમાણે ભગિની નિવેદિતાની આ દિવ્ય કૃતિની તમે કિંમત આંકશો.

નિવેદિતા ઇંગ્લંડમાં જ નહીં, પણ આખા યુરોપમાં તેમની વિદ્વત્તા માટે વિખ્યાત છે. યુરોપમાં ઊંચામાં ઊંચી જે કેળવણી મળી શકે તે નિવેદિતાએ પોતાની કરી હતી. પછી તે સ્વામી વિવેકાનંદનું શિષ્યત્વ સ્વીકારીને હિંદુસ્તાનમાં આવ્યાં,— હિંદુસ્તાન જોવા નહીં, હિંદુસ્તાનને હૃદયથી પી જવા માટે. સ્વામી વિવેકાનંદે નિવેદિતાને પરિપૂર્ણ હિંદુ બનાવ્યાં, તેથી નિવેદિતાને હિંદુ ધર્મ, હિંદી સંસ્કૃતિ, હિંદી સમાજરચના ને કુટુંબવ્યવસ્થા આ બધાંનો પ્રાણ શામાં છે તેનું સાક્ષાત્ દર્શન થયું.

* Web of Indian Life: લેખિકા : ભગિની નિવેદિતા

અને એ જ દર્શનનો સર્વોચ્ચ સંસ્કારની મધુર અને રસસ્નિગ્ધ ભાષામાં એમણે Web of Indian Lifeમાં મનોહર ચિતાર આપ્યો છે. આ ચિતાર હિંદુશાસ્ત્રો કે સાહિત્યમાંથી તારવી કાઢેલો નથી, પણ હિંદુ થઈ હિંદુ કુટુંબોમાં રહીને જે પ્રત્યક્ષ જ્ઞાન અને આનંદ મળ્યાં તેનો આ ચિતાર ઉપર ઓપ છે. મિશનરી લોકો હિંદુ સ્ત્રીની દુર્દશાનું ભલે ગમે તેવું વર્ણન કરે, પણ હિંદુ સ્ત્રી એ જ હિંદી સંસ્કૃતિનું કેન્દ્ર છે. હિંદુ સ્ત્રીનો આદર્શ હિંદુ પુરુષોએ નક્કી કર્યો છે એમ શા આધારે આપણે કહીએ? હિંદુ સંસારમાં સ્ત્રીનું કયું સ્થાન છે એ પહેલાં પાંચ પ્રકરણમાં નિવેદિતાએ બતાવ્યું છે. એ વર્ણન એવું આબેહૂબ છે કે એ સાચું નથી એવું કોઈ નાસ્તિક કે અશ્રાદ્ધાવાનથી પણ કહેવાય નહીં. જીવનનું રહસ્ય ઉકેલવાની દૃષ્ટિ જેની પાસે ન હોય તે વિસ્મય પામીને કહે છે, કે શું આટલી સુંદરતા સાચે જ આપણા જીવનમાં છે? કેટલાક લોકોને કોઈ કુદરતી દેખાવનાં પ્રત્યક્ષ દર્શન કરતાં તેનો ફોટો જ વધુ સુંદર લાગે છે. તેઓ પણ કહે છે, શું પેલો દેખાવ આટલો સુંદર હતો!

પુરાણોનું રહસ્ય, જ્ઞાતિવ્યવસ્થાનો મર્મ, સર્વધર્મસમન્વય, પુનર્જન્મની ભાવના, મહાદેવની કથા, ભગવદ્ગીતા, હિંદી સંસ્કૃતિમાં ઇસ્લામનું સ્થાન, તીર્થયાત્રા-રહસ્ય, સાધુસંતોને થયેલો સાક્ષાત્કાર વગેરે જીવનસ્પર્શી અનેક પ્રશ્નોનું ઉદ્ઘાટન આ ગ્રંથમાં છે. ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું:

दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम्।

તે જ પ્રમાણે હિંદી જીવનની ભવ્ય મધુરતા સમજવાની દિવ્યદૃષ્ટિ યુરોપને આપવા ખાતર આ ગ્રંથ સરજાયેલો છે. સ્વામી વિવેકાનંદના આશીર્વાદનું એ ફળ છે. પ્રો. પેટ્રિક ગિડિઝની વિદ્યાપ્રવીણ બુદ્ધિથી એ પ્રેરાયેલો છે. દેશભક્ત રમેશચંદ્ર દત્તની પ્રેમળ દૃષ્ટિથી એ પોપાયેલો છે. ભગિની નિવેદિતાના પ્રાણથી એ પ્રાણવાન થયો છે. અંગ્રેજી ઉત્તમ રીતે જાણનાર ભાઈ જ એને વાંચે અને વાંચે તે શ્રદ્ધા-ભક્તિથી.

## અખંડ ખંડ*

સાદી જમીન કરતાં ખેડેલી જમીનમાં સારો પાક ઊતરે છે. તે જ પ્રમાણે દરેક શાસ્ત્રના મૂલભૂત સિદ્ધાંતો અંધશ્રદ્ધાથી સ્વીકારવા કરતાં તેને તપાસવાથી લાભ વધારે થાય છે. જ્યારે જ્યારે મનુષ્યપ્રાણી મૂળભૂત સિદ્ધાંતો તપાસે છે ત્યારે ત્યારે નવીન યુગ પ્રવર્તેલો છે. ગૌતમ બુદ્ધ, માર્ટિન લ્યૂથર, થૉરો અને ફ્રાન્સની રાજ્યક્રાંતિ પહેલાંના તત્ત્વવેત્તાઓ જ્યારે આવી રીતે સર્વસંમત સિદ્ધાંતો તપાસવા લાગ્યા, ત્યારે જ દુનિયાની ઉન્નતિ થઈ.

---

* The Fundamental Unity of India: કર્તા: શ્રીયુત રાધાકુમુદ મુખોપાધ્યાય

હિંદુસ્તાનમાં હિંદુ સંસ્કૃતિના દરેક અંગ વિશે યુરોપિયન પંડિતોએ અશ્રદ્ધા બતાવીને આપણા ઉપર એક જાતનો ઉપકાર કર્યો છે. આ પંડિતોના પ્રહારોને લીધે આપણે આપણી સંસ્કૃતિનું રહસ્ય શામાં રહેલું છે એ જોતા થયા. કેટલાક યુરોપિયન લોકોએ કહ્યું, હિંદુસ્તાન એક દેશ છે જ નહીં, તદ્દન ભિન્ન દેશોનો એ એક ખંડ છે; અને આ ભિન્ન દેશોમાં એકતા એટલી જ છે કે તે બધા અંગ્રેજોના હાથ તળે છે. આવા હાસ્યાસ્પદ સિદ્ધાંતોનું પણ નિરાકરણ કરવું પડ્યું, એ એક રીતે ઇષ્ટ જ થયું.

હિંદુસ્તાન એ આર્યલોકોનું ઘર છે, આર્યસંસ્કૃતિનું મંદિર છે, હિંદુસ્તાન એ જ હિંદુઓની ઇષ્ટ દેવતા છે, અને આ ભાવના વેદકાળથી લઈને આજ સુધી એકસરખી જાગ્રત અને પ્રબળ છે, એમ બતાવવા માટે બાબુ રાધાકુમુદ મુખોપાધ્યાયે આ ચોપડી લખી છે.

જૂના ધાર્મિક સંસ્કારોમાં ઊછરેલા માણસને આ ચોપડીમાં જાણવા જેવું બહુ ઓછું છે. પણ હાલના સંસ્કારહીન શિક્ષિતોને એમાંની બધી માહિતી નવી અને આશ્ચર્યજનક લાગશે.

હિંદુસ્તાનમાં અનેક ધર્મો અને સંપ્રદાયો હોવા છતાં હિંદુસ્તાનના લોકોનાં કૌટુંબિક અને સામાજિક જીવનમાં તેમ જ ધાર્મિક સંસ્કારોમાં જે સરખાપણું રહેલું છે, અને જેથી ઇતર દેશો કરતાં હિંદવાસીઓની રહેણી અને વિચારસરણી તદ્દન ભિન્ન તરી આવે છે એ વિષય ઉપર કુમુદબાબુએ કશું લખ્યું નથી. પ્રાચીન કાળથી હિંદુલોકોના મનમાં આ દેશની ભૌગોલિક એકતા વિશેની શ્રદ્ધા અનેક રૂપમાં કેવી રીતે પ્રગટ થઈ છે, અને કુદરતે પણ આ દેશ કેવી રીતે અખંડ કરેલો છે, તે વિશે જ ગ્રંથકારે લખ્યું છે. વેદકાળથી આર્યાવર્ત એક દેશ માનવામાં આવેલો છે; વાજપેય અને રાજસૂય યજ્ઞમાં હિંદુસ્તાનના રાજકીય ઐક્યનું ધ્યેય સમાયેલું છે; જ્યોતિર્લિંગો, પવિત્રધામો, પાપહારિણી નદીઓ, કુલપર્વતો, બૌદ્ધ સ્તૂપો વગેરે ઉપરથી પણ હિંદુસ્તાનની એકતા સિદ્ધ થાય છે વગેરે પુરાવાઓ કુમુદબાબુએ પોતાની વિદ્વત્તાપૂર્ણ અને બહુ-અર્થ-સૂચક ભાષામાં બતાવેલા છે. દરેક જણે આ ચોપડી એક વાર તો વાંચી જવી જ જોઈએ. ખાસ કરીને ભૂગોળના શિક્ષક, ઇતિહાસના શિક્ષક અને રાષ્ટ્રીય હિલચાલમાં ભાગ લેનાર લોકોએ આ ચોપડી જરૂર વાંચવી જોઈએ.

ઑગસ્ટ, ૧૯૨૦

## જ્ઞાનની ભૂગોળ

બેત્રણ ચોપડીઓ મારી દૃષ્ટિએ આપણે ત્યાં પાઠ્યપુસ્તકો તરીકે જ વાપરવી જોઈએ. જો એમનું ભાષાંતર દેશી ભાષામાં સરસ રીતે થાય તો સહેજે એ પાઠ્ય-પુસ્તક તરીકે બધે સ્વીકારાશે.

આ ત્રણે ચોપડીઓમાં એક જાતનું સામ્ય રહેલું છે. ત્રણેને જ્ઞાનની ભૂગોળ અથવા સંસ્કૃતિનો નકશો કહી શકાય.

મારી પસંદગીની આ ત્રણ ચોપડીઓમાં પ્રથમ સ્થાન આપું ડિકીન્સનની મૉડર્ન સિપૉઝિયમ(Modern Symposium)ને. આમાં યુરોપનાં રાષ્ટ્રો જે જે સામાજિક કે રાજકીય પક્ષોમાં માને છે તેનું પૃથક્કરણ છે. બીજી ચોપડી આયરિશ કવિ A.E.ની 'ઇંટરપ્રિટર્સ' (Interpreters) છે. આમાં પણ મનુષ્યના સંઘટિત જીવનનો ખ્યાલ આપનાર વિચારકોની આધ્યાત્મિક ભૂમિકાઓ આપી છે.

ડિકીન્સનની ચોપડીમાં વાર્તાનું સૂત્ર કેવળ નામનું જ છે. જ્યારે A.E.ની ચોપડીમાં કવિએ પોતાની કલ્પના દોડાવી અને બધી કળા વાપરી એક રોમાંચકારી પ્રસંગ ઊભો કર્યો છે.

ત્રીજી ચોપડી કળાની દૃષ્ટિએ આટલી રોચક નથી. કળાની દૃષ્ટિએ લખેલી છે જ નહીં. પોતાના વિષયનો જે પ્રભુ છે એવા એક તત્ત્વજ્ઞ અને અધ્યાપકે તે લખેલી છે. આટલા થોડા શબ્દોમાં આટલો વ્યાપક વિષય રજૂ કરવાનું સામર્થ્ય થોડા લેખકોમાં હોય છે. આ ત્રીજી ચોપડી તે સર રાધાકિશને લખેલી 'કલ્કિ' (Kalki) છે. આમાં યુરોપિયન સંસ્કૃતિ અથવા પશ્ચિમની સભ્યતા ક્યાં સુધી આવેલી છે એનો ખ્યાલ એમણે આપેલો છે. અને તેના પર ભવિષ્ય માટેના વિચારો પણ એમણે સ્વતંત્ર રીતે આપેલા છે. જૂના વખતમાં માધવાચાર્યે સર્વદર્શનસંગ્રહ લખ્યું અને અદ્વૈત વેદાંતની સર્વોપરીતા સિદ્ધ કરી તે જ જાતનો આ પ્રયત્ન છે.

મૉડર્ન સિપૉઝિયમમાં કલ્પના એવી કરી છે કે ઇંગ્લંડમાં બધા પક્ષના આગેવાનો જેની અંદર ભળી શકે એવું એક જ્ઞાનવર્ધક મંડળ છે. એ લોકો વારાફરતી કોઈ સભ્યના ઘરમાં ભેગા થઈ ચાપાણી કરે છે અને કોઈ વિષય પર નિબંધ વાંચી એના પર ચર્ચા કરે છે. એક દિવસે જેનો વારો હતો તેણે કશું લખી આણ્યું જ નહીં એટલે બધાએ નક્કી કર્યું કે દરેક જણ વારાફરતી પોતાની આખી ફિલસૂફી સભા આગળ રજૂ કરે. એ પ્રમાણે યાથાસ્થિતિકર પુરાણમતવાદી, પ્રગતિશીલ ઉદારમતવાદી, મજૂરોના આગેવાન, એક મોટો વેપારી, પછી વિજ્ઞાનશાસ્ત્રી એવા એવા અનેક લોકો બહુ જ ટૂંકામાં અને સ્પષ્ટ શબ્દોમાં પોતાનું જીવનદર્શન રજૂ કરે છે. જે કોઈ નવો આવે છે તે જૂનાનો દોષ બતાવી આગળ ચાલે છે. આ ચોપડીનો અનુવાદ અવશ્ય થવો જોઈએ.

૨

બીજી ચોપડીનો પ્રસંગ એટલો તો રોમાંચકારી છે કે એનું વિસ્તારપૂર્વક વર્ણન આપ્યા વિના ચાલે એમ નથી. સિપૉઝિયમમાં પ્રસંગ નિકટવર્તી ભૂતકાળનો કલ્પેલો છે. જ્યારે ઇંટરપ્રિટર્સમાં પ્રસંગ ક્યા દેશનો છે તે બતાવ્યા વિના સોબસો વરસ પછીનો એટલે કે ભવિષ્યકાળનો કલ્પેલો છે. બધાં રાષ્ટ્રોને દબાવી કોઈ એક વિશ્વ-સામ્રાજ્ય બંધાયું છે. એની સામે દેશના લોકો બળવે ચડે છે. એવો પ્રસંગ કલ્પી

સંકેત પ્રમાણે શહેરમાં બળવો શરૂ કરવા જતાં સામ્રાજ્ય સરકારને પહેલેથી એની જાણ થયેલી હોવાથી એણે પોતાના શસ્ત્રાસ્ત્રના ભંડાર ઉપર કાવતરાખોરોનો હુમલો થવા દીધો. શહેરના લોકોએ તોફાન શરૂ કર્યું અને સરકારે હુમલાખોરોના આગેવાનોને પકડી પકડીને દારૂખાનાના મકાનમાં એક પછી એક પૂરી દીધા. આમ પકડાયા પછી છૂટવાની આશા ભાગ્યે જ હોય. આવે પ્રસંગે અકલ્પિત રીતે છૂટી જવાનું તો નવલકથામાં જ બને છે. ગ્રંથકારે એ યુક્તિનો અહીં લાભ લીધો નથી.

બીજે દિવસે બધા જ મરી જવાના છે. જીવન અને મૃત્યુ વચ્ચેની એ રાત્રિ તેઓ કઈ રીતે વિતાડે છે એનું બયાન તે આ ઈંટરપ્રિટર્સની ચોપડી. બધા ઓછે-વત્તે અંશે કાવતરાં કરવાવાળા તો ખરા જ પણ દરેક ક્રાંતિકારીના જીવનનું તત્ત્વ-જ્ઞાન જુદું છે.

એક કવિ છે. બીજો વૃત્તવિવેચક લેખક છે, ત્રીજો ઇતિહાસકાર છે, ચોથો કન્નાધર સ્થપતિ છે. સમાજવાદી તો એક જણ હોય જ. અને તોફાની ધમાલમાં ભૂલથી પકડાયલો સરકારી વિમાનખાતાનો ઉપરી પણ આમાં છે. તે વિશ્વસામ્રાજ્ય-ની પોતાની ફિલસૂફી ભારે પ્રૌઢ શૈલીમાં રજૂ કરે છે.

આખી રાત ચર્ચા ચાલે છે. સામયિક રાજકારણ અને સનાતન રાજકારણ વચ્ચે સંબંધ શું છે એની ત્યાં ચર્ચા ચાલે છે. અને બહાર શહેરમાં આખી રાત બળવો ચાલે છે. અંતે સવારે બળવાખોરો ફાવતા જાય છે અને સરકારી અમલદારો ભાગી જતા પહેલાં દારૂખાનું સળગાવી દઈ અંદરના બધા બળવાખોર આગેવાનોને પરલોકની યાત્રાએ મોકલવા આવે છે. પોતાનો ઇરાદો પોતાના કેદીઓને જણાવવા જતાં અંદરથી કવિ કહે છે 'એ તો ઠીક પણ અમારી વચ્ચે તમારો એક માણસ જે સામ્રાજ્યનો ખેરખ્વાહ છે અને વિમાનદળનો ઉપરી છે તે ભૂલથી પકડાયો છે. એને ભૂલથી મારશો મા. એને લઈ જાઓ.' સરકારી અમલદારોએ તપાસ કરીને ખાતરી કરી લીધી અને એને છોડી મૂક્યો. રાત્રે ભેગા થયેલા લોકોમાંનો એ એક જ બચી ગયો.

કળાની દૃષ્ટિએ આ ચોપડી આબાદ છે. શાંતપણે ધ્યાનપૂર્વક કટકે કટકે વાંચવા જેવી છે.

ત્રીજી ચોપડી વિશે હવે પછી કોઈ વેળા જુદા કાગળમાં લખાશે ત્યારે. એનું સ્વરૂપ જ જુદું છે.

૧૯૩૭

# બોધ ?*

હમણાં જ મરાઠી 'પ્રતિભા' માસિકમાં આવેલી મૅક્સિમ ગૉર્કીની 'છવ્વીસ જણની સાજણી' એ લઘુવાર્તા વાંચી. અંગ્રેજીમાંથી ભાષાંતર કરવામાં ભાષાંતરકર્તાએ ઉત્તમ કૌશલ બતાવ્યું છે એમાં શંકા નથી. પણ અહીં ભાષાંતર વિશે ખાસ વિવેચન ન કરતાં મૂળ ગૉર્કીની વાર્તાની કળા વિશે જ વિચારણા કરશું.

મૂળ વાર્તામાં એક સખી ઉપર પ્રેમ કરનારા આ છવ્વીસ જણા કાંઈ સજ્જનો જ છે એમ નથી. એમાંના ત્રણને તો ઉપદંશનો રોગ લાગુ પડયો હતો. કેટલાકને ચામડીના રોગ હતા. અને એક તો સંધિવાથી પીડાતો હતો. મૅક્સિમ ગૉર્કીને છવ્વીસે જણાનો આવો પરિચય આપવો આવશ્યક લાગ્યું. આ માહિતી સિવાય તેની વાર્તાને પૂર્ણત્વ ન આવત. મનુષ્યસમાજ – ગરીબોનો સમાજ – જેવો છે તેવો જોઈ-ઓળખીને તેના પ્રત્યે પોતાપણાની સહાનુભૂતિની લાગણી કેળવતાં આવડવું જોઈએ એ બતાવવા ખાતર જ એણે શિષ્ટ સમાજની લાગણી દૂભવીને પણ આ પરિચય આપવાનું ઉચિત ધાર્યું લાગે છે.

ભાષાંતરકર્તાએ મહારાષ્ટ્રી વાચકોની અભિરુચિ વિચારીને આટલો જ ભાગ વાર્તામાંથી કાઢી નાખ્યો છે એ પણ યોગ્ય જ કર્યું છે એમ કહી શકાય. મૂળ વાર્તામાં આ છવ્વીસ જણા પાંઉરોટી અને બિસ્કિટ બનાવવાની ભઠ્ઠીમાં કામ કરનારા મજૂરો હતા. અને મજૂરલોકો જેમ હંમેશાં કરે છે તેમ આ લોકો થોડોઘણો ગરમ માલ અવારનવાર એ પોતાની સખીને પહોંચાડતા રહેતા. કારખાનદારની દૃષ્ટિએ જરૂર આ ચોરી જ હતી અને તેથી એ ચોરીને જ કરવું પડતું. પણ મજૂરની દુનિયામાં આવી ચોરીઓ કરનારની પ્રતિષ્ઠા કોઈ દિવસ ઘટતી નથી. ભાષાંતરકારે બિસ્કિટને ઠેકાણે પાનસોપારી દાખલ કરી દેશી વાતાવરણ સફળ રીતે ઉત્પન્ન કર્યું છે પણ તેમ કરતાં એણે ગૉર્કીનો એક મુખ્ય ઉદ્દેશ ગુમાવ્યો છે. ભાષાંતર વિશે આટલું વિવેચન બસ છે.

કાદંબરી લો કે લઘુકથા લો એમાં મુખ્ય આકર્ષક વસ્તુ મનુષ્યજીવન હોવું જોઈએ, નહીં કે સૃષ્ટિવર્ણન. અને જ્યાં મનુષ્યનો વ્યવહાર આવ્યો ત્યાં નાયક અને નાયિકા તો હોવાનાં જ! પણ કલાકૃતિમાં શું નાયક અને નાયિકા હોવાં જ જોઈએ? રોમે રોલાંના Fourteenth July નામના નાટકમાં નાયક કે નાયિકા કહી શકાય એવું એકે પાત્ર જ નથી. સમુદ્રનાં મોજાંઓમાં જેમ એક ગૌણ અને બીજું પ્રધાન એમ હોતું નથી, યાત્રાસ્થાને ભેગા થયેલા યાત્રાળુઓમાં જેમ એક રાજા

* Twenty Six and a Girl – M. Gorkeyનું પુસ્તક વાંચ્યા પછી સૂઝેલા વિચારો.

અને બીજી પ્રજા એવો ભેદ હોતો નથી, તે પ્રમાણે આ નાટકમાં પણ કેવળ ક્રાંતિમત્ત સમાજ જ ઊછળતો જણાય છે. આપણે ત્યાંનાં નાટકોમાં નાયિકા સાથે ઉપનાયિકા હોય છે. નાયક અને ઉપનાયક સામાન્ય રીતે નથી હોતા.

ગૉર્કીની વાર્તામાં નાયિકા કહો કે સ્ત્રીપાત્ર કહો એક જ છે, નાયક તરીકે માત્ર કોઈ વિશિષ્ટ વ્યક્તિ છે જ નહીં. આ છવ્વીસે જણા જોડે હોડ બકીને નાયિકાને ઉપાડી જનારો લશ્કરી મુકાદમ પણ આ વાર્તાનો નાયક નથી થઈ શકતો. એને વ્યક્તિત્વ છે પણ નાયક થવા જેટલું પ્રાધાન્ય નથી. એને ઉપનાયક કહી શકાય. આ છવ્વીસે જણાનો મજૂરસમાજ એ જ આ વાર્તાનો નાયક છે.

"આકર્ષણના કેન્દ્ર તરીકે જે સ્ત્રીપાત્ર વાર્તામાં મૂકવામાં આવે તે જ નાયિકા" એવી જો નાયિકાની વ્યાખ્યા હોય તો 'તાની'ને આ વાર્તાની નાયિકા કહી શકાય. પણ નાયિકામાં જે ગુણોની અપેક્ષા રહે છે તેનો જો વિચાર કરીએ તો આ વાર્તાને નાયિકા છે જ નહીં, એમ કહેવું પડે અને એ જ આ વાર્તાની ખાસિયત છે. નાયિકાનો આદર્શ શિષ્ટ સમાજે પોતાની કલ્પના પ્રમાણે રાખ્યો હતો. વાર્તામાંના છવ્વીસે જણા 'તાની'માં એ જ આદર્શની અપેક્ષા રાખતા હતા. એણે જો એ આદર્શ સિદ્ધ કર્યો હોત તો લશ્કરમાંનો મુકાદમ એ એક દુષ્ટ પુરુષ ગણાયો હોત અને તો પછી આ વાર્તામાં આધુનિકતા અથવા ગૉર્કીત્વ ન રહેત.

અંગ્રેજી સાહિત્યમાં હવે ઝાઝી નાયિકાઓ નથી આવતી એમ રીડે ક્યાંક કહ્યું છે. કદાચ શાસ્ત્રોક્ત નાયિકાના દિવસો હવે પૂરા થયા હશે. ફરી એ દિવસો કદી આવશે જ નહીં એવું બર્કશાહી ભવિષ્ય આપણે નકામું શું કામ ભાખવું?

પ્રેમ ગમે તેટલો ભાવનાપ્રચુર હોય તોપણ સ્ત્રીપુરુષનું આકર્ષણ પ્રધાનતયા વિકારમૂલક જ હોય છે. ભાવનાનો પવન વીંઝી વીંઝીને આપણે એને કાવ્યમય (Romantic) કર્યો હોય છે. આધુનિક કલાકારોએ અને મહાયુદ્ધ પછીના સમાજશાસ્ત્રીઓએ પ્રેમને ઝડપથી Biological કરી દીધો છે. ભર્તૃહરીના શૃંગારશતકમાંનાં વર્ણનો ગમે તેટલાં કલાત્મક હોય તોપણ પ્રધાનતયા Biological જ છે. એમાં Romance કે Emotionનો ભાવ બિલકુલ નથી એમ કહીએ તોપણ અજુગતું ન કહેવાય. Romantic કરતાં Biological પ્રેમમાં વાસ્તવિકતા વધુ હોય છે, એ વસ્તુનો ઈન્કાર ન થઈ શકે.

આવા પ્રેમમાં અદેખાઈનું તત્ત્વ કેમ હોય છે એ એક સનાતન કોયડો છે. પ્રેમ, પછી એ ભાવનાપ્રધાન હો કે ભોગપ્રધાન, તેની પાછળ અદેખાઈ તો આવવાની જ. અને આ વાર્તામાં કલાની દૃષ્ટિએ જોતાં એ જ વસ્તુ મુખ્ય છે. આ છવ્વીસે જણા તાનીને ચાહે છે; તે નિકટ હોય ત્યારે પોતાની કર્કશતા દૂર ઠેલે છે; તેને વિશેના અભિમાનને લીધે મુકાદમની જોડે હોડ પણ બકે છે અને તેમાં હારી જતાં ક્રોધથી બળી ઊઠે છે, અને છછૂંદર ગળેલા સાપની જેમ શરમથી બેસી રહે છે. એમના સ્વભાવમાં જૂની પદ્ધતિનો 'ઑથેલો' ક્યાંયે નથી દેખાતો. ભરમનું ભોપાળું ફૂટતાં જ એ લોકો ગાળો દે છે, લે છે; અને પછી સ્વસ્થ બેસી રહે છે.

આ કથા વાંચતાં સહેજે તો કાંઈ જ બોધ નીકળતો નથી. કલાની દૃષ્ટિએ ગોર્કીની કુશળતાનો આ ઉત્કર્ષ કહી શકાય. આખી વાર્તા વાંચીને – ફરી ફરી વાંચીને મનુષ્યનું મન અનીતિપ્રવણ થાય એવું આ વાર્તામાં કાંઈ જ નથી. આ વાર્તામાં પાપનો ધિક્કાર નથી. પાપીને શાસન નથી. ઐતિહાસિક સત્યનું શોધન નથી પણ પરિસ્થિતિનું, ઘટનાઓનું અને મનુષ્યસ્વભાવનું આ વાર્તામાં એવું તો આબેહૂબ દિગ્દર્શન કરાવ્યું છે કે આ વાર્તા વાંચ્યા પછી મનુષ્યસ્વભાવનું આકલન કરવાની માણસની શક્તિ થોડીઘણી તો વધ્યા વગર ન જ રહે; અને જગતમાં વધુ સારી રીતે અને સમાધાનીથી વર્તવાની એની શક્તિ વધે. યથાર્થપરિચય એ કાંઈ નાનોસૂનો બોધ નથી. કલાત્મક યથાર્થપરિચય ઘણી વાર એક અપ્રતિમ અને અમોઘ જીવન-તત્ત્વજ્ઞાન આપી દે છે.

પણ પ્રેમમાં અદેખાઈ કેમ દેખાઈ આવે છે? એનું મુખ્ય કારણ એ જ કે વિકારી પ્રેમના મૂળમાં અથવા કેન્દ્રમાં અહંપ્રેમ જ હોય છે. સ્વાર્થ કે એકલપેટાપણું હજી સહન થાય પણ બધી રીતે સ્વાર્થત્યાગ કરનારો આ અહંપ્રેમ ન જોઈએ. પશુઓમાં આ જાતનો વિકાર હોય છે કે કેમ એ કેમ કહી શકાય? સૂક્ષ્મ નિરીક્ષણ કરનારા લોકો કહે છે કે જ્યાં કામવિકાર છે ત્યાં મત્સર તો હોવાનો જ. મહા-ભારતમાં કામી હાથીઓની અદેખાઈમાંથી ઊપજેલાં યુદ્ધોની ઉપમા અનેક ઠેકાણે જોવામાં આવે છે.

ગોર્કીએ આવા મત્સરનું રૂપ અહીં સૂક્ષ્મ રીતે બતાવ્યું છે પણ એમાં ક્યાંયે મધ્યમવર્ગની નીતિમત્તા આવવા નથી દીધી. ગોર્કીને સ્વાભાવિક પરિસ્થિતિનું યથાતથ વર્ણન કરીને જ કલાનો ઉત્કર્ષ સાધવો હતો. આ બાબતમાં ગોર્કી શ્રેષ્ઠ કે ડોસ્ટો-વેસ્કી, એ તત્ત્વજ્ઞાનીઓ જ કહી શકે.

આ છવ્વીસે જણાનું તાની તરફનું આકર્ષણ અને લશ્કરી મુકાદમનું તેના તરફનું આકર્ષણ એ બેમાં કેવું આસમાન-જમીનનું અંતર છે! આ લોકોને એનો ક્ષણિક સહવાસ, તેનું એક આછું સ્મિત, અને તેનો આત્મગૌરવ એ જ પૂજાસ્પદ લાગતું હતું. તાની કાંઈ કોઈનો ફાટેલો ડગલો સીવી દે એવી ન હતી. તેને પોતાના તરફના આકર્ષણનું ભાન હતું. પોતે તો એમની ધ્યાનદેવતા જ છે અને ધ્યાન-દેવતા જ રહેવાની છે, પોતાની પ્રસન્નતા એ જ એમણે પ્રસાદરૂપ ગણવી જોઈએ અને તેઓ જે બિસ્કિટ વગેરે રોજ એને આપતા એ તો એના અધિકારની જ વસ્તુ છે એમ એને લાગતું. પેલા છવ્વીસ જણાએ આપેલું એનું આ પદ એણે ગુમાવ્યું. એ નાયિકા રહી નહીં એની જ એઓને સૌથી વધુ ચીડ ચડી. મધમાખીના પૂડામાં મજૂરમાખીઓ રાણીની જે ભક્તિ કરે છે તે શું આવા જ પ્રકારની હશે? અને તેણે ઈંડાં મૂક્યા પછી મજૂરમાખીઓ રાણી ઉપર પ્રેમ કરતી બધી ડ્રોન માખીઓની જે નિર્દયપણે કતલ કરી નાખે છે તેની પાછળ પણ શું આવી જ જાતનો મત્સર રહેલો હશે!

મળ્યા પછી જે વિશિષ્ટ પરિસ્થિતિ ઊભી થાય છે, પ્રવૃત્તિનો વિચાર કરવાની જે તક મળે છે અને સરકારના દાસ્યનો અને પોતાની સ્વરાજવૃત્તિનો જે પ્રત્યક્ષ અનુભવ મળે છે તેને પરિણામે ઊઠતા વિશેષ વિચારો વિશેષ કીમતી હોય એમાં નવાઈ શી?

ગયાં દસ-પંદર વરસની અંદર ઘણા દેશસેવકોને કારાવાસનો અનુભવ મળ્યો છે. કેટલાકોએ પોતાનો અનુભવ દુનિયા આગળ મૂક્યો છે. સ્વરાજની લડત પૂરી થતાં આ બધા અનુભવો અને વિચારોનો એક સ્વતંત્ર સાહિત્યવિભાગ થવાનો. તેમાંયે શ્રી રાજગોપાલાચાર્યની નિત્યનોંધ પોતાની વિશેષતાથી જુદી જ પડવાની.

ગાંધીજીએ પોતાના જેલ-અનુભવ દુનિયાને આપ્યા છે, પણ તેમાં મોટે ભાગે સત્યાગ્રહના આચાર્ય બોલે છે. શ્રી રાજગોપાલાચાર્યની નોંધમાં સાધક સત્યાગ્રહી પોતાનો જુસ્સો તેમ જ પોતાની શંકાઓ અને વિક્ષેપો રજૂ કરે છે. ત્રણ મહિના એક જ જેલમાં એક જ ઓરડીમાં ગોંધાઈ રહ્યા છતાં ઉત્સાહી મુસાફરના વૃત્તાંત જેટલી જ વિવિધતા આ રોજનીશીમાં છે. હૃદયનું મન્થન આમાં એટલું બધું પ્રામાણિકતાથી આપેલું છે કે આ ચોપડી સાહિત્યક્ષેત્રમાં કાયમનું સ્થાન લેશે. આમાં કૃત્રિમતા કે આડંબર લેશમાત્ર નથી. આમાં ધાર્મિક વૃત્તિ છે, પણ ધર્મોપદેશ નથી; ગંભીરતા છે, દુર્મુખતા નથી; સંસ્કારિતા છે પણ તેને લીધે આવતી પ્રતિષ્ઠાની આભડછેટ નથી. પોતાની શ્રદ્ધા તેમ જ પોતાની અશક્તિ એમાં નિખાલસપણે તેમણે ટાંકી રાખી છે. આત્મશુદ્ધિની સુગન્ધ જેનામાં પેદા થઈ છે એવો માણસ પ્રતિકૂળ વાતાવરણમાં પણ ભલમનસાઈનો પરિમળ કેવી રીતે ફેલાવી શકે છે એ જોઈ આપણને તેમને વિશે સાત્ત્વિક અદેખાઈ ઊપજે છે.

શ્રી રાજગોપાલાચાર્યની અહીંની લેખનશૈલીમાં હીરાની ચમક નથી, ખંજરની અણી નથી, પણ મોતીનું લાવણ્ય અને સ્ફટિકની પારદર્શકતા છે. તેથી તેમની આ ચોપડીના સહવાસમાં મન ઉત્તેજિત નથી થતું, પ્રસન્ન અને પવિત્ર થાય છે. નિરાગ્રહી સત્યનો આ મહિમા છે.

૧૯૨૨

## સમાજશાસ્ત્ર

[આચાર્ય ભાટેના સમાજશાસ્ત્રનાં વ્યાખ્યાનોના અનુવાદ*ની પ્રસ્તાવના]

સમાજશાસ્ત્ર એ એક નવું શાસ્ત્ર છે. ઑગસ્ટસ કૉન્ટથી એની શરૂઆત થઈ એમ માનવાની પ્રથા પડી ગઈ છે.

ઑગસ્ટસ કૉન્ટે સમાજશાસ્ત્રને અનુમોદન આપ્યું હોય અને આજના જમાનાને અથવા સાચું કહીએ તો ગઈ કાલના જમાનાને એ વધારે શાસ્ત્રશુદ્ધ અને

વિસ્તારક્ષમ લાગ્યું હોય, પણ સમાજમીમાંસા એ શાસ્ત્ર સાવ અર્વાચીન તો નથી જ. બીજરૂપમાં તો સમાજમીમાંસા મનુષ્યસમાજ જેટલી જૂની છે. કેમ કે માણસ એ વિચારપ્રધાન પ્રાણી છે; અને એની નજર પહેલેથી જ પોતાના જીવન ઉપર પડી છે. ગૃહ્યસૂત્રો અને સ્મૃતિઓ જોતાં એક જાતનું સમાજશાસ્ત્ર આપણે ત્યાં ઠીક ઠીક ખીલેલું હતું એમ કહી શકાય.

બીજી પ્રજાના પ્રમાણમાં આપણે ત્યાંનું સમાજશાસ્ત્ર બહુ વહેલું ખીલ્યું હતું અને ઠીક ઠીક પરિણત સ્થિતિએ પહોંચ્યું હતું એમ કહેવાને આપણને આપણું રાષ્ટ્રીય અભિમાન ભલે પ્રેરે, પણ એટલું કબૂલ કર્યા વિના છૂટકો નથી કે જાણે અસાધારણ થાકથી થાકી ગયું હોય તેવી રીતે આપણા રાષ્ટ્રે ઘણાંખરાં શાસ્ત્રોના વિકાસની અંદર ઉદાસીનતા જ બતાવી છે. પાણી જેમ વહે છે ત્યાં સુધી શુદ્ધ રહે છે તેમ જ શાસ્ત્રનું પણ છે. રાજા રાજ્ય ચલાવવામાં ગફલત કરે તો એનું રાજ્ય જાય, બીજો કોઈ એને ઠેકાણે આવીને રાજ્ય કરે. પણ જ્યારે સમાજના સ્થાયી આગેવાનો શાસ્ત્ર ખીલવવાની બાબતમાં બેદરકાર રહે છે ત્યારે આખી મનુષ્યજાતિની પ્રગતિ જ અટકે છે.

આપણે જ્યારે આપણા પૂર્વજોના પુરુષાર્થ પ્રત્યેની બેવફાઈ આંધળા આદર તળે ઢાંકવાનું શરૂ કર્યું તે દિવસથી આપણાં શાસ્ત્રો મલિન થયાં. અને આપણને દોરવાને બદલે ખાડામાં નાખવા લાગ્યાં. એ સ્થિતિથી આપણે જ્યારે વધારેમાં વધારે અકળાયા હતા એ જ વખતે પાશ્ચાત્ય વિદ્યાની સૂંકા આપણી આગળ પ્રગટ થઈ. એના તેજમાં આપણને આપણો કટાઈ ગયેલો માલ ધાતુનો નથી પણ માટીનો છે એમ જ લાગવા લાગ્યું. પોતાની સામાજિક રચના વિશે; તે યથાર્થ છે કે નહીં, શાસ્ત્રસિદ્ધ છે કે નહીં, એ જાતની તપાસ દરેક પેઢીએ કરવી જ જોઈએ. આવી બાબતમાં असंतोषः श्रियो मूलम् ચાલે છે એના કરતાં કંઈક વધારે સારું કરવાની ઉત્કંઠા હમેશાં હોવી જ જોઈએ. પણ એ તપાસ પારકી આંખે ન જ થાય. દરેક સમાજરચના તે તે જાતિના બહોળા અને ઊંડા અનુભવને પરિણામે ઘડાયેલી હોય છે. એની શક્તિ તે તે સમાજની ધાર્મિક, રાજકીય, આર્થિક અથવા ટૂંકામાં કહીએ તો સામાજિક આદર્શમાં હોય છે. કોઈ પણ જાતિ એવા આદર્શો ઝટ ઝટ છોડી શકતી જ નથી. અને એ જ સારું છે. એ આદર્શોનું વખતોવખત શુદ્ધીકરણ, વૃદ્ધીકરણ અથવા સંસ્કરણ તો થવું જ જોઈએ. તે ન થતું હોય તો વહેલોમોડો રાષ્ટ્રીય વિપ્લવ થયા વગર રહે નહીં. ઈશ્વરની દુનિયામાં પોતાના કે પારકા અનુભવોનો બહિષ્કાર થાય નહીં. એટલે હવે પછી જ્યારે જ્યારે કોઈ પણ શાસ્ત્ર રચાવાનું કે ચલાવાનું રહેશે ત્યારે ત્યારે ચારે દિશાના માનવી-સમાજના અનુભવનો વિચાર કર્યા વિના આપણાથી ન રહેવાય, માત્ર કોઈ પણ જાતિના અનુભવને કે આદર્શને આપણે ગુરુસ્થાને ન બેસાડીએ. આપણો પોતાનો આદર્શ, પોતાનો અનુભવ, પોતાની આકાંક્ષાઓ અને પોતાની સનાતન શ્રદ્ધા એનો જ ગુરુસ્થાનનો અધિકાર કાયમનો છે.

અધ્યાપક ભાટેના આ વ્યાખ્યાનના બે સ્વતંત્ર વિભાગ પડે છે. પહેલો ભાગ પહેલાં ત્રણ વ્યાખ્યાનોનો. તેમાં ઑગસ્ટસ કૉન્ટ, હર્બર્ટ સ્પેન્સર, વેસ્ટરમાર્ક આદિ આધુનિક પાશ્ચાત્ય સમાજશાસ્ત્રીઓના સિદ્ધાંતોનો સાર અત્યંત વિશદ અને સરળ શૈલીમાં આપણને મળે છે. અધ્યાપક ભાટેની ખ્યાતિ જ છે કે જે ગ્રંથ હાથમાં લે છે તેનો ભાવ, તેનું હાર્દ અને તેના સિદ્ધાંતો સુધી ઝટ પહોંચી જઈ સામાન્ય માણસ પણ સહેજે સમજી શકે એવા રૂપમાં તે મૂકી દે છે. ગઈ પેઢીના લોકો સમાજશાસ્ત્રને અંગે કેવા સિદ્ધાંતોમાં માનતા હતા એ ટૂંકામાં જાણવું હોય તો આ ત્રણ વ્યાખ્યાનો જેવું સાહિત્ય સમાજશાસ્ત્રના અભ્યાસીને બીજે ભાગ્યે જ મળે.

છેલ્લાં ત્રણ વ્યાખ્યાનોની અંદર એમણે એ સમાજશાસ્ત્રના સિદ્ધાંતોની દૃષ્ટિએ આપણી આજની સમાજરચના કેવી દેખાય છે તે બતાવ્યું છે. છેલ્લાં ત્રીસ-ચાળીસ વર્ષની અંદર સુધારક પક્ષે જે સામાજિક ફેરફારો સૂચવ્યા છે તેના અધ્યાપક ભાટે એક સમર્થ હિમાયતી છે. ક્યાંયે કડવાશ આણ્યા વગર તેઓ નિર્ભયતાથી ટીકા કરી શકે છે. સનાતનીઓ જ્યાં સુધી જૂનાને આંધળા થઈને વળગતા હતા અને એટલા જ આંધળા ઝનૂનથી સુધારા માત્રનો વિરોધ કરતા હતા તે વખતે સુધારક પક્ષે સમાજની સારી સેવા કરી છે અને કોક કોક વાતો સમાજ સામે સત્યાગ્રહ કરી સામાજિક વિટંબણા પણ સહન કરી છે તેથી તેમના અભિપ્રાયો અથવા તેમની ટીકા આપણને ગ્રાહ્ય ન હોય તોયે તેમના પ્રત્યેનો આપણો આદર ઓછો નથી થતો. મહારાષ્ટ્રમાં આચાર્યશ્રી ગોળેએ સુધારાવાળાઓ આગળ સનાતન પક્ષનું સમર્થન કર્યું. 'હિંદુ ધર્મ અને સુધારણા' એ એમના ગ્રંથમાં સુધારાવાળા જેટલી જ વિદ્વત્તા અને ઝનૂન સામી બાજુ વાપરેલી દેખાય છે, સનાતનીઓને જડ રૂઢિમાંથી બચાવીને વિચાર કરતા કર્યાનું માન અને સનાતન ધર્મની ખૂબી એમની આગળ રજૂ કરવાનું માન સ્વામી વિવેકાનંદને ઘટે છે. ત્યાર પછી ભગિની નિવેદિતાએ પોતાની યુરોપવિખ્યાત વિદ્વત્તાથી અને અલૌકિક સમભાવથી હિંદુ-સમાજરચના પાછળ રહેલું સમાજશાસ્ત્ર પોતાની સંસ્કારી શૈલીમાં સૂચવ્યું ત્યારથી આજ સુધી આપણા સમાજશાસ્ત્ર ઉપર અનેક લોકો અજવાળું નાખતા આવ્યા છે. આપણી બધી સંસ્થાઓ અને આપણા બધા પંથો એ સમાજશાસ્ત્રને જ ખીલવી રહ્યા છે. બાબુ ભગવાનદાસથી માંડીને અધ્યાપક રાધાકિશન સુધી અનેક વિદ્વાનોએ આપણું સમાજશાસ્ત્ર નવેસરથી મૂકવાનો પ્રયત્ન કર્યો છે. અને આ ઉદાર સનાતની પક્ષ દહાડે દહાડે બળ મેળવતો જાય છે. ગુજરાતમાં ગોવર્ધનરામ અને મણિલાલ નભુભાઈ, આનંદશંકર અને ગાંધીજી બધા એ જ કામ કરતા આવ્યા છે.

વર્ણ અને જાતિ એક જ સમજીને અધ્યાપક ભાટેએ પોતાની ટીકા આ વ્યાખ્યાન-માં રજૂ કરી છે. વર્ણ અને જાતિ એક નથી એ જ્યારથી બરાબર સમજાયું છે

ત્યારથી વર્ણની હિમાયતથી જાતિભેદનો બચાવ થતો નથી. ભાટેએ પોતે જ સૂચવ્યું છે કે વર્ણની ઉત્પત્તિ આજીવિકાના ધંધાને અંગે છે. ગાંધીજી પણ એમ જ માને છે. અને સમાજદ્રોહી હરીફાઈમાંથી સમાજને બચાવવા માટે અને મનુષ્યગત સ્વાભાવિક ગુણોનો ઉત્કર્ષ કરવા માટે તે સંસ્થાને ટકાવવામાં આવી છે; જ્યારે જાતિભેદ તો સ્વાર્થ અને અભિમાન ઉપર રચાયેલો ઢોળાધર્મ જ છે.

સુધારક અને ઉદ્ધારક પક્ષ વચ્ચેનાં ઉદ્દેશસામ્ય અને દૃષ્ટિભેદના એવા કેટલાયે દાખલાઓ આપી શકાય. અહીં તો ફક્ત દિશા સૂચવવા પૂરતો એક જ દાખલો બસ છે. ગુજરાતીમાં પહેલાં પહેલાં મરાઠીમાંથી વધારે ભાષાંતરો થતાં. નવલકથાના આકર્ષણથી બંગાળી ભાષા તરફ લક્ષ વધારે ગયું. અને હવે તો બંગાળીમાંથી કેટલાયે અનેક વિષયના સારા સારા ગ્રંથો ગુજરાતીમાં આવવા લાગ્યા છે. હિંદી અને મરાઠી પાછળ એટલી મહેનત લેવાતી નથી. પરિણામે મહારાષ્ટ્ર પડોશમાં હોવા છતાં મરાઠી ઉપર કાબૂ ધરાવનાર ગુજરાતીઓ ઓછા છે. એ કારણે પણ આ ભાષાંતર વધાવી લેવાનું મન થાય છે. સમાજશાસ્ત્ર એ અનેક પાસાવાળો વિષય છે. દરેક બાજુ અને દિશાથી એની ચર્ચા કરતા ગ્રંથો આપણને જોઈએ છે. સમાજશાસ્ત્ર એ વિષય બધા વિષયોમાં વધારે જીવતો વિષય છે. કેમ કે એ આપણા સમગ્ર જીવન સાથે સંબંધ ધરાવે છે.

## વ્યાપારી ભૂગોળ*

આપણી પડતીનો ઇતિહાસ જોઈ હિંદુસ્તાનને જો કાંઈ નામ આપવું હોય તો તે 'ગાફલ' એ છે. 'ગાફલ હિંદુસ્તાન' કહ્યું એટલે એમાં બધું આવ્યું. દરેક જાગ્રત દેશ પોતાની આગળ આવતા નવા નવા પ્રશ્નોનો ઉકેલ લાવવાને દિનરાત મથતો રહે છે. આપણે દરેક વસ્તુ પોતાની મેળે જેમ ચાલી તેમ તેને ચાલવા દીધી છે. અત્યંત જૂના કાળથી હિંદુસ્તાનનો વેપાર આખી દુનિયા સાથે ચાલતો આવેલો છે. પણ એ વેપારને અંગે આપણો ફાયદો છે કે નુકસાન એ આપણે હંમેશાં તપાસ્યું જ છે એમ નથી.

ચુસ્ત વૈષ્ણવ જમવા બેસતાં પહેલાં ન્યાતે કોણ છે, પીરસનાર કેવો છે, રસોડામાં કઈ કઈ વસ્તુ પડી છે, ધર્મની દૃષ્ટિએ શું ખવાય અને શું ન ખવાય વગેરે બાબતની ઝીણવટથી તપાસ કરે છે. ધર્મ શું ફક્ત આહારની બાબતમાં જ રહેલો છે! આપણે શું પહેરીએ છીએ, શું વાપરીએ છીએ, શું વેચીએ છીએ અને શું ખરીદીએ છીએ, તેમાં આપણને નફો છે કે નુકસાન, કલ્યાણ છે કે અકલ્યાણ એનો વિચાર કરવો જરૂરનો નથી? બોવરીલ જેવી દવા એ ગોમાંસનો અર્ક હોય

---

* લેખક : શ્રી ચંદુલાલ સ. દલાલ.

છે, ચા તૈયાર કરતાં હજારો અને લાખો ગરીબ લોકોને અસહ્ય ગુલામી વેઠવી પડે છે, રબરની પેદાશનો ઇતિહાસ આવી જ રીતે લોહીથી ખરડાયેલો છે; એ બધું આપણે ક્યાં જાણીએ છીએ? અફીણ પેદા કરીને આપણે ચીન જેવા આપણા એક મહાન પાડોશીને ધીમું ઝેર પાઈએ છીએ અને એશિયાની એક મહાન જાતિને નિ:સત્ત્વ બનાવીએ છીએ. એનો શું આપણે ખ્યાલ કર્યો છે? પરદેશી કાપડ ખરીદીને ભૂખમરો અને ગુલામગીરી આપણે ખરીદીએ છીએ, એવું શું આપણને ભાન હતું? બધે જ ગાફલગીરી!

વેપારઉદ્યોગ વિશે ગુજરાત પહેલેથી પંકાયેલું, પણ દુનિયાની વેપારી હાલત વિશે ગુજરાતી ભાષામાં એકે ચોપડી મળે એમ છે? યુરોપિયન લોકોએ હિંદુસ્તાન વિશે જાણ્યું ત્યારથી આ દેશ વિશેની પોતાના લાભની દૃષ્ટિએ ઝીણામાં ઝીણી વિગત તેઓ ભેગી કરતા આવ્યા છે. આપણે આપણા દેશ વિશે અત્યાર સુધી શું કર્યું છે? કશું નહીં! અપવાદ દાખલ જે એક કે અરધી ચોપડી લખાયેલી હોય તે કાં તો અંગ્રેજી ચોપડીનો તરજુમો હોય, અથવા તો અંગ્રેજીમાં જ લખાયેલી હોય. આપણી આમપ્રજા સમજી શકે અને લાભ ઉઠાવી શકે એવી એકે ચોપડી હજી જોવામાં આવી નથી.

તેથી જેલ બહાર આવતાં જ જ્યારે ભાઈશ્રી દલાલે લખેલી વેપારી ભૂગોળનાં પાનાં હાથમાં આવ્યાં ત્યારે દુકાળિયણ આંખોને પાર વગરનો આનંદ થયો. આ ચોપડી વિશે મારે કશું કહેવાપણું રહેતું નથી. વેપારશાસ્ત્ર જાણનાર ભાઈએ તે લખેલી છે. આપણને મળી શકે એવી બધી માહિતીનો તેમાં ઉપયોગ કર્યો છે, અને પુસ્તક સમિતિએ તે પસંદ કરી છે, એટલે ગુજરાતની પ્રજા શ્રદ્ધાપૂર્વક તેનો ઉપયોગ કરશે જ. આમાં આપણા હાલના વેપારની વસ્તુઓ તેમ જ વેપાર વિશેની આપણી હાલની મીમાંસા બહુ સુંદર રીતે આપેલી છે. આ એક જ ચોપડીથી આપણી તમામ ગરજ સરે એમ તો નથી જ. વેપારી ભૂગોળ વિશે તો સેંકડો ચોપડીઓનું સાહિત્ય તૈયાર થવું જોઈએ. આ ચોપડીની ખાસિયત તો એ છે કે અત્યાર સુધી ગફલતમાં પડેલા મહત્ત્વના વિષયની આ ચોપડીએ બહુ જ સુંદર રીતે જાગૃતિ કરી છે. બંગાળમાં જેમ ત્યાંના જુવાન વિદ્વાનોએ આપણો ઇતિહાસ, આપણી રાજ્યપદ્ધતિ, આપણી કળા, આપણાં દર્શનો વગેરે વિશે સ્વતંત્ર અધ્યયન કરી કીમતી ચોપડીઓ તૈયાર કરી છે, તેમ વેપાર વિશેનો આપણો ઇતિહાસ આપણી મીમાંસા અને આપણી નીતિ નક્કી કરનાર ચોપડીઓ વિદ્યાપીઠના વિદ્યાર્થીઓએ તૈયાર કરવી જોઈએ. આ ચોપડીથી તેમને તે દિશામાં જરૂર પ્રેરણા મળશે એવી આશા છે.

**જાને., ૧૯૨૪**

# ખાદીનું વ્યાપક અર્થશાસ્ત્ર*

ગાંધીજીએ ખાદીનો સંદેશો હિંદુસ્તાનને આપ્યો એને આજે બાર વર્ષ કરતાંયે વધારે વખત થઈ ગયો છે. એ રાષ્ટ્રીય પ્રવૃત્તિનું મહત્ત્વ જોતાં અત્યાર સુધી ખાદી વિશે કેટલુંયે સાહિત્ય તૈયાર થવું જોઈતું હતું. પણ ખાદીની કલ્પના જ એટલી બધી લોકવિલક્ષણ કે ભણતરની રૂઢિમાં સપડાયેલા લોકોનું ધ્યાન એ તરફ ગયું જ નહીં. ચુસ્ત સનાતની લોકો જેમ પોતાની વિચારની કે અવિચારની ઘરેડ છોડી શકતા નથી તેમ આજનું ભણતર પામેલા લોકો પણ એ જ સનાતની વૃત્તિથી અમુક ઘરેડને પકડી રાખે છે અને તે છોડી શકતા નથી. ખાદી વિરુદ્ધનું સાહિત્ય જોઈએ તો પણ તેમાં બધે બુદ્ધિનું અને કલ્પનાનું દારિદ્ર્ય જ દેખાય છે. ગોકુળમાં શ્રીકૃષ્ણનો જન્મ થયો છતાં એને કોઈ ઓળખી ન શક્યું. શત્રુ અને મિત્ર બંને તરફથી એની ઉપેક્ષા જ થઈ અને છતાં એ ઉપેક્ષાના વાતાવરણમાં એ અવતારી પુરુષ વધતો જ ગયો તેવી જ રીતે ખાદીનું પણ થયું છે.

આખરે વિદ્વાનો લલચાયા, ખાદી ઉપર નિબંધ લખવા લાગ્યા, અનેક દિશાએ ખાદીનું મહત્ત્વ દેખાવા લાગ્યું, ખાદીને માટે વિદ્યાર્થીઓ મળ્યા, વિરોધીઓ મળ્યા અને બંનેને માટે આખરે સાહિત્ય તૈયાર કરવું પડ્યું. હવે તો ખાદી માટે એકલા પુણતાંબેકર અને વરદાચારીની ચોપડીથી સંતોષ માનવાના દિવસો નથી રહ્યા. બાલુભાઈ મહેતાએ લખેલી 'ખાદીમીમાંસા' અથવા ભાઈ મનમોહન ગાંધીએ લખેલી 'પરદેશી કાપડ સામે હરીફાઈ કેમ કરવી' એ ચોપડીઓ પણ આપણને ખાદીનું રહસ્ય સમજાવવા સમર્થ છે. એકાદ પંડિત ગણેશદત્ત શર્મા પણ ખાદીનો ઇતિહાસ આપણા હાથમાં મૂકે છે. સતીશબાબુનું 'ખાદી મૅન્યૂઅલ', સ્વ. મગનલાલભાઈનું 'વણાટશાસ્ત્ર' અને રાજેન્દ્રબાબુનું 'ખાદીનું અર્થશાસ્ત્ર' એ ચોપડીઓ વાંચ્યા વગર આપણો છૂટકો જ નથી. છતાં જે ચોપડીએ ખાદીને બધી બાજુએ તપાસી છે, યંત્રશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર, વેપારશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર, ઇત્યાદિ અનેક શાસ્ત્રોની દૃષ્ટિએ ખાદીની કેફિયત રજૂ કરી છે; મનુષ્યજીવનના ભવિષ્ય સાથે ખાદી કેટલી વણાઈ છે એ બધું જે ગ્રંથમાં સપ્રમાણ રજૂ કર્યું છે એવી ચોપડી તો હજીયે 'ગોવિંદજી'+એ લખેલી 'ઇકૉનૉમિક્સ ઑફ ખદ્દર' એ જ છે. આ ચોપડી એટલી બધી વ્યાપકદૃષ્ટિએ લખેલી છે કે નવીનતા અને તૃપ્તિ બંને દૃષ્ટિએ લાંબા વખત સુધી ખાદી માટે આ જ ચોપડી મુખ્ય ગણાશે.

મહાભારતકાળ પછી આપણા સમાજની જે પડતી થઈ તેની મુખ્ય અસર તો આપણી સામાજિક વ્યાપક દૃષ્ટિ નષ્ટ થઈ એ છે. ત્યાર પછી આપણે અનેક

* **અનુવાદક: શ્રી નગીનદાસ પારેખ અને જેઠાલાલ ગાંધી. + ગ્રંથકર્તા મિ. રિચર્ડ ગ્રેગનું આશ્રમી નામ.**

વાર ભાગ્યનો ઉદય જોયો પણ સમાજહિતની વ્યાપક યોજનાઓ આપણે અજમાવી છે એમ ન કહી શકીએ. હવે એ દૃષ્ટિએ આખા સમાજનો વિચાર કરવાની અને તે અનુસાર સમાજધર્મનું નવું સંસ્કરણ કરવાની આવશ્યકતા ઉત્પન્ન થઈ છે. એવે વખતે સમાજનો કઈ કઈ બાજુએ વિચાર કરવો ઘટે છે, અર્થશાસ્ત્રનો ધર્મશાસ્ત્ર સાથે એટલે કે સમાજહિત સાથે કેવો સંબંધ હોય છે એ બધું જાણવા-તપાસવાની આવશ્યકતા છે. 'ગોવિંદજી'ની આ ચોપડી ખાદીનું રહસ્ય આપણને સમજાવવા ઉપરાંત સામાજિક હિતનો વિચાર કઈ બાજુએ કરવો, આપણી રહેણીકરણીની અસર કેટલે સુધી પહોંચી શકે છે અને પાશ્ચાત્ય સંસ્કૃતિની સામાન્ય અસર શી છે એ બધાનો ખ્યાલ આપવાને સમર્થ છે.

'ગોવિંદજી'ની આ ચોપડીની એક વિશેષતા એ છે કે એની પાછળ રાજદ્વારી જુસ્સો કે બળતરા લવલેશ નથી. સાવ તટસ્થ અને શાસ્ત્રીય રીતે એમણે એ લખેલી છે. ભારતવર્ષની પ્રાચીન સંસ્કૃતિ હિંદુસ્તાનમાં કે દુનિયામાં ફરી જગાડવાનો વૈદિક આગ્રહ પણ એમનામાં નથી. માણસજાતે અત્યાર સુધી જે પ્રગતિ કરી છે તેનો વિચાર કરી અત્યાર સુધી થયેલી ભૂલો ટાળી દુનિયા હજી આગળ કેમ વધી શકે એ આદર્શ નજર આગળ રાખીને જ ગ્રંથકારે બધું વિવેચન કર્યું છે. ખાદી પુરાણપ્રિય લોકોના જીર્ણોદ્ધારનો કાર્યક્રમ નથી પણ સર્વોદયકારી, નિષ્પાપ ભવિષ્યકાળના પ્રાકટ્ય માટેની પૂર્વતૈયારીરૂપ છે, એ એમણે આ ચોપડીમાં બહુ સારી રીતે બતાવ્યું છે. આધુનિક કાળને મોખરે વિરાજતા હેન્રી ફોર્ડ, પ્રો. સૉડી તથા ઑસ્ટીન-ફ્રીમન જેવા લોકોનાં વચનો ટાંકીને જ એમણે ખાદી આજના જમાના માટે છે એમ પુરવાર કરી આપ્યું છે.

અને એમાં કશું આશ્ચર્ય નથી. છેલ્લાં બસો વરસમાં યુરોપના વિદ્વાન લોકોએ માણસ પૈસાદાર કેમ થાય એ એક જ દૃષ્ટિ પ્રધાન રાખી સંપત્તિશાસ્ત્ર રચ્યું. કેવળ પૈસો મેળવવા જતાં જીવન ખોઈ બેસીએ છીએ એ અનુભવ એમને ન હતો. એટલે સંપત્તિશાસ્ત્રના એકાંગી સિદ્ધાંતો બાંધી એમણે આખી દુનિયાને દોરવાની શરૂઆત કરી હતી. હવે એ વિચારશ્રેણી વિશે બધે જ શંકા ઉત્પન્ન થઈ છે અને તેથી સંપત્તિશાસ્ત્રના સિદ્ધાંતો ફરી ફરી તપાસી નવેસર ગોઠવવાના પ્રયત્નો ચાલ્યા જ કરે છે. હવે સંપત્તિશાસ્ત્ર સ્વતઃ પ્રમાણ રહ્યું નથી. જીવનશાસ્ત્રની કસોટીએ કસાવા લાગ્યું છે.

'યાંત્રિક યુગના દિવસોમાં તમારો રેંટિયો કેમ ચાલે' એ સવાલના જવાબમાં જ ગ્રંથકારે પોતાના વિવેચનની શરૂઆત કરી છે. આજના જમાનાને યંત્રયુગ ન કહો, શક્તિયુગ કહો. યંત્ર તો કેવળ શક્તિનો પ્રયોગ કરવાનું એક ઓજાર છે. કરામત યંત્રમાં નથી પણ મનુષ્યને હાથ લાગેલી અદ્‌ભુત ભૌતિક શક્તિમાં જ છે. તેલ, કોલસા, વીજળી વગેરેમાંથી ઉત્પન્ન થતી શક્તિનાં સાધનો માણસ વાપરતાં શીખ્યો અને એણે જીવનમાં ક્રાંતિ કરી. હવે એ જ માણસને એ શક્તિઓનું મૂળ તપાસતાં અંતે જડયું કે શક્તિનું ઉદ્‌ગમસ્થાન ભગવાન સૂર્યનારાયણના તેજમાં

છે. એ જ શક્તિ કોલસામાં પ્રગટ થઈ છે, એ જ શક્તિ ઘાસપાનમાં છે, એ જ શક્તિ ઘાસલેટમાં છે, અને એ જ શક્તિ પશુઓમાં પણ છે. એ શક્તિ ઓછામાં ઓછે ખર્ચે, વધુમાં વધુ કેમ વપરાય અને એનો વિનિયોગ ઇચ્છિત રીતે જ બુદ્ધિપુરઃસર કેમ થાય એ જ દુનિયા આગળનો ખરો સવાલ છે. सूर्य आत्मा जगतः तस्थुषश्च। ચરાચર સર્વ વસ્તુની અંદરની આદ્ય પ્રેરક શક્તિ સૂર્ય જ છે. એ ઉપનિષત્કાલીન શોધ પાશ્ચાત્ય દેશોના આગેવાનો હવે વાપરવા લાગ્યા છે. प्राणः प्रजानां उदयति एष सूर्यः। એટલું જ કહીને એ લોકો હવે થોભતા નથી પણ એ પ્રાણ પાસેથી બધી જાતનું પોષણ કેમ મેળવી શકાય એની તપાસ હવે એમણે ચલાવી છે. આપણા વિશ્વનું મોટામાં મોટું બૉઈલર સૂર્ય છે. એની શક્તિમાંથી આપણે આપણો બધો વ્યવહાર ચલાવી શકીએ. નદી-કાંઠે બેઠેલા લોકો લોટા પાણી માટે જેમ માંહે માંહે લડતા નથી પણ જેટલું જોઈએ છે તેટલું પાણી નદીના અખૂટ ભંડારમાંથી લઈ લે છે તેવી જ રીતે જ્ઞાનશક્તિથી સંપન્ન એવો માણસ અંદર અંદર યુદ્ધ કરવાને બદલે ધારે તો સૂર્ય પાસેથી અખૂટ શક્તિ મેળવી શકે એમ છે એ વિચાર ઉપર વૈજ્ઞાનિકો આવવા લાગ્યા છે.

સૂર્યની એ શક્તિ માણસના કામમાં લગાડવાનાં અનેક યંત્રોમાં સસ્તામાં સસ્તું, વધારેમાં વધારે અસરકારક અને ઓછામાં ઓછી દેખરેખથી ચાલતું યંત્ર તે મનુષ્યનું શરીર છે. તેથી જ્યાં સુધી માણસ પાસેથી કામ લઈ શકાય ત્યાં સુધી બીજાં યંત્રોની પાછળ પડવું એ ખર્ચાળ અને અજ્ઞાન દશાનું સૂચક છે.

માણસાઈની દૃષ્ટિએ વિચાર કરતાં પણ જ્યાં સુધી કોઈ પણ માનવબંધુ કામ વગર ભૂખે મરે છે, બેકાર છે ત્યાં સુધી એને છોડીને તેલ-કોલસાથી ચાલતાં યંત્રો મારફતે કામ લેવું એ મનુષ્યદ્રોહનો રસ્તો છે, એ પણ આપણે જરા વિચાર કરતાં જોઈ શકીએ. માણસની અવગણના કરીને, વરાળ, ધુમાડો અને વીજળીને શરણે જઈશું તો આખું સમાજતંત્ર તૂટવાનું છે, ન્યાયનીતિ તો રહેવાની જ નથી. આપણો ઉદ્દેશ કોઈ કાળે એ તો ન જ હોય કે માણસજાતનો દ્રોહ કરી, ઘણા લોકોને પીડી આપણે પૈસાદાર થઈ જઈએ. લોકોને સુખી રાખીને આપણે સુખી થવા માગીએ છીએ, જીવનનો આનંદ એમાં જ રહેલો છે. કોઈ પણ ધંધો કરતી વખતે આપણે કેવળ નફાનો જ ખ્યાલ નથી રાખતા પણ એ ધંધા દરમ્યાન લોકો સાથે આપણો કેવો સંબંધ કેળવાય છે, આપણે એમાં ચડીએ છીએ કે પડીએ છીએ, આપણી સર્વ શક્તિઓનો વિકાસ થાય છે કે હ્રાસ થાય છે એનો આપણે વિચાર કરીએ છીએ. બીજા ધંધાના પ્રમાણમાં પ્રામાણિક એવી ખેતીમાં નહીં જેવો જ નફો થાય છે છતાં કેટલાયે લોકો ખેતી કરવાના આનંદને માટે જ ખેતીને પસંદ કરે છે અને જે ઓછોવત્તો નફો મળે તેટલાથી સંતોષ માને છે. ત્રણે ઋતુ સાથેનો પૂરેપૂરો પરિચય, ધરતી માતાનો પરિચય, આકાશ-વાદળાંનો પરિચય, ઝાડપાન સાથેની દોસ્તી, પશુપક્ષી ઇત્યાદિ ભાંડુઓનાં જીવનમાં ઓતપ્રોત થવાની તક, મહેનતમજૂરી કરતી વખતે પડોશીઓ સાથે આવતો સીધો સંબંધ, સાર્વજનિક હિતમાં કરવો

પડતો સહકાર ઇત્યાદિ સામાજિક આનંદ એ જ ખેતીનો સાચો નફો છે. એમાં રોકેલી મૂડી ઉપર કેટલા ટકા વ્યાજ પરવડે છે એનો વિચાર મનમાં આવતો જ નથી. ખોટ ન ખાઈએ એટલે બસ.

જેમ ખેતીનું તેમ જ ઘરસંસાર ચલાવવાના ધંધાનું છે. આર્થિક દૃષ્ટિએ ઘર ચલાવવાનો ધંધો સોંઘો છે કે મોંઘો છે એનો કોઈ વિચાર નથી કરતું; કેમ કે એ જીવન એ જ આપણે મન મુખ્ય તત્ત્વ છે, બાકીનું બધું એને માટે છે. ખાદીની બાબતમાં પણ જ્યારે એ જ વૃત્તિ આપણે કેળવીશું ત્યારે આપણામાં કેટલાયે સામાજિક સદ્‌ગુણો વિશેષરૂપે ખીલશે. પૈસામાં અમુક દરજ્જે સમાજદ્રોહ રહેલો જ છે. એની અસર તળે આપણે ન આવીએ એટલી સાવચેતી રાખવી એ પણ સંપત્તિ-શાસ્ત્રનું જ કામ છે. જેમ આહારશાસ્ત્ર કેવળ સ્વાદનો વિચાર ન કરે પણ આરોગ્યનો વિચાર કરે એટલું જ નહીં પણ એને પ્રધાનપદ આપે, તેવી જ રીતે સંપત્તિશાસ્ત્રે કેવળ ધનલાભનો વિચાર ન કરવો ઘટે. એને મુખ્યત્વે જીવનલાભ, જીવનસમૃદ્ધિ, સામાજિક સામર્થ્ય અને હાર્દિક સંતોષ એનો જ વિચાર પ્રધાન રાખવો ઘટે.

મોટા જથ્થામાં માલ તૈયાર કરવો, મોટાં મોટાં કારખાનાંઓમાં રાક્ષસ-જેવા સંચાઓ ઊભા કરવા અને તેમાં હજારો અને લાખો લોકોને નિચોવી એમાંથી પૈસાનો વરસાદ પાડવો એમાં એક જાતનો લાભ હશે. પણ અસંખ્ય લોકો પોતપોતાને ઠેકાણે સમાધાનથી રહે, કુટુંબીઓ સાથે સહકાર કરતાં ચૌદ ચૌદ કલાક કામ કરીને પણ થાકે કે કંટાળે નહીં એવી રીતે નાના પાયા ઉપર જ્યાંત્યાં સમાજને ઉપયોગી એવી વસ્તુઓ તૈયાર કરે, બજાર અને એની તેજીમંદી ઉપર ઝાઝો આધાર રાખવો ન પડે, હરીફાઈને બની શકે તેટલી દૂર રાખવામાં આવે, માલનું 'માર્કેટ' શોધવા ખાતર ગૃહજીવન તોડવાનો પ્રસંગ ન આવે, પોતાના સ્વાર્થ ખાતર લોકોને દબાવવાની બુદ્ધિ જાગ્રત ન થાય, સમાજદ્રોહ કરવા ખાતર રાજભક્તિ કેળવવાની દુર્મતિ ન સૂઝે, ગરીબોની કફોડી દશાનો લાભ ઉઠાવી એમને જાનવરોની પેઠે વાપરવા-ની કળા ન કેળવાય એમાં પણ અમુક જાતનો શ્રેષ્ઠ આનંદ રહેલો છે જ.

આજે યુરોપમાં જે યંત્રયુગ જામ્યો છે તે કેવળ યંત્રોની શ્રેષ્ઠતાને લીધે નહીં; પણ યંત્રોને રાજશક્તિની મદદ પ્રથમથી મળતી આવી. યંત્રોએ રાજશક્તિને લલચાવી મદદમાં લીધી તેથી જ હાથઉદ્યોગ અને હુન્નરને તેઓ દબાવી શક્યા. હવે યંત્રોનાં ભોગ થઈ પડેલા ગરીબ મજૂરો જ યંત્રો પોતાના હાથમાં લઈ, એ જ રાજશક્તિ ઉપર કાબૂ મેળવી, યંત્રોના આશીર્વાદથી તવંગર થયેલા મૂડીવાળાઓનો ઘાણ કાઢવા મથે છે. ખાદીનું અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર આથી જુદું છે. મનુષ્યપ્રાણી એ જ એક અદ્‌ભુત શક્તિવાળું, ચૈતન્યમય યંત્ર છે. એને યોગ્ય રીતે વાપરવાથી ધર્મ અને અર્થ, નીતિ અને નફો બંનેનો બરાબર મેળ બેસે છે. અને તેથી સામાજિક જીવનના બધા ઉચ્ચ હેતુઓ પાર પડે છે એમ ખાદીશાસ્ત્ર શીખવે છે. એટલા ખાતર જ સંપત્તિનું ઉત્પાદન અથવા એની વહેંચણી એકહથ્થુ ન કરાય એવો ખાદીનો આગ્રહ છે. વ્યક્તિનો વિકાસ એ જ મુખ્ય છે. દરેક વ્યક્તિ સંસ્કારસંપન્ન થાય, દરેક

વ્યક્તિ આખો દિવસ ઉદ્યોગમાં રહે અને છતાં એ નિચોવાઈ ન જાય. દરેક વ્યક્તિની ખરીદશક્તિ વધે અને તેથી સમાજમાં સરવાળે નિર્દોષ આનંદ, સમાધાન, સહકાર, શાંતિ અને સામર્થ્ય વધે એ ઈંતેજારી ખાદીશાસ્ત્રની છે.

યંત્રોથી કારખાનદારો નફો કરી શકે છે એ તો આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ; પણ યંત્રોની મદદથી બેકારી ઘટી છે એવો તો અનુભવ ક્યાંયે નથી થયો. રાજ-સત્તાથી માણસજાતિ ઉપર અત્યાચાર કરી બેકારી પોતાના દેશમાંથી કાઢી પરદેશમાં મોકલી દેવી એટલું કામ જરૂર થઈ શકે અને આજે ચાલ્યું પણ છે. પણ તેથી જ દુનિયાના મોટા મોટા ઝઘડાઓ પેદા થયા છે. બેકારી પરદેશ મોકલવા જતાં ઘણી વાર બેકાર લોકસંખ્યા પરદેશ મોકલવી પડે છે અને મનુષ્યસમાજ અસ્થિર થઈ જાય છે એનો ઈલાજ પણ ખાદીવૃત્તિમાં જ રહેલો છે એ આખી દુનિયા હવે પછી ધીમે ધીમે સમજશે એવી આપણે આશા રાખીશું.

ટૂંકામાં કહીએ તો વેપારપરાયણ બજારુ અર્થશાસ્ત્રને તાબે થઈને લગભગ બસો વરસ સુધી આપણે માણસને દબાવતા આવ્યા, માણસને નાનો કર્યો, સંપત્તિને મોટી કરી. હવે એને ઠેકાણે માણસને મોટો કરવાનો આપણે પ્રયત્ન કરીશું. એની શરૂઆત તે ખાદી.

**એપ્રિલ, ૧૯૩૧**

## ઘરગથ્થુ યંત્રવાદ

**[અપ્રગટ પુસ્તક*ની પ્રસ્તાવના]**

તેલની ઘાણી પર વળી ચોપડી લખાતી હશે? અને ધર્મ, તત્ત્વજ્ઞાન, કેળવણી અને સંસ્કૃતિની ચર્ચા કરનાર મારા જેવો આવી ચોપડીની પ્રસ્તાવના લખવા તૈયાર થઈ જાય! શું સાચેસાચો આ વિષય આટલો મહત્ત્વનો છે કે 'બાવો નાચે એટલે બોદલી નાચે' એ ન્યાયે આ પ્રવૃત્તિ ચાલી રહી છે? એવા વિચાર વિરોધીઓના જ મનમાં નહીં, કિંતુ મહસભાની દૃષ્ટિએ વિચાર કરનારા કેટલાક ભાઈઓના મનમાં પણ ઊઠી શકે છે.

આપણી પાસે મોટાં મોટાં કારખાનાંઓ કાઢવાની મૂડી નથી એટલે નાના નાના ગૃહઉદ્યોગો ચલાવવા રહ્યા. સ્વરાજ્ય હાથમાં નથી અને કરોડો રૂપિયાની લૂંટ આપણે બંધ કરી શકયા નથી ત્યાં સુધી ગૃહઉદ્યોગો ખીલવીને જ સંતોષ માનવો રહ્યો. માટે ગામડાંઓમાં જઈને લોકોને સમજાવી દઈશું કે ઘાણીનું તેલ જ પસંદ કરજો. અને ઘાણીવાળાઓને પણ કહી દઈશું કે ચોખ્ખું તેલ પૂરું પાડશો તો તમારો માલ લોકો લેવાના છે અને તમારો ધંધો ફરી સજીવન થવાનો છે.

* લેખકઃ શ્રી ઝવેરભાઈ પુરુષોત્તમદાસ પટેલ

આટલું કહ્યા પછી આ બાબતમાં ઝાઝું કરવાપણું શું રહે છે? બહુ બહુ તો કેટલાક સ્વયંસેવકોને થોડીક મૂડી પૂરી પાડી ગામડાંનું ઘાણીનું તેલ શહેરમાં વેચવાની ગોઠવણ કરી આપીએ એટલે શહેરના લોકોને સગવડ થશે અને સાથે સાથે મહેનતુ સ્વયંસેવકોની આજીવિકાના સવાલનો ઉકેલ આવશે. પણ ઘાણી ઉપર ચોપડી શું લખવા બેઠા? એ તો હજારો વર્ષથી ચાલતી આવેલી આણઘડ પ્રથા પ્રમાણે તેલ કાઢે છે અને તમને આપે છે એમ જ માનવાનું.

ભારતીય સંસ્કૃતિનું ભારેમાં ભારે અભિમાન રાખનારાઓ પણ સામાન્યપણે આમ જ વિચાર કરવાના. સંસ્કૃતિ એટલે ધાર્મિક માન્યતાઓ અને રોટીબેટી-વ્યવહારનાં બંધનો એટલો જ જેમનો ખ્યાલ છે તેઓ સંસ્કૃતિ વિશે કશું જાણતા જ નથી. ખાદીનું તેમ જ ગ્રામોદ્યોગનું કામ ઉપાડી ગાંધીજીએ કશી ચર્ચામાં ઊતર્યા વગર ભારતીય સંસ્કૃતિને પુનરુજ્જીવિત કરવાનું મહાન કાર્ય—જે સ્વરાજ્ય કરતાંય મોટું છે—ઉપાડ્યું છે. અને આજની રાજકીય તેમ જ આર્થિક અને સામાજિક સ્થિતિ જ એવી છે કે આપણી આગળ બીજો રસ્તો છે જ નહીં.

રેંટિયો શું અને તેલની ઘાણી શું એ બધાં નાનાં નાનાં અને સાદાં ઓજારો આણઘડ વસ્તુઓ નથી. એની પાછળ હજારો વરસનું ચિંતન, હજારો લોકોના પ્રયોગો અને અનેક પ્રાંતોનો અનુભવ સમાયેલાં છે. આ છેલ્લાં સો-પચાસ વર્ષોમાં અથવા એથીયે વધારે લાંબા ગાળામાં આપણે દરેક રીતે આળસુ બન્યા અને પરિણામે આપણા બધા ઉદ્યોગહુન્નરો પાછળ વપરાતી યાંત્રિક અને વ્યાવહારિક બુદ્ધિ અને સૂઝ આપણે પાછી ખેંચી લીધી. એન્જિનમાંથી વરાળ કાઢી નાખી એટલે થોડેક દૂર સુધી દોડીને જેમ એન્જિન થોભી જાય છે અને ખોટકી પડે છે તેમ જ આપણે આપણા સમાજનું અને ખાસ કરીને ઉદ્યોગહુન્નરનું થવા દીધું.

યુરોપમાંથી વરાળનાં અને વીજળીનાં મોટાં મોટાં યંત્રો આવતાં જોઈ આપણે હેબતાઈ ગયા. આપણે માની લીધું કે યંત્રબુદ્ધિ તો યુરોપમાં જ સંભવે; પણ એમાં આપણે ભારે ભૂલ કરી છે. આપણે ત્યાં આજે પણ કારીગરી, હુન્નર અને યાંત્રિક સૂઝ યુરોપ કરતાં ઓછી નથી. યુરોપે જે પહેલ કરી છે તે બીજી જ બાબતની છે. યુરોપે હુન્નર અને કારીગરીની મદદમાં પ્રાકૃતિક શક્તિઓ જેમ કે વરાળ, વીજળી, તેલનો ગૅસ વગેરેનો ઉપયોગ કેમ કરવો એ શોધી કાઢ્યું અને મોટી મૂડી અને મોટાં તંત્ર ઊભાં કરી મોટા પાયા ઉપર પેદાશ કેમ કરવી અને બજારો કબજે કેમ કરવાં એ પણ શોધી કાઢ્યું. એક ઉપમા આપવી હોય તો કારીગરી ને હુન્નરબુદ્ધિ એ ફરસી જેવી છે અને વિજ્ઞાનની શોધો, પ્રાકૃતિક શક્તિઓનો ઉપયોગ, મૂડી અને તંત્ર આ બધું હથોડા જેવું છે. સરસમાં સરસ ફરસી પાસે પડી હોય એ ચલાવવા માટે હથોડો ન હોય તો ફરસી પાસેથી મોટું કામ ન જ લેવાય. સુથાર ઝીણું ઝીણું કામ હથોડી વગર જ ફરસીથી કરે છે અને એમાં જ એની કળા સમાયેલી છે. પણ મોટા કામ માટે ફરસીને માથે હથોડો વાપર્યા વગર છૂટકો નથી.

આપણે ત્યાં માણસે જેમ જેમ ઓજારો વાપરવાનો મહાવરો વધાર્યો તેમ તેમ એમાં નાનામોટા સુધારા પણ કર્યા. નાનાં ઓજારોમાં અને મોટાં યંત્રોમાં એ જ ફેર છે. મોટાં યંત્રોની શોધ કરનાર યંત્રશાસ્ત્રીની કલ્પના ભારે હોય છે એ ખરું પણ એ યંત્રો મનુષ્યશક્તિથી નહીં ચાલતાં હોવાથી એ ચલાવવામાં માણસની કુનેહ કે યાંત્રિક આવડતનું કામ નથી પડતું અને તેથી એવાં યંત્રો ચલાવનાર કે સાચવનાર પોતે જ એક યંત્ર અથવા યંત્રનો એક હિસ્સો બની જાય છે. પરિણામે એની બુદ્ધિમાં અમુક જાગૃતિ આવતાં છતાં બુદ્ધિની તેજસ્વિતા અને કલ્પના બહેર મારી જાય છે. સંસ્કૃતિની દૃષ્ટિએ આ ભારે નુકસાન છે, નાનાં ઓજારો અને યંત્રો હાથે ચલાવવાથી મનુષ્યશક્તિનો પૂરેપૂરો ઉપયોગ થાય જ છે પણ એની સાથે દરેક ક્ષણે માણસને બુદ્ધિ, સૂઝ અને નિર્ણયશક્તિ વાપરવાં પડે છે. એથી હાથે તૈયાર કરેલા માલમાં માણસનું ચૈતન્ય રેડાય છે અને કારીગરનું માનસ પણ કેળવાય છે. હાથકારીગરી એટલા માટે જ મનુષ્યજાતિના વિકાસ માટે આશીર્વાદરૂપ છે.

વિજ્ઞાનમાં આપણે પછાત છીએ. આપણી મૂડી આપણા હાથમાં નથી અથવા લોકહિતમાં આપણે વાપરી શકતા નથી એટલા ખાતર આપણી પાસે જે કારીગરી પડી છે તેને પણ આપણે ભૂલી જઈએ અને એના વિકાસનો વિચાર છોડી દઈએ એ કેમ ચાલે?

યુરોપમાં યંત્રવાદે નખ્ખોદ વાળ્યું છે એમ આપણે જોઈએ છીએ અને કહીએ છીએ. પણ તે ઉપરથી એમ નથી માનવાનું કે હુન્નર અને કારીગરી એ ખરાબ વસ્તુ છે. કારીગરી તો વધવી જ જોઈએ. દરેક જાતની કુશળતા આપણે કેળવવી જ જોઈએ. પણ આખું સામાજિક જીવન બગાડી નાખનાર મૂડીવાદ અને માણસને બેકાર રાખી એને ઠેકાણે પ્રાકૃતિક શક્તિઓ વાપરી ઉદ્યોગહુન્નર મૂડીવાળાના હાથમાં સોંપી દેનાર ઉદ્યોગવ્યવસ્થા એ ખરાબ વસ્તુ છે. એની સામે થવાનું છે. નાનાં નાનાં ઓજારો દ્વારા કુશળતા કેળવીને સુધરેલી ઢબે આપણી હાજતો પૂરી પાડવામાં આપણે માનીએ છીએ અને એ વાટે જ મનુષ્યસમાજનો ઉદ્ધાર છે એ વસ્તુને સ્વીકારીને જ આપણે આપણી રાષ્ટ્રીય ધજા ઉપર આપણી કારીગરીનો દ્યોતક એવો રેંટિયો રાખ્યો છે. માટે યંત્રવાદ એ શબ્દ આપણે ન વાપરવો જોઈએ. એને માટે નોખો શબ્દ વાપરવો જોઈએ.

આર્થિક અને સામાજિક શક્તિ એકહથ્થુ કરી અનેક લોકોને વશ કરવા એ ભારતીય સંસ્કૃતિના આદર્શથી વિરુદ્ધ છે. અને એથી જ 'ઘણી મૂડી હાથમાં આવી હોય તોયે અમુક રકમ કરતાં વધારે મૂડી હું મારા વેપારમાં વાપરીશ નહીં' એ જાતની બાધા લેવાનું આપણા ધર્મનિષ્ઠ વેપારીઓને સૂઝતું. અમુક બળદ કરતાં વધારેની પોઠ હું મારે ખાતે રાખું નહીં એવી પણ બાધા લેવાતી. માણસજાતને જોઈતો માલ પેદા કરવાની તક વધારેમાં વધારે લોકોને મળવી જોઈએ. એમની વચ્ચે મહાજન દ્વારા સહકાર ભલે વ્યાપક થાય પણ દરેક કારીગર અને દરેક વેપારી

સ્વતંત્રતા ભોગવી શકે અને જ્યાં છે ત્યાં જ સમાજની સેવા કરી શકે એવી વ્યવસ્થા હતી. માલ પેદા કરનાર અને માલ ખરીદીને વાપરનાર બન્ને વચ્ચે બનતાં સુધી સીધો સંબંધ હોવો જોઈએ એ પણ આપણી સંસ્કૃતિની અર્થવ્યવસ્થાનું પ્રધાન લક્ષણ હતું. આ લક્ષણો રૂઢિથી એટલાં સરસ સચવાયાં હતાં કે એની પાછળ રહેલું તત્ત્વજ્ઞાન સમજવાની અને સાચવવાની ફરજ સમાજના આગેવાનો ભૂલી ગયા હતા. અને પશ્ચિમનો હુમલો આવતાંવેંત હારેલા લોકો જેમ હેબતાઈ જાય છે તેમ હેબતાઈ જઈ આપણે ઘરનું સાચવવાનું છોડી દીધું.

वर्णानां ब्राह्मणो गुरुःનો અર્થ પતિત બ્રાહ્મણોએ એટલો જ કર્યો કે બધા વર્ણો પાસેથી બ્રાહ્મણો દક્ષિણા લઈ શકે છે અને પગે લાગનારને આશીર્વાદ આપી શકે છે. પણ એ વચનનો સાચો અર્થ એ છે કે દરેક વર્ણની વિદ્યા અને હુન્નર બ્રાહ્મણે શીખવાં જોઈએ. એમાં વખતોવખત સુધારા સૂચવવા જોઈએ અને આખા સમાજનું અર્થતંત્ર સુવ્યવસ્થિત કેમ ચાલે એ સુઝાડવું જોઈએ. કોઈ પણ સામાજિક ફેરફારથી કોઈ વર્ગ દબાઈ જતો હોય, કોઈને અન્યાય થતો હોય તો તે તરફ તરત ધ્યાન ખેંચવાની અને એનો ઈલાજ સુઝાડવાની જવાબદારી બ્રાહ્મણોની હતી. આવી જવાબદારી સમજીને તે આજે જે પાર પાડે તે જ બ્રાહ્મણ કહેવાય. એમાં રોટીબેટીવ્યવહારનો સવાલ જ નથી. આવો બ્રાહ્મણવર્ગ જે સમાજ-માં નથી ત્યાં વર્ગવિગ્રહ ચાલવો જ જોઇએ. સમબુદ્ધિથી સર્વલોકહિતેરત રહેનાર વર્ગ જ્યાં નથી તે સમાજ સમાજ જ નથી. તે તો એક સૂક્ષ્મ રીતે વઢનાર ટોળાંઓનું રણક્ષેત્ર જ કહેવાય.

હવે હિંદુસ્તાનમાં હજારો અને લાખો વર્ષથી કેળવાયેલી કારીગરી ઉપર ફરી વિશ્વાસ આણી જ્યાંથી જવાબદારીનાં સૂત્ર છોડયાં ત્યાંથી ફરી હાથમાં લઈ અને કારીગરોનાં જીવનમાં ઓતપ્રોત થઇ તેમના ધંધાઓ અને તેમની લોકયાત્રા ફરી સજીવન કરવાનો જે પ્રયાસ શરૂ થયો છે તેના બાના તરીકે આ એક ચોપડી છે. સ્વર્ગસ્થ મગનલાલભાઈએ વણાટશાસ્ત્ર લખ્યું ત્યારે જ આ કામનો પ્રારંભ થયો. ખરું જોતાં વણાટશાસ્ત્ર સજીવન કરવાનું કામ જે ન્યાતે વણકર છે અથવા બ્રાહ્મણ છે એનું હતું. પણ બન્ને સ્વધર્મ ભૂલ્યા એટલે એક વણિકપુત્રને બ્રાહ્મણ પણ થવું પડ્યું અને વણકર પણ થવું પડ્યું.

આપણી સામાજિક વ્યવસ્થા આજે જેવી છે તેવી લઈને આપણે આગળ વધવું રહ્યું. એના બદલામાં આપણે જાણે નાદારીની કોર્ટમાં જઈ લિક્વિડેશનમાં જવા તૈયાર થયા હતા ત્યાં ગાંધીજીની પ્રેરણાથી રાષ્ટ્રીય મહાસભાને સન્મતિ સૂઝી અને આપણે કારીગરોના જીવનમાં, એમના અર્થકારણમાં અને એમની હુન્નરવિદ્યામાં પ્રવેશ કરવાનો પ્રારંભ કર્યો છે.

આ ચોપડી વાંચતાં પહેલવહેલી વાત એ ધ્યાન ખેંચે છે કે લેખકે સરકારી રિપોર્ટ ઉપરથી અને પાશ્ચાત્ય ગ્રંથો ઉપરથી આ ચોપડી ઉપજાવી કાઢી નથી. પણ જાતે ઘણા પ્રાંતોમાં ફરી ત્યાંની ઘાણીઓ કેમ ચાલે છે, એની સગવડોઅગવડો

કઈ જાતની છે એ બધું તપાસ્યું છે. જૂની ચાલતી આવેલી ઘાણીના નમૂના ઉપર શ્રદ્ધા રાખીને એમણે એમનું નિરીક્ષણ-પરીક્ષણ કર્યું છે. એમની પાછળ રહેલી હુન્નરબુદ્ધિની કદર કરીને જ તેઓ એ વસ્તુઓ તપાસવા બેઠા છે અને ગણિત-શાસ્ત્રને મદદમાં લઈ દરેક નમૂનાના ગુણદોષ આંકડા સાથે તેઓ પુરવાર કરી શકયા છે.

કેળવાયેલો માણસ (પછી તે ભણેલો હોય કે ન હોય) જો પોતાની બુદ્ધિનો લાભ આવા ધંધામાં આપે તો ઝીણા ઝીણા અનેક સુધારાઓ દાખલ કરશે અને તે માણસને તેમ જ પશુઓને આશીર્વાદરૂપ નીવડશે. જુદા જુદા લાકડાના ગુણદોષ, ઘાણીના જુદા જુદા નમૂનાના ગુણદોષ, ઘાણી ચલાવનાર દરેક જાતના પશુની સગવડઅગવડ અને પિલાતા અનાજની ખાસિયત એ બધી વસ્તુમાં નવી નવી શોધો કરી એનું શાસ્ત્ર રચાવું જોઈએ. એમાં પાકશાસ્ત્ર, ઉષ્ણતાશાસ્ત્ર, યંત્રશાસ્ત્ર, પશુવિદ્યા, વ્યવસ્થાશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, આહારશાસ્ત્ર ઈત્યાદિ અનેક શાસ્ત્રોનો ઉપયોગ થશે. અને તે તે શાસ્ત્રોના વિશારદો વચ્ચે સહકાર કેળવાશે. ગામડાંઓમાં ઉદ્યોગપ્રધાન કેળવણી જ્યારે શરૂ થશે ત્યારે આવી ચોપડીઓ પાઠ્યપુસ્તક તરીકે વપરાશે.

સ્વર્ગસ્થ મગનલાલભાઈએ 'વણાટશાસ્ત્ર' અને 'તકલીશિક્ષક' લખ્યા પછી સાબરમતીમાં, બારડોલીમાં, કલકત્તાના ખાદી પ્રતિષ્ઠાનમાં તેમ જ નાલવાડી સાવલી-માં અનેક પ્રયોગો થયા છે અને ઘણી પ્રગતિ પણ થઈ છે, છતાં વણાટશાસ્ત્ર નવેસર હજી લખાયું નથી. એવું આ બાબતમાં ન થાઓ. ઘાણીનું શાસ્ત્ર આખા હિંદુસ્તાનમાં જરૂરનું છે. ખેડૂતનો સંબંધ વણાટ સાથે જેટલો આવે છે એથીયે વધારે તેલના ધંધા સાથે આવે છે. તેલ અને ખોળ વગર ખેડૂતને અને એના બળદને એક દિવસ પણ ન ચાલે; માટે દરેક ખેડૂતે તેલના ધંધામાં પ્રવીણ તો થવું જ જોઈએ. પછી પ્રત્યક્ષ ઘાણી ચલાવવાનું કામ એ પોતે કરે કે ગામના તેલી પાસે કરાવે એ નોખો સવાલ છે.

આવા નાના નાના ઉદ્યોગધંધાઓનો પુનરુદ્ધાર ભારતીય સંસ્કૃતિ, ભારતીય જીવનવ્યવસ્થા અને ભારતીય અર્થકારણની દૃષ્ટિએ જ થઈ શકે એમ છે, માટે એ દૃષ્ટિ પણ મોટા પાયા ઉપર કેળવવી જોઈએ.

**ઑક્ટોબર, ૧૯૩૭**

# ગુજરાતી સાહિત્યના ભીષ્માચાર્ય

**[સ્વ. નરસિંહરાવ વિશેનાં સંસ્મરણો*]**

આધુનિક ગુજરાતી સાહિત્યના સમર્થ શૈલીકાર, સાહિત્યજગતમાં જાણે ભીષ્મા-ચાર્ય, લાંબા વખતની માંદગીની શરશૈયા ભોગવી મકરસંક્રાંતિને વખતે લગભગ

* આ લેખ મહારાષ્ટ્રી વાચકોને ઉદ્દેશીને મૂળ મરાઠીમાં લખાયેલો છે.

ભીષ્માષ્ટમીને સમયે ઈહલોક છોડી ગયા. એમના જમાનાએ તો પહેલાં જ વિદાય લીધી હતી. જ્યારે હું એમને છેલ્લો મળવા ગયો હતો ત્યારે ઈહલોકની કોઈ પણ વાતો એમની સાથે કરવાનું મન જ ન થયું. એમને જોઈને પોતાના 'અનુપમ ગુરુ' ડૉ. ભાંડારકર વિશે એમણે લખેલા શબ્દોનું મને સ્મરણ થયું. આ રહ્યા તે શબ્દો :

"હજી આ અતિવૃદ્ધ સાધુ 'સંગમાશ્રમમાં' જીવન અને મૃત્યુ એ બેના પ્રદેશ વચ્ચે, બેના યુદ્ધ વચ્ચે લટકી રહ્યા છે. જીવનકાર્ય એમણે સમાપ્ત કર્યું છે.— છતાં જીવનમાં છે ત્યાં સુધી અને તે પછી પણ એમનામાંથી પ્રસરતી આધ્યાત્મિક પ્રેરણાઓનાં જ્યોતિઝરણાં ભાવિના વિશાળ પટમાં વ્યાપી રહેશે. બાકી એ પોતે તો પાંદડાં ખરી ગયેલા, ડાળાં તૂટી ગયેલા અનેક વર્ષાવિદ્યુત ઉલ્કાપાતના આઘાત ખમેલા, વનમાં એકલ વૃક્ષ રૂપે ઊભેલા વડના ભવ્ય તરુ જેવા અત્યારે રહ્યા છે. આ દૃશ્ય કરુણરૂપ છે? કોણ જાણે. આદર, સન્માન, ભવ્યભાવ ઈત્યાદિ ગંભીર પ્રવાહો મારા હૃદયમાં તો વહે છે. અને એ કરુણ-ગંભીર, સમ્માનપાત્ર મૂર્તિને હૃદયવડે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરું છું."

ગુજરાતનો કોઈ પણ સાહિત્યસેવી નવયુવક આ વચનોમાં 'આધ્યાત્મિક પ્રેરણાઓ'ને બદલે 'સાહિત્યસંસ્કાર'ના અને 'સંગમાશ્રમ'ને બદલે 'મરીન વિલા' જેવા જૂજ ફેરફાર કરી નરસિંહરાવ માટે તે વખતે લગાડી શકત.

ગુજરાતી જેવી આપણા પાડોશીઓની ભાષાના એક અનન્ય સેવક તરીકે નરસિંહરાવનો પરિચય આપણે માટે અગત્યનો છે એટલું જ નહીં પણ મહારાષ્ટ્ર સાથે તેમને નિકટનો સંબંધ હતો તેથી પણ નરસિંહરાવ વિશે આજની પેઢીએ હકીકત જાણી લેવી ઘટે.

મુંબઈ ઈલાકામાં અંગ્રેજી કેળવણીખાતું સ્થાપન થયું અને આપણા લોકો 'વાઘણનાં દૂધ'નું પાન કરવા લાગ્યા ત્યારે મહારાષ્ટ્રીય વિદ્વાનો ઠીક ઠીક સંખ્યામાં ગુજરાત, સિંધ અને કર્ણાટકમાં કેળવણીખાતામાં કામ કરવાને નિમિત્તે ગયા. સિંધ પ્રાન્ત તો મરાઠી લશ્કરના જોરે જ અંગ્રેજોએ જીતી લીધો હતો. સિંધમાં અંગ્રેજી કેળવણીની શરૂઆત કરવામાં મહારાષ્ટ્રીઓનો સારી પેઠે હાથ હતો તે એટલે સુધી કે નિશાળમાં અમે ભણતા ત્યારે ભૂમિતિમાં ૮૦ માર્ક મળ્યા એમ કહેવાને બદલે યુક્લિડમાં ૮૦ માર્ક મળ્યા એમ જેમ કહેતા, તેમ સિંધના વિદ્યાર્થીઓ ગણિતમાં પોતે પાસ થયા એમ કહેવાને બદલે 'ગોડબોલે'માં પાસ થયા એમ કહેતા થયા છે.

ગુજરાતમાં કેળવણીની મશાલ સાથે આ લોકો પ્રાર્થનાસમાજની હિલચાલ પણ લઈ ગયા. મુંબઈમાં તો મહારાષ્ટ્ર-ગુજરાતનું કાયમનું સંમેલન ભરાયેલું જ છે. એટલે પ્રાર્થનાસમાજ મુંબઈ થઈને ગુજરાતમાં જાય એ સ્વાભાવિક હતું. પ્રાર્થના-સમાજના સાવ આરંભના હિમાયતીઓમાં નરસિંહરાવના પિતા ભોળાનાથ સારાભાઈ હતા. પ્રાર્થનાસમાજને લીધે જ આપાણું અભંગવૃત્ત ભોળાનાથભાઈને ખૂબ ગમી ગયું અને તેમણે ગુજરાતીમાં એક અભંગમાળા રચી. આસ્તિક, સુધારક અને

ધર્મપરાયણ એવા વાતાવરણમાં નરસિંહરાવનું બાળપણ પસાર થયું. કૉલેજમાં ડૉ. ભાંડારકર જેવા વિદ્યાવ્યસની અને શિષ્યવત્સલ ગુરુનો સહવાસ નરસિંહરાવને પ્રાપ્ત થયો અને એમને લીધે જ તેઓ એક પ્રખર શબ્દશાસ્ત્રી બન્યા. શબ્દશાસ્ત્રને લક્ષમાં લઈ ગુજરાતી સાહિત્યનો અભ્યાસ કરવાની પરંપરા નરસિંહરાવથી જ શરૂ થાય છે એમ જરૂર કહી શકાય. અને જોકે નરસિંહરાવના સમકાલીન કેશવલાલ ધ્રુવે એ શાસ્ત્રમાં મહત્ત્વનો ઉમેરો કર્યો છે તોપણ નરસિંહરાવનું સ્થાન હજીયે સ્થિર છે.

પ્રાર્થનાસમાજને કારણે, ડૉ. ભાંડારકરના શિષ્યત્વને લીધે, અને નાનપણના મરાઠી વૃત્તપત્રોના વાચનને લીધે નરસિંહરાવનો મહારાષ્ટ્ર જોડે જે સંબંધ થયો તે દૈવયોગે નોકરીને કારણે સતત વધતો જ ગયો. એકવીસ વર્ષની ઉંમરે તેઓ બી.એ. પાસ થયા તે વખતે મહારાષ્ટ્રીઓ પોતાના સંસ્કૃતના જ્ઞાન માટે ભારે અભિમાન ધરાવતા. ગુજરાતીઓને સંસ્કૃત શાનું આવડવાનું હતું એમ કેટલાક મહારાષ્ટ્રીય વિદ્વાનો તુચ્છતાપૂર્વક કહેતા પણ ખરા; એ તેમની વૃત્તિ નરસિંહરાવને અસહ્ય લાગી. તેઓ સંસ્કૃત વિષયમાં પહેલા આવ્યા અને ભાઉદાજી પ્રાઈઝ મેળવીને તેમણે ગુજરાતનું નામ રાખ્યું. બી.એ. થયા એટલે એમ.એ. અને એલએલ.બી. થવું જ જોઈએ એવી તે જમાનાની સામાન્ય મહત્ત્વાકાંક્ષા હતી. નરસિંહરાવે તે માટેની તૈયારીની શરૂઆત કરી; પણ ચાંદીની બેડીથી જકડાઈ જઈ તેમણે પરીક્ષાનો વિચાર માંડી વાળ્યો. ૧૮૮૪માં તેઓ ખેડા જિલ્લાના આસિસ્ટન્ટ કલેક્ટરની જગ્યાએ નિમાયા. તે પછીનો નોકરીનો મોટો કાળ તેમણે મહારાષ્ટ્રમાં ગાળ્યો. સોલાપુર, વિજાપુર, કારવાર, સિંધ-હૈદરાબાદ, નાશિક, ખાનદેશ, રત્નાગિરિ વગેરે સ્થળે નોકરીને નિમિત્તે તેઓ રહ્યા. રત્નાગિરિમાં તો તેઓ ૧૯૦૫થી માંડી ઠેઠ ૧૯૧૨માં પેન્શન લીધું ત્યાં સુધી રહ્યા. અને તે પછી મુંબઈ નજીક વાંદરામાં અને હાલ ખારમાં જઈને વસ્યા હતા.

ઘણાને આશ્ચર્ય થશે પણ નરસિંહરાવનું નામ મેં મારા નાનપણમાં હું આઠ-દશ વર્ષનો બાળક હઈશ ત્યારે જ સાંભળ્યું હતું. ‘સ્મરણયાત્રા’માં વર્ણવેલી ગોકર્ણની યાત્રાએ હું ગયો હતો તે પહેલાં થોડા જ દિવસ અગાઉ નરસિંહરાવભાઈ ત્યાં ગયા હશે. મંદિરના પૂજારીઓ અમને કહેતા કે, દિવેટિયાસાહેબ મંદિરનો ખજાનો જોવા આવ્યા હતા, પણ ત્યાં ખજાના પર એક કાળોમેશ નાગ બેઠેલો જોઈ સાહેબ પાછા ફર્યા. તે વખતે તો મેં આ હકીકત સાચી માની હતી. એ ઉંમરે મને ખ્યાલ સરખો નહોતો કે દિવેટિયા કોઈ હિંદુની અટક હોઈ શકે છે. મેં તો એમ જ માન્યું હતું કે આવડો મોટો સરકારી અમલદાર કોઈ ગોરો જ હશે.

છેક બાળપણમાં જેમનું નામ સહેજે સાંભળ્યું હતું તેમનું પ્રત્યક્ષ દર્શન થયું છેક ૧૯૨૦માં — છઠ્ઠી સાહિત્ય પરિષદ વખતે કવિવર રવીન્દ્રનાથ ઠાકુરને મળવા તેઓ આશ્રમમાં આવ્યા હતા ત્યારે. તે વખતે હું એટલું જ જોઈ શક્યો કે આ ધુરંધર સાક્ષર સરસ સંગીતજ્ઞ પણ છે, અને ભાષાશુદ્ધિ, છંદશુદ્ધિ અને સ્વરશુદ્ધિના (રાગશુદ્ધિના) આગ્રહી છે. આ ત્રણે બાબતોમાં જે પ્રજા આગ્રહી હોય છે તે

જ સંસ્કારી અને સામર્થ્યશાળી બને છે એવો મારો અભિપ્રાય હોવાથી મારું એમ તરફ સવિશેષ લક્ષ ગયું. એમનું કશું સાહિત્ય તો તે વખતે મેં વાંચ્યું નહો ફક્ત રાષ્ટ્રભાષા ઉપરના એમના વિચારો એમના એક નિબંધમાં ૧૯૧૭ના અરસ માં મેં વાંચ્યા હતા અને એક લેખ લખી તે બાબતમાં મેં એમનો વિરોધ પ કર્યો હતો. (ગુજરાતીમાં લખેલો આ મારો પહેલો જ લેખ હશે.) તેમણે લખ્ હતું કે ભણેલા લોકો માટે રાષ્ટ્રભાષા અંગ્રેજી હોય; અને ન ભણેલા લોકો મા હિંદી. સ્વદેશી સમાજના આમ બે ભાગલા પાડવા તેઓ કેમ તૈયાર થાય છે હું સમજી શક્યો નહીં. તે વખતનો રાષ્ટ્રભાષા ઉપરનો મારો નિબંધ એમન જોવામાં આવત તો જરૂર તેઓ એનો પ્રતિવાદ કરત. કેમ કે તેઓ સાહિત્યવિવેચનમાં હમેશ સજ્જ એવા ઉત્સાહી મલ્લ હતા. કોઈ પણ સાક્ષરી વાદ જામે કે તરત પેંતરામાં ઊભા રહી છઙ્ડુ ઠોકવાના જ.

પરિષદ વખતે પણ મેં જોયું કે, તેઓ અંગ્રેજી ભણેલાઓની જે જુદી ન્યાત પડી છે તેમાંના, અને તે ન્યાતના અભિમાની હતા અને આખર સુધી તેવા જ રહ્યા. જ્યારે ભદ્રમાં રવીન્દ્રનાથ ઠાકુરનું ‘વસંતનું આગમન’ એ વિષય ઉપર કલા-પૂર્ણ ભાષણ થયું અને શ્રોતા લોકોએ એ અંગ્રેજીનો સામાન્ય સાર માગ્યો ત્યારે તેમણે લોકોને ચોખ્ખું પરખાવી દીધું : “ઇમ્પૉસિબલ; અંગ્રેજી શીખી આવો ત્યારે જ આવા ભાષણનો રસ માણવાના અધિકારી થશો.”

એમની કૉલેજની કેળવણીમાં અંગ્રેજી અને સંસ્કૃત સાહિત્યને પ્રધાનતા હતી. એ બન્ને સાહિત્યના ખંતીલા અભ્યાસથી તેમણે પોતાનો સાહિત્યિક આદર્શ ઘડયો હતો. આપણે ત્યાં શેલી, વર્ડ્‌ઝવર્થ અને ટેનિસનનો એ જમાનો હતો. એની સાથે કાલિદાસ અને ભવભૂતિ ભળી ગયા એટલે ગુજરાતી ભાષાને પાવા માટે ઉત્તમ રસાયન તૈયાર થયું. આ રસાયનમાંથી જ ‘કુસુમમાળા’, ‘હૃદયવીણા’ અને ‘નૂપુર-ઝંકાર’ની કાવ્યસૃષ્ટિ જન્મી. વિચાર અને ભાષાની દૃષ્ટિએ નરસિંહરાવે જે શૈલીને જન્મ આપ્યો તે બધે પ્રિય થઈ પડી. અને કવિ નાનાલાલ એને વટાવી આગળ ન ગયા હોત તો આજે પણ નરસિંહરાવની જ શૈલી મોખરે હોત. પણ નાનાલાલ કવિ અને બળવંતરાય ઠાકોરે ગુજરાતી ભાષાને વધારે અપનાવી આધુનિક યુગનો આરંભ કર્યો. અને તેથી ભાષાસૌષ્ઠવ અને પ્રસાદ એ ગુણો હોવા છતાં નરસિંહ-રાવની કવિતા એક રીતે પાછળ પડી ગઈ એમ કહેવાય.

પણ પાછળ પડી એટલે એનું ચલન સાવ બંધ પડ્યું એમ નહીં. હજી લાંબા વખત સુધી નરસિંહરાવની કવિતા આબાલવૃદ્ધ ગુજરાતીઓને આનંદ આપી કવિતાના અભ્યાસકોને છંદરચનામાંથી શિથિલતાનો દોષ કેમ ટાળવો તેનો પાઠ આપશે.

નરસિંહરાવની સાહિત્યકૃતિઓમાં સ્વચ્છતા, પારદર્શકતા, સંયમ અને લોકહિતૈષા ભરપૂર હોવાથી મને તેમને વિશે ખૂબ આદર થતો. તેમનું બચપણ જેટલું વૈભવપૂર્ણ

હતું તેટલો જ કારુણ્યમય તેમના જીવનનો ઉત્તરાર્ધ હતો. તેમનો એકનો એક વહાલો પુત્ર નલિનીકાન્ત ૧૯૧૫માં ગુજરી ગયો. પ્રેમળ પિતાના મનને તેથી ભારે આઘાત પહોંચ્યો. પણ તે આઘાતનું પરિવર્તન ઉદાસીનતામાં ન થવા દેતાં ટેનિસનના In Memorium જેવી 'સ્મરણ-સંહિતા' નામની એક કરુણ-પ્રશસ્તિ તેમણે રચી તે જ વરસે એમણે પ્રસિદ્ધ કરી. 'સ્મરણ-સંહિતા' એ ગુજરાતી ભાષામાં તો એક અત્યુત્કૃષ્ટ કાવ્ય છે જ. પણ મને લાગે છે કે ભાષા-સૌષ્ઠવ તથા કાવ્ય-કલાની દૃષ્ટિએ આ કાવ્ય ભારતીય સાહિત્યમાં માનભર્યું સ્થાન મેળવશે. શોક અને શોકાવેગનો સંયમ, વ્યક્તિગત હૃદયાવિષ્કરણ અને તેમાં પણ તરી આવતું આત્મવિલોપન, નિરાશા અને આશાનાં આંદોલનોનું વિશદીકરણ અને તેમાંથી નીકળતું ગૂઢ ચિંતન — આ બધી વસ્તુઓનું આ કાવ્યમાં એટલું પ્રમાણસર અને સુંદર મિશ્રણ થયેલું છે કે આખું કાવ્ય તાજમહાલના જેવી કોમળતા અને પાવનતાથી મંડિત થયું છે.

આ હૃદયવાણીમાં નિરાશામાંથી આશાનો અંકુર વધે છે અને દૃઢ થાય છે. ભાવોની ઉત્કટતા સાથે જબરદસ્ત સંયમ એ આનું સૌથી મોટું આકર્ષણ છે. કરુણ-પ્રશસ્તિ જ્યારે અસંયત વિલાપિકા બની જાય છે ત્યારે ઘણો રસ માર્યો જાય છે. કાણ કાઢવાથી અરાંસ્કારી હૃદય હળવું થતું હશે પણ એને કોઈ કાવ્ય ન કહી શકે. મારી અભિરુચિ પ્રમાણે અજવિલાપ કે ભામિની-કરુણ-વિલાસ કરતાં 'સ્મરણ-સંહિતા' ઔચિત્યમાં અને ગાંભીર્યમાં ચડે છે. નરસિંહરાવનાં બીજાં કાવ્યો જ્યારે ભુલાઈ જશે ત્યારે આ સંહિતા રસિકજનોના સ્મરણમાં રમતી હશે, અને એમાંની 'મંગલ મંદિર ખોલો'વાળી આતુર-પ્રાર્થના તો ક્યારની ગુજરાતી સાહિત્યનું સદાનું ઘરેણું થઈ ચૂકી છે.

અને 'આશ્રમભજનાવલિ' માટે એમણે કરી આપેલું 'પ્રેમળ જ્યોતિ'વાળું સ્તોત્ર તો ભાષામાં તેમ જ રાગમાં ઘૂઘવતા સાગરની ભરતી પછીની ઓટ જેવું આકર્ષક છે. આટલો સફળ અનુવાદ બીજો હોય તો હું જાણતો નથી.

જેમ પદ્યમાં 'સ્મરણ-સંહિતા' એ નરસિંહરાવની સર્વોચ્ચ કૃતિ છે તેમ ગદ્યમાં એમનો 'સ્મરણમુકુર' છે. બંનેમાં સ્મરણકાવ્ય જ ભરેલું છે. 'સ્મરણમુકુર' દ્વારા ગયા જમાનાની ત્રીસપાંત્રીસ લાક્ષણિક વ્યક્તિઓનો આપણને પરિચય થાય છે અને તે વખતનો સામાજિક ઇતિહાસ આપણે માટે પ્રત્યક્ષ થાય છે. 'સ્મરણ-મુકુર' વાંચતાં આપણને થાય છે કે નરસિંહરાવે જરા વધારે ઉદારતા વાપરી હોત તો સારું થાત. રેખાચિત્રોમાં થોડીક રેખાઓ ઓછી હોય તો કશું બગડતું નથી. પણ કેટલાક લોકોની સત્યનિષ્ઠાની કલ્પના એમને ચેન પડવા દેતી નથી. જો દાબી દેવા જેવી વિગતો પણ ન દાબવામાં સત્યનિષ્ઠા રહી હોય તો દુનિયાની એકે-એક વસ્તુને વિસ્મૃતિની ખાઈમાં ખેંચનાર કાળને અસત્યમૂર્તિ જ કહેવો જોઈએ અને કટુ અનુભવને ભૂલી જનાર યૌવનને અને આશાવાદને સત્યના દ્રોહી જ

કહેવા પડે. પોતાના મન ઉપરની છાપને ઐતિહાસિક બિના જેટલું જ મહત્ત્વ આપવું એ સત્યોપાસકને અને ઇતિહાસલેખકને આવશ્યક છે જ એમ હજુ સિદ્ધ થયું નથી.

છતાં એટલું તો કહેવું જોઈએ કે નરસિંહરાવના આ મુકુરમાં ઈર્ષા, દ્વેષ કે ડંખનો ક્યાંય પડઘો નથી. તેમના સ્વભાવનાં ન્યાયનિષ્ઠુરતા અને વિગતવેડા માત્ર એમાં ખૂબ પ્રતિબિંબિત થયાં છે.

એક રીતે જોતાં એમની 'વિવર્તલીલા' એમના અધ્યયનચિંતનનું પરિપક્વ ફળ ગણાય. અને જો એમાં એમની વિદ્વત્તા અને અધ્યાપકપણું એમણે આટલા ઠાલવી ન દીધાં હોત તો 'સ્મરણમુકુર' કરતાં 'વિવર્તલીલા' જ ચડી જાત.

ગાંધીયુગનો આરંભ થતાં લોકભોગ્ય સાહિત્યનો ઊભરો આવ્યો, અને વિદ્વદ્-ભોગ્ય સાહિત્ય પાછળ પડ્યું એ વખતે કોઈ લેખકે ગાંધીયુગ પહેલાંના સાક્ષર-યુગની ઠેકડી કરતો એક લેખ લખ્યો. પોતાના જમાનાની આમ વિડંબના થતી નરસિંહરાવથી કેમ સહન થાય? એ જ અરસામાં ગાંધીજીના મણિમહોત્સવને પ્રસંગે તે વખતના મારા વિદ્યાર્થી ઉમાશંકર જોશીએ લખેલા 'વિશ્વશાંતિ' કાવ્યની મેં એક નાનકડી પ્રસ્તાવના લખી. મૂળ કાવ્યની શૈલી સુડોળ હતી અને મારી પ્રસ્તાવના પણ સાક્ષરી શૈલીમાં લખેલી. કાવ્ય બહુ જ સરસ ઊતર્યું હતું એટલે નરસિંહરાવનો આત્મા સ્વાભાવિકપણે જ પ્રફુલ્લ થયો. અને તેમણે તે કાવ્યની સરસ સમાલોચના કરી. મારી પ્રસ્તાવનાની સાક્ષરી શૈલી હાથમાં આવતાં જ એમણે એ વસ્તુનો તરત જ ઉપયોગ કર્યો અને જાણે ગુનેગાર સપડાયો હોય એમ મને તેમણે પકડ્યો. "મહાકાન્તારને પાદાક્રાન્ત કરનાર વનકેસરીને પણ જે દર્શન દુઃસાધ્ય છે તે દિનમણિના ઉપસ્થાનમાં ઊડતા ચણ્ડોલ અને ગરુડને સહજ છે." એવાં એવાં મારાં વાક્યો ટાંકીને તેમણે લખ્યું, "ગાંધીયુગના સાહિત્યના અગ્રગણ્ય પ્રતિનિધિની આ વાણી સાક્ષરયુગના સાહિત્યથી જરા પણ જુદી પડે છે એમ કોઈ કહી શકે ખરો?" તેમણે મારી ઉપર આ હુમલો ચડાવ્યો તે વખતે હું જેલમાં હતો. બહાર આવતાં જ પોતાનો બચાવ કરતો એક સવિસ્તર કાગળ મેં તેમને લખ્યો. પણ તે વખતે તેમની એક કન્યાનું અવસાન થવાથી તેઓ ઘણા દુઃખિત થયા હતા અને પછી તો તેમની તબિયત ખૂબ જ લથડી ગઈ.

કૉલેજના દિવસોમાં વંચાતા સાહિત્યનું 'ઇન્ટ્રોડક્શન ઍન્ડ નોટ્સ' સાથે અધ્યયન કરતાં કરતાં નરસિંહરાવના તમામ સાહિત્યને એ વસ્તુનો ચેપ લાગ્યો છે. કોઈ ન્યાયાધીશ પોતાનો ચુકાદો લખતો હોય, કોઈ સંશોધક પોતાનો પુરાવો રજૂ કરતો હોય અને કોઈ અધ્યાપક પોતાનો વિષય વિશદ કરતો હોય તેવી શૈલીમાં જ તેઓ આખર સુધી લખતા આવ્યા. સાક્ષરયુગના પ્રારંભમાં આ પદ્ધતિની છાપ સારી પડી હશે. આજે એ શૈલી કાલગ્રસ્ત થઈ. સારું થયું કે હવે કોઈ પણ સાક્ષર અથવા અસાક્ષર એ શૈલીને અનુસરતો નથી. મારા કહેવાનો અર્થ એમ નથી લેવાનો કે નરસિંહરાવનું સાહિત્યવિવેચન હવે વાંચવા જેવું રહ્યું નથી.

ગુજરાતી સાહિત્યના દરેક અભ્યાસીએ 'મનોમુકુર'ના બંને ભાગ ધ્યાનપૂર્વક વાંચવા જ જોઈએ. સાહિત્યના અધ્યાપકનાં ચાર વર્ષ સુધી ચરણ સેવતાં પણ જે કેળવણી ન મળી શકે તેટલી કેળવણી અને ખાસ કરીને દીક્ષા એ બે ગ્રંથના અધ્યયનથી મળશે.

આપણા પદવીધરોમાં ઊંડી વિદ્વત્તાનો અને માહિતીની ચોકસાઈનો આગ્રહ પહેલેથી ઓછો છે અને હમણાં હમણાં તો નવલકથા, લઘુકથા, કવિતા અને કલ્પના-વિલાસ એટલાં બધાં વધી પડયાં છે કે ભાષા, જોડણી, વ્યાકરણશાસ્ત્ર, છંદશાસ્ત્ર, અલંકાર અને રસમીમાંસા એ બધા કર્કશ વિષયો તરફ ગણિત અને તર્ક જેટલો જ અણગમો વધેલો દેખાય છે! ડૉ. ભાંડારકર પાસેથી દીક્ષા પામેલા નરસિંહરાવ ગુજરાતી ભાષા માટે ભાષાશાસ્ત્રના ખાં બની ગયા એમાં લગીરે આશ્ચર્ય નથી. આશ્ચર્ય અને દુ:ખ એ છે કે એમની પરંપરા આગળ ચલાવનાર ભાષાશાસ્ત્રીઓ ગુજરાતમાં ગણ્યા-ગાંઠ્યા જ છે! નરસિંહરાવ અને કેશવલાલભાઈ ધ્રુવ કૃતકૃત્ય થાય અને 'શિષ્યાદિચ્છેત્ પરાજયમ્'ની વૃત્તિથી આશીર્વાદ આપે. એવા ભાષાશાસ્ત્રી આજે ગુજરાતમાં કોણ છે? દરેક નવો જમાનો જૂના જમાનાના ખભા ઉપર ચઢીને ઊંચો થાય છે એટલે સહેજે એ દૂર સુધી જોઈ શકે છે. પણ એટલા ઉપરથી—જૂના વિદ્વાનો કરતાં થોડીક વિગતો અને થોડા સિદ્ધાંતો વધારે જાણે છે અને બેચાર ભાષાઓની તુલના કરી શકે છે, એટલા ઉપરથી—કોઈને સવાઈ નરસિંહરાવ કહી ન શકાય! નરસિંહરાવે આપેલાં **Wilson Philological Lectures**વાળી માળાનાં સાત વ્યાખ્યાનો નક્કર પાંડિત્યથી ભરેલાં છે. પણ જ્યાં સુધી એ જ્ઞાન અંગ્રેજીમાં જ રહેશે અને એમને કોઈ ગુજરાતીમાં નહીં ઉતારે ત્યાં સુધી ગુજ-રાતમાં ભાષાશાસ્ત્રજ્ઞોની પરંપરા જામવાની નથી.

૧૯૩૦ની સાલમાં નરસિંહરાવે મુંબઈ યુનિવર્સિટી તરફથી ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળાનાં પાંચ વ્યાખ્યાનો આપ્યાં. ભક્તશિરોમણિ નરસિંહ મહેતો અને વેદાન્તી ચાબખાની ટંકશાળ ચલાવનાર સોની અખો આ બે જ કવિઓ વિશે નરસિંહરાવે એમાં વિવેચન કર્યું છે, પણ કર્યું છે તે સાંગોપાંગ કર્યું છે. પણ ૧૯૩૦માં પણ એમને એ વ્યાખ્યાનો અંગ્રેજીમાં આપવાનું સૂઝયું! વ્યાખ્યાનમાળાના નિયમો પ્રમાણે પોતાનાં ભાષણો અંગ્રેજીમાં અથવા ગુજરાતીમાં આપવાનો વિકલ્પ એમની આગળ હતો પણ તેમને થયું કે "ગુજરાતીમાં વિવેચન કરવું એ તો સમુદ્રને મીઠું આપવા જેવું થશે. અને ગુજરાતીઓ તો મુઠ્ઠીભર લોકો! એના કરતાં ગુજરાતી સાહિત્ય વિશે જાણવાને ઇન્તેજાર એવા અંગ્રેજોના વિશાળ શ્રોતાવર્ગ માટે અંગ્રેજીમાં વ્યાખ્યાનો અપાય તો વધારે સારું. અમારા સાહિત્યનો આસ્વાદ લેવો હોય તો અમારી ભાષા શીખો, એવી દલીલ કરવી એ કેવળ ગાંડપણ છે, એના કરતાં એમને ઉદ્દેશીને અંગ્રેજીમાં બોલાય તો એમની જિજ્ઞાસા જાગ્રત કરાશે અને કદર કરતો રસ એમનામાં પેદા થશે." એવા ખ્યાલથી એમણે પોતાનાં વ્યાખ્યાનો અંગ્રેજીમાં જ આપ્યાં અને છાપ્યાં!

એટલે જ કહું છું કે એમણે આખર સુધી પોતાનો અસલી જમાનો છોડયો નહીં!

આમ કહી હું એમને વખોડવા નથી માગતો. દરેક માણસને ઈશ્વરે એક જમાનાની જ તક અને જુમ્મેદારી આપેલી હોય છે. ત્રણ ત્રણ જમાના સુધી પોતાની તાજગી અને જાગૃતિ ટકાવી રાખનારા લોકો હંમેશાં વિરલા જ હોય છે. પ્રાર્થનાસમાજના વાતાવરણમાં ઊછરેલા નરસિંહરાવભાઈએ મધ્યમ વર્ગના શુદ્ધ સદાચારનો આદર્શ સાહિત્યમાં તેમ જ જીવનમાં જાળવ્યો અને સંસ્કારી ખાનદાનીનો વારસો ચલાવ્યો એ આપણે માટે બસ થવું જોઈએ.

કળાની ઉપાસનામાં સદાચારને જતો કરનાર આજના જમાનામાં નરસિંહરાવનો 'કલા અને સત્ય' એ પુણ્યપ્રકોપથી ભરેલો નાનકડો નિબંધ ખાસ વાંચવા જેવો છે. એક નાટક વિશે લખતાં તેઓ લખે છે: "કૉલેજમાં ભણતી ગુજરાતી કન્યાઓ ઉપર નિંદાપ્રહારનાં દર્શન થવાની સાથે જ મ્હારું હૃદય ઊકળી આવ્યું! કળાનો આ અતિચાર! કળા અને સત્યનો અવિચ્છેદ્ય સંબંધ ક્ષુદ્ર ભાવથી તોડી નાખેલો જોઈ મારી રસવૃત્તિને પણ આઘાત લાગ્યો! . . . આ સત્યવિરોધી નિંદાચિત્ર માટે નાટકકારે શું પ્રાયશ્ચિત્ત ભોગવવું પડશે? અલબત્ત, આ નાટકનો અભિનય અજ્ઞાન અને નિંદારસિક લોકસંઘ સત્કારપાત્ર ભલે બનાવે અને ધનસંચયનું સાધન થઈને લાગતાવળગતાને તૃપ્ત કરે; પરંતુ ભારે જવાબદારીનું ભાન હોય એવા નાટકકારને સારુ તો હા હમણાં નહીં પણ કોક કાળે એમની નાયિકાને માટે ચીતરેલા શ્યામ પરિણામના કરતાં વિશેષ શ્યામ ભાવિ સંતાઈ રહ્યું છે. આટલી ચેતવણી શું બસ નહીં થાય?

"વાત ખરી એમ લાગે છે કે વક્રચિત્રો ચીતરવાના આવેશમાં તણાઈ જવાથી આ નાટકકારે સત્યનું પાયારૂપ તત્ત્વ જ વિલુપ્ત કરી દીધું છે; અને વિલુપ્તચિત્રો-(Caricatures)ના આલેખનને પણ સત્યની અમુક પ્રકારની સંકોચમર્યાદાઓ હોય છે તે રહસ્ય ભૂલી જઈને આ નાટકકારે કેવળ વિપરીત ભાવથી પ્રેરાયેલાં વક્રચિત્ર ચીતર્યાં છે! વિકૃત-ચિત્ર વક્ર-ચિત્રની સ્થિતિ સુધી જઈ શકે એ ખરું પરંતુ વક્ર-ચિત્ર ચીતરવા માટે વક્રદૃષ્ટિ ન રખાય. ઋજુ-દૃષ્ટિથી ચીતરાય તો જ વક્રચિત્ર તે સત્યના અને સદુદ્દેશના ગુપ્ત અંશો વડે શ્રદ્ધાપૂત અને અદૂષિત બને. આ તત્ત્વ આ નાટકકારને કોણ શીખવશે?... આ સ્થિતિમાં આ નાટક લખનારની નૈતિક ભાવના વિશે શું કહીશું? . . . આ નાટકના માટે પરિણામે તો અરુચિ જ દર્શાવવી પડે છે! આ પ્રકારનું વક્રદર્શન નાટકકારની પોતાની જ મનોદશાનું પરિણામ તો નહીં હોય? પ્રભુને એટલી જ પ્રાર્થના છેવટે કરીશું કે ગુજરાતી સાહિત્યને કલંકરૂપ હાવી કૃતિઓ આટલેથી જ અટકો!"

નરસિંહરાવભાઈએ સાહિત્યમાં ચોખલિયો આદર્શ રાખ્યો હતો એમ તો કોઈ ન કહી શકે! છતાં જ્યાં સદાચારનો અને સમાજહિતનો એમનો આદર્શ દુભાયો ત્યાં તેઓ પુણ્યપ્રકોપથી સળગી ઊઠે છે! જીવનનો આદર્શ જુદો અને સાહિત્યનો

જુદો એવું દ્વૈત તેઓ સાંખી શકતા નથી! અને બંને ક્ષેત્રમાં આદર્શની કશી જરૂર નથી એમ કહેવા જેટલા 'મુક્તાત્મા' તેઓ બન્યા ન હતા.

દરેક સમાજ માટે અને એના સાહિત્ય માટે આવા પીઢ પહેરેગીરની જરૂર હોય જ છે. સરકારી કાયદો આવી બાબતમાં સમાજને પૂરતું રક્ષણ આપવાને સમર્થ નથી હોતો. જ્યારે સમાજનું મીઠું જ અલૂણું થઈ જાય છે ત્યારે સમાજને કોઈ પણ શક્તિ બચાવી શકતી નથી.

ભાષાશુદ્ધિના આગ્રહી નરસિંહરાવનું ધ્યાન ગુજરાતની અતંત્ર જોડણી તરફ ગયા વગર કેમ રહે? સ્વર્ગસ્થ નવલરામ જેવાઓએ જોડણીની ચર્ચા ક્યારનીયે છેડી હતી તેને લઈને નરસિંહરાવે જોડણીની ઝુંબેશ ચલાવી અને ૧૯૦૫માં એ વિષય ઉપર એક સવિસ્તર નિબંધ લખ્યો. એમણે આ બાબતમાં ઘણું સંગીન કામ કર્યું છે; પણ શાસ્ત્રપરતંત્ર થઈ એમણે કેટલીક બાબતમાં વધારે પડતો આગ્રહ રાખ્યો એટલે એમના સુધારા બહુજનમાન્ય થવાને બદલે એક પંથમાં પરિણમ્યા. એમના કેટલાક અનુયાયીઓ 'અમે' ને 'અહ્મે' લખવા સુધી પહોંચ્યા હતા (અનુયાયીઓ માટે મૂળ પ્રચારકને કોઈ કાળે જોખમદાર ન ગણવા જોઈએ. દરેક સમર્થ સુધારક અને પ્રચારકને અર્ધદગ્ધ અનુયાયીઓની સજા ભોગવવી પડે જ છે.) નરસિંહરાવનો હશ્રુતિ અને યશ્રુતિવાળો પંથ ફાલ્યો નહીં પણ તેઓ તે અભિપ્રાયને છેવટ સુધી વળગી રહ્યા.

સને ૧૯૨૪માં ગાંધીજીએ મને સૂચવ્યું કે શુદ્ધ જોડણીને અભાવે ગુજરાતી ભાષા ભૂતની પેઠે ભમે છે એ દુર્દશા દૂર કરવા માટે શુદ્ધ જોડણીનો એક સંપૂર્ણ કોશ તૈયાર કરો. મેં એમની પાસેથી બીજા બે જણનાં નામ માગી લઈ એક જોડણી સમિતિ તૈયાર કરી અને બહુજનમાન્ય થાય એવી જોડણી નિશ્ચિત કરવાનું આરંભ્યું. આ કામને અંગે મારે નરસિંહરાવને એકબે વાર મળવાનું બન્યું. જોડણીની અરાજકતા દૂર કરવાની વાત મારા પરિપત્રમાં મેં છેડી હતી એટલે એમણે માની લીધેલું કે એમની જોડણીને જ હું અરાજકતા ગણી કાઢું છું. એટલે જ્યારે હું એમને ખાર મળવા ગયો ત્યારે પ્રતિપક્ષીનો સામનો કરવાને ચંગ બાંધીને તેઓ તૈયાર થયા. પણ મારા જેવો નિરાગ્રહી અહિંસક થોડો જ એમની સામે ઝૂઝવાનો હતો? એમાં વળી હું તો દક્ષિણી રહ્યો. મરાઠીની જોડણીના નિયમો જુદા, ગુજરાતીના જુદા. અમે મરાઠીમાં સ્ત્રી શબ્દનું અનેકવચન કરતાં 'स्त्रिया' એવું હ્રસ્વ ઇવાળું રૂપ કરીએ છીએ. મારી વૃત્તિ કે અભિરુચિ ગુજરાતીમાં શા કામમાં આવવાની હતી? અને હશ્રુતિ અને યશ્રુતિમાં તો હું નરસિંહરાવ સાથે મળતો જ હતો. મેં મારી નિરાગ્રહી સર્વસમન્વયકારી દૃષ્ટિ અને મારું મિશન એમને સમજાવી દીધું અને ઉમેર્યું કે યશ્રુતિ અને હશ્રુતિ ગુજરાતીમાં દાખલ કરવાં હોય તો જોડાક્ષરની ઢબે એ કોઈ કાળે ચાલવાનાં નથી. એને માટે અક્ષરનો કાનો જરાક વાંકો કરીને (બંગાળી જોડાક્ષરમાં ય બતાવાય છે તેમ) અથવા બીજું એવું જ કોઈ ચિહ્ન વાપરીને રસ્તો કાઢવો પડશે.

એટલે નરસિંહરાવે કહ્યું કે 'પણ હિંદીની પેઠે નુક્તો નહીં ચાલે. તે ઊડી જાય છે અથવા તૂટી જાય છે. પણ મારા જીવતાં કોઈ પણ સારું ચિહ્‌ન ચાલતું કરો તો સારું.' મેં કહ્યું, "તો તો, કાં તો મારે ઉતાવળ કરવાની રહી અથવા આપે મંગલ મંદિર ખોલવાની ઉતાવળ છોડવી રહી." આ વાતને ઘણાં વરસ થયાં. એમણે ઘણી ધીરજ બતાવી પણ એ બે શ્રુતિઓનો હું ઉકેલ આણી શકું તે પહેલાં જ મેં ગુજરાત છોડ્યું અને એમણે આ દુનિયા છોડી!

મેં એમને તે વખતે કહેલું કે 'સર્વમાન્ય જોડણી ન થાય અને સહેજસાજ પણ ચોક્કસ મતભેદને લીધે બે પંથ ચાલે તો તે સહન કરી શકાય એવી વસ્તુ છે. અમુક વિકલ્પો તો માન્ય કરવા જ પડે છે. પણ જોડણી પ્રત્યે સાવ બેદરકાર થઈ લેખકો અને મુદ્રકો क्षणे क्षणे यन्नवतामुपैतिવાળી ગમે ત્યારે ગમે તેવી જોડણી કરી બેસે અને छंदसि बहुलम् એ એક જ વૃત્તિને વળગી રહે ત્યારે એને હું અરાજક કહું છું, એવું અરાજક ટાળવું એ આપણી સમાન ઇંતેજારી છે. હું શબ્દશાસ્ત્રને અને એના સિદ્ધાંતોને ઘણે દરજ્જે માનું છું પણ આ બાબતમાં હું સર્વાંશે શાસ્ત્રપરતંત્ર થવા તૈયાર નથી. જોડણીને શાસ્ત્રશુદ્ધ રાખવાનો હું બનતો પ્રયત્ન કરીશ. પણ છેલ્લી ઘડીએ શાસ્ત્રશુદ્ધિ કરતાં સર્વમાન્યત્વને જ વધારે મહત્ત્વ આપું અને જોડણી એકધારી કરવાની વાતને જ સર્વોપરી ગણું.' હું મળવા ગયેલો ત્યારે 'મારા વિરોધી પક્ષના હોવા છતાં મને કેમ મળવા આવ્યા!' એ જ એમની સલામીનું વાકય હતું. મેં તરત કહ્યું કે 'હું વિરોધી છું જ નહીં, અને જોડણીની બાબતમાં આપની એકાદ વાત ગળે ન ઊતરે અથવા અમલમાં ન મૂકી શકું તો તેટલા માટે શું આપનો સત્સંગ હું ન શોધું?' ત્યાર પછી અનેક વાર એમને મળવા ગયો છું અને દર વખતે એમણે મને પોતાના સદ્‌ભાવથી નવરાવ્યો છે. મારી 'સ્મરણયાત્રા' મેં એમને મોકલેલી ત્યારે એમાંનું 'આક્કા'વાળું પ્રકરણ પોતાને કેટલું ગમ્યું એ કહેતાં એમની આંખોમાં ઝળઝળિયાં આવ્યાં હતાં. અને પછી પોતાની 'વિવર્તલીલા'ની એક પ્રતિ મને આપતાં ઉત્સાહભેર એમાંનો એક પરિચ્છેદ — પાંચમા પ્રકરણમાં "लेका तूं लेकी तूं"વાળો પ્રસંગ — એમણે મને વાંચી સંભળાવ્યો હતો!

કરુણરસ એમનો પોતાનો જ હતો અને ઈશ્વરે એમને એ રસ એટલો તો પૂરો પાડ્યો કે છેવટે છેવટે તેઓ કહી શકત "दुःख-संवेदना-यैव मयि चैतन्यमाहितम्" પણ એમની ઈશ્વર-નિષ્ઠા કોઈ કાળે ડગી નહીં. 'સ્મરણ-સંહિતા'માં ગવાયેલી શ્રદ્ધા કવિ-કલ્પનાનું પડ નહોતું પણ હૃદયમાં કેળવેલી સ્થાયી વૃત્તિ હતી :

ઈશ ઇચ્છા સંગમાં ભેળું ઇચ્છા માહરી
બે પ્રવાહો એકઠા થાતાં મધુરતા છે ખરી

*

ઓ મૃત્યુ! ઓ દુઃખ! ભલે જ મ્હાલો
આ વિશ્વમાં પૂર્ણ પ્રતાપ ધારો

તમે ખરાં બંધુ ગણી વધાઉં
દંષ્ટ્રાકરાલ નીરખી નહિ ખિન્ન થાઉં.

*

તાતની ઇચ્છા થકી ભિન્ન મુજ ઇચ્છા થતાં
બેસૂરા ધ્વનિ લાગીને મુજ શ્રાવણને (એ) પીડતા
વિષમ છે એ સાધવું ધર્મનું સંગીત તો
વિશ્વના ઉસ્તાદની તાલીમ લે તે રીઝતો.

*

દુ:ખ અગ્નિતણા ગુણે આત્મ-ઉજ્જવલતા વધે;
કઠિન તે કોમળ બને ને ઉર વિશાળ થઈ રહે.

**માર્ચ, ૧૯૩૭**

# જેલજીવનની એક કથા

**[ઇન્સાન મિટા દૂંગા*નું અવલોકન : એક અપ્રકટ નોંધ]**

ભાઈ કૃષ્ણલાલે આપેલી સો પાનાંની આ વાર્તા વિવિધ રસથી વંચાય એવી છે. સ્વરાજની હિલચાલને અંગે હજારો દેશવાસીઓ જેલમાં જઈ આવ્યા છે. દરેકને જેલ બહાર નીકળતી વખતે જેલની દુનિયાનો ઉદ્ધાર કરવા માટે આપણે કશું કરી શકયા નથી એનો પશ્ચાત્તાપ ઉત્પન્ન થયો હોવો જ જોઈએ. કશું કર્યા વગર આપણે બહાર નીકળીએ છીએ; પાછળ રહેલાઓને આપણે ભૂલી જઈએ છીએ એ કંઈ આપણને છાજે નહીં; બહાર નીકળવામાં આપણે અંદરની દુનિયાને અન્યાય કરીએ છીએ; આપણે ગુનેગાર છીએ એવું દરેકને લાગ્યા વિના રહ્યું નહીં હોય. બહાર આવ્યા પછી સ્વરાજનું બીજું કામ વધારે મહત્ત્વનું લાગે છે. અનેક જાતની આશાઓ અને મહત્ત્વાકાંક્ષાઓ મગજમાં ગિરદી કરે છે, અને મૃત્યુની પેઠે જેલને પણ આપણે ભૂલી જઈએ છીએ.

ભુલાઈ ગયેલી એ જેલની દુનિયાનું સ્મરણ ફરી તાજું કરવાનું કામ આ વાર્તા કરે છે. ૧૯૨૩માં જ્યારે પહેલી વાર જેલમાં ગયો ત્યારે કેદીઓનું વર્ગીકરણ ન હતું એટલે યુરોપિયનયાર્ડ અથવા કવૉરેન્ટીન, ફાંસીખોલી અને કાળાપાણીવાળા લોકોનું છોટાચક્કર નં. ૪, — બધાં સ્થાનો અને ત્યાંના રહીશો સાથે પરિચય થયો હતો. તે વખતે ‘રવાજી’ કેદીઓ સાથે હળવાનું મળતું. મનુષ્યજીવનની કેટલીયે કરુણ કથાઓ સાંભળવાને મળતી અને કેટલીક નજર આગળ ભજવાતી. જેલના અમલદારોની અને પોલીસોની દુષ્ટતા જોઈ હૃદય બળતું, પણ કેદી વૉર્ડરો અને સામાન્ય કેદીઓ-પણ અરસપરસ કેટલી નિર્દયતાથી અને હીનતાથી વર્તે છે એ જોઈને તો

* લેખક શ્રી કૃષ્ણલાલ શ્રીધરાણી.

માનવસ્વભાવ વિશે હૃદય ઘણી વાર નિરાશ થતું. દુ:ખ સહન કરીને આ કેદીઓ હૃદયના કોમળ બનવાને બદલે કઠોર અને વિકૃત કેમ બને છે એ જ સવાલ મનમાં આવતો હતો, અને ફરી ફરી કુમળા કવિ કાઉપરની લીટીઓ યાદ આવતી:

Oh for a lodge is some vast widerness,
Some boundless contiguity of shade,
Where rumour of oppression and deceit,
Of unsuccessful or successful war,
Might never reach me more ! My ear is pained,
My soul is sick, with every day's report
Of wrong and outrage with which earth is filled.
There is no flesh in man's obdurate heart,
It does not feel for man; the natural bond
Of brotherhood is severed as the flax
That falls asunder at the touch of fire.

—W. Cowper

અમે જ્યારે રાજદ્વારી કેદીઓ પણ અંદર અંદર કજિયા-કંકાસનું વાતાવરણ જમાવતા, પોતાનું સેવાવ્રત ભૂલી જતા અને એકાદ રાજદ્વારી કેદી પોલીસો આગળ સામાન્ય કેદીઓ વિશે તકરાર કરી એને માર મરાવતો ત્યારે તો જીવન અસહ્ય થઈ જતું. પરિણામે જીવનરસ ક્ષીણ થવા લાગ્યો અને એકાન્ત ઓરડીમાં રહેવા દેવાની કાયર માગણી પણ કરી. વિનોદી સુપરિન્ટેન્ડેન્ટ કહે: તમે રાજદ્વારી કેદી છો, તમને મારી સત્તાથી ફટકાની પણ સજા કરી શકું, પણ એકાંત ઓરડીની સજા મુંબઈ સરકારની પરવાનગી સિવાય ન આપી શકું! એકાંતની સજાથી કેટલાયે ગાંડા થઈ ગયા છે! એને ક્યાં ખબર હતી કે એકાંતને અભાવે પણ ગાંડા થવા જેવું વાતાવરણ એની જેલમાં હતું. એ બધું વાતાવરણ ભૂલી જવા અને સ્વરાજ માટે ભોગવાતી જેલ મહેલ બનાવવા ઓતરાતી દીવાલોવાળું પ્રકરણ લખી કાઢ્યું. જેલમાં અનુભવેલી માનસિક વેદનાનું બયાન કરવું કે ન કરવું એ વિશે મનમાં ગડમથલ રહી તે રહી જ છે.

એ જ વખતની જેલમાં ચાર્લ્સ રીડની 'It is never too late to mend' એ જેલજીવનને ચીતરતી નવલકથા વાંચી. રાજગોપાલાચારીએ પોતાના જેલના અનુભવ પોતાની 'વાસરી' (Diary) લખી દુનિયા આગળ મૂક્યા હતા એટલે જેલ વિશે લખવાનું તો ઘણું મન થતું હતું.

આ વખતની જેલમાં જુદી જાતનો અનુભવ મળ્યો. સામાન્ય કેદીઓથી અમને રાજદ્વારીઓને જુદા પાડવામાં આવ્યા અને અમારા વર્ગો પાડી અમારું જીવન વિષમ કરવામાં આવ્યું. બંને પ્રકારની જેલનો જેને અનુભવ છે તે જ કહી શકે કે 'અ-બ' વર્ગનાં પ્રાણીઓ 'ક' વર્ગના દુર્દૈવોની સ્થિતિ બરાબર નહીં સમજી શકે. ભાઈ કૃષ્ણલાલ 'અ-બ'ના જમાનામાં જેલ જઈ આવ્યા છે. એમણે રવાજી કેદીઓની

દુનિયા ભાગ્યે જ જોઈ હશે, છતાં કવિસહજ સમભાવથી તેઓ આખું વાતાવરણ સમજી ગયા છે, અને જેલનું સામાન્ય વાતાવરણ કેવું હોય છે એનો તાદૃશ ચિતાર એમણે અહીં રજૂ કર્યો છે. નવલકથામાં આદર્શો ચીતરવાનો ઉદ્દેશ નથી હોતો. આદર્શો કવિતામાં જ શોભે. નવલકથા એ સમાજનો અરીસો છે. પ્રત્યક્ષ દુનિયાને ચોકઠાની અંદર સ્વચ્છ કાચમાં પ્રતિબિમ્બિત કરવી એ નવલકારનું કામ છે એવો ક્ષેત્રભેદ આધુનિક સાહિત્યકારોએ કરેલો છે. ભાઈ કૃષ્ણલાલે જાણે એ વ્યવસ્થા સ્વીકારી આ રસમય વાર્તા લખી છે. રામનારાયણભાઈએ પોતાની 'નવો જન્મ' નામની વાર્તામાં જેમ ઝમકુ કાકીની ચારિત્ર્યવિકૃતિ બતાવી છે તેમ આ વાર્તામાં જુદી રીતે બતાવ્યું છે. ગંગા જેવો નિર્મળ ગંગારામ કૃષ્ણ સર્પ જેવો કુટિલ કેમ બની જાય છે અને માણસ મટી કરાલ રાક્ષસી સૂબેદારના પાપની કઠોર અને કરાલ પરિણતિનું રૂપ ધારણ કરે છે તેનો રોમાંચકારી ચિતાર અહીંયાં આપેલો છે. બંનેને એકસામટા વેતરણીના પ્રવાહમાં છોડી દઈ લેખકે પ્રાકૃત હૃદયને વિષાદમય સંતોષ પૂરો પાડયો છે. વાર્તાના આ અંતમાં જે પૂર્ણવિરામ આવે છે તે કળાની દૃષ્ટિએ તેમ જ બોધની દૃષ્ટિએ અનિષ્ટ છે એમ મને ભાસે છે. ખૂન કરનારને ફાંસીએ ચડાવી પ્રાકૃત સમાજ સંતોષ માને છે. પોતાના પુત્રનો નાશ કરનારનો વધ કરવા કરતાં એને પુત્રનાશની અસહ્ય વેદનાનો સ્વાદ ચખાડનાર ગંગારામ એવો જ સંતોષ પોતે મેળવે છે. અને એનો ચિતાર ચીતરી આપનાર કવિ આપણને પણ એ જ સંતોષ પૂરો પાડે છે.

માનસશાસ્ત્રીઓએ જોયું છે કે કાયદેસર ખૂન ગેરકાયદેસર ખૂનને પિતૃસ્થાને છે.

પ્રાર્થનાસમાજના વ્યાસપીઠ પરથી ઈશ્વરના પ્રેમસ્વરૂપનું વર્ણન કરનાર કોઈ ન્યાયાધીશ જ્યારે કોઈ ખૂનીને ફાંસીની સજા ફરમાવે છે; અને એ ફરમાન હાથમાં લઈ એક સુપરિન્ટેન્ડેન્ટ, બે જેલરો, ત્રણ ડૉક્ટરો, ચાર સિપાઈઓ અને પાંચ વૉર્ડરો એ દુર્દૈવી અસહાય ગુનેગારને હાથ પાછળ બાંધી દઈ એક ખૂણામાં લઈ જાય છે અને ત્યાં કાવતરાબાજોની પેઠે પ્રથમથી તૈયાર કરી રાખેલી ઘાતની સગવડો વાપરી ધોળે દહાડે એનું ખૂન કરે છે; ત્યારે જેલના વાતાવરણમાં રહેતા બધા જ ગુનેગારો, અમલદારો તેમ જ કેદીઓ – મનુષ્યહૃદયનો તેમ જ ઈશ્વરનો દ્રોહ કરતા જોઈએ છીએ. જેલમાં ચાલતી નરકપુરીની જુમ્મેવારી છેવટે સમાજના આગેવાન ગણાતા ન્યાયાધીશો, એમને મદદ કરતા વકીલો, ધારાસભામાં બેસી કાન ઉઘાડતા ધારાશાસ્ત્રીઓ અને દરેક વખતે કેવળ ઈન્સાફ માગનાર વર્તમાનપત્રકારો બધાને માથે આવી પડે છે. ગુના સામે આંધળો વિરોધ કરનાર સમાજ જ ગુનાનો મૂળ જનક છે. જે દુષ્ટતા સમાજમાંથી આપણે નાબૂદ કરવા માગીએ છીએ તેને જ કાયદા, કોર્ટો અને જેલો મારફતે આપણે મજબૂત કરતા જઈએ છીએ એ દહાડે દહાડે સમાજના મન ઉપર વધુ ને વધુ ઠસવા લાગ્યું છે. તેથી જ 'લાલ ટોપી' કે 'ઈન્સાન મિટા દૂંગા' જેવી વાર્તાઓ આપણી ભાષામાં પ્રગટ થવા લાગી છે. ન્યાય કે દયા? મનુષ્યજીવન – સામાજિક જીવન–નો ઉદ્ધાર શામાં રહેલો છે એ સવાલ વિક્ટર

હ્યૂગોએ 'લે મિઝરેબલ'માં ઉઠાવ્યો છે. એમાં કાયદા અને ન્યાયનો કઠોર પક્ષપાતી પોલીસ અમલદાર પોતાની પણ દયા ખાતો નથી અને અંતે પ્રેમધર્મમાં ધર્માન્તર કરવા કરતાં નદીમાં પડી આત્મહત્યા કરવાનું વધારે પસંદ કરે છે. જ્યારે ડી-ના બિશપની 'ક્ષમાવૃત્તિ' વાર્તાના કથાનાયક જાં વાલ્ઝાંમાં અવતરી સમાજની ઉન્નતિનો ખરો માર્ગ દાખવે છે.

ભાઈ કૃષ્ણલાલે જેલનું આખું જીવન નજર આગળ ઊભું કરી અને હૃદયને આમૂલાગ્ર અસ્વસ્થ કરી પ્રજા પાસેથી દુર્દૈવી લોકો માટે ઉદ્ધાર અને આશાની યાચના કરી છે. એ યાચનામાં જ એમણે એ દુર્દૈવ સમાજની મોટામાં મોટી સેવા કરી છે.

૧૯૩૧

# કવિશ્રી કાન્ત વિશે

[એક પત્રમાંથી]

સ્વ. કાન્ત માટે મને આદર છે. ધર્માંતર કર્યા પછી પણ માણસ પોતાના સમાજમાં જ રહી શકે છે અને પોતાનો વારસો સાચવી રાખે છે એ એમણે પોતાના જીવનમાં ઉત્તમ રીતે બતાવ્યું. હું એમના પ્રસંગમાં એક જ વાર આવ્યો એમ કહી શકાય. અને તે વખતે હું તો વિદ્યાપીઠમય હતો, એટલે સંભાષણમાં બોલવાનો ઇજારો મેં જ લીધો હતો. તેઓ તો મુરબ્બીને છાજે એવી પ્રસન્નતાથી અને કૌતુકથી મારી વાતો સાંભળતા હતા. એ વખતે મેં એમનું માત્ર 'વસંતવિજય' જ વાંચેલું, એટલે થોડી ધૃષ્ટતા કરી એ કાવ્ય વિશેનો મારો અભિપ્રાય એમની આગળ મેં રજૂ કર્યો. "'વસંતવિજય' એ સમર્થ કૃતિ છે; એમાં ગુજરાતી ભાષાની શક્તિ અને મનુષ્યહૃદયની અશક્તિની લગભગ પરાકાષ્ઠા બતાવી છે." એમ મેં કહ્યું.

એ વખતે તેઓ વૈદિક સાહિત્ય વાંચતા હશે. એમણે મને પૂછ્યું: "વૈદિક સાહિત્યનો કંઈ અભ્યાસ કર્યો છે?" મારા અલ્પ જ્ઞાનનું પ્રદર્શન કરવાને બદલે એમની પાસેથી જ કંઈક કઢાવવાની દાનતથી મેં એમને એકબે સવાલો પૂછ્યા. પણ તેઓ પોતે ઝાઝું બોલવાની વૃત્તિમાં દેખાયા નહીં. વખત સંધ્યાનો હતો. પ્રકાશ અને અંધકાર વચ્ચેની ગંભીર સ્થિતિમાં કવિનું અંતર્મુખી મૌન અસરકારક જણાયું. આશીર્વાદ લઈ હું પાછો ફર્યો.

બીજે વખતે તેઓ સભામાં આવેલા. અસહકારની હિલચાલ તેમને બહુ પ્રિય હતી એવી મારા પર છાપ પડી.

બસ, આટલાં જ મારાં સંસ્મરણો.

મે, ૧૯૨૭

# ખંડ ૩જો : ભાષાચર્ચા

## વખતસર ભાષા કેળવો

સ્વરાજ નજીક આવ્યાનો અનુભવ જો કોઈ પણ પ્રાંતને વિશેષ હોય તો તે ગુજરાતને છે. આમપ્રજાની મનોરચના હવે સ્વરાજને અનુકૂળ થઈ ગઈ છે. એ સ્થિતિમાં હવે ગુજરાતે સ્વભાષા અને સ્વરાજની ભાષા તરફ વધારે ધ્યાન આપવું જોઈએ. જાહેર કામ કરવાની ગુજરાતની ઢબ હવે બીજા પ્રાંતોમાં પ્રતિષ્ઠા પામવા લાગી છે. અગ્રેસર ગણાતા પ્રાંતો પણ શિષ્યભાવે ગુજરાત પાસે શીખવા તૈયાર થયા છે. બાર વરસ પહેલાં મેં આગાહી કરી હતી કે અન્ય પ્રાંતના લોકો હવે આદરપૂર્વક ગુજરાતની ભાષાનું અધ્યયન કરશે; અન્ય દેશના લોકો પણ ગુજરાતી ભાષા તરફ ભક્તિભાવપૂર્વક ધ્યાન દેશે. આજે ગાંધીજીનો સ્વદેશી સંદેશો સમજવા માટે અન્ય પ્રાંતોના લોકો ગુજરાતી ભાષા શીખવા લાગ્યા છે. એવે સમયે ગુજરાતના યુવાનોએ સ્વભાષાની શક્તિ વધારવા તરફ અને તેજસ્વી સાહિત્ય ખીલવવા તરફ વધારે ધ્યાન આપવું જોઈએ.

પણ આ તરફ જેટલું ધ્યાન આપવું જોઈએ તેટલું ગુજરાતની પ્રજાએ આપ્યું જણાતું નથી. ગુજરાતનાં શહેરોમાં જુઓ અને ગામડાંમાં પણ જુઓ, દુકાનોનાં નામો અંગ્રેજીમાં પાડવા તરફ જ લોકોની અભિરુચિ હજીયે છે. અને અનેક ઠેકાણે લિપિ પણ અંગ્રેજી વપરાય છે. સ્વરાજ માટે મરી ફીટનાર પ્રજાને આ શોભતું નથી. ગુજરાતે હવે 'રીચીરોડ'નો 'ગાંધીરોડ' કરીને સંતોષ ન માનવો જોઈએ. 'ગાંધી રસ્તો' અથવા 'ગાંધી સડક' એવું ચોખ્ખું નામ રાખવું જોઈએ. લખવા માટે તો ગુજરાતી લિપિ જ સુંદર અને સુલભ છે. પણ બધા પ્રાંતોની સગવડ ખાતર આપણાં જાહેરાતનાં પાટિયાં પર નાગરી લિપિ પણ વાપરવી જોઈએ, જેથી અંગ્રેજી લખવાની જરૂર ન રહે.

અને હિંદી ભાષા તો સ્વરાજની ભાષા. એનું સંગીન જ્ઞાન દરેક ગુજરાતી સેવકને, વિદ્યાર્થીને અને ખાસ કરીને વેપારીને હોવું જ જોઈએ. કામ પૂરતું હિંદી આપણને આવડે છે એમ કહી આળસ ન કરાય. પોતાનું વક્તવ્ય હિંદીમાં સારી રીતે લોકો આગળ મૂકતાં આવડવું જોઈએ. સામા પક્ષની દલીલ જો આપણે ગળે ન ઊતરે તો એની ખામીઓ પણ વિવેકભરી ભાષામાં રજૂ કરતાં આવડવી જોઈએ. રાષ્ટ્રીય હિંદી તો જેટલી હિંદુઓની છે તેટલી જ મુસલમાનોની પણ છે, જેટલી પારસીઓની છે તેટલી જ ખ્રિસ્તીઓની પણ છે. જે કોઈ હિંદી ભાષા વાપરશે

તે એના પર પોતાનો રંગ ચડાવશે. આપણે એવી હિંદી ભાષા ખીલવીશું કે એ બંગાળીઓને પણ નજીકની લાગે અને મહારાષ્ટ્રીઓને પણ સહેલી લાગે. આપણી હિંદી પંજાબમાં પણ ચાલે અને બિહારમાં પણ ચાલે. હિંદી ભાષા એ બધા પ્રાંતોનો મહાન રાષ્ટ્રીય દરબાર છે. દરેક ભાષા ત્યાં પોતાનો કારભાર અર્પણ કરે, અને પોતાની અસર પણ બતાવે. ગુજરાતની પ્રજા જો હવે આ બાબતમાં બેદરકાર રહી તો આગળ જતાં પસ્તાવું પડશે. ગુજરાતને માટે હિંદીનો અભ્યાસ અઘરો નથી. રાષ્ટ્રીય શાળાઓમાં ફરજિયાતપણાની પ્રતિષ્ઠા એને મળે એટલું બસ નથી, એથી ઘણુંયે વધારે કરવાની જરૂર છે.

**ઑક્ટોબર, ૧૯૩૧**

# શબ્દશાસ્ત્ર

કેટલાક શબ્દો ઊંડા હોય છે, કેટલાક છીછરા હોય છે; કેટલાક પુષ્ટ હોય છે, કેટલાક સુકલકડી હોય છે; કેટલાક બાવળના કાંટા જેવા અણીદાર હોય છે, કેટલાક નર્મદાના પથરા જેવા ગોળમટોળ હોય છે; કેટલાક સહ્યાદ્રિના પથરા જેવા વજ્રપ્રાય હોય છે, અને કેટલાક પોરબંદરી પથ્થર જેવા પોચાપોચા હોય છે — તપાસવા હાથમાં લો કે ભાંગીને ભૂકો. કેટલાક વિચારને સ્પષ્ટ કરે છે અને કેટલાક જાણીજોઈને વિચારને અસ્પષ્ટ રાખનાર હોય છે. મુત્સદ્દી લોકો આ છેવટના શબ્દોને ખસૂસ કરીને પોતાની સેવામાં રોકે છે. કેટલાક શબ્દો છટકી જવામાં મદદગાર થાય છે, જ્યારે કેટલાક શબ્દો છટકી જનારને ખૂણામાં પકડી બાંધી દે છે. શબ્દો પરથી તે શબ્દો વાપરનાર માણસનો સ્વભાવ, દાનત, વૃત્તિ અને સંસ્કૃતિ જણાય છે. કેટલાક શબ્દો ઘરડા ગંભીર હોય છે, અને કેટલાક છોકરવાદી હોય છે. કેટલાક શબ્દો ખાનદાન જ્યારે કેટલાક લેભાગુ હોય છે. આપણા સાહિત્યકારો જો શબ્દોની જ્ઞાતિ-વ્યવસ્થા નક્કી કરે તો કેવું સારું? નાતજાતના ઝઘડામાં પ્રવીણ આપણા લોકો આ વ્યવસ્થા બહુ ઝીણવટથી અને કાબેલિયતથી કરી શકે એમ છે.

ઘરના સંસ્કારો જેમ સુધરે છે ને બગડે છે તેમ ભાષાનું પણ થાય છે. છાપાં-ઓમાં જ્યારે પક્ષાપક્ષી વધે છે અને સારું ઉપયુક્ત લખવા જેવું લેખકોને કશું સૂઝતું નથી ત્યારે તીખા, કડવા અને અણીદાર શબ્દોનું જ સામ્રાજ્ય વર્તે છે. જ્યારે લોકો અંતર્મુખ થાય છે ત્યારે સજ્જન અને પુખ્ત શબ્દો બધે દેખા દે છે. જ્યારે દેશ ઉપર પરરાજ્ય આવે છે ત્યારે ઘરના ખાનદાન શબ્દો અપમાનિત થઈ જીર્ણ સાહિત્યમાં ભરાઈ જાય છે અને ખુશામતખોર ને ચઢાઉ શબ્દો આખું ક્ષેત્ર વ્યાપી નાખે છે. પરરાજ્ય સાથે માનમરતબા અને ઈલકાબના શબ્દો જ બદલાય છે એમ નહીં, પણ ભાષાની રૂઢિ અને શબ્દપ્રયોગો સુધ્ધાં બદલાય છે.

સમાજમાં જેમ થાકેલા ઘરડા લોકો મરી જાય છે અને ઉત્સાહી જુવાન લોકો તેમનું સ્થાન લે છે તેમ ભાષામાં પણ થાય છે; અને તે સ્વાભાવિક અને ઇષ્ટ પણ છે. કેટલાક શબ્દો પુનર્જન્મ લઈ ફરી વાર નવી જિંદગી શરૂ કરે છે. આપણા 'વિદ્યાપીઠ', 'કુલપતિ', 'આચાર્ય', 'સ્નાતક', 'સત્ર', 'મહામાત્ર', 'ઉપાધ્યાય,' 'વિનીત' વગેરે શબ્દો આ પ્રકારના છે. કેટલાક પારકા શબ્દો વેશાન્તર કરી આપણામાં આવીને બેસે છે. 'દૃષ્ટિબિન્દુ', 'વસ્તુપાઠ', 'સખત પગલાં', 'સદાને માટે', એ બધા બાહ્ય શબ્દો છે. કેટલાક શબ્દો અજંટાની ગુફાની પેઠે ઘણાં વરસ સુધી ભુલાઈ ગયેલા હોય છે, અને કેટલાક શબ્દો અશોકના પ્રાસાદની પેઠે જમીન તળે દટાઈ ગયેલા હોય છે. જૂના સાહિત્યના અભ્યાસીઓને ઘણી વાર એવા શબ્દો જડી આવે છે કે જે આપણા વિચારોને વ્યક્ત કરવામાં અનેક પ્રસંગે ખૂબ મદદગાર થાય છે. સાહિત્યને તળિયે ડૂબી ગયેલા એવા શબ્દો ખોળી કાઢી 'સાબરમતી'માં તેમને તરતા કરવા એ વિદ્યાર્થીઓનું કામ છે.

*

જ્યારે આપણા લોકો અનેક વિષયો પર પોતાની ભાષામાં જ વિચાર કરી શકતા હતા અને ગમે તેટલા સૂક્ષ્મ વિચાર બતાવવા માટે અને સૂક્ષ્મ ભેદ સ્પષ્ટ કરવા માટે એમને અર્થવાહી અને ચોક્કસ શબ્દો જડતા હતા ત્યારે આપણી ભાષાઓની પ્રતિષ્ઠા જુદી જ હતી. તે વખતના શબ્દોનો અર્થ બહુ જ વ્યવસ્થિત અને ચોક્કસ રહેતો. દરેક શબ્દની વ્યાખ્યા થઈ શકતી, અને બે સમાનાર્થક શબ્દો વચ્ચે છટાભેદ પણ આપણે જાણતા. 'નૃપતિ', 'છત્રપતિ', 'રાજા', 'મહારાજા' વગેરે શબ્દોનો અર્થ જુદો જુદો થતો. 'સ્થલ' અને 'સ્થલી' વચ્ચે ભેદ ગણાતો. 'નદીમાતૃકદેશ' અને 'દેવમાતૃકદેશ' એવા જમીનના ભેદ પ્રખ્યાત હતા. આપણા ઊગતા શબ્દશાસ્ત્રીઓ આવા શબ્દોની શોધખોળ કરે અને આપણા લોકોને આપણા દેશની અને સમાજની પરિસ્થિતિને અનુકૂળ એવી ઢબે વિચાર કરતા કરે એ અત્યંત આવશ્યક છે.

**માર્ચ, ૧૯૨૪**

## શબ્દચર્ચા – ૧

'પૉલિટિકલ ઈકૉનૉમી' એ શાસ્ત્ર જ નવું છે, એટલે તે નવી ઢબે આપણે શીખવા લાગ્યા છીએ. એને માટે આપણે 'અર્થશાસ્ત્ર' શબ્દ વાપરતા હતા. પણ ચાણક્યનું 'અર્થશાસ્ત્ર' હાથ આવ્યું અને એ શબ્દ 'ઈકૉનૉમિક્સ'ના અર્થમાં વાપરવો એ અનર્થ છે એ આપણે જોયું. ચાણક્યના એ જ ગ્રંથમાંથી આપણને શબ્દ

ધંધાદારો કઈ રીતે કમાણી કરે એ બતાવનારું શાસ્ત્ર. એટલે એ શબ્દ પણ બંધબેસતો નથી જ. આખરે આપણે 'સંપત્તિશાસ્ત્ર' પર આવ્યા.

પણ કેટલાક શબ્દોની આપણે નવેસર યોજના કરી શકીએ એમ છીએ. સમાજવિદ્યાની દૃષ્ટિએ મનુષ્યજીવન કેવું હોવું જોઈએ એ બતાવનાર શાસ્ત્ર તે ધર્મનીતિ; પ્રજાને અંકુશમાં કેમ રખાય, રાજ્ય કેમ ચલાવાય એનું વિજ્ઞાન તે દંડનીતિ; રાજ્યમાં સામાજિક હિતને અર્થે ધનનો સંચય કેમ કરવો અને તે કેમ વાપરવું એનું રહસ્ય બતાવનાર વિદ્યા તે અર્થનીતિ; એવી રીતે આ ત્રણ શબ્દની યોજના કરીએ તો 'પોલિટિકલ ઈકૉનૉમી'ના અર્થમાં 'અર્થનીતિ' શબ્દ જરૂર વાપરી શકાય. અર્થ એટલે સમાજપુરુષની સંપત્તિ; એ વિશેની જે સામાજિક કે રાજકીય નીતિ તે અર્થનીતિ; એ ભાવ સહેજે ગ્રહણ થાય એવો છે.

**ઑગસ્ટ, ૧૯૩૧**

# શબ્દચર્ચા – ૨

**[એક પત્ર]**

તમારો તીખી ટીકાવાળો કાગળ મળ્યો. તમારા મિત્રને મારા વતી વીનવો કે અપરિચિત દશામાં એક ભાઈ જોડે થયેલી અધૂરી ચર્ચાનો ગમે તેવો રિપોટ સાંભળી એ ઉપરથી મારા અભિપ્રાયો તારવવાની ઉતાવળ ન કરે. અને મારા પર માથું મારવાનો આરોપ ન મૂકે. તમારા કાગળમાં જે પક્ષનો સખત વિરોધ છે તે પક્ષ મારો નથી. મારી position તમને સમજાવું તે પહેલાં તમારી જાણ ખાતર અને કંઈક વિનોદ તરીકે તમને જણાવું કે એક વખતે વિજ્ઞાનવિભાગના પ્રમુખ કાન્તિલાલ પંડ્યાએ પોતાના ભાષણમાં કહ્યું હતું કે, વિજ્ઞાન માટે જોઈતી પરિભાષા તૈયાર કરવાનું કામ કાકાસાહેબ જેવા કરે તો આપણને સારા શબ્દો મળશે. એમના ચોક્કસ શબ્દો અત્યારે યાદ નથી પણ ભાવ એ જ હતો. એટલે કેટલાક તો મારી પાસેથી આ જાતની પ્રવૃત્તિ ઇચ્છે છે જ્યારે બીજા કેટલાક મને ડહાપણ વાપરી 'માથું ન મારવાની' સલાહ આપે છે. મને લાગે છે કે આવા બંને જાતના મિત્રો પ્રત્યે સદ્‌ભાવ રાખી પોતાને ઠીક લાગે તેમ જ માણસે કરવું જોઈએ.

તમે તો પાશ્ચાત્ય પારિભાષિક શબ્દો કાયમ રાખી રાષ્ટ્રભાષામાં દરેક વિષયના ગ્રંથો હવે લખાવા જોઈએ એટલું ઇચ્છો છો. કેટલાક લોકો આને પણ અસ્થાને દેશાભિમાન ગણે છે અને દેશી ભાષા તો કેવળ ઘરના નોકરો, ગામડિયાઓ અને બાળકો સાથે વાતચીત કરવા પૂરતી જ રાખી પ્રાથમિકથી માંડીને ઉચ્ચ કેળવણી સુધી અને બધા મહત્ત્વના વહેવાર માટે કેવળ અંગ્રેજી ભાષા જ વપરાય એમ કહેનારા પણ છે. આવાઓની સંખ્યા એક વખતે ઠીક ઠીક હતી. આજે ઓછી છે.

પણ એ ન જ વધે એવો વિશ્વાસ નથી બેસતો. એવાઓ આગળ તમે કેવા દેખાશો એની હું કલ્પના કરું છું.

હવે મૂળ મુદ્દા પર આવીએ. રબર, સ્ટેશન, કૅમેરા, ફાઈલ જેવા શબ્દો પણ રાષ્ટ્રભાષામાં છે. એ તેવા ને તેવા જ રાખવાના પક્ષનો હું છું. 'રેડિયમ'ને રેડિયમ જ કહીશ. જે વિશેષ નામો દુનિયાના ઘણા દેશોએ સમાનભાવે સ્વીકાર્યાં છે તે ફેરવવામાં મેં કોઈ કાળે સાર જોયો નથી. હા, એક વાત છે. આપણી ભાષાની ઉચ્ચારપદ્ધતિ અને વર્ણોની વિશેષતા ધ્યાનમાં લઈ કેટલાક જડબાંતોડ પરદેશી શબ્દના ઉચ્ચારણમાં હું અવશ્ય ફેરફાર કરું. પાશ્ચાત્ય પરિભાષામાં મૂળ શબ્દો લૅટિન અને ગ્રીકમાંથી લેવાયા છે. પણ ઘણી વાર મૂળ ધાતુને અંગ્રેજી, ફ્રેંચ, જર્મન, રશિયન કે ઈટાલિયન પ્રત્યયો જ લગાડવામાં આવે છે તેથી તે તે ભાષાને અનુકૂળતા રહે છે. અને છતાં અન્યભાષીઓને શબ્દને પકડી પાડતાં મુશ્કેલી નથી આવતી. ગુજરાતી-માં જ્યાં તમે માણસાઈ કહો છો ત્યાં અમે મરાઠીમાં માણુસપણા કહીએ છીએ. પણા અને પણું એક જ છે. હવે એ બે શબ્દો એક જ છે છતાં દરેક ભાષા પોતાની ખાસિયત જાળવે છે. એ જ પ્રમાણે લૅટિન કે ગ્રીક ભાષામાંથી ઉત્પન્ન થયેલા પારિભાષિક શબ્દોને કોઈક કોઈક વાર દેશી પ્રત્યયો લગાડીને હું નવા પારિ-ભાષિક શબ્દો બનાવું, કોઈક કોઈક વાર કશો ફેરફાર કર્યા વગર છે એવા ને એવા જ લઈશ. આયોડિન, પ્લેટિનમ, ઍલ્યુમિનિયમ, સોડિયમ વગેરે નામો ફેરવવાના પક્ષનો હું નથી.

આપણાં જૂનાં જેટલાં નામો જડે તેટલાં રાખવાં અને વાપરવાં. વપરાશમાંથી નીકળી ગયાં હોય, તો તેમને પાછાં વપરાશમાં આણવાં; ખાસ અગવડરૂપ હોય ત્યારે જ જતાં કરવાં.

હિંદુસ્તાનની પ્રાંતીય ભાષાઓમાં આજે અનેક શબ્દો તૈયાર કરાય છે અને રૂઢ થાય છે. એ બધાંની શોધ કરી એમાંથી જેટલા હળવા, સહેજે ભળે એવા હોય તે શબ્દો સાર્વત્રિક કરવા.

જેટલું વિજ્ઞાન આમપ્રજા જાણે છે અથવા નજીકના ભવિષ્યમાં જાણી શકે એમ હોય તેટલા વિજ્ઞાન માટે હળવા અને સહેલા સ્વદેશી પારિભાષિક શબ્દો તૈયાર કરવા અને વાપરવા.

એ અમારી નીતિ હશે. ટૂંકામાં જેટલા ક્ષેત્રને પ્રજાકીય જીવન અને પ્રજાકીય કેળવણીની દૃષ્ટિએ પહોંચી વળાશે તેટલા પૂરતો જ દેશી ભાષા અને દેશી શબ્દોનો અમુક હદ સુધી આગ્રહ રાખવો; બહિષ્કાર ખાતર બહિષ્કારની વૃત્તિ ન જ રાખવી. કેટલાક આર્યસમાજીઓ અને હિંદુસભાવાળા જેમ તમામ ઉર્દૂ, ફારસી, અરબી શબ્દોનો બહિષ્કાર કરવાનો આગ્રહ રાખે છે (અને મને કાકાસાહેબ કહેવાને બદલે કાકારાવ કહે છે.) તેવો આગ્રહ હું પસંદ કરતો નથી. સ્વદેશી ભાષા તેમ જ સંસ્કૃત, ફારસી, અરબી આદિ ભાષાઓનું અધ્યયન છોડી દઈ, એ ભાષાઓ પ્રત્યેનો પ્રેમ છોડી દઈ, વગર વિચાર્યે, આંધળા થઈ કેવળ આળસથી અને જડતાથી જેઓ

પાશ્ચાત્ય શબ્દો લીધા જ કરે છે તેમની સાથે અમારો વાંધો છે. હું સમજ્યો છું તે પ્રમાણે તમારો પણ એની સામે વિરોધ છે જ.

એટલે પ્રત્યક્ષ કાર્યમાં આપણી વચ્ચે કશો જ ભેદ નથી. પણ દૃષ્ટિમાં ભારે ભેદ છે એમ મને લાગે છે. તે તમને સમજાવું તો તમે જોશો કે ભેદ હોવા છતાં આપણી વચ્ચે વિરોધ આવવાનું કશું જ કારણ નથી.

તમારે પશ્ચિમમાંથી જેટલું વિજ્ઞાન મેળવી શકાય તેટલું મેળવવું છે. અને નવી નવી શોધખોળ કરી પશ્ચિમની હારમાં બેસી પશ્ચિમ સાથે સમાન ભાવે લે અને આપ બંને કરવાં છે. તેથી ત્યાંની પરિભાષા વગર તમારું એક ક્ષણે ચાલવાનું નથી એ હું સમજી શકું છું. તમારા એ આદર્શ સામે મારે કશું કહેવું નથી.

મારે મારી ભાષા ખીલવવી છે. એ પાંગળી હશે તો ધીમે ધીમે ચાલશે. તમારા જેવા વિદ્વાનો અને વિજ્ઞાનવીરો પરદેશી ભાષાથી પણ ચલાવી શકશે. પણ હિંદુસ્તાનની આમપ્રજા સ્વભાષા અને રાષ્ટ્રભાષા મારફતે જેટલું મળી શકે તેટલું જ લેવાની છે. જૂનું ધર્મશાસ્ત્ર હો કે નવું વિજ્ઞાન હો, સંસ્કૃત, અરબી અને અંગ્રેજી કે જર્મન, ફ્રેંચ ગરીબ ગામડિયા માટે નથી. સ્વભાષા ઉપરાંત રાષ્ટ્રભાષા તેઓ ઝીલી શક્યા તો બહુ થયું. માટે એ બે ભાષાઓનું સામર્થ્ય વધારવાને નમ્ર પણ સબળ પ્રયત્નો કરીશું. જ્યાં મારી ભાષા ન પહોંચે ત્યાં તમારી પારકી ભાષા તમે ચલાવો. હું આડે નહીં આવું. પણ મારી ભાષા આજે પાંગળી છે માટે હંમેશને માટે પાંગળી રહેવી જ જોઈએ એવો નિયમ નથી. આજે એ પરદેશી પારિભાષિક શબ્દો લેશે તો આવતી કાલે પરદેશીને પારિભાષિક શબ્દો આપશે પણ ખરી. આપણી પાસે પરદેશી ભાષાઓને આપવા લાયક અહિંસા, સત્યાગ્રહ, ધર્મ, નવાબ, કર્મ એટલા જ શબ્દો નથી. આપણો પુરુષાર્થ વધશે એટલે આપણા શબ્દો પણ દુનિયાની તમામ ભાષામાં દાખલ થવાના. પશ્ચિમના વિજ્ઞાનના તમે ઉત્સાહી ઉપાસક છો. એમનો વિજય તમારી પાસેથી કહેવડાવે છે કે પશ્ચિમની પરિભાષા કેવળ International નથી પણ Universal છે. Universalનો તમારો ખાસ અર્થ હું સમજ્યો નથી. International એ અર્થ ઉપરાંત એમાં બીજો ક્યો ભાવ તમે લાવવા માગો છો? પૃથ્વી બહારના વિષયોમાં માનવ જેવી કોટિ કે માનવીગિરા હોવાનું આપણે જાણતા નથી. મનુષ્યેતર પ્રાણી આપણું સામ્રાજ્ય સ્વીકારે છે, એમને સ્વીકારવું પડે છે એ ખરું છતાં આપણી ભાષા તેઓ વાપરતા નથી. એટલે કોઈ પણ પરિભાષાને International હોવા ઉપરાંત વધુ વિશાળ ક્ષેત્ર હોઈ જ ન શકે. [અને ત્રિકાળ માટે અને ભવિષ્યકાળ માટેની વાત કરતા હો તો મહંમદ પયગંબર સાથે હું કહીશ કે ભવિષ્ય વિશેનું જ્ઞાન ઈશ્વરે પોતાના પયગંબરોને કે ફિરસ્તાઓને પણ આપ્યું નથી.]

વિજ્ઞાન એ પ્રજા માટે હોય તો પ્રજાની ભાષામાં જ તે વ્યક્ત થવું જોઈએ. એની પરિભાષા પ્રજા માટે સહેલી અને ગ્રહણસુલભ હોવી જોઈએ. પછી એ

પરિભાષાના શબ્દો ગમે તે ભાષામાંથી તૈયાર થતા હોય. આ છે મારી position. આની સામે તમને કે તમારા મિત્રોને કાંઈ પણ કહેવું હોય તો મને જરૂર લખશો. વિદ્યાપીઠને સરનામે કાગળ લખશો તો જ્યાં હઈશ ત્યાં મને મળશે.

૬,૦૦૦ વર્ષની સંસ્કૃતિ વિશેની મારી દલીલ તમે અવળી સમજ્યા. હું એમ કહેવા માગતો ન હતો કે ૬,૦૦૦ વર્ષની પારકી સંસ્કૃતિ કોઈ પ્રજા પંદર વર્ષમાં લઈ શકે છે. હું એમ કહું છું કે કોઈ અંગ્રેજ પોતાની જન્મભાષા, પોતાની સંસ્કૃતિ અને એનો અદ્‌ભુત વિસ્તાર અને એના વિજ્ઞાનના તમે કહો છો તેવા લાખો પારિભાષિક શબ્દો બધાંનો વારસદાર પંદર વરસની અંદર થઈ જાય છે. દુનિયાનું જ્ઞાન ગમે તેટલું વધે તોયે દરેક જન્મેલા માણસને પોતાની જિંદગીનાં અમુક વરસોની અંદર જ એ બધાનો વારસાહક પચાવવાની શક્તિ મેળવવી પડે છે. તે જ પ્રમાણે આપણને પણ તમામ દુનિયાનું જ્ઞાન મેળવતાં સો-બસો વરસ લાગવાની જરૂર નથી. જો બધા જ પુરુપાર્થ કરે તો એક કે બે પેઢીમાં આપણે દુનિયાની હારમાં સુખેથી આવી બેસી શકીએ છીએ. આથી વધારે મારે કશું કહેવું નથી.

ફેબ્રુઆરી, ૧૯૩૬

## સભાશાસન

લોકતંત્રના જમાનામાં સભાઓનું મહત્ત્વ વધતું જવાનું. સ્વરાજનો કારભાર સભાઓ દ્વારા જ ચાલવાનો છે. તેથી સભાઓ કેમ ચલાવવી એનું શાસ્ત્ર લોકો માટે જરૂરનું છે. વિદ્યાપીઠે સભાશાસન પર એક ચોપડી તૈયાર કરી છે, તે થોડા જ દિવસમાં બહાર પડશે. સભાનિયંત્રણમાં કેટલાક અંગ્રેજી શબ્દો આપણને નડે છે. સભાસમિતિઓમાં ઓછામાં ઓછા અમુક સભ્યો હાજર હોય તો જ કામ ચાલી શકે એવો નિયમ હોય છે. એ કાર્યસાધક સંખ્યાને અંગ્રેજીમાં 'કોરમ' કહે છે. જૂના કાળમાં આપણે ત્યાં એ 'કોરમ'ની કલ્પના હતી. ધર્મનિર્ણય માટે પરિપદ બોલાવે ત્યારે ઓછામાં ઓછા દસ સભ્યો તો જોઈએ જ એવો નિયમ હતો. એને 'દશાવરા પરિપદ' કહેતા. એટલા ન મળે, અને અમુક યોગ્યતાવાળા ખાસ ત્રણ વિદ્વાન મળે તોયે કામ ચલાવી શકાય એવી પણ વ્યવસ્થા હતી. એને 'ત્ર્યવરા પરિપદ' કહેતા. એણે આપેલો ચુકાદો પરિપદનો માન્ય ચુકાદો ગણાતો.

दशावरा वा परिषद् यं धर्मं परिकल्पयेत् ।
त्र्यवरा वापि वृत्तस्था तं धर्मं न विचालयेत् ।।

—મનુસ્મૃતિ અધ્યાય ૧૨, શ્લોક ૧૧૦

એટલે આપણે કોરમ માટે અવર સંખ્યા કેમ ન કહીએ?

[ઓછામાં ઓછા દસ સભ્યોવાળી પરિષદ, અથવા (તેને અભાવે) ત્રણ સદાચારી પુરુષોની પરિષદ જે ધર્મનિર્ણય આપે તે માન્ય રાખવો જોઈએ.]

એટલે આપણે 'કોરમ'ને માટે 'અવર સંખ્યા' એ જૂનો શબ્દ જરૂર વાપરીએ.

જ્યારે બંને પક્ષ તરફ સરખા મત થાય ત્યારે પ્રમુખને વિશેષ મત આપી કોઈ એક પક્ષનું પલ્લું ભારે કરવાનો અધિકાર હોય છે. આને અંગ્રેજીમાં 'કાસ્ટિંગ વોટ' કહે છે. રુક્મિણીએ શ્રીકૃષ્ણને તોળતાં તુલસીપત્ર નાખી બીજું પલ્લું ભારે કર્યું હતું, એ પૌરાણિક પ્રસંગને જીવતો રાખવા માટે આપણે કાસ્ટિંગ વોટને 'તુલસીપત્ર' કેમ ન કહીએ? પ્રમુખે તુલસીપત્ર નાખી ઠરાવ પાસ કરી દીધો, એમ આપણે કહી શકીએ.

કોઈ કોઈ વાર મત બરાબર ગણાયા છે કે નહીં એ વિશે શંકા રહે છે. ત્યારે કોઈ પણ સભ્ય પ્રમુખ પાસે 'ડિવિઝન' માગે છે. રમતોમાં જેમ પક્ષ પાડવામાં આવે છે તેમ સભામાં પણ અનુકૂળ-પ્રતિકૂળ મતવાળાઓને અલગ અલગ કરવા પડે છે. એ ઉપરથી આપણે કહી શકીએ કે 'અમુક ભાઈએ પ્રમુખને પક્ષ પાડવાનું કહ્યું.'

ડિસેમ્બર, ૧૯૩૧

# જૂનામાંથી નવું

### ૧. જરાસંધ

આપણું ધોતિયું જૂનું થઈને વચમાંથી ફાટે ત્યારે આપણે વચલો હાથ દોઢ હાથ જેટલો ભાગ કાઢી નાખી બાકીના કટકા ફરી સાંધી દઈએ છીએ એવા ધોતિયાનું નામ.

### ૨. મુદ્રારાક્ષસ

મુદ્રણાલયમાં સ્વામી અને દેવદાસભાઈ જેવાની નજર ચૂકવીને પણ જે ભૂલો ત્યાંના બીબાનવીસો રહેવા દે છે, અને પછી જે હજારો લોકો અજાયબ થઈને વાંચે છે તે. આને અંગ્રેજીમાં 'પ્રિન્ટર્સ ડેવિલ' કહે છે.

### ૩. અરુણ મૂર્તિ

આજકાલ ફોટોમાં શું અને બાવલું બનાવવામાં શું, આખું શરીર લેતા નથી. ફક્ત ઉપરિતન દેહાર્ધચિત્ર જ લે છે. એને માટે શું નામ? અરુણછબી. અરુણચિત્ર પણ ચાલે (સૂર્યનો સારથિ અરુણ પગ વગરનો છે. કેડથી નીચલો ભાગ તૈયાર થતાં પહેલાં જ એની માએ ઈંડું ભાગ્યું એની કોને ખબર નથી?)

૧૯૨૬

# શબ્દોનો ઉગારો

આપણે આપણા દેવોના, ધાર્મિક સિદ્ધાંતોના અને રાષ્ટ્રપુરુષોના જ બેહાલ કર્યા છે એમ નથી. આપણા શબ્દોના આપણે એટલા જ બેહાલ કર્યા છે. 'પરમાર્થ' શબ્દની કહાણી સૂણજો.

કેટલાક લોકો પરમાર્થ એટલે પરલોક એવો અર્થ કરે છે. આ ગોટાળો ક્યાંથી ઉત્પન્ન થયો તે બંને લોકનો ભોમિયો ભગવાન જાણે. કેટલાક લોકો પરમાર્થનો સંબંધ પરબ્રહ્મ જોડે જોડી દે છે. માણસને જે વહાલામાં વહાલું છે એ જ એનો પરમ અર્થ છે. એ અર્થમાં પરબ્રહ્મ સાથે કોઈ પરમાર્થને જોડી દે તો આપણે શી રીતે તકરાર કરી શકવાના હતા? પરબ્રહ્મ ઉપર કોઈનો પણ પ્રેમ ન બેસી શકે એવું તો કોઈએ સિદ્ધ નથી કર્યું.

પરમાર્થ એટલે પુરુષાર્થ એવો પણ અર્થ થઈ શકે છે. અને પરમ પુરુષાર્થ તે મોક્ષ.

દાનશૂર – એટલે દાન લેવામાં શૂર – એવા બ્રાહ્મણોએ પરોપકારને જ પરમાર્થ તરીકે વર્ણવ્યો. તેથી પરમાર્થનો અર્થ દાનધર્મ એવો થયો છે!

કાલિદાસે એ શબ્દનો સીધો અને સાચો અર્થ કર્યો છે. આપણે વાતો કરીએ છીએ ત્યારે વાણીનો અને અર્થનો મેળ હોવો જોઈએ. વિનોદમાં બોલીએ છીએ, અતિશયોક્તિમાં બોલીએ છીએ, ચિત્તભ્રમમાં બોલીએ છીએ, કોઈ આવેશમાં તણાઈને અથવા શાબ્દિક રૂઢિને વશ થઈને બોલીએ છીએ ત્યારે બોલીએ છીએ તેટલો ભાવ મનમાં નથી હોતો અને ભાવ છૂપો રાખવા માટે, સામા માણસને છેતરવા માટે – આડે રસ્તે લઈ જવા માટે – જ્યારે બોલીએ છીએ ત્યારે તો શબ્દાર્થ અને ભાવ જુદી દિશામાં વહે છે. પણ જ્યારે નિખાલસપણે મનમાં જે ભાવ હોય તે જ વ્યક્ત કરવા માટે બુદ્ધિપુરઃસર બોલીએ ત્યારે કાલિદાસ કહે છે આપણે પરમાર્થેન બોલીએ છીએ. દુષ્યંત જ્યારે વિદૂષકને કહે છે, "જુઓ, દોસ્ત, હું બોલ્યો તે મશ્કરીમાં બોલ્યો હોં, સાચું માની બેસીશ નહીં," ત્યારે એ કહે છે – परिहास-विजल्पितं सखे परमार्थेन न गृह्यतां वचः। પરમાર્થ એટલે સાચો અર્થ, પૂરો અર્થ. જેમાં પરિહાસ નથી તે વાત serious છે.

આપણે આવા સુંદર શબ્દને વધારે પડતો આધ્યાત્મિક બનાવી બગાડી મૂક્યો છે. એને પાછો એના પોતાના કામે ચડાવી એને સેવાક્ષમ બનાવવો જોઈએ. એ ઘણો ઉપયોગી શબ્દ છે, કામગરો છે.

એપ્રિલ, ૧૯૩૪

# ભાષાની ભીડ

કોઈ પણ ભાષા ભાષાંતરો ઉપર પોતાનું ગુજરાન ન જ ચલાવી શકે. ભાષાંતરો-થી નભાવવું એ હમેશ પડોશીને ત્યાંથી થાળી મંગાવીને જમવા જેવું છે. સ્વતંત્ર સાહિત્ય એ તે તે ભાષાની શક્તિ અને સમૃદ્ધિ સૂચવે છે, અને તે ભાષા બોલનાર સમાજ કેટલો સંસ્કારી છે, કેવા વિચાર ઝીલી શકે છે, અને વિચારસૃષ્ટિમાં કેટલી કિંમતનો ફાળો આપી શકે છે, એનો ખ્યાલ આપે છે. ભાષાંતરોમાં ઉછીનાં ઘરેણાં પહેરીને જ પ્રસંગ શોભાવવાનો હોય છે. તેથી સૂળ દારિદ્ર જ વધારે સાલવા લાગે છે. ભાષાંતર એ ભારે મહેનતનું કામ છે, છતાં એ યશસ્કર કામ નથી જ. 'અમુક વસ્તુ સમાજને આપ્યે જ છૂટકો; તે વસ્તુ આપણી પાસે નથી; ભાષાંતરના રૂપમાં તે આપીએ તો સમાજ એ ઝીલી શકે એવો સંભવ છે; અને અત્યારે બીજું કંઈ થઈ ન શકે;' એવું જ્યારે માણસને લાગે ત્યારે જ શુદ્ધ પરોપકાર બુદ્ધિથી માણસ એ વૈતરું કરી શકે છે.

છતાં ભાષાંતરના ક્ષેત્રમાં વિજય મેળવવાને અવકાશ નથી એમ નથી. માણસમાં બુદ્ધિશક્તિ, સાહિત્યપ્રભુતા અને ઉચ્ચ અભિરુચિ હોય તો મૂળ કરતાં પણ ભાષાંતર ચડિયાતું થઈ જાય, અને સાહિત્યમાં અભિજાત વાઙ્મયની કોટિએ પહોંચી શકે. છતાં ભાષાંતર એ ભાષાંતર જ. બાહોશ અને પ્રજાહિતૈષી દીવાન પણ જેમ પરરાજ્યમાં નિષ્પ્રભ દેખાય છે તેવી જ ભાષાંતરકારની સ્થિતિ હોય છે. ભાષાંતર એ ન્યાત જ ઊતરતા દરજ્જાની છે; એનો ઈલાજ કોણ કરી શકે? સાહિત્યસેવીઓ ભાષાંતરની આ સ્થિતિ જાણવા છતાં જ્યારે ભાષાંતર કરવા પ્રવૃત્ત થાય છે ત્યારે તેમના એ સ્વાર્થ-ત્યાગની અને સમાજહિતની ધગશની કદર કરવી ઘટે છે.

પણ સ્વતંત્ર કૃતિ નિર્માણ કરવાની શક્તિ હોવા છતાં તે શક્તિ આવી રીતે ભાષાંતર પાછળ ખર્ચનાર લોકો ગણ્યાગાંઠ્યા જ હોય છે. ગરજુ સમાજને અમુક જાતના સાહિત્યની જરૂર હોય છે. ભાષાંતરથી જ એ ગરજ ઝટ સારી શકાય એમ હોય છે. તેથી સમાજ એવાં ભાષાંતરો માગે છે. જ્યાં સમાજ ગરજુ હોય ત્યાં માગ અને ઊપજના ન્યાયે વૈતરું કરનાર લોકોની ટોળી હાજર હોય જ.

બીજો એક વર્ગ છે જે સ્વાભાવિકપણે ભાષાંતરમાં ઊતરી શકે છે. પ્રૌઢ વિદ્યાર્થી-ઓ પોતાના વિષયમાં અમુક હદ સુધી નિષ્ણાત થયા પછી પોતાના વિષયમાં સ્વતંત્ર કલમ અજમાવતાં પહેલાં ઉમેદવારી તરીકે પોતાના વિષય પરનું એકાદ સરસ પુસ્તક ભાષાંતર માટે હાથમાં લે એ સ્વાભાવિક અને યોગ્ય છે. પોતાના વિષયનું સંગીન જ્ઞાન અને બંને ભાષા પરનો પોતાનો કાબૂ સિદ્ધ કરવાની આ તક છે. અને એ મારફતે સમાજ પોતાની શક્તિ વિશેનો પહેલવહેલો, અને તેથી જ કાયમનો અભિપ્રાય બાંધનાર છે એ ખ્યાલથી આવા પ્રૌઢ વિદ્યાર્થીઓ પોતાની બધી શક્તિ

આવા પ્રથમ કાર્ય પાછળ ખરચે છે, (અથવા એમણે ખરચવી જોઈએ.) એવા લોકોની કૃતિમાં થોડીક કચાશ ભલે રહી હોય, પણ સરવાળે સંતોપ જ મળે છે. એવા તેજ વિદ્યાર્થીઓ પણ ગણ્યાગાંઠયા જ હોય છે. બાકી ભાપાંતરનું કામ બીજા વર્ગના 'इतरे जना:'ને હાથે જ થયેલું હોય છે.

જ્યાં માણસ ભાપાંતરનું કામ પોતાને જોખમે કરે છે ત્યાં એને નછૂટકે પૂરે-પૂરી મહેનત કરવી પડે છે. મહારાષ્ટ્રમાં કેટલીયે ભાષાંતરની ચોપડીઓ ભાપાંતરકારોએ પોતાને જોખમે તૈયાર કરી છે. ભાષાંતર સરસ નીવડે તો નાનુંમોટું પારિતોષિક તેમને મળે એ વાત જુદી, પણ મોટે ભાગે તેને જીવનકલહની કસોટીમાંથી જ પસાર થવું પડે છે. હિંદીમાં અને ગુજરાતીમાં સાહિત્યની સેવા કરનાર કરતાં સાહિત્યની કદર કરનાર લોકોનો વર્ગ સારો છે. સમાજને એ ભૂપણરૂપ છે. પણ સરવાળે એથી સાહિત્યને શુદ્ધ લાભ જ થયો છે એમ કહી શકાત તો કેવું સારું ! ગુજરાતીમાં કેટલીક ભાપાંતરની ચોપડીઓ સરસ થઈ છે એ વિશે શંકા નથી. તેમનો નામનિર્દેશ અહીં કરવાની જરૂર નથી. સમાજે એવી ચોપડીઓની કદર તરતોતરત કરી પણ છે.

નવલકથાઓ અથવા એવી જ મનોરંજનની ચોપડીઓમાં ભાષાંતર કેવું થયું છે એ જોવાની ટેવ વાચકોને ઝાઝી નથી હોતી. વાર્તાનો રસ મળ્યો એટલે વાચક વગર તકરારે તણાઈ જવા તૈયાર હોય છે. અને જ્યાં ન આવડતું હોય ત્યાં એટલો ભાગ આબાદ છોડી દેવાની કળા ભાપાંતરકારોએ કયાં નથી કેળવી!

ગંભીર સાહિત્યની વાત એથી જુદી હોય છે. આમાં જ્યાં જ્યાં ભાષાંતર નિષ્ફળ નીવડયું છે ત્યાં ત્યાં તેમાં બે જુદા જુદા પ્રકારો દેખાઈ આવે છે. મૂળ ચોપડી સર્વમાન્ય છે એમ જોઈ ગમે તેવો ભાષાંતરકાર, મળે તેવું મહેનતાણું લઈ, ગમે તેવું ભાપાંતર તૈયાર કરી આપે છે. મૂળ ચોપડીની કીર્તિ નિર્વિવાદ, એટલે ભાપાંતર ખપી તો જવાનું, અને ઉત્તમોત્તમ ચોપડીના રેઢિયાળ ભાષાંતરમાં પણ વાચકો બહુ ચોક્કસ અને આગ્રહી ન હોય તો તેમને કંઈક ને કંઈક સારું મળવાનું, ને તેટલાથી જ તેઓ સંતોપ માનવાના.

બીજો પ્રકાર સાહિત્યના ઉત્તેજનને અર્થે સરકાર અથવા પ્રજાકીય ફંડો મારફતે તૈયાર કરાવેલાં ભાપાંતરોનો છે. એમાં કેટલીક ચોપડીઓ બહુ સરસ થાય છે, અને ત્યાં મહેનતાણું પૂરતું નહીં તો સારું તો મળે જ છે. પણ આવાં ભાપાંતરોમાં કેટલાંયે સાવ અસંતોપકારક હોય છે. ભાપાંતર માટેની ચોપડીઓ ભાપાંતરકારને સોંપતાં પહેલાં નમૂનાના એકાદ પ્રકરણનું ભાપાંતર કરાવી પછી પસંદગી કરવાનો રિવાજ સર્વત્ર છે. પસંદગી લાગવગથી થાય છે એ આરોપ આપણે અહીં નહીં સ્વીકારીએ. તોપણ નમૂનાનાં પ્રકરણો જોઈ ભાપાંતરો સોંપવાની પ્રથા અસંતોપકારક છે એમ કહેવું જ પડે છે. ભાપાંતર કરવાનું કામ માથે લેવામાં જેમણે સાચે જ કંઈ અનુગ્રહ કર્યો છે એવા શ્રેષ્ઠ ભાપાંતરકારોની વાત જુદી. એમની પાસેથી નમૂનાનાં પ્રકરણો

મગાવવાની પણ જરૂર નથી રહેતી. લોકોનાં ભાષાંતરો મંજૂર-નામંજૂર કરવાની જેમની શક્તિ, તેમના નમૂના કોણ તપાસવા બેસે? તેમનું નામ જ સારા કામનો સિક્કો છે. પણ આપણે તો સામાન્ય ભાષાંતરકારોની વાત કરીએ છીએ. ભાષાંતરનું કામ પોતાને મળે એ આશાએ નમૂનાનું પ્રકરણ સરસ કર્યા પછી આખું કામ એ જ ચીવટથી કરવાનો ઉત્સાહ ઘણા લોકોમાં નથી રહેતો. મેં એવાં ભાષાંતરો જોયાં છે કે જેનો અર્થ સમજવા માટે મૂળ ચોપડી જ મારે મગાવવી પડી છે. અને મૂળ વાંચ્યા છતાં ભાષાંતરનો અર્થ નથી સમજાતો એવું હમેશાં નથી બનતું. પણ કોક વાર મૂળ જોયા પછી ખબર પડે છે કે ભાષાંતર ઊંધું જ થયું છે. કોક કોક વાર ભાષાંતરનું આખું પ્રકરણ વાંચી ગયા પછી પણ એમાં શું કહેલું છે એનો સ્પષ્ટ બોધ થતો જ નથી. કર્તા, કર્મ, ક્રિયાપદ જોતાં દરેક વાક્ય ગુજરાતી હોય છે ખરું; પણ કેવળ ગુજરાતી જાણનાર વાચકોને ઘણી વાર શંકા પડે કે આ કઈ ભાષામાં લખેલી ચોપડી છે?

પણ બધો જ દોષ ભાષાંતરકારોનો હોય છે એમ નથી. ભાષાંતર માટે પસંદ કરેલી ચોપડી, એનો વિષય, એની શૈલી, અને એનું દૃષ્ટિબિંદુ પ્રજા ઝીલી શકે એમ છે કે નહીં એ તપાસ્યા વગર ભાષાંતર કરાવ્યું હોય તો તે સફળ શી રીતે થાય? જગદીશચંદ્ર વસુની વૈજ્ઞાનિક ચોપડીઓનું સીધું ભાષાંતર કરાવ્યું હોય તો તે કોણ સમજે? 'ખંડનખંડખાદ્ય' અથવા 'ચિત્સુખી'નો શબ્દેશબ્દ અનુવાદ કરાવ્યો હોય તો કેટલા લોકો એનો આસ્વાદ લઈ શકે?

મુખ્ય વાત એ છે કે ભાષાંતરકારનો બંને ભાષા ઉપર પૂરતો કાબૂ હોવો જોઈએ. એથીયે મહત્ત્વની વાત એ છે કે ભાષાંતરની ચોપડીનો વિષય અને તે ચોપડીનું વિવેચન એણે બરાબર સમજેલાં હોવાં જોઈએ. આ શરત એટલી સ્વાભાવિક છે કે તે રજૂ કરવી પણ હાસ્યાસ્પદ લાગે. ચોપડી જાણ્યા વગર માણસ શી રીતે ભાષાંતર કરે? વાત સાચી છે; પણ કળજુગનો મહિમા જ એવો છે કે સમજ્યા વગર પણ ભાષાંતરો કરાય છે.

માણસમાત્ર સ્ખલનશીલ છે. સમર્થ સાક્ષરો પણ ભૂલો કરે એ સંભવે છે. મોટા કામમાં ઝીણી ઝીણી કેટલીયે ભૂલો રહી જાય છે. એ બધું ચલાવ્યા વગર છૂટકો જ નથી હોતો. પણ કેટલીયે વાર ડગલે ને પગલે અર્થનો અનર્થ થયેલો જોઈ એમ જ કહેવું પડે છે કે ભાષાંતરકાર મૂળ ગ્રંથનું હાર્દ સમજ્યો જ નથી, અથવા એણે સમજવાની દરકાર રાખી નથી. પહેલા કરતાં બીજો અપરાધ વધારે મોટો છે. દરેક વાક્યનો યથાર્થ અર્થ અને એની ખૂબીઓ ધ્યાનમાં એની મેળે નથી આવતી. એને માટે ચોકસાઈની ટેવ જ પાડવી જોઈએ. પણ આજકાલનું જીવન જ એટલું છીછરું છે કે માણસ ઉતાવળમાં ગમે તેવો અર્થ લઈને ભાગવા જ માંડે છે. સભામાં જવાની ઉતાવળમાં એક ભાઈએ ધોતિયાને બદલે સાળુ પહેરી લીધાનો એક સાચો અનેલો દાખલો સાંભળ્યો છે. અર્થ કરવામાં આપણા ભાષાંતરકારો કેટલીક વાર આવા રમૂજી દાખલા પૂરા પાડે છે.

નમૂનાનાં પ્રકરણો મગાવવાની પ્રથા સાવ કાઢી નાખવા જેવી છે. સમર્થ તદ્‌વિદોને અને કસાયેલા ભાષાંતરકારોને બાદ કરતાં બાકીના ભાષાંતરકારોની મૂળ પુસ્તકમાં પરીક્ષા જ લેવી જોઈએ. મૂળ ગ્રંથનો વિષય, એની શૈલી, એની આંટીઘૂંટી, એમાં આવેલા સંદર્ભો, અને શાસ્ત્રાર્થો — એ દરેક વસ્તુ સાથે ઉમેદવાર ભાષાંતરકાર પૂર્ણ પરિચિત છે એની ખાતરી કરી લેવા જેટલા સવાલોનું પ્રશ્નપત્ર ભાષાંતરકાર પર મોકલી એના જવાબો પોતાનાથી બનતા ઉત્તમ અને વિશદ ગુજરાતીમાં લખી મોકલવાનું એમને સૂચવવું જોઈએ. ઉમેદવારો ઘેર બેઠાં અમુક દિવસની અંદર જવાબો લખી મોકલે. આવી પરીક્ષામાંથી વિષયની આકલનશક્તિ અને તે શુદ્ધ રીતે આપવાની વિવેચનશક્તિ જેનામાં સરસ દેખાય એવાને જ ભાષાંતર માટે પસંદ કરવો જોઈએ. એવી પસંદગી કર્યા પછી મહેનતાણું આજે અપાય છે એના કરતાં બમણું અપાય તોયે તે ખોટું ન ગણાય. ભાષામાં નમાલી સાહિત્ય-પ્રજા વધે તેના કરતાં થોડી પણ નીરોગી અને સેવાક્ષમ પ્રજા તૈયાર થાય એ બધી રીતે ઈષ્ટ છે. આવી પરીક્ષા લેવાનું કામ અઘરું ખરું, પણ માતૃભાષાનું અભિમાન ધરાવનાર પીઢ સાક્ષરોએ તે ઉત્સાહપૂર્વક, સેવાભાવે અને મફત કરવું જોઈએ. જે વિદ્યાએ એમને સંસ્કારિતા, સંપન્નતા અને પ્રતિષ્ઠા આપી તેની કાંઈક તો નિષ્કામ સેવા તેમને હાથે થવી જ જોઈએ. આવી પ્રથાથી સંગીન અધ્યયન વધશે, ભાષાપ્રેમ વધશે અને શુદ્ધ સાહિત્યમાં પણ પ્રથમ ધીમે ધીમે પણ સરવાળે બહુ જ મોટો વધારો થશે. ભાષાંતરનો અને સાહિત્યસેવાનો આદર્શ દહાડે દહાડે ઊંચો થવાથી ભાષાંતરકારોનો એક કાબેલ વર્ગ જ તૈયાર થશે, અને સાહિત્ય સુધરવાથી સામાજિક બુદ્ધિમત્તા અને સંસ્કારિતા પણ વધશે. દરેક રાજ્યે, સાહિત્યસંસ્થાઓ અને શિક્ષણસંસ્થાઓ આ દિશાની પોતાની ફરજ હવે તો ઓળખવી જોઈએ.

ભાષાંતર શબ્દેશબ્દ હોય, છૂટું હોય, કે ફક્ત ભાવાનુવાદ જ મળે તો બસ છે, એ ચર્ચા સનાતન છે. વિષય પરત્વે, ગ્રંથ પરત્વે, અને આપણી ગરજ પરત્વે આનો જવાબ જુદો જુદો મળે એમ છે. કેટલાક વિષયોનું પ્રાથમિક જ્ઞાન જ પ્રજા ઝીલી શકે. કેટલીક ચોપડીઓનો સારાંશ જ આપવાથી કામ સરી જાય છે. બીજી કેટલીક ચોપડીઓમાં મહત્ત્વના સો-પચાસ ફકરાઓનું સંપૂર્ણ ભાષાંતર આપી વચલા ભાગનો એકદમ સંક્ષેપ કર્યો હોય તો જ તે સરસ નીવડે. કેટલીક ચોપડીઓમાં એક જ પ્રકરણ મૌલિક હોય છે. તેટલાનું જ ભાષાંતર કરાવી આગળપાછળ પ્રાસ્તાવિક અને ઉપસંહારાત્મક બે સ્વતંત્ર પ્રકરણો જોડી દીધાં એટલે ચોપડી તૈયાર થઈ ગઈ. કેટલીક ચોપડીઓમાંથી આપણી મતલબ પૂરતો ભાગ લઈએ તોપણ બસ થાય છે. અને કેટલીક ચોપડીઓનો પ્રથમ સારાંશ આપી ઘણાં વરસ પછી તે આખી ચોપડી પ્રસિદ્ધ કરવાથી પ્રજા તેનો પૂરો લાભ લઈ શકે છે.

ભાવાનુવાદ(Adaptation)નો સવાલ જરા અટપટો છે. ભાવાનુવાદ આપનારે મૂળ ગ્રંથકારનું હાર્દ, એની વિવેચનશૈલી, એની લાગણી, એનો ઉત્સાહ, એણે દાખલ કરેલી આંટીઘૂંટી, અને મર્મપ્રસંગો અનુવાદમાં બરાબર, પ્રામાણિકતાથી

આવે એ વિશે ખાસ ચીવટ રાખવી જોઈએ. અનુવાદકે મૂળ ગ્રંથકારને અન્યાય ન થાય એની પૂરી કાળજી રાખવી જોઈએ. કોક વાર એમ બને છે કે અનુવાદક સંક્ષેપ કરવામાં મૂળ ગ્રંથકારે વિવેચનમાં જે તારતમ્ય રાખેલું હોય છે તે બગાડી જુદી જ છાપ પાડે છે. આને તો ગુનો જ ગણવો જોઈએ. ભાવાનુવાદમાં પોતાનું ઘુસાડી દેવાનો લોભ પણ કેટલાક રોકી શકતા નથી.

મૂળ ગ્રંથકાર પ્રત્યે વફાદારી જેટલી મહત્ત્વની છે તેટલી જ ભાવાનુવાદમાં વાચકો પ્રત્યેની નિષ્ઠા પણ મહત્ત્વની છે. વાચકોને શું આપવાની જરૂર છે, તેમને કેટલું આપીએ તો બસ છે, કઈ વસ્તુ તરફ વાચકોની જિજ્ઞાસા વધારે હોઈ શકે, એ વસ્તુનો પણ એણે ખ્યાલ રાખવો જોઈએ.

ભાષાંતરકારની મહત્ત્વની ફરજ તે ભાષાનિષ્ઠા છે. ભાષાંતર એ ભાષા પર અત્યાચાર તો ન જ થવો જોઈએ. મૂળ ભાષાના કેટલાક પ્રયોગો, અલંકારો અને મર્મો સ્વભાષામાં આણી શકાય એમ હોય અને તે ભાષામાં દૂષણ નહીં પણ ભૂષણરૂપ થતા હોય તો જરૂર તેમ કરવું જોઈએ. જેટલું બની શકે તેટલું મૂળ ચોપડીનું સંપૂર્ણ સ્વરૂપ ભાષાંતરમાં આણવાનો એનો પ્રયાસ હોવો જોઈએ. દેવીની પૂજામાં ભૂલ થાય તો જેમ હમેશ શાપની બીક રહે છે તેમ સ્વભાષાની સેવામાં અસેવા થાય તો એ જનનીનો શાપ લાગશે એ બીક મનમાં રાખીને જ ભાષાંતરકારે પ્રવૃત્ત થવું જોઈએ.

પ્રેમભક્તિ હોય તો બધી ચીવટ અને આવડત એની મેળે આવી જાય છે.

**જુલાઈ, ૧૯૨૭**

# જોડણીકોશ

બહુજનમાન્ય એવી એકધારી જોડણી ગુજરાતી ભાષાને નથી. એ વસ્તુ ગુજરાતીના અનેક ભક્તોની પેઠે ગાંધીજીને પણ હંમેશ ખટકતી આવી છે. એમના યરવડાના જેલનિવાસમાં એ વસ્તુનું ચિંતવન વિશેષ ચાલતું હશે એટલે ત્યાંથી એમણે સંદેશો મોકલ્યો કે ગુજરાતી ભાષાની આ દુર્દશા દૂર કરવી જ જોઈએ. મારા પરના એક કાગળમાં એમણે પોતાનું દુ:ખ નીચેના શબ્દોમાં વ્યક્ત કર્યું હતું:

"શુદ્ધિપત્ર વિનાનો શબ્દકોશ એ ગુજરાતી ભાષાને દેહ આપનારી વસ્તુ છે. અત્યારે તો ગુજરાતી ભાષાનો આત્મા શરીરની ખામીને લઈને ભૂતની માફક ભમ્યા કરે છે અને ક્યાંય શાંત થઈને બેસી શકતો નથી. એ સ્થિતિમાંથી એ ભાષાના આત્માને ઉગારવો અને અવગતે જતો બચાવવો એ જો તમારું કાર્ય ન હોય તો કોનું હોઈ શકે?"

જેલમાંથી જ્યારે ગાંધીજી બહાર આવ્યા ત્યારે મેં આ કામ માટેના મારા અધિકાર વિશેની શંકા બતાવી એટલે એમણે કહ્યું કે જોઈતી મદદ બીજા પાસેથી

લો પણ આ કામ તો તારે જ પૂરું કરવાનું છે અને સૂચવ્યું કે ગુજરાતી ભાષાની જોડણીની બાબતમાં શાસ્ત્રીય શુદ્ધિ અને પ્રમુખ લેખકોની રૂઢિ બંનેનો સમન્વય સધાય એવી રીતે જોડણીના નિયમોનો સંગ્રહ કરી તે પ્રમાણેનો લોકસુલભ એવો એક જોડણીકોશ તૈયાર કરો. એટલે એમની સંમતિથી ત્રણ જણની એક સમિતિ ગોઠવી આ કામનો પ્રારંભ કર્યો. અમારી સમિતિએ જોડણીની બાબતમાં પૂર્વે થયેલી બધી ચર્ચા ધ્યાનમાં લઈ, ચોથી સાહિત્ય પરિષદની જોડણી સમિતિના ઠરાવને આધાર-રૂપ ગણી, શિષ્ટ અને લોકમાન્ય એવા સાક્ષરોની રૂઢિ તપાસી કેટલાક નિયમો તારવી કાઢ્યા અને એ વિષયમાં અધિકાર અથવા રસ ધરાવતા લોકો ઉપર તે મોકલી તેમના અભિપ્રાય માગ્યા. નિયમો તારવવામાં અમે નીચેનો ઉદ્દેશ ખાસ ધ્યાનમાં રાખ્યો હતો :

"શિષ્ટ રૂઢિમાં બહુ ફેરફાર કરવો ન પડે, નિયમો સહેલાઈથી સર્વમાન્ય થઈ જાય, લખવામાં લેખકોને અને છાપવામાં મુદ્રકોને અગવડ ઓછી પડે; અને અક્ષરની ઓળખ ટૂંક વખતમાં સર્વત્ર ફેલાય એટલા માટે તેમ જ નવા વાંચતા શીખનારને સગવડ થાય એ ઉદ્દેશ રાખીને આપણા નિયમો ઘડવા જોઈએ, જોડણીમાં વ્યુત્પત્તિનો ઇતિહાસ સાચવવાનું બને તો તે પણ ઇષ્ટ જ છે."

એક વરસના વિચારવિનિયમને પરિણામે ઘણા લોકોની સામાન્ય સંમતિ એ નિયમો માટે મળી, ઘણા ભાઈઓએ કીમતી સૂચનાઓ કરી અને વિકલ્પો સૂચવ્યા. એ બધાનો યથાશક્ય સંગ્રહ કરી અમે બીજી પત્રિકા બહાર પાડી અને સર્વમાન્ય થઈ શકે એવા નિયમો પ્રસિદ્ધ કર્યા. આ નિયમો ઘડવામાં દી. બ. કેશવલાલ ધ્રુવ તેમ જ સ્વ. સર રમણભાઈ તરફથી કીમતી મદદ અને સહાનુભૂતિ મળ્યાં હતાં. એ જ અરસામાં વિદ્યાપીઠે પોતાના તરફથી એક જોડણી સમિતિ નીમી. એ સમિતિએ અમારી સમિતિના નિયમો સ્વીકારી લીધા અને અંતે એમ નક્કી થયું કે બંનેના સહયોગથી વિદ્યાપીઠ મારફતે જ જોડણીકોશ તૈયાર થઈ જાય. આ કામની વ્યવસ્થા શ્રી નરહરિભાઈ પરીખને સોંપવામાં આવી હતી પણ રેલસંકટના કામમાં તેમને રોકાવું પડવાથી ભાઈ ચંદ્રશંકર શુકલ અને શ્રી વિશ્વનાથ મગનલાલ ભટ્ટને આ કામ સોંપવામાં આવ્યું. વિશ્વનાથભાઈની મદદ ન મળી હોત તો કોશ જલદી પૂરો ન થાત. એમણે નિયમિતતાથી અને શાસ્ત્રીય રસથી એ કામ કરી આપ્યું એને માટે તેઓ ખાસ ધન્યવાદને પાત્ર છે.

ગુજરાતી જોડણી વિશેની ચર્ચા કાંઈ નહીં તો સાઠ વર્ષથી ચાલતી આવી છે. જેમણે એ બાબતમાં જાહેરમાં લખ્યું છે તેમનાં નામ સૌ કોઈ જાણે છે, પણ જેમણે ખાનગીમાં ચર્ચા કરી હોય, બીજાઓને પ્રેરણા આપી હોય અને નિર્ણય આણવામાં મદદ કરી હોય એવા અજ્ઞાત ભાષારસિકો અને શિક્ષકો તો ઘણા હશે. એવા બધાના સંકલ્પોમાંથી જ જોડણીકોશ આખરે પેદા થાય છે. કેળવણી ખાતાએ જોડણીના કાંઈક નિયમો તૈયાર કરી એ પોતાનાં પાઠ્યપુસ્તકો છપાવ્યાં એ જ

વખતે જો આ વિષયનો સર્વાંગી વિચાર થયો હોત તો અત્યારે જોડણીનો સવાલ જ ઊભો ન થયો હોત. પણ તેમ ન બન્યું. તેથી વિદ્વાનોમાં અસંતોષ ફેલાયો અને જોડણીની ચર્ચા શરૂ થઈ. સ્વ. કવિ નર્મદાશંકરથી માંડીને અત્યાર સુધી જે લેખકોએ જોડણીની ચર્ચા કરી છે એમની સંખ્યા નાનીસૂની નથી. સ્વ. નવલરામ, સ્વ. કમળાશંકર, સ્વ. ગોવર્ધનરામ વગેરે વિદ્વાનોએ જોડણીમાં વ્યવસ્થા આણવાના પ્રયત્નો કર્યા છે. દી. બ. કેશવલાલ ધ્રુવ, શ્રી નરસિંહરાવ ભોળાનાથ, શ્રી આનંદશંકર ધ્રુવ વગેરે વિદ્યમાન વિદ્વાનોએ પણ આ વિષય ઉદ્દીપિત કર્યો છે. એ બધાની મહેનત અમારી આગળ હતી તેથી જ અમે જોડણીના નિયમો સહેલાઈથી નક્કી કરી શક્યા. એ નિયમોની ચર્ચા સૂઝે તેટલા બધા આધુનિક અધિકારીઓ આગળ મૂકી. જે લોકોના જવાબ આવ્યા તેમાંથી લગભગ બધાએ અમારા પ્રયાસને વધાવી લીધો અને ઓછેવત્તે અંશે પોતાની સંમતિ પણ આપી, અને જેટલી બીજી સૂચનાઓ તેમણે કરી તે અમારું ધોરણ સફળ કરવા માટે ક્યા ક્યા વિકલ્પો રાખવા જોઈએ વગેરેની બાબતમાં જ હતી. એ બધાનો વિચાર કરીને બીજી પત્રિકા બહાર પાડવામાં આવી હતી. આટલા બધા લોકોનું પ્રોત્સાહન ન હોત તો આવો કોશ તૈયાર કરવાને અમે સહેજે પ્રવૃત્ત ન થાત. એટલે અમારી આ પ્રવૃત્તિમાં પ્રત્યક્ષ-અપ્રત્યક્ષ ભાગ લેનાર સઘળા ભાઈઓનો અમે આભાર માનીએ છીએ.

કેવળ જોડણીનો જ પ્રશ્ન હાથમાં લીધેલો હોવાથી અને લોકમાનસ અજમાયશના ઉદ્દેશથી અમે પ્રથમ ગુજરાતી ભાષાના તેમ જ એ ભાષામાં નવેસર સ્થાન પામેલા લગભગ બધા શબ્દોનો શુદ્ધ જોડણીનો એક કેવળ શબ્દસંગ્રહ જોડણીકોશને નામે પ્રજા આગળ મૂક્યો. તે વખતે ગાંધીજીએ નવજીવનમાં લખેલું :

"ઠીક ઠીક ગુજરાતી જાણનારા વ્યાકરણશુદ્ધ ગુજરાતી લખવાનો પ્રયત્ન કરનારની કલમોથી જે જોડણી ઊતરી તે ખરી ગણાય. આ ધોરી નિયમને અનુસરીને આ કોશ તૈયાર થયો છે. અંગ્રેજી ભાષાના શબ્દોની જોડણી ખોટી કરતાં આપણને શરમ લાગે છે તેના કરતાં માતૃભાષાની જોડણીનો વધ કરતાં આપણને વધારે શરમ લાગવી જોઈએ.

"હવે પછી કોઈને સ્વેચ્છાએ જોડણી કરવાનો અધિકાર નથી."

જોડણી શાસ્ત્રપૂત હોય, બહોળી શિષ્ટ રૂઢિને અનુસરતી હોય, એ બધું જેટલું આવશ્યક છે તેટલું જ, અથવા તેના કરતાંયે, જેવી હોય તેવી પણ બહુજનમાન્ય જોડણી નક્કી થઈ જાય, એ વધારે આવશ્યક છે. આજે અંગ્રેજી ભાષાની જોડણી બધી રીતે શાસ્ત્રશુદ્ધ છે એમ તો કહેવાય જ નહીં; કેટલીયે બાબતમાં એ ઢંગધડા વગરની છે. પણ તે પ્રજામાં સંગઠન તથા તાલીમબદ્ધતા હોવાને લીધે ત્યાં જોડણીમાં અરાજકતા ફેલાવા પામી નથી. અંગ્રેજી ભાષાની જોડણી સર્વમાન્ય થઈ ચૂકી છે, તેથી જોડણીની બાબતમાં બધે એકધારું લખાણ જડી આવે છે. એક વાર અરાજકતામાંથી વ્યવસ્થા ઉત્પન્ન થઈ ગઈ એટલે પછી સુધારા કરવા જ હોય તો તે કામ પ્રમાણમાં ઘણું સહેલું થઈ જાય છે.

સુધારાનો પ્રવાહ માન્ય વિકલ્પોની મર્યાદામાં જ વહી શકે છે. વખત જતાં વિકલ્પોમાં પણ અમુક એક જાતની જોડણી જ વધારે રૂઢ થાય છે અને બીજા વિકલ્પો અવમાન્ય ન હોય તોપણ વપરાશને અભાવે કાલગ્રસ્ત થઈ જાય છે અને ખરી પડે છે.

અરાજકતા અને માન્ય વિકલ્પો વચ્ચે ભેદ કરવો જોઈએ. ભાષાની સંક્રમણાવસ્થામાં વ્યવસ્થા જાળવવી એ અઘરું કામ છે. એવે પ્રસંગે વિકલ્પોને ઓછામાં ઓછા રાખવા કરતાં ભાષા ખમી શકે તેટલા વધારેમાં વધારે રાખવા એ નીતિ અપરિહાર્ય છે. પણ અરાજકતા (નિયમોનો જ અભાવ) તો એક ક્ષણને માટે પણ સહન કરવા જેવી વસ્તુ નથી. જેમણે ભાષાની કીમતી સેવા કરી છે અને શાસ્ત્ર, રૂઢિ અથવા લોકમાન્યતાની દૃષ્ટિએ જેમનો પક્ષ સમર્થ છે, તેમને વિકલ્પો દ્વારા બની શકે તેટલી માન્યતા આપવી એ જ ભાષાવ્યવસ્થાનો એકમાત્ર ઉપાય છે. અને જોડણીના ભિન્ન ભિન્ન પક્ષકારોએ એટલી વાત તો સ્વીકારવી જ જોઈએ કે અરાજકતા મટી વિકલ્પપ્રચુર વ્યવસ્થા ભાષામાં ઉત્પન્ન થાય તોયે તે મહત્ત્વની પ્રગતિ જ ગણાવી જોઈએ. અને આવી પ્રગતિ પછી જ કોઈ પણ સુધારાને વધારે અનુકૂળ પરિસ્થિતિ મળે છે. અરાજકતા અને વિકલ્પ વચ્ચેનો ભેદ ધ્યાનમાં આણીને અને અરાજકતા પ્રગતિને અથવા એકે પક્ષને પોષક નથી એમ જોઈને એક વાર બહુજનમાન્ય એવી જોડણીની વ્યવસ્થા સ્વીકારવામાં બધા અનુકૂળ થાય તો ઇષ્ટ હેતુ સફળ થાય. અને કેટલીક વાર તો વિકલ્પના બંને પ્રકાર હંમેશને માટે ભાષામાં ચાલતા જ રહેવાના છે. દાખલા તરીકે, સંસ્કૃતપ્રચુર અથવા લલિત શૈલીમાં લ અને ળ ના વિકલ્પ વચ્ચે લને જ વધારે પસંદ કરવામાં આવશે, અને સાદી તળપદી ભાષામાં લને બદલે ળ વાપરવા તરફ લોકો ઢળશે.

જોડણીકોશનો મુખ્ય ઉપયોગ તો સંશય વખતે ઝટ એની મદદ લઈ જોડણીનો નિર્ણય કરી શકાય એ છે. લેખકો, વિદ્યાર્થીઓ, અને ખાસ કરીને મુદ્રણાલયો અને પ્રકાશનમંદિરોના મેજ ઉપર એવી એક ચોપડી પડી હોય તો તેમની હંમેશની મૂંઝવણ દૂર થાય છે.

જોડણીકોશમાં ગુજરાતી ભાષાના બધા જ શબ્દો આવી જવા જોઈએ એ વાત સ્પષ્ટ છે. પણ એમ કરતાં કેટલાક મુદ્દાઓ ધ્યાનમાં લેવાના હતા. કોશનો અધિકાર ભાષામાં ચાલુ થયેલા અથવા માન્ય લેખકોએ વાપરેલા શબ્દોનો જ સંગ્રહ કરવાનો છે. સંસ્કૃત, હિંદી, મરાઠી, બંગાળી વગેરે ભાષાઓના કુટુંબમાંની જ ગુજરાતી પણ હોવાથી એ ભાષાઓમાંથી ગમે તેટલા શબ્દો ગુજરાતી ભાષા લઈ શકે છે, પણ તેટલા ખાતર એ ભાષાઓમાંથી લેવાલાયક બધા શબ્દો કોશમાં દાખલ કરીએ તો શબ્દસંખ્યા વધે, પણ એ ગુજરાતી ભાષાકોશ ન ગણાય. જેટલા શબ્દો ગુજરાતી ભાષામાં વપરાયા હોય અને ભળ્યા હોય તેટલાને જ ગુજરાતી શબ્દકોશમાં સ્થાન હોઈ શકે છે.

સામાન્ય શબ્દોને પ્રત્યયો લગાડી જેટલા શબ્દો થઈ શકે છે તે બધા આપવા એ પણ કોશકારનું કામ નથી. અને જોડણીકોશની દૃષ્ટિએ તો મુખ્ય શબ્દ આપ્યા પછી જોડણીમાં ફેરફાર ન થતો હોય તો પ્રત્યયસાધિત શબ્દો રૂઢ હોય તોપણ આપવાનું પ્રયોજન ખરું જોતાં નથી. છતાં શરૂઆતમાં એવા શબ્દો આપીને પણ કોશ વાપરનારનું કામ સહેલું કરી આપવું આવશ્યક જણાવાથી પ્રત્યયસાધિત રૂપો આપ્યાં છે. આગળ ઉપર જોડણીકોશમાંથી એવા શબ્દોને બાતલ કરવા જોઈશે.

જોડણીનો વિચાર કરતી વખતે હશ્રુતિ અને યશ્રુતિ જોડણીમાં વ્યક્ત થવી જોઈએ એ શ્રી નરસિંહરાવનો આગ્રહ ધ્યાનમાં આવ્યા વગર રહેતો નથી. તેઓ કહે છે કે ગુજરાતી ભાષાના સ્વભાવમાં એ વસ્તુઓ છે અને જૂના લોકો એ બંને શ્રુતિઓ લખવામાં વ્યક્ત કરતા પણ હતા. સરકારી કેળવણીખાતાએ મનસ્વીપણે એનો છેદ ઉડાડયો અને લોકોએ જડતાથી અત્યાર સુધી એ જોહુકમીને ટેકો આપ્યો છે.

એમની એ વાત અત્યાર સુધી લોકોએ ધ્યાન ઉપર નથી લીધી એ બરાબર નથી થયું. પણ આટલા દિવસના અનુભવ પછી જરૂર કહી શકાય કે જે ફેરફાર થઈ ગયો છે એ થઈ ગયો છે. હ અને યનું જોડણીમાં ફરી સ્થાન સર્વમાન્ય થવું એ લગભગ અશક્ય છે. પણ એનું મુખ્ય કારણ એ નથી કે લોકોને એ બે શ્રુતિઓ વિશે વાંધો છે. પણ જનસ્વભાવ લખવાવાંચવામાં અને છાપખાનાંવાળાઓ બીબાં ગોઠવવામાં જોડાક્ષરો વધે એ પસંદ નથી કરતા. હશ્રુતિ અને યશ્રુતિ વ્યક્ત કરવાનો કોઈ સહેલો ઉપાય લિપિસુધારાને અંગે જ્યારે થશે ત્યારે શ્રી નરસિંહરાવના પ્રયત્નને અત્યાર સુધી નથી મળ્યો એવો ટેકો જરૂર મળશે.

કેટલાક શબ્દો સારા લેખકોએ અથવા કવિઓએ વાપરેલા હોવા છતાં વપરાશમાં કાં તો આવ્યા નથી અથવા રહ્યા નથી. તેવા કાલગ્રસ્ત શબ્દોનો અર્થ કરવો પણ કોક કોક વાર મુશ્કેલ થઈ જાય છે. એવા શબ્દો નજીકના ભવિષ્યમાં કોઈ વાપરે એવો સંભવ પણ નથી હોતો. એવા શબ્દોની જોડણી નક્કી કરી આપવાનું ખાસ પ્રયોજન નથી. છતાં અર્થકોશમાં તે કામ આવે એમ જાણી તેમને આ કોશમાં સ્થાન આપી + નિશાનીથી જુદા પાડયા છે.

જોડણીનું કામ જેટલું સંગીન રીતે થયું એટલું જ સંગીન કાર્ય અર્થો આપવામાં કરી બતાવવું એવી અમારી મુરાદ હતી. પણ ભારતવર્ષને સદ્‌ભાગ્યે સ્વરાજની હિલચાલ જાગી અને વિદ્યાપીઠના અધ્યાપકો તથા વિદ્યાર્થીઓએ એમાં ઝંપલાવ્યું. બીજાં અનેક કાર્યો સાથે આ કામ પણ સંકેલી લીધું હોત; પણ ગાંધીજીને ચરણે સાર્થ જોડણીકોશ ધરવાની વિદ્યાપીઠની અભિલાષા ફાવી ગઈ અને કેટલાક ભાઈઓએ લડતમાં ઝંપલાવવાનું માંડી વાળવાનો સ્વાર્થત્યાગ બતાવ્યો.

શાન્તિના દિવસો હોત તો દરેક શબ્દનો અર્થવિકાસ તપાસવાનું કામ અમે કર્યું હોત. શબ્દો ભાષામાં કયાં કયાં, કયા અર્થમાં વપરાય છે એ શોધી કાઢીને શબ્દોના

આજના અર્થો પણ નક્કી કર્યા હોત. જ્યાં શબ્દો ખોટા અર્થમાં વપરાય છે ત્યાં ધ્યાન ખેંચ્યું હોત. પારિભાષિક શબ્દોના અર્થો વધારે ચોક્કસ કર્યા હોત. ઝીણા ઝીણા અર્થભેદ બતાવવા માટે જૂના શબ્દોના અર્થો મર્યાદિત કર્યા હોત અથવા નવા શબ્દો સૂચવ્યા હોત. શિષ્ટ સાહિત્યના ભાષાંતરમાં ડગલે ને પગલે જે મુશ્કેલી ઉત્પન્ન થાય છે તે દૂર કરવા માટે પણ કોશમાં કાંઈક સગવડ કરી હોત. અમારો વિચાર એવો હતો કે અત્યાર સુધી ચાલતું આવ્યું છે એમ જૂના કોશો ઉપર જ પૂરો આધાર રાખીને નવો કોશ તૈયાર ન કરવો, પણ સાહિત્યના અભ્યાસીઓ સ્વતંત્ર શોધખોળની જેમ શબ્દોના અર્થ નક્કી કરે છે તે ઢબે બની શકે તેટલું કામ કરવું. જૂના કોશોને તરછોડવાનો વિચાર આમાં ન હતો, પણ શબ્દોના અર્થ પ્રમાણપુરઃસર છે એવી ખાતરી કરી લેવાની અને અર્થો નક્કી કરવામાં પરંપરાની શિથિલતા કાઢી નાખવાની વૃત્તિ હતી. અમુક મિત્રોએ સાહિત્યના અમુક વિભાગ વાંચી તેમાંથી મહત્ત્વના શબ્દોના વપરાશ, સંદર્ભ પ્રમાણેનો અર્થ, અને તેનાં સ્થાનો નોંધી લેવાનું વહેંચી પણ લીધું હતું. પણ એમાંથી અમે કશું કરી ન શક્યા.

પણ આપેલા અર્થો માટે નર્મકોશથી માંડીને અત્યાર સુધી પ્રસિદ્ધ થયેલા આપણા બધા કોશોની તેમ જ હિંદી, મરાઠી, બંગાળી, સંસ્કૃત તથા અંગ્રેજી કોશોની મદદ લેવામાં અમે ચૂક્યા નથી. જે અર્થોની ચોકસાઈની ખાતરી નથી પડી તેમને માટે બનતી કોશિશ કર્યા છતાં જો નથી મળ્યા તો તેમને છોડી દેવામાં આવ્યા છે. બીજા કોશોમાં આપેલા અર્થો બને તેટલા વધારે સંક્ષિપ્ત રૂપમાં પણ પૂરેપૂરા સમજી શકાય એવી રીતે આપવાની ખાસ ચીવટ રાખેલી છે. શબ્દોના અર્થો મુખ્ય મુખ્ય લીધા છે અને તેમનો દીર્ઘસૂત્રી વિસ્તાર કરેલો નથી. જે અર્થ બીજા શબ્દની જોડે વપરાતાં ઊપજતો હોય તેવા અર્થો આપવામાં આવ્યા નથી. જોડણીકોશની મર્યાદામાં રહીને જ અર્થોનો વિસ્તાર કરી શકીએ એમ હોવાથી અમે રૂઢિપ્રયોગોની પણ શબ્દો સાથે નોંધ લીધી નથી.

આજની સ્થિતિમાં સામાન્ય વ્યવહાર માટે આ કોશ સંપૂર્ણ ગણાય. પણ અમારે તો અમારાં આદર્શને પહોંચવું છે. ગુજરાતી સમાજના સર્વસંગ્રાહક સ્વભાવ પ્રમાણે ભાષા પણ સર્વગ્રાહક બની છે. વૈષ્ણવ અને શૈવ, જૈન અને સ્વામિનારાયણ-સંપ્રદાયી, કાઠિયાવાડી અને ગાયકવાડી, મુસલમાન તેમ જ પારસી, ખ્રિસ્તી તેમ જ પરદેશી બધાએ ગુજરાતીની સેવા કરી છે. એ બધાની સેવાનો સરવાળો કરી ભાષાની સમૃદ્ધિ કેટલી છે એ કોશકારે તપાસવું ઘટે છે.

સંખ્યાબંધ ગુજરાતીઓ ગુજરાત બહાર અને હિંદુસ્તાન બહાર જઈ વસેલા છે. સ્વરાજની હિલચાલમાં ગુજરાતે જે મહત્ત્વનું સ્થાન લીધું છે તેને પરિણામે બહાર વસેલા ગુજરાતીઓમાં નવી સ્ફૂર્તિ, નવી અને વ્યાપક દૃષ્ટિ, અને નવી શક્તિ આવ્યા વગર રહે નહીં. તેઓ જ્યારે દેશદેશાંતરનો પોતાનો અનુભવ, ત્યાંની સમાજસ્થિતિ, અને એ સ્થિતિને અનુકૂળ કરી લેવામાં કેળવેલો પોતાનો પુરુષાર્થ; વગેરેનાં બયાનો લખશે ત્યારે ગુજરાતી ભાષા હિંદુસ્તાનમાં અસાધારણ સમૃદ્ધિ બતાવશે

અને તેમ થાય ત્યારે તે રાષ્ટ્રવ્યાપી કેળવણીનું એક મહત્ત્વનું વાહન થઈ પડશે.

કોઈ પણ ભાષાનો શબ્દકોશ એ તે ભાષાના એટલે કે તે ભાષા બોલનાર સમાજના પુરુષાર્થનું પ્રતીક હોય છે. એવા સમાજમાં દરેક નવી વસ્તુનો બહિષ્કાર કરવાની સંકુચિત વૃત્તિ નથી હોતી, અને જે જુઓ તેનો સ્વીકાર કરો એવી ભિખારી વૃત્તિ પણ નથી હોતી. પોતાપણું સાચવીને, ગૌરવ વધારીને જેટલી નવી વસ્તુ લઈ શકાય અને આબાદ રીતે પોતાનામાં ભેળવી શકાય તેટલાનો સ્વીકાર કરતાં તે આંચકો નહીં ખાય; અને નવાની ભભકથી અંજાઈ જઈ જેને જુએ તેને ચરણે ઢળી પડે, પોતીકાંનો તિરસ્કાર કરી પરાયાંનું દાસત્વ સ્વીકારે એવી હીન બુદ્ધિ પણ ન રાખે. પોતાની હસ્તી જોખમમાં હોય ત્યારે પારકાના હુમલાથી બચી જવા માટે, અમુક જાતની પુરાણપ્રિયતા કહો અથવા ક્ષેમવૃત્તિ (conservatism) કહો આવશ્યક હોય છે. ક્ષેમવૃત્તિ એ જિજીવિષાનું વ્યાકરણ છે. પણ જ્યારે સમાજ સમર્થ બને છે, પરાક્રમ પ્રગટ કરે છે, વિજિગીષા કેળવે છે ત્યારે ક્ષેમવૃત્તિ કોરે મૂકી તે યોગવૃત્તિ ધારણ કરે છે. એ વખતે નવું નવું ધારણ કરવાના ઉત્સાહમાં એ તણાઈ ન જાય અને આખો પ્રવાહ ડહોળાઈ ન જાય એટલા ખાતર વિજિગીષાનું વ્યાકરણ પણ જાણવાનું હોય છે. પણ એ ક્ષેમવૃત્તિના કરતાં જુદું હોય છે. આ નવું વ્યારકણ ધ્યાનમાં લઈ દરેક દસકે ભાષાનો કોશ ફરી ફરી સજીવન કરવાની આવશ્યકતા ઉત્પન્ન થશે એમ અમે માનીએ છીએ. ચાલુ લડતમાંથી જેઓ વિજય મેળવીને નીકળ્યા હશે તેમને માટે આ કામ અમે રાખી મૂકીએ છીએ. છેલ્લાં દશ પંદર વર્ષમાં ભાષાએ જે પ્રગતિ કરી છે, ભાષામાં નવા નવા શબ્દો દાખલ થયા છે, શબ્દોને નવા નવા અર્થો મળ્યા છે તે બધાનો સંગ્રહ અમે કરી શક્યા છીએ એટલાથી જ અમને સંતોષ છે.

બીજા સંસ્કરણનો લાભ લઈ અમે શબ્દોનો ઉમેરો કરવા શોધ કરી શક્યા હોત. પરંતુ તેને પહોંચી વળવું અશક્ય હતું એટલે સહેજે અમને જેટલા નવા શબ્દો મળી આવ્યા તેમનો તો આમાં ઉમેરો કરી લીધો છે. એક બીજો ઉમેરો અનાયાસે થયો છે. તેનું કારણ એ છે કે કેટલાક શબ્દોનો અમે પહેલી આવૃત્તિમાં માત્ર વિકલ્પનિર્દેશ જ કર્યો હતો તેમને આમાં, અર્થકોશ તરીકે ઉપયોગિતાની દૃષ્ટિએ પણ જુદા બતાવેલ છે.

પ્રત્યયસાધિત શબ્દો, ક્રિયાપદનાં પ્રેરક તથા કર્મણિરૂપો, અને અનેક સમાસોનો સમાવેશ કરીને કોશકાર ધારે તો શબ્દસંગ્રહ ઘણો મોટો દેખાડી શકે. અમે એવો લોભ રાખ્યો નથી. પહેલી આવૃત્તિમાં જે શબ્દો સંઘરાયા હતા તેમાંથી કેટલાક સમાસો તથા પ્રત્યયસાધિત શબ્દો આ આવૃત્તિમાં રદ પણ કરવામાં આવ્યા છે. અર્થકોશમાં તેમ કરવાને શુદ્ધ જોડણીકોશ કરતાં ઓછી છૂટ છે એ તથા જોડણીની આવશ્યકતાને વિચારીને જ તેમ કરવામાં આવ્યું છે. આમ વધઘટ થઈને સરવાળે શબ્દભંડોળ પહેલી આવૃત્તિ કરતાં મોટું નીવડ્યું છે. પહેલી આવૃત્તિમાં ૪૩,૭૪૩ શબ્દો હતા, આમાં કુલ ૪૬,૬૬૧ શબ્દો છે.

પારિભાષિક શબ્દોનો ઉપયોગ આપણે નથી કરતા ત્યાં સુધી તેમની પસંદગી કરવી મુશ્કેલ જ રહેવાની. વિજ્ઞાનશાસ્ત્રનો અભ્યાસ આપણે અંગ્રેજી દ્વારા કરીએ છીએ એટલે ગમે તેવી સુંદર યોજેલી પરિભાષા પણ જીવંત ભાષાના કોશકારને સંગ્રહવી મુશ્કેલ પડે છે. પણ જો વાપરની કસોટી પર તેને ચડાવીએ તો તેની પરીક્ષા થઈ પસંદગી સરળ બને છે. ગણિતની પરિભાષાના વિદ્યાપીઠના અનુભવ પરથી આ અમે કહી શકીએ છીએ. વિનયમંદિરના ગણિતની પરિભાષા આ કોશમાં લગભગ સંપૂર્ણતાએ સંગ્રહાયેલી છે. તેમ જ સંગીતને માટે પણ કહી શકાય. પરંતુ રસાયનશાસ્ત્ર, પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર, યંત્રશાસ્ત્ર, ગતિશાસ્ત્ર, વિદ્યુચ્છાસ્ત્ર વગેરેની પ્રમાણભૂત અને અનુભવસિદ્ધ પરિભાષાને અભાવે તે સંપૂર્ણતા આ કોશમાં નથી. વિજ્ઞાન કે ગણિતની પરિભાષાની બાબતમાં અન્ય કોશોએ ગમે તેમ ગોઠવણ કરી છે તે તપાસીને જે શબ્દો ઠીક ન લાગ્યા તે રદ કર્યા છે.

પણ આપણા સાક્ષરોના વિચારો પાશ્ચાત્ય ઢબે અને પાશ્ચાત્ય પરિભાષામાં ઠીક ઠીક વધતા જાય છે. તેમને વ્યક્ત કરવા તેઓ પરિભાષા પણ યોજતા જાય છે. તેનો વિવેક કરીને સંગ્રહ કરવો આવશ્યક ગણાય. તે આ કોશમાં કરવામાં આવ્યો છે. તેના અર્થ મુખ્યત્વે તેના અંગ્રેજી પર્યાય દ્વારા આપ્યા છે. તેવું જ ગણિતની પરિભાષા માટે પણ કર્યું છે. આવી રીતે અંગ્રેજી પર્યાયનો આશરો લાંબો વખત ન લેવો પડે એ તો ત્યારે જ બને કે જ્યારે આપણે તે પરિભાષાને અપનાવી રૂઢ કરી લઈએ.

જ્યાં શબ્દો સાથે વિસ્તારપૂર્વક વિગત આપવાની હોય છે ત્યાં કોશકારની મૂંઝવણ સહુથી વધારે હોય છે. રમતો, વનસ્પતિ, ઔષધિ, પ્રાણી, પંખો, રોગ, ઘરેણાં, ઔદ્યોગિક ક્રિયાઓ, વ્રતો, ઉત્સવો, પંથ, વાદ, અવતાર, કારીગરનાં ઓજારો વગેરેના અર્થ આપતી વખતે ઓછામાં ઓછી કેટલી વિગત આપવી જોઈએ એ જ નક્કી કરવાનું રહે છે. વિસ્તાર ન કરતાં શબ્દાર્થ સ્પષ્ટ થાય, વાચકને બધી માહિતી ભલે ન મળે પણ શંકાનિવૃત્તિ તો જરૂર થાય એ જાતનું ધોરણ જાળવવાનો અહીં પ્રયત્ન કર્યો છે.

કોશમાં દરેક શબ્દ સાથે તેનું વ્યાકરણ પણ આપવાની જરૂર રહે છે કે જેથી એ શબ્દ વિશેષ ઓળખાય અને તેને કેમ વાપરવો એનો કાંઈક ખ્યાલ આવી જાય. એ વ્યાકરણનું વર્ગીકરણ આપણે અંગ્રેજી વ્યાકરણમાંથી ઉપાડી લઈ અમુક અગવડો વહોરી લીધી છે. કોશમાં આપેલા વ્યાકરણમાં ક્યાંક ક્યાંક મતભેદ કે પ્રશ્નો જરૂર ઊપજવાના. પણ તે તો જ્યાં સુધી ગુજરાતી ભાષાના સ્વભાવને અનુસરનાર એક સંપૂર્ણ અને શાસ્ત્રશુદ્ધ વ્યાકરણનો ગ્રંથ પ્રજા આગળ નથી મુકાયો ત્યાં સુધી શું થાય ? શબ્દોના વ્યાકરણના નિર્ણય કરતાં એ ઊણપ અમને નજરે આવ્યા કરી છે. નામનાં લિંગ તથા વિશેષણ અને ક્રિયાવિશેષણનો ભેદ એ આ વિશેનાં આગળ પડતાં દૃષ્ટાંતો છે.

જાનેવારી, ૧૯૩૧

# ખંડ ૪ : રાષ્ટ્રભાષા

## હિંદુસ્તાનની રાષ્ટ્રભાષા

અમારો પ્રયત્ન હિંદુસ્તાનમાં એક ભાષા કરવાનો નથી. હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોની ભાષા નષ્ટ થઈને એક જ ભાષા રહે તેવો અમારો આશય નથી. હિંદુસ્તાન જેવા વિશાળ રાષ્ટ્રની સર્વાંગી ઉન્નતિ થવાને જુદા જુદા ગુણસ્વભાવવાળી પ્રાંતીય રહેણીકરણીની જેટલી આવશ્યકતા છે તેટલી જ ભારતીય સંસ્કૃતિના પણ સર્વદેશીય વિકાસ માટે ભિન્ન ભિન્ન ભાષાઓની આવશ્યકતા છે. પરંતુ જે પ્રમાણે જુદી જુદી ઈન્દ્રિયોમાં વિચરનારું મન તો એક જ છે, જેને લીધે આખા શરીરમાં એકરૂપતા અને એકપ્રાણનો સંચાર થાય છે, તેમ આજે હિંદુસ્તાનમાં એકરાષ્ટ્રીયતાની ભાવના જાગ્રત કરવાને તથા વ્યક્ત કરવાને માટે રાષ્ટ્રીય ભાષાની અત્યંત આવશ્યકતા છે. પરંતુ આ જરૂર આજે જ ઉત્પન્ન થઈ છે એમ નથી. ઘણા પ્રાચીન કાળથી હિંદુસ્તાનમાં પ્રયત્નપૂર્વક રાષ્ટ્રીય ભાષા નિર્માણ કરીને તેને ખીલવવામાં આવી છે. હિંદુ રાષ્ટ્ર જેમદાર હતું, સુસંસ્કૃત હતું, અખિલ જગતમાં શ્રેષ્ઠ હતું, ત્યારે હિંદુ-સ્તાનના ઉત્તમોત્તમ વિચાર, આર્યોનાં કાવ્ય અને તત્ત્વજ્ઞાન, આર્યોનાં પરાક્રમોનાં વર્ણનો, આર્યોની શાસ્ત્રીય શોધખોળો વગેરે બધું એક શુદ્ધ, ઉદાત્ત અને સંસ્કૃત ભાષામાં કરવામાં આવતું; અને તેને લીધે તે ભાષાને દેવવાણીનું ગૌરવભર્યું પદ પ્રાપ્ત થયું. હિંદુસ્તાનની અવનતિ થઈ, હિંદુસ્તાનની અભિરુચિ બગડી ત્યારે પણ હીન વિચાર અને અશ્લીલ કલ્પનાઓથી સંસ્કૃત ભાષાને દૂષિત કરવાનું તે સમયના લોકોએ ઉચિત ધાર્યું નહીં; તેને માટે તો તેમણે પ્રાકૃત ભાષાઓનો જ આશ્રય લીધો. આર્યોને શોભે એવા શુદ્ધ વિચાર જ સંસ્કૃત ભાષામાં લખવામાં આવતા. આગળ ઉપર આ સ્થિતિ પણ બગડી. રાષ્ટ્રીય જીવન ક્ષીણ થયું અને પછી કાંઈ જ નિયમ રહ્યો નહીં. વચગાળે હિંદુઓએ ફરીથી ઊભા થવાનો પ્રયત્ન કર્યો અને તે વખતે પણ તેઓએ શ્રેષ્ઠ વિચારો માટે સંસ્કૃત ભાષાનું જ દોહન કર્યું. માત્ર લોકજાગૃતિને માટે તે સમયની પ્રચલિત ભાષાઓ વાપર્યા સિવાય છૂટકો ન હોવાથી તેમણે સંસ્કૃત વાઙ્મય બને તેટલું પ્રચલિત પ્રાંતીય ભાષાઓમાં ઉતાર્યું. આજે રાષ્ટ્રીય જીવન ફરીથી જોરથી ફૂંફાડા મારવા પ્રયત્ન કરી રહ્યું છે અને તે વ્યક્ત કરવા માટે રાષ્ટ્રીય ભાષાની આવશ્યકતા ઉત્પન્ન થઈ છે. હવે એ રાષ્ટ્રભાષા કઈ હોવી જોઈએ એ એક અત્યંત વ્યાવહારિક પ્રશ્ન આપણી સમક્ષ ઉપસ્થિત થયો છે. રાષ્ટ્રની ઉન્નતિ પૂર્વપરંપરાને અનુસરીને જ થઈ શકે એ મહાન સિદ્ધાંત જેને માન્ય છે તેમની આગળ સિદ્ધ કરવાની જરૂર નથી કે આજની રાષ્ટ્રભાષા સંસ્કૃતની પરંપરાને અનુસરીને જ થવી જોઈએ.

પરંતુ આજ હિંદુસ્તાનમાં ફક્ત હિંદુ જ વસતા નથી. અદ્વૈતવાદી પ્રેમધર્મી હિંદુસ્તાનમાં ઈસ્લામી ધર્મને અને ઈસ્લામી સંસ્કૃતિને કાયમનું સ્થાન મળ્યું છે, અને તેને લીધે હિંદી રાષ્ટ્રીય સંસ્કૃતિને એક વિશિષ્ટ વલણ મળ્યું છે. આ વલણ પણ રાષ્ટ્રીય ભાષામાં વ્યક્ત થવું જોઈએ. આ પ્રયત્ન મુસલમાની રિયાસતની જાહોજલાલીના વખતમાં થયો હતો. મોટા મોટા હિંદુ પંડિતો અરબી અને ફારસી ભાષાઓનો અભ્યાસ કરીને તે ભાષાઓમાં અપ્રતિમ કાવ્યો લખતા અને અનેક મુસલમાની બાદશાહો સંસ્કૃત પંડિતોને આશ્રય આપીને અને પોતે સંસ્કૃત સાહિત્યનું અધ્યયન કરીને હિંદુ સંસ્કૃતિનું રહસ્ય સમજી લેતા. આવી રીતે ધીમે ધીમે હિંદુસ્તાનની ભાષા નિર્માણ થઈ. હિંદી અને ઉર્દૂ તે ભાષાનાં બે રૂપો છે. મુસલમાની રિયાસતમાં ધાર્મિક વિરોધ પૂરેપૂરો નષ્ટ થઈ શક્યો નહીં, હિંદુમુસલમાનની રહેણી એક થઈ શકી નહીં, અને તેથી ઉર્દૂ અને હિંદી એ ભેદ કાયમ રહ્યો. વર્તમાન પરિસ્થિતિમાં એ વિરોધ ઝડપથી કમી થતો જાય છે અને તેથી થોડા પ્રયત્નથી હિંદી અને ઉર્દૂ વચ્ચેનો ભેદ ઓછો થઈ જવાનો સંભવ છે. મુસલમાની અમલ પછી અંગ્રેજી રાજ્યની અને અંગ્રેજી સંસ્કૃતિની બળવાન અસર આપણી ઉપર થઈ છે, અને તેથી હિંદુસ્તાનની સઘળી ભાષાઓ ઉપર તથા લોકોની વિચારશૈલી ઉપર અંગ્રેજી ઢબની છાપ પડી છે. તે સર્વથા અનિષ્ટ છે એમ પણ કહી શકાય નહીં. અંગ્રેજી વિચારપદ્ધતિ અને અંગ્રેજી ઢબની વાક્યરચના માત્ર આધુનિક સુશિક્ષિત વર્ગની ભાષામાં જ દેખાય છે. સામાન્ય લોકની ભાષાને તેનો સ્પર્શ થયો નથી. આ પણ એક રીતે ઈષ્ટ જ છે.

અંગ્રેજ લોકો અહીં વસવાટ કરીને રહ્યા નથી. તેઓને અહીં માત્ર રાજ્યકર્તા તરીકે રહેવું છે. તેઓને હિંદપુત્ર થવું નથી અને તેથી તે ભાષાનું મૂળ અહીં કદી પણ જડ ઘાલનાર નથી. જે પ્રમાણે અંગ્રેજી સંસ્કૃતિની આપણા ઉપર અસર થાય છે પણ અંગ્રેજ લોક આપણી સાથે રહેતા નથી, આપણી સાથે ભળતા નથી, તે જ પ્રમાણે અંગ્રેજી સાહિત્યની અને તેમની વિચારસરણીની આપણા ઉપર અસર થવા છતાં પણ અંગ્રેજી ભાષા હિંદુસ્તાનમાં રાષ્ટ્રભાષા થવી અથવા ટકવી શક્ય નથી. રાષ્ટ્રભાષા તો હિંદી જ થઈ શકે એમ છે.

આ સામાન્ય સિદ્ધાંત થયો. 'નર કરણી કરે તો નરનો નારાયણ થાય' એ તત્ત્વ પ્રમાણે પ્રયત્ન કર્યાથી કોઈ પણ વાત અશક્ય નથી. પાશ્ચાત્ય સંસ્કૃતિ અને આર્ય સંસ્કૃતિ વચ્ચે વૈષમ્ય જોતાં પાશ્ચાત્ય પ્રજાનું હિંદુસ્તાનમાં રાજ્ય થવું કોઈને પણ શક્ય લાગત નહીં, પણ આજ તે શક્ય થયેલું આપણે જોઈએ છીએ. તે જ પ્રમાણે આપણે સૂતા રહીએ તો પુરુષાર્થી અંગ્રેજ લોકો કાળાંતરે અંગ્રેજીને હિંદુસ્તાનની રાષ્ટ્રીય ભાષા તો શું પણ હિંદુસ્તાનની એક ભાષા પણ કરી શકશે એવી તેમની અભિલાષા છે એમ માનવાને ઘણાં પ્રબળ કારણો મળે છે. આજ પર્યંતનું શિક્ષણનું ધોરણ એ જ દિશામાં વહે છે અને તે સફળ થયું છે એવા આનંદોદ્ગાર હમણાં જ નામદાર વાઈસરૉયના મોઢામાંથી જાણ્યેઅજાણ્યે નીકળી

ગયા છે. થોડા જ દિવસમાં અંગ્રેજી ભાષા આપણા ઘરમાં પણ પેસી જશે એવ સુખસ્વપ્નાં એમને આવવા માંડયાં છે.

આર્યોના વંશજોએ અને આર્ય સંસ્કૃતિના અભિમાનીઓએ એમ થવા દેવું ઈષ્ટ છે કે નહીં તેનો વિચાર કરવો જોઈએ. જે પ્રમાણે અંગ્રેજી રાજ્યથી ફાયદા થયા છે તે વાત અમને કબૂલ છે તે જ પ્રમાણે અંગ્રેજી ભાષાની ઉપયોગિતા પણ અમને માન્ય છે. પરંતુ આપણા ધર્મ માટે, આપણી સંસ્કૃતિ માટે, આપણા પૂર્વજોના નામ માટે અને આપણા વંશજોના ઐહિક અને પારલૌકિક કલ્યાણ માટે આપણી દેશી ભાષા — માતૃભાષાને આપણે છોડી શકીશું નહીં. આપણા રાષ્ટ્રનો પ્રાણ — આપણી રાષ્ટ્રીય ભાષા હિંદુમુસલમાનો પ્રત્યે આજ સેંકડો વર્ષથી અભેદભાવ ધરાવનારી હિંદી ભાષા જ થવી જોઈએ. અંગ્રેજી ભાષાને રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારવી એ આપણી સંસ્કૃતિને તિલાંજલિ આપવા જેવું છે. સુશિક્ષિતોની સામાન્ય ભાષા અંગ્રેજી થાય અને અશિક્ષિતોની સામાન્ય ભાષા હિંદી થાય એવો આપણામાંના એક મોટા સાક્ષરનો મત છે. રા. નરસિંહરાવ જેવા પ્રૌઢ વિદ્વાનનો વિરોધ કરવા જેટલી શક્તિ મારામાં નથી. તોપણ મને એટલું તો સ્પષ્ટ લાગે છે કે સાધારણ રીતે એ વાત અશક્ય છે. અને તે અશક્ય છે એ પરમેશ્વરની મોટી કૃપા જ સમજવી જોઈએ. સુશિક્ષિત અને અશિક્ષિત વચ્ચે આવો ભાષાનો ભેદ પડે કે રાષ્ટ્રનો પ્રાણ ગયો જ સમજવો. યુરોપમાં શ્રીમંત અને ગરીબ એવાં સમાજનાં બે તડ પડી જવાથી ત્યાંના સમાજમાં કેવા ભયંકર ઉત્પાત થાય છે તેનાં વર્ણન આપણે વાંચીએ છીએ. આપણા દેશમાં સુશિક્ષિત અને અશિક્ષિત વચ્ચેની ફાટ ભાષા સુધી પહોંચે તો કેવો ભયંકર અનર્થ થશે તેની કલ્પના કરતાં પણ શરીરનાં રુવાટાં ઊભાં થાય છે. જે સમયે સુશિક્ષિતપણું સંસ્કૃત વિદ્યાને આશ્રયે રહ્યું હતું તે સમયના સુશિક્ષિત લોકો સમાજથી જુદા પડી ગયા ન હતા. તેઓ પોતાની સંસ્કૃતિ જનસમાજમાં છેક છેલ્લી શ્રેણીના લોકો સુધી પહોંચાડતા. અંગ્રેજી દ્વારા શિક્ષણ પામેલો વર્ગ આજ પણ પ્રજાથી વિખૂટો પડેલો દેખાય છે અને ભાષાભેદ વધતાં તો સમાજનો ઉચ્છેદ જ થવાનો.

અંગ્રેજી એ રાજ્યકર્તાની ભાષા છે અને તેથી તે જ આપણી રાષ્ટ્રભાષા થવી જોઈએ એવું કહેનારો એક વર્ગ સુશિક્ષિતોમાં છે. આ મત જો અશિક્ષિત વર્ગનો હોત તો તેમાં કાંઈ આશ્ચર્ય લાગત નહીં; કારણ રાજા એ રાજ્યનો માલિક, અને તેની ઇચ્છા પ્રમાણે પ્રજાએ ચાલવું જોઈએ, એ જ તેમની ભાવના હોય છે. પરંતુ શિક્ષિતવર્ગ જાણે છે કે રાજ્ય એ પ્રજાના હિત માટે છે અને રાજા એ પ્રજાહિતનો સેવક છે. સુશિક્ષિતોએ ઊલટું એમ કહેવું જોઈએ કે રાજાને જો પોતાનું કર્તવ્ય પરિપૂર્ણ પાર પાડવું હોય તો તેણે પ્રજાની સંસ્કૃતિ સાથે એકરૂપ થઈને પ્રજાની ભાષામાં જ બોલવું જોઈએ, પ્રજાની ભાષામાં જ વિચારવું જોઈએ, પ્રજાની ભાષામાં જ તેને સ્વપ્નાં આવવાં જોઈએ. આ તત્ત્વ સમજીને જ વડોદરા-નરેશ સયાજીરાવે રાષ્ટ્રભાષાને રાજ્યભાષા બનાવી. વડોદરામાં રાજ્યભાષા તરીકે મરાઠી

ફરી શરૂ થાય તો આજ કોને ગમે? એ જ ન્યાયે આખા હિંદુસ્તાનમાં દેશી ભાષા જ રાજ્યભાષા થવી જોઈએ એવા મતનો આપણે કેમ પુરસ્કાર કરવો નહીં?

દેશી ભાષાઓમાંથી જ એકાદ ભાષા રાષ્ટ્રભાષા થવી જોઈએ એટલું સિદ્ધ થયા પછી હિંદીની ખાસ તરફદારી કરવાની બહુ જરૂર જ રહેતી નથી. શક્યાશક્યનો વિચાર તો માત્ર સુશિક્ષિતો જ કરે છે; જનસમાજે તો તે પ્રશ્ન ક્યારનોયે ઉકેલી નાખ્યો છે. એક વાત ઇષ્ટ જણાયા પછી તેની શક્યતાનો વિચાર કરતા બેસી રહેવું તે કાયરતા બતાવે છે. નિર્માલ્ય લોક જ આવા ચિંતનમાં વખત ગુમાવે છે. આખા હિંદુસ્તાનમાં ઈમાનથી દરવાનની નોકરી કરનારો ભૈયો પણ હિંદી સાર્વત્રિક ભાષા થઈ શકે છે એમ સિદ્ધ કરે છે. હિંદુસ્તાનના અનેક પંથોના સાધુઓએ પણ આ પ્રશ્ન ઉકેલ્યો છે. સાધુ ગમે તો બંગાળી હો કે મદ્રાસી હો પણ તે હિંદીમાં જ બોલવાનો. યાત્રાળુઓનો અનુભવ જોતાં પણ હિંદી જ રાષ્ટ્રભાષા જણાય છે. કૈલાસથી રામેશ્વર સુધી અને દ્વારકાથી કામાક્ષી સુધી બધે હિંદીથી કામ ચાલી શકે છે.

હિંદુસ્તાનમાં અધિકાંશે લોકો હિંદી જાણતા હોય, તોપણ રાષ્ટ્રભાષાનું શ્રેષ્ઠ પદ પ્રાપ્ત કરી શકે તેવું પ્રૌઢ વાઙ્મય તેમાં ક્યાં છે એવો પ્રશ્ન કેટલાક કરે છે. પણ હિંદીનું વાઙ્મય પ્રૌઢ નથી એમ કહેવું ભૂલભરેલું ગણાય. સૃષ્ટિવર્ણન કરનારી કવિતા લો, શૃંગાર, વીર, કરુણ, ભક્તિ કે કોઈ બીજો રસ લો, પરંતુ દુનિયાની કોઈ પણ ભાષા કરતાં હિંદી પાછળ પડશે નહીં. જે ભાષામાં તુલસીદાસે પોતાનું રામાયણ લખ્યું, જે ભાષામાં કબીરે એકેશ્વરી ભક્તિમાર્ગનું પ્રતિપાદન કર્યું, જે ભાષામાં ગોપીઓનો કૃષ્ણ પ્રત્યેનો પ્રેમ વ્યક્ત થયો, જે ભાષામાં વિચારસાગર સરખાં વેદાન્તરત્નો રચાયાં, જે ભાષામાં સુરદાસનો કવિતાસાગર ઊછળી રહ્યો છે અને જે ભાષામાં ભૂષણ કવિએ ગોબ્રાહ્મણ પ્રતિપાલક શિવાજીના પ્રતાપનું વર્ણન કર્યું, તે ભાષાનું વાઙ્મય પ્રૌઢ નથી એમ કોણ કહેશે? આધુનિક શાસ્ત્રીય શોધોનાં પુસ્તકો હિંદીમાં નહીં હોય, ઇતિહાસ અને રાજનીતિની મીમાંસા કરનારા ગ્રંથો હિંદીમાં નહીં હોય, પણ એ દોષ તે ભાષાનો નથી. મધ્યકાળના આપણા જીવનનું એકાંગીપણું જ આ સ્થિતિ માટે જવાબદાર છે. આપણું જીવન વ્યાપક થતાં જ હિંદી ભાષા જોતજોતામાં તે દિશામાં પણ જોશથી વધશે. સાહિત્યના એક વિભાગમાં જે ભાષાએ પોતાનું સામર્થ્ય, પોતાની ક્ષમતા અને પોતાનો ઉત્કર્ષ બતાવ્યાં છે તે ભાષા અન્ય વિભાગોમાં લંગડી પડશે એવી શંકા જ અસ્થાને છે.

આધુનિક સાહિત્યમાં હિંદી જરા પાછળ છે તે પણ એક રીતે તેની રાષ્ટ્રભાષા બનવાની યોગ્યતા વધારે છે. બંગાળી, મરાઠી, ગુજરાતી, સર્વ પ્રાંતમાં લોકો તેને સહેલાઈથી જોઈએ તે વલણ આપી ખરેખરી રાષ્ટ્રીય ભાષા બનાવી શકે એવી તે લવચીક છે અને એ પ્રયત્ન આજે ચાલુ જ છે. અનેક વિદ્વત્તાપૂર્ણ બંગાળી પુસ્તકોનાં હિંદી ભાષાંતરો થાય છે. ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર, બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય, રામકૃષ્ણ પરમહંસ, રવીન્દ્રનાથ ઠાકુર વગેરે બંગાળી પંડિતો અને સાધુઓ હિંદી

ગયા છે. થોડા જ દિવસમાં અંગ્રેજી ભાષા આપણા ઘરમાં પણ પેસી જશે એવ સુખસ્વપ્નાં એમને આવવા માંડયાં છે.

આર્યોના વંશજોએ અને આર્ય સંસ્કૃતિના અભિમાનીઓએ એમ થવા દેવુ ઈષ્ટ છે કે નહીં તેનો વિચાર કરવો જોઈએ. જે પ્રમાણે અંગ્રેજી રાજ્યથી ફાયદા થયા છે તે વાત અમને કબૂલ છે તે જ પ્રમાણે અંગ્રેજી ભાષાની ઉપયોગિતા પણ અમને માન્ય છે. પરંતુ આપણા ધર્મ માટે, આપણી સંસ્કૃતિ માટે, આપણા પૂર્વજોના નામ માટે અને આપણા વંશજોના ઐહિક અને પારલૌકિક કલ્યાણ માટે આપણી દેશી ભાષા — માતૃભાષાને આપણે છોડી શકીશું નહીં. આપણા રાષ્ટ્રનો પ્રાણ — આપણી રાષ્ટ્રીય ભાષા હિંદુમુસલમાનો પ્રત્યે આજ સેંકડો વર્ષથી અભેદભાવ ધરાવનારી હિંદી ભાષા જ થવી જોઈએ. અંગ્રેજી ભાષાને રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારવી એ આપણી સંસ્કૃતિને તિલાંજલિ આપવા જેવું છે. સુશિક્ષિતોની સામાન્ય ભાષા અંગ્રેજી થાય અને અશિક્ષિતોની સામાન્ય ભાષા હિંદી થાય એવો આપણામાંના એક મોટા સાક્ષરનો મત છે. રા. નરસિંહરાવ જેવા પ્રૌઢ વિદ્વાનનો વિરોધ કરવા જેટલી શક્તિ મારામાં નથી. તોપણ મને એટલું તો સ્પષ્ટ લાગે છે કે સાધારણ રીતે એ વાત અશક્ય છે. અને તે અશક્ય છે એ પરમેશ્વરની મોટી કૃપા જ સમજવી જોઈએ. સુશિક્ષિત અને અશિક્ષિત વચ્ચે આવો ભાષાનો ભેદ પડે કે રાષ્ટ્રનો પ્રાણ ગયો જ સમજવો. યુરોપમાં શ્રીમંત અને ગરીબ એવાં સમાજનાં બે તડ પડી જવાથી ત્યાંના સમાજમાં કેવા ભયંકર ઉત્પાત થાય છે તેનાં વર્ણન આપણે વાંચીએ છીએ. આપણા દેશમાં સુશિક્ષિત અને અશિક્ષિત વચ્ચેની ફાટ ભાષા સુધી પહોંચે તો કેવો ભયંકર અનર્થ થશે તેની કલ્પના કરતાં પણ શરીરનાં રુવાટાં ઊભાં થાય છે. જે સમયે સુશિક્ષિતપણું સંસ્કૃત વિદ્યાને આશ્રયે રહ્યું હતું તે સમયના સુશિક્ષિત લોકો સમાજથી જુદા પડી ગયા ન હતા. તેઓ પોતાની સંસ્કૃતિ જનસમાજમાં છેક છેલ્લી શ્રેણીના લોકો સુધી પહોંચાડતા. અંગ્રેજી દ્વારા શિક્ષણ પામેલો વર્ગ આજ પણ પ્રજાથી વિખૂટો પડેલો દેખાય છે અને ભાષાભેદ વધતાં તો સમાજનો ઉચ્છેદ જ થવાનો.

અંગ્રેજી એ રાજ્યકર્તાની ભાષા છે અને તેથી તે જ આપણી રાષ્ટ્રભાષા થવી જોઈએ એવું કહેનારો એક વર્ગ સુશિક્ષિતોમાં છે. આ મત જો અશિક્ષિત વર્ગનો હોત તો તેમાં કાંઈ આશ્ચર્ય લાગત નહીં; કારણ રાજા એ રાજ્યનો માલિક, અને તેની ઈચ્છા પ્રમાણે પ્રજાએ ચાલવું જોઈએ, એ જ તેમની ભાવના હોય છે. પરંતુ શિક્ષિતવર્ગ જાણે છે કે રાજ્ય એ પ્રજાના હિત માટે છે અને રાજા એ પ્રજાહિતનો સેવક છે. સુશિક્ષિતોએ ઊલટું એમ કહેવું જોઈએ કે રાજાને જો પોતાનું કર્તવ્ય પરિપૂર્ણ પાર પાડવું હોય તો તેણે પ્રજાની સંસ્કૃતિ સાથે એકરૂપ થઈને પ્રજાની ભાષામાં જ બોલવું જોઈએ, પ્રજાની ભાષામાં જ વિચારવું જોઈએ, પ્રજાની ભાષામાં જ તેને સ્વપ્નાં આવવાં જોઈએ. આ તત્ત્વ સમજીને જ વડોદરા-નરેશ સયાજીરાવે રાષ્ટ્રભાષાને રાજ્યભાષા બનાવી. વડોદરામાં રાજ્યભાષા તરીકે મરાઠી

છે. એક જ ગ્રંથનાં ગુજરાતી, મરાઠી અને બંગાળી ત્રણ સ્વતંત્ર ભાષાંતરો મોઢા આગળ રાખી હિંદી લેખક જ્યારે તેનો હિંદી અનુવાદ કરે છે ત્યારે મૂળ લેખકનું રહસ્ય દ્રાક્ષાપાક પ્રમાણે પ્રકટ થાય છે.

એટલે હિંદુસ્તાનની કઈ ભાષા રાષ્ટ્રભાષા થવી શકય છે અથવા હિંદી રાષ્ટ્રભાષા થવી શકય છે કે નહીં એવી કાયર પુરુષોને ભડકાવનારી અનંત શંકાઓની માથાફોડ ન કરતાં, હિંદી ભાષાનો રાષ્ટ્રભાષા તરીકે ઝપાટાથી પ્રચાર કેમ થાય તેનો જ આપણે મુખ્યત્વે વિચાર કરવો જોઈએ. આપણે બધા થોડીઘણી હિંદી સમજીએ છીએ જ; પણ આજની પરિસ્થિતિ ધ્યાનમાં લેતાં હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતો વચ્ચે વ્યવહાર વધારી રાષ્ટ્રસંઘટનને વધારે મજબૂત બનાવનારી, સંસ્કૃત વાઙ્મયની વારસદાર, હિંદુમુસલમાનને એકસરખી રીતે પોતાની લાગનારી અને આ જ દેશમાં જન્મ પામેલી હિંદીમાં આપણને આપણા હૃદયના સર્વ પ્રકારના ઉદાત્ત વિચારો અને ગૂઢ ભાવો વ્યક્ત કરતાં આવડે એવા સબળ પ્રયત્નો થવા જોઈએ. સૌથી પહેલી વાત એ છે કે આપણા અભ્યાસક્રમોમાં હિંદીનો પ્રવેશ થવો જોઈએ. પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણમાં હિંદી એક આવશ્યક વિષય મનાવો જોઈએ. ત્યાર પછી પ્રત્યેક પ્રાંતવાસીએ રાષ્ટ્રની સેવા માટે પોતાની ભાષાના ઉત્કૃષ્ટ ગ્રંથોનું હિંદીમાં ભાષાંતર કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. સ્વભાષામાં જ્યારે બોલવાનું શકય ન હોય ત્યારે દરેક હિંદીએ પોતાનો વ્યવહાર અંગ્રેજીને બદલે હિંદીમાં ચલાવવાનો નિશ્ચય કરવો જોઈએ. અખિલ ભારતીય પ્રશ્નોની ચર્ચા આજ અંગ્રેજીમાં થાય છે, તેને બદલે સાધારણ જનસમાજને સમજાય એવી હિંદીમાં તે થવી જોઈએ, સર્વ પ્રાંતોને સામાન્ય એવી સંસ્થાઓએ પોતાનું કામકાજ હિંદીમાં જ કરવું જોઈએ. દાખલા તરીકે બનારસ હિંદુ વિશ્વવિદ્યાલય, ગોખલેનો ભારતસેવક સમાજ, તાતાનું બેંગલોરનું શાસ્ત્રશોધક વિદ્યાપીઠ, ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ, વિશ્વધર્મ પરિષદ, રાષ્ટ્રીય સભા વગેરે વગેરે. પ્રાંતીય શિક્ષણ માટે યોજાયેલી સંસ્થાઓ પ્રાંતીય ભાષામાં શિક્ષણ આપે; પણ અતિ ઉચ્ચ શિક્ષણ માટે સ્થપાયેલી સાર્વભારતીય સંસ્થાઓમાં હિંદીમાં જ શિક્ષણ અપાવું જોઈએ. આપણા મુસલમાન અને ખ્રિસ્તી ભાઈઓના હિતાર્થે કુરાન અને બાઈબલનાં અત્યન્ત સરળ ભાષાંતરો હિંદીમાં જલદીથી થાય તો કેવું સારું!

આટલું કર્યા પછી આપણે સરકારને પણ પ્રાંતિક કારભારમાં પ્રાંતિક ભાષા અને દેશના સામાન્ય રાજ્યકારભારમાં હિંદી વાપરવા માટે અરજ કરી ફરજ પાડી શકીએ. જંગલ ખાતામાં, વૈદક ખાતામાં, પુરાતત્ત્વ ખાતામાં અથવા વાતાવરણ-વિજ્ઞાન ખાતામાં હિંદુસ્તાનના પૈસાથી જે શોધો કરવામાં આવે છે તે બધી હિંદુસ્તાનના ખેડૂતો તથા વેપારીઓના ઉપયોગ માટે સરકારે હિંદીમાં જ છાપવી જોઈએ એવો આપણે આગ્રહ કરી શકીએ. પણ તેને માટે ખંતપૂર્વક પ્રયત્ન થવા જોઈએ. હાથ જોડી કેમ થશે કહી બેસી રહેવું કામનું નથી. કરવા માંડયાથી જ સર્વ કાંઈ થઈ શકે છે; પ્રયત્ન કર્યે યશ મળવો જ જોઈએ.

પણ ધારણ કરી આપણી જોડે બોલવા લાગ્યા છે. મહારાષ્ટ્રના જ્ઞાનેશ્વર અને રામદાસ વગેરે હિંદીમાં ઉપદેશ કરવા લાગ્યા છે. ટિળકનું 'ગીતારહસ્ય' મહારાષ્ટ્રની સાથે જ ઉત્તર હિંદુસ્તાનને પણ મળ્યું છે. ઈતિહાસકાર સરદેસાઈના અનેક વર્ષના પ્રયત્નોનું ફળ એક જ અનુવાદમાં હિંદીને પ્રાપ્ત થયું છે. ગુજરાતના 'સરસ્વતીચંદ્ર' જેવા ગ્રંથો પણ હિંદી રૂપ ધારણ કરીને ગુજરાતના સાક્ષરરત્નની પ્રતિભાનો પરિચય કરાવે છે. રા. પઢિયારનાં પુસ્તકોના અનુવાદોએ સામાન્ય હિંદી લોકોને સ્વર્ગની કૂંચી બતાવી છે. મહાત્મા ગાંધીનું 'આરોગ્ય વિશેનું સામાન્ય જ્ઞાન' હિંદીઓને પણ સુલભ થયું છે.

હિંદુસ્તાનની રાષ્ટ્રભાષા કઈ હોવી જોઈએ એ પ્રશ્ન જોકે મહારાષ્ટ્રમાં બહુ ચર્ચાતો નથી તોપણ મહારાષ્ટ્ર માટે મહારાષ્ટ્રના સંસ્થાપકે તેનો ઉકેલ ક્યારનો આણ્યો છે. હિંદી નવરત્નો પૈકી ભૂષણ કવિને બોલાવી પોતાના રાજકવિ બનાવીને અને તેને કન્યાકુમારીથી હિમાચળ સુધી પ્રવાસે મોકલીને શિવાજીએ હિંદીને રાષ્ટ્રભાષાનું સ્થાન આપ્યું છે અને તેથી જ સાતવળેકર અને પરાડકર, સપ્રે અને ભગાદે, સાઠે અને વર્દે જેવા દક્ષિણી લોકો હિંદીની સેવા નિરંતર કરે છે. અને આ વાત કાંઈ આજ-કાલની નથી. નામદેવ, સોહિરોબા જેવા મહારાષ્ટ્રી સાધુઓએ પણ હિંદીમાં પદ્ય-રચના કરી છે. દરજી જાતિના મહારાષ્ટ્રી સાધુ નામદેવની હિંદી કવિતા શીખ લોકોના પવિત્ર ધર્મગ્રંથોમાં સામેલ કરવામાં આવી છે.

મીરાંબાઈ, અખો, દયારામ, દલપતરામ વગેરેએ પણ ગુજરાત તરફથી હિંદીને પોતાનો ફાળો આપ્યો છે. ગુજરાતમાં તો પ્રેમાનંદ પહેલાં ગ્રંથ ભાષા(વ્રજ ભાષા)માં જ રચાય એવું મનાતું. પ્રેમાનંદ પછી ગુજરાતી ભાષામાં કાવ્યો રચાવા માંડયાં, છતાં લગભગ દરેક પ્રાચીન કવિએ હિંદીમાં પણ પોતાની કલમ ચલાવી છે.

આ સર્વ હિંદીની સેવા થઈ. પરંતુ લાંબા સમયથી અવગણના પામેલી અને ક્ષીણ થયેલી હિંદીને સ્વાભિમાનની અમૃતસંજીવની પાઈ તેમાં નવજીવનનો સંચાર કરાવનાર ધનવંતરી એક ગુર્જરપુત્ર હતો એ વિચારથી કયા ગુજરાતીને અભિમાન ઊપજ્યા વિના રહેશે? સ્વામી દયાનંદજીએ હિંદીને આર્યભાષા એવું ગૌરવયુક્ત અભિધાન આપીને પંજાબ જેવા પછાત પ્રાંતમાં પણ તેની પ્રતિષ્ઠા કરી છે.

આવી રીતે ગુજરાતી, દક્ષિણી અને બંગાળી લોકોએ હિંદીને પોતાની કરીને તેની સેવા કરેલી હોવાથી પ્રાંતીયત્વ નષ્ટ થઈ શબ્દપ્રાચુર્યની બાબતમાં, વાક્ય-રચનાની વિવિધતામાં અને વિવેચનપદ્ધતિના સૌષ્ઠવમાં તે ગંભીર, લલિત, વિપુલાર્થ-વાહી અને રાષ્ટ્રીય બનતી જાય છે. તેથી જ એક મહારાષ્ટ્રીય નાટકમંડળી કલકત્તા જઈને હિંદી ભાષામાં નાટક કરી બંગાળી રસિકોનું મનોરંજન આજે કરી શકે છે.

જે પ્રમાણે પર્વત પરથી ધો ધો વહેતી નદીઓ પોતાની કેડ પરનાં બાળકોને પોતાનું સ્તન્ય પાઈ પોતાનું જળ મહાસાગરને અર્પણ કરે છે, તે જ પ્રમાણે આજ હિંદુસ્તાનની કોઈ પણ ભાષાનો સારો ગ્રંથ હોય (પછી તે સ્વતંત્ર લખેલો હોય કે કોઈ પાશ્ચાત્ય ગ્રંથનો અનુવાદ હોય) તેનું તત્કાળ હિંદીમાં રૂપાંતર થાય

છે. એક જ ગ્રંથનાં ગુજરાતી, મરાઠી અને બંગાળી ત્રણ સ્વતંત્ર ભાષાંતરો મોઢા આગળ રાખી હિંદી લેખક જ્યારે તેનો હિંદી અનુવાદ કરે છે ત્યારે મૂળ લેખકનું રહસ્ય દ્રાક્ષાપાક પ્રમાણે પ્રકટ થાય છે.

એટલે હિંદુસ્તાનની કઈ ભાષા રાષ્ટ્રભાષા થવી શકય છે અથવા હિંદી રાષ્ટ્રભાષા થવી શકય છે કે નહીં એવી કાયર પુરુષોને ભડકાવનારી અનંત શંકાઓની માથાફોડ ન કરતાં, હિંદી ભાષાનો રાષ્ટ્રભાષા તરીકે ઝપાટાથી પ્રચાર કેમ થાય તેનો જ આપણે મુખ્યત્વે વિચાર કરવો જોઈએ. આપણે બધા થોડીઘણી હિંદી સમજીએ છીએ જ; પણ આજની પરિસ્થિતિ ધ્યાનમાં લેતાં હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતો વચ્ચે વ્યવહાર વધારી રાષ્ટ્રસંઘટનને વધારે મજબૂત બનાવનારી, સંસ્કૃત વાઙ્મયની વારસદાર, હિંદુમુસલમાનને એકસરખી રીતે પોતાની લાગનારી અને આ જ દેશમાં જન્મ પામેલી હિંદીમાં આપણને આપણા હૃદયના સર્વ પ્રકારના ઉદાત્ત વિચારો અને ગૂઢ ભાવો વ્યક્ત કરતાં આવડે એવા સબળ પ્રયત્નો થવા જોઈએ. સૌથી પહેલી વાત એ છે કે આપણા અભ્યાસક્રમોમાં હિંદીનો પ્રવેશ થવો જોઈએ. પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણમાં હિંદી એક આવશ્યક વિષય મનાવો જોઈએ. ત્યાર પછી પ્રત્યેક પ્રાંતવાસીએ રાષ્ટ્રની સેવા માટે પોતાની ભાષાના ઉત્કૃષ્ટ ગ્રંથોનું હિંદીમાં ભાષાંતર કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. સ્વભાષામાં જ્યારે બોલવાનું શકય ન હોય ત્યારે દરેક હિંદીએ પોતાનો વ્યવહાર અંગ્રેજીને બદલે હિંદીમાં ચલાવવાનો નિશ્ચય કરવો જોઈએ. અખિલ ભારતીય પ્રશ્નોની ચર્ચા આજ અંગ્રેજીમાં થાય છે, તેને બદલે સાધારણ જનસમાજને સમજાય એવી હિંદીમાં તે થવી જોઈએ, સર્વ પ્રાંતોને સામાન્ય એવી સંસ્થાઓએ પોતાનું કામકાજ હિંદીમાં જ કરવું જોઈએ. દાખલા તરીકે બનારસ હિંદુ વિશ્વવિદ્યાલય, ગોખલેનો ભારતસેવક સમાજ, તાતાનું બેંગલોરનું શાસ્ત્રશોધક વિદ્યાપીઠ, ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ, વિશ્વધર્મ પરિષદ, રાષ્ટ્રીય સભા વગેરે વગેરે. પ્રાંતીય શિક્ષણ માટે યોજાયેલી સંસ્થાઓ પ્રાંતીય ભાષામાં શિક્ષણ આપે; પણ અતિ ઉચ્ચ શિક્ષણ માટે સ્થપાયેલી સાર્વભારતીય સંસ્થાઓમાં હિંદીમાં જ શિક્ષણ અપાવું જોઈએ. આપણા મુસલમાન અને ખ્રિસ્તી ભાઈઓના હિતાર્થે કુરાન અને બાઈબલનાં અત્યન્ત સરળ ભાષાંતરો હિંદીમાં જલદીથી થાય તો કેવું સારું!

આટલું કર્યા પછી આપણે સરકારને પણ પ્રાંતિક કારભારમાં પ્રાંતિક ભાષા અને દેશના સામાન્ય રાજ્યકારભારમાં હિંદી વાપરવા માટે અરજ કરી ફરજ પાડી શકીએ. જંગલ ખાતામાં, વૈદક ખાતામાં, પુરાતત્ત્વ ખાતામાં અથવા વાતાવરણવિજ્ઞાન ખાતામાં હિંદુસ્તાનના પૈસાથી જે શોધો કરવામાં આવે છે તે બધી હિંદુસ્તાનના ખેડૂતો તથા વેપારીઓના ઉપયોગ માટે સરકારે હિંદીમાં જ છાપવી જોઈએ એવો આપણે આગ્રહ કરી શકીએ. પણ તેને માટે ખંતપૂર્વક પ્રયત્ન થવા જોઈએ. હાથ જોડી કેમ થશે કહી બેસી રહેવું કામનું નથી. કરવા માંડયાથી જ સર્વ કાંઈ થઈ શકે છે; પ્રયત્ન કર્યે યશ મળવો જ જોઈએ.

સ્વરાજ્ય માટે આપણી લાયકાત વાદવિવાદથી અથવા શાબ્દિક પ્રમાણથી સિદ્ધ કરવા કરતાં જે રાષ્ટ્રહિતનાં કાર્યો આજે અત્યંત આવશ્યક છે છતાં સરકાર કરતી નથી તેને આપણા હાથમાં લેવા માંડવાં એ જ ઉત્કૃષ્ટ માર્ગ છે. સરકાર આપણું કામ અશક્ય કરશે ત્યારે જોઈ લઈશું. હિંદીને રાષ્ટ્રભાષાનું પદ આપવું, તેનો પ્રચાર વધારવો તથા એના સાહિત્યમાં ઉમેરો કરવો એ કામ સરકારનું પણ છે. સરકાર સ્વદેશી એટલે રાષ્ટ્રીય હોત તો તેમ કરત. આજની સરકાર તેમ કરતી નથી માટે સ્વરાજ્યાકાંક્ષીઓએ તે કામ પોતાના હાથમાં લઈ પોતાની સ્વરાજ્યપાત્રતા સિદ્ધ કરી આપવી જોઈએ. આપણી પાત્રતાની ખાતરી સરકારે આપ્યા પહેલાં આપણે પોતે કરી લેવી જોઈએ. હિંદીનો પ્રચાર કરી તેમ કરવાની આ સોના જેવી તક છે. આપણું ધાર્યું પાર ઉતારવાની આપણામાં શક્તિ છે એમ આપણે દેખાડી આપવાનું છે; તેમ કરવાથી આપણને સ્વસામર્થ્યની–સંકલ્પસામર્થ્યની આત્મપ્રતીતિ થશે અને ઈપ્સિત મંગળ પ્રાપ્ત થશે. તથાસ્તુ.

૧૯૧૭

## સ્વરાજ્યભાષા*

આવે પુણ્ય પ્રસંગે આપણે ભેગા થઈને રાષ્ટ્રસેવાની દીક્ષા લઈ રહ્યા છીએ એ પરમાત્માની ભારે કૃપા છે. અત્યારે મને તે દિવસ યાદ આવે છે જ્યારે ગાંધીજીએ રાષ્ટ્રભાષા હિંદીનો દક્ષિણ ભારતમાં પ્રચાર કરવા માટે એક પ્રચારક મોકલવાનો સંકલ્પ કર્યો હતો. ઇંદોરમાં હિંદી સાહિત્ય સંમેલન ચાલતું હતું. શ્રી પુરુષોત્તમદાસ ટંડનની કાર્યકુશળતા અમે જોઈ રહ્યા હતા. હિંદી ભાષા પ્રત્યે સૌનો સદ્ભાવ તો હતો જ. પણ રાષ્ટ્રભાષાના પ્રચાર માટે શું કરવું જોઈએ એનો ખ્યાલ બહુ ઓછા લોકોને હતો. હિંમત તો એથીયે ઓછામાં હતી. ગાંધીજીએ વિચાર્યું કે રાષ્ટ્રભાષાનો પ્રચાર દક્ષિણ ભારતમાં થઈ જાય તો બીજી બધી મુશ્કેલીઓ આપોઆપ દૂર થઈ જશે. તેમણે એ કામને માટે પોતાના ફક્ત ઓગણીસ વરસના પુત્ર દેવદાસને પસંદ કર્યા.

ગાંધીજીનાં બધાં કામ એવાં જ છે. લોકવાર્તામાં આવે છે કે ભગવાનને આશરે એક ટિટોડીએ મહાસાગરને સૂકવવાનો વિચાર કર્યો, એ જ રીતે ગાંધીજીએ રાષ્ટ્રભાષાપ્રચારની જડ નાખી. ખાદી વિશેનો ગાંધીજીનો સંકલ્પ પણ એ જ જાતનો હતો. એક મોટા સામ્રાજ્યનો કાપડનો ધંધો ફક્ત એક નાના ચક્ર વડે બંધ પાડવાનું સાહસ તો એક ગાંધીજી જ કરી શકે. જે સામ્રાજ્યનું લશ્કરી બળ આખી દુનિયામાં પ્રથમ પંક્તિનું ગણાય છે તેને નાબૂદ કરવાને માટે અબળાઓની ફોજ ઊભી કરવી

* મદ્રાસની દક્ષિણ ભારત હિંદીપ્રચાર સભાના પદવીદાન સમારંભ પ્રસંગે, તા. ૧૯મી સપ્ટેમ્બર, ૧૯૩૧ના દિવસે આપેલા ભાષણમાંથી.

એ પણ ગાંધીજીનું જ કામ છે. સત્યસંકલ્પથી પુરુષાર્થની પરાકાષ્ઠા કરીને ઈશ્વરની સહાયતા પર આધાર રાખવો એ જ ગાંધીજીનો જીવનસિદ્ધાંત છે. મનુષ્યના વિરોધની તેઓ પરવા નથી કરતા, કેમ કે ઈશ્વરનિષ્ઠાની નમ્રતા તેમની પાસે છે. અને વૈદિક ઋષિના પેલા વચન પર ગાંધીજીનો સંપૂર્ણ વિશ્વાસ છે કે 'ऋते श्रान्तस्य सख्याय न देवा:'. જ્યાં સુધી આપણે પૂરેપૂરી મહેનત નથી કરતા, બેહદ થાકી નથી જતા, ત્યાં સુધી ઈશ્વર આપણને મદદ કરતો નથી.

*

રાષ્ટ્રભાષાનો અર્થ એવો કદી ન થઈ શકે કે પ્રાંતીય ભાષાઓનો નાશ કરીને હિંદીને ભારતવર્ષનું એકરાજ્ઞીપદ આપવામાં આવે. આ વસ્તુ ફરી ફરી કહેવી પડે છે એ ખેદની વાત છે. રાષ્ટ્રીય એકતાના કોઈક કટ્ટર હિમાયતી કોઈ કોઈ વાર કહી દે છે કે ભારતવર્ષની બીજી બધી ભાષાઓ સમુદ્રમાં ફેંકી દેવામાં આવે અને હિંદી જ આ દેશની સાર્વદેશિક ભાષા રહે.

આપણે એ વાતની વિરુદ્ધ છીએ. આપણે હરગિજ નથી ઈચ્છતા કે પ્રાંતીય ભાષાઓ, પ્રાંતીય સાહિત્ય કે પ્રાંતીય સંસ્કૃતિનો નાશ થાય. સપ્તસ્વર અને બાવીસ શ્રુતિઓને લીધે ભારતીય સંગીત જેમ ભાવવાહી અને સમૃદ્ધ બન્યું છે એ જ રીતે પ્રાંતીય સંસ્કૃતિઓના સંગીતથી ભારતીય સંસ્કૃતિ સૌનું શ્રેય કરનારી અને ઉન્નત થઈ છે. તેની શક્તિ, તેનો પ્રભાવ અને તેની સંસ્કારિતા વધુ પ્રગટ થાય એટલા માટે જ આપણે ઈચ્છીએ છીએ કે સર્વસંગ્રાહક હિંદુસ્તાની ભાષા જ રાષ્ટ્રભાષા બને. હિંદીનો પ્રાંતીય ભાષાઓ જોડે જરાયે ઝઘડો નથી. ઈંદ્રિયશક્તિનો પ્રાણશક્તિની સાથે જે સંબંધ છે તે જ પ્રાંતીય ભાષાનો રાષ્ટ્રીય ભાષા સાથે છે.

હિંદીનો ઝઘડો ઉર્દૂ હિંદુસ્તાની સાથે પણ નથી. હિંદી અને ઉર્દૂ હરિહરની જેમ એક જ છે. શાસ્ત્રકારોએ શિવ અને વિષ્ણુની વચ્ચે ભેદ માનનારાઓનો જેમ અધ:પાત બતાવ્યો છે, તે જ રીતે આપણે ધ્યાનમાં રાખવું જોઈએ કે જેઓ હિંદી અને હિંદુસ્તાની વચ્ચે આત્યંતિક વિરોધ જુએ છે તેઓ પણ રાષ્ટ્રના અધ:પાતનું કારણ બની જાય છે. બેશક હિંદી અને ઉર્દૂ હિંદુસ્તાનીમાં રૂપભેદ છે, કંઈક ક્ષેત્ર-ભેદ પણ છે, પણ બંનેનું હૃદય એક જ છે. બે મળીને એકરૂપ એક બોલી થઈ શકે છે, અને તે જ આપણી રાષ્ટ્રભાષા છે.

જ્યારે હું કહું છું કે અંગ્રેજી હરગિજ રાષ્ટ્રભાષા થઈ ન શકે ત્યારે હું અંગ્રેજીની સેવા ભૂલવા નથી માગતો. અંગ્રેજી ભાષાએ ભારતીય સમાજનું ઘણું નુકસાન કર્યું છે એ જાણવા છતાં પણ એટલું તો કબૂલ કરવું જ જોઈએ કે અંગ્રેજીએ બાહ્ય જગતની સાથેનો આપણો સંબંધ ઘણો લાભદાયી બનાવ્યો છે. અંગ્રેજી ભાષા આ દેશમાં કાયમ રહેવાની નથી એમાં તો શંકા જ નથી. જો આ જ દેશની સંસ્કૃત ભાષા ટકી ન શકી, ફારસી જેવી બાદશાહી જબાન આ દેશમાં પોતાની જડ ફેલાવી ન શકી, અને ઉર્દૂ જેવી ફોજી બોલી પણ સર્વવ્યાપી ન થઈ શકી તો અંગ્રેજીની શી

ગુંજાશ છે કે તે ભારતવર્ષની રાષ્ટ્રીય ભાષા બની જાય? અંગ્રેજ સરકારના કેળવણી ખાતામાં માધ્યમિક અને ઉચ્ચ કેળવણી અંગ્રેજીમાં આપવાનો અત્યાચાર કરીને પણ પચાસ વરસમાં અંગ્રેજીનો પ્રચાર ઝાઝો ન થઈ શક્યો. તોપણ એ કબૂલ કરવું જોઈએ કે અંગ્રેજીની અસર કાયમ રહેવાની છે. અંગ્રેજી સાહિત્યનો વિસ્તાર અને અંગ્રેજ જાતિનો પુરુષાર્થ જેવાતેવા નથી. બહારની દુનિયાનો પરિચય અત્યાર સુધી અંગ્રેજીએ જ કરાવ્યો છે. વિજ્ઞાન આદિ આધુનિક શાસ્ત્રોની પ્રાપ્તિ અંગ્રેજી વાટે જ સુલભ છે. ઘણીખરી અંગ્રેજી વાક્યરચના અને અંગ્રેજી સાહિત્યના ઘણાખરા આદર્શો આપણે અપનાવ્યા છે અને આપણી ભાષાઓને સમૃદ્ધ કરી છે. આ બધી અંગ્રેજીની સ્થાયી અસર છે. અંગ્રેજીએ પાશ્ચાત્ય દેશોનાં અનેક સામાજિક શાસ્ત્રોનો પરિચય કરાવીને આપણી દૃષ્ટિમાં એક જાતની વિશાળતા આણી છે. અંગ્રેજીની સેવાની કદર કર્યા વિના આપણે તેનો વિરોધ કરીશું તો તે ધર્મ્ય નહીં ગણાય.

છતાં સાથે સાથે અંગ્રેજીએ ભારતવર્ષને માટે શાપરૂપ ગણાય એવો એક જાતિભેદ ઉત્પન્ન કર્યો છે. અંગ્રેજી ભણેલા વિદગ્ધ અને અર્ધદગ્ધ લોકો પોતાને સામાન્ય જનતાથી જુદા મનાવે છે. અંગ્રેજી શીખીને અંગ્રેજી ભાષાનો સાર પોતપોતાની જન્મભાષામાં પીરસવાને બદલે એ લોકો ભારતવર્ષના યુવકો અને યુવતીઓને અંગ્રેજીની ગુલામીમાં વધારે ને વધારે ખેંચે છે. અંગ્રેજીને લીધે બહારની દુનિયામાં શું ચાલી રહ્યું છે તે આપણે સમજી શક્યા છીએ એ બરાબર છે. પણ અંગ્રેજી ન હોત તો બીજી કોઈ ભાષા દ્વારા એ જ જ્ઞાન આપણે મેળવી શકત; અથવા આપણી જ ભાષાને પહેલેથી પ્રગલ્ભ બનાવી દેત.

દુઃખની વાત એ છે કે અંગ્રેજી ભણેલા લોકોની નાત પોતાનો ચોકો નોખો કરીને તેની મારફતે આમવર્ગને દબાવે છે. પ્રાચીન કાળથી આપણા દેશમાં પ્રતિષ્ઠિત સમાજ – ભદ્રલોક – અને ઇતરેજના: એવો ભેદ ચાલતો આવ્યો છે. પ્રાચીન કાળમાં સંસ્કૃત એ જ શિષ્ટોની ભાષા હતી. સંસ્કૃતના અભ્યાસીઓ પોતાને ઉચ્ચ કોટિનાં પ્રાણી માનતા. બાકીના અભણ લોકો પંડિતોનાં પશુ ગણાતા. ત્યાર પછી જ્યારે ફારસીનો જમાનો આવ્યો ત્યારે એ જ શિષ્ટ સમાજ ફારસીની પાછળ પડ્યો. દરબારમાં અને શિષ્ટ વ્યવહારમાં ફારસી જ ફારસી ચાલી. આમપ્રજાને માટે સંસ્કૃત કરતાં ફારસી કંઈ ઓછી કઠણ નહોતી. એ રીતે પ્રજાપક્ષની ભાષાની અવગણના ચાલુ જ રહી.

છતાં શ્રમજીવી પ્રજાનું સામર્થ્ય કદી પૂરેપૂરું તૂટી નથી જતું. બુદ્ધ ભગવાને પોતાનો ઉપદેશ લોકભાષામાં જ આપવાનું પસંદ કર્યું. તેમણે વૈદિક અથવા સંસ્કૃત ભાષામાં તેનો અનુવાદ કરવાની મનાઈ કરી. જ્યારે ફારસી ભાષા ન ચાલી શકી ત્યારે પ્રજાની ભાષાનો જ આધાર લઈને ઉર્દૂ ભાષા શોધી કાઢવી પડી. અંગ્રેજીના હિમાયતીઓ ગમે તેટલા સમર્થ હોય તોયે અંગ્રેજીના પણ એ જ હાલ થવાના છે. પરદેશીઓ રાષ્ટ્રહિન્દનો વિરોધ કરે તો તેમાં કશી નવાઈ નથી. પણ જ્યારે દેશના

મધ્યમવર્ગ અને શિષ્ટવર્ગ પ્રજાદ્રોહ કરે છે ત્યારે રાષ્ટ્રની ઘણીખરી શક્તિ તૂટી જાય છે. ભારતવર્ષની રાષ્ટ્રભાષા કોઈ ભારતીય ભાષા જ હોઈ શકે. એ સિદ્ધ કરવા માટે દલીલની જરૂર ન રહેવી જોઈએ. આજે ભારતવર્ષમાં અંગ્રેજીને પ્રધાનપદ આપનારા લોકો બુર્ઝ્વા(Bourgeois)ના પણ બુર્ઝ્વા બની ગયા છે. સમાજની સપાટી પર તેઓ આરામથી તરવા માગે છે. પણ ગયાં પંદર વર્ષના અનુભવથી સિદ્ધ થઈ ચૂક્યું છે કે પ્રજાસેવા, ગરીબોની સેવા એ જ એક મહાન શક્તિ છે, અને ભારતવર્ષની પાસે તો બીજી કોઈ શક્તિ છે જ નહીં. અંગ્રેજીએ રાષ્ટ્ર-ભાષાના પદની આશા જ ન રાખવી જોઈએ. બંગાળી, તામિલ, તેલુગુ, મરાઠી કે ગુજરાતીના મનમાં એ પદની આકાંક્ષા હોત તો આપણે સમજી શકત. મોટા સામ્રાજ્યનો આશ્રય હોવા છતાં પણ ભારતવર્ષમાં અંગ્રેજી રાષ્ટ્રભાષા કદી નહીં થઈ શકે. સૌ કોઈ જોઈ શકે છે કે બ્રિટિશ સામ્રાજ્યનો હવે શુક્લપક્ષ નથી રહ્યો. ભારતવર્ષની પ્રજા જાગ્રત થઈ ગઈ છે. અંગ્રેજી વિદ્યા ભણેલા લોકોને પચાસ કે સો વરસ સુધી તક મળી. તેમણે સમાજની સેવા કંઈક તો જરૂર કરી છે, પણ પોતાની સેવા જેટલી કરી છે તેટલી પ્રજાની કરવાનું તેમને સૂઝ્યું નહીં. તેઓ પોતે સમર્થ ન બની શક્યા, ન પ્રજાને સમર્થ બનાવી શક્યા. ભારતવર્ષ જેવા સંસ્કાર-સંપન્ન રાષ્ટ્રમાં થોડી વિશ્વવિખ્યાત વિભૂતિઓ તૈયાર થઈ એમાં જરાયે આશ્ચર્ય નથી, અને એનું શ્રેય અંગ્રેજી ભાષાને ન આપી શકાય.

ભાષાની કસોટી એ છે કે તેણે જનતાની સેવા કેટલી કરી છે? સુશિક્ષિત લોકોએ ત્રીસચાળીસ વરસ સુધી લોકશિક્ષણ અને લોકસેવાનું કામ અંગ્રેજી ભાષા દ્વારા કર્યું તેનું પરિણામ આપણે જોયું. અને આ વીસપચીસ વરસમાં પ્રજાની ભાષા દ્વારા જે લોકશિક્ષણ અને લોકસેવાનું કામ થયું છે તે પણ આપણી નજર આગળ છે. સ્વદેશી ભાષામાં રાષ્ટ્રીય ઉત્થાનની જે શક્તિ છે તે પરદેશી ભાષામાં હોઈ જ ન શકે.

'હિંદી અને ઉર્દૂ એક નથી, તેમનાં મોં પણ એક દિશામાં નથી.' એ ફરિયાદ હમેશાં સાંભળવામાં આવે છે. બેના શબ્દસંગ્રહ કંઈક અંશે ભલે જુદા હો, પણ બંને આ દેશની જ ભાષાઓ છે, પરસ્પર ઓતપ્રોત છે. બેને પૂરેપૂરી એક બનાવી દેવી એ જ આપણો એક મોટો પુરુષાર્થ થશે. આપણે જાણીએ છીએ કે ઉર્દૂ લિપિ અને નાગરી લિપિમાં જરાયે સમાનતા નથી. આખા ભારતવર્ષ માટે એક જ લિપિ હોત તો બહુ સારું થાત. પણ લિપિની એકતા જબરદસ્તીથી ન થઈ શકે. રાષ્ટ્રહિત સમજીને અને પોતાનો સાચો સ્વાર્થ ઓળખીને ધીરે ધીરે બધા પ્રાંતો એક-લિપિ તરફ આવ્યા વિના રહેવાના નથી. ઉર્દૂ લિપિમાં એ એક લાભ અવશ્ય છે કે તેને લીધે પશ્ચિમ એશિયા સાથે આપણે આપણો સાંસ્કૃતિક સંબંધ વધારી શકીએ એમ છીએ. ઉર્દૂ લિપિ મારફતે હિંદુસ્તાની ભાષાનો પ્રચાર પણ આપણે મધ્ય એશિયા તરફ જરૂર કરી શકીએ. કોમી અથવા મજહબી ઝઘડાને આપણે ભૂલી જઈએ અને કેવળ રાષ્ટ્રના, રાષ્ટ્રીય સંસ્કૃતિના ઉત્કર્ષ અને વિકાસનો ખ્યાલ

મનમાં રાખીએ તો નાગરીની સાથે ઉર્દૂનું મહત્ત્વ પણ આપણે સમજી શકીશું. પણ બંગાળ, પંજાબ, મદ્રાસ વગેરે પ્રાંતોમાં નાગરી લિપિના પ્રચારની ઘણી જરૂર છે. રાષ્ટ્રીય એકતાને માટે તેમ જ હિંદુસ્તાનની સંસ્કૃતિના સંગઠનને માટે નાગરીનો ઉપયોગ કરવો બહુ હિતકારક થશે. લોકો જો સંસ્કૃતિના આદર્શો આગળ કરીને પ્રાંતીય અભિમાન ન છોડી શકે તો તેમણે પહેલાં જાહેર કરી દેવું જોઈએ કે અમારે એકરાષ્ટ્રીયતા નથી જોઈતી; સ્વરાજ્ય નથી જોઈતું.

નાગરી-સંગઠનની બાબતમાં આપણે હજુ સુધી કશો જ પુરુષાર્થ કર્યો નથી. પ્રાંતીય ભાષાઓની સાહિત્ય પરિષદો જોડે આને વિશે વારંવાર મસલત કરવાની જરૂર છે. તેમને સમજાવવું જોઈએ કે પ્રાંતીય ભાષા સંસ્કૃતિમૂલક હોવાથી અને લોકજીવનમાં દૃઢમૂલ થયેલી હોવાથી તેની રક્ષા અને વિકાસ આવશ્યક છે; પણ લિપિ તો સંજ્ઞામાત્ર છે. આપણે જાણીએ છીએ કે એકે પ્રાંતને પોતપોતાની સુંદર લિપિ છોડવાનું મન નહીં થાય છતાં એકતાને માટે આટલી નાનકડી વસ્તુ પણ આપણે નહીં કરીએ તો આપણે કબૂલ કરવું પડશે કે આપણામાં એકરાષ્ટ્રીયતાની ભૂખ જ નથી. કરાંચીની બેઠકમાં મહાસભાએ બધી લિપિઓને અભયદાન આપ્યું છે. એટલે આ વિષયની ચર્ચા હવે નિર્ભયપણે થઈ શકશે. જો નાગરી-સંગઠન હિતકારક જણાય તો બધા પ્રાંતની ભાષાવાળાઓ તેનો સ્વીકાર કરશે, નહીં તો આજે જેવું ચાલે છે તેવું તો ચાલશે જ. અંગ્રેજ સરકારે સિંધ પ્રાંત પર અરબી-સિંધી નામની એક નવી લિપિ લાદી દીધી, એના જેવું તો કશું આપણે કરવા નથી માગતા. દેશમાં હજુ અક્ષરજ્ઞાનનો પ્રચાર બહુ ઓછો થયો છે, ત્યાં સુધીમાં એક લિપિનો નિશ્ચય કરીને જો આપણે દૃઢતાપૂર્વક તેનો પ્રચાર કરીશું તો બધું કામ સહેલું થશે. હિંમતનો અભાવ હોવાને કારણે હજુ પણ આપણે પોતપોતાની ખીચડી અલગ રાંધીશું તો આપણે રાષ્ટ્રીયતા નિર્માણ કરી નહીં શકીએ, અને આગળ જતાં આપણે પસ્તાવું પડશે.

મહારાષ્ટ્ર, ગુજરાત, સિંધ, પંજાબ, યુક્ત પ્રાંત, બિહાર અને બંગાળમાં નાગરીનો પ્રચાર કરવો અઘરો નથી. દક્ષિણની ભાપાઓએ એમાં મદદ કરવી જોઈએ. કાનડી, તેલુગુ અને તામિલ ભાપાના સર્વમાન્ય ગ્રંથો જો નાગરી લિપિમાં છાપવામાં આવે તો એક જ લિપિના જ્ઞાનથી ભારતવર્ષની તમામ ભાપાઓ શીખી લેવી સહેલી પડશે. પણ વાત એ છે કે હિંદુસ્તાનના લોકો એકતા માગે છે, શક્તિ માગે છે, પણ એને માટે ત્યાગ અને પુરુપાર્થની તૈયારી તેઓ નથી બતાવતા.

'पुण्यस्य फलमिच्छन्ति पुण्यं नेच्छन्ति भारताः'

દક્ષિણના લોકો જો ધારે તો નાગરી લિપિનાં તામિલ, તેલુગુ, કાનડી ભાષાનાં છાપાં સહેલાઈથી ચલાવી શકશે. ગુજરાતમાં લખીવાંચી જાણનાર બધા માણસો નાગરી લિપિ જાણે જ છે. પંજાબ અને સિંધમાં નાગરીનો પ્રચાર વધતો જાય છે. બંગાળી લોકો પણ કાલે નહીં તો પરમ દિવસે સમજી જશે. સંસ્કૃત ભાપા નાગરીમાં લખાતી હોવાથી દક્ષિણના પંડિતો પણ તે લિપિ જાણે છે. હું તો આશા

રાખું છું કે સિલોન પણ ભારતવર્ષ સાથેના પોતાના સંબંધનો વિચાર કરીને ક્યારેક તો નાગરીનો જ સ્વીકાર કરશે.

લેખનસુલભતા અને મુદ્રણસુલભતાની દૃષ્ટિએ નાગરીમાં કેટલોક સુધારો તો જરૂર કરવો પડશે.

હિંદી ભાષાની એક ખૂબી એ છે કે બધી જાતની ભાષાશૈલીનો તે સંગ્રહ કરી શકે છે. હિંદી ભાષાને હજુ ઘડપણ આવ્યું નથી, તેનો હજુ યૌવનકાળ છે. તે વાળી વળે એવી છે, સંસ્કારક્ષમ છે, નવાં નવાં રૂપ ધારણ કરી શકે છે. કબીર, તુલસીદાસ અને સુરદાસ જેવા રાષ્ટ્રમાન્ય સંતોએ તેનું મહત્ત્વ વધાર્યું છે. સ્વામી વિવેકાનંદ જેવા સંન્યાસીઓએ તેની કદર કરી છે. આર્યસમાજ જેવા જોશીલા સંપ્રદાયે તેની ઘણી સેવા કરી છે. આપણા મુસલમાન ભાઈઓને તો તે ઘરની જ ભાષા છે. ગાંધીજીની પ્રેરણાથી રાષ્ટ્રીય મહાસભામાં પણ તે સ્થાન પામી ચૂકી છે. બીજી કોઈ પણ ભાષા એવી રાષ્ટ્રમાન્ય થઈ નથી. રાજદરબારના યાત્રીઓ અંગ્રેજીની ગમે તેટલી હિમાયત કરે, અંગ્રેજી કદી રાષ્ટ્રભાષા થવાની નથી.

ભાષાપ્રચારનો મુખ્ય અને મહત્ત્વનો સિદ્ધાંત આપણે કદી ભૂલવો ન જોઈએ. ભાષાનો પ્રચાર પ્રજાકીય પુરુષાર્થનું પ્રતિબિંબ છે. આપણે જો રાષ્ટ્રભાષાનો જોરથી પ્રચાર ઇચ્છતા હોઈએ તો આપણે રાષ્ટ્રીયતાનો પ્રચાર પહેલાં કરવો જોઈએ. આખા ભારતવર્ષના સમાન પ્રશ્નોની ચર્ચા સર્વ પ્રાંતોમાં સરખા જોશથી કરવી જોઈએ.

પ્રાંત પ્રાંત વચ્ચે સંગઠન ચાહનારો એક મહત્ત્વનો વર્ગ છે વેપારીઓનો. તેમની સેવામાં કંઈક પ્રવૃત્તિ હિંદીમાં કરવામાં આવે તો તેનાથી રાષ્ટ્રસંગઠનને ઘણી મદદ થશે. આજકાલ વેપારીઓને બીજા પ્રાંતના લોકો સાથેનો પત્રવહેવાર અંગ્રેજીમાં કરવાની આદત વધવા લાગી છે. એ પ્રગતિની નહીં, નર્યા આળસની જ નિશાની છે. રાષ્ટ્રભાષામાં તેઓ વ્યવહાર કરશે તો તેમનો વેપાર ઘણો વધશે.

મોટી જરૂર છે પરસ્પર સંબંધની વૃદ્ધિની. આપણો રાષ્ટ્રીય પુરુષાર્થ ત્યારે જ વધશે જ્યારે આપણે વધુ ને વધુ હળીમળીને રહીશું, ઘણો પ્રવાસ કરીશું, અખિલ ભારતવર્ષીય પ્રવૃત્તિઓ વધારીશું અને તેને માટે હિંદીને વિચારવિનિમયનું સાધન બનાવીશું.

દક્ષિણના બ્રાહ્મણેતરોને મારે થોડીક વિનંતી કરવી છે. 'તમે ઘણી [illegible] છે. ગમે તે ખ્યાલથી હો પણ તમે ઘણું સંગઠન કર્યું છે, તમે જો ઇચ્છો તો આખા સમાજના માર્ગદર્શક બની શકો એમ છો. ઉત્તર ભારતના બ્રાહ્મણેતરોની સાથે સંગઠન કરો એ આવશ્યક છે. ઉત્તરના બ્રાહ્મણેતરોમાં દલિતભાવ (Inferiority Complex) નથી. તેમની સાથે સંગઠન કરવાથી તમારી દૃષ્ટિ અને હૃદય વિશાળ થશે. તે સંગઠન કેવળ હિંદીથી જ થઈ શકે. અંગ્રેજી દ્વારા તમે સંગઠન કરશો તો તમારા થોડા નેતા એકબીજાની સાથે વાતચીત કરશે. તેટલાથી આમપ્રજાની શક્તિ નહીં વધે. તમારા નેતાઓ એમ તો નથી ઇચ્છતા કે તેમના કેવળ અંધ અનુયાયીઓની સંખ્યા વધે.'

પ્રજાના હિતની દૃષ્ટિએ વિચાર કરીએ તો અંગ્રેજીનો પ્રચાર બહુ ખરચાળ છે, અને તેમાંથી મળનારો લાભ અલ્પ છે. પાણીમાં તેલનું ટીપું નાખવાથી તે આખી સપાટી પર ફેલાઈ જાય છે; ઘીનું ટીપું ત્યાંનું ત્યાં જ જામી જાય છે. અંગ્રેજીનો પ્રચાર ઘૃતબિંદુ જેવો છે; હિંદીનો પ્રચાર તૈલબિન્દુ જેવો છે.

એક નવો પક્ષ પણ એકસરખો ચાલતો આવ્યો છે. તે કહે છે કે હિંદી તો આમવર્ગ(Masses)ને માટે હોય; પ્રતિષ્ઠિત લોકોની સ્વભાષા તો અંગ્રેજી થઈ ચૂકી છે. આવા ભેદમાં જનતાનું અપમાન છે; રાષ્ટ્રીય સંસ્કૃતિનો દ્રોહ છે; ખેડૂત, મજૂર અને કારીગરોનો તિરસ્કાર છે. આ 'બુઝ્ર્વા' મનોરચનાનો નિષેધ આપણે જેટલો કરી શકીએ તેટલો ઓછો છે. અંગ્રેજી ભાષા દ્વારા અંગ્રેજી રિવાજ દેશમાં દાખલ થાય છે. અંગ્રેજી રિવાજની સાથે પરદેશી ચીજો પણ ખરીદવી પડે છે, તેને લીધે અહીંના કારીગરો પાયમાલ થાય છે અને ખેડૂતો પરનો બોજો વધે છે. ઉત્તર અને દક્ષિણના ખેડૂતોનું સંગઠન કરવું હોય, પ્રજાની શક્તિ વધારવી હોય તો સંસ્કૃત, ફારસી અને અંગ્રેજી જેવી બ્રાહ્મણી (શિષ્ટ) ભાષા છોડીને હિંદી જેવી જનતાની ભાષાને અપનાવવી જોઈએ.

અહીં સુધી મેં રાષ્ટ્રભાષાના વિકાસનું વિવેચન કર્યું. એ કાર્યનો ભાર હવે જેને માથે આવવાનો છે એવા મારી આગળ ઉપસ્થિત થયેલા આ નવા સ્નાતકોને મારે બે શબ્દ જરૂર કહેવા જોઈએ. તમે જે સુયશ પ્રાપ્ત કર્યો છે તેને માટે હું તમને અભિનંદન આપું છું. તમે રાષ્ટ્રભાષાના કેવળ વિદ્યાર્થી નથી, કેવળ શિક્ષક પણ નથી, તમે રાષ્ટ્રભાષાના 'મિશનરી' છો. સાચા અંતરથી રાષ્ટ્રભાષાનો વિકાસ અને પ્રચાર તમે દિવસરાત કરતા રહેશો જ. પણ શરૂઆતમાં કહી દેવું ઉચિત છે કે તમે દ્રાવિડી ભાષાઓની સેવા કરવાને પણ બંધાયેલા છો. જન્મભાષાની ઉપેક્ષા કરીને કોઈએ સાચી સફળતા મેળવી નથી. પોતાના સમાજની બહુવિધ સેવા કરીને તમે ઉજ્જવળ પ્રતિષ્ઠા મેળવશો. તેનો લાભ તમે તમારી પ્રિય રાષ્ટ્રભાષાને આપશો. પોતાના પ્રાંતીય સાહિત્યની વ્યાપક સેવા કરીને પણ તમે તમારી પ્રતિષ્ઠા વધારશો, અને તે પ્રતિષ્ઠા રાષ્ટ્રભાષાને ચરણે અર્પણ કરશો. રાષ્ટ્રભાષાપ્રચારકોમાં બંધુભાવ ખૂબ વધવો જોઈએ. બંધુભાવમાં સર્વોત્કૃષ્ટ સંઘશક્તિ છે. ચાર વરસ પહેલાં મહાત્માજીની સાથે મેં દક્ષિણ ભારતની યાત્રા કરેલી ત્યારે મેં જોયું હતું કે સામાન્યપણે હિંદી બોલનારામાં અને ખાસ કરીને હિંદીપ્રચારકોમાં એક જબરદસ્ત બંધુભાવ છે. એ જ બંધુભાવમાં હું આપણા કાર્યનું ઉજ્જવળ ભવિષ્ય જોઈ શક્યો. અમે જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં જો કોઈ હિંદીપ્રચારક હોય તો તે અમારી પાસે દોડી આવ્યા વિના રહેતો નહીં. અને તે પણ નરી જાહેરાતની વૃત્તિથી નહીં પણ સેવાભાવથી. એમ જ હોવું જોઈએ. જ્યાં જ્યાં હિંદીપ્રચાર કાર્યાલય છે, એક પણ સ્થાયી કે અસ્થાયી પ્રચારક રહે છે ત્યાં ત્યાં સ્વાગત અને સેવા સ્વાભાવિક રીતે હોવાં જ જોઈએ. ભારતવર્ષના કોઈ પણ પ્રાંતનો મુસાફર આપના શહેરમાં આવે તો તે પહેલું એ

જ પૂછશે કે, 'અહીં કોઈ હિંદીપ્રચારક છે? હિંદી કાર્યાલય છે?' એમની સેવાથી તમે રાષ્ટ્રભાષાની પ્રતિષ્ઠા ઘણી વધારશો.

માનવી જીવનનો એક અખંડ પ્રવાહ સનાતન કાળથી વહેતો આવ્યો છે. આ સમગ્ર મનુષ્યજીવનનો જે વિચાર કરે છે, તેની જે સેવા કરે છે, તે જ ઉન્નત થાય છે; જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ થાય છે. જેઓ સમગ્ર જીવનની સાથે પોતાનો સંબંધ રાખે છે, જીવનવ્યાપી સવાલો ચર્ચે છે, તેમની પ્રતિષ્ઠા જેટલી હોય છે તેટલી જેઓ કેવળ જીવનના કોઈ એક અંશ કે ઉપાંગને મોટું માને છે અને તેમાં જ ઓતપ્રોત રહે છે તેઓ ગમે તેટલા વિદ્વાન હોય, તપસ્વી હોય, તોપણ તેમની પ્રતિષ્ઠા નથી હોતી. જૂના કેળવણીકારો પોતપોતાના એક એક વિષયના વિશારદ હતા. તેમની વિદ્વત્તાને માટે તેમની પ્રતિષ્ઠા ઘણી મોટી હતી. પણ સમાજમાં તેમનું પ્રભુત્વ ન હતું. હવે જ્યારે તેમણે શિક્ષણશાસ્ત્રને જીવનવ્યાપી બનાવ્યું છે ત્યારે તેમના જ હાથમાં આખી દુનિયાની લગામ આવવાનો વખત આવ્યો છે. ડૉક્ટર લોકોની પણ એ જ સ્થિતિ છે. જે ડૉક્ટરો રસાયણશાસ્ત્ર અને માનસશાસ્ત્ર, સમાજશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર જાણે છે, અથવા કહો કે જીવનશાસ્ત્રમાં નિષ્ણાત છે તેઓ જ ખરા ડૉક્ટર કહેવાય છે. જીવનના અનેક મહત્ત્વના સવાલોને વિવિધ દૃષ્ટિએ નિહાળીને જેઓ ચર્ચે છે તેમનું સામાજિક સ્થાન બહુ ઊંચું રહે છે. વકીલોએ જ્યારે સમાજસેવાનું કામ હાથમાં લીધું ત્યારે જ તેમની પ્રતિષ્ઠા કંઈક વધી. એકલા પૈસાથી અને પાંડિત્યથી એટલી ન વધત. દરેક વ્યવસાયે, દરેક ધંધાએ પોતાનું સંપૂર્ણ દર્શન બનાવવું જોઈએ. જૂના જમાનામાં વ્યાકરણ અને સંગીત જેવી વિદ્યાના શાસ્ત્રીઓ પણ પોતાની વિદ્યાનો સંબંધ મોક્ષની સાથે બતાવતા. આજે આપણે દરેક પ્રવૃત્તિનો સંબંધ રાષ્ટ્રીય જાગૃતિ અને સામાજિક કલ્યાણની સાથે બતાવવો પડશે. તેથી આપણે આપણા ક્ષેત્રનું ગૌરવ વધારવું જોઈએ.

તમે હિંદીની સેવા કરી રહ્યા છો. હિંદીનું વ્યાકરણ અને હિંદીનો ઇતિહાસ એ તો બધું તમારે જાણવું જ પડશે. પણ તેની સાથે સાથે રાષ્ટ્રીય જીવનમાં તમારું સ્વાભાવિક સ્થાન બહુ ઊંચું છે એ સિદ્ધ કરવાને માટે તમારે રાષ્ટ્રીય જીવનનાં તમામ અંગ-પ્રત્યંગોની સાથે સંબંધ રાખવો પડશે. લોકો તમારી પાસેથી કેવળ હિંદીનું જ્ઞાન જ નહીં લે. હિંદી તો કેવળ એક વાહન છે, એક પાત્ર છે. ખાલી પાત્ર તો તમે કોઈના હાથમાં નહીં આપો, તેમાં કંઈક ભરીને જ આપશો. લોકોને જે હિંદી તમે આપશો તેમાં શું ભરશો? તમારી ચીજ જો જીવનસ્પર્શી અને કીમતી હશે તો સમાજ તમારે પગે પડશે. એમ નહીં હોય તો તમારું હિંદીનું જ્ઞાન ગમે તેટલું ઊંડું હશે તોયે સમાજ તમારી પૂરી કદર નહીં કરે. મનુષ્યજીવનમાં, રાષ્ટ્રીય, વિરાટ સામાજિક જીવનમાં તમને જેટલો રસ હશે તેટલું જ તમારું કાર્ય વધશે અને સફળ થશે. એટલા માટે જીવનનાં અંગોપાંગ સાથે તમારો પરિચય વધારજો, અને આ જ ક્ષેત્રમાં તમારી સેવાશક્તિનો પરિચય કરાવજો.

અંગ્રેજી ભણેલા લોકોની ખૂબ સેવા કરીને તેમને તમે હિંદીની તરફ ખેંચી લેજો. તેમની શક્તિની આપણે ઉપેક્ષા નહીં કરીએ. હમેશાં તેમની સહાયતાની ખોળમાં રહીશું. પણ યાદ રાખજો કે તમારા ગ્રાહકો તેઓ નથી. તમારે તો ભારતવર્ષની વિરાટ જનતાની સેવા કરવાની છે. તેમની મારફતે જ ભારતવર્ષ એક થવાનું છે. તેમની દ્વારા જ ભારતનું ગૌરવ વધવાનું છે. ભારતની જે શક્તિના પરિચયથી આખી દુનિયા કૃતાર્થ થવાની છે તે શક્તિ દેશી ભાષાઓથી વ્યવહાર ચલાવનારા અને દેશી ભાષાઓનું સામર્થ્ય સમજનારા લોકોમાંથી પ્રગટ થવાની છે. તેથી તમારે આમવર્ગની સાથે ઓતપ્રોત થવું ઘટે છે. આમવર્ગના જીવનના જે ખાસ સવાલો છે તેની જ તમારે ચર્ચા કરવી ઘટે છે. ખેડૂત અને કારીગર, ગોવાળ અને ભરવાડ, સિપાઈ અને મજૂર સૌનાં જીવનની વાતો તમને માલૂમ હોવી જોઈએ, સૌની કંઈ ને કંઈ સેવા કરવાની લાયકાત તમારામાં હોવી જોઈએ.

તક મળી કે હિંદીનાં ગુણગાન ગાઈ લીધાં એટલું તમારું કામ નથી. એથી હિંદી પ્રત્યે આદર નહીં વધે. જ્ઞાનદાન, સંસ્કારિતા અને સેવા દ્વારા તમે હિંદીની મહત્તા વધારતા રહેશો. હિંદી સરળ ભાષા છે, સુંદર ભાષા છે, વ્યાપક ભાષા છે એનો પુરાવો તમે તમારા જીવનથી જ આપતા રહેશો. તમે ગરીબ ભારતવર્ષના સેવક છો, નિર્મળ જીવન અને ગરીબાઈનું વ્રત એ જ તમારી વજ્રશક્તિ છે. પરસ્પર બંધુતા એ જ તમારું વ્યાપક સામર્થ્ય છે. પક્ષપાતરહિત વિશ્વસ્નેહ અને વિશ્વસેવા એ જ તમને મળેલું વરદાન છે. અને તમારી તપસ્યાની ફલશ્રુતિ તો સંગઠિત, સમર્થ, સ્વરાજ્યભોગી રાષ્ટ્ર છે. પરમાત્મા તમને કૃતાર્થ કરે.

उदयोऽस्तु, प्रभवोऽस्तु, विजयोऽस्तु !

## સાહિત્યસેવી ગાંધીજી

ગાંધીજીનો સાહિત્ય સાથેનો સંબંધ વિચારવા જેવો છે. ગાંધીજી એટલે વિચાર અને આચાર; — આચાર માટે વિચાર. જે વિચાર આચારમાં ન પરિણમે તે તેમને મન કશા અર્થનો નથી. તેથી ગાંધીજી નર્યા સાહિત્યાચાર્ય નથી બન્યા પણ જીવનાચાર્ય બન્યા છે.

ગાંધીજી ભરૂચમાં કેળવણી પરિષદના પ્રમુખ થયા. તેની સાથે એમણે આશ્રમ અને આશ્રમની શાળા એ કેળવણીની સંસ્થા ચલાવી. એ એમની પ્રવૃત્તિ વધતાં વધતાં ગૂજરાત વિદ્યાપીઠ, બિહાર વિદ્યાપીઠ, કાશી વિદ્યાપીઠ વગેરે અનેક દિશાએ ફાલી અને અંતે ગ્રામકેળવણીના રૂપમાં એ પરિપક્વ થઈ છે.

ગાંધીજી ગોધરા રાજકીય પરિષદના પ્રમુખ થયા. તેમાંથી પ્રાંતિક સમિતિ ઉત્પન્ન થઈ. મહાસભાના ભાષાવાર પ્રાંતો પડ્યા અને દરેક પ્રાંત સુસંગઠિત થયો.

ગાંધીજી મહાસભામાં દાખલ થયા. તરત જ કાર્યકારિણી સભા સ્થપાઈ. મહાસભાનું કામ આખું વરસ ચાલવા લાગ્યું અને મહાસભાની નીતિ મહાસભાના પ્રમુખ અને એની કેબિનેટ દ્વારા અમલમાં મુકાવા લાગી.

બેલગામ મહાસભા વખતે તેઓ ગોરક્ષણ પરિષદના પ્રમુખ નિમાયા. તરત જ એમણે ગોસેવા સંઘ ઊભો કર્યો.

ગોધરામાં ઠક્કર બાપાએ હરિજનોનો એક મેળાવડો કર્યો. એમાંથી જ ગાંધીજીએ એક આશ્રમ ઊભો કર્યો. એવા અસંખ્ય દાખલાઓ આપી શકાય. ગાંધીજીને વિચાર આવ્યો કે એ આચારમાં પરિણમ્યો જ છે. Live what you believe એ સૂત્રનો વધારેમાં વધારે અમલ કોઈએ કર્યો હોય તો તે ગાંધીજીએ. તેઓ તો એટલે સુધી માને છે કે જેવું માણસનું કર્મ એવી એની બુદ્ધિ. बुद्धिः कर्मानुसारिणी.

સત્તર કે અઢાર વર્ષ પહેલાં ઇન્દોરમાં સાહિત્ય સંમેલન ભરાયું, તે વખતે ગાંધીજી દેશનું કેવળ નિરીક્ષણ કરતા હતા. દેશના રાજકારણમાં એકાદ વરસ ભાગ ન લેવો, એ નિશ્ચયનો તેઓ અમલ કરતા હતા. હિંદીને રાષ્ટ્રભાષા તરીકે પોતાનું સ્થાન લેવું હતું અથવા સિદ્ધ કરવું હતું. સંમેલને ગાંધીજી જેવા રાષ્ટ્રપુરુષને સભાપતિ બનાવ્યા. ગાંધીજીએ તરત કહ્યું : દક્ષિણના લોકો જ્યાં સુધી હિંદીને નહીં અપનાવે ત્યાં સુધી આપણો રાષ્ટ્રીય વ્યવહાર હિંદીમાં ચાલવાનો નથી. સંમેલને હિંદીને દક્ષિણમાં લઈ જવી જોઈએ. સંમેલનને એ પગલાં વિશે આત્મવિશ્વાસ ન હતો, પણ કર્મવીર ગાંધીજીએ (તેઓ મહાત્મા પાછળથી થયા) પૈસા ઊભા કર્યા, માણસો ઊભા કર્યા, અને સોળ વર્ષ સુધી સતત અખંડ અને ઉત્કટ કામ ચલાવી, હિંદીપ્રચાર એટલે શું એનો ખ્યાલ લોકોને આપ્યો, અને રાષ્ટ્રીય પરિષદ શું, અને યુદ્ધ પરિષદ શું દરેક ઠેકાણે એમણે રાષ્ટ્રીય ભાષાનો સાદ સંભળાવ્યો.

અઢાર વરસ પછી એ જ ઇંદોરમાં હિંદી સાહિત્ય સંમેલન ફરી વાર ભરાવાનો વખત આવ્યો. લોકોને મહાત્મા ગાંધીજીનું ફરી વાર સ્મરણ થયું. ગાંધીજી તો આચારને જ માને. હિંદીપ્રચાર રાષ્ટ્રીય દૃષ્ટિએ જો મહત્ત્વનો હોય તો સંમેલને પોતાની એ ક્રીડ સિદ્ધ કરવી જોઈએ. કોઈ સિદ્ધાંતના સૂત્રમંત્ર નીચે સહી કર્યેથી એ ‘ક્રીડ’ સિદ્ધ ન થાય. સોળ વરસ સુધી દક્ષિણમાં હિંદીપ્રચાર કર્યા પછી, એમણે સંમેલન પાસેથી એ જ કામને માટે એક લાખ રૂપિયા માગ્યા, અને એ મળવાની ખાતરી અપાઈ ત્યારે જ તેઓએ પ્રમુખપદ સ્વીકાર્યું.

એવા કર્મવીર, કાર્યપરાયણ, આચારપ્રધાન રાષ્ટ્રપુરુષના સભાપતિત્વમાં ઇંદોરનું સાહિત્ય સંમેલન ભરાયું. ૧૯૧૮ના સંમેલનનું ઉદ્‌ઘાટન ઇંદોરના જે યુવરાજે કર્યું હતું, એ જ નરેશ આ વખતનું સંમેલન ખોલવા માટે મહારાજા તરીકે પોતાની રાણી અને રાજ્યપરિવાર સાથે પધાર્યા હતા. એમણે એક સુંદર સહાનુભૂતિપૂર્ણ અને જવાબદારીભર્યું ભાષણ કર્યું. સ્વાગતાધ્યક્ષ ડૉ. સર્યૂપ્રસાદજી તિવારી ઇંદોરના

ભીષ્મપિતામહ ગણાય. શરીરે વૃદ્ધ અને અપંગ છતાં એમનાથી ઘેર કેમ રહેવાય! એમને ઊંચકીને સંમેલનમાં આણી બેસાડયા હતા. એમનું ભાષણ પણ લાગણીયુક્ત અને આસ્થાવાળું હતું.

ગાંધીજીએ પોતાના ભાષણમાં પોતાને કેવળ રાષ્ટ્રભાષાપ્રચારક તરીકે જ ઓળખાવ્યા. સંમેલનનાં બધાં અંગોમાં આ અંગને પ્રધાનપદ આપવું જોઈએ એવો આગ્રહ કર્યો અને પરીક્ષાઓ અને પાઠયપુસ્તકો વિશે એકબે કીમતી સૂચનાઓ આપી પોતાનું ભાષણ પૂરું કર્યું. દક્ષિણમાં દક્ષિણ ભારત હિંદીપ્રચાર સભા દ્વારા ત્રણસો ઉપરાંત કેન્દ્રોમાં રાષ્ટ્રભાષા શીખવાય છે. ચારસો કરતાં વધારે પ્રચારકો લોકોને કેળવે છે. આજ સુધી છ લાખ લોકો હિંદી શીખી ગયા. ચાળીસ હજાર વિદ્યાર્થીઓ સભાની પરીક્ષાઓમાં ઉત્તીર્ણ થયા છે. આ સંખ્યામાં દર વરસે દસ હજાર વિદ્યાર્થીઓનો ઉમેરો થાય છે. નાનાંમોટાં મળી સિત્તોર પ્રકાશનો એમણે બહાર પાડયાં છે. હિંદીનું એક છાપખાનું ત્યાં ધમધોકાર ચાલે છે અને સોળ વરસ-નું આ બધું કામ કેવળ ચાર લાખ રૂપિયામાં કરી શકાયું છે વગેરે વગેરે નક્કર સેવાનો હિસાબ ગાંધીજીએ સંમેલન આગળ રજૂ કર્યો, અને પોતાનો લાખ રૂપિયા-ની દક્ષિણા ઉપરનો હક પુરવાર કર્યો. સંમેલન ભરાયું તે પહેલાં આગાઉ એક મહિના સુધી જે ચર્ચાઓ અને ઝઘડાઓ ચાલતા હતા તે બધાનો ઉકેલ એક રાષ્ટ્રપિતા તરીકે જ એમણે આણ્યો અને સંમેલનનું કામ, બધાનો સંપ અને બધાના ઉત્સાહ સાથે સરખી રીતે વખતસર પાર પાડયું.

આ વખતના સંમેલનની વિશેષતા એ એના નાગરીસુધાર અને નાગરીપ્રચારના સંગઠનકાર્યમાં ગણાય. નાગરીના સંગઠન સાથે રાષ્ટ્રભાષા હિંદીના સ્વરૂપ વિશે અને વાહન વિશે સ્પષ્ટ વ્યાખ્યા કરીને, સંમેલને પોતાની સર્વસંગ્રાહક રાષ્ટ્રીયતા ફરી વાર સિદ્ધ કરી. સંમેલનની એ વ્યાખ્યા અહીં નોંધવા જેવી છે.

રાષ્ટ્રીય એકાગ્રતાની દૃષ્ટિએ આ સંમેલને રાષ્ટ્રભાષા તરીકે હિંદીનું એ સ્વરૂપ પસંદ કર્યું છે, કે જેમાં રૂઢ અને સહેલા એવા સંસ્કૃત, ફારસી, અરબી કે અંગ્રેજી શબ્દો અને વાકયપ્રચારનો બહિષ્કાર ન હોય, જે ભાષા ગામડાંના અને શહેરના લોકો સરખી રીતે સમજી શકતા હોય અને જે નાગરી તેમ જ ઉર્દૂ બંને લિપિમાં લખાતી હોય.

રાષ્ટ્રીય મહાસભાએ પણ કરાંચીના અધિવેશનમાં એક ઠરાવ પસાર કરી બધી લિપિઓને આશ્વાસન આપ્યું છે કે કોઈ પણ લિપિ સામે જબરદસ્તીનાં કશાં પગલાં લેવાનાં નથી. મુસલમાનોને રાષ્ટ્રીય ભાષા ઉર્દૂ લિપિમાં લખવા-છાપવાની હમેશાં છૂટ રહેશે. એમના વિચારો, એમનું હૃદય, એમની લાગણીઓ જાણવાની ઈંતે-જારી હિંદુઓને હોવી જ જોઈએ. એટલે હિંદુઓ પોતાની ગરજે ઉર્દૂ લિપિ સમજવા જેટલો પુરુષાર્થ કરશે અને રાષ્ટ્રીય વૃત્તિવાળા મુસલમાનો પણ નાગરી લિપિ સાથે પરિચય કેળવશે. જે ભાષાને રાષ્ટ્રીય ભાષા થવું છે તેણે પોતાની દૃષ્ટિ

વિશાળ રાખવી જ જોઈએ, તેથી જ ઈંદોરના સંમેલને ઠરાવ કર્યો કે હિંદી ભાષા બોલનાર ને સમજનાર લોકોએ સંસ્કૃતિના સંગઠનને અર્થે દક્ષિણની ભાષાઓ અને દક્ષિણી સાહિત્ય સાથે પરિચય કેળવવો જોઈએ. આ ઠરાવ પણ રાષ્ટ્રીય ભાષાની રાષ્ટ્રીય દૃષ્ટિ કેળવનારો અને દક્ષિણની ભાષાઓને ઉત્સાહ અને ઉત્તેજન આપનારો હોઈ મહત્ત્વનો હતો.

હિંદી સાહિત્ય અને સંમેલનની કેટલીક વસ્તુઓ અને વિશેષતાઓ આપણું ધ્યાન ખેંચ્યા વગર રહેતી નથી. હિંદી સાહિત્ય સંમેલન એક સ્થાયી સંસ્થા છે. એનું કાર્યાલય સંમેલનની પરંપરા સાચવી આખું વરસ અખંડ કામ કરે છે. એની એક મોટી સ્થાયી સમિતિ છે, જેમાંથી એક કાર્યકારિણી સમિતિ ચૂંટાય છે, અને રાષ્ટ્રીય મહાસભાની પેઠે એ કાર્યકારિણી સમિતિ આખું વરસ કામ કરતી રહે છે. આ વરસે ગાંધીજીએ સંમેલનની કાર્યપદ્ધતિમાં એક નવો જ રિવાજ દાખલ કર્યો. જેમ રાષ્ટ્રીય મહાસભામાં પ્રમુખ નિમાયા પછી એ પોતે જ પોતાનું કાર્યકારી મંડળ એટલે મંત્રીમંડળ જાહેર કરે છે, તેમ જ સંમેલનમાં પણ પ્રધાન મંત્રી, પ્રબંધમંત્રી, પરીક્ષામંત્રી, પ્રચારમંત્રી વગેરે બધા મંત્રીઓની નિમણૂક ચૂંટણીને આધીન નહીં રાખતાં પ્રમુખને જ સોંપી દેવામાં આવી. ફરક એટલો જ કે પોતે પ્રમુખ હોવા છતાં મંત્રીઓની પસંદગી પોતે ન કરતાં ગાંધીજીએ સંમેલનના એકનિષ્ઠ સેવક અને ઉપપ્રમુખ પુરુષોત્તમદાસ ટંડનને કેબિનેટનાં નામો સૂચવવાનું કામ સોંપ્યું. આ પરિવર્તન પાછળ પણ, કાર્યકારી શક્તિ કેળવવાની દૃષ્ટિ જ સ્પષ્ટ દેખાય છે. સંમેલન દર વરસે ઉચ્ચ કેળવણીની પરીક્ષાઓ લે છે. હજારો વિદ્યાર્થીઓ અનેક કેન્દ્રોમાં પરીક્ષાઓ માટે બેસે છે. મોટા મોટા યુનિવર્સિટીના પદવીધરો પણ સંમેલનની પરીક્ષામાં બેસવામાં અને એની ઉપાધિ ધારણ કરવામાં પોતાનું ગૌરવ સમજે છે. સંમેલનની આ પરીક્ષાઓની પ્રતિષ્ઠા દહાડે દહાડે વધતી ચાલી છે. વિદ્યાર્થીઓની સંખ્યા તો વધે જ છે. પરીક્ષા પણ કેવળ હિંદી ભાષાની નહીં પણ અનેક પ્રૌઢ વિષયોની થાય છે. સંમેલન તરફથી અમુક પ્રકાશનો પણ પ્રસિદ્ધ થાય છે. સંમેલનની એક પત્રિકા ચાલે છે. સરકારી ચાર્ટર(સનંદ)ના મોહમાં ન પડતાં સંમેલને લોકશક્તિને જોરે એક પરીક્ષા લેતું વિશ્વવિદ્યાલય ક્યારનું સ્થાપન કરી દીધું છે.

રાષ્ટ્રભાષાના ગૌરવને છાજે એવાં બે મોટાં પારિતોષિકો દર વરસે સંમેલન તરફથી અપાય છે. શ્રી મંગળાપ્રસાદ પારિતોષિક ઉત્તમ સાહિત્ય માટે અપાય છે તે રૂ. ૧૨૦૦નું છે. અને સીતારામ સેકસરિયાનું પારિતોષિક (રૂ. ૫૦૦) હિંદી લેખિકાઓમાંથી જેની કૃતિ સર્વોત્તમ હોય તેને અપાય છે. આનંદની વાત એ હતી કે ઈંદોરના સાહિત્ય સંમેલન સાથે જે પદવીદાન સમારંભ થયો તેમાં સેકસરિયા પારિતોષિક સાથે મંગળાપ્રસાદ પારિતોષિક લેનાર પણ એક મહિલા હતાં. બંને બહેનોએ આભાર માનતાં બહુ સારાં ભાષણો કર્યાં હતાં.

હિંદી સાહિત્ય સંમેલનની ઘટનામાં હિંદી સાહિત્યની પ્રકાશક સંસ્થાઓનું સ્થાન મહત્ત્વનું છે. હિંદીના પ્રકાશકો સાહિત્ય સંમેલનની પ્રવૃત્તિનું મહત્ત્વ સમજતા થયા છે અને એનું કામ આગળ ધપાવવામાં પોતાનું ગૌરવ સમજે છે.

જ્યાં પ્રકાશન, પરીક્ષાઓ અને પાઠ્યપુસ્તકોનો સવાલ આવે ત્યાં કેટલાક પ્રશ્નો અને કેટલીક મૂંઝવણો ઊભી થવાની જ. એટલે આ વરસે સંમેલનની સ્થાયી સમિતિએ કશા સ્પષ્ટ ઠરાવ કર્યા વગર એ નીતિ સ્વીકારી લીધી કે સંમેલનના જુદા જુદા ખાતાના મંત્રીઓ બનતાં સુધી પ્રકાશકો ન હોય. આ નીતિથી સંમેલને પોતાનું વાતાવરણ એકદમ ઉચ્ચ ભૂમિકા ઉપર પહોંચાડી દીધું છે. ઑકસફર્ડ કે કેમ્બ્રિજની વિદ્યાપીઠની કાર્યવાહી મૅકમિલન, લૉન્ગમન, બ્લૅકી અને હૅરપ જેવી પ્રકાશન સંસ્થાઓ ચલાવે તો એ કેવું દેખાય?

સાહિત્ય સંમેલન આગળ દેશમાં વધતા જતા ગંદા સાહિત્યનો સવાલ આવ્યા વગર કેમ રહે? ગંદું સાહિત્ય એ સમાજમાં ફેલાયેલો ચેપી રોગ છે, એ વિશે શંકા નથી. પણ એને અટકાવી શી રીતે શકાય? થોડી ચર્ચા પછી સંમેલને એ સવાલ હાલ તરત તો છોડી જ દીધો છે.

આ વિષય રાષ્ટ્રીય મહત્ત્વનો છે, સામાજિક નીતિમત્તાનો છે. આને વિશેનું કેટલુંક વિવેચન નોખી રીતે કરવું જ જોઈએ.

*

ગાંધીજી સાહિત્યપરાયણ નથી. પણ સાહિત્યપ્રેમી જરૂર છે. સાહિત્યશુદ્ધિ તો શું, ઉચ્ચારશુદ્ધિ જોડણીશુદ્ધિ સુધી સાહિત્યની બાબતમાં એમનો આગ્રહ છે. આ ત્રણ પ્રકારની શુદ્ધિ તેમને મન ચારિત્ર્યશુદ્ધિ કરતાં ઊતરતી નથી. જનહિતનાં કાર્યો કરતાં એમણે સાહિત્ય પાસેથી ઘણું કામ લીધું છે. સાહિત્યની સેવા લેતાં લેતાં એમણે સાહિત્યની સેવા પણ ઓછી નથી કરી. સાહિત્ય એ સેવાનું સાધન છે. એ જેટલું શુદ્ધ, સંસ્કારી અને સમર્થ બનાવાય તેટલી રાષ્ટ્રની શક્તિ વધવાની જ છે એમ તેઓ માને છે. અને તેથી કેવળ સાહિત્યવિલાસ માટે જ સાહિત્ય પરિષદ ભરાય એ એમનાથી સહન થતું નથી. સાહિત્ય પરિષદ એટલે જન્મભાષાની, સરસ્વતી માતાની ભક્તિપૂર્ણ ઉપાસના કરવાનો પ્રસંગ; દેશની ઊછરતી પેઢીને અમૃતસંજીવનીનું પાન કરાવવાની યોજના ઘડવાની અને તે અમલમાં આણવાની લોકસંસ્થા. સાહિત્યપરિષદ ત્રણ દિવસનો કેવળ મેળાવડો ન હોય; પણ પ્રજાકીય સંગઠનનું તે એક કાર્યકારી મંડળ હોવું જોઈએ. દરેક પ્રાંતે પોતાની જ્ઞાનોપાસના, સેવાદીક્ષા, દાનબુદ્ધિ અને પ્રજાહિતૈષા બધી એકત્ર કરી એ મહોત્સવ પાર પાડવો જોઈએ એ ગાંધીજીની અપેક્ષા હોય છે. જ્યારથી ગાંધીજી હિંદુસ્તાનમાં આવ્યા ત્યારથી તેમણે ગુજરાતના સાહિત્યસેવીઓને એ જ દિશામાં વાળવાનો પ્રયત્ન કર્યો છે. સાહિત્યના ધુરંધરોની અનેક રીતે ખુશામત કરી એમને વીનવ્યા છે કે તમારી શક્તિનો પૂરેપૂરો લાભ હળ હાંકનાર, કોશ ચલાવનાર અને ગાડી દોડાવનાર ગરીબ વર્ગને આપો, એમની સંસ્કારિતા એ જ તમારું સમાધાન હોય, એમનું ચારિત્ર્ય

એ જ તમારી શક્તિ હોય અને એમની બુદ્ધિશક્તિ એ જ તમારી પરીક્ષા કે કસોટી હોય. પોતે સાહિત્યાચાર્ય નથી એ વસ્તુનો નમ્રભાવે એકરાર કરી તેમણે સાહિત્યના ક્ષેત્રમાં કશી દખલગીરી કરી નથી. પોતાની રોજની મૂંઝવણ ઓળખી બહુજનસંમત એવો એક જોડણીકોશ મેળવી તેઓ બેસી ગયા. તેમની ગુર્જરીગિરાની ભક્તિ ઓછી નથી. એ ગિરાને અનેક સંસ્કારો આપી, શણગાર આપી એને સમર્થ બનાવવાના એમને કોડ છે. પણ અનેક વ્યવસાયોમાં પડેલા હોવાથી પોતાનાથી બનતું કર્યા પછી બીજાઓ જે મદદ આપે તેટલી સમાધાનપૂર્વક સ્વીકારી તેઓ પોતાને રસ્તે જાય છે.

રાષ્ટ્રસેવા સાથે રાષ્ટ્રભાષાની સેવા આવી જ જાય છે. એટલા ખાતર તેમણે લોકસેવા કરતાં કરતાં નાગરી અને ઉર્દૂ બંને લિપિમાં અને એ બંને લિપિમાં લખાતી ભાષાનું જ્ઞાન પ્રાપ્ત કર્યું. અને એ રાષ્ટ્રભાષાનો દક્ષિણમાં તેમ જ આસામ, બંગાળા અને ઉત્કલમાં બની શકે તેટલો પ્રચાર કરી બતાવ્યો. ગાંધીજીના જમાનાના ગુજરાતીઓ ગુજરાતી અને હિંદી બંને ભાષાની સેવા કરી પોતાના પ્રાંત અને દેશની ઉત્કૃષ્ટ સેવા કરશે એવી આશા છે.

મે, ૧૯૩૫

## ભાષાનો પ્રશ્ન*

ભાષાનો પ્રશ્ન લોકો એટલો જટિલ શા માટે બનાવી રહ્યા છે, એ અમારી સમજમાં હજી નથી આવતું. ભાષાની આવશ્યકતા અને તેનો ઉદ્દેશ, પરસ્પર પરિચય અને વ્યવહાર વધારવાને માટે છે. રાજસત્તાની વાત કંઈ જુદી છે. રાજસત્તા જે ભાષાને પસંદ કરે છે, તેને તે પોતાની શક્તિ અને ધાક તથા જોરથી તમામ દેશમાં ફેલાવી દે છે. તે પોતાની સગવડનો ખૂબ વધારે ખ્યાલ રાખે છે, અને પોતાના જ હિતને ખાતર જે જાતના વિચાર લોકોમાં ફેલાવવા માગે છે, તે વિચાર જે ભાષામાં વધારેમાં વધારે પ્રમાણમાં મોજૂદ હશે, તે જ ભાષા રાજસત્તાને સૌથી વધારે પ્રિય થશે, અને તે જ ભાષાના પ્રચારમાં તે પોતાની શક્તિ ખર્ચશે.

કોઈ કોઈ વાર રાજસત્તા પણ પોતાની ભાષાનો આગ્રહ છોડીને, લોકો જે ભાષાની મદદથી વિચારો ગ્રહણ કરી શકે તે મારફતે પોતાના વિચારો ફેલાવવાનો પ્રયત્ન કરે છે.

આ તો રાજસત્તાની વાત થઈ. હવે ધર્મની વાત લો. ધર્મપ્રચારક કાં તો પોતાની ખાસ ધર્મભાષાનો પ્રચાર કરે છે, અથવા તો તે પોતાના ધાર્મિક સિદ્ધાંતોને

* મૂળ હિંદી પરથી.

દુનિયાની તમામ ભાષાઓમાં ભરીને એ ભાષાઓ દ્વારા પોતાના સિદ્ધાંતો, માન્યતાઓ અને પોતાની શ્રેષ્ઠતાનો ફેલાવો કરવામાં પૂરી શક્તિ ખર્ચે છે.

વેપાર કરનારા પોતાના જ સ્વાર્થનો, પોતાના જ હિતનો ખ્યાલ સૌથી પહેલાં રાખે છે. ભાષાનો વિચાર તો તેમને પછી આવે છે. જો તે પોતાના કોઈ ખાસ પ્રભાવને કારણે, વેપારની સાથે સાથે પોતાની ભાષાનો પણ પ્રચાર કરી શકે, તો જરૂર કરશે, તે તકને પોતાના હાથમાંથી જવા નહીં દે, પણ પોતાના વેપારને હાનિ પહોંચાડી તે ભાષાના પ્રશ્નને એટલું મહત્ત્વ કદી નહીં આપે; ભાષાના પ્રશ્નને કદી આગળ નહીં કરે.

કેળવણીના ક્ષેત્રમાં કેળવણીશાસ્ત્રીઓને પણ ભાષાનો ખ્યાલ હમેશાં રાખવો પડે છે. જેમને ભણાવવા-ગણાવવાના છે તેમને માટે જે ભાષા સૌથી વધારે સહેલી હોય, અથવા નિકટની હોય, તેને જ કુશળ શિક્ષક પોતાના શિક્ષણનું વાહન બનાવશે. આગળ જતાં જે શ્રેણીના સાહિત્યના અધ્યયન દ્વારા વિદ્યાર્થીઓની સંસ્કારિતા વધારવાની હોય છે, તે સાહિત્યની ભાષાને પણ શિક્ષણમાં સ્થાન આપવામાં આવે છે. વિદ્યાર્થીઓની વ્યાવહારિક શક્તિનો વિકાસ પણ શિક્ષણનો એક પ્રધાન ઉદ્દેશ હોઈ જે ભાષાઓ દ્વારા એ શક્તિ વિકસિત થાય છે, જ્ઞાનના લાભ અને પોતાના વિચારો બીજા આગળ વ્યક્ત કરવાની શક્તિ આગળ આવે છે, એને જ શિક્ષણના ક્ષેત્રમાં માધ્યમનું મુખ્ય પદ મળે છે. આજે જો કોઈને અંગ્રેજોની નોકરી કરવી હોય, અંગ્રેજી વર્તમાનપત્રોમાં લેખો લખવા હોય, અથવા અંગ્રેજી સાહિત્ય અને વિજ્ઞાનમાં કોઈ ખાસ લાયકાત મેળવવી હોય તો તે અંગ્રેજી ભાષા ઉપર વધારે ભાર મૂકશે.

દરેક મનુષ્યને પોતાનો ધર્મ વધારે વહાલો હોય છે, એમાં જ એને શાંતિ મળતી હોય છે. દરેક વ્યક્તિ પોતાના જીવનશાસ્ત્રને પોતાની ધાર્મિક માન્યતાઓના પાયા ઉપર ખડું કરે છે. એટલા માટે મનુષ્યો પોતાના ધર્મગ્રંથનું શિક્ષણ ખૂબ મહત્ત્વનું માને છે. યુરોપમાં જૂના જમાનાના લોકો લૅટિન ભાષાનો સારી પેઠે અભ્યાસ કરતા હતા. અનેક ઈસાઈ ધર્મના વિદ્વાન ઉપદેશક ગ્રીક અને હિબ્રૂ ભાષા શીખતા હતા અને આજે પણ શીખે છે. હવે તો તેઓ બાઈબલના પ્રચાર માટે દુનિયાની બધી ભાષાઓ શીખે છે. જે ભાષાઓને નથી કોઈ સાહિત્ય હોતું કે નથી કોઈ વ્યાકરણ હોતું, કે કોશ હોતો, એવી ભાષાઓનું વ્યાકરણ અને શબ્દકોશ સુધ્ધાં પ્રયત્નશીલ મિશનરીઓ બનાવી નાખે છે અને એ રીતે તેઓ પોતાના ધર્મનો દુનિયાના એક છેડેથી બીજા છેડા સુધી પ્રચાર કરે છે.

આજકાલ ધર્મપ્રચાર જે રીતે લોકભાષાઓને મહત્ત્વ આપે છે, તે જ રીતે સમાજસેવક પણ તે તે લોકભાષાઓને મહત્ત્વ આપે છે.

જે લોકોને સમાજમાં રહીને જ્ઞાન, ધન અને માન-મર્યાદા પ્રાપ્ત કરવાં છે, તેઓ કોઈ પણ ભાષાના પક્ષપાતી કે આગ્રહી નથી હોતા. તેઓ જે ભાષાથી

પોતાનાં જ્ઞાન, માન અને ધનમાં વૃદ્ધિ થાય એ જ ભાષા શીખે છે અને તેને જ તેઓ મહત્ત્વ આપે છે. પણ જેમણે પોતા તરફથી માણસોને કાંઈક આપવું છે, પોતાનું જ્ઞાન અને પોતાની સેવાની ભેટ ધરવી છે, જેમને માત્ર સેવાભાવથી જ લોકોની વચમાં રહી કામ કરવું છે, એવી વ્યક્તિઓ તો લોકભાષાને જ હમેશાં પ્રધાનપદ આપશે.

આ વિશાળ દેશમાં પ્રાંત પ્રાંતની અલગ બોલીઓ છે; અને નાના નાના પેટા-ભેદોને કારણે તેના પણ કેટલાય ભાગો પડી ગયા છે. શહેરોની ભાષા જુદી છે અને ગામડાંઓની જુદી છે. એટલે સુધી કે આ દેશના ધંધાઓ અને રોજગારોને કારણે તેમની ભાષાઓ પણ ભિન્ન ભિન્ન થઈ ગઈ છે. શિષ્ટ ભાષા અને લોક-ભાષાના આપણે બે ભાગ કરવા પડે છે. શિષ્ટ ભાષામાં પણ શિક્ષિત લોકોની રુચિ પ્રમાણે શૈલીઓ જુદી જુદી થઈ જાય છે.

દરેક ભણેલાગણેલા માણસના સંસ્કાર એક જ પ્રકારના નથી હોતા. જે લોકો કેવળ સંસ્કૃત સાહિત્યનો જ અભ્યાસ કરે છે, તેમની પ્રાંતીય ભાષા સંસ્કૃતના ઘણાખરા શબ્દોથી લદાયેલી અને ભારે હોય છે. તેમનાં લાંબા લાંબા સમાસોવાળાં પદો સામાન્ય લોકો સમજી નથી શકતા. એવા લોકોને પોતાના શબ્દલાલિત્યની છટા બતાવવાની ટેવ હોય છે, અને મૂઠીભર લોકો જ એ શૈલીની શોભા સમજી શકે છે. એવા લોકોની એક અલગ જાતિ જ બની જાય છે. અને તેઓ એકબીજાને માટે જ લખે છે. એમને પોતાની સાહિત્યિક જાતિની બહારના લોકોની રતીભાર પણ પરવા નથી હોતી. અરબી-ફારસીવાળાઓની પણ એ જ દશા છે.

જેમણે અંગ્રેજી ભાષા મારફત કેળવણી લીધી છે, તેમની પણ એ જ દશા છે. એક પ્રાંતના લોકો જ્યારે બહુ લાંબા વખત સુધી કોઈ બીજા પ્રાંતમાં જઈને વસે છે, અથવા કોઈ બીજા સમાજમાં રહેવા માંડે છે, ત્યારે તેમની ભાષા પર પણ તે પ્રાંતની અથવા સમાજની છાપ લાગી જાય છે.

એકની અનેક થવાનો; એકતામાંથી નીકળીને વિવિધતા તરફ જવાનો ભાષાનો સ્વભાવ છે. જ્યારે કોઈ સમાજને પોતાના ઘડતર અને પોતાના સંગઠનનું મહત્ત્વ સમજાય છે ત્યારે તે નિશ્ચયપૂર્વક આ ભેદોને દૂર કરીને એકતા પેદા કરવાનો પ્રયત્ન કરે છે. દેશમાં જ્યારે પંડિતોની અને શાસ્ત્રીય ગ્રંથોની પ્રતિષ્ઠા હતી, ત્યારે બધી પ્રાંતીય ભાષાઓએ પોતાનું એક નિશ્ચિત રૂપ બનાવી લીધું હતું. જ્યારે ભક્તિસંપ્રદાયનો ઉદય થયો, અને પ્રજાની વચમાં રહીને કામ કરવાનો સવાલ ઊભો થયો ત્યારે લોકો ભાષાને સહેલી બનાવવા તરફ વળ્યા. જ્યારે પઠાણો અને મોગલોની સલ્તનત આવી ત્યારે અદાલતોના કાયદાકાનૂન અને લશ્કરી કારોબારમાં અરબી-ફારસીના શબ્દો બધી જગ્યાએ વપરાવા લાગ્યા. અરબી-ફારસી સાહિત્યનું પઠનપાઠન પણ વધ્યું અને તેનો પ્રભાવ પણ ક્યાંક વધારે તો ક્યાંક ઓછો એમ આપણી બધી પ્રાંતીય ભાષાઓ ઉપર પડયો.

એમના પછી અંગ્રેજો અહીં પધાર્યા અને તેમની અંગ્રેજી ભાષા હિન્દુસ્તાનની રાજભાષા બની. પરિણામ એ આવ્યું કે કોર્ટ-કચેરી-અદાલત-હકૂમત, તાર-ટપાલ-ઑફિસ, રેલવે, ઇસ્પિતાલ, વગેરે બધી જગ્યાએ અંગ્રેજી ભાષા અને અંગ્રેજી શબ્દો-ની તતૂડી વાગવા લાગી. જેટલી અસર અંગ્રેજી રાજ્યની પડી, એથી ક્યાંય વધારે અસર અંગ્રેજી શિક્ષણની પડી. પ્રાંતીય ભાષાઓમાં અંગ્રેજી શબ્દો જબરદસ્તીથી ઘૂસવા લાગ્યા. એની સાથે જ અંગ્રેજી ઢબની વાક્યરચના, પશ્ચિમના જેવી વિચાર-ધારા અને ત્યાંની જીવનવ્યવસ્થા પણ આપણે ત્યાં ઘૂસી ગઈ.

કેટલાક માણસોએ આ અસરનો વિરોધ કર્યો અને પોતાની પ્રાચીનતાને સંભા-ળવા પ્રયત્ન કર્યો. કેટલાકોએ પોતાની પ્રાચીનતા એકદમ છોડી દીધી, અને પશ્ચિમ-ની સભ્યતાના ઉત્સાહી વફાદાર શાગિર્દ બનીને તેની અસરને કાયમ રાખવાનો પ્રયત્ન કર્યો. અને આજે એક એવો વર્ગ આગળ વધી રહ્યો છે, જે પ્રાચીન અને નવીન બંનેનો સમન્વય કરી ભારતના ભવિષ્યને માટે કોઈ અત્યંત લાભકારી ઉત્તમ વસ્તુ તૈયાર કરવા માગે છે. એ પ્રયત્નમાં કેવળ ખીચડી બનાવવાની ભાવના કામ નથી કરી રહી; પણ ભૂતકાળના ઇતિહાસને સારી રીતે તપાસીને તેમાં જે જીવિત તત્ત્વ છે તેને સારી રીતે ઓળખીને ભવિષ્યમાં આખી દુનિયાની જીવનધારા કઈ દિશા તરફ વહી રહી છે, અને એ ધારામાં હિંદુસ્તાનનું શું મિશન છે; તેનો વિચાર કરીને તે જાતની એક વ્યાપક સંસ્કૃતિની પાસે જવાનો એ લોકો પ્રયત્ન કરે છે. હવે પ્રાચીન વસ્તુઓને જ સંભાળી રાખવાનો અથવા તેને જ ચલાવ્યા કરવાનો પ્રશ્ન રહ્યો નથી. આ તો સૌને સાથે લઈ બધાનો સમન્વય કરી બધાના હિતને માટે ભવિષ્ય તરફ આગે કદમ માંડવાનો વખત છે.

હવે આપણે જનતાની સેવાથી પ્રેરિત થઈને જ ભાષાનો વિકાસ કરવો પડશે. શહેરી ભાષા અને ગામડાંની ભાષાનો ભેદ બને તેટલો દૂર કરવો પડશે અને આપણાં શહેરોમાં જે સારી સંસ્કારિતા છે, તેને આપણાં ગામડાંઓમાં પહોંચાડવી પડશે. આપણી ભાષાને ગામડાંના લોકો જેટલી સહેલાઈથી સમજી શકે તેટલી સરળ આપણે બનાવવી જોઈશે.

ધર્મની પુરાણી પ્રથાઓ હવે ટકી નહીં શકે. એટલે એની પ્રાણશક્તિને ઉજ્જવળ બનાવી, તેને પ્રગટ કરવાને માટે નવા રીતરિવાજો ચાલુ કરવા પડશે, અને જ્યાં સુધી બને ત્યાં સુધી આ વિવિધતા અથવા અનેકતાને કાઢીને ફગાવી દેવી પડશે. જે કંઈ સમાન છે, બધાના હિતનું છે, તેને આપણે આગળ વધારીશું, તેને આપણે પ્રધાનપદ આપીશું. આપણી પ્રાંતીય ભાષાઓમાં જે બધી બોલીઓ છે, તે બધીને મેળવી દઈને દરેક પ્રાંતમાં એક જ જાતની પ્રાંતીય ભાષા બોલાય, એવી જાતનો પ્રયત્ન કરવો પડશે. એમાં બળજબરીથી અથવા કોઈ નવો ઑર્ડિ-નન્સ કે લશ્કરી કાયદો લાગુ પાડવાથી સફળતા નથી મળવાની. જે લોકો એક-સમાજ બનવા માગે છે, તે બધાના સહકારથી જ આપણે પ્રાંતીય ભાષાઓમાં

એકતાનો ભાવ પેદા કરી શકીશું. જો પરસ્પર અવિશ્વાસ વધી ગયો, જો દરેક માણસ દરેક ચીજને વહેમની નજરે જ જોવા લાગી ગયો, તો પછી આપણે ગમે એટલી કોશિશ કરીશું તોયે તેનું પરિણામ વિપરીત જ આવવાનું અને આપણે એટલા જ પ્રમાણમાં દેશની કમજોરી અને ગુલામીની બેડીઓ વધારે મજબૂત કરવાના.

લોકસેવકોને માટે પ્રાંતીય ભાષાઓ બહુ મહત્ત્વની છે. પણ એક વાત ધ્યાનમાં રહેવી જોઈએ કે એક એક પ્રાંત કોઈ જુદો સ્વતંત્ર દેશ નથી. બધા પ્રાંતોમાં ઘણી હદ સુધી ખૂબ એકતા રહેલી છે. બધા પ્રાંતોનું નસીબ પણ એક જ દોરીથી બંધાયેલું છે અને તેમના ભાગ્યનો નિકાલ પણ એક જ થવાનો છે. તેઓ ડૂબશે તોયે સાથે અને ઊગરશે તોયે સાથે.

એટલા માટે પ્રાંતીય ભાષાઓ ઉપરાંત બધાના સામાન્ય વ્યવહારને માટે એક વ્યાપક ભાષા પણ આપણી પાસે હોવી જોઈએ. એ ભાષાનું નામ શું હોય એ સવાલ ગૌણ છે. એને રાષ્ટ્રભાષા કહીએ કે નહીં, એ કાંઈ મહત્ત્વનો સવાલ નથી. આપણે બધા મળીને રાષ્ટ્ર બને છે કે નહીં એ પ્રશ્ન ઉપર ચર્ચા કરવાની શી જરૂર છે? આપણે બધા એકરાષ્ટ્ર બનવા માગીએ છીએ અને જો ઇચ્છીએ તો બની શકીએ એમ છે. આપણા એકરાષ્ટ્ર બનવામાં એવી કોઈ રુકાવટ છે નહીં, જેને આપણે હઠાવી નહીં શકીએ. એટલે જો આપણે એકરાષ્ટ્ર બનવું હોય તો તરત એ કામમાં મંડી જવું જોઈએ.

આપણે જોયું કે ભારતની તમામ ભાષાઓમાં એવી એક ભાષા મોજૂદ છે, જેને આ દેશના લોકોની બહુ મોટી સંખ્યા સહેલાઈથી સમજે છે અને બાકીના લોક પણ એને સહેજ પ્રયત્ન કરવાથી સમજી શકે અને ઉપયોગમાં લઈ શકે એમ છે.

એ ભાષા કોઈ નવી નથી. જે છે તેને જ વધારે વ્યાપક બનાવવાની છે. જરા વધારે ફેલાવવાની છે. એમાં જે શબ્દો બહારથી આવીને ભળી ગયા છે, તે કઈ કઈ ભાષાઓમાંથી આવ્યા છે તે જોવાની આજે આપણને કંઈ જરૂર નથી. તે શબ્દો નવા છે કે જૂના, પૂર્વના છે કે પશ્ચિમના, આર્ય છે કે અનાર્ય, હિંદુ છે કે મુસલમાન, એ વાતની છણાવટ આપણે અહીં નથી કરવા માગતા. જે શૈલી અને જે શબ્દોને ઉત્તર ભારતના શહેરીઓ અને ગામડાંના લોકો સમજે છે, તેનો પ્રયોગ કરે છે, તેની જ મદદથી આપણે આપણો તમામ વ્યવહાર ચલાવીશું. જ્યારે આપણે નવા શબ્દો બનાવવા હશે ત્યારે આ દેશના બધા પ્રાંતના લોક જેને સહેલાઈથી સમજી શકે એવા જ નવા શબ્દો બનાવીશું. જો લોકો તે શબ્દોને અપનાવી લેશે તો તે બધે ચાલુ થઈ જશે, નહીં તો સમય અને આવશ્યકતાની દોડમાં બહુ પાછળ રહી જશે.

આપણે એ હમેશાં ધ્યાનમાં રાખવું જોઈએ, કે આપણે કોઈ પણ જાતના ભેદભાવ વિના સૌની સેવા કરવાને તૈયાર થઈને બહાર પડેલા છીએ – અને ખાસ કરીને ગ્રામજનતાની. તમામ પ્રાંતોની ગ્રામજનતાને જે ભાષા સરળ લાગશે તેની મદદથી જ આપણે આપણી નવી પ્રવૃત્તિઓ ચલાવીશું.

જો એવી ભાષાનું નામ એક જ હોત તો કેવું સારું થાત, પછી ભલે ને તે ભાષા કોઈ પણ હોય. તે નામને વિશે આપણને લગારે ઈતરાજી ન હોત; પરંતુ એ આમવર્ગ સમજી શકે એવી ભાષા ઉત્તર હિંદુસ્તાનમાં પ્રચલિત છે જ. અને ત્યાં એનાં કેટલાંક નામો પણ છે; અને દરેક નામની સાથે પક્ષાપક્ષી પણ ઠીક ઠીક બંધાઈ ચૂકેલી છે, એટલે આપણે પક્ષપાત સિવાય એમ કહીશું કે જ્યાં સુધી અમારી વ્યાખ્યા સાથે એ મળતાં આવતાં હોય ત્યાં સુધી આ ભાષાનાં જેટલાં નામ રાખ્યાં હશે તે બધાં અમારે મંજૂર છે, એક નામનો સ્વીકાર કરવાથી બીજો પક્ષ નારાજ થઈ જાય છે એટલે આપણે નામના ઝઘડાના ખાડામાં પડતાં બચવા માગીએ છીએ. જો ઉત્તર હિંદુસ્તાનના લોકો આપસમાં મળી-સમજીને આ ઝઘડાનો નિકાલ લાવી કોઈ એક નિર્ણય ઉપર આવી ગયા હોત, આપસમાં કંઈક નક્કી કર્યું હોત અને એ ભાષાનું એક જ નામ પાડત તો આપણે ધન્યવાદપૂર્વક તેને અપનાવી લેત. પરંતુ દુઃખની વાત તો એ છે કે આજે એ થઈ શકતું નથી. હવે પસ્તાવાથી શું વળવાનું છે! દરેક પક્ષ કહે છે કે અમારું આપેલું નામ જ વધારે વ્યાપક છે; પણ તેમને એ વસ્તુ માન્ય નથી કે બીજાનું આપેલું નામ પણ એટલું જ વ્યાપક છે. હિંદુઓમાં શિવ અને વિષ્ણુમાં કોઈ જાતનો ભેદ નથી; એ સૌ માને છે, છતાં શિવના ઉપાસક વિષ્ણુનું નામ લેવા ઈચ્છતા નહોતા, અને વિષ્ણુના ઉપાસકો શિવનું! આખરે કોઈ એક સમન્વયકારી (બધાનો મેળ કરનાર) મહાત્માએ હરિહરની એકતાની કલ્પનાને જન્મ આપ્યો, અને કહ્યું કે અમારા હરિહર તો એવા દેવ છે કે એ હરિ પણ છે અને હર પણ છે. હું એટલા માટે હરિહરની ઉપાસના કરું છું. આપણે પણ બરાબર એવું જ કરીએ. જે ભાષાને આપણે પ્રાંતીય ભાષાઓની સાચી સહાયક બનાવવા માગીએ છીએ, તેને કોઈ વાર હિંદી, કોઈ વાર હિંદુસ્તાની અને કોઈ વાર રાષ્ટ્રભાષાના નામથી બોલાવીશું, અને તેને ઉર્દૂ પણ કહીશું, જો એથી બંને લિપિમાં લખાતી આમવર્ગ સમજે એવી ભાષાનો અર્થ નીકળતો હશે તો આપણે એ શબ્દોને એવી રીતે ઊલટાસૂલટા વાપરીશું કે એમાં કોઈ જાતનો ફરક જ નહીં રહે. જો ભાષાને જ આમવર્ગ સમજે એમ બનાવવી છે તો આ નામ અને રૂપનો ઝઘડો શા માટે કરીએ? ઘણા લોકો આ વાત ખ્યાલમાં જ નથી લાવતા કે આપણી આ પ્રવૃત્તિ કેવળ ઉત્તર ભારતને માટે જ નથી, કે જેમાં લોકોની ભાષા એક જ છે, પછી એને હિંદી કહો કે હિંદુસ્તાની, ત્યાં તો ભાષાને જે રૂપ આપવું હોય તે લોકો ખુશીથી આપી શકે એમ છે. આપણે કોઈની પણ શૈલી ઉપર જબરદસ્તીથી હુમલો નથી કરી શકતા; પણ આપણો સવાલ તો એ પ્રાંતોને માટે છે જ્યાં એ ભાષા હજી લોકભાષા નથી બની. એવા પ્રાંતોમાં જો રાષ્ટ્રભાષાનો પ્રચાર કરવો હોય તો કેવી રીતે અને કયા ક્રમથી કરવો એ વાતનો આપણે વધારે વિચાર કરવો પડશે.

દેશની તમામ પ્રાંતીય ભાષાઓમાં ઉર્દૂ અથવા અરબી-ફારસી શબ્દો ઓછાવત્તા જોવામાં આવે છે. જ્યાં જ્યાં ભાષાશુદ્ધિના ખોટા ખ્યાલથી એવા શબ્દો

કાઢી નાખવાની ચળવળ ચાલી રહી છે, ત્યાં આપણે આપણી તરફથી પૂરજોશથી એવી કોશિશ કરી રહ્યા છીએ કે આ શબ્દ-બહિષ્કારની ચળવળ મૂળ ન ઘાલવા પામે. એ પ્રાંતીય ભાષાઓમાં ઘણા શબ્દો તો એવા સમાન અર્થવાચક છે કે જે હિંદીમાં પણ એ જ અર્થમાં વપરાય છે. આમ જે શબ્દો જે ભાષાઓમાં એક-સરખા છે, એની મદદથી જો આપણે કંઈ લખીએ તો બધા પ્રાંતના લોક તેને ખૂબ સહેલાઈથી સમજી શકશે. એ રીતે આપણે એ એક સહેલે રસ્તે બધા પ્રાંતના લોકોને રાષ્ટ્રભાષા તરફ ખેંચવા છે. જ્યાં એક વાર એ ભાષાની રચના, એનું વ્યાકરણ અને સામાન્ય શબ્દોનો પરિચય થઈ ગયો એટલે આપણું કામ અરધું પાર ઊતર્યું એમ આપણે સમજવું જોઈએ. પછી તો ઉત્તર હિંદુસ્તાનના પ્રભાવશાળી લેખકોએ જે જે શૈલીઓનો વિકાસ કર્યો છે, તે બધી શૈલીઓ સાથે પરિચય કરાવવાનું આપણું કામ રહેશે.

આજે હિંદુસ્તાનમાં ભારતીય સંસ્કૃતિની જેટલી બાજુ છે, તે બધી સાથે આપણે પરિચિત રહેવું છે. જે જે ભાષાઓની અસર આજ સુધી આ રાષ્ટ્ર ઉપર પડી છે, અને આગળ ઉપર પણ પડવાની છે, તે બધીની સાથે પણ આપણો સંબંધ વધારવો એ આપણું કર્તવ્ય છે.

આ કામમાં આપણને મદદ કરનાર બહુ ઓછા મળશે, એ આપણે સારી રીતે જાણીએ છીએ. જે લોકો પ્રાંતપરસ્ત છે, ફિરકાપૂજક છે, અને પક્ષાપક્ષીમાં ફસાયેલા છે, જેમનામાં કટ્ટર વૈમનસ્ય છે, એવા લોકો તો એનો વિરોધ કરવાના જ; પણ જેઓ ઉદાર વિચારના છે, રાષ્ટ્રીયતાના ઉપાસક છે, પણ જેમને વાતવાતમાં વહેમ લાવવાની ટેવ પડી ગઈ છે, તેઓ પણ પોતાની ટેવને લીધે લાચાર બની કંઈ ને કંઈ વાંધા કાઢતા જ રહેવાના; અને આપણે પણ આપણી અપૂર્ણતાને કારણે અને આળસને લીધે અનેક ભૂલો કરી બેસવાના. આમ છતાં પણ આપણા 'ધ્રુવતારા' ઉપર નજર સ્થિર કરીને સૌની સેવા કરવા માટે અને મનમાં કોઈના પણ બહિષ્કારનો વિચાર સેવ્યા વિના, બધા પ્રાંતોને ત્યાંના સાહિત્યને અને સમાજસેવકોને એકબીજાની પાસે લાવવાનો આપણો પ્રયત્ન રહેશે. જો આપણું દિલ સાફ હશે, અને આપણો પ્રયત્ન શુદ્ધ હશે, અને હિંદુસ્તાનના ભવિષ્યને એ બધું મંજૂર હશે તો આપણું કામ સફળતા તરફ ઉતાવળે પગલે કૂચ કરશે, અને વહેમની નજરે જોનારાને આખરે વિશ્વાસ આવશે કે આપણે સાચોસાચ જ તેમની પણ કંઈક સેવા કરવા માગતા હતા.

૧૯૩૬

# હિંદીનો પ્રચાર*

## શા માટે અને શી રીતે?

૧. હિંદીનો પ્રચાર આપણે એવા પ્રાંતોમાં કરવાનો છે, જ્યાં તે બોલાતી નથી અથવા સમજાતી પણ નથી. એનો અર્થ એવો નથી કે આપણી પ્રાંતીય ભાષાઓનો નાશ થાય અને તેનું સ્થાન હિંદીને આપવામાં આવે. અમારી તો એવી ઇચ્છા છે કે લોકસેવાનાં બધાં કામોમાં પ્રાંતીય ભાષાઓ જ વાપરવામાં આવે અને તેથી તેમનો વિકાસ થાય અને તે પુષ્ટ બને એ અમારા હૃદયની અભિલાષા છે. હિંદીપ્રચારમાં અમારો તો માત્ર એટલો જ ઉદ્દેશ છે કે આંતરપ્રાંતીય વ્યવહારમાં એક એવી સર્વસામાન્ય દેશી ભાષાનો ઉપયોગ કરવામાં આવે કે જે પ્રાંતીય ભાષાઓને પણ મદદ કરે અને તે તે પ્રાંતના સાહિત્યનો આખા હિંદુસ્તાનને પરિચય પણ કરાવે. આથી પ્રાંતો વચ્ચે ઘનિષ્ઠ સંબંધ બંધાશે અને આખા રાષ્ટ્રનું ઐક્ય દૃઢ થશે.

૨. રાષ્ટ્રભાષાપ્રચારનું કામ શિક્ષણ અને સંસ્કૃતિ સાથે સંબંધ ધરાવે છે. એનો સંબંધ ન તો કોઈ પણ પ્રકારની રાજનીતિ સાથે છે, ન કોઈ ધર્મ કે સંપ્રદાય સાથે. જેમ જેમ હિંદીનો પ્રચાર વધતો જશે તેમ તેમ તે આપણી દરેક રાષ્ટ્રીય પ્રવૃત્તિને લાભદાયી નીવડશે. એક બાજુએ જેમ સ્વરાજ્યની હિલચાલમાં તેની મદદ મળશે તેમ બીજી બાજુએ સિનેમાના ધંધાને પણ તેનો લાભ મળશે. પરંતુ કોઈ વિશિષ્ટ પ્રકારના પ્રચારકાર્ય સાથે તેનો સંબંધ જોડવાનો અથવા તેને સંકુચિત કરી મૂકવાનો અમારો ઉદ્દેશ નથી. અમે સંકુચિતતાથી દૂર રહીશું અને પક્ષાપક્ષીના સંકુચિત વાતાવરણથી અલગ રહીશું. અમારી તો એટલી જ ઇચ્છા છે કે આપણા રાષ્ટ્રનો બધો હિંદુસ્તાની-કારભાર કોઈ વિદેશી ભાષા દ્વારા ન ચલાવાય પણ તે કોઈ એક બધાને સગવડ ભરેલી અને વ્યાપક દેશી ભાષા દ્વારા જ ચલાવવામાં આવે. એવી ભાષા જે હોય તેને જ આપણે રાષ્ટ્રભાષા કહીશું.

૩. આ દેશના કમનસીબે જે કાળે પ્રાંત પ્રાંતમાં, સંપ્રદાય સંપ્રદાયમાં અને દેશના જુદા જુદા પક્ષોમાં વૈમનસ્ય અને વિખવાદ છે તે વખતે આપણો બધાનો મેળ સધાય અને આપણે એકબીજાને મદદ કરીએ એવો જ આપણે તો બનતો બધો પ્રયત્ન કરવાનો રહ્યો. આપણી રાષ્ટ્રભાષા પણ કોઈ એક ખાસ જાતિની અથવા કોઈ સંપ્રદાયની નહીં હોય, પણ હિંદુસ્તાનમાં જેટલા સંપ્રદાય, ધર્મ અને સંસ્કૃતિઓ છે તે બધાનો સમન્વય કરનારી તે હશે.

૪. આપણે કોઈ નવી ભાષા નિર્માણ કરવા નથી માગતા. ઉત્તર હિંદુસ્તાનમાં શહેર અને ગામડાંમાં વસનારી પ્રજા જે ભાષા બોલે છે અને જે બહુ સહેલાઈથી

*મૂળ હિંદી પરથી.

બધા સમજી શકે એવી છે, તેનો જ આપણે ભારતની રાષ્ટ્રભાષા તરીકે સ્વીકાર કરીશું અને તેની મદદથી આપણે આપણું રાષ્ટ્રીય સાહિત્ય પણ નિર્માણ કરીશું.

૫. આજે કેટલીક જગ્યાએ એકબીજા પ્રતિ અવિશ્વાસ હોવાને કારણે પોતપોતાની ભાષાઓમાંથી સંસ્કૃત, અરબી કે ફારસીના શબ્દોનો બહિષ્કાર કરવાનો પ્રયત્ન ચાલે છે. આ ઘણી ભયંકર વસ્તુ છે. આપણે આપણી રાષ્ટ્રભાષાને પંડિતો કે મોલવીઓની માફક સંસ્કૃત અથવા અરબી-ફારસીના શબ્દોથી ભારોભાર લાદવી નથી, તેમ જ તેમાં અંગ્રેજી ભણેલાઓમાં વપરાતા નવા અંગ્રેજી શબ્દો ભરવામાં આવે એમ પણ નથી ઇચ્છતા. આપણો ઉદ્દેશ તો એ છે કે દેશના મોટા ભાગના લોકો જેને સારી પેઠે સમજી શકે તેવી સહેલી અને સીધીસાદી ભાષાને રાષ્ટ્રભાષા માની તેનો પ્રચાર કરવો. એમ તો હિંદુસ્તાનમાં ઘણી ભાષાઓ છે અને તે દરેકની જુદી જુદી શૈલી પણ છે. પરંતુ આપણે તે ભાષાઓને રાષ્ટ્રભાષા માનવા કોઈ પણ રીતે તૈયાર નથી.

૬. રાષ્ટ્રભાષામાંથી સંસ્કૃત અને અરબી-ફારસીના શબ્દો કાઢી નાખવાના પક્ષનું અમે સમર્થન નથી કરતા. જો આપણે એવો પ્રયત્ન કરીશું તો આપણી પ્રાંતીય ભાષાઓ ક્ષીણ થઈ જશે. એથી દેશનું રાષ્ટ્રીય જીવન નિર્બળ અને ઝેરીલું બનશે. એટલે એ ભાષામાં જે શબ્દો દૂધ-સાકરની જેમ ભળી ગયા છે અને આમલોકો જેને સહેલાઈથી સમજી શકે છે તે બધા શબ્દોને રાષ્ટ્રભાષામાં સ્થાન મળશે. રાષ્ટ્રભાષાનો પ્રચાર બધા પ્રાંતોમાં વહેલામાં વહેલી તકે થાય તે માટે હિંદીમાં પ્રાંતીય ભાષાઓના બધી ભાષાઓમાં હવે એક અથવા બીજી રીતે ચાલુ થઈ ગયેલા શબ્દો પણ મેળવી લેવામાં આવશે.

૭. આપણે હિંદુસ્તાનના બધા ધર્મ, સંપ્રદાય અને પ્રાંતોનું એક વિરાટ સંગઠન કરવા માગીએ છીએ. એટલા માટે આપણે બધાને જ અનુકૂળ બનાવવાનો પ્રયત્ન કરવો પડશે.

૮. રાષ્ટ્રભાષાને બધી પ્રાંતીય ભાષાઓની સહાયક બનાવીશું તો જ તે આખા રાષ્ટ્રની પ્રતિનિધિ બની શકશે. તે કોઈ એક પ્રાંતની કે કોઈ એક ખાસ સંપ્રદાયની ભાષા નહીં હોય. આજે ભારતમાં જેટલી ભાષાઓ છે તે બધી ભાષાઓ પર સંસ્કૃત, અરબી, ફારસી, દ્રાવિડ અને અંગ્રેજી ભાષાઓની થોડીઘણી અસર તો પડી જ છે. ઉત્તર ભારતની હિન્દી-હિન્દુસ્તાની જ જોકે રાષ્ટ્રભાષા થશે તોપણ તે રાષ્ટ્રભાષા હોવાને કારણે પ્રાંતોની બધી ભાષાઓ તરફથી તેને કંઈ ને કંઈ ભેટ તો મળશે જ. અને સંસ્કૃત, ફારસી આદિ ભાષાઓની અસર પણ તેના પરથી દૂર નહીં થાય. જ્યારે આપણે નવા શબ્દો તૈયાર કરવા પડશે ત્યારે આપણે ઉપર જણાવેલી ચાર ભાષાઓની મદદથી તે તૈયાર કરીશું અથવા પ્રાંતીય ભાષાઓમાં પણ જો સારા શબ્દો મળશે તો વગર સંકોચે તેનો ઉપયોગ કરીશું.

૯. આપણે એ ભૂલવું ન જોઈએ કે કોઈ પણ ભાષામાંથી કોઈ પણ શબ્દને આપણે બળાત્કારથી કાઢી નથી શકતા તેમ તેમાં બળાત્કારથી ઉમેરી પણ નથી

# હિંદીનો પ્રચાર*

## શા માટે અને શી રીતે?

૧. હિંદીનો પ્રચાર આપણે એવા પ્રાંતોમાં કરવાનો છે, જ્યાં તે બોલાતી નથી અથવા સમજાતી પણ નથી. એનો અર્થ એવો નથી કે આપણી પ્રાંતીય ભાષાઓનો નાશ થાય અને તેનું સ્થાન હિંદીને આપવામાં આવે. અમારી તો એવી ઈચ્છા છે કે લોકસેવાનાં બધાં કામોમાં પ્રાંતીય ભાષાઓ જ વાપરવામાં આવે અને તેથી તેમનો વિકાસ થાય અને તે પુષ્ટ બને એ અમારા હૃદયની અભિલાષા છે. હિંદીપ્રચારમાં અમારો તો માત્ર એટલો જ ઉદ્દેશ છે કે આંતરપ્રાંતીય વ્યવહારમાં એક એવી સર્વસામાન્ય દેશી ભાષાનો ઉપયોગ કરવામાં આવે કે જે પ્રાંતીય ભાષાઓને પણ મદદ કરે અને તે તે પ્રાંતના સાહિત્યનો આખા હિંદુસ્તાનને પરિચય પણ કરાવે. આથી પ્રાંતો વચ્ચે ઘનિષ્ઠ સંબંધ બંધાશે અને આખા રાષ્ટ્રનું ઐક્ય દૃઢ થશે.

૨. રાષ્ટ્રભાષાપ્રચારનું કામ શિક્ષણ અને સંસ્કૃતિ સાથે સંબંધ ધરાવે છે. એનો સંબંધ ન તો કોઈ પણ પ્રકારની રાજનીતિ સાથે છે, ન કોઈ ધર્મ કે સંપ્રદાય સાથે. જેમ જેમ હિંદીનો પ્રચાર વધતો જશે તેમ તેમ તે આપણી દરેક રાષ્ટ્રીય પ્રવૃત્તિને લાભદાયી નીવડશે. એક બાજુએ જેમ સ્વરાજ્યની હિલચાલમાં તેની મદદ મળશે તેમ બીજી બાજુએ સિનેમાના ધંધાને પણ તેનો લાભ મળશે. પરંતુ કોઈ વિશિષ્ટ પ્રકારના પ્રચારકાર્ય સાથે તેનો સંબંધ જોડવાનો અથવા તેને સંકુચિત કરી મૂકવાનો અમારો ઉદ્દેશ નથી. અમે સંકુચિતતાથી દૂર રહીશું અને પક્ષાપક્ષીના સંકુચિત વાતાવરણથી અલગ રહીશું. અમારી તો એટલી જ ઈચ્છા છે કે આપણા રાષ્ટ્રનો બધો હિંદુસ્તાની-કારભાર કોઈ વિદેશી ભાષા દ્વારા ન ચલાવાય પણ તે કોઈ એક બધાને સગવડ ભરેલી અને વ્યાપક દેશી ભાષા દ્વારા જ ચલાવવામાં આવે. એવી ભાષા જે હોય તેને જ આપણે રાષ્ટ્રભાષા કહીશું.

૩. આ દેશના કમનસીબે જે કાળે પ્રાંત પ્રાંતમાં, સંપ્રદાય સંપ્રદાયમાં અને દેશના જુદા જુદા પક્ષોમાં વૈમનસ્ય અને વિખવાદ છે તે વખતે આપણો બધાનો મેળ સધાય અને આપણે એકબીજાને મદદ કરીએ એવો જ આપણે તો બનતો બધો પ્રયત્ન કરવાનો રહ્યો. આપણી રાષ્ટ્રભાષા પણ કોઈ એક ખાસ જાતિની અથવા કોઈ સંપ્રદાયની નહીં હોય, પણ હિંદુસ્તાનમાં જેટલા સંપ્રદાય, ધર્મ અને સંસ્કૃતિઓ છે તે બધાનો સમન્વય કરનારી તે હશે.

૪. આપણે કોઈ નવી ભાપા નિર્માણ કરવા નથી માગતા. ઉત્તર હિંદુસ્તાનમાં શહેર અને ગામડાંમાં વસનારી પ્રજા જે ભાષા બોલે છે અને જે બહુ સહેલાઈથી

*મૂળ હિંદી પરથી.

બધા સમજી શકે એવી છે, તેનો જ આપણે ભારતની રાષ્ટ્રભાષા તરીકે સ્વીકાર કરીશું અને તેની મદદથી આપણે આપણું રાષ્ટ્રીય સાહિત્ય પણ નિર્માણ કરીશું.

૫. આજે કેટલીક જગ્યાએ એકબીજા પ્રતિ અવિશ્વાસ હોવાને કારણે પોતપોતાની ભાષાઓમાંથી સંસ્કૃત, અરબી કે ફારસીના શબ્દોનો બહિષ્કાર કરવાનો પ્રયત્ન ચાલે છે. આ ઘણી ભયંકર વસ્તુ છે. આપણે આપણી રાષ્ટ્રભાષાને પંડિતો કે મોલવીઓની માફક સંસ્કૃત અથવા અરબી-ફારસીના શબ્દોથી ભારોભાર લાદવી નથી, તેમ જ તેમાં અંગ્રેજી ભણેલાઓમાં વપરાતા નવા અંગ્રેજી શબ્દો ભરવામાં આવે એમ પણ નથી ઈચ્છતા. આપણો ઉદ્દેશ તો એ છે કે દેશના મોટા ભાગના લોકો જેને સારી પેઠે સમજી શકે તેવી સહેલી અને સીધીસાદી ભાષાને રાષ્ટ્રભાષા માની તેનો પ્રચાર કરવો. એમ તો હિંદુસ્તાનમાં ઘણી ભાષાઓ છે અને તે દરેકની જુદી જુદી શૈલી પણ છે. પરંતુ આપણે તે ભાષાઓને રાષ્ટ્રભાષા માનવા કોઈ પણ રીતે તૈયાર નથી.

૬. રાષ્ટ્રભાષામાંથી સંસ્કૃત અને અરબી-ફારસીના શબ્દો કાઢી નાખવાના પક્ષનું અમે સમર્થન નથી કરતા. જો આપણે એવો પ્રયત્ન કરીશું તો આપણી પ્રાંતીય ભાષાઓ ક્ષીણ થઈ જશે. એથી દેશનું રાષ્ટ્રીય જીવન નિર્બળ અને ઝેરીલું બનશે. એટલે એ ભાષામાં જે શબ્દો દૂધ-સાકરની જેમ ભળી ગયા છે અને આમલોકો જેને સહેલાઈથી સમજી શકે છે તે બધા શબ્દોને રાષ્ટ્રભાષામાં સ્થાન મળશે. રાષ્ટ્રભાષાનો પ્રચાર બધા પ્રાંતોમાં વહેલામાં વહેલી તકે થાય તે માટે હિંદીમાં પ્રાંતીય ભાષાઓના બધી ભાષાઓમાં હવે એક અથવા બીજી રીતે ચાલુ થઈ ગયેલા શબ્દો પણ મેળવી લેવામાં આવશે.

૭. આપણે હિંદુસ્તાનના બધા ધર્મ, સંપ્રદાય અને પ્રાંતોનું એક વિરાટ સંગઠન કરવા માગીએ છીએ. એટલા માટે આપણે બધાને જ અનુકૂળ બનાવવાનો પ્રયત્ન કરવો પડશે.

૮. રાષ્ટ્રભાષાને બધી પ્રાંતીય ભાષાઓની સહાયક બનાવીશું તો જ તે આખા રાષ્ટ્રની પ્રતિનિધિ બની શકશે. તે કોઈ એક પ્રાંતની કે કોઈ એક ખાસ સંપ્રદાયની ભાષા નહીં હોય. આજે ભારતમાં જેટલી ભાષાઓ છે તે બધી ભાષાઓ પર સંસ્કૃત, અરબી, ફારસી, દ્રાવિડ અને અંગ્રેજી ભાષાઓની થોડીઘણી અસર તો પડી જ છે. ઉત્તર ભારતની હિન્દી-હિન્દુસ્તાની જ જોકે રાષ્ટ્રભાષા થશે તોપણ તે રાષ્ટ્રભાષા હોવાને કારણે પ્રાંતોની બધી ભાષાઓ તરફથી તેને કંઈ ને કંઈ ભેટ તો મળશે જ. અને સંસ્કૃત, ફારસી આદિ ભાષાઓની અસર પણ તેના પરથી દૂર નહીં થાય. જ્યારે આપણે નવા શબ્દો તૈયાર કરવા પડશે ત્યારે આપણે ઉપર જણાવેલી ચાર ભાષાઓની મદદથી તે તૈયાર કરીશું અથવા પ્રાંતીય ભાષાઓમાં પણ જો સારા શબ્દો મળશે તો વગર સંકોચે તેનો ઉપયોગ કરીશું.

૯. આપણે એ ભૂલવું ન જોઈએ કે કોઈ પણ ભાષામાંથી કોઈ પણ શબ્દને આપણે બળાત્કારથી કાઢી નથી શકતા તેમ તેમાં બળાત્કારથી ઉમેરી પણ નથી

શકતા—સમાજ ઉપર જેમના વ્યક્તિત્વનો પ્રભાવ પડે છે, જેમની વાતો બધો જનસમાજ સાંભળે છે અને સમજે છે તેઓ જ જરૂર પડે તેમ બીજી ભાષાના શબ્દો પોતાની ભાષામાં લાવી શકે છે. પણ તેવા શબ્દોને ભાષાના શબ્દભંડારમાં સ્થાન આપવું કે ન આપવું, તેને તેમાં ઊંડાં મૂળ નાખવા દેવાં કે નહીં એનો આધાર લોકો ઉપર જ હોય છે. હરેક બાબતમાં જે લોકો રાજસત્તા ઉપર જ આધાર રાખે છે તેમની ઉન્નતિ તો જેમ રાજસત્તા ઈચ્છે તેમ જ થવાની, પણ જે લોકો સ્વશાસન—પોતાના અધિકારને વધારે મહત્ત્વ આપે છે તેઓ પોતાની ભાષાનું સ્વરૂપ પોતે જ નક્કી કરે છે. પ્રભાવશાળી લેખકો અને જાગ્રત ગ્રંથ-પ્રકાશકો ભાષાનું જે રૂપ નક્કી કરશે તે જ લોકો સ્વીકારશે. પૂર્વમાં બંગાળીમાં અને દક્ષિણમાં કેરળીમાં સંસ્કૃત શબ્દો ખૂબ ભરેલા છે; છતાં લોકોને તે ભારરૂપ નથી લાગતા, અને સિંધ તથા ગ્વાલિયરમાં સિંધી અને હિંદીમાં આરબી, ફારસી શબ્દો ઘણા આવે છે છતાં ત્યાંના લોકોને તેનો ભાર નથી લાગતો. આપણી રાષ્ટ્રભાષામાં જ્યારે રાષ્ટ્રીય સાહિત્યની વૃદ્ધિ થશે અને બધા પ્રાંતના લોકો તેના વાચનનું મહત્ત્વ સમજશે ત્યારે તેની જ શૈલી અને તેનો શબ્દભંડાર લોકોમાં પ્રચાર પામશે.

૧૦. આજે જ્યાં હિંદીની નવલકથાઓ વંચાય છે ત્યાં તેમાંની ઘણીખરી બંગાળીમાંથી તરજુમો કરેલ હોય છે. એનું પરિણામ એ આવ્યું કે રાષ્ટ્રભાષા હિંદી દ્વારા બંગાળી શૈલી અને શબ્દોનો પ્રચાર આખા હિંદમાં થયો. સ્વ. પ્રેમચંદજીનો આપણે બહુ આભાર માનવો જોઈએ. તેમની નવલકથાઓને લીધે રૂઢ અરબી-ફારસીના શબ્દો અને તેના પ્રયોગોનો હિંદુસ્તાનમાં થોડોઘણો પ્રચાર થયો છે. આગળ ઉપર પણ રૂઢ અરબી-ફારસી શબ્દો જેમાં વધારે પ્રમાણમાં વાપરવામાં આવ્યા હોય તેવા ગ્રંથો નાગરી લિપિમાં પ્રગટ કરવામાં આવે તો આખા હિંદુ-સ્તાનમાં તેનો સહેલાઈથી પ્રચાર થશે એવી આશા રાખી શકાય. ઉર્દૂ સાહિત્યની લિપિ જુદી હોવાને કારણે પંજાબ, સિંધ અને યુક્તપ્રાંત સિવાયના બીજા પ્રાંતોમાં તે ગ્રંથો બહુ વંચાતા નથી. જો બંગાળ અને દક્ષિણ ભારતની ચારે ભાષાઓનું સાહિત્ય પણ દેવનાગરી લિપિમાં પ્રગટ કરવામાં આવ્યું હોત તો આજે છે તેના કરતાં તેનો કેટલાયે ગણો વધારે પ્રચાર થયો હોત. હવે દરેક પ્રાંતના ઉત્તમ સાહિત્યના ગ્રંથોનો હિંદીમાં અનુવાદ થશે અને હિંદીના પ્રેમીઓને કેટલાયે સાહિત્યકારોની જુદી જુદી શૈલીઓનો રસ લેવાની તક મળશે. એમાં કોઈના પર બળાત્કાર કે આક્રમણ કરવાનો પ્રશ્ન જ નથી. કારણ જે સાહિત્ય લોકો ખુશીથી વાંચશે તે જ સાહિત્ય લોકપ્રિય થશે.

૧૧. એટલા માટે રાષ્ટ્રભાષાના શબ્દભંડારમાં શબ્દોનો સંગ્રહ કરવા માટે ખાસ નિયમો બનાવવા અથવા પ્રતિબંધ મૂકવો એ હવે પાલવે એમ નથી. જે શબ્દો લોકો સહેલાઈથી સમજી શકશે તેનો ખૂબ પ્રચાર થશે. દુનિયાની કોઈ પણ ભાષા હવે રાજા, રાજકુટુંબ, રાજસભા કે કેટલાક ગણ્યાગાંઠ્યા સભ્ય ગણાતા લોકોની ભાષા

નહીં હોય. આ પ્રજાતંત્રના દિવસો છે અને સર્વસાધારણ પ્રજા જે ભાષા પસંદ કરશે તે જ ભાષા લોકપ્રિય બનશે. તેનો જ પ્રચાર થશે; એટલું જ નહીં તેની જ શક્તિ વધશે અને તેની જ સાર્વદેશિક પ્રતિષ્ઠા કાયમ થશે.

૧૨. સાહિત્યની રચના લોકસેવાની દૃષ્ટિએ થવી જોઈએ. બોલનારે હમેશાં એ વિશે આતુર રહેવું જોઈએ કે લોકો તેની વાત સાંભળે અને વાંચે. પ્રભાવશાળી લેખક, વક્તા કે વિચારકોએ રચેલા ઉત્તમ ગ્રંથોના પરિચય કરવા લોકોએ પણ આતુર રહેવું જોઈએ. જ્યારે કોઈ ઉત્તમ વસ્તુ સંસારમાં પેદા થાય છે ત્યારે તેને ગ્રહણ કરનાર અને આપનાર બંને તેની પાછળ ગાંડા બને છે અને તેના પ્રચારમાં તેઓ એટલા બધા તન્મય બની જાય છે કે તેમને બીજા કશાનો વિચાર નથી હોતો. એટલે આપણી આગળ લોકકલ્યાણકારી સાહિત્યની રચનાનો પ્રશ્ન પણ મુખ્ય પ્રશ્ન છે.

૧૩. કોઈ પણ ભાષાનું એક નામ હોવું એ સારું છે. છતાં સંસ્કૃત જેવી ભાષાનાં દેવવાણી, સુરભારતી, ગિર્વાણગિરા એવાં અનેક નામો છે, પરંતુ છેવટે સંસ્કૃત તો સંસ્કૃત જ કહેવાય છે. પછી ભલે તેનાં બીજાં કેટલાંયે નામ કેમ ન હોય! એ જ રીતે જો હિંદુસ્તાનની રાષ્ટ્રભાષાનું પણ એક જ નામ હોય તો કેવું સારું થાત. પરંતુ ઉત્તર ભારતની સર્વસાધારણ બોલચાલની ભાષાને કેટલાક હિંદી કહે છે તો કેટલાક હિંદુસ્તાની. અને જ્યારે એ ભાષા અરબી-ફારસીની લિપિમાં લખાય છે ત્યારે ઉર્દૂ નામથી ઓળખાય છે. જો આ ત્રણે નામોનો – હિંદી, હિંદુસ્તાની કે ઉર્દૂનો કશા ભેદ વગર પ્રયોગ થતો હોય તો તો કશો પ્રશ્ન જ નહોતો. પણ આ ત્રણે નામ મુસલમાનોનાં આપેલાં હોવા છતાં હિંદુઓને હિંદી નામ વધારે પસંદ પડ્યું છે. ભારતવર્ષને હિંદ કહેવામાં આવે છે. તે પરથી અહીંની ભાષાનું વ્યાપક નામ હિંદી પડ્યું અને તેમણે તેથી તેને જ પસંદ કર્યું હશે. અંગ્રેજ અમલદારો અને મિશનરીઓને આ દેશમાં આવતાં અહીંની ભાષા શીખવી પડે છે. તેમણે એને 'હિંદુસ્તાની'નું નામ આપવાનું પસંદ કર્યું છે. એક સમય હતો કે જ્યારે ઉત્તર ભારતના પ્રદેશને હિંદુસ્તાનના નામથી ઓળખવામાં આવતો હતો. ઉત્તર જનસમુદાયની ભાષામાં સંસ્કૃત પરિવારના અને અરબી-ફારસી ખાનદાનના શબ્દો કશા સંકોચ વગર વપરાતા હતા. એટલે એ હિંદુસ્તાનીને નામે ઓળખાય એ યોગ્ય જ હતું. એ જ ભાષાનું જૂનું નામ ઉર્દૂ છે. ઉર્દૂ ફારસી લિપિમાં લખાય છે અને હિંદી દેવનાગરી અથવા બાળબોધ લિપિમાં. હિંદીમાં બધી ભાષાઓના શબ્દો લઈને તેનો ઉપયોગ કરવા તરફ આરંભથી જ લોકોનું વલણ રહેલું છે.

૧૪. હિંદી, ઉર્દૂ અને હિંદુસ્તાની એમાંનું કોઈ પણ નામ પસંદ કરનાર પહેલાં તો એમ જ ઇચ્છતા હતા કે તેમની એ ભાષા જનસમુદાયની ભાષા બને. પરંતુ જ્યારથી આ દેશમાં અંગ્રેજી કેળવણીનો ફેલાવો થયો છે ત્યારથી કેટલાયે લોકો સંસ્કૃત વિદ્યાનો અધિક અભ્યાસ કરવા લાગ્યા અને તેમણે અરબી-ફારસી-નો અભ્યાસ ઓછો કરી દીધો. બીજા લોકોએ અરબી-ફારસીના અભ્યાસ ઉપર

શકતા—સમાજ ઉપર જેમના વ્યક્તિત્વનો પ્રભાવ પડે છે, જેમની વાતો બધો જનસમાજ સાંભળે છે અને સમજે છે તેઓ જ જરૂર પડે તેમ બીજી ભાષાના શબ્દો પોતાની ભાષામાં લાવી શકે છે. પણ તેવા શબ્દોને ભાષાના શબ્દભંડારમાં સ્થાન આપવું કે ન આપવું, તેને તેમાં ઊંડાં મૂળ નાખવા દેવાં કે નહીં એનો આધાર લોકો ઉપર જ હોય છે. હરેક બાબતમાં જે લોકો રાજસત્તા ઉપર જ આધાર રાખે છે તેમની ઉન્નતિ તો જેમ રાજસત્તા ઇચ્છે તેમ જ થવાની, પણ જે લોકો સ્વશાસન—પોતાના અધિકારને વધારે મહત્ત્વ આપે છે તેઓ પોતાની ભાષાનું સ્વરૂપ પોતે જ નક્કી કરે છે. પ્રભાવશાળી લેખકો અને જાગ્રત ગ્રંથ-પ્રકાશકો ભાષાનું જે રૂપ નક્કી કરશે તે જ લોકો સ્વીકારશે. પૂર્વમાં બંગાળીમાં અને દક્ષિણમાં કેરળીમાં સંસ્કૃત શબ્દો ખૂબ ભરેલા છે; છતાં લોકોને તે ભારરૂપ નથી લાગતા, અને સિંધ તથા ગ્વાલિયરમાં સિંધી અને હિંદીમાં આરબી, ફારસી શબ્દો ઘણા આવે છે છતાં ત્યાંના લોકોને તેનો ભાર નથી લાગતો. આપણી રાષ્ટ્રભાષામાં જ્યારે રાષ્ટ્રીય સાહિત્યની વૃદ્ધિ થશે અને બધા પ્રાંતના લોકો તેના વાચનનું મહત્ત્વ સમજશે ત્યારે તેની જ શૈલી અને તેનો શબ્દભંડાર લોકોમાં પ્રચાર પામશે.

૧૦. આજે જ્યાં હિંદીની નવલકથાઓ વંચાય છે ત્યાં તેમાંની ઘણીખરી બંગાળીમાંથી તરજુમો કરેલ હોય છે. એનું પરિણામ એ આવ્યું કે રાષ્ટ્રભાષા હિંદી દ્વારા બંગાળી શૈલી અને શબ્દોનો પ્રચાર આખા હિંદમાં થયો. સ્વ. પ્રેમચંદજીનો આપણે બહુ આભાર માનવો જોઈએ. તેમની નવલકથાઓને લીધે રૂઢ અરબી-ફારસીના શબ્દો અને તેના પ્રયોગોનો હિંદુસ્તાનમાં થોડોઘણો પ્રચાર થયો છે. આગળ ઉપર પણ રૂઢ અરબી-ફારસી શબ્દો જેમાં વધારે પ્રમાણમાં વાપરવામાં આવ્યા હોય તેવા ગ્રંથો નાગરી લિપિમાં પ્રગટ કરવામાં આવે તો આખા હિંદુ-સ્તાનમાં તેનો સહેલાઈથી પ્રચાર થશે એવી આશા રાખી શકાય. ઉર્દૂ સાહિત્યની લિપિ જુદી હોવાને કારણે પંજાબ, સિંધ અને યુક્તપ્રાંત સિવાયના બીજા પ્રાંતોમાં તે ગ્રંથો બહુ વંચાતા નથી. જો બંગાળ અને દક્ષિણ ભારતની ચારે ભાષાઓનું સાહિત્ય પણ દેવનાગરી લિપિમાં પ્રગટ કરવામાં આવ્યું હોત તો આજે છે તેના કરતાં તેનો કેટલાયે ગણો વધારે પ્રચાર થયો હોત. હવે દરેક પ્રાંતના ઉત્તમ સાહિત્યના ગ્રંથોનો હિંદીમાં અનુવાદ થશે અને હિંદીના પ્રેમીઓને કેટલાયે સાહિત્યકારોની જુદી જુદી શૈલીઓનો રસ લેવાની તક મળશે. એમાં કોઈના પર બળાત્કાર કે આક્રમણ કરવાનો પ્રશ્ન જ નથી. કારણ જે સાહિત્ય લોકો ખુશીથી વાંચશે તે જ સાહિત્ય લોકપ્રિય થશે.

૧૧. એટલા માટે રાષ્ટ્રભાષાના શબ્દભંડારમાં શબ્દોનો સંગ્રહ કરવા માટે ખાસ નિયમો બનાવવા અથવા પ્રતિબંધ મૂકવો એ હવે પાલવે એમ નથી. જે શબ્દો લોકો સહેલાઈથી સમજી શકશે તેનો ખૂબ પ્રચાર થશે. દુનિયાની કોઈ પણ ભાષા હવે રાજા, રાજકુટુંબ, રાજસભા કે કેટલાક ગણ્યાગાંઠ્યા સભ્ય ગણાતા લોકોની ભાષા

નહીં હોય. આ પ્રજાતંત્રના દિવસો છે અને સર્વસાધારણ પ્રજા જે ભાષા પસંદ કરશે તે જ ભાષા લોકપ્રિય બનશે. તેનો જ પ્રચાર થશે; એટલું જ નહીં તેની જ શક્તિ વધશે અને તેની જ સાર્વદેશિક પ્રતિષ્ઠા કાયમ થશે.

૧૨. સાહિત્યની રચના લોકસેવાની દૃષ્ટિએ થવી જોઈએ. બોલનારે હમેશાં એ વિશે આતુર રહેવું જોઈએ કે લોકો તેની વાત સાંભળે અને વાંચે. પ્રભાવશાળી લેખક, વક્તા કે વિચારકોએ રચેલા ઉત્તમ ગ્રંથોના પરિચય કરવા લોકોએ પણ આતુર રહેવું જોઈએ. જ્યારે કોઈ ઉત્તમ વસ્તુ સંસારમાં પેદા થાય છે ત્યારે તેને ગ્રહણ કરનાર અને આપનાર બંને તેની પાછળ ગાંડા બને છે અને તેના પ્રચારમાં તેઓ એટલા બધા તન્મય બની જાય છે કે તેમને બીજા કશાનો વિચાર નથી હોતો. એટલે આપણી આગળ લોકકલ્યાણકારી સાહિત્યની રચનાનો પ્રશ્ન પણ મુખ્ય પ્રશ્ન છે.

૧૩. કોઈ પણ ભાષાનું એક નામ હોવું એ સારું છે. છતાં સંસ્કૃત જેવી ભાષાનાં દેવવાણી, સુરભારતી, ગિર્વાણગિરા એવાં અનેક નામો છે, પરંતુ છેવટે સંસ્કૃત તો સંસ્કૃત જ કહેવાય છે. પછી ભલે તેનાં બીજાં કેટલાંયે નામ કેમ ન હોય! એ જ રીતે જો હિંદુસ્તાનની રાષ્ટ્રભાષાનું પણ એક જ નામ હોય તો કેવું સારું થાત. પરંતુ ઉત્તર ભારતની સર્વસાધારણ બોલચાલની ભાષાને કેટલાક હિંદી કહે છે તો કેટલાક હિંદુસ્તાની. અને જ્યારે એ ભાષા અરબી-ફારસીની લિપિમાં લખાય છે ત્યારે ઉર્દૂ નામથી ઓળખાય છે. જો આ ત્રણે નામોનો—હિંદી, હિંદુસ્તાની કે ઉર્દૂનો કશા ભેદ વગર પ્રયોગ થતો હોય તો તો કશો પ્રશ્ન જ નહોતો. પણ આ ત્રણે નામ મુસલમાનોનાં આપેલાં હોવા છતાં હિંદુઓને હિંદી નામ વધારે પસંદ પડ્યું છે. ભારતવર્ષને હિંદ કહેવામાં આવે છે. તે પરથી અહીંની ભાષાનું વ્યાપક નામ હિંદી પડ્યું અને તેમણે તેથી તેને જ પસંદ કર્યું હશે. અંગ્રેજ અમલદારો અને મિશનરીઓને આ દેશમાં આવતાં અહીંની ભાષા શીખવી પડે છે. તેમણે એને 'હિંદુસ્તાની'નું નામ આપવાનું પસંદ કર્યું છે. એક સમય હતો કે જ્યારે ઉત્તર ભારતના પ્રદેશને હિંદુસ્તાનના નામથી ઓળખવામાં આવતો હતો. ઉત્તર જનસમુદાયની ભાષામાં સંસ્કૃત પરિવારના અને અરબી-ફારસી ખાનદાનના શબ્દો કશા સંકોચ વગર વપરાતા હતા. એટલે એ હિંદુસ્તાનીને નામે ઓળખાય એ યોગ્ય જ હતું. એ જ ભાષાનું જૂનું નામ ઉર્દૂ છે. ઉર્દૂ ફારસી લિપિમાં લખાય છે અને હિંદી દેવનાગરી અથવા બાળબોધ લિપિમાં. હિંદીમાં બધી ભાષાઓના શબ્દો લઈને તેનો ઉપયોગ કરવા તરફ આરંભથી જ લોકોનું વલણ રહેલું છે.

૧૪. હિંદી, ઉર્દૂ અને હિંદુસ્તાની એમાંનું કોઈ પણ નામ પસંદ કરનાર પહેલાં તો એમ જ ઈચ્છતા હતા કે તેમની એ ભાષા જનસમુદાયની ભાષા બને. પરંતુ જ્યારથી આ દેશમાં અંગ્રેજી કેળવણીનો ફેલાવો થયો છે ત્યારથી કેટલાયે લોકો સંસ્કૃત વિદ્યાનો અધિક અભ્યાસ કરવા લાગ્યા અને તેમણે અરબી-ફારસી-નો અભ્યાસ ઓછો કરી દીધો. બીજા લોકોએ અરબી-ફારસીના અભ્યાસ ઉપર

વધારે ભાર મૂકયો અને સંસ્કૃત શૈલીની સદંતર ઉપેક્ષા કરી. આ દરમ્યાન પાશ્ચાત્ય વિદ્યાઓના અધ્યયનને કારણે નવા નવા શબ્દો તૈયાર કરવા પડયા અને એ સ્વાભાવિક જ હતું કે સંસ્કૃતના અભ્યાસીઓ સંસ્કૃતની મદદથી પોતાને જોઈતા શબ્દોની રચના કરે અને અરબી-ફારસીના અભ્યાસીઓ એ બે ભાષાઓની મદદથી નવા શબ્દો બનાવે. અહીં સુધી તો આ પ્રવૃત્તિ સ્વાભાવિક ગણાય. પણ જ્યારે કલાસિકલ ગણાતી ભાષઓનો અભ્યાસ વધ્યો અને તેને માટે લોકોમાં અભિમાન ઉત્પન્ન થયું ત્યારે વિદ્વાનો બધાથી સમજી શકાય એવી ભાષામાંથી બધા સમજી શકે એવા શબ્દો કાઢી નાખીને તેને બદલે આગ્રહપૂર્વક સંસ્કૃત કે અરબી શબ્દોનો પ્રયોગ કરવા લાગ્યા. આ બધા શબ્દો સામાન્ય લોકોને સમજવામાં કઠણ પડશે એનો તેમને વિચાર નહોતો. આમાંથી જ બધી બૂરાઈ, અભિમાન અને અવિશ્વાસના ભાવો પેદા થયા અને એક ભાષાની બે શાખા નહીં પણ જુદા જુદા બે વિભાગો પડી ગયા.

૧૫. જો સાચું કહીએ તો ભાષાના નામના આ ઝઘડાનો નિકાલ ઉત્તર ભારત અથવા સંયુક્તપ્રાંતના સમજુ માણસોએ મળીને જ કરી લેવો જોઈએ. પરંતુ આપણે એ જાણીએ છીએ કે એનો નિકાલ કરવો એ તેમની શક્તિ બહારની વાત છે. દરેક પક્ષ પોતાની દલીલના પક્ષમાં એમ કહેશે કે તેણે રાખેલું કે સ્વીકારેલું નામ બધા સમજી શકે એવું સર્વસંગ્રાહક નામ છે, પરંતુ તે એ નહીં સ્વીકારે કે બીજાનું આપેલું કે સ્વીકારેલું નામ પણ તેટલું જ સર્વસંગ્રાહક અને વ્યાપક નામ છે. છેવટે અમારે તો એટલું જ કહેવાનું છે કે અમને તો એ નામો એકસરખી રીતે પસંદ છે અને તે બંનેનો અમે સ્વીકાર કરીએ છીએ, એ બંનેમાં અમે કશો ભેદ નથી ગણતા અને જો કોઈ એક નામમાં અકસ્માત કંઈ એકાંગિતા આવી ગઈ હશે તો બીજા નામની મદદથી તે દૂર કરી શકાશે. આથી લાચારીથી અમે રાષ્ટ્રભાષાને હિંદી-હિંદુસ્તાની કે હિંદુસ્તાની-હિંદી કહેવાનું નક્કી કર્યું છે. છતાં સંયુક્ત પ્રાંતના ઉર્દૂપ્રેમી હિંદુ-મુસલમાનોને તેથી સંતોષ થતો નથી. આ સ્થિતિમાં તેનો એક જ ઈલાજ થઈ શકે અને તે એ કે અમે પક્ષપાતથી દૂર રહીને બધા શબ્દોનો એવી રીતે ઉપયોગ કરીશું કે જેથી તેમનામાં કશો ભેદ જ ન રહેવા પામે. નાનપણની વાત છે. જ્યારે અંગ્રેજી બૂટ અમને પહેરવા આપવામાં આવ્યાં ત્યારે તેમાં જમણા પગનો જોડો કયો અને ડાબા પગનો જોડો કયો એ જોવું પડતું હતું. પરંતુ થોડા દિવસમાં જ જ્યાં બેદરકારીથી અવળોસવળો જોડો પહેરવાની અમને ટેવ પડી કે અમારા મુરબ્બીઓને પણ તેમાં ખરો ડાબો કે જમણો જોડો કયો તેની સૂઝ નહોતી પડતી. આ શબ્દોના ઝઘડાનો નિકાલ પણ આપણે આ રીતે જ કરવો પડશે. આપણે હિંદી-હિંદુસ્તાનીમાં કશો ભેદ નહીં કરીએ અને ઉર્દૂ શબ્દનો અરબી-ફારસી શબ્દોથી ભરેલી હિંદી-હિંદુસ્તાની ભાષા એટલો જ અર્થ કરીશું.

૧૬. એમાં સંશય નથી કે આરંભથી જ પ્રચલિત હિંદુસ્તાની-હિંદીમાં બે ધારાઓ ચાલતી આવે છે. એક ધારા સંસ્કૃત પરિવારની છે તો બીજી અરબી-ફારસીના ખાનદાનની છે. જ્યાં સુધી હિંદુ-મુસલમાનોમાં પોતપોતાનો ધર્મ પાળવા છતાં પરસ્પર વિશ્વાસ, માન અને મેળ નહીં વધે ત્યાં સુધી આ બંને ધારાઓ કાયમ રહેશે. ભારતની બધી લોકભાષાઓમાં દેશી શબ્દોનું ખમીર ઠીક પ્રમાણમાં છે છતાં તેમાં ઐકયભાવ પેદા નથી થયો. હિંદુ-મુસલમાન જો પોતાનો ધર્મ, સંસ્કૃતિ અને સાહિત્ય ભૂલીને અંગ્રેજી સાહિત્ય અને સંસ્કૃતિનું શરણ લેશે તો જરૂર આપણામાં ઐકય પેદા થશે. હિંદુ-મુસલમાનોના ઝઘડાથી જેઓ કંટાળી ગયા છે તેમની પાસેથી આવી દલીલ સાંભળવા મળે છે. આપણે પરસ્પર લડીને આપણી સંસ્કૃતિ અને ધર્મને દૃઢ નથી કરતા. જો આપણે ગંગા-યમુનાના પાણીની જેમ એકબીજામાં ભળી જઈશું તો આપણે એકબીજાના ભક્ષક થવાને બદલે રક્ષક બનીશું. અને પાશ્ચાત્ય સંસ્કૃતિમાં જે કંઈ મેળવવા જેવું છે તે સ્વતંત્ર બનીને આપણે મેળવી લઈશું, અને ત્યારે જ દુનિયાની કંઈ સેવા કરવા લાયક બનીશું.

૧૭. હિંદુસ્તાની-હિંદીનો પ્રચાર એ કંઈ કેવળ ભાષાનો જ પ્રચાર નથી. એક સર્વસામાન્ય રાષ્ટ્રભાષા વડે સાંપ્રદાયિક સદ્ભાવના અને સહકાર વધારવાનો પણ એમાં ઉદ્દેશ છે. હિંદુસ્તાનની સર્વસમન્વયકારી સંસ્કૃતિ સબળ થાય, બધાનો વિકાસ થાય અને બધામાં મેળ જામે, દરેકની શક્તિ બીજાની શક્તિ વધારવાના કામમાં મદદગાર નીવડે એ જ આપણો ઉદ્દેશ છે. કોઈએ સાચું જ કહ્યું છે કે આપણે એકબીજા પાસેથી નાણું લેવા તો તૈયાર છીએ પણ જ્યારે કોઈ સંસ્કૃતિ રૂપી નાણું આપવા તૈયાર થાય છે ત્યારે તેની સાથે લડી પડીએ છીએ. આ કેવી અજબ વાત છે!

૧૮. જેઓ હિંદુસ્તાની-હિંદીનો પ્રચાર કરવા આગળ આવ્યા છે તેમનો ઉદ્દેશ અને તેમની કાર્યપદ્ધતિ બરાબર સમજી લેવી જોઈએ. દક્ષિણમાં હિંદી પ્રચારકો-એ પહેલાં તો મિશનરીઓની રીત અંગીકાર કરી હતી. જૂના મિશનરીઓ એમ કહેતા કે તમારો ધર્મ ખરાબ છે, તમારી સભ્યતા જંગલી છે માટે તેને છોડો અને અમારું બધું સારું છે તે સ્વીકારો. કેટલાક આર્યસમાજી પ્રચારકો પણ સનાતન ધર્મના દોષો બતાવીને આર્યસમાજનો પ્રચાર કરતા હતા. આવી જ રીત એકબે હિંદી પ્રચારકોએ પણ ગ્રહણ કરી હતી. તેમણે લોકોને એ કહેવાનું શરૂ કર્યું કે હિંદી બીજી ભાષાઓ કરતાં ઘણી સારી છે, તે હુકમ કરનારાઓની ભાષા છે, તેનું સાહિત્ય ઘણું ઊંચું છે. પરિણામે આ રીતે તેમણે લોકોને રાષ્ટ્રભાષાથી વિમુખ કર્યા. ઉત્સાહી પરંતુ ઉતાવળા પ્રચારકોની આ ભૂલ ધ્યાનમાં આવી કે તરત જ હિંદી-પ્રચાર સભાએ તેમને તેમ કરતાં અટકાવ્યા. પણ પ્રાંતીયતાના કટ્ટર પૂજારીઓ આજે પણ એ ભૂલને આપણી સમક્ષ રજૂ કરીને હિંદી-પ્રચારનો વિરોધ કરે છે. હિંદી-પ્રચારકોએ એ સ્પષ્ટ સમજી લેવાની જરૂર છે કે પ્રાંતીય ભાષાઓને નિર્બળ

બનાવવાથી રાષ્ટ્રભાષા હિંદી પણ જોરદાર ભાષા નહીં બને. પ્રચારકે તે જ્યાં જાય ત્યાંની સ્થાનિક ભાષાનો સારો અભ્યાસ કરવો જોઈએ. તે પ્રાંતની ભાષા ને રાષ્ટ્રભાષાનાં વ્યાકરણ, શૈલી, પ્રયોગો અને કહેવતોની સરખામણી કરી બંને ભાષાઓમાં શી શી સમાનતા છે અને કેટલો ભેદ છે, એ બધાનો તેણે વિગતવાર અભ્યાસ કરવો જોઈએ.

૧૯. પ્રચારકોએ પોતાના રાજનૈતિક અને ધાર્મિક પક્ષની માન્યતાઓને પોતાના પ્રચારકાર્ય સાથે કદી ભેળવવા ન જોઈએ. આપણે ધાર્મિક અને રાજનૈતિક ઝઘડાઓથી બની શકે એટલા દૂર રહીએ એ જ સારું છે; આપણું કામ પણ ત્યારે જ સફળ થશે; અને તે સાથે આખા દેશમાં એકબંધુત્વની ભાવના દૃઢ કરવામાં પણ આપણે સફળ થઈશું.

૨૦. જુદા જુદા પ્રાંતોમાં કામ કરનારા પ્રચારકોએ હિંદુસ્તાની-હિંદીમાં દાખલ કરી શકાય તેવા પ્રાંતીય શબ્દોનો સંગ્રહ કરવો જોઈએ અને વખતોવખત તે હિંદી-પ્રચાર સમિતિ વર્ધાના દફતર ઉપર મોકલી આપવા જોઈએ. એક બીજું ખાસ કામ પણ તેમણે કરવાનું છે. હિંદુસ્તાનની તમામ પ્રાંતીય ભાષાઓમાં પ્રચલિત અરબી-ફારસી-ઉર્દૂના શબ્દો જે ઠીક ઠીક પ્રમાણમાં હોય છે (ક્યાંક ક્યાંક તેમના ઉચ્ચારણ અને અર્થમાં થોડો ભેદ હોય છે)—તેનો પણ સંગ્રહ કરીને હિંદી-પ્રચાર સમિતિના દફતર પર મોકલી આપવા જોઈએ. પ્રાંતીય ભાષાઓમાં જે રૂઢ થઈ ગયા છે અને છતાં લોકગમ્ય છે તેવા શબ્દોને હિંદીમાં દાખલ કરવાનો અમારો ખાસ આગ્રહ છે.

૨૧. હિંદીના પ્રચારકોનું બીજું પણ એક કર્તવ્ય છે. પ્રાંતના સાહિત્યની સુંદર કૃતિઓનો શુદ્ધ અને સરસ હિંદીમાં તરજુમો કરવામાં તેમણે ખાસ રસ લેવો જોઈએ. તેમણે એ પણ ધ્યાન રાખવું જોઈએ કે સદાચાર અને સુરુચિની હાનિ કરનારું અથવા જુદી જુદી કોમો વચ્ચે વિખવાદ વધારનારું સાહિત્ય પછી તે ગમે તેટલું આકર્ષક કેમ ન હોય પણ તે કદી આપણા તરફથી હિંદીમાં ઊતરવું ન જોઈએ.

૨૨. હિંદીનું મિશન પ્રસરી રહ્યું છે. તેની શક્તિ દિવસે દિવસે વધતી જાય છે. અને તેથી તેને પવિત્ર, સ્વચ્છ, સુઘડ અને બળવાન બનાવવાની ઘણી જરૂર છે. રાષ્ટ્રભાષાના પ્રચારકો સંસ્કૃતિના શાંતિદૂતો છે. તેમનું જીવન, તેમની ભાષા અને તેમની સેવા બધી કોમોને માટે આશીર્વાદરૂપ હોવાં જોઈએ. પ્રચારક હિંદુ-મુસલમાન, આર્ય-દ્રવિડ, સવર્ણ-હરિજન, ધનવાન કે ગરીબનો ભેદ પોતાના જીવનમાં કે હિંદી-પ્રચારના કામમાં કદી નહીં આવવા દે. આને સારુ એ જરૂરનું છે કે આપણા પ્રચારકો કેવળ હિંદી-કોવિદ, હિંદી-વિદ્વાન, હિંદી-પ્રભાકર, હિંદી-વિશારદ અથવા હિંદી-સાહિત્યરત્ન જ નહીં બને પણ તે સાથે રાષ્ટ્રનું હિત સમજનારા સમદૃષ્ટિની ભાવનાથી રાષ્ટ્રીય સદ્ભાવનાના પોષક પણ તેમણે બનવું જોઈશે. આવી લાયકાત તેમનામાં વિદ્યા, સંસ્કારિતા, ચારિત્ર, સત્સંગ અને ચિંતન અથવા અખંડ સેવા

દ્વારા જ આવી શકે. આ ગજે માપતાં જેઓ ખરા ઊતરે તેમને જ પ્રચારક તરીકે નીમવા જોઈએ.

૨૩. હિંદીનું ઊંચા પ્રકારનું જ્ઞાન ધરાવનારા અને ઊંચી પરીક્ષાઓ જેમણે પાસ કરી છે એવા માણસો આપણને ઘણી સહેલાઈથી મળશે. પરંતુ હિંદી-પ્રચારના કામ માટે ભાષાજ્ઞાનની લાયકાત કે ડિગ્રીઓ હોવી એ જ પૂરતું નથી. જ્યાં હિંદી બોલાતી નથી ત્યાં તેનો પ્રચાર કરવાનો છે તેથી પ્રચારકને તે પ્રાંતની ભાષા અને તેના સાહિત્યનો પણ પરિચય હોવો જોઈએ. તેને તેના પ્રતિ માન પણ હોવું જોઈએ. પ્રાંતો વચ્ચેની સ્પર્ધાથી અને પ્રાંતીયતાના કટ્ટર ભાવથી દેશને ઘણું નુકસાન થાય છે. આપણે તો પ્રાંતોમાં બંધુત્વની ભાવનાનો જ વિકાસ કરવો છે.

૨૪. પ્રચારકો જે પ્રાંતોમાં કામ કરશે તે બધા હિંદીભાષા-ભાષી નહીં હોય. ઘણાખરા પ્રચારકો તો જ્યાં પ્રચારની જરૂર છે તેવા પ્રાંતોમાં જ હશે. પ્રચારકોમાં પણ એવા ઘણા હશે કે જેમની માતૃભાષા હિંદી જ હોય. તેમની દ્વારા હિંદીનાં શુદ્ધ ઉચ્ચારણો, પ્રયોગો અને ઉત્તર હિંદુસ્તાનનો વિશિષ્ટ શિષ્ટાચાર તેમના અસલી રૂપમાં લોકો આગળ રજૂ કરી શકાશે. શુદ્ધ ઉચ્ચારણ વિનાનું આંતર-પ્રાંતીય ભાષાનું જ્ઞાન એક રીતે નકામું જ છે. પ્રચારકો પોતપોતાના પ્રાંતોની પરિસ્થિતિ સારી પેઠે જાણતા હશે. અને તેથી તેઓ પોતાના પ્રાંતોની ભાષાની રાષ્ટ્રભાષા સાથે યોગ્ય તુલના કરી શકશે. પર-પ્રાંતના હિંદી પ્રચારકો તો છેવટે પોતાના પ્રાંતમાં જ ચાલ્યા જવાના. ભવિષ્યમાં આવા પ્રાંતીય પ્રચારકો જ પોતાના કુટુંબમાં હિંદી-પ્રચારની પરંપરાને જાળવી રાખી શકશે.

૨૫. આંતરપ્રાંતીય પરિચયો વધારવા માટે કોઈ કોઈ વાર પ્રચારકોને એક પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં પણ મોકલવામાં આવશે. આથી પ્રચારકો અને વિદ્યાર્થીઓમાં સહેજે સાર્વદૈશિક ભાવ ઉત્પન્ન થશે.

૨૬. આ બધી બાબતોનો વિચાર કરી ભૂગોળની દૃષ્ટિએ ભારતના કેન્દ્ર સમાન વર્ધામાં હિંદી-પ્રચારક વિદ્યાલય ખોલવાનો અમે સંકલ્પ કર્યો છે. આ વિદ્યાલયમાં હિંદીનો — ભાષા, તેનું સાહિત્ય વગેરેનો અભ્યાસ કરવામાં આવશે. અને તેમાં જેમણે ભારતની સંસ્કારિતા, આંતરપ્રાંતીય ઐક્ય અને સાહિત્યનો પૂરો અભ્યાસ કર્યો છે અને લોકસેવાને જેમણે પોતાનો આદર્શ માન્યો છે એવા જ યુવાનો તથા યુવતીઓને પ્રચારક-પ્રચારિકા-વિદ્યાલયમાં શિક્ષણ લેવા માટે રોકવામાં આવશે.

૨૭. આંધ્ર પ્રાંતથી અમારી પાસે એક ફરિયાદ આવી છે. ત્યાં પોતાની ભાષા (તેલગુ) ભૂલી જઈને અથવા તેની ઉપેક્ષા કરીને કેટલાક હિંદી ભણવા લાગ્યા છે અને ક્યાંક ક્યાંક તો નાના નાના છોકરાઓને પણ તેમની માતૃભાષાનું જ્ઞાન આપ્યા વિના જ હિંદી ભણાવવામાં આવે છે. જેટલી સખત આ ફરિયાદ છે તેવી સ્થિતિ હજી ત્યાં પેદા થઈ નથી. પરંતુ જે ફરિયાદ છે તેનો ખુલાસો કરી દેવો જોઈએ. તે પ્રાંતના પ્રભાવશાળી માણસો દ્વારા ફેલાવવામાં આવેલી ગેરસમજણ તો દૂર કરવી જ જોઈએ. સ્વભાષાના મજબૂત પાયા ઉપર જ રાષ્ટ્રભાષાનો સારો

પ્રચાર થઈ શકે. કેટલાક શિક્ષણ-નિષ્ણાતોનો એવો અનુભવ છે કે નાનાં બાળકો શરૂઆતથી જ બે ભાષાઓ ઘણી સહેલાઈથી શીખી શકે છે. અને આગળ ઉપર તેમને તેનો લાભ પણ થાય છે. અંગ્રેજી અને દેશી ભાષાઓ એકબીજાથી બિલકુલ ભિન્ન ભિન્ન છે. નાનપણમાં એ બંને ભાષાઓ સાથે શીખવવામાં જોખમ છે. પરંતુ મુંબઈ, મદ્રાસ, બેંગલોર, કલકત્તા વગેરે મોટાં શહેરોમાં જ્યાં બેત્રણ ભાષાઓ બોલાય છે ત્યાં બાળકો વગર શ્રમે કશું નુકસાન સહન કર્યા વિના સહેલાઈથી બેત્રણ ભાષાઓ શીખી લે છે. છથી સોળ વરસની ઉંમર સુધી બાળકોમાં નકલ કરવાનો ગુણ હોય છે. આ ઉંમરે તેમને માટે નવી ભાષા શીખવી એ ઘણું સહેલું છે. જન્મથી તે વીસ વરસની ઉંમર થતાં સુધી પોતાની ભાષા શીખવાની હોય છે. રાષ્ટ્રભાષાના જ્ઞાન માટે તો એકબે વરસ પૂરતાં છે. માતૃભાષા સાથે જો રાષ્ટ્રભાષા પણ વિદ્યાર્થીને ધીરે ધીરે શીખવવામાં આવે તો તેનો બોજ તેને નહીં જણાય.

૨૮. હિંદુસ્તાનની ભાષાઓ એકબીજી સાથે એટલી બધી મળતી આવે છે કે જો લિપિનો પ્રશ્ન ન હોય તો કોઈ પણ વિદ્યાર્થીને તે કૉલેજમાં જાય તે પહેલાં ત્રણચાર પ્રાંતીય ભાષાઓ શીખી લેવામાં જરાયે મુશ્કેલી ન આવે. છતાં એ જ સારું છે કે પ્રાથમિક શાળાઓમાં બાળકોને પહેલાં ત્રણ વર્ષ સુધીનો માતૃભાષાનો જ અભ્યાસ કરવા દેવો જોઈએ અને પછી ચોથા વર્ષમાં નાગરી અને હિંદુસ્તાની ભાષાનો તેને કંઈ પરિચય કરાવી શકાય. હાઈસ્કૂલમાં ભણનારા છોકરાઓ ઉપર હિંદી શીખવા માટે કોઈ પણ એક વર્ષમાં ભાર મૂકવો જોઈએ અને પછી બાકીનાં વર્ષોમાં હિંદીના થોડાઘણા જ્ઞાનથી સંતોષ માનવો જોઈએ.

૨૯. આપણા દેશના પ્રત્યેક બાળકનો એ જન્મસિદ્ધ અધિકાર છે કે જેમ તેને હવા, પાણી, ખોરાક મળવાં જોઈએ તેમ તેને પ્રાથમિક કેળવણી પણ મળવી જોઈએ. પરંતુ આ કમનસીબ દેશમાં સેંકડે કેટલા ટકા બાળકોને પ્રાથમિક કેળવણી મળે છે? જે બાળકો શાળામાં જાય છે તેમને વિશેની અમારી હિંદી-પ્રચારની નીતિ અમે સ્પષ્ટ કરી છે. પરંતુ જે બાળકોને અથવા નવજુવાનોને પોતાની ભાષામાં પ્રાથમિક કેળવણી પણ નથી મળી તેમને તેઓ વાતચીત કરી શકે એટલી હિંદી-હિંદુસ્તાની શીખવવામાં આવે કે નહીં એ પ્રશ્ન છે. એના જવાબમાં પ્રાંતીય ભાષાના કેટલાક કટ્ટર અભિમાનીઓ ઉપદેશરૂપે એમ જણાવે છે કે અમે તો એવા લોકોની પ્રાથમિક કેળવણીની કશી વ્યવસ્થા કરી શકતા નથી. તમારે જો એમને હિંદી શીખવવી હોય તો પહેલાં તમે એમને માટે પ્રાથમિક કેળવણીની વ્યવસ્થા કરો અને પછી તેમને હિંદી શીખવો. જો તમે એમ ન કરી શકો તો અમે તમારા હિંદીના શિક્ષણનો વિરોધ કરીશું.

૩૦. અમને તો એનું આશ્ચર્ય છે કે આ પચીસ-પચાસ હિંદીપ્રચારકો પાસે તેઓ શી શી સેવાની આશા રાખે છે? એમ તો આરોગ્ય ઉપર ભાર મૂકનારાઓ

પોતાની વાત આગળ કરશે, ધર્માભિમાનીઓ પોતાની વાત કરશે અને મ્યુનિસિપાલિટીના જુદા જુદા સભ્યો પોતાની માગણીઓ રજૂ કરતા આવશે. કોઈ દેશવાસીને પોતાની માતૃભાષાનું જ્ઞાન ન મળ્યું માટે તેને રાષ્ટ્રભાષાનું જ્ઞાન પણ ન મળે એવી સજા કરવામાં ન્યાય ક્યાં છે? ગુનો કોનો અને સજા કોને?

૩૧. પ્રચારકાર્યની દૃષ્ટિએ ભારતવર્ષના સ્વાભાવિક વિભાગો થાય છે. આસામ, બંગાળ અને ઉત્કલ પ્રાંત મળીને પૂર્વભારતનો એક વિભાગ બને છે. બિહાર તો હિંદીના ક્ષેત્રમાં જ આવી જાય છે. છતાં ત્યાં તેના મૂળનિવાસી સંથાલીઓની ઘણી મોટી સંખ્યા છે, અને તેમનામાં હિંદીનો પ્રચાર કરવાની જરૂર છે. હિંદી-પ્રચારનો ત્યાંનો પ્રશ્ન જુદો જ છે અને ઉપલા ત્રણ પ્રાંતોનું પ્રચારકાર્ય આપણી રીતનું છે.

૩૨. આપણા આંતરપ્રાંતીય વ્યવહારમાં ભવિષ્યમાં તો દરેક પ્રાંતીય ભાષાને માટે નાગરી લિપિનો જ ઉપયોગ થવો જોઈએ. હવેના આપણા ગ્રંથો કંઈ તાડપત્રો પર નથી લખાવાના કે જેથી ઊડિયા લિપિની જેમ ગોળાકાર શિરોરેખાની જરૂર પડે. બંગાળ અને આસામની લિપિ તો એક જ છે. તેઓ પણ જો નાગરીનો સ્વીકાર કરે તો તેમની ભાષા પણ હિંદી જાણનારાઓ માટે શીખવામાં સરળ બની જાય અને તે ભાષાઓની અસર હિંદી પર આજના કરતાં ઘણી વધારે પડે.

૩૩. રાજસ્થાની અને પંજાબી તો હિંદીની શાખાઓ જ છે. જો ત્યાં પણ નાગરી લિપિનો પૂર્ણ પ્રચાર થાય તો હિંદી-હિંદુસ્તાની ભાષા પોતાની મેળે સમૃદ્ધ બને.

૩૪. સિંધી ભાષા પણ બીજી પ્રાંતીય ભાષાઓની માફક સંસ્કૃત પરિવારની ભાષા છે, પણ તેની લિપિ નાગરી કુટુંબની નથી; અને તેથી સિંધીનું સાહિત્ય આપણાથી વિખૂટું પડી ગયું છે અને તેનો વિકાસ અટકી પડયો છે. હવે તેની અરેબિક સિંધી લિપિ આપણે બદલી નહીં શકીએ. સિંધમાં શીખધર્મનો અભ્યાસ વિધિપૂર્વક કરવામાં આવે છે. જો બધા શીખ ગ્રંથ નાગરી લિપિમાં પ્રગટ કરવામાં આવે તો શીખોનું નિર્દોષ અને ભક્તિરસપૂર્ણ સાહિત્ય આખા ભારતવર્ષમાં સહેલાઈથી વંચાય. સિંધમાં જો લોકો હિંદી અને શીખ સાહિત્યના પઠનપાઠન માટે નાગરી લિપિ શીખી લે તો સિંધી સાહિત્યમાં નવી જાગૃતિ આવે. જો સિંધી ભાષામાં કોઈ અપૂર્વ કૃતિ હોય તો તે નાગરી લિપિમાં પ્રસિદ્ધ થવી જોઈએ અને તેનો હિંદી તરજુમો પણ થવો જોઈએ.

૩૫. કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત, મહારાષ્ટ્ર અને કોંકણના પ્રશ્નો અમુક રીતે એકસરખા છે. હિંદી પ્રચારની દૃષ્ટિએ કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતનો એક વિભાગ થશે અને મધ્ય પ્રાંતથી લઈને ગોવા સુધીનો આખો મહારાષ્ટ્ર એક બીજો સ્વતંત્ર વિભાગ બનશે.

૩૬. દક્ષિણ ભારતના ચાર પ્રાંતો – આંધ્ર, તામિલ, કેરળ અને કર્ણાટક મળીને

એક અલગ વિભાગ બને છે અને ત્યાં હિંદી-પ્રચારનું કાર્ય કેટલાંયે વર્ષોથી મોટા પાયા પર અને સરસ રીતે ચાલી રહ્યું છે.

૩૭. આવા મહાન કાર્યમાં સંકુચિત દૃષ્ટિ રાખવાથી કામ બગડશે. આપણો બધાનો એક જ આદર્શ છે એમ માનીને આપણે પરસ્પરના નાના ભેદો ભૂલી જવા જોઈએ અને બધાએ મળીને કામ કરવું જોઈએ. સાહિત્ય તો એક મહાસાગર જેવું છે. કોઈ એનો પાર ન પામી શકે. છતાં જેઓ પોતાનું કલ્યાણ ઈચ્છે છે તેમણે તેમાંથી પોતાની રુચિ પ્રમાણે પોતાની વસ્તુ પસંદ કરી લેવી જોઈશે. આપણે હંમેશાં એ ધ્યાન રાખવું પડશે કે રાષ્ટ્રના ઐક્ય માટે અને પ્રાંતના જીવનને વ્યાપક, ઉદાર, સંસ્કારી અને સમૃદ્ધ બનાવવા માટે કયું સાહિત્ય પથ્ય હશે. જ્યાં એવું સાહિત્ય ન હોય ત્યાં આપણે નવું નિર્માણ કરવું પડશે. દરેક સંપ્રદાયમાં ઉદાર, વિશાળ અને પવિત્ર વિચારોના પોષક ધર્મગ્રંથો હોય છે અને લડાઈટંટો ધમાલધાંધલ કરાવનાર અધર્મગ્રંથો પણ હોય છે.

૩૮. કેટલાયે મુસલમાનોએ હિંદીની બહુ કીમતી સેવા કરી છે અને આજે પણ કરી રહ્યા છે; અને ઉર્દૂ સાહિત્યના વિકાસમાં હિંદુઓનો પૂરતો હાથ છે. એવા સમન્વયકારી ગ્રંથોની આપણે એક યાદી કરવી જોઈએ અને તેનો સ્વાધ્યાય કરવો જોઈએ.

૩૯. અંગ્રેજીમાં દુનિયાના બધા દેશોનો ઈતિહાસ, તેમનું ભૌગોલિક વર્ણન, તેમના સામાજિક રીતરિવાજ અને ધર્મતત્ત્વ ઉપર ઘણું સારું સાહિત્ય છે. ઈંગ્લંડના લોકો ઘણા આદર સાથે એ બધા ગ્રંથોનો અભ્યાસ કરે છે. આપણે ભારતવાસીઓ આપણા આ મહાન દેશના બધા પ્રાંતો, તેમનું સાહિત્ય, ધર્મ અને મતમતાંતરો વિશેની બધી હકીકત બરાબર જાણતા થઈએ, ઓછામાં ઓછું એટલું તો કરીએ જ. વેદ, ઉપનિષદ, ગીતા, ભાગવતની સાથે કુરાન, બાઈબલ, (તૌરાત, ઈંજિલ,) અવેસ્તા અને જરથુષ્ટ્રની ગાથાઓ, ગ્રંથસાહેબ આદિ ગ્રંથો આપણને હિંદીમાં મળવા જોઈએ અને આપણે તે વાંચવા જોઈએ.

૪૦. લોકોને હિંદી શીખવી તેમના હાથમાં કેવું સાહિત્ય મૂકવું જોઈએ એનો પણ આપણે નિશ્ચય કરી લેવો જોઈએ. આપણે જો તેમના હાથમાં સર્વોચ્ચ સંસ્કારી સાહિત્ય મૂક્યું તો આપણું કામ સફળ થયું માનજો. પછી આગળ ઉપર લોકો પોતાની રુચિ અનુસાર ગમે તે પસંદ કેમ ન કરે.

૪૧. જે સાહિત્ય પ્રજાહિતનું વિરોધી છે, મનુષ્ય મનુષ્ય વચ્ચે વિખવાદ પેદા કરે છે, દ્વેષ ફેલાવે છે, તેવા સાહિત્યનો આપણે હંમેશાં તિરસ્કાર કરીશું. સારા સુરુચિપોષક સાહિત્યનો પુરસ્કાર અને ખરાબ સાહિત્યનો તિરસ્કાર કર્યા વગર આપણી સંસ્કૃતિ ટકી શકશે નહીં.

૪૨. હિંદીના બધા પ્રકાશકો જો અમને મદદ કરશે તો ઉત્તમ સાહિત્યની એક

સર્વોપયોગી વિષયવાર યાદી તૈયાર કરવાનો અમારો વિચાર છે. આથી સારાં પુસ્તકોનાં નામ, તેમની મહત્તા, વિષય, મળવાનું સ્થાન, કિંમત, લેખક, પ્રકાશકનાં સરનામાં વગેરે જાણવાનું ભારતના બધા પ્રાંતોના હિંદીપ્રેમીઓને અનુકૂળ થઈ પડશે.

૪૩. કોઈ પણ દેશ અથવા સમાજની રચનાત્મક શક્તિનો આધાર તેની ચેતનદાયી સંસ્થાઓ પર હોય છે અને તેમાં જ તે પુષ્ટ પણ થાય છે. અને એથી જ અમે હિંદી-પ્રચાર દ્વારા દેશની બધી વિશિષ્ટ સંસ્થાઓનો પરિચય બધા પ્રાંતોને કરાવવા માગીએ છીએ. એને સારુ અમને તે તે સંસ્થાઓના વ્યવસ્થાપકોનો સહકાર મળવો જોઈશે. આ પુસ્તકના પરિશિષ્ટ તરીકે હિંદી ભાષા અને તેના સાહિત્યનો અભ્યાસ કરવા ઇચ્છનારા હિંદીપ્રેમીઓને ઉપયોગી પુસ્તકોની એક યાદી આપવામાં આવી છે અને હિંદી સંસ્થાઓનો પણ સંક્ષેપમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે અને હિંદીના દૈનિક, સાપ્તાહિક અને માસિકપત્રોનો પણ પરિચય આપ્યો છે. આ બધી હકીકત સંપૂર્ણ તો શું સમાધાનકારક પણ ન ગણાય. છતાં એમાં કામચલાઉ પરિચય આપ્યો છે. આગળ ઉપર જેમ જેમ લોકોની સહાનુભૂતિ અને મદદ મળશે તેમ તેમ તેમાં વર્ષોવર્ષ સુધારો અને વૃદ્ધિ કરવામાં આવશે. પહેલાં કદાચ એની ઉપયોગિતાનો ખ્યાલ આપણને ન આવે. પણ એવી પુસ્તકોની એક યાદીથી પણ રાષ્ટ્રસંગઠનના કામમાં કેટલી મદદ મળે છે તે તો જેને એનો અનુભવ છે તે જ સમજી શકશે. દુ:ખની વાત તો એ છે કે આજે આપણા દેશ વિશે અંગ્રેજો અને વિદેશી મિશનરીઓ જેટલું જ્ઞાન ધરાવે છે તેટલું જ્ઞાન આપણને નથી. એનું પૂરું અને સાચું જ્ઞાન જો આપણને હોત તો અત્યાર સુધીમાં આપણે ઘણી પ્રગતિ કરી હોત.

૪૪. દરેક પ્રાંતની રાષ્ટ્રહિતની દરેક વસ્તુ અને હકીકત મળી શકે તેવું એક સ્થાન હોવું જોઈએ. સરકારી નોકરોએ પોતાના હિત અને સંગઠન માટે એવી અનુકૂળતા અંગ્રેજી ભાષા દ્વારા મેળવી લીધી છે. હિંદી ભાષા દ્વારા તે મેળવવાની સગવડ ન હોવાને કારણે આજે લોકોને એ બધું જ્ઞાન મેળવવું દુર્લભ છે. જો બધા પ્રાંતોમાં હિંદીનો સફળ રીતે પ્રચાર થાય અને લોકો આ કામનું મહત્ત્વ સમજે અને તનતોડ મહેનત કરે તો જરા વારમાં આ કામ થઈ શકે.

૪૫. અમારો એવો દાવો નથી કે ભારતની બધી ભાષાઓમાં હિંદી જ એક સારી ભાષા છે અને તેનું સાહિત્ય બીજાં સાહિત્યો કરતાં ઘણું ચડિયાતું છે. દક્ષિણ ભારતની તેલુગુ, તમિલ આદિ ભાષાઓ કંઈ ઓછી સમૃદ્ધ નથી. બંગાળી પણ પોતાના જૂના અને નવા સાહિત્ય માટે અભિમાન લઈ શકે છે. વિદ્યાવ્યસની મહારાષ્ટ્રે પણ પોતાના સાહિત્યને કંઈ ઓછું નથી સજાવ્યું. અને જ્યારથી ગુજરાતમાં આત્મવિશ્વાસ પેદા થયો છે અને તે રાષ્ટ્રસેવા કરવા આગળ આવ્યું છે ત્યારથી ગુજરાતી સાહિત્યમાં પણ નવી શક્તિ આવી છે અને હવે ગુજરાતનું સાહિત્ય-વૃક્ષ પણ મીઠાં, પૌષ્ટિક અને સુસ્વાદુ ફળોથી લચી રહ્યું છે. હિંદી પણ

આ બધી ભાષાઓમાં કોઈ પણ પ્રકારે પાછળ નથી. દેશમાં આવેલી વર્તમાન જાગૃતિ કોઈ એક પ્રાંતની જાગૃતિ નથી. પ્રજાનો પુરુષાર્થ પ્રગટ થાય છે ત્યારે તે બધા સાહિત્યમાં નવીન રચના અને સંઘટના કરવાનું કામ આરંભે છે. પ્રાચીન કાળમાં હિંદીને રાજદરબારોમાં ઠીક આશ્રય મળતો જેથી હિંદીના જુદા જુદા તેર ઉપ-વિભાગોમાં કે ઉપ-બોલીઓમાં પ્રાચીન કવિઓએ પોતાનાં કાવ્યોમાં લૌકિક અને પારમાર્થિક ભાવો સારી રીતે ગૂંથ્યા છે. એ ભાષા બાર કરોડ પ્રજાની રાત-દિવસ સેવા કરે છે. હિંદીની સાહિત્યસમૃદ્ધિ કંઈ ઓછી નથી. તેમાંયે રાષ્ટ્રભાષા હોવાને કારણે હિંદીનો બધા પ્રાંતના સાહિત્ય પર હક છે. હિંદી પ્રાચીન હોવા છતાં નવ-યૌવના છે. તેમાં નવા નવા સંસ્કારો ગ્રહણ કરવાની શક્તિ છે. તે સંગ્રાહક અને લવચીક છે. હિંદુસ્તાનમાં ક્યાંયે પણ કોઈ સાહિત્યસંબંધી આંદોલન શરૂ થયું અથવા રાષ્ટ્રીય સામાજિક હિલચાલ ચાલી કે તેનો લાભ હિંદીને તરત જ મળે છે. ગામડાંના લોકો જેમ બજારહાટ ભરાય ત્યારે ત્યાં એકબીજાને મળે છે અને પોત-પોતાની વસ્તુઓનો વિનિમય કરે છે તેમ બધા પ્રાંતના લોકો હિંદી દ્વારા સાહિત્ય-નો વિનિમય સારી રીતે કરી શકે છે. જો કોઈ ભાષાનું સાહિત્ય ઘણું આગળ વધેલું છે તો હિંદીને તેનો દ્વેષ નથી. મોટીબહેન માતા જેવી હોય છે. બધા પાસેથી સેવા લેવામાં અને બધાની સેવા કરવામાં જ તેને જીવનનો આનંદ મળે છે. બધા પ્રાંતોનો વૈભવ એ હિંદીનો જ વૈભવ છે ને!

૨૮-૧૧-૧૯૩૬

## રાષ્ટ્રભાષા હિંદી*

### [એનું સ્થાન અને પ્રચાર]

આજના જમાનાનું એક લક્ષણ એ ગણાય છે કે જુદા જુદા પ્રાંતના લોકો પોતપોતાની પ્રાંતીયતા બાજુએ મૂકીને રાષ્ટ્રહિતનાં કાર્યોમાં એકબીજાની સાથે સહકાર કરવા લાગ્યા છે. મારો જન્મ મહારાષ્ટ્રમાં થયો છે. મારું વતન કર્ણાટક ગણાય છે. વીસ વર્ષ સુધી મેં ગુજરાતમાં રહીને તેની થઈ શકે તેટલી સેવા કરી અને આજે સિંધમાં આવીને આપ લોકોને હિંદીપ્રચારના કાર્યમાં સાથ આપી રહ્યો છું! પણ કોઈ એમ ન સમજે કે આજના જમાનાનું જ આ ખાસ લક્ષણ છે. કેરળ પ્રાંતના શ્રી શંકરાચાર્યના ગુરુ કુમારિલ ભટ્ટ આસામના હતા તોપણ તેમણે તે વખતની રાષ્ટ્રભાષા સંસ્કૃત મારફતે લોકો સાથે ધર્મવિદ્યાનો વિનિમય કર્યો હતો.

ભારતવર્ષ હંમેશાં અખંડ રહ્યું છે. કોઈ એમ નથી માનતું કે શ્રીકૃષ્ણ ગુજ-રાતના હતા અને શ્રી રામચંદ્ર સંયુક્ત પ્રાંતના હતા. જ્યારે દેશની સંસ્કૃતિ નિર્બળ

* સિંધ હિંદી સંમેલન, કરાંચી : પ્રમુખસ્થાનેથી આપેલું વ્યાખ્યાન, તા. ૫-૬-'૩૭

બની જાય છે ત્યારે તેના નાના નાના વિભાગો પોતપોતાને અલગ માને છે અને લોકો સંકુચિત બને છે. પણ જ્યાં સુધી દેશનો આત્મા શક્તિસંપન્ન રહેશે ત્યાં સુધી ભારતીય એકતા સહેલાઈથી પ્રગટ થતી રહેશે.

એમ તો સિંધ પ્રાંત સાથેનો મારો સંબંધ ૧૯૦૬–૭ જેટલો જૂનો છે. કેટલાક સિંધી વિદ્યાર્થીઓ પૂનામાં અભ્યાસ કરવા આવ્યા હતા. તે દિવસોમાં પણ અમે પ્રાંતીયતા દૂર કરવાની જરૂરિયાત માનતા હતા એટલે તે સિંધી વિદ્યાર્થીઓ સાથે અમારી મિત્રતા બંધાઈ. તેમાંના જીવતરામ કૃપાલાની સાથેનો મારો સંબંધ ઘાડો થયો અને તેમના કહેવાથી સને ૧૯૧૪માં હું હૈદરાબાદમાં રહેવા આવ્યો. તે જ અરસામાં ડૉ. ચોઈથરામ અને નારાયણ મલકાની સાથેનો મારો પરિચય બંધાયો અને વધ્યો અને કેટલાયે નવયુવકો સાથે પણ મિત્રતા બંધાઈ. સિંધમાં ચારછ મહિના કરતાં વધારે વખત હું ન રહી શક્યો પણ સિંધ સાથેનો મારો પ્રેમ તે દિવસથી જાગ્યો તે જાગ્યો.

તે દિવસોમાં હું અહીંના વિદ્યાર્થીઓ સાથે મારી ભાંગીતૂટી હિંદીભાષામાં બોલતો હતો અને થોડી થોડી સિંધી ભાષા પણ સમજવા લાગ્યો હતો. જો અહીં વધારે વખત રહ્યો હોત તો જરૂર સિંધી શીખી લેત. તે દિવસોમાં સિંધુ બ્રહ્મચર્યાશ્રમમાં નાગરી લિપિમાં છાપેલી સિંધી વાચનમાળા શીખવાતી હતી એટલે મારે માટે સિંધી ભાષા વધારે નજીકની હતી. પણ આજે હું સિંધી શીખવા ઇચ્છું તો મારે સિંધમાં આવીને જ રહેવું પડે. પુસ્તકો મારફતે સિંધી શીખવાનું મારે માટે મુશ્કેલ બન્યું છે કારણ કે આપની અરબી-સિંધી લિપિ મને આવડતી નથી. નાગરી લિપિ છોડીને તમે મારા જેવાને દૂર રાખ્યો છે.

હું થોડો સમય કર્ણાટકમાં રહ્યો અને કાનડી સમજવા લાગ્યો. બંગાળમાં પાંચ-છ મહિના રહ્યો અને બંગાળી સમજતો થયો. ગુજરાતમાં ઘણો વખત રહ્યો એટલે ગુજરાતી ભાષા તો મારે માટે માતૃભાષા જેવી જ બની ગઈ. સિંધમાં વધારે વખત રહ્યો હોત તો જરૂર સિંધી ભાષાને મેં મારી ભાષા બનાવી લીધી હોત.

આ બધું હું એટલા માટે કહું છું કે શરૂઆતથી જ મારે એક મહત્ત્વનો સિદ્ધાંત આપની સમક્ષ રજૂ કરવો છે કે હિંદમાં સૌથી વધુ મહત્ત્વ પ્રાંતીય ભાષાઓનું છે. હું કોઈ ખાસ ભાષાનો ભક્ત નથી. હું તો જનસેવાનો ભક્ત છું. જ્યાં જે ભાષા દ્વારા આમજનતાના હૃદય સુધી હું પહોંચી શકું ત્યાં તે ભાષા મારે માટે મુખ્ય છે. હું એમ નથી ઇચ્છતો કે સિંધી, ગુજરાતી, મરાઠી, બંગાળી, તેલુગુ, કાનડી વગેરે ભાષાઓ નાશ પામે અને કેવળ એક જ રાષ્ટ્રભાષા આ દેશમાં રહે. હું તો એ માગું છું કે આપણા દેશની જનતા જાગ્રત થાય, એની શક્તિ વધે, જ્ઞાન અને સંસ્કારિતાની વૃદ્ધિ થાય અને આપણો દેશ આઝાદ અને આબાદ થાય. આ સાધના માટે ન તો સંસ્કૃત કામ આવે ન હિંદીથી કામ ચાલશે. અને અંગ્રેજી તો એક દિવસ પણ કામમાં નહીં આવે. સિંધની જનતાના હૃદય સુધી પહોંચવા માટે એકલી સિંધી ભાષા જ સમર્થ છે. તેથી આ પ્રાંતના લોકોએ સિંધીની તરફ

જ વધારેમાં વધારે ધ્યાન આપવાની જરૂર છે. સિંધીમાં જો જરૂરી શક્તિ ન હોય, સિંધીમાં ઊંચી કોટીનું સાહિત્ય ન હોય અથવા સિંધનું સાહિત્ય ગામડાં અને શહેરોના ભલાભોળા લોકોની સેવા કરીને એમનું જ્ઞાન વધારતું ન હોય તો સિંધમાં પરિપૂર્ણ શક્તિ નહીં આવે અને સ્વભાષાનો દ્રોહ થયો હોવાથી લોકોમાં મૌલિકતા પણ કદી નહીં આવે. જનની, જન્મભૂમિ અને જન્મભાષાનો શાપ બહુ આકરો હોય છે. બધી શક્તિને તે હરી લે છે.

જન્મભાષાની જે ઉત્તમ સેવા કરે છે તે જ રાષ્ટ્રભાષાનું મહત્ત્વ સમજી શકે છે. આપણી રાષ્ટ્રભાષા તો સિંધુ નદીના જેવી છે. જેલમ, ચિનાબ, રાવી, બિયાસ, સતલજ વગેરે નદીઓનાં પાણી જો ઓછાં થઈ જશે તો સિંધુનાં પાણી પણ ઓછાં થઈ જશે. આપણી પ્રાંતીય ભાષાઓ પુષ્ટ થશે તો જ આપણી રાષ્ટ્ર-ભાષાને પુષ્ટિ મળશે. અને જેમ સિંધુ નદીએ પૂર્વ તરફની નદીઓનાં પાણી લેવા ઉપરાંત પશ્ચિમથી આવતી કાબુલ અને સ્વાત નદીનાં પાણી લીધાં છે તેમ આપણી રાષ્ટ્રભાષામાં સંસ્કૃત કુટુંબની આપણી પ્રાંતીય ભાષાઓનો ફાળો હોવા ઉપરાંત અરબી અને ફારસી શબ્દોનો ફાળો પણ હશે.

પ્રાચીન કાળમાં આપણી રાષ્ટ્રભાષા સંસ્કૃત હતી. કોઈ પણ પ્રાંતમાં જાઓ તોપણ જેને સંસ્કૃત ભાષા આવડતી હોય તેને કોઈ જાતની મુશ્કેલી પડતી નહીં. સંસ્કૃત ભાષા બધા પ્રાંતોને જોડનારા સિમેન્ટ જેવી હતી. બૌદ્ધ સમયમાં એ સ્થાન પાલિએ લીધું. માગધી પણ એ જ કામ કરતી હતી. આજે આખા ભારતવર્ષને એક કરવાનું કામ હિંદીને માથે આવ્યું છે. દિલ્હીના બાદશાહોએ ફારસી ભાષા ચલાવવાની ભારે કોશિશ કરી. ઉપરાંત આપણા દેશના લોકોએ પણ અરબી અને ફારસીમાં ઊંચી કોટિની લાયકાત મેળવી તોપણ એ પરદેશી ભાષા અહીં કેવી રીતે ચાલી શકવાની હતી! રાજ્યવ્યવહાર પૂરતા નવા શબ્દો સ્વીકારીને આપણી ભાષાએ પોતાનું જ રાજ્ય ચલાવ્યું અને એની સમક્ષ રાજ્યકર્તાઓને પોતાનું શિર નમાવવું પડ્યું. આ ભાષાનું નામ પડ્યું ઉર્દૂ. ઉર્દૂ એટલે છાવણીની અથવા બજારની ભાષા. ધીમે ધીમે આ ભાષાનું પણ સાહિત્ય તૈયાર થયું.

પણ લોકોમાં સ્વભાષાનો જેટલો આગ્રહ હતો એટલો લિપિનો ન હતો. આપણા દેશમાં બહુ જ થોડા લોકો લખીવાંચી શકતા હતા. મોટા મોટા વિદ્વાનો પણ લખવાનો મહાવરો રાખતા નહીં. લખવાનું કામ તો લહિયાનું ગણાતું. ઘણા વિદ્વાનો લખવાની તકલીફ જ ઉઠાવતા નહીં. વ્યાસજીએ આખું મહાભારત રચ્યું પણ તે લખવા માટે તેમને ગણેશજીને વિનંતી કરવી પડી. લખનારાઓની એક અલગ જાતિ હતી જે કાયસ્થ કહેવાતી હતી. આજે પણ દરેક માણસ શૉર્ટહૅન્ડ ટાઈપિંગ જાણતો નથી. પણ જરૂર પડે કોઈ સ્ટેનોટાઈપિસ્ટને રાખી લે છે. તે જ સ્થિતિ પ્રાચીન સમયમાં લખવા વિશે હતી. રાજ્યકર્તાઓએ પોતાની સગવડ ખાતર 'પોત'ની લિપિ જ ચલાવી. લોકોએ પોતપોતાની પ્રાંતીય લિપિથી સંતોષ માન્યો

અને સામાન્ય જનતા માટે તો કાળા અક્ષર ભેંસ બરાબર હતા. આ કારણે આ દેશમાં લિપિના સવાલનું નિરાકરણ ન થયું. લિપિનો સવાલ આપણે ત્યાં છેલ્લાં સો વરસમાં જ ઊઠયો છે. આજે આપણે રાષ્ટ્રભાષાના સવાલ સાથે લિપિના સવાલની પણ ચર્ચા કરવાની છે. એની વાત હું પછીથી કરીશ.

જેમ દિલ્હીના બાદશાહોએ આપણી રાષ્ટ્રભાષાનો પ્રચાર કર્યો અથવા તેમને કરવો પડયો, તે જ રીતે આપણા સાધુસંતોએ પણ રાષ્ટ્રભાષાનો પ્રચાર ખૂબ જોરથી કર્યો છે. એનો ઇતિહાસ સમજવા જેવો છે: આપણું ધાર્મિક સાહિત્ય વૈદિક ભાષામાં હતું. બ્રાહ્મણોએ એનો ઇજારો માન્યો અને કહેવા લાગ્યા કે વૈદિક ભાષા તો અમે જ જાણી શકીએ બીજાનો એ માટે અધિકાર નથી. ત્યારે વ્યાસજી જેવા લોકસેવકોએ જનતા માટે પુરાણો રચ્યાં અને એને પંચમ વેદની પદવી આપી. આગળ ચાલતાં બ્રાહ્મણોએ આખી સંસ્કૃત ભાષાનો ઇજારો પોતા પૂરતો કરી લીધો અને કહેવા લાગ્યા કે સંસ્કૃત તો દેવવાણી છે. ભૂદેવો જ એ શીખી શકે. વેદોનો ઠેકો લઈને વેદો સમજવાનું જ તેમણે મુશ્કેલ કરી મૂકયું અને કહેવા લાગ્યા કે વેદો અર્થ કરવા માટે નથી, તે તો કેવળ ઉચ્ચારણ માટે જ છે. પછી સંસ્કૃતનો એ જ જાતનો ઠેકો કરી લેવાયાથી એનો પણ પ્રચાર કમી થઈ ગયો. એટલે સાધુ-સંતોએ સંસ્કૃત છોડીને દેશી ભાષામાં ધર્મજ્ઞાનની ગંગા વહેવરાવી અને તુલસીદાસ, સુરદાસ, કબીર વગેરે સંતોની ભાષા રાષ્ટ્રભાષા બની ગઈ. આજે જોઈએ તોપણ કોઈ પણ પ્રાંતમાં સાધુસંન્યાસીઓ હિંદીમાં જ બોલે છે તથા લખે છે. સ્વામી દયાનંદ સરસ્વતી મૂળે તો ગુજરાત-કાઠિયાવાડના હતા પણ તેમણે હિંદીને અપનાવી; અને એનો ભારે પ્રચાર કર્યો. હિંદી ભાષા જનતાની ભાષા થઈ, જ્યારે સંસ્કૃત એક ખાસ વર્ગની જ ભાષા રહી ગઈ. ફારસી રાજકર્તાઓની ભાષા હતી પણ પરદેશી ભાષા હતી. તેની જડ જનતાના હૃદય સુધી ન પહોંચી. અંગ્રેજી ભાષાની પણ એ જ દશા છે. એ પણ પરદેશી રાજકર્તાઓની ભાષા છે. એણે અંગ્રેજી ભણેલા લોકોનો એક નવો વર્ગ ઊભો કર્યો છે. એ લોકો પોતાની જુદી ન્યાત કરી રહે છે, એ વર્ગ પોતાના સ્વાર્થને મુખ્ય ગણે છે, સામાન્ય જનતાના ધોરણ કરતાં એ વર્ગ વધારે ખર્ચાળ છે અને પ્રત્યેક બાબતમાં પાંગળો છે. એટલે એનું દેશાભિમાન ઉજ્જવળ હોવા છતાં પરિણામદાયી નીવડયું નથી. અંગ્રેજી જાણનારા લોકો ભારે વેતન માગે છે, તે કારણે તેમને પ્રજાને ચૂસનારી નીતિમાં સામેલ થવું પડે છે. પરિણામે આપણા 'અંગ્રેજી ભણેલાઓ' જનતાને ચૂસનારા વર્ગો સાથે જ ભળતા આવ્યા છે. એમણે અંગ્રેજીની ગમે તેટલી સેવા કરી હશે અને હજીયે કરશે તોપણ અંગ્રેજી આ દેશની ભાષા કદી બનવાની નથી.

સૌભાગ્યવશ આ અંગ્રેજી જાણનાર લોકોમાંથી થોડા એવા જાગ્રત બન્યા છે અને જનતાની સાચી સેવા કરવા લાગ્યા છે. તેમને જણાઈ ગયું છે કે જનતાની સેવા તો લોકોની ભાષા મારફતે જ થઈ શકવાની છે તેથી કોઈ પણ એક દેશી ભાષાને રાષ્ટ્રભાષા બનાવી તેની મારફતે જ રાષ્ટ્રની સેવા કરવી જોઈએ. આજે

અંગ્રેજીને જે સ્થાન અપાયું છે તે અસ્વાભાવિક છે. તેનાથી આપણું રાષ્ટ્રીય જીવન બગડતું જાય છે. અંગ્રેજી ભાષા સાથે આપણે દ્વેષ નથી. એની મારફતે આપણને દુનિયાની ઘણી ચીજો મળી શકે છે પણ આપણું રાષ્ટ્રીય જીવન અંગ્રેજીને આધારે આપણે નહીં જીવી શકીએ. આપણી આંતરપ્રાંતીય મંત્રણા રાષ્ટ્રભાષા મારફતે જ થવી જોઈએ. પ્રાંતીય ભાષા અને રાષ્ટ્રીય ભાષા વચ્ચે જો સુંદર સહયોગ જામી જશે તો એ બંને મળીને અંગ્રેજીને એનું પોતાનું સ્વાભાવિક સ્થાન નક્કી કરી આપશે.

આપણો હિંદીપ્રચાર કોઈ એક ખાસ ભાષા પ્રત્યેના પ્રેમથી પ્રેરાયેલો નથી. આપણે તો ભારતની ઐતિહાસિક સંસ્કૃતિનો ખ્યાલ કરીને આખા રાષ્ટ્રનું ઐક્ય સાધવા ઇચ્છીએ છીએ. જે ભાષા બધાને એકત્ર કરીને ઐક્ય સ્થાપી શકે નહીં તે રાષ્ટ્રભાષાનું સ્થાન કદી પણ નહીં પામી શકે. આ ભાષામાં ભારતવર્ષનાં બધાં ઐતિહાસિક તથા સાંસ્કૃતિક તત્ત્વો મોજૂદ રહેવાં જોઈશે. આર્ય સંસ્કૃતિ અને ઇસ્લામી સંસ્કૃતિની સાથે સાથે દક્ષિણની દ્રાવિડી સંસ્કૃતિ પણ એમાં ભળવી જોઈશે. આવી આ ત્રિગુણાત્મક ત્રિવેણી મારફતે જ ભારતીય સંસ્કૃતિ સંપૂર્ણ અને સમૃદ્ધ બનશે. ભારતીય સંસ્કૃતિ કોઈ પણ ચીજનો બહિષ્કાર કરતી નથી; એ તો બધાંનો સમન્વય કરવા માગે છે. 'यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः' એવું એનું સ્વરૂપ બનશે. આપણી રાષ્ટ્રભાષાનું સ્વરૂપ પણ એવું બનો.

આપણી આ રાષ્ટ્રભાષાનું નામ હિંદી રાખ્યું છે. આ નામ આપણને મુસલમાનોએ આપ્યું અને આપણે તે મંજૂર રાખ્યું. અંગ્રેજોના આવ્યા પછી આ ભાષાને એક નવું નામ મળ્યું – હિંદુસ્તાની. અને તે પણ આપણે મંજૂર રાખ્યું છે. જ્યારે દક્ષિણમાં શિવ અને વિષ્ણુના ઉપાસકો અંદર અંદર લડવા લાગ્યા ત્યારે કોઈ સમન્વયવાદી ઋષિએ કહ્યું કે હરિ અને હર એ બંનેના સ્વરૂપમાં જુદાઈ ભલે હોય પણ તત્ત્વમાં તો બંને એક જ છે. આટલું કહીને એણે સંતોષ ન માન્યો પણ હરિહરની એક મૂર્તિ બનાવી તેની સ્થાપના કરી, જેની પૂજા આજે પણ દક્ષિણમાં ચાલી રહી છે આપણે પણ એ રીતે બંનેનો સમન્વય કરવાની દૃષ્ટિથી જ હિંદી-હિંદુસ્તાની શબ્દ બનાવીને આપણી રાષ્ટ્રભાષાનું સ્વરૂપ નિશ્ચિત કર્યું છે. હિંદી-હિંદુસ્તાની એ ભાષા છે કે જે ઉત્તર હિંદનાં શહેરોમાં અને ગામડાંમાં વસતા હિંદુ-મુસલમાન વગેરે બધા લોકો જાણે છે તથા બોલે છે, અને જે ભાષા નાગરી તથા ફારસી એ બે લિપિઓમાં લખાય છે.

સિંધમાં હિંદી-હિંદુસ્તાનીનો પ્રચાર મુશ્કેલ નથી. કારણ કે સિંધી ભાષા હિંદીથી બહુ દૂર નથી. પણ મુશ્કેલી તો એ છે કે અહીંના લોકો હિંદી સહેલાઈથી સમજી શકતા હોવાથી એનો પદ્ધતિસર અભ્યાસ કરતા નથી. પોતાના નોકરોની સાથે વાત કરવા પૂરતી ભાંગીતૂટી હિંદી આવડી એટલે માની લે છે કે પોતાનું કામ પત્યું. રાષ્ટ્રભાષાનો પ્રચાર થઈ રહ્યો છે એવું તો ત્યારે કહી શકાશે કે જ્યારે એને

માટે બધા પ્રાંતોમાં પહોંચી જઈને ત્યાંના લોકોમાં ચૈતન્ય જાગ્રત કરવાની શક્તિ આપણામાં આવે.

સિંધમાં હિંદુ ધર્મ તેમ જ ઈસ્લામ બંનેનું સ્થાન છે. બંનેનાં મૂળ ઊંડાં છે. પડોશની ભાષાઓ સાથે પણ ઠીક ઠીક સંબંધ રહ્યો છે. પંજાબી અને રાજસ્થાની તો હિંદીનાં જ રૂપાંતરો છે. કચ્છી અને ગુજરાતી સિંધી સાથે મોટે ભાગે મળતી આવે છે. એક રીતે તો સિંધમાં આ બધા સંસ્કારોનું સ્નેહસંમેલન થયું છે. અને મારી મરાઠી ભાષાનો પણ સિંધી સાથે સંબંધ છે. જ્યારે અંગ્રેજી રાજ્ય દાખલ થયું ત્યારે કેટલાયે મહારાષ્ટ્રીઓએ અહીંની ભાષા શીખીને અહીંના કેળવણી ક્ષેત્રમાં સેવા કરી છે. અને તે એટલે સુધીની કે અહીંના નિશાળિયાઓ ગણિતને 'ગોડબોલે' કહે છે. સિંધના લોકો ધારે તો તેઓ રાષ્ટ્રભાષાની ઉત્તમ સેવા કરી શકે. સિંધમાં શીખ ધર્મની સુંદર અસર છે, સૂફીવાદનો પણ ઊંડો પ્રભાવ છે, બ્રહ્મસમાજ અને વેદાંતની અસર ઓછી નથી પડી. છતાં કહેવું પડે છે કે આજના જમાનાના સિંધીઓ સંસ્કૃતનો અભ્યાસ જેટલો કરવો જોઈએ તેટલો કરતા નથી. શ્રી દયારામ ગિદુમલે અહીં સંસ્કૃત પાઠશાળા ખોલી. એનો બહુ જ ઓછા લોકોએ લાભ ઉઠાવ્યો. ચાર બ્રાહ્મણ ગોરના છોકરાઓ થોડુંક સંસ્કૃત શીખે એથી કાંઈ આપણું દળદર ફીટવાનું હતું? સંસ્કૃત સંસ્કૃતિનો પરિચય થાય અને એની અસર જીવન, સાહિત્ય અને સંસ્કારિતા ત્રણે પર પડે ત્યારે સંસ્કૃત શીખ્યું પ્રમાણ ગણાય. સંસ્કૃત સાહિત્યનો જેટલો અભ્યાસ કરવો જોઈએ એટલો અહીંના લોકોએ ન કર્યો. ઈતિહાસ-સંશોધનમાં પણ સિંધનો હિસ્સો ઓછો છે. છેલ્લાં પચાસ વર્ષમાં સમાજમાં જે પુનર્ઘટના આવી રહી છે એની મીમાંસા કરનારા લોકોને સિંધ પાસેથી બહુ ઓછું મળી શક્યું છે. આ કારણે જ સિંધી સાહિત્યમાં બીજા પ્રાંતો સાથે સરખાવતાં ઓછી પ્રગતિ થઈ છે. જો ગુજરાતી, મરાઠી, બંગાળી અને હિંદી સાહિત્યનો અભ્યાસ અહીં કરવામાં આવે અને તેની મારફતે સિંધી ભાષાને સંપૂર્ણ કરવામાં આવે તો સિંધી ભાષા જરૂર પોતાની શક્તિ અને મૌલિકતા પ્રગટ કરી શકશે.

સિંધમાં હિંદુ-મુસલમાનનો પ્રશ્ન છે. જે રીતે અંગ્રેજો પહેલવહેલા ગુજરાતમાં આવ્યા તેવી રીતે મુસલમાન લોકો પહેલવહેલા સિંધમાં આવ્યા. ૧૨૦૦ વર્ષ થયાં છતાં નથી હિંદુ લોકો ઈસ્લામને દૂર કરી શક્યા કે નથી મુસલમાનો હિંદુ ધર્મને દાબી શક્યા. ઈશ્વરની રચના જ એવી દેખાય છે કે બંને સમાજ હંમેશ માટે એકસાથે રહે, એકબીજા પાસેથી શીખે અને એકબીજાની સેવા કરતા કરતા એક બની જાય.

આર્ય અને નાગ લોકો વચ્ચે જે ઝઘડો ચાલી રહ્યો હતો તેને ખતમ કરવા માટે રાજા જનમેજયે કતલનો રસ્તો અખત્યાર કરી જોયો. પણ મનુષ્યજાતિ ઉપર વિશ્વાસ રાખનારા આસ્તિક ઋષિએ તેની મના કરી અને કહ્યું કે બંનેએ સાથે રહેવું જોઈએ. આજે પણ આપણે હિંમતપૂર્વક એકબીજાની સાથે મેળ રાખવા

જોઈએ. દૂરદૂર રહેવાથી અવિશ્વાસ વધે છે. નજદીક આવવામાં થોડી મુશ્કેલી નડશે પણ એકબીજાને સારી રીતે ઓળખી શકીશું અને બંને વચ્ચે પ્રેમ પણ વધારી શકીશું.

રાજનૈતિક ક્ષેત્રમાં એકતા લાવવાના દિવસો કદાચ દૂર હશે. જોકે આપણે માનીએ છીએ એટલી મુશ્કેલીઓ તેમાં ન પણ નડે પણ બીજાં કેટલાંયે ક્ષેત્રો પડયાં છે જેમાં એકબીજાની નજીક સહેજે આવી શકીએ તેમ છે. જનતાનું અજ્ઞાન અને ખાસ વર્ગની સંકુચિતતા તથા સ્વાર્થ શેતાનની જબરી શક્તિઓ છે. એને દૂર કરવાનો આપણે પ્રયત્ન કરવો જોઈએ. જ્યાં પરદેશથી આવેલા મિશનરીઓ આપણી જનતાની સેવા કરી શકયા છે ત્યાં એક દેશમાં રહેનારા, એક ભાષા બોલનારા અને એક હાડચામવાળા આપણે એકબીજાની સેવા નહીં કરી શકીએ એવું કેવી રીતે બને!

ભણેલા લોકો ઓછા પ્રમાણમાં ગામડાંમાં જઈને રહે છે. ગામડાંમાં રહેવાની લોકોની હિંમત ઘટી રહી છે એ વાત સારી નથી. જો આપણે સ્વાર્થ દૂર કરીને અથવા ઓછો કરીને ગામડાંમાં જઈને રહીએ અને જનતાની સેવા કરીએ તો આજે જે બાબતો મુશ્કેલ દેખાય છે તે આસાન બની જશે અને પરિણામે ભાષાનો સવાલ આટલો અટપટો નહીં રહે. સિંધી ભાષા અને હિંદી વચ્ચે એક સામ્ય છે. એ બંને ઉપર સંસ્કૃત અને ફારસીની અસર પૂરેપૂરી પડી છે. જો તમે લોકો આ બંને ભાષાઓ સાથેનો પરિચય થોડો થોડો વધારશો તથા નાગરી અને ઉર્દૂ બંને લિપિ શીખી લેશો તો તમે સિંધીની ઉત્તમ સેવા કરશો અને હિંદીની તો અસાધારણ સેવા કરશો.

કહે છે કે સિંધનું સાહિત્ય ગરીબ છે. પણ સિંધનું લોકજીવન સંસ્કારોની બાબતમાં કંગાલ નથી. અહીંનું લોકસાહિત્ય સમૃદ્ધ છે. સિંધમાં ફકીરોનો ફાલ ઓછો નથી. અહીંની સંતવાણી આખા દેશમાં આદરપાત્ર છે. તમે લોકો અંદર અંદરનો વ્યવહાર ગમે તે લિપિમાં કરો પણ તમારું લોકસાહિત્ય, તમારી સંતવાણી અને તમારી કવિતાઓ અમારે ખાસ પઢવી છે. એ બધું અમને નાગરી લિપિમાં આપો, અને તે સમજવા માટે અમને સિંધી-હિંદી ભાષાનો કોશ નાગરીમાં કરી આપો.

જો આખા દેશની સાથે તમે તમારો સંબંધ રાખવા ઇચ્છતા હો તો ગુજરાતી, મરાઠી અને હિંદીમાંથી સારા સારા ગ્રંથોનો સિંધી અનુવાદ કરીને ખૂબ સસ્તી કિંમતે લોકોને આપો, લોકો ચોપડીઓ વાંચવા તૈયાર ન હોય તો ગામડાંમાં જઈ લોકોને ભેગા કરી તે સંભળાવો, હિંદી કવિતાઓ લોકો સમક્ષ ગાઓ, તેમ જ નાટકમંડળીઓ કાઢી ગામડાંમાં પહોંચો. આવા પ્રચારને માટે બધામાં લિપિનો સવાલ નડવાનો નથી. તમે કંઠથી બોલશો અને તેઓ કાનથી સાંભળશે. આ કામ અહીં રહેનારા સિંધી, હિંદી તેમ જ ગુજરાતી એ બધાનું છે.

સેવા કરીને જ આપણે રાષ્ટ્રભાષાનો પ્રચાર કરી શકવાના છીએ.

# રાષ્ટ્રભાષાનું અધ્યયન

[. . . બીજો એક વિચાર મૂકી દઉં. મારો એવો અભિપ્રાય બનતો જાય છે કે આપણે શિક્ષણકળામાં મૌલિક કામ કર્યું નથી. પણ અંગ્રેજીની બાબતમાં કર્યું છે તેમ હિંદીનું શિક્ષણ સહેલું અને રસિક કેવી રીતે થઈ શકે એ દિશામાં જ મોટા ભાગના પ્રયત્નો કર્યા છે. આપણામાંથી કોણ કહી શકે એમ છે કે હિંદી કેટલા દિવસમાં શીખવી શકાશે? કેટલા દિવસમાં લિપિ શીખવી શકાશે? આપણે કોઈ પણ ભાષામાં આદર્શ સ્વયંશિક્ષક બનાવી નથી શકયા. તામિલ વગેરે ભાષામાં જે કાંઈક પ્રયત્ન થયો છે એને હું મૌલિક માનતો નથી. એટલે કે એમાં હું કશું અસાધારણ જોતો નથી. પણ જો આપણે કોઈ આવું કામ કરી શકીએ તો હિંદી-પ્રચાર ખૂબ વેગથી ચાલી શકશે અને લાખો રૂપિયા બચી જશે. દક્ષિણપ્રચારને કારણે આપણી પાસે શિક્ષકો તો પૂરતા છે પણ ઉપરની રીતે કામ કરનાર કોઈ છે? કોઈ એક યોજનામાં આવા પ્રયોગને સ્થાન અપાય તો મને એ સરસ લાગે.

સેગાંવ, ૬–૫–૩૭ બાપુના આશીર્વાદ]

સંસ્કૃત ભાષાના પંડિતોએ વેદવેદાંત, ન્યાયતર્ક, છંદ-વ્યાકરણ અને જ્યોતિષ વગેરે વિષયોના અધ્યયન માટે નાનામોટા અનેક ગ્રંથ લખ્યા છે. વ્યાકરણશાસ્ત્રીઓએ ભાષાની નસેનસ ઓળખી લીધી છે. મીમાંસકોએ શાસ્ત્રોના અર્થ કરવા માટે સૂક્ષ્મમાં સૂક્ષ્મ નિયમ બનાવી રાખ્યા છે. કોશકારોએ પણ કાંઈ ઓછું કામ નથી કર્યું. પણ આપણી દેશી ભાષાઓ વિશે કાંઈ કરવા તરફ કોઈનું ધ્યાન પણ ગયું નથી. પ્રાકૃત ભાષાઓ પરત્વે કાંઈક પ્રયત્ન થયો હતો ખરો, પણ આપણા પંડિતોને મન દેશી ભાષાની રજ પણ પ્રતિષ્ઠા મનાઈ નહીં.

દુ:ખ સાથે કહેવું પડે છે કે આપણી અનાથ દેશી ભાષાઓને પશ્ચિમમાંથી આવેલા સરકારી અમલદારો અને મિશનરીઓએ સનાથ કરી છે. દેશી ભાષાઓનાં વ્યાકરણ અને કોશ પહેલાં આ મિશનરીઓએ જ કર્યાં છે એ સારી રીતે જોઈ શકાય છે.

જ્યારથી આપણા દેશમાં અંગ્રેજીનું શિક્ષણ શરૂ થયું ત્યારથી એ પરદેશી ભાષાનું અધ્યયન સુગમ બનાવવા માટે આપણા રાજકર્તાઓએ અનેક પ્રયત્ન કર્યા છે. પ્રત્યેક શિક્ષણશાસ્ત્રીએ એ જ પ્રયત્ન કર્યો છે કે અંગ્રેજીનું ઉચ્ચારણ, અંગ્રેજી શબ્દોનો ઇતિહાસ, ભાષાનું વ્યાકરણ અને વાક્પ્રચાર – એ પ્રત્યેક બાબતમાં ભારત-વાસીઓ કેવી રીતે શુદ્ધતા કેળવી શકે; અને અંગ્રેજી ભાષા છે પણ ભારે આકરી. તોપણ શિક્ષણશાસ્ત્રીઓએ પોતાની પૂરી શક્તિ દાખવીને એને સરળ બનાવવાનો પ્રયત્ન કર્યો, અને એનું એક સ્વતંત્ર સાહિત્ય તૈયાર થયું.

આજનો જમાનો શિક્ષણપદ્ધતિને સશાસ્ત્ર, રોચક અને સુગમ બનાવવાનો છે. શિક્ષણશાસ્ત્રની મહત્ત્વાકાંક્ષા વધી ગઈ છે. મનુષ્યસમાજનું બધું દુ:ખ દૂર કરી મનુષ્યજાતિને આખરી ઉન્નતિ સુધી પહોંચાડવાની તેણે તૈયારી કરી છે. શિક્ષાશાસ્ત્ર દિનપ્રતિદિન ખર્ચાળ થઈ રહ્યું છે એવી ફરિયાદ હોવા છતાં એટલું તો કબૂલ કરવું પડશે કે એણે પોતાની પદ્ધતિમાં મહત્ત્વના સુધારા કરીને લાખો રૂપિયા બચાવ્યા છે એટલું જ નહીં પણ જેમનું જીવન નાહકનું એળે જતું હતું એવાં લાખો બાળકબાળિકાઓ અને યુવાનયુવતીઓનાં જીવન સુધારીને એમનો ઉદ્ધાર કર્યો છે. શિક્ષણશાસ્ત્રનો જે મોટો દાવો છે તેનો વિચાર કરીએ તો કહેવું પડે કે એને ઝાઝી સફળતા મળી નથી. તોપણ શિક્ષણપદ્ધતિ સુધરી જવાને કારણે શિક્ષણનો વ્યાપાર સુગમ, રોચક અને સશાસ્ત્ર તો થયો જ છે.

પણ ખેદની વાત છે કે આપણી દેશી ભાષાઓની પ્રતિષ્ઠા આપણી પાસે બહુ ઓછી છે. તો પછી રાજકર્તાઓ પાસે તે ઓછી હોય એમાં આશ્ચર્ય શું? આ કારણે આપણી દેશી ભાષાઓનું અધ્યયન આજ સુધી સશાસ્ત્ર, સાંગોપાંગ અને સુગમ બન્યું જ નહીં. ભાષાઓની બોલીઓનું અધ્યયન કાંઈક શરૂ થયું છે, લોક-સાહિત્ય તરફ પણ કાંઈક ધ્યાન ગયું છે પણ શિક્ષણપદ્ધતિને સુધારીને દેશી ભાષાનું અધ્યયન જલદીમાં જલદી શી રીતે કરવું જોઈએ એનો વિચાર આજ સુધી થયો નથી.

પ્રાંતીય ભાષાઓ કે જેને સામાન્ય રીતે તે તે પ્રાંતના લોકો જ શીખે છે એમની આ વાત થઈ. જન્મભાષાનો વિશેષ અભ્યાસ કરવાની રીત અલગ હોય છે અને પારકી ભાષા શીખવાની રીત અલગ હોય છે. આજકાલ લોકો પોતાના પડોશીઓની ભાષા શીખવામાં દિલચસ્પી લેવા લાગ્યા છે. બંગાળી, મરાઠી, ગુજ-રાતી વગેરે સાહિત્યસંપન્ન ભાષાઓનો પરિચય વધારવાને માટે ઘણા લોકો ઇચ્છા કરી રહ્યા છે. પણ આ તો એક શોખની વાત થઈ. પોતાને ગમે તો માણસ શીખે નહીં તો છોડી દે. પણ રાષ્ટ્રભાષાની વાત જુદી છે. જેમની જન્મભાષા હિંદી નથી એવા ઓછામાં ઓછા દસબાર પ્રાંતો છે. ત્યાંના લોકોને પોતાની પ્રાંતીય ભાષાઓનું ઓછુંવત્તું જ્ઞાન હોય જ છે. તેમણે હવે પોતપોતાની ભાષાઓ સાથે તુલના કરતાં કરતાં રાષ્ટ્રભાષા શીખવી જોઈએ.

આ કામ સુગમ બનાવવા માટે જેમનો રાષ્ટ્રભાષા ઉપરાંત ઓછામાં ઓછી એક પ્રાંતીય ભાષા સાથે સરસ પરિચય હોય અને જેઓ ભાષાશાસ્ત્રી તથા અધ્યયનકળામાં નિષ્ણાત હોય તેવા લોકોના એકાગ્ર પરિશ્રમની આવશ્યકતા છે.

આવા પ્રાંતોમાં રાષ્ટ્રભાષાનું અધ્યયન ત્રણ હપતાથી થશે. પહેલાં તો લોક-વ્યવહારને માટે ભાષાનું જેટલું જ્ઞાન આવશ્યક હોય તેટલું લોકો શીખી લેશે. સાધારણ વ્યવહારના આઠસો કે હજાર શબ્દો અને બોલવાચાલવાની ભાષા આવડી ગઈ તો તેમનું કામ પતી જશે. આ પછી કેટલાક લોકો પદ્ધતિસર હિંદી સાહિત્યનું અધ્યયન કરશે અને હિંદીમાં લખવાની કોશિશ પણ કરશે. આવા લોકો પોતાની

ભાષામાં રૂઢ હશે તેવા હિંદીના સરળ શબ્દો વધારે પસંદ કરશે. આવી હિંદીને આપણે કદાચ આદર્શ હિંદી નહીં કહી શકીએ પણ એવી શૈલીના પ્રભાવથી પ્રભાવિત થઈને જ રાષ્ટ્રભાષા હિંદી છેવટનું રૂપ ગ્રહણ કરશે.

સામાન્ય રીતે એમ દેખાયું છે કે જે લોકો નાગરી હિંદીને જાણે છે તેઓ પોતાનો અરબી-ફારસી શબ્દોનો જ્ઞાનભંડાર વધારવાની થોડીઘણી કોશિશ કરે છે પણ જે લોકો માત્ર ફારસી લિપિ જ જાણે છે તેઓ નાગરી-હિંદીની શૈલી તથા જેનો સર્વત્ર પ્રચાર થયો છે એવા સંસ્કૃત શબ્દોનો પરિચય કરવાનો નહીં જેવો જ પ્રયત્ન કરે છે. આ માટે રાષ્ટ્રભાષાના અંતિમ નિર્માણમાં એક જ પક્ષને અધિક મહેનત ઉઠાવવી પડે છે.

આ કારણે બિનહિંદી પ્રાંતના લોકોને ત્રીજા હપતામાં અરબી-ફારસીથી લદાયલી ભાષાનું વિશેષ અધ્યયન કરવું પડશે – અનુકરણ માટે નહીં; પણ જાણવા માટે. તેમાં તેમને લાભ પણ થશે. અજ્ઞાન એ કાંઈ શક્તિ નથી અને વિશેષજ્ઞાન એ કોઈ આપત્તિ નથી. દબાયલા અને જેરદસ્ત લોકો પોતાનું જ્ઞાન વધારીને જ જબરદસ્તો સાથે મુકાબલો કરી શકશે.

આ ત્રણ અવસ્થાઓ માટે જુદી જુદી ચોપડીઓ અને જુદી જુદી પદ્ધતિઓ કામમાં લેવી પડશે. એને માટે પણ એક વિચારકમંડળની આવશ્યકતા છે. રાષ્ટ્રભાષાના પ્રશ્નને અને સાંસ્કૃતિક સંગઠનના માર્ગને જેમણે સારી રીતે સમજી લીધો છે અને જેમને અધ્યયનનો ઊંડો અને વિવિધ અનુભવ છે એવા લોકોએ ભેગા થઈને આ કામ કરવું જોઈશે.

૧૯–૭–૧૯૩૭

# સાર્વભૌમ અધિકાર

હિંદીને રાષ્ટ્રભાષાનું ગૌરવભર્યું સ્થાન મળ્યું ત્યારથી હિંદીના સ્વરૂપમાં અને સામર્થ્યમાં ક્રાંતિ થઈ ગઈ છે એમ સમજવું જોઈએ. એ ક્રાંતિ આજે ભલે ધ્યાનમાં ન આવે પણ તે આવી ચૂકી છે એમાં લેશમાત્ર શંકા નથી. હિંદીનું કલેવર સંસ્કૃત ભાષામાંથી ઉત્પન્ન થયું છે. અરબી અને ફારસી ભાષાએ એને ફાવે તેટલું પોષણ આપ્યું હોય તોપણ હિંદી હંમેશને માટે સંસ્કૃતની પુત્રી જ કહેવાશે. ભારતની બધી પ્રાંતીય ભાષાઓ પણ સંસ્કૃત કુટુંબની જ છે એટલા માટે ભારતના બધા સાધુઓએ હિંદી મારફતે જ પોતાનો સંદેશો પોતપોતાના જમાનાને સંભળાવ્યો છે. આજની રાષ્ટ્રીય જાગૃતિ આખા ભારતને ફરીથી એકત્ર કરી રહી છે. એ સમન્વયના યુગમાં હિંદીને અપનાવવાનો બધા પ્રાંતોનો સ્વભાવધર્મ થઈ ચૂક્યો છે. જ્યારે દક્ષિણના દ્રાવિડ લોકોએ હિંદીમાં સાહિત્ય ઊભું કરવાનું શરૂ કરી દીધું છે [illegible] હિંદીને અપનાવે એમાં આશ્ચર્ય શું?

ઇતિહાસવિધાતાની યોજના જ એવી દેખાય છે કે પંજાબ અને યુક્ત પ્રાંતો આપણા રાષ્ટ્રસંગઠનમાં જટિલ સમસ્યાઓ પેદા કરે અને આપણે દક્ષિણ અને પશ્ચિમના લોકો નમ્ર હોવાને કારણે એનો નિકાલ લાવીએ. બેશક, હિંદી ઉત્તર ભારતની ભાષા છે. એના વ્યાકરણમાં અને કહેવતોમાં ફેરફારો કરવાનો આજે આપણને અધિકાર નથી. પરંતુ આપણે માટે હિંદી કાંઈ પારકી ભાષા નથી કે આપણે તેનું સાહિત્ય ઉત્પન્ન કરી ભારતની સેવા ન કરી શકીએ. સેવાનો અધિકાર સાર્વભૌમ છે.

ઑગસ્ટ, ૧૯૩૭

# ભારતીય સાહિત્ય પરિષદ*

ભારતવર્ષની સર્વપ્રાંતીય ભાષાઓ તથા તેમનાં સાહિત્યોના આ અપૂર્વ સંગઠનના અવસર પર અનેક કષ્ટ તથા અગવડો વેઠીને હાજર રહેલા આપ સર્વ મહાનુભાવોનું સ્વાગત કરતાં મને અત્યંત હર્ષ થાય છે. આવું સંગઠન તો ક્યારનું થઈ જવું જોઈતું હતું, પણ હવે આજે જ એની શરૂઆત થાય છે. મને ખબર છે ત્યાં સુધી ૧૯૦૯માં વડોદરામાં મહારાષ્ટ્ર સાહિત્ય સંમેલન ભરાયું હતું ત્યારે ત્યાં, શ્રી નાડકર્ણીજીએ આવી ભારતીય સાહિત્ય પરિષદની આવશ્યકતા સિદ્ધ કરતો એક નિબંધ વાંચ્યો હતો. એ નિબંધમાં આજની આપણી કલ્પના જ સ્પષ્ટ રૂપથી વર્ણવી હતી. એ ઉપરથી એટલું અનુમાન નીકળે છે કે ભારતીય સાહિત્ય પરિષદની કલ્પના આથી પણ પહેલાં અસ્પષ્ટ રૂપમાં ક્યાંક ક્યાંક વ્યક્ત થઈ હોવી જોઈએ.

કોલ્હાપુરમાં મહારાષ્ટ્ર સાહિત્ય સંમેલન વખતે વડોદરાનરેશે ખૂબ ભારપૂર્વક ભારતીય સાહિત્ય પરિષદની કલ્પના દેશની સામે મૂકી હતી. કરાંચીમાં રાષ્ટ્રીય મહાસભાની જોડે જોડે રાષ્ટ્રભાષાનું સંમેલન થયું ત્યારે શ્રી મુનશીજી અને મારી વચ્ચે વાતચીત થઈ હતી. એમાં પણ અમે આવા સંગઠનની આવશ્યકતા વિચારી હતી. ગઈ સાલ ઇન્દોરમાં હિંદી સાહિત્ય સંમેલન વખતે અમે બધા એકઠા થયા ત્યારે પણ આવી પરિષદની આવશ્યકતા વિશે વિચારવિનિમય કર્યો હતો તથા સંમેલનમાં એક વ્યાપક ઠરાવ આ સંબંધમાં સ્વીકારવામાં આવ્યો હતો. આને અમલમાં લાવવામાં શ્રી મુનશીજી (મુંબઈ), પંડિત હરિહરશર્મા (મદ્રાસ) તથા પંડિત ગિરિધરશર્મા (ઝાલરાપાટણ) આ ત્રણ સજ્જનોની એક સમિતિ નીમી હતી. આ સમિતિએ પ્રારંભિક પ્રવૃત્તિ તરીકે શ્રી પ્રેમચંદજીનું 'હંસ' અપનાવ્યું અને એને ભારતીય સાહિત્યોનું હિંદી મુખપત્ર બનાવ્યું.

આ બાજુ ઇન્દોરમાં હિંદી સાહિત્ય સંમેલન પછી ભરાયેલા મહારાષ્ટ્ર સાહિત્ય સંમેલને પણ કોલ્હાપુરની કલ્પનાને વ્યવહારુ સ્વરૂપ આપવા માટે હિન્દી સાહિત્ય

* નાગપુરમાં સ્વાગતાધ્યક્ષ તરીકે આપેલું વ્યાખ્યાન. તા. ૩-૪-૧૯૩૬

સંમેલનનો સહકાર માગ્યો. એ સંમેલને મને તથા શ્રી હરિભાઉ ઉપાધ્યાય અને બાબા રાઘવદાસજીને ઇન્દોર મોકલ્યા. ઇન્દોર મહારાષ્ટ્ર સાહિત્ય સંમેલને પોતાની સાહિત્ય પરિષદને સૂચના આપી કે ભારતીય સાહિત્ય પરિષદની સ્થાપનામાં મદદરૂપ થવા માટે એક મહારાષ્ટ્ર સમિતિ સ્થાપવી. આશ્ચર્યની વાત છે કે હું સાહિત્યસેવી નહીં હોવા છતાં તથા હિંદી અને મરાઠી સાહિત્યની તો મેં જરા જેટલી પણ સેવા નહીં કરેલી હોવા છતાં આ કાર્યનો મોટો ભાર મારા ઉપર મૂકવામાં આવ્યો. અને જ્યારે નાગપુરમાં આ પરિષદનું પ્રારંભિક અધિવેશન ભરવાનું નક્કી કરવામાં આવ્યું ત્યારે સ્વાગત કરવાની ફરજ પણ મારા માથા પર આવી પડી.

વસ્તુસ્થિતિ તો એ છે કે ભારતીય સાહિત્ય પરિષદના ઉપક્રમનો બધો પરિશ્રમ શ્રી મુનશીજીનો છે. એમનો જ ઉત્સાહ, તથા એમની જ શક્તિ આ કાર્યના મૂળમાં છે. જ્યારે સ્વાગતની જવાબદારી હિંદી સાહિત્ય સંમેલનની સ્વાગતસમિતિની છે. હું તો વચમાં નામ માત્ર છું છતાં હિંદી સાહિત્ય સંમેલન, મહારાષ્ટ્ર સાહિત્ય સંમેલન, અને ઇન્દોરની સ્વાગતસમિતિ – આ ત્રણેયના પ્રતિનિધિ તરીકે હું આપનું સ્વાગત કરું છું. આજે મને વિશેષ સંતોષ એ છે કે જે પ્રાંતોની જોડે મારે ગાઢ સંબંધ રહ્યો છે તે ગુજરાત તથા કર્ણાટકના સાહિત્ય સંમેલનોએ પણ આ પ્રવૃત્તિને વધાવી લીધી છે. દૂરના કેરળ, ઉત્કલ, બંગાળ વગેરે પ્રાંતોથી પણ અભિનંદન આવ્યાં છે. અને ઉસ્માનિયા યુનિવર્સિટી વગેરે સંસ્થાઓનો સહકાર પણ આમાં મળેલો છે. હવે જરા પણ શંકા નથી કે આવા પ્રકારના સાહિત્ય સંગઠનનો સમય આવી પહોંચ્યો છે.

આપણે જોયું કે ભારતીય પરિષદની કલ્પના કાંઈ નવી નથી. વર્ષોથી એવી પરિષદની આવશ્યકતા દેશના કેટલાક વિચારકોને લાગતી હતી. રાષ્ટ્રહિતને માટે શું શું કરવું જોઈએ એવો વિચાર જ્યારે જ્યારે થાય છે ત્યારે ત્યારે આ બધી બાબતો લોકોના ધ્યાનમાં આવે છે. જે દેશમાં અનેક ધર્મો, અનેક ભાષાઓ તથા અનેક લિપિઓ છે તેમાં 'सूत्रे मणिगणा इव' એકીકરણનું કોઈ તત્ત્વ પરોવાયેલું રહે એ જરૂરનું છે. ભિન્ન ભિન્ન ધર્મોનો સમન્વય કરવાના પ્રયત્નો આ દેશમાં વખતોવખત થયા છે. એક લિપિનો પ્રચાર કરવાનો પ્રયત્ન પણ આની પહેલાં થઈ ચૂક્યો છે. રાષ્ટ્રીય જીવનમાં જ્યારે જ્યારે શુક્લપક્ષ આવી જાય છે ત્યારે કોઈ એક ભાષાનો પ્રચાર સર્વવ્યાપી બની જાય છે તથા એકતાના તત્ત્વનો નાશ થતાં એ છિન્નભિન્ન થઈ જાય છે. સામર્થ્યને માટે સમન્વય તથા વિનાશને માટે વિગ્રહ એ સૂત્ર ઇતિહાસમાં સર્વત્ર મળી આવે છે.

ભારતમાં નવચૈતન્યના ઉદયને સો વર્ષ થઈ ગયાં. કાળગણનામાં જેમ મધ્યરાત્રિ પછી જ નવો દિવસ ગણવામાં આવે છે અને એ પ્રારંભ વધતા જતા અંધકારમાં જ થાય છે તેમ નવચૈતન્યનો પ્રારંભ પણ અધ:પતન અને નિરાશાના વાયુમંડળમાં જ થાય છે. મધરાતે પ્રાત:કાળને જોવાની શક્તિ કોઈ ચંડોળ પક્ષીની આંખમાં જ

હોય છે. રાષ્ટ્રજીવનમાં રાત, ઉષા, અરુણોદય, પ્રભાત વગેરે કાળખંડો બહુ લાંબા હોય છે. હજી પણ પ્રકાશ અને અંધકારથી ભળેલો દિવસ ચાલે છે. પરંતુ આજે આપણામાં અનેક મતભેદો હોવા છતાં પણ ઉન્નતિનો માર્ગ અને તેનો ક્રમ ધીરે ધીરે સ્પષ્ટ થતો જાય છે. એ રસ્તા ઉપર ચાલવાનાં દૃઢ સંકલ્પ તથા સામર્થ્ય આપણામાં આવી ગયાં છે, એમ કહી શકાત તો કેટલું સારું થાત?

પરરાજ્યનું સૌથી વધારે ખરાબ પરિણામ એ આવ્યું છે કે આપણી કેળવણી આપણા હાથમાં રહી નથી. પરરાજ્યની સફળતાની સાબિતી એ છે કે દેશવાસીઓ પણ પરદેશી પદ્ધતિને આશ્રય આપવાનું પસંદ કરે છે તથા તેને આશ્રિત રહેવામાં લાભ જુએ છે. આવા ઝોકમાંથી જો કોઈ બધાથી પહેલું જાગ્રત થતું હોય તો તે દેશનું સાહિત્ય છે. કોઈ પણ દેશ અથવા પ્રજાનું સાહિત્ય એ તેના ચૈતન્યનું પ્રગટ રૂપ છે. સાહિત્યને દાબી દેવાનો ગમે તેટલો પ્રયત્ન કરવામાં આવે તોયે તેની સજીવન રહેનાર શક્તિનો સદંતર નાશ નથી થઈ શકતો. પણ જ્યારે કોઈ પ્રજા પોતે જ પોતાના સાહિત્યને ભ્રષ્ટ બનાવી મૂકે છે ત્યારે તે અમૃત મટી હળાહળ બની જાય છે અને તે પ્રજાનો જડમૂળથી નાશ કરે છે.

દેશની કેળવણી જ્યારે પારકાને અધીન હોય છે ત્યારે સાહિત્યનો આદર્શ તથા તેની પ્રેરણા સ્વદેશી નથી રહી શકતી. કમજોર તથા ક્ષીણ શ્રદ્ધાવાળી પ્રજાનું સાહિત્ય પણ નિર્બળ અને છીછરું જ હોય છે. પાછલા જમાનાનું આપણું પ્રારંભિક સાહિત્ય અનુકરણરૂપ જ હતું અને અનુકરણમાં પ્રાણ તો નથી જ હોતો.

હવે એ સ્થિતિ રહી નથી. આપણે રાષ્ટ્રીય આત્માને પારખવાનો થોડોઘણો પ્રયત્ન કર્યો છે. રૂઢિવિરોધ, ધર્મજાગૃતિ, ધર્મસંસ્કાર, સામાજિક સુધારણા, રાજનૈતિક સ્વત્વ, ઔદ્યોગિક સ્વાવલંબન, જગતની પરિસ્થિતિનું નિરીક્ષણ, ભારતીય સંગીત, નૃત્ય, ચિત્રકળા વગેરે જીવનમાં આનંદનાં ભિન્ન ભિન્ન રૂપોનો પુનરુદ્ધાર, ઇતિહાસ, સમાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર તથા વિજ્ઞાનના અધ્યયનથી પ્રાપ્ત કરેલો આત્મપરિચય વગેરે કારણોથી આજે આપણે રાષ્ટ્રીય આત્માને પારખતા થયા છીએ.

જ્યાં સુધી આપણને માત્ર પાશ્ચાત્ય દૃષ્ટિ તથા પાશ્ચાત્ય લોકોના અનુભવનું અનુકરણ માત્ર જ કરવું હતું ત્યાં સુધી આપણી પ્રાંતીય ભાષાઓમાં પરસ્પર પરિચય ન થઈ શક્યો તોપણ તે દુઃખનું કારણ ન હતું. અનુકરણ જ કરવું હતું તો અસલી વસ્તુને ધ્યાનમાં રાખવાનું જ બરાબર હતું. બીજાઓએ કેવું અને કેટલું અનુકરણ કર્યું તે આપણે ન જોઈ શક્યા તો તેથી કાંઈ ખાસ હાનિ થઈ નથી.

પણ આજે સ્થિતિ જુદી છે. આજના સાહિત્યમાં અનુકરણરૂપ તથા ફેંકી દેવા જેવો ઘણો ભાગ હોવા છતાં ભારતીય આત્માને ભિન્ન ભિન્ન ક્ષેત્રોમાં વ્યક્ત કરતું સાહિત્ય પણ આપણને દરેક ભાષામાં મળવા માંડ્યું છે. દરેક પ્રાંતની જનતા આત્મપરિચય મેળવવાનો કાંઈ ને કાંઈ પ્રયત્ન કરે છે જ તેથી એ બધા પ્રયત્નોનું સાહિત્યિક સંગઠન કરવાનું જરૂરી થઈ પડ્યું છે.

આપણે એ ભૂલવું નહીં જોઈએ કે ધર્મ, ભાષા તથા જાતિ ભિન્ન ભિન્ન હોવા છતાં પણ આપણી સંસ્કૃતિ એક છે, કારણ કે આપણી જીવનદૃષ્ટિ એક છે. ધર્મભેદ પર વધારે ભાર દેવાને લીધે આપણે સાંસ્કૃતિક એકતાને બરાબર પારખી નથી. લિપિભેદને લીધે આપણે એકબીજાની ભાષા એકબીજાની બહુ નજીક હોવા છતાં તે નથી જાણતા. 'मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति।'

જો દરેક પ્રાંતની સંસ્કૃતિ અલગ હોત તથા એનો સમન્વય અશક્ય હોત તો બધી ભાષાઓ તથા તેનાં સાહિત્યોનું એક સંસ્થામાં સંગઠન કરવાનો આપણો પ્રયત્ન નિષ્ફળ જ ગણાય. પણ આપણે જાણીએ છીએ કે આપણી બધી સંસ્કૃતિ એક જ છે અને તેથી આપણે બધી પ્રાંતીય ભાષાઓને એકત્રિત કરવાનો પ્રયત્ન કરી રહ્યા છીએ. કોઈ એક સંપૂર્ણ રાગમાં જેમ 'સા રી ગ મ પ ધ ની સા' એ બધા સ્વરો હોય છે તથા વચમાંની શ્રુતિઓ પણ હોય છે તેમ જ બંગાળ અને પંજાબ, આસામ અને સિંધ, રાજપૂતાના તથા બિહાર, કેરળ તથા કાશ્મીર, નેપાળ અને કર્ણાટક, મહારાષ્ટ્ર તથા તામિલનાડ, ગુજરાત અને ઉત્કલ, આંધ્ર અને મહાકોશલ એ બધા જ્યારે સંયુક્ત થાય છે ત્યારે ભારતના અખંડરૂપની સિદ્ધિ થાય છે.

આપણી સાંપ્રદાયિકતાથી ભારતનો જેટલો દ્રોહ આપણે કર્યો છે તેટલો જ આપણી પ્રાંતીયતાને લીધે પણ આપણે કર્યો છે. સંકુચિત પ્રાંતીયતા તથા સ્વાર્થી સાંપ્રદાયિકતા આપણા દેશના મોટા દુશ્મનો છે — મહારોગ છે. જ્યાં જરા સરખો ભેદ જોયો કે વિરોધ ઊભો કરી દેવો એ રાષ્ટ્રીય દૃષ્ટિનું દેવાળું છે. યુરોપનાં ભિન્ન ભિન્ન રાષ્ટ્રો છેલ્લાં બસો વરસથી આપસઆપસમાં કૂતરાંની પેઠે લડી રહ્યાં છે તેમ આપણે પણ લડયા કરીશું તો આપણી સંસ્કૃતિનું સત્યાનાશ વળશે; પરાધીનતાને લીધે આપણે યુરોપના ચેલા તો બની ગયા છીએ. કોઈ વખત ઇંગ્લંડના તો કોઈ વખત વિપ્લવવાદી ફ્રાન્સના, કોઈ વખત મેઝીનીની ઇટાલીના તો કોઈ વખત લેનિનના રશિયાના; અને વળી મોટાં મોટાં કારખાનાં આપણે ત્યાં બની જશે તો તો અમેરિકાના પણ ચેલા બની જતાં આપણને વાંધો નહીં આવે.

આપણે દુનિયાથી ચડિયાતા નથી, ચડિયાતા હોવાનો દાવો પણ નથી કરતા. દુનિયાથી જુદા રહેવું એ આપણો આદર્શ નથી. તોપણ એટલું તો ખરું કે ભિન્નતામાં એકતા શી રીતે સ્થપાય, ભેદમાં અભેદની સિદ્ધિ શી રીતે સધાય એના શાસ્ત્રની રચના આપણે અનાદિ કાળથી કરતા આવ્યા છીએ. એ જ ભારતનું મિશન છે. સામુદાયિક સહકારનું એ સર્વોદયકારી શાસ્ત્ર દુનિયાને માટે આપણે આપણા દેશમાં ઘડી રહ્યા છીએ. માત્ર જીવતા રહેવામાં તથા અનુકરણ કરવામાં આપણે કૃતાર્થતા નથી માનતા.

ભારતવર્ષનો આ વિશ્વસમન્વયી આત્મા પ્રગટ થાય એને માટે આપણે એની બધી ભાષાઓ તથા સાહિત્યોનું સંગઠન કરવા ઇચ્છીએ છીએ. આપણે દ્વેષનો દ્વેષ કરીશું, સુરુચિની મદદ વડે સદાચારને સ્થાપીશું, સેવાના ઉત્કર્ષથી આત્મસંતોષ

પ્રાપ્ત કરીશું તથા સાત્ત્વિક વાણી દ્વારા સૌની સમાનતા તથા બંધુતા સિદ્ધ કરીશું. આ આદર્શ નજર આગળ રાખીને આપણે ભેગા મળ્યા છીએ.

કરોડો ભારતવાસીઓ જે ભાષાને સહેલાઈથી સમજી શકે છે, એવી સુલભ, સર્વસાધારણ અને સ્વદેશી ભાષાનો ઉપયોગ કરીશું. બની શકે તેટલો એક લિપિનો જ ઉપયોગ કરીશું. કેળવણીના સાધનરૂપ પરિભાષા પણ એક જ રાખીશું. પરસ્પર પરિચય વધારીશું, એકબીજાના સુખે સુખી, દુઃખે દુઃખી થઈશું, એકબીજાના હૃદયનો પરિચય પામી એકહૃદય બની જઈશું તથા સ્વતંત્રતાના શુદ્ધ વાયુમંડળમાં સૌના અનિરુદ્ધ વિકાસની સાધના કરીશું.

આવું કરવા માટે આપણા સાહિત્યને યોગ્ય દિશા બતાવવી પડશે. સમાજ-સેવાપરાયણ સાહિત્યાચાર્યો જ એ કામ કરી શકશે.

સામાજિક આત્માને વ્યક્ત કરવાને માટે અનેક સાધન હોય છે. ધર્મ, કૌટુંબિક જીવન, સામાજિક રીતરિવાજો, કાયદો, ઉદ્યોગ, હુન્નર, વેપાર, ઔદ્યોગિક તથા લલિત કળાઓ, બેઠાડુ અને મેદાની રમતો – આ બધાં સામાજિક આત્માને જાગ્રત કરવાનાં તથા વ્યક્ત કરવાનાં મહત્ત્વનાં સાધનો છે. પણ એમાં ઘણી વખત સંકીર્ણતા આવી જાય છે. આમાં સાહિત્ય એક વિચિત્ર ચીજ છે. વધારેમાં વધારે અસર કરનારું હોવા છતાં એને પકડી રાખવું – બાંધી રાખવું મુશ્કેલ છે. એની સીમા બાંધવી સહેલી નથી. એને કાયદાના બંધનમાં ઓછામાં ઓછું બાંધવું જોઈએ. સદાચાર અને સુરુચિના પ્રણેતા શિષ્ટ પુરુષોનો તથા સેવાપરાયણ સામાજિક પુરુષોનો અંકુશ જ સાહિત્યને માટે લાભદાયી હોય છે.

પ્રાચીન ભારતમાં, રાજાના હાથમાં શાસન ઓછું હતું. ધર્મવ્યવસ્થા તથા જાતિ-સંગઠનના હાથે જ લોકજીવન નિયંત્રિત રહેતું હતું. આજે આ બંને અંકુશ ચાલી ગયા છે. સદાચારનો આદર્શ નહીં અહીંનો રહ્યો કે નહીં પશ્ચિમનો જામી શક્યો. રાજસત્તા તો માત્ર રાજદ્રોહથી બચવાની ઇચ્છા રાખે છે. રાજસત્તાના હાથમાં સમાજનું તથા સાહિત્યનું નિયંત્રણ ઓછામાં ઓછું હોય એ જરૂરનું છે. ધર્માચાર્યો તો જીવનની વાસ્તવિકતાથી સેંકડો ગાઉ દૂર રહે છે. તેઓ તો ભૂતકાળનો આદર્શ પણ નથી સમજતા હોતા. પ્રાચીન આદર્શ પર જે જાળાં ચડયાં છે તેને જ તેઓ ધર્મનું રહસ્ય માની બેઠા છે. આવી દશામાં સમાજ તથા સાહિત્યનું નિયંત્રણ એમના હાથમાં શી રીતે રાખી શકીએ? જેઓ સાહિત્યનો રસ જાણે છે તથા સમાજનું હિત ચાહે છે, ઇતિહાસ અને આદર્શની દૃષ્ટિ રાખી જેઓ સમાજની પ્રગતિમાં મદદ કરી શકે છે એવા પુરુષોનું નિયંત્રણ જ સાહિત્ય પર રહેવું જોઈએ. દુઃખની સાથે કહેવું પડે છે કે આપણા સાહિત્યાચાર્યોએ પોતાનું આ કર્તવ્ય છોડી દીધા જેવું કર્યું છે અને સાહિત્યજગતમાં દરેકે મનમાન્યું કરવાની હઠ લીધી છે. દરેક ભાષાના સાહિત્યસેવીઓએ પોતાની અભિરુચિ શુદ્ધ રાખવાનો પ્રયત્ન કરવો જોઈએ. તેમના હાથમાં કાંઈ સત્તા હોવાની જરૂર નથી. તેઓ નિર્ભયતાથી પોતાનો

અભિપ્રાય પ્રગટ કરે તથા તે પ્રકાશકો અને વાચકોને કાને પહોંચી જાય એટલું જ બસ છે. આપણે જાણીએ છીએ કે કોઈ વસ્તુને ગંદી ઠરાવી હોય તોયે તેને પ્રકાશિત કરનાર, ખરીદનાર અને વાંચનાર મળી શકે છે. પણ એથી આપણે ગભરાવાની કે નિરાશ થવાની જરૂર નથી. સમાજમાં પોતાને, પોતાનાં બાળબચ્ચાંને અને પોતાનાં કુટુંબીઓને સદાચાર અને સુરુચિના વાતાવરણમાં રાખવાને ઇચ્છતા લોકોની સંખ્યા કાંઈ ઓછી નથી. એવાં પુસ્તકાલયો પણ છે, જેના સંચાલકો પોતાના વાચકોને ઝેરીલું અને ગંદું સાહિત્ય આપવા નથી ઇચ્છતા. જે લેખકોને ભારતની પ્રતિષ્ઠાની દરકાર છે તેઓ તો ઉચ્ચ અભિરુચિને અનુકુળ જ રહેશે. ભારતીય સાહિત્ય પરિષદનો પૂરેપૂરો વિકાસ થશે ત્યારે સાહિત્યશુદ્ધિ સંભાળવાની જવાબદારી કાયદા કે ધર્મતંત્રના હાથમાં નહીં રહે. સાહિત્ય જ પોતાનું ક્ષેત્ર સંભાળી લેશે.

'સાહિત્યને માટે સાહિત્ય' કે 'બોધને માટે સાહિત્ય' એવો એક નિરર્થક વાદ ખૂબ ચાલી રહ્યો છે. કોઈએ બરાબર જ કહ્યું છે કે સાહિત્યના ગર્ભમાં ગમે તેટલો બોધ રહ્યો હોય પણ લેખકનું કામ, દાયણનું કામ કરી એ બાળકને બહાર લાવી લોકોની આગળ ધરવાનું નથી. બોધ તો સાહિત્યના વાતાવરણમાં છુપાયેલો રહેવાથી જ વધારેમાં વધારે પરિણામકારી નીવડે છે.

સાહિત્ય ધન કમાવાને માટે ન હોય, કીર્તિને માટે ન હોય. આ અર્થમાં 'સાહિત્યને માટે સાહિત્ય' એ સૂત્ર યથાર્થ છે. દ્રવ્યનો આનંદ, કીર્તિનો આનંદ, ઇન્દ્રિયોનું સુખ વગેરે નાનામોટા પુરુષાર્થો જેમ છે તેમ સાહિત્યનો આનંદ એ પણ સ્વતંત્ર પુરુષાર્થ છે. પણ ઘણા માણસો જ્યારે સાહિત્યને માટે સાહિત્યની વાતો કરે છે ત્યારે તેમના મનમાં કાવ્યાનંદ, કલાનંદ કે સાહિત્યાનંદ નથી હોતો. તેઓ તો કેવળ વાસનાનું ઉદ્દીપન તથા વાસનાની તૃપ્તિને જ મનમાં રાખે છે. જ્યાં વાસના આવી ત્યાં કાવ્યાનંદ નથી ટકી શકતો. સાહિત્યથી જનતાની સેવા પણ થઈ શકે તો તે કાંઈ સાહિત્યનું કલંક નથી. ખરી વાત તો એ છે કે વિશુદ્ધ અને સમૃદ્ધ જીવનમાંથી જ સાહિત્યનું નિર્માણ થવું જોઈએ. જ્યારે જીવનપ્રવાહ છીછરો અને વિકૃત થઈ જાય છે ત્યારે સાહિત્ય પણ એવું જ બની જાય છે. અને જ્યારે જીવનની પ્રેરણા છોડીને સાહિત્યમાંથી જ સાહિત્ય પેદા થાય છે ત્યારે તે કૃત્રિમ, નિષ્પ્રાણ તથા અવળે માર્ગે જનારું નહીં થાય તો તે આશ્ચર્યકારક જ સમજવું જોઈએ.

જે સાહિત્ય કેવળ વિલાસિતાનો જ આદર્શ પોતાની સામે રાખે છે એવા સાહિત્યનું સંગઠન કરવાની જરૂર જ શી છે? આપણે તો જનસેવાને માટે જ સાહિત્યની સેવા કરવા માટે પ્રવૃત્ત થયા છીએ. ભાષા એ જનસેવાનું કીમતી સાધન છે. એટલે જ આપણે એને મહત્ત્વ આપીએ છીએ. જનસેવાની સીધી પ્રત્યક્ષ જવાબદારી પ્રાંતીય ભાષાઓની હોવાથી જ આપણે પ્રાંતીય ભાષાઓને આટલું

પ્રાધાન્ય આપીએ છીએ. રાષ્ટ્રીય એકતા સિવાય, સંસ્કૃતિવિનિમય સિવાય, લોક-જીવન પ્રસન્ન, પુરુષાર્થી અને પરિપૂર્ણ થઈ શકતું નથી. એટલા માટે જ આપણે રાષ્ટ્રભાષાને આટલું મહત્ત્વ આપીએ છીએ. પ્રાંતીય ભાષાઓ અને રાષ્ટ્રભાષા – આ બંને એકબીજાનાં પૂરક છે.

સાહિત્યનું વાહન તો ભાષા છે. આપણે આપણું કાર્ય કઈ ભાષામાં કરીશું? આપણે પોતાની કાર્યવાહી કઈ લિપિમાં લખીશું? જેઓએ આ પ્રવૃત્તિની શરૂઆત કરી છે તેઓ તો એ નિશ્ચય પર આવી ગયા છે કે રાષ્ટ્રભાષા હિંદી-હિંદુસ્તાનીમાં જ આપણો બધો વ્યવહાર ચાલશે. આમ તો પ્રાંતીય ભાષાઓનું અને સાહિત્યોનું સંગઠન થયા પછી એનું કામ તે તે પ્રાંતોમાં ત્યાંની ભાષા અને લિપિમાં જ ચાલશે. પ્રાંતીય ભાષાઓની વર્ણમાળા એક જ થવાથી તથા બધાંને નાગરી લિપિનો પરિચય થવાથી તેઓ પોતાનું પ્રાંતીય કાર્ય પોતાની ભાષા અને નાગરી લિપિમાં કરે એવો આમારો પ્રયત્ન છે, આમ થવાથી એક પ્રાંતના કાર્યને બીજા પ્રાંતમાં આપણે સહેલાઈથી સમજી શકીશું અને આપણું સંગઠન વધારે સુલભ થશે. એક લિપિનો પ્રશ્ન દરેક પ્રાંતીય ભાષાને પોતાની ઇચ્છા મુજબ ઉકેલવાનો છે.

આપણે હિંદીનું જ વાહન (માધ્યમ) પસંદ કરીએ છીએ. એનાં કેટલાંય કારણો છે. પહેલું કારણ તો એ છે કે આ વાહન સ્વદેશી છે. કરોડો ભારતવાસીઓની હિંદી જન્મભાષા જ છે. બીજું કારણ એ છે કે બધા પ્રાંતોના સંતો તથા કવિઓએ સદીઓથી હિંદીને અપનાવી છે. જ્યારે લોકો યાત્રા માટે જાય છે ત્યારે હિંદીનો જ આશરો લે છે. પરદેશીઓ જ્યારે હિંદુસ્તાનમાં ભ્રમણ કરે છે ત્યારે એ લોકો પણ જુએ છે કે હિંદીના આશરાથી જ તેઓ આ દેશને ઓળખી શકે છે. મૂળમાં તો હિંદી ભાષા લવચીક તંદુરસ્ત અને બાળકોની માફક વધનારી છે જ અને એની સર્વસંગ્રાહકશક્તિ તથા સમન્વયશક્તિ પણ અથાગ છે. જે ભાષાને આજે પોતાના તેર ઉપવિભાગો સંભાળવા પડે છે તેને રાષ્ટ્રભાષાની ભૂમિકા ધારણ કરવામાં કોઈ મુશ્કેલી નહીં પડે.

પાછલાં થોડાં વર્ષોમાં હિંદીએ બંગાળી, મરાઠી, વગેરે પ્રાંતીય સાહિત્યોથી પોતાનું સાહિત્ય કંઈ ઓછું સમૃદ્ધ નથી કર્યું. આપ-લેમાં હિંદી સિદ્ધહસ્ત સાબિત થઈ ચૂકી છે. આપણે હિંદીને જે કાંઈ આપીએ છીએ તેને તે સંશોધિત અને પરિવર્ધિત કરીને દેશના ખૂણેખૂણામાં પહોંચાડી દે છે. ભારતીય સાહિત્ય પરિષદની પ્રવૃત્તિ શરૂ થવાથી હિન્દી પોતાનું સેવાકાર્ય હજી પણ વધારે કરી બતાવશે. આવી રાષ્ટ્રસેવા કરીને જ એણે રાષ્ટ્રભાષાનું ગૌરવભરેલું પદ પ્રાપ્ત કર્યું છે. હિંદી તરફ વહેમની નજરે જોવાનું કંઈ જ કારણ નથી. એની રાષ્ટ્રસેવાથી પ્રાંતીય ભાષાઓમાં ગૌરવ તથા સામર્થ્ય આપણે વધેલાં જ જોઈશું.

જ્યારે હિંદી-હિંદુસ્તાનીમાં આપણો આંતરપ્રાંતીય વહેવાર ચાલશે ત્યારે બધા પ્રાંતોને સુલભ એવું રાષ્ટ્રભાષાનું સર્વસાધારણ સ્વરૂપ પણ આપણે ઘડવું પડશે.

રાષ્ટ્રીય હિંદીમાં સર્વ ભાષાઓના શબ્દોને કંઈક સ્થાન તો મળશે જ. આપણે કોઈનો બહિષ્કાર કરવા નથી ઇચ્છતા. રાષ્ટ્રીય શબ્દો કોઈ પણ ભાષા કે બોલીમાંથી આવ્યા હોય તે આપણા જ છે. લોકોનો મોટો ભાગ જે શબ્દોને સમજી શકે તે બધા શબ્દો રાષ્ટ્રીય જ છે.

દક્ષિણી બોલીઓ તરફથી અને દક્ષિણના રાષ્ટ્રહિતેચ્છુ મિત્રો તરફથી હિંદી-વાળાઓને મારે એક પ્રાર્થના કરવાની છે. અમે અરબી અથવા ફારસી શબ્દોના બહિષ્કારની તરફેણમાં નથી. હિંદીમાં મોટા મોટા સંસ્કૃત શબ્દો નાખીને એને પાંડિત્યમયી હિંદી બનાવવાના પક્ષમાં પણ અમે નથી. તોપણ તમારી હિંદી – દિલ્હી લખનૌ તરફની હિંદી – અમે ઘણી મુશ્કેલીથી સમજીએ છીએ એટલું તમારે ધ્યાનમાં રાખવું જોઈએ. પંડિત જવાહરલાલજી જે ઉમદા હિંદી બોલે છે તે તમારે મન તો ઘરગથ્થુ હિંદી હશે. અમારે માટે તો એ પણ ન સમજાય એવી હિંદી છે. અમે મુશ્કેલીથી હિંદી શીખી લઈએ છીએ. અમારી દક્ષિણી ભાષામાં થોડાક અરબી અને ફારસી શબ્દો છે. એમને તો અમે રાખવા જ માગીએ છીએ. જે શબ્દો અમારી ભાષામાં આવી ગયા છે તે અમારા જ થઈ ગયા છે. પરંતુ નવા શબ્દો જ્યારે એકદમ વધારે પ્રમાણમાં ઘૂસી જાય છે ત્યારે અમારે માટે રાષ્ટ્રભાષા પણ એક અજ્ઞાત અને દુર્બોધ ભાષા બની જાય છે. અમે અમારા મુસલમાન ભાઈ સાથે ભાઈચારો વધારવા ઇચ્છીએ છીએ, પરંતુ જ્યારે તેઓ મોટા મોટા અરબી અને ફારસી શબ્દો જ વાપરવાની હઠ પકડે છે ત્યારે અમે મૂંઝાઈ જઈએ છીએ. હૃદય એમની નજીકમાં જવા ઇચ્છે છે પણ તેઓ પોતાની અઘરી ભાષાથી અમને દૂર રાખે છે. ઉત્તરના હિંદુ અને મુસલમાન – બંને એમ માનશે કે દિલ્હી-લખનૌમાં બજારમાં ગમાર લોકો પણ જે ભાષા સમજી શકે છે એ સામાન્ય હિંદી છે, અને એ અમારે સમજવી જ જોઈએ. ભલે અમારો ગુનો થાય, પણ અમારે સ્પષ્ટ કહેવું જોઈએ કે અમે એ ભાષા બહુ જ થોડા પ્રમાણમાં સમજી શકીએ છીએ. જેમ જેમ અમે તમારો પરિચય વધારીશું તેમ તેમ તમારા શબ્દો પણ શીખી લઈશું, પણ ત્યાં સુધી તમે અમારા ઉપર રહેમ રાખી અને મહેરબાની કરી અમે સમજી શકીએ તેવા સહેલા શબ્દોનો ઉપયોગ કરજો. તમને મળવા માટે અમે બહુ દૂર સુધી આવીશું અને તમે પણ અમારે ખાતર બે ડગલાં આગળ ચાલીને અમારી તરફ આવજો. એમ ન થશે તો પછી આજે જેમ અમારે અંગ્રેજી શીખવી પડે છે તેવી જ હાલત તમારી ભાષાની પણ થશે. કૉંગ્રેસમાં જે હિંદી ભાષણો થાય છે તેમાં ફારસી શબ્દોનો એટલો ભંડાર હોય છે કે ગામડાંમાંથી આવનાર પ્રતિ-નિધિઓને તો અંગ્રેજી તથા હિંદી બંને સમજવી એકસરખી જ મુશ્કેલ લાગે છે. રાષ્ટ્રીય વૃત્તિને લીધે અમે એ બધું સહન કરી લઈએ છીએ. પણ વધારે નહીં તો અમારી મુશ્કેલીઓ તો તમારી આગળ રજૂ કરીએ અને કહીએ કે તમારી ભાષા અમે સમજી લઈએ છીએ એવો ખ્યાલ તમને હોય તો તે સાચો નથી.

અને વળી આ તો સાહિત્ય પરિષદ થઈ. એમાં તો તમે કેટલાયે ભારે તથા મોભાદાર હિંદી શબ્દ વાપરશો. મારી તમને વિનંતી છે કે જો આ સંગઠનને સફળ બનાવવું હોય તો કૃપા કરીને તમે હિંદી અથવા હિંદુસ્તાનીને જેટલી બને તેટલી સહેલી બનાવજો. અમે સંસ્કૃતનો પક્ષ નથી લેતા, પણ હિંદી-હિંદુસ્તાનીની નિષ્ફળતા મટાડવાની ઈચ્છા રાખીએ છીએ.

મેં જોયું છે કે ડૉક્ટર ખાનસાહેબ અમારી એ મુશ્કેલીઓની કદર કરે છે તથા અમારી સમજમાં આવે એવા સહેલા શબ્દો વાપરે છે. આટલા દૂર રહેવા છતાં પ્રેમને લીધે તેઓ એ મુશ્કેલી સમજે છે તથા તેને મટાડવાનો પ્રયત્ન કરે છે.

આપણા કાર્યક્ષેત્રની સીમા નથી. આપણી શક્તિની જેટલી મર્યાદાશક્તિ તેટલી જ કાર્યક્ષેત્રની મર્યાદા. આપણે એ પણ જાણીએ છીએ કે આપણી શક્તિ બહુ જ મર્યાદિત છે. આ સ્વાર્થી દુનિયામાં લોકસેવાનું કામ કરનારાઓની સંખ્યા ઘણી ઓછી છે તથા સેવાનાં ક્ષેત્રો અનંત છે. એક કવિએ કહ્યું છે કે ભૂખ્યા લોકોનું પેટ વ્યાકરણથી નથી ભરાતું અને તરસ્યાની તરસ કાવ્યરસથી નથી છીપતી. સર્વોચ્ચ નિષ્ઠાવાન સેવક સાહિત્યની શક્તિ હોવા છતાં તેને છોડીને બીજાં ઘણાં વધારે જરૂરી કામમાં લાગી જાય છે. આવી દશામાં જે થોડાક લોકો પોતાની મર્યાદિત શક્તિ આ સંગઠનમાં લગાવી શકે તેમને લઈને આ કામ કરવાનું છે. સાહિત્ય-સેવીઓ તથા મોટા પંડિતોની કિંમત મને ઓછી નથી. મારામાં શક્તિ હોત તો રાજા વિક્રમ કે ભોજની પેઠે તેમને ભેટમાં લાખો મહોર દઈ દેત. પણ આપણે તો બધા ગરીબ હિંદુસ્તાનના પ્રતિનિધિ છીએ. આપણી વિદ્વત્તા તથા યોગ્યતા ગમે તેટલી હોય તોપણ તથા તાકાતવાળી સરકાર આપણને ગમે તેટલો પગાર આપે તોપણ આ કામ દેશનું છે એટલે દેશનું કામ આપણે ગરીબ ખેડૂતના પ્રતિનિધિ બનીને જ કરવું જોઈએ. તો જ એનો લાભ ગરીબ જનતાને મળશે. એમ નહીં થાય તો આપણું કામ આપણા રાજાઓના રાજમહેલની પેઠે દૂરથી સુંદર પણ પ્રવેશ મેળવવા માટે અશક્ય થઈ જશે. સરકારી રિપોર્ટોમાં દેશની કીમતી હકીકતો અંગ્રેજીમાં અપાય છે તેથી તે ખેડૂતોને કામ નથી આવતી. જો આપણે આપણા સાહિત્યની પ્રગતિ પણ આવી દુર્ગમ બનાવી દઈશું તો જનતાનો દારુણ શાપ આપણે આપણા માથા ઉપર ઉઠાવવો પડશે. "તુલસી હાય ગરીબકી કભૂ ન ખાલી જાય !"

આપણે આપણા રાષ્ટ્રમાં ચૈતન્ય જાગ્રત કરવું હોય તો ગામડાંના લોકોની બોલી જોડે આપણે પરિચય વધારવો જોઈશે. સંસ્કૃત તથા ફારસીના સાહિત્યનું અધ્યયન તો આપણે બહુ કીધું. એને આપણે છોડીશું નહીં. બની શકે તો એને વધારીશું પણ હવે લોકસાહિત્યનો વધારે તથા ઊંડો અભ્યાસ કરવાનો સમય આવી પહોંચ્યો છે. હજારો વર્ષોથી આપણે સામાન્ય જનતા પ્રત્યે બેદરકાર રહ્યા છીએ. લોક-સંસ્કૃતિનાં સમર્થ તત્ત્વોનો આપણે ઉપહાસ જ કર્યો છે. હવે આપણે નમ્ર થઈને, પ્રેમથી પવિત્ર થઈને તેની પાસે જવું જોઈશે, તેમની ભાષાઓ શીખવી પડશે

તથા તેમના ભાવો સમજીને તેમના હૃદય સુધી પહોંચવાની ભાષા પ્રાપ્ત કરવી પડશે. બધી ભાષાઓનું આવું સંગઠન કરવાથી આપણે જોઈ શકીશું કે લોકસંસ્કૃતિમાં એક અદ્‌ભુત એકતા રહેલી છે. એમાં જાતિ, ધર્મ, પ્રાંત તથા ભાષાના ભેદો વિઘ્ન નાખી નથી શકતા. હૃદયધર્મને પારખનારી સામાન્ય જનતામાં ભેદનાં તત્ત્વો બહુ ઓછાં હોય છે તથા જે થોડાં હોય છે તે મહત્ત્વનાં નથી જણાતાં.

કેટલાક ઉત્સાહી સજ્જનો કોઈ કોઈ વખત કહે છે કે ભારતવર્ષમાં અનેક ભાષાઓના જે ઝઘડા છે તેને મટાડવાને માટે એક સાધારણ ભાષા રાખી બાકીની બીજી બધી ભાષાઓને પૂર્વના તથા પશ્ચિમના સમુદ્રોમાં ફેંકી દેવી જોઈએ. હું એમની સાથે જરા પણ મળતો નથી. મને જનસમુદાય પર જેટલો પ્રેમ છે તેટલો કેવળ ભાષા પર પ્રેમ નથી. મને મારા દેશવાસીઓ પર પ્રેમ છે તેથી મને તેમની નાનીમોટી ભાષાઓ તથા બોલીઓ પર પ્રેમ છે. એક એક ભાષાના જે નાના-મોટા ઉપવિભાગો છે તેને ભલે તમે તોડી નાખો. એકતાથી આપણી શક્તિ વધશે. પણ જ્યાં સુધી આપણે લોકસેવાને પ્રધાન સ્થાન આપીએ છીએ ત્યાં સુધી પ્રાંતીય ભાષાઓનું મહત્ત્વ આપણે કબૂલ રાખવું જોઈએ. જનતાના હૃદય સુધી પહોંચવા-ની શક્તિ પ્રાંતીય ભાષાઓમાં છે. દરેક પ્રાંતના બધા જ લોકો પોતાની લિપિ જાણતા હોત તો એક લિપિનું આંદોલન કરવાની હિંમત કદાચ હું નહીં કરત. પણ હું જાણું છું કે આપણા દેશમાં લિપિનો પ્રચાર ઘણો જ થોડો છે. સેંકડે સાત જણ પણ પૂરા એકે લિપિ નથી જાણતા. આવી દશામાં બધાને સહેલી એક નાગરી લિપિનો જ વ્યવહાર કરવાથી આપણે એકબીજાની વધારે નજીક આવી પહોંચીશું.

રાષ્ટ્રભાષા દ્વારા પ્રાંતીય ભાષાઓનું તથા બોલીઓનું અધ્યયન વધશે ત્યારે આપણી રાષ્ટ્રભાષા ભારતસમૃદ્ધ બનશે, ત્યારે દરેક પ્રાંતીય ભાષાને બીજી ભાષા-ઓથી પૂરું પોષણ મળશે અને બધી પ્રાંતીય ભાષાઓમાં આજે જે જુદાઈ નજરે પડે છે તે ઘણી ઓછી થઈ જશે. આ ક્રમથી જો આ સંસ્કારી રાષ્ટ્રની એક સમૃદ્ધ ભાષા બની જાય તો ભલે બને. એમ થવાથી પ્રાંતીય સરસ્વતીઓના બધા પ્રવાહો એ મહાન્ ક્ષીરસાગરમાં મળીને કૃતાર્થ થશે.

ભારતીય ભાષાઓની વૃદ્ધિઓમાં બે ભિન્ન દૃષ્ટિઓ સરખા મહત્ત્વની છે. એક બાજુ આપણે ભણેલાગણેલા મધ્યમ વર્ગના લોકો આજ સુધી કરેલો જનતાનો દ્રોહ મટાડી લોકજીવન સાથે એકરૂપ બનવા ઇચ્છીએ છીએ, અને બીજી બાજુ ભારતના બહારનાં પરાક્રમી રાષ્ટ્રો જોડે તથા તેમની વિદ્યા જોડે આપણો સંબંધ વધારવાની ઇચ્છા રાખીએ છીએ. જનસેવામાં જ્ઞાનપ્રચારનું કામ વધારે મહત્ત્વનું છે તથા જગત જોડેના સંબંધમાં જ્ઞાનપ્રાપ્તિ તથા પ્રતિષ્ઠાનો અંશ વધારે છે, જ્યારે આપણે પારિભાષિક શબ્દો તૈયાર કરવા ઇચ્છીએ છીએ ત્યારે આ ભેદ સ્પષ્ટ રીતે પ્રગટ થાય છે. પશ્ચિમની વિદ્યાને ખૂબ જોરથી ભારતવર્ષમાં લાવવાની [illegible] ઇચ્છે કે બહારની દુનિયા જોડે સંબંધ રાખવા માટે

યુરોપની પરિભાષાનો જ આપણે સ્વીકાર કરવો જોઈએ અને એ જ આપણી આંતરરાષ્ટ્રીય પરિભાષા છે. અને જે લોકો ભારતની અનાથ જનતાને બને તેટલી ઝડપથી જ્ઞાનસંપન્ન બનાવવા ઇચ્છે છે અને જેઓ એમની શક્તિમાં જ રાષ્ટ્રની શક્તિ જુએ છે તેઓ ઘરગથ્થુ પરિભાષા નિર્માણ કરવાનું પસંદ કરે છે. હું જાણું છું કે આ બીજા પક્ષના લોકો ભારતીય સંસ્કૃતિનાં રક્ષણ તથા પ્રતિષ્ઠાનો વિચાર વધારે રાખે છે તથા એમની વાત વધારે વ્યવહારુ પણ લાગે છે. જેઓ યુરોપના સામ્રાજ્યને આંતરરાષ્ટ્રીય સમજી બેઠા છે તેઓ પણ દેશભક્તિમાં કોઈ રીતે ઊતરે એવા નથી. એટલું તો આપણે કબૂલ કરવું જોઈએ કે આ બંને પક્ષોની વચ્ચે કંઈ ને કંઈ સમજૂત તો થશે જ. પરંતુ આ બંનેની વચ્ચે આજે તો વિરોધનું કારણ હું જોતો નથી. તેઓ સર્વોચ્ચ કેળવણી તથા સર્વોચ્ચ સંશોધનમાં ભલે પાશ્ચાત્ય પરિભાષા રાખે. આજે આપણે તેમની વિરુદ્ધ ફરિયાદ નહીં કરીએ. પરદેશની સંજીવની વિદ્યા તમે કચ બનીને લઈ આવો છો એટલા માટે અમે સદૈવ તમારા ઋણી રહીશું. તમે એનો ઉપયોગ નહીં કરી શકો તો અમે કરીશું. પણ અમને દેશી ભાષામાં ઘરગથ્થુ પરિભાષા દ્વારા આમવર્ગને પ્રાથમિક તથા માધ્યમિક કેળવણી આપવા દેજો. આગળ જતાં કોઈ એક પરિભાષા બીજાના ક્ષેત્ર પર ભલે કબજો મેળવે. તે વખતે કોઈને કાંઈ કહેવાનું નહીં રહે.

મુખ્ય પ્રશ્ન આપણી સામે એ છે કે સ્વદેશી પરિભાષામાં બધા પ્રાંતોયને માટે સમાનતા, સ્થિરતા તથા નિશ્ચિતતા કઈ રીતે લાવી શકાય? જ્યાં સુધી પરિભાષા નક્કી નહીં થાય ત્યાં સુધી જનતાને ભણાવવામાં મુશ્કેલી રહેશે. વિદ્યાપીઠોમાં તથા યુનિવર્સિટીઓમાં દેશી ભાષાનો પક્ષ લેનાર લોકો પણ નિશ્ચિત પરિભાષાના અભાવને લીધે હારી જાય છે તથા શરમ ભરેલી સ્થિતિને વશ વર્તે છે.

મારો પોતાનો ખ્યાલ એ છે કે આપણે જગત જોડેના સંબંધ વિશે હદથી વધારે લોલુપ છીએ. આપણે આપણા દેશવાસીઓની ઈમાનદારીથી સેવા કરીશું તો ભારતવર્ષ – પ્રાચીન તથા સંસ્કારસંપન્ન ભારતવર્ષ – આખી દુનિયાનું ધ્યાન આપોઆપ ખેંચશે, અને જેમ બધાં રાષ્ટ્રોના લોકો વગર બોલાવ્યે ભારતવર્ષના ધનના લોભથી અહીં આવે છે તેમ તેઓ અહીંની વિદ્યા, કલા, વિજ્ઞાન તથા સમાજશાસ્ત્ર શીખવા માટે હાથમાં સમિધ લઈને આપોઆપ મળી આવશે. ત્યારે આપણે સમાન ભાવથી આપણો જગત જોડેનો સંબંધ સિદ્ધ કરીશું.

સાહિત્યના ક્ષેત્રમાં એક વાત આપણે ધ્યાનમાં રાખવી જોઈએ. જ્યારે પોતાનું સાહિત્યસર્જન ઓછું થઈ જાય છે ત્યારે પરભાષાનું મહત્ત્વ વધી જાય છે.

જ્યાં સુધી આપણે પ્રાંતીય ભાષાઓમાં સંસ્કૃત સાહિત્યનો સાર લાવીને નથી ભરી દેતા ત્યાં સુધી સંસ્કૃતનો અભ્યાસ અનિવાર્ય જેવો થઈ પડે છે. જો આપણે અરબી તથા ફારસી સાહિત્યના સર્વોચ્ચ ગ્રંથોનો સુંદર તથા સ્વભાવિક અને સરળ હિંદીમાં આદર્શ અનુવાદ કરી દઈએ તો પછી આપણા દેશવાસીઓને અરબી

તથા ફારસી શીખવાની એટલી જરૂર નહીં રહે. થોડા લોકો તો હમેશાં અનેક ભાષાઓ શીખશે જ, તેમનો તો કાંઈ સવાલ છે જ નહીં.

આજે આપણી હાલત એવી છે કે ઇંગ્લંડમાં હમણાં શું થઈ રહ્યું છે તે જેટલું જાણીએ છીએ એટલું પંજાબ, કેરળ કે આસામમાં શું થઈ રહ્યું છે તે નથી જાણતા. આ પરિષદ દ્વારા એ ખામી દૂર થવી જોઈએ. કોણ કેટલું આગળ વધ્યું છે, કોણે કેટલું પરાક્રમ દાખવ્યું છે એ જાણવાથી પુરુષાર્થમાં પ્રેરણા મળે છે તથા પ્રગતિનો વેગ વધે છે. દેશાભિમાનને માટે દેશભક્તિ જોઈએ તથા દેશભક્તિને માટે પ્રથમ દેશપરિચય જોઈએ. બધું હોય તો જ આપણે શુદ્ધ દેશસેવા કરી શકીશું. સાહિત્યનું એ ખાસ નિશાન છે કે એ દરેકને સમગ્ર દેશનું તથા દેશના ઇતિહાસનું ધારાવાહી જ્ઞાન આપે.

પ્રજાની કેળવણીનો ભાર આખરે તો આપણા ઉપર જ છે એ આપણે ભૂલવું જોઈએ નહીં. કેળવણી વિભાગની બહારનાં બધાં કામો પણ આપણે જ કરવાં જોઈએ. જ્યાં સુધી આપણે સર્વસંગ્રાહક શબ્દકોશ, ગ્રામોદ્યોગોની પરિભાષા, વિજ્ઞાન, રાજનીતિ, સમાજશાસ્ત્ર વગેરેની લોકને સુલભ એવી પરિભાષા તૈયાર નહીં કરીએ ત્યાં સુધી લોકકેળવણી પાંગળી જ રહેશે.

આપણે બહુભાષી લેખક, વક્તા, અધ્યાપક તથા પત્રકારો તૈયાર કરવા જોઈએ. એક ભારત-ભારતી નામની મોટી સંસ્થા સ્થાપી તેના દ્વારા જેમ શંકરાચાર્યે ધર્મોપદેશક પરિવ્રાજકો તૈયાર કર્યા હતા તેવા લોકસેવક પરિવ્રાજકો તૈયાર કરી પ્રાંત પ્રાંતમાં મોકલવા જોઈએ. આજ આપણી પાસે કોઈ પણ પ્રાંતની સામાન્ય જનતાના લોકજીવનનો ઇતિહાસ છે જ નહીં. જે કાંઈ થોડોઘણો છે તે પણ પરદેશી મુસાફરોનો લખેલો છે. આપણા પરિવ્રાજકોએ આ બધું કામ કરવું પડશે. અખંડ, અવિરત સેવા વિના આપણો દેશ આપણો નહીં બને. આપણા દેશભાઈઓના આપણે ભાઈઓ છીએ એવું કહેવાનો અધિકાર આપણને નહીં મળે.

આ સાર્વભૌમ પ્રવૃત્તિનું કાર્યાલય કોઈ મધ્યવર્તી સ્થાન પર જ રાખવું વાજબી છે. મોટા ભાગનું કામ તો લોકો પોતપોતાના પ્રાંતમાં પોતાની પ્રાંતીય શાખાઓ દ્વારા કરશે. આગળ જતાં પરિભાષા નક્કી કરવા માટે એક મોટી સમિતિ સ્થાપવી પડશે. ગ્રામસાહિત્યની શોધ માટે બીજું એક મંડળ સ્થાપવું પડશે. અનુવાદકોની એક મોટી સેના તૈયાર કરવી પડશે. દરેક પ્રાંતની શાખા પોતપોતાના સાહિત્યના ઇતિહાસ તૈયાર કરી આપશે અને દરેક વરસે સાહિત્યની પ્રગતિનું વિવરણ પ્રસિદ્ધ કરશે. ક્યાં શું ચાલી રહ્યું છે, કોની કેટલી શક્તિ છે, ક્યાં કેવી તાણ છે, એ બધું જાણવાથી પુરુષાર્થ તથા સહકાર વધશે તથા દેશવાસીઓની સેવા આપણે વધારે લાયકાતથી કરી શકીશું; આપણા ક્ષુદ્ર તથા પામર જીવનને કૃતાર્થ કરી શકીશું.

રાષ્ટ્રજીવનના આવા અત્યંત મંગલમય મુહૂર્તમાં આપણે આ ભારતીય સાહિત્ય પરિષદની સ્થાપના કરી રહ્યા છીએ. આનું પ્રારંભિક કાર્ય વિસ્તૃત ન દેખાય તો

ફિકર નહીં. ગંગોત્રી આગળની ગંગા વિસ્તૃત હોય એ જરૂરી નથી, પણ એ વિશુદ્ધ રહે એની જરૂર છે. આગળ જતાં અનેક લોકો પોતાનાં જીવન એના જીવનમાં ભેળવશે તથા એનો પ્રવાહ ગંગાસાગરના જેવો વિશાળ તથા ઉદ્ધારક બનશે. આજે આપણી સામે સંસ્થા તથા તેના બંધારણનો પ્રશ્ન ગૌણ છે. તે તો આગળ જતાં આપોઆપ નક્કી થશે. દરેક સંસ્થાનું બંધારણ આખરે તો રાષ્ટ્રીય પ્રકૃતિના પરિણામ રૂપે જ છે. આપણે તો આપણા ઉદ્દેશની સિદ્ધિ તથા આપણા કાર્યની એકાગ્રતાના ઉપર જ ધ્યાન આપવું જોઈએ. આપણે એમ નથી માનતા કે આપણે આ મહાન કાર્યને માટે લાયક છીએ, પણ ઈશ્વરને જ્યારે કાંઈ કામ કરવું હોય છે ત્યારે તે ગમે તેવાં સાધનોથી પણ તે કરી લે છે અને ઇચ્છે ત્યારે એક સાધનને ફેંકી દઈ બીજું સાધન હાથમાં લે છે. આપણે તો માત્ર તેના હાથમાંનાં ઓજાર છીએ; કામ તો એનું જ છે. ક્ષુદ્ર અભિમાનથી આપણે એને કેમ બગાડીએ? એટલું ઘણું સારું છે કે આ પ્રારંભિક કાર્યમાં દ્રવ્યલાભ, પ્રતિષ્ઠાલાભ કે મોજ-મજાનો અંશ ઘણો જ ઓછો છે. મકાનનો પાયો નાખનાર મજૂર કોઈ મોટો રાજા કે સ્થપતિ નથી હોતો. કમર વાળીને નમ્રતાથી કામ કરનારા મજૂરોનું એ કામ હોય છે. એવા મજૂરોને આમંત્રણ આપતો હું આપ સૌનું સ્વાગત કરું છું. આપ સૌ એકત્ર થઈને આ મહાન પ્રશ્ન પર વિચાર કરો અને અમને માર્ગ બતાવો.

## પરિષદની નીતિ

બચપણમાં અમે સાંભળતા હતા કે જૂના જમાનામાં પંડિત લોકો જ્યારે શાસ્ત્રાર્થ કરતા, ત્યારે શાસ્ત્રાર્થનો વિષય તો એક કોરે રહી જતો, અને આપણે કયા કયા ગ્રંથોને પ્રમાણ માનવા અને પ્રમાણ પણ કેટલાં છે, એના ઉપર જ કલાકો સુધી ગરમાગરમ ચર્ચા ચાલતી. ભગિની નિવેદિતાએ એક ઠેકાણે લખ્યું છે, કે એ લડનારા ધુરંધર શાસ્ત્રીઓ જ્યારે અતિશય ઉશ્કેરાઈ જતા ત્યારે જીતનારા લોકો પોતાના વિરોધીઓના મોંમાં નાખવા માટે નજીકમાં ધૂળ નહીં મળતી તો જે જાજમ કે શેતરંજી કે ગાલીચા ઉપર બેસીને શાસ્ત્રાર્થ કરતા હોય તેને ફાડીફાડીને તેની નીચેથી ધૂળ લઈ હારનારના મોંમાં નાખતા. આજકાલનો જમાનો જરા સભ્ય છે, સુશિક્ષિત છે. બિચારી શેતરંજી, જાજમ અને ગાલીચા હવે સહીસલામત છે. તોપણ આપણાં હૃદયમાંથી એ પુરાણા શાસ્ત્રીઓ હજી નીકળી નથી ગયા, એટલા માટે જ સાહિત્યમાં કઈ કઈ વસ્તુઓ પ્રગટ થવી જોઈએ, એની ચર્ચા શરૂ થવા પહેલાં જ આપણી ભાષા કઈ હોવી જોઈએ, એને નામ કયું આપવું, સુરુચિ, કુરુચિના ડિક્ટેટર કોણ હોય — એ જ પ્રશ્નોની ચર્ચા ચાલ્યા કરે છે.

કેટલાક મિત્રોએ વિચાર્યું, કે ભારતવર્ષ હવે જાગ્રત થઈ ગયો છે. 'ઉઠ જાગ મુસાફર ભોર ભઈ'ના મધુર અને ઉન્સાહિત કરનારા શબ્દો એના કાનો પર પડી,

ચૂકયા છે. બુઢ્ઢા ભારતે ઈંદ્રનો 'ચરૈવેતિ–ચરૈવેતિ' *નો સંદેશો સાંભળી લીધો છે. હવે પ્રાંત પ્રાંતના સાહિત્યમાં મૌલિક રચનાઓ થવા લાગી છે. રૂઢિઓની જંજીરો તૂટવા લાગી છે. સનાતન આત્માનો નવા શરીરમાં નવો અવતાર થઈ રહ્યો છે. એની સાથે સાથે સાંપ્રદાયિકતા અને સંકુચિત પ્રાંતિકતાનું ઝેર પણ પેદા થઈ રહ્યું છે. હમણાં તો સમુદ્રમંથનનો સમય પાસે આવ્યો છે. તરેહતરેહનાં ચમકતાં અમૂલ્ય રત્નો એમાંથી નીકળશે. અમૃત નીકળશે અને હલાહલ પણ નીકળશે. એવે વખતે આમજનતાની જેને કંઈક સેવા કરવી છે, સાહિત્યસેવા દ્વારા જેને રાષ્ટ્રનો આત્મા વ્યક્ત કરવો છે, એવા લોકોને આપણે નિમંત્રણ આપીએ. મળી સંપીને, એકઠા થઈને જનતાની કંઈક સેવા કરીએ. આજ સુધી આપણે જનતાનો દ્રોહ જ કર્યો છે. સેંકડો વરસોથી આપણે એના તરફ નઠોરપણું અને બેપરવાઈ જ બતાવતા આવ્યા છીએ. માખણ માખણ તો આપણે ખાતા રહ્યા અને ગરીબ જનતાને ચાંગળું છાશ પણ સારી રીતે ન મળી, માખણના જે સાચા હકદાર હતા તેમને તો તે મળ્યું નહીં. અને જેમને મળ્યું, તે આપણે લોકોએ મહેનતનું કામ છોડી દીધું એટલે આપણે તે પચાવી ન શકયા. આવી સ્થિતિ ઘણા દિવસ સુધી ચાલી.

તમામ પ્રાંતોમાં એકતા પેદા કરવાની શક્તિ પ્રાચીન કાળમાં સંસ્કૃત ભાષામાં અને સંસ્કૃત સાહિત્યમાં હતી. પણ સંસ્કૃતાભિમાની પંડિત લોકો સંસ્કૃતને આગળ રાખી પ્રાકૃત ભાષાઓ તરફ ઉપેક્ષાનો ભાવ બતાવતા રહ્યા. ઊંચા દરજ્જાનું સાહિત્ય તો સંસ્કૃતમાં જ લખાવું જોઈએ, હીન ભાવો ભલે પ્રાકૃતમાં વ્યક્ત થાય, એ પ્રકારનું એ લોકોએ સાહિત્યિક દંડવિધાન ચાલુ કર્યું. પરિણામ એ આવ્યું કે સંસ્કૃત સાહિત્ય કૃત્રિમ – બનાવટી – થવા લાગ્યું અને અસંસ્કૃત – સંસ્કારહીન – ગણાતી પ્રાકૃત ભાષાઓમાં સ્વાભાવિકતાનો જોશીલો પવન વહેવા લાગ્યો.

જ્યારે આ દેશમાં પઠાણો અને મોગલોની સલ્તનત જામી ત્યારે બહારથી આવેલી ફારસી જબાનની ઇજ્જત વધી. અને બિચારી દેશી ભાષાઓ ગમાર બોલી ગણાવા લાગી. સાચો રસ્તો તો એ હતો કે આપણે આપણી પ્રાંતીય બોલીઓની પ્રતિષ્ઠા કાયમ રાખવી જોઈતી હતી અને સંસ્કૃતની સાથે અરબી અને ફારસી સાહિત્યનું પણ દૂધ તેમને પાવું જોઈતું હતું.

જ્યારે અંગ્રેજી રાજ્યની જડ જામવા લાગી ત્યારે પણ આપણે ચેત્યા નહીં અને આપણે એની એ ભૂલ કરી. અંગ્રેજી નવી દુનિયાની ભાષા છે. એક ખૂબ મોટી પુરુષાર્થી જાતિની એ ભાષા છે. જો આપણે સંસ્કૃત, પ્રાકૃત, અરબી અને ફારસી સાહિત્યની સાથે એને પણ આકંઠ પી લઈને પોતાની પ્રાંતીય ભાષાઓને પુષ્ટ કરત, તેને મજબૂત બનાવત, તો આપણો દેશ ક્યારનો સ્વતંત્ર થઈ ગયો હોત. સાચું સાહિત્ય જાતિનું ચૈતન્ય છે, પ્રાણ છે. આપણે ત્યાં તો જેને તક મળી તે દેશી ભાષા છોડીને અંગ્રેજી ભણવા દોડી ગયો. અંગ્રેજી ભણીને પોતાની

* ચાલતા રહો, આગળ વધતા રહો, ચાલવાથી જ ભાગ્ય ચાલે છે.

ભાષા અને પોતાના લોકોની સેવા કરનાર વ્યક્તિ બહુ ઓછી નીકળી. આપણે વ્યાખ્યાનો ઝાડયાં અંગ્રેજીમાં, લેખ લખ્યા અંગ્રેજીમાં, આપણી ઑફિસો ખોલી અંગ્રેજીમાં એટલે સુધી કે અંગ્રેજીમાં વિચાર સુધ્ધાં કરવા લાગ્યા. કાઉન્સિલ, ઍસેમ્બ્લી અને કોર્ટકચેરીઓનું કામકાજ અંગ્રેજીમાં ચાલે તો તેમાં નવાઈ શી? આપણા કેટલાય મોટા મોટા રાષ્ટ્રીય નેતા પણ આ રાષ્ટ્રદ્રોહથી બચ્યા નહીં. પોતાના મિત્રો સાથે, એક જ પ્રાંતના મિત્રો સાથે તેઓ અંગ્રેજીમાં પત્રવ્યવહાર કરતા માલૂમ પડે છે. કેટલાક મહાનુભાવો તો પોતાનાં સ્ત્રીબાળકોને સુધ્ધાં અંગ્રેજીમાં પત્રો લખે છે, બાળકોની કેળવણીના શ્રીગણેશ અંગ્રેજી એ. બી. સી. ડી. થી કરે છે, પોતાની નિત્યનોંધ (ડાયરી) સુધ્ધાંયે અંગ્રેજીમાં લખનાર કેટલાય સજ્જનો મોજૂદ છે, અને ઈશ્વરની પ્રાર્થના અંગ્રેજીમાં કરવાવાળા ઈશ્વરભક્તો પણ આ અભાગી દેશમાં વિરાજે છે. મને નથી સમજાતું કે અંગ્રેજો કયે મોઢે કહી શકે છે કે આપણે હિંદીઓ તેમના વફાદાર નથી.

જમાનો હવે જરા બદલાયો છે, એમાં શક નથી. આપણી આટલી બધી વફાદારીની કંઈ પણ કદર ન થઈ, એ કારણે હો કે પછી ભારતના દુર્દૈવના દિવસો હવે પૂરા થવા આવ્યા છે એ કારણે હો, લાજપતરાય, કવિવર ઠાકુર અને ગાંધીજી જેવા લોકનેતાઓએ દેશી ભાષાઓનો જન્મસિદ્ધ હક સ્વીકાર્યો. આ ત્રણેયે અંગ્રેજી ભાષાનો કૃતજ્ઞતાપૂર્વક લાભ ઉઠાવ્યો છે. એમણે અંગ્રેજીની થોડીઘણી સેવા પણ કરી છે. તોપણ એમણે દેશી ભાષાઓની પોતાને હાથે બેઇજ્જત નથી થવા દીધી. આટલો આશરો મળતાં જ આપણી દેશી ભાષાઓ આશાવંત અને ઉજ્જવળ ભવિષ્યવાળી થવા લાગી અને પોતાની શક્તિનો પણ પરિચય કરાવવા લાગી. એનું પરિણામ એ આવ્યું કે દેશના કરોડો લોકો જ્ઞાન, સંસ્કાર, ચેતના અને પ્રેરણા પામવા લાગ્યા. અંગ્રેજીમાં અંગ્રેજો આગળ અને દેશ આગળ રોવું અને રડીને થાકી જઈએ ત્યારે આપણા જ લોકો ઉપર ભૂંકવું – એ જે આપણો રોજનો કાર્યક્રમ થઈ ગયો હતો, એને છોડીને હવે આપણે જરા આત્મવિશ્વાસ તરફ આગળ પગલાં માંડી વાત કરવા લાગ્યા. સેવા કરતાં કરતાં આપણા સાહિત્યનો આદર્શ પણ હવે કંઈક બદલાઈ ગયો છે. સ્વાભિમાનની સાથે આપણું ધ્યાન રોટી તરફ ગયું છે.

પુરાણા સાહિત્યાચાર્યોએ કાયદો કરી મૂક્યો હતો કે 'સાહિત્ય'ની દુનિયામાં રોટીનો પ્રશ્ન ન છેડી શકાય, એનો ઉલ્લેખ સુધ્ધાં ન આવવો જોઈએ. પાંખો લગાવી હવામાં ઊડયા કરો, પરીઓ સાથે આનંદ લૂંટો, અને સ્વર્ગની સુધાથી પણ મધુર કાવ્યરસનું ખૂબ પાન કરો. ભલેને અંગ્રેજોની ફોજ કિલ્લાના મુખ્ય દરવાજાની સામે દારૂગોળા લઈને આવી પહોંચે, પણ ઠુમરી-ટપ્પાનાં રંગીલાં ગાયનો અને રંડીઓનાં નખરાંબાજ નાચ નહીં છોડવાં, શું ઈસુએ કહ્યું નહોતું કે આદમી કેવળ રોટી ઉપર જ જીવન નથી ગુજારતો? રોટીની વાત છોડી દો; જીવનનો સાર મોજમજા, એશઆરામ, વૈભવવિલાસ અને આનંદ સિવાય કશો જ નથી. એક પુરાણા લોકકવિએ પોતાનો ધીમો અવાજ ઉઠાવીને જવાબમાં કહ્યું હતું કે જે વખતે

પેટમાં ભૂખની આગ બળતી હોય છે, ત્યારે તે વ્યાકરણથી નથી બુઝાતી, અને તરસે મરતો માણસ કાવ્યરસ પીને તાજો નથી થઈ શકતો. એ જ રીતે, ભૂખે પેટે પ્રેમભક્તિનો સુધારસ પણ નથી પિવાતો. 'ભૂખે ભક્તિ ન હોગી ગોપાલા; યહ લો કંઠી યહ લો માલા'!

હવે એ દિવસો તો ગયા; આ તો નવા દિવસો આવ્યા છે. પાશ્ચાત્ય સામ્યવાદ અને સમાજવાદે ઉપેક્ષિત રોટીની પ્રતિષ્ઠા વધારી દીધી છે. રોટીના સવાલને દુનિયાના જીવનમરણનો સવાલ બનાવી દીધો છે. એણે ગરીબોની સત્તા સ્વીકારી છે. દહાડામાં ત્રણત્રણ ચારચાર વાર ઘીદૂધ અને માલમલીદા ઉડાવનારા આપણે લોકો પણ હવે રોટીનું સ્વાદિષ્ટ સાહિત્ય પસંદ કરવા લાગ્યા છીએ.

જાગૃતિ ગમે તેના ઉપદેશથી આવે પણ એ વસ્તુ સારી છે. હવે આપણામાંથી કેટલાક લોકો સંસ્કૃત, અરબી, ફારસી, અંગ્રેજી અને દેશી ભાષાઓ અને તેમના સાહિત્યનો છેડો છોડી, ગરીબ લોકોને વધારેમાં વધારે રોટી આપણે શી રીતે આપી શકીએ, એ પ્રશ્નનો નિવેડો લાવવા માટે ગામડાંઓમાં જઈને વસ્યા છે. અને જેઓ એટલું પણ ન કરી શક્યા, તેઓ ખેડૂત અને મજૂર, હરિજન અને સ્રીજન, કારકુન અને કારીગર જેવી દબાયલી જાતિઓનાં દુ:ખને સાહિત્ય દ્વારા વ્યક્ત કરી રહ્યા છે. જે વીર નથી બની શકતો તે ઓછામાં ઓછો એનો ચારણ તો બની જાય! આપણે જો ભેગા થઈને ભારતીય સાહિત્યનું સંગઠન કરીએ તો સમાજની વધારેમાં વધારે સેવા થાય, એ જ આશાથી આપણે બધાએ મળવાનું ઇચ્છ્યું.

મ્યુનિસિપાલિટીમાં બધા પક્ષના લોકો આવી શકે છે. કોઈ સાહિત્યિક સંસ્થામાં તો જેમનામાં અમુક અંશે સહકારની ભાવના હોય તેવા જ માણસો આવી શકે. એવા સાહિત્યકાર પણ મોજૂદ છે, જે આ દુનિયાને ભૂલી જઈને પરલોકના ભૂગોળ-ઈતિહાસ બતાવી શકે છે, અને સીધા સ્વર્ગની અને પાતાળની સહેલ આપણને કરાવી શકે છે. પ્રાચીન શાસ્ત્રોમાંથી પ્રાણદાયક પ્રેરણા ખેંચી લેવાને બદલે એનો જ ફાંસો ગળામાં ઘાલી પોતાનો શ્વાસ રૂંધવાવાળા સાહિત્યકાર પણ મોજૂદ છે. લોકોની કામવાસનાને ઉત્તેજિત કરી તેને સાહિત્યની 'યાકૂતી' ખવડાવનાર અને નટ, વીટ અને ગણિકા સમાન લોકોની લંપટતાના મદદગાર સાહિત્યકાર પણ ચોમાસાના દેડકાની પેઠે વધી રહ્યા છે. 'દેશભક્તિ, લોકસેવા, ત્યાગ, બલિદાન આદિ ઊંચી ભાવનાઓ કાં તો કેવળ બેવકૂફી છે, કાં તો ભારે દંભ છે,' એવો રાતદિવસ ઢંઢેરો પીટવાવાળા અને જનતાને પોતપોતાનો સ્વાર્થ સિદ્ધ કરવાનું સૂચન કરવાવાળા સાહિત્યકાર પણ 'જિન ખોજા તિન પાઈ યોં,'ની પેઠે અહીં મળી જ રહે છે. આ લોકોમાંથી કેટલાક વધારે ચતુર, ચાલાક અને ચુસ્ત હોઈ, લોકોને માત્ર સ્વાર્થસાધના જ શીખવે છે એટલું નહીં બલકે સંકુચિત અભિમાન અને સુરક્ષિત પરાક્રમ પણ શીખવે છે. આ કમભાગી દેશમાં લોકોએ અન્યાય અને અત્યાચાર એટલાં તો સહન કર્યાં છે કે એમને કોઈને વિશે સાશંક બનાવવા એ કોઈ બહુ

મુશ્કેલ વાત નથી. જો હું કોઈને કહું, કે "જો ભાઈ ! તું ઊંઘમાં પડ્યો છે, ગાફેલ રહે છે, તારો પડોશી તારી જમીન દબાવી રહ્યો છે, તારો દુશ્મન આગળ વધી રહ્યો છે, એનું મન તારા વિશે સાફ નથી." તો એની કોઈ પણ જાતની સેવા કર્યા વગર જ હું તેનો હિતસ્વી બની જાઉં છું. અને તેનો આગેવાન બનીને પોતાની સ્વાર્થકામનાને પોતાની ક્ષુદ્ર મહત્ત્વાકાંક્ષાને ખૂબ સહેલાઈથી પૂરી કરી શકું છું. દેશનું અને માનવતાનું ગમે એવું નુકસાન કેમ ન થતું હોય, આપણે એ રીતે એક પ્રાંતને બીજા પ્રાંત સાથે લડાવી મારી શકીએ છીએ, એક પક્ષની બીજા પક્ષ સાથે દુશ્મનાવટ ઊભી કરી શકીએ છીએ, અને પછી દરેક વ્યક્તિ અને પક્ષ અને કોમ ટોપ, બખ્તર પહેરી, હાથમાં હથિયાર લઈ ચારે કોર જોતી રહે છે કે કોઈ અચાનક અમારા ઉપર હુમલો તો નહીં કરે ને.

થર્ડ ક્લાસના ડબ્બામાં ચાર માણસો બેઠા હતા. દરેકને ડર હતો કે પડોશી પોતાના હક કરતાં વધારે જગ્યા દબાવી લેશે. આથી દરેકે વધારેમાં વધારે જગ્યા દબાવી પહોળી પલાંઠી લગાવી અને એકબીજાને ગુપચુપ ધક્કા લગાવી બેસી ગયા. પોતાના પગોને મરડીને અને એકબીજા ઉપર ચડાવી લાંબા વખત સુધી બેસી રહેવાને લીધે જાંઘ અને સાંધામાં દર્દ થવા લાગ્યું. પણ આ આપણા બહાદુર બેઠકબાજ ચલાયમાન થઈને ડરે એવા નહોતા. પોતાના હકના રક્ષણને માટે આટલી તકલીફ તો ઉઠાવવી જ જોઈએ. પહેલાં તો, થોડી વાર સુધી મોઢેથી કશું બોલ્યા વિના આ ધક્કાધક્કી ચાલ્યા કરી. કારણ એમાંનો દરેક જણ બતાવવા માગતો હતો કે હું જાગ્રત છું, સાવધાન છું, અને સાથે સાથે ભારે સજ્જન પણ છું. સ્વત્વરક્ષા ઉપરાંત ઝઘડાઓ સાથે આપણને ઝાઝો સંબંધ નથી. આ મહાશયોને પોતાની નેક દાનત ઉપર જેટલો ભરોસો હતો તેટલો જ પોતાના પડોશીની બદદાનત ઉપર પણ પૂરેપૂરો વિશ્વાસ હતો. આખરે ધક્કાધક્કી વધતાં વધતાં ગાળાગાળી અને મારામારીની વારી આવી પહોંચી. આ વાત આગળ વધારવાની જરૂર નથી. દેશનાં દૈનિક છાપાંઓની અને વૃત્તાવિવેચનની કેટલેક ઠેકાણે આવી હાલત થઈ રહી છે. સાહિત્યિક ક્ષેત્રમાં પણ આ જ ઝેર ફેલાઈ રહ્યું છે.

તો શું સંગઠનને નામે આ બધી જાતને આ રીતે એકઠી કરી શકાશે? ડેમૉક્રસીના નામ પર બધાને એકઠા કરી અનેકક્ષેત્રી કુરુક્ષેત્ર બનાવી દેવાથી તો કંઈ લાભ થાય?

જે લોકો સુરુચિને સંભાળે છે, જીવનના ઊંચા આદર્શોને માને છે, જેમણે સાંપ્રદાયિક ઝઘડા ચલાવવા નથી, અને જેમને લોકસેવાને માટે સાહિત્યની રૂખ બદલવાની અત્યંત આવશ્યકતા લાગે છે, એવા લોકોનું જ જો આપણે સંગઠન કરીએ તો આગળ જઈને 'શું કરવું છે,' 'કેવી રીતે કરવું છે' – વગેરે મહત્ત્વના સવાલ જલદી હાથમાં લઈને આપણે ઉકેલી શકીશું. જ્યારે જુદા જુદા પ્રાંતોના લોકો સાહિત્યસેવાના ઉદ્દેશથી એકઠા થાય, ત્યારે તેઓ કઈ ભાષામાં પોતાનો વ્યવહાર ચલાવે, એનો પણ કંઈ નિર્ણય થઈ જવો જોઈએ. અમે એવો નિશ્ચય

કરી લીધો છે કે આપણો વ્યવહાર કોઈ પુરાણી કે વિદેશી ભાષામાં નહીં ચાલે, દેશવાસીઓ જેને મોટે ભાગે બોલતા હોય, બીજા પણ જેને થોડી મહેનત અને પ્રયત્નથી સમજી શકે એમ હોય, જેની સર્વસંગ્રાહકતા સારી પેઠે પુરવાર થઈ ચૂકી હોય, અને જે સૌની પાસે પહોંચવા અને સૌના હાથમાં રમવા પૂરતી લવચીક અને લાડકી હોય, એવી જ કોઈ ભારતીય ભાષાને આપણે અપનાવવી જોઈએ. હિંદુસ્તાનની આજની ભાષાઓમાં આ પદ ક્યારનું હિંદીને મળી ચૂક્યું છે. એને જ હિંદુસ્તાની પણ કહે છે. એ ભાષાનું માધ્યમ લઈને આપણે આપણું બધું કામ ચલાવીશું. એક જ પ્રાંતમાં એક જ ભાષાના કેટલાય ભેદો હોય છે. ગુજરાતીના, કાઠિયાવાડી, આમદાવાદી, ચરોતરી, સુરતી, ગાયકવાડી, પારસી વગેરે કેટલાય ભેદો પડે છે. જોકે દરેક વક્તા કે લેખક પોતાના સંસ્કાર અને રુચિ અનુસાર કોઈ એકનો આશ્રય લઈને બોલશે, તોપણ એ ભાષા તો તો એક જ છે. વિખ્યાત ભાષાશાસ્ત્રી ડૉ. કેલોગે હિંદીના તેર વિભાગ દર્શાવ્યા છે, અને હવે તો એના હજી પણ ભેદો વધશે. જે લોકો નથી સંસ્કૃત ભણ્યા, કે નથી અરબી-ફારસી શીખ્યા, અને જેમનું લોકો સાથે હળવામળવાનું પણ ખૂબ ઓછું છે, એવા લોકો પોતાની હિંદીમાં અંગ્રેજી શબ્દ ખૂબ 'યૂઝ' કરે છે. જોકે આ પ્રમાણે એક જ ભાષાની શૈલીઓ અનેક થઈ જાય છે, છતાં એ ભાષા તો એક જ રહે છે. જો આપસમાં હળવામળવાનો ખ્યાલ જ આપણે કાઢી નાખ્યો, તો એક ભાષાની અનેક ભાષા બની જવી એ કાંઈ અશક્ય વાત નહીં રહે. જો અરસપરસ હળવામળવાનું બંધ થાય, પરસ્પરનો સંબંધ તૂટી જાય તો એક ભાષાની અનેક ભાષા તો થવાની જ. ઝેંદ અને વૈદિક ભાષા આ જ કારણે 'એક'ની 'અનેક રૂપ રૂપાય' બની! આપણે લોકો જેઓ ભારતવર્ષને એક રાષ્ટ્ર બનાવવા માગીએ છીએ, જુદા જુદા ધર્મના હોવા છતાંયે એમાં સાંસ્કૃતિક એકતા જોવા માગીએ છીએ, તેમણે હમેશાં એવો પ્રયત્ન કરવો જોઈએ કે બધા વિભાગોના લોકો આમાં સમાઈ જાય અને તેમની ભાષા સર્વસુલભ બની જાય.

'ભારતીય સાહિત્ય પરિષદનું બધું કામકાજ હિંદી-હિંદુસ્તાનીમાં થવું જોઈએ' એ ઠરાવનો કોઈ બીજો અર્થ હતો પણ નહીં. પણ દોરડીને સાપ માનવાવાળાને બિચારી દોરડી શી રીતે સમજાવે કે ભાઈ, મારામાં ઝેર નથી. જેને શક હોય તે દોરડીને લાકડીથી મારીપીટીને જોઈ લે. જો દોરડીએ ફૂંફાડો માર્યો તો સમજવું કે તે સાપ છે. જો તે એવી ને એવી દોરડી જ રહી તો સાબિત થશે કે સાગેસાગ દોરડી છે. બિચારી કહેશે કે મારા નસીબમાં બે લાઠી ખાવાની લખી હશે, તે પડી. આખરે એ જ દોરડી આપસમાં લડનારી અનેક લાકડીઓને મજબૂત રીતે ભેગી બાંધી એકઠી કરવાના કામમાં આવશે. અમે એમ નથી કહેતા કે આટલું કરતાં છતાં એને વિશેની શંકા દૂર થઈ જ જશે. શંકાનો તો કદી અંત જ હોતો નથી. જ્યાં દિલમાં એક વાર ડર પેદા થયો ત્યાં જ્યાં સુધી ડર જાય નહીં ત્યાં સુધી શંકા ઊઠ્યા જ કરવાની. શંકાનો વાચિક ઉપાય નથી થઈ શકતો. જે વાત

દલીલથી નથી થતી, તે કદાચ અમલી કામથી થઈ જશે. એવા ખ્યાલથી શાંત રહી આપણે ધીરજ રાખવી ઘટે.

પરિષદના ઉદ્દેશ નક્કી થઈ ગયા પછી પણ અંદર અંદર મતભેદ નહીં થાય એવું થોડું જ છે.

'... એવા સાહિત્યને પરિષદ હરગિજ પ્રોત્સાહન નહીં આપે' એ ઠરાવના સંબંધમાં એક માનનીય મિત્રે લખ્યું છે, "આ ઠરાવની ભાષા કમજોર છે. એનો અર્થ એવો પણ થઈ શકે કે પરિષદ એવી બાબતમાં તટસ્થ રહેશે. મારા ધારવા પ્રમાણે, 'એવા સાહિત્યની આલોચના કરવી અને તેને શક્તિહીન બનાવવું' એમ હોવું જોઈએ." ઠરાવ જેવો છે, તેવામાં જ બીજા એક મિત્રને ડિક્ટેટરીની ગંધ આવે છે. અમારા નમ્ર અભિપ્રાય પ્રમાણે તો ડિક્ટેટર તો તેને કહેવાય જે બીજાનો મત પૂછ્યા વગર, તેની સંમતિ લીધા વગર પોતાને મનમાન્યું કામ કર્યે જાય, અને અધિકારના જોર પર બીજા પાસે પોતાની આજ્ઞાનું પાલન કરાવે. ભારતીય સાહિત્ય પરિષદ કોઈ રાજકીય વિભાગ નથી, તેમ તે કોઈને જબરદસ્તીથી પોતાના કામમાંથી રોકવા પણ માગતી નથી. તે પોતાને માટે કેવળ એટલો જ નિયમ બનાવે છે કે એના પોતાના સભ્યોના મત પ્રમાણે જે સાહિત્ય સારું નહીં હોય તેને તે પ્રોત્સાહન નહીં આપે. ધારો કે કાલે અમે ઊઠીને એવું કહ્યું કે જે નવલકથા અમને નહીં ગમે તે અમે ખરીદીશું નહીં, વાંચીશું નહીં અને તેની ભલામણ પણ કરીશું નહીં. અથવા ધારો કે અમે એમ કહ્યું કે જે ચીજ અમને સારી લાગે છે તે જ અમે ખાઈશું, તો એમાં ડિક્ટેટરી ક્યાં આવી ગઈ? જે વસ્તુ અમને બૂરી લાગે છે તેનો જોશપૂર્વક સામનો કરવાનો અમને હક છે. તોપણ પરિષદ તરફથી એવું કરવાનો અમારો ઈરાદો નથી. સારી વસ્તુઓને પ્રોત્સાહન આપવામાં આપણે સહમત થઈ શકીશું. વિરોધના વાતાવરણમાં સહમત થવું ખૂબ મુશ્કેલ હોય છે. 'ગાથા સપ્તશતી' જેવો ગ્રંથ કદાચ અમે પસંદ નહીં કરીએ અને અમારા સહયોગી શ્રી કનૈયાલાલ મુનશી એને જ સાહિત્યનો સુંદર નમૂનો જણાવશે. ઉક્ત ગ્રંથની પ્રશંસામાં એક સજ્જને પી. ઈ. એન. (P. E. N.) માસિકના કોઈ પાછલા અંકમાં ઘણું ઘણું લખ્યું છે. એવો મતભેદ તો રહેવાનો જ. એ હોવા છતાં પણ એવું ઘણું સર્વમાન્ય અને ઊંચું સાહિત્ય મોજૂદ છે, જેનું સંગઠન કરવામાં આપણે આપસમાં સહકાર કરી શકીએ, એકબીજાને મદદ કરી શકીએ. જ્યાં જ્યાં તીવ્ર મતભેદ હોય, ત્યાં ત્યાં પરસ્પર સહિષ્ણુતા અને ઉદારતાનો ભાવ વધારી એકબીજાને નિભાવી લઈશું.

ભારતીય સાહિત્ય પરિષદનો જન્મ એવે વખતે થયો જ્યારે દેશમાં ગેરસમજનું વાતાવરણ વધારે ફેલાયેલું છે. આપણું રાજકીય વાતાવરણ એ દોષને વધારી રહ્યું છે. જો આપણે પ્રાંતીય ભાષાઓનું સંગઠન કરવા નીકળીએ તો કોઈ ને કોઈ દેશી ભાષાનો આશરો તો લેવો જ પડશે. રાષ્ટ્રભાષા હિંદુસ્તાનીનું નામ લેતાં જ

કેટલાક પ્રાંતીય ભાષાભિમાનીઓ ચોંકી ઊઠે છે, કે આ અમારી પ્રાંતીય ભાષાઓ ઉપર હુમલો તો નથી થઈ રહ્યો ને. હિંદીવાળાઓને શંકા થઈ કે આ અમારી પ્રાંતીય હિંદીનું ગળું પીસવા તો નથી જતા ને. કેટલાક ઉર્દૂવાળાઓને શક આવે છે કે આ મારફતે હિંદુસ્તાનીની રાષ્ટ્રીયતાને બરબાદ કરી નાખવામાં આવે છે. અને અંગ્રેજીના કેટલાક અનન્ય ભક્તોના મનમાં ચિંતા પેઠી છે કે અંગ્રેજી ભાષાના સામ્રાજ્યનું શું થશે? એવા પણ કેટલાક મહાનુભાવો આ દેશમાં છે, પછી ભલે એમની સંખ્યા આંગળીને વેઢે ગણાય એટલી કેમ ન હોય, કે જેઓ એવું ઇચ્છે છે કે અંગ્રેજોનું રાજ્ય તો અહીંથી જવું જોઈએ, પણ તેમની ભાષાનું રાજ્ય અહીં યુગ યુગ ફૂલ્યુંફાલ્યું રહે. દેશની ભાષા તો નોકરચાકરો સાથે વાતચીત કરવાને જોઈએ એટલી બાકી રહેશે. એવા લોકોને માટે એ અવશ્ય કટોકટીનો પ્રસંગ ગણાય કે અમો દેશનો આંતરપ્રાંતીય વ્યવહાર કેવળ રાષ્ટ્રભાષામાં ચલાવવા માગીએ છીએ એટલું જ નહીં, બલકે પોતાના પ્રાંતના અંદરના વ્યવહારમાં પણ પ્રાંતીય ભાષાને પ્રમુખસ્થાને સ્થાપવા માગીએ છીએ.

ભારતીય સાહિત્ય પરિષદની સ્થાપના રાષ્ટ્રભાષા પ્રચારને માટે નથી થઈ. એની પ્રાંતીય શાખાઓ પોતપોતાના પ્રાંતની ભાષામાં પોતાનું કામ કરશે. અમારો સંબંધ સાહિત્ય સાથે છે, દેશના વિચાર, અનુભવ, કલ્પના અને આકાંક્ષા સાથે છે, નહીં કે કોઈ એક ભાષા સાથે અથવા એની શૈલી સાથે. બેશક રાષ્ટ્રભાષાનો જે પ્રચાર દેશમાં થયો છે, તેનો અમે લાભ ઉઠાવવા માગીએ છીએ.

અંગ્રેજી ભાષા પ્રત્યે અમને દ્વેષ નથી, એ બતાવવાને માટે અમે આ પંક્તિઓ ઉતારી સમાપ્ત કરીએ છીએ:

"We shall know each other better when the mists have rolled away."

## મદ્રાસનો સાહિત્યોત્સવ

[એક પત્ર : મૂળ મરાઠી પરથી]

તમે મદ્રાસ આવી શક્યા નહીં એ સારું ન થયું. હિંદી સાહિત્ય સંમેલન ઠેઠ મદ્રાસમાં ભરાય એ આ જમાનાનો એક ચમત્કાર જ ગણાય. આજકાલ એટલી બધી અકલ્પિત વસ્તુઓ સહેજે બને છે કે નવાઈ પામવાની આપણી વૃત્તિ જ બધિર થઈ ગઈ છે.

હિંદી સાહિત્ય સંમેલન અને ભારતીય સાહિત્ય પરિષદ એ બન્ને સંસ્થાઓનાં અધિવેશનો વિશે તમે મારી પાસે લેખોની માગણી કરી હતી પણ તે આ મહિને આપી શકીશ એમ લાગતું નથી. પણ અહીંની હકીકત તમને ન જણાવું

તો તે વાસી થઈ જશે કારણ 'कालः पिबति तद्रसम्' એટલે આ પત્રથી તે આપવાનો વિચાર કર્યો છે.

મારો વિચાર તો ૮–૧૫ દિવસ અગાઉથી અહીં આવી સંમેલનની પૂર્વતૈયારી કરવાનો હતો. અહીંના લોકોની પણ એવી જ અપેક્ષા હતી. પણ ટંડનજીએ એક નવું જ કામ મારે ગળે ભેરવ્યું. સંમેલનની પહેલાં દક્ષિણ ભારતમાં બધે ફરી લોકોમાં રાષ્ટ્રભાષા વિશે જાગૃતિ આણવી, હિંદીપ્રચારનું કામ આ ભાગમાં કેટલે સુધી આવ્યું છે તેમ જ ભારતીય સાહિત્ય પરિષદની દૃષ્ટિથી પ્રાંતીય સાહિત્ય સેવકોનું સંગઠન કેવી રીતે અને કેટલે અંશે કરી શકાય તેમ છે તે જોવું. આ ઉદ્દેશથી અમારું એક શિષ્ટ મંડળ દક્ષિણમાં ફરે એમ નક્કી થયું. અહીંની મહિલાઓમાં થયેલી અપૂર્વ જાગૃતિનો વિચાર કરતાં અમારા મંડળમાં કોઈ પ્રતિષ્ઠિત મહિલા હોય તો સારું એવું અમને લાગ્યું અને ઇન્દોરથી સૌ. કમલાબાઈ કિબેને મેં આ તરફ બોલાવ્યાં. સરદાર માધવરાવને પણ અમારી કલ્પના ગમી ગઈ અને સૌ. કમલાબાઈ વર્ધા આવી અમારા મંડળમાં જોડાયાં. પ્રયાગ મહિલા વિદ્યાપીઠનાં મુખ્ય અધ્યાપિકા કવયિત્રી શ્રીમતી મહાદેવી વર્માને પણ સાથે લેવાનું નક્કી કર્યું હતું. પણ તેમની ઉપર માતૃવિયોગની આપત્તિ આવ્યાથી તેઓ આવી શક્યાં નહીં.

હિંદીમાંના પ્રખ્યાત ઈતિહાસસંશોધક જયચંદ્રજી વિદ્યાલંકારને પણ કાશી વિદ્યાપીઠમાંથી અમે ખેંચી લાવ્યા. નાગપુરના આપણા દાદા ધર્માધિકારી સાથે હોય તો લોકોને સુંદર ભાષામાં સરસ મેવો પીરસી શકાશે એમ માની, તેમને પણ સાથે લીધા. જમનાલાલજીને ત્યાંની બે કન્યાઓને દેશાટનથી મળતા શિક્ષણનો લાભ થાય તે માટે અમારી સાથે લીધી અને ભારતીય હિંદીપ્રચાર સમિતિના પ્રધાન મંત્રી મોટુર સત્યનારાયણજીને અમારા બધાની વ્યવસ્થા કરવાનું કામ સોંપી દીધું.

આવું આનંદી મંડળ સહેજે ભેગું આણી શકાય નહીં. અમે રાષ્ટ્રભાષાની સેવા કરીએ છીએ કે માતૃભૂમિના દર્શનનો આનંદ માણીએ છીએ; ભિન્ન ભિન્ન સાહિત્ય સેવકોની મુલાકાતો લઈએ છીએ કે અમારા મિત્રમંડળમાં વધારો કરીએ છીએ એવી જ શંકા ઊપજે એવા અમારા દસ દિવસ પસાર થયા. તિન્નેવલ્લીમાં જે સભા ભરાઈ તેનાં પ્રમુખે તો વળી આનંદિત થઈને, આ લોકો હિંદીના પ્રચાર માટે આવ્યા છે કે તામિલના, એવી એક નવી જ શંકા ઉઠાવી! અમે બધે એમ જ કહેતા ફરીએ છીએ કે લોકોની સેવા કરવી હોય તો પ્રાંતીય ભાષાને જ સર્વથી મહત્ત્વનું સ્થાન આપવું જોઈએ. સ્વભાષા જ દરેક જણની હૃદયરાજ્ઞી હોય. પણ આજે તો લોકોએ તેને દાસી બનાવી દઈ ઘરમાં ઘૂસી ગયેલી અંગ્રેજી ભાષાને તેનું સ્થાન આપ્યું છે. એક ઉપયોગી ચાકરડી તરીકે અંગ્રેજીનું ઉપયોગી સ્થાન છે પણ તેને રાણી બનાવી દઈ સ્વભાષાનું અપમાન કરીએ તો તેનો શાપ આપણને નડ્યા વિના નહીં રહે. સ્વભાષાની મદદે રાષ્ટ્રભાષા આવે તો આપણો સમાજ સર્વસમર્થ થઈ જશે.

પહેલે દિવસે રાજગોપાળાચારિયરે કહ્યું કે સ્વભાષા એ આપણા પોતાના પગ જેવી છે, રાષ્ટ્રભાષા ગાડી જેવી છે. જ્યારે અંગ્રેજી તો દૂરદૂર સુધી પ્રવાસ કરવા ઉપયોગી થાય એવી આગગાડી જેવી છે. આગગાડીને કોઈ ગામના રસ્તામાંથી ફેરવતું નથી કે પોતાના ઘરમાં લાવતું નથી. પણ આપણે એટલી હદ સુધીની મૂર્ખામી કરી ખરી.

અમારું શિષ્ટમંડળ આંધ્ર, કર્ણાટક, તામિલનાડ અને કેરળ એ ચાર પ્રાંતમાં દરેકમાં બે ત્રણ ઠેકાણે—એમ ફર્યું. એલોર, બિઝવાડા અને તેનાલીની મુલાકાત લઈને આંધ્રનું કામ પતાવ્યું. મૈસૂર તથા બેંગલોર જઈને કર્ણાટકને આમંત્રણ આપ્યું. ચિદંબરમ્ (અન્નમલૈ યુનિવર્સિટી), મદુરા અને ત્રિચિનાપલ્લી એ ત્રણ શહેરો દ્વારા તામિલનાડનો પરિચય સાધ્યો. અને નાગરકોઈલ, નૈય્યાટિકરા અને ત્રિવેન્દ્રમ આ ત્રણ સ્થાનો જોઈ ઠેઠ દક્ષિણના છેડે થતા હિંદીપ્રચારનું અવલોકન કરી આનંદ પામ્યા.

બિઝવાડામાં કૃષ્ણામૈય્યાનું સ્નાન, રામેશ્વરમ્ અને કન્યાકુમારી, મદુરાની મીનાક્ષી તેમ જ ત્રિવેન્દ્રમનું પદ્મનાભમંદિર વગેરે તીર્થોની મુલાકાત લીધી. પણ એ વિશે એક સ્વતંત્ર કાગળ જ લખવો ઘટે.

મદ્રાસમાં સંમેલનની ધમાલમાં પણ કેટલાક પ્રતિષ્ઠિત સાહિત્યિકોની મુલાકાત લીધી. ગુજરાતના પ્રખ્યાત કવિ અરદેશર ફરામજી ખબરદાર અહીં જ વાસ કરીને રહ્યા છે. પારસીઓમાંના ગુજરાતી કવિ તરીકે તમે મલબારીનું નામ કદાચ સાંભળ્યું હશે. કવિ ખબરદાર ગુજરાતી ભાષામાં શુદ્ધ અને સંસ્કારી શૈલીનું લખાણ લખવા માટે પ્રસિદ્ધ છે. તેમની કવિતા જેટલી સુંદર છે તેટલી જ વિપુલ છે.

થોડા દિવસ ઉપર અહીંના એક ઉત્સવમાં કુમારી વૈદેહીનું નૃત્ય અમે જોયું. ખબરદાર મારાથી જરા દૂર બેઠા હતા, મેં અંગૂઠો અને તર્જનીની મુદ્રાથી નૃત્યના લાવણ્ય તરફ કવિનું ધ્યાન ખેંચ્યું અને મારા પ્રિય કવિ ખલિલ ગિબ્રાનનું એક વાક્ય લખી કવિ તરફ રવાના કર્યું.

The philosopher's soul lives in his head; the poet's soul is in his heart; the singer's soul lingers about his throat; but the soul of the dancer in all her body.

નૃત્ય જોઈને પ્રસન્ન થયેલા કવિને આ વાક્યથી પ્રેરણાનો એક ધક્કો મળ્યો. તરત જ ક્યાંકથી એક કાગળની ચબરખી લઈ તેમણે એક કવિતા રચી મારી પાસે મોકલાવી:

થનગન નાચે નાનકડી નાર.
પગલી હિલોલે ત્યાં ડગમગ ડોલે;
થનગન નાચે નાનકડી નાર.
એક તો નાચે એનાં નયનોની પૂતળી,
બીજી નાચે એના પાંપણની ધાર;

ત્રીજી નાચે એના હૈયાની પોયણી,
તનમન સૌનાં ત્યાં થાય બલિહાર.
થનગન નાચે છે.
વાદળમાં વીજળી નાચે ઝબૂકતી
નાચે મેહુલીઓ ધરણીનો બાર;
નાચે ધરા નાચે સિંધુ ધમકતો
હૈયે ત્યાં નાચે અનેરા રણકાર.
થનગન નાચે નાનકડી નાર.

બીજે દિવસે ભરત નૃત્ય ચાલતું હતું. આ નૃત્ય ઘણું કઠણ હોય છે. તેમાં નર્તકીની સારી પેઠે કસોટી થાય છે. આ નૃત્ય ચાલતું હતું તેવામાં ખબરદારને કવિતાનો બીજો એક ઉમળકો આવ્યો. અને તેને ફાટેલા પરબીડિયાના એક કટકા ઉપર ઉતારી તેમણે તે મારી પાસે મોકલાવ્યો:

ધરણી ધ્રૂજાવે શશિ સૂર્ય ડોલાવે
ચિત્તો ચાલે એની તીરછી કટાર;
આવો જુઓ જો, જરા હૈયાં હુલાવો!
ક્ષણક્ષણ ઊતરે જીવનના ભાર.
થનગન નાચે નાનકડી નાર.

ગઈ કાલે તેમની પાસેથી સંદેશો આવ્યો છે કે 'મનુરાજ' નામના પોતાના એક નાટકમાં એક સુંદર પ્રસંગ યોજીને તેમણે ઉપલી કવિતા તેમાં વણી કાઢી છે.

'જીવનનો આનંદ'માં મેં વાદળાંનાં સારી પેઠે વર્ણનો કરેલાં છે તે વાંચીને કવિએ કહ્યું કે તમે તો રસ્કિનની યાદ કરાવી. અને પછી તેમણે પોતે નાનપણમાં રચેલી કવિતાઓ કાઢી અમને ઘણો રસાસ્વાદ કરાવ્યો.

તમે વેંકટરામણીનું નામ તો સાંભળ્યું હશે. તેઓ સુંદર અંગ્રેજી લખે છે. મેં તેમનું Paper Boats નામનું પુસ્તક માત્ર વાંચેલું છે. તેમણે પોતાનાં બધાં પુસ્તકો મને આપ્યાં છે. તામિલ ભાષામાં પણ તેમની બે નવલકથાઓ તેમ જ કેટલીક લઘુકથાઓ સુવિખ્યાત છે. સંસ્કારિતા અને નમ્રતા એ બે ગુણોને કારણે વેંકટરામણી સૌને ગમતા થયા છે.

રામકોટીશ્વરરાવ એ પણ એક મહાન વ્યક્તિ છે. 'આંધ્ર જાતીય કલાશાલા'ના તેઓ આચાર્ય હતા. 'ત્રિવેણી' નામનું એક અંગ્રેજી ત્રૈમાસિક તેઓ ચલાવે છે. આ વરસે તેમણે તેને માસિક બનાવ્યું છે. પ્રાંતીય સંસ્કૃતિનો સમન્વય કરવાનું કામ તેમણે ઉપાડયું છે. દક્ષિણમાં હિંદીના પ્રચારનો વિરોધ એમણે કર્યો એમ કહી શકાય. રાષ્ટ્રભાષાના આ શત્રુને મળવાનો મેં અગાઉ બે વાર પ્રયત્ન કરેલો. પણ અમારી મુલાકાતનો યોગ ન આવ્યો. આ વખતે તેમની આસ્થાથી જ અમારી મુલાકાત થઈ અને અમે મિત્ર બન્યા. પ્રાંતીય ભાષાનો હું એક હિમાયતી છું અને અંગ્રેજી ભાષાનો

હું કંઈ દ્વેષ કરતો નથી એટલું જ નહીં પણ અંગ્રેજી સાહિત્યમાં મને રસ છે એ જોતાં જ તેમનો હિંદી વિશેનો દ્વેષ ઓગળી ગયો. હિંદી વિશેની અમારી દૃષ્ટિની તેમને કલ્પના ન હતી. હવે એટલું ખરું કે હિંદી વિશેનો મારા જેવો આગ્રહ એમનામાં નથી તેમ જ અંગ્રેજી વિશેનો તેમનો મોહ મારામાં નથી તેથી અમારી દૃષ્ટિમાં ભેદ છે અને તે કાયમનો પણ રહે. પણ હવે પછી તેમનો આપણને સુંદર સાથ મળશે એ વિશે શંકા નથી. તેમના માસિકમાં હું લખું એવી તેમની ખૂબ ઇચ્છા છે. પણ મને અંગ્રેજીમાં લખતાં આવડે ત્યારે જ એ બની શકે ના?

તમે કહેશો કે પરિષદ અને સંમેલન વિશે લખવાનું કોરે મૂકી કાકા આ વળી કઈ દિશામાં તણાયા! પણ આટલી છૂટ લેવાની ન હોત તો કાગળ શા માટે લખત? લેખ જ ન લખી મોકલત!

અહીંના કાર્યક્રમનો આરંભ આપણી ભારતીય સાહિત્ય પરિષદની બેઠકથી જ થયો. મહામહોપાધ્યાય સ્વામીનાથ અય્યર સ્વાગતાધ્યક્ષ હતા. તેઓ ૮૫ વર્ષના વૃદ્ધ તાપસી છે. તામિલ સાહિત્યની સેવામાં તેમણે આખું જીવન ગાળ્યું છે. પ્રાચીન ગ્રંથોનું સંશોધન તો તેમણે એટલું બધું કર્યું છે કે તેઓ તામિલ ભાષાના વ્યાસજી તરીકે ઓળખાય છે. તેમને અંગ્રેજી આવડતું નથી એટલે મારી સૂચના મુજબ તેમણે પોતાનું ભાષણ તામિલમાં જ વાંચ્યું. તેનો હિંદી અનુવાદ નાનાએ તમને મોકલાવ્યો જ છે. સ્વામીનાથ અય્યરના બધા ગ્રંથ સરસ રીતે બંધાવી પ્રદર્શનમાં રાખવામાં આવ્યા હતા. ડોસાએ સ્વભાષાની કમાલ સેવા કરી છે.

મારું ભાષણ હું લખી શક્યો ન હતો એટલે મુદ્દાની નોંધ કરી હતી તે ઉપરથી હું મારી અસ્ખલિત 'રાષ્ટ્રીય' હિંદીમાં બોલ્યો. આપણી ઇનામની નવી યોજના એ જ વખતે મેં જાહેર કરી. એક પૂર્વ ભારત માટે, બીજું દક્ષિણ ભારત માટે અને ત્રીજું આપણા પશ્ચિમ ભારત માટે. આપણે ત્યાં આ ઇનામ દર ત્રણ વરસે એકેકી ભાષાને મળશે. ત્રણ વર્ષમાં તે તે ભાષામાં જે સર્વોત્કૃષ્ટ ગ્રંથ બહાર પડ્યો હોય તેને આ ઇનામ મળવાનું. (ગુજરાતી, મરાઠી તથા સિંધી ભાષાઓ મળીને પશ્ચિમ ભારત થાય.) ઇનામ માટે એક શરત એ છે કે જે ચોપડી ઇનામ માટે લાયક ગણાય તેનો સરસ હિંદી અનુવાદ કરી આપ્યા પછી જ ઇનામ તે ગ્રંથકારને મળે. ગ્રંથકાર બીજા કોઈ પાસેથી અનુવાદ જરૂર કરાવી શકે. પૂર્વ ભારતનું ઇનામ બંગાળી, ઊડિયા તથા આસમી ભાષા માટે હશે. અને દક્ષિણનું ઇનામ કાનડી, તામિલ, મલયાલમ અને તેલગુ માટે હશે. મારા કેટલાક મારવાડી મિત્રોએ આ ઇનામ ચાલુ રાખવાનું સ્વીકાર્યું છે. પૂર્વ અને દક્ષિણ ભારતના ઇનામની જોગવાઈ થઈ ચૂકી છે. પશ્ચિમ ભારત માટેના ઇનામની વ્યવસ્થા થોડા સમયમાં થઈ જશે. ઇનામની શરતો શી હોય, નિર્ણય કોણ કરે, વગેરે વિગતો ટૂંકમાં નક્કી કરી નાખીશું. મિત્રો સૂચના આપે તો ભારે ઉપકાર. કલકત્તાના એક મારવાડી મિત્રે હિંદીમાં સામ્યવાદ ઉપર ઉત્તમ પુસ્તક માટે પાંચસોનું ઇનામ આપવાનું જાહેર કર્યું છે તે વળી જુદું જ. આ

ત્રીજી નાચે એના હૈયાની પોયણી,
તનમન સૌનાં ત્યાં થાય બલિહાર.
થનગન નાચે છે.
વાદળમાં વીજળી નાચે ઝબૂકતી
નાચે મેહુલીઓ ધરણીનો બાર;
નાચે ધરા નાચે સિંધુ ધમકતો
હૈયે ત્યાં નાચે અનેરા રણકાર.
થનગન નાચે નાનકડી નાર.

બીજે દિવસે ભરત નૃત્ય ચાલતું હતું. આ નૃત્ય ઘણું કઠણ હોય છે. તેમાં નર્તકીની સારી પેઠે કસોટી થાય છે. આ નૃત્ય ચાલતું હતું તેવામાં ખબરદારને કવિતાનો બીજો એક ઉમળકો આવ્યો. અને તેને ફાટેલા પરબીડિયાના એક કટકા ઉપર ઉતારી તેમણે તે મારી પાસે મોકલાવ્યો:

ધરણી ધ્રૂજાવે શશિ સૂર્ય ડોલાવે
ચિત્તે ચાલે એની તીરછી કટાર;
આવો જુઓ જી, જરા હૈયાં હુલાવો!
ક્ષણક્ષણ ઊતરે જીવનના ભાર.
થનગન નાચે નાનકડી નાર.

ગઈ કાલે તેમની પાસેથી સંદેશો આવ્યો છે કે 'મનુરાજ' નામના પોતાના એક નાટકમાં એક સુંદર પ્રસંગ યોજીને તેમણે ઉપલી કવિતા તેમાં વણી કાઢી છે.

'જીવનનો આનંદ'માં મેં વાદળાંનાં સારી પેઠે વર્ણનો કરેલાં છે તે વાંચીને કવિએ કહ્યું કે તમે તો રસ્કિનની યાદ કરાવી. અને પછી તેમણે પોતે નાનપણમાં રચેલી કવિતાઓ કાઢી અમને ઘણો રસાસ્વાદ કરાવ્યો.

તમે વેંકટરામણીનું નામ તો સાંભળ્યું હશે. તેઓ સુંદર અંગ્રેજી લખે છે. મેં તેમનું Paper Boats નામનું પુસ્તક માત્ર વાંચેલું છે. તેમણે પોતાનાં બધાં પુસ્તકો મને આપ્યાં છે. તામિલ ભાષામાં પણ તેમની બે નવલકથાઓ તેમ જ કેટલીક લઘુકથાઓ સુવિખ્યાત છે. સંસ્કારિતા અને નમ્રતા એ બે ગુણોને કારણે વેંકટરામણી સૌને ગમતા થયા છે.

હું કંઈ દ્વેષ કરતો નથી એટલું જ નહીં પણ અંગ્રેજી સાહિત્યમાં મને રસ છે એ જોતાં જ તેમનો હિંદી વિશેનો દ્વેષ ઓગળી ગયો. હિંદી વિશેની અમારી દૃષ્ટિની તેમને કલ્પના ન હતી. હવે એટલું ખરું કે હિંદી વિશેનો મારા જેવો આગ્રહ એમનામાં નથી તેમ જ અંગ્રેજી વિશેનો તેમનો મોહ મારામાં નથી તેથી અમારી દૃષ્ટિમાં ભેદ છે અને તે કાયમનો પણ રહે. પણ હવે પછી તેમનો આપણને સુંદર સાથ મળશે એ વિશે શંકા નથી. તેમના માસિકમાં હું લખું એવી તેમની ખૂબ ઇચ્છા છે. પણ મને અંગ્રેજીમાં લખતાં આવડે ત્યારે જ એ બની શકે ના?

તમે કહેશો કે પરિષદ અને સંમેલન વિશે લખવાનું કોરે મૂકી કાકા આ વળી કઈ દિશામાં તણાયા! પણ આટલી છૂટ લેવાની ન હોત તો કાગળ શા માટે લખત? લેખ જ ન લખી મોકલત!

અહીંના કાર્યક્રમનો આરંભ આપણી ભારતીય સાહિત્ય પરિષદની બેઠકથી જ થયો. મહામહોપાધ્યાય સ્વામીનાથ અય્યર સ્વાગતાધ્યક્ષ હતા. તેઓ ૮૫ વર્ષના વૃદ્ધ તાપસી છે. તામિલ સાહિત્યની સેવામાં તેમણે આખું જીવન ગાળ્યું છે. પ્રાચીન ગ્રંથોનું સંશોધન તો તેમણે એટલું બધું કર્યું છે કે તેઓ તામિલ ભાષાના વ્યાસજી તરીકે ઓળખાય છે. તેમને અંગ્રેજી આવડતું નથી એટલે મારી સૂચના મુજબ તેમણે પોતાનું ભાષણ તામિલમાં જ વાંચ્યું. તેનો હિંદી અનુવાદ નાનાઓ તમને મોકલાવ્યો જ છે. સ્વામીનાથ અય્યરના બધા ગ્રંથ સરસ રીતે બંધાવી પ્રદર્શનમાં રાખવામાં આવ્યા હતા. ડોસાએ સ્વભાષાની કમાલ સેવા કરી છે.

મારું ભાષણ હું લખી શક્યો ન હતો એટલે મુદ્દાની નોંધ કરી હતી તે ઉપરથી હું મારી અસ્ખલિત 'રાષ્ટ્રીય' હિંદીમાં બોલ્યો. આપણી ઇનામની નવી યોજના એ જ વખતે મેં જાહેર કરી. એક પૂર્વ ભારત માટે, બીજું દક્ષિણ ભારત માટે અને ત્રીજું આપણા પશ્ચિમ ભારત માટે. આપણે ત્યાં આ ઇનામ દર ત્રણ વરસે અક્કેકી ભાષાને મળશે. ત્રણ વર્ષમાં તે તે ભાષામાં જે સર્વોત્કૃષ્ટ ગ્રંથ બહાર પડ્યો હોય તેને આ ઇનામ મળવાનું. (ગુજરાતી, મરાઠી તથા સિંધી ભાષાઓ મળીને પશ્ચિમ ભારત થાય.) ઇનામ માટે એક શરત એ છે કે જે ચોપડી ઇનામ માટે લાયક ગણાય તેનો સરસ હિંદી અનુવાદ કરી આપ્યા પછી જ ઇનામ તે ગ્રંથકારને મળે. ગ્રંથકાર બીજા કોઈ પાસેથી અનુવાદ જરૂર કરાવી શકે. પૂર્વ ભારતનું ઇનામ બંગાળી, ઊડિયા તથા આસામી ભાષા માટે હશે. અને દક્ષિણનું ઇનામ કાનડી, તામિલ, મલયાલમ અને તેલગુ માટે હશે. મારા કેટલાક મારવાડી મિત્રોએ આ ઇનામ ચાલુ રાખવાનું સ્વીકાર્યું છે. પૂર્વ અને દક્ષિણ ભારતના ઇનામની જોગવાઈ થઈ ચૂકી છે. પશ્ચિમ ભારત માટેના ઇનામની વ્યવસ્થા થોડા સમયમાં થઈ જશે. ઇનામની શરતો શી હોય, નિર્ણય કોણ કરે, વગેરે વિગતો ટૂંકમાં નક્કી કરી નાખીશું. મિત્રો સૂચના આપે તો ભારે ઉપકાર. કલકત્તાના એક મારવાડી મિત્રે હિંદીમાં સામ્યવાદ ઉપર ઉત્તમ પુસ્તક માટે પાંચસોનું ઇનામ આપવાનું જાહેર કર્યું છે તે વળી જુદું જ. આ

હિંદુસ્તાન છે. અહીં 'વેદોક્ત'ની હિલચાલ બ્રાહ્મણો કરે. બ્રાહ્મણેતરોને ટેકો બ્રાહ્મણો જ આપે તેમ જ જૈનોનાં દર્શન પણ બ્રાહ્મણો જ લખી આપે! એવી સ્થિતિ છે. હવે મૂડીવાળા લોકો સામ્યવાદી રાષ્ટ્રપતિનું સરઘસ કાઢે છે એટલું જ નહીં પણ સામ્યવાદી સાહિત્યને પણ પ્રોત્સાહન આપે છે. અહીંના મુસલમાન આગેવાન જનાબ યાકુબ હુસેને હિંદી-હિંદુસ્તાનીનો પ્રશ્ન ફરી છેડયો હતો. ગાંધીજીએ તેમને મન ખોલીને છૂટથી વાત કરવાની તક આપી હતી. બાપુજીએ પણ એટલી જ સ્પષ્ટતાથી હિંદુસ્તાની ભાષાને 'હિંદી' એ નામથી ઓળખાવવાની અપરિહાર્યતા સ્પષ્ટ કરી બતાવી.

ભારતીય સાહિત્ય પરિષદમાં ગઈ સાલના જ પદાધિકારીઓ ફરી ચૂંટાયા. અહીંના ચાર પ્રાંતો માટે ચાર સંયોજક (Conveners) નિમાયા. તેમનાં નામ મેં પરમ દિવસે તમને જણાવ્યાં છે એટલે ફરી લખતો નથી. સાહિત્યનાં ત્રણ ઇનામો વિશે યોજના ઘડવા માટે એક સમિતિ નીમી અને પછી સમયને અભાવે એક જ નિબંધ વંચાયો. અરસપરસ પરિચય કરી આપવામાં જે વખત ગયો તે કાર્યની દૃષ્ટિએ યોગ્ય જ થયું એમ હું માનું છું.

હિંદી સાહિત્ય સંમેલનમાં સ્વાગતનું કામ લેડી લોકસુંદરી રામને કર્યું. સ્વાગત મંત્રિણી શ્રીમતી સૌ. અમ્બુજંમાળ હતાં. સૌ. લોકસુંદરી રામન હિંદી ભાષામાં ઠીક ઠીક બોલે છે. જુદા જુદા પ્રાંતોમાં રહ્યાને કારણે તેમનામાં સંસ્કારિતા અને આત્મવિશ્વાસ સારા પ્રમાણમાં છે. હોહા મચાવ્યા વિના તેમણે સમાજસેવાનું કામ સારી પેઠે કરેલું છે. બેંગલોરના ટાટા રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટના વિદ્યાર્થીઓને પોતાના મળતાવડા સ્વભાવથી તેમણે સારી પેઠે પોતાના કરી લીધા છે. સૌ. અમ્બુજંમાળ પણ હિંદી સારું બોલે છે. લેડી રામનનો વિનોદ તેમનામાં નથી. પણ તેમની કાર્યદક્ષતા અને આસ્થા કંઈ જેવીતેવી નથી. આ બંને મહિલાઓમાં ખાદીભક્તિ પૂરતા પ્રમાણમાં છે.

સંમેલનમાં સૌથી મહત્ત્વનો જે ઠરાવ પાસ થયો તે રાષ્ટ્રીય કાર્ય કઈ ભાષામાં ચાલે તેને લગતો હતો. ઠરાવની ભાષા કરતાં તે પસાર કરાવવાની પદ્ધતિમાં ખાસ ખૂબી હતી. આપણો બધો જ રાષ્ટ્રીય વહેવાર આજ લગી અંગ્રેજીમાં ચાલતો; અને હજી પણ કેટલેક ઠેકાણે અંગ્રેજીનું વધારે પડતું મહત્ત્વ છે. મહાસભામાં કેટલાંક ભાષણો હવે હિંદીમાં થાય છે ખરાં; પણ અંગ્રેજીનું જોર હજી જોઈએ તેટલું ઓછું થયું નથી. પોતાનું કામકાજ રાષ્ટ્રભાષા હિંદુસ્તાનીમાં જ થવું જોઈએ એવો મહાસભાએ ઠરાવ કર્યાને કેટલાંય વરસો થયાં પણ આ ઠરાવનો અમલ નામનો જ થયો છે. [illegible] ગાંધીજી, ટંડનજી અને જમનાલાલજીએ કાર્યની નવેસર વ્યૂહરચના કરી. [illegible] આગેવાનોને નિમંત્રણ આપી ખાનગી સભામાં ભેગા કર્યા. રાજગોપાલાચાર્ય, [illegible], [illegible], [illegible], સાંબમૂર્તિ, વરદાચારી, 'હિંદુ'ના તંત્રી [illegible], [illegible], [illegible], યાકુબ હુસેન વગેરે આગેવાનોને ભેગા કર્યા. રાષ્ટ્રીય [illegible] ઠરાવનો અમલ કરવા માટે કંઈક પ્રબંધ કરવો જોઈએ એવો મુદ્દો તેમની

આગળ રજૂ કર્યો. જેમને હિંદી આવડતું હોય તે તો હિંદીમાં જ બોલે; જેમને હિંદી ન આવડતું હોય તેઓ પોતાની પ્રાંતીય ભાષામાં ભાષણ કરે અને તેમના ભાષણનો હિંદીમાં અનુવાદ કરવા માટે દુભાષિયાની વ્યવસ્થા કરવામાં આવે. જ્યાં સાવ લાચારી હોય ત્યાં જ અંગ્રેજીમાં બોલવાની છૂટ પ્રમુખ આપે.

બેત્રણ કલાક ઘણી ચર્ચા ચાલી અને અંતે બધાને માન્ય થાય એવી નીતિ નક્કી કરવામાં આવી અને તેને વ્યક્ત કરતો ઠરાવ સંમેલનમાં રજૂ કરવામાં આવ્યો. આ ઠરાવ સંમેલનમાં રજૂ કરવાનું તથા તેને પુષ્ટિ આપવાનું કામ દક્ષિણ તરફના આગેવાનોએ જ કર્યું અને ઠરાવ સર્વાનુમતે પસાર થયો. આ ઠરાવ મુજબ હવે મહાસભાનું બધું કામ હિંદીમાં ચાલશે એવી આશા છે. એમ થાય તો પ્રાંતિક ભાષા અને રાષ્ટ્રભાષાની સહાયથી સામ્રાજ્યની ભાષાને આપણી રાષ્ટ્રીય સભામાંથી અર્ધચંદ્ર આપી શકીશું. અંગ્રેજીને ટેવાયેલા લોકોને થોડીક અગવડ થશે, મારા જેવાને થોડીક ગાળો મળશે પણ સમાજમાં ઉલ્લાસ, આત્મવિશ્વાસ અને જાગૃતિ આવી જશે.

સંમેલને બીજી એક કલ્પના અમલમાં લાવવાનું યોજ્યું છે. હિંદુસ્તાનની બહાર જે આપણા ભાઈઓ વસ્યા છે તેમની મુલાકાતે અવારનવાર જવું ઇષ્ટ છે પણ આપણે એવી રીતે ભાગ્યે જ જઈએ છીએ, એટલે આ વરસે પ્રવાસી સ્વજનોની મુલાકાતે જવાનું ઠરાવ્યું છે. જમનાલાલજી, રાજેન્દ્રબાબુ, ટંડનજી, લેડી રામન અને હું – આમ પાંચ જણના બનેલા મંડળે આ વરસે પાંચ દેશની મુલાકાત લેવી એમ નક્કી થયું છે.

સિંહલદ્વીપ, બ્રહ્મદેશ, મલાયા, જાવા વગેરે ટાપુઓ અને સયામ એટલા દેશોમાં ફરી આવવાનો આ વરસે વિચાર રાખ્યો છે.

ત્રિવેન્દ્રમમાં કેરલના મહાકવિ તથા કેરલ સાહિત્ય પરિષદના પ્રમુખ ઉળૂર પરમેશ્વરમ મળ્યા હતા. હિંદી રાષ્ટ્રભાષા થાય એ વસ્તુ તેમને માન્ય છે. બધી પ્રાંતીય ભાષાઓએ નાગરી લિપિ સ્વીકારવી જોઈએ એ વાત તેમણે સહર્ષ વધાવી લીધી, અને આપણી ભારતીય સાહિત્ય પરિષદ સાથે સહકાર કરવાનું તેમણે પોતાની મેળે વચન આપ્યું. બેંગલોરમાં મૈસૂરના દીવાન સર મિર્ઝાની મુલાકાત લીધી. બહુ બાહોશ અને ચોક્કસ માણસ છે. કલાક દોઢ કલાક સુધી બેસીને તેમણે અનેક વિષય ઉપર ચર્ચા કરી.

એક વાત રહી ગઈ. જેમની મુલાકાતનો અહેવાલ તમે ગયા અંકમાં આપ્યો છે તે મારુતી વંકટેશ અયંગારને હું ખાસ જઈને મળી આવ્યો. તેમના મનમાં હિંદી વિશે કેટલે સુધી વિરોધ છે તે જોયું. "તમે બધા રાજકારણી માણસો છો; હું કેવળ સાહિત્યકાર છું. આ સંપદ્‌ગિરિરાવ કહે છે તેમ હું એક mid-victorial છું. હિંદી વિશે મને દ્વેષ નથી. માત્ર કેળવણીમાં કાનડી અને અંગ્રેજીથી આપણું કામ બરાબર પતી જાય છે એમ મારું માનવું છે." એમ તેમણે કહ્યું. એમનાં બધાં પુસ્તકોના મરાઠી અને હિંદીમાં અનુવાદ કરવાની રજા તેમની પાસેથી મેં મેળવી લીધી છે.

અહીં હવે દક્ષિણ ભારત હિંદીપ્રચાર સભાની પુનર્ઘટના કરવાનું કામ કરવાનું છે. અને એટલા માટે જ બાપુજી મને અહીં મૂકીને ગયા છે. સાતઆઠ દિવસમાં અહીંનું કામ આટોપી લઈને બેલગામ તરફ જવાનો વિચાર છે. ત્યાંની ગાંધીસેવા સંઘની બેઠક પતી ગયા પછી પશ્ચિમ કિનારાના દક્ષિણ કાનડા, ઉત્તર કાનડા, સાવંતવાડી, રત્નાગિરિ, અલીબાગ વગેરે સ્થળોમાં હિંદીપ્રચાર અને હરિજન સેવાનું કામ ઉપાડવાનો વિચાર છે. અને પછી તરત જ મહારાષ્ટ્રમાં રાષ્ટ્રભાષા સંગઠનનું કામ હાથ લેવું એવો વિચાર છે.

આજકાલ રાતના બાર-એક થાય ત્યાં સુધી ઉજાગરા થાય છે. આજે જલદી સૂઈ જવું શક્ય હતું. પણ તમને એકાદ કાગળ તો લખવો જ જોઈએ એટલે લખવા બેઠો. હવે આટલેથી જ પતાવું છું. દક્ષિણ ભારત માટે એક હિંદી માસિક ચલાવવાનો વિચાર ચાલે છે. 'હિંદીપ્રચાર'ને જ નવું રૂપ આપી મારે તે પ્રવૃત્તિ હાથ ધરવી એવી રાજાજીની ઇચ્છા છે. હવે ઊંઘમાં એ યોજના વિશે વિશેષ વિચાર કરીશ. હાલ તો સુનિશમ્.

તા. ક. : આટલા મોટા કાગળને પૂછડી જેવો તાજા કલમ ન હોય તે કેમ શોભે? પત્ર લખીને તે વાસી થયા પછી એક વાત યાદ આવી. એટલે કલમ ફરી તાજી કરવી પડી. (કલમ શબ્દ ઉર્દૂમાં પુંલ્લિંગી હોવો જોઈએ. આપણે તેને સ્ત્રીલિંગી માનતા હોઈએ એમ દેખાય છે. આ લિંગનો ગોટાળો બ્રહ્મના ગોટાળાથી કંઈ ઊતરે એમ નથી.)

પુરુષોત્તમદાસ ટંડનજીને હિંદીની લિંગ વ્યવસ્થાની કે અવ્યવસ્થાની દયા આવી અને તેમણે ચારપાંચ સરળ અને સારી પેઠે વ્યાપક એવા નિયમો ઘડી હિંદીના લિંગની બાબતમાંના અરાજકને દૂર કરી વ્યવસ્થા આણવાનો પ્રયત્ન કર્યો. યુરોપમાં જેમ ફ્રેંચ ભાષા બધે ચાલે છે તેમ આપણે ત્યાં હિંદી. તેથી જાણે ફ્રેંચ ભાષાની જેમ હિંદીમાં બે જ લિંગ છે તેથી દરેક શબ્દનું લિંગ યાદ રાખવું પડે છે. ટંડનજીએ લિંગનું અરાજક તપાસીને એવી સૂચના કરી છે કે સજીવ પ્રાણીઓમાં જેમનું લિંગ સહેજે જાણી શકાય છે અને જ્યાં વ્યક્તિગત લિંગ ઉપરથી શાબ્દિક લિંગ કળી શકાય છે ત્યાં તે જ વ્યવસ્થા ચાલુ રાખવી; અને કૃમિ, કીટ, પક્ષી ઇત્યાદિ પ્રાણીઓ કે જેમના લિંગની આપણને જાણ હોતી નથી કે વિવક્ષા પણ હોતી નથી તેમની બાબતમાં તેમ જ બધી નિર્જીવ અથવા ભાવાત્મક વસ્તુઓની બાબતમાં શબ્દના અન્ત્ય સ્વર કે વ્યંજન ઉપરથી લિંગ નક્કી કરવું. આ લિંગનો નિર્ણય શબ્દના રૂપ ઉપરથી થાય છે, શબ્દના અર્થ ઉપરથી નક્કી થતો નથી. આ વિશે તેમણે ચારપાંચ વ્યાપક નિયમ ઘડી કાઢ્યા છે અને નજીવા અપવાદોને વધારે પડતું મહત્ત્વ ન આપતાં બીજા પણ મળે તેટલા વ્યાપક નિયમ ખોળી કાઢવા બીજાઓને વિનંતી કરી છે. કોઈ નિયમને અનુસરીને આપણે લિંગ નક્કી કરતા થઈશું તો દેખીતી તે જ બરાબર છે એમ લાગશે.

શ્રી રાજગોપાલાચારિયરે આનો વિરોધ કર્યો. તેમણે કહ્યું, "દક્ષિણ તરફના અમારી સગવડ થાય તે માટે તમે આટલા ઉદાર બન્યા છો તે માટે તમારા અમે બહુ આભારી છીએ. પણ લોકો તમારી આ સુલતાની સ્વીકારશે નહીં. ભાષાનો પ્રવાહ સ્વચ્છંદી હોય છે, તેને પાળ બાંધે કોઈ દિવસ ચાલે ખરું?"

ટંડનજીના આ ભગીરથ પ્રયત્નને મેં તો સર્વથા ટેકો આપ્યો. ગંગા નદીને જો હિમાલયથી સાગર બેટ સુધી માણસની ઇચ્છા મુજબ લઈ જઈ શકાય છે તો ભાષાના પ્રવાહને પણ તેનો સ્વભાવ બરાબર પારખી શકે એવો તેનો અનન્ય ભક્ત ઇષ્ટ દિશામાં કેમ ન વાળી શકે? આજે જ આ સવાલનો ઉકેલ ભલે ન આવો પણ તેની બંધાયેલી જૂની મડાગાંઠ ઓગળવા લાગી છે એમાં શંકા નથી. શું જ્યોતિષશાસ્ત્રમાં કે શું શબ્દશાસ્ત્રમાં સમર્થ માણસોએ વખતોવખત પરિવર્તન કર્યું જ છે. પછી તે કોઈ કાત્યાયન હો કે શાકટાયન હો, આર્યભટ્ટ હો કે ભાસ્કરાચાર્ય હો.

# ખંડ ૫મો : એક લિપિ

## ગણેશવિદ્યા

ઋષિમુનિઓને જે વેદમંત્રો મળ્યા તે તેમણે મોઢે કરી રાખ્યા. શ્રીકૃષ્ણદ્વૈપાયને એ વેદમંત્રોની વ્યવસ્થા કરી. એટલે તેમને બહુમાનસૂચક વ્યાસની પદવી મળી. વ્યાસ એટલે 'ઑરગેનાઇઝર.' ઋષિમુનિઓએ જે મોટાં મોટાં શાસ્ત્રો રચ્યાં તે બધાં યાદ રાખવા માટે તેમણે સૂત્રો રચ્યાં. સૂત્રો એટલે મહત્ત્વના મુદ્દાઓ. આ સૂત્રો યાદ કરવાથી આખું શાસ્ત્ર કંઠે થઈ જતું. જેમ જેમ સાહિત્ય અને શાસ્ત્રો વધવા લાગ્યાં તેમ તેમ તે મોઢે કરવાની અને ઉપસ્થિત રાખવાની યુક્તિઓ યોજાઈ. સૂત્રો, કારિકાઓ અને મંત્રો મોઢે કરી શાસ્ત્ર અને સાહિત્ય સુરક્ષિત થયાં. પણ સાહિત્યનો જથ્થો વધવા લાગ્યો. હવે એનું રક્ષણ શી રીતે કરાય? સ્મરણશક્તિને અવધિ છે. મોઢે કરવાની શક્તિ ગમે તેટલી ખીલવીએ તોયે મનુષ્યના જીવનની, એના આયુષ્યની તો કંઈક મર્યાદા છે જ. એટલે જેમ ધનસંપત્તિના પ્રતિનિધિ તરીકે 'નિષ્ક' એટલે કે સિક્કાઓ યોજાયા તેમ વાણીને સંઘરી રાખવા માટે કાંઈક યુક્તિ કે તરકીબ આવશ્યક જણાઈ. એને માટે અક્ષરો શોધાયા. વાણી ક્ષર છે, હવામાં ઊડી જાય છે. લિપિ અક્ષર છે. લિપિ પથરા ઉપર, ત્રાંબા-ચાંદીના પતરા ઉપર, માટીની ઈંટો પર અને તાડનાં પાંદડાં પર કોતરી શકાય છે. અને એ રીતે સ્થિર કરી શકાય છે. લખેલું હોય તે સો વર્ષે પણ બોલશે.

આ લિપિની શોધ કોણે કરી? આપણે ત્યાં સમ્રાટ અશોકના કાળથી કોતરેલા લેખો મળે છે. બ્રાહ્મી અને ખરોષ્ટ્રી લિપિ કરતાં પણ જૂની લિપિ મોહન-જો-દરોમાં

મળી આવી છે, જે હજી પૂરતી વંચાતી પણ નથી. આપણી પુરાણ સ્મૃતિ પ્રમાણે આપણો આદ્ય લિપિકાર તે ગણેશ – સકળ વિદ્યાનો સ્વામી, વિઘ્નો દૂર કરનાર, ચાર હાથવાળો – મહાદેવનો પુત્ર. રિદ્ધિસિદ્ધિ એને જ વશ. લખવાની કળા એણે શોધી કાઢી એટલા ખાતર જ દરેક લખાણ પહેલાં શ્રીગણેશને નમન કરીને માણસ આગળ ચાલે છે.

શ્રીવેદવ્યાસ ભગવાન કૃષ્ણદ્વૈપાયનને તેના વખતનું બધું જ્ઞાન છંદોબદ્ધ કરવાનું સૂઝયું. ભરતકુળના રાજાઓએ જે પરાક્રમ કર્યાં અને કૌરવકુળમાં જે યાદવાસ્થળી જામી તે બધાનો ઈતિહાસ નોંધી રાખવાનો સંકલ્પ એણે કર્યો. પણ એ બધું કેમ સચવાય એ ભારે ચિંતા એને પડી. આવડું મોટું મહાકાવ્ય ભેજામાં જન્મ્યું છે, પ્રતિભા તો અનેક કલ્પનાઓ અને અધ્યાયો વિયાતી જાય છે, શ્લોક પછી શ્લોક મોઢામાંથી નીકળતા જાય છે જાણે ધોધમાર વરસાદ, અથવા ધસધસાટ વહેતો સરસ્વતીનો પ્રવાહ. વ્યાસ વિમાસણમાં પડયા, કહેવા લાગ્યા, 'परं न लेखकः कश्चिद् एतस्य भूवि विद्यते।' અંતે એમને સ્મરણ થયું અથવા નારદે સૂચવ્યું કે શ્રીગણેશ પોતે લખે તો છે. વિઘ્નહર્તા ગણેશની આરાધના કરી એટલે તે પ્રગટ થયા. હવે આવા ગણાધિપતિને પોતાના પ્રાઈવેટ સેક્રેટરી થવાને કેમ કહેવાય! અને ન કહ્યે કેમ ચાલે? વાત તો કરી અને શ્રીગણેશે એ સ્વીકારી પણ ખરી, પણ એક ભારે શરત એની સાથે જોડીને જ.

'લખવાનો જે વખત મુકરર કર્યો હોય તે દરમ્યાન હું લખતો જઈશ, ચાર હાથે લખીશ પણ મારી કલમ અટકવી ન જોઈએ. તું કહેતો જા અને હું લખતો જઈશ.' 'व्यासोच्छिष्टं जगत् सर्वम्' એવડી જેની પ્રતિભા અને જેના મોઢામાંથી જે શબ્દ નીકળે તે છંદોબદ્ધ અને કાવ્યમય જ નીકળે એવી જેની તૈયારી તેને લખાવતાં મુશ્કેલી શી? લખનાર અને લખાવનાર વચ્ચેની આ હરીફાઈ જોવા આકાશમાંથી દેવો અવતર્યા.

વ્યાસ ડાહ્યા ખરા. પોતાના કાવ્યપ્રભાવ પર વિશ્વાસ હોવા છતાં એણે એક સામી શરત મૂકી. 'લખાવતાં હું અટકું નહીં પણ તારે સમજ્યા વગર કશું લખવું નહીં. 'अबुध्वा मा लिख क्वचित्.' બંને લખવા લાગ્યા. પૂતળાંઓ કરીને બેસાડયા હોય એવી રીતે એકાગ્ર થઈને દેવો સાંભળવા લાગ્યા. ગણેશ જરા ઉતાવળ કરે અને એની કલમ અટકવાની અણી આવે એટલે વ્યાસજી એક કૂટ શ્લોક બનાવીને એની આગળ ફેંકી દે. એવો તો કૂટ શ્લોક કે બુદ્ધિદાતા ગણેશ પણ એક ક્ષણને માટે વિમાસણમાં પડે. એટલી સગવડ વ્યાસને ઓછી ન હતી. એના પાંચપચાસ શ્લોકો એટલામાં તૈયાર થઈ જ જાય.

આજે પણ પ્રાઈવેટ સેક્રેટરીને લખાવનારા લોકોનો અનુભવ એવો જ છે. કલમ અટકે એ સેક્રેટરીને ગમે નહીં અને સેક્રેટરી લખાણના મતલબ તરફ ધ્યાન આપે નહીં તો લખાવનારનું કામ બગડે જ. લખનાર સેક્રેટરી સમભાવી હોય, રસિક

હોય અને સૂક્ષ્મ વિવેચક હોય તો વાછરડાને જોઈને જેમ ગાયને દૂધ છૂટે છે તેમ લેખકની પ્રતિભા, વિચાર અને કલ્પનાની સેરો છોડે છે.

ગણેશે લિપિની શોધ કરી એટલા માટે શું ૐકારની આકૃતિ ગણપતિની સૂંઢ જેવી કરી મૂકી હશે?

એક વિદ્વાને ઇજિપ્તના રાજા પાસે જઈને કહ્યું કે પ્રજાહિતની મેં અનેક શોધો કરી છે અને તે તને આપવા માગું છું. સ્મરણશક્તિને વધારવા માટે મેં લિપિની શોધ કરી છે. રાજા બુદ્ધિમાન હતો. એણે લિપિની શોધ જોઈ સંતોષ વ્યક્ત કર્યો, પેલા વિદ્વાનની કદર કરી અને સાથે સાથે ઉમેર્યું કે લિપિની શોધ ભારે છે એ વિશે શંકા નથી, પણ એ શોધને કારણે માણસની સ્મૃતિ તેજ થવાની છે એ વાત ધ્યાનમાં નથી આવતી. તેં તો સ્મરણશક્તિ મોળી પાડવાનો ઉપાય શોધી કાઢ્યો છે.

વાત સાચી છે. જ્યારથી લિપિની શોધ થઈ છે ત્યારથી સ્મરણશક્તિ અ-સાધારણ કેળવવાની ધગશ માણસજાતમાં રહી નથી. પણ એ કંઈ નુકસાન ન ગણાય.

કુદરતે પશુઓને મજબૂત શરીર અને સમર્થ ઇંદ્રિયો આપ્યાં. પણ એ ઇંદ્રિયોનો ભાર તેમને ઊંચકવો પડે છે. માણસને નબળામાં નબળું શરીર આપ્યું પણ એની સાથે જેનો કશો ભાર નથી એવી બુદ્ધિ આપી. હવે માણસને પશુ જેવા તીક્ષ્ણ નખની જરૂર નથી. એ ચપ્પુ અને ફરસી જેવાં ઓજારો તૈયાર કરી શકે છે. ગોકળગાય જેવી શિંગડાંવાળી આંખો એને રાખવાની જરૂર નથી. એ તો દૂરબીન બનાવી શકે છે. ગેંડા જેવી કે મગર જેવી પીઠ કુદરતે એને આપી હોત તો એ બોજો ઊંચકવા માટે હાથી જેવા પગ પણ બનાવવા પડત. એના બદલામાં ગમે ત્યારે કોરે મૂકી શકાય એવું બખ્તર એણે બનાવ્યું. ખરીને બદલે જોડા, લાંબા લાંબા વાળને બદલે કપડાં વગેરે સગવડો તે ઉત્પન્ન કરી શકે છે. હાથીની પેઠે જમીન સુધી પહોંચનારું નાક એને નથી જોઈતું કેમ કે એના હાથ તે કામ કરી શકે છે. ઊંટ અને જિરાફની પેઠે લાંબી ડોક પણ એને નથી જોઈતી, એ લાંબી લાંબી લાકડી વાપરી શકે છે. એ જ પ્રમાણે સ્મરણશક્તિને તાણ આપવા કરતાં એ હજારો ચોપડીઓ અને નોંધો લખી રાખે છે અને ગમે ત્યારે તે વાપરી શકે છે.

માણસની માણસાઈ શામાં શામાં રહેલી છે એ જ્યારે ગણાવવા બેસીએ છીએ ત્યારે એ યાદીમાં લિપિના જ્ઞાનને પણ જરૂર સ્થાન હોવું જોઈએ. લિપિ દ્વારા સ્થળ અને કાળની મર્યાદા આપણે ઓળંગી શકીએ છીએ. એક ઠેકાણે લખાય અને સાડા બાર હજાર માઈલ ઉપર લઈ જઈને એ વંચાય એ સગવડ શી ઓછી છે! અને અશોક જેવો રાજા પોતાની હિંસાપરાયણતા માટે પશ્ચાત્તાપ કરે અને જીવનમાં સુધારો કરવાનો એકરાર કરે અને આજે વિજેતાનું પાષાણ હૃદય કેમ પીગળ્યું એનો એ ઇતિહાસ એના જ શબ્દોમાં પાષાણ ઉપર કોતરેલો

વાંચી શકીએ છીએ એ ચમત્કાર શું ઓછો છે! ખરેખર લિપિની કળામાં દેશ-કાલાતીત એવું એક જાતનું અમર તત્ત્વ છે જ. અને પથરો કાળે કરીને કટાઈ જાય, હવા તડકો અને પાણીની અસરથી એના ચૂરા થાય પણ ભઠ્ઠીમાં શેકેલી માટીની ઈંટો તો એ ત્રણેને બરાબર હંફાવી શકે છે.

આવી ઉત્તમ શોધ આપણે ત્યાં થઈ અથવા આવી અને છતાં આપણા દેશમાં નેવું કરતાં વધારે ટકા લોકો નિરક્ષર છે એ કેટલી આશ્ચર્યની, દુ:ખની અને શરમની વાત છે! જેમ લુહાર, સુથાર અને ભરવાડની આપણે ત્યાં ન્યાતો બંધાઈ તેમ જ લખનારની પણ આપણે નોખી ન્યાત બાંધી દીધી છે. જે વિદ્યા કે કળા સાર્વત્રિક થવાં જોઈએ તે જો એક જ ન્યાતને સોંપવામાં આવે તો સમાજ ક્ષીણ થવાનો જ. જેમ ખાનારની ન્યાત અલગ કરાય નહીં તેમ લડનારની ન્યાત પણ અલગ થાય નહીં. દરેક જણને રક્ષણની કળા આવડવી જોઈએ. રક્ષણ માટે જે બીજા ઉપર આધાર રાખે તે અલબત્ત અબલા જેવો પરાવલંબી થવાનો જ. જ્ઞાનપ્રાપ્તિમાં પણ બીજાની અવેજી નહીં ચાલે. આપણે તો કાયસ્થ જાતિને લખવાનું કામ સોંપી દીધું અને બાકીની બધી ન્યાતો, બ્રાહ્મણો સુધ્ધાંત, નિરક્ષર ભટ્ટાચાર્ય થઈ ગઈ. આજે જેમ એકેએક કેળવાયલો માણસ શૉર્ટહૅન્ડ અને ટાઈપરાઈટિંગ નથી શીખતો પણ ગરજ પ્રમાણે પોતાને ત્યાં સ્ટેનોટાઈપિસ્ટ રાખે છે તે જ પ્રમાણે જૂના વખતમાં કાયસ્થ ચિટનીસ રખાતો. અને તેથી જ લિપિ વિશે સામાન્ય જનતા બેદરકાર રહી. જે જમાનામાં સંસ્કૃત વિદ્યા આખા દેશને માટે સામાન્ય હતી તે વખતે જ આપણે આખા દેશ માટે સર્વસામાન્ય એક જ લિપિ ચલાવી શક્યા હોત. હું કોઈને કાગળ લખું અને તે જાતે લખું નહીં; અને જેને લખું છું તે જાતે વાંચે નહીં, સેક્રેટરી મારફતે કામ ચાલે; એવી દશા હોય ત્યાં કઈ લિપિ વાપરવી એ લખનાર-વાંચનાર ધણીનો સવાલ ન રહેતાં બંનેના સેક્રેટરીની સગવડનો સવાલ થઈ જાય છે. મહારાષ્ટ્રમાં જૂના કાળમાં કોઈક કોઈક વાર મરાઠી ભાષા કાનડી લિપિમાં લખાતી કેમ કે લખનાર ચિટનીસ એ જ લિપિ જાણતો.

આવી સ્થિતિ આપણે ત્યાં ન હોત અને બધે એક જ લિપિ ચાલતી હોત તો દિલ્હીના બાદશાહો અહીંની દેશી ભાષા માટે પોતાની ઈરાની કે અરબી લિપિ વાપરવાની હિંમત ન જ કરત. આપણી પ્રજા ભાષાની આગ્રહી હતી એટલે હિંદુસ્તાનની ભાષા રાજભાષા પર્શિયન સામે ટક્કર ઝીલીને નભી શકી. પણ લિપિ ટકી નહીં.

હવે લિપિ સાર્વત્રિક કરવાનો વારો આવ્યો છે. સેંકડે સાત લોકોને લખતાં આવડે એ સ્થિતિ મટાડી સેંકડે સત્તાણું લોકોને લખતાંવાંચતાં કરવાં જોઈએ. જે જે માણસને લખતાંવાંચતાં આવડે છે તેની એ ફરજ થવી જોઈએ કે એણે કાંઈ નહીં તો પચીસ લોકોને દર વરસે લખતાંવાંચતાં કરવાં જોઈએ. કેટલાક લોકો આટલું ન કરી શકે તો બીજાઓએ આથી દસગણું કરવું જોઈએ પણ

સરવાળે દરેક 'સાક્ષરે' ચાર વરસ મહેનત કરી સો લોકોને લિપિનું સંગીન જ્ઞાન આપવું જોઈએ. આટલું આખી પ્રજા જો નિર્ધારપૂર્વક કરી લે તો ચાર વરસમાં નિરક્ષરતાનું કલંક આપણે ધોઈ કાઢી શકીશું. અને આ લિપિગ્રહણનો બોજો દસ વરસથી નાનાં બાળકોને માથે મૂકવાની કશી જરૂર નથી. લિપિપ્રચારનો વિચાર આપણા લોકોએ બરાબર કર્યો નથી તેથી જ છેક નાનાં બાળકોને પકડીને એમના ઉપર લિપિ લાદવાનો પ્રયાસ થાય છે. દરેક વિષય કઈ ઉંમરે ભણાવવો એની ચર્ચા શિક્ષાશાસ્ત્રીઓ આજકાલ કરે છે. તેમણે પણ લિપિ માટે સ્વતંત્ર વિચાર કર્યો નથી. બાળકેળવણીનો પ્રારંભ લિપિથી કરીને તેમણે બાળકો પ્રત્યે પણ અન્યાય કર્યો છે અને લિપિપ્રચારનું કામ પણ અઘરું કરી મૂક્યું છે.

આ બાબતોમાં જે હાડમારી બાળકોની છે તે જ હાડમારી ભીલ, સંથાલ, કાતોડી, મુંડા, કોલચા વગેરે બાલક પ્રજાની પણ છે. અક્ષરજ્ઞાનથી પ્રારંભ કરીને આપણે એમનો આત્મવિશ્વાસ મારી નાખીએ છીએ. અને પરિણામે એમને કેળવણીથી વિમુખ કરીએ છીએ.

(દેશમાં રાષ્ટ્રભાષા હિંદીના પ્રચાર માટે ફરતાં ફરતાં હજી એક જુદી ભૂલ મારી નજરે ચડે છે. કોઈક કોઈક ઠેકાણે ઉત્સાહી હિંદીપ્રચારકો સંથાલ જેવી પછાત કોમની કેળવણી હિંદી ભાષા અને નાગરી લિપિથી શરૂ કરે છે. લિપિનો પ્રારંભ જન્મભાષા વાટે જ કરાય એ કેળવણીશાસ્ત્રમાં મહત્ત્વના સૂત્ર તરીકે સ્વીકારવું જોઈએ. લિપિનો પ્રારંભ અજ્ઞાત અને પરાયી ભાષા દ્વારા ન જ કરાય. ધ્વનિને આકૃતિનું રૂપ આપવું અને આકૃતિ પરથી ધ્વનિ ઓળખવો એ અટપટો વ્યાપાર કરતી વખતે સ્વભાષાના પરિચિત ધ્વનિ વગર માણસ અનેક રીતે મૂંઝાય. જંગલી કોમોની ભાષા ગમે તેટલી ગરીબ હોય, અસંસ્કારી હોય, પાંચસાતસો કરતાં વધારે શબ્દો એ ભાષામાં ન હોય તોયે એ લોકોની એ માતા છે. કુદરતે એ બાળકોને એ માતાને પેટે જન્મ આપ્યો છે. માતાના જ પોષણથી બાળકોના જીવનનો પ્રારંભ થવો જોઈએ; આ વસ્તુ એટલી સ્વયંસિદ્ધ છે કે એને માટે દલીલો કરવાપણું હોય જ નહીં.)

આપણે ત્યાં લિપિપ્રચારનું આખું શાસ્ત્ર વિચારાવું જોઈએ અને એ પ્રમાણે આખી પ્રજાને 'સાક્ષર' બનવા માટેની આખી યોજના અને સંપૂર્ણ તંત્ર ઊભાં કરવાં જોઈએ.

યુરોપમાં જેમ અઢાર ભાષા હોવા છતાં લગભગ બધે એક જ લિપિ ચાલે છે તેમ આપણે ત્યાં પણ એક જ લિપિ હોવી જોઈએ. આપણી ભાષાઓ એકબીજાથી આટલી દૂર નથી કે સહેજ પ્રયત્નથી બધાય સમજી ન શકે. સંસ્કૃતનું ખમીર બધે સરખું જ છે. બધી જ પ્રાંતીય ભાષાઓ સંસ્કૃત કુટુંબની છે. તામિલ જેવી એકાદ ભાષાનો જન્મ ભલે સ્વતંત્ર હોય છતાં બધી જ ભાષાઓ ઉપર સંસ્કૃતની અસર પૂરેપૂરી પડી છે. એ બધી ભાષાઓ જો નાગરી લિ[illegible] લખાય તો આપણું રાષ્ટ્રસંગઠનનું કામ ઘણું સહેલું થઈ જાય, મુસલમા

નાગરીનો સ્વીકાર કેમ નથી કરતા એની પંચાતમાં પડવા કરતાં બધી પ્રાંતીય ભાષાઓ નાગરી લિપિ વાપરતી થઈ જાય એનો પ્રયાસ કરવો વધારે ઉપયોગી છે. હાલ તુરત બધી જ પ્રાંતીય ભાષાઓના સાહિત્યમાંથી સરસમાં સરસ ભાગ વીણી કાઢીને નાગરીમાં છપાયો હોય અને એના અધ્યયન માટે હિંદી મારફતે મદદ આપી હોય તો વિચારી લોકો તો તરત એ વસ્તુનું મહત્ત્વ પારખી જશે.

હિંદી, મરાઠી, ગુજરાતી, બંગાળી, કૈથી, મોડી, ગુરુમુખી અને વાણકા આટલી ભાષાઓ અને લિપિઓ એક જ કુટુંબની છે. આટલામાં જો નાગરી લિપિ એક જ જાતની વપરાય તો ઘણું સંગઠન તરત થઈ જાય એમ છે. હવે આપણાં માસિકોમાં મરાઠી, હિંદી, ગુજરાતી, બંગાળી તેમ જ આસામી, ઓરિયા અને પંજાબી ભાષાઓમાંથી અવારનવાર ફકરાઓ આપવાનો રિવાજ રાખ્યો હોય તો આ બધી ભાષાઓ કેટલી નજીક છે એ સહેજે જોઈ શકાશે. અને અનેક ભાષાઓ સાથેના પરિચય દ્વારા સંસ્કારિતાની જે ખુમારી આવે છે તે ઘણા લોકોને થોડે પ્રયત્ને મળશે.

લિપિ(અક્ષર)પ્રચાર જેટલો પુરુષોમાં થયો છે એટલો જ સ્ત્રીઓમાં થયો નથી, જેટલો ઉજળિયાત કોમોમાં થયો છે તેટલો શ્રમજીવી લોકોમાં થયો નથી, જેટલો લિપિપ્રચાર પ્રાથમિક શાળાઓ મારફતે થાય છે તેનો મોટો ભાગ એળે જાય છે અને હરિજનોમાં તેમ જ પછાત કોમોમાં જેમને આપણે રાનીપરજને નામે ઓળખીએ છીએ તેમનામાં લિપિપ્રચાર માટે પ્રયાસ કરતાં પણ ઘણી મુશ્કેલીઓ આડે આવે છે. આટલી વસ્તુઓ આપણે ધ્યાનમાં રાખવી જોઈએ અને તે તે દિશાએ અલગ અલગ ખાસ પ્રયત્ન કરવા જોઈએ. આને માટે વ્યક્તિગત પ્રયત્નો પણ થવા જોઈએ. અને રાષ્ટ્રીય પાયા ઉપરના પ્રયત્નો પણ થવા જોઈએ.

આ થઈ બધી બાહ્ય મુશ્કેલીઓ. નાગરી લિપિના પ્રચારમાં કેટલીક આંતરિક મુશ્કેલીઓ છે તેનો પણ આપણે સવેળા વિચાર કરવો જોઈએ. આપણી લિપિમાં જે આંતરિક દોષો છે તે દૂર કરીને આપણી લિપિ આપણે વધારે શાસ્ત્રીય અને વધારે સુલભ બનાવીએ તો લિપિપ્રચારમાં મોટી મદદ થશે. લેખનની દૃષ્ટિએ, મુદ્રણની દૃષ્ટિએ અને મુદ્રાલેખનની દૃષ્ટિએ આપણી લિપિમાં આપણે અમુક સુધારો કરી શકીએ છીએ. સાથે સાથે પછાત કોમોને લિપિગ્રહણમાં જે મુશ્કેલીઓ દેખાય છે તે પણ દૂર કરી શકીએ છીએ. લોકો જેટલે સુધી જઈ શકે એમ હોય એટલું જ કામ અત્યારે કરવાનું છે. લોકોની નાડ તપાસીને હિંમતપૂર્વક કેટલે સુધી ફાવી શકાય એ જે ઓળખી શકે છે તે જ લિપિપ્રચારમાં કંઈ પણ પ્રત્યક્ષ કાર્ય કરી શકે છે.

લિપિપ્રચારનો સવાલ ઉઠાવ્યો એટલે આખા દેશ માટે કઈ લિપિ યોગ્ય છે એ સવાલ ચર્ચાય જ છે. એક લિપિ કઈ તે નક્કી થયા પછી જ તે લિપિના સુધારની વાત આવે છે.

આપણે ત્યાં બારખંદર લિપિઓ પ્રવર્તે છે. પણ એમાં આખા હિંદુસ્તાનમાં ઓછીવત્તી ચાલતી હોય એવી ત્રણ જ લિપિ છે. નાગરી, ઉર્દૂ અને અંગ્રેજી. બાકીની લિપિઓ આ ત્રણ કરતાં ઊતરતી છે એમ તો કોઈ કહી જ ન શકે. પણ તે બધી નાગરી લિપિની જ ધ્વનિવ્યવસ્થાને સ્વીકારે છે. અને નાગરીનો જેટલો પ્રચાર છે તેટલો બીજી કોઈ પણ લિપિનો નથી. બંગાળી લિપિ એ જૂની નાગરી જ છે અને ગુજરાતી લિપિ નાગરીનો જ એક હળવો મરોડ છે. જ્યારે ગુરુમુખી લિપિમાં તો નાગરીને જ જાણીજોઈને સહેજ નોખું રૂપ આપેલું છે.

ઉર્દૂ લિપિ (ખરું જોતાં આનું નામ ફારસી લિપિ અથવા અરબી લિપિ છે.) અનેક રીતે અધૂરી અને સદોષ છે. હિંદુસ્તાનની ભાષાઓ માટે તો એ અનુકૂળ નથી જ પણ પઠાણ અને મોગલોના રાજ્ય દરમ્યાન એનો પ્રચાર ઘણો થયો અને આજે ઘણા મુસલમાનો અને કેટલાક હિંદુઓ એને વળગેલા છે અને ધર્મની પેઠે લિપિમાં પણ જબરદસ્તી ન કરવાની નીતિ આપણે ડહાપણપૂર્વક સ્વીકારી છે એટલા માટે મુસલમાનો સ્વેચ્છાએ પોતાની લિપિમાં ફેરફાર ન કરે ત્યાં સુધી અભયદાનપૂર્વક એમને પોતાની લિપિ રાખવાની છૂટ છે એ આપણે સ્પષ્ટ કરવું જોઈએ. હિંદુસ્તાનમાં એક ફારસી લિપિ જ ચાલવી જોઈએ એમ તો તેઓ કહેતા જ નથી, અરબી, ફારસી સાહિત્ય સાથે સંબંધ હોવાથી તેઓ તે લિપિનો આગ્રહ રાખે છે એમાં આપણે કહેવા જેવું કશું ન હોવું જોઈએ. બંગાળ, મહારાષ્ટ્ર, ગુજરાત, કર્ણાટક વગેરે પ્રાંતોના મુસલમાનો તે તે ભાષાની લિપિ જાણે જ છે અને આ બધી ભાષા માટે જો એક જ લિપિ થઈ જાય તો બધાને ભારે સગવડ થઈ જ જશે. સવાલ ફક્ત હિંદી પૂરતો જ છે અને તેમાં અમુક લોકો બંને લિપિ જાણવાનો પ્રયત્ન ચીવટપૂર્વક જાળવે તો બંને સમાજ વચ્ચે આપલે સહેજે થઈ શકે. ઉર્દૂ સાહિત્યનો સારામાં સારો ભાગ જો નાગરી લિપિમાં છાપી કાઢ્યો હોય તો એનું અધ્યયન આજે છે એના કરતાં કેટલુંયે વધી શકે છે અને તેટલા પ્રમાણમાં લોકો પાસે પાસે આવી શકે છે.

અંગ્રેજોની રોમન લિપિ આ દેશમાં દાખલ કરવાના પ્રયત્નો સો વરસ પહેલાં થઈ ગયા. પણ તે ચાલ્યા નહીં. કેટલાક મિશનરીઓએ સંથાલ પરગણાં, આસામ વગેરે ઠેકાણે ત્યાંની પછાત ભાષાઓ માટે રોમન લિપિ વાપરીને આપણા સમાજમાં એક ગાબડું પાડવાનો પ્રયત્ન ચલાવ્યો છે, તે વખતસર અટકાવવો જોઈએ. અંગ્રેજ સરકારે પોતાના લશ્કર વિભાગમાં ઉર્દૂ ભાષા રોમન લિપિમાં ચલાવવાનું નક્કી કર્યું છે તે આપણે ભૂલવું ન જોઈએ અને આપણે ત્યાં પણ કેટલાક લોકો રોમન લિપિનો પક્ષ તાણે છે એમને પણ સમજાવવા જોઈએ કે રોમન લિપિ આ દેશમાં ચાલે એમ છે જ નહીં. રોમન લિપિ સ્વીકારીએ તો દેશની સંસ્કૃતિનો પાયો તેટલે દરજ્જે ફેરવવા જેવો થશે. રોમન લિપિનાં લાભહાનિ તપાસીને પંડિત જવાહરલાલ નેહરુએ પોતાનો સ્પષ્ટ અભિપ્રાય આપ્યો છે કે રોમન લિપિ આપણા દેશમાં ન જ ચાલી શકે. આંતરરાષ્ટ્રીય વલણને કારણે તેઓ

રોમન તરફ કંઈક ખેંચાયા હતા ખરા; પણ અંતે પૂરતો વિચાર કરીને તેમણે પોતાનો અભિપ્રાય રોમન લિપિની વિરુદ્ધમાં જ આપ્યો છે.

એટલે આખા દેશમાં ચલાવવા જેવી લિપિ તો નાગરી લિપિ જ છે. છતાં જ્યાં જ્યાં સરકાર તરફથી આખા દેશ માટે રાષ્ટ્રભાષામાં કામ ચાલે છે ત્યાં ત્યાં નાગરી અને ઉર્દૂ બંને લિપિને સ્થાન મળવું જોઈએ એ જ વ્યવહારુ માર્ગ છે.

એક લિપિનો નિર્ણય અને એના પ્રચારનો વિચાર કર્યા પછી હવે આપણે નાગરી લિપિના સુધારાની વાત હાથમાં લઈએ. બીજી કોઈ પણ લિપિ કરતાં નાગરી લિપિ વધારે શાસ્ત્રશુદ્ધ છે એ વિશે આપણે સકારણ મગરૂર છીએ. પણ એની શાસ્ત્રીયતા શામાં રહેલી છે એ આપણે ન જાણીએ તો એની શાસ્ત્રીયતામાં કઈ કઈ ઊણપો છે તે આપણે સમજી ન શકીએ. તેથી આપણે આપણી બધી દેશી ભાષાઓનું ધ્વનિશાસ્ત્ર સહેજસાજ સમજી લેવું જોઈએ. વ્યાકરણશાસ્ત્રના બહોળા પ્રચારના કારણે લોકોના મનમાં કેટલાક વહેમો પેસી ગયા છે અને તેથી તેઓ લિપિસુધારમાં વાંધા ઉઠાવે છે. વ્યાકરણમાં જે વર્ણવિચાર આવે છે તે ધ્વનિશાસ્ત્રમાંથી લીધેલો હોય તોપણ તે સંપૂર્ણ નથી. અને વ્યાકરણમાં આવેલા સંધિનિયમો ભાષાનો વિચાર કરે છે ધ્વનિશાસ્ત્રનો વિચાર નથી કરતા. આપણો આદર્શ એ હોવો જોઈએ કે આપણા ધ્વનિશાસ્ત્રમાં (જેને જૂના વખતમાં 'પ્રાતિ-શાખ્ય' કહેતા) આ વર્ણોની જે શાસ્ત્રીય વ્યવસ્થા કરી હોય તે જ પ્રકારની વ્યવસ્થા લિપિમાં પણ આણવી.

સ્થાન પરત્વે ક, ચ, ટ, ત, પ એ પાંચ વર્ગ કલ્પેલા છે. આનો ક્રમ ગળાથી માંડીને હોઠો સુધી જ્યાં સ્પર્શ થાય છે તે પ્રમાણે ગોઠવેલો છે. સૌથી અંદરનું સ્થાન કંઠ છે; ત્યાર પછી તાલુ; એની પછી મૂર્ધા એટલે કે મોઢાની અંદરનો ગુંબજ, પછી મોઢાના રક્ષક દાંત અને છેવટે દ્વારપાળ જેવા હોઠ.

આ પાંચ વર્ગના વર્ણો નાકમાંથી પણ ઉચ્ચારાય છે તેથી નાસિક્ય એ પણ એક સ્થાન છે.

લિપિમાં દરેક વર્ગના અક્ષરોમાં અંદર અંદર કાંઈક સામ્ય હોવું જોઈએ જે ઉપરથી તે અક્ષર કયા વર્ગનો છે તે નક્કી કરી શકાય. ત્યાર પછી એક જ એવી સંજ્ઞા નક્કી હોય જે ઉપરથી ક, ચ, ટ, ત, પ એ પ્રથમ અક્ષરના તૃતીય અક્ષરો ગ, જ, ડ, દ, બ તૈયાર થઈ જાય. પ્રથમ વ્યંજનોને કઠોર કહે છે જ્યારે તૃતીય અક્ષરોને મૃદુ કહેવાય છે. આ બંનેના ઉચ્ચારણમાં મહેનત ઓછી પડે છે એટલે એને અલ્પપ્રાણ કહે છે. એ જ અક્ષરોમાં થોડાક પ્રાણ વધારે ઉમેરવાથી ક, ચ, ટ, ત, પ ના મહાપ્રાણ ખ, છ, ઠ, થ, ફ, થઈ જાય છે અને ગ, જ, ડ, દ, બ ના મહાપ્રાણ ઘ, ઝ, ઢ, ધ, ભ થાય છે. હવે પહેલા અક્ષરો-માંથી બીજા અક્ષરો તૈયાર કરવા માટે એક જ સમાન ચિહ્ન વપરાવું જોઈએ. અને એ જ ચિહ્ન ત્રીજા અક્ષરોને લગાડીએ એટલે ચોથા અક્ષરો આપણને

મળી જાય. આમ સાત સંજ્ઞાથી વીસ અક્ષરની વ્યવસ્થા થઈ જાય છે અને 'ત'માંથી જ સહેજ નિશાનીથી ટ બનાવી શકાય તો કાંઈક સગવડ વધે.

હવે ઙ, ઞ, ણ, ન, મ એ નાસિક્ય અક્ષરો જો એક જ મીંડામાંથી તૈયાર કરવામાં આવે અને એ મીંડામાં તે તે વર્ગનું નિશાન ઉમેરવામાં આવે તો એ અક્ષરો પણ શાસ્ત્રશુદ્ધ થઈ જાય.

શ, ષ, સ ત્રણે માટે મૂળ ચિહ્‌ન એક જ રાખીને એમાં તાલવ્ય, મૂર્ધન્ય અને દંત્ય ચિહ્‌નો ઉમેરવાથી એ ત્રણે અક્ષરોનો ભેદ સહેજે વ્યક્ત થાય.

ન, ણ અને મ ત્રણે સાથે જો મહાપ્રાણનું ચિહ્‌ન લગાડવામાં આવે તો ન્હ, ણ્હ, મ્હ એ ત્રણ ધ્વનિ યુક્તાક્ષર બનાવ્યા વિના વ્યક્ત થઈ શકે. આજે એને માટે લિપિમાં અક્ષરો ન હોવાથી હ જોડીને એ બતાવવા પડે છે.

હ તો અ નો મહાપ્રાણ છે. એટલે એને માટે નોખી સંજ્ઞા ન રાખતાં એમાં જ મહાપ્રાણની સંજ્ઞા ઉમેરીને હ બનાવી શકાય. એટલે એ પણ શાસ્ત્રીય થશે.

હવે પ્રશ્ન આવે છે સ્વરોનો. મૂળ સ્વરો અ, આ, ઈ, ઉ, એ, ઓ એ છ જ છે. આ છ એ છ હ્રસ્વ અને દીર્ઘ થઈ શકે છે. દીર્ઘ માટેનું એક ચિહ્‌ન બધે વપરાય. અનું દીર્ઘ આ ગણાય છે તે વ્યાકરણની પ્રક્રિયામાં ભલે ઠીક હોય. પણ ધ્વનિશાસ્ત્ર પ્રમાણે એ બરાબર નથી. દીર્ઘ અ પણ હોય છે અને હ્રસ્વ આ પણ હોય છે. ઐ, ઔ એ સંયુક્ત સ્વરો છે. પણ સંધિના નિયમ પ્રમાણે નહીં. અ + ઈ = ઐ, અ + ઉ = ઔ. (એ બંને ઉચ્ચારો શીઘ્રતાથી બોલીને એની ખાતરી કરી લેવાય.)

ઋ અને લૃ વિશે અહીં નથી લખતો. એને ભલે બે વધારાના સ્વયંભૂ સ્વર માની લઈએ.

હવે રહી ય, વ, ર, લ ની વાત. ઈ + અ = ય, ઉ + અ = વ, ઋ + અ = ર, લૃ+અ=લ એટલું જો ધ્યાનમાં રાખીએ તો આ ચાર વ્યંજનો પણ સંયુક્ત સ્વર જેવા છે અને એને માટેના અક્ષરો પણ ઉપરના આઠ સ્વયંભૂ સ્વરોમાંથી જ ઉપજાવી શકાય.

હવે લઈએ વાત બારાખડીની. સ્વતંત્ર સ્વરો માટે એક જાતની આકૃતિઓ વાપરવી પડે અને બારાખડીમાં બીજી આકૃતિઓ ધ્યાનમાં રાખવી પડે એ નકામો બોજો છે. એટલા માટે જ સ્વરો માટે અ ની બારાખડી સૂચવી છે.

આટલી વસ્તુઓ જે લિપિમાં સચવાય તેમાં પૂર્ણ શાસ્ત્રીયતા આવી ગઈ એમ કહી શકાય. દક્ષિણની ભાષાઓમાં કેટલાક વધારાના ધ્વનિઓ છે. એમને માટે યોગ્ય અક્ષરો ગોઠવી શકાય. એ, ઓનાં હ્રસ્વ દીર્ઘ રૂપો બધી ભાષામાં હોય છે. પણ દક્ષિણની ભાષાઓમાં જ તેને માટે નોખી નોખી સંજ્ઞાઓ છે. તેની સગવડ આપણે ઉપર કરી જ છે.

હવે જો આ બધી સંજ્ઞાઓ ઉચ્ચારણના ક્રમ પ્રમાણે લખાય તો એમાં શાસ્ત્રીયતા સચવાય. હ્રસ્વ ઇ અને રેફ એ બે એમાં અપવાદ રૂપ છે. એ

અપવાદ કાઢી નાખવો જોઈએ અને સંયુક્તાક્ષરોમાં અક્ષરો એક નીચે એક ન લખતાં એક પછી એક લખીએ તો સાક્ષરતાપ્રચાર, મુદ્રણ, મુદ્રાલેખન બધું સહેલું થઈ જાય.

આમાંનું જેટલું આજે થઈ શકે એમ લાગ્યું તેટલું સૂચવ્યું અને લાંબી ચર્ચા અને રસાકસી પછી હિંદી સાહિત્ય સંમેલન તથા મહારાષ્ટ્ર સાહિત્ય સંમેલનની માન્યતા એ સુધારાઓને મળી ચૂકી છે. ઉપરના બધા સુધારાઓ એમણે દાખલ નથી કર્યા કેમ કે તેમ કરવા જતાં આખી લિપિ જ નવી થઈ જાય. ઓછામાં ઓછા ફેરફારો કરીને વધારેમાં વધારે સગવડ મેળવવાનો અને ભવિષ્યના સુધારાઓ માટે રસ્તો મોકળો કરવાની નીતિ રાખી છે. ભવિષ્યમાં સુધારાઓ કઈ દિશાએ કરવા જોઈએ એનો ખ્યાલ આપવા માટે ઉપરનો વિસ્તાર કર્યો છે.

૩

હવે ગુજરાતી લિપિ વિશે. ગુજરાતી લિપિ શિરોરેખા વગરની નાગરી લિપિ જ છે. મરોડ સહેજ જુદો થવાથી લિપિ જુદી થતી નથી અને શિરોરેખા એ કાંઈ નાગરી અક્ષરોનું આવશ્યક અંગ નથી. શિરોરેખા પ્રાચીન કાળમાં અક્ષરો ઉપર રહેતી નહીં. ૐ એ અક્ષરમાં આજે પણ શિરોરેખા નથી. ગુજરાતીમાં નવ અક્ષરો નાગરીથી જુદા છે – અ, ઈ, ક, ચ, જ, ઝ, ફ, બ, ળ, આટલા જ અક્ષરો ફેરવવાનો સવાલ છે. એટલે ગુજરાત આગળ બે રસ્તાઓ છે. આખા દેશમાં એક જ લિપિ ચલાવવા સારુ કાં તો સંસ્કૃત, હિંદી, મરાઠી માટે જે અક્ષરો વપરાય છે તે જ સીધા લઈને પોતાનો આખો મરોડ છોડી દેવો અથવા આજની ગુજરાતી લિપિ મોટે ભાગે કાયમ રાખી ઉપર બતાવેલા નવ અક્ષરોને ઠેકાણે નાગરીના અક્ષરો લઈને એમને ગુજરાતી અક્ષરોનો મરોડ આપવો. આ બાબતમાં ગુજરાતના સાક્ષરોએ, વિદ્યાધિકારીઓએ અને પ્રકાશકોએ વિચાર કરી નિર્ણય આપવાનો છે. જિદ્દે ચડી અથવા મમત બાંધી ગુજરાતીમાં નવા અક્ષરો પોતાપૂરતા ચલાવવાનો મારો વિચાર નથી અને અધિકારે નથી. અત્યારે ગુજરાતીનું નાગરીકરણ કર્યા પછી એ અક્ષરો કેવા દેખાશે એનો નમૂનો રજૂ કરવા માટે અને આંખો ટેવાઈ ગયા પછી જ લોકો નિર્ણય કરી શકે છે એ કારણે કેટલાક દિવસ સુધી નાગરી ગુજરાતીમાં મારા લેખો છપાવવાનો આગ્રહ મેં રાખ્યો છે. નાગરી અક્ષરોને ગુજરાતી મરોડ આપતાં શ્રી કિશોરલાલભાઈના અક્ષરો સહેજ જુદા થયા છે. શ્રી બચુભાઈ રાવતની મદદથી મેં જે અક્ષરો તૈયાર કરાવ્યા છે તે જરાક જુદા થયા છે. એમાં કિશોરલાલભાઈનો અને મારો મતભેદ નથી. જે રૂપો રૂપાળાં લાગે અને ગુજરાતી સામાન્ય અક્ષરોમાં ભળે તે જ રાખવાનાં છે. ઈ, ઉની બાબતમાં માત્ર અમારો મતભેદ કાયમ છે. કિશોરલાલભાઈ જૂનાં રૂપો રાખવા માગે છે જ્યારે હું અની આખી બારાખડી ચલાવવાના પક્ષનો છું. અને હિંદી તથા મરાઠી ચૌદ કરોડ લોકોના પ્રતિનિધિરૂપ બે સંમેલનોનો મને ટેકો છે. આ બાબતમાં પણ ગુજરાતે ત્વરિત નિર્ણય કરવાનો છે.

ગુજરાત આગળ આટલા પ્રશ્નો છે:

૧. લિપિમાં જરૂરી ફેરફાર કરી રાષ્ટ્રીય એકતાના પ્રયત્નમાં ભળવું છે કે નહીં?

૨. સંસ્કૃત, હિંદી, મરાઠીમાં જેમ નાગરી વપરાય છે તેવી જ નાગરી પૂર્ણપણે લઈ આજનો ગુજરાતી મરોડ છોડી દેવો કે આજના નવ અક્ષરોને ઠેકાણે નાગરી અક્ષરો ગુજરાતી મરોડના બનાવી લઈ લેવા અને જેને કિશોરલાલભાઈ 'બાળનાગરી' કહે છે તે નાગરી ગુજરાતી લિપિ ચલાવવી?

૩. હિંદી સાહિત્ય સંમેલન અને મરાઠી સાહિત્ય સંમેલને બારાખડીનાં ચિહ્નોમાં જે સુધારો સૂચવ્યો છે કે બારાખડીનાં ચિહ્નો ઉપર, નીચે કે પાછળ ન લગાડતાં ઉચ્ચારણક્રમ પ્રમાણે આગળ લગાડવાં તે સ્વીકારવો કે નહીં? અને તે સ્વીકાર્યા પછી ઈ, ઉની બાબતમાં સ્વરોનાં બારાખડી જેવાં રૂપો લેવાં કે નહીં? નાગરીના ए, ऐ છોડીને બારાખડીનાં એ ઐ ચાલુ કરવામાં ગુજરાતીએ પહેલ કરી જેનું અનુસરણ કરવા હિંદી અને મરાઠી તૈયાર થયાં છે. હવે એ જ ક્રમ પૂરો કરીને બધા જ સ્વરો બારાખડીના રૂપમાં મૂકી દેવાની સૂચના છે. (અની બારાખડી એ શબ્દયોજના ખોટી છે પણ સગવડભરેલી છે એટલે જ એ અહીં વાપરી છે.)

જોડાક્ષરોમાં પણ અવયવો એક નીચે એક ન લખતાં એક પછી એક લખવાનો સુધારો પણ ઉપરની સાથે જ સ્વીકારવાનો રહેશે. આ સુધારાથી મુદ્રણ સહેલું અને સસ્તું થશે અને દેશી ભાષા માટે સોંઘાં અને સગવડવાળાં ટાઈપરાઈટરો તૈયાર કરી શકાશે એ લાભ પણ ધ્યાનમાં લેવો ઘટે છે.

*

આ વિભાગમાં આગળ જેટલા લેખો આવે છે તે પ્રસંગ પરત્વે આ જ વિષયને ચર્ચે છે. ઐતિહાસિક ક્રમને કારણે એમનું મહત્ત્વ સમજી પુનરુક્તિનો દોષ સ્વીકારીને પણ તે એમ ને એમ મૂક્યા છે. આ લેખમાં વિવેચન જ્યાં અધૂરું જણાય ત્યાં હવે પછી આવનારા લેખો જોઈ જવા વિનંતી છે. દા. ત. અની બારાખડી વિશે બનહટ્ટી શાસ્ત્રી જોડે થયેલા પત્રવ્યવહારમાં આ પ્રશ્ન વ્યવહાર પૂરતો પૂર્ણપણે ચર્ચાયો છે તે ત્યાં જોઈ લેવો. શિરોરેખા વિશેની ચર્ચા 'નાગરી લિપિસુધાર' લેખમાં જોઈ લેવી. લિપિસુધારની હિલચાલ નવી છે; મહારાષ્ટ્રમાં ત્રીસચાળીસ વર્ષથી આ વિષય ચર્ચાય છે. હિંદીમાં પણ વર્ષો થયાં ઊહાપોહ થયો છે. ગુજરાતીમાં આની ચર્ચા નહીં જેવી થઈ છે પણ આશા છે કે નકામી લાંબી ચર્ચા ચલાવવા કરતાં પ્રત્યક્ષ સુધારો દાખલ કરવાની પહેલ કરી ગુજરાત આ રાષ્ટ્રસંગઠનની પ્રવૃત્તિમાં પોતાનો ફાળો આપશે.

૨૯-૧૦-'૩૭

# રાષ્ટ્રલિપિ* – ૧

રાષ્ટ્રભાષાનો સવાલ અને રાષ્ટ્રલિપિનો સવાલ એકબીજા સાથે સંકળાયેલા હોવા છતાં નોખા નોખા છે, એક જ નથી. રાષ્ટ્રભાષામાં સાચું જોતાં હરીફાઈ છે જ નહીં. ઉર્દૂ અને હિંદી જો વધારે ને વધારે જુદી ન પડે, એકબીજાને સમજતી રહે, તો રાષ્ટ્રભાષા આજે જ સિદ્ધ થઈ જાય. ક્રુસેડને લીધે જેમ તુર્કો અને યુરોપિયનો એકબીજાના સંસર્ગમાં વધારે આવ્યા તેવી રીતે આજે હિંદુમુસલમાનના ઝઘડાને લીધે એકબીજાનાં છાપાં વાંચવાની પ્રવૃત્તિ તો વધી જ છે. સવાલ-જવાબ, શાસ્ત્રાર્થ અને ગાળાગાળીથી પણ એકબીજાની ભાષાનો પરિચય વધે જ છે. હિંદુઓ ફારસી શબ્દો ટાળવા માટે સહેલા તેમ જ અઘરા સંસ્કૃત શબ્દો તૈયાર કરતા જાય છે; અને મુસલમાનો અસ્પૃશ્યતામાં ન માનતા છતાં સહેલા હિંદી શબ્દો પણ ટાળીને ખાસ ફારસી-અરબી શબ્દો દાખલ કરવા લાગ્યા છે. મહારાષ્ટ્રી સાહિત્ય પરિષદના પ્રમુખે થોડા વખત પર કહેલું તેમ આ પ્રવૃત્તિ એક અણધાર્યું જ પરિણામ લાવશે. પરસ્પર બહિષ્કાર તો શક્ય થવાનો નથી જ; પણ ભાષાનો શબ્દભંડોળ વધશે, અને જડબાતોડ શબ્દો તો સ્વાભાવિક મોતે જ મરી જશે. બિહાર તેમ જ યુક્તપ્રાંતમાં જે સાહિત્ય સંસદો હાલમાં સ્થપાઈ છે તેમના પ્રયાસ પણ રાષ્ટ્રીય ભાષાના સવાલને ઉકેલવામાં ઘણા મદદગાર નીવડશે. અંગ્રેજો અને અંગ્રેજી ભણેલા કેટલાક દુરાગ્રહી લોકો અંગ્રેજી જ રાષ્ટ્રભાષા થાય એમ ઇચ્છે છે, પોતાથી બનતો પ્રયાસ પણ કરે છે, પણ લોકજાગૃતિ એટલી બધી વધી છે કે હવે અંગ્રેજીને રાષ્ટ્રીયપદ પ્રાપ્ત થવું અશક્ય છે.

અઘરો સવાલ છે રાષ્ટ્રલિપિનો. એ નક્કી કરવાની દિશામાં પૂરતા પ્રયત્ન થયા નથી. રાષ્ટ્રલિપિની બાબતમાં હરીફ કોણ કોણ છે એનો પણ ઘણાને ખ્યાલ નથી. કેટલાક અંગ્રેજો અંગ્રેજી એટલે કે રોમન લિપિ હિંદુસ્તાનમાં પણ ફેલાય એ વિશે ખૂબ પ્રયત્ન કરી રહ્યા છે. પાલિ અને સંસ્કૃત ચોપડીઓ રોમન લિપિમાં તો છપાય જ છે. પાલિ ચોપડીઓ તો હજી દેવનાગરીમાં મળતી પણ નથી એમ કહીએ તો ચાલે. આજે છે એ લિપિમાં દેવનાગરી લિપિ જ રાષ્ટ્રલિપિ થવાને વધારે લાયક છે એમાં શંકા નથી. પણ દેવનાગરી સામે જે આક્ષેપો છે એનો વિચાર કર્યા વિના ચાલે એમ નથી.

થોડા વખત પહેલાં 'યંગ ઇન્ડિયા'માં શ્રી નાડકરણીએ રોમન લિપિ સામે નાગરીનો બચાવ કર્યો હતો. રોમન અક્ષરો કરતાં નાગરી અક્ષરો વધારે શાસ્ત્રશુદ્ધ છે એ એમની દલીલ હતી. પણ એમણે એમાં વર્ણમાલા અને લિપિમાલા વચ્ચે ગોટાળો કર્યો હતો. સંસ્કૃત વર્ણમાલા એટલે કે સ્વર, વ્યંજન તથા યુક્તાક્ષરનું

* **નવમી ગુજરાતી સાહિત્ય પરિષદ, ભાવનગર માટે આપેલો નિબંધ.**

ઉચ્ચારણ અને તેનું વર્ગીકરણ, ઘણેભાગે શાસ્ત્રશુદ્ધ છે એ વિશે શંકા નથી. પણ નાગરી લિપિમાં તો શાસ્ત્રીયતાનું નામ ન મળે. સાચું કહીએ તો દુનિયાની કોઈ પણ વર્ણલિપિ છે જ નહીં. બુદ્ધિની શાસ્ત્રીયતા ગ્રીક લોકોમાં અને હિંદુસ્તાનના આર્ય લોકોમાં વધારેમાં વધારે પ્રગટ થઈ છે. તેમાં પણ ભાષાશાસ્ત્રની ખરી ખિલવણી હિંદુસ્તાનના આર્યોએ જ કરેલી છે એ નિર્વિવાદ છે. આપણા ઋષિઓએ અથવા આચાર્યોએ જો આપણી લિપિ શોધી કાઢી હોત તો તેમાં જરૂર શાસ્ત્રીયતા આવત. પણ આપણે આપણી લિપિ ક્યાંકથી ઉછીની લીધી હોવી જોઈએ. બ્રાહ્મી અને ખરોષ્ઠી એ પ્રાચીન લિપિઓમાંથી દેવનાગરી (દેવનગર એટલે કાશી, ત્યાંની લિપિ તે દેવનાગરી.) તૈયાર થઈ છે. પ્રાચીન લિપિઓના દોષો દેવનાગરીમાં સહેજે આવી ગયા છે.

શાસ્ત્રશુદ્ધ વર્ણમાલામાં क અને ख એ વર્ણો વચ્ચે જેટલું સામ્ય છે તેટલું જ લિપિમાં પણ હોવું જોઈતું હતું. कમાં સહેજ ફેરફાર કર્યાથી ख બનવો જોઈએ. જેમ टમાંથી ठ, पમાંથી फ બને છે તેમ कનું સહેજ રૂપાંતર થઈ ख બનવો જોઈએ. અને જે ફેરફારથી कનો ख બને છે તે જ ફેરફારથી गનો घ બનવો જોઈએ. સ્વરોનું કાર્ય બે પ્રકારનું છે. તે સ્વતંત્ર પણ આવી શકે છે, અને વ્યંજનમાં ભળી પણ શકે છે. સ્વતંત્ર સ્વર તરીકે આવે ત્યારે એનો આકાર જુદો, અને વ્યંજનમાં ભળે ત્યારે સાવ જુદો! એ શુદ્ધ લિપિમાં શોભે નહીં.

વ્યંજનોના પાંચ વર્ગોમાં પાંચ પાંચ જ અક્ષરો આવે છે. એટલા બસ નથી; છ જોઈએ છે. હિંદી શબ્દ 'तुम्हें'માં 'म्हें' એ ખરું જોતાં યુક્તાક્ષર નથી. એ યુક્તાક્ષર હોત તો तु પર થડકો આવત. સાચું જોતાં म्ह એ म નો મહાપ્રાણ છે: प નો મહાપ્રાણ फ, बનો મહાપ્રાણ भ, તેમ જ म નો મહાપ્રાણ म्ह. त-थ; द-ध; न-न्ह. એમ છ અક્ષરનો વર્ગ થવો જોઈએ. મરાઠી શબ્દ 'कण्हेरी'માં ण्हे એ સાચો યુક્તાક્ષર નથી, પણ णનો મહાપ્રાણ છે. તેથી જ क પર થડકો નથી આવતો. ગુજરાતીમાં 'ઉન્હાળો' એ ઉચ્ચાર હોવા છતાં 'ઉનાળો' એમ જ લખવું પડે છે. જો न નો મહાપ્રાણ ઉચ્ચાર કબૂલ રાખી એને માટે લિપિએ સ્વતંત્ર અક્ષર શોધી કાઢ્યો હોત તો એ અગવડ ન પડત. આપણા સાક્ષરવર્ય નરસિંહરાવ જે હશ્રુતિનો આટલો આગ્રહ રાખે છે તેમાં વજૂદ છે. ભાષાશાસ્ત્રનો ટેકો એમને છે. પણ જ્યાંત્યાં હ જેવા અઘરા અક્ષરનો જોડાક્ષર કરવો પડે છે તેથી જ લોકો નરસિંહરાવની સૂચનાથી ભડકી જાય છે. હ શ્રુતિ માટે જો લિપિએ કંઈક સહેલી સગવડ શોધી કાઢી હોત તો ઘણાએ નરસિંહરાવના પક્ષને આવકાર આપ્યો હોત.

યશ્રુતિ અથવા યાન્ત 'યુક્તાક્ષર' માટે પણ કંઈક એવી જ સગવડ શોધી હોત તો ઘણી તકલીફ બચત.

શોભાની દૃષ્ટિએ રોમન લિપિ કરતાં દેવનાગરી ખૂબ ચડે એમ છે એ ખરું, પણ જ્યાં સુધી બીબાં ગોઠવવાની કળામાં ક્રાન્તિ થઈ નથી ત્યાં સુધી એક પછી એક એવી હારમાં અક્ષરો ગોઠવવાની સગવડ અથવા મુદ્રણસુલભતા એ રોમન

લિપિનો મોટો ગુણ છે. દેવનાગરી લિપિમાં અક્ષરના સહાયકો અક્ષરને ચારે બાજુથી વળગે છે, અને છતાં એના ઉચ્ચારણનો ક્રમ સચવાતો નથી. 'મૂર્તિ' એ શબ્દમાં ર્, ત્ અને ઇ એ ઉચ્ચારક્રમ લિપિ પરથી બાળકોના અને પરદેશી લોકોના ધ્યાનમાં આવી શકતો નથી.

દેવનાગરીમાં દરેક વ્યંજનના સ્વાભાવિક રૂપમાં अ એ સ્વર છૂપો રહે છે એ એક રીતે સગવડ છે, પણ તે અશાસ્ત્રીય છે અને અધરી છે એ મિ. એન્ડરસનની તકરાર ઘણે અંશે સાચી છે. વર્ણો જે ક્રમમાં ઉચ્ચારાય છે તે ક્રમમાં જ લખાય, એ નિરપવાદ નિયમ થવો જોઈએ. બંગાળી માત્રાઓ અને બધી આર્ય લિપિઓનો હ્રસ્વ ઇકાર (ি) આ નિયમ સામે ગુનો કરે છે.

આગળ જઈને હું એમ પણ કહું કે હ્રસ્વ સ્વરોએ દીર્ઘ સ્વરો કરતાં અર્ધી જગા રોકવી જોઈએ. અને યુક્તાક્ષરના ઘટક વ્યંજનો જો હમેશ એક નીચે એક આવે એવી વ્યવસ્થા ગોઠવી શકાય તો માત્રાનો હિસાબ રાખનાર છંદશાસ્ત્રી લિપિકારને આશીર્વાદ દેશે. દરેક લીટીની લંબાઈ જોઈને જ એની માત્રાઓનો હિસાબ હાથ આવી જાય.

આ બધી વસ્તુઓ શક્ય છે એ વિશે શંકા નથી. માત્ર એકાએક બધા ફેરફારો થવા મુશ્કેલ છે. ઉત્તરની દેવનાગરીએ પોતાનો કઢંગો अ કાઢી નાખીને મુંબઈવાળો अ ઘણે ભાગે દાખલ કર્યો છે. ગુજરાતીએ એથી આગળ જઈને એને 'અ' એવું રૂપ આપી લખવાની સગવડ વધારે સાધી છે. કાનડી ભાષાએ અનુસ્વારનું ટપકું માથા પરથી ઉતારી અક્ષરની જમણી બાજુ મૂકી દીધું છે. બંગાળીએ માત્રાઓ માથે ન ચઢાવતાં પ્રાચીન ઢબ પ્રમાણે અક્ષરોની હારમાં જ રાખી છે. માત્ર ઉચ્ચાર-ક્રમ પ્રમાણે તે વ્યંજનની પાછળ આવવાને બદલે તેની આગળ આવે છે, એટલો દોષ છે. મરાઠીએ ए સાથે ગોટાળો કરતો ण બદલીને ण બનાવ્યો છે. ગુજ-રાતીએ ख નો ખ બનાવી એવો જ સુધારો કર્યો છે. વાંચનારને અગવડ ન થાય એવા કેટલાક ફેરફારો કરી નાગરી લિપિને વધારે શાસ્ત્રશુદ્ધ સહેજે કરી શકાય.

બંગાળીનો દાવો છે કે નાગરી કરતાં એ લિપિ વધારે રૂપાળી છે, અને લેખન-સુલભ છે. નાગરી લિપિ લેખનસુલભ નથી એ વિશે શંકા નથી જ. તેથી જ દરેક પ્રાંતને નાગરીનો મરોડ બદલીને જાતજાતના વિચિત્ર અક્ષરો તૈયાર કરવા પડ્યા છે. મરાઠીએ તો દફતરી લખાણોમાં ઝડપ વધે એટલા માટે હેમાદ્રિના વખતથી નાગરીની ચોક્કસ મરોડ આપી એક સ્વતંત્ર લિપિ જ બનાવી દીધી છે. નાગરીનો જ એ મરોડ હોવાથી અમે એને 'મોડી' કહીએ છીએ.

મારી માન્યતા પ્રમાણે જો નાગરી લિપિ રાષ્ટ્રલિપિ બનાવવી હોય તો જે ઢબે એ છપાય છે એ ઢબ આપણે છોડવી પડશે. એને ભલે લોકો બાળબોધ કહેતા હોય, પણ એ લેખનસુલભ નથી જ. નાગરીના જે અનેક મરોડો હાલ પ્રચલિત છે એમાંનો જ જે મરોડ મૂળ છાપેલા અક્ષરને મળતો આવે છે અને છતાં લેખન-સુલભ અને ચારુદર્શન છે એવો જ મરોડ આપણે રાષ્ટ્રલિપિ તરીકે પસંદ કરવો

જોઈએ. મારો ચોક્કસ અભિપ્રાય છે કે એવો મરોડ તો ગુજરાતી જ છે. ગુજરાતી એ સ્વતંત્ર લિપિ નથી, પણ નાગરી લિપિ જ છે. ફક્ત લખવાની સુલભતા અને જોવાની સુંદરતા એમાં વિશેષ રીતે સાધી છે એટલું જ. કોઈ પણ મહારાષ્ટ્રી કે હિંદી માણસને ગુજરાતી લિપિ વાંચતાં અગવડ નથી પડતી. બહુ બહુ તો દસેક મિનિટની મહેનત પડે છે. હિંદીઓ અને મહારાષ્ટ્રીઓને ગુજરાતી લિપિ લખતાં પણ જરાયે અગવડ નથી પડતી. થોડીક ટેવ પછી નાગરી કરતાં ગુજરાતીમાં જ લખવું તેમને વધારે ફાવતું આવે છે.

લિપિ વિશેની આ સૂચના કોઈ ગુજરાતી કરત તો તે પ્રાંતીય અભિમાન ગણાત. મેં તો સાર્વત્રિક લાભનો વિચાર કરીને જ એ સૂચના મૂકી છે. નાગરીનો ગુજરાતી મરોડ સાર્વત્રિક કરવા માટે ગુજરાત કંઈક મદદ કરે તો એ વસ્તુ સહેજે થઈ જાય. સર્વમાન્ય સંસ્કૃત અને હિંદી ચોપડીઓ ગુજરાતી લિપિમાં છાપી કાઢવાનું જો ગુજરાતી છાપખાનાં માથે લે, અને एवी चोपडीओ साव सस्ती करी મૂકે તો એક પેઢીની અંદર જ ભારે પરિવર્તન થઈ જશે. હિંદુસ્તાની ભાષા અને ગુજરાતી મરોડની નાગરી લિપિ એને જો આપણે રાષ્ટ્રીયતાની છાપ આપી દઈએ તો આપણું કામ ઘણું સહેલું થઈ જાય. દક્ષિણ તરફ દ્રાવિડ લિપિઓ વાપરનારા લોકો પણ સંસ્કૃત માટે નાગરી લિપિ જાણે જ છે. બંગાળીઓ હઠપૂર્વક સંસ્કૃતમાં પણ બંગાળી લિપિ વાપરે છે; પણ તેમને સમજાવવું અશક્ય ન થાય. મદ્રાસ તરફના લોકોને નાગરી લિપિ સ્વીકારતાં થોડીક અગવડ પડશે. કેમ કે કાનડી વગેરેમાં સ્વરો વધારે છે અને રૂઢ તામિલમાં વ્યંજનો બહુ ઓછા છે. નાગરીની હારમાં આવતાં તેમને જરા અઘરું લાગશે. પણ દક્ષિણ તરફના લોકો ઘણા સમજુ છે. તેમને ત્યાં જાગ્રત પ્રયત્ન સતત ચાલુ રહે તો નાગરી લિપિનો વિસ્તાર ન થાય એમ નથી.

સિંધીઓ તો પહેલાં નાગરીનું જ એકરૂપ એવી વાણકા લિપિ વાપરતા. અંગ્રેજોએ એમના પર અરબી સિંધી લિપિ ઠોકી મારી છે. સિંધના હિંદુઓ નાગરી લિપિ ન જાણવાને લીધે આર્ય સંસ્કૃતિથી એટલા વંચિત રહ્યા છે કે હવે એ દુઃખ તેઓ સમજતા થયા છે, અને નાગરી લિપિ તરફ એમનું વલણ વધવા લાગ્યું છે. એ પ્રયત્ન ત્યાં દસપંદર વરસથી ચાલુ તો છે જ. શીખ ગુરુઓએ કર્મકાંડી શાસ્ત્રોની જાળમાંથી બચી જવાના ઉદ્દેશથી પોતાના ગ્રંથ માટે જુદી જ લિપિ તૈયાર કરી એમ કહેવાય છે. ઉદ્દેશ એ કે શીખો ફક્ત શીખ સાહિત્ય જ વાંચી શકે. એ વાત સાચી હો કે ન હો, શીખ લિપિ દેવનાગરીથી સાવ જુદી તો નથી જ. તેમને નાગરી લિપિ સ્વીકારતાં ભારે અગવડ ન પડે.

હવે રહી ઉર્દૂની વાત.

મુસલમાન ભાઈઓ કુરાને શરીફ તો અરબી લિપિમાં જ વાંચવાના. અને ફારસી જેવી સુંદર લિપિ તો તેઓ છોડે જ શાના? પણ ઘણા બંગાળી મુસલમાનો એકલી દેવનાગરી જ જાણે છે. ગુજરાતી મુસલમાનો તો ગુજરાતી જાણે જ છે.

મહારાષ્ટ્રના મુસલમાનો મરાઠીમાં સહેજે પત્રવહેવાર કરે છે. એટલે ગુજરાતી નાગરી લિપિ મુસલમાનોને માટે સાવ અપરિચિત તો નથી જ. ફારસી કવિતા ભલે ફારસી લિપિમાં વંચાય, પોતાના સાહિત્યનું અધ્યયન હિંદુસ્તાનમાં બધે થાય એમ જો મુસલમાનો ઇચ્છતા હોય, અને રાષ્ટ્રીય હિતના સવાલોમાં પોતાનો ફાળો જો તેઓ પૂરતો આપવા માગતા હોય તો બધા સમજી શકે એવી ગુજરાતી નાગરી લિપિમાં જ તેમણે લખવું જોઈએ, એટલું કોક દિવસ તો તેઓ સમજશે.

ઑક્ટોબર, ૧૯૨૮

# રાષ્ટ્રલિપિ – ૨

૧

ચોવીસ વર્ષ ઉપર લોકમાન્યે કહેલું કે 'સરકારે આપણને આખા દેશને માટે એક ઘડિયાળ (સ્ટૅન્ડર્ડ ટાઈમ) ઠરાવી આપ્યું તે પ્રમાણે જો આખા દેશને માટે એક જ લિપિ કરી આપી હોત તો આપણે સરકારનો વધારે ઉપકાર માનત. આખા દેશમાં એક જાતના સિક્કા ચાલે, વજનનાં માપ પણ સરખાં હોય એ જેટલું જરૂરનું છે, તેટલું જ એક લિપિ હોવી એ જરૂરનું છે. એક લિપિનો સવાલ એ રાજદ્વારી સવાલ નથી, જોકે દરેક વસ્તુનો અંતે રાજકારણની સાથે સંબંધ હોય જ છે.'

લોકમાન્યની એ ઇચ્છા હજી અતૃપ્ત જ રહી છે. એક લિપિનો સવાલ રાજદ્વારી ભલે ન હોય પણ રાષ્ટ્રીય તો છે જ. એટલે સરકાર આપણને સામાન્ય લિપિ આપે નહીં એ દેખીતી વાત છે. અને આપે તો તે અરાષ્ટ્રીય લિપિ જ આપે. સરકારે એ પ્રયત્ન ક્યારનો શરૂ કર્યો છે. હિંદુસ્તાની ભાષા માટે લશ્કરમાં અંગ્રેજી (જે રોમન તરીકે ઓળખાય છે) લિપિ દાખલ કરીને સરકારે શરૂઆત તો કરી છે. નોલેસ જેવા મિશનરીઓ અવારનવાર એક લિપિનો સવાલ ચર્ચે પણ છે, અને કહે છે કે હિંદુસ્તાનની અસંખ્ય લિપિઓનાં જંગલમાંથી રસ્તો કાઢવો હોય તો રોમન લિપિ સ્વીકાર્યે જ છૂટકો. આપણા લોકો સામાન્યપણે આ સવાલ તરફ ધ્યાન આપતા નથી. જ્યારે આપે છે ત્યારે ઉર્દૂ કે દેવનાગરીનો જ ઝઘડો ખડો થાય છે. અને દેવનાગરીમાં પણ પ્રાંતપ્રાંત વચ્ચે ખેંચાતાણ નથી એમ નથી.

આવી સ્થિતિમાં રોમન લિપિને માટે વાતાવરણ ધીમે ધીમે પાકતું જાય છે. રેલવે, ટપાલ અને તારખાતું એ બધાં રોમન લિપિનો પુરસ્કાર કરે જ છે. આપણા ભણેલા અને કેટલાક ન ભણેલા લોકો પણ રોમન લિપિની પ્રતિષ્ઠાથી પ્રતિષ્ઠિત થવામાં ભૂષણ માને છે. જેમ પંચાંગના ઝઘડાને લીધે આખરે અંગ્રેજી તારીખો જ સગવડભરેલી મનાવા લાગી છે, તેમ ઉર્દૂ-નાગરીની ખેંચાતાણથી કંટાળેલા અને હમેશ અંગ્રેજી ચોપડીઓ સાથે જ પરિચય રાખનારા કેટલાક ભણેલા હિંદુઓ અને

મુસલમાનો આપણને ભલામણ કરતા થયા છે કે 'નરી લાગણીને વશ થવાનું છોડી દઈ અંગ્રેજી એટલે કે રોમન લિપિને આવકાર આપવા તૈયાર થાઓ. એમાં અનેક રીતે સગવડ છે, અને એશિયા તથા યુરોપ બંને ખંડને સમાન લિપિ ચાલુ કરવાનો મોટો લાભ અનાયાસે મળે છે.'

ગાંધીજીએ દક્ષિણ આફ્રિકાનો દાખલો ટાંકી આપણે ત્યાં તોડ સૂચવ્યો કે રાષ્ટ્રભાષા માટે તો નાગરી અને ઉર્દૂ બંને લિપિઓ આપણે ચલાવીએ; રાષ્ટ્રીયતાને ચાહનાર દરેક વ્યક્તિ બંને લિપિ સાથે પરિચય રાખે; અંતે જે લિપિ ફાવી જાય તે ભલે ફાવે.

આપણે ધારીએ તો હિંદી અને ઉર્દૂ બંને ભાષા એક થઈ શકે એમ છે, પણ લિપિનો સવાલ એટલો સહેલો નથી. પૂર્વપરંપરા, ધાર્મિક લાગણીઓ અને કોમની અસ્મિતાને લીધે અમુક લિપિનો આગ્રહ દરેક જણના મનમાં રહેવાનો છે, અને તેથી આ મહત્ત્વનો વિષય કોઈ હાથમાં ધરતું નથી.

પણ એવો સમય આવી ચૂકયો છે જ્યારે આપણે વિચાર કરવાંની ના પાડીએ તોયે આપણે પરાણે વિચાર કરવો પડશે. નાગરી અને ગુજરાતી વચ્ચે ઘણું સામ્ય છે. અને આ બે લિપિ વચ્ચે હિંદુસ્તાનની ત્રણ મોટી ભાષાઓ લખાય છે. ગુરુમુખી અને બંગાળી લિપિ પણ દેવનાગરીના જ વિશેષ પ્રકાર છે. આ બધા વચ્ચેની એકતા સ્પષ્ટ છે. સહેજ પ્રયત્નથી સંપૂર્ણ એકતા સાધી શકાય. આ રીતે હિંદુસ્તાનનો ઘણો મોટો ભાગ – કરોડોની જનસંખ્યા સ્વભાવે જ નાગરી લિપિને અનુકૂળ છે એમ મનાય.

દક્ષિણ ભારતમાં જે ચાર લિપિઓ ચાલે છે તે નાગરીથી ભિન્ન છે એ ખરું, પણ ઘણા સંસ્કૃત શીખનારા તો નાગરીનો પરિચય ધરાવે જ છે. છેલ્લાં આઠદસ વરસમાં દક્ષિણમાં હિંદીનો જે પ્રચાર ચાલે છે એને લીધે પણ નાગરીનું ક્ષેત્ર વધતું જાય છે. કાનડી અને કોંકણી ભાષાવાળા નાગરી લગભગ જાણે જ છે એમ કહીએ તો તેમાં ઝાઝી અતિશયોક્તિ નથી.

આ રીતે નાગરીનો પક્ષ ખૂબ બળવાન છે. તેની સામે ઉર્દૂની દલીલો પણ સમજવા જેવી છે. ઉર્દૂ ભલે થોડા જ કરોડ લોકો જાણતા હોય, પણ એવા લોકો હિંદુસ્તાનમાં ઓછાવત્તા પ્રમાણમાં બધે ફેલાયેલા છે. ઉર્દૂ રૂપાળી છે અને ઝડપથી લખાય છે. રૂપાળી હોવાનો દાવો તો દરેક લિપિ કરી શકે છે. સીદી ભાઈને ક્યાં પોતાના જાડા હોઠ કદરૂપા લાગે છે? પણ લિપિની પસંદગી ફક્ત ઐતિહાસિક અથવા ફક્ત તાત્ત્વિક દલીલોથી કોઈ કરવાના નથી. ઉર્દૂ લિપિ સદોષ અને અધૂરી છે તો અંગ્રેજી લિપિ પણ કાંઈ ઓછી ખામીભરેલી નથી. પણ એ દલીલ સામે બંને પક્ષના લોકોનો જવાબ છે. ઉર્દૂવાળા કહેશે કે 'અમે ક્યાં ઉર્દૂ જ ચલાવવાની વાત કરીએ છીએ? ફારસી અને અરબી ઢબ સ્વીકારીને એમાં જોઈતા ફેરફાર કરીને સંપૂર્ણ લિપિ તૈયાર કરી શકાય. સિંધી માટે એવી લિપિ ક્યાં નથી તૈયાર કરી?'

રોમન લિપિના હિમાયતીઓ પણ એમ જ કહે છે: 'અંગ્રેજી લિપિના દોષો

જોઈ અમને પોતાને જ હસવું આવે છે. પણ એ રોમન લિપિમાંથી શાસ્ત્રીય અને સંપૂર્ણ લિપિ ઉપજાવી કાઢીને જ બધા પાલિ ગ્રંથો અને દુનિયાભરની બધી ભાષાઓ એ સુધરેલી રોમન લિપિમાં અમે લખી શક્યા છીએ. કૅપિટલ અક્ષરો અમે છોડી દઈએ છીએ. દરેક અક્ષરનો એક જ ઉચ્ચાર અમે મુકરર કર્યો છે. સૂક્ષ્મ ઉચ્ચારભેદ બતાવવા માટે અક્ષરોને જે પૂંછડાં (Diacritical Marks) લગાડવામાં આવતાં તે પણ હવે અમે લગભગ કાઢી નાખ્યાં છે. ઉર્દૂનાં બીબાં પાડવાં એ અશક્ય નહીં તોપણ કેટલું કઢંગું અને અગવડભરેલું કામ છે! નાગરી લિપિ શીખવામાં બહુ અઘરી, લખવામાં દીર્ઘસૂત્રી, અને કાંઈ નહીં તો ૨૮૦ વાંકીચૂકી આકૃતિ શીખી લઈએ ત્યારે સંપૂર્ણ રીતે લખાય એવી છે. અને છાપવામાં તો એક એક અક્ષરનો કાનો, માત્રા, રેફ વગેરે પરિવાર એને ચારે બાજુથી વળગે છે. દેવનાગરીને લીધે છપાઈ મોંઘી થઈ છે, ભૂલો ઘણી થાય છે, ઝીણા ટાઈપ વાપરવાની મુશ્કેલી પડે છે, બાળકોને માથે શીખવાનો ભારે બોજો પડે છે, અને પ્રજામાં અક્ષરજ્ઞાન ફેલાવવામાં મોટી અડચણ પડે છે. લાગણીનો અને ભૂતકાળનો અયોગ્ય આગ્રહ છોડી દેશો તો રોમન લિપિથી બધું કામ સરી શકે એમ છે. ને રોમન લિપિને જ વળગવાની અમે ક્યાં વાત કરીએ છીએ? સંસ્કૃત ભાષાની ઉચ્ચારણપદ્ધતિ એટલે કે વર્ણમાલા શાસ્ત્રશુદ્ધ અને સર્વાંગસુંદર છે. અરબી, ફારસી અને દેશી ભાષાઓના કેટલાક ઉચ્ચારોની સગવડ કરી હોય, અને એને માટે રોમન લિપિ નવી રીતે ઉપજાવી કાઢી હોય તો ચાળીસેક અક્ષરોમાં બધું કામ પતી શકે એમ છે. છાપવાની અને ટાઈપરાઈટરની મોટી સગવડ થશે. ભાષાનું અભિમાન તમે ભલે રાખો. ધાર્મિક ગ્રંથો માટે જૂની લિપિ ન છોડાતી હોય તો તેને પણ વળગી રહો. પણ સામાન્ય વ્યવહારમાં સુધરેલી, સહેલી અને તમારી ભાષાઓને અનુકૂળ એવી લિપિ કેમ ન વાપરો? એ વસ્તુ શક્ય છે, કેમ કે આફ્રિકાની અનેક ભાષાઓ માટે અમે એવો પ્રયાસ કરી જોયો છે અને ત્યાં બરાબર ફાવ્યા છીએ. તમારા ભાઈબંધ જપાની લોકો જુઓ, તેઓ પોતાની મેળે રોમન લિપિ સ્વીકારવા તૈયાર થયા છે. એમાં એમની રાષ્ટ્રીયતા નષ્ટ નથી થઈ.'

આપણે ત્યાંના શુદ્ધલિપિવાદીઓ ભલે મૂઠીભર હોય, તેઓ કહે છે કે આમ ત્રણ કે તેત્રીસ લિપિના ઝઘડામાં ઊતરવા કરતાં, અને પરંપરાની ઐતિહાસિક અગવડો વહોરી લેવા કરતાં એક જ વાર હિંમત કરીને આર્ય વર્ણમાલાને છાજે એવી શાસ્ત્રશુદ્ધ, લેખનસુલભ, અને દર્શનીય એવી સાવ નવીન લિપિ જ કેમ ન ચલાવો? મોળા સુધારા સાચા સુધારાની આડે આવે છે, અને દુનિયાનું દર્દ નાહક લંબાવે છે, એના કરતાં એક જ વાર હિંમત કરી શુદ્ધ લિપિ પર કેમ ન આવો? આદર્શ લિપિમાં ક્યાં ક્યાં તત્ત્વો હોવાં જોઈએ એ એક વાર નક્કી કરો અને એ પ્રમાણે લિપિ ગોઠવો, એટલે પત્યું. છાપવાની લિપિ જુદી, લખવાની જુદી, રિપોર્ટ લેવાની લઘુ લિપિ જુદી, એ જંગલીપણું ક્યાં સુધી ચલાવવું છે? ભાષાશાસ્ત્ર અને ઉચ્ચારશાસ્ત્ર આટલાં બધાં ખેડાયાં છે. અનેક લિપિઓ આપણી આગળ પડી છે. કરોડો લોકોને

ઓછામાં ઓછી મહેનતે લખતાવાંચતા કરવા છે. ત્યારે નવી સ્વતંત્ર સંપૂર્ણ લિપિ તૈયાર કરવાનો વખત આવ્યો છે એટલું કેમ ન સ્વીકારો?

આમપ્રજાની કેળવણીનો સવાલ હવે રાષ્ટ્રે હાથમાં લીધો છે. એટલે આ બાબતમાં શું કરવું ઘટે, શું શક્ય છે એ બધાનો વિચાર તરત કરવો જ જોઈએ.

૨

રાષ્ટ્રલિપિ માટે આજે તો ત્રણ લિપિઓ ઉમેદવાર છે. અથવા ઉમેદવાર તો બે જ ગણાય : રોમન અને નાગરી. ઉર્દૂ, બંગાળી અને તામિલ એક્કે સાર્વત્રિક રાષ્ટ્રલિપિ થવાની મહત્ત્વાકાંક્ષા ધરાવતી નથી. પણ રાષ્ટ્રલિપિની એકતા માટે પોતાનું અસ્તિત્વ જતું કરવા આ લિપિઓ તૈયાર નથી. બાકીની લિપિઓનો ઝાઝો પ્રશ્ન નથી. જ્યારે જ્યારે રાષ્ટ્રભાષાનો સવાલ ઊઠે છે ત્યારે ત્યારે રાષ્ટ્રલિપિનો પણ સવાલ ઊઠે જ છે; જોકે એ સવાલો તદ્દન જુદા છે. રાષ્ટ્રભાષા એક જ હોય અને તે અનેક લિપિમાં લખાય એ બની શકે અને અનેક ભાષાઓ એક જ લિપિનો આશ્રય લે એ પણ બની શકે. રાષ્ટ્રભાષા બીજી ભાષાઓનો નાશ કરીને જીવવા નથી માગતી; જ્યારે રાષ્ટ્રલિપિ પાછળ એ ઉદ્દેશ કાંઈક અંશે છે ખરો. એટલે એ સવાલ જેટલો મહત્ત્વનો છે તેટલો જ અટપટો પણ છે. ભાષા પાછળ સંસ્કૃતિનો જેટલો સવાલ હોય છે તેટલો લિપિ પાછળ હોય જ છે એમ નથી. પાલિ ભાષાને ક્યાં પોતાની એક લિપિ છે? એ તો સિયામી, બર્મી, સિંહલી, નાગરી અને રોમન બધી લિપિમાં લખાય છે.

હમણાં હમણાં મૈસૂરમાં હિંદીનું સંમેલન થયું હતું. ત્યાં લિપિનો સવાલ ઊઠ્યો. મૈસૂર યુનિવર્સિટીના પ્રો. વાડિયાએ સ્વાગતનું ભાષણ કરતાં કહ્યું કે દેવનાગરી લિપિ જ રાષ્ટ્રલિપિ તરીકે સ્વીકારાય. પ્રમુખસ્થાને ડૉ. અનસારી હતા. તેમણે એ વસ્તુનો વિરોધ કર્યો, અને જણાવ્યું કે 'અમે ઉર્દૂ લિપિ છોડવા જઈએ તો અમારા ભૂતકાળના વારસા સાથેનો અમારો સંબંધ તૂટી જાય. અમારો સંસ્કૃતિભેદ ટકાવીને જ અમારો વિકાસ અમે સાધી શકીએ.' ડૉ. અનસારી જેવા રાષ્ટ્રીયતાના હિમાયતીના આ અભિપ્રાય પછી ઉર્દૂ લિપિને ઠેકાણે દેવનાગરી દાખલ કરવાનું સૂચવવાની હિંમત આજે કોઈ કરે નહીં. ડૉ. અનસારીએ એમ પણ કહ્યું કે 'તુર્કસ્તાનના લોકોએ પોતાની અસલ લિપિ કાઢી નાખી ગોરાઓની રોમન લિપિ દાખલ કરી એ સારું કર્યું એમ હું માનતો નથી. એમને તો પાશ્ચાત્ય સંસ્કૃતિ ઝપાટાભેર પોતાને ત્યાં દાખલ કરવી છે. એ ઉદ્દેશ પ્રમાણે તો એમણે ઠીક જ કર્યું.'

સંસ્કૃતિ નબળી ન પડી હોય, બરાબર જોરાવર હોય તો તે ગમે તે લિપિથી પોતાનું કામ ચલાવી શકે છે એ સાચું છે. છતાં કોઈ પણ પ્રજા ઝટઝટ પોતાની લિપિ ન છોડી શકે એ પણ એટલું જ સાચું છે. એટલે હિંદુસ્તાનમાં રોમન લિપિ આજે કોઈ દાખલ કરે પણ નહીં, અને એવી હિમાયત કરવી એ પણ બરાબર નથી. આવી સ્થિતિમાં ભારતવર્ષ માટે એક જ લિપિ ચલાવવાનો સમય આવ્યો નથી એમ જ કહેવું પડે છે. પણ ત્યાં સુધી સ્વસ્થ બેસવાનું કારણ નથી. દરેક

પક્ષ પોતપોતાની લિપિ સુધારીને તેને વધારે શાસ્ત્રીય, લેખનસુલભ અને મુદ્રણ-સુલભ કરે એ જરૂરનું છે અને શક્ય પણ છે.

નાગરી આગળ બીજો એક મોટો સવાલ છે. બંગાળી, ગુજરાતી, મોડી, વાણકા, ઊરિયા, કૈથી, ગુરુમુખી વગેરે નાગરીના જે અનેક ભેદો છે તે કાઢી નાખી, લેખન અને મુદ્રણ બંને દૃષ્ટિએ વિચાર કરી નાગરીમાં સંપૂર્ણ શાસ્ત્રીયતા આણી શકાય કે નહીં એ એક સવાલ છે. અને દક્ષિણની કાનડી, તામિલ, તેલુગુ અને મલયાલમ એ દ્રાવિડી ભાષાઓ નાગરી લિપિનો સ્વીકાર કરશે કે નહીં એ પણ એક મહત્ત્વનો સવાલ છે. પાશ્ચાત્ય લોકો રોમન લિપિને સુધારવાનો પ્રયત્ન કરે જ છે. આપણે હિંદુસ્તાનમાં સંસ્કૃતમાંથી પોષણ લેતી બધી ભાષાઓ જેમાં લખી શકાય એવી સુધરેલી, શાસ્ત્રીય અને સહેલી નાગરી જરૂર ઉપજાવી કાઢી શકીએ. એ સુધારો ક્યા તત્ત્વ પ્રમાણે થઈ શકે તે હવે જોવાનું છે.

ડિસેમ્બર, ૧૯૨૯

## નાગરીની સુધારણા

રાષ્ટ્રલિપિનો છેલ્લો નિર્ણય થાય નહીં ત્યાં સુધી હાથ જોડીને બેસી રહેવાનું કારણ નથી. સૌએ પોતાની લિપિ સુધારીને તેને વધારે વ્યાપક અને લોકગ્રાહ્ય બનાવવી જોઈએ. આપણે નાગરી લિપિ હમેશ વાપરતા આવ્યા છીએ એટલે તેના દોષો અથવા એનું અઘરાપણું આપણા ધ્યાનમાં સહેજે નથી આવતાં. આર્ય ભાષાઓની વર્ણમાલા એટલે કે અક્ષરોના ઉચ્ચાર અને તેમનો ક્રમ શાસ્ત્રશુદ્ધ જ છે; પણ આપણી લિપિ તેવી નથી. વર્ણમાલાનો ઉચ્ચારની દૃષ્ટિએ વિચાર થાય છે. લિપિમાલા તો લેખનની દૃષ્ટિએ તપાસવાની હોય છે. ક વર્ગના અક્ષરોમાં જે ઉચ્ચાર-સામ્ય અને ઉચ્ચારક્રમ છે તે જ સામ્ય અને ક્રમ ક વર્ગની લિપિમાં દેખાઈ આવે તો તે લિપિ શુદ્ધ ગણાય. ઉચ્ચારમાં 'ક'માંથી જ 'ખ' જન્મે છે. અને તે જ રીતે 'ગ'માંથી 'ઘ' જન્મે છે. એ સ્થિતિમાં ક અને ખ એ તદ્દન ભિન્ન અક્ષરો લખાવાની જરૂર નથી. ક માં અમુક ફેરફાર કરવાથી ખ થવો જોઈએ. એ જ ફેરફાર ગ માં કરવાથી ઘ મળવો જોઈએ. આટલો સુધારો કરવાથી નાગરી લિપિમાલામાંથી ખ, છ, ઠ, થ, ફ, અને ઘ, ઝ, ઢ, ધ, ભ એ દશ નોખા અક્ષરો ઉડાવી શકાય.

સ્વરોની બાબતમાં પણ એમ જ છે. દરેક સ્વર માટે બાળકોને બબ્બે સંજ્ઞા શીખવી પડે છે. દાખલા તરીકે, ઈ કે ઉ એ સ્વર સ્વતંત્ર આવે ત્યારે એ એક-રૂપ ગ્રહણ કરે છે. વ્યંજન સાથે ભળી જાય ત્યારે એનું બારાખડીનું રૂપ જુદું જ થાય છે. બારાખડીનાં રૂપો અત્યંત આવશ્યક છે. એ જ રૂપો વ્યંજનના અભાવદર્શક એક મોટા મીંડાને લગાડીને સ્વતંત્ર સ્વરોનાં રૂપો માટે તૈયાર કર્યાં હોય તો ઘણી સગવડ થશે.

ક, ખ આદિ વર્ગીય પચીસ વ્યંજનોમાંથી ખ, છ, ઠ, થ, ફ અને ઘ, ઝ, ઢ, ધ, ભ એ મહાપ્રાણ સંજ્ઞાઓ કાઢી નાખ્યા પછી પણ બાકીના પંદરને એમ ને એમ રાખવાની જરૂર છે એમ નથી. ક, ચ, ટ, ત, પ એ પાંચ મુખ્ય અક્ષરો છે. એમની આકૃતિ એમનું કંઠાદિ સ્થાન બતાવનારી કરી શકીએ તો ઉત્તમ. આ પાંચ વ્યંજનમાં સરખી રીતે અમુક વિકૃતિ કરીને ગ, જ, ડ, દ, બ એ મૃદુ વ્યંજનો તૈયાર કરી શકાય. એટલે કે છ સંજ્ઞા યાદ રાખવાથી આપણને દસ અક્ષરો મળી શકે. આ છ સંજ્ઞામાંથી તૈયાર થતા દસ અક્ષરોમાં વિશિષ્ટ નિશાની ઉમેરવાથી એના મહાપ્રાણ કર્યા હોય તો સાત સંજ્ઞામાંથી આપણને વીસ અક્ષરો મળશે. ઙ, ઞ, ણ, ન, મ એ પાંચ અનુનાસિક માટે સાચું જોતાં એક જ સંજ્ઞાથી ચલવી લેવાય. પણ ણ, ન અને મ એ ત્રણ અક્ષરો સ્વતંત્ર સંજ્ઞા માગે છે. અનુસ્વારની સંજ્ઞામાં ક, ચ, ટ, ત, પ વાળો વર્ગીય વિકાર કરવાથી એ સંજ્ઞાઓ મેળવી શકાય એટલે અનુનાસિકની એક સંજ્ઞાથી આપણા પચીસ અક્ષરો પૂરા થાય છે. અને ણ, ન અને મ ને પણ જો મહાપ્રાણની સંજ્ઞા લગાડીએ તો ણ્હ, ન્હ ને મ્હ એ યુક્તાક્ષર જેવા લાગતા મહાપ્રાણ અનુનાસિકો આપણને સહેજે મળે છે. ઈ અને ય, ઉ અને વ, ઋ અને ર, અને લૃ અને લ વચ્ચેનું ઉચ્ચારસામ્ય સહેજે ધ્યાનમાં આવે એમ છે. લિપિમાં એ સામ્ય જળવાવું જોઈએ.

ય, ર અને હ ના યુક્તાક્ષરો ભાષામાં ઘણી વાર આવે છે. એ શુદ્ધ યુક્તાક્ષર પણ ગણાય કે નહીં એ ઘણી વાર સંશયાસ્પદ હોય છે. ય, ર અને હ નો યુક્ત ઉચ્ચાર દર્શાવવા માટે સુલભ સંજ્ઞા શોધવાની જરૂર છે.

શ, ષ અને સ એ ત્રણે ભિન્ન સ્થાનેથી નીકળતો એક જ ઉચ્ચાર છે. તાલુ, મૂર્ધા અને દંત એ સ્થાનની સંજ્ઞાથી એ ભેદ બતાવવો શક્ય થવો જોઈએ.

સ્વરોમાં પણ હ્રસ્વદીર્ઘનો ભેદ એકસરખી રીતે બતાવવામાં આવે તો એની સંજ્ઞા પણ ઘણી ઓછી કરી શકાય.

વિસર્ગ અને હ વચ્ચેનું સામ્ય ધ્યાનમાં લેતાં વિસર્ગની સંજ્ઞા પણ હ ને મળતી હોવી જોઈએ.

આવી રીતે જો માહેશ્વરી વર્ણમાલાનો વિચાર કરીએ તો નીચેની સંજ્ઞાઓ લિપિ માટે બસ થવી જોઈએ. કંઠ, તાલુ, દન્ત, મૂર્ધા અને ઓષ્ઠ એ પાંચ સ્થાનોની પાંચ સંજ્ઞાઓ; એનો જ મૃદુ કરવા માટે એક વિશેષ સંજ્ઞા; મૃદુ અને કઠોર બંનેને મહાપ્રાણ કરવા માટેની એક સંજ્ઞા; શ, ષ, સ એ ઉષ્મવર્ગ માટે એક જ સંજ્ઞા; અનુનાસિક માટે એક સંજ્ઞા; હ અને વિસર્ગ માટે તો મહાપ્રાણની સંજ્ઞા જેવી જ સંજ્ઞાઓ તૈયાર કરીને ચલાવી લેવાય. સ્વરોમાં અ, ઈ, ઉ, ઋ, લૃ, એ, ઐ, ઓ, ઔ એટલાને માટે જ સંજ્ઞા જોઈએ. એ પણ કંઠ તાલુ આદિ સ્થાનને અનુસરે છે. એટલે એ સંજ્ઞા પરથી સ્થાનબોધ થાય એવી ગોઠવણ જોઈએ છે. એમાં દીર્ઘની એક સંજ્ઞા ઉમેરી એટલે આપણી આખી વર્ણમાલા પૂરી થઈ. ફક્ત સ્વરોમાંથી

ય, ર, લ, વ આદિ અંતઃસ્થ વર્ણો તૈયાર કરવાની સગવડ કરી હોય અને ય, ર અને હ ના યુક્તાક્ષરો સહેલા-કર્યા હોય એટલે બસ.

૨

લિપિમાં આપણે જે કાંઈ ફેરફાર કરીએ અથવા સુધારા સૂચવીએ તેમાં નીચેનાં તત્ત્વો જળવાવાં જોઈએ :

૧. આજે છે તેના કરતાં વધારે સંજ્ઞાઓ શીખવી ન પડે અને આખી લિપિની રચના આજે છે એના કરતાં સહેલી હોવી જોઈએ; જટિલ તો નહીં જ ચાલે.

૨. લોકોને લિપિજ્ઞાન છે તે જ્ઞાનનો લાભ નવી લિપિને મળવો જોઈએ.

૩. લિપિનો બહોળામાં બહોળો ઉપયોગ તો છાપવા માટે છે. આજની છાપવા-ની પદ્ધતિ પ્રમાણે બીબાં હારબંધ ગોઠવાય અને હારના માથા ઉપર કે પગ તળે વિશેષ ચિહ્નો ગોઠવવાની તરખડ ન હોય, એ અત્યંત આવશ્યક છે, સહેજ તૂટી જાય કે ઊડી જાય એવાં ચિહ્નો ન હોવાં જોઈએ. અને ચિહ્નો એવાં પણ ન હોય કે લીટીઓ લંબાતી જ જાય.

અક્ષર હારબંધ બેસે ખરા, પણ એને ઉપરનીચે અથવા ઓછામાં ઓછું એક બાજુ જો નાનામોટા ફાંટા ન હોય તો એ લિપિ વાંચતાં મુશ્કેલી પડે. આંખને આરામ આપવા ખાતર પણ ફાંટાની જરૂર છે જ.

અક્ષરો અડધા અને આખા એવો ભેદ હોય – યુક્તાક્ષરો માટે એવી કાંઈક ગોઠવણ તો કરવી જ પડવાની – તો અક્ષરો જોડવામાં અંતરનું પ્રમાણ કઢંગું ન થઈ જાય એ ખાસ જોવું જોઈએ.

૪. મુદ્રણાલયો અને હસ્તમુદ્રણ(ટાઈપરાઈટર)નો પ્રચાર ગમે તેટલો વધે તોયે લોકો હાથે તો લખવાના છે જ. એટલે નવી લિપિ પણ લેખનસુલભ હોવી જોઈએ. લખવામાં અક્ષરના મરોડ એવા ન હોય કે કલમનો પ્રવાહ વારેઘડીએ અટકે. દેવનાગરી ને અંગ્રેજી લિપિના કુટુંબની બધી લિપિઓ જે ઢબે ડાબી બાજુથી જમણી બાજુએ લખાય છે તે ઢબે જ સુધરેલી નાગરી લખાવી જોઈએ.

૫. નવા વિદ્યાર્થીઓને લિપિ શીખવવામાં ઓછામાં ઓછી મુશ્કેલી આવે અને કરોડો લોકો સહેલાઈથી નવી લિપિ શીખી જાય એવી સગવડ એમાં હોવી જ જોઈએ.

૬. અક્ષરો એવા ગૂંચવાડાભર્યા ન હોય કે લખવામાં બહુ વખત લે. લગભગ શીઘ્રલિપિની ગરજ સારે એવા અક્ષરો હોય તો એ મોટામાં મોટી સગવડ ગણાય.

૭. અહીં સુધી સગવડનો જ વિચાર આપણે કર્યો. પણ અક્ષર એ ચિત્રકળા જેટલી જ મહત્ત્વની વસ્તુ છે. લિપિ મારફતે આપણે આપણી સૌંદર્યવૃત્તિ અને ઔચિત્યની કલ્પના વ્યક્ત કરી શકીએ છીએ. એ દૃષ્ટિએ બધી સંજ્ઞામાં એક જાતનું ઐક્ય અથવા પરસ્પર સામંજસ્ય હોવું જોઈએ. અને એમાં નવા નવા પ્રકાર કરવાની પણ ગુંજાશ હોવી જોઈએ.

ફેબ્રુઆરી, ૧૯૩૦

# આપણી લિપિનો પ્રશ્ન

મિત્રગણ,

આજનું આપણું કાર્ય જેટલું વિવેચનાત્મક છે તેથી વધારે ક્રિયાત્મક અથવા રચનાત્મક છે. તેથી જ્યાં સુધી કાર્યસિદ્ધિ ન થાય ત્યાં સુધી આપણે એક સ્થાયી સમિતિ દ્વારા અવિરત કાર્યમાં મશગૂલ થઈ જવું જોઈએ. આ યુગ જ સ્વાવલંબનનો છે. જે ઠરાવ આપણે બધાની સંમતિથી પસાર કરીએ છીએ તેને કાર્યમાં પરિણત કરવાનો ભાર પણ આપણે જ શિરે રહે છે. આપણે વિવેચક છીએ, આપણે નિર્ણાયક છીએ અને કર્મચારી પણ આપણે જ છીએ.

રાષ્ટ્રીય મંત્રણાને માટે રાષ્ટ્રભાષાની આવશ્યકતા પ્રતીત થતાં જ દક્ષિણના બધા પ્રાંતોએ હિંદી ભાષા શીખવી શરૂ કરી દીધી. પણ જે લોકો અંગ્રેજીના આગ્રહી હતા તેઓ સહેલાઈથી અંગ્રેજી કેવી રીતે છોડી શકે ? આમ લોકોમાં જ હિંદીનો આગ્રહ વધ્યો અને એના ફળસ્વરૂપ દિવસે દિવસે ત્યાં હિંદીની પ્રતિષ્ઠા વધવા લાગી.

રાષ્ટ્રીય એકતાની દૃષ્ટિ સામે રાખીને નિર્વિશેષ રૂપથી બધી જનતાની સેવા કરવા માટે આપણે આપણી રાષ્ટ્રીય હિંદીમાં તત્સમ તથા તદ્ભવ શબ્દોની સાથે ફારસી અને અરબીના સહેલા શબ્દોને વગર રાંકોચે સ્થાન દેવા લાગ્યા છીએ. આપણા ઈસ્લામી ભાઈઓએ પોતાની ઉર્દૂ જબાનમાં રૂઢ અને પ્રચલિત સંસ્કૃત શબ્દ રાખવાની નીતિ પસંદ કરી છે અથવા વીણી વીણીને એવા શબ્દ કાઢી નાખવાની નીતિ અખત્યાર કરી છે તે તો તેઓ જ જાણે. પણ રાષ્ટ્રીય નીતિ એ જ નિશ્ચિત થઈ ગઈ છે કે રાષ્ટ્રવાદી હિંદુ ઉર્દૂને સારી રીતે શીખી લે અને રાષ્ટ્રવાદી મુસલમાન નાગરી હિંદીને વાંચવાની આદત રાખે. એકબીજાના હૃદયને ઓળખવાં અને એક-બીજાના હૃદય સુધી પહોંચી જવું એ આપણા બધાનું પરમ કર્તવ્ય છે, Mutual ignorance is no safeguard. આજે આપણી સામે પ્રશ્ન એ નથી કે રાષ્ટ્રભાષા હિંદી નાગરી લિપિમાં લખાય કે ઉર્દૂ અથવા રોમનમાં. આપણી સામે પ્રશ્ન એ છે કે જે લોકો સંસ્કૃતના પવિત્ર ગ્રંથોને આદરભાવથી પોતાનું પૈતૃક ધન સમજે છે, જેમની ભાષામાં ૫૦ ટકાથી વધારે શબ્દ સંસ્કૃતમાંથી આવ્યા છે, જે પોતાના નવા નવા શબ્દ લગભગ સંસ્કૃતના આધારે રચે છે, અને જેમની ભાષાની વર્ણમાલા સંસ્કૃત વર્ણમાલાના જેવી જ અથવા થોડું પરિવર્તન કરીને બનાવી છે એવી બધી પ્રાંતીય ભાષાઓ, જે સંસ્કૃતની ઔરસ અથવા દત્તક કન્યાઓ કહી શકાય, પરસ્પર પરિચય વધારીને પાસે આવવાને માટે એક જ કૌટુંબિક પોશાક પહેરવાને તૈયાર છે અથવા નથી.

હિંદુસ્તાનની બધી પ્રાંતીય ભાષાઓ જો નાગરી લિપિમાં લખાય અને છપાય તો તેમાં કેટલું સામ્ય છે એ સહેલાઈથી ખબર પડી શકશે. અને આવી રીતે ભારતીય સંસ્કૃતિની ભિન્ન ભિન્ન બાજુઓ જે આ પ્રાંતીય ભાષાઓએ વિકસિત કરી છે એ બધાનો લાભ એકબીજાને મળશે. લોકોને ખબર પડી જવી જોઈએ કે આપણે બધા એક છીએ. આ એકતાને વધારવાથી આપણી શક્તિ વધશે. દુનિયામાં અંગ્રેજી સમજવાવાળા લોકો બાવીસ કરોડ કહેવાય છે, તો આપણે પણ તેનાથી ઓછા નથી. એક પોશાકમાં જ્યારે આપણે પોતાના સામર્થ્યને ઓળખી શકીશું ત્યારે આપણો સાંસ્કૃતિક પુરુષાર્થ કેટલાગણો વધી જશે અને આપણે આત્મવિશ્વાસથી સારી દુનિયાને પોતાનું કર્તૃત્વ બતાવી શકીશું.

આવી દશામાં આપણે આ વાતને વિચારવાની છે કે આ એક લિપિનો પ્રચાર આપણે કઈ રીતે કરીએ? એને માટે કેટલી શક્તિ જોઈએ, કેટલો સમય જોઈએ, કેવી રીતે કામ કરવાથી અધિકાધિક રાષ્ટ્રહિત થઈ શકે અને ક્યાં સુધી આગળ જઈ આપણે થોભવાનું છે કે જેથી કામ ન બગડી જાય.

સહુથી પહેલાં આ વાત પર નજર જાય છે કે ભારતવર્ષમાં અનેક લિપિઓ હોવા છતાં કોઈ પણ લિપિનો બહુ પ્રચાર થયો નથી. અને આ વિચારીએ કે બધી લિપિઓ લખવાવાળાને ભેગા કરીને પણ હિંદુસ્તાનની લોકસંખ્યામાંથી કેટલાને લિપિનું જ્ઞાન છે તો બધે અંધારું જ દેખાશે. હિંદુસ્તાનની સંસ્કૃતિ પ્રાચીન છે, ઉન્નત છે, અહીંની જનતામાં આચરણ દ્વારા અને મૌલિક ઉપદેશ દ્વારા સંસ્કૃતિનો પ્રચાર ઘણોખરો થયો છે. પણ જૂની કહેવત અનુસાર અધિકાંશ લોકોને માટે બધી લિપિઓ બરાબર કાળા અક્ષર જેવી જ રહી છે. એક દૃષ્ટિથી જોવાય તો લિપિનું આ લગભગ સાર્વત્રિક અજ્ઞાન આપણે માટે અનુકૂળ છે. જે લોકો કોઈ પણ લિપિ નથી જાણતા તેઓને સાર્વભૌમ નાગરી લિપિ શિખવાડીને જ આપણે તેઓને આખા ભારતવર્ષમાં ગમે ત્યાં ફરવાનું અને ભણવાનું ઉત્તમ સાધન આપીએ છીએ. સાચું જ કહ્યું છે કે જેઓની પાસે કંઈ ઐતિહાસિક પરંપરા નથી, સંસ્કૃતિની કંઈ પૈતૃક સંપત્તિ નથી તેઓને ઘણી હાડમારીઓ સહન કરવી પડે છે. તોપણ તેઓને એક મોટી સગવડ એ રહે છે કે તેઓને કોઈ પણ પરંપરાનો નથી બોજો ઉઠાવવો પડતો કે નથી કોઈ પુરાણી ખખડી ગયેલી સંસ્કૃતિના પાશમાંથી છૂટવાનો પ્રયત્ન કરવો પડતો. એ જ વાત લિપિપ્રચારની બાબતમાં પણ છે. લોકોને અખિલ ભારતીય નાગરી લિપિનું જ્ઞાન આપવાથી આપણું કામ ઠીક રીતે ચાલી શકે છે. પણ જો અત્યારે આપણે સૂઈ જઈશું અને પુસ્તકપ્રકાશન, વૃત્તવિવેચન (Journalism) અને પ્રાથમિક કેળવણી દ્વારા પ્રાંતીય લિપિઓનો પ્રચાર સાર્વત્રિક થઈ જશે તો પછી એક લિપિનો પ્રચાર કરવાનું ઘણું મુશ્કેલ થશે. એ સ્થિતિમાં આપણે એક સમાન સંસ્કૃતિવાળું પ્રભાવશાળી રાષ્ટ્ર હોવા છતાં પણ છિન્નભિન્ન બની જઈને સંકુચિત અભિમાન, ઈર્ષા અને અદેખાઈ ઊભાં કરીને આપણા હાથને ક્ષીણવીર્ય બનાવી મૂકીશું.

એટલા માટે આપણે આજે જ જાગ્રત થઈને સંભાળી લેવું જોઈએ. સાંપ્રદાયિકતા (Communalism) અને સંકુચિત પ્રાંતીયતા (Provincialism) એ બંને વૃત્તિઓ સ્વરાજ્યવાદ માટે વિઘાતક છે.

જેમ જેમ દિવસ જશે તેમ તેમ સાક્ષરતા વધતી જશે. એને તો આપણે વધારવી જ જોઈશે. એની સાથે સાથે જો લિપિઓની વિવિધતા પણ વધી ગઈ તો રાષ્ટ્ર ઉપર એ એક અસહ્ય બોજો થઈ પડશે. રાષ્ટ્રના કીમતી સમય અને પરિશ્રમનો એ અપવ્યય થશે. ભારતીય સંગઠનનો શુભ અવસર સામે આવેલો જોઈને એક બાજુથી જ્યારે ચિત્ત પ્રસન્ન થાય છે ત્યારે બીજી બાજુથી કંઈક શંકા પણ મનમાં પેદા થાય છે. આપણને નાના માણસોને ઈશ્વરે બહુ મોટો દેશ આપ્યો છે. પોતાની સંકુચિતતાને કારણે એના નાના નાના ટુકડાઓ બનાવીને જ આપણે પોતાને સુરક્ષિત માની રહ્યા છીએ, અને રાષ્ટ્રહિતને તિલાંજલિ આપી કેટલીયે નાની નાની રાષ્ટ્રવિરોધી વાતોને 'સેફગાર્ડ' કરવા માગીએ છીએ. આપણે લોકોએ ચારે તરફ એટલા બધા 'સેફગાર્ડ' ઊભા કરી મૂક્યા છે, કે એનાથી જ રાષ્ટ્રનો પ્રાણ રુંધાઈ રહ્યો છે. એને 'સેફગાર્ડ' કોણ કહેશે!

બધા ધર્મો, બધા પંથો, અને બધી સંસ્કૃતિઓને કરાંચી કોંગ્રેસ 'સેફગાર્ડ'નું અભયવચન આપી ચૂકી છે. એની સાથે બધી લિપિઓને પણ તેણે 'સેફગાર્ડ' કરી લીધી છે. એક રીતે આ બહુ સારું થયું છે. જેમના મનમાં અવિશ્વાસ હતો, તેમને એટલો વિશ્વાસ બેઠો કે હવે કોઈની પણ લિપિ જબરદસ્તીથી નહીં નષ્ટ કરવામાં આવે. જે પોતાનું હિત સમજશે તે પોતાની લિપિમાં ફેરફાર કરશે. જો આપણે સ્વેચ્છાપૂર્વક લિપિઓની એકતા સ્થાપન કરીશું તો કોઈની ભાષાને કે સંસ્કૃતિને નુકસાન થવાનું નથી. કોઈનું પણ વ્યક્તિત્વ હણાવાનું નથી. ઊલટો પરસ્પર પરિચય વધશે. ભારતીય લિપિને એક કરવાનો આ પ્રયત્ન કરતા જોઈને કોઈએ એવી શંકા ન આણવી કે અમે પ્રાંતીય ભાષાઓને પણ મિટાવી દેવા માગીએ છીએ. લિપિમાં તો માત્ર ભાષાના ધ્વનિને આકૃતિબદ્ધ કરવામાં આવે છે. ભાષા અને સાહિત્યની વાત એનાથી તદ્દન અલગ છે. પ્રાંતીય સાહિત્ય અને પ્રાંતીય સંસ્કૃતિમાં જનતાના હૃદયની અને જનતાના પુરુષાર્થની અનેક વિશેષતાઓ ભરેલી હોય છે. એને કેવળ સુરક્ષિત રાખવાની જ નહીં, પણ વધારવાની—સંવર્ધિત અને પરિપુષ્ટ કરવાની જરૂર પણ લાગે છે.

જો આખી દુનિયામાં બધે સદાને માટે એક જ ભાષા હોત તો કેવું સારું! પણ એમ બની નથી શકતું. દુનિયાનું સ્વરૂપ જ પરિવર્તનશીલ છે. પુરાણોમાં લખ્યું છે કે શરૂઆતમાં વેદ એક જ હતો, વર્ણ એક જ અને દેવ પણ એક જ હતો. ત્યાર પછી તેમાં વિવિધતા આવી ગઈ. જે વખતે આ વાક્ય લખાયું હતું તે વખતે કદાચ ભાષા પણ એક જ હશે. એટલા માટે એ વચનમાં ભાષાનો ઉલ્લેખ નથી આવ્યો. નહીં તો કવિ એ પણ કહી દેત કે પ્રારંભમાં એક જ ભાષા હતી, જેમાંથી પછી અનેક પ્રાંતીય ભાષાઓ અને કાલિક ભાષાઓ ઉત્પન્ન થઈ.

ઈસાઈ અને યહૂદીઓના પુરાણ ગ્રંથોમાં કહ્યું છે કે, શરૂઆતમાં દુનિયાની એક જ ભાષા હતી. ભાષાની એકતાને કારણે મનુષ્યોએ એવું જબરદસ્ત સંગઠન કર્યું કે તેઓ બધા મળીને સ્વર્ગ સુધી પહોંચવાને માટે એક ટાવર – મિનારો – બાંધવા લાગ્યા. જ્યારે ભગવાને જોયું કે આ લોકો આ રીતે સાચેસાચ સ્વર્ગ સુધી પહોંચી જશે ત્યારે એવું સંગઠન તોડવાને માટે કોઈ ડરપોક સમ્રાટની પેઠે તેણે લોકોમાં ભાષાભેદ ઊભો કર્યો. ત્યારથી લોકોમાં અનેક ભાષાઓ ઉત્પન્ન થઈ, લોકો એકબીજાની વાત સમજતા બંધ થયા, સંગઠન તૂટયું, ગેરસમજ વધી ગઈ અને સ્વર્ગની નિસરણી – સીડી આગળ વધી ન શકી. 'બેબલ' વિશેની આ પૌરાણિક કથામાં અતિશયોક્તિ અલંકાર વડે એ બતાવવામાં આવ્યું છે કે, એક ભાષા હોવાથી લાભ છે, અને કોઈ દેશમાં અનેક ભાષાઓ હોય છે ત્યારે એ શાપરૂપ છે.

જ્યારે આખા ભારતવર્ષમાં એક જ સંસ્કૃત ભાષા પ્રચલિત હતી ત્યારે હિંદુસ્તાનનો કોઈ પણ ભાગ કોઈને પણ પરપ્રાંત જેવો નહોતો લાગતો. પણ એ સ્થિતિ કાયમ ન રહી શકી. એકમાંથી અનેક બનવું એ સૃષ્ટિના ભાગ્યમાં લખેલું જ છે. એક ભાષાની અનેક ભાષાઓ થઈ ગઈ અને આપણે બધા છિન્ન-ભિન્ન થઈ ગયા. ધીરે ધીરે એ ભાષાઓમાં શોકયનો ભાવ વધવા લાગ્યો અને દરેક ભાષાના અલગ અલગ અભિમાની પેદા થયા.

આ એક મોટું સંકટ તો હતું જ પણ એમાંથી પણ કોઈ સારી ચીજ પેદા નહીં થઈ, એમ આપણે નહીં કહી શકીએ. એક જ ભારતીય સંસ્કૃતિની અનેક આવૃત્તિઓ થવા લાગી અને એક જ આદર્શ અનેક રૂપે પ્રગટ થયો. ધીમે ધીમે હિંદુસ્તાને વિવિધતાથી મળનારી સમૃદ્ધિ પ્રાપ્ત કરી. આજે જો મને કોઈ કહે કે આ બધી પ્રાંતીય ભાષાઓ એકદમ નષ્ટ થઈ જાય અને એ બધીને બદલે એક જ ભાષા કાયમ થાય તો હું એ પસંદ નહીં કરું. જ્યારે રાષ્ટ્રમાં એક ખૂબ મોટો સમન્વય થઈ જશે અને બધા પ્રાંતોની ખાસિયતો – ખૂબીઓ – એમનાં સાહિત્ય અને એમના આદર્શનું એક સંપૂર્ણ સંગીત બની જશે ત્યારે કદાચ ભાષાઓનો ભેદ આપોઆપ મટી જશે. એને વાસ્તે કોઈ કોશિશ પણ નહીં કરવી પડે. પરંતુ સેંકડો વર્ષો પછી જે વસ્તુની કલ્પના આપણે કરી શકીએ છીએ તેની ચર્ચા આજે શા માટે કરવી? આજે આપણે એટલું જ જોઈએ છીએ અને જાણીએ છીએ કે ભારતવર્ષમાં અનેક ભાષાઓ છે, અને દરેક ભાષાના સાહિત્યમાં કંઈ ને કંઈ મૌલિક ખૂબી છે. એવી સ્થિતિમાં એ બધી ભાષાઓને નજીક લાવીને તેઓમાં એકબીજાનો પરિચય વધારવાની તૈયારી આપણે કરવી જોઈએ. એ બધી ભાષાઓ સ્વતંત્રરૂપે પોતપોતાની વિચારસમૃદ્ધિ જોઈએ તેટલી વધારે, પણ તેમાં આપણે વિચારવિનિમય અને સહકાર પણ સાથોસાથ વધારવા જ જોઈશે નહીં તો આપણી વિવિધતા શાપરૂપ બની જશે.

હું શરૂઆતમાં જ કહી ચૂકયો છું કે ભારતવર્ષની જેટલી પ્રાંતીય ભાષાઓ છે તે બધી સંસ્કૃત કુટુંબની છે. બંગાળી અને પંજાબી, કાશ્મીરી અને મલયાલમ,

આસામી અને ઓડિયા, ગુજરાતી અને મારવાડી, તેલુગુ અને પહાડી, તામિલ અને કાનડી, બિહારી અને મરાઠી બધી જ પ્રાંતીય ભાષાઓ એવી જ જાતની છે. જો એ ભાષાકુટુંબને સમૃદ્ધ અને સંગઠિત બનાવવું હોય તોપણ બધીને માટે સર્વમાન્ય એક લિપિ હોવી અત્યંત આવશ્યક છે. એ દૃષ્ટિએ અમે અમારી પરિષદને 'ભારતીય એક લિપિ પરિષદ'નું નામ આપ્યું છે. એ બધીમાં જે સંસ્કૃતનું સૂત્ર અનુસ્યૂત છે, તે જ બતાવે છે કે આપણી એક લિપિ નાગરી જ થઈ શકે. નાગરી જ આપણી પરંપરાગત પૈતૃક સંપત્તિ છે. ભારતીય સંસ્કૃતિમાં આજે જે એકતા વિદ્યમાન છે, તે સંસ્કૃતને લીધે જ છે. એક સમય એવો હતો કે જ્યારે સંસ્કૃત જ ભારતવર્ષની એક ભાષા હતી. આજે એની અનેક કન્યાઓ પ્રાંત પ્રાંતમાં પોતપોતાનો ઘરસંસાર ચલાવી રહી છે. ઘરડી દેવવાણી હવે એ બધીને માટે છત્રછાયા બની ગઈ છે. એ બધી કન્યાઓને પોતાની કૌટુંબિકતાનું ભાન કરાવવાને માટે નાગરી લિપિનો જ ઉપયોગ કરવો જોઈએ.

આમ થવાથી હરેક પ્રાંતના લોકો બીજા પ્રાંતના સાહિત્યની સાથે પોતાનો પરિચય વધારી શકશે. બધાની સાહિત્યિક, ધાર્મિક અને શાસ્ત્રીય પરિભાષાઓ સરખી હોવાથી લોકશિક્ષણ અને ઉચ્ચ શિક્ષણનો સવાલ સારી રીતે ઊકલી જશે. એ રીતે એકતા અને સહકાર વધવાથી ભારતવર્ષનો પુરુષાર્થ અને પરાક્રમ પણ ક્યાંય વધી જશે.

પણ એ કામમાં કેટલી મુશ્કેલીઓ છે, તે પણ આપણે જોવું જોઈએ.

અંગ્રેજોએ અહીં આવીને આપણને જેવો ઈતિહાસ શીખવ્યો છે તેને કારણે જ્યાં સંપૂર્ણ એકતા છે ત્યાં પણ આપણને ભિન્નતા દેખાય છે. આપણે રોજ રોજ આપણી સંકુચિતતા વધારી તેના અભિમાનની વૃદ્ધિ પણ કરી રહ્યા છીએ. દક્ષિણના બધાય હિંદુઓ ધર્મથી, સંસ્કૃતિથી અને પૂર્વપરંપરાથી એક જ છે. આર્યન અને દ્રાવિડિયનનો ભેદ ત્યાં બિલકુલ નથી રહ્યો. પૂર્વ ઈતિહાસકાળમાં જો એવો ભેદ હશે તો તે ક્યારનો લુપ્ત થઈ ગયો હતો. દૂધ અને સાકર મળીને જેવી રીતે એક થઈ જાય છે, તેવી રીતે તે બધા એક થઈ ગયા છે. પ્રાચીન સાહિત્યમાં 'આર્ય' અને 'અનાર્ય' શબ્દો આવે છે; પણ તે જાતિવાચક નથી. રહેણી-કરણીના વાચક છે, જીવનના આદર્શવાચક છે. ભારતીય જાતિ બધી એક છે. દ્રાવિડ શબ્દ આર્ય શબ્દનો પ્રતિયોગી નથી. આપણા પ્રાચીન સાહિત્યમાં દ્રાવિડી ગૌડીયનો પ્રતિયોગી છે. પંચગૌડ અને પંચદ્રાવિડ બંને મળીને આખી હિંદુજાતિ બની ગઈ છે. દક્ષિણના મહાન દ્રાવિડી આચાર્યોએ જે આર્યજાતિને સંગઠિત બનાવી તેને નવું ભારતીય સમાજશાસ્ત્ર આપ્યું. શ્રીશંકરાચાર્ય, શ્રીમધ્વાચાર્ય, શ્રીરામાનુજાચાર્ય, શ્રીવલ્લભાચાર્ય, શ્રીવિદ્યારણ્ય સરસ્વતી, શ્રીસાયણાચાર્ય, શ્રીહેમાદ્રિ, વગેરે નામો ભારતવર્ષને માટે અભિમાન લેવા જેવાં નામો છે. એ સંસ્કૃતિસમ્રાટોએ ભારતીય એકતાની ઈજનેરી આપણને આપી છે. દક્ષિણના જ અલવારોએ ભક્તિમાર્ગનો વિસ્તાર—પ્રસાર કરીને હિંદુ ધર્મને અધિક ઉજ્જવળ બનાવ્યો છે. આવી સ્થિતિમાં

જ્યાંત્યાં ભેદ જ ભેદ જોવો, અને 'અમે અલગ' અને 'તમે અલગ' કહી ઝઘડો ઊભો કરવો એ બુદ્ધિમત્તાનું લક્ષણ નથી. એ તો સીધો રાષ્ટ્રદ્રોહ છે, ભારતીય સંસ્કૃતિનો દ્રોહ છે, અને સર્વ પ્રકારનું અધ:પતન છે. આપણામાં જે એકતા છે, તે ગંભીર છે, સર્વવ્યાપી છે અને અત્યંત મહત્ત્વપૂર્ણ છે. ભેદ છે તે બધા ઓછા છે, ક્ષણિક છે; એટલે ગણવા જેવા નથી.

આપણે સમજી શકીએ છીએ કે લિપિ તો માત્ર સંજ્ઞા છે; એટલે એને વિશે કોઈ ખાસ અભિમાન કે આગ્રહ રાખવાની જરૂર નથી. પણ સમાજ કંઈ એટલો બધો વિચાર કરી શકતો નથી. એને માટે તો પ્રાંતીય લિપિ પણ અભિમાનનો વિષય છે. અને કેટલીક પ્રાંતીય લિપિઓ છે પણ સુંદર. મારા અભિપ્રાય મુજબ સુંદરતામાં કર્ણાટકની કન્નડ લિપિથી વધી જાય એવી બીજી એકે લિપિ નથી. એટલા માટે એક લિપિનો પ્રચાર અત્યંત આવશ્યક હોવા છતાં પણ ખૂબ સાવધાનીથી કામ લેવાની જરૂર છે. દરેક પ્રાંતમાં નાગરીનો પ્રચાર અને પરિચય એટલો થઈ જવો જોઈએ કે તે ઘરની જ લિપિ બની જાય. જ્યારે અત્યંત પ્રિય અને આદરપાત્ર પુસ્તક અથવા લેખ નાગરી લિપિમાં વાંચવાની ટેવ પડી જશે ત્યારે લોકો એ લિપિને પ્રેમાદરથી અપનાવશે.

દેશના પ્રસિદ્ધ નેતાઓ અને ધાર્મિક પ્રેરણા આપનાર સત્પુરુષો અને અત્યંત લોકપ્રિય લેખક અને ગ્રંથકાર આગ્રહપૂર્વક પોતાની બધી કૃતિઓ અને સંદેશ નાગરી લિપિમાં છાપે તો આ દેશમાં ઘણું કામ થઈ જાય.

એકબીજાથી બિલકુલ અલગ અલગ રહીને જ આપણે આપણામાં પ્રાંતીય સંકુચિતતા ઉત્પન્ન કરીએ છીએ, અને આપણા સાહિત્યને દુર્બળ અને હતાર્થ બનાવીએ છીએ. એક લિપિ દ્વારા આપણે બધા પ્રાંતોને પરસ્પર પરિચિત કરી એક પ્રાણથી પ્રાણિત કરવાની શરૂઆત કરી શકીશું.

આ કામ ખૂબ સાવધાનીથી, કુશળતાથી અને બુદ્ધિમાનીથી કરવું જોઈશે. ગમે તે કારણે હો, ઘરના માણસો જ પરાયા થઈ બેઠા છે. તેમને ઘરમાં બોલાવતાં જ તેઓ વહેમાઈ જાય છે. સેવા કરવા જઈએ છીએ તો તેઓ એવું માને છે કે રાજ કરવા અથવા લૂંટવા આવ્યા છે. આવી સ્થિતિમાં આજે જ અમે કોઈને એવું નથી કહી શકતા કે તમે તમારી પ્રાંતીય લિપિ છોડીને એક નાગરી લિપિને જ અપનાવો.

આજે તો અમે વધારેમાં વધારે એટલો જ આગ્રહ કરી શકીએ એમ છીએ કે દરેક પ્રાંતમાં સ્થાનિક ભાષા બોલનારાઓને પ્રાંતીય લિપિની સાથે નાગરી લિપિનો પણ પરિચય પ્રાપ્ત કરવો આવશ્યક મનાવો જોઈએ. એટલી વાત પણ તેમને ગળે ઉતારવી આજે સહેલી નથી. સંસ્કૃત અને હિંદીના પ્રચારને લીધે દક્ષિણમાં લોકો નાગરીનો કંઈક પરિચય પામ્યા છે, પણ તે પૂરતો નથી.

હિંદુસ્તાનની દરેક ભાષાના સર્વમાન્ય અને મહત્ત્વના ગ્રંથોના સાર તેમની જ ભાષામાં તૈયાર કરીને નાગરી લિપિમાં છાપવાની અને તેની સાથે સરળ હિંદી

અનુવાદ આપવાની જરૂર છે. એવા ગ્રંથો દ્વારા હિંદીની મદદથી આપણે ગમે તે પ્રાંતના હૃદય સુધી પહોંચી જઈ શકીશું. અંગ્રેજી ભાષા શીખવા માટે જેમ અસંખ્ય સાધનગ્રંથો આપણા દેશમાં તૈયાર થઈ રહ્યા છે, તેવી જ રીતે હિંદી ભાષા દ્વારા હરેક પ્રાંતની ભાષા શીખવા માટે એક એક સુલભ પ્રવેશિકા તૈયાર થવી જોઈએ. તે એવી હોવી જોઈએ કે તેમાં સામાન્ય વ્યવહારના બધા શબ્દો આવી જાય.

જો આપણે શ્રી રોજેટ(Rogut)ના સુપ્રસિદ્ધ 'થેસારસ'ના જેવો એક ભારતીય સાર્વભાષિક 'વર્ગકોશ' તૈયાર કરીશું તો આંતરપ્રાંતીય અધ્યયનમાં ખૂબ મદદરૂપ થઈ પડશે. એ કોશની રચના અકારાદિ વર્ણાનુક્રમે ન રાખતાં 'અમરકોશ'ની પેઠે અથવા 'થેસારસ'ની પેઠે શબ્દકુટુંબો ધ્યાનમાં રાખીને કરવી જોઈએ અને સાથે સાથે હરેક ભાષાની અલગ અલગ વર્ણાનુક્રમી કે શબ્દસૂચિ તૈયાર કરવી જોઈએ. એવી અલગ અલગ વાર્ણિક સૂચિ આપણે જુદી જુદી પણ છાપી શકીએ.

એવા વર્ગકોશથી એક મોટો ફાયદો એ થશે કે એ બધી ભાષાઓના સર્વ-સમાન શબ્દોનો પ્રચાર વધારે થવા માંડશે, અને એ રીતે પ્રાંત પ્રાંત વચ્ચે સાંસ્કૃતિક સંગઠન પણ સારી રીતે થઈ શકશે. આપણે એકબીજાની કેટલા નજીક છીએ અને હજી કેટલા નજીક આવી શકીએ એમ છીએ તે પણ એકબીજાનાં દર્શન કર્યા પછી જ માલૂમ પડી શકશે. અને એ દર્શન ત્યારે જ થાય જ્યારે ઓછામાં ઓછી બધાની લિપિ એક થાય અને બધાના પારિભાષિક શબ્દ એક અથવા એકસરખા હોય.

સામાન્ય શબ્દકોશોમાં કોઈ પણ ભાષાના બધા શબ્દો જોવાની સગવડને માટે અકારાદિ ક્રમથી લખવામાં આવે છે. અર્થની દૃષ્ટિએ જોઈએ, તો આ ક્રમ બિલ-કુલ કૃત્રિમ છે. કારણ કે, અકારાદિ ક્રમથી આપેલા શબ્દોનો પરસ્પરનો સંબંધ બિલકુલ રહેતો નથી. અમરકોશમાં સંસ્કૃતનાં બધાં નામ ત્રણ કાંડોમાં વહેંચાયેલાં છે અને એક એક કાંડમાં અનેક વર્ગો છે. આકાશ વર્ગ કહ્યો એટલે આકાશ અને આકાશગત બધી વાતો વ્યક્ત કરનારા બધા શબ્દો તેમાં આવી જાય છે. સ્વર્ગ-વર્ગમાં દેવ, દાનવ, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ ઇત્યાદિ બધા સ્વર્ગવાસી મહાશયોને એકત્રિત કરવામાં આવ્યા છે. અમારા સૂચવેલા વર્ગકોશમાં પણ ભાષામાં આવતા બધા શબ્દો અને તેમના અર્થો ધ્યાનમાં રાખી તેમનું કોઈ સારી નૈયાયિક પદ્ધતિથી વર્ગીકરણ કરવામાં આવશે. કાળવાચક જેટલાં નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ, ક્રિયાવિશેષણ, કહેવતો અને પૌરાણિક ઉલ્લેખો છે તે બધા જ તમને કાળવર્ગમાં મળશે. આવા કોશમાં લેખકોને અને વક્તાઓને પોતપોતાની જરૂર પ્રમાણે યોગ્ય શબ્દ પસંદ કરવાની સગવડ તો હશે જ. પણ સાથે સાથે એનો વ્યવસ્થિત અભ્યાસ કરનારાઓને આપણા વિચારો ક્યાં સુધી પહોંચ્યા છે, વિચારવિશ્લેષણ કેટલી સૂક્ષ્મતાથી થયું છે અને ભાષાઓ પણ એ બધાં ચિંતન અને આવિષ્કાર વ્યક્ત કરવાને માટે કેટલી શક્તિ પ્રાપ્ત કરી છે એ બધાંની ઠીક ઠીક માહિતી

મળી રહેશે. વસ્તીગણતરીથી જેમ કોઈ રાષ્ટ્ર કે જાતિની સ્થિતિનો પૂરો ખ્યાલ આવી જાય છે, તે જ રીતે 'વર્ગકોશ' દ્વારા પ્રાંતીય ભાષાઓના શબ્દોની વર્ગીકૃત વસ્તીગણતરી થઈ જવાને લીધે દરેક ભાષાની આખી સ્થિતિનો ખ્યાલ આવી જશે. અને આ રીતે દરેક પ્રાંતીય ભાષાની પ્રગતિનો સશાસ્ત્ર નકશો નજર આગળ આવી જવાને લીધે આગળ કઈ દિશામાં કઈ રીતે વધવું એની યોજના પણ આપણને તેમાંથી સ્વાભાવિક રીતે મળી રહેશે. ઓછામાં ઓછું એટલું તો થશે જ કે નાનીમોટી બધીય પ્રાંતીય ભાષાઓ એક દરબારમાં એક ભૂમિકા ઉપર આવીને બેસશે. એ કાંઈ નાનોસૂનો લાભ નથી. નાગરી 'વર્ગકોશ' તૈયાર થવાને લીધે આગળ ઉપર રાષ્ટ્રીય જ્ઞાનકોશ બનાવવામાં પણ ભારે સરળતા થઈ જશે. એક જ ભાષાના વર્ગકોશમાં આ શબ્દશક્તિઓ પ્રગટ ન થઈ શકે. બધી પ્રાંતીય ભાષાઓનો સર્વસાધારણ વર્ગકોશ બનાવવાથી જ આ બધા લાભો આપણને મળી શકશે. અને એક લિપિ વગર આ કશું થઈ શકે એમ નથી.

આંતરપ્રાંતીય સાંસ્કૃતિક સંગઠનને માટે સ્વ. વિલિયમ સ્ટેડના 'રિવ્યૂ ઑફ રિવ્યૂઝ'ના જેવું એક નાગરી માસિક આપણી પાસે હોય જેમાં બધા પ્રાંતોનાં બધાં દેશી માસિકો, સાપ્તાહિકો વગેરે નિયતકાલિકોના મહત્ત્વપૂર્ણ અને ઉત્કૃષ્ટ ભાગોનો સરળ હિંદીમાં સાર આપવામાં આવે, અને સાર આપતી વખતે તે લેખમાં જે ભાષાની અથવા વિચારની દૃષ્ટિએ જે ઉત્કૃષ્ટ ભાવ હોય તેનાં અવતરણ નાગરી અક્ષરોમાં લખીને તે પ્રાંતીય ભાષામાં આપવામાં આવે એ બહુ જરૂરનું છે. શરૂઆતમાં કઠણ શબ્દોના હિંદી અર્થો પણ પાનાની નીચે આપવા પડશે. આવું 'નવનીત' માસિક કાઢવાથી દરેક પ્રાંતમાં શું ચાલી રહ્યું છે, લોકો શું વિચારી રહ્યા છે, શું કરી રહ્યા છે, વગેરે વાતોનું જ્ઞાન એકબીજાને થશે, અને ભારતીય વૃત્તવિવેચનનો આદર્શ ખૂબ ઊંચો થશે.

પક્ષભેદ વગેરે અનેક દારુણ ભેદોથી છિન્નભિન્ન આ દુર્દૈવપીડિત દેશમાં આ મંગલમયી પ્રવૃત્તિ ચલાવવાને માટે જનકલ્યાણની સાત્ત્વિક વૃત્તિની પૂંજીની બહુ આવશ્યકતા છે. હૃદયની અને આદર્શની વિશાળતા સિવાય આ કાર્ય થઈ શકવાનું નથી. જો અત્યારે પણ આ કામ આપણે આપણા હાથમાં નહીં લઈએ તો ભાવિ ઇતિહાસકાર આપણે માટે એવું લખી રાખશે કે આપણે ઉઘાડી આંખે આપણા દેશને નુકસાન થવા દીધું.

એક અંગ્રેજી શીખવા માટે જ આપણે લોકોએ અંગ્રેજી અને દેશી ભાષામાં કેટલા સાધનગ્રંથો રચી કાઢ્યા છે! ભાષાઓમાં એ એક અદ્‌ભુત સાહિત્યવિભાગ બની ગયો છે. અંગ્રેજી ભાષાની નસેનસમાં આપણે આ ગ્રંથો મારફતે પહોંચી ગયા છીએ. જો આપણામાં આપણી પ્રાંતીય કે રાષ્ટ્રીય ભાષાઓ બાબત આટલો આદર કે પ્રેમ હોત તો તેના અધ્યયન માટે આપણે કેટલાયે સાધનગ્રંથો તૈયાર કર્યા હોત. આપણા પૂર્વજોના હૃદયમાં સંસ્કૃત ભાષા અને ધાર્મિક સાહિત્ય બાબત અત્યંત આદરભાવ હતો. તે કારણે તેઓએ વૈદિક અને સાહિત્યિક સંસ્કૃત માટે

અનેક સાધનગ્રંથો તૈયાર કર્યા. પાછળથી જ્યારે પુરુષાર્થ ઘટયો અને ઉત્સાહ ક્ષીણ થયો ત્યારે આપણા લોકોમાં આળસ આવ્યું.

જે લોકો નાગરી અક્ષર શીખવા ઇચ્છે છે તેમની પાસે પહોંચી જઈને તેમને શિક્ષણ આપવાનો પ્રબંધ આપણે બધી જગાએ કરવો જોઈએ. આ કામ નાણાંના પ્રબંધથી થવાનું નથી. પ્રાચીન કાળમાં માંત્રિકો તેમ જ વૈદોનો એ નિયમ હતો કે જો કોઈ તેમને બોલાવે તો ભોજન છોડીને પણ તેમણે તરત જવું જોઈએ. અને સેવાના બદલામાં તેમને એક શ્રીફળ જ મળતું. જે લોકો નાગરી ઇચ્છે છે અને તેનો પ્રચાર ઇચ્છે છે તેમણે આ નિયમ બનાવી દેવો જોઈએ કે પાડોશમાં કોઈ નાગરી અક્ષરો શીખવા ઇચ્છે તો વખત કાઢીને પણ આપણે તેને શીખવવું જોઈએ. આટલું મિશનરીપણું – સેવાવૃત્તિ – હજારો અને લાખો લોકોમાં જ્યારે આવશે ત્યારે આપણે એક રાષ્ટ્રલિપિ પ્રસ્થાપિત કરી શકીશું.

કોઈ કોઈ એમ કહેશે કે આવું કામ માત્ર રાજબળથી જ થઈ શકે. પણ એ ભ્રમ છે. રાજબળનો અર્થ બળાત્કાર છે. બળાત્કારથી આટલું વ્યાપક કામ કરવું, એ આપણી અયોગ્યતા સાબિત કરવા જેવું છે. શિક્ષિત લોકોમાં આ વાતનો ઉત્સાહ સાચેસાચ હશે તો કાર્ય જરૂર સિદ્ધ થઈ શકશે. કારણ કે મોટે ભાગે તો જનતા નિરક્ષર છે. આ કાર્યમાં જે કાંઈ નડતર છે તે શિક્ષિત વર્ગ તરફથી જ છે. નાગરીને સાર્વત્રિક બનાવવાની ચર્ચા જ્યારે જ્યારે ચાલે છે, ત્યારે ત્યારે લોકો નાગરી લિપિના દોષ બતાવવા બેસે છે. એટલા માટે અહીંયાં હું પહેલેથી જ કહી દેવા માગું છું કે સંસ્કૃત વર્ણમાળાના જેવી જ નાગરી લિપિ પણ નિર્દોષ અથવા શાસ્ત્રશુદ્ધ છે, એવું મારું કહેવું નથી. હું તો એટલે સુધી માનવાને તૈયાર છું કે નાગરી લિપિનો વિકાસ ભલેને આપણા દેશમાં થયો હોય, પરંતુ લિપિની મૂળ શોધ આર્યોના મગજમાંથી નહીં થઈ હોય. ઉચ્ચારણનું પૃથક્કરણ કરીને આર્યોએ જે રીતે પોતાની શાસ્ત્રસંગત વર્ણમાલા બતાવી તે જ રીતે નાગરી લિપિ પણ તેમણે બનાવી હોત તો તે આજે જેવી છે તેવી ન રહેત; તેને પણ શાસ્ત્રશુદ્ધ રૂપ મળ્યું હોત. જ્યાં વર્ણસાદૃશ્ય છે, ત્યાં અક્ષરસાદૃશ્ય પણ હોવું જ જોઈએ. પણ એવું આપણે નાગરીમાં જોઈ શકતા નથી. આ દોષ બધી પ્રચલિત લિપિઓમાં છે. પણ નાગરી લિપિમાં ઓછામાં ઓછો છે. એટલે, સૌથી સારી લિપિ એ જ છે. કેટલાક યુરોપિયનોએ નાગરીની જગાએ અંગ્રેજી (રોમન) લિપિ શરૂ કરવાની ચળવળ શરૂ કરી દીધી છે, અને આપણા કેટલાક અંગ્રેજી ભણેલા લોકો તે પસંદ પણ કરે છે. લિપિ કેવળ ધ્વનિનું આકૃતિમાં રૂપાન્તર હોવાને લીધે કેવળ સંજ્ઞા માત્ર છે. જો રોમન લિપિ ખરેખર શાસ્ત્રશુદ્ધ, સર્વાંગસુંદર અને સહેલી હોત તો હું એનો વિરોધ કરત નહીં.

પણ આ વિષય ઉપર તટસ્થ વૃત્તિથી વિચાર કરી હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે રોમન લિપિમાં જે ગુણો બતાવવામાં આવે છે, તે બધા આપણે નાગરીમાં પણ થોડા ફેરફારની સાથે લાવી શકીએ છીએ. જો માત્ર લેખનકળાનો જ

વિચાર કરવાનો હોય, તો રોમન લિપિ કરતાં નાગરી લિપિ જરૂર અનેક વાતોમાં ચડિયાતી છે. પણ જ્યારથી યાંત્રિક મુદ્રણકલા અને ટાઈપરાઈટર આવી ગયાં, ત્યારથી રોમન લિપિ એકબે ગુણોમાં શ્રેષ્ઠ જેવી લાગવા માંડી છે. હવે જો મુદ્રણકળામાં પ્રગતિ થઈને ટાઇપને એકબીજાની પાસે ગોઠવવાની જરૂર નહીં રહે, તો ફરી વાર રોમન લિપિ પાછળ પડેલી માલૂમ પડશે અને આજની નાગરી લિપિની શ્રેષ્ઠતા સર્વ સ્વીકારશે. જ્યારે તાડપત્ર ઉપર ગ્રંથ લખાતા હતા, ત્યારે કાનડી અને ઓડિયા લિપિ શ્રેષ્ઠ ગણાતી હતી. તાડપત્રને છોડી દેવાથી એમની એ શ્રેષ્ઠતાનો કોઈને ખ્યાલ પણ આવતો નથી. 'મુદ્રણ, લેખન, અને પઠનમાં રોમન લિપિ શ્રેષ્ઠ છે', એટલી જ દલીલ જો રોમન લિપિના પક્ષમાં હોત તો એ બધી શુદ્ધ અને શાસ્ત્રીય બનાવટો આપણે નાગરીમાં પણ લાવી શકીએ છીએ એટલું સિદ્ધ કરી બતાવી આપીએ, એટલું જ આપણે માટે બસ થાત. પણ રોમન લિપિના પક્ષમાં જે ગણ્યાંગાંઠયા વિદ્વાનો બહાર પડયા છે તેમની એક બીજી આકર્ષક દલીલ છે. તેઓ કહે છે કે દુનિયામાં બહુ મોટી સંખ્યાના લોકો અંગ્રેજી બોલે છે અને તેના કરતાં પણ મોટી સંખ્યા રોમન લિપિનો ઉપયોગ કરનારાઓની છે. એશિયામાં પણ કમાલ પાશાએ પોતાની તુર્કી લિપિ છોડીને રોમન લિપિનો સ્વીકાર કર્યો છે. આફ્રિકાની જંગલી જાતિઓ મિશનરીઓની અસરને લીધે પોતપોતાની ભાષાને માટે રોમન લિપિનો ઉપયોગ કરવા લાગી છે. જપાન પણ કાલે ઊઠીને રોમન લિપિનો સ્વીકાર કરે તો તેમાં જરાય નવાઈ નહીં. હવે બાકી રહ્યા પશ્ચિમ એશિયાના મુસલમાન ભાઈઓ, હિંદુસ્તાનના હિંદુઓ, અને ચીનના વતનીઓ: ચીનનો સવાલ જ જુદો છે. એમની લિપિ ધ્વનિલિપિ નથી, પણ અર્થલિપિ છે. જ્યારે દુનિયાના મોટા ભાગના લોકો રોમન લિપિનો ઉપયોગ કરે જ છે, તો આપણે આપણી અઢી ચોખાની ખીચડી જુદી શું કરવા પકાવીએ? એનો જવાબ એટલો જ છે કે આપણી ખીચડી અઢી ચોખાની નથી. અંગ્રેજી જાણનારા દુનિયાના બધા લોકો કરતાં હિંદી જાણનારાઓની સંખ્યા ઓછી નથી. આપણું રાષ્ટ્ર કોટયવધિ સંસ્કારી જનતાનું સામર્થ્યશાળી રાષ્ટ્ર છે. અને નાગરી આપણી બધાની ધર્મલિપિ છે.

નાગરી લિપિનાં સંસ્કરણનો વિચાર આપણે કેવળ મુદ્રણની દૃષ્ટિએ જ કરવાનો નથી. આખા દેશમાં સાક્ષરતાનો પ્રચાર કરવાની દૃષ્ટિએ જ મુખ્યત્વે આ સવાલનો આપણે નિકાલ કરવો જોઈએ. ભારતવર્ષના કરોડો લોકો નિરક્ષર છે. તેમને લાંબા કાળ સુધી નિરક્ષર રાખવા નથી. કરોડો બાળકોને અક્ષરજ્ઞાન આપવાનું છે. જો આપણી લિપિ જટિલ રહેશે તો તેથી રાષ્ટ્રની નવી પેઢી ઉપર કેટલો ભયંકર બોજો પડશે એનો ખ્યાલ આપણે જરૂર કરવો પડશે. કક્કાના ૪૩૬ અક્ષરો માટે જો અલગ અલગ સંજ્ઞાઓ હોત, અલગ અલગ અક્ષરો હોત તો બાળકોના માથા ઉપર કેટલો ભારે બોજો પડત! પણ સ્વરની નિશાની નક્કી કરીને બારાખડી બનાવવાથી કેટલા થોડા અક્ષરોથી આ ૪૩૬ અક્ષરો બાળકો શીખી લે છે.

આ રીતે સ્વર અને વ્યંજન વગેરે બધા અક્ષરો માટે વર્ણો જેવી શાસ્ત્રીય વ્યવસ્થા કરવામાં આવે તો ૨૫ કે ૩૦ લિપિ-ચિહ્નોમાં આપણે આપણી આખી વર્ણમાળા લાવી શકીએ. આ બાબતનો પ્રયત્ન જલદી કરવો જોઈએ. નાગરી લિપિમાં આ બધી શાસ્ત્રીયતા લાવી શકાય તેમ છે.

શીઘ્ર લિપિ અથવા લઘુ લિપિ(શૉર્ટહૅન્ડ)નો સવાલ આપણી સામે આવ્યા વગર રહેવાનો નથી. આ લિપિ પરિષદનો ઉદ્દેશ ભારતવર્ષની બધી પ્રાંતીય ભાષાઓને માટે એક સર્વસાધારણ લિપિ નિશ્ચિત કરી તેને લેખનસુલભ, મુદ્રણ-સુલભ અને વાચનસુલભ બનાવીને જ પૂર્ણ થશે. કદાચ તેમાં શૉર્ટહૅન્ડનો સમાવેશ નહીં થાય. પણ શૉર્ટહૅન્ડનો સવાલ એટલો નાનો છે કે તેને માટે અલગ પરિષદ કોઈ નહીં બોલાવે. સાથે સાથે આ પ્રશ્ન એટલો આવશ્યક અને મહત્ત્વનો છે કે આપણે તેને 'ગમે તેમ' કરવા નહીં છોડી શકીએ. શાસ્ત્રશુદ્ધ નાગરી વર્ણ-માળાની શીઘ્ર લિપિના સંકેતો સહેલાઈથી ત્વરિત લેખનસુલભ થઈ શકે તેમ છે. તે માટે પ્રયત્ન પણ થઈ રહ્યો છે. આપણી સ્થાયી સમિતિએ તેમાં રસ લઈને પ્રયત્નમાં ઉત્સાહ આપવો જોઈએ.

*

આ કાર્યક્રમમાંથી પ્રથમ કયો કાર્યક્રમ હાથમાં લેવો એ વિશે વિચાર કરીને સ્થાયી સમિતિએ જુદા જુદા પ્રાંતના સાહિત્યસેવીઓ, પ્રજાસેવકો, શિક્ષાપ્રેમીઓ અને પ્રકાશકોને મળવું જોઈએ અને તેમની સાથે વિચારવિનિમય કરીને એક લિપિ વ્યવહારનું, ઓછામાં ઓછું એક લિપિના પરિચયનું, વાતાવરણ તૈયાર કરવું જોઈએ. લિપિસુધારમાં જેમણે કાંઈ પ્રયત્ન અથવા વિચાર કર્યો છે તેમની મદદથી લિપિસુધારનું કામ તરત હાથમાં લેવું જોઈએ. પ્રવેશિકાઓ તૈયાર કરવી જોઈએ અને બીજાં સાધનો માટે યોજનાઓ તૈયાર કરવી જોઈએ. પોતે પોતાનું 'નવનીત' માસિક ન ચલાવી શકે તો દરેક ભાષાનાં, ખાસ કરીને હિંદી ભાષાનાં માસિકોને વિનંતી કરવી જોઈએ કે તેઓ પોતાનાં માસિકોમાં એક નવનીત વિભાગ શરૂ કરે.

આ કામના જેટલા વિભાગ છે તે દરેક માટે ઓછામાં ઓછો એક મંત્રી કે સંયોજક નીમવો જોઈશે.

એ વાત સ્પષ્ટ છે કે એક લિપિ મારફતે પ્રાંતીય ભાષાઓનું સંગઠન કરીને આપણે આપણી શક્તિ વધારી શકીશું. તેમાં જ આપણી યોગ્યતા અને કસોટી છે. પરમાત્મા આપણને શુબુદ્ધિ અને શક્તિ આપો એવી અંતિમ પ્રાર્થના છે.

# ઇંદોરની લિપિ પરિષદ

લિપિનો સવાલ આપણા દેશમાં ચર્ચાતે સો વર્ષ કરતાં વધુ વખત થઈ ગયો છે, એમ સામાન્ય ભણેલા લોકોને પણ ખબર નહીં હોય. જે હવા આપણે દિવસ-રાત પેટમાં લઈએ છીએ તેનું મહત્ત્વ કેટલું છે તે આપણે હમેશ કયાં જાણતા હોઈએ છીએ? એકાએક ગૂંગળાઈ જઈએ ત્યારે ખબર પડે. પણ જો ધીમે ધીમે હવા બગડતી જાય, તો આપણે તંદુરસ્તી ખોઈ બેસીએ છીએ, પ્રાણ ક્ષીણ થાય છે, અને છતાં વાતાવરણમાં કંઈક અસ્વાભાવિક છે, એમ ધ્યાનમાં નથી આવતું. ટેવને લીધે ગમે તે વસ્તુ સ્વાભાવિક જેવી થઈ જાય છે.

આપણા દેશમાં લિપિ પ્રથમ કયારે દાખલ થઈ, કોણે દાખલ કરી, એ પણ આપણે જાણતા નથી. આપણો પ્રથમ લિપિકાર તે વક્રતુણ્ડ મહાકાય ગણેશ. એણે આપણે ત્યાં લેખનકલા દાખલ કરી હશે. એની અને દેવી શારદાની જ્ઞાન-દેવતા તરીકે આપણે હમેશ પૂજા કરીએ છીએ. લિપિજ્ઞાનની શરૂઆત શ્રીગણેશના નમનથી જ કરીએ છીએ. એ ઉપરથી અનુમાન થાય છે કે પ્રથમ લિપિકાર એ જ હોવો જોઈએ.

વ્યાસજીના મનમાં ભારતીય સંસ્કૃતિ જેટલું મોટું ભારતકાવ્ય (મહાકાવ્ય) લખવા-નો સંકલ્પ સ્ફુર્યો. કવિની વિપુલ પ્રતિભામાં એ મહાકાવ્યનો આખો ચિતાર ઘડાયો. પણ એ વસ્તુ લખ્યા વગર રહે કેમ? આખા ભૂમંડળમાં એવો કોઈ દેખાયો નહીં કે જે માણસની સ્મરણશક્તિની જેમાં અપેક્ષા નથી એવી રીતે એ કાવ્યકૃતિને સ્થાયીરૂપ આપી શકે. परं न लेखकः कश्चिद् एतस्य भुवि विद्यते। અંતે કવિની મૂંઝવણ વિઘ્નહર્તા ગણપતિએ દૂર કરી. ગણેશ અને વ્યાસ બંનેએ સામસામા કરાર કરી લેખનકાર્ય આરંભ્યું. ચાર હાથવાળા ગણપતિ વ્યાસને થકવે અને સર્વશૈલીમાં પ્રવીણ વ્યાસમુનિ જ્ઞાનઘન ગણપતિને મૂંઝવે. એવી, દેવોને કૌતુક પમાડે એવી શરત ચાલી.

બુદ્ધ ભગવાનના જીવનચરિત્રમાં ઉલ્લેખ આવે છે કે લિપિકાર પાસે જઈ એ લખતાં શીખ્યા હતા. એ બિના ઐતિહાસિક છે કે પાછળની કલ્પના છે, એ આપણે શું જાણીએ? અશોકના શિલાલેખો તો આપણી પાસે પ્રત્યક્ષ પડયા છે. એ વખતની લિપિ હજારો વર્ષ થયાં કોઈ વાંચી પણ શકતું નહોતું. તે વખતની લિપિમાં અને આજની લિપિમાં આકાશ-પાતાળ જેટલું અંતર છે. તે વખતથી અત્યાર સુધી આપણા દેશમાં અનેક લિપિઓ ચાલેલી છે. આપણે ત્યાં બહુ પ્રાચીન કાળથી ભાષાના ઉચ્ચારનું પૃથક્કરણ કરી વર્ણમાલા ગોઠવાઈ હતી. વર્ણમાલા અને લિપિમાલા એ નોખી નોખી વસ્તુઓ છે. માહેશ્વરી સૂત્રોમાં અને પાણિનીય શિક્ષામાં સંસ્કૃત ભાષાના ધ્વનિ, એટલે કે વર્ણો, શાસ્ત્રીય રીતે સૂત્રબદ્ધ કરેલા છે. હિંદુસ્તાનમાં

જેટલી ભારતીય ભાષાઓ છે, એ બધી તે કાળથી આજ સુધી લગભગ એ જ વર્ણમાલા વાપરતી આવી છે. વર્ણમાલાનો સંબંધ ધ્વનિ સાથે છે. લેખન સાથે નથી. જ્યારે ધ્વનિ આકૃતિ દ્વારા વ્યક્ત કરવાની અટપટી કળા માણસને સૂઝી, ત્યારે એણે વર્ણમાલા સાથે અનેક લિપિમાલાઓ ઉત્પન્ન કરી. હિંદુસ્તાનમાં લિપિમાલાઓ અસંખ્ય છે. વર્ણમાલા ઓછાવત્તા ફેરફાર સાથે એક જ છે.

હિંદુસ્તાનમાં અનેક લિપિઓ શાથી થઈ, કયે ક્રમે થઈ, દરેકનો વિસ્તાર કેટલો હતો, એના ઇતિહાસમાં નહીં ઊતરતાં આપણે અહીં એટલું જ કહીએ કે લિપિ-માલાની વિવિધતા હોવાથી પ્રાંતીય કે સાર્વદૈશિક સાહિત્ય અને સંસ્કૃતિને કશો ફાયદો થયો નથી. જે દેશની બધી ભાષાઓ સંસ્કૃત વર્ણમાલા સ્વીકારે છે, સંસ્કૃત સાહિત્ય પ્રત્યે અનુરાગ સેવે છે, જેણે સંસ્કૃત શાસ્ત્રો વિશે હંમેશાં આદર કેળવ્યો છે, જે ભાષાઓમાં આજે તદ્ભવ અને તત્સમ એટલે કે સંસ્કૃત શબ્દોની સંખ્યા પચાસ ટકા કરતાં વધારે છે, અને જે ભાષાઓ નવા શબ્દો તૈયાર કરતી વખતે સંસ્કૃત ખાણનો જ આશ્રય લે છે, તે બધી એક કુટુંબની પ્રાંતીય ભાષાઓ નોખી નોખી લિપિઓ વાપરે એમાં કાંઈ અર્થ જ નથી.

જે વખતે નવખંડ પૃથ્વી અને દશમ ખંડ કાશી એવી હિંદુસ્તાનની ભૂગોળ શિખાતી, ત્યારે બનારસ અથવા કાશી દેવનગરને નામે ઓળખાતું. હિંદુસ્તાનના બધા જ પ્રાંતોના ધુરંધર વિદ્વાનો અને ધર્મપરાયણ પુરુષો આ દેવનગરમાં ભેગા થતા. દેવનગરી વારાણસી કોઈ એક પ્રાંતની ગણાતી નહીં, નવખંડ પૃથ્વીના કોઈ એક ખંડમાં બનારસનો સમાવેશ થતો નહોતો. દેવનગર તે જુદું જ, આખા ભારતવર્ષનું પ્રતિનિધિ. આ દેવનગરના વિદ્વાનો વચ્ચે જે લિપિ રૂઢ થઈ, તે દેવ-નાગરીને નામે ઓળખાઈ. સંસ્કૃત ભાષા આ જ લિપિમાં લખાય અને સંસ્કૃતની દીકરી સમાન પ્રાંતીય ભાષાઓ પણ આ જ લિપિમાં લખાય.

યુક્ત પ્રાંત, ગુજરાત, મહારાષ્ટ્ર, બંગાળ, કાશ્મીર વગેરે દેશોમાં ઓછાવત્તા ફેરફાર સાથે એ નાગરી લિપિ જ વપરાવા લાગી. કાળે કરીને દરેકનો મરોડ જુદો થવાથી એ લિપિઓ અનેક થઈ ગઈ.

દક્ષિણની લિપિઓ નાગરીમાંથી જ જુદા જુદા વિકારો સાથે પેદા થઈ એમ કહેનારા લોકો પણ છે. તે ગમે તેમ હો; દક્ષિણની લિપિઓએ સંસ્કૃતની વર્ણમાલા જ અનુસરી છે.

જ્યાં સંસ્કૃતિસામ્ય છે—સામ્ય શું, લગભગ ઐક્ય છે, ત્યાં ભિન્ન લિપિઓ રાખી એકબીજાનો પરિચય અઘરો અને અશક્ય કરી મૂકવો એ આત્મઘાતીપણાનું લક્ષણ છે. હવે દક્ષિણના લોકોએ જે પ્રાંતીય ખૂબી કેળવી છે, તે બધી લઈને ઉત્તર સાથે ભળી જવાની જરૂર છે. બંગાળી સાહિત્યમાં શા શા વિચારો ખીલ્યા છે, તે જેમ બાકીનો દેશ જાણે એ જરૂરનું છે, તેમ જ માનધન આંધ્રો, પુરુષાર્થ-પરાયણ તામિલ લોકો, સંસ્કારચતુર કેરળો અને આત્મવિશ્વાસી કર્ણાટકીઓ જે કાંઈ વિચારતા હશે અને કેળવતા હશે, તે બધું ભારતવર્ષનું જ છે, તેને તે મળવું જોઈએ

એટલું જ નહીં પણ બની શકે તો પુરુષાર્થી માણસને માટે એ બધું ભાષાંતરની દરમ્યાનગીરી વિના જ મળવું જોઈએ.

આપણે ત્યાં કોઈ પ્રાંતની એવી લાગણી નથી કે અમારું સાહિત્ય અને અમારી સંસ્કૃતિ પડદાનશીન છે. કોઈ એના તરફ નજર કરે તો પોતાનો ગરાસ લૂંટાઈ જશે. પોતાનું જે કાંઈ સર્વોચ્ચ હોય તે દુનિયા આગળ ધરવાથી લૂંટાતું નથી પણ દીપી ઊઠે છે, દ્વિગુણિત થાય છે, અને વ્યાપક દુનિયા આગળ ઊભા રહેવાના પ્રસંગો આવે ત્યારે સંસ્કારિતા અને જવાબદારી બંને વધે છે. જે નાગરીમાં લખાયું તે કરોડો લોકો વાંચશે એ ભાનથી જ માણસ પોતાના લખાણને સંસ્કારી અને સર્વહિતપરાયણ બનાવશે.

પણ આપણે જાણીએ છીએ કે કોઈ પણ પ્રજા અપરિચિત લિપિને એકાએક સ્વીકારતી નથી અને પોતાની ચિરપરિચિત લિપિ એકાએક છોડતી પણ નથી. સદ્‌ભાગ્યે સંસ્કૃત પ્રત્યેના આદર અને આત્મીયતાને લીધે નાગરીનો પરિચય ઓછેવત્તો બધે છે જ. નાગરીને કોઈ પરાઈ કહેતું નથી. જૂના કાળના કેટલાક કર્ણાટકી વિદ્વાનો પોતાના કાનડી ગ્રંથો નાગરી લિપિમાં લખતા અને છપાવતા એ મેં પ્રત્યક્ષ જોયું છે. એમ કરવાનો લાભ પણ તેમને સહેજે મળતો. દરેક પ્રાંતીય ભાષાના ઉત્કૃષ્ટ ગ્રંથો જો નાગરીમાં પણ છપાય અને સસ્તે ભાવે એની પ્રમાણભૂત આવૃત્તિઓ બધે મળવાની સગવડ થાય, તો લોકોને એ જ ગમવાની, અને પછી બે લિપિઓનો બોજો ચલાવવો કેટલો નિરર્થક છે એ સહેજે ધ્યાનમાં આવે. પછી નાગરી લિપિનો જ સાર્વત્રિક સ્વીકાર થાય એ સ્વાભાવિક છે.

જ્યાં જ્યાં નાગરી લિપિ વપરાય છે, ત્યાં ત્યાં છાપવાની દૃષ્ટિએ તેમ જ ટાઈપરાઈટર પર લખવાની દૃષ્ટિએ એમાં અમુક સુધારા કરવા જોઈએ એ બધાના ધ્યાનમાં આવ્યું છે. એને માટે કેટલાક લોકોએ અનેક જાતની સૂચનાઓ પણ બહાર પાડવા માંડી છે. જેઓ પછાત કોમનાં બાળકોને ભણાવવાનું કામ લઈને બેઠા છે તેમને પણ લાગ્યું છે કે કરોડો લોકોને ઝટ ઝટ લખતાંવાંચતાં કરવા હોય તો લિપિનો બોજો બની શકે તેટલો ઓછો કરવો જોઈએ.

આવી રીતે દેશમાં વાતાવરણ પાકેલું જોઈ ઈંદોરની હિંદી સાહિત્યસંમેલનની સ્વાગતકારિણી સમિતિએ એક સ્વતંત્ર લિપિ પરિષદ બોલાવી. એ પરિષદે હિંદી સાહિત્યસંમેલન સાથે વિચારવિનિમય કરી સાહિત્યસંમેલનના પુરસ્કારથી જ નાગરી લિપિ સુધાર અને પ્રચારનું કામ કરવું એમ નક્કી કર્યું.

હિંદી ભાષા રાષ્ટ્રભાષા છે. રાષ્ટ્રીયતા ખીલવવા માટે એનો આખા દેશમાં પ્રસાર કરવો છે. હિંદુ અને મુસલમાન બંને એને સમાનભાવે સેવશે, અને પોતપોતાની લિપિમાં લખશે, એમ રાષ્ટ્રીય મહાસભાએ અને હિંદી સાહિત્યસંમેલને નક્કી કર્યું છે. પણ નાગરીનો સવાલ જુદો છે. હિંદુસ્તાનની પ્રાંતીય ભાષાઓમાં સેંકડે પચાસ ટકા કરતાં વધારે શબ્દો સંસ્કૃતમાંથી જ આવેલા છે. એ શબ્દોને તદ્‌ભવ અને તત્સમને નામે ઓળખવામાં આવે છે. નવા શબ્દો જે તૈયાર કરવામાં આવે છે

તે મોટે ભાગે સંસ્કૃત શબ્દ ઉપરથી જ તૈયાર કરવામાં આવે છે. આ બધી પ્રાંતીય ભાષાઓને માટે સંસ્કૃત સાહિત્યનો વારસો સમાન છે. એ બધી ભાષાઓએ પોતાની સંસ્કૃતિની લિપિ નાગરી એક જ વાપરવી, અને અનેક લિપિઓનો બોજો ધીમે ધીમે કાઢી નાખી નાગરી સંગઠન કરવું.

સદ્ભાગ્યે આ વરસે ગાંધીજી હિંદી સાહિત્યસંમેલનના પ્રમુખ થયા. એમણે સંમેલનના કાર્યમાં રાષ્ટ્રભાષા પ્રચારને અગ્રસ્થાન આપ્યું. એ કાર્યને માટે છેલ્લાં સોળ વર્ષમાં દક્ષિણ ભારતમાં જે હિંદી પ્રચારનું ભારે કામ થયું છે તે આગળ વધારવા માટે ઈંદોરની સ્વાગત સમિતિએ એમને એક લાખ રૂપિયા આપવાનું વચન આપ્યું, અને સાથે સાથે હિંદુસ્તાનના બધા પ્રાંતોમાં બધી પ્રાંતીય ભાષાઓ માટે નાગરી લિપિ વાપરીને સંસ્કૃત સંસ્કૃતિનું વિરાટ નાગરી સંગઠન કરવાનું પણ નક્કી કર્યું છે. એને માટે વિદ્વાનોની એક સમિતિ પણ નીમી છે. એ સમિતિનું કામ હવે તરત શરૂ થશે; અને આખા દેશમાં સાંસ્કૃતિક સંગઠન અને પરિપોષ માટે અને પ્રાંતીય ભાષાઓના વિકાસ માટે લોકકલ્યાણકારી આંદોલન શરૂ થશે.

આ કાર્યમાં ગુજરાતનો ફાળો ગુજરાતની ઉજ્જવળ કીર્તિને છાજે એવો હોવો જોઈએ. છેલ્લાં પંદરવીસ વર્ષમાં ગુજરાતે રાષ્ટ્રસેવામાં જે આગળ પડતો ભાગ ભજવ્યો છે, તે કેવળ લડત પૂરતો નહોતો. રાષ્ટ્રીય જાગૃતિ અને પ્રજાકીય પુરુષાર્થનું સંગઠન સાધવામાં ગુજરાતે ઉદ્યત રહેવું જોઈએ.

મે, ૧૯૩૫

## નાગરી લિપિમાં સુધારા

આપણે નાગરી લિપિમાં કેટલાક સુધારા કરવા માગીએ છીએ, તેમાં કેટલીક શાસ્ત્રીયતા લાવવા માગીએ છીએ અને તેને આજના કરતાં વધારે સહેલી કરવા માગીએ છીએ. નાગરી લિપિના સુધારા વિશે દેશના ઘણા લોકો વિચાર કરી રહ્યા છે. એમાંના વધારે લોકો તો મુદ્રણની દૃષ્ટિએ નાગરીના સુધારા વિશે વિચાર કરતા આવ્યા છે. કારણ કે તેઓ આનાં મુદ્રણયંત્રો ચલાવવાની મુશ્કેલીઓથી કંટાળી ગયેલા હોય છે; અથવા તો તેમને નાગરી લિપિનાં ટાઈપરાઈટર બનાવવાં છે પરંતુ લેખનની દૃષ્ટિએ કેટલાક સુધારા કરવાની આવશ્યકતા છે, એ વાત લોકોને ગળે હજી ઊતરતી નથી.

નાગરી લિપિ શીખવામાં છોકરાંઓ, પાછલી કોમના અભણ લોકો અથવા તો પરદેશીઓ જે મુશ્કેલીઓ અનુભવે છે, તેનો તો કોઈ ભાગ્યે જ વિચાર કરે છે. આ લિપિમાં સુધારા કરવાની આવશ્યકતા જેટલી મુદ્રણની દૃષ્ટિએ છે, તેના કરતાં પણ વધારે આવશ્યકતા જેઓ હજારો વરસથી લિપિ સરખી પણ જાણતા નથી એવા નિરક્ષર લોકોમાં અક્ષરજ્ઞાનનો પ્રચાર કરવાની દૃષ્ટિએ છે.

નાગરી લિપિમાં શાસ્ત્રીયતા નથી અથવા તો ઓછી છે, એમ સાંભળતાંવેંત ઘણા લોકો ચોંકી જાય છે અને કહેવા લાગે છે કે 'આ લિપિ તો દુનિયાની બધી લિપિઓમાં સૌથી વધારે શાસ્ત્રીય છે. આ વાત મોટા મોટા યુરોપિયન લોકો પણ કબૂલ કરે છે. આપણા અક્ષરોની શાસ્ત્રીયતા વિશે આપણે જરૂર મગરૂર છીએ.'

આ લોકોની વાત તો સાચી છે, પણ તે લિપિને વિશે નહીં પણ વર્ણ-વ્યવસ્થાને વિશે.

વેદકાલથી જ આપણા પૂર્વજોએ ઉચ્ચારણશાસ્ત્ર તરફ ખૂબ ધ્યાન આપ્યું હતું. પ્રત્યક્ષ વેદ અને ઉપનિષદોમાં પણ વાણીના વર્ણોની શાસ્ત્રીયતાનો પુરાવો મળે છે. વેદપઠન કરતા જુદા જુદા ઋષિઓએ પોતપોતાની શાખાનું ઉચ્ચારણશાસ્ત્ર બનાવ્યું હતું. તેનું નામ 'પ્રાતિશાખ્ય' છે. આ પ્રાતિશાખ્યોમાં સંસ્કૃત ભાષાના સ્વર અને વ્યંજન તેમ જ તેના ઉચ્ચારણના નિયમો મળે છે. પ્રાચીન કાળમાં આ શાસ્ત્રનું 'શિક્ષા' નામ હતું. આજકાલ તો ફક્ત પાણિનિની શિક્ષાનો જ અભ્યાસ થાય છે. આ શિક્ષગ્રંથોમાં હ્રસ્વ અને દીર્ઘ સ્વર, સંયુક્ત સ્વર, સ્વર અને વ્યંજનની વચ્ચે આવતા અંતઃસ્થ, પાંચ વર્ગમાં વહેંચાઈ ગયેલા વર્ગીય સ્પર્શ અક્ષરોના અલ્પ-પ્રાણ, મહાપ્રાણ, ઘોષ – અઘોષ, ઊષ્મવર્ગ અને સાનુનાસિક, નિરનુનાસિક ઇત્યાદિ ભેદો ઘણી સૂક્ષ્મતાથી બતાવેલા છે. ઉચ્ચારણના સ્થાન પ્રમાણે કંઠય, તાલવ્ય, મૂર્ધન્ય, દંત્ય, ઓષ્ઠય, નાસિક્ય વગેરે તેમનાં સ્થાનો પણ નક્કી કરવામાં આવ્યાં છે. સાથે સાથે તેમના પ્રયત્નો પણ સ્પષ્ટ બતાવેલા છે. પણ આ બધી વ્યવસ્થા ઉચ્ચારણનિષ્ઠ છે. લેખનકલા ન હોત અને બધું સાહિત્ય ફક્ત કંઠસ્થ જ હોત તોપણ આ વ્યવસ્થા તો કરવી જ પડત.

જ્યારે ભાષાના આ ધ્વનિને લખવાની જરૂર જણાઈ ત્યારે લિપિનો જન્મ થયો. લિપિના ઊગમનો ઇતિહાસ ઘણો રમૂજી છે; પણ તે જોવો અહીં અસ્થાને છે. આ દેશમાં જૂનામાં જૂના જે શિલાલેખો અને તામ્રપત્રો મળે છે તેમાં શરૂ શરૂમાં તો બ્રાહ્મી લિપિનો જ ઉપયોગ થતો હતો. આ બ્રાહ્મી લિપિની ઉત્પત્તિ આપણા દેશમાં જ થઈ કે તે પરદેશથી ક્યાંકથી આવી, તે નિશ્ચિત રીતે કહેવું કઠણ છે. તે ફેનેશિયાથી આવી હોય અથવા તેનો વિકાસ ચિત્રલિપિમાંથી જ થયો હોય, એ સંભવિત છે. મારો પોતાનો અભિપ્રાય એવો છે કે જ્યારે વેદકાળમાં જ આપણા વર્ણોની સૂક્ષ્મ વ્યવસ્થા શાસ્ત્રશુદ્ધ થવા જેટલી વિકાસ પામેલી હતી ત્યારે લિપિકાળમાં વૈદિક ઋષિઓએ લિપિ તૈયાર કરી હોત તો તેમાં પણ આટલી જ સૂક્ષ્મ શાસ્ત્રીયતા આવત. સમાનસ્થાનના અક્ષરોમાં સ્થાનસૂચક કંઈક સામ્ય પણ જરૂર દેખાઈ આવત. જેમ કે, અ,આ, ક, ખ, ગ, ઘ, ઙ, હ અને વિસર્ગ( : ) આ બધા કંઠય છે, તો એમાં કંઈક આકૃતિસામ્ય અને એનું કંઠસ્થાન બતાવતી કોક તરકીબ પણ અવશ્ય આપી દેત. તેમ જ ઇ, ઈ, ચ વર્ગ (ચ, છ, જ, ઝ, ઞ) અને ય, શ તાલવ્ય છે, તો તેમાં પણ એવી કંઈક સમાન ખૂબી તેઓ જરૂર બતાવી દેત. બધા સ્વરોને કાનો હોય અને વ્યંજનોને ન હોય એવી કોઈ પણ વ્યવસ્થા

તેઓ કરી શકતા હતા. ક, ચ, ટ, ત, પ, આ પાંચ અક્ષરો પરથી જ એમના ઘોષવર્ણ ગ, જ, ડ, દ, બ બનાવવાનું કોઈ સામાન્ય ચિહ્ન પણ તેઓ બતાવી શકતા હતા, અને તે ઘોષ અઘોષ અલ્પપ્રાણ અક્ષરોને કંઈક ચિહ્ન લગાડીને તેમના મહાપ્રાણ અક્ષર બનાવી શકતા હતા. ङ, ञ, ણ, ન, મ, અનુસ્વાર અને અનુનાસિક આ બધા ધ્વનિઓને માટે તેમના સ્થાનના ચિહ્ન સિવાય તેમના નાસિક્ય સ્થાનનું પણ એક સમાન ચિહ્ન તેઓ બતાવી દેત. ઊષ્મના શ, ષ અને સ ને માટે કોઈ એક જ અક્ષર રાખીને તેની સાથે તેમના સ્થાનનું વૈશિષ્ટ્ય મૂકી દેત. ય, વ, ર, લ, નું અંતસ્થ સ્થાન બતાવવાને માટે ઇ, ઉ, ઋ, લૃ ની સાથે તેમનું સાદૃશ્ય પણ વ્યક્ત કરત. 'હ' તો 'અ'નો જ મહાપ્રાણ છે. તે પણ બંનેની આકૃતિ પરથી જ સ્પષ્ટ કરી શકતા હતા.

સ્વરોમાં અ, આ, ઇ, ઉ ઋ, લૃ, એ, ઓ, એ આઠ જ મૂલ સ્વરો છે. તે બધાનું હ્રસ્વ અને દીર્ઘ ઉચ્ચારણ થઈ શકે છે. મૂળનો 'આ' 'અ'નું દીર્ઘ રૂપ નથી. દીર્ઘ 'અ' અને હ્રસ્વ 'આ' આ બંને સ્વતંત્ર છે. બધા સ્વરોમાં દીર્ઘત્વને માટે એક સમાન ચિહ્નની જરૂર હતી.

વ્યાકરણ 'એ'ને અ અને ઇ મળીને થયેલો સ્વર ભલે બતાવે; પણ તેનો અર્થ એટલો જ છે કે જ્યારે અ અને ઇ પાસે પાસે આવે છે ત્યારે તે બંને સ્વરોને બદલે 'એ' બોલાય છે. એનો અર્થ બિલકુલ એવો તો નથી જ કે 'અ' અને 'ઇ'નું ઉચ્ચારણ મળીને 'એ'નો ધ્વનિ સંભળાય છે. 'અ' અને 'ઇ' મળીને 'ઐ'નો ધ્વનિ સંભળાય છે (પણ સંસ્કૃતની 'ઐ' હિંદીની 'ઐ' જેવી નથી. આપણે એને હિંદીમાંની 'રૈયત'ની 'ઐ' કહી શકીએ છીએ). તેમ જ 'અ' અને 'ઊ' મળીને 'ઔ' થાય છે અને તેને સંસ્કૃતનો 'ઔ' અથવા 'કૌઆ'નો 'ઔ' કહી શકાય તેમ છે.

એથી ઊલટું ઈ અને અ, એ બેનો ઉચ્ચાર મળીને 'ય'નો ધ્વનિ નીકળે છે. તેમ જ ઉ અને અ મળીને 'વ' જેવો ધ્વનિ નીકળે છે. 'ર' અને 'લ' પણ એ જ રીતે અનુક્રમે 'ઋ' અને 'લૃ'ની સાથે અ આવવાથી બને છે. (જુઓ ઋ અને લૃ ઉચ્ચારી શકતા નથી, તેઓ ર અને લ માંથી અકારનો સૂક્ષ્મ ધ્વનિ કાઢી નાખીને ર અને લ ઉચ્ચારવાનો પ્રયત્ન કરે). એવી રીતે જ્યાં ઉચ્ચારણનું મિશ્રણ છે ત્યાં લિપિની આકૃતિમાં પણ એવું જ કંઈક મિશ્રણ બતાવવું જોઈએ.

એવી રીતે જ્યાં ઉચ્ચારણસામ્ય છે ત્યાં આકૃતિસામ્ય બતાવીને લિપિને જો શાસ્ત્રીય બનાવત અને આ બધી સંજ્ઞાઓનું મિશ્રણ – પછી ભલે તે બારાખડી અથવા જોડાક્ષરોમાં થાય – ઉચ્ચારણના ક્રમથી જ રચવામાં (લખવામાં) આવત તો વર્ણવ્યવસ્થા સમજાયા પછી લિપિવ્યવસ્થા સહેલાઈથી સમજાઈ જાત અને ૨૫ યા ૩૦ સંજ્ઞાઓ (અક્ષર અને માત્રા) વડે જ આપણે આખી લિપિનો વિસ્તાર કરી શકત. આપણે બારાખડી શીખ્યા અને પરિણામે ૪૩૬ અલગ સ્વતંત્ર અક્ષરો શીખવાની માથાકૂટમાંથી બચી ગયા તેમ જ સ્વરાધાર, હ્રસ્વ, દીર્ઘ, સંયુક્ત, અનુનાસિક, ઘોષ, મહાપ્રાણ, અંતસ્થ, વગેરેનાં ચિહ્નોને આઠ મૂલસ્વર, પાંચ મૂલસ્પર્શ અને એક

ઊષ્મની સાથે લગાડીને આપણે પૂરી અક્ષરમાલાનો વિસ્તાર કરી શકત. એવી રીતે આપણા લોકોને આવી સારી શાસ્ત્રીય કેળવણી અનાયાસે મળી જાત અને વર્ણ-શિક્ષણની સાથે સાથે લિપિશિક્ષણ પણ શાસ્ત્રીય થઈ જાત.

આજકાલ જોડાક્ષરોમાં ઉચ્ચારણનો ક્રમ બે રીતે બતાવાય છે—ઉપરથી નીચે અને ડાબીથી જમણી બાજુમાં; અને તેમાં પણ આદ્ય વ્યંજન કયું અને પછીનું કયું તેમ જ અંત્યસ્વર કોની સાથે ભળી ગયો છે તે સ્પષ્ટ રીતે સમજાતું નથી.

સંગીતની અને છંદોની લિપિનો વિચાર આપણે અહીં નથી કરતા, તોપણ સામાન્ય બોલીમાં જોડાક્ષરના પૂર્વ હ્રસ્વ સ્વર ઉપર જે થડકો (આઘાત) આવે છે, તેનો વિચાર તો કરવો જ પડશે. થડકો બતાવવાને માટે જોડાક્ષરના પ્રથમ અક્ષરનું દ્વિત્વ કરીએ તો ઘણાખરા જોડાક્ષરોમાં ત્રણ ત્રણ વ્યંજન લખવા પડશે. તે ઠીક નથી, તેથી આઘાતનો એક તો વિચાર છોડી દેવો જોઈએ, અથવા તો આઘાતસૂચક કંઈક ચિહ્ન આપણે બનાવવું જોઈએ.

મારો આ મત બરાબર હોય તો અને જે જોડાક્ષરમાં ય, ર, લ, વ અને હ આ અક્ષરો દ્વિતીય સ્થાને હોય અને તેમાં આઘાત નહીં આવતો હોય તો તેમને યુક્તાક્ષર માનવા જ ન જોઈએ અને તે જુદી રીતે જ લખવા જોઈએ.

અહીં સુધી લિપિની શાસ્ત્રીયતાનો વિચાર થયો. આવી જાતની લિપિ તે કેવી હશે, તેના કેટલાક નમૂના બતાવવા જોઈએ. આ શાસ્ત્રીયતાની વાત જે મિત્રોના ધ્યાનમાં આવી છે, તેઓ એમ કહે છે કે નાગરી લિપિ આવી શાસ્ત્રીય ન હોય તોપણ તેને માટે દિલગીર થવાની આવશ્યકતા નથી. એવી લિપિ તો વખત જતાં બધાને ઉપયોગી થઈ શકે છે. પણ અમે જે પ્રેરણાથી વર્ણમાલા શીખ્યા છીએ અને આવી શાસ્ત્રીય વ્યવસ્થા સમજી લીધી છે, તે (પ્રેરણા) અમે છોડવા માગતા નથી. અમે અમારી લિપિનું નાગરિત્વ અબાધિત રાખવા માગીએ છીએ.

આદર્શ લિપિમાં વર્ણોની શાસ્ત્રીયતા તો જાળવવી જ જોઈએ, એટલે ઉચ્ચારણમાં જ્યાં સામ્ય હોય ત્યાં આકૃતિમાં પણ સામ્ય હોવું યોગ્ય છે. એવી રીતે સ્થાનની સમાનતા પણ સમાન ચિહ્નથી બતાવી જવી જોઈએ અને છતાં દરેક અક્ષર અલગ અલગ ઓળખવામાં મુશ્કેલી ન આવવી જોઈએ. એ સિવાય બીજી પણ કેટલીક વસ્તુઓ છે કે જેની તરફ આપણે ધ્યાન રાખવું જોઈએ. આદર્શ લિપિના અક્ષરો ચીની લિપિની પેઠે ઘણા ગૂંચવણવાળા હોય તો તે લખવામાં ઘણો વખત જાય અને વાંચવામાં પણ ઘણી મુશ્કેલી આવે. લિપિમાં લેખનસુલભતા અને સુવાચ્યતા તો હોવી જ જોઈએ.

લેખનના અક્ષરો જે વસ્તુ પર લખાય છે તેના ગુણધર્મ અનુસાર લિપિની આકૃતિ રાખવી પડે છે. જ્યારે લોકો તાડપત્ર પર લખતા હતા ત્યારે આડી સીધી લીટી કાઢવી, તે બહુ મુશ્કેલ હતું. તેથી ઓડિયા ભાષામાં તે લીટીને નાકની નથનીની જેમ ગોળ બનાવી છે. પણ કાનડી અને તેલગુમાં તો બધા જ અક્ષરો ગોળગોળ બનાવ્યા છે. તેમાં પણ તેલગુને કાનડીની જેવી શિરોરેખા પણ રહેવા દીધી નથી.

માટી અથવા કાંપની ઈંટો બનાવી તેના પર શરશીર્ષ(બાણનો છેડો)થી લખીને તે ભઠ્ઠીમાં નાખીને પકાવવાની યુક્તિ પથ્થર પર કોતરવા કરતાં પણ વધારે સ્થાયી નીવડી હતી. જ્યાં હવા, પાણી અને તડકો અથવા પ્રકાશથી પથ્થરનો પૃષ્ઠ ભાગ ખવાઈ જાય છે ત્યાં ઈંટ બધી રીતે સુરક્ષિત રહે છે. તાડપત્ર, ભૂર્જપત્ર, પથ્થર, શિલા અને તામ્રપત્ર અથવા અસ્થિફલક (હાડકાં), કપડું, કાગળ વગેરે લેખનસાહિત્ય અને તેના પર કરવામાં આવતી લેખનક્રિયા – આ બધાંને અનુકૂળ એવી લિપિ હોવી જોઈએ.

આ બધી આવશ્યકતાઓની સાથે લિપિમાં સૌંદર્ય તો હોવું જ જોઈએ; પણ તે એવી વસ્તુ છે કે કલ્પક લોક તેને દરેક લિપિમાં જોઈએ તેવી રીતે લાવી શકે છે. તેથી ખરું જોતાં સૌંદર્ય એ વસ્તુ આંખોની ટેવનો જ સવાલ છે. એકને જે વસ્તુ સુંદર દેખાય છે તેને બીજો બેડોળ કહે છે. એમ છતાં પણ સૌંદર્યનો એક સર્વસાધારણ આદર્શ જરૂર છે અને લિપિકારને તે સાચવવાની આવશ્યકતા છે.

સૌંદર્ય કરતાં પણ વધારે મહત્ત્વની વસ્તુ એ છે કે લિપિના બધા અક્ષરોમાં એક પ્રકારની સજાતીયતા હોવી જોઈએ. જ્યારે લિપિના અક્ષર, તેની માત્રા અને બીજાં ચિહ્નો એક પ્રકારનાં હોય છે ત્યારે તે દેખાવમાં સારી લાગે છે. તેથી નાગરી લિપિમાં સુધારો કરતી વખતે અથવા તો તેમાં બેચાર અક્ષરો વધારતી વખતે પણ તે બધાનું રૂપ નાગરીના ઘાટ સાથે બંધબેસતું રહે છે તે જોવું જોઈએ, નાગરીમાં બેચાર ફારસી અથવા રોમન અક્ષર આપણે નથી લાવી શકવાના, અથવા લાવીશું તોપણ પહેલાં તેનું રૂપ બદલાવીને તેમને નાગરીજાતિના કરવા પડશે. આપણો 'છ' રોમનમાં ત્રણ અક્ષરોમાં (CHH) લખવો પડે છે. તે અગવડ જોઈને લતીફી સાહેબે નાગરી 'છ' જ રોમનમાં આણ્યો; પણ તેને પૂરેપૂરો રોમન (B) આકાર આપ્યા પછી જ. આ ઘણી મજાની વસ્તુ તેમણે તૈયાર કરી છે.

આપણે નાગરી, રોમન અથવા બીજી કોઈ પણ પ્રતિષ્ઠિત લિપિનો આગ્રહ છોડીને વૈજ્ઞાનિક સાર્વભૌમ લિપિ તૈયાર કરવી હોય તો તેને માટે મને લાગે છે કે, ગ્રામોફોનના રેકર્ડ પર સોયને ઊંચીનીચી રેષા પર થઈને જવું પડે છે, તેનો ક્રૉસ-સેક્શન લઈને તેને મોટો આકાર આપવાથી આપણને આદર્શ લિપિ મળી શકે છે. જેમ ધરતીકંપના ગ્રાફ વાંચી શકાય છે તેમ મનુષ્યવાણીના ફોનોગ્રાફિક ધ્વનિલેખો પણ વાંચી જવા જોઈએ. માનવજાતિનો આટલો વિકાસ થતાં કેટલાં હજાર વર્ષો વીતશે, તે કહી શકાય નહીં. તે વિકાસ તે એ કે સામે ગ્રાફ રાખીને માણસ દરેક દેશનાં ભાષા અને સંગીત સહેલાઈથી પોતાના ગળામાંથી કાઢી શકે. જ્યારે આટલી પ્રગતિ થશે ત્યારે ગ્રામોફોનના રેકર્ડથી પણ બીજી કોઈ સારી વસ્તુ માણસ પાસે આવશે. તે વખતે મોટા મોટા ગ્રંથો અથવા તો ગાયનો સૂતરના દડાની માફક વીંટાળીને રખાશે અને ખોલીને વાંચી શકાશે!

આજે દુનિયામાં શૉર્ટહૅન્ડની લિપિઓ ચાલે છે, તેને પણ શાસ્ત્રીય બનાવવાનો પ્રયત્ન ચાલી રહ્યો છે. આ પ્રજાસત્તાના જમાનામાં દ્રુતલેખનની આવશ્યકતા ઘણી

વધી પડી છે. હિંદી, મરાઠી, ગુજરાતી વગેરે ભાષાઓમાં દ્રુતલેખનની પદ્ધતિઓ શરૂ પણ થઈ છે. પણ જ્યારે બધી પ્રાંતીય ભાષાઓને માટે નાગરીનો જ ઉપયોગ થવા લાગશે ત્યારે સર્વમાન્ય એવી દ્રુતલિપિ પણ બનાવવી પડશે.

આજકાલની દ્રુતલિપિઓ પઠનસુલભ નથી. તેમાં ઘણી અનિશ્ચિતતા છે. નહીં તો આપણે તેમાંથી એકાદને જ કામમાં લેત.

પણ આપણે મુખ્ય મુખ્ય લિપિઓનું ઐતિહાસિક મહત્ત્વ ભૂલવું ન જોઈએ. સંસ્કૃતિનાં મોટાં મોટાં કેન્દ્રો તો પોતાની લિપિ જ પસંદ કરશે. ભારતીય સંસ્કૃત ભાષાઓ નાગરી લિપિ અને યુરોપીય ભાષાઓ રોમન લિપિ પસંદ કરવાની. બાવીસ કરોડ પ્રજાને રોમન લિપિ સ્વીકારવાની શી જરૂર છે? યુરોપ કંઈ બહુ મોટો દેશ નથી, નથી તેમની સંસ્કૃતિ પણ એટલી કાલસિદ્ધ અને આપણો તેમની સાથેનો સંબંધ પણ એટલો ઓતપ્રોત નથી થયો કે જેથી યુરોપીય એકતાને આંતરરાષ્ટ્રીય એકતા સમજીને આપણે તેની લિપિનો સ્વીકાર કરીએ.

અમેરિકા-યુરોપ શિકારી રાષ્ટ્રો છે અને તુર્કસ્તાન અને જપાન તેના ઉત્સાહી ચેલાઓ છે. પણ આપણા માથા પર તેના કરતાં વધારે મહત્ત્વની જવાબદારી છે. ભારતીય સંસ્કૃતિ તેમના જેવી પરસંતાપકારી નથી; તે તો સર્વભૂત હિતની ઇચ્છા કરે છે અને પોતાનું વ્યક્તિત્વ જાળવીને આખી દુનિયાની સેવા કરવા માગે છે.

આદર્શ અને સંશુદ્ધ નાગરીમાં શા શા ગુણો હોવા જોઈએ, તે બતાવવાથી પ્રચલિત નાગરીના દોષો સહેલાઈથી સમજાઈ જશે. તેમાં સ્વર વ્યક્ત કરવાને માટે માત્રાઓ (કાનો, અજજુ, વર્ડું, માત્રા વગેરે) જુદી અને સ્વતંત્ર સ્વર જુદા રાખીને વ્યર્થનું ગૌરવ વધાર્યું છે, આ પહેલો દોષ થયો. બીજો દોષ એ છે કે બધી ભારતીય ભાષાઓને માટે જેટલા આવશ્યક ધ્વનિઓ છે તેટલાં અક્ષર કે સંજ્ઞા નાગરીમાં નથી. તેથી તેમાં સ્વર અને વ્યંજન બંને વધારવાની જરૂર છે. ત્રીજો દોષ મુદ્રણદૃષ્ટિએ મહત્ત્વનો છે. આજે તો સ્વરની સંજ્ઞાઓ વ્યંજનની આગળપાછળ અથવા ઉપરનીચે લગાડવામાં આવે છે. તેને બદલે બધી માત્રાઓ વ્યંજનો પછી તેની જ પંક્તિમાં મૂકવી જોઈએ. માત્રાઓની હાલની આ વ્યવસ્થાને લીધે મુદ્રણરચના ત્રણ મજલાની કરવી પડે છે, અને કોક વાર તો ચાર પણ થાય છે. 'જર્મેનિક' આ શબ્દ લખવામાં મ ના ઉપર રેફ અને તેના પર અર્ધચંદ્ર આવવાથી બે લીટી વચ્ચેનું અંતર પણ વધારવું પડે છે. ચોથો દોષ જોડાક્ષરોની અવ્યવસ્થા અને જટિલતાનો છે. જ્યારે આ લિપિ બેત્રણ ઉજળિયાત જાતિઓને જ જાણવી પડતી હતી, ત્યારે આ દોષ કોઈના ખાસ ધ્યાનમાં આવ્યો નથી, પણ આજે આપણે આખા સમાજને – બધાં સ્ત્રીપુરુષોને પછી ભલે તે શ્રમજીવી, બુદ્ધિજીવી, સૂદજીવી કે ભિક્ષાજીવી હો – અક્ષરજ્ઞાન આપવા માગીએ છીએ. એવે વખતે તો યુક્તાક્ષરની વ્યવસ્થા સ્વાભાવિક અને ક્રમાનુસાર હોવી જ જોઈએ.

અને બીજો પણ એક દોષ કાનાની અનવસ્થાનો છે. નાગરીના ૨૫–૩૦ અક્ષરો કાનાવાળા છે. તેમાંના ઘણાખરા અક્ષરો પોતાના કાના સાથે અડેલા હોય

છે; પણ ग, ण, शના અવયવો પોતાના કાનાને અડતા જ નથી. અને વળી ૮–૯ અક્ષરો કેવળ અર્ધ કાનો અથવા ચોટલીથી જ સંતોષ મેળવી લે છે; જેમ કે इ, लृ, ङ, छ, ट, ठ, ड, ढ, द, ल, ह, ज्ञने કાનો છે. છતાં તે ચોટલીનો લોભ રાખે છે. ऋ, क, અને फ પોતાના કાના પેટમાં રાખે છે અને र અને उमां તો કાનો છે જ નહીં. આ સ્થિતિમાં જોડાક્ષર બનાવતાં અને માત્રાઓ લગાડતાં ખૂબ બુદ્ધિ વાપરવી પડે છે. તેથી આ દોષ આવ્યો છે કે લિપિએ શાસ્ત્રીય બુદ્ધિનું સાર્વભૌમત્વ સ્વીકાર્યું નથી. य, व, र, ल અને हની સાથેના જોડાક્ષરોની ખાસિયત જોઈને તેની જુદી વ્યવસ્થા કરી નથી. નાસિક્ય અક્ષરોને નકામા ક્લિષ્ટ બનાવી મૂક્યા છે. અને આ બધામાં સ્થાનવ્યવસ્થા તરફ ધ્યાન જ અપાયું નથી. આજ-ની નાગરીમાંના આ બધા મુખ્ય દોષો છે. ફારસી, અરબી અને રોમન લિપિમાં તો એથીયે વધારે દોષો છે. સાથે સાથે એમનામાં ગુણો પણ ઓછા છે. આવી દલીલ નાગરીના બચાવમાં કરી શકાય છે. પણ પ્રગતિને રોકવાની શક્તિ તેનામાં થોડી પણ નથી. આપણી લિપિની વ્યવસ્થા મહામુનિ પાણિનિ જેવા કોઈ આર્ય વૈજ્ઞા-નિકના હાથમાં હોત તો તેમાં આવા દોષો ન આવત, અને નાગરી લિપિ ખરેખર સંસ્કૃત, સંશુદ્ધ અને આદરણીય બની જાત.

અમે જાણીએ છીએ કે ઉપરોક્ત બધા ગુણો લિપિમાં લાવવાનો પ્રયત્ન થાય તો પછી તે એક નવી જ લિપિ થઈ જાય છે. તેને પ્રચલિત કરવી લગભગ અશક્ય જેવું લાગશે. માટે એ પ્રયાસ અમે હાથમાં લીધો નથી. આજે આપણા દેશની પંદર કરોડ પ્રજાએ નાગરીને અપનાવી છે અને ગુરુમુખી, બંગાળી વગેરે લિપિઓનું કાઠું તો નાગરીનું જ છે. દક્ષિણની લિપિઓમાં પણ નાગરીના કેટલાક અંશો મળી આવે છે. તેથી આજની જ નાગરીમાં અત્યાવશ્યક સુધારા કરીને તેને આપણે સાર્વભૌમ કરવા ઇચ્છીએ છીએ. પોતાના જમાનામાં જેટલું થઈ શકે તેટલું જ કરીને બુદ્ધિમાન માણસે સંતોષ માનવો જોઈએ.

જે લોકો એક કે બીજી લિપિ શીખ્યા છે, અથવા જેઓ માનસિક ઘડપણ ભોગવે છે, તે તો પોતાની ટેવ છોડવાને તૈયાર થઈ શકવાના નથી. તેમને સામાન્ય રીતે એમ લાગે છે કે આજ સુધી જે ચાલતું આવ્યું છે તેમાં વળી ફેરફાર શું કામ કરવો? પણ તેમની મુખ્ય મુશ્કેલી ટેવની જ છે, જ્યારે મુદ્રક અને પ્રકા-શકોની મુશ્કેલી તેનાથી કેટલાયગણી વધુ છે. જેમની પાસે નાગરીની જૂની પદ્ધતિના ઘણા ટાઈપ પડ્યા હોય અને જેઓ તે હમેશ બદલતા નથી, જેમણે પોતાના ટાઈપ ઉપર વધુ ખર્ચ કર્યું હોય અને જેમની પાસે છાપેલી ઘણી ચોપડી-ઓ પડી હોય એવા મુદ્રક અને પ્રકાશકો વિચાર કરવા લાગે છે કે આપણે આટલો માલ (ડેડ સ્ટૉક) ક્યાં ફેંદી નાખશું? લાખો ગ્રંથવાળાં સંગ્રહાલયો અને તેના લાખો વાચકો મૂંઝાય છે કે આપણે જૂના ગ્રંથો જૂની ભાષામાં અને નવા ગ્રંથો નવી ભાષામાં વાંચવા પડશે. આ વળી નવી પંચાતમાં નકામા કોણ પડે?

પણ આવા લોકોએ જાણવું જોઈએ કે ભૂતકાળ નાનો છે અને ભવિષ્યકાળ તેથી અનંતગણો છે. આજ સુધી જેટલું લેખન કે પ્રકાશન થઈ ચૂક્યું છે તે અલ્પમાત્ર—બિંદુમાત્ર છે. ભવિષ્યકાળમાં એથી અનંતગણું પ્રકાશન થવાનું છે. જૂના ટાઈપો તો ગાળવા જ પડે છે. પણ જ્યાં લાઈનોટાઈપ વપરાય છે ત્યાં તો દરરોજ બદલાતાં બ્રાહ્મણોનાં પતરાળાં પ્રમાણે નવા જ ટાઈપો કામ આવે છે. જૂની ચોપડીઓની નવી આવૃત્તિ ૮–૧૦ વર્ષમાં તો કરવી જ પડે છે. તેથી લિપિસુધારો જો આખા દેશમાં ચાલે તો બધા મુદ્રકો અને પ્રકાશકોને કેટલાંય વર્ષ સુધી નવું કામ મળશે. અશુદ્ધ આવૃત્તિમાં સુધારો થશે અને પ્રજાને પ્રમાણભૂત આવૃત્તિઓ મળી શકશે. વાંચવા જેવી જે ચોપડીઓ હશે, પણ વિસ્તારને લીધે જે વંચાતી ન હોય, તેમની સંક્ષિપ્ત આવૃત્તિ સંશુદ્ધ નાગરીમાં છપાય તો સાપ જેમ પોતાની જૂની કાંચળી ફેંકી દઈને તરુણ થાય છે તેમ બધા પ્રાંતોના સાહિત્યમાં નવો પ્રાણ જાગશે. એવી રીતે આખા દેશમાં એક અદ્ભુત પુનર્જીવન (રેનેસાં) શરૂ થશે.

મુદ્રણકળા અને મુદ્રાલેખનમાં નવા નવા આવિષ્કારો થતા જાય છે. તેથી આપણે આપણી લિપિ જેટલી સરળ અને સહેલી બનાવશું, તેટલો જ આપણે લાભ ઉઠાવશું. જે બોલી હજુ સુધી લિપિબદ્ધ થઈ નથી તેને સંશુદ્ધ નાગરી લિપિમાં લખવાની શરૂઆત કરવાથી બધા પ્રાંતોના વિદ્વાનો તે સહેલાઈથી વાંચી શકશે અને એવી બોલી બોલનારાઓને માટે આ લિપિજ્ઞાન બોજારૂપ નહીં થાય.

જ્યારે નાગરી-સંગઠનની વાત ચાલે છે ત્યારે, નાગરી પ્રચારમાં જાણે એકલી ઉર્દૂ જ અંતરાયરૂપ છે તેમ કેટલાક લોકો ઉર્દૂનો પ્રશ્ન ઉઠાવે છે. સંસ્કૃત પરિવારની પ્રાંતીય ભાષાઓ પણ જ્યાં નાગરી-સંગઠનને માટે તૈયાર નથી, ત્યાં વળી ઉર્દૂનો સવાલ ઉઠાવીને મુસલમાનોનો વાંક કાઢવો, અનુચિત છે. તેઓ ફારસી લિપિને પોતાની ધર્મલિપિ માને છે, તેથી તેઓ તે આગ્રહ છોડવાના નથી. અને ધારો કે તેઓ પોતાનો વ્યવહાર ફારસી લિપિમાં જ કરવા ઇચ્છે તોપણ આપણને શો અધિકાર કે તેમની પાછળ પડીને આપણે કહીએ કે તમે તમારી લિપિ છોડી દો. ઈસલામી સંસ્કૃતિ એક મહાન અને સામર્થ્યવાળી સંસ્કૃતિ છે. તે પોતાની ખાસિયત લિપિમાં પણ રાખવા જ માગતી હોય તો તેમ કરવાનો તેને અધિકાર છે. રાષ્ટ્રભાષા હિંદી-હિંદુસ્તાની બંનેને માટે સમાન છે. બંને લિપિઓમાં તે લખાશે-વંચાશે. આપણે ઉર્દૂની સાથે થોડોઘણો પરિચય તો રાખવો જ જોઈશે, કે જેથી તે દ્વારા આપણો પરસ્પર પરિચય હમેશ ચાલુ રહે. હિંદુસ્તાનની બધી સંસ્કૃતિઓનો સમન્વય આપસમાં ઝઘડો કરીને થવાનો નથી. પણ તે यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः। આ સૂત્ર મુજબ એકબીજાને અનુકૂળ થાય એવી સમન્વય વૃત્તિ રાખીને જ થઈ શકશે. ઉર્દૂ લિપિ શીખીને આપણો એક ખૂબ સંસ્કારી સાહિત્ય સાથે પરિચય થશે, આ લાભ પણ કંઈ નાનોસૂનો નથી.

બીજું પણ એક કામ આપણે કરવું જોઈએ. જે લોકો કેવળ નાગરી લિપિ જ જાણે છે અને છતાં ઉર્દૂ સાહિત્યના સારા સારા ગ્રંથોનો પરિચય કરવા માગે

છે તેમને માટે આવા ઉર્દૂ ગ્રંથો નાગરીમાં જ છપાવવા જોઈએ. જેમ જેમ ભાષાની સાથે પરિચય વધશે તેમ તેમ લિપિની મુશ્કેલી ઘણી જ ઓછી થશે.

*

આપણે આ પ્રશ્નની ચર્ચા વ્યાવહારિક દૃષ્ટિથી કરવી જોઈએ કે આપણી સાર્વત્રિક લિપિ કઈ થઈ શકે એમ છે. નિરર્થક તાત્ત્વિક ચર્ચા વધારીને આ પ્રશ્ન પોતાને હાથે જ વધારે ગૂંચાવવો, તેમાં બુદ્ધિની મંદતા દેખાશે. આપણી સંસ્કૃત સંસ્કૃતિને માટે નાગરી લિપિ જ સાર્વત્રિક થઈ શકે એમ છે. આપણી રાષ્ટ્રીય ભાષાને માટે નાગરી અને ઉર્દૂ બંને લિપિઓ ઉપયોગી થવાની છે. એવી પરિસ્થિતિમાં પછી રોમન લિપિનો પ્રશ્ન ઉઠાવીને આ ત્રિકોણી ઝઘડો આપણે શા માટે વેચાતો લઈએ? તેમાં વળી જો કોઈ એમ માનતા હોય કે નાગરી અને ઉર્દૂ બંનેને હટાવીને એકલી રોમન લિપિ જ આપણે ચલાવી શકીશું તો તેઓ ભૂલ કરે છે. પણ આપણે જાણીએ છીએ કે રોમનના પ્રચારને લીધે બેની જગ્યાએ ત્રણ લિપિઓ થવાની અને પ્રશ્નને વધારે અટપટો કરી મૂકવાની. રોમન લિપિના ગોરા પુરસ્કર્તાઓ તો ઇચ્છે છે કે ભારતવર્ષની પ્રાંતીય ભાષાઓ પોતાનું પોષણ અને જીવનરસ સંસ્કૃત, પાલિ, માગધી અથવા અરબી, ફારસી સાહિત્યમાંથી લેવાનું છોડી દે અને તેમની કલમ અંગ્રેજીના છોડ ઉપર ચડાવવામાં આવે. એવું થવાથી પ્રાંતીય ભાષાઓમાં અંગ્રેજી શબ્દોનો ખૂબ વધારો થશે અને પરિણામે અંગ્રેજીપ્રધાન એવી એક નવી જ ભાષા હિંદુસ્તાનમાં બની જશે.

આ શક્ય હો કે ન હો, આપણે તો આપણી લિપિ એવી સર્વાંગપૂર્ણ કરવા માગીએ છીએ કે તે ભારતની બધી ભાષાઓના ધ્વનિઓને વ્યક્ત કરી શકે. જ્યારે તે વાંચવામાં સહેલી, લખવામાં સુલભ-સુકર, સામાન્ય પ્રજાને માટે બાલબોધ અને મુદ્રણમાં ક્લિષ્ટતાશૂન્ય બની જશે ત્યારે તે પોતાના ગુણોને લઈને પોતે જ સાર્વત્રિક થઈ જવાની છે. પહેલેથી તે સુંદર તો છે જ. તેની વર્ણમાલા પણ શાસ્ત્રીય છે. તેની સાથે તેના બધા ધ્વનિ પણ સુસ્પષ્ટ છે અને તેના અક્ષરોનું ઉચ્ચારણ પણ પહેલેથી જ ખૂબ નક્કી છે. તેથી આપણે તેને છોડી દેવાની થોડી પણ આવશ્યકતા નથી.

લિપિ વસ્તુ જ એવી છે કે જેમાં ઝટ ઝટ અને સહેલાઈથી ફેરફાર ન થઈ શકે, ન થવો જોઈએ. તેથી જેટલો ફેરફાર અત્યાવશ્યક હોય તેટલો એક જ વાર કરી લેવો એ સારું છે. મુખ્ય ફેરફાર એકદમ કરી નાખવો, પછી ગૌણ ફેરફારો હશે તે ધીમે ધીમે યથાકાળે થતા રહેશે. આ લિપિ સુધારાના કામમાં સૌથી મોટી મુશ્કેલી એ છે કે જેમને તેનાથી વધારેમાં વધારે ફાયદો થવાનો છે, એવા તો ભવિષ્યના લોકો જ એટલે આપણાં બાળબચ્ચાં છે, અને તે તો આજે પોતાનો મત આપી શકવાનાં નથી.

તેમ જ આ લિપિના સુધારાથી જે કરોડો લોકોને આનો લાભ પહોંચવાનો છે, તેઓ પણ નથી આ વસ્તુનો વિચાર કરી શકતા કે નથી પોતાનો મત સુધ્ધાં આપી

શકતા. લિપિમાં પરિવર્તન કરવાનો જેમનો અધિકાર છે તેઓ ઉંમરમાં એટલા વધી ગયા છે કે તેઓ પરિવર્તન શબ્દ સાંભળતાંવેત જ ધુખરાઈ જાય છે. પોતાનાં જ ભાઈબહેનો અને ઉત્તરાધિકારી એવાં બાળબચ્ચાંઓને આમાં લાભ જ છે, તે આ લોકો પોતાની અપરિવર્તનશીલતાને લીધે જોઈ શકતા નથી. તોપણ આખરે તેમને હાથે જ આ કામ થવાનું છે. આજના ભણેલાઓ આ કામમાં જો મદદ કરે અને પોતાનો મૂક વિરોધ છોડી દે તો સંસ્કૃતિનું સુંદર સંગઠન સરળતાથી થઈ શકે તેમ છે. આપણો સમાજ ફરીથી તરુણ અને સંગઠિત થશે, અને બધી પ્રાંતીય ભાષાઓ પોતાની કૂપમંડૂકવૃત્તિ છોડી દઈને ખૂબ ઉત્સાહથી પ્રગતિ કરવા લાગશે. જેમ આખા દેશમાં એક જ સિક્કાની જરૂર હોય છે અથવા તો બધા દેશોમાં એક જ વજન અને માપ હોવાં જેટલાં આવશ્યક છે તેમ સમાન સંસ્કૃતિને માટે એક લિપિ પણ તેટલી જ આવશ્યક છે.

લિપિપ્રચારમાં લેખક વાચકોની સાથે પ્રકાશકોની જવાબદારી પણ કંઈ ઓછી નથી. તેઓ જો વિચારે તો તેમનો પણ સહકાર એમાં ઘણો હોય. જેમની પાસે નાનાં નાનાં છાપખાનાં છે, અથવા જેમની પાસે છપાયેલી ઘણી ચોપડીઓ પડી છે, તેઓ વિચાર કરવા લાગે છે કે લિપિમાં જો ઘણું જ પરિવર્તન થઈ જાય તો પછી આપણાં ટાઈપ અને પુસ્તકોનું શું? પણ તેમણે જાણવું જોઈએ કે તેમનું હિત-અહિત ભૂતકાળમાં નથી પણ ભવિષ્યકાળમાં છે. નાગરી લિપિ વ્યાપક થાય તો વાંચનારાઓની સંખ્યા એકદમ ખૂબ વધી જવાની. આજના કરોડો અભણ લોકો તે વખતે ઉમંગથી વાંચવા લાગવાના. નાગરી લિપિમાં છપાવેલી ચોપડીઓની માગણી બધા પ્રાંતોથી થવાની. પછી આપણા સ્ટૉકનું શું, આ સવાલ જ ક્યાં રહ્યો? તે વખતે તો આ ચિંતા ખડી થવાની કે વધતી માગણીને પહોંચી શી રીતે શકીએ?

લિપિસુધારાની સાથે શૉર્ટહેન્ડ એટલે કે દ્રુતલેખનનો પ્રશ્ન પણ સંબંધ રાખે છે. જો નાગરી વધારે શાસ્ત્રીય થાય અને બધા પ્રાંતોમાં જારી થઈ જાય તો બધે એક જ દ્રુતલેખન પદ્ધતિ ચાલી શકે એમ છે. પછી દ્રુતલેખકોને માટે નોકરીનો પ્રાંત આખા દેશ જેટલો વિસ્તૃત થઈ જવાનો અને પ્રાંત પ્રાંતના લોકો જેમ જેમ વધારે ભળતા જવાના તેમ તેમ રાષ્ટ્રસંગઠન પણ એની મેળે જ થતું જવાનું.

બીજો સવાલ દૂરલેખન અથવા તાર એટલે ટેલિગ્રાફનો છે. જ્યારે બધા પ્રાંતોમાં એક જ લિપિ પ્રચલિત થશે ત્યારે આપણે સહેલાઈથી દેશી 'ટેલિગ્રાફિક કોડ' તૈયાર કરી શકશું અને તેથી આપણું તારનું ખર્ચ પણ ખૂબ ઓછું થવાનું; કેમ કે એમ જોવામાં આવ્યું છે કે તારલેખનમાં અંગ્રેજી કરતાં દેશી ભાષાના શબ્દો ઓછા જોઈએ છે. આ જાતની નાગરીની વિદ્યુત્ લિપિનો અમલ સંપૂર્ણ અથવા આંશિક સ્વરાજ્ય મળ્યા પછી જ થઈ શકે એમ છે, તે સ્પષ્ટ છે.

આટલો પ્રાથમિક વિચાર કર્યા પછી હવે આપણે જુદી જુદી યોજનાઓ તપાસી શકશું.

લિપિ સુધારવાનું કામ યશસ્વી થવું અશક્ય છે એવા ડર કે અશ્રદ્ધાને લીધે મુદ્રકોએ બહુ માથાકૂટ કરીને મોનોટાઇપ અને લાઇનોટાઇપની ખાસ યોજનાઓ તથા અક્ષરોનાં રૂપો તૈયાર કર્યાં છે. છતાં નાગરીમાં બે મુખ્ય મુશ્કેલીઓ છે. પહેલી તો એ છે કે લખવા-છાપવામાં ત્રણ માળ કે મજલા કરવા પડે છે. તેથી અજજુ, વર્ડુ અને ए, ऐ, ओ, औની માત્રાઓ, અનુસ્વાર, ચંદ્રબિંદુ, કેવળ ચંદ્ર અથવા રેફ—આ બધા ઉપરને મેડે સ્વર્ગલોકમાં અક્ષરોના માથા પર ચડી જાય છે. ઉકાર, ઋકાર, પેટ્રોલનો રકાર (કાકપદ), લૃકાર વગેરે બધા અક્ષરોના પગ પાસે પોતાનો પાતાળલોક જમાવીને બેસી જાય છે. એવી રીતે કોકવાર જોડાક્ષરો પણ એવા કઢંગા બની જાય છે કે તેમને બે કે ત્રણ મંજિલોમાં સાથે જ બેસવું પડે છે. આ નો કાનો ('ા'), અવગ્રહ 'ऽ', બધા સ્વરો, વિસર્ગ અને વ્યંજનો સામાન્ય રીતે જે મધ્યલોકમાં બેસે છે, તે કક્ષામાં બધાં સ્વરચિહ્નોને લાવવાની ઘણી જરૂર છે. આટલો સામ્યવાદ આપણી લિપિની સમાજરચનામાં ઓછામાં ઓછો તો આણવો જ જોઈએ, અને તે કામ સાવ સહેલું છે.

નાગરી લિપિમાં બીજી મુશ્કેલી તેના જોડાક્ષરની છે. યુક્તાક્ષરોના ઘટક જોવામાં સુસ્પષ્ટ અને ઓળખી શકાય એવા હોવા જોઈએ. ત્યારે જ આપણે તેને બાલ-બોધ કહી શકીએ એમ છે. આજે કરોડો લોકોને લિપિ શીખવામાં એ એક મોટી મુશ્કેલી છે. જોડાક્ષરોમાં અક્ષરોનો ક્રમ કોક વાર ઉપરથી નીચે તો કોક વાર ડાબીથી જમણી બાજુ હોય છે. આ બે પદ્ધતિઓને બદલે એક જ પદ્ધતિ એટલે કે ડાબીથી જમણી બાજુ લખવાની સામાન્ય પદ્ધતિ કાયમ કરવી જોઈએ, જેથી કોઈને શંકા નહીં રહે અને મુદ્રણ સાવ સહેલું થાય.

કેટલાક જોડાક્ષરો પોતાના ઘટકોને પોતાની અંદર એવી રીતે ગૂંથી નાખે છે કે તેમનો પૂર્વાપર ક્રમ સમજાતો નથી એટલું જ નહીં પણ તેમાં કયા કયા અક્ષરો છે, તે ઓળખવું પણ કઠણ થાય છે. તેમાં સૌથી વધારે દ્રોહ 'र'એ કર્યો છે. જોડાક્ષરોમાં 'र' ચાર કે પાંચ જુદા જુદા આકાર ધારણ કરે છે: प्रेम, ह्रास, ह्री, कर्म, राष्ट्र, ह्रा વગેરે. હવે આ બધો દ્રોહ કાઢી નાખીને જોડાક્ષરોને કાયદાની દોરીથી બાંધવા જોઈએ.

ત્રણ માળાની વ્યવસ્થા કાઢી નાખવાથી અને જોડાક્ષરોની વ્યવસ્થા સ્વાભાવિક કરી દેવાથી નાગરી અક્ષરો પરની લીટી પ્રયોજનશૂન્ય થઈ જાય છે અને પછી બેડોળ પણ દેખાય છે.

લિપિસુધારાની બાબતમાં વિચાર કરનારા ઘણા ભાઈઓએ આના પક્ષમાં પોતાનો અભિપ્રાય આપ્યો છે. ઇ, ઈ, એ, ઐ, ઓ, ઔ ની માત્રાઓ તથા રેફ માથા ઉપર ધારણ કરવાને લીધે જ શિરોરેખાની જરૂર અને શોભા હતી. પરંતુ, એ બધાનો અક્ષરોના સામાન્ય લોકમાં અવતાર થયા પછી શિરોરેખા આંખોને બહુ જ બૂરી લાગે છે. તેના ચાલ્યા જવાથી આંખોને આરામ મળશે, અને એક જ બૉડી(ટાઇપ)માં આપણે આજના કરતાં મોટા અક્ષર સમાવી શકીશું. આવી

રીતે અત્યાર કરતાં બહુ નાના ટાઈપ પણ આપણે બનાવી શકીશું. એથી ચિત્રો અને નકશાપોથીમાં અક્ષર છાપવાની ખૂબ સગવડ થઈ જશે. કૈથી અને ગુજરાતીમાં શિરોરેખા કાઢી નાખવાનો પ્રયત્ન કંઈ વિચાર કરીને જ કરવામાં આવ્યો છે. જે પ્રાચીન બ્રાહ્મી લિપિમાંથી નાગરી લિપિ ઉત્પન્ન થઈ છે તેમાં તો શિરોરેખા હતી જ નહીં. જરૂર પડતાં શિરોરેખા આવી હતી. એટલે હવે, જરૂર ન રહેતાં શિરોરેખા જવી જોઈએ.

હવે સવાલ રહે છે તે અક્ષરોના પોતાના કાનાનો છે. નાગરીમાં એવું માનવામાં આવે છે કે કાનો દરેક વ્યંજનની સાથે જે સ્વયં અ રહેલો છે તેની નિશાની છે. યુક્તાક્ષરોમાં વ્યંજનને હલંત બનાવવાને માટે તેનો કાનો કાઢી નાખવામાં આવે છે. નાગરીમાં હરેક વ્યંજનની સાથે આવનારા અની અલગ સંજ્ઞા ન રાખવાથી એક રીતે તો ભારે સગવડ થઈ ગઈ છે. જેમ અંગ્રેજીમાં વારે વારે (a) લખવો પડે છે, તેમ આપણને નથી કરવું પડતું. પણ એ વ્યવસ્થાથી આપણે મુશ્કેલી પણ ઓછી નથી વહોરી લીધી. કાનો હઠાવવાથી અક્ષરનું રૂપ જો સ્વતંત્ર રહ્યું તો તે જોવાલાયક રહેતું નથી. જેમ કે, ૭, ૯, ૪, ૫, ૬, ૭, એ બધા એમ ને એમ કેટલા કદરૂપા દેખાય છે! એટલા માટે શબ્દને છેવાડે કે સ્વતંત્ર રૂપમાં એને હલંત રાખવા પડે છે, ત્યારે એને પહેલાં કાનો લગાડી, હલંત ચિહ્નથી એને પગ ખેંચી લેવાની ક્રિયા કરવી પડે છે (ૅ). આ બધો દ્રાવિડી પ્રાણાયામ છે.

આ કાનાની વ્યવસ્થા પણ સાર્વત્રિક નથી જ. આઠનવ અક્ષરો એવા છે, જેમાં કાનો છે જ નહીં. પણ એવા અક્ષરોના માથા ઉપર ચોટલી હોય છે. અમારી સમિતિના (પ્રેસ એક્સપર્ટ્સ) મુદ્રાકુશળોએ સૂચના કરી છે, કે આ ચોટલીને લીધે ટાઈપ વધારે શાહી પકડી રાખે છે, અને છાપવામાં ધાબાં આવે છે. એટલા માટે તેમણે એ ચોટલીને કાપી નાખવાની સલાહ આપી છે. (યાદ રાખવું કે તેઓ હિંદુ જ છે. અને સૂચના કરનારને પોતાને માથે ચોટલી રાખવામાં કંઈ વાંધો નથી.) પણ એની સાથે સાથે એકબે મહાશયોએ એમ પણ સૂચવ્યું છે, કે આ ચોટલી અથવા અર્ધ કાનાને વધારીને આપણે પૂર્ણ કાનો કરી દઈએ તો કાનાનો નિયમ સાર્વત્રિક થઈ જાય. આ સૂચના પણ વિચારવા જેવી છે.

કેટલાક મિત્રોએ કાના વગરના અક્ષરોને એક નવો કાનો લગાડી દેવાની યુક્તિ પણ બતાવી છે. પણ તેનાથી અક્ષર જટિલ બની જાય છે, અને સાથે સાથે તેનું રૂપ પણ કંઈક બગડી જાય છે. એટલા માટે ચોટલીને જ લાંબી કરી તેની પાઈ બનાવી દેવી એ જ કદાચ સારું પડશે. ક, અને ફનો કાનો એમના પેટમાં છે. એની પણ કોઈ યુક્તિ આપણે વિચારી કાઢવી પડશે. ઋનો કાનો પણ પેટમાં જ છે. પરંતુ, આપણે તો સ્વરની આખી વ્યવસ્થા જ નવા ઢંગે કરવી છે. અસ્તુ.

ક અને ફ ની સાથે એક કાનો વધારાનો લખવાની સૂચના મહારાષ્ટ્રમાં થઈ છે. વ ની પછી એક કાનો મૂકી બેઉ કાના જોડી દેવાથી જે અક્ષર क बनશે તે

ક થશે. (એને આડે પડખે લખવાથી કાનડી ꠸ બની જાય છે.) એમાં દોષ કેવળ એટલો જ છે, કે એની સાથે ा, ि, ेनी માત્રાઓ લખવાથી ત્રણ ત્રણ કાનાનું જંગલ ખડું થાય છે.

હ્રસ્વ ઇ ि ની અશાસ્ત્રીયતા તરફ લોકોનું ધ્યાન જેટલું જવું જોઈએ તેટલું ગયું નથી. પ્રાચીન લિપિમાં ए ની માત્રા અક્ષરને માથે નહોતી લખાતી, પણ વ્યંજનની પહેલાં જ એક કાનો મૂકી 'એ'નું ઉચ્ચારણ બતાવવામાં આવતું હતું. લખાણમાં કાનાને જોતાં જ નિર્ણય કરવો પડતો હતો, કે તે આગળના વ્યંજનને લગાડવામાં આવી છે કે પાછળનાને. જો એ કાનો આગલા વ્યંજન પછી લગાડવામાં આવે તો તેનો ઉચ્ચાર આ (ा) થતો હતો. અને પાછલા વ્યંજનની પહેલાં જો જોવામાં આવે તો તેને 'એ' ગણતા. આ માથાકૂટને દૂર કરવાને માટે જ માત્રાને અક્ષરના માથા ઉપર ચડાવવામાં આવી. બંગાળી અને તામિલ લિપિમાં આજે પણ 'એ'ની માત્રા અક્ષરની પહેલાં જ લગાડવામાં આવે છે. પણ તેનો આકાર કાના જેવો નથી. હવે જ્યારે આપણે માથા પરની માત્રાઓ વ્યંજન પછી લખીને ઉચ્ચારણનો અનુક્રમ લિપિમાં દાખલ કરી રહ્યા છીએ ત્યારે હ્રસ્વ ઇ ि ને પણ આપણે વ્યંજનની પછી જ લખવી જોઈએ. આ વાતમાં આપણે તામિલ લિપિ પાસેથી પાઠ શીખી શકીએ એમ છીએ. તે લોકોની હ્રસ્વ ઇ ि ની માત્રા આપણી દીર્ઘ ी માત્રાના જેવી છે. અને દીર્ઘ માત્રાને માટે તેમણે તે જ સ્વરની પાઈને નીચેથી મરડી નાખી છે. અર્થાત્ 'પી' આ રીતે લખે છે: પ).

કાનાને જાતજાતનાં કામ કરવાં પડે છે. અક્ષરની સાથે અકારના પ્રતિનિધિ થઈ તે વ્યંજનને પૂર્ણ બનાવે છે. અને અક્ષરની પછી આવી તે 'આ'-કારની સંજ્ઞા, બની જાય છે. ि, ी, ो, ौ, માં પણ તેને કંઈ ને કંઈ કામ કરવું પડે છે, અને વાક્યના અંતમાં તેનો અર્થ પૂર્ણવિરામ થાય છે. પરંતુ, હવે કાનાની ઉપર આટલો બધો બોજો રાખવો ઠીક નથી. ટાઈપરાઈટરમાં જ્યારે 'આ'ની સંજ્ઞા તરીકે કાનો આવે છે ત્યારે દૂબળોપાતળો હોવા છતાં પણ તેને એક ટાઈપ(એક એમ)ની જગા આપવી પડે છે. અને એટલા માટે આખું લખાણ બેડોળ બની જાય છે. ટાઈપરાઈટરમાં અક્ષર હઠાવવાની યુક્તિમાં સુધારો કરી પૂરો એક, અડધો, એક તૃતીયાંશ, એક ચતુર્થાંશ અક્ષર હઠાવવાની વ્યવસ્થા થઈ જશે ત્યારે આ મુશ્કેલી પણ મટી જશે. એક સૂચના એવી પણ છે, કે 'ा'ને માટે બધી જગાએ અવગ્રહની માત્રા 'ऽ' વાપરવી. ओ, औની માત્રાઓ જો ઉપર નહીં ચડાવવી હોય તો તેમને આપણે અનેક રીતે વ્યક્ત કરી શકીએ એમ છીએ; જેમ કે, ઓને માટે 'આ'ની સંજ્ઞા ा અને 'એ'ની સંજ્ઞા े બંનેને ભેળવવી શાસ્ત્રીય દૃષ્ટિએ બરાબર નથી; કારણ કે, 'ઓ' સ્વતંત્ર સ્વયંભૂ સ્વર છે. તે અવિભાજ્ય છે. એટલા માટે, તેને સારુ, સંજ્ઞા પણ અલગ જ હોવી જોઈએ. આ બાબતમાં એક સૂચના એવી આવી છે, કે ॐ માં જે અકાર उ અને ચન્દ્રબિંદુ છે તેને કેવળ છેવટની જે પૂછડી ~ છે તેને જ 'ઓ'ની આકૃતિ

બનાવવી જોઈએ. આ પણ સૂચના વિચાર કરવા લાયક તો છે જ. પણ ઉપરની ‘ઓ’ની માત્રા ˜ નીચે લાવવાથી આપણું કામ થઈ જાય છે. એટલે વધારે ફેરફાર કર્યા વગર પણ કામ ચાલશે.

‘ અં ’ અનુસ્વારને અક્ષરના માથા પર, અથવા શિરોરેખાની ઉપર લઈ જવાની બિલકુલ જરૂર નથી. કાનડીમાં અનુસ્વાર અક્ષરની પછી આવે છે, અને તેનો આકાર O જેવો મોંટો હોય છે. મૂળ તો અનુસ્વાર હલંત મ્ અથવા ન્ વગેરેનો પ્રતિનિધિ છે એટલે એને પૂરું સ્થાન આપવામાં કાંઈ હરકત નથી.

પ્રાંતીય ભાષાઓમાં વિસર્ગ બહુ ઓછો આવે છે. દુ:ખ વગેરે શબ્દોની વચમાં તો વિસર્ગ રાખવો જ નહીં જોઈએ; કારણ કે क्ख એ યુક્તાક્ષર મૂકવાથી એમાં વિસર્ગનું કામ સરી રહે છે. પરંતુ, સંસ્કૃતને માટે તો વિસર્ગ જોઈએ જ.

જો સ્વરોની વ્યવસ્થા સારી રીતે કરવી હોય તો હ્રસ્વ અ અને દીર્ઘ અ તથા હ્રસ્વ આ અને દીર્ઘ આ, હ્રસ્વ એ અને દીર્ઘ એ તેમ જ હ્રસ્વ ઓ અને દીર્ઘ ઓનો ભેદ બતાવવો જ પડશે.

સંયુક્ત સ્વરોનો વિચાર અત્યાર સુધી જોઈએ તેટલો થયો જ નથી. પાણિનિએ સંધિનો વિચાર આપ્યો છે; અ અને ઇ મળીને ‘એ’ થાય છે અને અ અને એ મળીને ઐ થાય છે વગેરે. પરંતુ, આ તો બધી સંધિની વ્યવસ્થા થઈ. સંધિનું શાસ્ત્ર જુદું છે, અને ઉચ્ચારણ-પૃથક્કરણ જુદાં છે. ‘ઐ’નું ઉચ્ચારણ અ અને ઈના ધ્વનિ ભળી જવાથી થાય છે. એ જ રીતે ઔનું ઉચ્ચારણ અ ને ઉ ના ધ્વનિ ભળવાથી જ થાય છે. તેથી એ બંને સંયુક્ત સ્વરો છે. જો સ્વરનો આ ક્રમ ઉલટાવી નાખવામાં આવે એટલે કે, ઇ+અ અને ઉ+અ કરી નાખવામાં આવે તો એથી આપણા બે અંતસ્થ અક્ષારો બની જાય છે; અર્થાત્ ઇ+અ સાથે બોલવાથી ‘ય’ અને ઉ+અ બોલવાથી ‘વ’ બની જાય છે. અંગ્રેજીના W થી જે ‘વ’ વ્યક્ત થાય છે તે આ ‘વ’ છે, અને એ ‘ય’ અને ‘વ’ બીજા સ્વરો સાથે જોડાઈને બારાખડી બનાવી શકે છે એટલા માટે એમને વ્યંજન પણ ગણવામાં આવ્યા છે. ઋ અને લૃમાંથી એ જ રીતે ર અને લ બને છે. જો આપણે પોતાની લિપિ પૂર્ણપણે શાસ્ત્રીય બનાવવા બેસત, તો એમની માત્રાઓ પણ બદલવી પડત. પણ આજે એટલી તકલીફ ઉઠાવવાની આપણી તૈયારી નથી.

લિપિની દૃષ્ટિથી આજે આપણે ઓછામાં ઓછો એક ભેદ તો સ્પષ્ટ કરવો જ જોઈએ. સંસ્કૃતનો ए, औ તથા હિંદીના ए, औ જુદા બતાવવા જોઈએ. હ્રસ્વ માત્રા ‘ ̆ ’ ના રૂપમાં તથા દીર્ઘ માત્રા ‘ ˜ ’ ના રૂપમાં બતાવવી ઠીક પડશે. સંસ્કૃત ए ને માટે ˜ ની માત્રાઓ હોય અને હિંદીને માટે ̆ ના રૂપમાં લખવું. ‘ઓ’ ને માટે પણ એ જ યુક્તિ કામ આવશે. ‘અ’નો મહાપ્રાણ ह છે, પણ ‘અ’નો ઉચ્ચાર આપણે સતત — લાંબો વખત સુધી કરી શકીએ છીએ, પણ ‘હ’ ક્ષણજીવી છે. અને તેની બારાખડી પણ બને છે. છતાં, વ્યંજનની સાથે તેનું સાદૃશ્ય

જોઈ તેને વ્યંજનમાં ગણવામાં આવે છે. હનું સ્વરૂપ બદલવાથી બહુ જ સગવડ થઈ જશે.

'હ'ના યુક્તાક્ષર ણ, ન, મ, આદિ નાસિક્યોની સાથે અને ય, વ, ર, લ એ અંતસ્થોની સાથે જ બને છે, એ જ બતાવે છે કે, હનું સ્વરૂપ એક વિશેષ પ્રકારનું છે.

જોઈએ તો આપણે બધા અક્ષર કાનાવાળા બનાવી દઈએ; અથવા તો કોઈને પણ કાનો રહેવા ન દઈએ. જ્યારે આપણે યુક્તાક્ષરના અવયવ અલગ અલગ લખવા છે અને માત્રાઓ પણ ઉપરનીચે નથી લગાડવી, ત્યારે તો અક્ષરોને માટે કાનાની જરૂર જ રહેતી નથી. ઓછામાં ઓછું આજે આપણે એટલું કરી શકીએ કે અક્ષરોને મોટા કરીને કાનાને બને એટલો નાનો બનાવી દઈએ.

કાનાને નાનો બનાવવાના અને ચોટલીને લાંબી બનાવવાના નિયમથી આપણે ઘણા ઘણા સુધારા કરી શકશું.

'ज्ञ' એક એવો યુક્તાક્ષર છે કે જેનો ઉચ્ચાર હજુ સુધી સર્વમાન્ય થયો નથી. એનો મૂળ ઉચ્ચાર જ્ઞ છે, પણ જેમનો ઉચ્ચાર વૈદિક પરંપરાપ્રાપ્ત થયેલો સનાય છે તે તુંગભદ્રાદિ નદીઓના તટવાસી બ્રાહ્મણો તથા મહારાષ્ટ્રી લોકો એને 'द् न् य' જેવો ઉચ્ચારે છે. ઉત્તરમાં કોઈ કોઈ ઠેકાણે એનો ઉચ્ચાર ગ્યે કરવામાં આવે છે, અને કોઈ કોઈ જગાએ એ ग्य નો સાનુનાસિક ग्यं પણ બનાવવામાં આવે છે. એ રીતે ગુરુકુળનું શિક્ષણ પામેલા લોકો જ્ઞ નો ઉચ્ચાર જ્યઁ કરે છે. બંગાળી લોકો 'આજ્ઞા'નો ઉચ્ચાર 'આગ્ગે' કરે છે. આવી સ્થિતિમાં જો દરેક પ્રાંત જ્ઞનાં જુદાં જુદાં ઉચ્ચારણ પ્રમાણે પોતાની જોડણી કરે તો ભારે અનવસ્થા ઊભી થશે. એટલા માટે, જ્ઞ નો આકાર જેવો છે તેવો જ રાખવો જોઈએ.

ર ના સવાલનો જ્યાં સુધી આપણે નિકાલ નથી આણ્યો ત્યાં સુધી આપણને શાંતિ મળવાની નથી. આજના 'ર'માં એટલી અરાજકતા છે કે એને લીધે આપણે આપણા બધા જ યુક્તાક્ષરો બદલવા પડે છે. એટલા માટે, જૂનો કાનાવાળો र (=) લેવો આપણે માટે ઠીક પડશે. એને રાખવાથી પ્ર, સ્ર, ત્ર, મ્ર, વગેરે અક્ષરો આપણે જેવા ને તેવા રાખી શકત.

વૈયાકરણોએ જોયું છે કે આર્યભાષાઓ અથવા દુનિયાની બધી ભાષાઓમાં એક અક્ષરની જગાએ બીજો અક્ષર આવે જ છે. દક્ષિણમાં 'હ'નો 'પ' થઈ જાય છે. જેમ કે, હાલુ = પાલુ (દૂધ); પાપડ = હપ્પળ. એ સૌ લ નો ન પણ થાય છે; જેમ કે, લખનઊનું નખલઊ. મ નો વ પણ થાય છે; જેમ કે, ગામનું ગાંવ, નામનું નાંવ, વગેરે. 'ડ'નો 'લ'; જેમ કે ગુડ = ગુલ. ઈડેનું ઈલે. વ નો બ, જેમ કે વામનનું બામન વગેરે.

વ અને બ નું સાધર્મ્ય જોઈને બંનેનું સ્વરૂપ સરખું કર્યું હોય એમ લાગે છે. લ ન નો આદેશ આકૃતિમાં કંઈક નજીક જેવો લાગે છે. બાકીના બધા

આદેશ અથવા આગમ એવી રીતે વ્યક્ત થાય તો કેવું સારું! ષ, ખ ને તો આપણે નજીક લાવી જ રહ્યા છીએ. મરાઠી લ અને વૈદિક ળ પણ બહુ નજીક છે. વૈદિક ળ ઉપરથી જ ગુજરાતી ળ બની ગયો છે. ભારે હિંમત કરીને એ લોકોએ લ ની ચોટલી ઉડાવી દીધી અને તેને પાઈ લગાવી દીધી છે. પણ, એનું રૂપ મુંબઈગરા ણના જેવું થઈ ગયું છે. જો તેનો કાનો સીધો ન રાખીએ તો એ ભેદ પણ સ્પષ્ટ થઈ જાય.

શાસ્ત્રીય લિપિનો એક સિદ્ધાંત આપણે એ રાખ્યો છે કે જ્યાં ઉચ્ચારણસામ્ય હોય, ત્યાં કંઈ ને કંઈ આકૃતિસામ્ય પણ રાખવું જ જોઈએ. એ રીતે, સમાન ભેદ બતાવવા માટે સમાન ચિહ્ન પણ રાખવું જોઈએ. શ્રી રાજગોપાલાચાર્યજી બરાબર આથી ઊલટો જ સિદ્ધાંત પ્રતિપાદિત કરે છે. તેઓ કહે છે, કે જ્યાં બે ઉચ્ચારણ લગભગ સરખાં હોય ત્યાં આકૃતિ બિલકુલ જુદી રાખવાથી સંદેહને માટે અવકાશ જ રહેતો નથી. क, ख, અને च, छ માં આકૃતિસામ્ય જરા પણ નથી. व, ब નો ગોટાળો થઈ શકે છે; च, छનો લગારે નહીં. ड અને इ આકૃતિમાં સરખા નજીક છે, પણ ઉચ્ચારણમાં ગાઉ ગાઉ દૂર છે.

આ રીતે આજે જે સ્થિતિ વર્તમાન છે, તેની ખૂબીઓ જોવાની દૃષ્ટિએ એ વાત પણ સાચી છે. પણ સમાન ભેદને માટે સમાન ચિહ્નના નિયમથી જ બારાખડી બનાવવામાં આવી છે. આપણા પાંચ વર્ગીય સ્પર્શ વ્યંજનોને માટે તો ઓછામાં ઓછી આ સગવડ જરૂરની હતી. જો કંઠાદિ સ્થાન પણ આકૃતિથી વ્યક્ત થઈ શકત, તો વધારે સારું થાત. સંયુક્ત સ્વર અને અંતસ્થની ધ્વનિવ્યવસ્થા પણ જો આકૃતિથી વ્યક્ત થઈ શકે એમ હોત, તો તે ઇષ્ટ જ હતું. જો નાસિક્ય અક્ષરોમાં સ્થાનભેદ યાને વર્ગભેદ બતાવવાનું વૈકલ્પિક કરવું હોય તોપણ તેમાં આકૃતિ-સામ્યની તો જરૂર છે જ. સ્વર અને વ્યંજન જો આકૃતિ જોતાં જ અલગ-અલગ પારખી શકાતા હોત તો વળી વધારે સારું. પણ ઐતિહાસિક વારસાને આપણે પૂરેપૂરો શી રીતે છોડી શકીએ!

## 'અ'ની બારાખડી*

આપનો કાગળ મળ્યાને ઘણા દિવસ થયા. પણ પ્રયાગથી કન્યાકુમારી અને રામેશ્વરથી શિકારપુર એમ લાગલાગટ પ્રવાસમાં રોકાયાથી આપના કાગળનો જવાબ વખતસર વાળી શક્યો નહીં તે માટે દિલગીર.

*

તમારા કાગળમાં 'અ'ની બારાખડી વિશે તમે ઉઠાવેલા આક્ષેપોનો વિચાર

* એક મરાઠી વિદ્વાન અને સંસ્કૃતના પ્રોફેસર શ્રી બનહટ્ટીના કાગળનો આપેલો ઉત્તર, જૂન ૧૯૩૭.

કરીએ. મરાઠી વ્યાકરણ, ભાષાશુદ્ધિ, લેખનશુદ્ધિ ઇત્યાદિ વિશે તમે જે વિદ્વત્તાભર્યા લેખો લખેલા છે તે હજી મેં જોયા નથી. આ વાત ગમે તેટલી શરમાવે તેવી હોય તોયે કબૂલ કર્યે જ છૂટકો. બીજાઓએ પણ આ વિષયમાં જે લખ્યું છે તે પણ હજી તો મારે જોવાનું બાકી જ છે. એ બાબતમાં મેં જે સ્વતંત્રપણે વિચાર કર્યો છે તે જ અહીં રજૂ કરું છું.

ભાષાની બાબતમાં વિચાર કરતી વખતે વ્યાકરણશાસ્ત્ર, ધ્વનિશાસ્ત્ર, વ્યુત્પત્તિ, પરંપરા તેમ જ રૂઢિ એ બધાનો વિચાર થવો જ જોઈએ. બધાનો સંગ્રહ કરીને જ આગળ વધવું જોઈએ એમ મારું માનવું છે. પણ પરંપરા એ શબ્દમાં જ આગળ જવાની વૃત્તિ, આગળ વધનારો પ્રવાહ વ્યક્ત થાય છે. પરંપરા એવી હોય કે તેણે તળાવની બધી બાજુએ ફરતી પાળની જેમ ન બનતાં જીવનપ્રવાહનું વહેણ જોશભેર આગળ વધારનાર નદીના બે કૂલ કે કાંઠા જેવું બનવું જોઈએ એમ હું માનું છું. સુધારણા કૂલવતી હોવી જોઈએ. પરંપરા પરિવર્તનશીલ હોવી જોઈએ એ સિદ્ધાંત પ્રયોગશરણ વૈયાકરણોને ગળે ઉતારવાપણું ન જ હોય.

" 'અ'ની બારાખડી" એ શબ્દપ્રયોગ અશાસ્ત્રીય છે. પણ સ્વરોને અમે જે નવાં રૂપો આપ્યાં છે તે પરંપરાને અનુસરીને જ છે એટલું મારે સિદ્ધ કરવાનું છે.

સ્વર લખવાની બાબતમાં જે કેટલાક ફેરફાર અમે દાખલ કરવા માગીએ છીએ તેનું ટૂંકમાં દિગ્દર્શન કરાવી શકાય તેટલા માટે 'અ'ની બારાખડી કરવી એ શબ્દયોજના બહુ અનુકૂળ આવે છે. પણ શાસ્ત્રીય વિવેચન કરતી વખતે પ્રથમથી જ કહી દેવું જોઈએ કે "'અ'ની બારાખડી" એ શબ્દયોજના ભૂલભરેલી છે. બારાખડી તો વ્યંજનની હોય; 'અ' જેવા સ્વરની વળી બારાખડી કેવી? હવે થોડુંક આવશ્યક વિષયાંતર કરીને આપણા કામપૂરતો સ્વરવિચાર કરીશું.

ખરું જોતાં અનુસ્વાર અને વિસર્ગ એ કંઈ સ્વર નથી, ઋ, ૡ વિશે પણ થોડોક ગોટાળો છે જ. આપણે 'આ' ને 'અ' નો દીર્ઘ સ્વર માનીએ છીએ એ પણ ધ્વનિશાસ્ત્રની દૃષ્ટિએ ભૂલ છે. વ્યાકરણશાસ્ત્રીઓએ પોતાની પ્રક્રિયાની સગવડ ખાતર અ નો દીર્ઘ આ સમજવો એમ કહી દીધું એટલું જ. મારું એવું માનવું છે કે આપણી ભાષામાં શુદ્ધ અમિશ્ર સ્વર અ, આ, ઇ, ઉ, એ અને ઓ આટલા જ છે. આ સ્વરોમાંનો એકે સ્વર સંયુક્ત નથી; બધા સ્વયંભૂ છે. આ છયે સ્વરના હ્રસ્વ અને દીર્ઘ એવા ભેદ થાય છે. સંસ્કૃતમાં ભલે દીર્ઘ 'અ" હ્રસ્વ 'આ,' હ્રસ્વ 'એ' કે 'ઓ' એવા ધ્વનિ ન હોય પણ મરાઠીમાં (અને ગુજરાતીમાં પણ) તે છે એમાં શંકા નથી. તે તેવી રીતે લખવાનો રિવાજ નથી તેથી શું? દ્રાવિડી ભાષાઓમાં એ અને ઓ ના હ્રસ્વ અને દીર્ઘ એવાં બંને રૂપો લખીને વ્યક્ત કરી શકાય છે.

વ્યાકરણના સંધિનિયમ જાણનાર લોકોને એમ લાગતું હોય છે કે અ અને ઈ મળીને એ થાય છે એટલે તે સંયુક્ત સ્વર છે. પણ તે ભૂલ છે. વ્યાકરણના સંધિનિયમનો અર્થ એટલો જ કે અ પછી ઈ આવે તો તે બંનેને કાઢી નાખી

તેમને ઠેકાણે 'એ' સ્વર વાપરવો, એ ભાષાનો સ્વભાવ છે. ધ્વનિશાસ્ત્ર મુજબ આ 'એ' સંયુક્ત સ્વર નથી પણ સ્વયંભૂ સ્વર છે. ધ્વનિશાસ્ત્ર તો એમ કહેશે કે 'અ' પછી ઈ નો ઉચ્ચાર આવતાં તે બંનેને એકત્ર કરી ઉચ્ચારવા જતાં 'ઐ' એ સંયુક્ત સ્વર થશે. અ અને ઈ નો ઝડપથી ઉચ્ચાર કરવાથી આ વસ્તુ સ્પષ્ટ થશે. તેવી જ રીતે ધ્વનિશાસ્ત્ર પ્રમાણે અ પછી ઉ ઉચ્ચાર ઝડપથી કરીએ તો 'ઔ' નો ઉચ્ચાર કાને પડે છે.

હ, ય, વ, ર, લ, એ અંતઃસ્થ ધ્વનિઓ પણ એક રીતે જોતાં સંયુક્ત સ્વરો જ છે. ઈ + અ = ય; ઉ + અ = વ; ઋ + અ = ર; લૃ + અ = લ. 'હ' તો 'અ'નો મહાપ્રાણ છે. પણ ય, વ, ર, લ, અને હ ની બારાખડી થઈ શકે છે તેથી તેમને વ્યંજનમાં ગણ્યા છે.

[અંગ્રેજી we (વ્ુ) માંના 'વ'નો ઉચ્ચાર દન્ત્યોષ્ઠય નથી, કેવળ ઓષ્ઠય છે. અને આ વ ઉચ્ચારને આપણે પાછળથી દન્ત્યોષ્ઠય બનાવી દીધો હશે.]

હવે આપણે સ્વરોની લિપિનો વિચાર કરીએ. એ અને ઓ માંથી ઓ નું રૂપ અગાઉ 'ॐ' એવું હતું. પણ તે કોરે મૂકીને આપણે તેને ઠેકાણે જ્યારે 'ઓ' ચાલુ કર્યું તે જ દિવસે પહેલો ગુનો થયો એમ ભલે કહો. જેમણે મોડી લિપિ ચાલુ કરી તેમણે એ ઐ ની બાબતમાં પણ તેવો જ ગુનો કર્યો. કારણ મોડીમાં એ ઐ જ લખાય છે.

ગુજરાતીમાં પણ આ જ રૂપો આજે ચાલુ છે. એટલે આ, એ, ઐ, ઓ, ઔ, અં, અઃ આ સાતની બાબતમાં જે કંઈ થયું છે તે જ ઈ અને ઉ ની બાબતમાં પણ દાખલ કરવાનો અમારો પ્રયત્ન છે. એને અમે બારાખડી નથી કહેતા.

આજે નાગરી બાળબોધ લિપિ શીખનારને સ્વરોનાં બબ્બે ચિહ્નો શીખવાં પડે છે. इ સ્વતંત્ર હોય ત્યારે 'इ' એમ લખીએ છીએ અને વ્યંજન સાથે ભળેલો હોય ત્યારે એનું 'ि' આમ ચિહ્ન વાપરીએ છીએ. એ નું પણ એમ જ કરીએ છીએ – વ્યંજન સાથે ભળે ત્યારે માત્રા કરીએ છીએ. આમ બબ્બે રૂપો શીખવાની શા માટે જરૂર હોવી જોઈએ? વિઘ્નહર્તા ગણેશજીએ લિપિ શરૂ કર્યાને હજારો વર્ષ થઈ ગયાં છતાં આપણે ત્યાં સાક્ષરતાનું પ્રમાણ સાત ટકાથી વધુ નથી એ ખરેખર શરમાવે એવી વસ્તુ છે. અને સૂત્રમાં એક માત્રા ઘટાડી શકાય તો પુત્રોત્સવનો આનંદ માનનારા આપણા લોકો લિપિની શાસ્ત્રીયતા જરા પણ નષ્ટ કર્યા વિના જો લિપિસંજ્ઞાઓ ઘટાડવામાં આવે તો તેમાં પુત્રોત્સવ નહીં પણ રાષ્ટ્રોદ્ધારનો આનંદ શા સારુ ન માને?

સાચું જોતાં સ્વરોની લિપિ નીચે મુજબ છે: ा (अ) ाा (आ) ाि (इ) ाी (ई) ाु (उ) ाू (ऊ) ाृ (ऋ) ाे (ए) ाै (ऐ) ाो (ओ) ाौ (औ).

અને આટલી એક જ સંજ્ઞા શીખીએ તો બસ થવી જોઈએ. કાનાવાળા વ્યંજનમાંનો કાનો એ 'अ'નો દ્યોતક છે. દરેક હલંત વ્યંજનને આ સંજ્ઞા લગાડવાથી બારાખડી તૈયાર થાય છે. જ્યારે આ સ્વરો વ્યંજન સિવાય સ્વયંભપણે

આવે છે ત્યારે વ્યંજનનો અભાવ દર્શાવવા માટે આ સંજ્ઞાની પાછળ કોઈ એક ચિહ્નની જરૂર રહે છે, તે ચિહ્ન આપણે 'अ' આમ નક્કી કરેલું છે. આ ચિહ્ન બધે રૂઢ પદ્ધતિ મુજબ મૂકીએ એટલે બધા ચાલુ સ્વરો આપણને મળી રહે છે અને તેને જ સગવડ ખાતર 'અ'ની બારાખડી નામ આપવામાં આવ્યું છે. अ आ अि अी अु अू ऋ-ॠ अे अै ओ औ अं अः

આ રૂપો વ્યંજનની બારાખડી જેવાં દેખાય છે તેથી જો લોકો તેને 'अ' ની બારાખડી કહે તો તેમાં કશો વાંધો ન હોઈ શકે. દીર્ઘ અૂકારને (ાૂને) પૂંછડી કહેવાથી તે ધારણ કરનારા વ્યંજનો કંઈ પશુ બની જતા નથી. બૂટ પહેરવા માટેના પીતળના કે હાડકાના shoehornને આપણાં બાળકો ક્યારેક બૂટનો ચમચો કહે છે, તેનો શો ઈલાજ? 'ओ' એ સ્વર 'ॐ' એમ ન લખતાં 'ओ'ની જેમ લખવામાં આવે તો તે अ ની વિકૃતિ થઈને બનેલો છે એમ સિદ્ધ થતું નથી કે કોઈ માનતું નથી. તે જ પ્રમાણે હ્રસ્વ 'इ'નું સ્વરૂપ બદલીને अि એમ લખવાથી તે સ્વરના સ્વયંભૂપણાને બાધ આવે નહીં. "'ओ'ની જેમ 'अि' પણ સ્વયંભૂ સ્વર જ છે." એટલું વ્યાકરણ વિદ્યાર્થીઓને સમજાવવું કંઈ મુશ્કેલ નથી.

સ્વરચિહ્નોમાં આ જે ફેરફારો અમે કરીએ છીએ તે કેવળ છાપખાનાની સગવડ માટે નથી. છાપખાનાનાં બીબાં ગોઠવનારની સગવડ સાધી શકાય તો તે જરૂર સાધવા જેવી છે. પુસ્તકપ્રકાશન જેટલું સોંઘું કરી શકાય તેટલું તે કરવું જ જોઈએ. પણ હજાર બે હજાર બીબાનવીસોની સગવડ માટે અથવા તો છપામણીના બેચાર આના બચાવવાના હેતુથી આ રૂઢ લિપિમાં ફેરફાર કરવાનું અમે સૂચવત નહીં પણ આપણા દેશમાંના કરોડો નિરક્ષર લોકોની સગવડ માટે જે કંઈ ઉપાય કરી શકાય અને તેમને અક્ષરજ્ઞાન આપવાની પદ્ધતિમાં જેટલી સરળતા અને સુલભતા આણી શકાય તેટલી આપણે આણવી જ જોઈએ. નિરક્ષર અને લગભગ મૂક જેવી જનતાની સગવડ તરફ દુર્લક્ષ કરવું એ રાષ્ટ્રદ્રોહનું પાપ કર્યા બરાબર છે.

દુઃખની વાત એ છે કે સુધારા કરવા ન કરવાનું જેમના હાથમાં છે તેઓ તો લિપિ શીખીને તૈયાર થઈ ગયેલા છે. લિપિ શીખવાનો બધો ત્રાસ તેઓ સહન કરી ચૂક્યા છે. હવે એ બધી અગવડની તેમને કલ્પના જ રહી નથી અને જેમના હિત માટે અમે આ ફેરફારો સૂચવીએ છીએ તેમને બિચારાને મત જ નથી. તેઓ સંગઠિતપણે આ બાબતમાં શી રીતે આગ્રહી બની શકે? એટલે સાક્ષર લોકોને જ મનાવીને તેમના હૈયામાં લાગણી પેદા કરવી જોઈએ. પછાત કોમોને 'સાક્ષર' કરવાનો અનુભવ મેળવીને તેમને શી શી મુશ્કેલીઓ નડે છે તે ધ્યાનમાં લઈને જ આ ફેરફારો સૂચવેલા છે. "'અ'ની બારાખડી" એવી અશાસ્ત્રીય શબ્દયોજના સગવડ પૂરતી સ્વીકારીને એમ કહી શકાય કે ઓ ઔ અં અઃ એ અક્ષરોએ પ્રથમ બારાખડીનો કાયદો સ્વીકાર્યો; પછી મોડીએ (મરાઠી લેખનની એક લિપિએ) અને ગુજરાતીએ (તેમ જ કૈથીએ) એ ઐની બાબતમાં બારાખડીના કાયદાને નમતું આપ્યું. હવે આ જ પરંપરા ઓળખીને બાકીના સ્વરોની બાબતમાં પણ એકરૂપતા

આણવાનો અમારો પ્રયત્ન છે. એમાં વ્યાકરણશાસ્ત્ર કે ધ્વનિશાસ્ત્રને આઘાત લાગે એવું કશું નથી. માત્ર સ્વર વ્યક્ત કરનારી બેવડી સંજ્ઞાઓ કાઢી નાખી એક જ નિયમને નિરપવાદપણે અનુસરે એવી એકધારી અને તે પણ પરંપરાપૂત એવી સંજ્ઞાઓ ચાલુ કરવા માગીએ છીએ. ઉપરનું વિવેચન સાધારણપણે સ્થૂળ જ ગણાય. આપણી સંસ્કૃત વર્ણમાળા જેટલી શાસ્ત્રશુદ્ધ છે તેટલી નાગરી લિપિમાળા શાસ્ત્રીય છે એમ કહી શકાય નહીં. પણ આજે જેટલા લિપિના પ્રકારો આપણી આગળ છે તેમાં સૌથી શ્રેષ્ઠ તો એ જ છે. એના ઉપર જ કેટલાક સંસ્કારો કરી એને લોકસુલભ બનાવવી એટલો જ અમારો પ્રયત્ન છે. આજની પેઢીને સહેજે માન્ય થાય એવા જ ફેરફારો અમે સૂચવ્યા છે.

ઝીણવટથી તપાસતાં ઉપલા વિવેચનમાં નાનામોટા દોષો જરૂર બતાવી શકાશે અને તેનું કદાચ બીજાઓ કરતાં મને જ વધારે ભાન હશે. પણ સ્થૂળ દૃષ્ટિથી જોતાં આટલા વિવેચનથી સંતોષ થશે એવી ગણતરી છે.

# ૧. સાહિત્યકારની શોધ*

પરિષદે એક વરસે સંમેલન અને એક વરસે જ્ઞાનસત્ર એવી ગોઠવણ કરી છે એ બધી રીતે સારું છે. સંમેલન વખતે કોઈ પણ પીઢ સાહિત્યસેવીનું અધ્યક્ષ તરીકે સ્વાગત અને બહુમાન કરીએ છીએ અને ભાષણો અને ઠરાવો દ્વારા સર્વસામાન્ય જનતાને કેળવીએ છીએ. આ પરંપરા અને પરિપાટી દુનિયામાં બધે જ ચાલે છે.

જ્ઞાનસત્રનું પ્રયોજન નોખું છે. એમાં સામાન્ય પ્રજા રસ લેવા હાજર રહી શકે છે એ ખરું, પણ મુખ્ય ઉદ્દેશ તો સાક્ષરો એકબીજાનો પરિચય કેળવે અને અગત્યના વિષયોની ઊંડી ચર્ચા કરે એ હોય છે.

એ પણ સારું છે કે આવાં જ્ઞાનસત્રો મુંબઈ, અમદાવાદ, સુરત કે રાજકોટ જેવાં મોટાં શહેરોમાં ન ગોઠવાતાં ઓછી વસ્તીવાળા અને રેલવેના ધોરી રસ્તાથી કોઈક દૂરના સ્થળે યોજવામાં આવે છે. રેલવે, પોસ્ટ અને તારખાતું જ્યાંત્યાં ફેલાયાં છે તેથી દુનિયામાં શું ચાલે છે અને શું વિચારાય છે એની જાણ દેશને ખૂણેખાંચરે પહોંચી જાય છે એ ખરું છે. છતાં સાહિત્યસેવીઓને એ ખૂણાખાંચરાની જાણ તો આવા પ્રસંગો ગોઠવવાથી જ થઈ શકે છે, અને હવે પછીનો જમાનો ખૂણેખાંચરે પહોંચેલી જનતાનો હોઈ એ જનતા કેમ જીવે છે, એના પોતાના સવાલો શા છે એની જાણ સાહિત્યસેવકોને અને દેશના હિતચિંતકોને થાય એ જરૂરી છે. ખાસ કરીને પોતાનું જીવનચિંતન અને કલ્પનાતરંગ કેટલે દરજ્જે વાસ્તવિક છે અને લોકોના 'લેવલ' સુધી પહોંચી શકે છે કે નહીં એ જોવાની અને અજમાવવાની તક પણ વિશ્વચિંતકોને મળવી જોઈએ.

અમુક વક્તા શું બોલ્યા એમ એક ગામડિયા ભાઈને પૂછતાં એણે સ્વાભાવિક નમ્રતા અને આદર સાથે કહ્યું: "એ એટલા બધા વિદ્વાન હતા કે એમના વ્યાખ્યાનનો એક અક્ષર પણ અમે સમજી શકયા નહીં. એમના ભાષણમાં જનતા, સામાન્ય માણસ, જુસ્સો, ક્રાંતિ, મૂલ્યપરિવર્તન વગેરે શબ્દો ફરી ફરી આવતા હતા. એટલે એ શબ્દો અગત્યના હશે એમ માનું છું. એનો અર્થ કોઈને પૂછી લઈશ." એવો જવાબ મળ્યો. એ જવાબથી આપણે ઘણું શીખવા જેવું છે. એથી વધારે કશું કહું નહીં.

સાક્ષરોએ અને સાહિત્યસેવકોએ દર વરસે એકાદ મહિનો દેશમાં નવે નવે ઠેકાણે જો પદયાત્રા ચલાવી હોય તો જરૂર લોકોમાં મૂલ્યપરિવર્તન જલદી થઈ

* વાડાસિનોરમાં યોજાયેલા જ્ઞાનસત્રમાં તા. ૨૫–૧૦–૬૪ના રોજની પ્રથમ બેઠકમાં વંચાયેલું.

શકશે, અને આપણા સ્વપ્નિલ વિચારોમાં જરૂર નક્કરતા આવશે. પદયાત્રા એ શ્રી વિનોબાનો અને એમના સર્વોદયી અનુયાયીઓનો ઠેકો કે ઇજારો ન થવો જોઈએ. ભૂમિદાન અને ગ્રામદાન જેટલાં જરૂરી છે એટલાં જ જ્ઞાનદાન, હૃદયદાન પણ જરૂરનાં છે. જ્ઞાનસત્ર સાથે જ્ઞાનપદયાત્રા અને વ્યાખ્યાનોની પરબ ગોઠવી શકાય.

આપણો વિષય કાલોચિત છે, અને પૂરતો નમ્ર પણ છે. 'સાહિત્યકાર શું શોધે છે?' આપણે એ જ વિષય બીજી રીતે પણ મૂકી શકત. સાહિત્યકાર પ્રજાને શું આપવા માગે છે, ક્યાં લઈ જવા માગે છે, સાહિત્યકારનું જીવનદર્શન શું છે, એને જીવનનો આનંદ અને જીવનનું સમાધાન શામાં મળે છે, સાહિત્યકાર પોતાની આસપાસની દુનિયાને કેવું રૂપ આપવા માગે છે, એવા સવાલોની પણ ચર્ચા કરાય.

અને એવી જવાબદારી માથે ન લેવી હોય તો એવો સવાલ પણ ચર્ચા માટે લેવાય કે સાહિત્યકાર પોતાના સાહિત્ય મારફતે જે સામગ્રી વાચકો આગળ પીરસે છે એ લોકજીવનને કેટલી પોષક છે, રોચક છે, ઉદ્‌બોધક છે અથવા શક્તિપ્રદ છે.

ખરું જોતાં આપણે સાહિત્યનું સાધન વાપરી જીવનની ઉપાસના અને સેવા કરવા મથનાર લોકોની જમાત છીએ. આપણે ભલે શબ્દકુશળ હોઈએ, સાહિત્ય-કળાના સ્વામી હોઈએ, આપણા હૃદયની ભાવના લોકોમાં જાગ્રત અને સંક્રાંત કરવા-ની અદ્‌ભુત શક્તિ ધરાવતા હોઈએ. પણ એ બધી કરામત આપણું સાધન છે, આપણાં ઓજારો છે; આપણે ચિંતન કરીએ છીએ જીવનનું જ. આપણે સેવા કરીએ છીએ જીવનની જ. પછી એનો ઉદ્દેશ કેવળ રંજન હો, આનંદપ્રાપ્તિ હો કે ઉન્નતિ, ક્રાંતિ અને નવસર્જન હો. આપણે જીવનવિમુખ હોઈ જ શકતા નથી.

આપણે બધા સાહિત્યના સર્જક છીએ, સાહિત્યકળાના સ્વામી, ઉપાસક અથવા કેવળ પ્રેમી છીએ. પણ એટલા સર્વસામાન્ય સ્વરૂપને કારણે એકત્ર આવવાનો આપણને અધિકાર છે કે કેમ? એવો વિચાર અનેક વાર મારા મનમાં આવ્યો છે. સમાજને નીરોગી કરવા મથનાર ઍલોપેથ, હોમિયોપેથ, નેચરોપેથ, આયુર્વેદના વૈદો અને યુનાની હકીમો – એ બધાએ એકત્ર આવીને કોઈ કૉંગ્રેસ કે કૉન્ફરન્સ કર્યાનું આપણે જાણ્યું નથી, અને રોગીઓને રોગમુક્ત કરવાનો દાવો કરનાર બધા જ ભેગા થવાના હોય ત્યાં માંત્રિકો, ભૂવાઓ અને ફલજ્યોતિષના નિષ્ણાત જોશીઓ પણ કેમ ન આવે? અને નવા સાયકીઍટ્રીસ્ટ લોકોને તો આદરપૂર્વક બોલાવવા જ રહ્યા. સાહિત્યસેવીઓ પણ આ જ રીતે એકત્ર થઈ શકે છે. કેવળ આનંદની ઉપાસના કરનારા સાહિત્યકારો પણ છે, અને દુન્યવી આનંદની ભડક રાખનારા વૈરાગ્યપરાયણ, મોક્ષમાર્ગીઓ પણ સાહિત્ય સાથે એટલો જ સંબંધ ધરાવે છે. એ બધા ભેગા થઈ શાની ચર્ચા કરશે? આપણી સાહિત્યશક્તિ આપણે કેમ વધારીશું, સાહિત્યનાં ઓજારો વધારે તીક્ષ્ણ અને વધારે અસરકારક કેમ બનાવીશું, એની ચર્ચામાં બધાને સરખો જ રસ હોઈ શકે છે. પણ એટલા ખાતર તેઓ ભેગા થઈ શકશે કે કેમ એ શંકાની વાત છે.

અંતે કબૂલ કરવું જ પડશે કે સાહિત્ય એ તો કેવળ એક સાધન છે. આપણો અંતિમ ઉદ્દેશ તો જીવન સફળ રીતે કેમ જિવાય, એમાંથી વધારેમાં વધારે રસ કેમ મેળવાય અને કેળવાય એ જ હોઈ શકે છે. મનુષ્યનું માનસ, મનુષ્યનું જીવન અને મનુષ્યનો સામયિક પુરુષાર્થ એ જ વસ્તુ પરત્વે સાહિત્યકારની શોધ હોય છે.

અને આજના યુગની સાર્વભૌમ મૂડી છે અસંતોષ. ગમે તે દેશમાં જાઓ, સમાજના ગમે તે સ્તરને તપાસો, દરેક ઠેકાણે આપણને જાગૃતિ અને અસંતોષ એ બેની અદ્‌ભુત સમૃદ્ધિ જોવાને મળશે. એ જાગૃતિ અને એ અસંતોષ વધારવામાં આપણો ફાળો ઓછો નથી. એ લોકવ્યાપી અને છતાં લોકોત્તર મૂડીનું શું કરીશું એ વિષય હવે આપણે હાથમાં લેવો જોઈએ. જાગૃતિ અને અસંતોષ એ બંને તત્ત્વોથી સમાજના નેતાઓ ગમે તેટલા અકળાતા હોય, એ વસ્તુઓને હું હડકવા ગણતો નથી. આજે જાગૃતિ અને અસંતોષ ભલે છીછરાં હોય, આંધળાં હોય, અને કેટલાંક ઉછીનાં પણ લીધેલાં હોય, પણ એનાં મૂળિયાં સમાજજીવનમાં અને સમાજમાનસમાં ઊંડાં ઊતરવા લાગ્યાં છે એ વિશે શંકા નથી.

એક જૂના કવિએ લોકજીવનનું નિરીક્ષણ કરી અસંતોષ વિશે કહ્યું:

असंतुष्टाः द्विजा नष्टाः संतुष्टाश्चैव भूभुजः।

જ્ઞાન, તપસ્યા અને મોક્ષની આરાધના કરનારા લોકો જો અસંતોષ સેવે તો તેમનો નાશ થવાનો છે, તેઓ પોતાનું મિશન ભૂલી જવાના છે અને સત્તા, સંપત્તિ અને સામર્થ્ય પાછળ પડેલા લોકો જો સંતોષ કેળવીને બેસી જાય તો તેમનો પુરુષાર્થ શિથિલ થવાનો છે અને બીજા સમર્થ લોકો એમને ખાઈ જવાનાં છે. કવિના જમાનામાં જે સંસ્કૃતિનો આદર્શ સેવાયો હતો તે વખતનું આ નિરીક્ષણ છે અને તે વખતને અનુકૂળ આ શિખામણ છે. આજે તો સત્તા, સંપત્તિ અને સામર્થ્ય શોધનારા લોકોનો અસંતોષ અને એમની મહત્ત્વાકાંક્ષા એટલાં વધ્યાં છે કે તેમણે આખી દુનિયાને—માણસમાત્રને શીતયુદ્ધની દીક્ષા સફળતાપૂર્વક આપી છે અને ગરમ યુદ્ધો દસ દસ વરસે પેદા થાય એની ગોઠવણ પણ કરી છે. અસંતુષ્ટ સત્તાધીશો અને સત્તાલોલુપો પોતે તો નષ્ટ અથવા સ્થાનભ્રષ્ટ થવાના છે. પણ એમણે આખી દુનિયાને સર્વનાશને કિનારે પહોંચાડી દીધી છે. આજે સંતુષ્ટ એવો સત્તાધીશ શોધ્યો નહીં જડે.

અને જ્ઞાનોપાસક, વિજ્ઞાનોપાસક લોકનાયકો સંતોષમય જીવન છોડી દઈ જીવનમાન (Standard of Life) વધારવામાં એટલા બધા મશગૂલ છે કે સામાન્ય માણસને પેટપૂરતું ખાવાને અને શરીર ઢાંકવા પૂરતું ઓઢવાને ક્યાંથી મળે એ તેઓ બતાવી શકતા નથી.

આ થઈ જીવનયાત્રાની વાત. જીવનમૂલ્યો, જીવનના આદર્શો અને સફળતાનાં લક્ષણો નવી ઢબે નક્કી કરવાનું વિચારીએ તો આપણો અસંતોષ કેટલો અણઘડ, છીછરો છે અને આપણા આદર્શો કેટલા વિકૃત થયા છે એનો કાંઈક ખ્યાલ આપણને આવશે.

સાહિત્યકારો શું શોધે છે અને માણસજાત શું શોધે છે અથવા સમાજના નેતાઓ સમાજ માટે શું શોધે છે, આ પ્રશ્નોમાં કાંઈક ફેર છે ખરો?

એક જણે ટીખળ કરતાં કહ્યું હતું, સાહિત્યકારો શું શોધે છે એનો જવાબ સહેલો છે—સારીસરખી નોકરી, મનપસંદ પુસ્તકાલય, સારામાં સારી સિગારેટ, અવારનવાર મુસાફરી કરવાની સગવડ અને ઝાઝી પજવે નહીં એવી સહધર્મચારિણી, એટલું જ તેઓ શોધે છે, અને ઉમેરવું હોય તો પોતાનાં લખાણ માટે ઉત્સાહી પ્રકાશક, ભક્તો અને બરાબર વખાણ કરનાર વિવેચકો એટલું મળે તો સાહિત્યકાર બીજું કશું શોધવાના નથી. મને એ જવાબ ગમ્યો નહીં. જે ન્યાતમાં મને સ્થાન મળ્યું છે એ ન્યાતની આવી વગોવણી હું કેમ પસંદ કરું? છતાં એ જવાબમાં પૂર્ણતા આણવા માટે મેં ઉમેર્યું કે તમારો જવાબ પૂરતો નથી. ખાવામાં જેમ ગળ્યું ગળ્યું અને ચીકણું મળે એટલું બસ નથી, થોડું ખાટુંખારું અને તીખુંતમતમતું પણ હોવું જોઈએ તેમ એકબીજા વચ્ચે અદેખાઈ કરવા માટે અને કોક કોક વાર અંદર અંદર લડી લેવા માટે સગવડ હોવી જોઈએ. નહીં તો જીવન મોળું અને અલૂણું થવાનું.

અમારો આ સંવાદ ચાલતો હતો ત્યારે કેટલાક કૉંગ્રેસી નેતા પણ ત્યાં હતા. તેઓ સાહિત્યકારનું આવું વર્ણન સાંભળી ખુશીમાં ડોલવા લાગ્યા. એટલે મેં ઉમેર્યું: એકબીજાની અદેખાઈ કરી હૂંસાતૂસીમાં ઊતરવાનો આનંદ હવે રાજનૈતિક નેતાઓ મેળવવા લાગ્યા છે અને એના અખાડા જાહેરમાં કરવા લાગ્યા છે એટલે સાહિત્યકારોએ અદેખાઈ, હૂંસાતૂસી અને સંઘર્ષ છોડી સહયોગનો રસ્તો લીધો છે. સાહિત્યકારો તો શું, સારા સારા ગાયકોએ પણ અંદર અંદર લડવાનું અને એકબીજાની નિંદા કરવાનું છોડી દીધું છે. હવે બધા રાજદ્વારી નેતાઓના અખાડા ચાલે છે ત્યારે તટસ્થ થઈ પ્રેક્ષકોનું કામ કરવામાં જ આનંદ માણવા લાગ્યા છે.

સાહિત્યકારો ખરેખર શોધે છે જીવનનું સાફલ્ય, અને એની સાથે મળતો જીવનનો આનંદ અને સામાન્ય માણસ હો, સમાજનો નેતા હો, પરલોકપરાયણ સંત હો કે મોક્ષમાર્ગી કોઈ વેદાંતી હો, બધા જ જીવનસાફલ્ય, સમાધાન અને આનંદ શોધે જ છે. મુશ્કેલી આવે છે આદર્શ નક્કી કરવામાં અને અસરકારક સાધનો શોધવામાં.

આ જીવનસાફલ્યનો આપણે ત્યાંનો થોડો ઇતિહાસ શોધીએ.

વેદકાળના લોકોને ઇહલોકમાં ખાવાપીવાનું મબલક મળે, ઢોરઢાંખર, છોકરાં-છૈયાં મબલક હોય, આયુરારોગ્ય સારું હોય અને પરલોકમાં પીણું સારું મળે, સંગીત-નૃત્ય સાંભળવા-જોવાને મળે અને એકબીજાની અદેખાઈ કરવા માટે આસનોની ઉચ્ચનીચતા ગોઠવાયેલી હોય એમાં જ જીવનનું સાફલ્ય લાગતું હતું. હવે, એ પ્રાપ્ત કરવા માટે એમણે જે દેવદેવીઓની કલ્પના કરી તે બધા દેવો છે કે નહીં, હતા કે નહીં, એ શોધ આપણે છોડી દઈએ. યજ્ઞો કરવાથી સ્વર્ગ મળે છે એ એમનો વિશ્વાસ હતો. એ પ્રમાણે ખરેખર યજ્ઞો દ્વારા સ્વર્ગ મળતું હોત તો

પાછળના લોકોએ યજ્ઞનો વ્યાપક અને આધ્યાત્મિક અર્થ કર્યો જ ન હોત. સ્વર્ગની કલ્પના ભ્રામક છે અને યજ્ઞયાગથી કશું મળવાનું નથી એમ કહેવાને બદલે ડાહ્યા લોકોએ સ્વર્ગની કલ્પના ફેરવી નાખી અને યજ્ઞને વિશાળ આધ્યાત્મિક અને સોશિયોલૉજિકલ રૂપ આપ્યું. પણ ઈહલોકમાં અને સ્વર્ગલોકમાં શરીરને ઉત્તમ પોષણ મળે, ઈન્દ્રિયોની વાસનાઓ તૃપ્ત થાય અને માણસને માનસિક તેમ જ સામાજિક શાંતિ; સુરક્ષા અને સમૃદ્ધિ મળે એ આદર્શ તે વખતથી અત્યાર સુધી બરાબર ચાલતો આવ્યો છે. એ ચિત્રમાં વિગતો ઉમેરાઈ છે, રંગ પુરાયા છે અને આજની અભિરુચિ પ્રમાણે ચિત્રો અદ્યતન બનાવાય છે. પણ આદર્શ એનો એ જ છે.

તે વખતનાં સાધનો ભોળાં હશે, બાઘાઈભર્યાં હશે અને વિફલ નીવડયાં હશે. પણ મંત્રતંત્રપૂજા ને ઉપાસના, યજ્ઞ અને યાગ એ બધાનો ઉદ્દેશ આજ પણ એ ને એ જ છે. જારણ, મારણ, ઉચ્ચારણ, અર્ગલા અને કીલક એ બધાની આજે આપણે જરૂર મશ્કરી કરીએ. પણ એની પાછળની શોધ તો આજે પણ એ ને એ જ છે. જૂના લોકોનું સ્વર્ગ આકાશને પેલે પાર અથવા જમીનની અંદર વસતું હતું. હવે આપણું સ્વર્ગ, મૃત્યુ પછીના સામાજિક જીવનના સાંસ્કૃતિક વિકાસમાં અને કાંઈક અંશે મરણોત્તર કીર્તિમાં શોધીએ છીએ. પણ આપણે સ્વર્ગકામી તો ખરા જ. કેટલીક બાબતમાં આપણી વાસનાઓ અધિક સંસ્કારી થઈ હશે, તો કેટલીક બાબતમાં વધારે સ્થૂળ અને વિકૃત પણ થઈ હશે. પણ શોધમાં કંઈ ભારે પરિવર્તન થયું હોય એમ લાગતું નથી. આમાં જો ભૂલ થતી હોય તો સાહિત્યકારો જરૂર એ સુધારી શકે છે.

જૂના વખતની શોધને પરિણામે એક બીજો આદર્શ ખેડાયો, જેમાં ઈંદ્રિયતૃપ્તિની વિફલતા અને એનું છીછરાપણું આગળ કરી વૈરાગ્યનો આદર્શ સેવાયો. કર્મમાત્ર બંધક છે. પુત્રૈષણા, વિત્તૈષણા અને લોકૈષણા છોડી દો, અર્થ ખરેખર અનર્થ છે એની ભાવના નિત્ય સેવો, ઘર છોડીને વનમાં જઈને વસો. બધી જાતનો સંયમ કરી બાહ્ય જીવનનો સંકોચ કરો અને કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર આ ષડ્‌રિપુમાંથી મુક્તિ મેળવી આખા વિશ્વ સાથે પોતાનું ઐક્ય અનુભવો એ જ સાચો આત્માનંદ છે, બ્રહ્માનંદ છે. એ સમજીને એની પાછળ જે પડયો તેને માથે કોઈ સામાજિક જવાબદારી રહેતી નથી. એને માટે કુળધર્મ, જ્ઞાતિધર્મ અને વર્ણધર્મ ઓગળી જાય છે. સ્વાર્થી, લોભી, મહત્ત્વાકાંક્ષી અને ઉન્મત્ત માણસની સ્વાર્થપરાયણતા અને અસામાજિક વૃત્તિ ભૂંડી છે, હીન છે. અધઃપાત તરફ લઈ જનારી છે, પાડનારી પાતક છે. એ વસ્તુ માન્ય કર્યા પછી મોક્ષપરાયણ લોકો કહેતા હતા કે આવી દીનતામાંથી મુક્ત થઈ માણસ જ્યારે મોક્ષપરાયણ થાય છે અને એમાં સિદ્ધિ પ્રાપ્ત કરે છે ત્યારે એની આગળ દુન્યવી અથવા ઐહિક કોઈ કર્તવ્ય રહેતું જ નથી. He is a law unto himself. એ બંધનો પાળશે. પણ લોકસંગ્રહને અર્થે એ સંયમી હશે; કેમ કે એમાં આત્માનંદ છે, એ સમાજસેવા

સાહિત્યકારો શું શોધે છે અને માણસજાત શું શોધે છે અથવા સમાજના નેતાઓ સમાજ માટે શું શોધે છે, આ પ્રશ્નોમાં કાંઈક ફેર છે ખરો?

એક જણે ટીખળ કરતાં કહ્યું હતું, સાહિત્યકારો શું શોધે છે એનો જવાબ સહેલો છે – સારીસરખી નોકરી, મનપસંદ પુસ્તકાલય, સારામાં સારી સિગારેટ, અવારનવાર મુસાફરી કરવાની સગવડ અને ઝાઝી પજવે નહીં એવી સહધર્મચારિણી, એટલું જ તેઓ શોધે છે, અને ઉમેરવું હોય તો પોતાનાં લખાણ માટે ઉત્સાહી પ્રકાશક, ભક્તો અને બરાબર વખાણ કરનાર વિવેચકો એટલું મળે તો સાહિત્યકાર બીજું કશું શોધવાના નથી. મને એ જવાબ ગમ્યો નહીં. જે ન્યાતમાં મને સ્થાન મળ્યું છે એ ન્યાતની આવી વગોવણી હું કેમ પસંદ કરું? છતાં એ જવાબમાં પૂર્ણતા આણવા માટે મેં ઉમેર્યું કે તમારો જવાબ પૂરતો નથી. ખાવામાં જેમ ગળ્યું ગળ્યું અને ચીકણું મળે એટલું બસ નથી, થોડું ખાટુંખારું અને તીખુંતમતમતું પણ હોવું જોઈએ તેમ એકબીજા વચ્ચે અદેખાઈ કરવા માટે અને કોક કોક વાર અંદર અંદર લડી લેવા માટે સગવડ હોવી જોઈએ. નહીં તો જીવન મોળું અને અલૂણું થવાનું.

અમારો આ સંવાદ ચાલતો હતો ત્યારે કેટલાક કૉંગ્રેસી નેતા પણ ત્યાં હતા. તેઓ સાહિત્યકારનું આવું વર્ણન સાંભળી ખુશીમાં ડોલવા લાગ્યા. એટલે મેં ઉમેર્યું: એકબીજાની અદેખાઈ કરી હોંસાતૂસીમાં ઊતરવાનો આનંદ હવે રાજનૈતિક નેતાઓ મેળવવા લાગ્યા છે અને એના અખાડા જાહેરમાં કરવા લાગ્યા છે એટલે સાહિત્યકારોએ અદેખાઈ, હોંસાતૂસી અને સંઘર્ષ છોડી સહયોગનો રસ્તો લીધો છે. સાહિત્યકારો તો શું, સારા સારા ગાયકોએ પણ અંદર અંદર લડવાનું અને એકબીજાની નિંદા કરવાનું છોડી દીધું છે. હવે બધા રાજદ્વારી નેતાઓના અખાડા ચાલે છે ત્યારે તટસ્થ થઈ પ્રેક્ષકોનું કામ કરવામાં જ આનંદ માણવા લાગ્યા છે.

સાહિત્યકારો ખરેખર શોધે છે જીવનનું સાફલ્ય, અને એની સાથે મળતો જીવનનો આનંદ અને સામાન્ય માણસ હો, સમાજનો નેતા હો, પરલોકપરાયણ સંત હો કે મોક્ષમાર્ગી કોઈ વેદાંતી હો, બધા જ જીવનસાફલ્ય, સમાધાન અને આનંદ શોધે જ છે. મુશ્કેલી આવે છે આદર્શ નક્કી કરવામાં અને અસરકારક સાધનો શોધવામાં.

આ જીવનસાફલ્યનો આપણે ત્યાંનો થોડો ઇતિહાસ શોધીએ.

વેદકાળના લોકોને ઇહલોકમાં ખાવાપીવાનું મબલક મળે, ઢોરઢાંખર, છોકરાં-છૈયાં મબલક હોય, આયુરારોગ્ય સારું હોય અને પરલોકમાં પીણું સારું મળે, સંગીત-નૃત્ય સાંભળવા-જોવાને મળે અને એકબીજાની અદેખાઈ કરવા માટે આસનોની ઉચ્ચનીચતા ગોઠવાયેલી હોય એમાં જ જીવનનું સાફલ્ય લાગતું હતું. હવે, એ પ્રાપ્ત કરવા માટે એમણે જે દેવદેવીઓની કલ્પના કરી તે બધા દેવો છે કે નહીં, હતા કે નહીં, એ શોધ આપણે છોડી દઈએ. યજ્ઞો કરવાથી સ્વર્ગ મળે છે એ એમનો વિશ્વાસ હતો. એ પ્રમાણે ખરેખર યજ્ઞો દ્વારા સ્વર્ગ મળતું હોત તો

પાછળના લોકોએ યજ્ઞનો વ્યાપક અને આધ્યાત્મિક અર્થ કર્યો જ ન હોત. સ્વર્ગની કલ્પના ભ્રામક છે અને યજ્ઞયાગથી કશું મળવાનું નથી એમ કહેવાને બદલે ડાહ્યા લોકોએ સ્વર્ગની કલ્પના ફેરવી નાખી અને યજ્ઞને વિશાળ આધ્યાત્મિક અને સોશિયોલૉજિકલ રૂપ આપ્યું. પણ ઇહલોકમાં અને સ્વર્ગલોકમાં શરીરને ઉત્તમ પોષણ મળે, ઇન્દ્રિયોની વાસનાઓ તૃપ્ત થાય અને માણસને માનસિક તેમ જ સામાજિક શાંતિ; સુરક્ષા અને સમૃદ્ધિ મળે એ આદર્શ તે વખતથી અત્યાર સુધી બરાબર ચાલતો આવ્યો છે. એ ચિત્રમાં વિગતો ઉમેરાઈ છે, રંગ પુરાયા છે અને આજની અભિરુચિ પ્રમાણે ચિત્રો અદ્યતન બનાવાય છે. પણ આદર્શ એનો એ જ છે.

તે વખતનાં સાધનો ભોળાં હશે, બાધાઈભર્યાં હશે અને વિફલ નીવડયાં હશે. પણ મંત્રતંત્રપૂજા ને ઉપાસના, યજ્ઞ અને યાગ એ બધાનો ઉદ્દેશ આજ પણ એ ને એ જ છે. જારણ, મારણ, ઉચ્ચારણ, અર્ગલા અને કીલક એ બધાની આજે આપણે જરૂર મશ્કરી કરીએ. પણ એની પાછળની શોધ તો આજે પણ એ ને એ જ છે. જૂના લોકોનું સ્વર્ગ આકાશને પેલે પાર અથવા જમીનની અંદર વસતું હતું. હવે આપણું સ્વર્ગ, મૃત્યુ પછીના સામાજિક જીવનના સાંસ્કૃતિક વિકાસમાં અને કાંઈક અંશે મરણોત્તર કીર્તિમાં શોધીએ છીએ. પણ આપણે સ્વર્ગકામી તો ખરા જ. કેટલીક બાબતમાં આપણી વાસનાઓ અધિક સંસ્કારી થઈ હશે, તો કેટલીક બાબતમાં વધારે સ્થૂળ અને વિકૃત પણ થઈ હશે. પણ શોધમાં કંઈ ભારે પરિવર્તન થયું હોય એમ લાગતું નથી. આમાં જો ભૂલ થતી હોય તો સાહિત્યકારો જરૂર એ સુધારી શકે છે.

જૂના વખતની શોધને પરિણામે એક બીજો આદર્શ ખેડાયો, જેમાં ઇંદ્રિયતૃપ્તિની વિફલતા અને એનું છીછરાપણું આગળ કરી વૈરાગ્યનો આદર્શ સેવાયો. કર્મમાત્ર બંધક છે. પુત્રૈષણા, વિત્તૈષણા અને લોકૈષણા છોડી દો, અર્થ ખરેખર અનર્થ છે એની ભાવના નિત્ય સેવો, ઘર છોડીને વનમાં જઈને વસો. બધી જાતનો સંયમ કરી બાહ્ય જીવનનો સંકોચ કરો અને કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર આ ષડ્રિપુમાંથી મુક્તિ મેળવી આખા વિશ્વ સાથે પોતાનું ઐક્ય અનુભવો એ જ સાચો આત્માનંદ છે, બ્રહ્માનંદ છે. એ સમજીને એની પાછળ જે પડયો તેને માથે કોઈ સામાજિક જવાબદારી રહેતી નથી. એને માટે કુળધર્મ, જ્ઞાતિધર્મ અને વર્ણધર્મ ઓગળી જાય છે. સ્વાર્થી, લોભી, મહત્ત્વાકાંક્ષી અને ઉન્મત્ત માણસની સ્વાર્થપરાયણતા અને અસામાજિક વૃત્તિ ભૂંડી છે, હીન છે. અધઃપાત તરફ લઈ જનારી છે, પાડનારી પાતક છે. એ વસ્તુ માન્ય કર્યા પછી મોક્ષપરાયણ લોકો કહેતા હતા કે આવી દીનતામાંથી મુક્ત થઈ માણસ જ્યારે મોક્ષપરાયણ થાય છે અને એમાં સિદ્ધિ પ્રાપ્ત કરે છે ત્યારે એની આગળ દુન્યવી અથવા ઐહિક કોઈ કર્તવ્ય રહેતું જ નથી. He is a law unto himself. એ બંધનો પાળશે. પણ લોકસંગ્રહને અર્થે એ સંયમી હશે; કેમ કે એમાં આત્માનંદ છે, એ સમાજસેવા

કરશે વિનોદ ખાતર અથવા અહેતુક કરુણાથી પ્રેરાઈને પણ કર્તવ્યનો બોજો એને માથે હોય જ નહીં.

આ આદર્શ નબળો નથી. કાચો નથી. બેજવાબદાર પણ નથી, અને છતાં આજના લોકો આ આદર્શ પ્રત્યે કાંઈક અણગમો સેવે છે. વેદાંત પણ સમાજને માટે ઉન્નતિકર છે, વૈરાગ્યની સાધના સમાજસેવાને માટે બાધક નથી વગેરે વગેરે. જ્યારે સ્વામી વિવેકાનંદ અને ગાંધીજી જેવાએ સમજાવ્યું ત્યારે જ લોકો યાજ્ઞવલ્કય, ગૌડપાદાચાર્ય અને શંકરાચાર્યનું દર્શન આદરપૂર્વક સાંભળવા તૈયાર થયા.

એ ગમે તે હો, સ્વર્ગપરાયણ પૂર્વમીમાંસાવાદી લોકોનો આદર્શ પણ હજી જીવતો છે, અને આ દુનિયા પ્રત્યે વૈરાગ્ય કેળવનારા વેદાંતીઓનો આદર્શ પણ હજી જીવતોજાગતો છે.

હવે આ બે છેડાની એકાંગિતા ઓળખી વચલો રસ્તો કાઢનારો એક ત્રીજો આદર્શ છે, જેનું જૂનું રૂપ દક્ષિણાચારી તેમ જ વામાચારી શાક્તોમાં મળતું હતું. એની વિકૃતિ કોરે મૂકી દઈએ તો વિશાળ સનાતન હિન્દુ ધર્મની જીવનદૃષ્ટિ એ જ છે. ઐહિક ઉત્કર્ષ અને પારલૌકિક નિઃશ્રેયસ્ એનો સમન્વય તે આજનો આદર્શ. એની જૂની, ભોળી અથવા વિકૃત સાધના કોરે મૂકી એને આધુનિક અને સંતોષકારક રૂપ આપ્યું છે, એક બાજુએ રવીન્દ્રનાથ ઠાકુરે અને બીજી બાજુએ શ્રી અરવિંદ ઘોષે.

જો જીવનમૂલ્યોની વૈજ્ઞાનિક, આધ્યાત્મિક, ઊંડી અને સંતોષકારક શોધ કરવી હોય તો આ મનીષિઓનું સાહિત્ય આપણે કોરે મૂકી શકવાના જ નથી. એનાં જૂનાં રૂપો ભલે ત્યાજ્ય હોય, હાસ્યાસ્પદ પણ હોય. પણ એમની પાછળની જીવનદૃષ્ટિ મઠારીને આજના શબ્દોમાં મૂકી હોય તો આપણે જોઈશું કે આપણે એમનાથી બહુ આગળ વધ્યા નથી.

શાક્તદૃષ્ટિમાં ઈહલોક અને પરલોકનો સમન્વય છે. અભ્યુદય અને નિઃશ્રેયસ્ બન્નેને સાચવવા એ આદર્શ દરેક વ્યક્તિ સ્વીકારે કે ન સ્વીકારે, સમાજને માટે એ સ્વીકાર્યા વગર છૂટકો નથી. 'भुक्तिं मुक्तिं च विंदति' એ આદર્શ શ્રુતિસ્મૃતિ, પુરાણ અને તંત્ર એ ભારતીય સંસ્કૃતિનાં ચાર પ્રસ્થાનોનો ગણાય છે. એ બધામાં આ સમન્વયદૃષ્ટિ જ પ્રધાન છે.

માયાવાદ તર્કની દૃષ્ટિએ ગમે તેટલો અપરિહાર્ય હોય, એના વગર અદ્વૈત દર્શનનો પાયો ભલે મજબૂત ન થતો હોય. પણ એ કોઈ પણ જીવનદૃષ્ટિને તૃપ્તિકર લાગતો નથી અને તેથી જ ભક્તોએ માયાનું સ્થાન ઈશ્વરની લીલાને આપી દીધું અને એક દાર્શનિક કોયડામાંથી નીકળી ગયા. શંકરાચાર્ય, જ્ઞાનેશ્વર અને ગાંધી જેવા અદ્વૈતમાં માનનાર મનીષિઓનું ઋણ સ્વીકારનાર અને અદ્વૈત વેદાંતને જ પોતાની નિષ્ઠા સોંપનાર વિનોબા ભાવેએ પણ ઘણી ચર્ચા અને વિચારગ્રંથનને અંતે 'બ્રહ્મ સત્યમ્ જગત્ માયા'ને ઠેકાણે નવું સૂત્ર સ્વીકાર્યું—'બ્રહ્મ સત્યમ્ જગત્

સ્ફૂર્તિ: જીવનમ્ સત્યશોધનમ્' જેને જેને આ યુગની સાર્વભૌમ દૃષ્ટિ — જેને આપણે સમન્વયદૃષ્ટિ કહીએ છીએ, માન્ય છે તે દરેક માણસ એક જ વસ્તુ શોધવાનો અને એક જ નિર્ણય ઉપર આવવાનો કે ઇંદ્રિયોને દબાવવા કે સૂકવી નાખવા એ સાધના હોઈ જ ન શકે. સંયમ અને સેવા દ્વારા ઇંદ્રિયોનું અનુશીલન જ કરવાનું હોય છે. સંઘર્ષ નહીં પણ સહયોગ એ જ ઐક્યસાધનાનું ઉત્તમ સાધન છે. નિ:સ્વાર્થ અને નિષ્કામ સેવા દ્વારા જ આખા વિશ્વ સાથેનું ઐક્ય સાધી શકાય છે. એ ઐક્ય આત્માનું તો હોય જ, પણ સાથે સાથે હૃદયનું પણ હોવું જોઈએ. પરસ્પર અનુકૂળતા, પરસ્પર ઉપગ્રહ એટલે કે સહયોગ અને સાર્વભૌમ હૃદયનું ઐક્ય એ જ માણસજાતે શોધવાનું છે. એને પોષક જે સાહિત્ય હોય તે જ સાહિત્ય વિશ્વકલ્યાણકારી નીવડશે. એથી જે વિરોધી છે તે બધું ભલે મોહક હોય, પણ નીચે લઈ જનારું, સંસ્કૃતિવિનાશક અને નિ:સાર છે એવો અનુભવ થયા વગર રહે નહીં.

આપણે કાવ્યમીમાંસા કરીએ, સાહિત્યના આદર્શો ગોઠવતા જઈએ પણ અંતે એની પરિણતિ જીવનશુદ્ધિ, જીવનસમૃદ્ધિ અને સર્વોદયમાં જ થવી જોઈએ. સાહિત્યકારો સમજે અથવા ન સમજે આ અંતિમ આદર્શ તરફ એમનું પ્રયાણ થવાનું જ. જે કોઈ શોધક છે, આ અંતિમ આદર્શને જ વરેલો હોય છે. પછી એનો સાક્ષાત્કાર એને ગમે ત્યારે અને ગમે તે રસ્તે થાઓ.

## ૨. સાહિત્ય – એક સાથી

સંસ્કૃતમાં 'સુભાષિત' કરીને સાહિત્યનો એક પ્રકાર છે. ઉત્તમ, રોચક અને પ્રેરકવિચાર ચોટડૂક તેમ જ પરિમિત શબ્દોમાં અને સુંદર શૈલીમાં જ્યારે વ્યક્ત થાય છે ત્યારે તેવાં વાક્યોને, કહેવતોને અને શ્લોકોને સુભાષિત કહેવાનો રિવાજ છે. આપણા લોકો સુભાષિતના અત્યંત રસિયા. જૂના વખતના સંસ્કારી અથવા સાહિત્યપ્રેમી રાજાઓ એકાદ મૌલિક વિચારને વ્યક્ત કરનારા એકેક શ્લોક માટે એના કર્તાને લક્ષ મુદ્રા આપતા. શરત એટલી જ કે એ રોચક હોવો જોઈએ. અને સાથે સાથે એ કોઈનું અનુકરણ ન હોય. નવીનતા, અપૂર્વતા અને મૌલિકતા જેનામાં હોય એવા સુવિચારને અથવા રોચક વચનને રાજાઓ ઉત્તમ બક્ષિસ આપી એનું ગૌરવ કરતા.

આવાં સુભાષિતો તત્ત્વજ્ઞાનના સર્વાંગીણ સિદ્ધાંતો ભલે ન હોય પણ એમાં જીવનના અનુભવોનો નિચોડ હોવાથી અને એ અનુભવ જીવનસાધનામાં પ્રેરક અથવા નિર્ણાયક હોવાથી સુભાષિત-વચન, એ શાસ્ત્રવચન જેટલું જ ગ્રાહ્ય અને નિર્ણાયક ગણાતું. શાસ્ત્રવચન પાછળ કોઈ ધર્મકારનો અથવા ગુરુસ્થાનીય વ્યક્તિનો

અધિકાર રહેતો. સુભાષિત-વચનનો અધિકાર એના આકર્ષણમાં જ રહેતો. લોકોને જે ગમ્યું, જીવનનિર્ણયમાં પ્રેરણાદાયક જણાયું, તેનું પ્રવચન અસંખ્ય લોકો કરવાના. જેટલા લોકો આવાં વચનો વાપરે તેટલા એ વચનનું પ્રામાણ્ય સ્વીકારવા તરફ પોતાનો મત આપે છે એમ ગણાય. એટલે આવાં સુભાષિતો પેઢી-દર-પેઢીએ લોકમાન્ય થતાં અને એમની પ્રતિષ્ઠા વધતી.

સુભાષિત વિશે ઉપર જે કહ્યું તે મોટે ભાગે સામાન્ય નીતિનાં સુભાષિતોને લાગુ પડે છે. નવ રસનાં વર્ણનાત્મક સુભાષિતોને નહીં.

સામાન્ય નીતિનાં આવાં સુભાષિત-વચનો ગમે તેટલાં લોકપ્રિય અને લોકમાન્ય ભલે હોય, એ ઘણી વાર એકાંગી જ હોય છે. અને તેથી જે વખતે જે વચન જેને રુચ્યું તેને માટે જ એ પ્રમાણ. સામો માણસ એટલો જ ઊલટો નિર્ણય આપનારું એકાદ વચન પણ આપી શકે એનો અધિકાર પણ ઓછો ન ગણાય.

પછી વાદવિવાદ કરનારા લોકો ચર્ચા કરવાના કે આવી પડેલ પ્રસંગમાં કશું વચન લાગુ પડે છે? આવી ચર્ચા સંસ્કારિતા કેળવવામાં ઘણી ઉપયોગી નીવડે છે. મને લાગે છે કે ધર્મશાસ્ત્રનાં વચનોમાં પણ જ્યાં સુધી સામસામાં વપરાતાં વિરોધી વચનો જડે છે ત્યાં સુધી સ્મૃતિવચનો, ધર્મવચનો અને સામાન્ય નીતિનાં સુભાષિતો સરખી જ યોગ્યતાનાં ગણાય.

આવાં વચનો દરેક સંસ્કૃતિના સાહિત્યમાં જડે છે. અને એવાં વચનો સમાજના નેતાઓના જેવું જ આદરણીય સ્થાન મેળવે છે. અને તેથી લગભગ દરેક સંસ્કૃતિનો આધાર આવાં વચનો ઉપર જ રચાયેલો હોય છે.

ઉપર સુભાષિતો વિશે જે કહ્યું તે જ આકર્ષણ અને તે જ અધિકાર સત્-સાહિત્ય વિશે પણ હોય છે. વિચાર, અનુભવ કે જીવનનિર્ણય એકાંગી ભલે હોય પણ જો એનામાં પ્રેરકશક્તિ હોય તો એની અસર માણસની અભિરુચિ ઉપર અને જીવન ઉપર થવાની જ.

કોઈ વિશિષ્ટ સમાજના લોકોની વંશપરંપરા જે વિચારો પ્રત્યે અને આદર્શો પ્રત્યે વિશેષ આકર્ષિત થાય છે અને જેમના આદેશ પ્રમાણે જીવન વ્યતીત કરતા લોકોને સંતોષ અને કૃતાર્થતા લાધે છે તેનાં વચનોની એક સંસ્કૃતિ બને છે. કેમ કે દરેક સંસ્કૃતિ મનુષ્યસમાજ ને જીવનનું રહસ્ય સમજવાનો પ્રયત્ન કરે છે. અને જે રહસ્ય જડયું તેના પ્રત્યે નિષ્ઠા કેળવે છે. આમાં જો એકાંગિતા હોય તો એ મર્યાદા આખી સંસ્કૃતિમાં પહોંચી જાય છે. અને એ સંસ્કૃતિમાં માનનારો સમાજ એવી એકાંગિતા જાણવા છતાં સહેજે એનો ત્યાગ કરે નહીં. આ રીતે જે સુભાષિતો, વિચારો, અનુભવ અને પ્રેરણાઓ માણસના માનસનો કબજો લે છે, તેને આપણે સાહિત્ય કહી શકીએ, કહેવું જોઈએ.

એટલે જ મને લાગે છે કે સાહિત્યનો મૂળ અર્થ આમ હોવો જોઈએ. જે લખાણ આપણને માટે જીવનના સાથીની ગરજ સારે છે, જીવન જીવતાં જીવતાં ડગલે અને પગલે જે સાથે હોય એમ આપણે ઇચ્છીએ તેવું લખાણ તે સાહિત્ય.

साहितस्य भावो साहित्यम् । એનો અર્થ હું તો એ જ કરું છું કે જે લખાણ અથવા વિચારધન આપણા જીવનની સાથે હોય છે, જેનું જીવન સાથે હોવું જરૂરનું છે તે જ સાહિત્ય. જેમ ધૂપ, દીપ, નૈવેદ્ય, ગંધ, અક્ષત, પુષ્પ વગેરે વસ્તુઓ પૂજાનું સાહિત્ય હોય છે, અસ્તરો, કાતર, કાંસકો, અરીસો વગેરે શ્મશ્રુ-ક્રિયા(હજામત)નું સાહિત્ય હોય છે, તેમ જ જે વિચારરાશિ શબ્દબદ્ધ થઈ જીવનના પ્રિયતમ અને આદરણીય સાથીનું કામ કરે છે તે છે સાહિત્ય. આવા સાહિત્યનો ઉપાસક કોણ ન થાય? સાહિત્યનિર્માણની શક્તિ દરેક પાસે ભલે ન હોય પણ સાહિત્યસેવનની શક્તિ દરેક માણસ પાસે હોવાની જ; હોવી જોઈએ. એટલે જે સાહિત્ય-પ્રેમી હોય છે તેને જ માણસ ગણાય એવી પણ મનુષ્યની હું વ્યાખ્યા કરું છું.

## ૩. જીવન અને સાહિત્ય*

કાશ્મીરથી સિલોન સુધી અને સિંધથી બ્રહ્મદેશ સુધી જેણે ધરાઈને પ્રવાસ કર્યો છે એવા મહારાષ્ટ્રીએ આજ સુધી (મુંબઈ પાસેનું) કલ્યાણ જોયું નહોતું એવું જો આપને કહું તો માનશો ખરા? પણ સિલોન અને હિમાલયમાંના ધોધ જેણે જોયા છે, એટલું જ નહીં પણ જગતમાં સૌથી ઊંચો ગેરસપ્પાનો – જોગનો – ધોધ જેણે ધરાઈને જોયો છે તેણે ઘર પાસે આવેલો ગોકાકનો ધોધ હજુ સુધી જોયો નથી એ શું થોડું આશ્ચર્ય છે!

મેં કાંઈ ઇતિહાસ બહુ વાંચ્યો નથી એટલે કલ્યાણી નગરી વિશે જૂના ઉલ્લેખો જે કેટલેક ઠેકાણે મળે છે તે આ તમારા કલ્યાણ વિશે જ છે કે નહીં તેની મને ચોક્કસ ખબર નથી. પણ એટલું મનમાં આવ્યું કે ધારાપુરી, કાન્હેરી અને જોગે-શ્વરી જેવી ગુફાઓ જે કાળે કોતરવામાં આવી તે કાળે અથવા તે પહેલાં કલ્યાણ એ મોટી જાહોજલાલીવાળી રાજધાની હોવી જોઈએ.

તમારા મંડળે સાહિત્ય અને સંસ્કૃતિની ઉપાસના શરૂ કર્યાને આજ પાંચ વરસ થયાં. મોટા મોટા માણસોની પાસે તમે અહીં વ્યાખ્યાનો કરાવ્યાં છે. ભારતાચાર્ય વિદ્વત્કુલશેખર ચિંતામણરાવ વૈદ્ય જેવાના કલ્યાણમાં સાહિત્યની ઉપાસના ઉપર-ઉપરની તો ન જ હોય. ઇતિહાસ, ધર્મ, તત્ત્વજ્ઞાન અને સમાજસેવાના સહવાસમાં ખીલેલું સાહિત્ય તેજસ્વી, ગંભીર, પ્રસન્ન અને પોષક જ હોય. સાહિત્ય એટલે કાંઈ આકાશમાં ક્ષણવાર ઊડનારો સાબુનો રૂપાળો પરપોટો નથી; સાહિત્યને પણ મૂળિયાં હોય છે જેમાંથી તેને જીવન મળે છે. આમને સુંદર ઇન્દ્ર-ધનુષ જોઈએ

* શ્રી સરસ્વતી મંડળ કલ્યાણના પંચવાર્ષિક ઉત્સવ પ્રસંગે આપેલું અધ્યક્ષીય ભાષણ. તા. ૧૪–૧૧–'૩૭.

પણ ભીંજવીને જળબંબોળ કરનારી પર્જન્યવૃષ્ટિ અને જ્યાંત્યાં કાદવ અને દુર્દિન કરી નાખનારી મેઘમાળ તો ન જ જોઈએ એમ જો કોઈ કહે તો આપણે તેને એકલો અજ્ઞાન ન કહેતાં અરસિક પણ કહીશું. જીવનમાંથી જ જેનો ઉગમ છે અને જીવનની સેવામાં જ જેની કૃતાર્થતા રહેલી છે તે સાહિત્યને જીવનનો દ્રોહ કર્યે કેમ ચાલશે? સાહિત્યની મહત્તા ગાતાં આપણે હમેશાં કહીએ છીએ કે મનુષ્યજીવનને પ્રેરણા આપનારી આ એક જબરદસ્ત શક્તિ છે. પણ આપણે એ પણ જોવું જોઈએ કે સાહિત્યને પ્રેરણા ક્યાંથી મળે છે. ધીરોદાત્ત અથવા ઉત્કટ જીવન સિવાય ભાવોત્કટ સાહિત્ય નિર્માણ થઈ જ ન શકે. પુરુષાર્થ પછી ભલે તે આપણો પોતાનો હોય કે બીજાનો હોય, આંતરિક જીવનમાં હોય કે બાહ્ય ઘટનાઓમાં હોય, વ્યક્તિગત હોય કે સમાજગત હોય, પુરુષાર્થ જ સાહિત્યને ખરી પ્રેરણા આપનારો છે. જીવનની વ્યાકુળ વેદનામાંથી પણ સાહિત્ય નિર્માણ થાય છે; પણ ખરું જોતાં તે વેદના પણ પુરુષાર્થની જ પ્રસવવેદના હોય છે, અને એટલા માટે જ એ સાહિત્યને પ્રેરક થાય છે. જે સાહિત્ય પુરુષાર્થથી વંચિત થયું તે પોતે તો ક્ષીણ બને જ છે પણ જે સમાજમાં તે પ્રસરે છે તે સમાજને પણ અલ્પસંતોષી, અદૂરદૃષ્ટિ અને ક્ષીણવીર્ય બનાવે છે.

જો હૃદયને મુગ્ધ કરનારું અને બધી ભાવનાઓની અક્ષયતૃતીયા* કરનારું સાહિત્ય જોઈતું હોય તો કેવળ શબ્દસૃષ્ટિની ઉપાસના કર્યે ચાલે તેમ નથી. તે માટે પ્રથમ આપણે જીવનમાં તારુણ્ય, પુરુષાર્થ, શ્રદ્ધા, ઉત્સાહ અને આર્યત્વ વધે છે કે નહીં એ જોવું જોઈએ. જીવન જો ગંભીર અને વેગવાન હશે તો સાહિત્ય આપોઆપ પૌષ્ટિક અને ચૈતન્યઘન થશે. સમગ્ર જીવનમાં કે તેના એકાદ પાસામાં જ્યારે ચૈતન્ય સળવળવા માંડે છે ત્યારે સમૃદ્ધ સાહિત્ય આપોઆપ નિર્માણ થાય છે. જો ચહેરા ઉપર યૌવનની તાજગી જોઈતી હોય તો તેને માટે જુદા જુદા પ્રકારના ખુશબોદાર લેપ અને ઔષધો લગાડવાં એ ખરો ઉપાય નથી પણ આરોગ્ય અને યૌવન ટકાવવું એ જ સારામાં સારો ઈલાજ છે. નીરોગી અને પ્રસન્ન યૌવનના ગાલ પર ગુલાબી આપોઆપ દેખાવા લાગે છે; ગુલાબની ઉપાસના કરવાથી તે સધાવાની નથી. અને એટલા માટે જ જીવનવીરો થયા પછી સાહિત્યવીરો નિર્માણ થશે કે નહીં એની ચિંતા કરવાની જરૂર નથી.

આથી મારા કહેવાનો એવો જરાયે હેતુ નથી કે સાહિત્યનું સ્વતંત્ર અનુશીલન કરવાની જરૂર નથી; અથવા તો ભાષા કેળવવાની, શુદ્ધ રાખવાની કે તેના જુદી જુદી જાતના વ્યૂહો રચવાની આવશ્યકતા નથી. ભાષા અને સાહિત્ય સંસ્કૃતિનાં સર્વોચ્ચ અંગો ભલે ન હોય તોપણ તે પ્રધાન અંગો તો છે જ. સાહિત્ય દ્વારા જીવનને વાચા મળે છે, એટલું જ નહીં પણ પોતાને ઓળખી શકે છે અને આત્મપરિચયમાંથી પ્રસન્ન અને ગહન થાય છે. પણ જીવનમાં પરાક્રમની ઉપેક્ષા કરીને કેવળ સાહિત્યને પરિપુષ્ટ કરવાનો પ્રયાસ મિથ્યા છે.

* આખા વરસમાં સમુદ્રને મોટામાં મોટી ભરતી અખાત્રીજને દિવસે આવે છે.

કેટલાક લોકો કહે છે કે સાહિત્યનો કોઈ પણ પ્રકારના પ્રચાર સાથે સંબંધ ન હોવો જોઈએ. કેટલાક લોકો એમ પણ કહે છે કે સાહિત્યને રાજકારણ સાથે સંબંધ ન હોવો જોઈએ. સાહિત્યનું ક્ષેત્ર આ સર્વ પ્રાકૃત વાતોથી પર હોવું જોઈએ. વિગલિત-વેદ્યાંતર-આનંદની ભૂમિકા ઉપરથી સાહિત્યને નીચે ખેંચવું એ સાહિત્યનો ઉપમર્દ કરવા બરાબર છે.

સાહિત્યે નાનામોટા રાજકીય પક્ષોની ખિદમત કરવી જોઈએ એમ મારું કહેવું નથી. રાજદરબારમાં સાહિત્યને સૈરંધ્રી કરી મૂકવાની નથી, પણ એવો પ્રસંગ આવી જ પડે તો સાહિત્યને પણ સૈરંધ્રી જેવું તેજ બતાવતાં આવડવું જોઈએ એવી અપેક્ષા શું અયોગ્ય છે? જીવનનાં જે જે સર્વોચ્ચ ક્ષેત્રો છે તેનાથી જો સાહિત્ય દૂર દૂર નાસવા માંડે તો જોતજોતામાં સાહિત્યનો અધ:પાત થશે, અને તેની વ્યસનમાં જ ગણના થશે. પરદાસ્ય જેમના હાડમાં ઊતરી ગયું છે અને જેમને પરાક્રમશૂન્ય સલામતી સદી ગઈ છે એવા લોકોનું ચોખલિયાપણું સાહિત્યને નડે નહીં તે જોવું જોઈએ. જે સરકાર પ્રજાકીય પુરુષાર્થ ઉપર ઊભેલી નથી તેની સેવા કરનારા અને તેના કૃપાકટાક્ષ ઉપર નિર્ભર રહી સ્વજનોની અવહેલના કરનારા રાજસેવકો સંપૂર્ણ નાગરિકો નથી, એ આપણે ભૂલવું ન જોઈએ. એવાના સહવાસમાં જ્યારે સાહિત્યસેવા કરવાનો પ્રસંગ આવે છે ત્યારે તેમને કહેવું પડે છે કે સાહિત્યમાં રાજકારણ લાવવાની અમારી બિલકુલ ઇચ્છા નથી પણ તેની સાથે જ સાહિત્યને તમારી પેઠે અબોટિયું પહેરાવવાની પણ અમારી તૈયારી નથી. દેશના રાજકારણમાં, સમાજકારણમાં અને પ્રજાહિતૈષી અર્થકારણમાં પોતાને ક્યાંય સ્થાન રહ્યું નથી માટે સાહિત્યને અબોટિયું પહેરાવી એ ક્ષેત્રમાંથી રાષ્ટ્રપુરુષોને અને સમાજસેવકોને દૂર રાખવાનો પ્રયત્ન કરવામાં આવે તો તે ફોકટ જવાનો છે એમાં કાંઈ શંકા નથી. સાહિત્યમાં જો કાંઇ તેજ હશે તો તેજસ્વી લોકોની પાસે તે દોડ્યા વગર રહેશે નહીં.

એમ જોવા જઈએ તો કેવળ રાજકારણી પુરુષો સાહિત્યની ભાંજગડમાં પડતા જ નથી. દૈનિક છાપાંઓમાં ચર્ચા કરવી, પ્રસંગ પડ્યે એકાદ વિષયનું સાંગોપાંગ વિવેચન કરનારું અને અખત્યાર કરેલી નીતિ સ્પષ્ટ કરનારું એકાદું નિવેદન પ્રસિદ્ધ કરવું એ સિવાય સાહિત્યવિલાસ કરવાનો તેમને અવકાશ જ હોતો નથી. પણ જેમણે રાજકારણ સાથે રાષ્ટ્રકારણ પોતાનું કર્યું છે, સમાજકારણ અને ધર્મકારણ સિવાય રાજકારણમાં જેમ આવી શકતું નથી તેમ જ રાષ્ટ્રનું સ્થાયી કલ્યાણ થઈ શકતું નથી, એમ જેમણે જોયું છે તેવા ઉચ્ચ કોટિના લોકો સાહિત્યની મહત્તા ઓળખીને પ્રેરક સાહિત્ય નિર્માણ કરે છે. રવીન્દ્રનાથ ઠાકુર, અરવિંદ ઘોષ, મહાત્મા ગાંધી અને રાજગોપાલાચાર્ય જેવા આગેવાનોની પ્રતિભા વિશ્વતોમુખી હોવાથી સાહિત્યમાં તેમનું સ્થાન સ્વયંભૂ જ હોય છે. આવા લોકોને પોતાના ક્ષેત્રમાંથી બહાર રાખવાનો પ્રયત્ન કરવાથી સાહિત્યકારોની જ હાંસી થાય છે. ફ્રાન્સના વિશ્વવિખ્યાત સાહિત્યિક રોમેં રોલાંને પણ ત્યાંના સાહિત્યિકોએ ન્યાત બહાર મૂક્યા

હતા. બર્નાર્ડ શૉનો પણ તેવો જ અનુભવ છે. જે જે લોકો જીવનગંભીર છે, પારમાર્થિક (serious) છે તે બધાને શાસ્ત્રોક્ત સાહિત્યકારો ટાળવાનો પ્રયત્ન કરે છે કારણ કે તેઓ મોટા અડચણકારક છે. પણ આવા જ લોકો સાહિત્યને જીવન-પ્રદાન કરે છે અને સમાજને ખરા સાહિત્યની ઓળખાણ કરાવી આપે છે.

પ્રચારસાહિત્ય એ ખરું સાહિત્ય નથી એમ જે કહેવામાં આવે છે તે એક વિશિષ્ટ અર્થમાં ખરું છે. કેટલાક લોકોને પોતાની સ્તુતિ કરતાં સુમાર જ રહેતો નથી અને કેટલાક લોકો પૂરેપૂરી નમ્રતા સાથે પોતાનો ઉત્તમ પરિચય કરાવી શકે છે. મનુસ્મૃતિ ઉપરની ટીકાના પ્રારંભમાં કુલ્લૂક ભટ્ટે ટીકા લખવાની પોતાની પાત્રતા કેટલા સુંદર શબ્દોમાં વ્યક્ત કરી છે:

मीमांसे बहु सेवितासि सुहृदस्तर्काः समस्ताः स्थ मे
वेदान्ताः परमात्मबोधगुरवो यूयं मयोपासिताः।
जाता व्याकरणानि बालसखिता युष्माभिरभ्यर्थये
प्राप्तोऽयं समयो मनूक्तविवृतौ साहाय्यमालंब्यताम् ॥

અને દર્પોક્તિથી પોતાનો આત્મપરિચય કરી આપનારા જગન્નાથ પંડિતે પણ કેવી ખૂબી સાધી છે:

दिगन्ते श्रूयन्ते मदमलिनगंडाः करटिनः
करिण्यः कारुण्यास्पदमसमशीलाः खलु मृगाः।
इदानीं लोकेऽस्मिन्ननुपमशिखानां पुनरयम्
नखानां पाण्डित्यं प्रकटयतु कस्मिन् मृगपतिः॥

સાહિત્ય અથવા સારસ્વત માત્ર જેટલું નિર્માણ થાય છે તે બધું સંક્રામક હોવાથી, સાંસર્ગિક હોવાથી પ્રચાર રૂપ જ હોય છે. પણ ખરા પ્રચારની નાજુકતા જે સાહિત્યમાં નથી હોતી, જે સાહિત્ય વીમા ઉતારનાર એજંટની જેમ કેવળ બકવાદ કરતું છૂટે છે તે પ્રચારસાહિત્ય તરીકે ઓળખાય છે. આ દૃષ્ટિથી જોતાં જે સાહિત્યને પ્રચારની ખરી ખૂબી સાધ્ય થયેલી નથી તે પ્રચારસાહિત્ય આવી વ્યાખ્યા કરી શકાય.

સામાજિક પુરુષાર્થ, રાજકીય ચૈતન્ય, ધર્માનુભવની પ્રયોગવીરતા, રાષ્ટ્રીય જાગૃતિ, એ બધી વસ્તુઓથી પર અથવા તેનાથી અસ્પૃષ્ટ હોય એવું સાહિત્ય એ જ શુદ્ધ સાહિત્ય છે એમ જો કોઈ કહે તો તેમને હું એટલું જ કહીશ કે એવા સાહિત્યની કશી મહત્તા હું માનતો નથી.

નિસર્ગનાં પ્રસન્નલલિત એવાં જે વર્ણનો આપણે કરીએ છીએ તે પણ આત્માનુભૂતિનો વિકાસ કરવા સારુ જ હોય છે. પ્રેમી લોકોની પ્રેમભાવનાઓનો ઉલ્લાસ આપણે શબ્દબદ્ધ કરીએ છીએ તે સુધ્ધાં આત્મૌપમ્ય-આત્મૈક્ય-સિદ્ધ કરવા સારુ જ. કેવળ પોતાના સુખ માટે કે વિકારોની તૃપ્તિ માટે કરેલા પ્રયત્નો પુરુષાર્થને પોષક ન હોવાથી તેનાં વર્ણનો પણ ખરા સાહિત્યનો વિષય થઈ શકતાં નથી. સમાજની અથવા વાચકોની કે શ્રોતાઓની કેવળ ખુશામત કરવા સારુ પ્રવૃત્ત થયેલું

સાહિત્ય એ જ ખરું સાહિત્ય છે એમ જો કોઈ કહેતું હોય તો તેઓ ભલે તેમ કહે. માત્ર પછી નટ, વિટ અને વિદૂષકની કોટિના ખુશામતકરાઓ કરતાં સમાજમાં પોતાની પ્રતિષ્ઠા અધિક રહેવી જોઈએ એવી અપેક્ષા તેમણે ન રાખવી જોઈએ. રોમન સામ્રાજ્યમાં ઉત્કૃષ્ટ સરસ સરસ મિષ્ટાન્નો બનાવી જીભના સ્વાદ પૂરા પાડનારા ગુલામની કિંમત હજારો રૂપિયા આવતી હતી. આજે પણ સાંભળવા પ્રમાણે ફિલ્મ-સ્ટાર્સ જોતજોતામાં કરોડપતિ થાય છે. પણ તેટલા માટે તેઓ કાંઈ લોકગુરુ થઈ શકતા નથી. કેટલાક નટ લોકોત્તર કવિના જેવા પ્રતિભાસંપન્ન તત્ત્વજ્ઞ હોય છે પણ તેટલા માટે નટની આખી જાત લોકપ્રતિષ્ઠિત થઈ શકતી નથી. તેવી જ રીતે સમાજની હીનવૃત્તિઓ જાગ્રત કરીને તેમનું રંજન કરનારું સાહિત્ય ઉલ્લૂ સમાજને ગમે તેટલું રોચક લાગે તોપણ તેને ખરું સાહિત્ય કહી શકાય નહીં.

આજકાલ 'નવમતવાદ'ની ચર્ચા સારી પેઠે ચાલે છે; આ નામ અનેક રીતે ભ્રામક છે. જૂનું તેટલું બધું ખરાબ હોય છે અને નવું તેટલું સારું હોય છે એમ જ્યાં સુધી સિદ્ધ થયું નથી ત્યાં સુધી નવમતવાદ એ શબ્દયોજનાનો ખાસ એવો કશો અર્થ જ નથી. કેવળ નાવીન્યની ખાતર નાવીન્ય એ વૃત્તિથી જો કોઈ ચાલવા લાગે તો દરરોજ રાત્રે નિત્ય નવી યુવતીની સાથે લગ્ન કરનારા અને સવારે ઊઠતાંવેંત જ તે જૂની થઈ એમ કહીને તેનો શિરચ્છેદ કરનારા સ્વચ્છંદી બાદ-શાહના જેવી આ લોકોની સ્થિતિ થશે અને આવા લોકો સાથે હડકાયેલા કૂતરા સાથે જેવું વર્તન રાખવામાં આવે છે તેવું વર્તન રાખવું પડશે. એટલે ડાહ્યા સુધાર દયાવાદીઓએ 'નવમતવાદ' એ નામ છોડી વધારે બંધબેસતું નામ ધારણ કરવું જોઈએ.

સમાજ ઘણી વાર જાગ્રત હોતો નથી; ગફલતમાં પડીને પોતે જ પોતાની પરિ-સ્થિતિ બગાડતો હોય છે. તેથી જેમ ઘરનાં વાસણકૂસણ વારંવાર ઘસીને ઊજળાં કરવાં પડે છે, ઘર જેમ વારંવાર વાળીઝાડીને સાફ કરવું પડે છે તે જ પ્રમાણે સામાજિક આદર્શ વારંવાર તપાસીને સાફસૂફ કરવા પડે છે. જ્ઞાન અને અનુભવમાં જેમ જેમ ઉમેરો થતો જાય છે તેમ તેમ આદર્શોમાં ફેરફાર કરવા પડે છે. પણ તેમાં પણ સમાજહિત વિશે ઉત્કટ દાઝની લાગણી રાખીને અને હિંમતપૂર્વક પ્રયોગ કરીને સામાજિક આદર્શમાં પરિવર્તન અથવા ક્રાન્તિ કરવી એ જુદું અને છેલ્લામાં છેલ્લી (લેટેસ્ટ ફેશન) શું છે તે જોઈને બજારમાંથી રોજ નવી હૅટ વેચાતી લેનાર ફ્રેન્ચ લલનાનું અનુકરણ કરવું એ જુદું. ગાંધીજીની ભાષા બોલવાથી કે તેમના જીવનનું બાહ્ય અનુકરણ કરવાથી જેમ મહાત્મા થવાતું નથી, તે જ પ્રમાણે પાશ્ચાત્ય લોકોના તાજા પ્રસિદ્ધ થયેલાં ગ્રંથો વાંચીને, તેમની ભાષા અને વિચારસરણીની પરેડ કરીને નવમતવાદી કે પ્રાગતિક ન થઈ શકાય, જાતે નિરીક્ષણ-પરીક્ષણ કરીને જાતે જ પ્રયોગ કરીને અને પ્રયોગ કરવા માટે જે જીવનરૂપી કિંમત આપવી પડે છે તે આપીને જે પુનિત થયાં છે, જે સમર્થ થયાં છે, તેમની હિલચાલોને તે નામ આપી શકાય. આપણે ત્યાંના ઘણા

ડૉક્ટરને કહેતા આપણે સાંભળીએ છીએ કે, "અરે, એ તો જૂની થિયરી હવે ઑક્સ્પ્લોડ થઈ છે, હવે તો નવી થિયરી આવી છે." આવાં વચનો સાંભળીને મને તો તેમની દયા જ આવે છે, કારણ કે એ જૂની થિયરીની સિદ્ધતા માટે જેમ તેઓ જવાબદાર નહોતા તેમ જ આ નવી થિયરી માટે પણ તેમણે કાંઈ કષ્ટ ઉઠાવેલું નથી. ચાલુ કાયદાનો અર્થ કરીને તેને જોરે લડનારો વકીલ જેમ ધર્મકાર કે કાયદાનો પ્રણેતા હોય છે જ એવું કાંઈ નથી, તેમ જ પોતાની સામગ્રી કે મૂડી સિવાય પારકી મૂડીએ સાહિત્યનિર્માણ કરી તેને જોરે મોટો થઈ ફરનારો સાહિત્યકાર થઈ શકતો નથી. જે ઉછીનું લે છે, પણ સમાજહિતનો વિચાર કરીને ચિંતન અને અનુભવ દ્વારા ઉછીનું લીધેલું આત્મસાત્ કરતો નથી તેને જીવંત સાહિત્યકાર કહી શકાય નહીં. નાવીન્યને ખાતર નાવીન્ય એ કેવળ વિદૂષકી વૃત્તિ છે. સાચા નવમતવાદની પાછળ ચિકિત્સકવૃત્તિ અને અનુભવજાગૃતિ હોવાની જરૂર છે; અને સમાજહિતની દૃષ્ટિએ વિચાર કરીને જ આવા સાહિત્યનો વિકાસ અને પ્રચાર થવો જોઈએ.

આ જ વિચિકિત્સામાંથી રહસ્યવાદ અને વાસ્તવવાદનો ગજગ્રાહ શરૂ થયો છે. મહારાષ્ટ્રને હમણાં રહસ્યવાદ પ્રત્યે અભાવ થયો હોય એવું દેખાય છે. જ્ઞાનેશ્વરથી માંડીને શુકરંભાસંવાદ સુધીનું બધું મહારાષ્ટ્રીય સાહિત્ય રહસ્યવાદના રંગથી જ રંગાયેલું છે. પણ હવે આપણે ત્યાં રહસ્યવાદને અનિષ્ટ માનવામાં આવ્યો છે. શૂન્યવાદ કહીને તેનો ઉપહાસ કરવામાં આવે છે. અને શૂન્યવાદ અથવા રહસ્યવાદની જગ્યાએ વાસ્તવવાદનો પુરસ્કાર કરવામાં આવે છે. મને લાગે છે કે આવી રીતે આ બંને વાદોને આપણે અન્યાય કરીએ છીએ. રહસ્યવાદ એ તો ધ્યેયવાદનો જ એક પ્રકાર છે.

મનુષ્યજીવનનો જેટલો અનુભવ થાય છે તેના કરતાં તે અધિક ગહન છે, ગૂઢ છે, એ વિશે શંકા નથી. મનુષ્યજીવન જો આપણને પૂરેપૂરું સમજાઈ જાય તો પ્રગતિને અવકાશ જ નહીં રહે. અને બધાં પાનાં જોયા પછી જેમ પત્તાં રમવામાં મજા રહેતી નથી તેમ જીવનમાં જીવવાનો આનંદ પણ રહે નહીં. દરિયાના પાણીમાંના હિમનગ જેમ ઉપર દેખાય છે તેના કરતાં આઠ કે નવગણા પાણીમાં હોય છે, તે જ પ્રમાણે મનુષ્યજીવન ઉપર ઉપર જેટલું દેખાય છે તેના કરતાં ઘણું ગૂઢ અને અજ્ઞાત છે. અલબત્ત આ ગૂઢ જીવનનો અનુભવ બધાને એકસરખો આવતો નથી. કેટલાક લોકોને જે કાંઈ અલૌકિક અનુભવ થાય છે તેઓ તે તર્કસિદ્ધ કરીને આપણને બતાવી શકતા નથી; એટલું જ નહીં પણ શબ્દ દ્વારા તે સારી રીતે વ્યક્ત પણ કરી શકતા નથી. અને એવું હોવા છતાં પણ તે અનુભવ એટલો બધો ઉત્કટ અને મહત્ત્વનો હોય છે કે તે વ્યક્ત કર્યા વગર તેમનાથી રહેવાતું નથી. આવી સ્થિતિમાં જે કેવળ તત્ત્વજ્ઞાનીઓ હોય છે તેઓ મૌન ધારણ કરીને ડોલે છે; જે ઉન્મત્ત હોય છે તે હા ઽ ઽ ઊ, હા ઽ ઽ ઊ ઊ કરીને ગાવા લાગે છે; અને જેઓ કલાધર હોય છે તેઓ સાવ અધૂરાં સાધનોની મદદથી

અસ્પષ્ટ રૂપે તેને વ્યક્ત કરવા લાગે છે. આનું પરિણામ એ આવે છે કે જેમને તેવો અનુભવ હોય છે તેઓ તેને એકદમ ઓળખી જઈ તેમાં તલ્લીન થાય છે; જેઓ તે માર્ગ ઉપર હોય છે તેમને વીજળીના ચમકારાથી જેમ ક્ષણ માત્ર દૂરનું દેખાય છે તેમ દિશાદર્શન થાય છે; જેઓ કેવળ કલ્પનાપ્રવીણ છે તેમના હૃદયમાં જુદી જુદી જાતનાં ચિત્રો ખડાં થાય છે અને તેઓ અસ્વસ્થ થાય છે; અને સતારની તરફના તારો જેમ સહાનુભૂતિથી વાગવા લાગે છે, તે જ પ્રમાણે તેઓ પણ કવિ બની જાય છે; પરિણામે ભાષા કેળવાય છે અને તેમાં નવીન સામર્થ્ય પ્રગટ થાય છે. આવી રીતે નિર્માણ થયેલું ધ્યેયવાદી સાહિત્ય રહસ્યવાણી બોલવા લાગવાથી, ગૂઢ ગુંજન કરવા લાગવાથી ભાવનાધન લોકોમાં પ્રતિષ્ઠા પામે છે. સામાન્ય જનસમાજ શ્રદ્ધાજડ હોવાથી આવા સાહિત્યનું અંધપારાયણ કરીને તેની પ્રતિષ્ઠા અને તેનું આયુષ્ય વધારતો રહે છે અને ઢોંગી લોકોને આવા સાહિત્યની ગૂઢ વાણીનું વ્યાકરણ સાચવીને પોતે પણ રહસ્યવાદી હોવાનો ઢોંગ કરવાનું સહેલું પડે છે; અને પછી ધીરજ વગરના સમાજસુધારકોને આ ઢોંગી લોકોની સાથેય નથી જોઈતી અને એ જીવનવીરોનું તેજસ્વી રહસ્યવાદી સાહિત્યેય નથી જોઈતું એમ લાગ્યા વગર રહેતું નથી. આધુનિક દૃષ્ટાંત આપીને કહીએ તો નાહવાની ત્રાંબાકૂંડીમાં બાળક ડૂબતું હોય તો તે ગંદા પાણીની સાથે તેમાં પડેલા બાળકને પણ ફેંકી દો એમ કહેનારા ચીડકણા કાકાના જેવી આ લોકોની દશા હોય છે.

એક બાજુથી ઢોંગી લોકોથી જેમ રહસ્યવાદને ખમવું પડે છે તેમ જ બીજી એક બાજુથી રહસ્યવાદની ભારે વગોવણી થાય છે. આધ્યાત્મિક ક્ષેત્રમાંના અનુભવ, પ્રેરણા અને શ્રદ્ધા જેવી રીતે વાણીથી વ્યક્ત કરી શકાતાં નથી, તેવી જ રીતે બીજા એક કારણસર વિકાર અને વાસનાનાં વાદળાં ઘેરાઈ ગયેલાં હોય, એ બંનેનો ઝઘડો થયો હોય, અને સમાજદ્રોહ કરીને તેમની તૃપ્તિ કરવાનો પ્રયત્ન ચાલુ હોય તે વખતે જે કાંઈ સારોનરસો અનુભવ મળે છે, તે પણ સારી પેઠે ઉત્કટ હોવાથી ગૂઢ ભાષામાં, અસ્પષ્ટ શબ્દોમાં અને મોહક કાવ્યમય કલ્પનામાં ગૂંથી દેવાની પ્રવૃત્તિ કવિઓમાં અને અન્ય સાહિત્યકારોમાં જાગે છે અને પછી તેઓ પણ ગૂઢ ભાષાની શૈલીમાં બોલવા માંડે છે. જે જે અનિર્વચનીય છે, તેમ જ જે શિષ્ટાચાર અને માણસાઈનો ભંગ કર્યા સિવાય બોલી શકાતું નથી એ બંને વસ્તુઓનું અસ્પષ્ટ શબ્દોમાં માત્ર સૂચન કરવામાં આવે છે. તેથી બંનેની ભાષા ગૂઢવાદી બને છે. અને તેમાં વળી બીજી એક પંચાત એ ઊભી થઈ છે કે જેમનામાં વિકારોનો લવલેશ પણ રહ્યો નથી એવા લોકો પોતાની ઉત્કટ ભક્તિનો અથવા અદ્વૈતાનુભૂતિનો આનંદ, વિલાસી પ્રેમની ભાષામાં જ કોઈ કોઈ વખતે વ્યક્ત કરે છે. પ્યાલા, હાલા અને મધુબાલાનાં ગીતો ગાનાર ઉમર ખય્યામે એના જનમારામાંયે દારૂનો સ્પર્શ કર્યો નથી. અને ખ્રિસ્તના અત્યાચારોનાં રૂપકો રજૂ કરનારી સેંટ થેરેસા નૈષ્ઠિક બ્રહ્મચારિણી હતી. ચોખલિયા તુકારામથી સુધ્ધાં વિરહકાવ્યો લખ્યા વિના રહેવાયું નહીં. અને સંત કવિ જયદેવને તો રાધાકૃષ્ણના વિલાસનું વર્ણન

કરીને જ તેમની ભક્તિ કરવાનું મન થયું. એથી ઊલટું ડાન્ટેએ પોતાની કવિતાનું મોટું અધ્યાત્મ રચ્યું છે. તેના મૂળમાં પાર્થિવ પ્રેમ અને તેમાંથી ઉદ્‌ભવતા જુદા જુદા પ્રસંગોની અને અનુભવોની જ રેલમછેલ છે એમ કહે છે. ટૂંકમાં રહસ્યવાદ, સારી પેઠે ગૂંચવણભર્યો એવો એક સાહિત્યવ્યાપાર થઈ પડયો છે.

આમ છતાં પણ રહસ્યવાદ આખા ભારતીય સાહિત્યને વ્યાપીને રહેલો છે 'परोक्षप्रिया इव हि देवाः प्रत्यक्षद्विषः' એમ કહેનારા વૈદિક અને ઔપનિષદિક ઋષિઓએ રહસ્યવાદ જ ગાયો છે, અને પોતાની ભુવનમનોમોહિની વાણીથી ભારતવર્ષના સાહિત્ય તરફ જગતનું ધ્યાન ખેંચનારા રવીન્દ્રનાથે પણ રહસ્યવાદનાં જ ગાન ગાયાં છે. આપણા પોતાના હાડમાં રહેલા આ રહસ્યવાદને વિશુદ્ધ કરી શકાશે ખરો પણ તેને ટાળ્યો ટાળી શકાશે નહીં એમ મને લાગે છે.

પણ રહસ્યવાદે વાસ્તવવાદનો વિરોધ જ કરવો જોઈએ એવું કયાં છે? જગતમાં જ્યાં જ્યાં ભેદ છે ત્યાં ત્યાં વિરોધ જ હોવો જોઈએ એમ માનીને નિષ્કારણ ઝઘડાં ઊભા કરવાની વૃત્તિ આજના જમાનામાં સારી પેઠે પ્રસરેલી છે. ગાડાનો જમણો અને ડાબો બળદ પોતપોતાની બાજુએથી ગાડાને ખેંચતા હોવા છતાં પરસ્પર વિરોધી નથી. નહેરમાંથી હોડી ઉપર તાણી જતા બન્ને કાંઠા ઉપરના ખલાસીઓ એકબીજાની વિરુદ્ધ દિશામાં રસ્સીખેંચ કરતા હોવાનો ભાસ થાય છે પણ વસ્તુતઃ તેમ હોતું નથી. જ્ઞાનમાર્ગ ખરો કે કર્મમાર્ગ ખરો એ વાદ પણ આપણે ત્યાં નિષ્કારણ ફેલાયેલો છે. યોગવાસિષ્ઠે એક વાર પક્ષીની જમણી અને ડાબી પાંખની જેમ જ્ઞાન અને કર્મ એ બેના સમુચ્ચયથી જ મોક્ષની જીવનયાત્રા શકય છે એમ કહ્યા છતાં પણ વાદમલ્લોને એ વાદનો અંત આણવાની ઇચ્છા થઈ નહીં. રહસ્યવાદ અને વાસ્તવવાદ એ એકબીજાના વિરોધી નથી પણ એક-બીજાના પૂરક અને નિયામક છે.

રહસ્યવાદ વાસ્તવવાદમાંથી જ આદર્શોનો વિકાસ કરવા લાગે છે. અને વાસ્તવ-વાદ પણ સહાનુભૂતિનું વાતાવરણ ઊભું કરીને આદર્શને કૃત્રિમ અને વ્યર્થ થવાના સંકટમાંથી બચાવે છે. વાસ્તવવાદ એ કાંઈ જીવનમાં રહેલી બધી સારી-નરસી-કોહેલી અને ગંદી વસ્તુઓનું વર્ણન કરીને તેમાંથી નર્યો ગંદવાડ સંઘરવાની વિકૃત અભિરુચિમાંથી ઉત્પન્ન થયેલો નથી. વાસ્તવવાદ જીવન જેવું હોય તેવું ઓળખવા માગે છે અને બાહ્ય નિયમનનો કે અતિ આગ્રહી હઠયોગનો માર્ગ ગ્રહણ ન કરતાં જીવનાનુકૂળ એવા આદર્શને સરળ માર્ગે પહોંચવા ઇચ્છે છે. રહસ્યવાદ હો કે વાસ્તવવાદ હો, જીવનનો પરિચય વધારવો અને હૃદય ઉન્નત કરવું એ દ્વિવિધ આદર્શને તે છોડી શકતો નથી.

જેઓ કહે છે કે તમારું ધ્યેય અને તમારો આદર્શ અમે ઓળખતા નથી, સાહિત્ય એ અમારો કેવળ આજીવિકાનો એક ધંધો છે, યથેચ્છ પૈસા મેળવવા એ જ અમારો ઉદ્દેશ છે; લોકરંજન એ તેનું સાધન છે; યુનિવર્સિટી, શિક્ષણખાતું વગેરે અમારાં ગોચરો છે; પ્રકાશકોની સાથે અમારે વર્ગવિગ્રહ ચલાવવો પડે છે;

રંગભૂમિ અને સિનેમા એ અમારાં ભાગ્યોદયનાં ક્ષેત્રો છે; એની બહાર અમારે જવું નથી; અને જે કોઈ જશે તેમની ટીંગલ ઉડાવ્યા સિવાય અમે રહેશું નહીં; સામાજિક અભિરુચિ આજે અમારા હાથમાં છે; લોકો તમારી ભલે સ્તુતિ કરતા હશે પણ કમાણી તો અમને જ કરાવે છે; તો પછી આ અમારો ચારુવાક લોકાયતિક માર્ગ અમારે શા માટે તજવો? શા માટે તજવો એનો શો ઉત્તર આપવો? અને આવા વાતાવરણનો સામનો પણ કેવી રીતે કરાય? પણ જગતમાં સૂગ જેવી કોઈ વસ્તુ છે; વિકૃત અભિરુચિ પણ દીર્ઘકાળ ટકતી નથી. થોડીક ખુલ્લી હવા દાખલ થતાં જ બંધિયાર વાતાવરણની દુર્ગંધ દૂર થાય છે. સમાજમાં સ્વાસ્થ્ય વિશે નિરાશ થવાનું કશું કારણ નથી. આદર્શની ઉપાસના, સમાજની સેવા અને જીવનની આર્યતા એ વિશેના પ્રયત્નો અખંડ ચાલુ જ રહેવા જોઈએ.

સાહિત્યસંસ્થાના ઉત્સવ પ્રસંગે સાહિત્યનું મૂલ્યાંકન કરવું, થોડુંક શબ્દકાવ્ય નિર્માણ કરવું, પોતાને ગમતા લેખકો અને કવિઓનો પુરસ્કાર કરવો વગેરે મધુર વ્યવસાય છોડી દઈને હું તત્ત્વવિવેચનમાં ક્યાંથી ઊતર્યો એમ ઘણાને લાગશે. મને પોતાને જ તેમ લાગવા માંડ્યું છે. પણ તેનો ઈલાજ નથી. સરવૈયું કાઢવા જેટલું મરાઠી સાહિત્યનું મારું અવલોકન નથી. પ્રથિતયશ સાહિત્યકારોનું ગૌરવ અને પુરસ્કાર કરવાની હજી મને હિંમત થતી નથી. જે જે વિષય ઉપર સ્નેહીઓએ મારો અભિપ્રાય પૂછ્યો છે તેમને આજના પ્રસંગે ઉત્તર દેવાની તક મેં લીધી છે એટલું જ. મારા ભાષણ પછી મોટો વાદવિવાદ જામવાનો છે; મલ્લ, પ્રતિમલ્લો સાથે મારે કુસ્તી કરવી પડવાની છે એવી કલ્પનાથી મેં મારા વિચારો અહીં રજૂ કર્યા નથી. મારે જે કાંઈ કહેવાનું છે તેની સાધારણ કલ્પના લોકોને આવી જાય એટલે મારું કાર્ય પત્યું. મારી શબ્દરચનામાં તેમ જ વિષયપ્રતિપાદનમાં તર્કદોષ હશે, થોડીક કાળજી રાખીને 'જો...તો'ની ભાષા વાપરીને અને સુરક્ષિત વિશેષણો ઠેકઠેકાણે મૂકીને કદાચ પેલે પાર પહોંચી જાત; પણ એટલું કરીનેય વાદ અને ગેરસમજ ટાળી જ શકાત એવી ખાતરી નથી. તેના કરતાં પોતાનો અભિપ્રાય પક્ષ તરીકે રજૂ કરવો; જેમને આ દૃષ્ટિ અનુકૂળ લાગશે તે એમાંનો ગ્રાહ્ય અંશ સ્વીકારશે જ અને આ મારા વિષય પ્રતિપાદનને સર્વાંગસુંદર અને નિર્દોષ કરવા માટે ઠેકઠેકાણે જે સુધારાવધારા કરવાની જરૂર જણાશે તે કરશે એવી આશાથી મેં મારું પોતાનું કહેવું અહીં રજૂ કર્યું છે.

સાહિત્ય-પરિષદો, સભા અને મંડળો, સર્જનાત્મક સાહિત્ય ઉત્પન્ન કરી શકતાં નથી. પરિષદો, સંમેલનો અને મંડળોએ તો સાહિત્યિક ઇજનેરનું જ કામ કરવાનું હોય છે. વિચારક્ષેત્રમાં જુદા જુદા સગવડવાળા રસ્તાઓ કરવા, પુલ બાંધવા, બોગદાં કોતરવાં અને ઠેકઠેકાણે નહેરો લઈ જવી — એવાં જ કામો સાહિત્યસંસ્થાઓએ કરવાનાં હોય છે. ભાષાશુદ્ધિ, શબ્દસમૃદ્ધિ, પરિભાષા નિર્મિતિ વગેરે જેવાં મહત્ત્વનાં કામો કરવા માટે સાહિત્યસંસ્થાઓએ સંભૂય સમુત્થાન કરવાનું હોય છે. સ્વભાષાનું અધ્યયન વધારવું, અક્ષુણ્ણ ભૂમિનું ખેડાણ કરવું, સદભિરુચિ બગડે નહીં

એટલા માટે જાગ્રત રહીને પહેરો ભરવો વગેરે કામો પરિષદો જરૂર કરી શકે, પણ સાહિત્યપરિષદોએ અને સરસ્વતીમંડળોએ આજે કરવાનું મુખ્ય કાર્ય તો અધ્યયનશીલ અને સંસ્કારક્ષમ યુવકવર્ગ આગળ આજે કઈ જાતનું સાહિત્ય મૂકવામાં આવે છે એની તપાસ કરીને ઝરો કલુષિત થાય નહીં એ વિશે સાવચેતી રાખવાનું છે. કોઈના પણ વાચન ઉપર આપણે નિયંત્રણ મૂકી શકવાના નથી અને આવી જાતનો અંકુશ ચલાવવાની આવશ્યકતા પણ નથી. પણ જ્યાં સમાજ તરફથી જવાબદારપણે સાહિત્યનો પુરસ્કાર કરવામાં આવે છે ત્યારે તેમાં શુભ કયું અને અશુભ કયું એની સ્પષ્ટ કલ્પના તરુણોને મળે એ જરૂરનું છે. અભ્યાસક્રમ, ગ્રંથાલય કે બક્ષિસો દ્વારા ગંદા સાહિત્યનો પુરસ્કાર કોઈ પણ વખતે થવા દેવો જોઈએ નહીં. રસ્તા ઉપર અને બજારમાં બધી જાતના માણસોને આપણે મળીએ છીએ, પણ આપણા ઘરમાં કેવળ સંભાવિત લોકોને જ પ્રવેશ કરવા દઈએ છીએ. સાહિત્ય પણ એક સામાજિક વ્યક્તિ જ છે. આપણા ઘરમાં, આપણી શિક્ષણસંસ્થાઓમાં અને આપણા વાચનાલયોમાં કેવળ સજ્જનોનો જ પ્રવેશ હોવો જોઈએ. લફંગું સાહિત્ય જગતમાં ગમે તેટલું ઊભરાઈ ગયું હોય તોપણ આવાં પવિત્ર સ્થાનોમાં તેને આમંત્રણ ન જ હોવું જોઈએ.

શિક્ષણની બાબતમાં પણ આપણી પરિષદોએ કરવા જેવું એક મહત્ત્વનું કાર્ય છે. આપણા પોતાના પ્રાંતમાં કે સ્વદેશમાં બીજે કોઈ સ્થળે અથવા તો પરદેશમાં જ્યાં જ્યાં સ્વભાષાનું અધ્યયન થતું હોય ત્યાં ત્યાં જવાબદારપણે સલાહ આપવી અને આત્મીયભાવ રાખીને જાગ્રત રહેવું એ કામ સાહિત્યકારોએ જ કરવું જોઈએ.

શિક્ષણના ક્ષેત્રમાં સાહિત્યનું મહત્ત્વ ધીમે ધીમે હવે ઓછું થશે, એ ખરું; પણ તેમાં સાહિત્યનું ગમે ત્યારે ગૌરવનું જ સ્થાન હશે. શિક્ષણક્રમમાં સ્વભાષાને સ્થાન આપો, સ્વભાષાને ગૂંગળાવી ન મારો એવી એવી પ્રાર્થનાઓ આપણે આજ સુધી યથેચ્છ કરી છે. પણ સાહિત્યકારોએ એને માટે ખાસ ચીવટથી ઝુંબેશ ઉઠાવી હોય એવું જાણવામાં આવ્યું નથી. ગમે તેનો પુરુષાર્થ એને માટે જવાબદાર હો પણ હમણાં સ્વભાષાના ગ્રહો ઊંચા છે. ઠેઠ શ્રીગણેશથી માંડીને જ્ઞાનકોશની પરિસમાપ્તિ સુધીનું બધું શિક્ષણ સ્વભાષા મારફતે હસ્તગત કરવાનું આપણે માટે આજે શક્ય થયું છે. આવે વખતે સ્વભાષાની શક્તિ વધારવી એ આપણા પુરુષાર્થનું કામ છે. બધા વિષયો સ્વભાષામાં શીખવી શકાશે નહીં એવો દુર્બળતાનો એકરાર કરવા કરતાં પશ્ચિમ સમુદ્રમાં જઈને ઝંપલાવવું બહેતર છે. સામાન્ય શિક્ષણક્રમમાંના બધા વિષયો જે સ્વભાષા દ્વારા શીખવી શકતો નથી તે ભાષાવિદ્ બાયલા સિપાઈ જેવો છે. યુનિવર્સિટી કમિશનો આગળ પોતાની નામર્દાઈની સાક્ષી આપતા ફરવા કરતાં જો કમર કસીને કામે વળગીએ તો પાંચદસ વર્ષમાં માતૃભાષાનું દારિદ્ર્ય જરૂર દૂર કરી શકીએ. ઉસ્માનિયા યુનિવર્સિટીએ જ્યાં દસ વર્ષમાં જે કાર્ય કર્યું છે તે આપણે માટે શા માટે અશક્ય હોવું જોઈએ? ગુજરાતી ભાષાની દેશભરમાં થતી નિંદા કાને પડતાં જ મહાકવિ પ્રેમાનંદે માથા ઉપરની પાઘડી નીચે ઉતારી મૂકી

અને સ્વભાષાને સમૃદ્ધ કરવાનું બીડું ઝડપ્યું. તેના જમાનાના પ્રમાણમાં અને તે વખતની માન્યતા મુજબ પ્રેમાનંદે એક સરસ્વતીમંડળ સ્થાપન કર્યું અને તે મંડળે ગુજરાતી ભાષાને સમૃદ્ધ કરવાનો અખંડ પ્રયત્ન ચાલુ રાખ્યો.

આપસ આપસમાં બધા ઝઘડા કોરે મૂકી મહારાષ્ટ્ર વિશ્વવિદ્યાલય બની શકે તેટલું જલદી સ્થાપન કરવાનું કામ આપણને આવડવું જ જોઈએ.

મરાઠીમાંનું જે તેજસ્વી વાઙ્મય જપ્ત થયું હતું તેના ઉપરની જપ્તી હવે આપણે ઉઠાવી શક્યા છીએ. સાહિત્યપરિષદોમાં ચમકનારા સાહિત્યશૌંડોને? જોકે એનું શ્રેય ન આપી શકાય તોપણ નવી પરિસ્થિતિનો તેઓ ફાયદો ઉઠાવી શકે છે. પણ એક પ્રકારની જપ્તી ઉઠાવ્યા પછી બીજા પ્રકારની જપ્તી બેસાડવાની શક્તિ આપણામાં હોવી જોઈએ. આજકાલ આપણા સાહિત્યમાં દાખલ થતા ગમે તેવા અનિષ્ટ પ્રકાર ઉપર લોકમતનો કોઈ પણ જાતનો અંકુશ રહ્યો નથી. રાજ-દ્રોહની વ્યાખ્યામાં ન સપડાતાં અસંતોષ ફેલાવવાના પ્રયત્નને પરિણામે આપણે એવી તો કાંઈ ભાષાશૈલી કેળવી છે કે ભસ્માસુરની પેઠે તે હવે આપણા પોતાના જ સામાજિક જીવનના માથા ઉપર હાથ મૂકવા બેઠી છે. એકબીજાનું અપમાન કરવું, આપસ આપસમાં ઝઘડા ઊભા કરવા, સિદ્ધ ન કરી શકાય એવા હીન આક્ષેપો અને આરોપોનું સૂચન કરવું, એવી પદ્ધતિ બધે ફેલાયેલી છે. સામાજિક જીવનના મૂળભૂત સિદ્ધાંતો સાથે જેમણે પરિચય સાધ્યો નથી એવા બેજવાબદાર અસંસ્કૃત લોકો નિરર્ગલ સાહિત્યનિર્મિતિ કરવા માંડે ત્યારે તેને લીધે જનતાને બહુ જ હલકા પ્રકારનું શિક્ષણ મળે છે, અને યાદવાસ્થળી જામે છે. પરિણામે સામાજિક સામર્થ્ય છિન્નવિચ્છિન્ન થઈ જાય છે. ચારિત્ર્યની રેવડી કરનારું, સામાજિક સામર્થ્યને છિન્નભિન્ન કરનારું, અરસપરસ વિશ્વાસને બાધાઈ કહેનારું અને દટાઈ ગયેલાં પ્રાચીન ઝેરવેર ખોદી કાઢીને સમાજમાં મહામારી ફેલાવનારું—એવા સાહિત્યને સમાજે કદી પણ મચક આપવી જોઈએ નહીં. કાયદો આવા સાહિત્યને નિયંત્રિત કરે તેની વાટ જોવી એ ભૂલભરેલું થશે. સમાજના જવાબદાર પુરુષોએ જ આવા સર્વ પ્રયત્નોનો વિના વિલંબે ધિક્કાર કરવો જોઈએ. આ કામ સંસ્થાઓ મારફતે થવાં કઠણ છે, અને થાય તોપણ જોરદારપણે થઈ શકતાં નથી. આ કામ તો સમાજમાંના જવાબદાર અને પ્રતિષ્ઠિત સમાજસેવકોએ જ નિર્ભયપણે કરવું જોઈએ. પોતાની લોકપ્રિયતાને આંચ ન આવે તે માટે બીને વર્તનારા લોકોની પાસે જો સમાજની આગેવાની જાય તો ઘાત જ થયો એમ સમજવું. ઊલટું, સમાજહિતની જવાબદારી ટાળનારા લોકોએ જાણવું જોઈએ કે આમ કર્યાથી લોક-પ્રિયતા વધતી નથી પણ પોતાનું જ ડરપોકપણું સિદ્ધ થાય છે. આ કામ કરવામાં ખાનદાની રાખવી જોઈએ એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય.

આપણા કુટુંબનું વાતાવરણ શુદ્ધ રાખવાની બાબતમાં આપણે જેમ કાયદાની મદદ શોધતા નથી અથવા કાયદો કાંઈ ઇલાજ કરે ત્યાં સુધી બેસી રહેતા નથી, તે જ પ્રમાણે સાહિત્યશુદ્ધિ અને સામાજિક ચારિત્ર્યની બાબતમાં પણ કેવળ કાયદા

ઉપર આધાર ન રાખતાં સમાજે પોતે જ તે જવાબદારી પોતાના હાથમાં લેવી જોઈએ. રાજસત્તાની મદદ કરતાં પોતાની નૈતિક શક્તિથી જ પોતાનું રક્ષણ કરવું એ સારામાં સારો માર્ગ છે. 'स्ववीर्यगुप्ता हि मनोः प्रसूतिः' એ કાલિદાસની ઉક્તિ નવા અર્થમાં અહીંયાં લગાડી શકાય. આપણને નિરર્ગલ, અતંત્ર સાહિત્ય જોઈતું નથી. સ્વતંત્ર એટલે સ્વયંતંત્ર સાહિત્ય જોઈએ છે.

સંસ્કૃતિનું રક્ષણ એટલે જૂની રૂઢિઓનું જ રક્ષણ એવી માન્યતા રાખ્યે ન ચાલે. જૂની અથવા નવી રૂઢિઓના મૂળમાં જે પરમ કલ્યાણકારી આર્યતત્ત્વો રહ્યાં હોય તેમનું જ રક્ષણ અને પાલન થવું જોઈએ. મોટા ભવ્ય નામથી ઓળખાતી કાલગ્રસ્ત અને સંકુચિત રૂઢિનો બચાવ કરવા જતાં ઉપહાસ જ ભાગે આવે. આપણા સાહિત્યવીરો સંસ્કૃતિના અધ્યયનની, સંસ્કૃતિના રક્ષણની અને સંસ્કૃતિના વિકાસની જવાબદારી ઓળખે છે ખરા? એકાદ લહેરી રાજાનું અથવા જબરદસ્ત સરકારનું અથવા તો સામાન્ય જનસમુદાયના રાગદ્વેષનું છંદાનુવર્તિત્વ કર્યાથી અર્થ-પ્રાપ્તિ અને પ્રતિષ્ઠાપ્રાપ્તિ ભલે ગમે તેટલી થતી હોય પણ આપણી વિદ્વત્તા અને આપણું જ્ઞાન વ્યર્થ અને અપ્રતિષ્ઠિત જ થશે. 'अनाश्रया न शोभन्ते पंडिता वनिता लताः' એ જ આદર્શ પોતાની આગળ ધરનારા લોકોને એટલું જ કહેવાનું કે વનિતાઓ તો સ્વાશ્રયી થવાના પ્રયત્નમાં પડી છે; હવે પંડિતો શું કરે છે તે જોવાનું રહ્યું.

આપણા જૂના જવાબદાર સાહિત્યકારો એટલે સંતકવિઓ તેમને લોકહિતની કેટલી બધી ધગશ હતી? તેમને જે આદર્શ ગમ્યો તે સમાજમાં રૂઢ કરવા ખાતર તેમણે જીવનદીક્ષા લીધી અને અવિશ્રાંત પરિશ્રમ કર્યો. વારકરીઓ જેમ જૂના વિશિષ્ટ સાહિત્યનો તથા જીવનના આદર્શનો જ પ્રચાર કરે છે તેમ કરવા નવા આદર્શનું – આપણા ભારતીય આદર્શના આધુનિક સ્વરૂપનું – સાહિત્ય આજે આપણી પાસે નથી. લોકોની જૂની માન્યતાઓનો બચાવ કરીને નવી શક્તિ ઉત્પન્ન થવાની નથી. પણ આપણા સનાતન આદર્શનું સંસ્કરણ કરીને તેનો જીવંત પ્રચાર થવો જોઈએ. તે માટે નવા હરદાસો, નવા પુરાણિકો અને નવા ઉપાધ્યાયો તૈયાર કરવા પડશે. તેમને નામ પણ નવાં જ આપવાં પડશે; અને તેમની સામે રહેણીકરણી અને વિચારસરણીનો આદર્શ પણ જુદો જ રાખવો પડશે. આ કામ સામાન્યપણે સંસ્થાઓ મારફત ન થતાં પ્રતિભાશાળી સાહિત્યસમ્રાટોને હાથે જ થવું શક્ય છે.

આજકાલની નવલકથાઓ અને નવલિકાઓ સામાજિક જીવનનું દોષાવિષ્કરણ ખૂબ જ નાજુકપણે કરે છે; અને જોરદાર રીતે પોતાના મત લોકોનાં મન ઉપર ઠસાવે છે. પણ સામાજિક નવરચનામાં હજુ સુધી તેમણે યશ મેળવ્યો નથી. કેટલીક અપવાદરૂપ સારી કૃતિઓ હશે; પણ મોટા પ્રમાણમાં સામાજિક દોષાવિષ્કરણ કેવળ સાનર ચિકિત્સા જ હોય છે. આ ચિકિત્સા પછી જ્યારે સમાજને ભૂતકાળનું રહસ્ય સમજાશે, વર્તમાન પરિસ્થિતિનું યથાર્થ આકલન થશે, અને આ વર્તમાનકાળમાં છૂપાઈ રહી ગોકુળમાંના કૃષ્ણની જેમ પ્રતિદિન વધતો જતો ભવિષ્યકાળ જ્યારે

દૃષ્ટિગોચર થશે ત્યારે સાહિત્યને નવી પ્રેરણા મળશે; અને ધ્યાનયોગમાં દેખાય તેવું ભવિષ્યકાળનું સમગ્ર ચિત્ર આપણી નજર આગળ ખડું થશે.

અને આ બધું કરતી વખતે જ્યાં જ્યાં જીવંત પ્રયોગો થતા હોય ત્યાંની પ્રેરણા અને પરિસ્થિતિ ઓળખીને ત્યાંનું સાહિત્ય આત્મસાત્ કરવાની તૈયારી આપણે રાખવી જોઈએ. ભાષાંતરની કળા લોકોને લાગે છે તેટલી સહેલી નથી. તે ખરેખર એક ઉચ્ચકલા છે. તેના વિશેની જવાબદારી ઓળખવી જોઈએ. બે રાજ્યો વચ્ચે એલચીની પસંદગી જેમ અત્યંત કાળજીપૂર્વક કરવામાં આવે છે તેવી જ રીતે યોગ્ય ભાષાંતરકાર પણ બહુ જ કાળજીપૂર્વક શોધવો પડે છે. આવો ભાષાંતરકાર બે સમાજ વચ્ચે સમાધાની કરનારો શાંતિદૂત હોય છે; હવે પછી જેને ત્રણચાર ભાષાઓ નહીં આવડતી હોય તે સુશિક્ષિત નથી એવું જ ગણાવા લાગશે. સ્વભાષા, રાષ્ટ્રભાષા અને બીજી એકાદ અહીંની અથવા પશ્ચિમની નવી કે જૂની ભાષા, આટલી મૂડી પોતાને સુશિક્ષિત કહેવડાવનાર દરેક જણ પાસે હોવી જ જોઈએ. પ્રાચીનકાળમાં આ લોકો દેશદર્શન માટે પુષ્કળ પ્રવાસ કરતા એટલે તેને લીધે તેમને ઠેકઠેકાણાની જુદી જુદી ભાષાઓ શીખવી પડતી. આજે મોટે ભાગે હાઈસ્કૂલો અને કૉલેજોમાં ન છૂટકે જેટલી ભાષાઓ શીખવી પડે છે તેટલી જ મૂડી ઉપર માણસ આખો જન્મારો કાઢવા ઇચ્છે છે. હવે આ ઉંમરે નવું તે શું શિખાય, આવી વૃત્તિ થઈ એટલે ચાલુ સ્થિતિના દોષ અને નવા પ્રયોગોના ગુણ કેમે કર્યા ગળે ઊતરતા જ નથી અને પછી ગમે તેવો ફેરફાર કરવાનો આવે તોપણ તેને તોડી પાડવાની યુક્તિઓ અને પ્રમાણો સૂઝે જ.

આવી વૃત્તિને સહેજે સૂઝે તેવો અને અત્યંત સહેલો ઉપાય આક્રમણનો બાહુ ખડો કરવો એ છે. આપણી જનતા હંમેશ જ ગફલતમાં રહેતી હોવાથી પોતાની પર બાઘાઈનો આરોપ ન આવે એટલા પૂરતી સાવચેતી રાખવી તેને બહુ ગમે છે. આનો લાભ લઈ આક્રમણ થયું આક્રમણ થયું એવી માત્ર બુમરાણ કરી મૂકવાથી આપણું કામ પતી જાય છે. જ્યારે સાચેસાચ વાઘ આવેલો હોય છે ત્યારે આપણા સાહિત્યરક્ષકો અચૂક ઊંઘી ગયેલા હોય છે. અંગ્રેજીનું આક્રમણ આજકાલ કેટલાક લોકોને મોટું હિતકારક લાગે છે. કેટલાકને અંગ્રેજીનું વાતાવરણ એટલું ઘરગથ્થુ લાગે છે કે અંગ્રેજી ભાષાને પારકી ભાષા કેમ માનવામાં આવે છે, તેને હિંદુસ્તાનની જ એક સાર્વત્રિક ભાષા કેમ માનતા નથી એવા સવાલ પણ તેઓ પૂછે છે. આપણા દેશમાંના જુદા જુદા પ્રાંતો વિશે જો આપણે સાશંક થવા લાગીએ તો આપણે એક રાષ્ટ્ર કોઈ કાળે થઈ શકવાના નથી. થાળીમાં ઢોળાય કે વાટકામાં ઢોળાય આખરે પેટમાં જ જવાનું છે. દરેક ઠેકાણે આક્રમણનું તૂત ઊભું કરીને વિકાસના કાર્યને તોડી પાડવું કંઈ કઠણ નથી. પણ તેનાથી થતું નુકસાનમાત્ર ભયાનક હોય છે. જાતિદ્વેષ તો આપણે માટે છઠ્ઠીના લેખ જેવો હતો તે પણ હવે ખુલ્લી રીતે માથું ઊંચું કરી શકતો નથી! તે નષ્ટ ન થયો હોય તોપણ અપ્રતિષ્ઠિત તો થયો જ છે. પણ તેને ઠેકાણે હવે સંપ્રદાયભેદ અને પ્રાંત-

ભેદ તેટલા જ સંકુચિત અને આત્મઘાતી થવા બેઠા છે. અગાઉ આપણે ત્યાં એક જ કુટુંબમાં મરાઠી અને કાનડી બોલનારાં સગાંવહાલાં મળી આવતાં. 'कानडीनें केला मराठी भरतार' એવા દાખલાઓ હજુયે જોવા મળે છે. પણ હમણાં એક ભાષા બોલનારાઓનું જાણે એક સ્વતંત્ર રાષ્ટ્ર જ હોવું જોઈએ એવી માન્યતા ફેલાઈ છે; અને પ્રાંતની સરહદ ઉપર જાપ્તો રાખવાની જરૂર હવે લાગવા માંડી છે. આને જાગરૂકપણું ન કહી શકાય; આ તો યાદવાસ્થળીનું ચિહ્ન છે એ આપણે ઓળખવું જોઈએ. મરાઠીનો નાશ કરવા આવેલી અંગ્રેજી અમને માન્ય છે પણ મરાઠીની મદદે આવેલી હિંદી અમને જોઈતી નથી એમ કહેનારા લોકો છે. એમની સંખ્યા ગમે તેટલી નાની હોય તોપણ આવો એક વર્ગ છે એ જ એક કમનસીબી છે. સ્વજાતિ, સ્વપ્રાંત, અને સ્વપંથની બહાર અમને કાઢશો નહીં એવું કહેનારા નાના હૃદયના લોકોને ભગવાને આવડો મોટો વિશાળ દેશ શું કરવા આપ્યો હશે એમ કહેવાનો વખત આવે છે. પોતપોતાના પ્રાંતને તેના હિતની શિખામણ દેનારી આ સાહિત્યમંથરાઓ સ્વરાજ્યને દેશનિકાલ આપવા માગે છે એ વખતસર આપણે સમજી લેવું જોઈએ.

રાષ્ટ્રભાષા હિંદીનું મહત્ત્વ ગળે ઊતર્યા પછી પણ હિંદી કેટલી ઓછી કરી શકાશે, એ બલાને કેમ ટાળી શકાશે એનો વિચાર કરનારા લોકો પણ છે; હિંદીની રાષ્ટ્રીયતા અને મહત્તા સમજાવવાનું આ સ્થાન નથી, પણ સ્વભાષાના રંગમંચ (Platform) ઉપરથી રાષ્ટ્રભાષાનો આવો પ્રચાર કરવામાં કાંઈ ગેરવાજબી થાય છે એમ મને જરાયે લાગતું નથી. જો મહારાષ્ટ્રીઓને મહારાષ્ટ્ર બહાર જઈને અખિલ ભારતીય સ્વરૂપની સેવા કરવી હોય તો તેમને હિંદી અસ્ખલિત બોલતાં આવડવું જોઈએ અને બીજા લોકોનાં મન અને હૃદય વશ કરવા પૂરતી તે ભાષા લખતાં પણ આવડવી જોઈએ. જુદા જુદા પ્રાંતોનું નવું જૂનું મહત્ત્વનું સાહિત્ય આપણે તે તે ભાષામાંથી સીધું મરાઠીમાં લાવી શકીએ તો બહુ જ સારું, પણ હાલ તુરત તો મોટા પ્રમાણમાં તેમ થઈ શકે એમ દેખાતું નથી. એટલે દરેક પ્રાંતનું ઉત્કૃષ્ટ સાહિત્ય જો હિંદી ભાષામાં ઉતારવાનો પ્રયત્ન થાય તો 'સાંસ્કૃતિક રાષ્ટ્ર-સંઘટના'નું તે એક મોટું કાર્ય કર્યું ગણાશે.

મહારાષ્ટ્રે હવે કેવળ મહારાષ્ટ્રનો જ વિચાર ન કરતાં મહારાષ્ટ્ર-ભારત વર્ષનો એકત્ર વિચાર કરવો જોઈએ; અને અખિલ ભારતીય પ્રશ્નો તરફ ધ્યાન આપીને ભારતીય સાંસ્કૃતિક સંગઠનને થોડીઘણી મદદ કરવી જોઈએ. મહારાષ્ટ્રમાંના સાહિત્યસેવકોએ ધ્યાનમાં રાખવું જોઈએ કે 'Where there is no vision the people perish!' કેવળ વિદ્વત્તાથી કામ પાર ન પડે; કેવળ તર્કયુદ્ધો કામ નહીં આવે; એકલી રસિકતાથી ચાલવાનું નથી.

મહારાષ્ટ્રનું હૃદય ઉન્નત, ઉદાર અને ઉત્સાહી થશે ત્યારે મહારાષ્ટ્રનું સામર્થ્ય દીપી નીકળશે; વિશેષત: ઉદારતાના પાયા ઉપર જ ઉન્નતિની ઇમારત કળશ સુધી ચડવાની છે.

# ૪. કવિવૃત્તિની ઉત્કટતા

કવિતાની આપણા ઉપર અને આપણા જેવા હજારોના હૃદય ઉપર આટલી બધી અસર શાથી થાય છે? કવિને શબ્દસૃષ્ટિનો વિધાતા કહ્યો છે. આપણા રોજના પરિચિત શબ્દોમાંથી પણ એવાં તો મજાનાં ચિત્રો એ રજૂ કરે છે કે પહેલાં એની ચમત્કૃતિ આપણું ધ્યાન ખેંચે છે. એ ચમત્કૃતિ એ કવિનો પહેલો વિજય હોય છે. આટલી સુંદર રીતે કવિને કેમ કહેતાં આવડ્યું, એને એ સૂઝ્યું જ કેમ? અને એમાં અસર કરવાની આટલી શક્તિ એ રેડી જ કેમ શક્યો? એ જાતનું આશ્ચર્ય – એ છે કવિની ચમત્કૃતિ. (આશ્ચર્ય શબ્દ કોણે ઘડી કાઢ્યો હશે? કવિએ કે એના રસિકે? જે વૃત્તિને લીધે મોઢામાંથી 'આ:!' અથવા 'અહા! અહા!'ના ઉદ્‌ગાર નીકળે છે તે આશ્ચર્ય. ત્યારે એ ઉદ્‌ગાર સાથે જો સંતોષ, તૃપ્તિ અને વખાણ ભળી જાય તો આશ્ચર્યને તોલે આવે એવો એક નવો શબ્દ 'વાશ્ચર્ય' કેમ ન ઘડી કાઢીએ? ચલાવવા જેવો શબ્દ છે ખરો.)

પણ એકલી ચમત્કૃતિ બસ નથી હોતી. એની સાથે સંતોષ અને સ્વીકૃતિ પણ હોવી જોઈએ. કવિ કહે છે તે વાત આપણને માન્ય હોય કે ન હોય, એ વસ્તુ પાછળ, એ કલ્પના પાછળ અથવા શંકા પાછળ કાંઈક સત્ય રહેલું છે, અથવા સત્ય તરીકે તપાસવાની આપણી આગળ ફરજ આવી પડે છે એટલો સ્વીકાર તો હોવો જ જોઈએ.

એકાદ વસ્તુ, એની વિશિષ્ટતા અથવા કોઈ વિચિત્ર સંબંધ, જે આપણા ધ્યાનમાં આવ્યો ન હતો પણ જે ધ્યાનમાં લેવા લાયક છે ખરો, તે જ્યારે આપણે જોઈએ છીએ ત્યારે પણ એ નવીનતાનો આનંદ આપણને થાય છે. કોક કોક વાર નવીનતા કેવળ રજૂઆતની જ હોય છે. પણ એ કાંઈ ઓછી આનંદદાયક નથી હોતી. આવો આનંદ તે ખરેખર જીવનસમૃદ્ધિનો હોય છે. આપણે હતા એના કરતાં કાંઈક સમૃદ્ધ થયા, એમ લાગવાને કારણે જ કવિ પ્રત્યે આપણા મનમાં કૃતજ્ઞતા જાગે છે. શબ્દોનું સૌષ્ઠવ, ધ્વનિનું અનુરણન, છંદોનું ઔચિત્ય અને વિસ્તારમાં સંયમ એ બધું કવિતાને મદદ કરે જ છે. પણ એ બધા કવિતાના મૂળભૂત લાવણ્યના અલંકાર છે. એમાં ઔચિત્ય અને સંયમમાં જરાસરખી પણ ભૂલ થઈ તો અલં-કાર અતિ-કાર થવાનો, અથવા વ્યતિકાર થવાનો. એટલે જ તો ક્ષેમેન્દ્રે કહ્યું છે: औचित्यम् रससिद्धस्य स्थिरं काव्यस्य लक्षणम्। કાવ્ય રસસિદ્ધ તો હોવું જ જોઈએ. નહીં તો એને 'કાવ્ય' કહે જ કોણ? પણ ઔચિત્યનું વ્યાકરણ ન સચવાયું તો રસ વિરસ થવાનો, અને ગુણ અવગુણ નીવડવાનો.

આ બધું સ્વીકાર્યા પછી મારે મન કાવ્યની અથવા કવિવૃત્તિની મુખ્ય ખૂબી અને પરમ શક્તિ જે છે તે કવિવૃત્તિની ઉત્કટતા.

કવિ સાક્ષાત્કારી પુરુષ ન પણ હોય. એની જીવનસાધના શુદ્ધ કે સર્વાંગ પરિપૂર્ણ ન પણ હોય. પણ એની તે તે વખતની વૃત્તિ અને જીવનનિષ્ઠા ઉત્કટ તો હોવી જ જોઈએ. ઉત્કટતા વગર ચમત્કૃતિ જન્મે નહીં, છંદનું માધુર્ય અને ભાષાનું ઓજસ સાંપડે નહીં, નાવીન્ય સ્ફુરે નહીં. અને આશ્ચર્ય એ કે ઔચિત્ય માટેનો જરૂરી સંયમ પણ ઉત્કટતા વગર જળવાતો નથી. એટલે હું તો કવિના જીવનમાં અને એના જીવનદર્શનમાં ઉત્કટતા જ શોધું. અને મનુષ્યસ્વભાવ એવો છે કે જ્યાં ઉત્કટતા છે ત્યાં કેટલીયે ખામીઓ અને ઊણપો સહેજે દરગુજર કરાય છે. The world loves a lover (પ્રેમીને દુનિયા ચાહે) – એ સિદ્ધાંત અહીં પણ લાગુ પડે છે. ઉત્કટતા એ જ સર્વસ્વ છે.

## ૫. કાવ્યનું પ્રયોજન

કહે છે કાવ્ય બોધગર્ભ હોય તે સારું, પણ કવિએ સુયાણીનો ધંધો કરી બોધ બહાર કાઢી બતાવવો ન જોઈએ. મને એ વિચાર ગમેલો કેમ કે નાનપણમાં ઈસપની વાર્તાઓ સાથે છેલ્લે બોધની કંડિકા વાંચવી પડતી અને રસહાનિ થતી. કેટલાક ધાર્મિકો જ્યારે કોઈ કથા કહે છે ત્યારે રીતસર બોધ કાઢી બતાવવાના જ. પછી એમની વાર્તામાંથી એ બોધ સીધી રીતે નીકળતો હોય કે ન હોય. ઈસ્લામનો પ્રચાર કરતી એક ભોળી ચોપડી વાંચી હતી. કોઈ સંતે કે ફકીરે કરેલો ચમત્કાર વર્ણવ્યા પછી છેલ્લે આ શબ્દો અચૂક આવવાના : ઈસકે બાદ વહ આદમી ઈમાન લાયા ઔર મુસલમાન હુઆ. કોઈ માણસ મુસલમાન થાય એમાં આપણો વાંધો નથી પણ જમ્યા પછી ઓડકાર આવે તેમ વાર્તાને છેડે આટલી ફલશ્રુતિ આવે જ એ જોઈને કાંઈક રસહાનિ થતી હતી.

પણ હવે કેટલાક સાહિત્યરસિકો કહે છે કે વાર્તા કે કવિતા બોધગર્ભ પણ શા માટે હોય. સાહિત્યકૃતિમાં રસ નીતરે, ચમત્કૃતિ જન્મે, ચિત્તાકર્ષક અનુભૂતિ જણાય એટલું બસ હોવું જોઈએ. આ સિદ્ધાન્ત સાથે આપણે સહમત છીએ.

પણ જો સાહિત્ય જીવનનું રહસ્ય ઉકેલતું હોય તો એમાં અમુક બોધ તો હોવાનો જ. કવિ એ બોધનું સૂચન કરે એટલું બસ છે. પણ બોધ ન જ હોવો જોઈએ એ આજકાલનો આગ્રહ વધારે પડતો લાગે છે.

અને કવિ ભલે બોધગર્ભ કાવ્યનો બોધ અલગ કાઢીને બતાવે નહીં. પણ કાવ્યવિવેચક પણ બોધ કાઢી ન બતાવે એ આગ્રહ શા માટે?

યુવતી અથવા પ્રમદાના સૌંદર્ય કરતાં ગર્ભિણીનું સૌંદર્ય વધારે હોય છે એમ રસિકોનું કહેવું છે તે બરાબર છે. મરાઠી સંતકવિ નામદેવે કૈકેયી વિશે લખતાં વર્ણન કર્યું છે : સુંદરપણાચા અભિમાન ભારી । ત્યાતુની ગર્ભિણી નામા મ્હણે । પણ

ગર્ભિણી કાંઈ હમેશાં ગર્ભિણી રહી શકતી નથી. એ બાળકને જન્મ આપે છે અને બાળક પણ પોતાના બાળસેદારપણા(ચબીનેસ)થી આપણું મન હરી લે છે. બોધ પણ કાવ્યમય રૂપમાં ક્યાં નથી પ્રગટ કરાતો?

સાહિત્યરસિકનો દંડક ગમે તે હોય. જીવનરસિક અને જીવનઉપાસક સાહિત્ય તરફ જીવનાનંદની દૃષ્ટિએ જ જોવાનો. જીવનસાફલ્ય શામાં રહેલું છે, જીવનરસિકતા શાથી તૃપ્ત થઈ શકે છે એની ચર્ચા એ કરવાનો જ. કેવળ રસ, કેવળ આનંદ અને કેવળ ચમત્કૃતિ કાવ્યમાં કે સાહિત્યમાં આવી શકે છે, એથી તૃપ્તિ પણ મળી શકે છે. એની ના નથી. પણ જીવનનું ગાંભીર્ય, જીવનની પ્રસન્નતા અને જીવનસિદ્ધિનું લાવણ્ય સાહિત્યમાં આવ્યું તો સાહિત્ય અભડાયું એવું શા માટે માનીએ? અથવા જીવનમૂલ્યની ચર્ચા કરતાં શા માટે શરમાઈએ? આપણે જીવીએ છીએ, જીવનની સફળતા ઇચ્છીએ છીએ, જીવન માણવા માગીએ છીએ, એટલા માટે તો સાહિત્યનું સેવન કરીએ છીએ. જીવનની દૃષ્ટિ પ્રત્યે સુગાળવા થવાની કશી જરૂર નથી. રસિકતા મારી જાય, બોધ બોજારૂપ બને, અને સાંભળતાં ચિત્ત અકળાય એવી સ્થિતિ કવિએ, સાહિત્યસેવીએ અથવા સાહિત્યવિવેચકે ઊભી ન જ કરવી જોઈએ. પણ જીવનનાં મૂલ્યોનું સૂચન કરવું અને વિવેચક તરીકે એની ચર્ચા કરવી એ વ્યાપાર સાહિત્યબાહ્ય ન જ ગણાવો જોઈએ.

૧૨–૧૧–૧૯૬૧

# ૬. સાહિત્યકલામાં અલંકાર અને રસનું ઔચિત્ય

એક દિવસ સેવાગ્રામમાં દળના એક સ્વયંસેવક ગાંધીજીને મળવા આવ્યા હતા. ડ્રીલ અને કવાયતની તેમની સુંદર તૈયારી ગાંધીજીને દેખાડી તેમના આશીર્વાદ લેવા હતા. ગાંધીજીએ સમય આપ્યો અને કવાયત વગેરે જોઈ પોતાનો સંતોષ વ્યક્ત કર્યો. સંચાલકે બે શબ્દ કહેવાની ગાંધીજીને પ્રાર્થના કરી. સ્વયંસેવકો દૂર કતારમાં બેઠા હતા. ગાંધીજીએ કહ્યું : 'મારા બે શબ્દ સાંભળવા હોય તો નજીક આવો.'

ગાંધીજીની સૂચના સાંભળતાં જ બધા સ્વયંસેવકોનું ટોળું હુડડડડ કરતું ઊભું થયું અને ગામડાના કે સાધારણ શ્રોતાઓની જેમ ગાંધીજીની નજીક અવ્યવસ્થિત રીતે ઊભું રહ્યું.

ગાંધીજીએ કહ્યું : 'તમે લોકો તાલીમબદ્ધ છો, કતારમાં કેમ ચાલવું, કેમ દોડવું એનો સુંદર પ્રયોગ હમણાં જ તમે દેખાડયો પણ હતો. તમે લોકો જ્યાં બેઠા હતા ત્યાંથી મારી પાસે આવવામાં એ જ વિદ્યા કામે લગાડી હોત તો મને ખૂબ આનંદ થાત. કતારમાં રહીને ઊભા થઈ ઝડપથી ચાલતા અથવા દોડતા મારી નજીક આવી અર્ધા વર્તુળમાં આગળના લોકો બેસી ગયા હોત અને પાછળવાળા

ઊભા રહ્યા હોત તો તમારી કવાયત કામમાં આવી હોત. કવાયત માત્ર દેખાડવા માટે નથી, રોજબરોજના જીવનને વ્યવસ્થિત કરવા માટે હોય છે.'

કવાયતની તંત્રનિષ્ઠા અને દરેક કામ વ્યવસ્થિત રીતે કરવાની ઉપયોગિતા વિશે આટલું કહીને ગાંધીજીએ અંતે હસીને કહ્યું : 'તમે મારી પરીક્ષામાં પાસ ન થયા ને?' સ્વયંસેવકોને પોતાની હાર કબૂલ કરતું લાચારીભર્યું હાસ્ય મોં પર લાવવું પડ્યું.

દુનિયામાં જેટલું જ્ઞાન, જેટલું કૌશલ અને વ્યવસ્થાશક્તિ આપણે પ્રાપ્ત કરીએ છીએ તે કસોટીને સમયે કામમાં આવી શકે તો જ એની કિંમત છે. કલાની બાબતમાં તો આ વાત વિશેષપણે લાગુ પડે છે. કલા એ વ્યવસ્થા, સુંદરતા, સંયમ, પ્રસન્નતા અને કરકસર પણ છે. કોઈ માણસ પાસે અખૂટ ધન હોય તે અસ્થાને કે વગર હિસાબે ખર્ચ કરે તો લોકો તરત સમજી જાય કે આ માણસમાં જીવનકળાનો અભાવ છે. જો આપણે કોઈથી ખુશ થઈએ અને તેનાં બેહદ વખાણ કરવા લાગીએ અને ક્યાં સમાપ્તિ કરવી એ પણ સમજી ન શકીએ તો જેની સ્તુતિ થતી હોય તે માણસ પણ આખરે શરમાઈ જાય.

જો કોઈ સાહિત્યકાર કોઈ ચીજનું વર્ણન કરતાં કોશના બધા જ શબ્દો ઠાલવવા લાગે તો એની સ્મરણશક્તિની તારીફ આપણે જરૂર કરીશું, પણ તે સાહિત્યકલામાં નિપુણ છે એવું કદી કહીશું નહીં.

એક જૂના કવિએ પોતાની કવિતામાં એક બગીચાનું વર્ણન આપ્યું હતું. આ વર્ણનમાં તેને જેટલાં વૃક્ષનાં નામ યાદ હતાં તે બધાંને બગીચામાં ઊભાં કરી દીધાં હતાં; અને દુનિયામાં જેટલાં સ્વાદિષ્ટ ફળો પેદા થાય છે તે બધાં બગીચામાં ઉપસ્થિત થયાં તથા એકસાથે ફળ આપવા લાગ્યાં. કયું ફળ કાશ્મીરમાં જ પેદા થાય છે અને કયું કેરળમાં તેનું જ્ઞાન તો કવિને હતું જ નહીં, પરંતુ કઈ ઋતુમાં કયું વૃક્ષ ફળ આપે છે તેની જાણકારી આવશ્યક છે એટલું પણ જો તે જાણતો હોત તો ઘણી કુશળતાથી તે પોતાનું અજ્ઞાન છુપાવી શક્યો હોત; પરંતુ સાચો જ્ઞાની જ પોતાના અજ્ઞાનને છુપાવી શકે છે.

ઉત્તર ભારતના એક કવિએ છત્રપતિ શિવાજીના એક નાનકડા પહાડી કિલ્લા પર હજારો હાથી અને લાખો ઘોડાઓ પહોંચાડી દીધા હતા! બિચારાને ખબર નહીં હોય કે હાથી કદી સીધા ચડાણવાળા પહાડ પર ચડી શકે નહીં અને ઘોડા ગમે તેટલી ઝડપથી દોડવાવાળા હોય તોપણ કિલ્લામાં ઊભા રહેવા માટે જગ્યાની જરૂર હોય છે.

એક વખત દક્ષિણના એક પ્રખ્યાત કથકલી શૈલીના નર્તક આવ્યા હતા. તેમણે પોતાની કલાનું સારું પ્રદર્શન કર્યું. વચમાં ગુસ્સાબાજ માણસ પોતાનો ગુસ્સો કેવી રીતે વ્યક્ત કરે છે તેના અનેકાનેક કલાત્મક પ્રકાર તેમણે એક પછી એક બનાવ્યા, તેમાંનો દરેક પ્રકાર હતો તો કલાત્મક અને પ્રભાવશાળી પરંતુ

આ બધા પ્રકાર એક પછી એક અડધા કલાક સુધી ચાલવાથી બધી અસર તૂટી ગઈ અને રસ-પ્રદર્શનની જગ્યાએ નીરસતા આવી ગઈ.

અને દુ:ખની વાત તો એ હતી. પ્રદર્શનને અંતે જ્યારે બીજા કોઈ કલાકાર નર્તકની સાથે તેને ઝઘડો થયો અને બંને ગુસ્સે થઈ ગયા ત્યારે એમની ભાષામાંથી કલાત્મકતા તો ગાયબ થઈ જ ગઈ, પરંતુ ક્રોધ વ્યક્ત કરવાના હાવભાવમાં પણ તેમના સમૃદ્ધ કોશમાંથી એક પણ પ્રકાર બાકી ન રહ્યો! ગામડાના અભણ લોકો જેમ લડે અને અભદ્ર હાવભાવ કરે તેનું પ્રદર્શન થયું. આવા લોકો કથકલી નૃત્ય શીખવામાં બાર વરસ પણ વિતાવે તોપણ તે શું કામનું?

પરંતુ આનાથી ઊલટા સુંદર કલાત્મક અનુભવ પણ ઓછા નથી થયા.

એક ધનિક, સમૃદ્ધ અને સંસ્કારી માણસને ઘેર બપોરના ચારેક કલાક આમોદપ્રમોદમાં વિતાવવાનું આમંત્રણ હતું. પ્રવેશ કરતાં જ પહેલી વાત અમારા ધ્યાન પર એ આવી કે ખંડમાં ખુરશી, ટેબલ વગેરે ફર્નિચરની ગિરદી ન હતી. હરવાફરવાનો અવકાશ હતો. નાનામોટા માટે જુદી જુદી જાતની ખુરશીઓ હતી અને વાતચીત કરવાવાળાઓને એકબીજાથી દૂર બેસીને જોરથી બોલવાની મુશ્કેલી નિવારવામાં આવી હતી. દીવાલ પરના ફોટા અને ચિત્રો પણ પરિમિત હતાં.

અમને ખબર હતી કે ઘરની કન્યાઓ નૃત્યકલામાં કુશળ હતી, પરંતુ એ ખબર ન હોત તોપણ ખંડમાં આવવાની-બેસવાની નાનીમોટી ચીજો લાવવા-આપવાની આકર્ષક ઢબ જોઈને જ પ્રતીતિ થઈ જતી હતી કે હલનચલનના દરેક પ્રકારમાં ઉચ્ચ કલા વ્યક્ત થઈ રહી હતી. બોલવામાં કંઠનું માધુર્ય તો પ્રતીત થતું જ હતું પરંતુ ભાવ વ્યક્ત કરવાવાળા સ્વરના આરોહ-અવરોહ પણ સૂક્ષ્મ રૂપથી પોતાની અસર ફેલાવતા હતા.

મહેમાનોને ખાવાપીવાની ચીજો પીરસતી વખતે – તેમના આરામનો ખ્યાલ રાખતી વખતે – દરેક વાતમાં તેમની કલાત્મકતા પ્રગટ થતી હતી.

આમ મહેમાનોમાં એક વૃદ્ધ ખાસ સંકોચશીલ નહોતા. તેમણે કન્યાઓને કહ્યું, 'અમે સાંભળ્યું છે કે તમે લોકો ચિત્રકલા, નૃત્યકલા વગેરે અનેક કલાઓમાં પ્રવીણ છો, એનો પણ પરિચય અમને મળવો જોઈએ.' કન્યાઓએ મધુર સ્મિત કર્યું. યજમાને કહ્યું, 'કોઈક દિવસ તેનો પણ પ્રબંધ કરીશું.' વાત પૂરી થતાં મેં એ વૃદ્ધને ધીમે અવાજે કહ્યું, 'આપણે અહીં બે કલાકથી તેમના આતિથ્યનો આનંદ લઈ રહ્યા છીએ તેમાં આપને એ કન્યાઓની કલાનો પરિચય શું ઓછો થયો છે?'

મારી વાત યજમાન સાંભળી ન શકયા, પરંતુ તેમના ધ્યાનમાં આવ્યું કે હું કાંઈક કહી રહ્યો છું. યજમાને પૃચ્છા કરી. સંકોચના માર્યા મેં વાત ટાળી દીધી. પરંતુ મારા વૃદ્ધ સાથી શાના ચૂપ રહે? તેમણે મારું વાક્ય મોટે અવાજે સૌને સંભળાવ્યું. બધા લોકો હસ્યા. પછી તો વાતનો વિષય બદલાયો. પણ મેં જોયું કે યજમાન અને તેમની કન્યાઓ મારું એ વાક્ય સાંભળી સંતુષ્ટ થયાં હતાં. ઘણા

દિવસો પછી પરિચય વધતાં એક કન્યાએ મને કહ્યું : 'એ દિવસે અમે જોઈ શક્યા કે કલાનું સાચું પ્રયોજન એ વાક્યમાં પ્રગટ થયું હતું.'

કાશ્મીરના એક પ્રસિદ્ધ કવિએ સાહિત્યકલાનું વર્ણન કરતાં અલંકાર અને રસથી ઉપરનું સ્થાન ઔચિત્યને આપ્યું છે. તે કહે છે કે કાવ્યરસ સિદ્ધ ભલે થયો હોય, એમાંથી જ્યારે ઔચિત્ય પ્રગટે છે ત્યારે જ સાચું કાવ્ય બને છે– 'ઔચિત્યં રસસિદ્ધસ્ય સ્થિરં કાવ્યસ્ય લક્ષણમ્ ।'

ઔચિત્ય કાવ્યનું પ્રધાન લક્ષણ તો છે જ પરંતુ જીવનકલાનું પણ તે જ પ્રધાન લક્ષણ છે. કઈ ચીજ સાથે કઈ ચીજનો મેળ રહે છે, ક્યા અંશનું કેટલું પ્રમાણ હોવું જોઈએ, કઈ ચીજ બીજી કઈ ચીજના સહવાસથી, સ્વયં સુંદર હોવા છતાં પણ સૌંદર્યપૂર્ણ બને છે તેનું સૂક્ષ્મ જ્ઞાન જ્યારે રોજિંદા જીવનમાં ઊતરે છે અને સામાન્ય વ્યવહારમાં નિરપવાદપણે પ્રગટે છે ત્યારે જ સમજવું જોઈએ કે તે વ્યક્તિ પૂર્ણરૂપથી સંસ્કારી છે અને તેણે સંપાદન કરેલી બધી કલાઓ કૃતજ્ઞ બની છે.

માણસ ઊંચામાં ઊંચા કુળનો હોય અથવા નીચા કુળનો હોય પણ જ્યારે તે પોતાની વાતચીતમાં, રોજબરોજના જીવનવ્યવહારમાં અને નાનામોટાની સાથે સમાગમમાં આવતાં પોતાની સંસ્કારિતા પ્રગટ કરે છે ત્યારે જ તેની સાચી કુલીનતા પ્રગટ થાય છે – 'યથા યથા મુંચતિ વાક્ય-બાણં તથા તથા જાતિ-કુલ-પ્રમાણમ્'.

હું શાંતિનિકેતનમાં પાંચછ મહિના રહ્યો. એ દરમ્યાન કવિવર રવીન્દ્રનાથને રોજબરોજના જીવનમાં અનેક સ્વરૂપે અને નજીકથી જોવાની તક મળી. મારે કહેવું જોઈએ કે ભાષામાં, અંગપ્રત્યંગના હાવભાવ અને દરેકની સાથેના વર્તાવમાં તેમની કલાત્મકતા સુંદર રૂપે પ્રગટતી હતી અને તેમના વ્યક્તિત્વના પ્રભાવને પરિપુષ્ટ કરતી હતી. પ્રસન્નતા, નારાજી અથવા ગુસ્સો વ્યક્ત કરવામાં પણ તે કદી જીવનકલાની મર્યાદા ભૂલતા નહીં. રોજબરોજની એમની ઉપયોગી ચીજો, કપડાં, લેખનસાહિત્ય બધાંમાં તેમની કલાત્મક અભિરુચિ વ્યક્ત થતી હતી; અને હવે તો સારી દુનિયા જાણે છે કે કવિતા બનાવતાં કાગળ પર તેમને જે કાપકૂપ કરવી પડતી તેને પણ તેઓ કલાત્મક રૂપ આપી શકતા.

કાપકૂપમાં પણ સુંદરતા લાવી શકાય છે એનું વર્ણન કરતાં મને કૉલેજના દિવસો યાદ આવી ગયા. અમારા વખતમાં કર્ણાટકના એક નાજુક દૂબળા, પાતળા, ઊંચા નવયુવાનની ટૅનિસ રમવાની છટા એટલી મોહક હતી કે તેને માત્ર ટૅનિસ રમતો જોવા માટે અમે કેટલાક જણ ટૅનિસકોર્ટની બાજુમાં બેસતા. ટેનિસનો દડો ચૂકી ન જવાય એ લોભે જ્યારે તે દોડતો અને કોઈક વાર સમતોલપણું ખોઈ પડી જતો ત્યારે પડવામાં પણ તે પોતાની છટાની સુભગતા ખોતો નહીં. એક વાર કલબમાં જમતી વખતે તેનું આવું વર્ણન મેં કર્યું ત્યારે મારા ઘણા સાથીઓ એકદમ બોલી ઊઠ્યા, 'તમારી વાત સાચી છે. અમારું પણ એવું જ નિરીક્ષણ છે.'

સાચી કલા જો જીવનમાં ઊતરી ગઈ હોય તો તે જીવનના દરેક અંગપ્રત્યંગમાં

પ્રગટ થવી જ જોઈએ. સંત તુકારામના એક ભક્તિપૂર્ણ વચનનો અહીં ઉપયોગ કરવો જો અનુચિત ન હોય તો હું જરૂર કહીશ:

પડિલે લક્ષણ, ઇંદ્રિયા સકલા
ભાવ તો નિરાળા, નાહીં-દુજા.

કલાત્મકતાની આદત બધી ઇન્દ્રિયોમાં એટલી ઊતરી ગઈ છે કે તેને તેની આદત થઈ ગઈ છે. કોઈ અન્યથા ભાવશરીર અને ઇંદ્રિયો દ્વારા હવે થઈ જ શકે નહીં.

આ કલાત્મકતા કેવળ ભાષા, અવાજ, હલનચલન, હાવભાવ અને રીત-રિવાજમાં જ નહીં, પરંતુ સામાજિક, આર્થિક, રાજનૈતિક અને સામૂહિક જીવનમાં પણ વ્યક્ત થવી જ જોઈએ. એટલે સુધી કે વિપરીત વસ્તુનું જીવનમાં સ્થાન જ રહે નહીં. ઉત્તમ ગાવાવાળા ગવૈયાના મુખેથી કર્કશ વિસંવાદી સ્વર નીકળશે જ નહીં. કોલાહલમાં પણ તે તાલબદ્ધતા લાવશે અને પ્રાણ છોડતી વખતે અંતિમ શ્વાસ પણ સમના ઠેકા પર જ છોડશે.

## ૭. જીવનના ત્રણ આનંદ

જીવનમાં ત્રણ પ્રકારના આનંદો મળે છે: એક છે જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો મારફતે મળતા સર્વસાધારણ અને છતાં ઉત્કટ આનંદો. આવા આનંદો મારફતે જીવન સમૃદ્ધ થાય છે. અને જીવનની ઉત્કટતા અનુભવવાથી 'બીજા બે આનંદો-ની પૂર્વતૈયારી' થાય છે.

બીજો આનંદ છે કલાનંદ. આની વાત છેલ્લે કરીશું. કેમ કે એ જ આજે મારો મુખ્ય વિષય છે.

છેલ્લો, પરમ આનંદ છે – આત્માનંદ. એ કેળવવા માટે પ્રથમના આનંદ ઉપર – 'ઈંદ્રિયાનંદ' ઉપર, વિજય મેળવવો પડે છે. એ વિજયની સાધના વેદાન્તે શીખવી છે. ઈંદ્રિયાનંદોની પાછળ પડવાથી જીવન ભલે અમુક રીતે સમૃદ્ધ થતું હોય, પણ વેદાંત કહે છે, સરવાળે માણસ ઊતરે છે. પરમાનંદ પ્રાપ્તિમાં એ મોટામાં મોટું વિઘ્ન છે. તેથી ઈંદ્રિયસુખ પ્રથમથી જ ટાળવું સારું. એના અનુભવ વગર આત્માનંદની સાધના ઉત્તમ રીતે થઈ શકે છે. આત્માનંદ માટેની વેદાન્ત-ની આ આખી સાધનાને જ બ્રહ્મચર્ય કહી શકાય. કેવળ કામવાસના ટાળવી, એટલો જ બ્રહ્મચર્યનો અર્થ નથી. ગાંધીજીએ બ્રહ્મચર્યનો વ્યાપક અર્થ સમજાવ્યો. અને તે તરત ગળે ઊતર્યો. (અને છતાં મારી આત્માનંદની સાધનાનો પ્રારંભ બ્રહ્મચર્યથી થવો જ જોઈએ એવો આગ્રહ નથી.)

દિવસો પછી પરિચય વધતાં એક કન્યાએ મને કહ્યું: 'એ દિવસે અમે જોઈ શક્યા કે કલાનું સાચું પ્રયોજન એ વાક્યમાં પ્રગટ થયું હતું.'

કાશ્મીરના એક પ્રસિદ્ધ કવિએ સાહિત્યકલાનું વર્ણન કરતાં અલંકાર અને રસથી ઉપરનું સ્થાન ઔચિત્યને આપ્યું છે. તે કહે છે કે કાવ્યરસ સિદ્ધ ભલે થયો હોય, એમાંથી જ્યારે ઔચિત્ય પ્રગટે છે ત્યારે જ સાચું કાવ્ય બને છે – 'ઔચિત્યં રસસિદ્ધસ્ય સ્થિરં કાવ્યસ્ય લક્ષણમ્ ।'

ઔચિત્ય કાવ્યનું પ્રધાન લક્ષણ તો છે જ પરંતુ જીવનકલાનું પણ તે જ પ્રધાન લક્ષણ છે. કઈ ચીજ સાથે કઈ ચીજનો મેળ રહે છે, ક્યા અંશનું કેટલું પ્રમાણ હોવું જોઈએ, કઈ ચીજ બીજી કઈ ચીજના સહવાસથી, સ્વયં સુંદર હોવા છતાં પણ સૌંદર્યપૂર્ણ બને છે તેનું સૂક્ષ્મ જ્ઞાન જ્યારે રોજિંદા જીવનમાં ઊતરે છે અને સામાન્ય વ્યવહારમાં નિરપવાદપણે પ્રગટે છે ત્યારે જ સમજવું જોઈએ કે તે વ્યક્તિ પૂર્ણરૂપથી સંસ્કારી છે અને તેણે સંપાદન કરેલી બધી કલાઓ કૃતજ્ઞ બની છે.

માણસ ઊંચામાં ઊંચા કુળનો હોય અથવા નીચા કુળનો હોય પણ જ્યારે તે પોતાની વાતચીતમાં, રોજબરોજના જીવનવ્યવહારમાં અને નાનામોટાની સાથે સમાગમમાં આવતાં પોતાની સંસ્કારિતા પ્રગટ કરે છે ત્યારે જ તેની સાચી કુલીનતા પ્રગટ થાય છે – 'યથા યથા મુંચતિ વાક્ય-બાણં તથા તથા જાતિ-કુલ-પ્રમાણમ્'.

હું શાંતિનિકેતનમાં પાંચછ મહિના રહ્યો. એ દરમ્યાન કવિવર રવીન્દ્રનાથને રોજબરોજના જીવનમાં અનેક સ્વરૂપે અને નજીકથી જોવાની તક મળી. મારે કહેવું જોઈએ કે ભાષામાં, અંગપ્રત્યંગના હાવભાવ અને દરેકની સાથેના વર્તાવમાં તેમની કલાત્મકતા સુંદર રૂપે પ્રગટતી હતી અને તેમના વ્યક્તિત્વના પ્રભાવને પરિપુષ્ટ કરતી હતી. પ્રસન્નતા, નારાજી અથવા ગુસ્સો વ્યક્ત કરવામાં પણ તે કદી જીવનકલાની મર્યાદા ભૂલતા નહીં. રોજબરોજની એમની ઉપયોગી ચીજો, કપડાં, લેખનસાહિત્ય બધાંમાં તેમની કલાત્મક અભિરુચિ વ્યક્ત થતી હતી; અને હવે તો સારી દુનિયા જાણે છે કે કવિતા બનાવતાં કાગળ પર તેમને જે કાપકૂપ કરવી પડતી તેને પણ તેઓ કલાત્મક રૂપ આપી શકતા.

કાપકૂપમાં પણ સુંદરતા લાવી શકાય છે એનું વર્ણન કરતાં મને કૉલેજના દિવસો યાદ આવી ગયા. અમારા વખતમાં કર્ણાટકના એક નાજુક દૂબળા, પાતળા, ઊંચા નવયુવાનની ટૅનિસ રમવાની છટા એટલી મોહક હતી કે તેને માત્ર ટૅનિસ રમતો જોવા માટે અમે કેટલાક જણ ટૅનિસકોર્ટની બાજુમાં બેસતા. ટૅનિસનો દડો ચૂકી ન જવાય એ લોભે જ્યારે તે દોડતો અને કોઈક વાર સમતોલપણું ખોઈ પડી જતો ત્યારે પડવામાં પણ તે પોતાની છટાની સુભગતા ખોતો નહીં. એક વાર કલબમાં જમતી વખતે તેનું આવું વર્ણન મેં કર્યું ત્યારે મારા ઘણા સાથીઓ એકદમ બોલી ઊઠ્યા, 'તમારી વાત સાચી છે. અમારું પણ એવું જ નિરીક્ષણ છે.'

સાચી કલા જો જીવનમાં ઊતરી ગઈ હોય તો તે જીવનના દરેક અંગપ્રત્યંગમાં

પ્રગટ થવી જ જોઈએ. સંત તુકારામના એક ભક્તિપૂર્ણ વચનનો અહીં ઉપયોગ કરવો જો અનુચિત ન હોય તો હું જરૂર કહીશ :

પડિલે લક્ષણ, ઇંદ્રિયા સકલા
ભાવ તો નિરાળા, નાહીં-દુજા.

કલાત્મકતાની આદત બધી ઇન્દ્રિયોમાં એટલી ઊતરી ગઈ છે કે તેને તેની આદત થઈ ગઈ છે. કોઈ અન્યથા ભાવશરીર અને ઇંદ્રિયો દ્વારા હવે થઈ જ શકે નહીં.

આ કલાત્મકતા કેવળ ભાષા, અવાજ, હલનચલન, હાવભાવ અને રીત-રિવાજમાં જ નહીં, પરંતુ સામાજિક, આર્થિક, રાજનૈતિક અને સામૂહિક જીવનમાં પણ વ્યક્ત થવી જ જોઈએ. એટલે સુધી કે વિપરીત વસ્તુનું જીવનમાં સ્થાન જ રહે નહીં. ઉત્તમ ગાવાવાળા ગવૈયાના મુખેથી કર્કશ વિસંવાદી સ્વર નીકળશે જ નહીં. કોલાહલમાં પણ તે તાલબદ્ધતા લાવશે અને પ્રાણ છોડતી વખતે અંતિમ શ્વાસ પણ સમના ઠેકા પર જ છોડશે.

## ૭. જીવનના ત્રણ આનંદ

જીવનમાં ત્રણ પ્રકારના આનંદો મળે છે: એક છે જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો મારફતે મળતા સર્વસાધારણ અને છતાં ઉત્કટ આનંદો. આવા આનંદો મારફતે જીવન સમૃદ્ધ થાય છે. અને જીવનની ઉત્કટતા અનુભવવાથી 'બીજા બે આનંદો-ની પૂર્વતૈયારી' થાય છે.

બીજો આનંદ છે કલાનંદ. આની વાત છેલ્લે કરીશું. કેમ કે એ જ આજે મારો મુખ્ય વિષય છે.

છેલ્લો, પરમ આનંદ છે – આત્માનંદ. એ કેળવવા માટે પ્રથમના આનંદ ઉપર – 'ઇંદ્રિયાનંદ' ઉપર, વિજય મેળવવો પડે છે. એ વિજયની સાધના વેદાન્તે શીખવી છે. ઇંદ્રિયાનંદોની પાછળ પડવાથી જીવન ભલે અમુક રીતે સમૃદ્ધ થતું હોય, પણ વેદાંત કહે છે, સરવાળે માણસ ઊતરે છે. પરમાનંદ પ્રાપ્તિમાં એ મોટામાં મોટું વિઘ્ન છે. તેથી ઇંદ્રિયસુખ પ્રથમથી જ ટાળવું સારું. એના અનુભવ વગર આત્માનંદની સાધના ઉત્તમ રીતે થઈ શકે છે. આત્માનંદ માટેની વેદાન્ત-ની આ આખી સાધનાને જ બ્રહ્મચર્ય કહી શકાય. કેવળ કામવાસના ટાળવી, એટલો જ બ્રહ્મચર્યનો અર્થ નથી. ગાંધીજીએ બ્રહ્મચર્યનો વ્યાપક અર્થ સમજાવ્યો. અને તે તરત ગળે ઊતર્યો. (અને છતાં મારી આત્માનંદની સાધનાનો પ્રારંભ બ્રહ્મચર્યથી થવો જ જોઈએ એવો આગ્રહ નથી.)

અત્યારે મારે કલાનંદ વિશે ખાસ કહેવું છે. ઉપર વર્ણવેલા, પરસ્પર વિરોધ ગણાતા બે આનંદો વચ્ચે કલાનંદને મૂકી શકાય. આને વિશે કંઈક વિસ્તારથ લખવું છે.

૨

કોઈ 'માતા'ને પોતાના નાના બાળકને ધવડાવતાં, ખવડાવતાં, નવડાવતાં અને સુવાડતાં અત્યંત સાત્ત્વિક આનંદ મળે છે. બાળક જ્યારે માને ભેટી પડે છે ત્યા માનો આનંદ વધારે કે બાળકની તૃપ્તિ વધારે, એ કહેવું મુશ્કેલ છે. આ આનંદ ભલે અત્યંત સાત્ત્વિક હોય, છતાં આ છે તો ઇંદ્રિયનંદ જ. આનું સુખ મા અને બાળકમાંથી કોઈનેય પાડતું નથી પણ ચડાવે છે, એટલે જ એને મેં સાત્ત્વિક આનંદ કહ્યો છે. પણ આને હું કલાનંદ ન કહું. કલાનંદમાં અલિપ્તતા હોવી જ જોઈએ. અને છતાં ઇંદ્રિયાનંદના સુખનું સ્મરણ એમાં આવશ્યક છે.

ઉપરના દાખલામાંથી જ આ વાત સ્પષ્ટ કરી શકાય.

ધારો કે આપણે કોઈ અજાણી માને પોતાના બાળકને સાચવતાં અને કેળવતાં જોઈએ છીએ. એવે વખતે આપણે પોતે જો પૂરા સંસ્કારી હોઈએ તો અલિપ્ત-પણે માતાનો આનંદ પણ અનુભવીએ છીએ. અને થોડા લોકો તો, એ માના બાળકને મળતો આનંદ પણ, અલિપ્તપણે અનુભવી શકે છે, એ હું જાણું છું. માદીકરાનાં ઉત્કટ સુખનો તટસ્થપણે અનુભવ કરવો, અને એ અનુભવમાં ઇન્દ્રિય-સુખને જાગ્રત થવા ન દેવું, એ છે ખરો કલાનંદ. ઇંદ્રિયસુખનું સ્મરણ થાય, પણ એની જાગ્રતિ ન થાય, એ છે ખરેખર કલાનંદનું શુદ્ધ સ્વરૂપ.

મા અને બાળકના આલિંગનનો પ્રસંગ જોઈએ અથવા એનું સુંદર ચિત્ર જોઈએ, તો આપણને જે આનંદ થાય છે તે શુદ્ધ કલાનંદ છે. પણ કોઈ નાનું બાળક આવું ચિત્ર જુએ તો એનો ભાવનાત્મક આનંદ એ સમજી ન શકે. કોઈ રૂક્ષ માણસ પણ એવો પ્રસંગ, અથવા એનું ચિત્ર જોઈને પૂરતો કલાનંદ પણ ન મેળવી શકે. પણ જો એ માણસે કોક વખતે એવું સાત્ત્વિક સુખ જીવનમાં અનુ-ભવ્યું હોય તો તે જૂના અનુભવનું તટસ્થ અને અલિપ્ત સ્મરણ થવાથી એને ઉત્કટમાં ઉત્કટ 'કલાનંદ' મળી શકે છે.

હવે મા અને બાળકનો દાખલો છોડી દઈ આપણે કોઈ યુવક અને યુવતી-ના શૃંગારચેષ્ટાના ચિત્રનો અથવા મૂર્તિનો દાખલો લઈએ.

કામવિકારનો જેને ખ્યાલ સરખો નથી એવું બાળક જો એ ચિત્ર જુએ તો એને, વિકારજાગ્રતિને અભાવે, (કેમ કે એણે એવા વિકારનો કલ્પનાથી પણ અનુભવ લીધેલો નથી હોતો) એ બાળકને એ ચિત્રમાંથી વિકારજાગ્રતિ ભલે ન થાય પણ એમાંથી એને કલાનંદ ન મળી શકે. સંભવ છે કે એ ચિત્રમાં એ કળાનો અભાવ પણ જુએ.

હવે, પુખ્ત ઉંમરની કોઈ વ્યક્તિ એવું શૃંગારિક ચિત્ર જુએ અને જો એનામાં વિકાર જાગ્રત થાય, તો એ ચિત્ર જોઈને એને આનંદ જરૂર થાય પણ એને

આપણે કલાનંદ ન જ કહી શકીએ. એ તો વિકારજાગ્રતિનું મનગમતું સાધન જ થઈ બેસે.

પણ જો કોઈ પુખ્ત ઉંમરનો સંસ્કારી માણસ એ ચિત્ર જુએ, અને એણે જો કામવિકાર પર વિજય મેળવવાની સાધના પૂરી કરી હોય તો એ ચિત્ર જોઈ એનું મન બિલકુલ વિકારી નહીં થાય. (અને જો વૈરાગ્ય કેળવવાની સાધનામાં એણે એ વસ્તુ પ્રત્યે ઉત્કટ તિરસ્કાર કેળવ્યો હોય, તોપણ એ ચિત્રમાંથી એ કલાનંદ મેળવી ન શકે. કેમ કે ઉત્કટ તિરસ્કાર એ પણ વાસના જેટલો જ વિકાર હોઈ, એમાં કલાનુભવ માટે જોઈતી તટસ્થતા અને અલિપ્તતા રહેતી નથી.)

આ દાખલામાં જે વ્યક્તિને વિકારિતાની કલ્પના છે અને સાધના દ્વારા જેણે એ વિકારિતા ઉપર વિજય મેળવી, અલિપ્તતા સાધી છે, તેને જ એ ચિત્રમાંથી શુદ્ધ અને ઉત્કટ કલાનંદ મળી શકે છે.

કલાનંદ કેળવવાની આ સાધના અને આત્માનંદ અથવા બ્રહ્માનંદ મેળવવાની સાધનામાં કોઈ સામ્ય છે ખરું? અને બંને આનંદમાં ઉત્કટતા ભલે સરખી ન હોય, પણ એ બે આનંદમાં કાંઈ સામ્ય છે ખરું?

આનંદમાં જો સહેજ પણ સામ્ય હોય તો બંનેની સાધનામાં પણ ઠીક ઠીક સામ્ય હોવું જોઈએ. કલાત્મક સાધનાનો સખત વિરોધ કરનારા કેટલાક વેદાંતીઓ હોય છે. તેઓ ઇંદ્રિય સુખ અને કલાત્મક આનંદ વચ્ચેનો ભેદ — તાત્ત્વિકપણે પણ — સમજી શકતા નથી. અને તેથી એમની બંને સાધનામાં સામ્ય કરતાં વિરોધ જ વધારે હોય છે. એ વસ્તુનું ચિંતન અને નિરૂપણ કરવા માટે જ આ વિવેચન ઊભું કર્યું છે.

# ૮. સાહિત્ય અને સદાચાર

## ૧

આ વિષય જેટલો મહત્ત્વનો છે તેટલો જ અગવડભરેલો પણ છે; અને આજનો જમાનો જુદા જુદા સવાલો ઊભા કરવામાં જેટલો હોશિયાર છે તેટલી તે સવાલોનો ફેંસલો કરવાની તેને ટેવ નથી. અથવા તો કોઈ સવાલોનો ફેંસલો થાય એ એને ગમતું જ નથી. જૂના જમાનામાં કેટલાક માંત્રિકોને ભૂતો જગાડવાની ક્રિયા આવડતી હતી, પણ પોતે જ જગાડેલાં ભૂતોને તે સદ્‌ગતિએ પહોંચાડી શકતા નહીં અને ભૂતોનો તો સ્વભાવ એવો હોય છે કે તેમને જો વખતસર દાટી દેવામાં ન આવે તો પોતાને જગાડનારા માંત્રિકોને જ તે ખાઈ જાય! આજના સામાજિક પ્રશ્નોનો પણ વખતસર ઉકેલ ન આવવાથી તે સમાજને જ ખાઈ જવાની તૈયારીમાં છે. આ સ્થિતિ સામે એક ઉપાય સમાજને જડ્યો છે ખરો. ભૂતની પેઠે સમાજને ખાઈ જવાને માટે મોઢું ફાડીને કોઈ એક સવાલ ઊભો

થાય કે તરત જ તેની સામે આજનો સમાજ નવા જ બેચાર સવાલો ફેંકી દે છે. અને પછી આ નવા સવાલો જૂના સવાલોને બાજુએ ખસેડીને પોતે જ તોફાન ચલાવી દે છે. આ યુક્તિથી થોડોક બચાવ થઈ શકે છે ખરો. પણ ભૂતાવળ ચારે તરફ વધવા લાગે છે અને આખું વાતાવરણ ભૂતાવળથી ભરાઈ જાય છે. આને લીધે પોતાને ત્રાસદાયક થઈ પડે એવા સવાલ ઉઠાવવા એ જોખમ-ભરેલું છે. પણ યક્ષે પ્રશ્ન પૂછ્યો એટલે જવાબ આપવો જ જોઈએ, નહીં તો એ તરફથી પણ મોત આવવાનું જ!

સાહિત્યની સાથે નીતિનો ખરેખરો કંઈ સંબંધ છે? ઉત્કૃષ્ટ સાહિત્ય નીતિ-નિરપેક્ષ કેમ ન હોઈ શકે? સાહિત્યકોનાં આચરણ તરફ જોવાની અમને શી ગરજ? નીતિના નિયમો જીવનને કનડે છે એટલું બસ છે! તેની કનડગત સાહિત્ય અને કલાને શા માટે? એવા અનેક સવાલ પુછાય છે.

આ સવાલના જવાબ બંને બાજુથી અનેક વખત અપાઈ ચૂક્યા છે. અને પ્રત્યેક પક્ષને લાગે છે કે સામાવાળાને અમે 'बिलकुल मुंहतोड जवाब दे दिया' જેની જે બાજુએ ખાતરી થયેલી છે તે બાજુએ તે દૃઢ થવામાં આ જવાબોનો ઉપયોગ થાય છે એટલું જ.

જેનું આચરણ રૂઢિવિરુદ્ધ છે, એટલું જ નહીં પણ કોઈ પણ પ્રકારે તેનું સમર્થન થઈ શકે એવું નથી, જેનો આચાર એટલો સૂગ ઉત્પન્ન કરનારો હોય છે કે તેનો ઉલ્લેખ કરતાં પણ ત્રાસ છૂટે છે, એવો માણસ પણ કોઈક વખતે અપ્રતિમ સાહિત્યકૃતિ અથવા કલાકૃતિ નિર્માણ કરી શકે છે. એકાદ ગવૈયો પોતાના આલાપો દ્વારા સર્વ પ્રકારના દૈવીભાવ વ્યક્ત કરીને સાત્ત્વિકતાની પરિ-સીમા કરી મૂકે છે. પણ તેના આચરણ તરફ જોઈએ તો તેના પર સંગીતની બિલકુલ અસર થઈ નથી એમ જ કહેવું પડે. મંદિરના કેટલાક પૂજારીઓ જેમ ભક્તિશૂન્ય હોય છે તેવી જ રીતે આવા ગવૈયાઓ પણ ભાવશૂન્ય દેખાઈ આવે છે.

આમ જો છે તો એકાદ મનુષ્યનું આચરણ ખરાબ છે તેથી તેની કલાનિર્મિતિ પણ ત્યાજ્ય સમજવી કે કેમ એવો સવાલ કેટલાક પૂછે છે. બીજી બાજુએ એવો પણ સવાલ પૂછવામાં આવે છે કે જે કલાવૈભવની અસર પ્રત્યક્ષ કલાધરો પર થતી નથી તેનું મહત્ત્વ જીવનની દૃષ્ટિએ કેટલું સમજવું? બોધગર્ભ નાટકો રાત-દહાડો જોનારા રસિકોમાં સદાચાર વધ્યો છે એમ આપણે કહી નહીં શકીએ. કલાધર અને કલારસિક બંનેના જીવન પર જે કૃતિઓનું ઇષ્ટ પરિણામ થાય જ છે એમ આપણે કહી નથી શકતા એવી કલાકૃતિઓનાં આટલાં બણગાં શાના ફૂંકીએ!

કલાકૃતિનું નિરીક્ષણ, ચિંતન કરવાથી મનુષ્યને અતિશય આનંદ થાય છે એમાં શંકા નથી. પણ એવો આનંદ તો મેવામીઠાઈ ખાવાથી પણ થઈ શકતો હશે. રોમન સામ્રાજ્યની પડતી વેળાએ સૂપશાસ્ત્ર(રસોઈ)માં પ્રવીણ હોનારા બલ્લવા-ચાર્યોને મોટા મોટા સેનાપતિઓ કરતાં પણ વધારે પગાર મળતો હતો એમ કહેવાય

છે. પણ તેમને રાજદરબારમાં સરદારોની પંક્તિમાં બેસાડતા હતા એવું ક્યાંયે લખેલું મળી આવતું નથી. પણ આજ જોઈએ તો કલાકાર એ તો લગભગ લોક-ગુરુ થવા ઇચ્છે છે એને શું કહીએ?

બીજી બાજુએથી પણ જે સવાલ પૂછવામાં આવે છે તે પણ આટલો જ મુંહતોડ છે.

તમારા મોટા મોટા ધર્માચાર્યો અને ધર્મોપદેશકો પણ જેવું બોલે છે તેવું જ આચરણ કરે છે? એકને વિશે તો એવું વર્ણન છે કે He taught virtue by precept and vice by example! વાણી વડે પ્રચાર ધર્મનો અને કૃતિથી પ્રચાર અધર્મનો એવી તેણે પક્ષપાતરહિત શ્રમવિભાગણી કરી દીધી હતી. જો 'न देवचरितं चरेत् ।' એ સાચું છે, સાધુપુરુષોનાં પણ સુચરિતો જ કેવળ અનુકરણીય છે. 'नो इतराणि ।' એ જો સાચું તો કલાની બાબતમાં પણ તે જ નિયમ કેમ લાગુ ન કરીએ? His best he gives, take it and be thankful.

એવું વાગ્યુદ્ધ અખંડ ચાલી શકે. જે લોક નીતિનો ઉપદેશ કરે છે તે કહે છે કે અમારું આચરણ આદર્શ છે એવી બડાઈ જો અમે હાંકીએ તો તેનો વિચાર કરો. અમે કેવળ તટસ્થ રીતે સમાજહિતનો વિચાર કરીને મનુષ્યજાત સામે જે આદર્શ આજ સુધી રાખવામાં આવ્યો છે અને જે કેટલીક વ્યક્તિઓએ આચ-રણમાં લાવીને વ્યવહાર્ય હોવાનું સિદ્ધ કરી બતાવ્યું છે તે જ આદર્શ લોકો આગળ રાખીએ છીએ. અમારું આચરણ સર્વોચ્ચ નથી તેટલા માટે શું અમે આદર્શને પણ નીચે ખેંચીએ? આદર્શ આહાર કયો અને ખરાબ કયો એ એકાદ દાક્તર સમજાવીને કહે અને તેની શાસ્ત્રીય ઉત્પત્તિ તમારી આગળ મૂકે ત્યારે આ દાક્તરનો આહારવિહાર કેવો છે એ તમે જોતા નથી. દાક્તરના શબ્દોની કિંમત આવે છે. તેની શાસ્ત્રીયતાને લીધે દાક્તરના આચરણની સાથે તેનો ઝાઝો સંબંધ નથી હોતો એટલા માટે આ સવાલ તટસ્થતાથી ઉકેલવો જોઈએ.

ખરો સવાલ એ છે કે ઉચ્ચ સાહિત્યને અથવા કલાકૃતિને સદાચારની કસોટી પર કસીએ કે નહીં?

સાહિત્ય, સંગીત અને કલા – ત્રણેનું મહત્ત્વ જીવન પર થનારાં તેનાં પરિણામ ઉપર જ છે. અને જીવનની સુંદરતા સદાચાર ઉપર અવલંબીને રહે છે એટલે જીવનનો સંપૂર્ણતાથી વિચાર કરનારા કોઈને પણ સદાચારને વિઘાતક એવી કોઈ પણ વસ્તુ સુંદર લાગશે જ નહીં.

બીજી બાજુએ વિચાર કરતાં જીવન એ એક અખંડ વસ્તુ છે. સાહિત્ય, સંગીત, કલા, સદભિરુચિ, સદાચાર – આ બધી વસ્તુઓ જીવનનાં જ અંગો હોવાથી પરસ્પર સંલગ્ન છે. આ વિશ્વ જેમ ગુરુત્વાકર્ષણના સાર્વભૌમ નિયમથી નિયંત્રિત છે અને કોઈ પણ ખગોલવ્યક્તિનું બીજી ખગોલવ્યક્તિ પર પરિણામ થયા વગર રહેતું નથી, તે જ પ્રમાણે મનુષ્યના આચરણનું પરિણામ તેની સાહિત્યકૃતિ પર થયા વગર રહેતું

નથી. જૂઠાણું ક્યાંકને ક્યાંક છતું થાય જ છે, ફૂટી જ નીકળે છે. જેનું આચરણ અશુદ્ધ છે તેણે કેટલુંયે વિશુદ્ધ સાહિત્ય તૈયાર કર્યું હોય તોપણ તેમાં ક્યાંક ને ક્યાંક વિસંવાદી સૂર નીકળવાનો જ. અનુભવવાણી જેમ નક્કર અને નિર્ભય હોય છે તેમ નકલી વાણી નથી હોતી.

રામકૃષ્ણ પરમહંસે સુકાયેલા નારિયેળનો આપેલો દાખલો બધે લાગુ કરવાનો નથી. લીલા નારિયેળ પર પ્રહાર કરીએ તો ઉપરની કાચલીની સાથે જ અંદરના કોપરાના પણ બે ટુકડા થાય છે પણ તે જ નારિયેળ સુકાઈને ગોટો થઈ ગયો હોય તો ઉપરની કાચલીના કટકા થાય તોપણ અંદરનો ગોટો જેવો ને તેવો જ રહે છે એ જ ન્યાયે મુક્ત પુરુષ પર બાહ્ય આઘાત કેટલાયે થાય તોપણ તેને લીધે તેનું શરીર રિબાતાં છતાં તેના મનમાં કે હૃદયમાં બિલકુલ વિકૃતિ ઉત્પન્ન થશે નહીં. જો કોઈ કહે કે કલાકારનું જીવન તદ્દન દુરાચારમય હોય તોયે તેની કલા-ભિજ્ઞતા અને કલાકૃતિ તદ્દન અલિપ્ત જ રહે છે તો તે સાચું છે એમ કહી શકાય નહીં. ઉચ્ચ કલાકૃતિનો જશ જો કલાકારને મળી શકે તો કલાકારના જીવનની હીનતા તેની કૃતિને ઝાંખી પાડવાની જ. અને તે કલાકૃતિની અસર સમાજ પર થતી હોય ત્યારે જે જે વખતે કલાકારનું સ્મરણ થાય તે તે વખતે તેના જીવનના સંસ્કાર પણ સાથે સાથે લઈને આવવાની જ!

પ્રત્યેક કલાકૃતિ અપૌરુષેય હોય છે, તેનો સરજનહાર કેવળ નિમિત્ત માત્ર હોય છે એમ નક્કી કરીએ તો કલાકારને જશનો કશો જ ભાગ મળવો ન જોઈએ. આવા છૂટાછેડા જ્યાં સુધી આપણે કરી શકીએ નહીં ત્યાં સુધી કલાકૃતિની સાથે કલાકારના જીવનનો વિચાર કરવો પડવાનો જ. એકાદું તેજસ્વી વચન કોઈ શૂરની વાણીમાંથી નીકળ્યું હોય તો તેનું પરિણામ આપણા મન પર જુદી રીતે થાય છે અને 'આપસમાં વેર વધ્યું એટલે શત્રુ ફાવી જાય છે' એ ભારતવાસીઓને માટેનું અત્યંત મહત્ત્વનું વચન રાઘોબાદાદા*નું છે એમ સમજાયા પછી તે વચનમાંથી કેવળ વિષાદ જ ઉત્પન્ન થવાનો.

ઉત્કૃષ્ટ મીઠાઈ એઠી છે, વાસી છે અથવા તેમાં ઝેર ભેળવ્યું છે એમ સમજાયા પછી તે જોઈને મોંમાં છૂટેલું પાણી પણ જેમ સુકાઈ જાય છે, તેમ જ કલાકૃતિનો કર્તા કેવો છે તે સમજાયા પછી તેની અસર કલાકૃતિના આસ્વાદન ઉપર થવી જ જોઈએ. ફૂલછાબમાં કુશળતાથી ગોઠવેલાં ફૂલો જોઈને આપણને આનંદ થાય છે, નાનાં બાળકોના કૂંપળ જેવા કોમળ હાથ જોઈને પણ આનંદ થાય છે પણ તે જ હાથ તોડીને તેનો ગુચ્છો બનાવીને મોટી ફૂલછાબમાં રાખ્યો હોય તો કેવળ નરી રસિકતાની જ દૃષ્ટિએ આપણે તે દૃશ્ય તરફ જોઈ શકીએ ખરા? નીતિ-ની દૃષ્ટિએ એ આચરણ નિંદ્ય છે પણ કલાની દૃષ્ટિએ બાળકોના હાથનો આ ગુચ્છો નિતાંત રમણીય છે એવા ઉદ્ગાર આપણા મોંમાંથી નીકળી શકે ખરા? કલાનું બધું

* પેશવાના કુટુંબનાં એક સ્વજનદ્રોહી રાજપુરુષ.

શિક્ષણ લઈને આવ્યા પછી તે બાળકોની માતાઓને તે દૃશ્ય જોઈને આનંદિત થવાનું કહી તો જુઓ!

એકાદ ખાબોચિયામાંનું પાણી સડીને તેમાં જીવડાં ખદબદતાં હોય અને આખું ખાબોચિયું ઝેરીલું થઈ ગયું હોય; કાદવ સડી જઈને તેમાંથી દુર્ગંધ આવતી હોય તોય જ્યાં સુધી તેનો પૃષ્ઠ ભાગ સ્વચ્છ અને શાંત છે ત્યાં સુધી અનંત આકાશ તે પાણીમાં સારી પેઠે પ્રતિબિંબિત થઈ શકે છે. સંધ્યાના બાદશાહી રંગો, વાદળોના ઢગલા, અને તારાઓનાં પારિજાત બધું તે પાણીમાં આબેહૂબ જોઈ લેવું! એ જ જો આપણે તટસ્થ રીતે જોઈ શકીએ તો જોવું; પણ એટલી સમૃદ્ધિ, એટલો વૈભવ, અને આ બધું આનંત્ય બેવડું કરી આપનારું તે પાણી પીવા જેવું છે એમ જો કોઈ નક્કી કરે તો તે ભૂલનું પરિમાર્જન પ્રાણદંડ આપીને જ થઈ શકે.

કલાકૃતિનું સૌંદર્ય જ્યાં સુધી અલિપ્ત છે ત્યાં સુધી તેનો આસ્વાદ સુખેથી લ્યો, પણ કલાકારની સાથે તેનો સંબંધ આવ્યો કે તેનું જીવન તપાસીને લ્યો એટલું જ આજે કહી શકીએ. પણ કલાકારની કૃતિમાં તેના જીવનનો અંશ ઓછાવત્તા પ્રમાણમાં આવ્યા વગર રહેવાનો નથી. આ સિદ્ધાંત સાચો નથી એમ કહેવાની હિંમત કોઈ ન કરે.

'દેવ હોઈશ તો બીજાને પણ કરીશ એમાં સંદેહ નથી.'

'દુષ્ટ હોઈશ તો બીજાને પણ તેવો જ કરીશ એમાંયે સંદેહ નથી.' એ તુકારામનું વચન વિશ્વજનીન અનુભવ સૂચવે છે.

હવે કલાકારની દૃષ્ટિએ થોડો વિચાર કરીએ. એક વખત એક પિતાએ પોતાના છોકરાને બહુ સરસ સંગીત શિખડાવ્યું. છોકરાના ગાયનના જલસા થવા મંડ્યા કે તેના કોકિલસમા કંઠમાંથી નીકળતા સંગીતના ફુવારા કાને આવતાં જ બધો શ્રોતૃ-સમાજ તલ્લીન થઈ જતો હતો. આ ધન્યતા પોતાને મળવી જોઈએ એમ લાગવાથી બાપ વચમાં જ ભાષણ કરતો કે આ **મારો** દીકરો છે, મેં આટલી આટલી મહેનત લઈને આને ભણાવ્યો છે, મેં આટલા આટલા સંગીતગ્રંથોનું અધ્યયન કર્યું છે વગેરે; પણ શ્રોતાઓ વાસુદેવની ભક્તિ વસુદેવને અર્પણ કરવા તૈયાર ન હતા તેથી પિતાની તરફ કૃતજ્ઞતાબુદ્ધિથી જોવાને કોઈ જ તૈયાર ન હતું. તેથી પિતા હાંસીપાત્ર થતો અને લોકોનો રસભંગ થતો. કલાકૃતિના પિતાનું પણ કોક કોક વખતે આવું જ થાય છે એ કલાધરે જાણવું જોઈએ અને પોતાના અપત્યના જયજયકારનો આનંદ તેણે ચોરની માફક છાનોમાનો ભોગવવો જોઈએ.

પણ પોતાની કલાકૃતિને છાજે એવું પોતાનું જીવન હોય એવો આગ્રહ કલાધર શા માટે ન રાખે? આ કલાકૃતિની તરફ જોઈને આ કલાધરના દોષ ભૂલી જાઓ એમ કરગરવાનો અથવા દયાની ભિક્ષા માગવાનો પ્રસંગ જ શા માટે આવે? તદ્દન જડમૂઢને પણ ઊંચા વાતાવરણમાં જે કૃતિ લઈ જાય છે તેની જ દીક્ષા લઈને કલાધર પોતાનું જીવન ઉન્નત અને કલ્યાણમય શા માટે ન કરે?

જે પ્રમાણમાં ખાતર વધારે સડી ગયેલું તે પ્રમાણમાં ફળફૂલોનો પાક વધારે

આવવાનો, એના જ જેવો પ્રકાર જીવન અને કલાનિર્મિતિનો છે એવું કંઈ સિદ્ધ થયું નથી; નહીં તો ઉત્કૃષ્ટ કલાકૃતિ દુનિયાને બક્ષવા માટે પોતાનાં જીવનો નરક કરી નાખનારા આ ત્યાગવીરોનાં વખાણ કરી શકાત. પણ અનુભવ આથી ઊલટો છે. જે ગવૈયાનું આચરણ વિલાસવિમુખ અને શુદ્ધ હોય છે તેની સંગીતકલા અને આવાજી વધારે ઉત્કૃષ્ટ ટકી રહે છે. ચિત્રકાર શું અને સાહિત્યકાર શું, અહંપ્રેમથી ઝપટાઈ ગયો એટલે તેની કલાને પડતી દશા આવવાની જ. તે વિલાસમાં ડૂબી ગયો એટલે તેને કલાયોગ સાધતો નથી અને નેપોલિયનની પેઠે બરાબર વિજયની ઘડીએ જ બુદ્ધિભ્રંશ થઈ જઈને યુરોપનો રાજમુકુટ મળવાને બદલે તેને સેંટ હેલિનાની બ્રિટિશ મહેમાનગીરી સ્વીકારવી પડે છે.

લોકોને એમ થવું જોઈએ કે આ કલાકૃતિનાં વખાણ કરીએ કે આ કલાધરની અલૌકિક જીવનવિભૂતિનું ધ્યાન ધરીએ? એવી મહત્ત્વાકાંક્ષા કલાધર શા માટે ન રાખે? અને પછી સાહિત્ય અને સદાચાર એ વિશે પોતાનું સમર્થન કરનારું વિવેચન પણ કરવું પડશે નહીં. સર્વોચ્ચ કલા તે જીવનકલા છે. તેમાં હીનતા સ્વીકારીને આનુષંગિક — ગૌણ – કલામાં સંપાદન કરેલી પ્રવીણતા શા કામની?

૨

એક સાહિત્યભક્તે પ્રશ્ન પૂછ્યો: 'લેખકનું ચારિત્ર્ય અને તેના સાહિત્ય વચ્ચે સંબંધ શો?' આપના જેવા લોકો જ્યારે સાહિત્યની ચર્ચા કરે છે, ત્યારે સાહિત્યકારના ચારિત્ર્ય પર વિશેષ ભાર મૂકે છે. પરંતુ સાહિત્યનું મૂલ્યાંકન કદી પણ લેખકના ચારિત્ર્ય ઉપરથી કરી શકાશે નહીં. ખલિલ જિબ્રાન દારૂ પીતો હતો, તેથી તેના સાહિત્યનું મૂલ્ય આપ ઓછું આંકશો કે? મહાકવિ કાલિદાસનું જીવન આપણે ક્યાં જાણીએ છીએ? સિંક્લેઅર લુઇ દારૂડિયો હતો; પરંતુ અમેરિકાના શ્રેષ્ઠ નવલકથાકારોમાં તેની ગણના કરવામાં આવે છે. ૧૯૩૦માં 'નોબેલ પ્રાઇઝ' આપીને તેનું બહુમાન કરવામાં આવ્યું. એચ. જી. વેલ્સ મદિરા સાથે મદિરાક્ષીનો પણ ઉપાસક હતો, પરંતુ એનાથી તેની લોકપ્રિયતામાં વાંધો આવ્યો નથી. સિંકલેઅર લુઇ અને વેલ્સ એ બંનેને જગતના મહાન લેખક ગણવામાં આવે છે. પ્રસિદ્ધ ઇટાલિયન લેખક કાઝાનોવાના જીવન ઉપરથી તો આપણે નિશ્ચિતપણે કહી શકીશું, કે સાહિત્ય અને ચારિત્ર્યને જરા પણ સંબંધ નથી. 'ડોન જુવાને' પોતાનું આખું જીવન સ્ત્રીઓની 'મૃગયા' કરવામાં અને લોકોની છેતરપિંડી કરવામાં વ્યતીત કર્યું. વૃદ્ધાવસ્થા આવી અને તેની શક્તિ ક્ષીણ થઈ, ત્યારે તેણે પોતાની સ્મૃતિઓ લખી કાઢી. ઈટાલિયન સાહિત્યમાં આ સ્મૃતિઓનું એટલું બધું મહત્ત્વ છે કે, એને ડાન્ટેની સાહિત્યકૃતિ સાથે સરખાવવામાં આવે છે. પોતે સાહિત્યકાર છે એવી ભૂમિકા ડાન્ટેએ કદી પણ સ્વીકારેલી નહીં. તેથી તેની આ સ્મૃતિનોંધને વિશે એવું કહેવામાં આવે છે કે, 'નવલકથાકાર ન હોવા છતાં પણ એકાદ વ્યક્તિ સર્વોત્કૃષ્ટ નવલકથા લખી શકે છે અને ઇતિહાસકાર ન હોવા છતાં ઉત્કૃષ્ટ ઇતિહાસ લખી શકે છે.' કાઝાનોવાનાં આ સ્મૃતિચિત્રોથી ઇટાલીના લેખકોની દસ પેઢીઓ પ્રભાવિત થયેલી

છે. સાહિત્યનું મૂલ્ય નીતિ-અનીતિની કસોટી પર નક્કી થવું શક્ય નથી. ઉત્કટતા અને પરિણામકારકતા એનું જ મહત્ત્વ સાહિત્યમાં અધિક હોય છે. આમ હોવાથી ચારિત્ર્યશુદ્ધિનો આગ્રહ 'ચારિત્ર્ય માટે ચારિત્ર્ય' એ જ કોટીમાં રાખવો પડશે. સાહિત્ય અને લેખકનું ચારિત્ર્ય એ બે વચ્ચે કશો જ સંબંધ નથી.

ચારિત્ર્યશુદ્ધિને લીધે સાહિત્યની શુદ્ધિ વધે છે જ એવો કોઈ નિયમ નથી. આપણે એમ પણ ન કહી શકીએ, કે જે લેખક ચારિત્ર્યહીન હોય, તેનું સાહિત્ય પણ હીન જ હોવાનું; છતાં આપણે એમ તો અવશ્ય કહી શકીશું કે લેખકના ચારિત્ર્યનું કંઈ ને કંઈ પરિણામ તેના સાહિત્ય પર થાય જ છે. જાતિવંત ગવૈયો ગમે તેવી પરિસ્થિતિમાં ગાય, તોપણ તેનું સ્વર-માધુર્ય મનોહર જ લાગશે. પરંતુ એ જ કલાકાર જ્યારે વ્યસનમાં ફસાય છે, ત્યારે ભાંગેલા વાસણની જેમ ગાયનમાં બેસૂરાપણું જણાઈ આવે છે અને ગીત ગમતું નથી.

જે પ્રમાણે સંગીતનો આસ્વાદ લેતી વખતે નીતિ-અનીતિનો પ્રશ્ન ઉદ્ભવી શકતો નથી, ફક્ત સ્વર-માધુર્ય પર જ આપણે ભાર મૂકીએ છીએ, તેવું જ સાહિત્યની બાબતમાં પણ કહી શકાય. પરંતુ એમાં ઘણો ફરક છે. સંગીતકાર પોતે લોકગુરુ છે, લોકમાનસ પર વિચાર દ્વારા સંસ્કાર રેડનારો છે, એવી ભૂમિકા તે કદી પણ લેતો નથી. તે તો એટલું જ કહે છે કે, 'મેં સંગીતની ઉપાસના કરી છે. મારા સંગીતથી હું તમને પ્રસન્ન કરી શકું છું. સંગીત દ્વારા હું તમારી ભાવના એટલી ઉત્કટ કરું છું કે તમે ક્ષણભર પોતાને ભૂલી જાઓ છો, કદી કદી બેહોશ થાઓ છો, એટલું જ મારું કામ. મારા સંગીતનો તમે આસ્વાદ લ્યો. હું તમારો મિત્ર હોવાનો દાવો કદી પણ કરતો નથી, હું તમારા જીવનમાં પ્રવેશ કરવા માગતો નથી કે તમને મારે ઘેર બોલાવતો નથી. ફક્ત મારા સંગીતની તમે કદર કરો એટલી જ મારી ઈચ્છા છે. એમાં જ મને બધું મળી ગયું એમ હું માનું છું.'

સંગીતકાર ભલે આમ કહેતો હોય તોપણ સંગીતનું પરિણામ શ્રાવણની મર્યાદા ઓળંગીને જીવન સુધી પહોંચે છે. ગાયન સાંભળીને સંગીતકાર પર મુગ્ધ થનારાં સ્ત્રી-પુરુષો હોય છે જ. સંગીતકારના જીવનના પ્રભાવથી સંગીતપ્રેમી હમેશાં જ અલિપ્ત રહી શકે એવું નથી. અને તેથી જ કદાચ ગાયનની બેઠક ઘેરે રાખવામાં આવી હોય, ત્યારે ઘરના વડીલ માણસો અગાઉથી જ સૂચના આપી રાખે છે, 'આ માણસ ગાય છે સારું એમાં સંશય નથી, પણ મૈત્રી કરવાની લાયકાતને તે પાત્ર નથી. તેનાથી બે હાથ દૂર જ રહેવું સારું.'

પણ માનો કે એ જ કલાકાર જો પોતે કોઈ મહાત્મા હોવાનો દાવો કરે અને શિષ્યમંડળી એકઠી કરે તો? ખરો પ્રશ્ન અહીં જ ઉપસ્થિત થાય છે.

*

સંગીતની ઉપાસના કરનારો કલાવંત અવાજમાં જરા પણ વિસંવાદ અથવા બેસૂરાપણું આવે, એ સહન કરશે નહીં. એ જ તેની જીવનસાધના હોય છે. સંગીત

એ પણ જીવનનું એક પ્રતીક છે. સંગીત દ્વારા મનુષ્યજીવનના ઊંડાણનું મા નીકળે છે. એટલું જ નહીં પણ તે ઊંડાણ સાથે તે તાદાત્મ્ય પામે છે. સંગીતનો ઉપાસક તો એમ જ માને છે કે, સંગીતની ઉપાસનાથી બ્રહ્મસાક્ષાત્કાર થઈ શ છે. આ વાતમાં થોડી અતિશયોક્તિ જરૂર છે; છતાં ઓછામાં ઓછું એટલું માનવામ હરકત નથી કે સંગીતમાં વિસંવાદ તેનાથી સહન થતો નથી. તેનાથી માનવ-જીવનમાં કોઈ પણ જાતનું મલિનપણું અથવા હીનતા સહન થતાં નથી. જીવનના અલગ અલગ વિભાગો (અં. વૉટર ટાઈટ કંપાર્ટમેન્ટ્સ) પાડી શકાતા નથી. જીવન એક સંઘ જેવું છે. સંગીતમાં જે વ્યક્તિ પોતાની ઉચ્ચતમ અભિરુચિ પ્રગટ કરે છે, તેનાથી સામાજિક આચારવિચારની દુર્ગંધ શી રીતે સહન થાય!

આ પ્રતિપાદન નિશ્ચિત જણાય છે, પરંતુ અનુભવની કસોટી પર તે ટકતું નથી. એકાદ માણસ બુદ્ધિ દ્વારા સારી વાત ગ્રહણ કરી શકે. અભિરુચિમાં તે સંસ્કાર દર્શાવી શકે છે; પરંતુ જીવનનાં બીજાં ક્ષેત્રમાં તે કાચો પણ રહી જાય છે. આ પરિસ્થિતિમાં કલાકૃતિનો આસ્વાદ લઈને આપણે જો કલાકારના જીવન તરફ દુર્લક્ષ કરીએ તો તે ચાલી શકે તેમ છે. પરંતુ જીવન અત્યંત વિચિત્ર છે. માનો કે (કોઈ માણસ) મને અત્યંત સ્વાદિષ્ટ ભોજન આપે, પણ તે જ વખતે મને માલૂમ પડે કે તે માણસે મારું અપમાન કર્યું છે અથવા તે માણસે મારા પુત્રનું ખૂન કર્યું છે અથવા જે હાથે તેણે આ ભોજન આપ્યું છે તે જ હાથે દેશનો ઘાત કર્યો છે, તો તે જ ક્ષણે તે અન્ન પરની મારી વાસના ઊડી જશે. ગમે તેવું રુચિકર અન્ન મારી સામે રાખવામાં આવે અને મને કહેવામાં આવે કે, આ અન્ન એઠું છે, તો તે અન્નનું સેવન કરવાની મને ઇચ્છા રહેશે નહીં.

કાલિદાસ પ્રાચીન કાળમાં થઈ ગયો. તેના ચારિત્ર્ય વિશે આપણે કશું જ જાણતા નથી. કાલિદાસ વિશે આપણે ઘણી વાતો સાંભળી છે અને બોલીએ છીએ. પરંતુ તેની ઐતિહાસિકતા વિશે આપણે શંકા જ રાખીએ છીએ. અને ધારો કે વાતો ખરી હોય તોપણ શું? કાલિદાસ તો મરી ગયો. માત્ર તેની કલાકૃતિઓ જ પાછળ રહી છે.

કોઈ એક વિદ્વાન કવિએ એક છોકરીને ફસાવી. અત્યંત ઘૃણાજનક રીતે તે વર્ત્યો. તે છોકરીએ તેનો કાવ્યસંગ્રહ પોતાની પાસે રાખ્યો હતો. તેણે કરેલી બહુમૂલી સંશોધનની નોંધો પણ તેણે પોતાની પાસે રાખી હતી. પાછળથી તેને પશ્ચાત્તાપ થયો. તે માણસને વિશે તેના મનમાં ઘૃણા ઉત્પન્ન થઈ. હવે તેની તે સુંદર કવિતાઓ અને વિદ્વત્તાપૂર્ણ લેખોનું શું કરવું? તે છોકરીએ તે બાળીને ભસ્મ કરી નાખવાનો નિશ્ચય કર્યો. મહાત્માજીએ તેને કહ્યું, 'તેનું તે સાહિત્ય તારી પાસે રાખીશ નહીં. તને તે હિતકર થશે નહીં, પણ તે સાહિત્યનો નાશ માત્ર કરીશ નહીં. સંશોધનાત્મક નિબંધ એકાદ ત્રીજા માણસને ઉપયોગી થશે. તેને હવાલે આપણે આ બધું સાહિત્ય કરીશું.'

ગાંધીજીના આ નિર્ણયમાં આપણા બધા પ્રશ્નોનો જવાબ મળી જાય છે. 'તે સાહિત્ય તારી પાસે રાખીશ નહીં, કારણ તારા પર ખરાબ પરિણામ થશે. પરંતુ એકાદ તટસ્થ માણસ આપણને મળી આવશે કે જેને આ લેખકના વ્યક્તિગત જીવનનો સંપર્ક ન લાગતાં તેની ઓજસ્વી વિદ્વત્તાનો ઉપયોગ કરશે.'

કેટલાક તરુણો એવું કહે છે કે, જે કવિની સુંદર કવિતાથી પ્રભાવિત થાય તે ધીમે ધીમે કવિના જીવનથી પણ પ્રભાવિત થવા લાગે છે. સમાજની બાબતમાં પણ આમ થઈ શકે. કવિના અસુંદર જીવન માટે ઘૃણા રાખીને પણ તેના સુંદર કાવ્યનો આસ્વાદ એકાદ માણસ લે તો તેનાથી કોઈનું કશું બગડવાનું નથી. પણ આપણે ઘૃણા શા માટે રાખવી? માણસનાં બધાં જ પાસાંઓ હીન હોતાં નથી. આપણે જો સારા-નરસાની પરખ કરી શકતા હોઈએ તો, જીવન પર સંપૂર્ણ બહિષ્કાર નાખવાની જરા પણ જરૂર નથી. સમજો કે, એકાદ ઉદ્યાનમાં અથવા રસ્તાની બાજુમાં પાણીનું એક ખાબોચિયું છે. પાણીમાં જંતુ છે, પણ પાણીની સપાટીનો ભાગ સ્વચ્છ છે; પ્રસન્ન છે. સંધ્યાકાળે આકાશના સુંદર રંગોનું પ્રતિબિંબ તેમાં પડે છે અને રાત્રે અસંખ્ય તારાઓનું દર્શન તેના પાણીમાં થાય છે. પાણીની ઊંડાઈ પાંચદસ ઈંચની હોય કે ન હોય, પણ તેમાં અનંત આકાશ પ્રતિબિંબિત થાય છે. એ ભવ્ય ચિત્રનો આસ્વાદ આપણે અવશ્ય લઈ શકીએ. પરંતુ સેંકડો યોજન દૂરના ભવ્ય આકાશનું પ્રતિબિંબ તેમાં પડ્યું, તેથી તે ખાબોચિયું પણ તે આકાશ જેટલું વિશાળ છે, એવું માનવાની ભૂલ આપણે ન કરવી જોઈએ. પ્રતિબિંબિત થયેલું આકાશ નિર્મળ છે, તેથી આ પાણી પણ નિર્મળ છે એમ આપણે કહી શકીશું? જેઓ આવી ભૂલ કરતા હોય તેમને આટલો ઈશારો આપવો પડે છે કે, 'નિર્મળ આકાશનું પ્રતિબિંબ જોઈને તે ખાબોચિયામાંનું પાણી પીવા દોડશો નહીં.' કોઈ સંગીતકાર જ્યારે પોતે સાધુ-સંત હોવાનો દાવો કરે ત્યારે પણ સાવધાનભરી સૂચના આપવી પડે છે કે, 'આ માણસના સૂરીલા સંગીત ઉપરથી એની પરીક્ષા કરશો નહીં. એમાં ધોકો છે. તેના હૃદયની પરીક્ષા સ્વતંત્ર રીતે જ કરવી પડશે.'

એની સાથે જ બીજી સૂચના પણ આપી રાખવી આવશ્યક છે કે, જે લોકોને ખરાબ તરીકે માનવામાં આવે છે અથવા જેમનું આચરણ હીન અથવા સમાજદ્રોહી હોય છે, તેમને વિશે આપણે ઘૃણા રાખવી ન જોઈએ. તેમને માટે મનમાં દયાભાવ રાખવો. તેવી દુર્બળતા જો આપણા જીવનમાં હોય તો તે વખતે જ સાવધ થઈને એવા લોકોથી આપણો બચાવ કરવો જોઈએ. પરંતુ ખરાબ ગણાયેલા લોકોમાં જે સારા ગુણો છે તેનું આપણે સ્મરણ રાખવું જોઈએ. તેની આપણે જરૂર કદર કરવી જોઈએ. આપણો દૃષ્ટિકોણ તટસ્થ અને સહાનુભૂતિપૂર્ણ રાખવો; પરંતુ તે માણસની અસત્ પ્રવૃત્તિઓને આપણા આચારવિચારમાં પ્રવિષ્ટ થવા દેવી ન જોઈએ.

યુરોપમાં કલાકારોની એક સ્વતંત્ર દુનિયા હોય છે. નીતિ-અનીતિના રૂઢ સામાજિક આદર્શને તેઓ માનતા નથી. રૂઢ આદર્શ બધાયે પાળવા જેવો જ

હોય છે એવું નથી. એવા આદર્શ માટે આપણે આગ્રહ રાખવો ન જોઈએ અને આપણે રાખતા પણ નથી. પરંતુ જે આદર્શ આત્મોન્નતિના પોષક હોય, જે આદર્શો સમાજકલ્યાણ માટે આવશ્યક હોય તેમને ઉથલાવી પાડવાનો પ્રયત્ન કરવો કદી પણ ઉચિત ન ગણાય.

દુનિયામાં ઘણા લોકો એવા છે કે, જેઓ સદાચારી છે એવું માનવામાં આવે છે. પરંતુ એ લોકો પોતાના દુરાચાર છુપાવીને પોતે સદાચારી હોવાનો દંભ કરે છે. આવી દાંભિકતાથી ચિડાઈને લોકો એમ કહે છે કે, સદાચારનો આગ્રહ અમે રાખીએ અગર ન રાખીએ. અમે સંપૂર્ણપણે અંતર્બાહ્ય પ્રામાણિક તો છીએ ને! વળી અમે કોઈની છેતરપિંડી તો નથી કરતા ને?

એ વાત આપણે માન્ય કરવી જ પડશે કે, દાંભિક લોકોના કરતાં આવા પ્રામાણિક લોક ચોક્કસ વધારે સારા છે. પરંતુ આ બંનેથીય જુદો એક એવો ત્રીજો વર્ગ છે. આ વર્ગના લોકોને આપણે દાંભિક ન કહેતાં મિથ્યાચારી કહીશું. એક દૃષ્ટાંત ઉપરથી ઉપરની વાત વધુ સ્પષ્ટ થશે. સમજો કે એક માણસ છે. તે જાણે છે કે દારૂ પીવો એ ખરાબ વાત છે, પણ પડેલી ટેવ છોડી શકતો નથી. સમાજથી છૂટા પડીને એકાદ દર્દીની જેમ રહેવાનીયે તેનામાં હિંમત નથી. રાત્રે એકાંતમાં દારૂ પીને તે સૂઈ જાય છે, બહારના લોકો આ વાત જાણતા નથી અને તેથી સમાજમાં આ માણસની પ્રતિષ્ઠા છે. આ માણસ પોતાના મનમાં કહે છે કે, 'લોકોને જો આ વાતની ખબર પડશે તો મારો દોષ કાઢવા માંડશે, તો કેટલાક મારું અનુકરણ કરવા માંડશે. આ બંને વાતો ટાળવાની ઈચ્છા છે. સત્પુરુષ હોવાનો દાવો મેં કદી પણ કર્યો નથી અથવા અસત્પુરુષ થવાની ઈચ્છા મેં રાખી નથી. મારામાં નબળાઈ છે. તેનો ભાર હું વહું છું; તેનો સંસર્ગ કોઈને ન લાગે એટલી હું કાળજી રાખું છું.'

આવા લોકોને દાંભિક કહેવા બરાબર નથી. આવા લોકોને મિથ્યાચારીનું જ નામ આપવું પડશે. એનો અર્થ એવો છે કે, તેમના આચરણથી કશું જ ફળ તેમને મળતું નથી. તેમના બધા આચાર, બધા પ્રયત્નો મિથ્યા જ ઠરે છે, પણ આવા લોકો માટે આપણે સહાનુભૂતિ રાખવી જોઈએ. સહાનુભૂતિ મળશે તો આ લોકો પોતાની દુર્બળતાનો ત્યાગ કરી શકશે.

કોઈ સાહિત્યકાર સજ્જન સ્વભાવનો હોય, છતાં ઉપર જણાવ્યા જેવો મિથ્યાચારી હોય તો તેની સાહિત્યસેવા સમાજને અધોગતિ તરફ લઈ જશે નહીં. પરંતુ તેની સાથે જ તે અસાધારણ એવી સેવા પણ કરી શકશે નહીં. ચારિત્ર્યનું તેજ જે વખતે લેખકમાં હોય છે તે વખતે તેના સાહિત્યનું અદ્‌ભુત પરિણામ સમાજ પર થાય છે. પ્રત્યક્ષ અનુભવની આ વાત છે. તેથી જેઓ લોકસેવા માટે સાહિત્ય-સર્જન કરે છે, તેમણે પોતાનું ચારિત્ર્ય, પોતાની સેવા સફળ થાય એટલા ખાતર નિષ્કલંક રાખવું આવશ્યક છે. અર્થાત્ જે સાહિત્ય નિર્માણ થાય, તે સાહિત્ય તરીકે પોતાનું પરિણામ ઉપજાવે જ છે. લેખક ગમે તેવો હોય, છતાં સાહિત્ય જેટલો

પ્રભાવ પાડવો શક્ય હશે તેટલો જ પાડશે. પરંતુ તે સાહિત્ય પણ કહેવા લાગશે કે મારા નિર્માતાનું ચારિત્ર્ય જો સારું હોત તો!

રામદાસ અથવા કબીરના સાહિત્યમાં જો કંઈ દોષ માલૂમ પડે, તો આપણે કહીશું, 'દોષ શેના કાઢવા બેઠા છો? આ શબ્દો કોના છે તે તો પહેલાં જુઓ!'

પરંતુ ઉત્કૃષ્ટ સાહિત્યનું નિર્માણ કરનાર કોઈ લેખકનું જીવન જો હીન હોય તો આપણે કહીશું, 'અરે, બિચારાના જીવન તરફ શું જુઓ છો? તેણે આટલું સુંદર સાહિત્યનું નિર્માણ કર્યું છે તેના તરફ તો જુઓ!'

આ બે પ્રસંગોમાંનો કયો પ્રસંગ સારો છે? ઉજ્જવળ ચારિત્ર્ય અને સાહિત્ય એક જ વખતે નિર્માણ કરનારા લેખકો નિર્માણ થાઓ એવી પ્રાર્થના ઈશ્વર પાસે આપણે કેમ ન કરીએ?

## ૯. સાહિત્યમાં જીવનમૂલ્યોની માવજત

જીવન એ જ એક મૂલ્ય છે, એટલું જ નહીં પણ માણસ માટે એ જ સર્વોપરી અને સાર્વભૌમ મૂલ્ય છે. બીજાં મૂલ્યો બીજી રીતે ગમે તેટલાં મહત્ત્વનાં હોય, મહાન અને સનાતન હોય, અને જીવનમાંથી જ તારવેલાં હોય, છતાં જીવન આગળ એ ગૌણ જ ગણાય, કેમ કે જીવનની શરતે જ એનો સ્વીકાર થઈ શકે છે. પણ જીવન એટલે શું? કેવળ જીવવું, પ્રાણ બચાવવા?

'શિર સલામત તો પગડી પચાસ' એ કહેવતમાં કેવળ વાણિયાગત છે. ગમે તે ભોગે મરણ ટાળવું, પ્રાણ બચાવવા એ જ જાણે સૌથી મહત્ત્વનું જીવનમૂલ્ય હોય એ રીતે એ કહેવત માણસને સલાહ આપે છે અને દોરે છે. જીવનને ઘેર એ કહેવતની પ્રતિષ્ઠા નથી.

ખરું જોતાં જીવન અત્યંત વ્યાપક અને સાર્વભૌમ તત્ત્વ હોઈ મૃત્યુ અથવા બલિદાનને પણ એ પોતાનામાં સમાવી દે છે, પોતાના સાધન તરીકે જ વાપરે છે. સામાન્યપણે લોકો માને છે કે મૃત્યુ અને બલિદાન, જીવનનો અંત આણતાં હોવાથી, એમને જીવનમૂલ્યમાં સ્થાન ન હોય, એ તો જીવનવિરોધી તત્ત્વો છે, પણ વસ્તુસ્થિતિ તેમ નથી. કુદરતી મૃત્યુ હોય કે બલિદાન હોય, બંને જીવનને અંગે જ છે. એમને પોતાનાં મૂલ્યો છે પણ તે જીવનવિકાસ અને જીવનની કૃતાર્થતાને અંગે જ છે. મૃત્યુ અને બલિદાન દ્વારા જ જીવનનું સાતત્ય અને જીવનનું ઉન્નયન સંભવે છે.

જેમ ઊંઘ એ નવા દિવસની નવી તાજગી માટે કુદરતે ગોઠવેલી છે તેમ મરણ પણ જીવનના જ અવનવા પ્રયોગોની તૈયારી માટે હોય છે. મરણ એ નવજીવન માટેનું સાટું છે. જેમ વેપાર-વ્યવહારની સફળતા માટે કોક કોક વાર પોતાની તમામ મૂડી હિંમતપૂર્વક વાપરવાની હોય છે, જોખમમાં નાખવાની હોય

છે તેવી જ રીતે બલિદાન પણ આ ભવની કૃતાર્થતા માટે અને વ્યાપક જીવનની પૂર્વતૈયારીરૂપે હોય છે. અણીને પ્રસંગે, સમસ્ત જીવનનું બલિદાન આપવાની આવશ્યકતા હોય ત્યારે જો જીવવાનો લોભ રાખી જીવન બચાવવા ગયા તો એ જીવન અપમાનિત થવાનું, હારી જવાનું અને એવું ક્ષીણસત્ત્વ જીવન બોજારૂપ જ થવાનું. બલિદાન એ જીવનની કૃતાર્થતા (fulfilment) હોઈ જીવનનું જ એ એક અવિભાજ્ય અંગ છે અને તેથી જ આપણે કહી શકીએ છીએ કે જીવન એ જ તમામ મૂલ્યોનો રાજા છે.

એવા એ સાર્વભૌમ જીવનના વિકાસનું સૌથી પ્રધાન તત્ત્વ છે સ્વતંત્રતા. સ્વતંત્રતા એ જ સૌથી મોટું જીવનમૂલ્ય છે. એને ભોગે સાધેલાં બીજાં બધાં મૂલ્યો નિષ્ફળ અને નિ:સત્ત્વ નીવડયાં છે. કોઈ પણ મૂલ્યો સ્વતંત્રતા સાથે ખીલેલાં હોય તો જ એમને મહત્ત્વ છે. જો માણસને સ્વતંત્રતા ખોવાની એક વાર ટેવ પડે તો પછી એ સ્વતંત્રતા પાછી મેળવવી સહેલી નથી હોતી. સ્વતંત્રતાને ભોગે કરેલો ત્યાગ પણ વંધ્ય બને છે, એ માણસને સદતો તો નથી જ, ઊલટી જાતજાતની વિકૃતિ પેદા કરે છે.

કહેવાની જરૂર ન હોય કે સ્વતંત્રતા એટલે સ્વ-તંત્ર જીવન, સ્વેચ્છાચાર કે સ્વૈરાચાર નહીં. જીવનદ્રોહી મનસ્વીપણાને સ્વતંત્રતા ન જ કહી શકાય. જવાબદારીના ભાન સાથે ખીલેલી સ્વતંત્રતા એ જ સાચી સ્વતંત્રતા છે, પણ એ બહારથી લદાય નહીં, અંદરથી જ ઊગવી જોઈએ.

આપણે આપણો ઇતિહાસ તપાસીએ, જીવન-વિકાસની કસોટી કરીએ, ધર્મજીવનના વ્યક્તિગત તેમ જ સામાજિક પ્રયોગોનું મૂલ્ય શોધવા મથીએ તો આપણે એ જ પરિણામ ઉપર આવીશું કે સ્વતંત્રતાને ભોગે જે જે સિદ્ધિઓ આપણે મેળવી તે અંતે આશીર્વાદરૂપ નીવડી નથી. 'न स्त्री स्वातंत्र्यम् अर्हति'એ સિદ્ધાંતથી માંડીને સ્ત્રીઓને 'असूर्यम् पश्या' બનાવવાની ગોશા પ્રથા (પડદા પ્રથા) સુધીના તમામ પ્રયોગોની લાભ-હાનિ તપાસીએ તો આપણે એ જ નિર્ણય પર આવીશું કે સ્વતંત્રતા ઉપર તરાપ મારીને જે સદ્ગુણો કેળવ્યા હોય તેમાં ઝાઝું દૈવત હોતું નથી. જેલમાં પૂરેલા કેદીઓ ચોરી કરતા નથી, આંધળા લોકોની નજર બગડતી નથી. મૂંગા લોકો જૂઠું બોલતા નથી, એટલા પરથી એ બધા લોકો કંઈ સંત, સત્-પુરુષો કે મહાત્મા થતા નથી. સ્વતંત્રતા—સ્વેચ્છાએ કેળવેલો પોતા પરનો કાબૂ કે સંયમ એ જ સૌથી મોટું જીવનમૂલ્ય છે.

જીવન એટલે વિશ્વવ્યાપી સાર્વભૌમ જીવન. એના ભાગલા ન પડાય. એમાં સંકુચિતતા દાખલ ન કરાય. જ્યાં જીવનની ઉપાસના આવી ત્યાં દ્વેષ, મત્સર, ઈર્ષા, અભિમાન, ઘૃણા વગેરે જીવનદ્રોહી, સમાજદ્રોહી તત્ત્વો છોડી દેવાં જ પડે. આપણા જૂના ક્ષાત્રઆદર્શના મૂળમાં આપણે જીવનની વ્યાપક કલ્પના સ્વીકારી ન હતી, તેથી આપણે આપણા શૂરને ક્રૂર બનાવ્યો અને 'ક્ષાત્ર ધર્મ પાપીયાન્ છે.' એવા ઉદ્ગારો વિચારશીલ ક્ષત્રિય વીરોના મોઢામાંથી જ કઢાવ્યા. બદલો લેવાનો

ક્ષાત્રઆદર્શ સેવનારા સરહદના પઠાણોના નેતાઓ પઠાણજીવનનાં સેંકડો વર્ષોના અનુભવ પરથી તારવ્યું કે બદલો લેવાની વૃત્તિથી જ પઠાણો તારાજ થયા છે, એમનો વિકાસ અટક્યો છે અને તેઓ જીવનમૂલ્યો ઝપાટાભેર ખોતા જાય છે; એવા અનુભવને પરિણામે જ ખાન અબદુલ ગફ્ફારખાનને ગાંધીજીના સિદ્ધાંતો ગળે ઊતર્યા, અને તેમણે અહિંસાનું પથ્ય સ્વીકારનાર ખુદાઈ ખિદમતગારનું દળ બાંધ્યું.

તેથી વિશ્વપ્રેમ, વિશ્વસહકાર અને વિશ્વસેવા એ પણ એક જીવનમૂલ્ય છે. અથવા એમ કહી શકાય કે પ્રેમભાવ વિના, અથવા જેની જેની સાથે આપણો સંબંધ આવે છે તેના પ્રત્યે આત્મીય ભાવ કેળવ્યા વિના જીવનમૂલ્યો ખીલતાં જ નથી. પ્રેમ એ જ વિશ્વાત્મૈક્યનું સ્વાભાવિક વ્યક્તિકરણ છે. જે સેવા, જે સંયમ, જે બલિદાન પ્રેમથી પ્રેરિત થવું જોઈએ તે જો કેવળ કર્તવ્યબુદ્ધિથી આપણે કરવા જઈએ તો તેમાં અશ્રેય નથી એ ખરું, પણ પ્રેમના ઉમળકાને અભાવે સંયમ, ત્યાગ, સેવા, બલિદાન – તમામ મૂલ્યોની કિંમત કંઈક ઘટે જ છે. માટે પ્રેમ, આત્મીયતા, પોતીકાપણું જેમાં વ્યક્ત થાય છે એ સ્વભાવને જીવનમૂલ્યોમાં ઊંચું સ્થાન આપવું જોઈએ.

બે પરસ્પરવિરોધી જણાતાં તત્ત્વોનું સામંજસ્ય એ પણ એક મોટું જીવનમૂલ્ય છે. પરંપરા જાળવવી, સ્થિરતા ટકાવવી એ પણ જેમ એક જીવનમૂલ્ય છે; તે જ પ્રમાણે નવાં ક્ષેત્રો ખેડવાં, નવા નવા પ્રયોગો અજમાવવા જોખમથી ભરેલું જીવન જીવવું એ પણ એક જીવનમૂલ્ય જ છે. એ બંને તત્ત્વોનું રહસ્ય સમજી બંનેનો એકસામટો સ્વીકાર કરવો, બંનેની એકબીજા પર અસર થવા દેવી, અને એ રીતે જીવન પરિપુષ્ટ કરવું એ મહામૂલી જીવનકળા છે. બીજી રીતે જીવન સમૃદ્ધ થાય નહીં.

આવાં આવાં કેટલાંય જીવનમૂલ્યો આપણે તારવી શકીએ અને એનું ચિંતન કરી શકીએ. મૂલ્યોનો સવાલ જેટલો ધર્મનો છે, તેટલો જ જીવનવ્યવસ્થાનો, સમાજવિજ્ઞાનનો પણ છે, પણ આપણે અત્યારે જીવનને પ્રતિબિંબિત કરનાર, જીવનને નવી નવી પ્રેરણા આપનાર અને પ્રયોગવીરતાની ભલામણ કરનાર સાહિત્યનો વિચાર કરવા પ્રવૃત્ત થયા છીએ.

જીવનમાં જે બંધનરાહિત્ય કે સ્વતંત્રતા અને પ્રયોગપરાયણતા સહેજે ખીલવી શકાતાં નથી તે સાહિત્યની દુનિયામાં આબાદ રીતે ખીલવી શકાય છે. તેથી જ તો ઉત્તમ સાહિત્ય માનવી જીવનને પ્રાણપૂર્ણ પ્રેરણા આપે છે અને આરોગ્ય તેમ જ સામર્થ્ય ખીલવનારું પોષણ પણ આપે છે. જે વસ્તુ આપણે સાહિત્યમાં રોચક રૂપમાં રજૂ કરીએ છીએ, જેની શક્યતા આપણે કલ્પનાક્ષેત્રમાં સિદ્ધ કરીએ છીએ તે ધીરે ધીરે સામાજિક જીવનમાં દાખલ થઈ જ જાય છે. તેથી વ્યક્તિગત તેમ જ સામાજિક બંને જાતના જીવનપરિવર્તનની પૂર્વતૈયારી સાહિત્ય દ્વારા જ થવા લાગે છે. આવી સેવા કરનાર સાહિત્યને જીવનનો ઉત્તમ સાથી કહી શકાય.

આટલા વિવેચન પછી એટલું તો સહેજે સિદ્ધ થાય છે કે જીવનસ્વાતંત્ર્ય કરતાં પણ સાહિત્યનું સ્વાતંત્ર્ય વધારે કીમતી છે. એ જ વસ્તુ બીજા શબ્દોમાં કહીએ તો જેમ જાગ્રત જીવનની મર્યાદાઓમાંથી સ્વપ્નજીવન અને કલ્પના-જીવન મુક્ત હોય છે; તેમ જ જે સ્વાતંત્ર્ય આપણે વ્યવહારની દુનિયામાં મેળવી શકતા નથી, કેળવી શકતા નથી તે આપણે સાહિત્ય મારફતે અનુભવીએ છીએ, અજમાવીએ છીએ.

સાહિત્યના જે પ્રકારો જીવનમૂલ્યોની સાચવણી સાથે સીધો સંબંધ ધરાવે છે તે છે નવલકથા, નાટક, કવિતા, પત્રલેખન અને નિબંધ. આ બધા જ પ્રકારો જીવનની સીધી ઉપાસના કરે છે. અને તેથી જ જીવનમૂલ્યોની સાચવણી તેમ જ ખિલવણી બરાબર થાય છે કે નહીં એની તપાસ આ જ ક્ષેત્રોમાં ખાસ કરવાની રહે છે. સાહિત્યના આ પ્રકારોનો વિકાસ ધર્મશાસ્ત્રો, પરંપરાગત રૂઢિઓ, આચારધર્મના નિયમો, સમાજના અગ્રણીઓના ગમાઅણગમા — એવાં કૃત્રિમ બંધનોમાંથી મુક્ત થઈ કેવળ માનવકલ્યાણ, વ્યક્તિગત વિકાસ અને સામાજિક ઉન્નતિના આદર્શોને વફાદાર રહી થવો જોઈએ. આ સાહિત્ય ભૂતકાળની કદર કરે, ભૂતકાળના આદર્શોનું બળ ઓળખે, જૂના અનુભવોથી ચેતીને ચાલે પણ તેની વફાદારી તો ભવિષ્યકાળ પ્રત્યે જ હોવી જોઈએ. ભૂતકાળને કીમતી ખાતર તરીકે વાપરવાની આવડત કે કળા તો સાહિત્યની પાસે હોવી જ જોઈએ; પણ એનું ખેડાણ નવાન્નપ્રાપ્તિ માટે જ હોવું જોઈએ. ભૂતકાળનો બચાવ કરવા માટે નહીં, પણ ભવિષ્યકાળના સર્જન માટે એટલે કે ભવિષ્યના જીવનને પોષણ અને પ્રેરણા આપવાનું 'મિશન' સ્વીકારીને જ સાહિત્યે પ્રવૃત્ત થવું જોઈએ.

પ્રવાસવર્ણનો, ભૂગોળ પરત્વેની શોધખોળ, ઐતિહાસિક ચર્ચા અને વૈજ્ઞાનિક પ્રયોગો વગેરેનું સાહિત્ય પણ જીવન સાથે સંબંધ ધરાવે છે એ ખરું, પણ ત્યાં સાપેક્ષ તેમ જ નિરપેક્ષ સત્ય અને સૂક્ષ્મ ઔચિત્ય અથવા સામંજસ્ય એ બે તત્ત્વો જ પ્રધાન હોય છે.

આપણી આ ચર્ચાના પ્રારંભમાં જ મારે કહેવું જોઈતું હતું કે સત્ય એ જ જીવનનું મૂલ્ય અથવા હાર્દ છે. દરેક ઠેકાણે અને દરેક તબક્કે એ તો સચવાવું જ જોઈએ, પણ સત્ય સાથે એનું પથ્ય પણ સચવાવું જોઈએ. જો સત્ય સાથે સારઅસાર, ઉચિત-અનુચિત, હિત-અનહિત અને સપ્રમાણતાનું વ્યાકરણ ન જળવાય તો સત્ય, સત્ય મટી જાય છે. અને તેથી જ સત્ય ઉપર પણ કલ્યાણકારી ધર્મનો અંકુશ રાખેલો છે. (અહીં ધર્મ એટલે રૂઢ અર્થનો ધર્મ નહીં પણ આત્મવિકાસની દૃષ્ટિ જાગ્રત રાખી, કર્તવ્યનો નિશ્ચય કરી આપે છે તે ધર્મ.) એ ધર્મને આજે આપણે સદાચાર, કલ્યાણકામના, માંગલ્યની દૃષ્ટિ અથવા કેવળ સાર્વભૌમ સદ્‌ભાવને નામે ઓળખીએ. यद्भूत-हितम् अत्यंतम् तत् सत्यं इति नो मतिः ।

ઘણી વાર લોકસંગ્રહને નામે અસત્યને પ્રશ્રય આપવામાં આવે છે, લોકોના વહેમને પોષણ અપાય છે, એમને આડે રસ્તે લઈ જવાય છે. જૂના સાહિત્યમાં

સત્યનો આવો દ્રોહ ખૂબ જોવામાં આવે છે. સદાચારની પ્રેરણા આપતાં બીક અને લાલચનો પ્રયોગ કરવાનો રસ્તો ભલભલા અપનાવતા આવ્યા છે, એટલું જ નહીં પરંતુ તત્ત્વચિંતકો એનો બચાવ પણ કરતા આવ્યા છે. તે વખતની એ ભોળી માન્યતાને આપણે ક્ષમા કરીશું; પણ હજારો વરસના અનુભવને અંતે આપણે જરૂર કહી શકીએ કે સત્યનો એ દ્રોહ સરવાળે આપણને સદ્યો નથી. સત્ય તો ગૂંગળાઈ ગયું અને કલ્યાણ તો લાધ્યું જ નહીં.

અજ્ઞાની લોકોનો બુદ્ધિભેદ ન કરાય એ કબૂલ. પણ લોકોને અજ્ઞાન રાખીએ જ શા માટે? અધિકારભેદની વાતો આપણે ઘણી કરી, પણ અનુભવ કહે છે કે જે લોકોએ એ અધિકાર પોતાની પાસે રાખ્યો તેઓ જ સૌથી પહેલા પડયા છે. જે જનતાને અજ્ઞાનમાં રાખવાની આપણે ભૂલ કરી તેની જડતા આપણને ડગલે ને પગલે નડતી આવી છે. ગળામાં જડતાની ઘંટીનું પડ બાંધી જીવનરાશિમાં તરવું સહેલું નથી. એ જાતની કળા અજમાવી આપણો સમાજ એવો તો થાકયો છે કે એમાંથી પ્રયોગપરાયણતા જ સમૂળી નષ્ટ થઈ છે.

આજના સાહિત્યે જાણવું જોઈએ કે પ્રેમ, સ્નેહ, મિત્રાચારી, સામાન્ય વિવેક અને સામાજિક સંબંધોની પરસ્પર નિષ્ઠા — એ બધાં જીવનનાં મહત્ત્વનાં ક્ષેત્રો છે. બીજી દૃષ્ટિએ જોતાં વિચારવિનિમય, તત્ત્વપ્રચાર, સેવા, સહયોગ, નિયમન અને બલિદાન એ પણ જીવનનાં એટલાં જ મહત્ત્વનાં મૂલ્યો છે. અને જયારે આપણો સંબંધ આખી દુનિયા સાથે વધવા લાગ્યો છે ત્યારે તો આપણા નવા સાહિત્યમાં આ બધાં ક્ષેત્રોનું ખેડાણ નવેસર થવું જોઈએ. લોકસંગ્રહ એટલે ફક્ત આપણા ગામના, શહેરના, પ્રાંતના કે સ્વદેશના લોકોનો જ સંગ્રહ નહીં; પરંતુ તમામ માનવજાતિના લોકસંગ્રહનો હવે વિચાર થવો જોઈએ. જયારે જયારે આપણે કહીએ છીએ કે —

यद्यपि शुद्धं लोकविरुद्धम् नाकरणीयम् नाचरणीयम् ।।

ત્યારે હવે 'લોક' શબ્દનો ઉપર વર્ણવ્યા પ્રમાણે વ્યાપક અર્થ તો કરવો જ જોઈએ અને 'लोक-विरुद्धम्' એટલે 'લોકોને ન ગમે એવું' એવો અર્થ ન કરતાં 'લોકોને ન સદે એવું,' એટલો વ્યાપક અર્થ કરવો જોઈએ. ધ્યેયનિષ્ઠાથી ચલિત થતી વખતે જયારે આપણે બચાવમાં કહીએ છીએ કે — 'गतानुगतिको लोको न लोकः परमार्थिकः' ત્યારે આપણે વિચારવું જોઈએ કે એમાં 'લોકો'ની બદનક્ષી નથી થતી પણ આપણી જ થાય છે. આંધળા, સ્વાર્થી અને આરામતલબ થઈ આપણે લોકોને આવા રહેવા જ કેમ દીધા? લોકોને અગવડમાં મૂકી, હેરાન કરીને પણ જગાડવાનું કામ આપણું હતું. લોકોને અકળાવવા એ પણ કોક કોક વાર સમાજની, સત્યની અને શ્રેયની ઉત્તમ સેવા હોય છે. ઉદાર વૃત્તિવાળા સાહિત્યકારો જો આટલું સમજી જાય અને જવાબદારી સ્વીકારે તો વિચારના ક્ષેત્રમાં ઝપાટાભેર પ્રગતિ થશે.

વિચારમાં અરાજકતા થશે એની આટલી બધી બીક આપણે શા માટે રાખીએ? અબુદ્ધિ અને જડતાના હાથમાં સમાજ સુરક્ષિત છે એમ ન જ મનાય. અને અબુદ્ધિ કે જડતાના પાયા પર સમાજની રચના કરવાનો જમાનો પણ ચાલ્યો ગયો છે.

હું ભૂલ્યો નથી કે જનતાના હિમાયતી સામ્યવાદીઓ પણ માને છે કે સામાજિક, આર્થિક અને રાજકીય મુલવણી કરનારા લોકો સમાજમાં દસ ટકા કરતાં વધારે ન હોય. એટલે કે સમાજના નેવું ટકા લોકો તો ગતાનુગતિક જ રહેવા જોઈએ. 'शिष्टा: प्रमाणम्' એ સૂત્ર પ્રમાણે જ તેઓ ચાલે. પણ આપણે અહીં રાજદ્વારી ચર્ચા કરવા નથી માગતા, આપણે સાહિત્ય દ્વારા લોકજાગૃતિનો વિચાર કરીએ છીએ. દસ ટકાની લોકજાગૃતિથી આપણને સંતોષ ન જ થવો જોઈએ. અને લોકજાગૃતિ કેટલી થાય અને કેટલી ન થાય એ નક્કી કરવાનું આપણા હાથમાં છે જ ક્યાં? લોકો સુશિક્ષિત થાય કે ન થાય, જવાબદારીનું ભાન તેઓ કેળવે કે ન કેળવે, જાગ્રત તો થયા જ છે. સૂતેલા માણસને ન જગાડવાનું આપણે વિચારી શકીએ, પણ જાગતા માણસને ઊંઘાડવો, સજ્ઞાન માણસને 'અજ્ઞાન કરવો' એ તો આપણા હાથની વાત નથી. લોકો જાગ્રત થયા છે, વધારે ને વધારે થતા જાય છે, એમને સારા સંસ્કારો આપીને સેવાપરાયણ જવાબદાર નાગરિક બનાવવા એટલું જ હાથમાં રહ્યું છે. માણસાઈ કેળવેલો માનવી બનાવવા માગતા હોઈએ તો ટકાવારીનો હિસાબ રાખ્યા વગર તમામ જનતાને આપણે જીવનનાં મૂલ્યો સમજાવવાં જોઈએ અને એ મૂલ્યો પ્રત્યે એમનામાં નિષ્ઠા જગાડવી જોઈએ. લેખકોમાં જ અને નેતાઓમાં જ જો મૂલ્યનિષ્ઠા ન હોય તો તેઓ એ જાતની લોકસેવા કરી ન શકે એ સ્પષ્ટ છે.

અને કેટલાક કળાધરો તો મૂલ્યોમાં માનતા જ નથી. 'ભાષાસૌષ્ઠવ અને લોકરંજન' એ બે મૂલ્યો ઉપરાંત તેમને કશાની પડી નથી હોતી. એ લોકો જાણતા નથી કે એવો આગ્રહ રાખીને તેઓ સંસ્કૃતિના મૂળિયામાં જ સડો પેદા કરે છે. અને જ્યાં સડો આવ્યો ત્યાં આંધળી ક્રાંતિનો તાવ અથવા સન્નિપાત યથાકાળે પેદા થવાનો જ. જીવનમૂલ્યો પ્રત્યે બેદરકાર રહેવું આજે એ લોકોને પોસાતું હોય, પણ એ લોકો જો ફાવે અને મૂલ્યોનો નાશ થાય તો એમનું અને એમનાં બાળ-બચ્ચાંનું તેમ જ મા-દીકરીઓનું જીવન જોખમાશે એ તેઓ સમજતા નથી. માનવીજીવન તો મૂલ્યોની સાચવણી ઉપર જ ટકી શકે છે. એટલું સમાજશાસ્ત્ર દરેકને અને ખાસ કરીને સાહિત્યનિર્માતાને ગળે ઊતરવું જોઈએ.

સાચાં મૂલ્યો તત્ત્વત: સાર્વભૌમ હોય છે, પણ એ મૂલ્યો આચરણમાં મૂકતાં, અથવા લોકોને સમજાવવા માટે શબ્દોમાં મૂકતાં, એમને સ્થળ, કાળ, પુરુષાર્થ અને અનુબંધનો રંગ લાગી જ જાય છે, અને એ જ યોગ્ય છે. કેમ કે મૂલ્યોને પરિચિત રૂપ આપવાથી જ તેઓ કાર્યકારી અથવા અસરકારક થાય છે. જેમ આત્માને શરીર તેમ જીવનમૂલ્યોને સાંસ્કૃતિક રૂપ જરૂરનું હોય છે, પણ એ રૂપ એવું ને એવું કાયમને માટે ટકે એ ઇષ્ટ નથી અને શક્ય પણ નથી. સાપની કાંચળી, જ્યારે જૂની થાય છે ત્યારે એને ગૂંગળાવે છે અને ઘરડો બનાવી દે છે. સાપ પોતાની કાંચળી ખંખેરી ઉતારી નવજવાન થાય છે. સમાજે પણ વાર્ધક્ય ટાળવા મૂલ્યોનું રૂપાંતર કરવું જોઈએ. એ કામ આજના જમાનામાં લોકનેતાઓ અને

સાહિત્યકારો જ કરી શકે છે. એમાં જો એ લોકો જાગરૂક ન રહે, સાહિત્યને કલ્યાણકારિતાની દીક્ષા ન આપે તો, સ્વેચ્છાચારી, નિરર્ગલ સાહિત્ય દ્વારા વ્યક્તિની તેમ જ સમાજની પાર વગરની અસેવા થઈ શકે છે. સાહિત્યનું વહેણ કઈ દિશામાં વહે છે એ હમેશાં સાચા લોકનેતાઓની ચિંતાનો વિષય હોય છે. અને છતાં એ કારણે આપણે સાહિત્ય ઉપર રાજસત્તાનો, કાયદાકાનૂનનો અને આંધળી લોકરૂઢિનો અંકુશ કોઈ કાળે ન સ્વીકારી શકીએ. આવા અંકુશ યોગ્ય રીતે વપરાયાના દાખલા દુનિયામાં ઘણા ઓછા છે.

સાહિત્ય ઉપર અંકુશ હોવો જોઈએ સમાજના પ્રભાવશાળી નેતાઓનો, તેમણે નિર્ભયપણે વ્યક્ત કરેલા તેમના વ્યક્તિગત અભિપ્રાયોનો, અને સતત ચાલતી નિશાળ બહારની લોકકેળવણીનો.

પોપ જેવા ધર્મગુરુઓ અથવા ધર્મનેતાઓ મોટે ભાગે જૂનાં શાસ્ત્રવચનો, જડ રૂઢિ અને મતલબી ધર્મપરંપરાના દાસ હોવાથી એમનો અંકુશ પણ નિષ્ફળ નીવડયો છે. તે એટલે સુધી કે સદાચારને બાધક અને અસામાજિક વૃત્તિઓને ઉત્તેજક એવું સાહિત્ય પેદા કરીને તે સમાજને પીરસનારા પ્રકાશકો જાતજાતની લાગવગ વાપરીને પોતાના સાહિત્ય સામે પોપ જેવા ધર્મગુરુઓનો મનાઈ હુકમ મેળવે છે. અમુક ચોપડી પોપે બહાર પાડેલી નિષિદ્ધ સાહિત્યની યાદીમાં આવી ગઈ એટલે બે-ત્રણ આવૃત્તિ સુધી એનું વેચાણ ધમધોકાર ચાલવાનું જ!

જીવનમૂલ્યોનો હડહડતો દ્રોહ કરનાર સાહિત્ય હીન ગણાવું જોઈએ. લોકોની અભિરુચિ જેમ જેમ શુદ્ધ થતી જાય, તેમ તેમ હીન સાહિત્ય પ્રત્યેની અભિરુચિ એની મેળે ઓછી થઈ જવાની.

કેવળ 'કલા'ના ઉપાસકો ઘણી વાર કહે છે, કે નીતિ-નિયમનનો અમે પુરસ્કાર પણ કરતા નથી અને તિરસ્કાર પણ કરતા નથી, કેમ કે અમારું એ કામ નથી. જીવનના અનુભવો, જીવનની કલ્પનાઓ અને જીવનના સારામાઠા તમામ રસો, પ્રતીતિ થાય એવી આબાદ રીતે, રજૂ કરવા એ જ અમારું કામ છે અને તે અમે તટસ્થતાથી કરવાના.

આવા તટસ્થ કળાકારો હજી તો કોઈ જગ્યાએ નથી. એમની એ તસ્ટથ રજૂઆતમાં એમનો પક્ષપાત સ્પષ્ટ હોય છે. પછી ભલે એ કેવળ સૂચનરૂપે જ હોય. અને કોઈ પણ કળા સૂચન વગર કળા બનતી જ નથી. જૂના જમાનામાં સામાજિક જવાબદારીનું ભાન જ્યારે ઓછું હતું ત્યારે દુકાનદારો દવા તેમ જ ઝેર બંને છડેચોક ગમે તેને વેચતા હતા. આજનો સમાજ એવી બેજવાબદારી સાંખી ન શકે. આજે એવી બેજવાબદારી સાહિત્ય અને કળામાં જ વખણાય છે. કાયદો જેને રોકે નહીં એવું બધું સાહિત્ય અને કળાકૃતિઓ સમાજમાન્ય ગણાય છે. જૂના જમાનામાં કાયદાનું બંધન ઓછું. નેતાઓ જયારે પ્રભાવી હોય ત્યારે સાહિત્ય ઉપર કાંઈક અંકુશ રહેતો, નહીં તો અકળાયેલો સમાજ હીન સાહિત્ય તૈયાર કરનારને કે ફેલાવનારને ઝૂડી કાઢતો હતો. અને લોકો એવી સજાને પોતાની પસંદગી પણ આપતા.

(ગ્રીસ દેશમાં નાટકો દ્વારા ભલભલા લોકોની વિડંબના કરવાનો રિવાજ હતો. કાયદો એની સામે કશું કરી શકતો ન હતો. એક વખતે એક કવિની કે લોકનેતાની આણછાજતી ઠેકડી નાટકકારે કરી હશે. રંગભૂમિના પ્રેક્ષકો અંદર અંદર પૂછવા લાગ્યા કે આ મશ્કરી કોની છે? નાટકકારે જેની ઠેકડી કરી હતી એ ભાઈ પોતે નાટક જોવા આવ્યા હતા. ઝટ દઈને રંગમંચ પર પહોંચી એણે કહ્યું, 'ભાઈઓ, આ ઠેકડી, આ નિંદા, આ બદનામી જેની છે તે હું જ છું, મને જોઈ લો, તમને સંતોષ થશે.' આ પણ બેજવાબદાર નિંદકને ભોંઠો પાડવાનો એક મજાનો ઈલાજ હતો.)

સરકારના હાથમાં કાયદાનું શસ્ત્ર આપવાથી સમાજનું રક્ષણ હંમેશાં થતું નથી. આજે આપણે ત્યાં જાતજાતનાં અમેરિકન કે બીજાં પરદેશી સિનેમાનાં ચિત્રો આવે છે. આપણો કાયદો એની સામે કશું કરી શકતો નથી. કાયદાનો સદુપયોગ હમણાં હમણાં એક જ વાર થયો, કે જ્યારે આફ્રિકન પ્રજાની બદનામી કરતી પરદેશી ફિલ્મો પર આપણી સરકારે તરત અંકુશ મૂક્યો.

આપણે જ્યારે કાયદાના હાથમાં સત્તા આપીએ છીએ ત્યારે સદાચારના નિયમો પળાવવાની જવાબદારી સરકારની છે એમ સ્વીકારી લોકનેતાઓ પોતે ગફલતમાં રહે છે. સમાજનાં જીવનમૂલ્યો સચવાય છે કે નહીં એ જોનાર પહેરેગીર સમાજના નેતા હોય, નહીં કે પોલીસ ખાતાના અમલદાર. જ્યારે કાયદાના નિયંત્રણ ઉપર આપણે ભાર નથી મૂકતા ત્યારે સમાજના નેતા જાગરૂક રહે છે અને સમાજ પણ એમની પાસેથી એ જાતની સેવાની અપેક્ષા સેવે છે.

સમાજમાં સારુંનરસું જે કંઈ ચાલે છે તેનું સમર્થ ચિત્રણ કરી એ તરફ લોકોનું ધ્યાન ખેંચવું એટલું જ નહીં પણ લાગણીઓ જાગ્રત કરવી એ સાહિત્યકારનું ને કળાકારનું કામ છે. સમાજ જેવો હોય તેવો જ તેનો ચિતાર એને મળવાનો એ વિશે શંકા નથી.

ડૉક્ટરો આગળ પણ માણસો નાગા થાય છે અને કેવળ વાસનાજાગૃતિને અર્થે પણ નાગા થઈ શકે છે. નાગા થવામાં સારુંનરસું કંઈ નથી; પણ ઉદ્દેશ અને પરિણામ જોઈને જ આપણે અભિપ્રાય બાંધીએ છીએ. માણસ વાસનાનો ગુલામ છે એની કોણ ના પાડી શકે, પણ એ એવો ગુલામ રહેવા માગતો નથી; વાસના પર વિજય મેળવવા માગે છે. કેમ કે અંકુશમાં રાખેલી વાસનાઓ દ્વારા જ જીવન કૃતાર્થ થઈ શકે છે. અને વાસનાતૃપ્તિનો પૂરો સંતોષ પણ સંયમ મારફતે જ મેળવી શકાય છે. કળાકારોએ અને સાહિત્યકારોએ રસની દૃષ્ટિએ પણ, આ વસ્તુ ધ્યાનમાં રાખવી ઘટે છે. સાહિત્યકાર અને કળાકારનો સંબંધ કેવળ facts of life પૂરતો નથી હોતો. facts of life સાથે law of lifeને પણ એણે ધ્યાનમાં લેવો જોઈએ. જે વસ્તુ મનુષ્યસ્વભાવને માટે સ્વાભાવિક છે તે યોગ્ય જ છે એવો આગ્રહ હોઈ ન શકે. જે સહજ છે તે ધર્મ્ય હોવું જ જોઈએ એ જાતનું અનુમાન ન કઢાય. એવા અનુમાનને આધારે જીવનવિજ્ઞાન ન જ

રચી શકાય. સદાચાર અને સદ્અભિરુચિ એ બંનેના અંકુશ હેઠળ જ જીવન શુદ્ધ અને તૃપ્તિકર થઈ શકે છે અને રસ પણ વધારેમાં વધારે એ રીતે જ મળી શકે છે.

જીવતો સમાજ, જાગ્રત સમાજ કોઈ કાળે રૂઢિવાદી ન જ રહી શકે; પણ રૂઢિમાં જે સુધારા કરવા હોય તે સ્પષ્ટ રીતે કરવા જોઈએ. ખરાબ રૂઢિ તોડવાનું કામ સાહિત્યકાર જરૂર કરે, પણ એને ઠેકાણે સારાં તત્ત્વો એણે રજૂ કરવાં જોઈએ. એ રીતે કેળવેલાં જીવનમૂલ્ય એ સમાજની અને સમાજમાં રહેતી વ્યક્તિઓની ઉત્તમમાં ઉત્તમ મૂડી છે. એ મૂલ્યો તાજાં હોય, વિચારેલાં હોય, કલ્યાણકારી હોય. જૂનાં મૂલ્યો ઉપર રાખ બાઝી જાય તો તે રાખ ખંખેરવી જોઈએ; પણ સાચાં મૂલ્યોની ઉપેક્ષા ન થાય.

જે લોકો દલીલ કરે છે કે ખરાબ સાહિત્યથી તમે આટલા શા માટે ડરો છો, સાહિત્યની અસર થઈ થઈને કેટલી થવાની હતી? જે હાથમાં આવ્યું તે જરા સરખું વાંચ્યું અને કોરે મૂકી દીધું. મજા પડી તો વાંચ્યું નહીં તો ફેંકી દીધું; એની આટલી બધી ચર્ચા શા સારુ? જે લોકો આવી દલીલ કરે છે તેઓ સાહિત્યનું અપમાન કરે છે અને ગફલતમાં પણ રહે છે. સાહિત્ય ધીરે ધીરે, લગભગ અજાણતાં અને કોક વાર સ્પષ્ટ રીતે જીવન ઉપર અસર કરે જ છે.

સનાતની લોકો પોતાની શક્તિ પ્રમાણે જૂનાં મૂલ્યોની એટલે કે રૂઢિઓની માવજત ઠીક ઠીક કરે છે, અથવા અત્યાર સુધી કરતા હતા. એમની દૃષ્ટિ રૂઢિથી આંધળી થયેલી હોવાથી એમનું ઝાઝું ચાલ્યું નહીં, પણ આપણે એમ ન માની બેસીએ કે ભણેલાગણેલા લોકો રૂઢિના, વહેમોના અને આંધળી લાગણીઓના દાસ નથી હોતા. ભણેલા લોકોમાં આંધળાપણાનું ક્ષેત્ર જુદું, એટલો ફેર ગણાય.

યુરોપ-અમેરિકાના તમામ સાહિત્યમાં એક જ જાતનાં બળો બધે કામ કરે છે એમ માનવું ભૂલભરેલું છે. આપણે જોઈએ છીએ કે અમેરિકામાં અમુક બાબતમાં ગલ્લાપચીસી પ્રવર્તે છે એટલે તેઓ એ પચીસીને અનુરૂપ જીવનમૂલ્યો બદલતા ને નક્કી કરતા જાય છે. એમાં કેટલાક ફેરફારો ઈષ્ટ હોય, કેટલાક અનિષ્ટ હોય પણ એનો નિર્ણય કોણ કરે? એ પ્રજામાં જાતજાતના પ્રયોગો કરવાની હિંમત છે એની કદર તો આપણે જરૂર કરીએ. પૂર્ણ સ્વતંત્રતાથી કેટલું નુકસાન થઈ શકે છે અને જ્યાંત્યાં કાયદાકાનૂન, રૂઢિ અને સામાજિક દબાણથી જીવન અને પ્રતિભા કેટલાં ગૂંગળાય છે એ બંનેના દાખલાઓ આજે આપણી આગળ ગમે તેટલા પડેલા છે, એટલે આજે જીવન-મૂલ્યો અંગેની ચર્ચા માટે આપણી પાસે મસાલો પૂરતો છે. અમેરિકાના પુરુષોના તેમ જ સ્ત્રીઓના લૈંગિક આચાર વિશે બે Kinsey Report બહાર પડ્યા છે. એની નિખાલસતા અને હિંમત જોઈ આપણે આશ્ચર્યચકિત થઈ જઈએ છીએ. અને આપણા મનમાં થાય છે કે આટલી નિર્ભયતાથી સમાજના ગુણદોષ ઉઘાડા પાડનાર સમાજનો સત્યાનાશ તો થવાનો નથી જ.

પરાપૂર્વથી ચાલતા આવેલા સદાચારના આદર્શોથી જુદા પડવું એટલાથી કાંઈ એ 'નવતર પ્રયોગ' થતો નથી. જૂના રિવાજોનું મૂલ્યાંકન કરતાં જે કંઈષ્ટ ફેરફાર સૂઝે તેનો સવિસ્તર વિચાર કરી જરૂરી ફેરફાર સાથે નવા નવા પ્રયોગ કરવા તૈયાર થવું એ બધું ઈષ્ટ છે. એવી વસ્તુની જાહેર ચર્ચા તો થવી જોઈએ. એ ચર્ચામાંથી જ સામાજિક સભાનતા ઊગે છે, અને એ સભાનત ઉમદા સાહિત્યસર્જનને પોષે છે.

*

પશ્ચિમનાં નાટકો, પ્રહસનો અને સંવાદોના જ્યારે આપણે પ્રારંભના દિવસોમાં અનુવાદો કર્યા ત્યારે જીવનમૂલ્યોની ઘણી ખીચડી થઈ. પરિણામે એવા અનુવાદોમાંથી આપણે ખરો રસ પણ પૂરતો ન મેળવી શકયા, અને પશ્ચિમના સમાજનો યથાર્થ ખ્યાલ પણ આપણે આપણી પ્રજાને આપી ન શકયા. અનુવાદો એ કંઈ હજામનું કામ નથી, કે જીવનમૂલ્યોનો છબરડો દરગુજર કરી શકાય.

હું માનું છું કે સાહિત્ય-વિવેચન માટે આપણે જેમ સંસ્કૃતમાંથી મૂલ્યો મેળવ્યાં તેમ પશ્ચિમ પાસેથી પણ મેળવ્યાં છે અને બંનેથી આપણને લાભ જ થયો છે. જીવન પરત્વેના આર્ય આદર્શો અને અભિરુચિના શુભ સિદ્ધાંતો આપણને જ્યાંથી મળે ત્યાંથી તે આપણે લેવાનાં; એમાં કશી હાનિ નથી, લાભ જ છે. કૃત્રિમ આદર્શો અને કૃત્રિમ અભિરુચિ છોડી દેતાં પણ આપણને આવડવું જોઈએ. એ રીતે વિદેશી સાહિત્યથી આપણે ઘણું મેળવી શકીશું. શરત એ જ કે આપણી પાસે આપણી પોતાની કીમતી મૂડી હોય. કેમ કે પોતાની મૂડી વગર બીજાઓ પાસેથી, પ્રતિષ્ઠા સાથે આપણે કશું લઈ શકતા જ નથી.

દરેક દેશની જે શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સાહિત્યકૃતિઓ હોય છે તેના મૂળને તેમ જ આપણી ભાષાને વફાદાર રહી કરેલા અનુવાદો જીવનને બધી રીતે પોષક જ હોય છે. એ અનુવાદો સાથે સાથે જો આપણે મૂલ્યાંકન પણ કરતા ગયા તો તો બેવડો લાભ મળે.

*

દૈનિકો અને સાપ્તાહિકો એ તો ઉતાવળિયું સાહિત્ય; પણ સાહિત્ય તો ખરું જ. એના અમુક ગુનાઓ માફ કર્યે જ છૂટકો. છતાં જો એના તંત્રીઓ અને વ્યવસ્થાપકો પીઢ સંસ્કૃતિ-રક્ષકો અથવા સંસ્કૃતિ-સર્જકો હોય તો એ વાટે જીવન-મૂલ્યોની માવજત સૌથી સરસ થવાની; કેમ કે પ્રજાના મોટા ભાગને રોજ વૈચારિક ખોરાક પૂરો પાડવાનું કામ એમનું છે. માસિકો-ત્રૈમાસિકોને તો આપણે રીતસરના સાહિત્યમાં જ ગણવાં જોઈએ.

હાસ્ય-કટાક્ષનું સાહિત્ય, હું માનું છું, દિવસે દિવસે સુધરતું જાય છે. એ વિષયમાં જેમણે પોતાની શક્તિ અજમાવી છે તેમણે ઉચ્ચભૂમિકા પરથી ન ઊતરવાનો નિયમ પાળ્યો, એ એમનો ઉપકાર સાહિત્ય પર અને સમાજ પર પણ છે.

*

અહીં સુધી આપણે જીવનમૂલ્યોની ચર્ચા કરી, પણ જીવનમૂલ્યો ઉપરાંત સાહિત્યમૂલ્યો પણ પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ ધરાવે છે. એમનું મહત્ત્વ પણ ઓછું નથી. પણ એને માટે સ્વતંત્ર સત્ર રાખ્યું હોય તો જ એને ન્યાય અપાય. ભાષા પરત્વે, પ્રાંત પરત્વે, સમાજ અને ન્યાત પરત્વે જીવનમૂલ્યો અને વાઙ્મય-મૂલ્યો અલગ અલગ હોઈ શકે છે. એની સૂક્ષ્મતામાં ઊતરવાના દિવસો હજી આવ્યા નથી. તુલસીદાસ, જ્ઞાનેશ્વર, પ્રેમાનંદ, કૃત્તિવાસ, કંબન ઇત્યાદિ સાહિત્ય-સ્વામીઓએ સાહિત્યમૂલ્યો તેમ જ જીવનમૂલ્યો પોતાના જમાના અને વિષય પરત્વે ખીલવ્યાં તેનું આદરપૂર્વક અધ્યયન થવું જ જોઈએ.

નવલકથાઓમાં શું અને કવિતામાં શું, સ્ત્રી-પુરુષનું એકબીજા પ્રત્યેનું આકર્ષણ અને તેમાંથી પરિણમતો પ્રણય એ વિષય સાર્વભૌમ છે અને રહેવાનો. એનું ઉન્નયન અથવા ઊર્ધ્વીકરણ આપણને જરૂર આવનવાં ઉચ્ચ ક્ષેત્રોમાં લઈ જાય છે. ધર્મ, આદર્શની ઉપાસના, માનવતાની સેવા, ત્યાગ અને બલિદાન, જ્ઞાનોપાસનાના ક્ષેત્રમાં જોખમ ભરેલી યાત્રાઓ ઇત્યાદિ અનેક વિષયોમાં વ્યાપક પ્રેમ જ વ્યક્ત થાય છે. એને અંગે જીવનમૂલ્યો કોઈ પણ સમાજમાં કે કોઈ પણ જમાનામાં સ્થાયી રૂપે સ્થિર થયાં જ નથી. પતિપત્નીની અન્યોન્ય નિષ્ઠા અને બંનેની સામાન્યપણે સ્વયંભૂ પ્રેમ પ્રત્યેની નિષ્ઠા એ વિષયો હમેશાં ચર્ચાય છે. એને અંગેનાં જીવનમૂલ્યો જે રૂઢ થયાં છે તે કેટલે દરજ્જે યોગ્ય છે એ વિશેનું પ્રશ્ન-ચિહ્ન એ આજના જમાનાની ખાસિયત છે.

પશ્ચિમની એક ચોપડીમાં એક વાકચ વાંચી હું તો ચકિત જ થયો. ત્યાં આગળપાછળના સંદર્ભ વગર એક સામાન્ય વાકચ મૂકચું છે: After all love is not a noble sentiment. પશ્ચિમના સાહિત્યરાશિનો એ અનુભવ નથી કે અભિપ્રાય નથી; છતાં એક પણ માણસને આમ લખવાનું સૂઝચું એ જ ચકિત કરનારી બીના છે. પ્રેમ ઉપર આજ સુધીના અસંખ્ય જમાનાઓ દ્વારા જે અંકુશ મુકાયો છે તે કેટલે દરજ્જે યોગ્ય છે એની ચર્ચા ખૂબ થાય છે. અને એને ઠેકાણે નવા નવા આદર્શોનાં અથવા આદર્શ વગરનાં રોચક ચિત્રો રજૂ કરાય છે, છતાં પ્રેમ ઉપર કશો અંકુશ હોય જ નહીં એમ કહેવાની કોઈએ હિંમત કરી નથી. અત્યારે તો જ્યાં જુઓ ત્યાં અસંતોષ સેવાય છે, પણ સંતોષ શામાં રહેલો છે તેનો ચિતાર કોઈ આપતા નથી. જેઓ આપે છે તેનો સ્વીકાર કે સત્કાર થતો નથી. હું માનું છું કે અત્યાર સુધીની તમામ નવલકથાઓનું, વાર્તાઓનું અને કવિતાઓનું આલોકન કરી કોઈ નવાં સ્પષ્ટ જીવનમૂલ્યો અને આદર્શો રજૂ કરવાનો જમાનો આવી ગયો છે. બેજવાબદાર થઈને ગમે તેવા આદર્શોનો અને ગમે તેવા સંબંધોનો ચિતાર રજૂ કરવો એમાં સેવા હશે, બહાદુરી હોય, ન પણ હોય, છતાં જીવનમૂલ્યોનો ઉકેલ એ વાટે આવવાનો નથી. એ વિષયને લઈને અનેક ઠેકાણે અનેક જ્ઞાનસત્રો ગોઠવાય તો એ દ્વારા ભેગું થયેલું સાહિત્ય ઘણું જ ઉદ્‌બોધક નીવડશે.

ગુજરાતી સાહિત્ય પરિષદે જીવનમૂલ્યોને લઈને આ પહેલવહેલું જ્ઞાનસત્ર ગોઠવ્યું એ માટે એ સંસ્થાનું હાર્દિક અભિનંદન કરું છું.

## ૧૦. સાહિત્ય અને સુરુચિ : છૂટાછવાયા વિચારો

સંગીતમાં જેમ સંવાદિતા, લય અને તાલ, જીવનમાં જેમ નીતિ, સદાચાર અને સંસ્કારિતા, તેમ જ સાહિત્ય માટે સુરુચિ અથવા સદભિરુચિ છે. એ વસ્તુ એટલી સૂક્ષ્મ છે અને એટલી વરણાગી છે કે એના નિયમો બાંધી ન શકાય. સુરુચિનું વિવેચન ગમે તેટલું કરીએ, એના ઉપર પ્રબંધો લખીએ, તોપણ સુરુચિને વ્યાખ્યામાં બાંધી ન શકીએ. ભાષામાં, વહેવારમાં બલ્કે આખા જીવનમાં જે કંઈ કઠે એવું હોય તે પ્રયત્નપૂર્વક ટાળવું, એનું નામ સુરુચિ.

શા માટે કઠે? એનાં કારણો અનેક હોય છે – વ્યક્તિગત તેમ જ સામાન્ય. એકને કઠે તે બીજાને નયે કઠે. અમુક શબ્દો, અમુક ભાષા બોલતી વખતે શ્રાવણ-રુચિર લાગે છે, જે શબ્દો બીજી ભાષામાં કાં તો કર્ણકટુ જણાય અથવા દમ વગરના. વહેવારમાં પણ શું કઠે છે અને શું નથી કઠતું એ તે તે દેશની આબોહવા, ખાનપાનના પ્રકારો અને રસ્મરિવાજો પર આધાર રાખે છે. યુરોપમાં કોઈ સ્ત્રીને એની ઉંમર પુછાય નહીં. આપણે ત્યાં વડીલોનું નામ લેવાય નહીં. અંગ્રેજીમાં સામા માણસ વિશે દ્વિતીય પુરુષી એકવચન ન વપરાય! કેટલાક લોકો સીધી ભાષા પસંદ કરે છે, કેટલાક વક્રોક્તિ પસંદ કરે છે. રુચિમાં જ્યાં આટલું વૈચિત્ર્ય છે ત્યાં સદભિરુચિના નિયમો ઘડાય? અને કસોટીઓ કેમ ચાલુ કરાય?

અને છતાં જે માણસ અનેક પ્રકારના સમાજોમાં ભળ્યો છે, અનેક દેશોમાં રહી આવ્યો છે, અનેક ભાષાના અને જમાનાના સાહિત્યો સાથે પરિચય ધરાવે છે, તે જાણે છે કે બધાને સમાન અને એકેએક માણસ સમજી શકે એવાં સદભિરુચિનાં તત્ત્વો છે જ. નિયમો અને રિવાજો ભલે ભિન્ન હોય પણ એમની પાછળની લાગણી તો સહેજે સમજાય એવી અને એક જ હોય છે.

અને અભિરુચિનું તત્ત્વ પ્રસંગ પરત્વે પણ બદલાય છે. શરીરને જો ગૂમડું થયું હોય તો તે સહેજ દેખાય એવી રીતે આપણે સભામાં જતા નથી, રસ્તામાં ફરતા નથી, પણ ડૉક્ટર આગળ એ ઉઘાડું કરી શકીએ છીએ. સાહિત્યમાં જે વસ્તુ કે વર્ણનો અશ્લીલ ગણાય છે તે જ વૈદકની ચોપડીઓમાં નિર્દોષ ગણાય છે. ત્યાં તો કાં તો સીધા શબ્દ વપરાય અથવા એમનાથીયે ઉઘાડા પારિભાષિક શબ્દો વપરાય. નાટ્યશાસ્ત્ર પ્રમાણે, જે ચિત્રો કે દૃશ્યો પોતાની દીકરી, બહેન, પુત્રવધૂ કે ભાભી સાથે બેસીને ન જોવાય તે અશ્લીલ છે. એમાં પત્નીનું નામ નથી. એ તરફ આપણું ધ્યાન ખેંચાયા વગર રહેતું નથી. પતિપત્ની વચ્ચેનો રહસ્યસંબંધ એટલો ગાઢ અને ગૂઢ હોય છે કે એમને માટે ઘણા સામાન્ય નિયમો લાગુ પડતા નથી, જોકે ત્યાં પણ અભિરુચિનો અધિકાર નથી એમ નથી.

આજકાલ વાસ્તવવાદ અથવા તો realismને નામે સદ્-અભિરુચિના ઘણા નિયમો છોડી દેવામાં આવ્યા છે કેમ કે સાહિત્યકારો સમાજના ડૉક્ટરો હોવાનો દાવો કરે છે. સમાજમાં કેટલીક વસ્તુઓ જ્યાં સુધી છૂપી હોય છે ત્યાં સુધી જ એમનું આકર્ષણ હોય છે અને ગુપ્ત રીતે એ વસ્તુઓ સડો પેદા કરે છે. એ જ વસ્તુ ઉઘાડી કરી એટલે એનું સાચું સ્વરૂપ પેદા થાય છે, પછી તો મનમાં આકર્ષણને બદલે જુગુપ્સા જ પેદા થાય છે. જેનું રૂપ ઉઘાડું પડયું તેનું આકર્ષણ ઓછું થઈ જાય છે. એની દુર્ગંધને કારણે ચીતરી ચઢે છે અને પછી એ વસ્તુને સમાજમાં ટકવું મુશ્કેલ થઈ જાય છે. यद् दृष्टम् तत् नष्टम् એ સૂત્ર, નવા અર્થમાં અહીં લાગુ પાડી શકાય. જે ગંદી વસ્તુ એના અસલી રૂપમાં ઉઘાડી થઈ, દેખાઈ, તેનું આકર્ષણ એની મેળે મરી જાય છે.

પણ આ નિયમ સાર્વભૌમ એટલે કે સાર્વત્રિક નથી: જે વસ્તુની ચર્ચા છડે-ચોક થવા માંડી, એની લાજશરમ ભાંગી જવાથી માણસ કોક વાર એને અપનાવવા તૈયાર થઈ જાય છે.

પશ્ચિમમાં જ્યારથી આ વાસ્તવવાદ વધ્યો છે ત્યારથી જેમ દંભ ઓછો થયો છે તેમ જ નૈતિક જીવનનો આગ્રહ પણ ઢીલો થતો જાય છે. દંભ દૂર થયો એટલે સમાજ સુધરી જ ગયો એમ માનવાનું કારણ નથી. ઘણી વાર આપણે જેને દંભ કહીએ છીએ તે વસ્તુતઃ લાજ, શરમ, લજ્જા, વ્રીડા, કે ત્રપા જ હોય છે.

હવે સાહિત્યકારોએ વરસો સુધી ચલાવેલા એક સવાલ ઉપર આવીએ. સાહિત્યનો નીતિ સાથે શો સંબંધ? નીતિ અથવા Moralityના ઠેકેદાર લોકોએ એ શબ્દ અને એ આખું ક્ષેત્ર બગાડયું છે એ પ્રથમથી જ કબૂલ કરીએ. ધર્મને નામે દાંભિક આચારનું જ અને યાંત્રિક રૂઢિનું મહત્ત્વ વધારનાર લોકોએ એ વસ્તુને જ દુર્ગંધીયુક્ત કરી મૂકી છે એ પણ સ્વીકારીએ. સ્નાન, સંધ્યા, તિલક અને માળાની અંદર જ ધર્મનું રહસ્ય સમાયેલું છે એમ માનનારા અથવા બતાવ-નારા અંદરખાનેથી, કોક કોક વાર કેટલા સડેલા હોય છે એનો અનુભવ દુનિયા માટે નવો નથી. ઘણાખરા 'ધાર્મિકો' અધર્મ સામે ઝૂઝવાને બદલે દાંભિકોને ઉઘાડા પાડનાર લોકો સામે જ વધારે ચિડાય છે અને એમને નાસ્તિક કહી સમાજ આગળ ઉતારી પાડવાનો સતત પ્રયત્ન કરે છે, એ પણ આપણે જાણીએ છીએ. છતાં સદાચારમાં જ જીવનનું આરોગ્ય રહેલું છે, જીવનની સુવાસ પણ એમાં જ છે, એ વસ્તુનો ઇનકાર કરાય નહીં. એ સદાચારની પ્રતિષ્ઠા ઉતારી પાડવાનો ધંધો કોઈ ન કરે. દુરાચારનું વર્ણન કોઈ કરે એની સામે શો વાંધો હોય? પણ દુરા-ચારનો બચાવ જો સાહિત્યમાં થતો હોય, અથવા દુરાચારને જ રૂપાળું રૂપ આપવા-નો કોઈ પ્રયત્ન કરે, તો 'તે સરસ સાહિત્યકાર છે એટલા માટે યોગ્ય જ કરે છે' એમ કહેવું જોઈએ?

સાહિત્ય એક જબરદસ્ત શક્તિ છે. સામાજિક, નૈતિક, રાજકીય અને સાંસ્કૃ-તિક ક્ષેત્રમાં સાહિત્યનો પ્રભાવ કેટલો હોય છે એ આજના જમાનામાં આપણે

અધિકાધિક અનુભવીએ છીએ. સારું શું અને નઠારું શું?—એ વિશેના આદર્શોને ઊંધાચત્તા કરવાની શક્તિ સાહિત્યમાં છે એ વિશે શંકા નથી. જે લોકો નવાસવા લખતાવાંચતા થયા છે, તેઓ લાગણીઓને, ભાવનાઓને અને વિકારોને ઉત્તેજિત કરનાર અને આડે રસ્તે લઈ જનાર સાહિત્યની અસર તળે આવે છે એ કોણ નથી જાણતું? હવે તો સાહિત્યની એ શક્તિ ઓળખીને સમાજને ઉશ્કેરીને ધન કમાનાર અને મૂંજીપતિ થનાર લોકો પણ આજના જમાનાએ ઉત્પન્ન કર્યા છે. શ્રી અને સરસ્વતી વચ્ચેનું વેર મટી ગયું છે, અને સરસ્વતી પાછળ પણ શ્રી દોડી આવી શકે છે એની ખાતરી કરાવનાર દાખલાઓ પણ દરેક સમાજમાં મળવા લાગ્યા છે.

આજનો જમાનો કહે છે—'સાહિત્યનું કામ મનુષ્યજીવનનાં બધાં પાસાંઓ રજૂ કરવાનું છે. એમાંથી જેને જે બોધ લેવો હોય તે લઈ શકે' આવી ભૂમિકા સામે કોઈ કશું કહી ન શકે અને છતાં એ ભૂમિકા સાવ નિર્દોષ નથી.

પણ જે લોકો માને છે કે સાહિત્યને નીતિના અંકુશ તળે આણાય નહીં, તેમને માટે સુરુચિ શબ્દ સારો છે. માણસના જીવનનું વર્ણન કરતાં સાહિત્ય ભલે રૂઢ નીતિના અંકુશ ન માને, કેમ કે નીતિનું ક્ષેત્ર નોખું છે, પણ દરેક સાહિત્યકારે સુરુચિની આણ સ્વીકાર્યે જ છૂટકો.

'સુરુચિનો સંબંધ વર્તન સાથે નથી, પણ કોઈ પણ વસ્તુ કેવા શબ્દોમાં રજૂ કરી છે એની સાથે છે' એમ કહેવામાં આવે છે. 'કોઈ માણસ સકારણ અથવા તો અકારણ બીજા કોઈને ગાળ દે તો એમાં વાંધો નથી પણ એણે એને માટે સુરુચિપૂર્ણ શબ્દો વાપરવા જોઈએ. સાહિત્યનો આદર્શ એના કરતાં વિશેષ માગતો નથી.'—એમ જો કોઈ કહે તો એની સામે આપણે ન જ થઈ શકીએ. સાહિત્યના ક્ષેત્રમાં એની પ્રતિષ્ઠા ઘવાય નહીં એ કબૂલ. પછી સાહિત્યની પોતાની જ પ્રતિષ્ઠા ઓછી થતી હોય તો એ વાત જુદી. હમણાં હમણાં મરાઠીમાં મેં કેટલાક લેખો વાંચ્યા. વાસ્તવવાદી તો હતા જ, પણ હું માનું છું, કે જનતાવાદી પણ હતા. એમાં ઊતરતી કોટીના સમાજમાં વપરાતી ભૂંડામાં ભૂંડી ગાળો કોક કોક ઠેકાણે વાપરેલી હતી અને કોક કોક ઠેકાણે, સંકોચને કારણે, ત્રણચાર ફૂદડીઓ મૂકેલી હતી. અમુક સ્થળે જ્યાં ભાષાનો વિવેક વપરાતો જ નથી, ત્યાંનાં સંભાષણો જેમણે સાંભળ્યાં છે તેમને માટે ફૂદડીથી સૂચવેલા શબ્દોથી સમજવું અઘરું ન હતું. મેં માનવાનો પ્રયત્ન કર્યો કે અમુક ગાળો સદાચારના ક્ષેત્રમાં ન ચાલી શકે પણ સુરુચિના ક્ષેત્રમાં એમની સામે વાંધો ન હોય. અને જ્યાં સુરુચિ હણાય છે ત્યાં જ ફૂદડીઓ વાપરેલી છે, પણ મને એવું પણ કશું પણ દેખાયું નહીં. પ્રકાશકે કહ્યું કે એ આખો લેખ નામંજૂર કરીને મેં પાછો કાઢ્યો હતો, પણ વધુ વિચાર કરતાં મારી ભૂલ હું જોઈ શક્યો અને પછી નમ્રપણે લેખક પાસે જઈ, એ લેખ મેં પાછો માગી લીધો અને છાપ્યો.

હું સમજી ગયો કે નવા જમાનાના આદર્શો આપણે સમજી શકવાના નથી.

'જીવવાનો અધિકાર છે નવા જમનાને; નહીં કે જૂનાને.'—એ મારો પોતાનો જ સિદ્ધાંત ધ્યાનમાં લઈ મેં મન વાળ્યું.

આ પચરંગી દુનિયામાં દરેક વસ્તુને સ્થાન છે જ. વેદકાળથી માંડીને આજ સુધી ઈશ્વરની આ દુનિયા દરેક પ્રકારને સ્થાન આપતી આવી છે. એટલે અમુક જમાનો સારો અને અમુક ખરાબ એવો અભિપ્રાય બંધાય નહીં એ નિર્ણય ઉપર હું કયારનો આવ્યો છું. મારી મૂંઝવણ એટલી જ હતી કે સુરુચિના આદર્શો આપણે સમજી કેમ નથી શકતા? ખરેખર જો સુરુચિથી સાહિત્યનું સૌભાગ્ય સચવાતું હોય તો સુનીતિનો આગ્રહ આપણે ન રાખીએ. ધ્રુવબાળકના પિતા રાજા ઉત્તાનપાદે પોતાના રાજ્યમાં સુરુચિ અને સુનીતિનું સ્થાન નક્કી કર્યું હતું!

સમાજમાં જે જે વસ્તુ પ્રવર્તે છે તેને તેને કુશળતાથી સમજવાની અને રજૂ કરવાની જવાબદારી સાહિત્યની છે. સાહિત્યની સફળતા એમાં જ રહેલી છે. એ વાત હૃદયથી સ્વીકાર્યા છતાં મનમાં વિચાર ઊઠે છે કે જેમ સમાજ ઉપર અસર કરનાર સજ્જનો અને દુર્જનો હોય છે, સંસ્કારી અને અસંસ્કારી પુરુષો હોય છે, તેમ જ સાહિત્યનો દરેક પ્રકાર પણ એક સામાજિક પુરુષ નથી? એ વિદેહી છે, અથવા કેવળ શબ્દરૂપી છે એટલા માટે એને વિશેષ અધિકાર છે?

આપણી સરકારે સિનેમા ઉપર અંકુશ રાખવા માટે એક સેન્સર બોર્ડની વ્યવસ્થા રાખી છે. થોડા દિવસ એનો હું સદસ્ય હતો. તે વખતે અમારા બોર્ડના અધ્યક્ષે મને બોલાવીને સમજાવી દીધું કે કાયદાની રૂએ જે વાંધા ભરેલું હોય, તેને જ રોકવાનો આપણો અધિકાર છે. અમુક ચિત્રપટ નીરસ છે અથવા આપણી અભિરુચિને નાપસંદ છે એટલા માટે આપણે એને રોકી ન શકીએ. જો નીરસ હશે તો એ બનાવનારનું દેવાળું નીકળશે, એનો વિચાર એ કરે! થોડા દિવસ પછી એ બોર્ડમાંથી મેં રાજીનામું આપ્યું.

અશ્લીલ ચિત્રપટ પરદેશથી આપણા દેશમાં આવતાં રોકવા માટે કડક કાયદા કરવાની જરૂર છે કે કેમ, એનો જ્યારે હું વિચાર કરતો હતો ત્યારે મેં જોયું કે અશ્લીલ ચિત્રપટને રોકવા માટે આજના કાયદાઓ પૂરતા છે. પણ કાયદાનો અર્થ કરનાર લોકોના અભિપ્રાયનો જ એ સવાલ છે. પોતાની દીકરીઓની સંસ્કારિતા સચવાય એની ચિંતા વધારેમાં વધારે પુખ્ત ઉંમરની માતાઓને જ હોય. એવી માતાઓને સેન્સર બોર્ડમાં નીમ્યા પછી અને એવી બહેનોને જ મૅજિસ્ટ્રેટ તરીકે નીમ્યા પછી સરકાર તરફથી વધારે કરવાપણું રહેતું નથી.

એક વાર, એક માસિકમાં સ્ત્રીપુરુષોની લીલાનાં ચિત્રો સુરુચિનો ભંગ કરનારાં હોય છે એવી તકરાર થઈ. ત્યારે રાધાકૃષ્ણ, શિવપાર્વતી અને ગણેશ સાથે રિદ્ધિ-સિદ્ધિનાં જે ચિત્રો ધર્મમાર્તણ્ડ સનાતની લોક પૂજે છે તેમાંનાં કેટલાંક ચિત્રો એવાં ને એવાં જ છાપીને એ માસિકે પૂછયું હતું કે દેવોની લીલા રજૂ કરતાં આ ચિત્રોમાં સદભિરુચિ હણાય છે કે નહીં? આ ચિત્રો અશ્લીલ ગણાય કે નહીં? જવાબ આપવો મુશ્કેલ હતો!

મિસ મેયોએ ભારતની નિંદા કરવામાં મણા રાખી ન હતી એ કબૂલ, પણ દક્ષિણમાં બેલૂર કે હળેબીડમાં, મધ્ય ભારતમાં ખજૂરાહોમાં અને ઓરિસામાં જગન્નાથપુરી, ભુવનેશ્વર અને કોણાર્ક જેવાં મંદિરોમાં જ્યાં ભગવાનની પૂજા થાય છે, ધર્મનો ઉપદેશ થાય છે અને ભક્તો મોક્ષ મેળવવા માટે સાધના કરે છે એવાં મંદિરોમાં જે પાર વગરની અશ્લીલ મૂર્તિઓ છે અને કોક કોક ઠેકાણે અકુદરતી આસનો પણ છે, તેના ઉપર જ્યારે મિસ મેયોએ ટીકા કરી ત્યારે ગાંધીજી એટલો જ બચાવ કરી શકયા કે ભક્તોનું ધ્યાન એવી મૂર્તિઓ તરફ જતું નથી! અને ગૌબા જેવા ભારતના અભિમાની એટલું જ કહી શકયા કે જે અમેરિકામાં આટલો આટલો દુરાચાર ચાલે છે અને છડેચોક વખણાય છે, તે દેશની નારીને આપણી સામે આંગળી ચીંધવાનો અધિકાર નથી. આજનો જમાનો તો કહે જ છે કે જે વસ્તુને માણસના સમાજમાં સ્થાન છે તેનો, સાહિત્યમાંથી બહિષ્કાર ન જ કરી શકો.

ધર્મનો પ્રચાર કરનાર પણ આખરે માણસો જ છે. ધર્મગ્રંથો લખનાર પણ માણસો જ છે, ધર્મને શું માન્ય શું અમાન્ય એ નક્કી કરનાર પણ માણસો જ; નીતિ શું અને અનીતિ શું, અશ્લીલ શું અને શ્રીયુક્ત શું એ નક્કી કરનાર પણ માણસો જ, એ વસ્તુ આપણે ભૂલીએ નહીં તો જ સાહિત્ય અને સદભિરુચિ એ વિષયની કાંઈ પણ ઉપયોગી ચર્ચા કરી શકીશું.

છેલ્લે એ જ નિર્ણય ઉપર આપણે આવીએ કે शिष्टाः प्रमाणम् । સમાજમાન્ય મોટા માણસો — તે તે જમાનાના સામાજિક સંસ્કૃતિના નેતા ગણાતા માણસો જે નક્કી કરે તે જ પ્રમાણ, તે જ સુરુચિ માન્ય અને યોગ્ય ગણાય.

सुरुचिसंदेहपदेषु वस्तुषु सतां अंतःकरणप्रवृत्तयः प्रमाणम् ।

## ૧૧. સાહિત્યમાં હાસ્ય —

સાહિત્યમાં મોટે ભાગે શૃંગાર, કરુણ અને હાસ્ય — એ ત્રણ રસ જ કેળવાય છે. એ ત્રણે મનુષ્યસ્વભાવ માટે સહજ છે, ખીલવવા સહેલા છે. પણ એમનું વ્યાકરણ સાચવવું એટલું સહેલું નથી.

સ્ત્રીપુરુષનું એકબીજા પ્રત્યે જે આકર્ષણ રહેલું છે, તેમાંથી જ શૃંગાર રસ ઉદ્‌ભવે છે. એ આકર્ષણ જેટલું સાર્વભૌમ છે, તેટલો જ આ રસ પણ સાર્વભૌમ છે. અને તેથી જ, રસ તરીકે આને ખીલવવા માટે ઘણું ઔચિત્ય સાચવવું પડે છે.

સ્વાદિષ્ટ પદાર્થોનું કેવળ વર્ણન સાંભળવાથી પણ મુખરસ છૂટે છે. એ તો પ્રત્યક્ષ રસ જ છે. પણ એને સાહિત્યમાં સ્થાન નથી. નાટ્યાચાર્યોએ એટલે સુધી કહ્યું છે કે રંગભૂમિ ઉપર ખાવાનાં દૃશ્યો બતાવાય જ નહીં. જીવનમાં સ્વાદનો અનુભવ કોઈ ન કરે એમ નાટ્યાચાર્યોનું ફરમાન નથી. પણ રંગભૂમિ પર એ બતાવવાથી સાહિત્યરસ અને આભિજાત્ય ખીલતાં નથી, એટલું જ એમનું કહેવું

છે. એ નિયમ શૃંગાર માટે પણ છે. મારા એક મહારાષ્ટ્રી કવિમિત્રે હિંમતપૂર્વક એક કવિતા લખી છે–

आपुला प्रकाशांत शृंगार ।

છતાં એને અભિરુચિનું તંત્ર તો સાચવવું જ પડયું છે.

આજે આપણે શૃંગારનો નહીં પણ હાસ્ય અને કરુણનો વિચાર કરવા માગીએ છીએ. એ બંને પરસ્પરવિરોધી ગણાય છે. છતાં બંનેનું આકર્ષણ સરખું જ છે. હાસ્યરસ ગમે તે ખીલવી શકે છે અને કોઈ પણ શુભ પ્રસંગે તે નડતો નથી. તેથી વિદ્યાર્થીઓના સ્નેહસંમેલનમાં જ્યારે નાટકો કે સંવાદો ભજવાય છે ત્યારે ઘણે ભાગે હાસ્યરસને જ આમંત્રણ હોય છે. છતાં લોકો માને છે એટલો એ રસ સહેલો નથી. કેમ કે આમાં સદભિરુચિની મર્યાદા સહેજ પણ ઓળંગાય નહીં.

સંસ્કૃત સાહિત્યનું મારું વાચન અત્યલ્પ છે. અને છતાં વિદ્વાનોને છેડવા માટે મેં એક વાર હિંમતપૂર્વક લખ્યું કે સંસ્કૃતમાં હાસ્યરસ ઉત્તમ કોટીનો જડતો નથી. કવિઓ જ્યારે હાસ્યના નમૂના રજૂ કરે છે ત્યારે તે મોટે ભાગે 'રાશી' જ હોય છે. દિલ્હીના એક સંસ્કારી અધ્યાપકે કેટલાક સંસ્કૃત સંવાદો લખી મારી આગળ એ ભજવવાની ગોઠવણ કરી હતી. અને એ રીતે મને જવાબ આપવાનો પ્રયત્ન કર્યો હતો. સંવાદો સારા હતા. એ જોયા સાંભળ્યા પછી મેં કહ્યું કે 'ઉચ્ચ કોટીનો હાસ્યરસ વ્યક્ત કરવાની સંસ્કૃત ભાષાની શક્તિ નથી, એમ મેં કયાં કહ્યું છે?' સંસ્કૃતમાં હાસ્યરસ આણી શકાય એની 'ના' નથી, જૂનાં નાટકોમાં હાસ્યના જે નમૂનાઓ છે એ વિદૂષકી ઢબના છે – એટલું જ મારે કહેવું હતું. જૂના સાહિત્યમાંથી ઉત્કૃષ્ટ નમૂનાઓ કાઢી બતાવી મારું ધીટ વિધાન રદ કરો, એટલું જ હું માગું છું.

મેં એમ પણ કહ્યું કે સંસ્કૃતમાં નર્મોક્તિના ઉત્તમ દાખલાઓ જ્યાંત્યાં જડે છે. નર્મોક્તિથી મોઢા પર સહેજસાજ સ્મિત છવાય છે, ચિત્ત પ્રસન્ન થાય છે, હૃદયમાં સહેજ ઉત્તેજના થાય છે, પણ તે ગદબદિયા સુધી પહોંચતી નથી. મારે મન નર્મોક્તિ એ ઉત્તમ રસ છે. એના નમૂનાઓ ભેગા કર્યા હોય તો સાહિત્યાનંદની એક મોટી ઉજાણી થશે અને સર્વોત્તમ અભિરુચિ કેળવાશે.

જેને અંગ્રેજીમાં Ludicrous કહે છે તેટલામાં જ હાસ્યનો સાહિત્યરસ સીમિત થતો નથી. હાસ્યરસ એટલે કેવળ ribaldry નથી. Ridiculous માંથી જ મોટે ભાગે હાસ્યરસ ખીલે છે. હાસ્ય દ્વારા આપણે સમાજ ઉપર હળવી પણ અસરકારક ટીકા કરી શકીએ છીએ અને જે કામ આદેશ, ઉપદેશ અને નિંદા કે કૂથલીથી થતું નથી તે, ઉત્તમ રીતે વાપરેલા હાસ્યરસથી થઈ શકે છે. લોકોની અભિરુચિ સુધારવાનું અને રસ્મોરિવાજમાં આભિજાત્ય આણવાનું, સજ્જનોના હાથનું ઉત્તમ શસ્ત્ર તે હાસ્યરસ છે.

હાસ્યરસનું એક અંગ તે satire અને sarcasm: વ્યંગ્યોક્તિ, તીક્ષ્ણ અને ઉપહાસમાં હાસ્યરસ ખીલવી શકાય. પણ એમાંથી જો દુર્જનતા નીતરે

આપણે એ પસંદ ન કરીએ. દુર્જનતાનો સ્પર્શ પણ થાય તો અભિજાત લેખકને પોતાની કળાને ઝાંખપ લાગી એવી ગ્લાનિ થવી જોઈએ. પણ આ નિયમ નાટકોમાં ન ચલાવાય. નાટકોમાં આવતાં દુર્જન પાત્રોને દુર્જન તો રહેવા જ દેવાં જોઈએ ને? મહારાષ્ટ્રના એક લેખકનો એ આદર્શ હતો કે વાક્ય માર્મિક ત્યારે જ કહેવાય જ્યારે એ મર્માંતિક નીવડે! આવો આદર્શ આપણે શા માટે વધાવીએ? દુનિયામાં દુઃખ, અપમાન અને હૈયાબળતરા શું ઓછાં છે?

સ્મિત અને હાસ્ય એ જ સાહિત્યના સુહૃદ છે. વિકટ હાસ્ય અને ઉપહાસ કોક કોક વખતે દેખા દે તો એમને માટે ના નથી. કોઈ સામાન્ય માણસ લપસી પડે અને એને બહુ વાગે નહીં ત્યારે આપણે હસી પડીએ છીએ. કોઈ માણસના બોલવામાં સંભ્રમને કારણે સ્ખલન થાય તોપણ આપણે હસીએ છીએ. કોઈ વહાલું માણસ અક્ષમ્ય ભૂલ કરે ત્યારે, પ્રેમ ઓછો કર્યા વગર, એનો વાંક એને બતાવતી વખતે પણ આપણે હાસ્ય વાપરીએ છીએ. અને પોતાની ભૂલ કબૂલ કરતી વખતે માણસ કોક વાર હાસ્ય દ્વારા ક્ષમા માગે છે. એવા એવા હાસ્યના પ્રકારોનું વિવેચન સાહિત્યમીમાંસામાં થયું છે કે નહીં તે હું જાણતો નથી. હાસ્યના બરાબર કેટલા પ્રકારો સંભવે છે એ આપણા 'સાંખ્ય' લોકોએ શોધી કાઢવું જ જોઈએ.

સંસ્કૃત સાહિત્ય પર મેં જે ટીકા કરી તે આપણા આજના કોઈ પણ દેશી ભાષાના સાહિત્યને લાગુ પડતી નથી. આપણા આજના લોકોએ હાસ્યરસ ઉત્તમ રીતે ખીલવેલો છે. વિનોદવૃત્તિ દ્વારા હાસ્ય કેમ ખીલવાય એના ઉત્કૃષ્ટ નમૂનાઓ આપણા આચાર્ય જ્યોતીન્દ્ર દવેએ એટલા બધા પૂરા પાડ્યા છે અને તેમની શિષ્ય-પરંપરા એટલી બધી ફાલી છે કે આ ક્ષેત્ર વિશે આપણને ચિંતિત થવાનો વારો કોઈ કાળે આવવાનો નથી.

## — અને કરુણ

કરુણરસની પ્રતિષ્ઠા ભવભૂતિ જેવા મહાકવિઓએ એટલી બધી વધારી છે કે એને વિશે કશું કહેવું સહેલું નથી. સાહિત્યક્ષેત્રે એક કરુણરસનું જ સામ્રાજ્ય હોવું જોઈએ એમ તેઓ માનતા લાગે છે.

મહાભારતકારે જેમ નાનામોટા તેર સામાજિક સદ્‌ગુણોને સત્યના જ આકાર તરીકે ગણાવ્યા છે (सत्याकारास्त्रयोदश:) તેમ एको रस: करुण एव કહીને નિમિત્તભેદને કારણે એ કેટલા આકાર અથવા રૂપ પકડે છે એનો આંકડો ભવ-ભૂતિએ બતાવ્યો હોત તો એમને મેં 'સાંખ્ય'ની કોટીમાં મૂક્યા હોત.

સાહિત્યની અભિરુચિનો જ કેવળ વિચાર કરતાં આપણે એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે કરુણ એટલે કેવળ મુક્તકંઠે કરેલું રુદન નથી અને માઝા મૂકીને કરેલો વિલાપ પણ નથી. જ્યાં માઝા મૂકી ત્યાં રસને હાનિ થઈ જ છે.

સંગીતમાં કરુણરસ રજૂ કરવા માટે જોગી રાગ વપરાય છે. કરુણરસમાં પણ સંયમની આવશ્યકતા ઘણી છે એ વસ્તુ જોગી રાગે સ્પષ્ટ કરી છે. એ રાગમાં પણ ગમે તે તાલ નહીં ચાલે. મીરાંનું ગણાતું પ્રખ્યાત ભજન 'જોગી! મત જા, મત જા, મત જા'નો કરુણરસ જેમ જયુથિકા રાયે અદા કર્યો છે તેમ બીજાઓ કરી શક્યા નથી. એનું કારણ એ લોકોનું સંગીતજ્ઞાન ઓછું એમ નહીં, પણ તેમને તાલ બરાબર પસંદ કરતાં ન આવડ્યું. આજકાલ સંગીત-વિદ્યાલયોમાં સંગીતનું 'ટેકનિક' તંત્ર બરાબર શીખવાય છે. પણ સંગીતની ભાવવાહિતા કેમ સચવાય અને ખીલવાય એ શીખવવા માટે ઉત્કૃષ્ટ કવિઓની જ નિમણૂક થવી જોઈએ. સંગીત પાછળ રહેલું માનસશાસ્ત્ર—સાયકોલૉજી ઑફ મ્યૂઝિક એ વિષય ઉમેર્યા પછી જ આપણી સંગીતવિદ્યામાં પૂર્ણતા આવશે અને એ વિદ્યા કૃતાર્થ થશે.

આમ સાહિત્યનું ક્ષેત્ર છોડી સંગીતના ક્ષેત્રમાં હું જઈ આવ્યો એ વિષયાંતર ઈરાદાપૂર્વક કર્યું છે. સાહિત્ય અને સંગીત, બંને નવે રસનાં ક્ષેત્રો છે. (અહીં જ કહી દઉં કે રસો કુલ નવ જ છે એમ માનવા જેટલો હું 'સાંખ્ય' નથી.)

કરુણરસનું મુખ્ય પ્રયોજન એ છે કે આપણી ચિત્તવૃત્તિ આર્દ્ર થાય; દૈવના દુર્વિપાકથી અથવા સામાજિક રિવાજની કઠોરતાથી અથવા માણસ પ્રત્યેના માણસના અન્યાયને કારણે કોઈને સહન કરવું પડે ત્યારે આપણી ચિત્તવૃત્તિ દુભાય અને કોમળ થાય, સહાનુભૂતિ જીવતી થાય, આપણું હૃદય મદદમાં દોડે, અન્યાય દૂર કરવાનો સંકલ્પ કરે અથવા વીરકર્મ કરવા પ્રેરાય ત્યારે કરુણરસ બરાબર ખીલ્યો કહેવાય.

કરુણરસ માટે બીજું પણ એક ક્ષેત્ર છે. માણસ પ્રમાદશીલ છે. ગમે ત્યારે વાસનાથી ઘેરાય છે. દયાભાવથી પ્રેરાઈને પણ ન કરવાનું કરી બેસે છે. એવે વખતે સમાજશાસકો ઉગ્ર અને ન્યાયનિષ્ઠુર થઈ પ્રમાદી માણસને દંડી શકે છે, પણ આપણે જ્યારે એના સાક્ષી રહીએ છીએ ત્યારે આપણાં મનમાં કેવળ પુણ્યપ્રકોપ જાગતો નથી પણ પ્રમાદી માણસના દુર્દૈવથી આપણાં મનમાં સહાનુભૂતિ જાગે છે અને ન્યાયના ઘા પછી આપણું મન મલમપટ્ટી કરવા દોડે છે. 'પાપ નથી થતું કોને હાથે?' એવો વિચાર કરી આપણે પાપીને દંડિત થયા પછી અપનાવવા તરફ પ્રેરાઈએ છીએ, આપણે પાપનું સમર્થન નથી કરતા પણ પાપ સામેના દંડના પ્રહારથી કઠોરતા નાપસંદ કરીએ છીએ. પાપ સામે પુણ્યપ્રકોપ જાગ્રત કરી પાપીને સજા કરવી એટલો જ માણસનો ધર્મ નથી. અને સજાથી માણસ સુધરે છે એમ પણ નથી. સજા કરનારા પોતે જ બગડે છે એવા જ દાખલા વધારે છે. એના કરતાં સહાનુભૂતિ કેળવી હોય તો કરુણરસની મદદથી અંતઃશુદ્ધિ સાધવામાં આપણે ફાવીએ છીએ. આમ મનુષ્યની જીવનસાધના માટે અને સામાજિક ઉન્નતિ માટે ન્યાય કરતાં કારુણ્ય વધારે ઉપયોગી છે એ જેમણે જોયું છે તેમને હાથે જ વધારે કલ્યાણ થયું છે. એ અનુભવને કારણે કરુણરસને આપણે રસરાજ કહેવો જોઈએ.

કેટલાક લોકો માણસજાતના દુઃખનું વર્ણન કાવ્યમય શબ્દોમાં કરી કરુણરસ જગાડે છે અને તેટલાથી સંતુષ્ટ થઈ સહાય કરવાની જવાબદારી ભૂલી જાય છે એમ જોઈ મેં એક લેખ લખેલો 'કાવ્ય કે કારુણ્ય?' તે અત્યારે યાદ આવે છે. વીરરસ અને કરુણરસ જીવનને ઉત્કટ બનાવવા માટે છે. વારેઘડીએ ચિત્તવૃત્તિને ઉત્તેજિત કરી એને મોળી પાડવાથી લાગણીઓ બુઠ્ઠી થાય છે. માનસક્ષેત્રનો ભોમીઓ ફ્રૉઇડ કહે છે Desires suppressed breed pestilence. એ જ વસ્તુને આપણે બીજી રીતે પણ મૂકી શકીએ કે વાસનાઓને તેમ જ લાગણીઓને ઉત્તેજિત કરી એમને યોગ્ય ક્રિયાક્ષેત્ર ન આપીએ તો તે લાગણીઓ અને વાસનાઓ પ્રથમ બુઠ્ઠી થાય છે અને પછી વિકૃતિ પેદા કરે છે. અન્યાયોનાં વર્ણનો વાંચી જેમનો પુણ્યપ્રકોપ જાગ્રત થાય છે અને કરુણરસ માણી માણીને જેમની આંખોમાંથી ગંગાયમુના વહ્યાં જ કરે છે તેઓ હંમેશાં કર્મવીર થયા જ છે એવો દાખલો નથી. જેઓ દિવસ-રાત નાટકો જોયા જ કરે છે તેમની લાગણીઓ પુરુષાર્થમાં પરિણમે છે એવું પણ કહી ન શકાય.

મારા એક મિત્ર સ્વરાજના દિવસોમાં પોતાનાં વ્યાખ્યાનોમાં જ્યારે ને ત્યારે એટલો તો વીરરસ ખીલવતા હતા કે મારે એમને કહેવું પડ્યું કે જ્યારે ખરેખર લોકોને લડતમાં લઈ જવાનો વારો આવશે ત્યારે કઈ નવી તેજસ્વી ભાષા વાપરશો? તમારા વીરરસથી તમારો સમાજ એટલો તો ટેવાઈ ગયેલો છે કે પ્રત્યક્ષ લડત માટે એમનું લોહી ગરમ કરવું તમને મુશ્કેલ થઈ પડવાનું છે.

સાહિત્ય જો સમાજસેવા માટે હોય, સંસ્કૃતિ ખીલવવા માટે હોય તો એને માટે સંયમનું તત્ત્વ સ્વીકાર્યે જ છૂટકો. લાગણીનું પ્રમાણ ઈષ્ટતમ હોય ત્યારે જ રસોત્પત્તિ ઉત્કૃષ્ટ કોટિની થાય છે. ખરેખર કરુણરસ એ સંસ્કૃતિની અને માનવતાની ઉત્તમોત્તમ મૂડી છે.

## ૧૨. સાહિત્ય અને રાષ્ટ્રીય એકાત્મતા

દાહોદના જ્ઞાનસત્રમાં હાજર રહેવાનું કબૂલ્યા પછી હું આવી શકીશ નહીં એમ જણાવ્યું તેથી ક્ષોભ થવો સ્વાભાવિક હતો પણ પૂર્વ ખાનદેશની મુસાફરીને અંતે એટલો થાક્યો હતો કે મને લાગ્યું કે તરત બીજી મુસાફરી આદરવી સલાહ-ભરેલું ન હોય; તેથી જ મારે ના લખવી પડી હતી. પણ આખરે મેં આવવાનું જ નક્કી કર્યું. તેથી જાતે જ માફી માગવાની આ તક લઉં છું.

'રાષ્ટ્રીય ભાવનાત્મક એકાત્મતા' એ વિષય આજે દેશને માટે મૂંઝવનારો બન્યો છે, પણ આપણે એથી નાસીપાસ થવું ન ઘટે. આપણે આત્મવિશ્વાસ ખોવો ન જોઈએ. ભગવાને પોતે કહ્યું છે કે, 'नात्मानं अवसादयेत् ।'

પણ એ આત્મવિશ્વાસ કૃત્રિમતાથી ન આવી શકે. માંદો માણસ કહે કે, 'હું સશક્ત છું' તો તેથી થોડાં જ એનામાં શક્તિ આવવાની છે? શરાબી માણસ પણ ઘણી વાર બોલી નાખે છે કે 'હું સર્વસમર્થ છું' પણ એથી કાંઈ દહાડો વળતો નથી. એટલે નાસીપાસ થયા વગર દેશની એકતા કેળવવાના અને વધારવાના ઉપાયો શોધવા જોઈએ. રાજદ્વારી પક્ષના નેતાઓનું એ કામ નથી, એ કામ રાષ્ટ્ર-પુરુષોનું, સંસ્કૃતિધુરીણોનું અને એમની પાસેથી જેમને દીક્ષા મળી છે એવા સાહિત્યસ્વામીઓનું છે.

આપણા પૂર્વજોએ અનેક વંશના લોકોને સંસ્કૃતિની અસર તળે આણી એમનો એક સમાજ બનાવ્યો. જુદી જુદી tribes, clans અને કુળબાઓની જાતિઓ બનાવી એમને હિંદુ-સંસ્કૃતિની દીક્ષા આપી. (અને એમના અભિમાન સાથે માંડ-વાળ કરવા ખાતર ઉચ્ચનીચ ભાવનો દોષ સ્વીકારીને પણ) એ બધી જાતિઓની અંદર કામચલાઉ સમન્વય સાધ્યો. એ સમન્વયશક્તિ જ આજે વાપરવાની છે. આપણા સાહિત્યમાં જો આપણે સમન્વયનું મેળવણ – જામુન – Leaven વાપરીશું તો આપણે રામાયણ અને મહાભારતના લેખકોની જ સિદ્ધિ મેળવી શકીશું.

ભારતીય સમાજરચનાની ચર્ચા કરનારા લોકો એક મોટી ભૂલ કરે છે. તેઓ કહે છે કે ચાર વર્ણના પેટા વિભાગ તરીકે સમાજમાં જાતિઓ બની અથવા સ્થપાઈ. સાચી વાત એ છે કે, આપણે ત્યાં કુળધર્મો જેટલા જ જાતિધર્મો પણ જૂના હતા, સનાતન હતા — તેથી જ ગીતાએ બંનેને શાશ્વત કહ્યા છે — 'जातिधर्माः कुलधर्माश्च शाश्वताः'. એ કુળધર્મ અને જાતિધર્મોને ગૌણ કરીને પાછળથી આપણે ભારતીય સમાજને ચાર વર્ણની વ્યવસ્થામાં ગોઠવી દીધો. તેથી જાતિઓ જૂની છે. ત્યાર પછી વર્ણધર્મ આવ્યો — એ ઇતિહાસક્રમ આપણે યાદ રાખવો જોઈએ. શ્રીકૃષ્ણ જેવા સમાજના ઘડવૈયાઓ પોતે જ કહે છે કે—

**चातुर्वर्ण्यं मया सृष्टं, गुणकर्मविभागशः।**

વંશ પરત્વે જે જાતિઓ હતી તેમને સંસ્કૃતિની અસર તળે આણી, માનવમાત્ર એક છે, એ સાર્વભૌમ સિદ્ધાંતની અસર તળે કેવળ વ્યક્તિના ગુણો અને સામાજિક કર્તવ્યોનો વિચાર કરી સમાજના નેતાઓએ એમના ચાર વર્ણો બનાવ્યા, એ છે મૂળ હકીકત. આમ વિરાટ સમાજને વર્ણોની વ્યવસ્થા તળે આણી સહસ્રશીર્ષા સમાજ-પુરુષની રચના કરનાર સમન્વયવાદી ઋષિમુનિઓની પરંપરા આપણે સાહિત્ય-કારોએ સ્વીકારવાની છે અને આગળ ચલાવવાની છે.

દુનિયાનો ખરેખરો સામાજિક ઇતિહાસ લખાશે ત્યારે આપણા પૂર્વજોએ જે અનેક વંશના લોકોમાં સાંસ્કૃતિક ભાવનાત્મક એકતા સ્થાપી એ એમના મોટામાં મોટા વિજય તરીકે નોંધાશે.

ભારતીય એકાત્મકતાને મજબૂતમાં મજબૂત પાયો આપ્યો વેદાંતધર્મે. વેદાંતે આપણને શીખવ્યું કે સ્ત્રી-પુરુષના નૈસર્ગિક શારીરિક ભેદોને પણ ગૌણ ગણો, લોહીના સંબંધને પણ ગૌણ ગણો, અને સર્વવ્યાપી આત્માને ઓળખી આખા

વિશ્વને એક નાનકડો 'માળો' જોતાં અને ગણતાં શીખો. यत्र भवति विश्वं એકનીડમ્ ।

આપણે ત્યાં જ્યારે ઈસ્લામ આવ્યો ત્યારે એણે એ સમન્વયમાં ગોઠવાઈ જવાની ના પાડી. આપણે યુદ્ધોમાં હાર્યા, રાજકીય સંગઠનમાં કાચા નીવડ્યા, તેથી મુસલમાનોનું રાજ્ય આપણે સ્વીકાર્યું. પણ એ જ રાજ્યને આપણે ચલાવતાં ચલાવતાં એમાં સમન્વય આણવાનો પ્રયત્ન કર્યો. એ કામ ખાસ કરીને સૂફીપંથે કર્યું. સૂફીપંથ એટલે વેદાંતની ઈસ્લામી આવૃત્તિ. એ રીતે આપણે ફરી વાર એક સમાજ બનવાનો પ્રયત્ન ચલાવ્યો. મને ખબર છે કે મારા નાનપણમાં મોહરમનાં તાબૂતો મુસલમાનો કરતાં હિંદુઓ જ વધારે કાઢતા, અને મોહરમનો તહેવાર માત્ર મુસલમાનોનો નહીં પણ આખા સમાજનો ગણાતો. આમ સમન્વય તો આપણા હાડમાં જ છે, પણ તે આપણે કુનેહપૂર્વક ધીરે ધીરે કરતા આવતા હતા. આજનો જમાનો 'ધીમે ધીમે સુધારાનો સાર' એ સિદ્ધાંત પ્રમાણે ચાલી ન શકે અને તેથી આપણે સમન્વયનાં ઘણાં કામો વિચારપૂર્વક, દૃઢતાપૂર્વક અને જૂની માન્યતા કે રૂઢિની સામે થઈને પણ કરવાનાં છે.

આજની રાષ્ટ્રીય એકતા નાનીસૂની નથી. આજે ભારત સરકારની જેટલી શક્તિ છે તેટલી ભારતના જૂના સમ્રાટો પાસે ન હતી. અશોક, હર્ષ, અકબર કે ઔરંગઝેબ પાસે જે શક્તિ, દૃષ્ટિ કે ભાગ્ય હતાં તેના કરતાં જવાહરલાલજી પાસે વધારે છે. આપણા સવાલો પણ મોટા છે અને એ સવાલોનો ઉકેલ આણવા માટે આપણે આપણું હૃદય, મન અને ચિત્ત પણ મોટાં કરવાં રહ્યાં मनस्तु महदस्तु च ।— એ પ્રાચીન સંદેશ આપણે એક ક્ષણ માટે પણ ભૂલી શકવાના નથી.

જૂના વખતમાં — પરશુરામના વખતમાં — બ્રાહ્મણ અને ક્ષત્રિય અંદરઅંદર લડ્યા. પરિણામે ક્ષત્રિયોએ પોતાનું સંગઠન મજબૂત કરી પોતાની અંદર એક રાજાને સમ્રાટ બનાવ્યો. ત્યાર પછી, રામચંદ્રના જમાનામાં, બ્રાહ્મણ-સંસ્કૃતિ અને ક્ષાત્ર સંસ્કૃતિનો સમન્વય થયેલો આપણે જોઈએ છીએ.

મહાભારતના યુદ્ધને અંતે શ્રીકૃષ્ણે જે સમન્વયનું કામ કર્યું તેનો ઈતિહાસ હજી લખાયો નથી. વ્યાસનું મહાભારત અને એમાં ૧૮ પુરાણો એ પણ ધર્મ-સમન્વયનો અને એ મારફતે સાધેલા સંસ્કૃતિસમન્વયનો જ ઈતિહાસ છે. શ્રીકૃષ્ણનો અંત એક આદિવાસીના બાણથી થયો. ઘરડા અર્જુન જ્યારે શ્રીકૃષ્ણના કુટુંબ-કબીલાને દ્વારકાથી હસ્તિનાપુર લઈ જતા હતા ત્યારે આદિવાસીઓએ એ કુટુંબકબીલો લૂંટ્યો એટલો ઈતિહાસ તો આપણે નોંધી રાખ્યો છે; પણ ત્યાર પછી વૈષ્ણવોએ (અને વખતે જૈનોએ પણ) આદિવાસીઓ વચ્ચે જે સાંસ્કૃતિક કાર્ય કર્યું તેનો ઈતિહાસ ક્યાં છે? એ કામ પૂરજોશથી ન થયું હોય, પૂરેપૂરું સફળ ન થયું હોય પણ એ કામ ઈષ્ટ દિશામાં થતું હતું એ આપણે ભૂલવું ન જોઈએ. જાતિ-વ્યવસ્થા ચલાવવામાં આપણે જે દોષો વહોરી લીધા હતા તે દોષો જ મોટા થઈને આપણને

નડયા અને આપણું સમન્વયનું કામ મોળું પડયું. ધર્મતેજ ક્ષીણ થવાથી આપણી સામાજિક દૃષ્ટિ કલુષિત થઈ અને એના જ આપણે ભોગ થયા.

સમન્વય-ધર્મ ચલાવવામાં આપણે મોડા પડયા એની સજા તરીકે ભગવાને અહીં ઈસ્લામનું આક્રમણ મોકલ્યું અને એ જ રીતે દુન્યવી પુરુષાર્થમાં જ્યારે આપણે મોળા પડયા – ગફલતમાં આવ્યા – ત્યારે જમીનમાર્ગે નહીં પણ સમુદ્રમાર્ગે ભગવાને પશ્ચિમના લોકોને આપણે ત્યાં આણી છોડયા; એમાં પણ ભગવાનનો ઉદ્દેશ બેવડો દેખાય છે. પશ્ચિમની દાસતા સ્વીકારી આપણે ઘણું શીખ્યા; પણ હવે પશ્ચિમના લોકોએ પણ આપણાં તત્ત્વજ્ઞાન, આપણા વેદાંત અને ભક્તિમાર્ગ પાસેથી ઘણું શીખવાનું છે. જાતિવ્યવસ્થા દ્વારા આપણે જે સમાજરચના અહીં દીર્ઘકાળ સુધી ચલાવી એનો ઈતિહાસ પશ્ચિમના લોકોને શીખવવો પડશે. હવે પછીની દુનિયા દરેક ઠેકાણે બહુવંશી Multi Racial થવાની છે. એના પ્રયોગો શરૂ થઈ ચૂક્યા છે. એ પ્રયોગોમાં પશ્ચિમના ગોરાઓ હજી ઘણા કાચા છે. આપણે જ્યારે એમને આપણું બહુવંશી સમાજશાસ્ત્ર સમજાવીશું અને આપણા દોષો પણ પ્રાંજલપણે કબૂલ કરીશું ત્યારે જ દુનિયાને સમન્વયપ્રધાન બહુવંશી સમાજશાસ્ત્ર મળવાનું છે.

મને તો સ્પષ્ટ દેખાય છે કે વેદાંતનું અધ્યાત્મ અને જાતિવ્યવસ્થાના સદોષ સામાજિક પ્રયોગો – બેના અનુભવમાંથી જ દુનિયાનું સમાજશાસ્ત્ર તૈયાર થવાનું છે. અને એમાંથી જ સાચું માનવીય અર્થશાસ્ત્ર અને આંતરરાષ્ટ્રીય રાજનીતિ પણ ખીલવાનાં છે.

હું માનું છું કે આ કામ પુરુષો કરતાં સ્ત્રીઓ જ વધારે સારી રીતે કરી શકશે. નવા જીવને જન્મ આપવાનું, એનું પોષણ કરવાનું અને એને કેળવવાનું કામ કુદરતે સ્ત્રીજાતિને સોંપ્યું છે. અને વિવાહસંસ્થા મારફતે આપણે સ્ત્રીજાતિને ક્રાંતિની દીક્ષા પણ આપી છે. જે સ્ત્રી ૧૫–૨૦ થી ૨૦–૨૫ વર્ષ સુધી મા-બાપના ઘરમાં મોટી થાય છે તે પતિ સાથે વિવાહબદ્ધ થતાવેંત માતાપિતાને છોડી પતિના કુટુંબમાં ભળી જાય છે, પિયરની સંસ્કૃતિને ભૂલી જઈ સાસરિયાની સંસ્કૃતિ સ્વીકારે છે અને પછી ધીરે ધીરે ઘણી કુનેહથી પોતાનાં બાળબચ્ચાં મારફતે ઉભયકુળની એક સમન્વયસંસ્કૃતિ અજમાવે છે; તે સ્ત્રી જ માનવજાતિને સમન્વયસંસ્કૃતિની અથવા સંસ્કૃતિસમન્વયની વિશાળતા શીખવશે.

આપણે અત્યાર સુધી વિવાહની દિશામાં વધૂને કહેતા આવ્યા છીએ કે, ‘બહેન, પતિની અનુવ્રતા બન.’ પતિ પણ પત્નીનો સ્વીકાર કરતી વખતે એને કહે છે કે, ‘सा त्वं मम अनुव्रता भव’. હવે પછી આ દીક્ષા ઉલટાવવાનો પણ વારો આવશે.

જૂની ઘરેડમાં પલોટાયેલા ધર્મકારો અને રાજદ્વારી પુરુષો આ વિશ્વક્રાંતિમાં પહેલ ન કરી શકે. એ તો રોજ ઊઠીને નવલકથાઓ દ્વારા નવા નવા કાલ્પનિક

પ્રયોગો ચલાવનાર સાહિત્યકારો જ કરી શકશે. હિંમત પ્રથમ ચાલે છે કલ્પના દ્વારા ચીતરેલાં ચિત્રોમાં. એમાં ટેવાયા પછી જ માણસજાત જીવનપ્રયોગો કરવાની.

ધર્મસંગઠનનો જમાનો હવે જૂનો થયો છે. એમાં જીવનતત્ત્વો ઓછાં છે, સડો વધારે છે; માટે ધર્મોને ગૌણ કરી અને એમના દોષો ઉઘાડા પાડી સમન્વયવૃત્તિ દ્વારા 'ધર્મનિરપેક્ષ ધાર્મિકતા' જ ખીલવવી જોઈએ. એને માટે નવા સ્મૃતિકારો તૈયાર થવાના નથી. નવા નવા કાયદાઓ ઘડનાર વિધાનસભાનું પણ આ કામ નથી. એ કામ તો સાહિત્યકારો જ કરી શકશે.

સન ૧૮૫૭ પછી આપણે જે રાષ્ટ્રીય અસ્મિતા જાગ્રત કરવાના અને આત્મ-વિશ્વાસ કેળવવાના પ્રયાસો કર્યા, એમાં ભારતીય સંસ્કૃતિનું ઉજ્જવળ રૂપ આપણે સજીવન કરી શક્યા છીએ. રાજા રામમોહનરાય, સ્વામી વિવેકાનંદ, અરવિંદ ઘોષ, રવીન્દ્રનાથ ઠાકુર આદિ બંગાળી મનીષીઓએ આ દિશામાં ઘણું કામ કર્યું. ત્યાર પછી મહાત્મા ગાંધી, ડૉ. રાધાકૃષ્ણન અને જવાહરલાલ નેહરુએ એ જ પુરુષાર્થ આગળ વધાર્યો છે; પણ આર્યસંસ્કૃતિ નહીં પણ જાગતિક સંસ્કૃતિ ખીલવવાનું મિશન અને ભાગ્ય આપણી પાસે આવ્યું છે. આપણે દુનિયાની જુદી જુદી બધી સંસ્કૃતિઓનું અધ્યયન કરીશું અને ઉદારતાથી એમનો સ્વીકાર પણ કરીશું. ત્યારે જ આપણે જાગતિક સંસ્કૃતિના ઘડવૈયા બનીશું. એમાં આર્ય સંસ્કૃતિઓનું અભિમાન કામ નહીં આવે. ભારતીય સંસ્કૃતિની ભવ્યતાનાં બણગાં ફૂંકવાથી આપણે આગળ વધી શકવાના નથી. આપણે નમ્ર બની સમન્વયના સેવકો થઈશું, દુનિયામાં બધે પહોંચીશું અને સેવા કરતાં કરતાં વિશ્વસમન્વયનો સાક્ષાત્કાર કરીશું.

ચીનના આક્રમણને કારણે જે સંકટ પેદા થયું છે તે જોતાવેંત આપણે આપણા ભેદો કોરે મૂકી રાષ્ટ્રરક્ષણ માટે એક થયા એ સારું ચિહ્ન છે. આપણી રાષ્ટ્રીય એકતા હજી મજબૂત છે એનો એ પુરાવો છે, પણ ભેદોનાં તત્ત્વો અને એમાંથી ઊપજતી સંકુચિતતા અને ક્ષુદ્ર સ્વાર્થ મટી નથી ગયાં. એ તો આપણી જીવનદૃષ્ટિ બદલાશે ત્યારે જ આપણે સફળ થયા કહેવાઈશું. કટોકટીને પ્રસંગે ભાવનાત્મક એકતા સળગી ઊઠે એટલું બસ નથી. એ તો જીવનવ્યાપી અને સ્થિર કે સ્થાયી થવી જોઈએ.

આપણે ત્યાં આપણે ભિન્ન જાતિના વિવાહો રૂઢ કરવા જોઈએ. આંતરપ્રાંતીય વિવાહો પણ ચલાવવા જોઈએ. આંતરધર્મીય વિવાહ માટે આજે ઝુંબેશ ભલે ન ચલાવી શકીએ, પણ એવા વિવાહોનો વિરોધ કરવાને બદલે આપણે વધાવી લેવા જોઈએ. ગુજરાતને સૂચવું કે, જેમ એક જ કુટુંબમાં ભાઈ-બહેન ન પરણે એવો નિયમ આખી દુનિયામાં છે, એક જ ગોત્રમાં લોકો પરણે તો તેવો વિવાહ સમાજ પસંદ કરતો નથી, તે જ પ્રમાણે માણસ પોતાની ન્યાતની અંદર પરણે એ ખોટું ગણાવું જોઈએ. જૂના વખતના રાજાઓમાં કન્યા દૂરના દેશથી આણાતી. સામાન્ય લોકોમાં વધૂ-વર એક જ ગામમાં હોય તો તે પસંદ કરાતું નહીં. એ જ નિયમ

વ્યાપક કરીને આપણે આંતરપ્રાંતીય આંતરજાતીય વિવાહોને પ્રોત્સાહન આપવું ઘટે છે. સમન્વયનો એ નિયમ છે. સાહિત્ય દ્વારા એ લોકપ્રિય કરાય.

જો માણસો ફક્ત પોતાના કુટુંબમાં જ પરણત તો દરેક કુટુંબ એક નોખી ન્યાત થાત; અને 'એક કુટુંબ એક રાષ્ટ્ર' — એવી સ્થિતિએ આપણે પહોંચત. આજે આફ્રિકામાં એકએક tribe એક એક રાષ્ટ્ર જેવું છે. યુરોપિયન લોકોના સહવાસથી એ લોકો હવે સમજવા લાગ્યા છે કે, tribe જેવા સંકુચિત બંધારણ માટે ભવિષ્ય રહ્યું નથી. આપણને આખી માનવજાતિનું જીવન ઓતપ્રોત કરતાં આવડવું જોઈએ. ભાવનાત્મક એકતા રાષ્ટ્ર સુધી પહોંચાડવાની પ્રવૃત્તિ મૈત્રીના કાળમાં યોગ્ય હતી. હવે આપણે માનવતાના સંગઠન સુધી પહોંચવાના છીએ. તેથી સમન્વયવૃત્તિ જેટલી ખીલે તેટલી આજે ખીલવવી જોઈએ.

ગુજરાતમાં હિંદુ, પારસી, મુસલમાન, ખ્રિસ્તી ચાર ધર્મ અને ચાર સમાજ સાથે સાથે રહે છે. પ્રેમથી રહે છે. ગુજરાતના લોકો હિંદુસ્તાનની બહાર જઈને પણ વસ્યા છે, પણ એમણે સમન્વય-દૃષ્ટિ કેળવી નથી. તે કેળવવાનો વારો આવ્યો છે. વંશ-સમન્વય, ધર્મ-સમન્વય અને સંસ્કૃતિ-સમન્વયનો આ યુગ છે. એને માટે સાધના કરીશું તો રાષ્ટ્રીય ભાવનાત્મક સમન્વય અથવા એકતા એની મેળે સિદ્ધ થશે. આ કાર્ય જેટલું સામાજિક નેતાઓનું છે તેટલું જ મનીષી માનવહિતચિંતક સાહિત્યકારોનું પણ છે, વિચારક્ષેત્રનું નેતૃત્વ એમનું છે. સાહિત્યકારો પોતાનું એ 'મિશન' ઓળખશે તો તેમની પ્રતિષ્ઠા અને તેમનું સાફલ્ય અનેકગણું વધશે.

**પુનશ્ચ—**

આખા ભારતની ભાવનાત્મક એકતાની વધુમાં વધુ ચિંતા કોઈને હોય તો તે પંડિત જવાહરલાલજીને છે. અંદરનાં અને બહારનાં સંકટો સામે ઝૂઝીને સ્વરાજ્ય મેળવ્યું કોંગ્રેસે, ગાંધીજીએ અને એમના સાથીઓએ. એ જ સ્વરાજ્ય ટકાવીને એને સમર્થ બનાવવાનો ભાર આજે જવાહરલાલજીને માથે છે, અને આપણી સહુની મુરાદ છે કે ભારતને સમર્થ અને સુખી કરીને આપણે દુનિયાના સવાલોનો ઉકેલ શોધવાની હામ ભીડીશું અને દુનિયાના નાનામોટા દેશો સાથે દોસ્તી કેળવી, એવી તો એક જાગતિક સંસ્કૃતિ ખીલવીશું કે જે વડે બધા દેશો, બધાં રાષ્ટ્રો, બધા ધર્મો અને બધી સંસ્કૃતિઓ એકબીજા સાથે સહકાર કરી યુદ્ધો, ચડાઈઓ અને શોષણ ઇત્યાદિ માનવવિનાશી તત્ત્વો નેસ્તનાબૂદ કરશે. આખી માનવજાત એક વિશ્વ-કુટુંબ જ છે. 'બ્રહ્માંડ એ તો ગૃહ તાતનું છે, આધાર સૌનો સૌ ઉપરે છે.' એનો અનુભવ કરી ઉચ્ચનીચના ભેદ અને આપ-પરાયાનો ભેદ કાઢી નાખીશું.

આમ આદર્શ, મુરાદ અને મહત્ત્વાકાંક્ષા આપણે ઊંચાંમાં ઊંચાં રાખ્યાં. પણ એ શિખર સુધી કેમ પહોંચાય એનો રસ્તો આપણે શોધ્યો નથી. એ શક્તિ આપણે કેળવી નથી.

આપણે એટલું જોયું છે કે જીવવું હોય તો, અને સેવાની શક્તિ કેળવવી હોય

તો, આપણો ઓછામાં ઓછો અવિભાજ્ય એકમ આસેતુહિમાચલ ભારતવર્ષનો જ હોવો જોઈએ. ભૌગોલિક એકતા એ મોટામાં મોટું સમર્થ સાધન છે. આખા દેશનું રાજ્યતંત્ર એક છે, એ પણ એક અપરિહાર્ય અને પ્રભાવશાળી સાધન છે, અને આપણું સ્વાતંત્ર્ય એ તો આપણા ભારતીય એકમનો પ્રાણ છે. આ ત્રણ સાધનોને જોરે આપણે ભાવનાત્મક એકતા ખીલવીશું અને મજબૂત કરીશું.

ઉપર કહ્યું છે કે, આ એકતાની ચિંતા અને ઝંખના સહુથી વધારે જવાહરલાલજીની છે અને તેમણે જ ચિંતાને અથવા આ સવાલને વાચા આપી. દેશના બુદ્ધિમાન અને હૃદયવાન લોકોની એમણે મદદ માગી છે કે કોઈ પણ રીતે આ ભાવનાત્મક એકતા ટકાવી રાખો, વધારો અને મજબૂત કરો.

રાજદ્વારી લોકોને જેટલું સૂઝે તેટલું એ લોકોએ એકત્ર કરી વિચાર્યું અને સૂચવ્યું; તે હજી અમલમાં આણવાનું બાકી છે જ, અને છતાં ઘણા લોકોને લાગે છે કે રાજદ્વારી લોકોએ જેટલા ઉપાયો સૂચવ્યા છે તે પૂરતા નથી. એનું એક કારણ એ છે કે રાજદ્વારી જીવન જ સત્તા-લોલુપ હોવાથી પક્ષાપક્ષીના રૂપમાં એકતાને નબળી પાડે છે. રાજદ્વારી પક્ષોના તાત્ત્વિક સિદ્ધાંતો ભવ્ય હોય છે, પણ ચૂંટણીઓનું વાતાવરણ જોતાં, અને પક્ષો પક્ષો વચ્ચેની હોંસાતોંસી જોતાં રાજદ્વારી પક્ષોની પ્રવૃત્તિ જૂગટા જેવી જ દેખાય છે. પોતાના પક્ષની બહુમતી કરવા માટે દરેક પક્ષ તરફથી જે સાધનો વપરાય છે, જે માનસ કેળવાય છે અને જે પ્રલોભનો પથરાય છે તે જોતાં આપણી પંચવાર્ષિક ચૂંટણીઓ તાત્ત્વિક મતભેદોની કસોટી નથી પણ કેવળ એક જૂગટું જ છે.

આવા આ રાજદ્વારી પક્ષો આજે દેશના ભૌગોલિક કકડા પાડતા નથી એનું એક જ કારણ છે કે અખિલ ભારતીય એકમ કરતાં નાનો એકમ એમની મહત્ત્વાકાંક્ષાને પોસાતો નથી. નહીં તો જેમ મુસ્લિમ લીગે દેશના ભાગલા પડાવ્યા તે જ રીતે નવા નવા પક્ષો રચાયા હોત અને દેશના કેટલાય ભાગલાઓ પાડવાના પ્રયત્નો થયા હોત.

ભારતની ભાવનાત્મક એકતા પ્રથમ ઘવાઈ ધાર્મિક સંગઠનને નામે અને એમાંથી પાકિસ્તાન પેદા થયું. એ જ જાતની ભાવના કામ કરી રહી છે—દ્રાવિડિસ્તાનની માગણી પાછળ અને પંજાબી સૂબાની માગણી પાછળ.

રાજદ્વારી માનસ જે વસ્તુથી અકળાય છે તે વસ્તુને સાચું, શુદ્ધ અને માનવહિતકારી સ્વરૂપ હોય કે ન હોય, રાજદ્વારી માનસ એને તોડવાનો પ્રયત્ન કરવાનું જ. ધર્મને નામે ભારતના ભાગલા પડયા, એ જોઈને આપણે ધર્મમાત્રનો વિરોધ તો ન કર્યો, પણ આપણું રાજ્યતંત્ર ધર્મનિરપેક્ષ બનાવ્યું.

અને ભારતની અંદર પણ ધર્મભેદને નામે પ્રજાજીવનના કટકા ન થવા દીધા. આપણી નાગરિકતા ધર્મનિરપેક્ષ છે. અને આપણું રાજ્યતંત્ર પ્રથમથી એ કુનેહ વાપરતું આવ્યું છે કે ધર્મભેદ આકરા ન બને અને આપણી શાસકીય એકતા

સૂઝ્યું નથી. એની ચર્ચા આગળ કરીશું.

આપણે જોયું કે આપણા નાગરિકો ઘણી વાર રાજકીય પક્ષના સિદ્ધાંતોનો અને કાર્યક્રમોનો વિચાર કરવાને બદલે પોતપોતાની જાતિ પ્રત્યેની નિષ્ઠાનો જ વિચાર કરી મત આપે છે અને દેશમાં જ્યારે ચૂંટણીનું જૂગટું રમાય છે ત્યારે પોતાના પક્ષની સંખ્યા વધારવા માટે વગર કબૂલ્યે, આ જ્ઞાતિનિષ્ઠાને માન અપાય છે. જ્યાં ન્યાતજાત આવી, ત્યાં ભારતીય નાગરિકનું નાગરિકત્વ કલુષિત થઈ ગયું.

અંગ્રેજોનું રાજ્ય શરૂ થયું તે પહેલાં આપણે ત્યાં અનેક ધર્મો અને અનેક જાતિઓ હતી જ. એ ભેદ અપરિહાર્ય છે એમ સમજી અને સ્વીકારી, એને ગૌણ કરવાનો, આપણા જાહેર જીવનનો પ્રયત્ન હતો. આટલી બધી ન્યાતો હોવા છતાં હિંદુ સમાજમાં ભાવનાત્મક અને સાંસ્કૃતિક એકતા જળવાઈ હતી, એ વસ્તુ આપણે ભૂલવી ન જોઈએ. બીજી બાજુ આપણે એ પણ યાદ રાખવાનું છે કે, એ પ્રયોગ હવે ચાલી શકે એમ નથી. કેમ કે જ્ઞાતિમૂલક સામાજિક સંગઠનના પાયામાં ઉચ્ચ-નીચ ભાવ અને અધિકારોની અસમાન વહેંચણી હતી, જે માનવતાની વિરોધી છે અને આધ્યાત્મિકતાનો ઇન્કાર કરનારી છે — એ આપણે હવે જોઈ શક્યા છીએ.

પરિણામે આપણે ભગીરથ નિશ્ચય કર્યો છે કે, ન્યાતજાતને દફનાવ્યે છૂટકો. મારી વિનંતી એટલી જ છે કે, ન્યાતજાતને અને એની સાથે વર્ણવ્યવસ્થાને પણ સર્વાનુમતે, દૃઢ નિશ્ચયથી દફનાવતી વખતે એટલી શ્રદ્ધાંજલિ આપીએ કે જૂના જમાનામાં અનેક વંશના અને જુદી જુદી સાંસ્કૃતિક ભૂમિકાના લોકો વચ્ચે ભાવાત્મક ઐક્ય અને સાંસ્કૃતિક સમન્વય સ્થાપિત કરવામાં એ વ્યવસ્થાનો ફાળો નાનોસૂનો ન હતો. જે વ્યવસ્થા આજે કામની નથી અને ટકે તો ઝેરી નીવડવાની છે તે વ્યવસ્થાને કશી આનાકાની વગર દફનાવીશું તો ખરા જ, પણ એ ઉત્તર-ક્રિયા વખતે એ વ્યવસ્થાની જૂની, ઇષ્ટ અને કીમતી સેવા માટે શ્રદ્ધાંજલિ તો જરૂર આપીશું. દરેક શુભ કાર્ય વખતે આપણે આપણા પૂર્વજોનું નાંદી શ્રાદ્ધ કરીએ છીએ, તે પ્રમાણે.

ધર્મ અને ન્યાતજાત એ બે તત્ત્વોનું શ્રાદ્ધ કર્યા પછી હવે વારો આવ્યો છે ભાષા-તત્ત્વનો.

સ્વરાજ્ય એટલે સર્વરાજ્ય અથવા પ્રજારાજ્ય એ સિદ્ધાંત જો સાચો હોય અને રાજ્ય જો પ્રજા માટે ચાલતું હોય તો તે પ્રજાની ભાષામાં જ ચાલવું જોઈએ એ વિશે બે મત હોઈ ન શકે, અને તેથી જ ગાંધીજીએ સૂચવ્યું કે પ્રજાજીવનનું એકમાત્ર વાહન જે પ્રાંતીય ભાષા, તે ભાષા મારફતે જ પ્રજાનું રાજ્ય ચાલવું જોઈએ. તે વખતે ભારતના અનેક પ્રાંતો હતા અને લોકોની ભાષાઓને આપણે પ્રાંતીય ભાષા કહેતા હતા.

પણ આપણા રાજ્યકર્તાઓને દેશનું બંધારણ ઘડતી વખતે સૂઝ્યું કે United States of America અને United States of Soviet Republics-નું

અનુકરણ કરીએ અને United States of India બનાવીએ. એમણે એક એક પ્રાંતને state કહેવાનું ઠરાવ્યું અને સ્ટેટનું ભાષાંતર કર્યું — 'રાજ્ય.'

તે વખતે જ મારા જેવાઓ ચેતવણી આપી હતી કે પ્રાંતોને 'રાજ્ય' નામ આપશો તો પ્રજાની અખિલ ભારત પ્રત્યેની નિષ્ઠા મોળી પડશે. રાજ્ય શબ્દમાં જ અલગ એકમ થવાનું સૂચન છે. પણ પશ્ચિમી ઢબે વિચાર કરનારા નેતાઓ આંધળા થયા અને હવે ભાષાનો વાંક જુએ છે અને કાઢે છે. ભાષાને બદલે બીજું કોઈ તત્ત્વ વાપર્યું હોત અથવા કશા તત્ત્વ વગર ગમે તેવાં 'રાજ્યો' પાડ્યાં હોત તોયે અળગાપણાની ભાવના વધ્યા વગર ન રહેત. આજે આસામમાં એક ભાષા છે જ નહીં. અસમિયા ભાષા બોલનારા લોકો પાંત્રીસ ટકા કરતાં વધારે નથી, એવી તકરાર આદિવાસીઓએ પણ કરી છે અને બંગાળી લોકોએ પણ કરી છે. જે સ્વભાવને કારણે આપણાં કુટુંબો અવિભક્ત મટી વિભક્ત થવા લાગ્યાં છે અને ચકલાચકલીનો માળો અલગ બનાવી મુંબઈની ચાલોની જેમ રહેવા લાગ્યાં છે, તે જ માનસ આખા દેશમાં કામ કરી રહ્યું છે.

આપણા રાજ્યકર્તાઓ હેબતાઈ ગયા છે. એમને થાય છે કે, 'રાજ્ય અંગ્રેજી મારફતે ચાલતું હતું ત્યારે લોકો ચૂં-ચાં કરતા ન હતા. આજે હિંદી સામે પોકાર કરે છે ત્યારે રાજ્ય ભલે અંગ્રેજીમાં ચાલતું.' ઉપકાર એમનો કે અંગ્રેજો કહેતા હતા તે સ્વીકારી અંગ્રેજોને જ પાછા આણવાની વાત નથી કરતા. અંગ્રેજો અને એમની પેઠે વિચાર કરનારા દેશી લોકો કહેતા જ હતા કે; 'આ દેશમાં એકરાષ્ટ્રીયતા જેવી વસ્તુ કોઈ કાળે ન હતી. અંગ્રેજોએ ભારતનું એક રાજ્ય બનાવ્યું. તેથી જ તો એકરાષ્ટ્રીયતા જન્મી.'

સાચી વાત એથી ઊલટી હતી કે આપણા દેશમાં સાંસ્કૃતિક એકતા કેળવાઈ હતી તેથી જ અંગ્રેજો પોતાનું અધિરાજ્ય સહેલાઈથી સ્થાપિત કરી શક્યા. એ લોકોએ જો કાંઈ કર્યું હોય તો તે ધર્મભેદ, જાતિભેદને પ્રોત્સાહન આપ્યું અને જતાં જતાં ભારતની એકતા તોડી પાકિસ્તાન અને હિંદુસ્તાન એવા દેશના બે ભાગલા કર્યા. એમાં આપણે કબૂલ કરવું જોઈએ કે આપણામાં ભેદનાં તત્ત્વો હતાં તેને જ તેમણે ખાતરપાણી આપ્યું અને દેશના ભાગલા આપણે મોઢે કબૂલ કરાવ્યા; ત્યાર પછી જ તેઓ અહીંથી ગયા. એ ભાગલાની વિગત નક્કી કરવાનું પણ આપણે સ્વેચ્છાએ એક અંગ્રેજને જ સોંપ્યું!

ઇતિહાસ કહે છે કે, આપણે ત્યાં વંશભેદ હતા, જાતિભેદ હતા, ભાષાભેદ હતા, પંથભેદ હતા અને રાજ્યભેદો હતા અને છતાં આપણા દેશમાં એક સર્વ-સામાન્ય સાંસ્કૃતિક એકતા આપણે ખીલવી હતી. ઋષિમુનિઓએ, પુરાણકારોએ, સાધુસંતોએ, કવિઓએ અને ધર્મપ્રચારકોએ તેમ જ ધર્મસુધારકોએ હમેશાં ભેદોને નભાવીને, એને ગૌણ કરીને એકતાને પોષણ આપ્યું છે. ધર્મને નામે ઝઘડો કર-નારા, પોતપોતાના રાજ્યનું અભિમાન રાખનારા અને સાર્વભૌમ રાજ્ય સ્થાપિત કરવા માટે અશ્વમેધના ઘોડા છોડનારા મહત્ત્વાકાંક્ષી લોકોની બધી પ્રવૃત્તિને ગૌણ

બનાવી, વિચારના નેતાઓએ, સાહિત્યસ્વામીઓએ અને પ્રજાજીવનના ઘડવૈયા-ઓએ એકતાને જ પ્રધાનપદ આપ્યું હતું. ઋષિ-મુનિઓની સંસ્કૃત ભાષા, સંતોનાં ધાર્મિકતાપરાયણ લોકસુલભ સાહિત્ય, સૂફીમતના પ્રભાવ તળે આવેલા ઓલિયાઓ અને વેદાન્તી કવિઓએ રાજ્યભેદ કે પ્રાન્તભેદ કે ભાષાભેદ તરફ ભૂલેચૂકે પણ ધ્યાન આપ્યું નહીં. વાણીની ઉપાસના કરનાર એ જીવન-ઉપાસકોની સાહિત્ય-પરં-પરાનો વારસો જેમને મળ્યો છે તે આપણા સાહિત્યકારોનો આજની પરિસ્થિતિમાં ધર્મ શો —એ સવાલનો વિચાર કરવા આજે આપણે ભેગા થયા છીએ. અંગ્રેજ આવ્યા અને પશ્ચિમી વિદ્યામાં આપણે કેળવાયા તે પહેલાં સંતો અને કવિઓ આપણા જીવનસ્વામી હતા, આજે ધનલોલુપ અને સત્તાલોલુપ રાજદ્વારી પુરુષો આપણને પોતાના અંકિત, પોતાના આશ્રિત કરવા માગે છે અને આપણે [illegible] are willing એવો જ જાણે જવાબ આપવા માગતા હોઈએ [illegible] [illegible] બનેલો દેખાય છે.

છે. એવા લોકોને દરેક ઠેકાણે પુસ્તકાલય અને સાધનગ્રંથોની મુશ્કેલી હોય છે. કેટલાયે સાહિત્યસેવકોની પ્રતિભા સાધનોના અભાવને કારણે કુંઠિત થઈ જાય છે. એવા લોકોને સાધનોની મદદ પહોંચાડવાનો પ્રબંધ થવો જોઈએ. દરેક સમાજના પ્રભાવશાળી લેખકો ઓછામાં ઓછું જુદા જુદા પ્રાંતોમાં પ્રવાસ કરીને લોકસ્થિતિના પરિચય કરે, સમાજના આગેવાનો અને પ્રયોગવીરો સાથે વાર્તાલાપ કરે, જુદી જુદી સંસ્થાઓનાં સંચાલનો જુએ અને પોતાની જાતના લોકો સાથે વિચારવિનિમય કરે તેમાં એ સમાજનું હિત છે. આ ઉદ્દેશની પૂર્તિને માટે જેમની પ્રતિભા સન્માન્ય બની ચૂકી હોય અને જેમની સામાજિક દૃષ્ટિ હિતકર હોય એવા સાહિત્યસેવીઓને 'પ્રવાસવૃત્તિ' (ટ્રાવેલિંગ ફેલોશિપ) આપવાનો પ્રબંધ થવાની જરૂર છે. આ માટે જે સંગઠન થશે તે સાહિત્યસેવીઓનું નહીં પણ સાહિત્યની કદર કરનાર દાતા અને સમાજસેવકોનું થશે. પણ જો વસ્તુ સાહિત્યસેવીઓને જ સોંપવામાં આવે તો કેવો પ્રબંધ થશે તે સમજાતું નથી. આવું સંગઠન થાય તો તેને દક્ષિણાનો પ્રબંધ કહેવો જોઈએ.

સાહિત્યસેવીઓના સંગઠનના મુખ્ય ઉદ્દેશ બીજા પણ હોઈ શકે છે. તેઓ સાથે બેસીને સાહિત્યના આદર્શોની ચર્ચા કરે, એનો ઇતિહાસ લખે અથવા સાહિત્ય દ્વારા લોકોની સામે જે ચીજો પીરસવામાં આવે છે તેની યોગ્યાયોગ્યતાની ચર્ચા કરે. એ માટે વારેવારે વ્યાપક અથવા પરિમિત, પણ નિશ્ચિત, ઉદ્દેશથી બોલાવેલી પરિષદો અને સંમેલન પૂરતાં છે. સ્થાયી સંગઠનથી સાહિત્યસેવી શો લાભ ઉઠાવી શકવાના?

એક વાત ખરી : જ્યારે જ્યારે સરકાર અથવા વિદ્યાપીઠો તરફથી સાહિત્ય-સેવીઓનો સંમિલિત અભિપ્રાય પુછાય છે ત્યારે સાહિત્યસેવીઓના સંગઠનની મોટી જરૂર માલૂમ પડે છે. પણ દર વખતે એવું જણાયું છે કે સાહિત્યસેવીઓ સંમિલિત અભિપ્રાય આપતાં ઘણો સંકોચ બતાવે છે. તેથી આ પરિમિત ઉદ્દેશથી જ કરેલું સાહિત્યકારોનું સંગઠન ભાગ્યે લાભદાયી થાય.

જોકે આ બધી વાતો ખરી છે, તોપણ જ્યારે આખી દુનિયાના બધા વર્ગો પોતપોતાનું સંગઠન કરી રહ્યા છે ત્યારે સાહિત્યકારોનું સંગઠન હોય તે યોગ્ય છે. સાહિત્યકારોનો સ્વભાવ સંગઠનને અનુકૂળ નથી હોતો. તેથી એમના એ સ્વભાવમાં પરિવર્તન કરવાના ઉદ્દેશથી જ સંગઠન કરવું ઇષ્ટ છે.

૨

અને જો સાહિત્યસેવી પોતાનામાં જ કોઈ સંગઠન કરવા જાય તો તેનો કોઈ નિશ્ચિત ઉદ્દેશ હોવો જોઈએ. કંઈક દૃષ્ટિસામ્ય પણ હોવું જોઈએ. પસંદગીના પસંદગીની કંઈક કસોટી પણ હોવી જોઈએ. સાહિત્ય તો કેવળ વિચારોનું વાહન છે, આકૃતિ જ છે. એની અંદર આપણે કેવી વસ્તુ ભરવા માગીએ છીએ તેના ઉપર જ તેની યોગ્યતાનો આધાર છે. ભોજનનાં વાસણ જ્યારે સાફ હોય છે,

ચમકદાર હોય છે, અનુકૂળ અને સુંદર ઘાટદાર હોય છે, ત્યારે ભોજન કરવામાં આનંદ આવે છે; પણ ફક્ત ખાલી વાસણોથી જ ભોજન નથી થઈ શકતું. કેવળ વાસણ જોઈને કંઈક પ્રસન્નતા અનુભવાય છે. પણ વિચારશૂન્ય સાહિત્યથી તે પણ નથી થતી. સાહિત્ય રૂપી ભાજન(વાસણ)માં ભોજન કેવા પ્રકારનું હોય છે? મનુષ્ય પોતાના વિચાર, અનુભવ, કલ્પનાઓ, શંકાઓ, આકાંક્ષાઓ અને આદર્શ બધાં આદર્શબદ્ધ કરી નાખે છે. હંમેશાં ઇચ્છા રહે છે કે સાહિત્ય રોચક હોય, નિર્દોષ અને પૌષ્ટિક હોય, જ્ઞાનપ્રદ અને પ્રેરક પણ હોય. સાહિત્ય દ્વારા આપણે આપણું જ્ઞાન પણ બતાવવા ઇચ્છીએ છીએ. વિચારશક્તિ કેળવવા ઇચ્છીએ છીએ. ચિત્તવૃત્તિ કોમળ, લલિત અને સંસ્કારી બનાવવા માગીએ છીએ. જે સાહિત્ય કેવળ રોચક છે પણ હાનિકર છે તે તો ઝેર જેવું છે. તેને ત્યજવું જ જોઈએ. જે સાહિત્ય કેવળ આકર્ષક છે, પણ ઉપર બતાવેલા કોઈ પણ કામનું નથી તે વ્યર્થ છે. એથી ડરવું જોઈએ. તે જીવનસત્ત્વને નષ્ટ કરી દેશે. અભિરુચિનો નાશ કરી દેશે. જે સાહિત્ય સમાજહિત માટે બાધક નથી, સુરુચિનો ભંગ કરતું નથી, સદાચારને પરિપુષ્ટ અને ઉત્તરોત્તર ઉન્નત કરે છે, કૃત્રિમતાને અપ્રતિષ્ઠિત કરે છે તે જ સાહિત્ય સારું છે. સાહિત્ય એ તો એક શક્તિ છે. તેનો આપણે જેવો ઉપયોગ કરીશું તેવાં જ એમાંથી લાભ કે હાનિ થશે. અગ્નિનો ઉપયોગ જંગલ અને ગામો બાળવામાં પણ થઈ શકે છે અને છ રસવાળું ભોજન બનાવવામાં અને ભઠ્ઠીઓ ચલાવવામાં પણ થઈ શકે છે. મનુષ્યસમાજના જુદા જુદા અંશોમાં, જુદા જુદા વર્ણોમાં અને જુદા જુદા વર્ગોમાં સ્વાર્થ, ઈર્ષ્યા અને દ્વેષમૂલક વિદ્રોહ પણ સાહિત્ય વધારી શકે છે અથવા પરસ્પર વિરોધી તત્ત્વોને એકબીજાની પાસે લાવી તેનાં સારાં તત્ત્વો સંગઠિત કરી માનવતાનો વિકાસ પણ તે કરી શકે છે. જે ઇષ્ટ હોય તેનો અંગીકાર કરવો જોઈએ. જે અનિષ્ટ હોય તેનો તિરસ્કાર કરવો જોઈએ. તિરસ્કાર નહીં તો બહિષ્કાર તો ખરો જ.

આ વાત ઉપર જેમનો એકમત છે એમનું સંગઠન થઈ શકે છે. એટલું જ નહીં પણ તેમ કરી સમાજની ઘણી ભારે સેવા બજાવી શકે છે.

જો ઉદ્દેશ સ્પષ્ટ નહીં હોય તો પરસ્પર વિરોધી અને મારક વસ્તુઓના સંગઠનનો પ્રયાસ કરવામાં આવશે અને એનું ફળ ક્લેશ સિવાય બીજું કાંઈ જ નહીં આવે.

એપ્રિલ, ૧૯૩૯

છે. એવા લોકોને દરેક ઠેકાણે પુસ્તકાલય અને સાધનગ્રંથોની મુશ્કેલી હોય છે. કેટલાયે સાહિત્યસેવકોની પ્રતિભા સાધનોના અભાવને કારણે કુંઠિત થઈ જાય છે. એવા લોકોને સાધનોની મદદ પહોંચાડવાનો પ્રબંધ થવો જોઈએ. દરેક સમાજના પ્રભાવશાળી લેખકો ઓછામાં ઓછું જુદા જુદા પ્રાંતોમાં પ્રવાસ કરીને લોકસ્થિતિના પરિચય કરે, સમાજના આગેવાનો અને પ્રયોગવીરો સાથે વાર્તાલાપ કરે, જુદી જુદી સંસ્થાઓનાં સંચાલનો જુએ અને પોતાની જાતના લોકો સાથે વિચારવિનિમય કરે તેમાં એ સમાજનું હિત છે. આ ઉદ્દેશની પૂર્તિને માટે જેમની પ્રતિભા સન્માન્ય બની ચૂકી હોય અને જેમની સામાજિક દૃષ્ટિ હિતકર હોય એવા સાહિત્યસેવીઓને 'પ્રવાસવૃત્તિ' (ટ્રાવેલિંગ ફેલોશિપ) આપવાનો પ્રબંધ થવાની જરૂર છે. આ માટે જે સંગઠન થશે તે સાહિત્યસેવીઓનું નહીં પણ સાહિત્યની કદર કરનારા દાતા અને સમાજસેવકોનું થશે. પણ જો વસ્તુ સાહિત્યસેવીઓને જ સોંપવામાં આવે તો કેવો પ્રબંધ થશે તે સમજાતું નથી. આવું સંગઠન થાય તો તેને દક્ષિણાનો પ્રબંધ કહેવો જોઈએ.

સાહિત્યસેવીઓના સંગઠનના મુખ્ય ઉદ્દેશ બીજા પણ હોઈ શકે છે. તેઓ સાથે બેસીને સાહિત્યના આદર્શોની ચર્ચા કરે, એનો ઈતિહાસ લખે અથવા સાહિત્ય દ્વારા લોકોની સામે જે ચીજો પીરસવામાં આવે છે તેની યોગ્યાયોગ્યતાની ચર્ચા કરે. એ માટે વારેવારે વ્યાપક અથવા પરિમિત, પણ નિશ્ચિત, ઉદ્દેશથી બોલાવેલી પરિષદો અને સંમેલન પૂરતાં છે. સ્થાયી સંગઠનથી સાહિત્યસેવી શો લાભ ઉઠાવી શકવાના?

એક વાત ખરી : જ્યારે જ્યારે સરકાર અથવા વિદ્યાપીઠો તરફથી સાહિત્યસેવીઓનો સંમિલિત અભિપ્રાય પુછાય છે ત્યારે સાહિત્યસેવીઓના સંગઠનની મોટી જરૂર માલૂમ પડે છે. પણ દર વખતે એવું જણાયું છે કે સાહિત્યસેવીઓ સંમિલિત અભિપ્રાય આપતાં ઘણો સંકોચ બતાવે છે. તેથી આ પરિમિત ઉદ્દેશથી જ કરેલું સાહિત્યકારોનું સંગઠન ભાગ્યે લાભદાયી થાય.

જોકે આ બધી વાતો ખરી છે, તોપણ જ્યારે આખી દુનિયાના બધા વર્ગો પોતપોતાનું સંગઠન કરી રહ્યા છે ત્યારે સાહિત્યકારોનું સંગઠન હોય તે યોગ્ય છે. સાહિત્યકારોનો સ્વભાવ સંગઠનને અનુકૂળ નથી હોતો. તેથી એમના એ સ્વભાવમાં પરિવર્તન કરવાના ઉદ્દેશથી જ સંગઠન કરવું ઇષ્ટ છે.

૨

અને જો સાહિત્યસેવી પોતાનામાં જ કોઈ સંગઠન કરવા જાય તો તેનો કોઈ નિશ્ચિત ઉદ્દેશ હોવો જોઈએ. કંઈક દૃષ્ટિસામ્ય પણ હોવું જોઈએ. પસંદગી-નાપસંદગીની કંઈક કસોટી પણ હોવી જોઈએ. સાહિત્ય તો કેવળ વિચારોનું વાહન છે, આકૃતિ જ છે. એની અંદર આપણે કેવી વસ્તુ ભરવા માગીએ છીએ તેના ઉપર જ તેની યોગ્યતાનો આધાર છે. ભોજનનાં વાસણ જ્યારે સાફ હોય છે,

પણ સાહિત્ય દ્વારા જીવન તરફ જ હોય છે. સાહિત્ય તો એમને માટે એક **સાધનમાત્ર** છે. જો તમે એમને પૂછો : ‘તમારી હૃદયદેવી કોણ?’ તો તેઓ કહે કે ‘જીવનદેવતા એ જ અમારી હૃદયદેવી છે અને એની સેવાને માટે જ અમે સાહિત્યનું સર્જન કરીએ છીએ.’

પરંતુ સાહિત્ય દ્વારા ફક્ત આનંદ જ મેળવવાની ઇચ્છાવાળા કેટલાક ભાઈઓ પણ સાહિત્યસેવા કરે છે. એવા લોકોની પાસે પણ જીવનનું ધ્યેય કંઈ ને કંઈ હોય જ છે. સાહિત્ય – કેવળ સાહિત્ય – તો ખોખરી વસ્તુ થઈ જશે. એ મનોરંજન પણ નહીં કરી શકે – કેવળ આનંદ પણ નહીં આપી શકે. જીવનનો જીવન સાથે સંબંધ રહે એટલા માટે કંઈક ને કંઈક સંભાર એમાં ભરવો જોઈશે. પરંતુ આ કેવળ સાહિત્યસેવકો આવા અંતર્ગત સંભાર માટે બહુ જ ઓછી દરકાર રાખે છે.

ભોજન માટે ભાજન (પાત્ર) જરૂરી છે. પણ લોકો ભોજન કરતાં પાત્રના આકાર, પ્રકાર, રંગરૂપ અને તેજ તરફ જ વધારે ધ્યાન આપે છે. ભોજનનિષ્ઠા અને પાત્રનિષ્ઠાનો આ ભેદ સમજાવવો સહેલો નથી. પણ આ ભેદ છે સ્પષ્ટ. કલાકારો સ્પષ્ટ કહે છે કે કલાનું હાર્દ ચમત્કૃતિજનક આકારમાં હોય છે. કલા એક પાત્ર – વિદ્યા છે. પાત્રના રૂપલાવણ્ય પર જ કલા નિર્ભર હોય છે.

જે લોકો સાહિત્યના અધ્યયન અને અધ્યાપનમાં મગ્ન રહે છે એમનું શું? એમનામાં પણ આ બન્ને વર્ગ દેખાય છે. એમનામાં પણ મોટો ભાગ આ પાત્ર-કળાનો જ ઉપાસક હોય છે. તે વર્ગ આહ્લાદક આકારપ્રકારની ઉપાસનાને જ પ્રાધાન્ય આપે છે.

હવે, સમાજની દૃષ્ટિએ જોઈએ તો એને આ બંને વર્ગની આવશ્યકતા છે. સમાજને તો સોનુંય જોઈએ છે અને એનું મૂલ્ય તથા રૂપલાવણ્ય વધારનાર સોની પણ જોઈએ છે. લોકો માર્દવયુક્ત, રંગબેરંગી, ખુશબોદાર ફૂલ પણ માગે છે અને એના સારાસારા હાર બનાવનારા પણ એમને જોઈએ છે. મૂળ વસ્તુ તો સોનું જ છે પણ એની કિંમત, ઉપયોગિતા, અને સૌન્દર્ય વધારવાનું કાર્ય તો સોની જ કરે છે. ફૂલ તો છોડ પર ખીલીને જ રાચે છે. પણ એને મનુષ્ય માટે ઉપયોગી બનાવવાનું કાર્ય તો ફૂલગૂંથક જ કરે છે. માળીનું કામ જુદું છે, અને ફૂલગૂંથકનું કામ પણ જુદું છે. માળી ફૂલોની ક્યારીઓ બનાવે છે – એને ઉત્પન્ન કરે છે, પણ એની શોભા તો ફૂલગૂંથક જ વધારે છે.

જે લોક જીવનસેવક છે તે માળી જેવા છે, પણ જે લોક સાહિત્યના ઉપાસક છે એ તો ફૂલગૂંથક જેવા છે. જીવનસેવક પોતાની પ્રેરણા સાહિત્યમાંથી તો બહુ ઓછી લે છે. સાહિત્યનો પ્રેમી હોવાથી એ સાહિત્યનો આસ્વાદ જરૂર લેવાનો. સાહિત્યનું એ અધ્યયન પણ કરશે. પણ એની સમૃદ્ધિ જીવનના અનુભવમાંથી જ એ મેળવશે. મૅકિસમ ગૉર્કી સાહિત્યસ્વામી અવશ્ય હતો પણ એનો અભ્યાસ તો વિશ્વવ્યવહારના વિશ્વવિદ્યાલયમાં જ થયો હતો. અને એણે જે સાહિત્ય નિર્માણ

## ૧૪. જીવનસેવક કે સાહિત્યસેવક?

સાહિત્યના આદર્શ વિશે દરેક પ્રાંતમાં સતત વાદવિવાદ ચાલતો જ રહે છે. વ્યાસ, વાલ્મીકિ આદિ આદ્ય સાહિત્યકારોને કદાચ સાહિત્યસેવા કરવાનો ખ્યાલ પણ નહીં આવ્યો હોય. એ બધા તો હતા ધર્મના સેવક, સંસ્કૃતિના સંસ્થાપક અને પરિપોષક. લોકસેવા માટે કે આદર્શની સ્થાપનાને માટે એમણે સાહિત્યનું સર્જન કર્યું. એમનો જીવનનો, વિચારનો અને સંસ્કારિતાનો આદર્શ બહુ ઊંચો હતો, તેથી એમનું સાહિત્ય પણ પ્રભાવશાળી અને સંસ્કારી બન્યું. તેઓ સાહિત્યના આદર્શ અનુસાર ન ચાલ્યા પણ તેઓ જે માર્ગે ગયા એ જ માર્ગે સાહિત્યનો આદર્શ પણ અનુસર્યો. એમનામાં જે ઊંચી સંસ્કારિતા અને લોકસેવાની લગની હતી, એમાંથી જ પ્રાણ લઈ — એનાથી જ આકર્ષિત થઈ સાહિત્ય સ્વયં ચૈતન્યપૂર્ણ થયું અને લોકોએ એ સાહિત્યમાં સંજીવની શક્તિ જોઈ.

સૂર્યપ્રકાશ જેમ ચંદ્ર દ્વારા શાંત અને આહ્‌લાદક થઈને પૃથ્વી ઉપર અમૃત વરસાવે છે, એમ એ આદ્ય ક્રાન્તદર્શી કવિઓના ચારિત્ર્યના બળે અને સેવાના સામર્થ્યે, તપસ્યાના તેજે અને કારુણ્યની પ્રેમધારાએ સાહિત્યમાં પ્રતિબિંબિત થઈ સાહિત્યમાં પ્રાણ અને પ્રકાશ પૂર્યા.

સાહિત્યની આ શક્તિ જોઈ ઘણાંયે લોક જીવનસેવા છોડી સાહિત્યસેવામાં મગ્ન થયાં, સાહિત્યનાં ઉપાસક થઈ ગયાં અને ચૈતન્યપૂર્ણ સાહિત્યના સ્વરૂપની અનેક મનોવેધક વિશિષ્ટતાઓથી મુગ્ધ થઈને એમનું અનુકરણ કરવા લાગ્યાં. કેટલીક વખત અસલ કરતાં નકલ વધારે ભપકાદાર દેખાય છે. પરંતુ જે પ્રાણશક્તિ જીવન-ઉપાસકના વાઙ્‌મયવ્યાપારમાં હોય છે, તે પ્રાણશક્તિ એનામાં નથી આવતી.

લોકો કારુણ્યયુક્ત સાહિત્યને પ્રેમથી વાંચે છે કેમ કે એવા સાહિત્યમાં જીવનમાં ભરેલા કારુણ્યનું પ્રતિબિંબ તેઓ જુએ છે. મૂળભૂત વસ્તુ તો જીવનને કોમળ બનાવવાવાળી કારુણ્યવૃત્તિ છે, નહીં કે એને વ્યક્ત કરનાર મૃદુ સાહિત્યની સુકુમાર શૈલી: ઉદાત્ત સાહિત્ય જ્યારે ઉદાત્ત જીવનનો પ્રાણ હોય છે, ત્યારે તેમાં માત્ર જીવનની સુગંધ જ નથી હોતી, પણ સાથે સાથે જીવનને આર્યત્વનું તેજ પણ પવાય છે.

તેમ છતાં સાહિત્યનું એક સ્વયંભૂ આકર્ષણ તો હોય જ છે. સંસ્કારિતા અને પરાક્રમના ફળરૂપ જે સાહિત્ય નિર્માણ થાય છે, તેમાં પોતાના ઉપાસકોમાં સંસ્કારિતા અને પરાક્રમ નિષ્પન્ન કરવાની શક્તિ પણ હોય છે. એટલા માટે જીવનવીર કોઈ કોઈ વખત પોતાની ઉદાત્ત સેવા સાહિત્ય મારફત કરવા તૈયાર થાય છે. અને પોતાની જીવનવિભૂતિ પ્રત્યક્ષ સેવા મારફત અને જીવનપ્રયોગ મારફત વ્યક્ત કરવાને બદલે પોતાની બધીય શક્તિઓ સાહિત્યમાં જ ખર્ચે છે. એ લોકો દુનિયામાં તો સાહિત્યસેવક તરીકે જ પ્રખ્યાત હોય છે, પણ એમની નિષ્ઠા સાહિત્ય તરફ નહીં

મનાઈ ન કરે. એમની સેવા ઉપકાર સાથે આપણે માન્ય રાખીશું. છતાંય એ લોકો સાહિત્યસૃષ્ટિને ચૈતન્ય નહીં અર્પી શકે. એ લોક મુશાયરામાં એકઠા મળી જનતાને પોતાના ઊંચા કવિત્વનો આલાપ નવા નવા શેરો ઉમેરીને ગાઈ સંભળાવશે. પરંતુ એમની પાસે એથી વધારે આગળ વધી કોઈ ઉચ્ચ આદર્શ નહીં જ મળે. કોઈ પારમાર્થિક આદર્શ એમના હૃદય પર સ્વામિત્વ નહીં જમાવી શકે. એમની પાસે જીવનને જ્યોતિ માફક દીપાવનાર કોઈ દિવ્ય સંદેશ નહીં હોય.

આવા લોક જો ભેગા મળે તો ફક્ત લોકોનું અથવા પરસ્પરનું મનોરંજન કરવા માટે અથવા પોતાની સાહિત્યકૃતિઓની ચર્ચા કરવા માટે. એનાથી મોટું પ્રયોજન દૃષ્ટિ સમીપ રાખીને શા માટે એ મળે?

'ભલે ગમે તે કહો પણ સુંદર રૂપમાં કહો. ગમે તેવા વિચારો ફેલાવો પણ ભાષાગૌરવ, શબ્દસૌષ્ઠવ અને શૈલીમાધુર્યના ઉચ્ચ આદર્શને નીચે ન પડવા દો. તમારી જીવનનિષ્ઠા ગમે તે હોય–સમાજનો ઉદ્ધાર કરો અથવા ઉચ્છેદ–જ્યાં સુધી સાહિત્યના રૂપલાવણ્યની વૃદ્ધિ કર્યે રાખો ત્યાં સુધી તમે અમારા પૂજ્ય છો' આવું સંગઠન એ વ્યક્તિઓને ને સમાજને ક્યાં દોરી જશે?

પરંતુ જે સાહિત્યસેવક સાહિત્ય દ્વારા ચારિત્ર્યનો વિકાસ અને લોકસેવા કરવા માગે છે, તે ભાષાશુદ્ધિ માટે લોકમતને જાગ્રત કરશે. લોકસેવાનું કાર્ય કરતાં પણ એ શબ્દસમૃદ્ધિનો ખ્યાલ રાખશે. સાહિત્ય દ્વારા લોકમાનસમાં ક્યાં ક્યાં પરિવર્તન થઈ રહ્યાં છે એનું પૃથક્કરણ અને અન્વેષણ કરશે. જીવનશુદ્ધિ અને જીવનસમૃદ્ધિ માટે રાતદિન વિચાર કરશે, સાહિત્યને લોકભોગ્ય બનાવવા માટે તો એ તૈયાર હોવાનો જ. ભારતીય સંસ્કૃતિનો એનામાં સંચાર થયે, એ એક ભેખધારી બની ગરીબ જનતાની ઝૂંપડી સુધી જઈને લોકકલ્યાણના સાહિત્યને નિરક્ષર જનતાના કાન સુધી પહોંચાડશે. અને પરાક્રમ, પ્રેમ તથા પ્રયોગપરાયણતાનાં બીજ લોકોના હૃદયમાં વાવી જશે. એ લોક જેટલા સાહિત્યપ્રવીણ હશે એટલા લોકધુરીણ પણ હોવાના અને જ્યારે આમ થશે ત્યારે ભાષા એની દાસી થઈને કેમ નહીં આવે? સમાજ એમની પાસેથી પ્રેરણા મેળવવાની, નવજીવન બક્ષવાની, અને આ લોકમાં જ સ્વર્ગ ઊભું કરવાની આશા રાખશે. જે જીવનપરાયણ છે, એ જ સમાજના સ્તંભરૂપ બની શકે છે, એમની જ કલ્પનાને વાસ્તવિક બનાવવા, સિદ્ધ કરવા, મનુષ્યજાતિ અનેક યુગો સુધી પુરુષાર્થ કરતી રહેશે. સાહિત્ય તો જીવનસૂર્યના ઉપાસકોની એક માત્ર છાયા જ છે.

સાહિત્ય જ્યારે જીવનસૂર્ય પ્રતિ પ્રયાણ કરશે ત્યારે છાયા એની પાછળ પાછળ ચાલી આવશે.

૧૯૩૯

કર્યું એ સાહિત્યની ઉપાસના કે સાહિત્યના ઉપસ્થાન માટે નહીં પણ જીવનના આકલન અર્થે, જીવનની ઉન્નતિ અર્થે, અને જીવનના પરિવર્તન અર્થે.

રવીન્દ્રનાથ ટાગોર કવિસમ્રાટ છે, સાત્ત્વિક સૃષ્ટિના નિરૂપક છે; તોય એમની ઉપાસના તો જીવનદેવીની જ છે; સાહિત્ય મારફત એમણે માનવજીવનની જ સાધના કરી છે. કેવળ કવિ બની એમને સંતોષ નથી થયો. માનવતાના એ આર્ય ઉપાસકે દેશદેશાન્તરની યાત્રા આદરી તે જગતને સાહિત્યનો રસ ચખાડવા માટે નહીં, પણ સાહિત્યરસિક લોકોને મનુષ્યત્વની, બંધુતાની અને દરેક પ્રકારના આર્યત્વની દીક્ષા આપવા માટે.

ટૉલ્સ્ટૉય રશિયાના એક અજોડ સાહિત્યકાર થઈ ગયા. પરંતુ એમની હૃદયદેવી સાહિત્યલક્ષ્મી નહોતી. આત્મપરાયણ જીવન જ એમની ભક્તિનું ઇષ્ટદૈવત હતું.

યુરોપની આજની અગ્રગણ્ય વ્યક્તિઓમાં રોમેરોલાંની ગણના થાય છે. પરંતુ ફ્રાન્સના સાહિત્યકારોએ એમની ગણના સાહિત્યસેવકમાં પણ ન કરી, અને એ વાજબી હતું.

ગાંધીજીએ પણ એક નવા પ્રકારનું, બંદૂકની ગોળી માફક હૃદયમાં સોંસરું ઊતરી જાય એવું અને હૃદયને ભેદી સંજીવની બક્ષે એવું, સાહિત્ય નિર્માણ કર્યું છે અને અત્યારે પણ કરી રહ્યા છે. પરંતુ ગુજરાતના સાહિત્યકારોમાં ગાંધીજીને સાહિત્યસેવક કે સાક્ષર કહેવા કે નહીં એની ચર્ચા વર્ષો સુધી ચાલી હતી. અને જ્યારે સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે એમની વરણી થઈ ત્યારે પણ એમના ભાષણમાં તેમણે પોતે જ કબૂલ્યું હતું કે, પોતે સાહિત્યસર્જક ભલે હોય પણ પોતે સાહિત્યઉપાસક કે સાહિત્યસેવક તો હરગિજ નથી.

વ્યાસ, વાલ્મીકિ, હોમર અને લોકગીતોના રચયિતાઓ પોતાનાં જીવન કેવી રીતે વ્યતીત કરતા હતા? એ કઈ વિદ્યાપીઠોના પુસ્તકાલયમાં બેસી, નીચું માથું ઘાલી. સાહિત્યનું અધ્યયન કે અધ્યાપન કરાવતા હતા? કદાચ એ એમ કરતાય હોય! તેમ છતાં એ પ્રધાનપણે તો પરિવ્રાજક હતા. ઘેર ઘેર પહોંચી જઈ પોતાની વાતો જનતાને સંભળાવતા. એમને રાજદરબારને રાજી રાખવાનો નહોતો. એમણે તો લોકજાગૃતિનો બોજો માથે લીધો હતો. 'એ તો હતા સેવક ગરીબોના – ઝૂંપડીમાં વસનારાઓના. એમના જ ઉદ્ધારમાં એ પોતાનો ઉદ્ધાર ગણતા. એમનાં જ આપેલાં રોટલો, લંગોટી, કમંડલુ અને રહેવા માટે આપેલી ઝૂંપડીથી એ કૃતાર્થ થતા. આ કંઈ આધુનિક પરિસ્થિતિનું ચિત્ર નથી. વાલ્મીકિ ઋષિએ જ્યારે રામાયણ રચ્યું અને પોતાના લવકુશ નામના શિષ્યો મારફત ગામેગામ એનો પ્રચાર શરૂ કર્યો, ત્યારે લોકધુરીણ ઋષિઓએ સંતોષ પામીને એમને શું શું આપ્યું એનું બ્યાન રામાયણમાં ઉપર પ્રમાણે જ આપવામાં આવ્યું છે.

જે લોકો કેવળ સાહિત્યની જ ઉપાસના કરે છે – સાહિત્યના જ રૂપલાવણ્યનું અધ્યયન કરે છે – અગર એને દૃષ્ટિ સમીપ રાખી વિલાસવૃદ્ધિ અર્થે સાહિત્યમાં વધારો કરે છે, એમને પોતપોતાના સ્થાને રહેવા દઈ તે કરવા દો. એમને કોઈ

મનુષ્ય મનનશીલ પ્રાણી ખરો, પણ એનો વિકાસ કર્મ દ્વારા જ થાય છે; તેથી હૃદયની દરેક વૃત્તિનો પરિપાક જ્યાં સુધી અનુકૂળ કર્મમાં અને એની ટેવોમાં થયો નથી ત્યાં સુધી એ વૃત્તિ હાડમાં ઊતરી ન કહેવાય.

*

હૃદયનું આરોગ્ય સાચવવા માટે પણ ઉત્કટ વૃત્તિનું રૂપાંતર કર્મમાં થવું જોઈએ. હૃદયને જો વારંવાર ઉત્તેજના મળ્યા જ કરે અને તેના જોગું કર્મ આચરવામાં ન આવે, તો હૃદય વિકૃત અને રોગી થાય છે. કામ, ક્રોધ, લોભ, દ્વેષ એવા વિકારોનું આવું પરિણામ અનુભવી લોકો ક્યાં નથી જોઈ શક્યા? પત્રકારો અને રાજદ્વારી આગેવાનો જો પ્રજાની ચિત્તવૃત્તિ વેળા-કવેળા ઉત્તેજિત કર્યા જ કરે, અને ઉત્તેજનાને તોલે આવે એવું કાર્ય પ્રજા આગળ રજૂ ન કરે તો પ્રજા વેવલી અને ક્ષીણવીર્ય થવાની. સારા સારા વિચારો પીરસતું સાહિત્ય જોઈને કેટલાક લોકો એના પર આફરીન થઈ જાય છે અને પછી એનું પારાયણ કરવા ઉપરાંત એમને કશું સૂઝતું નથી. સારું સાહિત્ય ફરી ફરી વાંચવું, એની ચોપડીઓ ખરીદી ઘણા લોકોને વાંચવા આપવી, તૈયાર ચોપડી ન મળતી હોય તો તે છાપવા માટે પૈસા આપવા, એ ચોપડીની સારી સારી સમાલોચના છપાય એવી ગોઠવણ કરવી અને એવા સાહિત્યનું અભિમાન ધરાવવું એટલું કર્યું એટલે જાણે કૃતાર્થ થયા.

કેટલાક વર્તમાનપત્રકારો અને વૃત્તવિવેચકો કેવળ સારા સારા લેખો લખી સમાજના આગેવાન બની જાય છે. સરકારની બદદાનત લોકો આગળ ઉઘાડી પાડવી, લોકોને જૂના ઈતિહાસના પાઠો પઢાવી એમને શાબ્દિક શૂર ચડાવવું, મહાન મહાન કાર્યકર્તાઓનાં પરાક્રમોનાં વર્ણન લોકો આગળ રજૂ કરવાં અને આપણે પણ એવું જ કરવું જોઈએ, એવું જ થવું જોઈએ, એવો ઉપદેશ કરવો; લોકોને તેજસ્વિતાનું મહત્ત્વ સમજાવવું અને એ જ કામ હંમેશ કર્યા કરવું એટલું જ જાણે છે. પ્રથમ પ્રથમ આવી પ્રવૃત્તિનાં સારાં પરિણામ દેખાઈ આવે છે, ઘણી ઘણી પ્રગતિ થાય છે એમ મનાવા લાગે છે. લોકોની એવા આગેવાનો પ્રત્યે ભક્તિ પણ વધે છે. પણ જો તેઓ એથી આગળ વધે નહીં, લોકોને કર્મની દીક્ષા કર્મ વાટે આપે નહીં, પોતે દાખલો બેસાડી મરણિયા થવાનો માર્ગ બતાવે નહીં તો અખંડ ચલાવેલી નિષ્ક્રિય ઉત્તેજનાથી લોકો રીઢા થઈ જાય છે.

કહેવાય છે કે, જેઓ વખતે-કવખતે કામસેવનનું ઉત્કટ ચિંતન કર્યા જ કરે છે અને છતાં કામતૃપ્તિની તક જેમને મળતી નથી તેમને અનેક જાતના રોગો થાય છે, અને શરીરની વિકૃતિ સાથે મન પણ એવું તો વિકારી થઈ જાય છે કે, કોઈ પણ વસ્તુ તેઓ સીધા અર્થમાં સમજી જ શકતા નથી.

આ વાત જેટલી કામવિકાર માટે સાચી છે તેટલી જ ક્રોધ, વેર, દાન, તપસ્વિતા, ત્યાગ, વૈરાગ્ય, સંન્યાસ, કારુણ્ય, સમભાવ, આત્મીયતા દરેક વસ્તુ વિશે પણ સાચી છે. મન વારેઘડીએ કોઈ ઉત્કટ ભાવનાથી ઉત્તેજિત થાય અને તે

# ૧૫. નિષ્ક્રિય સાહિત્યસેવન

આપણા કવિઓએ કાવ્યના નવ રસ ગણાવ્યા છે. એ નવ રસમાં મહત્ત્વના અને સ્થાયી એવા ત્રણ જ છે: શૃંગાર, વીર અને કરુણ. તેમાંયે કરુણ રસ તો કાવ્યનો પ્રત્યક્ષ આત્મા ગણાય છે; કેમ કે તેમાં સત્ત્વગુણની પરાકાષ્ઠા છે અને હૃદયનો વધારેમાં વધારે વિકાસ છે. શૃંગાર-વીરમાં મોટે ભાગે કામ-ક્રોધનું મિશ્રણ હોય છે, જ્યારે કરુણમાં મૈત્રીભાવ અથવા આત્મૌપમ્ય હોય છે. તેથી કરુણ-રસમાં જ કાવ્યનો પરમ ઉત્કર્ષ દેખાય છે.

કાવ્ય અને કારુણ્યનો આવો સંબંધ છે. કાવ્યશરીરમાં જો પાંચને બદલે નવ પ્રાણ કલ્પીએ તો કરુણ એ તેમાંનો મુખ્ય પ્રાણ છે. પ્રાણથી શરીર ટકે છે, પ્રાણથી એ શોભે છે. પ્રાણ છે ત્યાં સુધી જ શરીરનો અર્થ છે. પ્રાણના આલંબન તરીકે અને એના સાધન તરીકે જ શરીર કામનું છે. કોક કોક વાર બિચારું શરીર આત્માના વિકાસમાં આડે આવે છે, અને તેથી એવા પ્રસંગે આત્માને પોતાના શરીર સામે જ સાધના કરવી પડે છે!

*

મારા એક યુવાન મિત્ર આજકાલના ધાર્મિક ગ્રંથો વાંચી સાધના કરતા હતા. એમણે એક વાર પોતાનો અનુભવ મને કહેલો: "જ્યારે જ્યારે હું આત્મ-પરીક્ષણ કરું છું ત્યારે ત્યારે જીવનની અસંખ્ય ભૂલોનું એકસામટું સ્મરણ થાય છે, પશ્ચાત્તાપથી હૃદય પીગળી જાય છે, ઈશ્વર હજી દૂર છે એમ સમજી મનમાં વ્યાકુળતા પેદા થાય છે, અને અસ્વસ્થતા જ્યારે ખૂબ જ વધે છે ત્યારે આંખો-માંથી ચોધાર આંસુ વહે છે. આટલું થાય છે કે તરત મન બદલાઈ જાય છે. મન પોતાનાં આંસુનું કૌતુક કરવા લાગે છે: ઓહો, હું કેવડો મોટો ભક્ત કે પશ્ચાત્તાપથી હૈયું પીગળીને આંસુ વાટે વહેવા લાગ્યું છે! જો આવી રીતે 'અષ્ટ સાત્ત્વિક ભાવ' મારામાં પ્રગટ થાય તો ઈશ્વરપ્રાપ્તિને કેટલી વાર? બધા જ કંઈ મારા જેવા અનુતપ્ત નથી હોતા!" આવી રીતે આત્મકૌતુક, જોતજોતામાં આત્મ-શુદ્ધિને મારી નાખતું હતું, અને બિચારો હતો ત્યાં ને ત્યાં જ રહી જતો હતો. રોમાંચ અને અશ્રુપાત એ પશ્ચાત્તાપની અલ્પસિદ્ધિ છે. હૃદયપરિવર્તન, હૃદયશુદ્ધિ એ પરમ સિદ્ધિ છે. ઘણી વાર અલ્પસિદ્ધિ પરમસિદ્ધિની આડે આવે છે. હૃદયના ઉત્કટ ભાવમાંથી જે મહત્ત્વનાં પરિવર્તનો થવાં જોઈએ અને જે જીવનપલટો દેખાવો જોઈએ તેના બદલામાં જો હૃદય પીગળીને એનાં ફક્ત આંસુ જ થઈ જાય, અથવા વિલાપના પ્રવાહમાં જ એનું રૂપાંતર થઈ જાય તો પ્રગતિ અટકી સમજવી, જીવન સમૃદ્ધ અને પ્રભાવશાળી થવાને બદલે કોમળ—દુર્બળ થયું જાણવું.

## ૧૬. જનતા માટે સાહિત્ય

આમ જોઈએ તો સર્વ પ્રકારનું સાહિત્ય આપણે બીજાને માટે, લોકોને માટે સર્જીએ છીએ. પોતાનો ભાવ બીજાઓને પ્રગટ કરવાનો ન હોય તો મનુષ્ય લખે જ શા માટે? પોતાને માટે માનવી મનન કરે છે, દરરોજની રોજનીશી લખે છે કે ગાયન લલકારે છે. મનન-ચિંતન આત્મનેપદી વ્યાપાર છે. સાહિત્ય તો ચોખ્ખે-ચોખ્ખું પરસ્મૈપદી છે. કવિતાની વાત જુદી છે. કવિતા 'સ્વાન્તઃસુખાય' પણ હોઈ શકે છે અને 'બહુજનહિતાય,' 'બહુજનરંજનાય' પણ હોઈ શકે છે. એટલા માટે કવિતાને ઉભયપદી કહી શકાય તેમ છે.

મધ્યકાલીન પંડિતો રાજદરબારમાં કીર્તિ પ્રાપ્ત કરવા માટે કે વિદ્વત્સભામાં માનપાન મેળવવા માટે લખતા હતા. આ સાહિત્ય બિલકુલ કૃત્રિમ બનતું હતું. કેટલાયે રહસ્યવાદી લોકો પોતાનું સાહિત્ય સામાન્ય લોકો ન સમજી શકે એટલા માટે ગૂઢ કે અઘરી ભાષામાં લખતા હતા.

પરંતુ હવે જમાનો બદલાઈ ગયો છે. જનતાના હૃદયમાં રહેવાવાળા ભગવાન નારાયણ હવે ક્ષીરસાગરની પોતાની શય્યા છોડીને જનતાના ક્ષેત્રમાં પરિશ્રમ કરવા માટે આવીને ઊભા છે. એટલા માટે આજે સારુંયે સાહિત્ય લોકોને સુલભ બનવું જોઈએ. લેખકે એ વાતની પણ ફિકર કરવી જોઈએ કે એના શબ્દ, એની વાક્ય-રચના આમજનતાને સમજવા માટે અઘરી ન પડે. એટલું જ નહીં આજનું સાહિત્ય શીખવામાં પણ સરળ હોવું જોઈએ. જે બોલવા કે શીખવામાં અઘરા માલૂમ પડે એવા જોડાક્ષરો પણ ભાષામાંથી ઓછા કરી નાખવા જોઈએ.

આથી પણ એક પગલું આગળ જઈને હું કહીશ કે લખવા ને શીખવાની દૃષ્ટિથી સરળતા થાય એવા સુધારા પણ આપણી લિપિમાં આપણે કરવા જોઈએ. આપણી લિપિને શુદ્ધ કરવા માટે બાળબોધ બનાવવાની પણ કોશિશ કરવી જોઈએ.

જેમના બાપદાદાઓને આઠદસ હજાર વર્ષોથી કોઈ પણ લિપિનો પરિચય થયો નથી એવા પછાત લોકો અને ભૂમિજનો પણ વર્તમાનપત્ર, પત્રિકાઓ અને વાર્તા-નવલકથાઓ સહેલાઈથી વાંચી શકે અને ઓછી કિંમતે ખરીદી શકે એવા ઉપાયો આપણે સર્વ લોકોએ મળીને કરવા જોઈએ. આ બધું ત્યારે થશે જ્યારે સાહિત્યકારોના મનમાં જનતા માટે સાચી લગની, ઉત્કટ પ્રેમ, અકૃત્રિમ આદર અને હાર્દિક આત્મીયતા હશે.

પ્રાચીન કાળમાં જે મહાનુભાવોએ પુરાણો અને ઉપપુરાણો લખ્યાં એમના

પ્રમાણે કર્મ કરાય નહીં, જીવનમાં પરિવર્તન આણાય નહીં, તો નૈતિક હીર ચુસાઈ જાય છે અને મનમાં વિકૃતિ આવી જાય છે.

તેથી જ સાહિત્યના અતિવાચનથી લાભ કશો જ થતો નથી અને નબળાઈ અને વિકૃતિ માત્ર પોષાય છે.

માણસના હૈયામાં કારુણ્યભાવ વધે અને તે કેવળ કાવ્યમાં જ પરિણમે તો તે દુર્દૈવ જ ગણાય. કાવ્યો, નાટકો અને સાહિત્ય લખીને પડેલી પ્રજાને જરૂર જાગ્રત કરી શકાય, પણ જો સાહિત્યનો જ ખોરાક ચાલુ રાખ્યો અને પુરુષાર્થને દર વખતે મોકૂફ રાખ્યો તો એ અતૃપ્ત ભાવના વેર વાળ્યા વગર રહેતી નથી. એના કરતાં સમાજમાં જડતા રહે, મૂઢતા રહે અને સામાન્ય કોટિની પ્રવૃત્તિ રહે તો તે સુપ્તાવસ્થા ઘણી વધાવી લેવા જેવી છે. કોઈક વખતે તો એમાંથી સક્રિય જાગૃતિ આવી જશે! લૉર્ડ બેકને કે એવા જ બીજા કોઈ લેખકે એક ઠેકાણે લખ્યું છે કે અમુક દેશમાં જ્યારે લોકો ગુલામીમાં સબડતા હતા અને ચારિત્ર્યમાં અત્યંત અવનત દશાએ પહોંચ્યા હતા, ત્યારે તે દેશના લેખકો સ્વાતંત્ર્યને વખાણતું તેજસ્વીમાં તેજસ્વી સાહિત્ય પેદા કરતા હતા. સાહિત્યની અસર માણસને અમુક હદ સુધી ચડાવે છે અને એમાંથી જો પુરુષાર્થ ન સળગી ઊઠે તો એ જ સાહિત્ય માણસને અચૂક પાડે પણ છે.

સારા સિનેમા મારફતે લોકોનું ચારિત્ર્ય ખીલવી શકાશે એમ માનનારા લોકોની ભ્રમણા જો હજી ન ભાંગી હોય તો એ વાંક સિનેમાનો નથી. 'ધર્માત્મા', 'સંત તુકારામ' કે 'જ્ઞાનેશ્વર'નાં બોલપટ જોઈ સિનેમાના શોખીનો ભક્ત થયાનો વખતે એકે દાખલો ન મળે; પણ ભગવદ્ભક્તિ તરફ વળેલા લોકો આવાં બોલપટો જોઈ સિનેમાના શોખીન બન્યાના ઢગલાબંધ દાખલા બતાવી શકાય. સારું સારું સંગીત સાંભળવું પણ એકે રાગ કેળવવો નહીં, વીરકર્મના અને ઉદાત્ત ચારિત્ર્યના પ્રસંગો રસિક વૃત્તિથી માણવા અને પોતાનું જીવન પામરનું પામર જ રહેવા દેવું એ આ યુગનો એક મોટો રોગ છે. એ રોગનો ઇલાજ ન કરીએ તો આપણે સુરક્ષિત રહેવાના નથી.

સમાજના આગેવાનોએ આ સ્થિતિનો વિચાર કર્યે જ છૂટકો.

આજે જ્યાં જુઓ ત્યાં નવલકથાઓમાં અને નાટકોમાં, કવિતામાં અને સિનેમામાં શૃંગારરસ માત્યો છે. શૃંગારથી જ્યારે મોઢું ભાંગે છે ત્યારે કેટલાક વીરરસનું સહેજ સેવન કરે છે, જ્યારે બીજાઓ એથીયે ઉચ્ચ એવા કરુણરસમાં રાચે છે. પણ આ ત્રણે રસના સાહિત્યોત્કર્ષને કારણે સમાજનું ચારિત્ર્ય સુધર્યાનું ક્યાંય દેખાતું નથી. હૃદય ઉત્તેજિત થાય છે, આર્દ્ર બને છે, પછી પોતાની જ –દર કરવા માંડે છે અને અંતે થાકીને મોળું પડે છે.

અને મોળાશ એ જ જેનું પરિણામ છે
તે સાહિત્ય-પ્રવૃત્તિને
આશીર્વાદ રૂપ શી રીતે મનાય?

૫–૯–'૪૦

મહારાષ્ટ્રમાં આ જ પરંપરા, જ્ઞાનદેવ, એકનાથ, તુકારામ વગેરે સંતોએ ચલાવી હતી અને ધર્મનાં ગૂઢ રહસ્યો જનતાની ભાષામાં લાવી દીધાં હતાં.

આ જ પરંપરા મહાત્મા ગાંધીએ પણ અત્યંત આગ્રહ સાથે આગળ ચલાવી. પોતાની શૈલીને એમણે જનતાની દૃષ્ટિથી સ્વચ્છ કરી હતી. સત્યની સરળતા અને અહિંસાની કોમળતા એમની શૈલીમાં હતી. એથી એમની ભાષાનું તેજ ઘટ્યું નહોતું.

સંસ્કૃત સાહિત્યમાં મને રસ હોવાને લીધે મારી પોતાની શૈલીમાં ભારે અને અઘરા શબ્દોના પ્રયોગ કરવાનો શોખ મને હતો; આ દોષ આજે પણ પૂરેપૂરી રીતે ગયો નથી. મહાત્મા ગાંધીએ એક વાર 'નવજીવન'માં મને જાહેરમાં એવી સૂચના આપી હતી: 'આપણે વિદ્વાનોને માટે લખતા નથી, મહેનત-મજૂરી કરનારાઓ અને જેમને ફુરસદ પણ નથી એવાં ગરીબગુરબાંઓ માટે આપણે લખીએ છીએ. આપણી ભાષામાં વિદ્વત્તાની સજાવટ શા કામની?'

પ્રાચીન કાળમાં ગ્રીસના આભાસવાદી જ્ઞાનમાર્ગી વિદ્વાનો ઉપદેશ દેતા હતા. પરંતુ એમના ઉપદેશોમાં શબ્દાડંબર ખૂબ જ હોવાને લીધે સામાન્ય જનતા દબાઈ જતી હતી. તે પછી સૉક્રેટિસ એટલે કે સુકરાત નામના એક સત્પુરુષ આગળ આવ્યા. એમણે આભાસવાદીના ઉપદેશો સરળ ભાષામાં મૂકવાની અને એમાં જ દોષ બતાવવાની શરૂઆત કરી, જેથી આ આભાસવાદીઓની ફજેતી થવા લાગી. એટલે આ આભાસવાદી લોકો એટલા બધા ગુસ્સે થયા કે યુક્તિપ્રયુક્તિ કરીને એમણે સૉક્રેટિસને દેહાંતદંડની સજા કરી. એનું પરિણામ ઊલટું આવ્યું. સુકરાતનો ઉપદેશ આજે પણ આખી દુનિયા શીખે છે; જ્યારે આભાસવાદીઓની સઘળી જાતિ જ નામશેષ થઈ ગઈ છે.

ગુજરાતમાં સ્વામી સહજાનંદ નામના એક સત્પુરુષ થઈ ગયા. એમણે પ્રતિષ્ઠિત સમાજને દૂર રાખીને આમજનતામાં જ કામ લીધું હતું. એમના કેટલાક શિષ્યો મંદિરમાં બેસીને પ્રવચન કરવાને બદલે પ્રખર તાપમાં હળ ચલાવનારા ખેડૂતોની પાછળ પાછળ ચાલીને એમની ભાષામાં ઉપદેશ કરતા હતા: 'ભાઈ, જો તો તારે તાપમાં કેટલી બધી તકલીફ વેઠવી પડે છે! તારા બળદોને પણ જો, કેટલું કષ્ટ વેઠવું પડે છે. જો, તારા શરીર ઉપર પણ પરસેવાના રેલાઓ ઊતરી રહ્યા છે, પરંતુ આ તાપથી પણ વધુ તાપ છે કામ, ક્રોધ વગેરે વિકારોનો. આ ભવતાપ સંબંધે તું કેમ વિચાર કરતો નથી?' વગેરે.

આટલી હદ સુધીની જો લગની હશે, જનસેવાની તત્પરતા હશે અને પ્રત્યેક ચીજને સરળ બનાવી કહેવાની સાચા શિક્ષકની ઉત્કંઠા હશે તો જ જનતાને ઉપયોગી સાહિત્ય આપણે નિર્માણ કરી શકીશું.

અંગ્રેજોનું રાજ્ય જ્યારે આવ્યું ત્યારે નોકરી માટે આપણે કેળવણી લેવા

દિલમાં જનતા માટે સાચી લગની હતી. એમની સંસ્કૃત ભાષા ઘણી જ સરળ હતી અને સરળતાથી મોઢે ચડી જતી હતી. એ લોકોએ ક્યારેક ક્યારેક તો વ્યાકરણના નિયમોનો ભંગ કરવામાં પણ કસર રાખી નહીં. આવા લોકસેવકોના આવા ભાષાપ્રયોગોને ખોટા સાબિત કરવાની હિંમત પણ વૈયાકરણોની ન ચાલી એટલે એમણે નક્કી કર્યું કે આ પ્રયોગો ઋષિઓના હતા.

જનતા પ્રત્યે આવા પ્રકારની લગની ભગવાન બુદ્ધે લગાડી. પિતાનો રાજમહેલ છોડીને લોકોની વચમાં રહેવાનું એમણે નક્કી કર્યું; પરંતુ સૂકી રોટલી ને વાસી ભાત એમના કંઠની નીચે ઊતરી ન શક્યાં. પોતાની કોમળતાની આ નિર્બળતા ધ્યાનમાં આવતાંની સાથે જ એમણે ત્યાં ને ત્યાં ભીષ્મસંકલ્પ કરીને પોતાના શરીર-નો સ્વભાવ જ બદલી નાખ્યો અને એ જ ક્ષણથી જનતાનું અન્ન એમને મીઠું લાગવા માંડ્યું.

એક વાર કેટલાક વિદ્વાન બ્રાહ્મણો ભગવાન બુદ્ધની પાસે ગયા અને કહેવા લાગ્યા :

'ભગવન્! આપનો ઉપદેશ કલ્યાણકારી છે; પરંતુ આપ એને સરળ ભાષામાં આપો છો એટલે એની કોઈ પ્રતિષ્ઠા જામતી નથી. આપ આપના ઉપદેશને પ્રાચીન વેદોની છંદોમય વાણીમાં લખવાની અમને રજા આપો.'

ભગવાન બુદ્ધે એનો નિષેધ કર્યો અને કહ્યું :

'મારે પ્રતિષ્ઠા જોઈતી નથી. મારા ઉપદેશને જનતાની સર્વ ભાષાઓમાં અનુવાદ કરવાની પરવાનગી હું તમને આપું છું. મારી વાણીને પ્રતિષ્ઠાના બંધનમાં બાંધશો નહીં.'

જનતા પ્રત્યે આવા પ્રકારની લગની જે સંતોમાં હતી એમણે પણ પોતાના ઉપદેશો સરળ ભાષામાં અને સરળ છંદોમાં લખીને લોકોની સામે રજૂ કર્યા. મંત્ર, તંત્ર, વિવિધ વિધાન, તપ અને હઠયોગ – આ બધી વસ્તુઓમાંથી એમણે મુક્તિ મેળવી અને જાતિનું અભિમાન તોડીને ભક્તિને જોરે ઈશ્વરને પણ હળીમળીને રહેવાવાળો બનાવી દીધો.

જે કૃષ્ણની ઉપાસના સંતોએ સારાયે દેશમાં પ્રવર્તાવી તે જગદ્ગુરુ શ્રીકૃષ્ણ ગાયવાછરડાં સાથે રહેવાવાળા, વનમાલા ધારણ કરવાવાળા, ખાવાપીવાનાં સર્વ બંધનો તોડીને સર્વની સાથે ભોજન કરનારા અને ઇંદ્રની પૂજાને રદ કરીને જનતાના ઉપયોગમાં આવે તેવી ગોવર્ધનની પૂજા ચલાવનારા હતા. એમણે જાહેર કર્યું કે સ્ત્રીઓ, વૈશ્યો અને શૂદ્રોને પણ પરમ ગતિનો અધિકાર છે. આ જ કૃષ્ણે કંસ, જરાસંધ, નરકાસુર, શિશુપાળ, વક્રદંત અને દુર્યોધન જેવા પાંચ સમ્રાટોનાં સિંહાસનો ધૂળમાં મેળવી દીધાં અને ધૂળમાં જેઓનું પાલનપોષણ થયું હતું એવાં ગોપગોપીઓને પ્રતિષ્ઠિત બનાવી દીધાં.

સ્ત્રીઓ પરત્વે અનુદાર દૃષ્ટિ, પડોશીઓ પ્રત્યે સંદેહવૃત્તિ, પોતાની જાતિ અને પોતાના ઈતિહાસ સંબંધે નકામું અભિમાન—વગેરે દોષો આપણા સમાજમાં ઘર ઘાલી બેઠા છે. 'કોઈ ઉપર પણ વિશ્વાસ રાખવો ન જોઈએ,' 'આપણું કોઈ નથી.' આ પ્રકારની શિખવણી કેવળ વકીલ જ નહીં, લોકસેવકો પણ ક્યારેક ક્યારેક આપતા દેખાય છે. પ્રત્યેક તરફ સંદેહની દૃષ્ટિથી જોઈએ તો રાષ્ટ્રવ્યાપી સહકારની આશા કઈ રીતે રાખી શકાય?

'ડાહ્યા માણસોએ જનતાનું નેતૃત્વ લેવું જોઈએ નહીં,' એવા પણ લોક ને શ્લોક આપણા દેશમાં છે અને આનું કારણ એમ જણાવાય છે કે—

'જે નેતા બને છે એને સર્વ પ્રકારનું કષ્ટ ઉઠાવવું પડે છે. અને એનો લાભ એને પોતાને મળવાને બદલે એના પક્ષમાં રહેનારાઓને મળે છે. અને જો કરેલો શ્રમ નકામો સાબિત થયો અને કોઈ મુશ્કેલી આવી પડી તો એમાં ભાગ લેવા માટે કોઈ આગળ આવતું નથી; જે નેતા છે એને જ બધું સહેવું પડે છે. એટલા માટે ડાહ્યા માણસોએ લોકોની નેતાગીરી લેવી જોઈએ નહીં, પોતાનો સ્વાર્થ સાધીને ચૂપચાપ બેસી રહેવું જોઈએ.'

જો સમાજ અને સમાજના ડાહ્યા પુરુષો આ પ્રકાર અજમાવવા માંડે તો સમાજમાં સ્વાર્થ, અવિશ્વાસ, છીછરું અભિમાન, વિલાસિતા અને ઉડાઉપણું વગેરે દોષો વિસ્તરવા માંડશે. આ બધા દોષોથી આપણે પરિચિત છીએ. એટલે જ જનતા માટે જે સાહિત્ય લખાય એ સાદું, સરળ, સામાજિક સદ્ગુણોને વધારવાવાળું અને માનવતાનું પોષક જ હોવું જોઈએ.

આજે સઘળા અધિકારો જનતાના છે. એટલા માટે પણ આજનું સાહિત્ય લોકયુગનું આવાહન કરવાવાળું હોવું જોઈએ.

આ પ્રકારનું સાહિત્ય લખનાર જો જનતાનો માણસ હશે, જનતાની અનુભૂતિઓ સાથે તાદાત્મ્ય ધરાવનાર હશે, તો એ પરિણામકારક બનશે. આ પ્રકારના સાહિત્યનો સિક્કો ઠીક રણકશે અને બધી જગ્યાએ તે ચાલશે.

**ઑક્ટોબર, ૧૯૫૨**

# ૧૭. આવતા જમાનાની નાટ્યસૃષ્ટિ

જૂના વખતમાં જ્યારે રાજાઓનું રાજ્ય ચાલતું ત્યારે દેશકલ્યાણની વાતો રાજા, એનો પુરોહિત અને એના મંત્રી મળીને કરી શકતા હતા. પાંચદસ લોકો એક-બીજાને સમજાવે એટલે બસ. એવા જમાનામાં વ્યાખ્યાનો આપવાનું અથવા આંદોલન ચલાવવાનું કોઈને સૂઝતું ન હતું. ખરેખર તે વખતે રાજાઓ અને રાજપુરુષોના

હતા અને જનતા એમની આજ્ઞા

: राजा कालस्य कारणम् ।

માંડી. એ સમયનાં પાઠ્યપુસ્તકોમાં દેશી ભાષાઓનું માન તો શું, સ્થાન પણ નહોતું. કેવળ અંગ્રેજી તથા સંસ્કૃત આ બે ભાષાઓ જ શિખવાડવામાં આવતી હતી. એનું પરિણામ એ આવ્યું કે આપણા ભણેલાગણેલા લોકો વિચાર કરવા લાગ્યા અંગ્રેજીમાં અને આવેલો વિચાર લોકોની સામે મૂકતી વખતે સરળ દેશી રૂઢ શબ્દ પાસે નહોતો એટલા માટે સંસ્કૃતની મદદથી નવો શબ્દ બનાવીને કામ ચલાવવા લાગ્યા. એટલા માટે શહેરની ભાષાને તથા ભદ્ર લોકોની શૈલીને આપણે શુદ્ધ ભાષા કહેવા લાગ્યા. અશિક્ષિતો આગળ સંતોની વાણીને પણ આપણે સુધારીને પ્રતિષ્ઠિત બનાવી લીધી અને જનતાને માટે એને કંઈક અઘરી પણ કરી મૂકી.

સંતોએ લોકભાષામાં પોતાનાં યુગકાર્યો કર્યાં. હવે અત્યારનું કામ જુદા પ્રકારનું છે. આ લોકનાં કર્તવ્યો પ્રત્યે ઉદાસીનતા શીખવીને આપણે જનતાને નીરસ અને શૂન્ય બનાવવી નથી; પરંતુ 'આ દુનિયા ખરેખર તથ્યવાળી છે, એમાં દિલ લગાવીને જિંદગી જીવવી જોઈએ'—એવા પ્રકારે જનતાને સમજાવવાના દિવસો આવ્યા છે.

સમસ્ત દેશોનો વ્યવહાર હવે એકબીજામાં મળી ગયો છે. દુનિયામાં કંઈ પણ બન્યું તો એનો પડઘો આપણે ત્યાં અહીં અચૂક પડ્યા વિના રહેતો નથી અને આપણા ખિસ્સા ઉપર પણ એની અસર થાય છે. આવી સ્થિતિમાં આપણી જનતાને દુનિયાના સર્વ દેશોની અને ત્યાંની સાચી પરિસ્થિતિની જાણ કરવી જરૂરી છે. દુનિયાનું કલ્યાણ કઈ રીતે થશે એ વિશે જેમણે ગંભીરતાથી વિચાર્યું છે, તેમણે તેમની યોજનાઓ અને વિચારો જનતાને સમજાવવા જોઈએ અને એ બધું જે ભાષામાં જનતા બોલે છે એ જ ભાષામાં રજૂ કરવું જોઈએ.

આપણા દેશમાં ઊંચનીચના અને પારકાપોતીકાના ભાવો પુરાણા જમાનાથી ઘર ઘાલીને બેઠેલા છે. એટલા માટે આખોયે સમાજ અસ્તવ્યસ્ત થઈ ગયો છે. રાષ્ટ્ર પણ ઢીલું અને ખોખરું બની ગયું છે. આમજનતાના સ્વાભિમાનનો નાશ કરીને આપણે લોકોએ એમને પંગુ અને દૈવવાદી બનાવ્યા છે અને આ સર્વ દોષોને ધર્મનું—રૂઢિધર્મનું સમર્થન આપ્યું છે. કેવળ આર્થિક સુધારા કરવાથી આપણા લોકોમાં તેજસ્વિતા અને ઇન્સાનિયત આવશે નહીં, જનતાની જીવનદૃષ્ટિમાં પરિવર્તન લાવનારા સાહિત્યનો ફેલાવો હવે સમાજમાં થવો જોઈએ. વર્તમાનપત્ર, માસિક, નાનાંમોટાં લોકોપયોગી નાટકો, ભાષણ, સંવાદ, સિનેમા, રેડિયો, પત્રવ્યવહાર, સરકારી નિવેદનો—આ બધાં લોકસેવાનાં ક્ષેત્રો છે. આ બધાં ક્ષેત્રોમાં લોકસેવાની દૃષ્ટિને પ્રધાન ગણવી જોઈએ. જનતાને માટે લખવાનો અર્થ એવો નથી કે જનતાની ખુશામત કરવી. સમાજમાં જે દોષોનો ફેલાવો થયો છે, એને પોષનારું સાહિત્ય જો ચાલવા લાગ્યું, તો એનું વેચાણ સારું થશે, લેખક અને પ્રકાશકને યથેચ્છ પૈસા પણ મળશે, પરંતુ જનતાનો તો નાશ જ થશે.

સ્ત્રીઓ પરત્વે અનુદાર દૃષ્ટિ, પડોશીઓ પ્રત્યે સંદેહવૃત્તિ, પોતાની જાતિ અને પોતાના ઇતિહાસ સંબંધે નકામું અભિમાન—વગેરે દોષો આપણા સમાજમાં ઘર ઘાલી બેઠા છે. 'કોઈ ઉપર પણ વિશ્વાસ રાખવો ન જોઈએ,' 'આપણું કોઈ નથી.' આ પ્રકારની શિખવણી કેવળ વકીલ જ નહીં, લોકસેવકો પણ ક્યારેક ક્યારેક આપતા દેખાય છે. પ્રત્યેક તરફ સંદેહની દૃષ્ટિથી જોઈએ તો રાષ્ટ્રવ્યાપી સહકારની આશા કઈ રીતે રાખી શકાય?

'ડાહ્યા માણસોએ જનતાનું નેતૃત્વ લેવું જોઈએ નહીં,' એવા પણ લોક ને શ્લોક આપણા દેશમાં છે અને આનું કારણ એમ જણાવાય છે કે—

'જે નેતા બને છે એને સર્વ પ્રકારનું કષ્ટ ઉઠાવવું પડે છે. અને એનો લાભ એને પોતાને મળવાને બદલે એના પક્ષમાં રહેનારાઓને મળે છે. અને જો કરેલો શ્રમ નકામો સાબિત થયો અને કોઈ મુશ્કેલી આવી પડી તો એમાં ભાગ લેવા માટે કોઈ આગળ આવતું નથી; જે નેતા છે એને જ બધું સહેવું પડે છે. એટલા માટે ડાહ્યા માણસોએ લોકોની નેતાગીરી લેવી જોઈએ નહીં, પોતાનો સ્વાર્થ સાધીને ચૂપચાપ બેસી રહેવું જોઈએ.'

જો સમાજ અને સમાજના ડાહ્યા પુરુષો આ પ્રકાર અજમાવવા માંડે તો સમાજમાં સ્વાર્થ, અવિશ્વાસ, છીછરું અભિમાન, વિલાસિતા અને ઉડાઉપણું વગેરે દોષો વિસ્તરવા માંડશે. આ બધા દોષોથી આપણે પરિચિત છીએ. એટલે જ જનતા માટે જે સાહિત્ય લખાય એ સાદું, સરળ, સામાજિક સદ્ગુણોને વધારવાવાળું અને માનવતાનું પોષક જ હોવું જોઈએ.

આજે સઘળા અધિકારો જનતાના છે. એટલા માટે પણ આજનું સાહિત્ય લોકયુગનું આવાહન કરવાવાળું હોવું જોઈએ.

આ પ્રકારનું સાહિત્ય લખનાર જો જનતાનો માણસ હશે, જનતાની અનુભૂતિઓ સાથે તાદાત્મ્ય ધરાવનાર હશે, તો એ પરિણામકારક બનશે. આ પ્રકારના સાહિત્યનો સિક્કો ઠીક રણકશે અને બધી જગ્યાએ તે ચાલશે.

**ઑક્ટોબર, ૧૯૫૨**

## ૧૭. આવતા જમાનાની નાટ્યસૃષ્ટિ

જૂના વખતમાં જ્યારે રાજાઓનું રાજ્ય ચાલતું ત્યારે દેશકલ્યાણની વાતો રાજા, એનો પુરોહિત અને એના મંત્રી મળીને કરી શકતા હતા. પાંચદસ લોકો એકબીજાને સમજાવે એટલે બસ. એવા જમાનામાં વ્યાખ્યાનો આપવાનું અથવા આંદોલન ચલાવવાનું કોઈને સૂઝતું ન હતું. ખરેખર તે વખતે રાજાઓ અને રાજપુરુષોના હાથમાં બધી સત્તા રહેતી. રાજા લોકપ્રભાવી હતા અને જનતા એમની પાછળ પાછળ જતી તે વખતે પિતામહ ભીષ્મે પણ કહ્યું: राजा कालस्य कारणम् ।

રાજસત્તાનો એવો પ્રભાવ જોઈ ધર્મપરાયણ લોકોએ ધર્મનું સંગઠન કર્યું અને પોપ, ખલીફા અથવા મઠપતિ શંકરાચાર્યના હાથમાં ઘણી સત્તા આપી. પરિણામે રાજસંસ્થાના દોષો ધર્મસંસ્થામાં આવ્યા અને સમાજજીવન કથળ્યું.

રાજાને જે મહત્ત્વ અપાતું તે સમાજના નેતા એવા શિષ્ટજનોને મળવા લાગ્યું. शिष्टाः प्रमाणम्। ગીતાએ પણ જાહેર કર્યું કે જેમ શિષ્ટ લોકો વર્તે તે પ્રમાણે સામાન્ય લોકો ચાલે છે.

આવા જમાનામાં સમાજરંજન માટે લખાતાં નાટકોમાં પણ નાયક રાજા કે રાજપુરુષ હોય, ધીરોદાત્ત વ્યક્તિ હોય એવી અપેક્ષા બંધાઈ ગઈ. એની સાથે સાથે જીવનની તમામ સંસ્કારિતા જ્યારે મધ્યમ વર્ગમાં પહોંચી ત્યારે મધ્યમ વર્ગનું જીવન પણ નાટકોનો વિષય થયું. જીવનમાં જ્યાં સુધી પ્રણયને સ્થાન રહેવાનું છે ત્યાં સુધી નાટકો પ્રણયના વિષયને છોડી ન શકે એ દેખીતું છે. પ્રથમ પ્રથમ પૌરાણિક દેવદેવીઓ, અને રાજાઓ કે રાજપુરુષોના પ્રણયની વાતો ખૂબ ચાલતી એમાં આશ્ચર્ય શું? કોઈ રાજાને અમુક દેશની રાજકન્યા ગમી ગઈ અને એ એને સહેજે મળે એમ ન હોય તો એ રાજાની પ્રણયવાસનાની તૃપ્તિને અર્થે મોટી મોટી ફોજો પણ લડવા તૈયાર થતી. એવા જમાનામાં ગંધર્વ અપ્સરા, પૌરાણિક દેવદેવીઓ અને રાજપુરુષો—એમનું જીવન મહત્ત્વનું ગણાતું. એમનાં જ પરાક્રમ, પૌરુષ, કૌશલ્ય અને પ્રણયમાં જનતાને રસ પડતો એટલે એ જાતનાં નાટકો લખાયાં. મધ્યમ વર્ગના લોકોના જીવનને પ્રધાનતા મળી ત્યારે નાટકોનો વિષય બદલાયો. વાતાવરણ બદલાયું અને નવી જાતનાં નાટકો લખાવા લાગ્યાં, પણ નાટક એટલે નાયક-નાયિકાનો જીવનપ્રસંગ હોય, શોભા માટે એની સાથે ઉપનાયક અને ઉપનાયિકા હોય.

આપણી નાટ્યસૃષ્ટિની પ્રગતિ અહીં સુધી થઈ છે.

પણ હવે સામાન્ય જનતાનો ભગવાન જાગ્રત થયો છે અને મજૂરોના જીવનને પ્રથમ અર્થશાસ્ત્ર દ્વારા અને પછી રાજ્યનીતિ દ્વારા પ્રાધાન્ય અપાયું છે એટલે ગરીબ, દબાયેલા, પછાત અથવા પીડિત લોકોના જીવનને લઈને પણ નવલકથા અને નાટકો તેમ જ લઘુ નવલો લખાવા લાગ્યાં. સામાન્ય કેળવણી અને અક્ષર-જ્ઞાનના પ્રચારને કારણે વધુમાં વધુ લોકોમાં રંજનની અભિરુચિ વધી અને હવે રાજદરબારની નહીં, પણ લોકસમૂહની માન્યતા મહત્ત્વની થઈ ગઈ.

આપણે એમ ન માનીએ કે આજનો જમાનો અહીં સુધી જઈને અટકવાનો છે. ગરીબોના જીવન વિશેનાં નાટકોમાં પણ કેન્દ્રમાં એક નાયક અને નાયિકા હજી રહે છે એ સ્થિતિ પણ ટકશે જ એમ ન મનાય. અથવા એમ કહી શકાય કે નાયક-નાયિકા-કેન્દ્રિત નાટકો તો લખાશે પણ બધાં જ નાટકો એ સાચાં નાટકો નહીં હોય.

રોમે રોલાંનું એક નાટક વાંચવામાં આવ્યું હતું 'ફોરટિન્થ ઑફ જુલાઈ.' એ નાટકમાં કોઈ એક વ્યક્તિ નાયક-નાયિકા નથી. આખો જનસમુદાય જ નાયકનું

સ્થાન લઈ બેઠો હતો. એવાં નાટકો પ્રારંભમાં સમજવામાં પણ મુશ્કેલી આવે એટલે એમાં પૂરતો રસ પણ ન પડે. પણ દહાડે દહાડે ભવિષ્યમાં નાટકો એ રૂપ લે તો આશ્ચર્ય નહીં.

જૂના જમાનામાં આખી દુનિયા ત્રસ્ત થઈને ત્રાહિ પોકારે તો તે પણ કોટિ કંઠકંઠ કલકલ નિનાદ દ્વારા નહીં, પણ એક મૂક ગાયને મોઢે પુરાણોમાં વર્ણનો નથી આવતાં કે ધરતીએ ભગવાન આગળ ત્રાહિ પોકારવા માટે ગાયનું રૂપ ધારણ કર્યું અને એણે વિષ્ણુ ભગવાનનાં સ્તોત્રો ગાવાનું શરૂ કર્યું. આ જૂનાં સ્તોત્રો આજકાલના નેતાઓને અપાતાં માનપત્રો કરતાં વધારે સારાં હતાં એમ તો ન જ કહેવાય. પહેલી ખુશામત કરીએ, અનુકૂળતા મેળવીએ અને પછી દુ:ખનાં રોદણાં રોઈએ અને જે કંઈ માગવું હોય તે રજૂ કરીએ એ સ્તોત્રોનો અને એ માનપત્રોનો જમાનો પણ ગયો. હવે તો જાતજાતની વિચારધારાનો — આઇડિયોલૉજીનો — જમાનો આવ્યો છે. એને માટે જનતાને જ સમજાવવાનું રહ્યું. જનતાને કેળવવી એ સહુથી મહત્ત્વનું પગથિયું ગણાય છે, પણ કેળવણીનું કંટાળાભરેલું દાયકાઓ સુધી ચાલતું કામ કોણ કરે? જનતાને કેળવવા કરતાં ઉશ્કેરવાનું કામ સહેલું છે અને શીઘ્ર ફલદાયી છે એ તો શેક્સપિયરના જૂલીઅસ સીઝર નાટકમાંના એન્ટોનિયોએ બતાવ્યું છે. હવે તો દુનિયામાં હરેક દેશમાં ને પ્રદેશમાં એન્ટોનિયો જોવામાં આવે છે. આ મોટો ફરક હવે નાટકોમાં દાખલ થવાનો ને સંભાષણ ચાતુર્ય સાથે સાથે પ્રભાવી ભાષણ કરવાની શક્તિ પણ જરૂરની છે.

આપણે અત્યાર સુધી કહેતા આવ્યા કે નાટકોમાં પ્રચાર ઓછો ને કલા વધારે હોવાં જોઈએ એ આગ્રહ હવે પછી ઓછો થશે. પ્રભાવી પ્રચાર સાથે ભળી શકે. પ્રચારમાં મદદગાર થાય એ કલા જ ખરી કલા ગણાશે અને જનસમુદાયનું સમસ્ત જીવન એ જ નાટકોનો વિષય થશે. પછી પ્રાચીન રૂપકોનું શું? પ્રાચીન રૂપકો કાં તો પૌરાણિક હતાં અથવા નીતિમૂલક હતાં. એ રૂપકો ચાલે ત્યાં સુધી ચાલશે પણ હવે વિજ્ઞાન અને યાંત્રિકતા (ટૅક્નોલૉજી) એટલાં વધ્યાં છે અને એણે માણસના જીવનનો એટલો સજ્જડ કબજો લીધો છે કે એ ક્ષેત્રને પણ કાવ્યનાટકનું રૂપ આપી શકાય. પુરાણકારોએ તે વખતના વિજ્ઞાનની કદર કરી, શસ્ત્રો સાથે અસ્ત્રો કલ્પ્યાં, પર્જન્યાસ્ત્ર, આગ્નેયાસ્ત્ર, વાયુઅસ્ત્ર, બ્રહ્માસ્ત્ર ઇત્યાદિ અનેક અસ્ત્રો એમણે કલ્પ્યાં અને એકેક અસ્ત્ર સાથે એકેક મંત્રદેવતા ગોઠવી દીધો. અધ્યાત્મનાં રૂપકો તો આપણે જાણીએ છીએ એ જાતનાં નહીં પણ એટલાં જ અથવા એથીયે વધારે પ્રભાવી રૂપકો હવે પછી પેદા થવાનાં છે અને એ પણ નાટકના વિષય થવાનાં છે. રાવણે જેમ નવ ગ્રહોને સુવાડી દઈ એમની પીઠ ઉપર પોતાનો પલંગ ગોઠવ્યો હતો એવી રીતે વિજ્ઞાન યાંત્રિકતા, રચનાકૌશલ્ય અને મનોવિજ્ઞાન માણસજાત ઉપર પોતાનું રાજ્ય જમાવશે. એ સંકટમાંથી બચવા માટે પણ માણસે નાટકની — રૂપક નાટકોની — મદદ લેવી પડશે. સિનેમા અને ટેલિવિઝન એ બે વસ્તુઓ આજે તો બટુ વામનના આકારમાં આપણી આગળ ઊભી છે પણ વામનનો

જ્યારે ત્રિવિક્રમ થશે ત્યારે ખબર પડશે કે આ વસ્તુઓમાં કેટલી શક્તિ છે. આખરે એ શક્તિનો લાભ લઈ માણસજાત મુક્તિ મેળવશે. નાટકકલાનું પ્રયોજન ભલે રંજન જ રહ્યું હોય પણ એ કલાનું અવતારકાર્ય ત્યારે જ પૂર્ણપણે સમજાશે જ્યારે એ વાટે માનવજાતનો આત્મા મુક્તિ મેળવશે.

આજે આ ક્ષેત્રની અસ્પષ્ટ ઝાંખી જ થાય છે. ઘણા લોકો એના પર વિશ્વાસ રાખી ન શકે. ઉનાળાના તાપમાંથી પેદા થયેલો એ એક સ્વપ્નવિચાર છે એમ જ ઘણા માનશે પણ પ્રગતિની એ દિશા છે એમ ધ્યાનમાં આવતાં બહુ વાર લાગવાની નથી.

*

### અધ્યાપકોની જવાબદારી

મહારાષ્ટ્રની આજની રંગભૂમિ વિશે કશું જાણતો નથી. જોકે મારા મિત્ર પ્રો. બનહટ્ટી પાસેથી થોડુંઘણું સાંભળ્યું છે પણ એટલું હું જાણું છું કે મહારાષ્ટ્રની રંગભૂમિ જો ઉચ્ચ ભૂમિકા પર પહોંચી હોય તો પ્રારંભમાં એનું શ્રેય ફરગ્યુસન કૉલેજના અધ્યાપકો અને વિદ્યાર્થીઓને છે. એમણે સારાં નાટકો લખ્યાં એટલું જ નહીં પણ સારા સારા નટોને કેળવ્યા પણ ખરા. પ્રથમ નાટકનું રહસ્ય સમજાવે, સંભાષણની ખૂબીઓ સમજાવે અને પછી અભિનયની કેળવણી આપે, આમ એક વાર જે સરસ પાયો નંખાયો તેની અસર હજી સુધી વર્તાય છે અને મુંબઈમાં બ્રાહ્મણ સભાએ સંસ્કૃત નાટકો સુંદર રીતે ભજવીને નાટ્યકલાની જે સેવા કરી છે એ કોણ નથી જાણતું? જૂના વખતનું વચન છે 'वर्णानां ब्राह्मणो गुरु:' બ્રાહ્મણો ચારે વર્ણને ઉત્તમ રીતે કેળવે. આજના જમાનામાં એ જ વચન ફેરવીને કહી શકાય કે જીવનના દરેક ક્ષેત્રને ઉત્તમ રીતે ખેડવાની અને ખિલવવાની જવાબદારી અધ્યાપકોની છે. જો આજના નટો અધ્યાપકોનું દર્શન ન કરે, એમની પાસેથી કેળવણી ન મેળવે તો તેમની કલા સફળ થવાની નથી.

## ૧૮. નવલકથાનું વાતાવરણ

કોઈ પણ નવલકથાનું નિરીક્ષણ-પરીક્ષણ કરવા માટેની આવશ્યક પૂર્વતૈયારી મારી પાસે નથી. પણ આ ઊણપની પૂર્તિ નવા વાંચનારમાં જડી આવતી ભોળી ઉત્કંઠાએ સરસ રીતે કરી છે. વાર્તાની ચોપડી વાંચવા વિશે સાવ નાનપણમાં જે કુતૂહલ રહેતું તે હજી પણ કાયમ છે, પણ નિબંધ કરતાં નવલકથામાં વખત ઝાઝો જાય છે અને બદલામાં વળતર ઓછું મળે છે એ નથી ગમતું. કોઈ પણ પુસ્તક મને 'ખેંચી કાઢતાં' આવડતું નથી. તેવો પ્રયત્ન કરતાં વાચનનો કશો લાભ મળતો નથી.

પ્રથમ વાચન વખતે ટીકાદૃષ્ટિને સ્થાન આપવું નહીં, લેખક સાથે તદ્દન એકરૂપ થઈને તેની કલાને તદ્દન વશ થઈને વાંચવું એ મારી પદ્ધતિ છે, એ મારો સ્વભાવ જ છે. એટલે કોઈ પણ પુસ્તક વાંચતાં મને એમાંથી અધિકાધિક આનંદ મેળવતાં આવડે છે.

*

તે દિવસની નવલકથા વાંચતાં આ આનંદ વિરસ કરનારી એક વાત હતી તે ડગલે ને પગલે છૂટતો સિગારેટનો ધુમાડો. ગોલ્ડફ્લેક હો કે બીજી કોઈ ઈજિપ્શિયન સિગાર હો, મને એથી ગૂંગળામણ થાય છે. સાર્વજનિક જીવનમાં જેમને વિશે આદર છે એવી વ્યક્તિઓને ધૂમ્રપાન કરતી ઘણી વાર સહન કરી લેવી પડે છે, પણ પોતાની જ ઓરડીમાં એકાંતમાં બેસીને એકાદ નવલકથા વાંચતા હોઈએ ત્યારે એમાંથી પણ એ બલા જ્યારે પીછો છોડતી નથી ત્યારે ખૂબ કંટાળી જવાય છે.

આજકાલના ઘણા કથાલેખકોને, જે જે પાત્રો વિશે તેઓ સહાનુભૂતિ ઉત્પન્ન કરાવે છે તેને અમુક ફૅશનેબલ વ્યસનો હોવાનાં વર્ણનો કરીને એ વ્યસનો પરત્વે લોકોમાં સહનશીલતા, કૌતુક અથવા આકર્ષણ ઉત્પન્ન કરવાની ટેવ પડેલી દેખાય છે. ચા, કૉફી, ઓવલ્ટાઇન, સિગારેટ, પત્તાં વગેરે વસ્તુઓ વેચવા માટે કારખાને-દારોએ મોટી મોટી સિન્ડિકેટો કરી છે, એટલે કોઈ ખાસ કારખાનદારનું નામ ન આપતાં તે તે પદાર્થો વિશે લોકોના મનમાં રસ ઉત્પન્ન કરાય તોપણ કારખાન-દારોને બસ છે. આ જાણ્યા પછી ઘણી વાર મનમાં શંકા ઊઠે છે કે આ વાર્તા-લેખકોને, આમ એ વસ્તુઓ પ્રત્યે આકર્ષણ પેદા કરવા, સારુંસરખું કમિશન તો નહીં મળતું હોય? એ સિવાય પોતાની વાર્તાના વાતાવરણને આવું ધૂમ્રધૂસર કરવાથી તેમને બીજો શો ફાયદો થતો હશે? એ વ્યસનોને સમાજમાં કેટલું ખોટું મહત્ત્વ મળેલું છે તે કંઈ કોઈને કહેવું પડે તેવું નથી, પણ એના વર્ણન વિના કથાનકની વાસ્તવિકતા ઓછી થાય છે એમ માનવાનું કારણ નથી. પહેલાંના કલાકારો ઈરાદાપૂર્વક ખાણાપીણાના પ્રસંગોનાં વર્ણનો નહોતા કરતા. હવેના લેખક-વાચક આવાં વર્ણનોમાં રાચે છે. કદાચ 'મુક્તાત્મા'ઓને એ આવશ્યક હશે! રતિ-વિહાર, આલિંગન-ચુંબન, મિજબાનીઓ, નાસ્તા, ચાપાણી, ધૂમ્રપાન, મદિરાપાન— આ બધી બાબતો સાહિત્યિક વર્ણનોમાં આવ્યા પછી જાજરૂ જવું, લઘુશંકાએ જવું, એના જેવા આરામ આપનારા વિવિધ વર્ણ્યવિષયો કેમ ન થઈ શકે તે સમજાતું નથી. ઉપનિષદમાં ગાડા નીચે બેસીને ખરજવું ખંજવાળતા એક ઋષિનું વર્ણન આવ્યું છે; મહાભારતમાં ઉત્તર દિશાના ઘરમાં મહેમાન થઈને રહેલા એક ભોળા ઋષિનો સ્નાનાનંદ ખૂબ શ્રદ્ધાથી આલેખાયો છે. જો આપણા વાર્તાલેખકો અફીણ ખાવા લાગે તો તેઓ પણ શૌચાનંદની લિજ્જત કળી જઈને તેની ઉપર પણ લખવા બેસી જાય! એક અંગ્રેજી નવલકથામાં લડતા સિપાહીઓને ખુલ્લા મેદાનમાં શૌચ જવાનું મળતાં થતા શૌચાનંદનું વર્ણન છે; પણ ત્યાં એ યોગ્ય પણ છે.

પણ આગગાડી અને ટ્રામમાં જેમ તમાકુનો ધુમાડો પરાણે સહન કરવો પડે છે, તેમ વાર્તા વાંચતાં પણ એ ધુમાડો સહન કરવો પડે એ કેટલું દુર્ભાગ્ય!

*

શુદ્ધ કલાત્મક આનંદ અનુભવવાનાં સાધન ઇંદ્રિયો તે આંખ, કાન અને વાણી (કંઠ) તેમ જ તાલબદ્ધ હલનચલન અને વિશિષ્ટ પ્રકારના હાવભાવ—આમાં આનંદ અનુભવનારી ઇંદ્રિયો અને તેના વિષયો દૂર રહી શકે છે. અને તેથી જ તટસ્થપણે તેનો આસ્વાદ લઈ શકે છે. જ્યાં પ્રત્યક્ષ સ્પર્શ થયો ત્યાં નિર્ભેળ આનંદ હોઈ શકે નહીં. ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते। એ ગીતાના સૂત્રમાં ઉપલો સિદ્ધાંત જોવાને મન લલચાય છે, પણ તે જતો કરવો પડે છે. सुखं आत्यंतिकं यत्तद् बुद्धिग्राह्यं अतीन्द्रियम्। અહીં માત્ર આત્યંતિક સુખ એટલે કલાત્મક સુખ એવો અર્થ કરીએ તો ચાલે એમ લાગે છે. નાક, રસના (જીભ) અને ત્વચા એ પ્રધાનપણે ભોગેન્દ્રિયો છે. અહીં ઇંદ્રિયોનો વિષયો સાથે સ્થૂળ સ્પર્શ થાય છે અને તેથી એમાંથી ભોગવિલાસ અવતરે છે. કલાત્મક અને નિર્વિષય આનંદને આ સ્થિતિ અનુકૂળ નથી.

*

કેટલાક પાપભીરુ લોકો પાપી વાસના છોડી શકતા નથી, અને કોઈ પણ કારણે પ્રત્યક્ષ પાપનું સેવન એમનાથી થતું નથી. આવા લોક બહારથી અલિપ્ત રહી સર્વ પ્રકારના ભોગવિલાસનું માનસપૂજાની પેઠે સવિસ્તર માનસિક સેવન કરતા હોય છે.

પૃથક્કરણ-પ્રવીણ એવા આજકાલના માનસશાસ્ત્રીઓ કહે છે કે જે કોઈ વિષયોનું આવું માનસિક સેવન કર્યા કરે છે તે શારીરિક, માનસિક અને સામાજિક રોગ જ પેદા કરે છે. He who desires but acts not, breeds pestilence. આજકાલનું અમુક લલિત સાહિત્ય લોકોને વિષયસેવનની માનસિક આવૃત્તિ અખંડ ચાલુ રાખવાનું શિખવાડી, ઉપર કહ્યા પ્રમાણે ત્રિવિધ રોગો ઉત્પન્ન નથી કરતું શું? દારૂનો એક વાર સ્વાદ લાગ્યો એટલે એનું પ્રમાણ ઉત્તરોત્તર વધારવાનું હમેશાં મન થયા કરે છે, એમ કહે છે અને પછી આગળ જતાં દારૂના નશામાં હોવું એ જ સ્વાભાવિક સ્થિતિ થઈ પડતાં વિશેષ નશો ચઢાવવા સોમલ ખાવા, અફીણનાં ઇન્જેક્શન લેવાં કે સાપ કરડાવવા સુધી લોકો પહોંચી જાય છે.

સદભિરુચિ કોને કહેવી, વ્રીડા-શાલીનતા વગેરેનું કવચ કેટલું ટકવા દેવું, સંયમ-સંકોચ સામાજિક સ્વાસ્થ્યને માટે કેટલે અંશે ઉપયોગી છે વગેરે બાબતોમાં જૂનો આદર્શ ફગાવી દઈને સમાજને સ્વચ્છંદતા તરફ ઘસડી જવો એ આજકાલના વાર્તા-લેખકોને પોતાનો સ્વધર્મ અને યુગધર્મ લાગે છે? સ્ત્રીઓના કુમળા અને કૂણા અવયવોનાં વર્ણન કરવાં, સંયમ રૂપી ધૈર્યમેરુને હચમચાવી દે તેવા પ્રસંગનું રસના ઘૂંટડા ભરાવતું વર્ણન કરવું, નિર્બળતાનો શક્ય તેટલો બચાવ કરવો અને વિલાસિતાને અધિકાધિક સુંદર કરી દેખાડવી, to justify weakness and to

beautify passions, અને અંતે સદાચારના સર્વ નિયમો કઠોર છે, જુલ્મી છે એવું સિદ્ધ કરવા માટે કલ્પનાશક્તિ દોડાવી શકય તેટલા અપવાદો લોકોની સામે મૂકતા રહેવું એ આજકાલના કેટલાક કલાકારોનો જાણે સ્વધર્મ અને યુગધર્મ થઈ પડયો છે.

સામાજિક રૂઢિમાં વાંધાભર્યું અને કઠોર એવું ઘણું છે, તે દૂર કરીને, રૂઢિ બદલીને નીતિના નિયમ સુધારવા જોઈએ એ વિશે પણ શંકા નથી. આવા પ્રકારનો પ્રયત્ન સમાજસુધારકોએ કર્યો પણ છે; પણ જડવાદ અને શૂન્યવાદનો ધર્મ સ્વીકારીને અમે પીનલ કોડ અને વૈદ્યશાસ્ત્રથી બહારના કશાને માનતા નથી એવું કહેવાનો વખત આણવો એ કાંઈ કલ્યાણોપાસના નથી. પછી કોઈ જરૂર કહે કે કાયદાને પણ શા માટે માનવા? કોઈ કહે છે, પરસ્પર નિષ્ઠા એ જ સદાચાર; એને સાચવવા માટે જુલ્મી, ઢોંગી અથવા ભોળા સમાજને થોડોક છેતરીએ તોય શું? એથી આગળ જનારા લોક કહે છે કે કુદરતમાં જ્યાં સર્વત્ર કાપાકાપી ચાલુ છે ત્યાં ભ્રૂણહત્યા અથવા ખૂનથી આટલા ગભરાવું શાને? Supermanને કશાનો જ બાધ ન હોવો જોઈએ. એ તો ઇન્દ્રની પેઠે કોઈ પણ વસ્તુની પરવા વિનાનો હોવો જોઈએ!!

સદાચારમાં ભરતી અને ઓટ બંને હોય છે. પણ કલાને નામે, સ્વતંત્રતાને નામે અને અનિર્બંધનને નામે દુરાચારના આચાર્ય બનવાનું જીવનકાર્ય આ યુગના કેટલાક કલાકારોને જ મળ્યું લાગે છે.

બધા જ કલાકારો અને વાર્તાલેખકો આ આરોપને પાત્ર નથી. તત્ત્વત: સ્વચ્છંદતાનો સિદ્ધાંત સ્વીકારનારા લેખકો પણ ઓછેવત્તે અંશે મનની અને જનતાની શરમ રાખનારા હોય છે. પણ કેટલાક ઊગતા લેખકો પોતાની કારકિર્દીની શરૂઆતમાં સમાજ સહજે જીરવી શકે એવું જ અલ્પસ્વલ્પ બંડ ઉઠાવીને પ્રતિષ્ઠા મેળવે છે. અને પછી ધીમે ધીમે આટલે સુધી જવામાં શો વાંધો છે, એવો યુક્તિવાદ લડાવીને તેઓ એક એક ડગલું આગળ મૂકતા જાય છે, અને પછી કીર્તિ અને પ્રાપ્તિ વધે એટલે સંકોચ અને બીક સ્વાભાવિક રીતે જ દબાઈ જાય છે અને તે એક રાજકારણ સિવાય બાકીનાં સર્વ ક્ષેત્રોમાં સ્વાતંત્ર્ય વીર બનીને ઘૂમવા લાગે છે. બધાનું આમ બને છે એમ નહીં, પણ જ્યાંત્યાં વલણ આવું દેખાય છે. માત્ર હિંમત બધાને સરખી મળેલી નથી હોતી.

સાહિત્ય અને કલામાં આવું વાતાવરણ જામવાથી સમાજનો સદાચાર શિથિલ થાય છે એ ફરિયાદ જોકે સાચી અને મહત્ત્વની છે તોયે પણ એ ફરિયાદ અહીં ન કરતાં, એવા નીતિશૂન્ય વાતાવરણની કલાનો આદર્શ અને કલાની અનુભૂતિ બંને ક્ષીણ થાય છે એટલું જ મારે અહીં કહેવું છે.

૧૯૩૭

## ૧૯. અપ્રૌરુષેય પ્રવૃત્તિ*

માણસ જાતનું જીવન છીછરું થતું જાય છે કે ઊંડું એ કહેવું મુશ્કેલ છે પણ ચિંતનમાં તો માણસનું ઊંડાણ વધતું જાય છે એ વાત અનુભવસિદ્ધ છે.

માણસને જીવન જીવતાં અનેક અનુભવો થાય છે. એને સાધનો ઉપજાવવાં પડે છે. માણસ સાથે અને કુદરત સાથે એનો પરિચય વધે છે અને એ બધું જ્યારે ભાષામાં વ્યક્ત કરવાનું હોય છે ત્યારે એને નવા નવા શબ્દો પણ ઘડવા પડે છે; સાથે સાથે જૂના શબ્દો ઘસી ઘસીને પાસાદાર પણ બનાવવા પડે છે. માણસનું ચિંતન વધે, વિચાર-વિનિમય જરૂરી જણાય તેમ તેમ ભાષા ખેડાતી જાય છે. ગાયની જેમ સેવા કરીએ તેમ એનું દૂધ વધે છે અને સકસ થાય છે તે જ રીતે ભાષાનું પણ છે. તુલસીદાસ જેવો એક સમર્થ સાહિત્યસ્વામી ભાષાશક્તિને ક્યાંથી ક્યાં લઈ જાય છે.

દરેક ભાષાની શબ્દસંપત્તિ ઉપરથી એની સંસ્કારિતાનું માપ કાઢી શકાય. જંગલમાં વનેચરોની ભાષામાં માંડ એક હજાર શબ્દો હોય પણ આપણે સામાન્યપણે બોલવામાં પાંચ-છ હજાર શબ્દો ચલાવીએ છીએ, લેખકો બારેક હજાર શબ્દો વાપરે છે એમ મનાય છે, કેટલાક કવિઓ, નાટકકારો અને નવલકારો પચીસ પચીસ કે ત્રીસ ત્રીસ હજાર શબ્દો વાપરે છે. આપણી સંસ્કૃત ભાષાનો શબ્દભંડાર સમૃદ્ધ છે જ પણ નવા નવા શબ્દો તૈયાર કરવાની સંસ્કૃતની શક્તિ ગ્રીક, લૅટિન, અરબી કે પર્શિયન કરતાં પણ ચડી જાય.

લોકવ્યવહારમાં કે લેખનપ્રવૃત્તિમાં આપણે જે શબ્દો વાપરીએ છીએ તે એટલા બધા પ્રચલિત છે કે આપણા ધ્યાનમાં આવતું નથી કે એમાંનો એક એક શબ્દ કોક માણસે કોઈ વખતે ખાસ બનાવેલો હતો અને સાંભળનારને એ નવા શબ્દની નવલાઈ ચકિત કરી શકતી હતી.

આજે એ બધા શબ્દોના જનક કોણ હતા એ શોધવું અશક્ય છે. અને તેમ કરવાની જરૂર પણ શી? માણસ દુ:ખી થાય એટલે રડી પડે છે, ખુશ થાય એટલે હસવા માંડે છે એ જેમ સ્વાભાવિક વ્યાપાર છે તેમ જ ભીડ પેદા થાય એટલે માણસના મોઢામાંથી નવા નવા શબ્દો નીકળી પડે છે.

અને માણસને નવા નવા શબ્દો તૈયાર કરવાની હોશ પણ હોય છે. દરેક કૉલેજ-માં ઉચ્ચ અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓને ભણાવવાનું કામ પણ સોંપવામાં આવે છે. એવાને અંગ્રેજીમાં fellow કહે છે. વિદ્યાર્થી પણ ખરો અને અધ્યાપક પણ ખરો.

---

* 'કાલેલકર અધ્યયન ગ્રંથ' માટે શ્રી કાકાસાહેબે પોતાનાં લખાણોમાં યોજેલા પર્યાયોની તૈયાર કરવામાં આવેલી યાદી અંગે લખેલી નોંધ.

એટલે fellow માટે આપણો શબ્દ કયો એમ જ્યારે મને કોકે પૂછ્યું ત્યારે એકદમ બોલી જવાયું 'વિદ્યાપક,' પ્રથમ પ્રથમ એ શબ્દ વાપરતાં અડવું અડવું લાગતું, આગળ જતાં અમારા સંભાષણમાં એ શબ્દ રૂઢ થયો.

આશ્રમની શાળામાં અંગ્રેજી શબ્દો ન વાપરતાં દેશી શબ્દો ચલાવવાનો ગાંધીજીનો આગ્રહ અમને બધાને વળગ્યો. સાંજે રમતગમતમાં Out શબ્દ ઘણો વપરાતો. મહારાષ્ટ્રમાં એને ઠેકાણે 'માર્યો,' 'મરી ગયો' જેવા શબ્દો ચાલતા. એ અમને ગમ્યા નહીં એટલે અમે ચલાવ્યો 'બાદ'. એ જાતની શબ્દયોજના બધાને ગમી. પછી આવ્યો Tug of War. રસ્સીખેંચ એ તરજુમિયો શબ્દ કોને ગમે? બધાએ મારી પાસેથી એક મજાનો શબ્દ માગ્યો. મેં કહ્યું કાલે કહીશ. પછી વિદ્યાર્થીઓને ગજેન્દ્ર મોક્ષની વાર્તા કહી. મગરે હાથીનો પગ પકડ્યો હતો. મગર ખેંચે પાણી ભણી અને હાથી ખેંચે નક્કર જમીન ભણી. गजो ह्याकर्षते तीरं ग्राहश्चाकर्षते जलम् । ગજ અને ગ્રાહ વચ્ચે એક હજાર વરસ સુધી ખેંચાતાણી ચાલી. આમ વાર્તા કહેતાં કહેતાં ગજગ્રાહ શબ્દ અનેક વાર વપરાયો અને લોકોને મોઢે ચઢ્યો. આજે ગુજરાતીમાં એ શબ્દ બધે ચાલે છે. કોઈને ખબરે નહીં હોય કે આ શબ્દ પચાસ વરસ જેટલો પણ જૂનો નથી.

પછી વારો આવ્યો High Jump, Long Jumpનો. ભારતથી લંકા સુધી લાંબી ફલાંગ મારી હતી હનુમાને, એટલે Long Jump માટે અમે શબ્દ ચલાવ્યો— 'હનુમાન કૂદકો.' ત્યારે High Jump માટે પણ એવો જ એક શબ્દ હોવો જોઈએ.

મેં એક વાર્તા ચલાવી. રાવણ ઉપર વિજય પામી, સીતાને છોડાવી બધા નરવીરો અને વાનરવીરો અયોધ્યા પાછા આવ્યા, ત્યાં જનક રાજાએ એ બધા સૈનિકોને મોટું જમણ આપ્યું. વાનરસેનાને કાબૂમાં રાખવાનું સહેલું ન હતું. લક્ષ્મણે બધા વાંદરાઓને ભેગા કરી એક Orientation Course ચલાવ્યો, 'જુઓ, વાનરભાઈઓ! રામચંદ્ર જનક રાજાના જમાઈ કહેવાય. આપણે એમની સાથે જવાના, એટલે આપણે જમાઈ-પક્ષના; એટલે આપણે ચક ચક ચક વાતો કરીએ તે ઠીક નહીં. ભારેખમ મોઢું રાખી બેસીએ. વેવાઈઓ આપણને પીરસતા જાય અને આપણે ખાતા જઈએ એ રિવાજ અશિષ્ટ છે. બધાને પીરસી રહ્યા પછી હર હર મહાદેવ બોલે ત્યારે બધા એકસાથે જમવાનું શરૂ કરે...' લક્ષ્મણનું પ્રવચન ખૂબ ચાલ્યું. ત્યારે એક વૃદ્ધ વાંદરો બોલ્યો: 'તમે પ્રથમ બોલ્યા તે અમે ભૂલી ગયા અને પાછળથી બોલ્યા તે સમજાયું નહીં, એટલે વાંદરાને ફાવે તેવો રસ્તો શોધી કાઢો.' લક્ષ્મણે કહ્યું, 'હું તમારી પંક્તિને મોખરે બેસીશ. હું ઈશારો કરું તે પ્રમાણે તમારે ચાલવું.' બધા વાંદરાઓએ સંતોષ જાહેર કરી કહ્યું, 'આ રસ્તો સારો. સમજવાની કડાકૂટ નહીં, અનુકરણ સાથે કામ.'

બધા જમવા બેઠા. વાંદરાઓ લક્ષ્મણનું મોઢું જુએ. હાથના ઈશારાની રાહ જુએ, ભાત-દાળ ઉપર લીંબુ નિચોવવાનો રિવાજ બધે છે. દરેકની થાળીમાં કે

પતરાળા પર એક લીંબુનો આખો કકડો રાખેલો હોય છે. લક્ષ્મણે પોતાની થાળીમાંથી લીંબુનો કકડો લીધો. એમાં એકબે બિયાં હતાં. એણે કકડો છાલથી પકડી દબાવ્યો કે જેથી બિયાં નીચે પડી જાય.

તાજો રસાળ લીંબુનો કકડો દબાવતાં બીજ ઉપર ઊછળ્યું. પાસે બેઠેલા વાંદરાએ માન્યું કે આપણને કૂદવા માટે આ ઇશારો છે. છતાં એના મનમાં ખાતરી ન થઈ એટલે એ જરા સરખો કૂદીને બેસી ગયો. એનો પડોશી નિ:શંક હતો. લક્ષ્મણે બીજ ઉછાળ્યું અને સુગ્રીવ કૂદી પડ્યા, એટલે એ એથીય વધારે કૂદ્યો. બસ પછી પૂછવું જ શું? આખા મંડપમાં વાંદરાઓની કૂદમકૂદ ચાલી. જુવાન અંગદ એ બધા વાંદરાઓનો સેનાપતિ. એની તાકાત સૌથી વિશેષ. રાવણને પણ એણે હરાવ્યો હતો. અંગદ એવો તો જોરથી કૂદ્યો કે મંડપની છત ફાટી ગઈ, અને અંગદ આકાશમાં ઠીક ઠીક ઊંચે જઈ પાછો આવ્યો. ત્યારે કહો **High Jump** માટે 'અંગદ કૂદકો' બરાબર છે કે નહીં? આશ્રમના બાલવીરોએ તાળીઓ વગાડીને નહીં પરંતુ અંગદનું અનુકરણ કરી એ શબ્દનો સ્વીકાર કર્યો.

આમ શબ્દો નિર્માણ થવા લાગ્યા. આશ્રમનું વિદ્યામંદિર એટલે નવા નવા શબ્દોની ટંકશાળ. અને એ શબ્દોમાં પૌરાણિક ખૂબીઓ તો મળવાની જ.

ત્યાર પછી ગાંધીજીએ 'નવજીવન' અને 'યંગ ઇંડિયા' ચલાવ્યાં. 'નવજીવન'માં અંગ્રેજી લેખોનું ગુજરાતી કરવા અમે બધા બેસતા. મહાદેવભાઈ, નરહરિભાઈ, કિશોરલાલભાઈ, જુગતરામભાઈ, ચંદ્રશંકર શુકલ, સ્વામી આનંદ. અમે સાંજે ડાયરો જમાવીએ અને શબ્દોની ઝીણવટભરી ચર્ચા ચલાવીએ.

ધીરે ધીરે મારી ખ્યાતિ ફેલાઈ કે મારી ટંકશાળ જોઈએ એવા શબ્દો તૈયાર કરી આપે છે.

એટલામાં વિશ્વનાથ ભટ્ટે અંગ્રેજી શબ્દોની યાદી મોકલી અને એને માટે દેશી શબ્દો માગ્યા. મારી પાસે મરાઠી, થોડુંક હિંદી અને એથીયે થોડું બંગાળી એવા ત્રણ સ્રોતો હતા. સંસ્કૃત તો બધાની માતા, એટલે મેં એમને કેટલાયે શબ્દો મોકલ્યા. હરિહરભાઈએ ગણિતની પરિભાષા તૈયાર કરવાનું માથે લીધું. તેઓ મને પૂછે, '**Reflex Angle** માટે કયો શબ્દ? બે કાટખૂણા કરતાં જે મોટો કોણ તે **Reflex Angle**. મેં તરત કહ્યું, એ તો 'વિપરીત કોણ!' એક લાકડી વધારે પછી ફેરવીએ એટલે વિપરીત કોણ થઈ જાય છે. **Cross Multiplication** માટે વજ્રાભ્યાસ શબ્દ મેં ઉપજાવેલો નહીં પણ ગણિતના જૂના ગ્રંથોમાં જ મને જડેલો હતો.

આમ કેટલાક શબ્દો મેં ઉપજાવ્યા, કેટલાક જૂના ગ્રંથોના કબરસ્તાનમાંથી [illegible] કર્યા; કેટલાક પડોશી ભાષામાંથી આણ્યા અને વાપર્યા; આમાંથી આજે હું કહી ન શકું કે એમાંના મારા કેટલા અને ઉછીના લીધેલા કેટલા. પણ એની જરૂર પણ શી? અમુક શબ્દો મેં રૂઢ કર્યા એટલું જ બહુ બહુ તો કહેવાય. પણ એ કંઈ એકના પુરુષાર્થનું કામ નથી. શબ્દ ત્યારે જ રૂઢ થાય જ્યારે દશપચાસ

લોકોને એ ગમે અને બધા સફાઈથી એ વાપરતા થાય. હું તો એટલે સુધી કહીશ કે જ્યાં સુધી અમુક શબ્દ અમુક માણસે ચલાવેલો એવો ઈતિહાસ લોકો યાદ રાખે છે ત્યાં સુધી એ શબ્દ પૂરતો રૂઢ થયો જ નથી. શબ્દ રૂઢ થયો ત્યારે જ કહેવાય જ્યારે લોકોને એમ જ લાગે કે આ શબ્દ આપણી ભાષામાં પરાપૂર્વથી ચાલતો આવેલો છે. જેનો કર્તા જડયો તે પૌરુષેય થયો અને શબ્દબ્રહ્મ તો અપૌરુષેય જ હોય.

એટલે જ્યારે રમણલાલ જોશીએ મારા સાહિત્યમાંથી મારા વાપરેલા કે રૂઢ કરેલા અથવા ઉપજાવેલા શબ્દોની યાદી કરી મારા પર મોકલી ત્યારે હું મૂંઝવણમાં પડયો. શું શબ્દો પાછળ પણ કર્તૃત્વ હોય છે? શબ્દસૃષ્ટિ સ્વયંભૂ હોય છે. જેમ વેદમંત્રના ઋષિઓને મંત્રદ્રષ્ટા કહે છે એમ જ શબ્દોનું પણ હોવું જોઈએ. શબ્દોનો 'જનક' એ જ અર્થમાં જે અર્થમાં જનક રાજા સીતાના પિતા ગણાયા. સીતા માતા જનક રાજાની યજ્ઞભૂમિમાં જડેલી. અયોનિસંભવ શબ્દોનું પણ એમ જ છે. એટલે અહીં રજૂ થયેલી યાદીના શબ્દો જોઈને, તપાસીને અને સુધારીને હું કહી શકીશ: 'इदम् न मम.'

૨

હમણાં હમણાં એક શબ્દે મને ઠીક ઠીક મૂંઝવણમાં નાખ્યો. અથવા એમ કહું કે એથી હું શરમાયો.

મારા મિત્ર શ્રી લાડને કારણે National Physical Laboratoryના અધ્યક્ષ ડૉ. કૃષ્ણન સાથે પરિચય થયો. પહેલી જ મુલાકાતે મેં જોયું કે સંસ્કૃતના એ રસિયા છે. તત્ત્વજ્ઞાન અને કાવ્ય બંનેમાં સરખો જ રસ ધરાવે છે. પછી જ્યારે જ્યારે અમે મળતા ત્યારે ત્યારે અમારી વચ્ચે સંસ્કૃતની જ વાતો ચાલે.

એક દિવસ એમનો ફોન આવ્યો (Phoneને અમે સુનબોલી કહીએ છીએ). એમણે કહ્યું Atomic Research માટે ટ્રૉમ્બેમાં એક પ્રયોગશાળા ખોલી છે એમાંના એક નવા યંત્ર માટે દેશી નામ બનાવવું છે અને મારે એ તરત ડૉ. ભાભા પાસે મોકલવું છે. મેં એમને એ યંત્રના સ્વરૂપ વિશે વિગતે પૂછયું. એમણે કહ્યું કે એ યંત્ર પાણીમાં લટકતું હોય છે અને એ સ્થિતિમાં જ ફરે છે. બધી વીગતો જાણી લીધા પછી મેં કહ્યું કે જે યંત્ર પાણીમાં તરે છે, ફરે છે અને સરે છે એને 'અપ્સરા' કહી દો એટલે પત્યું. ડૉ. કૃષ્ણન ખૂબ રાજી થયા. મેં કહ્યું, હજીયે વિચાર કરી કાલે એકબે નામો કહીશ. એમણે કહ્યું, એટલો વખત પણ નથી અને જરૂર પણ નથી. 'અપ્સરા' નામ સારું છે.

આમ આપણા લોકોએ ઉપજાવી કાઢેલા એક યંત્ર માટે એક સુંદર શબ્દ સુનબોલી દ્વારા જન્મ પામ્યો.

આ પ્રસંગ એટલો મજાનો હતો કે મેં એક જુવાન ભાઈ આગળ એની વાત કરી. એને પણ મજા પડી. થોડા વખત પછી છાપામાં આવ્યું કે પંડિત જવાહરલાલે

ટ્રૉમ્બેમાં અપ્સરાનું ઉદ્‌ઘાટન કર્યું. ડૉ. ભાભાએ કહ્યું કે આપણા સંસ્કૃતના રસિયા વિજ્ઞાનશાસ્ત્રીઓ ડૉ. કૃષ્ણને સુંદર નામ આપ્યું છે. અપ્સરા એટલે Water Nymph. છાપામાં આ વાંચ્યું અને અમારા જુવાન ભાઈ કહેવા લાગ્યા: કાકાસાહેબ, તમારું શ્રેય બીજા લઈ જાય એ અમે કેમ સહન કરીએ? મેં કહ્યું, યંત્રનું વર્ણન ડૉ. કૃષ્ણને કર્યું. મેં એક ફંગોળિયા ઘા તરીકે નામ સૂચવ્યું. એ એમણે સ્વીકાર્યું એટલે શ્રેય તો એમને જ છે. પણ એમાં શું? એક સરસ નામ ચાલતું થયું એનો આપણને આનંદ થવો જોઈએ: कृपणाः श्रेयहेतवः।'

બીજે જ દિવસે ડૉ. કૃષ્ણનનો સુનબોલ આવ્યો કે 'એ શબ્દનું જનકત્વ મારું એમ તો મેં કહ્યું જ ન હતું. મેં શબ્દ મોકલ્યો અને ડૉ. ભાભાએ માની લીધું કે એ મારી ઇજાદ છે.'

મેં એમને કહ્યું: 'એ જ બરાબર છે. એ તમારી જ ઇજાદ છે. તમે સંસ્કૃત કોશનાં પાનાં ફેરવી એક શબ્દ પસંદ કર્યો તેથી એ શબ્દનું જનકત્વ એ શબ્દકોશનું ગણાય? મેં તો તમારે માટે એક શબ્દકોશનું જ કામ કર્યું.' આટલાથી ડૉક્ટર સાહેબને સંતોષ ન થયો. થોડા જ દિવસોમાં સંસ્કૃતના બે સ્તોત્રગ્રંથ આપવાને બહાને મને મળવા આવ્યા અને કહેવા લાગ્યા: 'હું મૉસ્કો જવા ઊપડું છું.' ફરી એમણે અપ્સરાની વાત છેડી અને એ શબ્દનું જનકત્વ પોતાનું ગણાયું એ માટે અફસોસ જાહેર કર્યો. મેં ફરી એમને કહ્યું કે એ વાત જ બરાબર છે.

પણ અમારા જુવાન ભાઈને શ્રેયની વાત ખટકતી જ રહી. એમણે 'ટાઇમ્સ ઑફ ઇંડિયા'ના ઍડિટરને લખ્યું હશે. એમનો એક પ્રતિનિધિ મને મુંબઈ મળ્યો. અને એમણે અપ્સરા-પુરાણ છેડ્યું. મેં મારી દૃષ્ટિ એમને સમજાવી અને કહ્યું કે આવી વસ્તુને કશું જ મહત્ત્વ નથી. દુનિયાના મોટા મોટા આધ્યાત્મિક સિદ્ધાંતોની જેમણે શોધ કરી તેમનાં નામે આપણે જાણતા નથી એટલે એ વસ્તુ પડતી મૂકવામાં જ શ્રેય છે. પણ છાપાવાળાઓને રસપ્રદ જે મળે તે જોઈએ જ. એમણે મારી મૂંઝવણ અને મારી દૃષ્ટિ સાથે એ આખી વસ્તુ છાપે ચડાવી. નામ માટેની કેટલી બધી આ છીછરી ઘેલછા!

મેં યોજેલા શબ્દોની યાદી ભલે છપાય. એ બહાને એ શબ્દો તરફ લેખકોનું અને વાચકોનું ધ્યાન જશે. પણ આ શ્રેયની વાત કાઢી જ નાખવી જોઈએ. અભણ લોકોમાં શબ્દ ઘડવાની શક્તિ વિદ્વાનો કરતાં વધારે હોય છે તેથી જ તો Wireless માટે 'બેતાર ઘર' જેવો શબ્દ ચાલ્યો. સખત બૂટમાં પગ ઉતારવા માટે જે પિત્તળનો કે શિંગડાનો કકડો વાપરવામાં આવે છે તેને અંગ્રેજીમાં Shoe Horn કહેવામાં આવે છે. એક નાના બાળકે તેને 'બૂટનો ચમચો' કહ્યો. કેવો ચોટડૂક શબ્દ! શબ્દો બને છે એ જ વાત સાચી. કોઈ માને કે હું બનાવું છું, તો તે મિથ્યાભિમાન છે.

૧૧–૯–'૬૧

## ૨૦. કલકત્તા સાહિત્ય પરિષદમાં : પશ્ચાદ્દર્શન, પુરોદર્શન...

આ વખતે કલકત્તા આવતાં મને ઘણો આનંદ થાય છે. અહીંના અનેક મિત્રોને અને સાહિત્યસેવીઓને મળવાનો આનંદ તો છે જ; પણ ખાસ તો શ્રી વિષ્ણુભાઈને ગુજરાત સાહિત્ય પરિષદના અધ્યક્ષસ્થાને બેઠેલા જોઈ શકું છું એનો આનંદ છે. ખરું જોતાં બે વરસ પહેલાં અમદાવાદમાં જ આપણે એમને આ સ્થાન આપવું જોઈતું હતું પણ એમણે અને બધાએ એ જવાબદારી મારે માથે નાખવાની સંતલસ કરી અને એમાં એ ફાવ્યા. પરિષદનું અધ્યક્ષસ્થાન હું કોઈ કાળે નહીં સ્વીકારું એમ મેં પહેલાં બે વાર જાહેર કર્યું હતું છતાં મેં એ સ્વીકાર્યું. કેમ સ્વીકાર્યું એનાં કારણોમાં અહીં નહીં ઊતરું. તે વખતે પણ મને લાગતું હતું જ કે વિષ્ણુભાઈનો જ એ અધિકાર છે. એક રીતે સારું થયું કે સુદૂર કલકત્તામાં આપણે એમને અધ્યક્ષસ્થાને જોઈએ છીએ.

એક વખતે આપણે ગુજરાત બહાર કરાંચી ગયા હતા. તે વખતે શ્રી મુનશી અધ્યક્ષ હતા.

"જ્યાં જ્યાં વસે એક ગુજરાતી,
ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત"

—એ અસ્મિતા તે વખતે આપણા મનમાં પ્રમુખ હતી. કરાંચીમાં આપણે ઘણું સારું કામ કર્યું. પણ સિંધી ભાષાના સાહિત્યકારો સાથે આપણે વિશેષ સંપર્ક ન સાધ્યો. આપણા કરસનદાસ માણેકે સિંધી જીવન અને સાહિત્યનો સારો સરખો પરિચય કરાવ્યો, એટલું જ.

અહીં કલકત્તામાં આપણે બંગાળી ભાષાના અને હિંદીના પણ સાહિત્ય-સ્વામીઓને અને લોકનેતાઓને મળીએ છીએ. સ્વરાજના વાતાવરણમાં એ જ શોભે.

શ્રી વિષ્ણુભાઈની સાહિત્ય-સેવા સતત છે, ઉજ્જ્વળ છે અને અનેરી પણ છે. એમના વિવેચનસાહિત્યમાં પણ સર્જનનાં તત્ત્વો છૂપાં રહેતાં નથી. એમનામાં ગુજરાતી પ્રત્યે વિજયરાયના જેવાં ઉત્સાહ અને ભક્તિ છે અને આનંદશંકર-ભાઈની વિદ્વાનોચિત પીઢ તટસ્થતા છે. મારી પરિભાષામાં કહું તો એમનું સાહિત્ય આત્મનેપદી પણ છે અને પરસ્મૈપદી પણ છે. એનું મુખ્ય કારણ શ્રી વિષ્ણુભાઈ જેટલા સાહિત્યપ્રેમી છે તેટલા જ સમાજપ્રેમી, માનવપ્રેમી પણ છે. સાહિત્ય-સેવા કે સાહિત્ય-ચિંતન એમને મન બૌદ્ધિક વિલાસ નથી પણ શારદાની ભક્તિ અને ઉપાસના છે; ઉપાસના અને ભક્તિ છે.

મારે મન એનું મુખ્ય કારણ એ છે કે વિષ્ણુભાઈ સ્વભાવે અને સંસ્કારે અધ્યાપનપરાયણ કેળવણીકાર છે. સાહિત્યસેવી કેવળ લોકરંજક થઈ શકે. કેળવણીકાર તો સમાજનો સેવક પણ છે અને સંસ્કારનેતા પણ હોય છે. એનું

ચિંતન બેજવાબદાર નથી હોતું. મોહવશ કે કલ્પનાવશ ગમે તેવા સાહિત્યવિલાસ અને ચિંતનનાં નખરાં ન જ કરી શકે.

મેં જોયું કે સુરતમાં જ્યારે ષષ્ટિપૂર્તિ પરત્વે એમને એક અભિનંદનગ્રંથ અર્પણ કરવા અમે ભેગા થયા ત્યારે જવાબમાં એમણે સાહિત્ય કરતાં વ્યાપક કેળવણીની ચર્ચા કરી. પ્રજાહિતચિંતક-કેળવણીકાર અને અભિજાત સાહિત્યસ્વામી બંને એમનામાં એકત્ર થયા છે. આપણા જમાનાના બધા જ સાહિત્યસ્વામીઓની બાબતમાં થાય છે તેમ વિષ્ણુભાઈના સાહિત્ય-ઘડતરમાં સંસ્કૃત, ગુજરાતી અને અંગ્રેજી એવા ત્રણેય સાહિત્યનો પ્રોત્સાહક અને પાવનકારી ત્રિવેણી-સંગમ થયો હતો. એમાંય વિષ્ણુભાઈની વિશેષતા એમાં છે કે એમણે ગુજરાતી ભાષાની ગદ્ય-શૈલીની ખૂબીઓ અને એના સામર્થ્યનો ઊંડાણમાં ઊતરી વિચાર કર્યો છે. હવે આપણે એમની પરિણતપ્રજ્ઞ કલમમાંથી ગદ્યશૈલીના ચમત્કાર વિશે એક સાંગોપાગ વિવેચન-ગ્રંથની અપેક્ષા રાખીએ.

આપણે ત્યાં ધર્મપ્રચારકોએ અને સંતોએ તેમ જ પ્રાચીન કવિઓએ એક તળપદી ગદ્યશૈલી અને ગદ્ય જેટલી સરળ પદ્યશૈલી ખીલવી ત્યાર પછી અંગ્રેજો-ના જમાનાના પ્રારંભમાં કેળવણીખાતું સ્થપાયું અને સાક્ષર યુગનો વિકાસ થયો; અને ગુજરાતીને ગદ્યસાહિત્યની સમૃદ્ધિ મળી. એ સાક્ષરકાળમાં **Think in English and coin your words from Sanskrit** — એ જાતનો પ્રારંભ થયો પણ કોઈ પણ સાહિત્ય જીવનથી અળગું થઈ જ ન શકે એટલે આપણી ગદ્યશૈલી આપણા જીવનનું પ્રતિબિંબ પાડી શકી. ત્યાર પછી સાહિત્યક્ષેત્રમાં નમ્રપણે પણ પ્રભાવી રીતે પ્રવેશ કર્યો ગાંધીજીએ. એ ગાંધીયુગનું સાહિત્ય સત્ય જેટલું સીધું, અહિંસા જેટલું કુમળું અને સ્વાતંત્ર્યની ઉપાસના જેટલું તેજસ્વી હતું. સાક્ષરયુગમાં આપણા-માં પશ્ચિમ પ્રત્યે શિષ્યભાવ અને અનુકરણવૃત્તિ હતાં. ગાંધીયુગમાં જીવનનિષ્ઠા અને આદર્શનિષ્ઠા વિશેષ રીતે ખીલ્યાં.

હું માનું છું કે ભારતને સ્વતંત્ર દુનિયાના દરબારમાં ગૌરવનું સ્થાન મળ્યા પછી આપણે ત્યાં આંતરરાષ્ટ્રીય દૃષ્ટિ દાખલ થઈ છે અને એ નવી હોવાથી ફરી વાર અનુકરણવૃત્તિ અને શિષ્યભાવ પ્રકટ થવા લાગ્યાં છે. છતાં મારી ખાતરી છે કે આપણને અનુભવ થતાં વાર નથી લાગવાની કે અનુકરણ એ એક જાતનું મરણ જ છે. શિષ્યભાવે પરાયા અનુભવો અને પરાયા ચિંતનનો પરિચય જરૂર મેળવીશું; પણ આપણો વેપાર આપણા અનુભવની મૂડી ઉપર જ ચાલવો જોઈએ. માનવતાવ્યાપી આદર્શ પણ આપણી અનુભૂતિમાંથી ખીલેલા હોવા જોઈએ. સાહિત્ય હમેશાં જીવનનિષ્ઠ અને જીવન ચિંતનનિષ્ઠ રહે તો આપણે ગમે તેવા પ્રયોગો કરીએ તોય આપણે છીછરા કે ઉછીનિયા થવાના નથી. ઊલટું, હું માનું છું કે અત્યાર સુધી આપણે જે ઉજળિયાત ગુજરાતી ખીલવી તેની મર્યાદાઓ ઓળંગી પ્રજાના સમગ્ર જીવનનું ચિંતન કરીશું અને એમાંથી પ્રજાસેવક સંતપરંપરાની પણ વ્યાપક અને સમૃદ્ધ અનુભૂતિવાળી નવી ગુજરાતી ખીલવીશું. ભાષાની આ બધી પરંપરાગત વિસૃષ્ટિનું વિવેચન આપણને વિષ્ણુભાઈ જ આપી શકે.

આપ સૌ જાણો છો કે મહારાષ્ટ્ર અને ગુજરાત એક રાજ્ય થઈને રહે એમ હું પહેલેથી ઇચ્છતો હતો. એને માટે હું ઝંખતો પણ હતો. મારે માટે એ કેટલું સ્વાભાવિક હતું એ આપ સૌ સમજી શકશો. પણ ગુજરાતનું નોખું રાજ્ય થતાં-વેંત લોકોમાં જે નવો ઉલ્લાસ મેં જોયો તે પરથી લાગે છે કે ગુજરાતનું અલગ રાજ્ય થયું એ કાંઈ ખોટું નથી થયું.

હવે આપણે કેવળ પડોશના જ નહીં પણ સમસ્ત ભારતનાં બધાં રાજ્યો સાથે ઓતપ્રોત થવાનો પ્રયત્ન કરવો જોઈએ. શ્રી ઉમાશંકરની ભાષામાં કહું તો 'હું ગુર્જર ભારતવાસી' એ ભાવના આપણે ઝપાટાભેર આત્મસાત્ કરવી જોઈએ.

આપણે સિંધમાં જઈને વસ્યા હતા. કરાંચી એ ગુજરાતી શહેર છે એમ અનેક લોકો કહેતા હતા. પણ આપણે ત્યાં સિંધી ભાષા શીખ્યા નહીં. સિંધના હિંદુ-મુસલમાનના સમાજના જીવનમાં ઓતપ્રોત થયા નહીં. ત્યાં આપણાં મૂળિયાં સાંસ્કૃતિક જીવનમાં ઊંડે સુધી ઊતર્યાં નહીં. પરિણામે સિંધી હિંદુની પેઠે આપણને પણ એ પ્રદેશ છોડવો પડયો. સમાજશાસ્ત્રીય રાષ્ટ્રીય દૃષ્ટિ અને સાંસ્કૃતિક શક્તિ આપણે કેળવી હોત તો સ્વતંત્ર ભારતનો ઇતિહાસ બીજી જ રીતે ઘડાયો હોત. હવે તો જાગ્યા ત્યાંથી સવાર.

મેં ઉપર સંસ્કૃત, ગુજરાતી, અંગ્રેજીની ત્રિવેણીગંગાની વાત કરી. હવે ભારતમાતાનો આદેશ છે કે આપણે હમેશાં ત્રિવેણીમાં નહીં પણ પંચગંગામાં નાહીએ. સંસ્કૃત, ગુજરાતી અને અંગ્રેજી ઉપરાંત રાષ્ટ્રીય શૈલીની હિંદી અને જ્યાં વસતા હોઈએ ત્યાંની સ્થાનિક ભાષા (સ્થાનિક રાષ્ટ્રભાષા જોઈએ તો કહો)—એવી બે ભાષાઓ સાથે પરિચય કેળવવો રહ્યો.

કાકાસાહેબ મહારાષ્ટ્રી હોવા છતાં ગુજરાતી સરસ લખે છે એ જાતની કદર કરનાર સમાજે પ્રયત્નપૂર્વક ગુજરાતી હોવા છતાં બંગાળી સરસ બોલતાં-લખતાં થવું જોઈએ એમ કહું તો તે વધારે પડતું ન ગણાય. કેટલું સારું થયું છે કે કલકત્તામાં ભરાયેલી ગુજરાતી સાહિત્ય પરિષદમાં આપ સહુએ બંગાળી સાક્ષરો અને લોકનેતાઓને આમંત્રણ આપ્યું છે અને હિંદી સાક્ષરોને પણ આપ ભૂલ્યા નથી. આખરે હુબળી—ગંગાને કિનારે આપણું પ્રથમ પંચગંગાસ્નાન થયું ખરું.

ગુજરાતી સાહિત્ય પરિષદના સંચાલકોને સૂચવવાનું મન થાય છે કે કોક દિવસે આપણે આપણી પરિષદ સમુદ્ર ઓળંગીને નાઈરોબી, કંપાલા કે દારેસલામ-માં લઈ જવી જોઈએ. પણ તેમ કરતાં પહેલાં બેચાર સાક્ષરોએ ત્યાંની સ્વાહિલી ભાષામાં બોલવાની તૈયારી કરવી જોઈએ. હું જાણું છું કે ત્યાં કેટલાક એવા ભાઈઓ છે. એક ભાઈ તો સ્વાહિલી ભાષામાં નિયતકાલિક દ્વારા આજે પણ ગર્જના કરી રહ્યા છે.

છેલ્લાં બે વરસનું સિંહાવલોકન કરતાં બે વસ્તુ તરફ મારું ધ્યાન જાય છે—એક તો મોડાસાનું યાદગાર જ્ઞાનસત્ર અને બીજું પરિષદ તરફથી શરૂ થયેલી

આ પરીક્ષાઓ દ્વારા ગુજરાતી સાહિત્યનું ક્રમસરનું અને રીતસરનું અધ્યયન સમાજમાં ફેલાશે. જે લખાણ વિશે આપણા મનમાં આદર છે તે લખાણ ગામડાંની પ્રજા સુધી પહોંચી જશે અને સાહિત્ય મારફતે જે પ્રાણશક્તિ જાગ્રત થાય છે તેના પ્રસાદથી આપણો પુરુષાર્થ અને આપણી સંસ્કારિતા બંને નવો ઉચ્ચાંક પ્રાપ્ત કરશે. મારી ખાતરી છે કે વિષ્ણુભાઈ જેવા સાક્ષર અને પ્રજાસેવક કેળવણી-કારની અમીદૃષ્ટિમાં પરીક્ષાની પ્રવૃત્તિ ગુજરાતમાં અને બૃહદ્ ગુજરાતમાં સરખી રીતે ફેલાશે.

અને જ્યારે પરીક્ષાકેન્દ્રો વ્યવસ્થિત થશે અને એમની સંખ્યા વધશે ત્યારે આપણી સંગઠનશક્તિ કેળવણીખાતા કરતાં પણ વધારે પાવરધી થઈ હશે અને એ સંગઠન દ્વારા આપણે પ્રજાકીય પુરુષાર્થના પ્રતીક તરીકે એક સહકારી પ્રકાશન-સંસ્થા સ્થાપન કરી શકીશું.

પ્રજાકીય પુરુષાર્થનો મારો વિચાર જરા સ્પષ્ટ કરી દઉં. આજે સરકાર તરફથી અને છાપાંઓ તરફથી પણ પ્રાઈવેટ સેક્ટર અને પબ્લિક સેક્ટરની વાતો ચાલે છે. મને એવા બે વિભાગ માન્ય નથી. હું ત્રણ વિભાગમાં માનું છું. પ્રાઈવેટ સેક્ટર, સ્ટેટ સેક્ટર અને પબ્લિક સેક્ટર. પ્રાઈવેટ સેક્ટરનો એટલે કે ખાનગી પ્રકાશનપ્રવૃત્તિનો આપણને અનુભવ છે. એ પ્રવૃત્તિએ અત્યાર સુધી કરેલી સેવાનો કૃતજ્ઞતાપૂર્વક સ્વીકાર કર્યે જ છૂટકો. સ્ટેટ સેક્ટરમાં સરકારોએ હમણાં જ પ્રકાશન-પ્રવૃત્તિ શરૂ કરી છે. એની ઊણપો અને મર્યાદાઓ અત્યારથી જણાવા લાગી છે. એટલે આપણે હવે ખાનગી પ્રવૃત્તિ અને સરકારી ખાતા દ્વારા અથવા સરકારી સંસ્થાઓ દ્વારા શરૂ થયેલી પ્રકાશનપ્રવૃત્તિથી અલગ અને સ્વતંત્ર એવી સહકારી ઢબની પ્રકાશનપ્રવૃત્તિનો પ્રારંભ કરવો જોઈએ.

આપણાં પરીક્ષા કેન્દ્રો આપણા પ્રચારકો દ્વારા સ્થપાતાં અથવા સમાજે ચલા-વેલાં પુસ્તકાલયોની મદદથી આપણે દસ દસ હજાર નકલોની એક એક આવૃત્તિ-વાળા ગ્રંથો બહાર પાડી શકીશું અને તે સસ્તામાં આપી શકીશું. આદર્શ અને વિદ્વત્તાપૂર્ણ સંપાદન, સુરુચિપૂર્ણ પ્રકાશન અને પ્રજાસુલભ સસ્તું વિતરણ ત્રણેયમાં આપણે સફળ થઈ શકીશું. ત્યાર પછી ખાનગી પ્રકાશન સંસ્થાઓ પણ આપણી સાથે સહકાર કરશે અને સિદ્ધહસ્ત તેમ જ ઉદીયમાન લેખકો માટે આપણી સહ-કારી પ્રવૃત્તિ આશીર્વાદરૂપ નીવડશે. વેપાર અને ઉદ્યોગની પ્રવૃત્તિમાં પ્રવીણ એવા કલકત્તા શહેરમાં આવી પ્રવૃત્તિ શરૂ કરવાનો સંકલ્પ કર્યો હોય તો તે ત્રિવેદી જેવા સાહિત્યનપસ્વી બ્રાહ્મણના આશીર્વાદથી ફૂલશે-ફાલશે અને બધી રીતે સફળ થશે. આપણા વિષ્ણુભાઈ આવા નવી ઢબના વ્યાપક સાહિત્ય-યજ્ઞના અધ્વર્યુ બને એ જાતની પ્રાર્થના સાથે આપણે પ્રારંભ કરીશું.

# ૨૧. સાહિત્યમાં સાર્વભૌમ નવજીવન*

રાષ્ટ્રીય ઉત્કર્ષ અને વિકાસ માટે હવે પછીનું આપણું ચિંતન કઈ દિશામાં વધવું જોઈએ એની એક આછી રૂપરેખા મેં ગઈ કાલે રજૂ કરી; આજે એ દિશામાં આપણા સાહિત્યની અભિવૃદ્ધિ કેમ સધાય અને એને માટે ગુજરાતી અને ભારતની અન્ય ભાષાઓ ખેડવાની શી નીતિ હોઈ શકે એને વિશે થોડી વિચારણા કરવી છે. સમર્થ, વ્યાપક અને ઊંડા ચિંતન વગર જેમ સાહિત્ય ખીલતું નથી તેમ જ યોજનાબદ્ધ સાહિત્યવિકાસ વગર તે તે જમાનાનું ચિંતન પણ જોર પકડતું નથી. આ અન્યોન્ય આશ્રય જાણીને આપણે સાહિત્યવિકાસની યોજના ઘડવી ઘટે છે.

જેમ દરેક નાગરિકને અને ખાસ કરીને રાજ્યકર્તાઓને પોતાના દેશનો ઊંડો પરિચય હોવો જરૂરનો છે અને એટલા માટે ભૂગોળવિદ્યાનો અનેકવિધ તેમ જ સરસમાં સરસ વિકાસ થવો ઘટે છે તેમ જ સાહિત્યના ખેડાણ માટે અને નવ-નિર્માણ માટે આપણી પાસે સાહિત્યનાં જુદાં જુદાં ક્ષેત્રોની અદ્યતન સાહિત્યિક ભૂગોળ હોવી જોઈએ. જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં જ્ઞાનની ઉપાસના કેટલે દરજ્જે થઈ છે, એક એક ક્ષેત્ર પરત્વે આપણી ભાષામાં કેટલું, કેવા પ્રકારનું અને કેટલા સામર્થ્યનું સાહિત્ય ઉપલબ્ધ છે એનો શાસ્ત્રીય ઢબે તૈયાર કરેલો અહેવાલ આપણી પાસે હોવો જોઈએ. અનેક પીઢ વિદ્વાનોએ પૂરી મહેનતથી એ તૈયાર કરવો જોઈએ.

ભાષાનાં શબ્દકોશો, વ્યાકરણો, શબ્દમીમાંસા, અર્થવિકાસની ચર્ચા અને ભાષાનો ઈતિહાસ આદિ પ્રાથમિક અને પાયાના ગ્રંથોથી માંડીને દેશપરિચય, લોકપરિચય અને સંસ્કૃતિપરિચય કરાવતું સાહિત્ય કયું કયું છે અને તે કેટલે દરજ્જે ઉપયોગી છે એ વિશેનો અહેવાલ તૈયાર કરાવવો જોઈએ.

આપણી ભાષા, આપણી સંસ્કૃતિ અને આપણું સાહિત્ય ત્રણેનાં મૂળિયાં જેમ આપણને સ્થાનિક લોકજીવનમાં જડે છે તેમ જ, અને વિશેષ રૂપે, સંસ્કૃત ભાષામાં અને એના સાહિત્યમાં એ મૂળિયાં (અને ભાષાવૃક્ષની વડવાઈઓ પણ) આપણને મળે છે. કોઈક કોઈક વાર અસલી મૂળિયાં કરતાં પછીની વડવાઈઓ જ વધારે મહત્ત્વની નીવડે છે. (જ્યારે જ્યારે હું સંસ્કૃત ભાષા, વિદ્યા કે સાહિત્યનો ઉલ્લેખ કરું છું, ત્યારે ત્યારે એમાં વૈદિક ભાષા તેમ જ પાલિ અને અર્ધમાગધી જેવી પ્રાકૃત ભાષાનો અંતર્ભાવ કરું જ છું. હવે પછી આપણે કેવળ પાણિનીય સંસ્કૃત અને એના સાહિત્યનો વિચાર કરીએ એ નહીં ચાલે. સંસ્કૃતનો એકમ એકાંગી બનાવીએ તો આપણો વિકાસ પણ પાંગળો થશે.)

---

* તા. ૩૦ એપ્રિલ ૧૯૬૧ના રોજ ગુજરાત વિદ્યાસભાના આશ્રયે આપેલું 'શ્રી વિદ્યાબહેન સ્મારક વ્યાખ્યાન'. (બીજું વ્યાખ્યાન.)

માટે સંસ્કૃતથી પ્રેરણા પામીને જેટલું ગુજરાતી સાહિત્ય પેદા થયું તેનો હેવાલ આપણે માટે વિશેષ મહત્ત્વનો છે; એની સાથે સાથે લોકજીવનમાંથી બળ મેળવીને સંતોએ, ચારણોએ અને લોકકવિઓએ જે સાહિત્ય આપણને આપ્યું છે તેનું પણ સવિસ્તર વર્ણન કરતો હેવાલ આપણને મળવો જોઈએ.

ત્યાર પછી આપણા સાહિત્ય ઉપર વિશેષ અસર કરી અરબ્બી અને ફારસી સાહિત્યે. એ ભાષામાંથી આપણે કેટલાયે શબ્દો, શબ્દપ્રયોગો અને કહેવતો લીધી છે, એટલું જ નહીં, પણ મુસલમાની રહેણીકરણી અને વિચારસરણીની અસર આપણાં જીવન પર તેમ જ સાહિત્ય પર અમુક દરજ્જે કાયમી પડેલી છે. જ્યાં સુધી દિલ્લી દરબારનો ઈરાનના બાદશાહી દરબાર સાથે જીવતો સંબંધ હતો અને બે દરબાર વચ્ચે સાંસ્કૃતિક આદાનપ્રદાન ચાલતું હતું ત્યાં સુધી આ ઈરાની અથવા ઇસ્લામી અસર ભારતની તમામ ભાષાઓ ઉપર ફેલાઈ. હવે એ સાંસ્કૃતિક સ્રોત કાળબળે ક્ષીણ થયો અને આપણે ફિરંગી, ફ્રેન્ચ અને અંગ્રેજ અસર તળે આવ્યા. આ અસરને પરિણામે સાહિત્યમાં જે જબરદસ્ત ફાલ આવ્યો તેને આપણે આધુનિક સાહિત્ય કહીએ છીએ. વિચારના ખેડાણ માટે અંગ્રેજી અને ભાષાના ખેડાણ તેમ જ શબ્દનિર્મિતિ માટે સંસ્કૃત આમ દ્વિવિધ પુરુષાર્થ આપણે ચલાવતા આવ્યા છીએ, એ પ્રયાસ હજીયે ચાલવાનો છે, એટલું જ નહીં, પણ અનુવાદકળાનું મહત્ત્વ વધવાથી પૂર્વના તેમ જ પશ્ચિમના બન્ને તરફના પ્રૌઢ અને પ્રધાન ભાષાના સાહિત્ય સાથે આપણો પરિચય વધવાનો; એની સારીમાઠી અસર વધ્યે જ જવાની. આપણે સમજવું ઘટે છે કે આપણા રાષ્ટ્રીય જીવનનું વહાણ ખાડીમાંથી નીકળી, અખાતને વટાવી મહાસાગરમાં એટલે કે ભરદરિયે પહોંચ્યું છે. આપણે વિશ્વદરબારના સદસ્ય બની ચૂકયા છીએ. માનવજાતિની પુરુષાર્થયાત્રાના આપણે પણ યાત્રી અથવા સહયાત્રી બન્યા છીએ. આપણું જીવન ધીરે ધીરે વિશ્વજીવન સાથે ઓતપ્રોત થવાનું છે. આ વિશ્વસહયોગમાં આપણે ઘણું આપીશું અને ઘણું લઈશું. આ યાત્રા — આ પુરુષાર્થ આંધળો ન થાય એટલા માટે આપણી પાસે જીવનનો તેમ જ સાહિત્યનો નકશો — બધી વિગતો પૂરી પાડતો નકશો હોવો જોઈએ.

કેટલા આનંદ અને સદ્ભાગ્યની વાત છે કે આ જાતનો જ પુરુષાર્થ સેવનાર અનેક સમર્થ ભાષાભગિનીઓ આપણી સાથે છે અને નોખા નોખા ચૂલાવાળી વિભક્ત કુટુંબપદ્ધતિના નાના નાના પરિવારો અલગ અલગ રહે એ જ્ઞાનના ક્ષેત્રમાં જરાયે જરૂરનું નથી. બંગાળમાં જો સાહિત્યની વૃદ્ધિ થઈ તો તેનો લાભ આપણને મળવાનો જ. ગુજરાતમાં જો સમર્થ સાહિત્ય પેદા થયું તો એનો અનુવાદ મરાઠીમાં જ નહીં પણ તામિળમાં પણ થવાનો. સુદૂર મલયાળમમાં જો કોઈ નવો સાહિત્યપ્રકાર જામ્યો તો તેની અસર મરાઠી, ગુજરાતી, પંજાબી અને કાશ્મીરી પર પણ થવાની અને આ બાજુ ઊડિયા, બંગલા અને આસમિયા પણ એ જ જાતના સાહિત્યપ્રયોગો અજમાવવાની. જેમ રેડિયોને કારણે આજે સંગીતના ભિન્ન ભિન્ન પ્રકારો એકબીજા સાથે ઓતપ્રોત થવા લાગ્યા છે તે જ પ્રમાણે ભારતની બધી

ભાષાઓ એકબીજાનો પરિચય કેળવી એકબીજાની અસર તળે આવવાની જ. આ આદાનપ્રદાનમાંથી ઉત્પન્ન થતી સંસ્કૃતિની ઓતપ્રોતતામાં આજે મદદ કરી રહી છે બે સર્વસામાન્ય ભાષાઓ—અંગ્રેજી અને હિંદી. આ દિશામાં અત્યાર સુધી અંગ્રેજીએ ઠીક ઠીક કામ કર્યું છે, પણ વિશેષ કામ તો હવે પછી હિંદી દ્વારા જ થવાનું છે. આ બન્ને ભાષાની આ જાતની સેવા સ્વીકાર્યે જ છૂટકો. છેલ્લાં સો-સવાસો વરસો સુધી આપણે અંગ્રેજી ભાષા નિષ્ઠાપૂર્વક શીખી લીધી અને પરિસ્થિતિને વશ થઈ એ ભાષાની અને એના સાહિત્યની મદદ પણ ઘણી લીધી. આજે પણ ભારતનો ઐતિહાસિક, ધાર્મિક, સામાજિક અને સાંસ્કૃતિક પરિચય આપણને અંગ્રેજી મારફતે જ મેળવવો પડે છે. જેમ ભારતનું રાષ્ટ્રીય Consolidated fund (રાષ્ટ્રીય આવકનું ભંડોળ) કેન્દ્રીય સરકારના હાથમાં રહે છે તેવી જ રીતે ભારતનું Consolidated fund of Information and Thought આજે અંગ્રેજીમાં છે. આપણી પાસે જે કાંઈ જ્ઞાનરાશિ અને ચિંતનરાશિ છે, માહિતી, જાણકારી અને ચિંતન-વિચારનું ભંડોળ, તે બધું અંગ્રેજી ભાષાની બૅન્કમાં જમા છે. એ ભાષામાં જેમનું ખાતું હોય તેમના જ તે કામનું. હવે આપણે એ બધી આવક હિંદી ભાષારૂપી પેઢીમાં જમા કરીએ એટલે વધારેમાં વધારે લોકોને એનો લાભ મળતો થશે. અને સગવડ એ છે કે હિંદીની બૅન્કમાં જે નાણાં જમા કરીએ તે અંગ્રેજીની બૅન્કમાંથી ઓછાં નથી થતાં. આગળ જતાં આપણે આપણી આવક જે બૅન્કમાં જમા કરતા જઈશું તેની શક્તિ અને પ્રતિષ્ઠા વધવાની. અંગ્રેજી બૅન્કમાં પરદેશી લોકોની સગવડ વધારે છે, જ્યારે હિંદીની બૅન્ક પ્રજાકીય ઉત્થાન માટે વધારે સગવડ ભરેલી છે એ દેખીતું છે. જવાહરલાલજી કહે છે કે હિંદી આપણી રાષ્ટ્રીય બૅન્ક છે એ મંજૂર, પણ અંગ્રેજીને સહયોગી બૅન્ક તરીકે આપણે સ્વીકારીએ. જવાહરલાલજીની સૂચના આપણને અમાન્ય નથી, પણ આપણો વહેવાર જેમ જેમ હિંદી બૅન્ક મારફતે વધારે થાય તેમ તેમ આમપ્રજાની ઉન્નતિ અને સમૃદ્ધિ જલદી થવાનાં છે. (આપણી સંસ્કૃતવાળી બૅન્કમાં આપણે નવું કશું જમા કરતા નથી; ફક્ત જે કાંઈ અખૂટ ભંડાર એમાં પડયો છે તેના ઉપર ગમે તેટલા ચેક ફાડવાની સગવડ આપણને છે.)

હિંદી ભલે ઉત્તર ભારતની સ્વભાષા હોય. એ લોકો કાંઈ એ ભાષાના માલિક નથી. અંગ્રેજીના ખેડાણ માટે, અંગ્રેજી ભાષાની સેવા લેવા માટે કે કરવા માટે આપણે અંગ્રેજોને પૂછવા નથી જતા; આપણે આપણી શક્તિ, ગરજ અને સગવડ પ્રમાણે અંગ્રેજી પાસેથી વેઠ કરાવીએ છીએ. તે જ પ્રમાણે આપણે હિંદીની સેવા લેવી અને કરવી ઘટે છે.

હું તો કહીશ કે હવે પછી જે કોઈ હિંદી ભાષાની સેવા કરશે અને લેશે તેનો પ્રભાવ આખા દેશ પર વધારે પડવાનો છે. જો આપણી પાસે વ્યાપક દૃષ્ટિ અને જરૂરી કુનેહ હોય તો ભવિષ્યની હિંદીનું રૂપ ઘડવામાં આપણે મોટો

ગુજરાતની સરકાર, ગુજરાતની યુનિવર્સિટીઓ, ગુજરાત સાહિત્યસભા, ગુજરાતી સાહિત્ય પરિષદ, વિદ્યાપીઠ, વિદ્યાસભા અને ગુજરાતના પ્રકાશકો જો આ અમૃતચોઘડિયું ઓળખીને વખતસર એનો લાભ લેશે તો ગુજરાતનું જીવન પ્રભાવશાળી અને આશીર્વાદરૂપ નીવડશે. આપણે ધારીએ તો મુંબઈ, અમદાવાદ અને રાજકોટ, ત્રણે જગ્યાએ હિંદીની પ્રકાશન સંસ્થાઓ ચલાવી શકીએ. આજે પણ હિંદીના ક્ષેત્ર ઉપર મુંબઈનો અને કલકત્તાનો ઓછો પ્રભાવ નથી. આમાં ઘણા લોકોના અભિપ્રાય કે લોકમત ભેગા કરવાનો સવાલ નથી. અલ્લાહાબાદ, લખનઉ, દિલ્હી કે બનારસની રજા લેવાપણું અહીં છે જ નહીં. કરે એનો કારભાર. કાપડની મિલો ખોલવામાં જેમ ગુજરાતીઓએ પહેલ કરી તેમ જ રાષ્ટ્રીય હિંદીની સેવાનું કામ જો ચાર-છ સમર્થ લોકો પોતાનું કરી લે તો જોતજોતામાં એનાં શુભ પરિણામ દેશ આખો જોઈ શકશે.

બંગાળીઓ ગુજરાતી શીખીને બંગાળી સાહિત્યનો લાભ ગુજરાતને આપે એ જાતની અપેક્ષા બાંધીને આપણે બેસી રહ્યા નહીં; આપણે બંગાળી શીખીને એમાંથી જોઈતું, પોતાની ગરજ અને શક્તિ પ્રમાણે લેવાનું શરૂ કર્યું. થોડા જુવાનોને આપણે શાન્તિનિકેતન જેવી સંસ્થાઓમાં મોકલ્યા અને ગુજરાત માટે બંગાળીનો દરવાજો ખોલ્યો. તે જ પ્રમાણે જે જે ભાષા પાસે સમર્થ સાહિત્ય છે, ચિંતનનું ગૌરવ છે અને સફળતાનું કૌશલ્ય છે, તે તે ભાષા શીખીને તૈયાર થયેલાં દસ-વીસ-દસ-વીસ જુવાનો અને યુવતીઓ આપણે તૈયાર કરવાં જોઈએ; પછી આપણને કશી ચિંતા ન રહે.

દાખલા તરીકે દક્ષિણની તામિળ ભાષા. એ ભાષા બોલતી પ્રજા સંસ્કારી અને પુરુષાર્થી છે. એની શૈલીમાં કઠોરતા ક્યાંય ન મળે. તામિળ સાથે આપણો પરિચય સ્થાપિત થવો જ જોઈએ. ઉત્તર અને દક્ષિણ ભારત વચ્ચે જે એક ખીણ નિર્માણ થવા મથે છે તે વિપદ જો ટાળવી હોય તો પશ્ચિમ ભારતના આપણે તામિળ સાથેનો સંબંધ વધારવો જ જોઈએ. સાહિત્યપરિચયથી પ્રારંભ કરી, લગ્નવહેવાર સુધી આપણે જવાની તૈયારી કરવી જોઈએ. ગુજરાતીઓ માટે આ વસ્તુ નવી કે અઘરી નથી. લંકાની લાડી અને દક્ષિણની મીનળદેવી, એમણે પોતાને ત્યાં લાવી જ હતી!

મરાઠી, રાજસ્થાની અને સિંધી આ ગુજરાતની પડોશી ભાષાઓ છે. રાજવહીવટની દૃષ્ટિએ ગુજરાત-મહારાષ્ટ્ર ભલે નોખાં પડયાં, પણ સાહિત્ય અને સંસ્કૃતિની દૃષ્ટિએ એ વધુ ને વધુ ઓતપ્રોત થવાનાં જ છે. દેશના ભાગલા થયા તેથી સિંધી લોકો ગુજરાતમાં જ આવીને વસ્યા. જેઓ પડોશી હતા તેઓ ગુજરાતના વતની થયા. એમની ભાષા, એમનું સાહિત્ય, એમનું સંગીત અને એમની બાહોશી ગુજરાતને આંગણે પહોંચી ગયાં છે; હવે એ ઓતપ્રોત થવાનાં જ. રાજસ્થાન સાથેનો સંબંધ પણ ઘટવાનો નથી, વધવાનો છે. આખરે આખો દેશ તો એક

જ છે. હિંદીની સેવા કરવા માટે પણ રાજસ્થાન અને ગુજરાતનો સહયોગ જામવાનો.

પણ જીવનધર્મ કહે છે કે કુશળતાપૂર્વક મેળવવું એટલું જ આપણું કામ નથી, પ્રેમપૂર્વક અને કુનેહપૂર્વક આપવું એ પણ જીવનધર્મનું પ્રધાન અંગ જ છે આપણો પ્રયત્ન દેશની પછાત કોમો, પછાત વર્ગો અને પછાત ભાષાઓની સેવા કરવાનો હોવો જોઈએ. આને માટે ક્યાં ક્યાં ક્ષેત્રો આપણી તરફ મીટ માંડીને બેઠાં છે એ આપણે જોવું ઘટે છે.

અને કોઈ પડોશી આપણને સેવા માટે આમંત્રણ ન મોકલે તોયે શું? સેવા-ધર્મ કહે છે કે જ્યાંથી હાકલ હોય ત્યાં તો જશો જ, પણ જ્યાં જરૂર જણાય ત્યાં વણતેડાવ્યા પણ તમારે પહોંચી જવું જોઈએ. સેવાને નામે જઈ તે તે દેશના લોકોને ફોલી ખાનારા ગોરાઓનું અનુકરણ આપણે ન કરીએ, પણ સેવાધર્મની પ્રેરણા તો એળે ન જ જવી જોઈએ.

હજી એક વિશેષ ધર્મનો વિચાર કરવાનો બાકી રહે છે.

આપણે આજીવિકા મેળવવા અથવા ભાગ્ય અજમાવવા જો દેશ બહાર જઈએ તો ત્યાં આપણા વેપારઉદ્યોગ અને હુન્નર સાથે સેવાધર્મ પણ આપણે સાથે લઈ જવો જોઈએ. એ રીતે જ્યાં જઈએ ત્યાં કાંટાની પેઠે ખૂંચવાને બદલે આપણે આશીર્વાદરૂપ થઈને રહીએ. એને માટે પ્રથમ ત્યાંની ભાષા શીખી ત્યાંનો પરિચય કેળવવો જોઈએ. જે પૂર્વ આફ્રિકામાં ત્રણ લાખ જેટલા ગુજરાતીઓ બેત્રણ પેઢીઓ-થી જઈને વસેલા છે ત્યાંની સ્વાહિલી ભાષા શીખવાની સગવડ ગુજરાતનાં વિશ્વ-વિદ્યાલયોમાં હોવી જ જોઈએ. કેવળ દિલ્હીમાં જ નહીં પણ અમદાવાદના રેડિયો પરથી પણ સ્વાહિલીના કાર્યક્રમ પ્રસારિત થવા જોઈએ. પાડોશીઓ સાથે પ્રેમસંબંધ વધારવો એ જ ઉત્તમમાં ઉત્તમ વિદેશનીતિ છે અને સ્વદેશરક્ષણની શાંતિપરાયણ અહિંસક નીતિ પણ એ જ કાર્યક્રમ સૂચવે છે.

આજના વ્યાખ્યાનમાં મેં પ્રારંભમાં જ કહ્યું કે જીવનનાં જેટલાં ક્ષેત્રો તેટલાં અથવા તેથીયે વધારે સાહિત્યનાં ક્ષેત્રો હોઈ શકે છે. એ ઓળખી આપણે તપાસવું ઘટે છે કે ક્યાં ક્યાં ક્ષેત્રો અર્ધા ખેડેલાં છે. સર્વાંગીણ વિકાસમાં આપણે માનતા હોઈએ તો જ્યાં જ્યાં ગફલત, અનાસ્થા કે અનવધાન દેખાય ત્યાં ત્યાં એ ખામી દૂર કરવા માટે વિશેષ પ્રયત્ન કરવો ઘટે છે.

જીવનના સર્વાંગીણ વિકાસનો વિચાર કરતાં અમુક વિભાગો તરત ધ્યાન ખેંચવાના જ.

આહાર, વસ્ત્ર પ્રાવરણ, ઝૂંપડાં ઘરો અને મહેલો જેવા આવસથો, કર્મકૌશલ્ય માટે ઉપજાવેલાં ઉપકરણો, સ્થાનાંતર માટે ખીલવેલાં પ્રવાસનાં સાધનો, નગરરચના તેમ જ રાજ્યવ્યવસ્થા, કેળવણીની સંસ્થાઓ અને રુગ્ણસેવા કે પરિચર્યાનાં ધામો, એ બધાં વ્યાપક જીવનના પ્રાથમિક વિભાગો છે. સમાજરચના, ધર્મવ્યવસ્થા, કળા

ગુજરાતની સરકાર, ગુજરાતની યુનિવર્સિટીઓ, ગુજરાત સાહિત્યસભા, ગુજરાતી સાહિત્ય પરિષદ, વિદ્યાપીઠ, વિદ્યાસભા અને ગુજરાતના પ્રકાશકો જો આ અમૃત ચોઘડિયું ઓળખીને વખતસર એનો લાભ લેશે તો ગુજરાતનું જીવન પ્રભાવશાળી અને આશીર્વાદરૂપ નીવડશે. આપણે ધારીએ તો, મુંબઈ, અમદાવાદ અને રાજકોટ, ત્રણે જગ્યાએ હિંદીની પ્રકાશન સંસ્થાઓ ચલાવી શકીએ. આજે પણ હિંદીના ક્ષેત્ર ઉપર મુંબઈનો અને કલકત્તાનો ઓછો પ્રભાવ નથી. આમાં ઘણા લોકોના અભિપ્રાય કે લોકમત ભેગા કરવાનો સવાલ નથી. અલ્લાહાબાદ, લખનઉ, દિલ્હી કે બનારસની રજા લેવાપણું અહીં છે જ નહીં. કરે એનો કારભાર. કાપડની મિલો ખોલવામાં જેમ ગુજરાતીઓએ પહેલ કરી તેમ જ રાષ્ટ્રીય હિંદીની સેવાનું કામ જો ચાર-છ સમર્થ લોકો પોતાનું કરી લે તો જોતજોતામાં એનાં શુભ પરિણામ દેશ આખો જોઈ શકશે.

બંગાળીઓ ગુજરાતી શીખીને બંગાળી સાહિત્યનો લાભ ગુજરાતને આપે એ જાતની અપેક્ષા બાંધીને આપણે બેસી રહ્યા નહીં; આપણે બંગાળી શીખીને એમાંથી જોઈતું, પોતાની ગરજ અને શક્તિ પ્રમાણે લેવાનું શરૂ કર્યું. થોડા જુવાનોને આપણે શાન્તિનિકેતન જેવી સંસ્થાઓમાં મોકલ્યા અને ગુજરાત માટે બંગાળીનો દરવાજો ખોલ્યો. તે જ પ્રમાણે જે જે ભાષા પાસે સમર્થ સાહિત્ય છે, ચિંતનનું ગૌરવ છે અને સફળતાનું કૌશલ્ય છે, તે તે ભાષા શીખીને તૈયાર થયેલાં દસ-વીસ-દસ-વીસ જુવાનો અને યુવતીઓ આપણે તૈયાર કરવાં જોઈએ; પછી આપણને કશી ચિંતા ન રહે.

દાખલા તરીકે દક્ષિણની તામિળ ભાષા. એ ભાષા બોલતી પ્રજા સંસ્કારી અને પુરુષાર્થી છે. એની શૈલીમાં કઠોરતા ક્યાંય ન મળે. તામિળ સાથે આપણો પરિચય સ્થાપિત થવો જ જોઈએ. ઉત્તર અને દક્ષિણ ભારત વચ્ચે જે એક ખીણ નિર્માણ થવા મથે છે તે વિપદ જો ટાળવી હોય તો પશ્ચિમ ભારતના આપણે તામિળ સાથેનો સંબંધ વધારવો જ જોઈએ. સાહિત્યપરિચયથી પ્રારંભ કરી, લગ્નવહેવાર સુધી આપણે જવાની તૈયારી કરવી જોઈએ. ગુજરાતીઓ માટે આ વસ્તુ નવી કે અઘરી નથી. લંકાની લાડી અને દક્ષિણની મીનળદેવી, એમણે પોતાને ત્યાં લાવી જ હતી!

મરાઠી, રાજસ્થાની અને સિંધી આ ગુજરાતની પડોશી ભાષાઓ છે. રાજવહીવટની દૃષ્ટિએ ગુજરાત-મહારાષ્ટ્ર ભલે નોખાં પડ્યાં, પણ સાહિત્ય અને સંસ્કૃતિની દૃષ્ટિએ એ વધુ ને વધુ ઓતપ્રોત થવાનાં જ છે. દેશના ભાગલા થયા તેથી સિંધી લોકો ગુજરાતમાં જ આવીને વસ્યા. જેઓ પડોશી હતા તેઓ ગુજરાતના વતની થયા. એમની ભાષા, એમનું સાહિત્ય, એમનું સંગીત અને એમની બાહોશી ગુજરાતને આંગણે પહોંચી ગયાં છે; હવે એ ઓતપ્રોત થવાનાં જ. રાજસ્થાન સાથેનો સંબંધ પણ ઘટવાનો નથી, વધવાનો છે. આખરે આખો દેશ તો એક

જ છે. હિંદીની સેવા કરવા માટે પણ રાજસ્થાન અને ગુજરાતનો સહયોગ જામવાનો.

પણ જીવનધર્મ કહે છે કે કુશળતાપૂર્વક મેળવવું એટલું જ આપણું કામ નથી, પ્રેમપૂર્વક અને કુનેહપૂર્વક આપવું એ પણ જીવનધર્મનું પ્રધાન અંગ જ છે. આપણો પ્રયત્ન દેશની પછાત કોમો, પછાત વર્ગો અને પછાત ભાષાઓની સેવા કરવાનો હોવો જોઈએ. આને માટે કયાં કયાં ક્ષેત્રો આપણી તરફ મીટ માંડીને બેઠાં છે એ આપણે જોવું ઘટે છે.

અને કોઈ પડોશી આપણને સેવા માટે આમંત્રણ ન મોકલે તોયે શું? સેવાધર્મ કહે છે કે જ્યાંથી હાકલ હોય ત્યાં તો જશો જ, પણ જ્યાં જરૂર જણાય ત્યાં વણતેડાવ્યા પણ તમારે પહોંચી જવું જોઈએ. સેવાને નામે જઈ તે તે દેશના લોકોને ફોલી ખાનારા ગોરાઓનું અનુકરણ આપણે ન કરીએ, પણ સેવાધર્મની પ્રેરણા તો એળે ન જ જવી જોઈએ.

હજી એક વિશેષ ધર્મનો વિચાર કરવાનો બાકી રહે છે.

આપણે આજીવિકા મેળવવા અથવા ભાગ્ય અજમાવવા જો દેશ બહાર જઈએ તો ત્યાં આપણા વેપારઉદ્યોગ અને હુન્નર સાથે સેવાધર્મ પણ આપણે સાથે લઈ જવો જોઈએ. એ રીતે જ્યાં જઈએ ત્યાં કાંટાની પેઠે ખૂંચવાને બદલે આપણે આશીર્વાદરૂપ થઈને રહીએ. એને માટે પ્રથમ ત્યાંની ભાષા શીખી ત્યાંનો પરિચય કેળવવો જોઈએ. જે પૂર્વ આફ્રિકામાં ત્રણ લાખ જેટલા ગુજરાતીઓ બેત્રણ પેઢીઓથી જઈને વસેલા છે ત્યાંની સ્વાહિલી ભાષા શીખવાની સગવડ ગુજરાતનાં વિશ્વવિદ્યાલયોમાં હોવી જ જોઈએ. કેવળ દિલ્હીમાં જ નહીં પણ અમદાવાદના રેડિયો પરથી પણ સ્વાહિલીના કાર્યક્રમ પ્રસારિત થવા જોઈએ. પાડોશીઓ સાથે પ્રેમસંબંધ વધારવો એ જ ઉત્તમમાં ઉત્તમ વિદેશનીતિ છે અને સ્વદેશરક્ષણની શાંતિપરાયણ અહિંસક નીતિ પણ એ જ કાર્યક્રમ સૂચવે છે.

આજના વ્યાખ્યાનમાં મેં પ્રારંભમાં જ કહ્યું કે જીવનનાં જેટલાં ક્ષેત્રો તેટલાં અથવા તેથીયે વધારે સાહિત્યનાં ક્ષેત્રો હોઈ શકે છે. એ ઓળખી આપણે તપાસવું ઘટે છે કે કયાં કયાં ક્ષેત્રો અર્ધા ખેડેલાં છે. સર્વાંગીણ વિકાસમાં આપણે માનતા હોઈએ તો જ્યાં જ્યાં ગફલત, અનાસ્થા કે અનવધાન દેખાય ત્યાં ત્યાં એ ખામી દૂર કરવા માટે વિશેષ પ્રયત્ન કરવો ઘટે છે.

જીવનના સર્વાંગીણ વિકાસનો વિચાર કરતાં અમુક વિભાગો તરત ધ્યાન ખેંચવાના જ.

આહાર, વસ્ત્ર પ્રાવરણ, ઝૂંપડાં ઘરો અને મહેલો જેવા આવસથો, કર્મકૌશલ્ય માટે ઉપજાવેલાં ઉપકરણો, સ્થાનાંતર માટે ખીલવેલાં પ્રવાસનાં સાધનો, નગરરચના તેમ જ રાજ્યવ્યવસ્થા, કેળવણીની સંસ્થાઓ અને રુગ્ણસેવા કે પરિચર્યાનાં ધા
એ બધાં વ્યાપક જીવનના પ્રાથમિક વિભાગો છે. સમાજરચના, ધર્મવ્યવસ્થા,
અને સૌન્દર્યની ઉપાસના, પદાર્થવિજ્ઞાન, સંપત્તિશાસ્ત્ર, મનોવિજ્ઞાન, ભૂપરિચ

ગુજરાતની સરકાર, ગુજરાતની યુનિવર્સિટીઓ, ગુજરાત સાહિત્યસભા, ગુજરાતી સાહિત્ય પરિષદ, વિદ્યાપીઠ, વિદ્યાસભા અને ગુજરાતના પ્રકાશકો જો આ અમૃત ચોઘડિયું ઓળખીને વખતસર એનો લાભ લેશે તો ગુજરાતનું જીવન પ્રભાવશાળી અને આશીર્વાદરૂપ નીવડશે. આપણે ધારીએ તો મુંબઈ, અમદાવાદ અને રાજકોટ, ત્રણે જગ્યાએ હિંદીની પ્રકાશન સંસ્થાઓ ચલાવી શકીએ. આજે પણ હિંદીના ક્ષેત્ર ઉપર મુંબઈનો અને કલકત્તાનો ઓછો પ્રભાવ નથી. આમાં ઘણા લોકોના અભિપ્રાય કે લોકમત ભેગા કરવાનો સવાલ નથી. અલ્લાહાબાદ, લખનઉ, દિલ્હી કે બનારસની રજા લેવાપણું અહીં છે જ નહીં. કરે એનો કારભાર. કાપડની મિલો ખોલવામાં જેમ ગુજરાતીઓએ પહેલ કરી તેમ જ રાષ્ટ્રીય હિંદીની સેવાનું કામ જો ચાર-છ સમર્થ લોકો પોતાનું કરી લે તો જોતજોતામાં એનાં શુભ પરિણામ દેશ આખો જોઈ શકશે.

બંગાળીઓ ગુજરાતી શીખીને બંગાળી સાહિત્યનો લાભ ગુજરાતને આપે એ જાતની અપેક્ષા બાંધીને આપણે બેસી રહ્યા નહીં; આપણે બંગાળી શીખીને એમાંથી જોઈતું, પોતાની ગરજ અને શક્તિ પ્રમાણે લેવાનું શરૂ કર્યું. થોડા જુવાનોને આપણે શાન્તિનિકેતન જેવી સંસ્થાઓમાં મોકલ્યા અને ગુજરાત માટે બંગાળીનો દરવાજો ખોલ્યો. તે જ પ્રમાણે જે જે ભાષા પાસે સમર્થ સાહિત્ય છે, ચિંતનનું ગૌરવ છે અને સફળતાનું કૌશલ્ય છે, તે તે ભાષા શીખીને તૈયાર થયેલાં દસ-વીસ-દસ-વીસ જુવાનો અને યુવતીઓ આપણે તૈયાર કરવાં જોઈએ; પછી આપણને કશી ચિંતા ન રહે.

દાખલા તરીકે દક્ષિણની તામિળ ભાષા. એ ભાષા બોલતી પ્રજા સંસ્કારી અને પુરુષાર્થી છે. એની શૈલીમાં કઠોરતા ક્યાંય ન મળે. તામિળ સાથે આપણો પરિચય સ્થાપિત થવો જ જોઈએ. ઉત્તર અને દક્ષિણ ભારત વચ્ચે જે એક ખીણ નિર્માણ થવા મથે છે તે વિપદ જો ટાળવી હોય તો પશ્ચિમ ભારતના આપણે તામિળ સાથેનો સંબંધ વધારવો જ જોઈએ. સાહિત્યપરિચયથી પ્રારંભ કરી, લગ્નવહેવાર સુધી આપણે જવાની તૈયારી કરવી જોઈએ. ગુજરાતીઓ માટે આ વસ્તુ નવી કે અઘરી નથી. લંકાની લાડી અને દક્ષિણની મીનળદેવી, એમણે પોતાને ત્યાં લાવી જ હતી!

મરાઠી, રાજસ્થાની અને સિંધી આ ગુજરાતની પડોશી ભાષાઓ છે. રાજવહીવટની દૃષ્ટિએ ગુજરાત-મહારાષ્ટ્ર ભલે નોખાં પડયાં, પણ સાહિત્ય અને સંસ્કૃતિની દૃષ્ટિએ એ વધુ ને વધુ ઓતપ્રોત થવાનાં જ છે. દેશના ભાગલા થયા તેથી સિંધી લોકો ગુજરાતમાં જ આવીને વસ્યા. જેઓ પડોશી હતા તેઓ ગુજરાતના વતની થયા. એમની ભાષા, એમનું સાહિત્ય, એમનું સંગીત અને એમની બાહોશી ગુજરાતને આંગણે પહોંચી ગયાં છે; હવે એ ઓતપ્રોત થવાનાં જ. રાજસ્થાન સાથેનો સંબંધ પણ ઘટવાનો નથી, વધવાનો છે. આખરે આખો દેશ તો એક

હવે ભાજનશાસ્ત્રની સાથે ભોજનશાસ્ત્ર પણ થોડું જોવું જોઈએ. આમાં સાહિત્યનાં રૂપ, રંગ, આકારના વિચારને બદલે સમાજના હિતનો વિચાર કરવાનો હોય છે.

સંસ્કારી, સમર્થ, સુંદર અને સમૃદ્ધ જીવનનાં અંગો કેટલાં? આનો વિચાર કરીને તેની મીમાંસા કરવી એ સાહિત્યનું ખરું કામ છે. આમોદપ્રમોદ, આનંદ, વિશ્રામ અને વિનોદ એ જીવનનું એક અંગ છે. ગૂઢ ચિંતન, નિરીક્ષણ-પરીક્ષણ, સેવા, સુધારાના અખતરા, વગેરે નક્કર કામ કર્યા પછી જ આમોદપ્રમોદનો વારો આવે. આખો દહાડો કામ કર્યા પછી જ સાંજની રમતગમત મીઠી લાગે—યોગ્ય ગણાય. લલિત સાહિત્યનું પણ એમ જ છે. કેવળ લલિત સાહિત્ય નિર્માણ કરવું એ કોઈ પણ પ્રકારનું અન્ન ખાધા વગર કેવળ મસાલા ખાવા જેવું છે.

તેથી પુરુષાર્થી સાહિત્ય પ્રથમ અને પૂરેપૂરું તૈયાર કર્યા પછી જ કેવળ વિસામા તરીકે લલિત સાહિત્યને સ્થાન આપો. પુરોગામી જીવન વિના પુરોગામી સાહિત્ય તૈયાર કરવા માંડીએ તો તે હાંસીપાત્ર થઈ જાય, નિર્વીર્ય તો થવાનું જ.

આજના અત્યંત મહત્ત્વના વિષય એટલે ઈતિહાસ, પ્રવાસવર્ણન, સૃષ્ટિવર્ણન, ભૌતિકશાસ્ત્રો, માનસશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, સમાજરચનાશાસ્ત્ર, રાજકારણ, સમાજકારણ, ધર્મશાસ્ત્ર, વેપારશાસ્ત્ર, રાજકારભારનું શાસ્ત્ર વગેરે છે. આપણે ત્યાં સ્ત્રીપુરુષસંબંધ, વર્ણવ્યવસ્થા, કોમો-કોમોની કેળવણી, ગામડાનો પ્રશ્ન, રાજકારણ, સંસ્કૃતિની તુલના, સર્વધર્મસમન્વય, સ્વદેશી ઉદ્યોગધંધા, દેશપરદેશના પ્રવાસ વગેરે વિષયો જ રસપૂર્વક ચર્ચાય છે.

આમાં અનિષ્ટ સાહિત્યની ચર્ચા બહુ જ સંકુચિત ચાલે છે. સરકારને તો ફક્ત રાજદ્રોહને જ રોકવો છે. કોમોનો આંતર્વિગ્રહ વધીને અત્યાચાર થવાનો વખત આવે તો તેટલા પૂરતું જ સાહિત્ય ઉપર નિયંત્રણ રાખવાની જવાબદારી સરકારે સ્વીકારી છે. સામાન્ય આગેવાનો પોતાની જવાબદારી ઓળખતા જ નથી. તો-પણ કોઈ સ્ત્રીપુરુષ સંબંધની નીતિમાં બેલગામપણે લખવા માંડે તો કેટલાક લોકો તેનો વિરોધ કરે છે. ધાર્મિક માન્યતાઓની અમુક પ્રકારે કોઈ મશ્કરી કરે તો તેને પણ ધમકાવવામાં આવે છે. પણ આના કરતાં વધારે કંઈ જ કરવામાં આવતું નથી. રાજદ્રોહ, વ્યભિચારવાદ અને અશ્લીલતા આ ત્રણ બાબતોને છોડી દઈએ અને બદનક્ષીના કાયદામાં ન સપડાઈએ એટલે બાકી બધી બાબતોમાં બેજવાબદાર રીતે રહેવાની અને લખવાની પૂરી છૂટ છે.

કાયદાના નિયંત્રણ ઉપર જ જે સમાજ અવલંબીને રહે છે તેનામાં તાકાત આવતી નથી. નિયંત્રણ લોકમતનું હોવું જોઈએ. લોકમતની જેને પડી જ નથી એવી નફ્ફટ હીનતા અને દુષ્ટતાનું નિયંત્રણ કાયદા મારફતે કરવાનું હોય છે.

લોકમતનું દબાણ સંસ્થા મારફતે વ્યક્ત થાય એવી આજકાલના જમાનાની અપેક્ષા હોય છે. પણ મારે મન એ ભૂલ છે. ચારિત્ર્યવાન, લોકહિતૈષી, સેવા-પરાયણ વ્યક્તિઓની સમાજમાં સ્વાભાવિક પ્રતિષ્ઠા હોય છે. એવા લોકોએ જાગરૂક રહીને વ્યક્તિશ: પોતાનો અભિપ્રાય પ્રગટ કરીને લોકમતને દોરવો જોઈએ અને

સાગરપરિચય તેમ જ વ્યોમપરિચય આ બધા વિષયોનું સાહિત્ય આપણે નવી આવશ્યકતા પ્રમાણે નવેસર વિકસાવવું જોઈએ.

અને જો કોઈ પણ વિષયનું મંડાણ નવેસર કરવાની ખાસ જરૂર હોય તો તે આપણો ચિરપરિચિત, ઉત્તમ રીતે ખેડેલો વિષય છે તત્ત્વજ્ઞાનનો. આત્માપરમાત્માનું સ્વરૂપ, તત્ત્વપ્રાપ્તિનાં સાધનો અને મનોવિજયની પ્રક્રિયા એ જ તત્ત્વજ્ઞાનનો મુખ્ય ભાગ છે એ વિશે શંકા નથી, પણ જીવનના વૈપુલ્યનો અને ગાંભીર્યનો સાક્ષાત્કાર જેમણે કર્યો નથી એવા, પાછળના મધ્યયુગના લોકો દ્વારા તત્ત્વજ્ઞાન કેવળ ચર્ચાનો વિષય થયો છે. વાદ, જલ્પ અને વિતંડાની મરુભૂમિમાં તત્ત્વજ્ઞાનનો સ્રોત અલોપ થવાનો જ. તેથી હવે શુદ્ધ અને સમૃદ્ધ, સમર્થ અને તૃપ્તિદાયક એવા વિશાળ જીવનના સર્વાંગીણ દર્શનના પાયા ઉપર એ જ તત્ત્વજ્ઞાન હવે સમન્વયની દૃષ્ટિએ રચાવું જોઈએ.

આડે રસ્તે ગયેલી ધર્મોપાસનાને મોહમ્મદ પયગંબર સાહેબે ઈશ્વરનું અદ્વૈત શીખવ્યું, બુદ્ધ ભગવાને માણસજાતિને અવેરનો સંદેશો આપી માનવજાતનું અદ્વૈત દુનિયા આગળ રજૂ કર્યું, જીવાત્મા-પરમાત્મા વચ્ચેનો અભેદ દર્શાવતું અદ્વૈત દર્શન ગૌડપાદાચાર્ય તેમ જ શંકરાચાર્ય જેવાઓએ આપ્યું, જીવસૃષ્ટિનું અદ્વૈત સ્વીકારવાનો આગ્રહ ભગવાન મહાવીરે ચલાવ્યો, હવે સમસ્ત જીવનનું અને સમસ્ત વિશ્વનું અદ્વૈત સમજાવતું તત્ત્વજ્ઞાન અને એનો સાક્ષાત્કાર કરાવતો સમન્વયમૂલક જીવનયોગ સ્થાપન કરવાનો જમાનો આવ્યો છે. એ સિદ્ધ થાય એટલે સાપ કાંચળી ઉતારે તેમ માનવજાત નવજીવન પ્રાપ્ત કરશે અને એક નવી જ સૃષ્ટિમાં આપણે પ્રવેશ કરીશું.

તા. ૩૦-૪-'૬૧

## ૨૨. સ્વાતંત્ર્યમૂલક વ્યવસ્થા

સાહિત્યની શૈલીનો વિચાર ઘણી વખત કરવામાં આવે છે. પહેલાં ઉપમા, અલંકાર, પ્રસાદ, ઓજસ વગેરેનો જ વિચાર વધારે થતો. છંદશાસ્ત્રે હવે ફરીથી માથું ઊંચું કર્યું છે. નવા નવા છંદ અને છંદ વગરનાં કાવ્યો તૈયાર થવા માંડયાં છે. પણ આ સાહિત્યમાં કઈ જાતના વિચાર ભરવા એની ચર્ચા ઘણી જ થોડી થાય છે.

સાહિત્યચર્ચા એટલે આહારશાસ્ત્ર છોડીને, કઈ ધાતુનાં વાસણો સારાં, વાસણોનો આકાર કેવો હોવો જોઈએ, કયાં વાસણોમાં ખાવાની વાનીઓ સારી રંધાય છે, કયા પ્રકારનાં વાસણોમાં ખાઈએ તો મોઢું દાઝે છે, કયો આકાર સુડોળ અને સગવડભરેલો છે વગેરેની ચર્ચા ચલાવવા જેવું છે. આ મીમાંસાયે ઓછી ઉપયોગી નથી. સર્વસામાન્ય જનતાને આનો ઘણો ઉપયોગ છે. પણ સામાન્ય જનતાને આવી ચર્ચામાં રસ આવતો નથી. એ તજ્જ્ઞાનું કામ છે.

# ૨૩. લોકસાહિત્યની સૂચિ

મગનવાડી
વર્ધા, ૨૫–૫–૩૪

પ્રિય શંકર,

તારો ૨૨મી મેનો કાગળ બાળે અહીં મોકલી આપ્યો તે મળ્યો. તારા અંગ્રેજી અક્ષર સારા હો કે ન હો, ઘડાયેલા જરૂર છે. પણ મરાઠી અક્ષરો વિશે એમ ન કહી શકાય. અક્ષરો હોવા તો શ્રી લાડના અક્ષરો જેવા!

તારો મહાયુદ્ધ ઉપરનો નિબંધ મહાદેવભાઈ આગળથી બાળે લીધો હશે. તારા પરીક્ષકોએ અને કિશોરલાલભાઈએ જે નિબંધ પસંદ કર્યો તે મને ગમ્યો નહીં એમ કહું તો મારી જ પરીક્ષા થાય! નિબંધ વ્યવસ્થિત છે, મુદ્દાસર છે અને મહાયુદ્ધનાં કાર્યકારણોની રૂઢ મીમાંસા આપનારો છે. મારા પત્રમાં મેં મારો અભિપ્રાય આપ્યો જ છે; તે ઉપરથી મને એ ગમ્યો નથી એવું અનુમાન તું કાઢ તો તે ભૂલભરેલું થશે. તારી 'કિટી'ની વાર્તા મેં 'કુમાર'માં વાંચેલી; અંગ્રેજી ભાષાંતર મેં જોયું નથી. બાળ કદાચ મને બતાવવાનું ભૂલી ગયો હશે.

'તબિયત સારી છે, પણ વજન દસ પાઉંડ ઘટી ગયું છે' એ તારો હેવાલ વાંચીને મને મહાયુદ્ધના કાળનું સ્મરણ થયું. 'જીત તો અંગ્રેજ બહાદૂર કી હો રહી હૈ, જર્મન સિર્ફ મુલક કાબીજ કર રહા હૈ' એવો એક પ્રખ્યાત સરકારી હેવાલ તે દિવસોમાં પ્રસિદ્ધ થયો હતો!!

મુંબઈમાં એક વાર ઝવેરચંદ મેઘાણીને ખાસ બોલાવીને એમનાં કાવ્યો સાંભળ્યાં હતાં. આજકાલ એઓ આમ સહેજે નથી ગાઈ બતાવતા, તેથી કેટલાક મિત્રોએ મને આગળ કરીને વિનંતી કરાવડાવી હતી. મેઘાણીએ પોતાના બુલંદ અવાજથી 'કાન ભરીને' ગાન સંભળાવ્યું હતું.

લોકસાહિત્ય વિશે મારું વાચન યથાતથા જ છે. મારા પોતાના અભિપ્રાયવાળું લખીને વિદ્વત્તાની છાપ પાડું છું ખરો, પણ કોઈ પરીક્ષા લેવા બેસે તો ફજેતી જ થાય! આ વિષયમાં વધારેમાં વધારે સૂચનાઓ જો કોઈ આપી શકે તો તે મેઘાણી જ; છતાંયે થોડીઘણી મારી સૂચનાઓ આજે તને મોકલું છું.

નિબંધની એક સો ફૂલ્સકૅપ પાનાંની મર્યાદા સારી છે, નહીં તો બહુ વધારે પડતું લંબાણ થાય અથવા તો નિબંધ તદ્દન 'આછોપાતળો' થઈ જાય. અને સો પાનાં માટે બારસો રૂપિયાનું ઈનામ એ હિસાબ પણ કાંઈ ખોટો નથી!

લોકગીતો અને ચારણી સાહિત્ય વિશે અભ્યાસ કરનારાએ ટૉડના 'રાજસ્થાન'-ના બધા ભાગો અને ફૉર્બસ સાહેબની 'રાસમાળા' એ ગ્રંથો તો વાંચવા જ જોઈએ. રજપૂત લોકોની Chivalryની કલ્પના જુદી અને કાઠિયાવાડી

સમાજની બેજવાબદારી નષ્ટ કરવી જોઈએ. માત્ર આવા લોકો જેમ ઉચ્ચ ચારિત્ર્યવાન હોવા જોઈએ તેમ જ બહોળા અનુભવના, ઊંચી બુદ્ધિના, વ્યાપક દૃષ્ટિના અને ઉદાર હૃદયના હોવા જોઈએ.

સુસંગઠિત રાષ્ટ્રમાં જેમ એક કેન્દ્રીય મંડળ લોકોને સલાહ આપે છે કે આ વરસે કયો પાક વધારવો જોઈએ, કયા માલની ઊપજ ઓછી કરવી જોઈએ, કયા માલની વધારવી જોઈએ, કયા માલને કઈ બજારમાં પહોંચાડવો જોઈએ—તે જ પ્રમાણે સાહિત્યના ક્ષેત્રની 'સરવે' (survey) કરીને કયું ક્ષેત્ર ખેડાયું છે, કયું ક્ષેત્ર કસદાર છે, કયા પાકને કયું ખાતર આપવું જોઈએ વગેરે માહિતી પૂરી પાડીને અને ઉત્તેજન આપીને સાહિત્યનાં બધાં અંગોનો વિકાસ કરવો જોઈએ.

યુરોપમાં અથવા અમેરિકામાં એકાદ સર્વસંગ્રાહક સ્ટોરમાં વેચવા રાખેલા માલની પસંદગી શાસ્ત્રીય દૃષ્ટિથી કરેલી હોય છે, પણ સામાન્ય બજારમાં એવું કંઈ જ હોતું નથી. આપણા પ્રકાશકોએ અને પુસ્તકાલયોએ પુસ્તકોના ઢગલા રચવાનો સપાટો માંડ્યો છે પણ એ કામમાં પ્રમાણબદ્ધતા, સાર્થકતા, વ્યવસ્થા અથવા શાસ્ત્રીયતા કશું જ નથી હોતું. તેને લીધે તેમાં પૂર્ણતા અથવા કૃતાર્થતા આવી જ શકતી નથી.

જંગલનાં જાનવરો અને પશુપંખી જે, જ્યારે, જેટલું મળે તે તેવું ખાય છે. માણસ પોતાનો આહાર, શરીરરચના, શરીરનો ઘસારો, આહારમાંનાં પૌષ્ટિક તત્ત્વો અને તેમાંની 'કૅલરી'નું માપ, આ બધાંનો વિચાર કરીને યુક્તાહાર લે છે. આપણી સાહિત્યનિર્મિતિ પણ આવી જ યુક્ત હોવી જોઈએ.

આપણે શું ખાવું, કેટલું ખાવું, કેમ ખાવું, એ આપણી પ્રકૃતિ, આયપત, સ્વભાવ અને અભિરુચિ તપાસીને આહારશાસ્ત્રી આપણને નક્કી કરી આપે છે. પરદેશી સાહિત્યમાંથી આપણા સમાજે શું લેવું જોઈએ, લેવા જેવું ક્યાં કેટલું પડ્યું છે, અને કઈ રીતે તે લઈ શકાશે, એ બતાવી આપનારી એજન્સી હવે આપણે સ્થાપન કરવી જોઈએ. તેનું નિયંત્રણ કાયદાની સત્તાથી સ્થાપન કરવાનું નથી; શુદ્ધ સેવાના આધાર પર આ એજન્સીએ પોતાનો અધિકાર પ્રસ્થાપિત કરવો જોઈએ. આને માટે સંશોધકમંડળો, ચોકીદારમંડળો, પહેરેગીરમંડળો સ્થાપન કરવાં જોઈએ. આજ બધે જ અનાસ્થામૂલક અનવસ્થા છે; ત્યાં સ્વાતંત્ર્યમૂલક વ્યવસ્થા સ્થાપન કરવાની છે.

આવા શિરોમણિ મંડળે પોતાની પ્રકાશન સંસ્થા ચલાવવી નહીં. એણે તો બધી પ્રકાશન સંસ્થાઓને સલાહ આપવાનું કામ કરવું જોઈએ, એટલું જ નહીં, પણ સેવાસિદ્ધ અધિકાર પ્રસ્થાપિત થયા પછી પ્રકાશકોને કામો પણ વહેંચી આપવાં જોઈએ.

આટલું થશે ત્યારે સાહિત્યસંમેલનો બૅંકમૅનેજરોના શાખાધિપતિની વાર્ષિક બેઠકો ભરાય છે તેવા પ્રકારનાં થશે.

ખાસ કરીને એમાં વર્ણવેલું દક્ષિણ યુરોપમાંનું લોકજીવન હિંદુવૃત્તિને તદ્દન પોતીકું લાગ્યા વગર નહીં રહે. એ પુસ્તક તો તું જરૂર વાંચજે જ. શ્રી ગિજુભાઈને મેં એ આપ્યું હતું, એમને ઘણો ફાયદો થયો હતો.

મરાઠીમાં શાળિગ્રામ અને એકવર્થ એ બન્નેએ ભેગા મળીને પ્રસિદ્ધ કરેલા પોવાડાઓ જાણીતા છે. આ ક્ષેત્રમાં મરાઠી સાહિત્ય ઘણું અણખેડયું અને પ્રાથમિક સ્વરૂપનું છે. ગુજરાતી સાહિત્ય આ ક્ષેત્રમાં વધારે લલિત, વધારે કાવ્યમય અને કેટલેક અંશે વધારે ઉચ્ચ ભૂમિકાનું છે. મરાઠી ચારણ-સાહિત્ય વિશે પૂનાના શ્રી દત્તોપંત પોતદારને પૂછીશ તો ઘણી સૂચનાઓ મળશે. 'સહ્યાદ્રિચ્યા પાયથ્યાશી' એ પ્રાદેશિક કથાઓનો લેખક તારો મિત્ર સુખટણકર પણ કદાચ તને થોડીઘણી મદદ કરી શકશે.

અંગ્રેજી સાહિત્યોદ્યાનમાં એક પ્રશ્ન વારંવાર ઉઠાવવામાં આવે છે: લોકગીતો નિર્માણ કરવાં આજકાલના કાળમાં શકય થાય કે નહીં? શકય છે એમ કહેનારો પક્ષ વૉલ્ટ વ્હિટમનની કવિતા આગળ ધરે છે. આ અમેરિકન કવિ આધુનિક હોવા છતાં શૈલી અને વિચારધારામાં લોકકવિ જ રહ્યો છે. આ પ્રશ્ન ઉપર તો તું પુસ્તક લખી શકે.

મને લાગે છે કે તારા નિબંધ માટે તારે સમાજશાસ્ત્ર ઉપરનાં શાસ્ત્રીય પુસ્તકો વાંચવાની જરૂર નથી. Home University Libraryમાંની 'Early History' અને 'Anthropology' એ બે પુસ્તકો વાંચી જઈશ તોય ઘણું. એના કરતાં તો તારો વખત આઈસલૅન્ડના Sagasમાં આવતાં કુળ કુળ વચ્ચેનાં હાડવેર અને bloodmoneyનો ઇતિહાસ વાંચવામાં ગાળીશ તો વધારે ફાયદો થશે. અને ભૂલી જાઉં તે પહેલાં બીજી એક વાત લખી નાખું. કાઠિયાવાડી ચારણોના શાપની વાર્તાઓ બાઇબલમાં અને યહૂદીઓના ઇતિહાસમાં રૂપાન્તરમાં જોવાની મળે છે એ એક મજાનો અને વિચારવા જેવો મુદ્દો છે.

મહાભારતમાંનાં દ્રૌપદી, દુર્યોધન અને દુઃશાસનનાં ભાષણો પણ વાંચી નાખ્યાં હોય તો સારું. આ ત્રણે જણાં લોકકાળ(Folk-age)ની પ્રકોપ(Fury)–પૂર્ણ વાણીથી હમેશાં બોલે છે, એમની બધી પ્રવૃત્તિનાં મૂળ(Spring of action)માં લોકદળનું અસલીપણું (Primitivity) જોવામાં આવે છે. કર્ણ વિશે એમ સંપૂર્ણપણે ન કહી શકાય.

'લોકજીવન અને તાત્કાલીન પરિસ્થિતિ' એવી તારા નિબંધમાં પરીક્ષકોની માગણી છે. પણ 'તાત્કાલીન પરિસ્થિતિ' ઉપર ભાર આપવાની જરૂર છે એમ મને નથી લાગતું. એ બન્ને સાથે લખવાની પદ્ધતિ છે તેથી એ શબ્દરચના કરી છે એટલું જ. એટલે જાણીજોઈને ઐતિહાસિક સમાલોચના કરવાની જરૂર નથી. એમ કરતાં વાચકોની (અને પરીક્ષકોની) અભિરુચિ કદાચ પ્રતિલોમ ઘસડાઈ જાય એવો સંભવ છે.

'બહારવટાં'ની કલ્પના જુદી એવો એક વાદ મેં કનૈયાલાલ મુનશીની નવલકથાઓ વિશે લખતાં વહેતો કર્યો છે. ઉપર કહ્યા તે ગ્રંથોમાં એ મારી કલ્પનાનું તને પ્રત્યંતર મળશે.

લોકગીતો અને ચારણી સાહિત્ય એ બે ભિન્ન વસ્તુઓ છે. ચારણી સાહિત્યમાં રાજવંશ, એમના ભાયાતો, ગરાશિયાઓ — એમનું જ જીવન આવે છે; જ્યારે લોકગીતોમાં લોકજીવન પ્રધાન હોય છે. 'લોકસાહિત્ય' એ મથાળા હેઠળ કેટલાં ક્ષેત્રોનો સમાવેશ થાય છે એની એક વિસ્તૃત નોંધ મેં શ્રી ગિજુભાઈને એક કાળે કરી આપી હતી. પણ હવે તો એ ક્યાંથી ગોતવી? વખત મળશે તો ફરી વાર તને કરી મોકલીશ. 'ગુજરાતનો નાથ' અને 'પાટણની પ્રભુતા' એ નવલ-કથાઓમાં શ્રી મુનશીએ જે વાતાવરણ ઉત્પન્ન કર્યું છે એ ઐતિહાસિક દૃષ્ટિએ સત્ય નથી. પાશ્ચાત્ય નવલકથાઓનું વાતાવરણ એમણે એમાં ઘુસાડી દીધું છે.

લોકસાહિત્યનો ખરો ઉપયોગ જો કોઈએ કરી બતાવ્યો હોય તો તે વૉલ્ટર સ્કૉટે અને ટેનિસને; કેટલેક અંશે જર્મન કવિ ગૉઇટેએ પણ ખરો. ટૅનિસનના 'Idylls' એ મેલરીના 'Morte D' Arthur'નો કેવળ પ્રતિવાદ (paraphrase) છે. પણ એમાં એણે પોતાની કાવ્યશક્તિની કમાલ કરી છે. સ્કૉટન નવલકથાઓ અને કાવ્યકથાઓ – 'Lady of the lake', 'Marmion', 'Lay of the last Minstrel' ઇ. લોકસાહિત્ય ઉપરથી જ રચાયેલી છે.

લોકસાહિત્ય અને સમાજશાસ્ત્ર એ બેનો અભ્યાસ કરનારાએ ફ્રેજરનું 'Golden Bough' તો વાંચ્યે જ છૂટકો. એના બધા આઠદસ ભાગ વાંચવા બેસવાની જરૂર નથી. એણે પોતે જ એ બધા ગ્રંથોનો એક પુસ્તકના રૂપમાં સાર કહીને પ્રસિદ્ધ કર્યો છે. એ સારનું પુસ્તક કાંઈ ઓછું મોટું નથી. પણ અનેક કલ્પનાઓ તને એમાંથી મળશે. ફિલ્ડિંગ હૉલનું 'Soul of a People' અને સિસ્ટર નિવેદિતાનું 'Web of Indian Life' એ પુસ્તકો પણ નિબંધ લખતાં પહેલાં વંચાયાં હોવાં જોઈએ. એમાંથી ઉપયોગી એવી માહિતી મળશે એવું નથી, પણ ઉચ્ચ ભૂમિકા અને સમાજશાસ્ત્રીની દૃષ્ટિ એમાંથી સારી પેઠે મળી રહેશે.

તને જો કાઠિયાવાડી રાજવંશોના કલહો એમના અનાર્ય રાગદ્વેષોની તુલના કરવાનું મન થઈ આવે તો એને માટે થોડાંક આઈસલૅંડનાં Sagas વાંચી જા તો ઘણું જ સારું. વિલિયમ મૉરિસે એ વિશે ખૂબ લખ્યું છે. વડોદરાની સેંટ્રલ લાઇબ્રેરીમાં એ વિષય ઉપરના એક ગ્રંથના બે જબરદસ્ત ભાગો મેં વાંચ્યા હતા અને એની અંદરનાં ચિત્રો જોયાં હતાં. એવું એકાદ પુસ્તક શ્રી મેઘાણીએ લખવું જોઈએ એમ મને હમેશાં થાય છે.

'Everymans' series'માં લોકગીતો વિશે એક ઉત્કૃષ્ટ પુસ્તક પ્રસિદ્ધ થયું છે. લેખિકાનું નામ રેલવેના ભારખાના કરતાંયે લાંબું હોવાથી એ હું યાદ નથી રાખી શક્યો. પણ મેં વાંચેલાં પુસ્તકોમાં એ મને સર્વોત્કૃષ્ટ પુસ્તક લાગ્યું છે.

મારે લાજે મરવાનું થાત' એવાં જ વાક્યો હોય. ઉપરના દાખલાઓ ગુજરાતી સાહિત્યમાંથી જ લીધા છે એ તો તારા ખ્યાલમાં આવ્યું જ હશે.

એ જ રીતે ક્ષત્રિયવીર, રજપૂત, ગરાશિયા, બહારવટિયા, ચારણો, ગોર અને આ બધાના ઈમાનદાર ઘોડાં-કૂતરાં — એ એક દુનિયા છે, જ્યારે ખેડૂતો, મજૂરો, કારીગરો, ખવાસ, માણભટ્ટ, વાણિયા, ગાય, ભેંસ, વણજારાની પોઠો — એ બીજી દુનિયા છે. જીવનપ્રિય સલામતીના ઉપાસકોની આ બીજી દુનિયા પહેલીની સાથે મૂકવી એ ભૂલભરેલું છે.

મને લાગે છે કે આ પછી આ બન્ને સાહિત્યમાં દેખાઈ આવતી કૌટુંબિક જીવન વિશેની ભાવના વિશદ કરીને બતાવવી. સસરો-જમાઈ, સાસુ-વહુ, પતિ-પત્ની, દિયેર-ભાભી, નણંદ-ભોજાઈ, શોક્યો, ઇ.ના સંબંધોનું વિવરણ પણ એમાં આવી જવું જોઈએ.

ગુજરાતમાંના બ્રાહ્મણ અને બ્રાહ્મણેતર કવિઓએ જે પૌરાણિક કાવ્યો અને આખ્યાનો લખ્યાં છે એમાં પણ કૌટુંબિક વાતાવરણ પ્રતિબિંબિત થયા વગર નથી રહ્યું. ખાસ તો એ યાદ રાખવાનું છે કે મહાભારતમાં આવતું દેવ-દેવીઓનાં સ્વભાવ, ઈર્ષા, અસૂયા ઇ.નું વાતાવરણ જુદું (Iliadમાંની ગ્રીક દેવ-દેવીઓનાં સ્વભાવ અને પરાક્રમોવાળા વાતાવરણની જેમ) અને ગુજરાતી લોકકાવ્યોમાંનું મહાદેવ-પાર્વતી, લક્ષ્મી-વિષ્ણુ, કૃષ્ણ-ગોપી, ઉદ્ધવ-નરસીં — એ બધાંનું વાતાવરણ જુદું. મહાભારત એક ચારણકાવ્ય છે, Icelandic sagas પણ ચારણકાવ્ય છે, મેલરી અને ટેનિસનનાં 'Arthur' પણ ચારણકાવ્યો છે. અને ગુજરાતનાં હમીરહઠ આદિ કાવ્ય પણ ચારણકાવ્યો છે. પણ એ બધાંનું વાતાવરણ જુદું. ગુજરાતી લોકસાહિત્યનો એક મોટો ભાગ જૈન લોકોના રાસાઓમાં છુપાયો છે. આ સાહિત્ય બહુ ઓછું પ્રસિદ્ધ થયું છે અને અપ્રસિદ્ધ જે કાંઈ છે એમાંનો ઘણોખરો હસ્તલિખિત ભાગ આજે ઊધઈની મિજબાની થઈ રહ્યો છે.

તારા જેવા સાહિત્યના ઉપાસકને અને સાહિત્યના વિદ્યાર્થીને ચોસરની 'Canterbury Tales', બોકેસિયોનું 'Decameron', શેક્સપિયરનાં અનૈતિહાસિક નાટકોના બધા આધાર, બૌદ્ધ જાતકકથા, પંચતંત્ર, હિતોપદેશ, મડાપચ્ચીસી, સૂડા બોંતેરી ઇ. સર્વ લોકસાહિત્ય જ છે એ કહેવાની જરૂર ન હોય. એ બધાંને ભૂલીશ નહીં એની ખાતરી છે.

લોકજીવનની જેમ જ લોકધર્મ એ પણ એક સ્વતંત્ર વિભાગ છે. 'The Soul of a People'માં પહેલા જ પ્રકરણમાં અને The Nats એ તેમના પ્રકરણમાં લોકધર્મનું સ્વરૂપ સરસ બતાડ્યું છે. તને કદાચ ખબર નહીં હોય પણ સત્યનારાયણની કથા ગુજરાતીમાં જ ઉત્પન્ન થઈ. પાળિયાની પૂજાનો વિચાર કરીશ તો જણાશે કે એ લોકસાહિત્ય અને ચારણી સાહિત્યની સરહદ ઉપર મૂકી શકાય. માતાજી, અંબાજી, બહુચરાજી, બળિયાકાકા, મેઘરાજા — આ બધાં લોકજીવનનાં દેવ-દેવતાઓ છે. લોકધર્મના વિચારમાં એ ખ્યાલમાં રાખવું જોઈએ.

તને ખરી અડચણ તો પડશે કાઠિયાવાડ અને ખંડસ્થ ગુજરાત – એ બન્નેને એકસાથે વિચારવાની. તારો વિષય આખા ગુજરાત વિશે હોય તોય તારે કાઠિયાવાડનો વિચાર કરવાનું જ વિશેષે કરીને બનશે. પાટણ અને ખંભાત બાજુ જૈન-સાહિત્ય ઘણું તૈયાર થયેલું તું જોઈશ, પણ એ લોકોની સાહિત્યશૈલી ઘણી વાર એટલી તો બાધાઈભરેલી હોય છે કે એ લખાણ લોકશૈલીનું છે એમ કહેવું બરાબર નહીં ગણાય. મને લાગે છે કે એ ન છેડયું હોય તો જ સારું. છતાંય મુસલમાન તિસ્મારખાં અને હિંદુ વાણિયો એ બે વચ્ચેની ચાતુર્યની ચકમકો જરૂર વાપરવા જેવી છે.

સમાજજીવનમાં રાજવંશીઓના કલહો, જાતિજાતિઓની ખટપટો, ગરાશિયા ને વસવાયાના સંબંધો, ઘોડા, ઊંટ ઇ. પ્રાણીઓ સંબંધેનો પ્રેમ, બહારવટિયાઓની યુદ્ધનીતિ, કઠિયાવાડમાંનાં આંતરજાતીય લગ્નો, રાખી-બંધનને લીધે ઉત્પન્ન થયેલા પ્રસંગો, દુકાળમાંની પરિસ્થિતિ, ફલજ્યોતિષ, બલિદાનની પ્રથા, પ્રવાસે જતો વેપારી, યુદ્ધે ચડતો સૈનિક, સાસુ-વહુના ઝઘડા; શાક્ત-જૈન-વૈષ્ણવો વચ્ચેની ચડસાચડસી, ગાયકવાડી સરદારોના જુલમો, અંગ્રેજી સર્વેખાતાના અમલદારોનો ત્રાસ, પ્રખ્યાત ચોર અને એમનાં લોકોપયોગી કામો, ઇ.ઇ. અનેક વાતો સમાજ-જીવનમાં આવી શકે. આ તો અમસ્તી સૂચક નોંધ તને આપી છે.

વાત્સ્યાયનના કામશાસ્ત્રમાં ગુજરાતના કેટલાક રિવાજોનું વર્ણન છે; પણ એ ઊંડા પાણીમાં ઊતરવાની જરૂર નથી. પંચતંત્રમાં અને જાતકકથાઓમાં ગુજરાતના સમાજજીવન વિશે કેટલાયે ઉલ્લેખ છે. એ ઉલ્લેખોનો અને લોકસાહિત્યમાંના ઉલ્લેખોનો તુલનાત્મક અભ્યાસ કરી શકાય એમ છે. જાતકકથાનું સાહિત્ય તો જાણે સાગર જેવું છે, પણ 'Social condition of India as found in the Jatakas' કે એવું કોઈક પુસ્તક છે એમાં ખૂબ માહિતી મળશે.

હું નથી માનતો કે લોકગીતો અને ચારણી સાહિત્ય ઉપરના નિબંધના હું વ્યવસ્થિત વિભાગો સૂચવી શકું. પણ જો મારો અભિપ્રાય બરાબર હોય તો લોક-ગીતોનું વાતાવરણ જુદું અને ચારણી સાહિત્યનું જુદું એ સ્પષ્ટ કરવાની અત્યંત આવશ્યકતા છે. આ બે દુનિયાઓ તદ્દન અલગ અલગ છે. એમનાં એકબીજા ઉપર પરિણામ જરૂર થાય છે, પણ એ બન્ને પ્રવાહો એક નથી; એક જ પ્રવાહ-ની એ બે શાખાઓ પણ નથી. છતાંયે લોકજીવનને જ્યારે પૂર આવે છે ત્યારે એમનાં પાણી એકબીજામાં ભળે છે એ વાત ચોક્કસ.

'તમને તમારી નોકરી પ્રિય છે અમને અમારો જીવ વહાલો છે' અથવા 'હું તમને લડાઈમાં નહીં જવા દઉં' એમ કહીને પતિને આંતરનારી પત્ની લોક-ગીતમાં અમર થઈ શકે, પણ ચારણી સાહિત્યમાં એનો ધિક્કાર જ થાય. ચારણી સાહિત્યનો અખંડ સ્રોત ઉત્પન્ન કરનારી ગુજરાતી લલનાના મુખમાં તો 'ઠીક થયું કે મારો પતિ યુદ્ધમાં કપાઈ મૂઓ, જો શત્રુને પીઠ બતાવીને ઘેર આવત તો

૨. 'પ્રત્યાયન (Communication) નહીં તો સાહિત્ય નહીં' — આ વ્યાપ્તિના સ્વીકાર-અસ્વીકારનાં આપનાં કારણો આપો.

૩. નવીનતમ ગુજરાતી સાહિત્યને તમે આંતરરાષ્ટ્રીય પરિબળોના સંદર્ભમાં મૂલવી શકો ખરા? તમારી દૃષ્ટિએ આ પરિબળો સ્વાભાવિક છે? ગુજરાતી ભાષા અને સાહિત્યની પરંપરા સાથે એનો સંબંધ જોડાય છે ખરો?

૪. પદ્યનાટક અભિનયક્ષમ બને તે માટે ગુજરાતી લોકનાટ્યની પરંપરા કેટલે અંશે ઉપકારક નીવડે?

૫. સાહિત્યને સાહિત્ય બનાવનાર તત્ત્વ કયું?

પ્ર. ૧. ભાષા એટલે વિચાર કરવાની, અનુભવ તારવવાની અને એ વિચાર અનુભવની આપલે કરવાની કળા. ભાષા દ્વારા વિચારશક્તિ તેમ જ પરિચયશક્તિ ખીલે છે એટલું જ નહીં, પણ તે તે ભાષાના સાહિત્ય દ્વારા એ બધી વસ્તુનો સંગ્રહ થઈ શકે છે અને એ રીતે અનેક પેઢીઓનો વારસો એકત્ર થઈ શકે છે. સાંસ્કૃતિક પ્રગતિ માટે આ મોટો લાભ છે.

દરેક ભાષાની શક્તિ એકસરખી નથી હોતી. અને શક્તિ હોવા છતાં સાહિત્ય ખીલ્યું નથી એવા પણ દાખલાઓ છે. દા.ત., બંગાળી અને અસમિયા બન્ને ભાષાના સમાજની વિચારશક્તિ અને તે વિચારો ઝીલીને પ્રગટ કરવાની શક્તિ સરખી જ ગણાય. અને છતાં બંગાળીઓએ જેટલું સાહિત્ય ખીલવ્યું છે તેટલું અસમિયા લોકોએ ખીલવ્યું નહીં. ભાષા સમર્થ હોવા છતાં જીવનની સમૃદ્ધિની ઊણપને કારણે સાહિત્યનું ખેડાણ ઓછું થયું એમ કહી શકાય.

નજીકનો બીજો દાખલો લઈએ. મહારાષ્ટ્રના લોકોનો પુરુષાર્થ અને એમના જ પડોશમાં વસતા ગોવાના લોકોનો પુરુષાર્થ લગભગ સરખા જ છે. વિચારશક્તિ, તે વ્યક્ત કરવાની શક્તિ અને સમાજસેવા કરવાની કળા બન્નેની સરખી જ ગણાય. મરાઠી ભાષા કરતાં કોંકણી ભાષાની શક્તિ જરાયે ઓછી નથી. શબ્દભંડોળ પણ બન્ને પાસે પર્યાપ્ત છે. સૂક્ષ્માતિસૂક્ષ્મ વિચાર વ્યક્ત કરવાની શક્તિ પણ સમાન કોટિની જ ગણાય. ગોવાના લોકોએ સંસ્કૃત, મરાઠી, કન્નડ, પોર્ચુગીઝ, લૅટિન અને અંગ્રેજી ભાષામાં જે સાહિત્યનિર્મિતિ કરી છે અને પોતાની સંસ્કારિતા પ્રગટ કરી છે તે આદર ઉપજાવે એવી છે અને છતાં પરિસ્થિતિવશ એ લોકોએ કોંકણી ભાષાની ઉપેક્ષા કરી છે. તેથી કોંકણી ભાષાની શક્તિ પર્યાપ્ત હોવા છતાં એની સાહિત્યસંપદા બહુ જ ઓછી છે.

દરેક સમાજની સંસ્કારિતા પરત્વે ભાષા ખીલે છે અને એના પુરુષાર્થ પરત્વે એનું સાહિત્ય ખીલે છે. બેનું પ્રમાણ સરખું જ હોય એમ બનતું નથી છતાં કહેવું પડે છે કે સમાજનો પુરુષાર્થ અને એની સંસ્કારિતાનો પડઘો એની ભાષા ઉપર અને સાહિત્ય ઉપર પડે છે. અને તેથી જ ગુજરાતી ભાષાના એક અંગ્રેજ વ્યાકરણકાર ટેલરનું વચન માન્ય કરવું પડે છે: यथा भाषकः तथा भाषा।

મેં સાહિત્યકળાની ઉપર વાત કરી. ચિત્રકળા અને મૂર્તિકળા વિશે પણ

જાતજાત વચ્ચેના અનુદાર અભિપ્રાયો અને તે ઉપરથી પડેલી કહેવતો એ વળી લોકજીવનનું બીજું એક અંગ. ગાયકવાડ સરકારે આ વિશેનું સાહિત્ય એકાદ-બે પુસ્તકોમાં પ્રસિદ્ધ કર્યું છે એવું કાંઈક મારા સ્મરણમાં છે.

અને હા, જાતકકથામાં ગુજરાતી વેપારીઓનો ઉલ્લેખ આવે છે. દીપવંશ અને મહાવંશની શરૂઆતમાં ગુજરાતી વેપારીઓ લંકા સુધી, જાવા સુધી, ગયેલા એ વિશેનો ઉલ્લેખ મળી આવે છે. ગુજરાતના વેપારીજીવનની ઐતિહાસિક માહિતી કદાચ તને વાલજીભાઈ દેસાઈ વધુ આપી શકે.

શ્રી મેઘાણીએ સોરઠી જીવનનો આદર્શ ખૂબ જ મીઠી રીતે રંગ્યો છે. એની બીજી બાજુ આગળ મૂકવાનો વખત આવ્યો છે.

વિદ્યાપીઠની વતી પોતાના સાહિત્યની સમાલોચના ત્રણચાર વ્યાખ્યાનોમાં કરવાનું મને શ્રી મેઘાણીએ વચન આપેલું. તે વખતે એમનાં એ ત્રણચાર વ્યાખ્યાનોમાં શું શું વાતો આવવી જોઈએ એની એક વિસ્તૃત યાદી જેલમાં જતાં પહેલાં મેં એમને મોકલી હતી. અત્યારે હવે એ મળવી મુશ્કેલ. એટલે જેમ જેમ સૂઝતું ગયું તેમ તેમ ખાસ સંબંધ કે યોજના વગર શ્રી નાના ધર્માધિકારી આગળ આ કાગળમાં લખાવતો ગયો છું. અમુક મુદતમાં બધું વાંચવાનું અને પછી ફૂલ્સકેપ સો પાનાં જેટલું લખવાનું છે. એટલે ઉપર બધું કહ્યું એમાંથી જે રુચે અને સાધ્ય થઈ શકે એટલું જ કરવાનું છે, તું સ્વતંત્ર રીતે વિચાર કરવાવાળો છે તેથી જ નિઃસંકોચપણે બધું જ લખ્યું છે.

કહેવાય છે કે રાષ્ટ્રો રાષ્ટ્રોમાંનાં વેર દૂર કરવામાં સુલેહનામાં, સંધિ કે વિચાર-મંત્રણાઓ કરતાં પણ રાષ્ટ્રો રાષ્ટ્રોનાં સાહિત્ય, સંગીત અને લોકજીવનનું પરસ્પર દર્શન અને સેવન વધારે પ્રેમાદર ઉત્પન્ન કરે છે. આ દૃષ્ટિએ લોકસાહિત્યની તુલના અને મીમાંસા અત્યંત ઉપયોગી વસ્તુઓ છે.

ખરું પૂછ તો તારા નિબંધ માટે લોકગીતો અને ચારણી સાહિત્યમાંથી બની શકે એટલો સામાજિક ઇતિહાસ તારે તૈયાર કરવાનો છે. એ ધ્યાનમાં રાખી બધું કરજે. ઠીક ત્યારે, હવે વધુ વિચારવાનો કે લખવાનો મને વખત નથી એટલે અહીં જ પૂરું કરું છું.

કાકાના સપ્રેમ શુભાશિષ

## ૨૪. પ્રશ્નોત્તરી

**પ્રશ્નાવલિ** ૧

૧. માધ્યમની ઉચ્ચાવચતાને કારણે કલાની ઉચ્ચાવચતા નિશ્ચિત થઈ શકે ખરી? આપના ઉત્તરનાં કારણો આપો.

૨. 'પ્રત્યાયન (Communication) નહીં તો સાહિત્ય નહીં' — આ વ્યાપ્તિના સ્વીકાર-અસ્વીકારનાં આપનાં કારણો આપો.

૩. નવીનતમ ગુજરાતી સાહિત્યને તમે આંતરરાષ્ટ્રીય પરિબળોના સંદર્ભમાં મૂલવી શકો ખરા? તમારી દૃષ્ટિએ આ પરિબળો સ્વાભાવિક છે? ગુજરાતી ભાષા અને સાહિત્યની પરંપરા સાથે એનો સંબંધ જોડાય છે ખરો?

૪. પદ્યનાટક અભિનયક્ષમ બને તે માટે ગુજરાતી લોકનાટ્યની પરંપરા કેટલે અંશે ઉપકારક નીવડે?

૫. સાહિત્યને સાહિત્ય બનાવનાર તત્ત્વ કયું?

પ્ર. ૧. ભાષા એટલે વિચાર કરવાની, અનુભવ તારવવાની અને એ વિચાર અનુભવની આપલે કરવાની કળા. ભાષા દ્વારા વિચારશક્તિ તેમ જ પરિચયશક્તિ ખીલે છે એટલું જ નહીં, પણ તે તે ભાષાના સાહિત્ય દ્વારા એ બધી વસ્તુનો સંગ્રહ થઈ શકે છે અને એ રીતે અનેક પેઢીઓનો વારસો એકત્ર થઈ શકે છે. સાંસ્કૃતિક પ્રગતિ માટે આ મોટો લાભ છે.

દરેક ભાષાની શક્તિ એકસરખી નથી હોતી. અને શક્તિ હોવા છતાં સાહિત્ય ખીલ્યું નથી એવા પણ દાખલાઓ છે. દા.ત., બંગાળી અને અસમિયા બન્ને ભાષાના સમાજની વિચારશક્તિ અને તે વિચારો ઝીલીને પ્રગટ કરવની શક્તિ સરખી જ ગણાય. અને છતાં બંગાળીઓએ જેટલું સાહિત્ય ખીલવ્યું છે તેટલું અસમિયા લોકોએ ખીલવ્યું નહીં. ભાષા સમર્થ હોવા છતાં જીવનની સમૃદ્ધિની ઊણપને કારણે સાહિત્યનું ખેડાણ ઓછું થયું એમ કહી શકાય.

નજીકનો બીજો દાખલો લઈએ. મહારાષ્ટ્રના લોકોનો પુરુષાર્થ અને એમના જ પડોશમાં વસતા ગોવાના લોકોનો પુરુષાર્થ લગભગ સરખા જ છે. વિચારશક્તિ, તે વ્યક્ત કરવાની શક્તિ અને સમાજસેવા કરવાની કળા બન્નેની સરખી જ ગણાય. મરાઠી ભાષા કરતાં કોંકણી ભાષાની શક્તિ જરાયે ઓછી નથી. શબ્દભંડોળ પણ બન્ને પાસે પર્યાપ્ત છે. સૂક્ષ્માતિસૂક્ષ્મ વિચાર વ્યક્ત કરવાની શક્તિ પણ સમાન કોટિની જ ગણાય. ગોવાના લોકોએ સંસ્કૃત, મરાઠી, કન્નડ, પોર્ચુગીઝ, લૅટિન અને અંગ્રેજી ભાષામાં જે સાહિત્યનિર્મિતિ કરી છે અને પોતાની સંસ્કારિતા પ્રગટ કરી છે તે આદર ઉપજાવે એવી છે અને છતાં પરિસ્થિતિવશ એ લોકોએ કોંકણી ભાષાની ઉપેક્ષા કરી છે. તેથી કોંકણી ભાષાની શક્તિ પર્યાપ્ત હોવા છતાં એની સાહિત્યસંપદા બહુ જ ઓછી છે.

દરેક સમાજની સંસ્કારિતા પરત્વે ભાષા ખીલે છે અને એના પુરુષાર્થ પરત્વે એનું સાહિત્ય ખીલે છે. બેનું પ્રમાણ સરખું જ હોય એમ બનતું નથી છતાં કહેવું પડે છે કે સમાજનો પુરુષાર્થ અને એની સંસ્કારિતાનો પડઘો એની ભાષા ઉપર અને સાહિત્ય ઉપર પડે છે. અને તેથી જ ગુજરાતી ભાષાના એક અંગ્રેજ વ્યાકરણકાર ટેલરનું વચન માન્ય કરવું પડે છે: यथा भाषकः तथा भाषा।

મેં સાહિત્યકળાની ઉપર વાત કરી. ચિત્રકળા અને મૂર્તિકળા વિશે પણ એમ

જ કહી શકાય. કાલિદાસના સમયની સાહિત્યકળા અને એ જ વખતની ચિત્રકળા સરખાં જ ખીલેલાં હતાં એમ કહેવું મુશ્કેલ છે. અને મૂર્તિકળા તો એટલી રૂઢિગ્રસ્ત થઈ ગઈ હતી કે મૂર્તિકળામાં અસાધારણ પ્રાવીણ્ય મેળવેલા આપણા પૂર્વજોએ દરેક પેઢી પરત્વે પ્રગતિ કરી હોય એવું લાગતું નથી. જેમ દર્શનશાસ્ત્રમાં તેમ જ કળામાં પણ પૂર્વાચાર્યની પારમિતાથી આપણે એટલા દબાઈ ગયા કે આગળ જવાની હિંમત તો ન જ કરી પણ આગળ જવું એ જાણે પૂર્વાચાર્યોનો દ્રોહ હોય એમ જ લોકો માનતા થયા.

પ્ર. ૨. હિંદીમાં એક કહેવત છે: ગુંગેકો સપનો ભયો સમુજ સમુજ પછતાય. એક માણસ બોલી શકતો નથી. એને એક સ્વપ્નું આવ્યું અથવા કલ્પના સૂઝી અથવા કોઈ જબરદસ્ત શંકાએ એને ઘેરી લીધો. હવે એ બધું બીજા આગળ પ્રગટ ન કરે તો કેમ ચાલે? અને પ્રગટ કરવાનું સાધન એની પાસે છે જ નહીં એટલે બિચારો ગૂંગળાયો. આ એક કહેવતમાં આ પ્રશ્નનો જવાબ સુંદર રીતે આવી જાય છે.

માણસને અનુભવ થાય અથવા કલ્પના સ્ફુરે તો એના મનમાં એનું વ્યક્તીકરણ થઈ જ જાય છે. એટલે કે એના મનમાં સાહિત્યનો ઉદય થયો. પ્રત્યાયન અથવા સંચારની આવશ્યકતા ઉદય માટે અપરિહાર્ય નથી. ઉદય સ્વયંભૂ હોઈ શકે છે. એટલે જ એને હું આત્મનેપદી કહું છું. પણ માણસને પોતાના વિચારો બીજા આગળ પ્રગટ કર્યા વગર સંતોષ થતો નથી તે તો છે જ. પણ પોતાના અનુભવ વિશે પણ બીજાની સંમતિ વિના, સહ-અનુભૂતિ વિના એને આત્મવિશ્વાસ પણ જાગતો નથી. અનુભવ એટલે સાક્ષાત્કાર; એને વિશે શંકા ન હોવી જોઈએ અને છતાં એ અનુભવની આપલે કરીને બીજાની સહ-અનુભૂતિ અને સંમતિ ન મળે ત્યાં સુધી એ સાક્ષાત્કારમાં પણ કંઈક ઊણપ રહે છે એ વસ્તુનો ઈન્કાર થઈ શકતો નથી. એ જ વસ્તુ બીજા સંદર્ભમાં કાલિદાસે કહી છે:

आपरितोषात् विदुषाम् न साधु मन्ये प्रयोगविज्ञानम् ।
बलवद् अपि शिक्षितानां आत्मनि अप्रत्ययं चेतः ।।

સ્વભાનુભવ ગમે તેટલો બળવાન હોય અને સંસ્કારિતા ગમે તેટલી શિક્ષિત એટલે કે કેળવાયેલી હોય તોપણ આત્મનેપદી અનુભવપૂર્ણ સંતોષ અથવા પ્રત્યય આપતો નથી અને તેથી જ વિચાર, અનુભવ, કલ્પના, શંકા કે નિશ્ચયની આપલે કર્યા વિના માણસને સંતોષ થતો નથી એ તો છે જ, પણ એથી વિશેષ મહત્ત્વની વાત એ કે આપલે કર્યા વિના અનુભવ મેળવવાની, એનું પૃથક્કરણ કરવાની અને એનું રહસ્ય ખીલવવાની માણસની શક્તિ પણ કેળવાતી નથી.

માણસ ભલે માને કે હું એકલો જ વિચાર કરું છું પણ ખરું જોતાં વિચાર એ પણ સહિયારી પ્રવૃત્તિ છે. આપલે વિના ઊંડાણ વધતું નથી અને વ્યાપકતા પણ વધતી નથી. માણસનું જીવન જ સહકાર વિના ખીલતું નથી. એ જ

પ્રમાણે માણસનું ચિંતન પણ વિચારની આપલે વિના ઊંડું, વ્યાપક, વિશુદ્ધ અને સૂક્ષ્મ થતું નથી.

તેથી આપલે વિના સાહિત્ય નથી એ સિદ્ધાંતનો વ્યવહારમાં સ્વીકાર કર્યા વગર ચાલે જ નહીં. સહકાર વિના જેમ જીવન ખીલતું નથી તેમ જ પરસ્મૈ પ્રવૃત્તિ વિના સાહિત્ય પણ ખીલતું નથી.

એની સાથે એટલું પણ માન્ય કર્યે જ છૂટકો કે વિચાર, કલ્પના આદિ માનસિક વ્યાપાર મૂળમાં સ્વયંભૂ હોઈ સાહિત્યની ઉત્પત્તિ સહકાર વિના થઈ તો શકે છે પણ એ ખીલતી નથી. તેથી પ્રત્યાયન વિના પણ સાહિત્ય સંભવે તો છે પણ તે વિશુદ્ધ, વ્યાપક અને તૃપ્તિદાયક થતું નથી. સાહિત્યની ખિલવણી અને વિકાસ માટે આપલે અત્યંત આવશ્યક છે. તુલસીદાસે રામચરિતમાનસ ભલે સ્વાન્તઃ સુખાય લખ્યું હોય પણ એ માનવજાતિ આગળ પ્રગટ કર્યા વગર એમનાથી રહેવાયું નથી અને એથીય વિશેષ વાલ્મીકિ આદિ કવિઓએ પોતાની પ્રતિભાની આપલે ન કરી હોત, સંચાર ન કર્યો હોત તો રામચરિતમાનસ તો શું, તુલસીદાસ પણ પેદા ન થયા હોત.

પ્ર. ૩. આ સવાલ મારે મન અત્યંત મહત્ત્વનો છે અને સાહિત્ય પરત્વે આજના યુગનું મૂલ્યાંકન કરનારો છે.

હું માનું છું કે આપણી સંસ્કૃતિમાં ગુરુભક્તિને કારણે અને વડીલોની કે પૂર્વાચાર્યોની આમન્યા રાખવાની વૃત્તિને કારણે આપણે વિચારમાં અને જીવનપ્રયોગોમાં કંઈક દબાઈ ગયા છીએ.

પ્રથમ સંસ્કૃત ભાષાનું મુરબ્બીપણું આપણે સ્વીકાર્યું અને દેશી ભાષાઓની ઉપેક્ષા કરી. પરિણામ એ આવ્યું કે ગુજરાતી જેવી તમામ દેશી ભાષાઓએ 'સંસ્કૃતમાંથી મેળવો અને ગુજરાતી મારફતે પ્રજા આગળ પીરસો' એ ફૂટકળ ધંધો આપણે કરતા થયા. એ કારણે નવનિર્મિતિ રુંધાઈ ગઈ અથવા દબાઈ ગઈ. મારા મનમાં કોઈ નવો વિચાર આવે તો તે પણ ભલે સૂક્ષ્મરૂપે પૂર્વાચાર્યોએ વ્યક્ત કર્યો છે એમ સિદ્ધ કરી મોટાઓની ઓથ લેવાની જરૂર મને જણાઈ. એટલે નવનિર્મિતિ કરવાને બદલે આપણે સર્વમાન્ય ગ્રંથો ઉપર ભાષ્યો લખવા લાગ્યા. 'હું કહું છું એ નવું નથી. જૂના લોકોએ કહ્યું છે.' એમ કહેવા જતાં જીવનનો અર્થ કરવાનું છોડી દઈ આપણે શાસ્ત્રગ્રંથોનો અર્થ કરવા બેસી ગયા. શાસ્ત્રાર્થ શબ્દ જ એ વલણને ઉત્તમ રીતે વ્યક્ત કરે છે. જીવનનું ખેડાણ કરવાને બદલે માન્ય ગ્રંથોનું ખેડાણ આપણે કરતા થયા. (પ્રેમાનંદ જેવા કવિઓ મને એટલા માટે ગમે છે કે તેઓ પોતાના આસપાસના સમાજનું નિરીક્ષણ કરી લોકો સાથે સહયોગ કરી એ જીવનનાં જ મૌલિક ચિત્રો આપે છે. પછી ભલે પૌરાણિક વાર્તાઓ દ્વારા એ કરી પરંપરાને અધીન રહેતા હોય.)

આપણે જમાનાઓ સુધી સંસ્કૃતનું અનુયાયિત્વ કર્યું. ત્યાર પછી આપણા પર સવાર થઈ અરબી અને ફારસી ભાષાઓ. એ ભાષાનું અને એના સાહિત્યનું

શિષ્યત્વ કરી, અનુયાયિત્વ અને અનુકરણ કરી આપણે ફરી મૌલિકતા ખોઈ. ત્યાર પછી રાજકર્તા તરીકે યુરોપિયન લોકો પોતાની ભાષા લઈ આવ્યા. અંગ્રેજોએ દેશની કેળવણી પોતાના હાથમાં લીધી. એટલે આપણે પૂર્વપરંપરાને વફાદાર રહીને સંસ્કૃત, અરબી-ફારસી અને અંગ્રેજીનું અનુયાયિત્વ સ્વીકાર્યું.

બંગાળથી માંડીને કેરળી ભાષા સુધીના સાહિત્યનો વિકાસ જુઓ, તો બધે આપણે વિચારો અને પ્રેરણા પોતાના જીવનમાંથી મેળવવાને બદલે પ્રથમ સંસ્કૃત સાહિત્યમાંથી લેવા લાગ્યા. (જીવન સાવ દબાઈ જવાની ના પાડે છે એટલે અનુકરણી સાહિત્યમાં પણ તે જ્યાંત્યાં ડોકિયું કરવાનું જ. એ કારણે પ્રાંતીય ભાષાના સાહિત્યમાં થોડી થોડી મૌલિકતા દેખાય છે. જીવનપ્રતિબિંબો મળે છે પણ સાહિત્ય સરવાળે આત્મનિષ્ઠ થયેલું દેખાતું નથી.)

ભક્તિસંપ્રદાય ફેલાય તો દેશમાં બધે એનું જ સાહિત્ય મળશે. સૂફી સાહિત્યની પ્રતિષ્ઠા વધી તો બધી દેશી ભાષાઓમાં એની જ અસર વરતાય. અંગ્રેજી કેળવણી આવી એટલે અંગ્રેજોએ આપણી આગળ મૂકેલા મિલ અને સ્પેન્સર આપણા ગુરુ થયા. છેલ્લાં બસો વર્ષમાં બધી જ ભારતીય ભાષાઓના સાહિત્યમાં રંગો સરખા જ દેખાય છે. આપણે માનીએ છીએ કે આપણે પ્રજાને નવા નવા વિચાર આપીએ છીએ. એ વિચારો આપણા ચિંતનમાંથી ઊગ્યા એ ખરું. એટલે દરજ્જે આપણું સાહિત્ય મૌલિક ગણાય. પણ ચિંતનની પદ્ધતિ અને ચિંતનનાં પ્રેરણા આપનાર જીવનદર્શનો આપણે પશ્ચિમ પાસેથી ઉછીનાં લીધાં છે. ત્યાંની વિવિધતા આપણામાં પણ આવી. પણ આપણે મૌલિક શું ઉપજાવ્યું એનું તારણ કાઢવું સહેલું નથી. ત્યાર પછી આપણામાં સાંસ્કૃતિક સ્વદેશી વૃત્તિ જાગી એટલે અંગ્રેજો પાસેથી લેતાં આપણે શરમાવા લાગ્યા. અને આપણી સંસ્કૃતિની ખાસિયતો શોધવા લાગ્યા.

પણ આપણે સ્વભાવે ભૂતકાળના ઉપાસક. એટલે પોતાની સંસ્કૃતિ ભૂતકાળ પાસેથી મેળવવાનો આપણે પ્રયત્ન શરૂ કર્યો. સ્વરાજ્યવૃત્તિનું સ્વાભિમાન અને સ્વાવલંબન આપણને ભૂતકાળ તરફ લઈ ગયું અને આપણે પુનર્જીવનવાદી બન્યા. મોટે ભાગે revivalist પુનરુજ્જીવનવાદી કંઈક અંશે reformer પણ creative જરાયે નહીં. નવસર્જન તો ભવિષ્યકાળના ઉપાસકને જ શક્ય હોય છે.

સ્વરાજ્ય મળ્યા પછી અંગ્રેજોના આપણે અનુયાયી ન જ રહી શકીએ. વિશ્વના દરબારમાં આપણને સ્થાન મળ્યું છે એટલે આપણે હવે કેવળ અંગ્રેજી સાહિત્યમાંથી વિચાર, ચિંતન અને જીવનદૃષ્ટિ લેવાને બદલે આંતરરાષ્ટ્રીય સાહિત્ય અને પુરુષાર્થમાંથી મેળવવા લાગ્યા છીએ પણ ઉપજાવવાને બદલે ઉછીનું લેવાની વૃત્તિ આપણે છોડી નથી. અંગ્રેજોના શિષ્ય મટ્યા, તો યુરોપ-અમેરિકાના વ્યાપક જીવનના અને પુરુષાર્થના અનુયાયીઓ આપણે બન્યા છીએ.

કેવળ સાહિત્યમાં જ નહીં, પણ ભારતીય પુનરુત્થાનમાં ખાસ કરીને રાજકીય, આર્થિક અને ઔદ્યોગિક નવજાગૃતિમાં આપણે સ્વદેશની પરિસ્થિતિ અને

સ્વદેશના પ્રાણને ઓળખ્યા વિના આંતરરાષ્ટ્રીય પરિબળોના અનુયાયીઓ બન્યા છીએ. એટલે સામાજિક રાષ્ટ્રીય પુરુષાર્થમાં તેમ જ સાહિત્યમાં જેઓ અનુયાયી અનુગામી છે તેમનું સાહિત્યસર્જન 'આંતરરાષ્ટ્રીય પરિબળોના સંદર્ભમાં મૂલવવાનો' વખત આવ્યો છે ખરો? નવનિર્મિતિ અને તે પણ પોતાને ઓળખીને, પોતાની શક્તિઅશક્તિ અને વિશેષતા ઓળખીને પોતાને માટે જે ભવિષ્ય કલ્પ્યું હોય તે તરફ જતાં જો પુરુષાર્થ કર્યો હોય તો તેને અંગેનું સાહિત્ય જાગતિક સંદર્ભની કસોટી પર જરૂર કસાય.

પણ આજે તો દરેક વિચાર, દરેક યોજના અને દરેક પ્રયોગ કોકનું અને ક્યાંકનું અનુકરણ છે. દરેક માટેનો પૂર્વાચાર્ય શોધવા જતાં પશ્ચિમમાં જડવાનો જ. એ દૃષ્ટિએ ગુલવણીને અવકાશ જ ક્યાં છે? પશ્ચિમના વિચારો આપણે ફક્ત ઓઢ્યા નથી એ કબૂલ; અપનાવ્યા, પચાવ્યા, પોતાના કર્યા અને પછી સાહિત્ય દ્વારા અથવા પ્રયોગો દ્વારા આપણે પ્રગટ કરીએ છીએ. પણ એ મેળવ્યા પશ્ચિમમાંથી જ ને? મેળવ્યા અને પચાવ્યા, પણ કસ્યા તો નહીં ને? એટલે જ એ પૂરા પોતાના થયા નથી.

આ આંતરરાષ્ટ્રીય પરિબળો પશ્ચિમને માટે સ્વાભાવિક છે, કેમ કે એમના પુરુષાર્થમાંથી સ્વાભાવિક રીતે એ ઊપજ્યાં છે અથવા પરિણમ્યાં છે પણ આપણે માટે એ સ્વાભાવિક બન્યાં નથી. કાળબળે એ પણ સ્વાભાવિક થઈ જાય એમ બને પણ એમાં આપણો પુરુષાર્થ શોધ્યે જડે નહીં.

ગુજરાતી ભાષા અને સાહિત્યની પરંપરા પોતે જ સંસ્કૃત આદિ પુરુષાર્થોની અનુયાયી છે. પૂર્ણપણે જીવનોપાસક થઈ શક્યા નથી. આપણું પરંપરિત જીવન જ જ્યાં આમ કંથાત્મક છે ત્યાં આંતરરાષ્ટ્રીય નામ ધારણ કરનાર પશ્ચિમનાં પરિબળો સાથે સંબંધ જોડાયા વિના નહીં રહે એ સ્પષ્ટ છે. પછી સમાજના નીચલા સ્તર સુધી જો એ પહોંચી શક્યા તો જ એ સંબંધ સ્વાભાવિક અને સિદ્ધ ગણાશે. એને જ આપણે પોતાની કૃતાર્થતા કહી શકીશું.

જીવનમાં પૂરેપૂરું મૌલિક અથવા પોતીકું કશું હોતું નથી. જીવન એટલે જ આદાનપ્રદાન એ વસ્તુ ભૂલી ન જવી જોઈએ. પણ સ્વજીવનનિષ્ઠા સાથે થયેલા પુરુષાર્થમાંથી જે નવનિર્માણ હોય તેનું જ આદાનપ્રદાન પુષ્ટિદાયક હોય છે. આપણું આખું શરીર ખોરાકમાંથી જ પરિપુષ્ટ થાય છે એ ખરું, પણ આપણું મૌલિક શરીર આપણી પાસે હોય, એ ખોરાક ખાય ને પચાવે ત્યારે જ શરીર વધે છે અને પુરુષાર્થક્ષમ બને છે. ખોરાકનો ઢગલો એટલે શરીરવૃદ્ધિ નથી.

આપણે જ્યારે સમાજના નીચલા સ્તર સુધી જઈને અકળાયા વિના આખા સમાજ સાથેનું ઐક્ય પ્રેમ ને સેવા દ્વારા અનુભવીશું ત્યારે જ આપણને સ્વભાવ, સ્વસંસ્કૃતિ, સ્વસામર્થ્ય અને એની મર્યાદાઓનો સાક્ષાત્કાર થશે. ત્યાર પછી દુનિયા પાસેથી જે કંઈ મેળવીશું તે આત્મસાત્ કરી શકીશું. જેટલું આપણે

આત્મસાત્ કરી શક્યા તેટલું જ આપણું અથવા તે જ આપણે એટલું જો સમજી શક્યા તો આગળનો રસ્તો સુગમ છે.

પોતાનું વ્યક્તિત્વ લઈને આંતરરાષ્ટ્રીય દરબારમાં અથવા પરિવારમાં પોતાનું સ્થાન લઈશું અને પોતાનો પુરુષાર્થ ખેડીશું ત્યારે જ અથવા ત્યાર પછી જ આ સવાલનો જવાબ આપવાની યોગ્યતા આપણામાં આવશે.

પ્ર. ૪. આ પ્રશ્નનો જવાબ આપવાનો અધિકાર એનો જ છે, જે બહુ-જનસમાજના લોકજીવન સાથે એકરૂપ થવાને મથતો આવ્યો છે.

લોકગીતો અને લોકસંગીત એક વખતે આખા સમાજમાં જીવતાં હતાં અને જીવનાનંદને વ્યક્ત કરતાં હતાં. આપણો મધ્યમ વર્ગ જેમ જેમ પશ્ચિમની કેળવણીની અસર તળે આવ્યો તેમ તેમ પરંપરાગત વ્યાપક જનસમુદાય સાથેનો એનો સંબંધ ઓછો થતો ગયો. સમાજ એક હોવા છતાં આ બે સ્તરો લગભગ અલગ થઈ ગયા. સુશિક્ષિત ગણાતા સમાજમાં જીવનાનંદ માણવાની શક્તિ ઓછી થઈ અને સામાન્ય સમાજનું અખંડ શોષણ ચાલુ થવાથી એનો જીવનાનંદ જ સુકાઈ ગયો. પરિણામે લોકગીતો અને લોકસંગીત પહેલાં જેટલાં આનંદદાયી રહ્યાં નથી અને લોકનાટ્ય જીવતું અને આનંદાયી હોવા છતાં છીછરું બન્યું છે.

આ પૃથક્કરણ જો સાચું હોય તો જનસમુદાય સાથે એકરૂપ થઈ જીવનાનંદ સજીવન કરવાનો પ્રયત્ન કરનાર જ કહી શકે કે લોકનાટ્યની શક્તિ આજે કેટલી છે અને તે કેમ ખીલવાય.

પણ સવાલમાં પદ્યનો સંબંધ આણ્યો છે એને માટે તો સ્વતંત્ર વિચાર કરવાનો રહેશે. લોકસંગીત અને ક્લાસિકલ અથવા શાસ્ત્રીય સંગીતનું દ્વૈત કાઢી નાખ્યા વગર અને બંનેને જીવનમાં આણ્યા વગર પદ્યનાટકનો વિચાર કરાય જ નહીં.

આજે હું પદ્ય સ્વતંત્ર રીતે પસંદ કરું છું પણ નાટકોમાં પદ્ય આણવા જતાં અભિનય ખંડિત થાય છે અને આખું વાતાવરણ કૃત્રિમ થઈ જાય છે. કરસનદાસ માણેક જેવા લોકોએ નાટ્ય સાથે પદ્ય કેમ ભળી શકે છે એના પ્રયોગો કરી બતાવવા જોઈએ.

પ્ર. ૫. આ પણ એક જબરદસ્ત પ્રશ્ન છે.

આજકાલના લોકો વાસ્તવવાદને નામે તમામ લખાણને સાહિત્ય કહેવા તૈયાર થઈ શકે છે એમાં નીતિ, સદાચાર, શિષ્ટાચાર અને શુભ ભાવનાને દખલ દેવાનો અધિકાર કોઈ સ્વીકારતું નથી. આવા જમાનામાં આ સવાલનો જવાબ આપવો સહેલો નથી.

તેમાં વળી હું એક રીતે જૂનાનવા બંનેથી નોખો પડું છું. હું તો વર્તમાન-પત્રોના તંત્રીઓને પણ પૂરેપૂરા સાહિત્યકાર ગણું છું. વર્તમાનપત્રી સાહિત્ય પણ સાહિત્ય જ છે, એટલું જ નહીં પણ તે વ્યાપક, પ્રસ્તુત અને ચાલુ જીવનને પ્રેરક હોઈ હું કહેતો આવ્યો છું કે સાહિત્ય પરિષદોએ પત્રકારતંત્રીઓની ઉપેક્ષા

કરવી જોઈએ. પત્રકારો ઉતાવળે લખે છે, એમનું લખાણ સ્થાયી ગણાતું નથી અને તંત્રીઓ પોતાના વિચારો ગમે ત્યારે ફેરવીને પક્ષાંતર પણ જોતજોતામાં કરે છે એ દોષો સ્વીકાર્યા છતાં વર્તમાનપત્રનું સાહિત્ય સાહિત્યની કોટિમાં નથી આવતું એમ કહેવા હું તૈયાર નથી. લોકસંગીતને જો તમે સંગીત ગણો તો લોકસેવી લોક-કાલિક વર્તમાનપત્રી સાહિત્યને સાહિત્ય ન કહો તો નહીં ચાલે.

અને જો તમે સાહિત્ય પાસેથી કોઈ વિશેષ સંસ્કારિતાની અપેક્ષા રાખો અને છતાં વાસ્તવવાદને નામે સંસ્કારિતાને તિલાંજલિ આપી ગમે તેવા સાહિત્યને સાહિત્ય તરીકે સ્વીકારો તો એની સામે જરૂર વાંધો ઉઠાવી શકાય.

'સાહિત્ય' શબ્દ જ જરા અટપટો છે. એ શબ્દને બચાવવા માટે શ્રી વિનોબાએ સાહિત્યના વિરોધમાં 'રાહિત્ય' શબ્દ ઉપજાવ્યો છે. જેમાં રાહિત્ય છે તે સાહિત્ય ન જ હોઈ શકે.

હવે રાહિત્ય શું અને સાહિત્ય શું એ નક્કી કર્યા વગર છૂટકો નથી. સ્થૂળપણે કહી શકાય કે સંસ્કારિતા સાથે જે ચાલી શકે તેને સાહિત્ય ગણાય. આ સંસ્કારિતાની વ્યાખ્યા સમય પરત્વે, દેશ પરત્વે, સમાજ પરત્વે અને પ્રયોજન પરત્વે બદલવાની જ. પણ સામાન્ય વ્યાખ્યા એ જ હોઈ શકે કે સંસ્કારિતાનું પોષક અથવા સંસ્કારિતાનું અવિરોધી એવું વાઙ્મયસર્જન હોય તેને જ સાહિત્ય ગણાય.

જીવનના ઉપાસકે સાહિત્યનું સર્જન કરવાનું હોય ત્યારે એ જીવનના કોઈ પણ અંગની ઉપેક્ષા ન જ કરી શકે. એટલે વાસ્તવવાદને સાહિત્યની ન્યાતમાંથી બાતલ ન જ મુકાય. અશ્લીલ શું અને શ્રીયુક્ત શું એની વ્યાખ્યા પણ પ્રયોજન પરત્વે બદલાય છે. વૈદકના ગ્રંથમાં રોગનાં કારણોની ચર્ચા કરતી વખતે સમાજ-સેવકને કેટલુંય લખવું પડે છે જે સામાન્યપણે અશ્લીલ ગણાય છે. કામશાસ્ત્ર ઉપર જ્યારે કોઈ તદ્વિદ શાસ્ત્રીય ગ્રંથ લખે છે ત્યારે પોતાની ભાષા ચોખલિયા બનાવી એ વિષયને ન્યાય ન જ આપી શકે. એથી ઊલટું અત્યંત અશ્લીલમાં અશ્લીલ અને ઉત્તાનમાં ઉત્તાન શૃંગારનું વર્ણન કરતાં નવલકથાકાર અત્યંત શિષ્ટ-માન્ય શબ્દ વાપરીને પોતે સાહિત્યના વ્યાકરણનો ભંગ કર્યો નથી એમ સિદ્ધ કરી શકે છે.

હું માનું છું કે શિષ્ટમાન્ય શું અને અશિષ્ટ શું એ તે તે વખતનો તે સમાજ સહેજે નક્કી કરી શકે છે અને છતાં એની શુદ્ધ વ્યાખ્યા કરવી મુશ્કેલ છે. કાનૂનનું એ કામ જ નથી. તે તે સમાજના તે તે જમાનાના શિષ્ટ જનો પ્રયોજન પરત્વે જે નિર્ણય આપે તે માન્ય કરીને જ ચાલવું જોઈશે.

આવા શિષ્ટ લોકોમાં પ્રસન્ન સંસ્કારિતા, ઉદાર જીવનનિષ્ઠા અને સમાજ-હિતેચ્છા હોવાં જોઈએ. ધર્માચાર્યો, વૈરાગીઓ અને જીવનવિમુખ સૂતકી લોકોએ જૂના કાળમાં જે આદર્શો રજૂ કર્યા તેમનું રાજ્ય માન્ય ન જ કરાય. આજના

જમાનામાં સમાજમાન્ય શિષ્ટજનો કોણ છે એ નક્કી કરવું અઘરું નથી. એમની પ્રેરણા અને સંમતિ પ્રમાણે ચાલવું એ ધોરી રસ્તો છે.

જીવનના દરેક ક્ષેત્રમાં અમુક હદ સુધી મતભેદને અવકાશ હોવો જોઈએ. એનો સ્વીકાર કર્યા પછી સાહિત્યનાં લક્ષણો બાંધવાં એ બહુ અઘરું નથી અને છતાં છેલ્લે પાટલે જઈને ચર્ચા કરનારને માટે એક જ સૂત્ર કામનું છે: शिष्टाः प्रमाणम् । સંયમ, ઔચિત્ય અને સપ્રમાણતા – આટલી વસ્તુઓ તો ગમે તે જમાનામાં માન્ય થઈ જ છે. એમનો પણ સ્વીકાર થાય.

## ૨

### પ્રશ્નો

૧. પરિષદ કેવી પ્રવૃત્તિ કરે તો સાહિત્યનો રસ વ્યાપક બને?

૨. સાહિત્યમાં અને અન્ય કલાઓમાં જે નવા મિજાજનાં દર્શન થાય છે એ અંગે આપનો શો પ્રતિભાવ છે?

૩. આજના જગતમાં વિવિધ ક્ષેત્રે સાહિત્યકારની પ્રતિબદ્ધતા વિશે આપનો શો ખ્યાલ છે?

૪. કલાકૃતિને શ્લીલ-અશ્લીલના ધોરણે મૂલવી તેના પર પ્રતિબંધ મૂકવા અંગે આપનો શો ખ્યાલ છે?

૫. ગુજરાતી સાહિત્યમાં ઝિલાતી સૃષ્ટિ શા માટે મર્યાદિત છે?

૧. સાહિત્યના કલ્યાણકર્તાઓના બે વર્ગ છે: (૧) સાહિત્યસર્જક અને (૨) સાહિત્યનો આસ્વાદ લેનાર સાહિત્ય-રસિક. સાહિત્ય પરિષદે આ બંને વર્ગ તરફ સરખું જ ધ્યાન આપવું જોઈએ. પરિષદના સદસ્યોમાં બંનેને સરખું જ સ્થાન હોવું જોઈએ. ચોપડીઓના પ્રકાશકો કહેશે ઉત્તમ સાહિત્ય વિના જેમનું ચાલે જ નહીં—'ખોરાક વગર જીવી શકીશું પણ સાહિત્ય વગર અમે જીવી જ ન શકીએ.'—એમ કહેનારો વાચક વર્ગ વધે તો જ સાહિત્યસેવીઓને અમે ઉત્તમ પોષણ આપી શકીશું.

આ તો થઈ વહેવારની બાજુ. સમાજના નેતાઓ, ઉત્તમ કેળવણીકારો અને સંસ્કૃતિના નિર્માતાઓ એકીઅવાજે કહે છે કે આખા સમાજમાં જ્ઞાન, કૌશલ્ય, કલા અને ભક્તિનો ઊંડો રસ જાગ્યા વગર જ્ઞાનોપાસના અને જીવનોપાસના આગળ વધી જ ન શકે.

તેથી પરિષદે આ બંને વર્ગને પોતાની પ્રવૃત્તિમાં ખેંચવા જોઈએ, બંનેની કદર કરવી જોઈએ અને બંને વર્ગમાં જીવનનું આકલન વધુ ને વધુ વ્યાપક અને ઊંડું થતું જાય એની ચિંતા રાખવી જોઈએ.

એક પ્રવૃત્તિ જૂના કાળમાં સરસ ખીલતી હતી. આજકાલ એની કાંઈક ઉપેક્ષા થાય છે. આજકાલ ઉત્તમ સાહિત્ય ઉત્તમ રીતે પ્રકાશિત થાય અને બની

શકે તેટલું સસ્તે ભાવે વેચાય એટલી પ્રવૃત્તિ કરી એટલે ગંગા નાહ્યા એમ લોકો માને છે. જૂના વખતમાં આંખ અને લિપિ કરતાં ધ્વનિ અને શ્રાવણ ઉપર વધારે ભાર મુકાતો. ગામડાંઓમાં કે શહેરોમાં 'ઉત્તમ સાહિત્ય વાંચી સંભળાવનાર લોકો'ની કદર થતી. આગળ જતાં ધાર્મિકોએ પુરાણશ્રાવણને સંગઠિત કર્યું, ધર્મકીર્તનો પણ ગોઠવ્યાં અને વાણી તથા શ્રાવણ દ્વારા ઉત્તમ સાહિત્યનો પ્રચાર ચલાવ્યો. આજે આ પ્રવૃત્તિ ઘણી ઓછી થઈ છે. શહેરના લોકોને વખત મળતો નથી અને ગામડાં-ના લોકોને ઉત્તમ સાહિત્ય રસપૂર્વક વાંચી સંભળાવનાર અને સમજાવનાર સંસ્કારી સેવકો મળતા નથી. તેથી આ પ્રથાની ઉપેક્ષા થાય છે.

આજકાલની સાહિત્ય પરિષદો ગામડાંઓની સેવાનો વિચાર કરતી હોય તો એ વિશે આપણે જાણ્યું નથી. લેખકો, પ્રકાશકો અને ચોપડીઓના ખરીદનાર (વાચકોનો ઉલ્લેખ અહીં જાણીજોઈને ટાળ્યો છે.) મળીને જ જાણે સાહિત્યહિત કરનારાઓનો વર્ગ પૂરો થઈ જાય છે એમ મનાય છે. સાહિત્યકારો ભેગા મળીને આપસમાં સાહિત્યચર્ચા કરે એ ઇષ્ટ છે, પણ એટલું બસ નથી. સામાન્ય જનતામાં સાહિત્ય-ની કદર કરવાની અને એમાંથી પોતાનું જીવન કેળવવાની ઇચ્છા અને ઉત્કંઠા વધવાં જોઈએ. એને માટે પરિષદોએ સાહિત્ય વાંચી સંભળાવનાર સમાજસેવકોનો એક વર્ગ ઉત્પન્ન કરવો જોઈએ. એવા વર્ગની આજીવિકાનો સવાલ કોઈ કાળે મૂંઝવશે નહીં એટલી ખાતરી રાખવી જોઈએ.

સાહિત્યનો રસ વ્યાપક, ઊંડો અને જીવનલક્ષી બને એને માટે અમુક પ્રેરણા અને થોડી સૂચનાઓ અહીં આપી છે. એ દિશાએ સાહિત્યસેવીઓ પ્રવૃત્તિ કરશે તો એમને અનેક વસ્તુઓ સૂઝશે. 'સૂઝ' નામની શક્તિ સૌથી વધારે સાહિત્યસેવી-ઓમાં ખીલેલી હોય છે. એક નવી દિશાનો દરવાજો એમની આગળ ખોલ્યો એટલે એમાં ક્યાં સુધી પહોંચી જવાશે એનો ખ્યાલ એમની દ્વારા એની મેળે ખીલશે.

૨. હું તો આપણા મોટા દેશની નિત્યનૂતન વિશાળ રાજધાનીમાં રહેતો ગામ-ડિયો છું. સાહિત્યમાં અને બીજી કલાઓમાં કેવા કેવા નવા મિજાજનાં દર્શન થાય છે તેનો પૂરતો ખ્યાલ મારી પાસે છે જ નહીં.

દા.ત. (૧) સંગીતમાં કર્ણાટકી સંગીત, હિંદુસ્તાની સંગીત અને બંગાળી સંગીત વિશે થોડુંક જાણું છું. લોકગીતો સાથે સંભળાતા લોકસંગીતનો પણ થોડો પરિચય છે. આ ચારેય સંગીતની ખૂબીઓ અને સુંદરતા ઓછીવત્તી સમજી શકું છું અને ચારેય મને ગમે છે. આ ઉપરાંત નવો કોઈ મિજાજ પ્રગટ થયો હોય તો તે હજી મેં સાંભળ્યો નથી.

(૨) મૂર્તિકળા વિશે પણ એમ જ. આપણી જૂની મૂર્તિકળાઓ, પ્રત્યક્ષ ફોટાઓ સામે રાખી એમાંથી ઉપજાવેલી યથાર્થદર્શી મૂર્તિકળા, પશ્ચિમની ધાર્મિક ઈસાઈ મૂર્તિકળા અને જાપાની લોકોની મૂર્તિકળા ઇત્યાદિની વિશેષતાઓ ઉપરાંત આપણે ત્યાં નવો મિજાજ ખીલ્યો હોય તો એ જાણવાની મને ઘણી ઉત્કંઠા છે. પણ એવા કોઈ નમૂનાઓ હજી જોવાને મળ્યા નથી.

(૩) મકાનોની સ્થાપત્યકળા અને મનુષ્યવસ્તીની વાસ્તુકળામાં અત્યંત સગવડ-ભરેલો વાસ્તવવાદ દાખલ થયો છે. એમાં પશ્ચિમનું અને ખાસ કરીને અમેરિકાનું આંધળું અનુકરણ જોવા મળે છે. આમાં, આપણે ત્યાંનો કોઈ મૌલિક મિજાજ હોય (પછી તે સારો હોય કે નરસો) તો જરૂર જોવા ઇચ્છું અને એને પ્રોત્સાહન પણ આપું. પણ કોઈ મૌલિક મિજાજ જાગ્યો હોય તો ને?

(૪) નાટયકળા વિશે હું કશું જાણતો નથી. સિનેમા વગેરે ક્ષેત્રોમાં ઘણાં પરિવર્તનો દાખલ થયાં હોય. એના નમૂનાઓ મેં જોયા નથી. એ તો ઠીક; પણ એની ચર્ચા પણ મને હજી સાંભળવાને મળી નથી. એટલે એ વિશે હું કશું કહી ન શકું.

(૫, ૬) હવે રહી કવિતા અને ચિત્રકળા.

હું માનતો હતો કે આમાં મને કાંઈક ગમ્ય છે. પણ પ્રયત્ન કર્યા છતાં એ નવા મિજાજોનું રહસ્ય હું સમજી શકયો નથી અને કોઈ સમજાવે તો હજી તે ભેજામાં ઊતર્યું નથી.

પછી જ્યારે સાંભળ્યું કે એક ચિત્રકાર કે એક કવિ જે કૃતિઓ આપણને આપે છે એનું રહસ્ય બીજો ચિત્રકાર કે કવિ પણ સમજતો નથી, ત્યારે હું સાવ લાચાર થયો.

પ્રથમથી કહી દઉં કે હું સામાન્યપણે નવા મિજાજનો વિરોધી નથી. નીતિની બાબતમાં મારા કેટલાક સ્પષ્ટ આગ્રહો છે, પણ એમાં હું પુરાણમતવાદી નથી. નવા નવા આદર્શો અજમાવવા જોઈએ. એમાં ભૂલો થાય તો તે નભાવી, એ ભૂલોથી જાગ્રત થઈ, દોષ સુધારી આગળ વધવું જોઈએ એ મતનો છું.

અમુક પ્રાકૃતિક શબ્દો અને વર્ણનો શિષ્ટ ભાષામાં વ્યક્ત થયાં નથી માટે એ અશ્લીલ, એવી જૂની માન્યતાને હું વળગ્યો નથી. નવી ઢબે મુક્ત મને વિચાર કરવા અને પ્રયોગ કરવામાં માનું છું અને છતાં એમાં કેવળ અરાજક કબૂલ કરવા જેટલો હું કલાતીત થયો નથી. (એક વાત અહીં કહી દઉં. કવિવર રવીન્દ્રનાથ ઠાકુરે જીવનના છેલ્લા દિવસોમાં ચિત્રકળામાં નવાં નીતિનિરપેક્ષ ચિત્રો દોરી ઉત્તમ પ્રયોગો ચલાવ્યા. મેં એનું નિરીક્ષણ કરી એનું રહસ્ય સમજવાનો પ્રયત્ન કર્યો—નીતિનિરપેક્ષ એટલે અનીતિમય નહીં, ગંદું નહીં, પણ નીતિના ક્ષેત્રથી બિલકુલ પર એવું—રવીન્દ્રનાથની કળાનું આકૃતિસૌંદર્ય અને એમાંથી નીતરતી ભાવવાહિતા હું સમજી શકયો એમ માનું છું. એટલે આ ક્ષેત્રમાં હું પોતાને સાવ ગામડિયો ન ગણું) અને છતાં આજકાલના મિજાજમાં કેટલીક વસ્તુઓ મને અર્થ વગરની અને કેટલીક ત્યાજ્ય જણાઈ છે. એમાં મારી એકાંગિતાનો દોષ કોઈ કાઢે તો તે સ્વીકારવા હું તૈયાર છું. પણ 'કવિતા અને ચિત્રકળામાં તમે અમને રોકી ન શકો, બાંધી ન શકો.'—એમ કહેનારને હું જરૂર કહીશ કે 'તમારી કૃતિઓ વિશે અભિપ્રાય બાંધવાના અધિકાર સામે તમે પણ કશું કહી ન શકો.'

એ બંને કળામાં શ્રીલ અને વિશ્રી એવો ભેદ પાડયા વિના ચાલે નહીં. અત્યારે બન્ને ક્ષેત્રે અરાજક ચાલે છે અને લાંબા વખત સુધી એ ચાલવાનું છે.

જૂના આદર્શવાળા કલાધરો અને કલાસમીક્ષકો જેનો વિરોધ કરે તે બધું છોડી દેવું એ મતનો હું નથી. આ ક્ષેત્ર વિશે હજી નવા આદર્શો ઘડાયા નથી. યથાકાળે નવા આદર્શો ઊગશે એવી મારી માન્યતા અને આશા છે.

જેમનાં મન અને અભિરુચિઓ મુક્ત છે અને જેમની પાસે નવા આદર્શો સમજવાની અને મૂલવવાની શક્તિ છે એવા લોકો ભેગા થઈને નવા મિજાજને યોગ્ય પ્રોત્સાહન આપી ઠેકાણે પાડે ત્યાં સુધી, છો નવા પ્રયોગો અમર્યાદ ઢબે ચાલે. એથી કશું કાયમને માટે બગડવાનું નથી. સ્વતંત્રતાને નામે અતંત્રતા તોફાન કરે તો તેટલા ખાતર સ્વતંત્રતાને રોકવાની જરૂર નથી. બધું ભવિષ્યના હાથમાં સુરક્ષિત છે એટલી શ્રદ્ધા અને આસ્તિકતા આપણામાં હોવી જોઈએ.

૪. આ વિષય ઘણો ચર્ચાયો છે. મેં પણ આને અંગે અનેક ઠેકાણે અનેક વાર લખ્યું છે. લગભગ દરેક વિચારક આની ચર્ચા કરે જ છે. એટલે આ પ્રશ્નનો સંકુચિત અર્થ કરી કેવળ પ્રતિબંધ મૂકવા ન મૂકવા વિશેના વિચારો અહીં રજૂ કરીશ.

'અશ્લીલ' શબ્દ 'શ્રી' ઉપરથી આવ્યો છે. જેમાં 'શ્રી' સચવાઈ છે, ઉત્તમ રીતે પ્રગટ થઈ છે તે હોય છે 'શ્લીલ'. શ્રીને અભાવે જે લખાણ આપણને પ્રસન્ન કરતું નથી તેવાં તમામ લખાણોને 'અશ્લીલ' કહી શકાય, પણ આજકાલ 'જે વસ્તુ સંસ્કારી માણસને કાને અસહ્ય લાગે' તેને જ 'અશ્લીલ' કહે છે.

કેટલીક વાર મૂળ વિચાર, કલ્પના કે વર્ણન જ અસહ્ય હોય છે, જ્યારે કેટલીક વાર એ જ વસ્તુ જો પ્રતિષ્ઠિત, સંસ્કારી અથવા 'નભાવી લેવાય' એવા શબ્દોમાં લખેલી હોય તો એની સામે આપણને વાંધો હોતો નથી. એવે ઠેકાણે અશ્લીલતા શબ્દોની પસંદગી ઉપર આધાર રાખે છે.

જૂના વખતમાં (અથવા હમણાં હમણાં સુધી) પ્રતિષ્ઠિત સંસ્કારી સમાજમાં (Elite – એલિટ સમાજમાં) વપરાતા શબ્દો માન્ય અને એ જ અર્થમાં 'અશિષ્ટ લોકોમાં વપરાતા શબ્દો' અશ્લીલ અથવા ગ્રામ્ય ગણાતા. હવે પ્રજારાજના દિવસોમાં જ્યારે દ્વિજ અને શૂદ્ર એવો ભેદ આપણે કાઢી નાખવા માગીએ છીએ ત્યારે સામાન્ય જનસમાજમાં જે શબ્દો રૂઢ છે (આપણે પણ, બાળકો સાથે અને પછાત વર્ગો સાથે બોલતાં જે શબ્દો વાપરતા આવ્યા છીએ) તે સાહિત્યક્ષેત્રે ઘણી વાર અશ્લીલ ગણાતા. હવે એ ભેદ કાઢી નાખ્યે જ છૂટકો. સામાજિક એકતાની વાત કરવી અને ઉપલા વર્ગની ભાષા જ આખા સમાજ ઉપર લાદવી એ હવે ચાલે નહીં. એટલે કેવળ ભાષાની દૃષ્ટિએ અશ્લીલ ગણાતા કેટલાક શબ્દો હવે સમાજમાં માન્ય થવા જોઈએ. (દા.ત., એક અત્યંત નિર્દોષ અને છતાં અશ્લીલ ગણાતો શબ્દ લઈ લઉં: 'શૌચ જવું,' 'શૌચ બેસવું' વગેરે શબ્દો શિષ્ટ અથવા માન્ય ગણાય છે; જ્યારે ગામડિયા લોકો, બાળકો સહેજે વાપરે છે તે ક્રિયાપદ 'હગવું'

અશ્લીલ ગણાય છે. જોકે કેટલીક કહેવતોમાં શિષ્ટ લોકો પણ એ ક્રિયાપદ વાપરે છે. મરાઠીમાં રૂઢ કહેવત છે: हगत्याला लाज कां बघत्याला लाज – શૌચ બેસનાર શરમાય કે જોનાર શરમાય?) આવે પ્રસંગે નિબંધોમાં શિષ્ટ શબ્દો જ વપરાય એ હું યોગ્ય ગણું છું. પણ નવલકથામાં, નાટકોમાં અને સંભાષણોમાં પાત્રો જે કોટિનાં હોય તે અનુસાર એમનાં મોઢાંમાં શોભે એવા શબ્દો મૂકવા જોઈએ. જોકે એમાં પણ સાવ ગંદા શબ્દો 'એવા લોકો એ વાપરે છે' એ દલીલ વાપરી સાહિત્યમાં આણાય નહીં એ મર્યાદા સ્વીકારવી જ જોઈએ.

આ થઈ ભાષાના શબ્દોની પસંદગીની બાબતની વિચારણા. હવે કેટલાક વિચારો અને ક્રિયાઓ વિશે પણ શ્લીલ અને અશ્લીલનો ભેદ સ્વીકારવો જોઈએ. એને વિશે:

કેટલીક ક્રિયાઓ આપણે બધા કરીએ છીએ, એ પવિત્ર પણ હોય છે અને છતાં લોકોના દેખતાં આપણે એ કરતા નથી. એકાંતમાં બધા જ લોકો નાગા હોઈ શકે છે. નાનાં બાળકો માબાપ આગળ નાગાં હોય જ છે. રોગીઓ ઘણી વાર ડૉક્ટર કે સર્જન આગળ નાગા થાય જ છે. એમાં કશું ખોટું કે ગંદું છે જ નહીં છતાં સામાન્ય લોકો આગળ આપણે નાગા થતા નથી. આપણે ગમે ત્યાં શૌચ બેસતા નથી. આ 'મર્યાદા' કાઢી નાખવાનું કોઈ સૂચવે તો આપણે તે માન્ય કરવાના નથી. પતિપત્ની એકાંતમાં જે ઢબે સૂઈ શકે છે તે જ રીતે આપણે ગમે ત્યાં સૂઈ શકવાના નથી.

આ એક સામાન્ય દાખલો ઉદાહરણ તરીકે લીધો. પણ કેટલીક વસ્તુઓ એક સમાજમાં ઉઘાડી રીતે કરાય કે બોલાય તે બીજા સમાજમાં વાંધાભરેલી ગણાય છે. હવે એવા બે સમાજો એકત્ર આવે, સહજીવન કેળવે એટલે એવો ભેદ કાં તો બંને સ્વીકારે અથવા બંને છોડી દે અથવા બંને મળીને વચલો રસ્તો કાઢે. એ વાત બંને મળીને જે એક સમાજ બને છે એની મુનસફી ઉપર આધાર રાખે છે.

માટે પ્રજારાજ્યના દિવસોમાં અને સામાન્ય જનતાની સામાન્ય સંસ્કૃતિ માન્ય કરવાના દિવસોમાં જૂના આગ્રહો ચાલી ન શકે, ચાલવા ન જોઈએ. અને છતાં નવો સમાજ જ્યારે ધીરે ધીરે સ્થિર રૂપે બંધાય છે ત્યારે એના નવા નેતાઓ, નવા આદર્શો બાંધી જ દે છે. કશું જ બંધન નહીં—એવી પશુ જેવી સ્થિતિ કોઈ પણ સમાજ પસંદ કરતો નથી. અતિઆગ્રહ, વરણાગીપણા તરીકે નિંદાય છે અને કશું બંધન ન હોય, મર્યાદા ન હોય એ વસ્તુ પણ અસહ્ય બને છે.

હવે આવી મર્યાદા અમલમાં કોણ મૂકે?

દેખીતી રીતે સમાજ પોતે જ પોતાની મેળે પોતાની મર્યાદાઓ ઉત્પન્ન કરે છે, પાળે છે અને પળાવે છે. એ જ સ્થિતિ સ્વાભાવિક અને યોગ્ય છે. આવી મર્યાદાઓનું જે પાલન ન કરે તેને સમાજ બીજી કોઈ સજા ન કરે, પણ એનો ઓછામાં ઓછો સામાજિક બહિષ્કાર તો કરે જ છે. સમાજ તરફથી થતી હળવામાં હળવી સજા પણ વ્યક્તિને ભારે જણાય છે.

મોટા અને વ્યવસ્થિત સમાજમાં શ્લીલ-અશ્લીલની મર્યાદા પળાવવાની જવાબદારી સમાજના નેતાઓ ઉપરાંત કાયદાની પણ હોય છે. 'પોલીસ, કાયદાઓ અને ન્યાયાલયો' દ્વારા અશ્લીલતા દંડાય છે.

આ સગવડ, જરૂરી સમજી, સમાજે જ ઊભી કરી છે. એટલે 'કાયદા, કોર્ટ અને પોલીસ' દ્વારા મર્યાદાઓ પળાય છે એની સામે વાંધો ન જ ઉઠાવાય. પણ આજના યુગમાં જૂના આદર્શો પળાવવાની જવાબદારી પોલીસ કે ન્યાયાધીશ ઉપર નખાય નહીં. સમાજનો એક પણ વર્ગ જે રિવાજને કે ભાષાને નિર્દોષ ગણે છે તેની કાયદા દ્વારા સજા થાય નહીં. તેથી જ્યાં અશ્લીલતા હદ બહાર હોય અને સમાજના બધા જ લોકો જે આચરણ વાંધાભરેલું ગણે છે તેને સજા કરવાની પેરવી સરકાર કરવાની જ. પણ તેટલાથી આખા સમાજને પૂરતું રક્ષણ નથી મળતું. તેથી સામાન્ય નિયમ એ જ હોઈ શકે કે જ્યાં મર્યાદાનો ભંગ સમાજના અધિકાંશ લોકોને સહ્ય જેવો લાગે ત્યાં સરકારે વચમાં ન પડવું જોઈએ.

આ બાબતમાં કેળવણીકારો અને સમાજના નેતાઓ જાગરૂક થાય અને સમાજને દોરવણી આપે તો તેવી સ્થિતિ આજના જમાનામાં ઉત્તમ ગણવી જોઈએ.

ફક્ત દરેક દેશમાં અને દરેક યુગમાં હવે સામાન્ય નિયમો જ ઉદાર અને સહનશીલ બનાવવા જોઈએ. માત્ર અતિઆગ્રહ હવે ટકી જ ન શકે.

જે વસ્તુ સાવ નીતિબાહ્ય છે એનો વિરોધ કરવામાં સમાજના નેતાઓએ અને સરકારના અધિકારીઓએ હમેશાં જાગ્રત રહેવું જોઈએ અને સમાજના આદર્શો તે તે વખતે નેતાઓ તરફથી સ્પષ્ટ થવા જોઈએ.

૫. હું તો કહું કે 'ગુજરાતી સાહિત્યમાં ઝિલાતી સૃષ્ટિ આજે મર્યાદિત છે એ ઇષ્ટ જ છે.' જીવન, જીવનના રસો અને એમાંથી જાગતા આદર્શો અને કલ્પનાઓ જો મર્યાદિત હોય અને સાહિત્ય જો સમાજના જીવનનું પ્રતિબિંબ બન્યું હોય તો એવું સાહિત્ય જીવનની મર્યાદાઓ સ્વીકારીને ચાલવાનું. એમ ન હોય તો સાહિત્ય કૃત્રિમ અને અર્થ વગરનું બનવાનું.

આપણા પુરાણીઓએ માણસથી ઝિલાય નહીં એવી સૃષ્ટિનાં ઇતિહાસ-ભૂગોળ લખી કાઢ્યાં. સ્વર્ગલોક અને પાતાળલોક વિશે જેમનો વિશ્વાસ હતો, તેમણે તે વખતની પોતાની આસ્તિકતાને આધારે વિષ્ણુલોક, શિવલોક વગેરે કેટલીયે સૃષ્ટિ ઊભી કરી. સમાજે એ બધું સાચું માન્યું. એમાંથી અનેક રસો મળ્યા. પ્રજાને થોડો લાભ પણ થયો હોય પણ નુકસાનમાત્ર ભયાનક થયું; જેનાં પરિણામો ભારતીય માનસ આજે પણ વેઠે છે.

ગુજરાતી સાહિત્ય એ મોટે ભાગે મધ્યમ વર્ગનું અને ઉચ્ચ ગણાતા વર્ગનું સાહિત્ય છે. લોકસાહિત્ય એને અપવાદ ગણાય. છતાં લોકસાહિત્ય ઉપર સંત-સાહિત્યની અસર સ્પષ્ટ દેખાય છે. જેટલું લોકસાહિત્ય સંતસાહિત્યથી બચ્યું અને લોકજીવનને વફાદાર રહ્યું તેટલું જ આજે આપણને આકર્ષક થાય છે.

સામેનો આ સવાલ આપણને પૂછે છે કે ગુજરાતી સાહિત્યમાં ઝિલાતી સૃષ્ટિ મર્યાદિત શા માટે છે? જવાબ સ્પષ્ટ છે: 'સાહિત્ય લખનાર લોકોનું જીવન, એમના આદર્શો અને એમની કલ્પનાઓ મર્યાદિત છે તેથી.' આટલામાં પ્રશ્નનો સંપૂર્ણ જવાબ આવી જાય છે.

પણ જો સવાલમાં એ પણ ઈંગિત છે કે 'એ મર્યાદા તોડીને સાહિત્યની સૃષ્ટિ વ્યાપક કેમ કરવી?' તો એનો પણ જવાબ સ્પષ્ટ છે. ગુજરાતી બોલનાર આખી પ્રજા (એમાં પારસીઓ, યહૂદીઓ, હિંદુઓ, મુસલમાનો અને નાસ્તિકો બધા આવી જાય છે.) જો દુનિયાભરના બધા સમાજો સાથે જીવનવ્યાપી સમન્વય અનુભવે તો એનું સાહિત્ય જરૂર વ્યાપક થવાનું.

હિંદુઓની નવલકથાઓમાં મુસલમાન કે પારસી પાત્રો કેટલાં જોવા મળે છે? મુસલમાનોની નવલકથાઓમાં હિંદુસમાજને ન્યાય મળી શકે એટલું સ્થાન કેટલું છે? — એ બધું તપાસવું જોઈએ.

ખરું જોતાં આપણું સાહિત્ય મોટે ભાગે જૂનું સંતસાહિત્ય, સંસ્કૃત સાહિત્ય અને આજકાલના અંગ્રેજી સાહિત્યને આધારે જ જીવે છે અને ખીલે છે. જે પાણી કૂવામાં જ નથી તે ગાગરમાં ક્યાંથી આવે? સમાજનો પુરુષાર્થ વધે, વંશપરંપરાગત કેળવેલી મર્યાદાઓ વ્યાપક અનુભવથી ઓગળી જાય ત્યારે જ સાહિત્યમાં ઝિલાતી સૃષ્ટિ વ્યાપક અને સત્યસમૃદ્ધ થશે.

સામેનો આ સવાલ આપણને પૂછે છે કે ગુજરાતી સાહિત્યમાં ઝિલાતી સૃષ્ટિ મર્યાદિત શા માટે છે? જવાબ સ્પષ્ટ છે: 'સાહિત્ય લખનાર લોકોનું જીવન, એમના આદર્શો અને એમની કલ્પનાઓ મર્યાદિત છે તેથી.' આટલામાં પ્રશ્નનો સંપૂર્ણ જવાબ આવી જાય છે.

પણ જો સવાલમાં એ પણ ઇંગિત છે કે 'એ મર્યાદા તોડીને સાહિત્યની સૃષ્ટિ વ્યાપક કેમ કરવી?' તો એનો પણ જવાબ સ્પષ્ટ છે. ગુજરાતી બોલનાર આખી પ્રજા (એમાં પારસીઓ, યહૂદીઓ, હિંદુઓ, મુસલમાનો અને નાસ્તિકો બધા આવી જાય છે.) જો દુનિયાભરના બધા સમાજો સાથે જીવનવ્યાપી સમન્વય અનુભવે તો એનું સાહિત્ય જરૂર વ્યાપક થવાનું.

હિંદુઓની નવલકથાઓમાં મુસલમાન કે પારસી પાત્રો કેટલાં જોવા મળે છે? મુસલમાનોની નવલકથાઓમાં હિંદુસમાજને ન્યાય મળી શકે એટલું સ્થાન કેટલું છે?— એ બધું તપાસવું જોઈએ.

ખરું જોતાં આપણું સાહિત્ય મોટે ભાગે જૂનું સંતસાહિત્ય, સંસ્કૃત સાહિત્ય અને આજકાલના અંગ્રેજી સાહિત્યને આધારે જ જીવે છે અને ખીલે છે. જે પાણી કૂવામાં જ નથી તે ગાગરમાં ક્યાંથી આવે? સમાજનો પુરુષાર્થ વધે, વંશપરંપરાગત કેળવેલી મર્યાદાઓ વ્યાપક અનુભવથી ઓગળી જાય ત્યારે જ સાહિત્યમાં ઝિલાતી સૃષ્ટિ વ્યાપક અને સત્યસમૃદ્ધ થશે.

# ૧. કાન્તનું કવન

કાન્તની કવિતા મેં બહુ વાંચી ન હતી, છતાં જે વાંચી હતી તે એટલી ગમી હતી કે એમને વિશે, એટલે કે એમની કાવ્યભાવના વિશે, તેમ જ એમની કવિત્વની કલા વિશે આકર્ષણ અને આદર થાય.

એમના સ્નેહીઓ અને સમકાલીનો વચ્ચે એ આદરપાત્ર હતા એ જાણીને પણ કાન્તને વધુ ઓળખવાની અને એમની બધી કવિતા વાંચવાની ઇચ્છા હતી. મારે આપણા નવા કવિ શ્રી સુરેશભાઈ દલાલનો આભાર માનવો ઘટે છે કે તેમણે મને આમંત્રણ આપી આ સુંદર તક મારા ઉપર લાદી! મારાં હજાર કામોમાં, હું નથી માનતો કે ઇચ્છા હોવા છતાં, કાન્તને માટે હું થોડો પણ વખત કાઢી શક્યો હોત!

દુઃખ અને કરુણાના કવિ કલાપી, સાક્ષરવર્ય બ. ક. ઠાકોર, મુ. રમણભાઈ, વિવિધ પ્રતિભાશાળી નરસિંહરાવ દીવેટિયા વગેરે દિગ્ગજો જે જમાનાએ પેદા કર્યા, તે જ જમાનાના અને તેમની વચ્ચે વિચરનારા મણિશંકર રત્નજી ભટ્ટ વિશે હું ન જાણું એ મને ખૂબ સાલતું હતું. એટલે આ બહાને એ શ્રેષ્ઠ કવિનો પરિચય મેળવવા પામીશ એ લોભે પોતાના અધિકારનો કશો વિચાર કર્યા વગર સુરેશભાઈનું આમંત્રણ તો મેં સ્વીકારી લીધું. છતાં આશ્ચર્ય તો થયું કે આજના પ્રસંગ માટે ગુજરાતના અનેક વિદ્વાન અને સમર્થ કવિઓને છોડી મારા જેવા ગદ્યસેવકને શા માટે પસંદ કર્યો હશે!

તરત જ એક પ્રસંગ મને યાદ આવ્યો. હું નવોસવો ભાવનગર ગયો હતો. ત્યાંના નવા સ્નેહીઓએ મને સૂચવ્યું કે, “કાન્ત કવિ અહીં છે. એમને મળવા જઈશું? કવિઓ કોક કોક વાર પોતાની મસ્તીમાં રહે છે, છતાં મળવા જઈએ તો સારું.”

થોડા જ દિવસ પહેલાં કાન્તની કવિતા ‘વસંતવિજય’ મેં વાંચી હતી મારા પરિચયના શ્રેષ્ઠ કવિઓની શૈલીમાં લખેલી એ કવિતાથી હું ખૂબ જ ખુશ થયો હતો. એટલે એ કવિતાના કર્તાને મળવાની તક મેં વધાવી લીધી. થોડીક ઔપચારિક વાતો પછી એમણે મને પૂછ્યું: “વેદોનું અધ્યયન કર્યું છે?” મેં કહ્યું: “અધ્યન કરી શકું એટલો તો વેદોનો પરિચય નથી. પણ વેદોનો જેને હું અર્ક ગણું છું તે ઉપનિષદોમાં મને ઘણો રસ છે. ઉપનિષદોને હું વેદોનો અર્ક કહું છું, જ્યારે જૂના લોકો એને વેદોનો અંત કહે છે. (વેદાન્તના આધારભૂત ઉપનિષદો વેદને અંતે આવે છે એ અર્થમાં ત્યાં ‘અંત’ શબ્દ વપરાયો છે.)”

બસ, કવિશ્રી સાથે વેદોનો એ વિષય આગળ વધ્યો જ નહીં. સાંજનો વખત

હતો, અંધારું વધતું હતું, એટલે અમે ઊઠ્યા. કશું કહ્યા વગર જઈએ એ મને ગમ્યું નહીં. એટલે મેં કહ્યું કે, "આપનું 'વસંતવિજય' મેં વાંચ્યું છે. હું માનું છું કે માણસજાતની અશક્તિ અને ગુજરાતી ભાષાની શક્તિ આપની એ કવિતામાં અસાધારણ રીતે, સમર્થ રીતે, વ્યક્ત થઈ છે."

એક કવિતાનું રસગ્રહણ, વિદાયની ઉતાવળને કારણે, જેમતેમ કરીને એક વાક્યમાં મેં મવડાવી દીધું. સાથે આવેલા લોકોને એ ગમ્યું. એમણે બીજાઓને કહ્યું. મને શી ખબર કે સ્નેહીઓ એ વાક્યને જાણે Classical કરી મૂકશે! આજે જોઉં છું કે એ વાક્યે જ મને અહીં આપની વચ્ચે ઊભો કર્યો છે.

'વસંતવિજય' એ ખંડકાવ્ય છે જ, કલાસિકલ અને અપ્રતિમ સુંદર પણ છે જ, પણ આજે હું કહીશ કે મને એ જ કવિનું 'દેવયાની' વધારે આકર્ષક લાગ્યું છે. 'દેવયાની' એ કવિતાનો પ્રસંગ દેખાય છે સાદો પણ એ કવિતામાં વર્ણવેલા મુગ્ધા દેવયાની અને સંસ્કારમૂર્તિ કચ – બન્નેનું મનોવિશ્લેષણ કર્યું હોય તો એ 'વસંતવિજય' કરતાં 'દેવયાની'નો પ્રેમવિજય વધારે પ્રતિભાશાળી છે એ સહુ રસિકો સ્વીકારશે.

એક વાર મને થયેલું કે 'વસંતવિજય' અને 'દેવયાની' એ બે કાવ્યો વચ્ચે સરખામણી કરી, દરેકની ખૂબી જરા વિશદ કરું અને કેવળ કાવ્યકલાની દૃષ્ટિએ, તેમ જ રસિકતાની દૃષ્ટિએ 'દેવયાની' કેમ શ્રેષ્ઠ છે એનું વિવેચન અથવા વિશ્લેષણ કરી બતાવું. પછી થયું કે તેમ કરું તો આજના વાચકો એક બાજુ ખુશ ખુશ થશે, પણ બીજી બાજુ કહેશે કે, "અમે માન્યું ન હતું કે કાકાસાહેબ પ્રણયસૃષ્ટિની રસિકતા આમ વ્યક્ત કરવા તૈયાર થાય, અને તે પણ આ ઉંમરમાં!" એટલે કેવળ સૂચન કરી આ રોચક પ્રયાસ કરવાનું કામ યુવાન અને સમર્થ કવિ-રસિકોને સોંપી દઉં છું. ક્યાં ઋષિશાપને અવગણનારો રાજા પાંડુનો કામોન્માદ અને ક્યાં બાલસખી દેવયાનીની ખંડિતાવસ્થા અસહ્ય થવાથી રૂઢ સંસ્કારિતાને અવગણનારી દેવકુમાર ઋષિશિષ્ય કચની આર્યતા!

એ બધું છોડી દઈને આજે હું મણિશંકર રત્નજી ભટ્ટના વ્યક્તિત્વને લઈને એક કરુણ પ્રસંગનું થોડું વિવેચન કરવા માગું છું; કેમ કે એમના સમકાલીનોએ, સ્નેહીઓએ અને આજના ભક્તોએ એ પ્રસંગને દુર્દૈવી સમજી, કેવળ ઉલ્લેખ કરી છોડી દીધો છે. એ પ્રસંગ છે આપણા આ કવિએ ધર્માંતર કરી ખ્રિસ્તી ધર્મનો સ્વીકાર કરવા પરત્વેનો.

એ આખો પ્રસંગ એક સાવ નવી જ અને શુદ્ધ ભારતીય ધર્મદૃષ્ટિથી સમજવાને આજના જમાનાને હું વીનવીશ.

આપણા દેશના અસંખ્ય હિંદુઓએ, જુદાં જુદાં કારણસર ધર્માન્તર કર્યું છે તેથી અસહાય હિંદુઓ ઘણા નારાજ થયા છે, દુ:ખી થયા છે ... વિવેક જ નહીં, પણ ધાર્મિકતા પણ ભૂલી ગયા છે અને પોતા ... તથા

વિરોધનું સમર્થન કરવા માટે ગીતાનું વચન ટાંકી, અજાણતાં એ વચનનો પણ અનર્થ કરે છે.

ગીતાએ કહ્યું છે:

श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात् स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ।।

એ શ્લોકનો સીધો અર્થ એટલો જ છે –

પોતાનો ધર્મ ખામી ભરેલો હોય, સર્વશ્રેષ્ઠ ન હોય તોપણ તે પોતાને માટે શ્રેયસ્કર છે. જે પોતાનો ધર્મ નથી, તેનું પાલન આપણાથી ઉત્તમ રીતે થતું હોય તોપણ, આપણા માટે સ્વધર્મ જ શ્રેયસ્કર છે. સ્વધર્મનું પાલન કરતાં મોત સ્વીકારવું પડે તોપણ ભલે. પણ પરધર્મ તો ભયાનક છે.

હવે આપણે વિચારીએ કે શ્રીકૃષ્ણના વખતમાં, અથવા ગીતા લખાઈ ત્યારે, શું આપણે ત્યાં ઈસ્લામ કે ઈસાઈ-વિશ્વાસી ધર્મ જેવા ભિન્ન ભિન્ન પરધર્મો હતા? તે વખતના સાહિત્યમાં જુદા જુદા સ્વધર્મોની વિસ્તૃત યાદીઓ મળે છે એ પર કેવળ કલ્પના કરવાની આવશ્યકતા નથી. ખુદ ગીતામાં, 'કુલધર્મ' અને 'જાતિધર્મ'નો ઉલ્લેખ આવે છે; ચાર વર્ણના ધર્મોનું વિસ્તારપૂર્વક વર્ણન મળે છે; અને ચાર આશ્રમનો અછડતો ઉલ્લેખ પણ છે. જોકે, સંન્યાસની વિસ્તારપૂર્વક ચર્ચા કરનાર ગીતામાં 'આશ્રમ' શબ્દ શોધ્યો જડતો નથી. એ વખતના જાત-જાતના સ્વધર્મોની યાદી નીચે પ્રમાણે છે:

દેશધર્મ, કાલધર્મ, કુલધર્મ, જાતિધર્મ, શરીરધર્મ, વયોધર્મ, ગુણધર્મ અને આપદ્ ધર્મ: આ બધા સોપાધિકધર્મો છે. એમનો ત્યાગ કરી ઈશ્વરશરણ જવાનો ઉપદેશ છે. સંભવ છે ગીતાકાર ત્રયીધર્મને પણ એ જ યાદીમાં ઉમેરી દે છે.

આજે જેને આપણે 'ધર્માંતર' કહીએ છીએ તે જાતના પ્રસંગો તે વખતે ઉત્પન્ન થવાનો સંભવ જ ન હતો.

આપણે ત્યાં કેટલાય શાક્તો ધર્માંતર કરી વૈષ્ણવ થયાના દાખલા છે. કેટલાય વૈષ્ણવો જૈન થયાના દાખલા પણ છે. કરોડો હિંદુઓ બૌદ્ધ પણ થયા અથવા શીખ થયા, તેની સામે કોઈએ હો – હા કરી નથી અથવા એમને નરકના અધિકારી બનાવ્યા નથી; અને કરોડો બૌદ્ધો પોતાનો વંશપરંપરાગત બૌદ્ધધર્મ છોડી હિંદુ થયા એનો તો આપણે મોટો વિજય માનવા લાગ્યા. અને આજે જ્યારે એનીબેસંટ અથવા સિસ્ટર નિવેદિતા હિંદુધર્મનો સ્વીકાર અને બચાવ કરે, ત્યારે તો આપણે રાજી થઈને તાળીઓ વગાડીએ છીએ; એટલું જ નહીં, એમને ચરણે પણ બેસીએ છીએ. પછી ધર્માંતરનો આટલો ક્ષોભ શા કારણે?

હું કબૂલ કરું છું કે કેટલાક હિંદુઓને વિદેશી રાજયકર્તાઓએ જબરદસ્તીથી વટલાવ્યા. કેટલાકે વિધર્મી રાજયકર્તાઓની ખુશામત કરી લાભ મેળવવાની લાલચથી ધર્માંતર કર્યું. પણ હિંદુધર્મમાં નીચની કોમો પ્રત્યે જે અન્યાય અત્યાચાર થતા

હતો, અંધારું વધતું હતું, એટલે અમે ઊઠયા. કશું કહ્યા વગર જઈએ એ મને ગમ્યું નહીં. એટલે મેં કહ્યું કે, "આપનું 'વસંતવિજય' મેં વાંચ્યું છે. હું માનું છું કે માણસજાતની અશક્તિ અને ગુજરાતી ભાષાની શક્તિ આપની એ કવિતામાં અસાધારણ રીતે, સમર્થ રીતે, વ્યક્ત થઈ છે."

એક કવિતાનું રસગ્રહણ, વિદાયની ઉતાવળને કારણે, જેમતેમ કરીને એક વાકયમાં મેં મવડાવી દીધું. સાથે આવેલા લોકોને એ ગમ્યું. એમણે બીજાઓને કહ્યું. મને શી ખબર કે સ્નેહીઓ એ વાકયને જાણે Classical કરી મૂકશે! આજે જોઉં છું કે એ વાકયે જ મને અહીં આપની વચ્ચે ઊભો કર્યો છે.

'વસંતવિજય' એ ખંડકાવ્ય છે જ, કલાસિકલ અને અપ્રતિમ સુંદર પણ છે જ, પણ આજે હું કહીશ કે મને એ જ કવિનું 'દેવયાની' વધારે આકર્ષક લાગ્યું છે. 'દેવયાની' એ કવિતાનો પ્રસંગ દેખાય છે સાદો પણ એ કવિતામાં વર્ણવેલા મુગ્ધા દેવયાની અને સંસ્કારમૂર્તિ કચ – બન્નેનું મનોવિશ્લેષણ કર્યું હોય તો એ 'વસંતવિજય' કરતાં 'દેવયાની'નો પ્રેમવિજય વધારે પ્રતિભાશાળી છે એ સહુ રસિકો સ્વીકારશે.

એક વાર મને થયેલું કે 'વસંતવિજય' અને 'દેવયાની' એ બે કાવ્યો વચ્ચે સરખામણી કરી, દરેકની ખૂબી જરા વિશદ કરું અને કેવળ કાવ્યકલાની દૃષ્ટિએ, તેમ જ રસિકતાની દૃષ્ટિએ 'દેવયાની' કેમ શ્રેષ્ઠ છે એનું વિવેચન અથવા વિશ્લેષણ કરી બતાવું. પછી થયું કે તેમ કરું તો આજના વાચકો એક બાજુ ખુશ ખુશ થશે, પણ બીજી બાજુ કહેશે કે, "અમે માન્યું ન હતું કે કાકાસાહેબ પ્રણય-સૃષ્ટિની રસિકતા આમ વ્યક્ત કરવા તૈયાર થાય, અને તે પણ આ ઉંમરમાં!" એટલે કેવળ સૂચન કરી આ રોચક પ્રયાસ કરવાનું કામ યુવાન અને સમર્થ કવિ-રસિકોને સોંપી દઉં છું. કયાં ઋષિશાપને અવગણનારો રાજા પાંડુનો કામોન્માદ અને કયાં બાલસખી દેવયાનીની ખંડિતાવસ્થા અસહ્ય થવાથી રૂઢ સંસ્કારિતાને અવ-ગણનારી દેવકુમાર ઋષિશિષ્ય કચની આર્યતા!

એ બધું છોડી દઈને આજે હું મણિશંકર રત્નજી ભટ્ટના વ્યક્તિત્વને લઈને એક કરુણ પ્રસંગનું થોડું વિવેચન કરવા માગું છું; કેમ કે એમના સમકાલીનોએ, સ્નેહીઓએ અને આજના ભક્તોએ એ પ્રસંગને દુર્દૈવી સમજી, કેવળ ઉલ્લેખ કરી છોડી દીધો છે. એ પ્રસંગ છે આપણા આ કવિએ ધર્માંતર કરી ખ્રિસ્તી ધર્મનો સ્વીકાર કરવા પરત્વેનો.

એ આખો પ્રસંગ એક સાવ નવી જ અને શુદ્ધ ભારતીય ધર્મદૃષ્ટિથી સમજવાને આજના જમાનાને હું વીનવીશ.

આપણા દેશના અસંખ્ય હિંદુઓએ, જુદાં જુદાં કારણસર ધર્માન્તર કર્યું છે તેથી અસહાય હિંદુઓ ઘણા નારાજ થયા છે, દુ:ખી થયા છે અને કેવળ વિવેક જ નહીં, પણ ધાર્મિકતા પણ ભૂલી ગયા છે અને પોતાના એ આણગમાનું તથા

વિરોધનું સમર્થન કરવા માટે ગીતાનું વચન ટાંકી, અજાણતાં એ વચનનો પણ અનર્થ કરે છે.

ગીતાએ કહ્યું છે:

श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात् स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥

એ શ્લોકનો સીધો અર્થ એટલો જ છે –

પોતાનો ધર્મ ખામી ભરેલો હોય, સર્વશ્રેષ્ઠ ન હોય તોપણ તે પોતાને માટે શ્રેયસ્કર છે. જે પોતાનો ધર્મ નથી, તેનું પાલન આપણાથી ઉત્તમ રીતે થતું હોય તોપણ, આપણા માટે સ્વધર્મ જ શ્રેયસ્કર છે. સ્વધર્મનું પાલન કરતાં મોત સ્વીકારવું પડે તોપણ ભલે. પણ પરધર્મ તો ભયાનક છે.

હવે આપણે વિચારીએ કે શ્રીકૃષ્ણના વખતમાં, અથવા ગીતા લખાઈ ત્યારે, શું આપણે ત્યાં ઈસ્લામ કે ઈસાઈ-વિશ્વાસી ધર્મ જેવા ભિન્ન ભિન્ન પરધર્મો હતા? તે વખતના સાહિત્યમાં જુદા જુદા સ્વધર્મોની વિસ્તૃત યાદીઓ મળે છે એ પર કેવળ કલ્પના કરવાની આવશ્યકતા નથી. ખુદ ગીતામાં, 'કુલધર્મ' અને 'જાતિધર્મ'નો ઉલ્લેખ આવે છે; ચાર વર્ણના ધર્મોનું વિસ્તારપૂર્વક વર્ણન મળે છે; અને ચાર આશ્રમનો અછડતો ઉલ્લેખ પણ છે. જોકે, સંન્યાસની વિસ્તારપૂર્વક ચર્ચા કરનાર ગીતામાં 'આશ્રમ' શબ્દ શોધ્યો જડતો નથી. એ વખતના જાત-જાતના સ્વધર્મોની યાદી નીચે પ્રમાણે છે:

દેશધર્મ, કાલધર્મ, કુલધર્મ, જાતિધર્મ, શરીરધર્મ, વયોધર્મ, ગુણધર્મ અને આપદ્ ધર્મ: આ બધા સોપાધિકધર્મો છે. એમનો ત્યાગ કરી ઈશ્વરશરણ જવાનો ઉપદેશ છે. સંભવ છે ગીતાકાર ત્રયીધર્મને પણ એ જ યાદીમાં ઉમેરી દે છે.

આજે જેને આપણે 'ધર્માંતર' કહીએ છીએ તે જાતના પ્રસંગો તે વખતે ઉત્પન્ન થવાનો સંભવ જ ન હતો.

આપણે ત્યાં કેટલાય શાક્તો ધર્માંતર કરી વૈષ્ણવ થયાના દાખલા છે. કેટલાય વૈષ્ણવો જૈન થયાના દાખલા પણ છે. કરોડો હિંદુઓ બૌદ્ધ પણ થયા અથવા શીખ થયા, તેની સામે કોઈએ હો – હા કરી નથી અથવા એમને નરકના અધિકારી બનાવ્યા નથી; અને કરોડો બૌદ્ધો પોતાનો વંશપરંપરાગત બૌદ્ધધર્મ છોડી હિંદુ થયા એનો તો આપણે મોટો વિજય માનવા લાગ્યા. અને આજે જ્યારે એનીબેસંટ અથવા સિસ્ટર નિવેદિતા હિંદુધર્મનો સ્વીકાર અને બચાવ કરે, ત્યારે તો આપણે રાજી થઈને તાળીઓ વગાડીએ છીએ; એટલું જ નહીં, એમને ચરણે પણ બેસીએ છીએ. પછી ધર્માંતરનો આટલો ક્ષોભ શા કારણે?

હું કબૂલ કરું છું કે કેટલાક હિંદુઓને વિદેશી રાજ્યકર્તાઓએ જબરદસ્તીથી વટલાવ્યા. કેટલાકે વિધર્મી રાજ્યકર્તાઓની ખુશામત કરી લાભ મેળવવાની લાલચથી ધર્માંતર કર્યું. પણ હિંદુધર્મમાં નીચની કોમો પ્રત્યે જે અન્યાય અત્યાચાર થતા

આવ્યા છે, અને આજે પણ થાય છે, તેથી અકળાઈને ધર્માંતર કરનારાઓની સંખ્યા સહુથી વધારે છે એ આપણે કેમ ભૂલી જઈએ?

અને મૂળે કોઈએ ક્યા ઉદ્દેશથી ધર્માંતર કર્યું એ સવાલ કોરે મૂકીએ, અને એટલું જ ધ્યાનમાં લઈએ કે આપણા હાડના હાડ અને માંસના માંસ એવા આપણા સ્વદેશી ભાઈભાંડુઓ જે ધર્મોનું આજે નિષ્ઠા અને સંતોષપૂર્વક પાલન કરે છે એમને માટે તો એમનો એ આજનો ધર્મ સ્વધર્મ જ છે, ત્યારે એમના પ્રત્યે તેઓ સ્વકીય છે એટલા જ માટે ચીડ શાની સેવીએ?

મુસલમાનો અને ઈસાઈઓ ભલે કહેતા હોય કે અમારો ધર્મ સાચો અને શ્રેષ્ઠ છે, બીજા બધા ધર્મો આડે રસ્તે જનારા અથવા ઊતરતા છે એવી એમની એ વાત આપણે ન સ્વીકારીએ, એમના અજ્ઞાન અને અભિમાનની દયા ખાઈએ, પણ એમના ધર્મો, એ ધર્મોના સંસ્થાપકો અને એમના ધર્મગ્રંથોની અવગણના શા માટે કરીએ? તેઓ આપણા ધર્મની નિંદા કરે છે એટલા માટે ચિડાઈને આપણે એમના ધર્મની નિંદા કરીએ તો આપણે એમના જેવા થયા! એમના અનુયાયી અને શિષ્ય થયા! એ આપણને છાજે? હિંદુધર્મમાં કોઈ ઠેકાણે કહ્યું નથી કે જે ધર્મો 'હિંદુ' નથી, તે બધા ખોટા છે અથવા એમની દ્વારા ઉદ્ધાર થવાનો નથી. આપણે તો પાળીએ પોતાનો જ ધર્મ. એમાં ખામીઓ હોય તો તે સુધારી દઈએ. બીજા ધર્મોમાં કાંઈ સારું જડતું હોય, તો તે સ્વીકારીને આત્મસાત્ કરીએ અને લોકો માટે ઉત્તમ દાખલો બેસાડીએ. આપણા દેશનું અને આપણી સંસ્કૃતિનું મિશન જ—સર્વધર્મસમભાવનું. મારા ધર્મની હું સેવા લઉં, એને વિશુદ્ધ અને સમૃદ્ધ કરીને એની સેવા કરું, અને સર્વધર્મ પ્રત્યે આદર રાખી બધા ધર્મોનું હું એક કુટુંબ બનાવું, એ જ ભારતીય સંસ્કૃતિનું યુગકાર્ય છે – મિશન છે. એ જે ઓળખે અને એને વફાદાર રહી ધર્મભેદને લીધે ઉત્પન્ન થતી મુશ્કેલીને દૂર કરે, તે જ મારે મન હિંદુ ધર્મને અને સંસ્કૃતિને ઉત્તમ રીતે જાણે છે; તેને જ હું ઉત્તમ હિંદુ ગણું.

હવે ધર્માંતરની આટલી જરૂરી અને શુદ્ધ મીમાંસા જરા બાજુ પર મૂકી હું કાન્ત કવિના ધર્માંતર ઉપર આવું.

મણિશંકર રત્નજી ભટ્ટ સાથે હું મણિલાલભાઈ પારેખને પણ લઉં છું. બંનેનું ધર્માંતર જબરદસ્તીનું અથવા લોભપ્રેરિત ન હતું. બંનેએ સ્વેચ્છાથી ધર્માંતર કર્યું. મણિશંકરને પોતાના કુટુંબીઓ અને સમાજના સ્વજનોના ક્લેશને કારણે ઘણું વેઠવું પડયું એટલે પોતાની ખ્રિસ્ત-ભક્તિ કાયમ રાખવા છતાં તેઓ હિંદુ ધર્મમાં પાછા આવ્યા. જ્યારે, ગુજરાત મગરૂરી સાથે કહી શકે છે કે ધર્માંતરને કારણે મણિલાલભાઈને સ્વકીયો તરફથી અને સ્વજનો તરફથી કશું વેઠવું ન પડયું. ઊલટું, ખ્રિસ્તી ધર્મપ્રચારક મિશનરીઓનું સર્વસામાન્ય વલણ જોઈ તેઓ અકળાયા, ગભરાયા અને પોતાની ખ્રિસ્ત-ભક્તિ છોડયા વગર હિંદુ ધર્મ તરફ પાછા વળ્યા.

ગુજરાતના આ બે દાખલાઓ આખા દેશે અને હિંદુ સંસ્કૃતિએ અભ્યાસવા જેવા છે.

આની સાથે એક ત્રીજો દાખલો રજૂ કરવા જેવો છે.

છેલ્લા જમાનામાં મહારાષ્ટ્રના એક વિદ્વાન બ્રાહ્મણ ખ્રિસ્તી થયા, (હું કવિ નારાણ વામન તિલકની વાત નથી કરતો.) ન્યાતના લોકોએ એ ભાઈને ન્યાતબહાર મૂકવાનો મનસૂબો કર્યો. પણ એ ભાઈ પરિસ્થિતિને પહોંચી વળે એવા હતા. એમણે ન્યાતના આગેવાનો સામે ઊભા રહી પોતાનો બચાવ કર્યો:

"હું ઈસા મસીહને માનું. એમાં તમારું શું ગયું? મેં ન્યાતનો એક્કે નિયમ તોડયો નથી, મેં અભક્ષ્ય ભક્ષણ કર્યું નથી, માંસ ખાધું નથી. કેટલાક બ્રાહ્મણો ચોરીથી શરાબ પીએ છે, મેં દારૂ પીધો નથી. હું ન્યાતબહાર પરણ્યો નથી અને ઈસાઈઓના કે કોઈ ભિન્ન જાતિ કે ધર્મના માણસના હાથનું ખાધું નથી. ક્યેં આધારે તમે મને ન્યાતબહાર મૂકી શકો? ઈસા મસીહને માનવામાં હિંદુ ધર્મનો દ્રોહ થતો હોય તો મને શાસ્ત્રોમાંથી એવું વચન કાઢી બતાવો." ભાઈસાહેબ ફાવી ગયા. ન્યાત એને ન્યાતબહાર મૂકી ન શકી!

ગુજરાતના લોકો અને આખી દુનિયા જાણે છે કે મહાત્મા ગાંધી બાઇબલનો નવો કરાર આદરભક્તિથી વાંચતા હતા. ઈસાનું ગિરિપ્રવચન એમને ગીતા જેટલું જ વહાલું હતું. ધર્માંતર કર્યા વગર તેઓ ઈસુભક્ત બન્યા હતા અને ઘણા સારા અને સાચા ઈસાઈઓ એમને સ્વધર્મી માનતા હતા એટલું જ નહીં, પણ કેટલાક તો એમને ઈસુનો અવતાર જ માનતા હતા. ગાંધીજીએ આશ્રમમાં જે આધ્યાત્મિક વાતાવરણ ઊભું કર્યું, તેમાં સર્વધર્મસમભાવને મહત્ત્વનું સ્થાન હતું. કિશોરલાલભાઈ, મહાદેવભાઈ, વિનોબા અને હું સર્વધર્મસમભાવનું વાતાવરણ પરિપુષ્ટ કરવા અને ફેલાવવા હમેશાં મથ્યા છીએ. હું તો ઈસુને ભગવાનનો એક અવતાર જ માનું છું. આપણા ધર્મગ્રંથોમાં ક્યાંય લખ્યું નથી કે ભગવાન હિંદુ ધર્મમાં જ, અથવા ભારતમાં જ અવતાર લેશે. પરશુરામ, રામ, કૃષ્ણ, બુદ્ધ, મહાવીર, જરથુષ્ટ્રની પેઠે મોહમ્મદ અને ઈસુને પણ આપણે ઈશ્વરના જ અવતાર ગણીએ અને તેથી હિંદુધર્મમાં સંતોષપૂર્વક અને પ્રસન્નતાથી રહ્યા છતાં દુનિયાના બધા જ માન્ય ધર્મોને અપનાવીએ.

હવે કાન્તના ધર્માંતર વિશે—

જેમ આપણા દેશમાં આસપાસના સમાજ પાસેથી સહેજે મેળવેલી ગુજરાતી ભાષા કરતાં પ્રયત્નપૂર્વક શીખેલી સંસ્કૃત ભાષાનું મહત્ત્વ આપણને માટે વિશેષ હોય છે અને સંસ્કૃતને આપણે દેવવાણી કહીએ છીએ, તેમ જ એક જમાનો હતો (અને આજે પણ છે) જ્યારે અંગ્રેજીમાં, છટાદાર શૈલીમાં અથવા પારમાર્થિક ઢબે લખેલું આપણે માટે વધારે ગ્રાહ્ય અને આદરણીય ગણાતું. ભાવનાશીલ કવિએ અંગ્રેજીમાં તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરેલો, તેમાં સ્વિડનબૉર્ગ જેવા પ્રતિભાસંપન્ન

ધર્મલેખકની અસર કાન્તના મન પર થાય તો તેમાં આશ્ચર્ય શું? અને ખોટું પણ શું? જ્યારે ઈસાઈ મિશનરીઓએ ગાંધીજીની બાબતમાં જોયું કે ઈસુની વાણીથી તેઓ પ્રભાવિત થયા છે ત્યારે ખ્રિસ્તી થવા માટે એમણે ગાંધીજી પર સાધારણ દબાણ ચલાવ્યું. જવાબમાં ગાંધીજીએ કહ્યું કે, "મારા ધર્મનું અધ્યયન મેં હજી બરાબર કર્યું નથી. રીતસરનું અધ્યયન કર્યા પછી, જો મારા ધર્મ વિશે હું નિરાશ થાઉં તો જ તમારી વાતનો વિચાર કરું."

મારી દૃષ્ટિએ, કાન્તે ઈસુનો સ્વીકાર કર્યો ત્યાં સુધી બધું ઠીક હતું. પણ ઈસુનાં વચનોથી આગળ જઈ, ઈસાઈ ધર્મના ચોકઠામાં બંધાઈ જવાનું કશું કારણ ન હતું. પણ એમનું લોહી જ બ્રાહ્મણનું! એટલે ધર્મ સાથે શાસ્ત્રો, શાસ્ત્રવચનો, ધર્મના સંસ્કારો અને રૂઢિઓ – બધું આવી જ જવાનું. આ બધી વસ્તુઓને અંગ્રેજીમાં ઑર્થડૉક્સી (Orthodoxy) કહે છે. ધર્મના સામાન્ય કલેવર કરતાં પણ ઑર્થડૉક્સી વધુ સંકુચિત હોય છે. બધા ધર્મોના આદરયુક્ત અધ્યયન અને ચિંતનને અંતે હું એ નિર્ણય પર આવ્યો છું, જોકે પોતપોતાની ઑર્થડૉક્સીને લીધે બધા જ ધર્મો મજબૂત થાય છે ખરા, પણ તેઓ પ્રાણ કરતાં કલેવરના વિશેષ ભક્ત, આગ્રહી અને ઉપાસક બને છે તેથી હું કહું છું કે orthodoxy is the strength of the church but graveyard of faith.

કવિ કાન્તે કેવળ ઈસુનો સ્વીકાર ન કર્યો પણ બાપ્તિસ્મા અને દ્રાક્ષાસવનો પણ સ્વીકાર કર્યો. પતિ તરીકે એમનું કર્તવ્ય હતું કે પત્નીને પોતાની વૃત્તિ જ્યાં સુધી સમજાવી ન શકે ત્યાં સુધી પોતે ધર્માંતરની ઉતાવળ ન કરે. હિંદુ ધર્મમાં પાછા આવી જે પ્રમાણે તેઓ ઈસુને હૃદયમાં રાખી શક્યા તે જ પ્રમાણે જો પત્નીને પોતાની સાથે લઈ ન શકે ત્યાં સુધી ઈસુને હૃદયમાં રાખી સંતોષ માન્યો હોત તો કશું બગડત નહીં.

ધર્માંતર સાથે પોતાના સમાજમાંથી ઊખડી જવાનો વારો આવે એ જ મોટી આપત્તિ છે. ઈશ્વરની ઉપાસનાથી અને સદાચારના પ્રચારથી સંતોષ ન માનતાં જેઓ વાડાના ઉપાસક બને છે અને પોતાના ધર્મમાં માનનાર લોકોની સંખ્યા વધારવામાં જ કૃતાર્થતા અને વિજય માને છે તેમની બધી પ્રવૃત્તિ ધર્મને નામે ચાલતા છતાં ધર્મવિનાશક નીવડે છે: દુનિયા જ્યારે આટલું સમજશે ત્યારે જ બધા ધર્મો વચ્ચે કૌટુંબિક ભાવ સ્થપાશે. નામ ઈશ્વરનું અથવા પોતપોતાના ધર્મસંસ્થાપકનું અને ઉપાસના સંખ્યાવૃત્તિની – આ જ્યાં સુધી ચાલે છે ત્યાં સુધી સદાચારનો વિસ્તાર થવાને બદલે ધર્મોનું રાજકારણ જ દુનિયાને પજવતું રહેવાનું.

ધર્માંતરના વિષયમાં જાપાનનો અનુભવ ધ્યાનમાં લેવા જેવો છે. જાપાની લોકો મૂળે શિન્તોધર્મી – એટલે કે દેવદેવીઓની અને પિતરોની ઉપાસના કરનારા. એમને ત્યાં ચીનમાંથી બૌદ્ધ ધર્મ પહોંચ્યો. એમને એ બધી રીતે ફાવતો આવ્યો. રાજ્યકુટુંબીઓએ એનો સ્વીકાર અને પ્રચાર કર્યો. આગળ જતાં, સ્વાભાવિક રીતે,

શિન્તો અને મહાયાની બૌદ્ધ ધર્મ ઓતપ્રોત થયા. પછી એમને ત્યાં ભારતમાંથી ઈસાઈ ધર્મ પહોંચ્યો. બિચારાં કેટલાક જાપાની લોકોએ પ્રથમ – ભારતમાંથી આવેલો એ ધર્મ છે એમ સમજી આદરપૂર્વક એનો સ્વીકાર કર્યો. પાછળથી જોયું કે આ નવી વસ્તુ નથી ભારતીય અને નથી નિરુપદ્રવી. એટલે ચિડાઈને એ લોકોએ ઈસાઈ ધર્મનું કાસળ જડમૂળથી ઉખેડી નાખવાના આણઘડ પ્રયત્નો કર્યા. પરદેશથી કોઈ જાપાનમાં આવે નહીં, જાપાનીઓ કોઈ પરદેશ જાય નહીં, એવા કાયદાઓ કર્યા, કેટલાકે ઈસાઈઓથી અકળાઈ એમની કતલ પણ કરી. અંતે ડાહ્યા થયા અને બધા ધર્મોને પોતાને ત્યાં રહેવા દીધા. આજે ત્યાંનો કોઈ પણ નાગરિક શિન્તોધર્મી છે, બૌદ્ધ છે કે ઈસાઈ એની કોઈને પડી નથી. રાષ્ટ્રભક્તિમાં – જાપાન પ્રત્યેની નિષ્ઠામાં – બધા સરખા જ મજબૂત, સામાજિક દૃષ્ટિએ બધા છૂટથી એકબીજામાં ભળી જાય છે. કેટલાક ઈસાઈઓ બૌદ્ધ થાય છે, બૌદ્ધો ઈસાઈ થાય છે. સરવાળે કશું બગડતું નથી, અને . . .અને કશું સુધરતુંય નથી!! નવી પેઢીના ઘણા લોકો એમ કહેવામાં ગૌરવ માને છે કે, “અમને કશાયે ધર્મની પડી નથી, અમે ધર્મજડતા ક્યારની છોડી દીધી છે. ઈશ્વર પર અને ધર્મ પર વિશ્વાસ રાખવા જેટલા અમે જુનવાણી રહ્યા નથી.” અને છતાંયે દેશમાં ધાર્મિકતાનો સાવ લોપ થયો છે એમ ન જ કહેવાય.

ધર્માંતર પ્રત્યે બધા જ ધર્મોનું વલણ ધાર્મિક કે આધ્યાત્મિક નહીં પણ સંકુચિત, સામાજિક અને ઈર્ષ્યાળુ રાજનૈતિક રહેવાથી વ્યક્તિની તેમ જ રાષ્ટ્રોની જે દુર્દશા થઈ તેમાંનું જ એક ઉદાહરણ આપણા કવિ કાન્તનું ગણાય, અને વ્યાપક દૃષ્ટિએ વિચાર કરીએ તો ભારતની છેલ્લા થોડા સૈકાઓની ધર્મભેદ પરત્વેની વિષમ સ્થિતિ પણ ગણાય. આપણે ત્યાંનો ધર્મ – ધર્મ વચ્ચેનો સંબંધ સ્વાભાવિક નથી, પણ રોગી છે. એનો ઈલાજ રાજદ્વારી માંડવાળથી ન જ થઈ શકે. ધાર્મિકતા-ની કલ્પના જ વધારે શુદ્ધ કરવી જોઈશે.

કાન્ત કવિના અંગત પત્રો પ્રકાશિત થયા છે. કાન્તમાળામાં કાન્તના ધર્માંતર વિશે ઘણી માહિતી હશે. હજી એ સાહિત્ય મેં વાંચ્યું નથી. કાન્તના નજીકના સ્નેહીઓએ પણ આ વિષયની આમૂલાગ્ર ચર્ચા એમની સાથે કરી હોય એમ લાગતું નથી. શુદ્ધ વિચારનો પ્રારંભ ગાંધીજીએ જ કર્યો અને ભારતીય સંસ્કૃતિનું શુદ્ધ, ઉદાત્ત અને સર્વકલ્યાણકારી સમન્વયમૂલક સ્વરૂપ સમજાવ્યું. એની મહત્તા આપણને કાન્તના જીવનની કરુણતા પરથી વધારે સમજાય છે. ગાંધીજીએ જોયું કે જો હિંદુઓ પોતાની પરંપરાગત સર્વધર્મસમભાવવાળી સંસ્કૃતિનું પાલન કરશે તો એની અસર, યથાકાળે ઈસાઈ અને ઈસ્લામી ધર્મસંસ્કૃતિ પર થવાની જ છે. ગાંધીજીની એ શ્રદ્ધા કેટલી સાચી છે એનું પ્રત્યંતર આપણે ઈસાઈઓના બદલાના વલણના પ્રારંભમાં જોઈ શકીએ છીએ. કાન્ત પ્રત્યે જો આપણા મનમાં આદર અને આત્મીયતા હોય તો એમના જીવનમાંથી આપણે ઉત્તમ બોધ લેવો ઘટે છે. ભારતીય સંસ્કૃતિ માટે એ નવું પ્રસ્થાન સ્વીકારવું અપરિહાર્ય છે.

# ૨. નારીગૌરવનો કવિ*

મને સ્મરણ છે ત્યાં સુધી મેં પહેલવહેલી ગુજરાતી કવિતા વાંચી તે એક મરાઠી માસિકમાં. અને તે હતી ન્હાનાલાલ કવિની 'વીરની વિદાય'—મ્હારા કેસરભીના કંથ હો . . . તે વખતે આમાંનો એકે શબ્દ હું સમજી શકતો ન હતો. 'મ્હારા' એ એક સર્વનામ છે એ પણ હું જાણતો ન હતો. ગુજરાતના એક સારા કવિની આ એક સારી કવિતા છે, એટલું જાણીને મેં સંતોષ માનેલો.

ત્યાર પછી જ્યારે ૧૯૧૬ કે '૧૭માં ગાંધીજીના આશ્રમમાં પહેલવહેલો પહોંચ્યો ત્યારે સાંજની પ્રાર્થનામાં કવિશ્રીનું ભક્તિ-ગીત ગવાતું 'પરમ પ્રેમ પરબ્રહ્મ.' ગાંધીજીના પુત્ર શ્રી મણિલાલ ગાંધીનું આ વહાલું ભક્તિ-ગીત હતું. જે રાગમાં આ ગીત ગવાતું તેની મારા મન ઉપર ઊંડી અસર થઈ. ભજન પણ ભાષાની દૃષ્ટિએ અત્યંત સહેલું. ભાવનાની દૃષ્ટિએ ઉદાત્ત અને રાગ પ્રસન્ન-ગંભીર એટલે જોતજોતામાં એ મોઢે ચડયું અને હું પણ એ ભજન ઉત્સાહથી ગાવા લાગ્યો. શ્રી મણિલાલભાઈ તે વખતે ન્હાનાલાલ કવિનું બીજું પણ ગીત ખૂબ ઉત્સાહથી પ્રાર્થના પછી ગાતા :

'અમે જોગીઓનાં બાળ!
અમે જોગીઓનાં બાળ!
ઝોળી ભરી ભરી લાવિયે,
અમને ચાખવાની આણ:
અમે જોગીઓનાં બાળ!'

હિમાલયની યાત્રામાં ચાલતી મારી દીર્ઘ સાધનાને અંતે હું શાન્તિનિકેતન ગયો. ત્યાં રવીન્દ્રનાથ ઠાકુરની કાવ્યમય સાધના સમજી લીધી, કંઈક માણી પણ ખરી. ત્યાર પછી વડોદરા જઈ સાહિત્યચિંતન અને ગ્રામસેવામાં કેટલાક દિવસ ગાળ્યા હતા અને આખરે ગાંધીજીના આશ્રમમાં પહોંચ્યો હતો. એવા વાતાવરણમાં 'પરમ પ્રેમ પરબ્રહ્મ' એ ગીત મને ગમ્યું એમાં આશ્ચર્ય નહીં. એ ગીતની એક લીટી હતી—'પ્રેમ છે સંસારસાર.' એ અનુભવ તો આખી દુનિયાનો છે. એમાં ઊંડું સત્ય હોવા છતાં નવીનતા ન હતી. પણ જ્યારે બીજી કડીમાં કવિએ ગાયું: 'પ્રેમ છે સંન્યસ્તાધાર', ત્યારે એમાં વ્યાપક દૃષ્ટિ દેખાઈ. દુનિયાની દૃષ્ટિએ એમાં નવીનતા પણ હતી. બૈરાં, છોકરાં તેમ જ ઘરબાર છોડી જે માણસ અરણ્યમાં જઈને વસે છે તેની પાછળ પણ ભાવના તો પ્રેમની જ હોય છે, એ સત્ય દુન્યવી લોકો

* મહાકવિશ્રી ન્હાનાલાલ સ્મારક સમિતિના આશ્રયે તા. ૨૮-૩-'૬૦ના રોજ ન્હાનાલાલના જન્મદિને (ગુડી પડવો) આપેલું વ્યાખ્યાન.

સ્વીકારી શકતા નથી. સામાન્ય લોકો પૂછવાના જ કે જે માણસ જગત સામે રૂઠયો, જેણે બૈરાંછોકરાંને રઝળતાં મૂકયાં અને શરીરે રાખ ચોળી વૈરાગી થયો તેને તપસ્વી કહો અથવા કાયર કહી શકો, એને નિષ્ઠુર કહી શકો, એના જીવનમાં પ્રેમનું તો અથાણું થઈ ગયેલું હોય છે, એને પ્રેમથી પ્રેરિત કેમ કહી શકો? એવા દુન્યવી લોકોને ત્યારે જ સંતોષ થાય જયારે આપણે એમને સમજાવીએ કે જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિનું ઔષધ શોધવા માટે યશોધરા અને રાહુલનો ત્યાગ કરનાર અને એ ઔષધ જડયા પછી એંસી વરસની ઉંમર સુધી એ દુનિયાને આપનાર ભગવાન બુદ્ધના ગૃહત્યાગ પાછળ પરમ પ્રેમનો સાક્ષાત્કાર જ હતો.

'પ્રેમ છે સંન્યસ્તાધાર' કહેનાર વ્યાપક દૃષ્ટિવાળા કવિને મળી શકાય તો સારું એમ તે જ વખતે લાગેલું. આગળ જતાં જયારે ગાંધીજીએ પોતાના આશ્રમમાં ગુજરાતી રાષ્ટ્રીય શાળાની સ્થાપના કરી અને એમાં શ્રી નરહરિભાઈ પરીખ અને શ્રી કિશોરલાલભાઈ મશરૂવાળા જોડાયા, ત્યારે અમે રાષ્ટ્રીયતા અને સાંસ્કૃતિક જીવન પરિપુષ્ટ કરવા માટે જાતજાતના તહેવારો ઊજવવા લાગ્યા. એમાં સંગીત, ચિત્રકળા, રાસ, ગરબા, નાટક બધું આવી જતું હતું. એમાં કવિ ન્હાનાલાલનાં નાટકોમાંથી અમુક ભાગ ભજવાતા. ભૂત, ભવિષ્ય, વર્તમાન પ્રત્યક્ષ મૂર્તિમંત થઈ હાજર રહે વગેરે પ્રસંગો સરસ રીતે ભજવાતા. પરિણામે કવિ ન્હાનાલાલનું ઈતિહાસનું જ્ઞાન, આર્ય સંસ્કૃતિ પ્રત્યેનો એમનો પક્ષપાત અને વિશાળ જીવનદૃષ્ટિ જોઈ એમને વિશે સદ્‌ભાવ અને આદર વધ્યાં અને મનમાં થયું કે આવા કવિને મળવું તો જોઈએ જ.

આખરે કવિનો મેળાપ થયો સૌરાષ્ટ્રમાં. કયાંક વિદ્યાધિકારી હશે. મોટરમાં બેસી ગામડાની શાળાનું નિરીક્ષણ કરવા દોડતા. અમુક ઠેકાણે અમુક શાળામાં શિક્ષક હાજર નહીં જ હોય એવું અનુમાન કરી અચૂક ત્યાં પહોંચતા અને શિક્ષક ગેર-હાજર હોય એટલે એની સામે કડક રિપોર્ટ લખતા.

મેં એમ પણ સાંભળ્યું હતું કે શિક્ષકોના પગાર વધારવા પાછળ એમણે ઘણી જહેમત ઉઠાવી હતી, અને કાઠિયાવાડનાં ટચૂકડાં રાજયોને ખૂબ નારાજ કર્યાં હતાં. કવિના ભક્તોને મોઢે મેં એમની કેટલીક કવિતા અને ખાસ કરીને રાસ સાંભળ્યા હતા. કવિ સાથે વાતો કરતાં અમારી વચ્ચે ઘણું વિચારસામ્ય છે એ જોઈને આનંદ થયો. આર્ય સંસ્કૃતિના આદર્શોની ભવ્યતા વિશે અમારામાં સરખો જ આદર હતો. પણ કવિને મોટર લઈને શિક્ષકો પાછળ દોડતા જોઈને મને જરા રમૂજ પડી. મેં એમને કહ્યું કે, 'તમે તો શિક્ષકના શિકારી લાગો છો. અહીંના રાજાઓ શિક્ષકના પેટ ઉપર પાટુ મારે છે તેના કરતાં એમને ખાવાનું અપાવો છો અને પછી પીઠ ઉપર મારો છો એટલે રાજાઓ કરતાં તમે સારા ખરા; પણ શિક્ષક કયાં વાંકમાં આવી શકે છે એ શોધવા કરતાં એમના મિત્ર બની એમના જ્ઞાનમાં ઉમેરો કરો, એમને પ્રેરણા આપો અને એમને માટે આશીર્વાદ રૂપ બનો એ વધારે સારું નહીં?'

આવા સ્પષ્ટ શબ્દોમાં તો તે વખતે હું નહીં જ બોલ્યો હોઉં, પણ ભાવ એ હતો. એમાં સમાધાન એ હતું કે મેં એમને શિક્ષકના શિકારી કહ્યા એનું એમને માઠું ન લાગ્યું. હસી પડ્યા.

તે વખતે મને ગુજરાતી બરાબર બોલતાં પણ આવડતું ન હતું. અર્ધું હિંદી, અર્ધું ગુજરાતી એવા મિશ્રણથી મારું કામ ચલાવતો. કાન્ત અને ન્હાનાલાલ જેવા કવિઓનાં નામ અને વખાણ સાંભળી હું ચકિત થઈ જતો. એમને મળવાની તક મળે ત્યારે મને ક્ષોભ થતો હતો અને છતાં મનમાં કોઈ વિચાર ઊગે તો તે કહેવાની ધૃષ્ટતા પણ કરતો હતો.

મને યાદ છે કે ભાવનગરમાં દક્ષિણામૂર્તિવાળા એક દિવસે મને કવિ 'કાન્ત'ને મળવા લઈ ગયા હતા. સાંજનો વખત હતો. આદરપૂર્વક એમની આગળ બેસી ગયો. એમણે મારે વિશે કાંઈક સાંભળ્યું હશે. મને પૂછે, 'વેદનું કાંઈ અધ્યયન કર્યું છે?' મેં કહ્યું, 'ગીતા વાંચતાં ઉપનિષદો સુધી તો પહોંચ્યો છું. વેદ સુધી હજી પૂરતો ગયો નથી. જોકે કૉલેજના દિવસોમાં વેદની થોડીક ઋચાઓ ભણવી પડતી હતી.' પછી 'કાન્ત'ની કવિતાની વાત કોઈકે છેડી. મેં કહ્યું, 'મેં આપનું 'વસંતવિજય' જ ફક્ત વાંચ્યું છે.' એમણે એ વિશેનો મારો અભિપ્રાય જાણવાનું કુતૂહલ પોતાના મોઢા ઉપર વ્યક્ત કર્યું. મેં કહ્યું, 'ગુજરાતી ભાષાની શક્તિ અને માણસ જાતની અશક્તિ બંને એ કવિતામાં ઉત્કટ રીતે વ્યક્ત થાય છે. થોડા સાદા શબ્દોમાં કેટલો ઉત્કટ ભાવ એમાં ભરી દીધો છે અને અંતે વસંતના ઉન્માદ આગળ માણસનું સત્ત્વ, એનું તેજ, એની સ્મૃતિ અને જાગૃતિ કેમ હરાઈ જાય છે એ પણ એમાં ઉત્તમ રીતે વ્યક્ત થયું છે.'

જેમ ભાષા ઠીક ન આવડતાં છતાં 'કાન્ત' આગળ મેં મોઢું ખોલ્યું એ જ રીતે શિક્ષણપ્રેમી ન્હાનાલાલ આગળ પણ મેં મારું મોઢું ખોલ્યું. અને અમારી વચ્ચે એક જાતનો રાગ બંધાયો.

છતાં ન એમની કવિતા વાંચવાનો મને અવકાશ મળ્યો કે ન એમને ફરી નિરાંતે મળવાની તક સાંપડી.

ત્યાર પછી એક દિવસે સ્વામી આનંદે એક ગદ્ય કવિતા મને ઉત્સાહભેર વાંચી સંભળાવી: 'મંદિરોમાં પચ્ચાસ દીપમાળા પ્રગટાવો, પચ્ચાસ પચ્ચાસ આરતીઓ ઊતરાવો' વગેરે. સ્વામીએ ઉત્સાહભેર અને છટાદાર રીતે એ આખું કાવ્ય વાંચી સંભળાવ્યું. બાપુભક્તિથી અમે તરબોળ તો હતા જ. એમાં આ ઉત્સાહગાથા ઉત્સાહભેર વાંચેલી સાંભળવાને મળી. અમે ખુશખુશ થયા. સ્વામીએ એ આખું 'ગુજરાતનો તપસ્વી' તરત ઘણા આકર્ષક રૂપમાં છપાવ્યું. પછી હું ફરી વાર એ વાંચી ગયો. વાંચતાં વાંચતાં જરાક ઠેસ વાગી. એમાં લીટીઓ હતી:

'સાધો! સત્યના યે આગ્રહ ન હોય.
એ તો છે હઠયોગના પ્રકારાન્તર,
નહીં કે રાજયોગના રાજમાર્ગ.

મનુષ્યની નહિ પણ પ્રભુની જ ઈચ્છા
પ્રવર્તે છે સત્યના યે પ્રચારમાં...'

મને શંકા ગઈ કે બધું ઈશ્વર ઉપર છોડી દેનાર અકર્મણ્ય વૈષ્ણવ ભક્તનું માનસ અહીં આમ બોલે છે. સિદ્ધાંતતઃ આ બધું બરાબર છે. પ્રભુનું જ કામ આપણે કરીએ છીએ એ શ્રદ્ધા અને વિશ્વાસ માણસમાં હોવાં જોઈએ. પોતે શૂન્યવત્ બની ઈશ્વરના હાથનું સાધન બનવાની જીવનસાધનામાં જ ગાંધીજી માનતા હતા અને એ પ્રમાણે પોતાનું જીવન ઘડવા માગતા હતા એ વાત તો આખી દુનિયા જાણતી હતી. ત્યાં 'સત્યના યે આગ્રહ ન હોય' એમ સંભળાવનાર કવિને કદાચ ગાંધીજીની શિખામણ અને એમની કાર્યપદ્ધતિ સાથે એકરાર નહીં હોય એવી શંકા મનમાં આવી અને એ શંકા મનમાં ઘર કરી બેઠી.

ત્યાર પછી તો દુનિયા ઘણી આગળ વધી. અસહકારનું આંદોલન જાગ્યું અને એમાંથી જ ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના થઈ. તે વખતે તો હું રાષ્ટ્રીય શિક્ષણમય બની ગયો હતો. વિદ્યાપીઠની સ્થાપના અને એનું કાર્ય એ જ એક મારે મન મહત્ત્વની વસ્તુ હતી. એવે વખતે એક વાર કવિ ન્હાલાલાલ વિદ્યાપીઠના ગૂજરાત મહાવિદ્યાલયમાં આવેલા. અત્યારે એમનું તે વખતનું ભાષણ ક્યાંથી યાદ હોય! પણ એમણે અસહકારને અંગેના ગાંધીજીના કોઈ એક પગલાની ટીકા કરતાં કહ્યું કે મને એ ભૂલ લાગે છે. મહેમાનનો આભાર માનવાનું કામ મારે ભાગે હતું. એટલે વિવેક જાળવીને મેં એટલું જ કહ્યું કે 'કવિશ્રી જેને ભૂલ માને છે એ ભૂલ નથી પણ આંદોલનનું ફૂલ છે. ફૂલ બેસે છે, સુવાસ ફેલાવે છે, પ્રસન્નતા બક્ષે છે અને થોડા જ વખતમાં ખરી પડે છે. ફૂલ પાછળ આવે છે ફળ. એ ફળની આગાહી રૂપે જ ફૂલનું મહત્ત્વ હોય છે. અસહકારના આંદોલનમાંથી રાષ્ટ્રીય શિક્ષણ રૂપી ફળ આપણને મળવાનું છે અને એ શિક્ષણ દ્વારા આપણે આપણી સંસ્કૃતિનું રહસ્ય શોધી એના પાયા ઉપર ભાવિ સંસ્કૃતિનું ચણતર કરવાના છીએ.'

મનમાં રહી ગયું કે કવિશ્રી ગાંધીજીની પ્રેરણા સાથે એકરૂપ થયા નથી.

છતાં એટલું કહું કે જો તે વખતે મને ખબર પડી હોત કે ન્હાનાલાલ કવિ સરકારી નોકરી છોડીને આવ્યા છે અને એમની અપેક્ષા છે કે વિદ્યાપીઠમાં એમને લેવાય, તો એવો પ્રયત્ન કર્યા વિના હું રહેત નહીં.

મારા ક્રાંતિકારી દિવસોના મારા એક સાથીને વિજ્ઞાનના અધ્યાપક તરીકે વિદ્યાપીઠમાં આણવાનો મેં પ્રયત્ન કર્યો હતો. મારો વિશ્વાસ હતો કે આ હિલચાલ-માં જોડાયા પછી અને ગાંધીજીના પ્રસંગમાં આવ્યા પછી ગમે તે માણસના જીવનમાં પરિવર્તન થવાનું જ. પણ પેલા વિજ્ઞાનના પ્રોફેસરે આવવાની જ ના પાડી. ન્હાનાલાલ વિદ્યાપીઠમાં આવવા ઈચ્છે છે એ વસ્તુની જાણ જ મને ઘણી મોડી થઈ. નહીં તો એમને વિદ્યાપીઠમાં લેવાનો મેં પૂરતો પ્રયત્ન કર્યો હોત અને સંભવ છે કે એમાં હું ફાવી પણ જાત.

આજે શાંતપણે વિચાર કરતાં જોઈ શકું છું કે કવિ ન્હાનાલાલ જોકે ભારત-ભક્તિથી તરબોળ હતા, પ્રાચીન અને મધ્યકાલીન ક્ષાત્રતેજની કદર કરનારા હતા છતાં તેઓ સ્વભાવે અને સિદ્ધાંતે રાનડે, ગોખલે, સુરેન્દ્રનાથ વગેરે નરમ દલના જેવા જ હતા. આજે આપણે ઉચ્ચ માનવતાની ભૂમિકા ઉપરથી અને આંતર-રાષ્ટ્રીય સવાલોના સનાતન ઉકેલની દૃષ્ટિએ વિશ્વબંધુત્વનો આદર્શ સેવીએ છીએ. હિંદ અને બ્રિટાનિયાનો સહયોગ ઇચ્છીએ છીએ. પણ મૉડરેટ લોકોની ભૂમિકા એ ન હતી. સ્વતંત્ર અને તુલ્યબળ બે રાષ્ટ્રોનો સહયોગ નોખો, અને બ્રિટનના આધિરાજ્ય તળે સ્વરાજ્યની યોગ્યતા મેળવવાની સાધનાને નામે પરરાજ્યની ધૂંસરી સ્વીકારવી એ નોખું.

વિદ્યાપીઠની સ્થાપનાના દિવસોમાં મને પરિસ્થિતિથી વાકેફ કરનારા ત્રણ સાથીઓ હતા. નરહરિભાઈ, ઇન્દુલાલ યાજ્ઞિક અને રામનારાયણ પાઠક. આ ત્રણ-માંથી એક જણે પણ જો મને કહ્યું હોત કે ન્હાનાલાલ કવિ આપણે ત્યાં આવે એમ છે, તો એ તક હું છોડત નહીં. આગળ જતાં એનું પરિણામ શું આવત તે તો ભગવાન જાણે.

આખરે અણબનાવ ઊભો થયો -શામાંથી? હું જાણું છું ત્યાં સુધી એનું કારણ કવિની નારીદાક્ષિણ્યવૃત્તિ અને પત્નીનિષ્ઠા છે. એમનું કહેવું હતું કે કૉંગ્રેસના અધિવેશનમાં જે માનનું સ્થાન એમને મળે એ એમની પત્નીને પણ મળવું જોઈએ. બંને જણાં કૉંગ્રેસના મંચ ઉપર સાથેસાથે જ બેસશે. વ્યવસ્થાપકોએ બહેનો માટે અલગ બેસવાની વ્યવસ્થા કરી હતી. ત્યાં પણ માન ઓછું ન હતું. પણ કવિને એ રુચ્યું નહીં. બધા જ વિવાહિત મહેમાનો એવો આગ્રહ રાખે કે પતિ-પત્ની સાથે જ બેસશે તો કૉંગ્રેસના જેવું અધિવેશન ચાલી ન શકે. એ કાંઈ સન્માનસમારંભ ન હતો. રાષ્ટ્રીય વિચારણાનો અને તે પણ કટોકટીની વિચારણાનો પ્રસંગ હતો. હું માનું છું કે જો કોઈએ જઈને કવિની સાથે દલીલ કરી એમને સમજાવ્યા હોત અથવા એમને રાજી કરવા ખાતર એમના પૂરતો અપવાદ કર્યો હોત તો કશું બગડત નહીં. હું નથી માનતો કે કવિનો દાખલો આગળ કરી બીજા કોઈએ એવી જ માગણી કરી હોત. પણ આજનો જમાનો થોડો જ માને છે કે न कोपनीयाः कवयः क्षितीन्द्रैः ? રાજકર્તાઓએ હવે કવિથી નહીં પણ ખબરપત્રીથી અને તંત્રીઓથી ડરવાનું રહે છે. છતાં એક માનીતા કવિની ઇચ્છાને માન આપ્યું હોત તો ઘણું સારું થાત. એના બદલામાં કવિનો ઉપહાસ થયો. કો'કે કહ્યું, કવિ ગાંડા થયા છે. કવિએ એનો છાપામાં રદિયો આપ્યો! અને મામલો વણસ્યો. તે વખતે પણ ગાંધીજીને આની ખબર પડત તો તેમણે કવિને બોલાવીને સમાધાન કર્યું હોત. કેમ કે તેઓ દૂઝણી ગાયનું પાટું ખમવામાં માનનારા હતા. પણ કડવાશ વધી તે વધતી જ ગઈ. મને લાગે છે કે આપણા જાહેર જીવનમાં આપણે વ્યક્તિની લાગણી સાચવવા માટે આજે થાય છે એના કરતાં વધારે સારા પ્રયત્ન કરવા જોઈએ. આવી ઇંતેજારીનો ગેરલાભ થોડાક લોકો લેશે એનું કાંઈ નહીં.

આજે લઘુમતી કોમોને રાજી કરવા ખાતર કેટલી અણછાજતી છૂટો પણ આપણે આપીએ છીએ અને ન ખમવાની વાતો ખમીએ છીએ, તો થોડીક વ્યક્તિઓ માટે પણ આપણે એમ જ કરતાં શીખીએ તો સરવાળે સમાજનું વાતાવરણ શાંતિ અને સ્નેહભર્યું રહેશે.

હું માનું છું કે અસહકાર કે સત્યાગ્રહના જોશમાં આવી કવિએ નોકરીનું રાજીનામું આપવું જોઈતું ન હતું. તેઓ સિદ્ધાંતે 'મૉડરેટ' તો હતા જ. આનંદશંકરભાઈ જેવાઓએ અસહકારમાં ભાગ ન લીધો તેથી કાંઈ તેમની સેવામાં ઊણપ ન આવી. લોકોએ એમની ઓછી કદર ન કરી. હું માનું છું કે કવિનું જીવન તો પોતાના જ તાલને વશ હોવું જોઈએ. નોકરીનું રાજીનામું આપવામાં તેમણે પોતાનો તાલ ખોયો.

સાથેસાથે એ પણ સ્વીકારવું જોઈએ કે વીરતાથી ભરેલા એ પગલાને તેઓ આખર સુધી વળગી રહ્યા. શ્રી વિજયરાયે પોતાના વ્યાખ્યાનને અંતે જે એક સંસ્મરણ નોંધ્યું છે તે કેટલે દરજ્જે યથાર્થ છે તે આપણે જાણતા નથી. માણસનું મન અનેક રીતે કામ કરે છે. કવિએ અંગ્રેજ સરકારને અને ગાંધીને કાગળો લખ્યા હોય કે મને નોકરીએ રાખો નહીં તો સામો પક્ષ મને રાખશે, તો એવા કાગળોથી હું આશ્ચર્ય નહીં પામું; પણ મને લાગતું નથી કે આમ કંઈ બન્યું હોય. અને બન્યું હોય તોયે એને ક્ષણિક નબળાઈ જ હું ગણું. કેમ કે ફરી નોકરીએ ચડવાનો પ્રયત્ન કવિએ કર્યો હતો એવું કોઈએ જાણ્યું નથી. કવિના સ્વભાવમાં વિચિત્રતા ગમે તેટલી હોય અને બગડે ત્યારે તેઓ અસાધારણ બગડતા પણ હોય પણ એમણે ફરી સરકાર પાસે જવાનો પ્રયત્ન કર્યો નથી એ નાનીસૂની વાત નથી. એમના સ્વભાવમાં ટેક અને ખડતલપણું બંને હતાં.

સરદાર વલ્લભભાઈ સામેનો પોતાનો રોષ કવિએ ગાંધીજી તરફ વાળ્યો એ સૌથી કરુણ અને દુ:ખદાયક ઘટના હતી. ગાંધીજી વિશે કવિના મનમાં અસાધારણ આદર ન હોત તો વાત જુદી. કવિની ટીકાઓ ગાંધીજીના કાન સુધી પહોંચી નહીં હોય અને પહોંચી તોયે ગાંધીજીના મન ઉપર એની અસર ન જ થાત, ન થઈ. પણ દીર્ઘ કાળ સુધી કવિને જે માનસિક ક્લેશ ખમવો પડયો તે જ સૌથી વધારે દુ:ખનું કારણ છે.

કવિએ ગાંધીજી વિશેની પોતાની ચીડ વ્યક્ત કરતો એક કાગળ મને લખ્યો. ગુરુજનોની નિંદા સાંભળવા ઊભા રહેવું નહીં એ આપણી સંસ્કૃતિનો આદર્શ છે. એટલે જવાબમાં મેં એમને એટલું જ લખ્યું, 'તમારો અભિપ્રાય હું ક્યારનો જાણું છું. તમારો અભિપ્રાય હું જાણું છું એ તમે જાણો છો. આવી સ્થિતિમાં જ્યારે તમારા અભિપ્રાયમાં ફેરફાર થાય ત્યારે જ તમારે મને લખવું.' આ જ એમની સાથેનો મારો છેલ્લો પત્રવ્યવહાર.

આજના જમાનાને એ જૂની દુ:ખદ ઘટનામાં કશો રસ રહ્યો નથી. કવિના

ભક્તોને પણ એમ જ લાગે છે કે થયું તે ન થયું હોત તો સારું થાત. અને છતાં જ્યારે જ્યારે કવિ વિશે બોલવાનો પ્રસંગ આવે છે ત્યારે વક્તાથી કે લેખકથી આ આખા પ્રકરણનો અછડતો ઉલ્લેખ કર્યા વિના રહેવાતું નથી. તેથી જ મેં અહીં આટલો વિસ્તાર કર્યો. હું આશા રાખું છું કે હવે પછી આ પ્રકરણનો ઉલ્લેખ કરવાની આવશ્યકતા કોઈને જણાશે નહીં.

મારે મન એ આખા કિસ્સાની કરુણતા ત્યારે વધી, જ્યારે આ જ અમદાવાદમાં મારી ષષ્ટિપૂર્તિને નિમિત્તે એક સભા ભરાઈ અને અનેકાનેક સાહિત્યકારોએ મને પોતાના પ્રેમથી નવડાવ્યો. તે જ રીતે કવિશ્રીની ઇહયાત્રા પૂરી થઈ. લોકોએ જ્યારે મારી સાહિત્યસેવાનાં વખાણ કર્યાં ત્યારે મારા હૃદયે કવિની સાહિત્યસેવા અને સંસ્કૃતિસેવાનું ઉત્કટ ચિંતન કર્યું. એ બનાવને કારણે પણ કવિ ન્હાનાલાલના વ્યક્તિત્વ વિશે હું વધારે મનન કરતો થયો.

હું હમેશાં કહેતો આવ્યો છું કે કવિતા મારું ક્ષેત્ર નથી. કવિતા તો મેં કરી નથી જ, પણ કાવ્ય-વિવેચનમાં પણ હું ઝાઝો ઊતર્યો નથી. કવિતા વાંચવી મને ગમે છે. જેટલી સમજાય છે તેટલી માણી પણ શકું છું. હૃદયમાં કાવ્યની ઊર્મિઓ ઊઠતી નથી એમ પણ નથી. છતાં કાવ્યનું ક્ષેત્ર અને એનું શાસ્ત્ર મેં ખેડયાં નથી.

તેથી ન્હાનાલાલ કવિની કાવ્યશક્તિનું નિરૂપણ હું ન કરું. એમની કાવ્યકૃતિના ગુણદોષોમાં પણ હું ન ઊતરું. શ્રી બાલચંદ્ર પરીખે એમની કવિતાનું જે રસદર્શન કર્યું છે – કરાવ્યું છે તેટલાથી મેં સંતોષ માન્યો છે. ન્હાનાલાલની કવિતાનું ભક્તિ-ભાવપૂર્વક 'કાંટાકોર' મૂલ્યાંકન મારા મિત્ર શ્રી સુન્દરમે કર્યું છે. તેમ કરવાની શક્તિ મારી નથી. શ્રી અનંતરાય રાવળે આપણને ન્હાનાલાલનો 'મધુકોષ' આપ્યો. એની સાથે ન્હાનાલાલની કવિતાની સુંદરતાનું ઠરેલ મૂલ્યાંકન પણ એમણે રજૂ કર્યું છે. શ્રી વિજયરાય જેવા સાહિત્યવિવેચકે, ધર્મ, સાહિત્ય આદિ વિષય પરત્વેની, ન્હાના-લાલ કવિની જીવનદૃષ્ટિ પણ આપણને સમજાવી છે. એ બધા અધિકારી પુરુષો છે. એમાંનો એકે दोषैकद्रष्टि નથી. ન્હાનાલાલની સાહિત્યસેવાની કદર કરનારા જ બધા છે. તેથી એમણે જે જે કહ્યું છે તેનો આનંદપૂર્વક સ્વીકાર કરવાનું જ મન થાય છે. એમણે જે કહ્યું છે તે ફરીથી, નબળી ભાષામાં મૂકવાનો પ્રયાસ હું ન કરું. જો સારરૂપ કંઈક કહીને સંતોષ માનવાનો હું પ્રયત્ન કરું તો તેમાં પણ શ્રી ઉમાશંકરે મારો રસ્તો બંધ કર્યો છે. એક વરસ પણ થયું નથી કે એમણે રેડિયો પર એક સુંદર વાર્તાલાપ પ્રસિદ્ધ કરી, કવિ ન્હાનાલાલને અંજલિ અર્પણ કરી છે. તે એટલી બધી સર્વાંગસંપૂર્ણ છે કે તેમાં કશો વધારોઘટાડો થઈ ન શકે.

એટલે ન્હાનાલાલની કવિતાનો, અને ગદ્યનો પણ, યથાશક્ય આસ્વાદ લઈને જેમ મેં આત્મનેપદી સંતોષ માન્યો તેમ ન્હાનાલાલ વિશેનું આટલું આવશ્યક અને પર્યાપ્ત વિવેચન વાંચીને પણ મેં પોતા પૂરતું સમાધાન માન્યું. તેથી કવિ પ્રત્યે, એમની કવિતા પ્રત્યે અને એ કવિતાનું નિરૂપણ-વિવેચન કરનાર સાહિત્યસેવીઓ પ્રત્યેની પોતાની કેવળ કૃતજ્ઞતા વ્યક્ત કરવા માટે જ અહીં ઊભો થયો છું.

ખરું જોતાં મારું કામ આ ક્ષેત્રમાં 'ઇતરે જન'નું સાહિત્યનું આસ્વાદન કરતાં અને સમાજસેવા દ્વારા કે કેળવણી દ્વારા જીવનનું ખેડાણ કરતાં જે કાંઈ મૂલ્યો જડયાં છે અને અભિરુચિ કેળવાઈ છે, તેમની મદદથી ન્હાનાલાલના સાહિત્યનો વિચાર કરતાં અને પ્રસંગોપાત્ત એ આનંદ અન્ય પ્રાંતના રસિકો આગળ વ્યક્ત કરતાં જે કાંઈ સૂઝયું તે અર્ઘ્યરૂપે રજૂ કરવાનું છે. કવિઓ અને કાવ્યવિવેચકો, પોતાનું સામર્થ્ય પૂરેપૂરું અજમાવ્યા પછી પણ, 'ઇતરે જન'નો અભિપ્રાય જાણવા માટે ઉત્સુક હોય છે. એ જાણતો હોવાથી જ એમની આગળ તેમ જ સમાનધર્મા 'ઇતરે જનો' આગળ બે શબ્દો કહેવા તૈયાર થયો છું.

કવિ ન્હાનાલાલ દાંપત્યપ્રેમના વિશાળ, સમૃદ્ધ અને ગંભીર સરોવરમાં ઊઠતી ઉત્તુંગ પણ કલ્યાણમયી ઊર્મિઓના કવિ છે એ તો બધાએ સ્વીકાર્યું છે. ન્હાનાલાલે કવિતાક્ષેત્રમાં પ્રવેશ કર્યો અને એમની ઊર્મિલ કવિતાને વિવેચકો આવકાર આપે તે પહેલાં જ અમે 'ઇતરે જનો'એ એમની કવિતાનો સ્વીકાર કર્યો અને શહેરે-શહેરે અને ગામડે-ગામડે એનું કૂજન-રટણ કરી એ કવિને અપનાવ્યા. ન્હાનાલાલની કવિત્વશક્તિ, લેખન અને વ્યાખ્યાનશક્તિ જો ખીલી હોય અને એ દ્વારા એમણે આખો જન્મારો સતત સેવા આપી હોય તો એનું શ્રેય 'ઇતરે જનો'ની કૃતજ્ઞતાને જ છે. એમનું એ પ્રોત્સાહન એટલું નક્કર અને પ્રેરણાદાયી હતું કે કવિ ન્હાના-લાલને ભલભલા પ્રત્યે અનાસ્થા અને તિરસ્કાર કેળવતાં પણ સંકોચ રાખવો ન પડયો. સમાજહૃદય પરનું એમનું સામ્રાજ્ય અમીટ છે એ વિશ્વાસે જ આપણા કવિને આખર સુધી ધૈર્ય આપ્યું. અને જીવનની વિષમ પળે પણ તેઓ અણનમ રહ્યા.

હું માનું છું કે 'સૌન્દર્ય, પ્રેમ, ભક્તિ અને શીલ'ના ઉપાસક આ કવિ સ્વભાવે ગૌરવના ઉપાસક હતા. જીવનના એકેએક મહત્-તત્ત્વનું ગૌરવ પારખી સમાજને એ સમજાવવાની મહેચ્છા એમને વળગેલી જ હતી. આપણે અને આખી દુનિયા-એ સાર્વભૌમ ગૌરવની જે ઉપાસના કરી છે તેનું કીર્તન કરવું, સમાજને માટે એ ગૌરવ તરફ અંગુલિનિર્દેશ કરવો, અને પુરુષાર્થનાં એ બધાં તત્ત્વો પાછળ ખરેખર જીવનગૌરવ છે એમ સમજાવતા રહેવું એ એમનું મુખ્ય કામ હતું. એ કરવા માટે ભાષામાં જેટલા ગૌરવવાહક શબ્દો જડયા તે બધા એમણે વાપર્યા.

ભારત સ્વતંત્ર થયા પછી અને આપણા રાષ્ટ્રની જીવનધુરા સ્વીકાર્યા પછી, થોડો વખત પંડિત જવાહરલાલજીને એવું જ કામ કરવું પડયું હતું: 'Friends, you must not forget, you must realize that we are a great nation'. એમ અનેક વાર તેઓ કહેતા રહ્યા. પારતંત્ર્યની ધૂંસરી વહન કરવાથી લોકોમાં જે લઘુભાવના કે ન્યૂનગ્રંથિ આવી ગઈ હતી તે કાઢી નાખવા માટે અને લોકમાનસની સપાટી ઊંચે લઈ જવા માટે એમને આમ કરવું પડયું. પણ એ કામ એમણે ઝટ પતાવી દીધું, એટલું જ નહીં પણ પાછળથી ભારત-ગૌરવનાં બણગાં ફૂંકનારના ઉપહાસ પણ તેઓ કરતા થયા.

ખરું જોતાં મારું કામ આ ક્ષેત્રમાં 'ઇતરે જન'નું સાહિત્યનું આસ્વાદન કરતાં અને સમાજસેવા દ્વારા કે કેળવણી દ્વારા જીવનનું ખેડાણ કરતાં જે કાંઈ મૂલ્યો જડયાં છે અને અભિરુચિ કેળવાઈ છે, તેમની મદદથી ન્હાનાલાલના સાહિત્યનો વિચાર કરતાં અને પ્રસંગોપાત્ત એ આનંદ અન્ય પ્રાંતના રસિકો આગળ વ્યક્ત કરતાં જે કાંઈ સૂઝયું તે અર્ઘ્યરૂપે રજૂ કરવાનું છે. કવિઓ અને કાવ્યવિવેચકો, પોતાનું સામર્થ્ય પૂરેપૂરું અજમાવ્યા પછી પણ, 'ઇતરે જન'નો અભિપ્રાય જાણવા માટે ઉત્સુક હોય છે. એ જાણતો હોવાથી જ એમની આગળ તેમ જ સમાનધર્મા 'ઇતરે જનો' આગળ બે શબ્દો કહેવા તૈયાર થયો છું.

કવિ ન્હાનાલાલ દાંપત્યપ્રેમના વિશાળ, સમૃદ્ધ અને ગંભીર સરોવરમાં ઊઠતી ઉત્તુંગ પણ કલ્યાણમયી ઊર્મિઓના કવિ છે એ તો બધાએ સ્વીકાર્યું છે. ન્હાનાલાલે કવિતાક્ષેત્રમાં પ્રવેશ કર્યો અને એમની ઊર્મિલ કવિતાને વિવેચકો આવકાર આપે તે પહેલાં જ અમે 'ઇતરે જનો'એ એમની કવિતાનો સ્વીકાર કર્યો અને શહેરે-શહેરે અને ગામડે-ગામડે એનું કૂજન-રટણ કરી એ કવિને અપનાવ્યા. ન્હાનાલાલની કવિત્વશક્તિ, લેખન અને વ્યાખ્યાનશક્તિ જો ખીલી હોય અને એ દ્વારા એમણે આખો જન્મારો સતત સેવા આપી હોય તો એનું શ્રેય 'ઇતરે જનો'ની કૃતજ્ઞતાને જ છે. એમનું એ પ્રોત્સાહન એટલું નક્કર અને પ્રેરણાદાયી હતું કે કવિ ન્હાનાલાલને ભલભલા પ્રત્યે અનાસ્થા અને તિરસ્કાર કેળવતાં પણ સંકોચ રાખવો ન પડયો. સમાજહૃદય પરનું એમનું સામ્રાજ્ય અમીટ છે એ વિશ્વાસે જ આપણા કવિને આખર સુધી ધૈર્ય આપ્યું. અને જીવનની વિષમ પળે પણ તેઓ અણનમ રહ્યા.

હું માનું છું કે 'સૌન્દર્ય, પ્રેમ, ભક્તિ અને શીલ'ના ઉપાસક આ કવિ સ્વભાવે ગૌરવના ઉપાસક હતા. જીવનના એકેએક મહત્-તત્ત્વનું ગૌરવ પારખી સમાજને એ સમજાવવાની મહેચ્છા એમને વળગેલી જ હતી. આપણે અને આખી દુનિયાએ સાર્વભૌમ ગૌરવની જે ઉપાસના કરી છે તેનું કીર્તન કરવું, સમાજને માટે એ ગૌરવ તરફ અંગુલિનિર્દેશ કરવો, અને પુરુષાર્થનાં એ બધાં તત્ત્વો પાછળ ખરેખર જીવનગૌરવ છે એમ સમજાવતા રહેવું એ એમનું મુખ્ય કામ હતું. એ કરવા માટે ભાષામાં જેટલા ગૌરવવાહક શબ્દો જડયા તે બધા એમણે વાપર્યા.

ભારત સ્વતંત્ર થયા પછી અને આપણા રાષ્ટ્રની જીવનધુરા સ્વીકાર્યા પછી, થોડો વખત પંડિત જવાહરલાલજીને એવું જ કામ કરવું પડયું હતું: 'Friends, you must not forget, you must realize that we are a great nation'. એમ અનેક વાર તેઓ કહેતા રહ્યા. પારતંત્ર્યની ધૂંસરી વહન કરવાથી લોકોમાં જે લઘુભાવના કે ન્યૂનગ્રંથિ આવી ગઈ હતી તે કાઢી નાખવા માટે અને લોકમાનસની સપાટી ઊંચે લઈ જવા માટે એમને આમ કરવું પડયું. પણ એ કામ એમણે ઝટ પતાવી દીધું, એટલું જ નહીં પણ પાછળથી ભારત-ગૌરવનાં બણગાં ફૂંકનારના ઉપહાસ પણ તેઓ કરતા થયા.

ભક્તોને પણ એમ જ લાગે છે કે થયું તે ન થયું હોત તો સારું થાત. અને છતાં જ્યારે જ્યારે કવિ વિશે બોલવાનો પ્રસંગ આવે છે ત્યારે વક્તાથી કે લેખકથી આ આખા પ્રકરણનો અછડતો ઉલ્લેખ કર્યા વિના રહેવાતું નથી. તેથી જ મેં અહીં આટલો વિસ્તાર કર્યો. હું આશા રાખું છું કે હવે પછી આ પ્રકરણનો ઉલ્લેખ કરવાની આવશ્યકતા કોઈને જણાશે નહીં.

મારે મન એ આખા કિસ્સાની કરુણતા ત્યારે વધી, જ્યારે આ જ અમદાવાદમાં મારી ષષ્ટિપૂર્તિને નિમિત્તે એક સભા ભરાઈ અને અનેકાનેક સાહિત્યકારોએ મને પોતાના પ્રેમથી નવડાવ્યો. તે જ રીતે કવિશ્રીની ઇહયાત્રા પૂરી થઈ. લોકોએ જ્યારે મારી સાહિત્યસેવાનાં વખાણ કર્યાં ત્યારે મારા હૃદયે કવિની સાહિત્યસેવા અને સંસ્કૃતિસેવાનું ઉત્કટ ચિંતન કર્યું. એ બનાવને કારણે પણ કવિ ન્હાનાલાલના વ્યક્તિત્વ વિશે હું વધારે મનન કરતો થયો.

હું હમેશાં કહેતો આવ્યો છું કે કવિતા મારું ક્ષેત્ર નથી. કવિતા તો મેં કરી નથી જ, પણ કાવ્ય-વિવેચનમાં પણ હું ઝાઝો ઊતર્યો નથી. કવિતા વાંચવી મને ગમે છે. જેટલી સમજાય છે તેટલી માણી પણ શકું છું. હૃદયમાં કાવ્યની ઊર્મિઓ ઊઠતી નથી એમ પણ નથી. છતાં કાવ્યનું ક્ષેત્ર અને એનું શાસ્ત્ર મેં ખેડયાં નથી.

તેથી ન્હાનાલાલ કવિની કાવ્યશક્તિનું નિરૂપણ હું ન કરું. એમની કાવ્યકૃતિના ગુણદોષોમાં પણ હું ન ઊતરું. શ્રી બાલચંદ્ર પરીખે એમની કવિતાનું જે રસદર્શન કર્યું છે—કરાવ્યું છે તેટલાથી મેં સંતોષ માન્યો છે. ન્હાનાલાલની કવિતાનું ભક્તિભાવપૂર્વક ‘કાંટાકોર’ મૂલ્યાંકન મારા મિત્ર શ્રી સુન્દરમે કર્યું છે. તેમ કરવાની શક્તિ મારી નથી. શ્રી અનંતરાય રાવળે આપણને ન્હાનાલાલનો ‘મધુકોષ’ આપ્યો. એની સાથે ન્હાનાલાલની કવિતાની સુંદરતાનું ઠરેલ મૂલ્યાંકન પણ એમણે રજૂ કર્યું છે. શ્રી વિજયરાય જેવા સાહિત્યવિવેચકે, ધર્મ, સાહિત્ય આદિ વિષય પરત્વેની, ન્હાનાલાલ કવિની જીવનદૃષ્ટિ પણ આપણને સમજાવી છે. એ બધા અધિકારી પુરુષો છે. એમાંનો એકે दोषैकद्रष्टि નથી. ન્હાનાલાલની સાહિત્યસેવાની કદર કરનારા જ બધા છે. તેથી એમણે જે જે કહ્યું છે તેનો આનંદપૂર્વક સ્વીકાર કરવાનું જ મન થાય છે. એમણે જે કહ્યું છે તે ફરીથી, નબળી ભાષામાં મૂકવાનો પ્રયાસ હું ન કરું. જો સારરૂપ કંઈક કહીને સંતોષ માનવાનો હું પ્રયત્ન કરું તો તેમાં પણ શ્રી ઉમાશંકરે મારો રસ્તો બંધ કર્યો છે. એક વરસ પણ થયું નથી કે એમણે રેડિયો પર એક સુંદર વાર્તાલાપ પ્રસિદ્ધ કરી, કવિ ન્હાનાલાલને અંજલિ અર્પણ કરી છે. તે એટલી બધી સર્વાંગસંપૂર્ણ છે કે તેમાં કશો વધારોઘટાડો થઈ ન શકે.

એટલે ન્હાનાલાલની કવિતાનો, અને ગદ્યનો પણ, યથાશક્ય આસ્વાદ લઈને જેમ મેં આત્મનેપદી સંતોષ માન્યો તેમ ન્હાનાલાલ વિશેનું આટલું આવશ્યક અને પર્યાપ્ત વિવેચન વાંચીને પણ મેં પોતા પૂરતું સમાધાન માન્યું. તેથી કવિ પ્રત્યે, એમની કવિતા પ્રત્યે અને એ કવિતાનું નિરૂપણ-વિવેચન કરનાર સાહિત્યસેવીઓ પ્રત્યેની પોતાની કેવળ કૃતજ્ઞતા વ્યક્ત કરવા માટે જ અહીં ઊભો થયો છું.

ખરું જોતાં મારું કામ આ ક્ષેત્રમાં 'ઇતરે જન'નું સાહિત્યનું આસ્વાદન કરતાં અને સમાજસેવા દ્વારા કે કેળવણી દ્વારા જીવનનું ખેડાણ કરતાં જે કાંઈ મૂલ્યો જડયાં છે અને અભિરુચિ કેળવાઈ છે, તેમની મદદથી ન્હાનાલાલના સાહિત્યનો વિચાર કરતાં અને પ્રસંગોપાત્ત એ આનંદ અન્ય પ્રાંતના રસિકો આગળ વ્યક્ત કરતાં જે કાંઈ સૂઝયું તે અર્ઘ્યરૂપે રજૂ કરવાનું છે. કવિઓ અને કાવ્યવિવેચકો, પોતાનું સામર્થ્ય પૂરેપૂરું અજમાવ્યા પછી પણ, 'ઇતરે જન'નો અભિપ્રાય જાણવા માટે ઉત્સુક હોય છે. એ જાણતો હોવાથી જ એમની આગળ તેમ જ સમાનધર્મા 'ઇતરે જનો' આગળ બે શબ્દો કહેવા તૈયાર થયો છું.

કવિ ન્હાનાલાલ દાંપત્યપ્રેમના વિશાળ, સમૃદ્ધ અને ગંભીર સરોવરમાં ઊઠતી ઉત્તુંગ પણ કલ્યાણમયી ઊર્મિઓના કવિ છે એ તો બધાએ સ્વીકાર્યું છે. ન્હાનાલાલે કવિતાક્ષેત્રમાં પ્રવેશ કર્યો અને એમની ઊર્મિલ કવિતાને વિવેચકો આવકાર આપે તે પહેલાં જ અમે 'ઇતરે જનો'એ એમની કવિતાનો સ્વીકાર કર્યો અને શહેરે-શહેરે અને ગામડે-ગામડે એનું કૂજન-રટણ કરી એ કવિને અપનાવ્યા. ન્હાનાલાલની કવિત્વશક્તિ, લેખન અને વ્યાખ્યાનશક્તિ જો ખીલી હોય અને એ દ્વારા એમણે આખો જન્મારો સતત સેવા આપી હોય તો એનું શ્રેય 'ઇતરે જનો'ની કૃતજ્ઞતાને જ છે. એમનું એ પ્રોત્સાહન એટલું નક્કર અને પ્રેરણાદાયી હતું કે કવિ ન્હાનાલાલને ભલભલા પ્રત્યે અનાસ્થા અને તિરસ્કાર કેળવતાં પણ સંકોચ રાખવો ન પડયો. સમાજહૃદય પરનું એમનું સામ્રાજ્ય અમીટ છે એ વિશ્વાસે જ આપણા કવિને આખર સુધી ધૈર્ય આપ્યું. અને જીવનની વિષમ પળે પણ તેઓ અણનમ રહ્યા.

હું માનું છું કે 'સૌન્દર્ય, પ્રેમ, ભક્તિ અને શીલ'ના ઉપાસક આ કવિ સ્વભાવે ગૌરવના ઉપાસક હતા. જીવનના એકેએક મહત્-તત્ત્વનું ગૌરવ પારખી સમાજને એ સમજાવવાની મહેચ્છા એમને વળગેલી જ હતી. આપણે અને આખી દુનિયાએ સાર્વભૌમ ગૌરવની જે ઉપાસના કરી છે તેનું કીર્તન કરવું, સમાજને માટે એ ગૌરવ તરફ અંગુલિનિર્દેશ કરવો, અને પુરુષાર્થનાં એ બધાં તત્ત્વો પાછળ ખરેખર જીવનગૌરવ છે એમ સમજાવતા રહેવું એ એમનું મુખ્ય કામ હતું. એ કરવા માટે ભાષામાં જેટલા ગૌરવવાહક શબ્દો જડયા તે બધા એમણે વાપર્યા.

ભારત સ્વતંત્ર થયા પછી અને આપણા રાષ્ટ્રની જીવનધુરા સ્વીકાર્યા પછી, થોડો વખત પંડિત જવાહરલાલજીને એવું જ કામ કરવું પડયું હતું: 'Friends, you must not forget, you must realize that we are a great nation'. એમ અનેક વાર તેઓ કહેતા રહ્યા. પારતંત્ર્યની ધૂંસરી વહન કરવાથી લોકોમાં જે લઘુભાવના કે ન્યૂનગ્રંથિ આવી ગઈ હતી તે કાઢી નાખવા માટે અને લોકમાનસની સપાટી ઊંચે લઈ જવા માટે એમને આમ કરવું પડયું. પણ એ કામ એમણે ઝટ પતાવી દીધું, એટલું જ નહીં પણ પાછળથી ભારત-ગૌરવનાં બાણગાં ફૂંકનારના ઉપહાસ પણ તેઓ કરતા થયા.

કવિ ન્હાનાલાલનો જમાનો જ એવો હતો કે લોકોને ગૌરવનું ભાન કરાવવું, આપણા રાષ્ટ્રીય જીવનમાં અને દુનિયામાં માણસજાતે જે પુરુષાર્થ ખેડયા છે તેનું મહત્ત્વ સમજાવવું એ અત્યંત જરૂરી હતું. અને તેમ કરતાં ભાટ-ચારણની ભૂમિકા ધારણ કરતાં પણ કવિ ન્હાનાલાલ અચકાયા નથી. ઉન્નતિને શિખરે પહોંચ્યા પછી માણસને ગૌરવના પાઠોની આવશ્યકતા રહેતી નથી એ ખરું, પણ પ્રજાને જે વખતે એવા પાઠોની આવશ્યકતા હતી તે વખતે એ પાઠો ભણાવવા પાછળ જ આખી જિંદગી વાપરનાર સેવકની આપણે ઓછી કદર ન કરીએ. અથવા એવા પાઠો સફળતાપૂર્વક ભણાવવા માટે ભણાવનારની તૈયારી પૂરતી ઊંડી હતી કે નહીં એની ચર્ચામાં પણ આપણે ન ઊતરીએ. એમણે આપણને આપણો વારસો સમજતા કર્યા, અને તેથી જ હવે પછીનું આપણું પરાક્રમ કેટલું ફલાંગ મારતું હોવું જોઈએ એ આપણે સમજી શક્યા, એને માટે આપણે કૃતજ્ઞ થઈએ.

ન્યૂનગંડ સામે રાષ્ટ્રને આત્મવિશ્વાસ કેળવવા મથતા યુગનો વિચાર કરીએ છીએ ત્યારે ધ્યાનમાં આવે છે કે ગોવર્ધનરામનું જીવનચિંતન અને કવિ ન્હાનાલાલનું જીવનકીર્તન બંને આપણો કીમતી વારસો છે.

કવિની કાવ્યશક્તિનો જ્યારે વિચાર કરું છું ત્યારે મને સૌથી વધારે મહત્ત્વની લાગે છે એમની શબ્દસિદ્ધિ. એમની ભાષામાં અસાધારણ લાલિત્ય છે, શબ્દ-યોજનાનું ઔચિત્ય છે. જે વિચાર એ લોકોના મન ઉપર ઠસાવવા માગે છે તે વિચારને મજબૂત કરવા માટે એ પોતાની બધી શક્તિ વાપરે છે. અને તેમ કરતાં એમની ભાષાને કોઈ પણ ઠેકાણે ઠેસ વાગતી નથી. એમાં કાંઈ પણ ઊણપ જોવી જ હોય તો તે એટલી જ કે કવિ એ ને એ વસ્તુ ફરીફરી કહેતાં થાકતા નથી. પુનરુક્તિથી વિચાર કે વિષય પુષ્ટ થવાને બદલે કોક વાર નબળો પડે છે એ વાત તરફ એમનું ધ્યાન ગયું હોત તો એમણે એ બાબતમાં સંયમ વાપર્યો હોત.

કવિની બીજી સિદ્ધિ તે એમની કલ્પનાસમૃદ્ધિ. હું માનું છું કે આ સમૃદ્ધિ આપણા જમાનાની વિશેષતા છે, કેમ કે આવી સમૃદ્ધિ આ જમાનાના અનેક કવિ-ઓમાં જોવામાં આવે છે અને તે અનેક સંસ્કૃતિઓના પરિચયને કારણે ઉત્પન્ન થતા મહત્ સમન્વયના પ્રયત્નમાંથી ઉત્પન્ન થઈ છે. ગુજરાતના જૂના કવિઓએ પોતાના વખતનું જીવન શણગાર્યું તેમાં જીવનનિષ્ઠાની મૌલિકતા હતી. અને તે કાળે જીવનમાં ધર્મની પ્રધાનતા હોવાને કારણે સંસ્કૃત ધર્મગ્રંથોની અસર પણ જૂની કવિતા ઉપર ઘણી હતી. આપણા જમાનામાં સંસ્કૃતનું અધ્યયન નવી ઢબે શરૂ થયું હતું. સંસ્કૃતના શબ્દો ફક્ત વાપરવાથી અથવા એ શબ્દોને પ્રાકૃત રૂપ આપવાથી આપણું ચાલે એમ ન હતું. સંસ્કૃતનું જ્ઞાન મેળવી સંસ્કૃતની મદદથી નવા જમાનાને જરૂરી નવા શબ્દો ઘડવાનું કામ આપણે કરતા થયા. વિચાર અંગ્રેજી સાહિત્યમાંથી લેવાનો, તે વિચાર દેશી ભાષામાં આણવા માટે સંસ્કૃતની મદદ લેવાની, અને અંગ્રેજી કે સંસ્કૃત ન જાણનારા સ્વજનો સુધી પહોંચાડવાનાં ફાંફાં મારવાનાં. આવી ત્રિવિધ સાધનામાંથી બુદ્ધિને અને કલ્પનાને જે વ્યાયામ

મળ્યો તેમાંથી એકાએક નવસર્જન ફૂટી નીકળ્યું અને એણે કલ્પનાસમૃદ્ધિનું રૂપ ધારણ કર્યું. જે લેખકો અથવા કવિઓ કેવળ તરજુમિયા સ્વભાવના હતા તેમની વાત જવા દઈએ, પણ જેમનામાં કાંઈ પણ જીવનનિષ્ઠા, મૌલિકતા અને ધ્યેય-પરાયણતા હતી તે બધામાં જીવનનો ઓછોવત્તો વ્યાપક સાક્ષાત્કાર દેખા દે છે, અને તેથી જ એમના સાહિત્યમાં પ્રેરણા અને સમૃદ્ધિ અસાધારણ પ્રમાણમાં આપણને મળે છે.

'સરસ્વતીચંદ્ર'ના લેખક ગોવર્ધનરામ સાહિત્યસ્વામી હતા એ વાત તો છે જ, પણ તેઓ સંસ્કૃતિચિંતક હતા. ભૂતકાળનો વારસો સમજીને, વર્તમાનકાળની વિટંબણા અનુભવીને, પરાસ્ત ન થતાં ઉજ્જવળ ભવિષ્યકાળનું ચિંતન તેઓ કરી શક્યા એ જ એમની મહત્તા છે. ભાષાને કારણે એમની મહત્તા નથી, પણ ચિંતનની મહત્તાને કારણે એમની ભાષામાં ઉત્તમતા આવી અને તેઓ પોતાના જમાના ઉપર ઊંડી અસર કરી શક્યા. ચિંતન અને દર્શન (vision) એ જ સાહિત્યસ્વામીની મૂડી હોવી જોઈએ. એ હોય તો ભાષા એની મેળે એને અનુરૂપ અને એને તોલે આવે એવું રૂપ પકડે છે. એની સાથે સાધના તરીકે ભાષા ખેડવાનો પ્રયાસ કર્યો હોવો જોઈએ એ દેખીતી વાત છે.

કવિ ન્હાનાલાલે સંસ્કૃતિનું ચિંતન અને ઇતિહાસનું અધ્યયન એટલી જ ઉત્કટતાથી કર્યું છે. સંસ્કૃતિના ભાવિ રૂપનું મનન તો એમણે કર્યું હશે. પણ તે કદાચ એમના સાહિત્યમાં પૂરેપૂરું પ્રગટ થયું નથી. ભવિષ્યની કલ્પના તો દરેક જણ કરે છે. પણ જ્યારે એ એક આખા જમાનાના હૃદયમાં એનો પ્રત્યય ઉપજાવે ત્યારે જ એને 'દર્શન' કહી શકાય.

અર્વાચીન સાહિત્યનો પ્રારંભ કરનાર નર્મદે ગુજરાતનાં જયગાન ગાયાં. એમાંની એક લીટી મને સૌથી મહત્ત્વની લાગી છે:

'તે રંગ થકી પણ અધિક સરસ રંગ થશે સત્વરે, માત.'

આ વચન કેવળ પોલી મહત્ત્વાકાંક્ષાની વાણી નથી. એમાં ક્રાન્તદર્શીનું દર્શન છે. જૂના ગુજરાતી કવિઓએ ધર્મ, અધ્યાત્મ અને સમાજવર્ણનમાં આપણને ઘણું ઉત્તમ સાહિત્ય આપ્યું, પણ એ બધું એકત્ર કરીએ તોયે 'સરસ્વતીચંદ્ર' જેટલું મનોમંથન એમણે આપ્યું નથી એમ જ કહેવું પડશે. અને ગુજરાતના રાજાઓએ, સેનાપતિઓએ અને મહાઅમાત્યોએ કોઈ કાળે કલ્પના ન કરી હોય એવો આદર્શ ગાંધીજીએ ગુજરાતી પ્રજા આગળ મૂક્યો એટલું જ નહીં પણ એને માટેની સાધના પણ એની પાસે એમણે કરાવી. પ્રાચીન પૂર્વજોના પુરુષાર્થ પ્રત્યે ભક્તિ અને આદર હોવાં જોઈએ એ ખરું, પણ એનો અર્થ એ નથી કે વર્તમાનકાળને મળેલી લોકોત્તર તર્ક અને વર્તમાનકાળ આગળ ફેલાયેલા ભવ્ય જગતવ્યાપી આદર્શનું મહત્ત્વ આપણે ન સમજીએ કે ઓછું કરીએ. સંતકવિઓની વાણીની આપણે કદર જરૂર કરીએ, પણ જ્યાં રવીન્દ્ર જેવા કવિઓની વાણીની ગુણવત્તા

વધી હોય ત્યાં એનો મુક્તકંઠે સ્વીકાર કરતાં આપણી ભૂતભક્તિ આડે ન આવવી જોઈએ.

જગત અને વિશ્વ એ બે શબ્દો દરેક જમાનો વાપરે જ છે, પણ પ્રેમાનંદનું જગત કેટલું નાનું હતું અને આજનું જગત કેટલું વિશાળ થયું છે એ પણ આપણે જાણવું જોઈએ. નરસિંહ મહેતાની વિશ્વની કલ્પના અને આજની ખગોળશાસ્ત્ર અને વિજ્ઞાનશાસ્ત્રની વિશ્વની કલ્પના વચ્ચે કેટલું અંતર છે એ પણ આપણે ધ્યાનમાં લેવું જોઈએ. એ જ રીતે અધ્યાત્મમાં પણ આજના સાધકો જૂના ઋષિ અને યોગી કરતાં વધારે ઉડ્ડયન કરે તો આશ્ચર્ય નહીં.

પણ પ્રગતિના દરેક તબક્કે જીવને જોખમે ખેડેલી સાધના હોવી જોઈએ. પશ્ચિમના લોકો જહાજમાં બેસી અથવા વિમાનો શોધી કાઢી આખી દુનિયામાં ફરી વળ્યા, દુનિયાની દરેક જાતિના જીવનમાં એમણે પ્રવેશ કર્યો – ઉત્પાત મચાવ્યો, સમુદ્રના તળિયા સુધી પહોંચ્યા અને આકાશમાં ગ્રહઉપગ્રહ સુધી કલ્પના નહીં પણ શસ્ત્રાસ્ત્રો પહોંચાડવાની હામ ભીડી ત્યારે 'જગત' શબ્દ અને 'વિશ્વ' શબ્દ આપણે માટે આટલા વિશાળ થયા. અધ્યાત્મમાં માણસ જ્યારે એવા જ અદ્‌ભુત પ્રયોગો કરશે અને લોકોત્તર સાધના સાધશે ત્યારે જ એમાં માણસ જાતની મૂડી નક્કરપણે વધારી શકશે. એમાં મહત્ત્વ છે જીવનસાધનાનું. કવિઓ, બધા જ કવિઓ, કાંઈ જીવનસાધનામાં ઊતરતા નથી. તેઓ તો કલ્પનાસાધનામાં પાંખો ફફડાવે છે. એમાં જો કવિ ક્રાન્તદર્શી હોય તો એ એવું ઘણું જોઈ શકે છે અને ચીતરી શકે છે, જે જીવનસાધકોને પણ ઉપયોગી નીવડે છે. એ ન્યાયે જ નર્મદની લીટીનો હું અર્થ કરું છું:

'તે રંગ થકી પણ અધિક સરસ રંગ થશે સત્વરે, માત.'

અને 'સત્વરે' શબ્દ પણ કવિનાં શ્રદ્ધા-વિશ્વાસથી જ ત્યાં મુકાયો છે.

ન્હાનાલાલ કવિ આર્ય સંસ્કૃતિની ભવ્યતા જોઈ શક્યા હતા, ઈસ્લામકાળમાં જે નવસર્જન થયું તેની પણ કદર કરી શકતા હતા, પાશ્ચાત્ય સંપર્કને કારણે જે લાભ થાય છે તેનો પણ સ્વીકાર કરતા હતા. પાશ્ચાત્ય પ્રભાવથી અંજાઈ જઈ પોતાનાં મૂળિયાં ખોઈ બેસે એટલા તેઓ છીછરા ન હતા. તેથી જ પોતાની કવિતા દ્વારા પોતાના જમાના ઉપર તેઓ અસાધારણ અસર પાડી શક્યા.

મને સ્મરણ છે કે કેશવલાલ હર્ષદરાય ધ્રુવ એક વસ્તુ ઉપર વિશેષ ભાર મૂકતા: આપણો શૃંગાર ભોગપ્રધાન છે, પાશ્ચાત્ય શૃંગાર ભાવનાપ્રધાન છે. આ ભેદ સાહિત્યક્ષેત્રમાં તો સાચો છે જ. સંસ્કૃતસાહિત્યમાં શૃંગાર સંભોગ રૂપે પ્રગટ થાય કે વિપ્રલંભ રૂપે પ્રગટ થાય, એમાં રૂપલાવણ્ય અને પાર્થિવ આકર્ષણનો જ ભાગ વધારે હોય છે. કો'ક કો'ક વખતે સદ્‌ગુણોની કદર હોય છે. પણ પશ્ચિમની ભાવનાસૃષ્ટિ કાંઈક નોખી જ છે. એમાં મોહ અને ઉન્માદ ગમે તેટલાં હોય તોપણ પ્રધાનતા તો ભાવનાની જ હોય છે.

એ ભાવનાને સ્વદેશી રૂપમાં ગુજરાતના અત્યંત લોકપ્રિય ઢાળોમાં રજૂ કરવાનું કામ પહેલવહેલું કવિ ન્હાનાલાલે કર્યું તેથી જ તેઓ ઘેરઘેર પહોંચ્યા, કંઠેકંઠે ગવાયા અને એમને અનુયાયીઓ પણ ઠીકઠીક મળ્યા.

કવિને ભગવાને બહુ સારો કંઠ આપ્યો ન હતો, પણ હું જોઉં છું કે શબ્દ-લાલિત્ય તો શું પણ નાદમાધુર્ય પણ એ એક એવી અદ્‌ભુત વસ્તુ છે કે ઈશ્વર-દત્ત કંઠ વગર પણ માણસ એ અંદરથી ખીલવી શકે છે. કેટલાક કવિઓને પોતાની કવિતા ગાતા સાંભળવાનું માથે ન આવે તો સારું એવું આપણને લાગે છે, અને છતાં એમની કવિતામાં નાદમાધુર્યની ઊણપ જરાયે દેખાતી નથી.

આમ સંસ્કૃત છંદો કે ગુજરાતી લોકઢાળો ઉપર ન્હાનાલાલ કવિનું પ્રભુત્વ જરાય ઊતરતું ન હતું, છતાંય એમને એ છંદનું બંધન કોરે મૂકી તાલબદ્ધ, લય-બદ્ધ અને ડોલન-વિહારી ગદ્યમાં લખવાનું સૂઝ્યું એ મને લાગે છે કે આ જમાના-ની વિશેષતા છે. કવિએ એ નવી શૈલી શરૂ કરી અને એની મસ્તીમાં ગુજરાતમાં જોનજોનામાં એનું સસ્તું અનુકરણ જ્યાંત્યાં થવા લાગ્યું, તે એટલે સુધી કે નિશાળના છોકરાઓ પણ પોતાના કાગળોમાં અને વાતચીતમાં એ શૈલી વાપરવા લાગ્યા. પણ એ હાસ્યાસ્પદ અનુકરણ થોડા દિવસોમાં આથમી ગયું અને લોકોએ જોયું કે આ શૈલીનું અનુકરણ કરવું સહેલું છે, પણ એ સફળતાપૂર્વક કરવા માટે અસાધારણ શક્તિની જરૂર હોય છે. કવિની આ અપદ્યાગદ્ય શૈલીનો હું પ્રથમથી હિમા-યતી છું, પણ એનો એક દોષ સહેજે તરી આવે છે. જે વસ્તુને ખરેખર પોતાનું મહત્ત્વ નથી તે પણ જરા વાક્યરચના ઊલટાવીને, થોડીક ટૂંકી કરીને, થોડોક તાલ અને થોડોક અનુપ્રાસ મેળવીને ગૌરવવાળી છે એમ બતાવી શકાય. ક્ષણ માટે માણસ એની અસર તળે આવી તણાઈ જાય છે. પણ આવી અસર તળે પોતે આવ્યો એનું ભાન થતાંવેંત માણસ શરમાય છે અને પછી એ શૈલીના નશાનો દ્વેષ કરે છે. માટે એવી એ શૈલી વાપરનારે લોકોત્તર સંયમ કેળવવો જોઈએ. હું માનું છું ન્હાનાલાલ કવિને પોતાને પણ એ શૈલીનો કેફ આગળ જતાં ઊતર્યો હોવો જોઈએ.

સંસ્કૃતમાં દંડક, અને મરાઠી અને ગુજરાતીમાં કટાવ એ આપણા અપદ્યાગદ્ય જેવા જ પ્રયોગો છે એમ હું માનું છું, પણ અંતે પોતાની તમામ શક્તિ — નવેનવ રસ ખીલવવાનું સામર્થ્ય — સંસ્કૃતને અનુષ્ટુપમાં સાંપડે છે. મરાઠીએ અસંખ્ય વૃત્તો વાપર્યા પણ અંતે મરાઠીનો આત્મા ઓવી અને અભંગમાં તૃપ્તિ પામ્યો. એવી જ રીતે ગુજરાતી માટે 'દેશીઓ' જ એ ભાષાની ખૂબીને બરોબર અદા કરી શકી છે. મરાઠીમાં મુક્ત છંદના સફળ પ્રયોગો થયા છે પણ એ તો તે તે વિશિષ્ટ કવિની ખાસિયત જેવા જ રહ્યા છે, 'જેનું કામ તેનાથી જ થાય' એના જેવી સ્થિતિ આ મુક્ત છંદ કે અપદ્યાગદ્યની બાબતમાં છે.

હું માનું છું કે કવિ તરીકે ન્હાનાલાલની વિશેષતા દાંપત્યજીવન અને દાંપત્યપ્રેમમાં

જડતી જીવનસમૃદ્ધિના સંતોષમાં રહેલી છે. આજના કવિઓ અને નવલકથાકારો પ્રેમ વિશે જ્યારે લખે છે ત્યારે એમને દાંપત્યજીવન વિશેના અસંતોષ ઉપર જ ભાર મૂકવાનું અચૂક સૂઝે છે. જૂના અને મધ્યકાલીન વિકૃત આદર્શોના દિવસમાં પણ સ્વકીયા અને પરકીયાનો ભેદ ખૂબ ચાલતો. છતાં માણસજાતે જો પ્રેમના ક્ષેત્રમાં કાંઈ પણ સિદ્ધિ મેળવી હોય – પછી ભલે એ આછી હોય, ઓછી હોય કે વિરલ હોય તોય – તે અન્યોન્ય નિષ્ઠાની જ છે. પ્રેમનું ઊંડાણ, પ્રેમની ઉત્કટતા, એની સ્થિરતા અને સફળતા એ નિષ્ઠામાંથી જ ઉત્પન્ન થઈ છે. અને તેથી જ એ આકર્ષણ પવિત્રમાં પવિત્ર ગણાયું છે. એને વિશે અસંતોષ કેળવી માણસજાતે કંઈ પણ મેળવ્યું છે એવું જોવામાં આવ્યું નથી. ત્યારે કવિઓ પોતાની બધી શક્તિ એ નિષ્ઠાને ખીલવવામાં અને દૃઢ કરવામાં કેમ ન વાપરે? એમ તો ન્હાનાલાલ કવિએ પોતાની કવિતા દ્વારા, ભાષણો અને લેખો દ્વારા અનેક વિષયો ખેડ્યા છે, પણ એમની સર્વોત્તમ સિદ્ધિ તો દામ્પત્ય, પ્રેમની સુવાસ અને એમાંથી મળતા સમાધાનને કાવ્યનું ઉત્કૃષ્ટ રૂપ આપવામાં છે. ગુજરાતના ગૃહજીવનને માટે એ એમની સર્વોત્કૃષ્ટ ભેટ છે. એ સ્નેહજીવનના મંગલ પાયા ઉપર જ એમણે પોતાની ધર્મભાવના પણ ચણેલી છે. પતિપત્નીનો દામ્પત્યપ્રેમ, અને માતપિતાનો વાત્સલ્યપ્રેમ એ મનુષ્યજીવનની સૌથી મોટી મૂડી છે, એને જ વ્યાપક કરતાં કરતાં માણસ વિશ્વાત્મૈક્ય સુધી પહોંચ્યો અને એમાં જ એને અહિંસાની સાધના જડી. જ્યાં નિષ્ઠાની વિશુદ્ધતા નથી ત્યાં પ્રેમ કલ્યાણકારી નીવડવાને બદલે વિકૃત અને જીવલેણ બને છે. એમાંથી સામાજિક ક્લેશ અને આંતરરાષ્ટ્રીય વિગ્રહ પેદા થાય છે. એટલું જે સમજે તે નિષ્ઠા અને અહિંસા એ એક જ તત્ત્વનાં બે પાસાં છે એ સમજી શકશે અને પછી હિંસામાં ક્ષાત્રગુણોનો ગમે તેટલો વિકાસ દેખાતો હોય તોયે તેને સ્થાયી ગૌરવ આપી શકશે નહીં.

દુનિયાના તમામ કવિઓએ પ્રેમ અને શૌર્ય એ બે ગુણોને સર્વોચ્ચ સ્થાન આપ્યું છે. એમાં પ્રેમમાંથી ઉત્પન્ન થતું શૌર્ય અને પ્રેમને અભાવે કેળવાતું શૌર્ય એ બે વચ્ચે ભેદ કરવો જ જોઈએ. આપણી નૃત્યકળામાં શૌર્ય અને ક્રૌર્યનો ભેદ સુંદર રીતે બતાવવાની કોશિશ થયેલી છે. એ જ ભેદ જીવનમાં અને અધ્યાત્મ-સાધનામાં પણ પ્રગટ થવો જોઈએ. કુંતા ભલે પાર્થને નિશ્ચયપૂર્વક કહે કે યુદ્ધ એ જ હવે ઉપાય છે, પણ એ કંઈ જીવનનો આખરી કે સર્વોચ્ચ સિદ્ધાંત નથી.

આપણા સાહિત્યમાં એવા અનેક પ્રસંગો કવિઓએ ચીતર્યા છે જેમાં લડવાની પ્રેરણા આપવાનું કામ માતા, કાન્તા અથવા ભગિનીએ કર્યું છે. સ્ત્રીજાતિ સ્વભાવે પ્રેમધર્મી, ક્ષમાધર્મી અને સહનશીલ હોય છે. એ જ્યારે અકળાય અને વિફરીને હિંસાની પ્રેરણા આપે ત્યારે સમજી લેવું કે કોક ઠેકાણે ભયાનકમાં ભયાનક માનવદ્રોહ થયેલો છે. યુદ્ધમાંથી નાસી આવેલા સંજયને ફરી લડવા મોકલનાર વિદુલા હોય કે અર્જુનને બાણ ચડાવવા પ્રેરનાર કુંતા માતા હોય અથવા પાછળનો કશો

વિચાર કર્યા વગર એકાગ્ર થઈને લડવા માટે પોતાના પતિઓને મોકલવા જોહર કરનાર રજપૂત સ્ત્રીઓ હોય, એ બધા પ્રસંગો કાવ્યકળાને ઉચ્ચ શિખરે પહોંચાડે છે અને તેથી જ પ્રેમશક્તિમાંથી ઉત્પન્ન થતું શૌર્ય એ કાવ્યકળાનો એટલો પ્રિય વિષય થઈ પડયો છે. છતાં જીવનનું અંતિમ તત્ત્વ અને તેથી કાવ્યનો અંતિમ રસ તો જીવનનું માંગલ્ય જ હોવું જોઈએ. એ રસ ન્હાનાલાલની કવિતામાં આપણને અખૂટ પ્રમાણમાં મળે છે. એ પણ એક કારણ છે કે એમની કવિતા આપણાં હૃદય ઉપર એટલી પકડ જમાવે છે.

આપણા કવિઓ જ્યારે ગુજરાતનાં ગીત ગાય છે ત્યારે તેમની નજર આગળ જેમ ગુજરાતની ભૂમિ હોય છે, નદીઓ, પર્વતો, સરોવરો, સમુદ્રકિનારા, શહેરો, ગામડાંઓ અને અહીં ખીલતી વનસ્પતિસૃષ્ટિ એમની નજર આગળ હોય છે, તેમ જ અહીં વસતાં નરનારીનું વિવિધ અને સમૃદ્ધ જીવન પણ એમની નજર આગળ હોય છે, અને એમણે ખેડેલો પુરુષાર્થ એ પણ એમની ભક્તિનો વિષય હોય છે. પણ શું ગુજરાતની તમામ પ્રજાનો એમને સાક્ષાત્કાર થયેલો એમ મનાય છે? આખું મહાભારત વાંચશો તો એમાં એના યોદ્ધાઓ અને એના મંત્રીઓ, એના ઋષિમુનિઓ અને એના દુર્જનો બધા કાં તો ક્ષત્રિય છે કાં તો બ્રાહ્મણ છે, અથવા બહુ તો વિદુર જેવો બેનો એકાદ મિશ્રજાતિ હોય. મહાભારતકાળમાં ખેડૂતો અને કારીગરો ભારતીય જીવનના પાયામાં હતા ખરા, પણ એ મહાકાવ્યની રંગભૂમિ પર તેઓ જવલ્લે જ દેખાય છે. એમની તપસ્યા, એમની જીવનસાધના અને એમના સાંસ્કૃતિક પુરુષાર્થ વિશે ત્યાં આપણને જવલ્લે જ જાણવાનું મળે છે. માણસે હળ ચલાવીને જમીન ખેડવાની કળા કેળવી, હળ ચલાવવા લાયક જે ભૂમિ ન હતી તેને હળ તળે આણી,—એનો ઉલ્લેખ સીતા કે અહલ્યાની વાર્તામાં શોધવાનો પ્રયત્ન આપણે જરૂર કરીએ. મયાસુરે રાજપ્રાસાદ બાંધવાની કળા ચીનમાંથી આણી એમ ભલે આપણે સિદ્ધ કરીએ, પણ આપણા ખેડૂતોનાં અને કારીગરોનાં જીવનપરાક્રમોનું વર્ણન આપણને મહાભારતમાં કે પુરાણોમાં જડતું નથી. અપવાદ ફક્ત ભગીરથે આણેલી ગંગાનો ગણવો હોય તો ગણી શકાય. આજના કવિઓ જ્યારે ગુજરાતની ભૂમિનાં ભક્તિગીતો રચે છે, ત્યારે શું તેમના મનમાં ગુજરાતની પછાત કોમો પણ હોય છે? હું તો ઇચ્છું કે કવિઓ જ્યારે ગુણિયલ ગુજરાતની વાત કરે છે ત્યારે તેમના મનમાં ગુજરાતના વનવાસીઓ, દૂબળાઓ અને ભીલો પણ હોવા જોઈએ, દરિયો ખેડનાર ખલાસીઓ પણ હોવા જોઈએ. તેમ જ ભલે અણઘડ રીતે પણ જાનવરોના જીવનનું અધ્યયન કરનાર મદારીઓ પણ એમની નજર આગળ પ્રત્યક્ષ થવા જોઈએ અને જીવનમાં હાર્યા પછી ભીખ માગીને ગુજરાન ચલાવનાર અથવા અનીતિમય જીવન જીવનાર લોકોનો પણ એમને આત્મીય ભાવે સાક્ષાત્કાર થયેલો હોવો જોઈએ. એ દૃષ્ટિએ પણ ન્હાનાલાલની કવિતા સહેજસાજ જોવાનો મેં પ્રયત્ન કર્યો. મને લાગે છે કે જેટલું તેઓ ભૂતકાળમાં વિચરે છે અને

વર્તમાનકાળમાં પોતાની આસપાસના સમાજને જ પ્રત્યક્ષ કરે છે તેટલી એ દબાયેલી દુનિયા એમણે પ્રત્યક્ષ કરી નથી. તેઓ અસ્પૃશ્યતાનિવારણના પક્ષમાં હતા એટલું હું જાણું છું. ન્યાતજાત તોડવામાં માનતા હતા એ પણ આપણે સ્વીકારીએ. પણ વિશાળ માનવજીવનના એમના સાક્ષાત્કારમાં—અને એ સાક્ષાત્કાર સુંદર અને ભવ્ય હતો એ વિશે શંકા નથી—એમણે દબાયેલી દુનિયાને સ્થાન આપ્યું હતું કે કેમ એ વિશે મન સાશંક રહે છે અને તેથી ભવિષ્યને માટે એમની પ્રેરણા તેટલા પ્રમાણમાં એકાંગી અને અધૂરી રહેવાની એમ જ કહેવું પડશે.

દબાયેલી કોમોનું નામ પ્રચારની દૃષ્ટિએ કવિતામાં આવવું જોઈએ એવો મારો આગ્રહ નથી, પણ માણસજાતનો મોટો ભાગ દબાયેલો છે, દુ:ખી છે, એની માનવતા હણાઈ છે અને એ કલંક જ્યાં સુધી ધોવાયું નથી ત્યાં સુધી આપણી બ્રહ્મોપાસના અધૂરી છે એ જાતનું કાંઈક ભાન કવિવાણીમાં દેખાવું જોઈએ. દુ:ખતપ્ત પ્રાણીઓના આર્તિનાશનની કામના જો કવિતામાં ન હોય તો તે કવિતા યુગધર્મને પ્રતિબિંબિત નથી કરતી એમ લાગ્યા વિના રહેતું નથી.

થોડુંક વિષયાંતર કરીને કહું કે આજે જ્યારે ગુજરાતનો વિચાર આપણે કરીએ છીએ અને કચ્છ-સૌરાષ્ટ્ર અને ખંડસ્થ ભૂમિ એક અખંડ અને અલગ થયાનો આનંદ માણીએ છીએ ત્યારે હું પૂછું કે 'ગુજરાત' એ શબ્દ મોઢામાંથી નીકળતાં-વેંત પૂર્વ આફ્રિકામાં વસનાં આપણાં ત્રણ લાખ ભાઈબહેનોનો ખ્યાલ મનમાં આવે છે? પૂર્વ આફ્રિકામાં જેટલા હિંદુસ્તાની લોકો વસે છે એમાંથી ૯૫ ટકા લોકો ગુજરાતીઓ છે. એમનો પુરુષાર્થ ભલે એકાંગી હોય, પણ નાનોસૂનો નથી, અને ભારતના વર્તમાન ઇતિહાસમાં એમનું જે મહત્ત્વ છે તેના કરતાં ભવિષ્યના ઇતિહાસમાં એ વધવાનું છે, એનો સાક્ષાત્કાર ગુજરાતીઓને થયો છે? રાજકારણી પુરુષો કરતાં પણ કવિઓ પાસેથી વ્યાપક કલ્પના અને વ્યાપક સાક્ષાત્કારની હું આશા રાખું છું. રાજકારણી પુરુષો લાભહાનિનો તેમ જ તાત્કાલિક સામર્થ્ય અને પરાક્રમનો વિચાર કરવાના, પણ કવિઓ તો સમગ્ર સંસ્કૃતિના પ્રતિનિધિ હોય છે. એમની સૂક્ષ્મવેદિતા સમાજકલેવરના અણુએ અણુએ પહોંચવી જોઈએ. કવિઓ વિશેનો આવો ઉચ્ચ આદર્શ મનમાં રાખીને જ ભર્તૃહરિએ કહ્યું હશે, 'सुकविता यद्यस्ति राज्येन किम्?' આ વચનના કર્તાના મનમાં શો ભાવ હશે, ભગવાન જાણે, પણ હું તો એનો એ જ અર્થ કરું છું કે પ્રજાપાલનનું કર્તવ્ય અને પ્રજાપાલનની શક્તિ જેટલી રાજા પરત્વે છે એના કરતાં લોકહૃદય પર સ્વામિત્વ ચલાવનાર કવિઓ પરત્વે વધારે છે. કવિઓ પ્રજાની લાગણીઓના પ્રેરક અને સંરક્ષક હોય છે. પ્રજાના પુરુષાર્થના એ જાણકાર તેમ જ સંરક્ષક હોય છે. આડે રસ્તે જતાં કે પ્રાણ વિનાની શિથિલતામાં સપડાઈ જતાં પ્રજાને રોકનાર એ પહેરેગીર છે. એવા કવિઓ જ્યારે ગુજરાતનાં સ્તોત્રો રચે અને ગીતો ગાય ત્યારે ગુજરાતની સંપૂર્ણ અસ્મિતા એમની નજરે આગળ હોવી જોઈએ અને એવી સમૃદ્ધ, સમર્થ અને

પરાક્રમશાલિની અસ્મિતા ભારતભૂમિને ચરણે અર્પણ કરવાની એકાગ્ર નિષ્ઠા પણ એમનામાં હોવી જોઈએ. એવાં ગીતો આજના જમાનાના કવિઓ આપણને ન આપે તો તે ભારે ઊણપ જ ગણાય.

આપણાં ઉપનિષદોમાં જીવનચિંતનનો જેવો પરિપાક છે તેવો, મને લાગે છે, દુનિયામાં બીજે મળવો મુશ્કેલ છે. જે ઋષિઓએ એ ચિંતનનું ક્ષેત્ર ખેડયું તેઓ ચિંતનવીર તો હતા જ, પણ મહાન કવિઓ પણ હતા. આખા વિશ્વને યજ્ઞના અશ્વ સાથે સરખાવતાં અથવા ચારે દિશાની અંદર સમાતા આ બ્રહ્માંડને એક પટારાની ઉપમા આપતાં, તેમ જ જીવ અને શિવને એક વૃક્ષ ઉપર બેઠેલાં બે પક્ષીઓ સાથે સરખાવતાં એમણે પોતાની અદ્‌ભુત કલ્પનાશક્તિનો પરિચય કરાવ્યો છે. જીવનસાધના ચલાવતાં અને ચિંતનસાગરમાં અવગાહન કરતાં એમને જડી આવ્યું કે नाल्पे सुखम् अस्ति । यो वै भूमा तत् सुखम् । અલ્પની ઉપાસના ન કરીએ. અલ્પમાં સમાધાન નથી, શાન્તિ નથી, તૃપ્તિ નથી, જીવનની પરિપૂર્તિ નથી, સુખ સંતોષ કે આનંદ નથી. જે કાંઈ મોટું છે, વિશાળ છે, વ્યાપક છે, બૃહત્ છે, બૃહત્તર છે, બૃહત્તમ છે, તેમાં જ સુખ છે.

આ જાતની અનુભૂતિ પછી એ બૃહત્તમની શોધમાં તેઓ ઊપડયા. એ ભૂમાને–બૃહત્તમને એમણે બ્રહ્મનું નામ આપ્યું અને એ બ્રહ્મની ઉપાસના કરવા માટે તેઓ કૃપણતા છોડી બ્રાહ્મણ બન્યા. એમની એ બ્રહ્મોપાસના નાનીસૂની ન હતી. કોણ જાણે કેટલીયે પેઢીઓ સુધી એમણે એ બ્રહ્મયાત્રા ચલાવી અને બ્રહ્મ-ક્ષેત્રના ખૂણેખૂણા એમણે તપાસ્યા. એમણે એ પણ અનુભવ કર્યો કે કોઈ પણ સાધના આદરીએ, અંતે એ બ્રહ્મ તરફ જ લઈ જાય છે.

એમણે ભાષાનું તત્ત્વ સમજવાનો, શબ્દસિદ્ધિ અને શબ્દશક્તિ પારખવાનો પ્રયત્ન કર્યો. શબ્દશાસ્ત્ર અને વ્યાકરણ, તર્ક અને મીમાંસા એમણે ખેડયાં. એને અંતે તેઓ બ્રહ્મ સુધી પહોંચ્યા અને તમામ ગૂંચોમાંથી એમને મોક્ષ મળ્યો.

છંદશાસ્ત્ર અને ગાંધારીવિદ્યા એમણે ખેડી. એમાંથી એમને નાદબ્રહ્મ સાંપડયું. અને ત્યાં પણ એમને મુક્તિ જડી.

આરોગ્યની ઉપાસના કરતાં એમણે શરીરની રચના અને એમાં ઊઠતાં ત્રિદોષો-નો સાક્ષાત્કાર કર્યો. એમના પ્રકોપો પર વિજય મેળવવા એમણે વનસ્પતિ અને રસાયનની ઊંડી તપાસ ચલાવી. કીમિયા અને મંત્રશાસ્ત્ર–ઉભય રસ્તે એમણે કલ્પના ચલાવી. પારદની શક્તિ અજમાવી એમણે રસસિદ્ધિ મેળવી. ત્યાં પણ અંતે તેમને બ્રહ્મ જ જડયું.

અનંતકોટિ બ્રહ્માંડનું ચિંતન કરતાં કરતાં પણ તેઓ બ્રહ્મ સુધી જ પહોંચ્યા. જ્યોતિષને અંગે તેઓ ગણિતમાં ઊતર્યા. ત્યાં પણ શૂન્યલબ્ધિએ એમને બ્રહ્મ-સાક્ષાત્કાર કરાવ્યો. આવી અનેકાનેક સાધનાને અંતે એમણે પોતાના અનુભવને જાહેર કર્યો કે 'બ્રહ્મ આગળ છે. બ્રહ્મ પાછળ છે. જમણે અને ડાબે બ્રહ્મ જ છે.

અંદર કે બહાર – જ્યાં જુઓ ત્યાં બ્રહ્મ જ છે. એ જ ભૂમા છે. એ જ અંતરતર છે. અંદર ઊતરતાં જે આત્મા જડયો હતો અને બહાર દૃષ્ટિ ફેલાવતાં જે બ્રહ્મનો સાક્ષાત્કાર થયો હતો, તે આત્મા અને બ્રહ્મ અંતે એક જ છે.' એવો વિશ્વાત્મૈક્યબોધક બ્રહ્મસાક્ષાત્કાર એમને થયો અને તેઓ નિઃશંક અને એષણાશૂન્ય થયા. જે કાંઈ મેળવવાનું હતું તે મળી ગયું અને તેઓ વિરજ, વિજર, વીતરાગ અને વીતશોક બન્યા.

આપણા ઋષિમુનિઓની આ બ્રહ્મોપાસના વિશે જાણી આપણા કવિને કેફ ચડયો અને એમણે પોતાની કાવ્યમયી પ્રેમોપાસના પણ પરબ્રહ્મ સુધી પહોંચાડી દીધી. એમના કાવ્યમાં અને ચિંતનમાં, ડગલે ને પગલે, બ્રહ્મનો ઉલ્લેખ આવે છે તે એ કેફને કારણે જ છે.

એમાં એમને એમની વૈષ્ણવી ભક્તિની ઘણી મદદ થઈ છે. વૈષ્ણવો કરતાં વધારે ચડિયાતા ધર્મપ્રચારકો હજી પાકયા નહીં હોય. ઇસ્લામ અને વિશ્વાસી ધર્મનો દુનિયામાં બાહ્ય પ્રચાર ઘણો થયો છે એ આપણે જાણીએ છીએ. એમના ઓલિયા અને સંતોની જીવનસાધના વિશે આપણે વાંચ્યું છે. પણ જીવનનાં તમામ અંગપ્રત્યંગોની અંદર પ્રવેશ કરીને જીવનસમસ્તને વિષ્ણુભક્તિથી તરબોળ કરનાર પ્રચારક વીરોની સિદ્ધિ કાંઈક અનોખી જ છે. વ્યાસ અને શુક જેવા મહાન સંસ્કૃતિ-ધુરીણો પ્રારંભમાં જ જેમને મળ્યા તે વૈષ્ણવોના ભાગ્યની મર્યાદા શી? એ વૈષ્ણવોનું જ એક આધુનિક રૂપ તે પ્રાર્થનાસમાજ અને બ્રહ્મસમાજ. આપણા કવિને એ વૈષ્ણવી વારસો મળ્યો. એનો સ્વીકાર એમણે પોતે તો કર્યો જ છે, પણ એમની કવિતામાં એ ડગલે ને પગલે દેખાય છે. ઇસ્લામનું અને ઈસાઈ ધર્મનું અધ્યયન કવિએ કેટલું કર્યું હતું તે આપણે જાણતા નથી. બૌદ્ધ અને જૈન પરંપરા તો આ દેશમાં જ જન્મેલી. એના સંસ્કારો તો કવિને મળ્યા જ હોવા જોઈએ. સરવાળે કવિની ધર્મભાવના ઘણી જ ઉન્નત અને સર્વસંગ્રાહક છે, અને છતાં એ બધાનો સમન્વય કરી, ભવિષ્ય માટે ધાર્મિક પ્રેરણા આપતું નવસર્જન એમની કવિતામાં દેખાતું નથી, અથવા હોય તો મારી નજરે એ પડયું નથી. વર્તમાન-કાળની વિકૃતિ, આંતરરાષ્ટ્રીય જીવનની વિષમતા અને સમર્થ રાષ્ટ્રોની મહત્ત્વાકાંક્ષાએ ઉપજાવેલી માનવજીવનની વિટંબણા – એનો સાક્ષાત્કાર કવિને ન થયેલો હોવાથી તેમની શુભ આકાંક્ષા મોહક અને રોચક લાગતા છતાં આજે આપણને એ નક્કર જેવી લાગતી નથી એ ખરું, છતાં એમનો ગગનવિહાર આપણને ગમે તો છે જ.

પ્રેમધર્મી કવિ સંન્યાસ અને વૈરાગ્ય પાછળ રહેલો વિશ્વપ્રેમ તો પારખી શક્યા છે, પણ વૈરાગ્યસાધનાનું અને વાસનાવિજયનું એમનું આકલન કેવળ કાવ્યમય છે એમ જ કહેવું પડે છે. બુદ્ધ અને મહાવીર જેવા આત્મવીરની અને એમના અસંખ્ય અનુયાયીઓની જીવનસાધના સાથે એકરૂપ થયા પછી જ વાસનાવિજય, તપ, સંન્યાસ અને વૈરાગ્યનું સાચું સ્વરૂપ અને એની પાછળ રહેલું

વીરકર્મ સમજાશે. ત્યાર પછીના પ્રેમયોગનાં વર્ણનો અને કારુણ્યની પ્રેરણાઓ દુનિયા આગળ સાચા રૂપમાં રજૂ કરી શકાશે. કવિએ એ વિષયની મહત્તા ઓળખી છે અને વિષય છેડયો છે એ જ સંતોષની વાત છે.

રોચક અને ઉદ્‌બોધક ઊર્મિકાવ્યો લખનાર કવિ ન્હાનાલાલે જ 'કુરુક્ષેત્ર' અને 'હરિસંહિતા' જેવાં મહાકાવ્યો લખ્યાં એ વાત સાચી. પણ એ બે જાતની કવિતાની પ્રતિભા તદ્દન જુદી જુદી હોય છે. મને ભાસ થાય છે કે ઊર્મિગીતો લખનાર ન્હાનાલાલ વિશેની આપણી કલ્પના મનમાં રાખીને 'કુરુક્ષેત્ર' તથા 'હરિસંહિતા' લખનાર ન્હાનાલાલની કાવ્યશક્તિની મુલવણી કરવા આપણે જઈએ છીએ એમાં ભૂલ છે. ન્હાનાલાલે ભલે પોતાનાં નાટકોમાં ઊર્મિકાવ્યો ભરી દીધાં, મહાકાવ્યમાં એ તેમ ન જ કરી શકત. માટે ઊર્મિગીતોના ન્હાનાલાલ કવિ જુદા અને મહાકાવ્યો લખનાર ન્હાનાલાલ કવિ જુદા એમ સમજીને જો એ બે મહાકાવ્યોનું મૂલ્યાંકન આપણે કરીએ અને ગુજરાતી સાહિત્યમાં એ મહાકાવ્યોનું અને એમના કવિનું સ્થાન નક્કી કરીએ તો જ એમને ન્યાય કર્યો ગણાશે. હિંદીમાં હમણાં હમણાં શ્રી દ્વારકાપ્રસાદ મિશ્રે 'કૃષ્ણાયન' લખીને શ્રીકૃષ્ણ વિશેની પોતાની કલ્પના રજૂ કરી છે. બંગાળીમાં પણ છેલ્લા જમાનામાં એવો જ પ્રયત્ન થયો છે. એની સાથે સરખાવી ભારતીય સંસ્કૃતિના ધવલગિરિ સમા શ્રીકૃષ્ણનું આલેખન ન્હાનાલાલે કેવું કર્યું છે એ ગુજરાતીના અધ્યાપકોએ આપણને બતાવવું જોઈએ. મારા જેવા તો ફક્ત આવી સૂચના કરીને જ સંતોષ માને.

કાવ્યસૃષ્ટિમાં ન્હાનાલાલ કવિએ એક આખો જમાનો ઘડયો. ગુજરાતી સમાજને હૃદયની કેળવણી આપી, આપણી સંસ્કૃતિની મહત્તાનું આપણને ભાન કરાવ્યું. ભગવાન શ્રીકૃષ્ણે જે નારીજાતિને સ્વતંત્રતા બક્ષી તેની પ્રતિષ્ઠા વધારી, તે જ નારીજાતિના પ્રેમની કદર કરવાનું જે કવિએ આપણને શીખવ્યું, તેના પ્રત્યે આપણી કૃતજ્ઞતા હંમેશાં જાગ્રત રહેવી જોઈએ. અને આપણે કવિની એ સેવાનો સ્વીકાર કરતાં વરસે વરસે એને ભક્તિકુસુમાંજલિ અર્પણ કરવી જોઈએ. કવિ ન્હાનાલાલની એ સંસ્કૃતિસેવાનો ખ્યાલ ગુજરાત બહારના લોકોને પણ મળવો જોઈએ; કેમ કે જે ભાવનારાશિ આજે ગુજરાતીમાં સંગ્રહાયો છે તે આખાય ભારતનો વારસો છે, અને એ યથાકાળે આખા ભારતને મળવો જ જોઈએ. કવિ ન્હાનાલાલ કેવળ ગુજરાતની જ કૃતજ્ઞતાના અધિકારી નથી. આખા ભારતે એમની વાઙ્મયી સેવાથી પરિપુષ્ટ થવું જોઈએ અને એ કવિને અખિલ ભારતીય અંજલિ અર્પણ કરવી જોઈએ.

તા. ૨૮–૩–૧૯૬૦

# ૩. સ્વ. રમણભાઈ નીલકંઠ

શ્રી રમણભાઈ નીલકંઠનો પરિચય મને બાદશાહી ઢબે થયો એમ કહી શકું.

હું આશ્રમમાં રહેવા આવ્યો ત્યારે ગુજરાતી સમજતો હતો. બોલતાંલખતાં આવડે નહીં એટલે ગુજરાતના મોટા લોકો વિશે જાણું જ કેટલું?

રમણભાઈને મળ્યો તે પહેલાં તેમને વિશે ખુદ મહાત્માજીને મોઢે થોડું થોડું સાંભળ્યું—અને તે પણ આદરના શબ્દોમાં. મેં જોયું કે રમણભાઈના ચારિત્ર્ય વિશે, એમના અભિપ્રાયો વિશે અને એમની નિખાલસતા વિશે બાપુજીને ઘણો આદર છે. ત્યાર પછી મારી દોસ્તી નરહરિભાઈ અને મહાદેવભાઈ સાથે થઈ. બન્નેને મોઢે રમણભાઈની સાહિત્યસેવા વિશે ઘણું સાંભળ્યું. એક દિવસે મહાદેવ-ભાઈએ 'રાઈનો પર્વત' ચોપડી મારા હાથમાં મૂકી. નરહરિભાઈ આખી ચોપડી મારી સાથે વાંચી ગયા. વાંચતા જાય અને ઘણું ઘણું સમજાવતા જાય. હું એ કૃતિ ઉપર એટલો આશક થયો કે આશ્રમની ગુજરાતી શાળાના ઉત્સવમાં, એમાંથી કેટલાક પ્રસંગો પસંદ કરી, વિદ્યાર્થીઓને ભજવવા આપ્યા. એમનો દર્પણસંપ્રદાય મને હજીયે યાદ છે! 'ભદ્રંભદ્ર' તો મેં મરાઠીમાં જ વાંચેલું. મારી ધર્મપરાયણ પ્રવૃત્તિ મૂળે સંત સંપ્રદાયની; એના ઉપર પ્રાર્થનાસમાજનો ઓપ ચડેલો અને સ્વામી વિવેકાનંદના વેદાન્તે એમાં નવો પ્રાણ પૂરેલો. એટલે મારા મનમાં રમણ-ભાઈ, નરસિંહરાવભાઈ, આચાર્ય આનંદશંકર ધ્રુવ—એ બધા વિશે થોડી આત્મીયતા ખરી. પછી તો જોડણીકોશને અંગે અને બીજાં અનેક કારણસર, શ્રી નરહરિભાઈ જોડે આ લોકોને મળવા લાગ્યો. સાહિત્યદૃષ્ટિએ મને કેશવરાય હર્ષદરાય ધ્રુવ અને આનંદશંકરભાઈ વિશેષ નજીકના લાગ્યા. ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ અને કાવ્યની દૃષ્ટિએ નરસિંહરાવભાઈ, અને રમણભાઈ તો સર્વાંગીય જીવન દૃષ્ટિએ.

અમે મળ્યા હોઈશું બહુ ઓછા; પણ એકબીજાની જીવનસૃષ્ટિ વિશે અમારી વાતો સદ્‌ભાવપૂર્વક થતી.

મને યાદ છે કે શ્રી વિદ્યાગૌરીબહેનને પણ હું અનેક વાર મળ્યો છું. આ રીતે નીલકંઠ નામ મારા માનસિક જગતમાં એક આદરની વસ્તુ થઈ. પ્રાર્થના-સમાજનો ષષ્ટિપૂર્તિનો જ્યારે ઉત્સવ થયો ત્યારે ગટુભાઈ ધ્રુવે મને ખાસ આમંત્રણ આપ્યું. મને પણ લાગ્યું કે એમાં આત્મીયતા છે. આશ્ચર્ય એ કે આટલા પરિચય પછી પણ હું વિનોદિનીબહેનને મળ્યો ન હતો અને એમનું સાહિત્ય પણ વાંચ્યું ન હતું. એમનું થોડું સાહિત્ય વાંચ્યું. મારી એક દીકરી સમી મહારાષ્ટ્રી બહેન(જે ગુજરાતી થઈ છે)નો મરાઠી લેખ વાંચ્યા પછી, ચિ. મૃણાલિની દેસાઈએ ગુજરાતની સાક્ષર મહિલાઓ વિશે એક લેખ લખ્યો હતો, અને એમાં વિનોદિનીબહેનનાં ખાસ વખાણ કર્યાં હતાં.

આટલું થયા છતાં મને સ્વપ્નેય ખ્યાલ નહીં કે રમણભાઈના વિશાળ, સંસ્કારી અને અગ્રગણ્ય કુટુંબ સાથે મારો નિકટનો સંબંધ બંધાશે.

એક દિવસે વિનોદિનીબહેન પોતાના દીકરા સુકુમાર સાથે ઉમાશંકરભાઈને ત્યાં મને મળવા આવ્યાં અને એમણે મારી પૌત્રી ચિ. શૈલા વિશે થોડી પૂછપરછ કરી.

હવે વધારે લખવાની જરૂર નથી. હમણાં જ ચિ. શૈલા અને સુકુમારના નાના મિલિન્દે મારા ખોળામાં બેસી મને પ્રપિતામહ બનાવ્યો!! મને લાગે છે સ્વ. રમણભાઈનો આત્મા એ દૃશ્ય જોઈને આશીર્વાદ વરસાવતો હશે. ગુજરાત અને મહારાષ્ટ્ર, જૈન અને વૈષ્ણવ, પ્રાર્થનાસમાજી અને વેદાન્તી – અનેક તત્ત્વોનો સમન્વય ખરો જ ને?

**દિલ્હી જતાં, તા. ૮–૩–'૬૮**

# ૪. પ્રચંડ પુરુષાર્થી સ્વપ્ન-સેવી

## કનૈયાલાલ મુનશી

શ્રી કનૈયાલાલ મુનશીની અને મારી ઉંમર લગભગ સરખી. જ્યારે હું ગાંધીજીના આશ્રમમાં દાખલ થયો ત્યારે ગુજરાતી બરાબર સમજી શકતો હતો. પણ બોલવા-લખવાની ટેવ ન હતી. ગાંધીજીએ જ્યારે પોતાનું ગુજરાતી સાપ્તાહિક નવજીવન શરૂ કર્યું ત્યારે પ્રથમ મેં એમાં લખવા માંડયું અને પછીથી ગુજરાતી સાહિત્યનો પરિચય કેળવવાનું શરૂ કર્યું. સદ્ભાગ્યે આરંભમાં જ શ્રી મુનશીની બે સારી ઐતિહાસિક નવલકથા હાથમાં આવી ગઈ. 'પાટણની પ્રભુતા' અને 'ગુજરાતનો નાથ'. આરંભમાં જ ગુજરાતના એક સમકાલીન સમર્થ લેખકની કૃતિઓનો પરિચય થયો એ હું મારું અહોભાગ્ય માનું છું. પછી ગુજરાતીના સિદ્ધહસ્ત મહાન લેખકોની થોડી થોડી કૃતિઓ જોઈ. પણ શૈલીની દૃષ્ટિએ હું તો મુનશીને જ શ્રેષ્ઠ લેખક માનવા લાગ્યો. સાહિત્ય તો ઈતિહાસ, તત્ત્વજ્ઞાન, ધર્મ, સમાજવ્યવસ્થા, કલાચર્ચા વગેરે વિષયોનું અધ્યયન અને પ્રચારનું એક સાધનમાત્ર છે. 'માનવ જીવનનો પ્રત્યક્ષ પરિચય' તો આજકાલના નવા આદર્શવાળી નવલકથાઓ દ્વારા જ થાય છે. અને મુનશી જેવા સમર્થ લેખકની કલમ દ્વારા જ્યારે માનવ-વિભૂતિઓનાં સમર્થ ચરિત્ર-ચિત્રણ મળે છે ત્યારે જીવનનું તથા સમાજનું પરાક્રમી ચિત્ર મળવાથી પાઠકને અસાધારણ સંતોષ મળતો હોય છે–અને જીવનના સારાનરસા મહાન આદર્શ સમજવાની દીક્ષા પણ મળતી હોય છે.

મુનશીજીની આ બે નવલકથાઓનું વિવેચન કરતો એક લેખ મેં ૧૯૨૨માં

અભ્યાસ પાંડિત્યજડ નહોતો. આ બે નવલકથાઓમાં મુનશી મધ્યકાલીન ગુજરાતી-ઓના જીવન સાથે એક-પ્રાણ થયા છે એટલું જ નહીં પણ પોતાના વાચકોને પણ કલ્પના દ્વારા તે કાળનું જીવન જીવવાની અને તે સમયના પુરુષાર્થ સાથે સહાનુભૂતિ કેળવવાની પ્રેરણા આપે છે. શૈલીની આવી પ્રાણપૂર્ણ સજીવતા જ એમની શૈલીનો વિશેષ ગુણ છે.

ત્યાર પછી મુનશીજીએ પોતાની જન્મભાષાને વિવિધ અને સમર્થ સાહિત્ય ભેટ આપ્યું. એમની શૈલીમાં ક્યાંયે ઘડપણ દેખાતું નથી. આરંભથી તે અંત સુધી તેઓ એક ઉત્તમ લેખક તો રહ્યા જ છે. પણ તેઓ કેવળ સાહિત્ય-સેવી નહોતા. જીવનનાં બધાં ક્ષેત્રોમાં એમને રસ હતો. અને દરેક ક્ષેત્રમાં મૌલિક સેવા કરીને આગળ આવવાની મહત્ત્વાકાંક્ષા પણ એમનામાં ઠીક ઠીક હતી. વ્યક્તિગત પુરુષાર્થ સાથે સંસ્થાઓને હાથમાં લઈને એમને મજબૂત કરવી, એમનો વિકાસ કરવો, એમને માટે યોગ્ય વ્યક્તિઓને શોધીને એમની પાસેથી કામ લેવું એ બધી કલા-ઓમાં તેઓ પ્રવીણ હતા.

પણ એમનું ક્ષેત્ર જુદું, મારું ક્ષેત્ર જુદું તેથી અમારી વચ્ચે સહયોગ કરવાનો. કોઈ અવસર જ ન મળ્યો.

ગુજરાતી સાહિત્ય પરિષદને અપનાવીને એને મજબૂત કરવાના સંકલ્પ કર્યા પછી ભારતીય ભાષાઓનું વિરાટ સંગઠન કરવાની મહત્ત્વાકાંક્ષા એમનામાં જાગી. એને માટે એમણે મહાત્માજી પાસેથી આશીર્વાદ અને સહકાર માગ્યો. મહાત્માજીએ એમને આશીર્વાદ તો આપ્યા. પણ સલાહ આપી કે ભારતના વિદ્યમાન સમર્થ સાહિત્યકારોને એકત્ર આણવા માટે કવિવર રવીન્દ્ર જેવા સાહિત્ય-સ્વામીઓને જ સંસ્થાપક-અધ્યક્ષ બનાવવા જોઈએ. ગાંધીજી જાણતા હતા કે અનેક ભાષાઓના સાહિત્ય-સ્વામીઓને એકત્ર આણવા માટે અધ્યક્ષ સ્થાન પર કોઈ સાહિત્ય સમ્રાટ જ હોવો જોઈએ. પણ મુનશીજીએ માન્યું નહીં. એમનો આદર્શ કાંઈક ભિન્ન હતો. એમનો કાર્યક્રમ પણ અધિક પુરુષાર્થી હશે. એમણે ગાંધીજીને જ અધ્યક્ષ કરવાની હઠ લીધી અને ગાંધીજીએ એમની વાત માની લીધી.

તે દિવસોમાં ગાંધીજીએ સ્થાપેલું ગૂજરાત વિદ્યાપીઠનું કામ છોડી હું વર્ધા જઈ રહ્યો હતો. રાષ્ટ્રભાષા તરીકે હિંદીના પ્રચારનું કામ ગાંધીજીએ મને સોંપી દીધું હતું. મુનશીજી અને મારી વચ્ચે સહયોગ ઉત્પન્ન થાય એવો સંકલ્પ કરી ગાંધીજીએ અમને બન્નેને અખિલ ભારતીય સાહિત્ય પરિષદમાં એકત્ર લાવીને સહકાર માટે પ્રેરિત કર્યા, જોકે અમારા આદર્શ ભિન્ન હતા.

બંગાળ તથા પંજાબમાં જઈને, મોટા મોટા સાહિત્યકારોને મળીને અખિલ ભારતીય સાહિત્ય સંગઠનની આવશ્યકતા સમજાવવાનો પ્રયત્ન મેં કર્યો. અને એને માટે હિંદી જેવી સ્વદેશી રાષ્ટ્રભાષાનું માધ્યમ કેટલું જરૂરી છે એ પણ સમજાવવાનો પ્રયત્ન કર્યો. આ કામ અંગે હું કવિવર રવીન્દ્રનાથને મળ્યો. હું એમના શાન્તિ-નિકેતનમાં ચારછ મહિના રહ્યો હતો. તેથી એમની સાથે સારો પરિચય હતો જ.

મારા પ્રતિ એમનો સદ્ભાવ પણ પૂરેપૂરો હતો. તેથી એમણે મારે લીધે, મારા કાર્યક્રમને હાર્દિક આશીર્વાદ આપ્યા. પણ એમની બૌદ્ધિક સહાનુભૂતિ હું ન મેળવી શક્યો. કલકત્તા જઈને બંગાળના સાહિત્યકારો સાથે મેં વાતચીત કરી. એમનામાં હિંદી સાહિત્ય વિશે માહિતી ઓછી હતી. આદર પણ કદાચ વિશેષ ન હતો. હું પંજાબ ગયો. ત્યાં હિંદી, ઉર્દૂ અને પંજાબી સાહિત્યકારોને અલગ અલગ મળ્યો, એકત્ર પણ મળ્યો. કલ્પના પણ બધાને ગમી. પણ સહયોગ મળવાની વિશેષ આશા ન દેખાઈ.

આ આખા પ્રકરણ વિશે મુનશીજીએ પોતાના પુસ્તકમાં I follow the Mahatmaમાં લખ્યું છે. એનું અંતિમ વાક્ય છે, 'પરિસ્થિતિ અનુકૂળ ન હોવાથી આ પ્રવૃત્તિને અમે આગળ ચલાવી ન શક્યા.' મહાત્માજીએ પણ સલાહ આપી કે 'અત્યારે સંસ્થાને રીતસર બંધ ન કરો પણ એને સુવાડી દો. આગળ ઉપર જોઈ લેવાશે.'

આ પછી મુનશીજી સાથે સહયોગ કરવાનો બીજો કોઈ અવસર મળ્યો નહીં. એમની પ્રવૃત્તિ દૂરથી જોતો રહ્યો. એમના આખાયે પુરુષાર્થનું ઉત્તમ સ્મારક તો એમનું સ્થપાયેલું ભારતીય વિદ્યાભવન જ છે.

ગાંધીજીએ એક વાર કહ્યું હતું, કનૈયાલાલ મુનશી સારા સમયજ્ઞ છે. સ્વરાજ્યના મારા ઉગ્ર આંદોલનમાં ક્યારે જોડાવું જોઈએ એનું મુહૂર્ત તેઓ સારી પેઠે જાણતા હતા. એનાથી આપણી ચળવળને પણ લાભ થયો અને મુનશીજીની પ્રતિષ્ઠામાં પણ વૃદ્ધિ થઈ.

સ્વરાજ્ય પછી જ્યારે જ્યારે સ્વરાજ્ય સરકાર સાથે સહકાર કરવાની તક મળી, મુનશીજીએ પોતાની શક્તિનો પણ સારો પરિચય આપ્યો અને પોતાનાં વ્યક્તિત્વનો અને સ્વાતંત્ર્યનો પણ પૂરો પરિચય કરાવ્યો. આ બધું હું બહારથી—દૂરથી જોતો રહ્યો, અને એમને વિશે મારો આદર વધ્યો.

જ્યારે મારા સ્નેહીઓએ મારી ષષ્ટિપૂર્તિનો ઉત્સવ ઊજવ્યો ત્યારે મુનશીજી એમાં જોડાયા. અને તે વખતે એમણે મારે વિશે જે કાંઈ કહ્યું તે માટે હું હૃદયથી એમનો કૃતજ્ઞ છું.

મેં જોયું છે કે સાર્વજનિક ચર્ચામાં મુનશીજી શિષ્ટાચારના સ્તરથી કદી નીચે ઊતરતા નથી. પોતાના વિચાર સ્પષ્ટરૂપે પ્રગટ કરતા છતાં એમણે વિરોધીઓની નિંદા કદી કરી નથી. લોકોએ એમને વિશે બરાબર જ કહ્યું છે કે મુનશીજી પોતાના જમાનાના એક શ્રેષ્ઠ સ્વપ્નદ્રષ્ટા હતા. સ્વપ્નદ્રષ્ટા તો દુનિયામાં અનેક હોય છે, મુનશીજી સ્વપ્નશિલ્પી હતા. એમણે પોતાના પુરુષાર્થથી એક એક સ્વપ્નને વ્યવહારની સૃષ્ટિમાં સિદ્ધ કરીને જનતાને એનો સાક્ષાત્કાર કરાવ્યો. તેથી જ એમને 'પુરુષાર્થી-સ્વપ્ન-સેવી' કહેવા જોઈએ. પોતાના જીવનકાળમાં એમણે એટલાં સારાં સારાં કાર્યો કર્યાં છે કે એમના જમાના પર એમની છાપ કૃતજ્ઞ જનતા લાંબા વખત સુધી માન્ય કરશે.

એમની ધર્મપત્ની, જે એમની સાથે લગ્ન થયાં તે પહેલાં પણ એક સારી વિદુષી અને માન્ય લેખિકા હતી, એમણે પોતાનું આખું વ્યક્તિત્વ મુનશીજીની અંદર પૂર્ણ રીતે સમાવી લીધું. મુનશીજીના વિકાસમાં અને પુરુષાર્થમાં એમનો હિસ્સો હતો, એનો સ્વીકાર પણ કદાચ એમની પતિભક્તિ એમને કરવા નહીં દે. આપણે એટલું જ કહીશું કે ભારતીય-સંસ્કૃતિની આ પરંપરા જ છે.

## દિષ્ટ્યા વર્ધસે

આજના શુભ પ્રસંગે શ્રી મુનશીનું અભિનંદન કરવા હું જાતે હાજર રહી શકત તો મને વિશેષ આનંદ થાત. એમની રચનાત્મક કલ્પનાશક્તિનો હું હમેશાં પ્રશંસક રહ્યો છું; અને મહાત્મા ગાંધીની સૂચનાથી અમે સાથે કામ કરવાનો પ્રયત્ન પણ કરેલો. ગાંધીયુગમાં ગુજરાતમાં તેમ જ આખા દેશમાં અસ્મિતા જાગ્રત કરવા જેઓ મથ્યા છે તેમાં મુનશીનું નામ મોખરે રહેશે. ભાષા, સાહિત્ય, સંસ્કૃતિ અને જાગ્રતિ બધાં જ ક્ષેત્રોમાં મુનશીનો ફાળો ધ્યાન ખેંચે છે. ગુજરાતી સાહિત્યની એમની સેવા દ્વિવિધ છે. એમની સાહિત્યનિર્મિતિ કીમતી છે અને સાહિત્ય-સંગઠનમાં પણ વખાણવાલાયક કામ કર્યું છે. સંસ્કૃત ભાષા અને સાહિત્યની ભક્તિ ફળદ્રુપ નીવડી છે.

ભારતીય વિદ્યાભવન અને સોમનાથની પુન:સ્થાપના, એ બે કામો જ એટલાં બધાં મોટાં છે કે સમાજ મુનશીનો ઋણી રહેશે. જો કાલ અનુકૂલ હોત તો ભારતીય સાહિત્ય પરિષદ પણ એવી જ એક મોટી સંસ્થા થઈ શકત. પણ હિંદી ભાષામાં અને હિંદી જગતમાં અમારો અધિકાર નહીં, એટલે, ગાંધીજીના આશીર્વાદ હોવા છતાં એ કામ બની ન શક્યું, પણ જે કામ આજે અનેક સંસ્થાઓ કરે છે એનો પ્રારંભ શ્રી મુનશીએ કર્યો હતો, એટલી બીના તો ઇતિહાસમાં નોંધાશે જ.

મારે મન વનમહોત્સવની પ્રેરણા એ પણ નાનુસૂનું કામ નથી. આખા દેશના હૃદયે એ પ્રેરણા ઝીલી લીધી. મારી ખાતરી છે કે જ્યારે એનો વખત આવશે ત્યારે વનમહોત્સવ ખરેખર ભારતના અનેક ઉત્સવોમાં સહુથી મોટો ઉત્સવ ગણાશે.

રાજદ્વારી ક્ષેત્રમાં પણ મુનશી હમેશાં જાગરૂક અને તાજા રહ્યા છે. એક વાર ગાંધીજીએ કહેલું કે મુનશી અમૃત ચોઘડિયું બરાબર વરતી શકે છે, અને એવે વખતે જૂની ઘરેડ એમને બાંધી શકતી નથી. ઘરેડ ઘરડાઓને બાંધે, જ્યારે ઘરડા થવાની આપણા મુનશીની 'ના' છે, કેમ કે એમની કલ્પનાશક્તિ અને સ્ફૂર્તિ અદમ્ય છે.

આજનો દિવસ એમની અત્યાર સુધીની સેવાનો કૃતજ્ઞતાપૂર્વક સ્મરણ કરવાનો તો છે જ, પણ હજીયે નવી નવી સેવાની અપેક્ષાઓ વ્યક્ત કરવાનો પણ છે.

# ૫. સાહિત્ય-મધુકર રામનારાયણભાઈ

જ્યારે જ્યારે શ્રી રામનારાયણભાઈનું સ્મરણ થાય છે ત્યારે ત્યારે ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપનાના દિવસોનું ચિત્ર મન આગળ ઊભું થાય છે. શ્રી મહાદેવભાઈ અને રામનારાયણભાઈ બન્ને મારી પેઠે જ, તત્ત્વજ્ઞાનના અભ્યાસી હતા. એ બે જણની ઓળખાણ મારા પહેલાંની. અમે ત્રણે જણા તત્ત્વજ્ઞાનના અભ્યાસી હોવા છતાં તત્ત્વજડ ન થયા એ એક ઈશ્વરની કૃપા જ સમજું છું. સંભવ છે કે સાહિત્યરસિકતાએ અમને એ સંકટમાંથી બચાવ્યા.

રામનારાયણભાઈ સાદરામાં વકીલાત કરતા તે છોડીને તેઓ ઇંદુલાલભાઈ સાથે જોડાયા, અને કેળવણીના ક્ષેત્રમાં આવ્યા. મેં એમને કહ્યું કે તમે વકીલાતનો ધંધો છોડયો, પણ સાબરમતીનો કિનારો ન છોડયો.

વિદ્યાપીઠનું બંધારણ ઘડવામાં, જાતજાતના અભ્યાસક્રમો નક્કી કરવામાં અને ગુજરાતી સાહિત્યને અનેક દિશાએ ખેડવાના સ્વપ્નામાં અમે સાથે હતા. મમ્મટનું કાવ્યશાસ્ત્ર હોય કે ચાણક્યનું અર્થશાસ્ત્ર, રામનારાયણભાઈની ભેદક બુદ્ધિ સરખી જ ચાલવાની. તેઓ વિદ્યાપીઠમાં જોડાયા ત્યારે વિધુર હતા. એક દિવસે મારી સાથે પૂ. બાપુજીને મળવા આવ્યા અને પત્નીનાં ઘરેણાં એમને ચરણે મૂકી, કશું બોલ્યા વગર પાછા આવ્યા. એ રીતે એમના આયુષ્યનો એક અધ્યાય પૂરો થયો.

વિદ્યાપીઠની કારકિર્દી પૂરી થતાં એક બીજો અધ્યાય પૂરો થયો. ત્યાર પછી એમણે 'પ્રસ્થાન' દ્વારા અને અધ્યાપન દ્વારા સાહિત્યની એકાગ્રપણે સેવા કરી છે.

રામનારાયણભાઈ વિદ્યાર્થીઓ સાથે જે ઢબે ભળતા, તેને હું આદર્શ અધ્યાપકની કળા ગણું છું. એમણે વિદ્યાર્થીઓ આગળ કોઈ કાળે મુરબ્બીપણું ચલાવ્યું નથી. તેઓ વિદ્યાર્થીઓને કહેતા કે "આઠ દિવસ પછી તમે જે વાંચવાના છો તે મેં આજે વાંચી રાખ્યું છે, એટલો જ તમારામાં અને મારામાં ફેર."

આવી વૃત્તિને કારણે જ તેઓ પોતાના વિદ્યાર્થીઓનો ઉત્કટ પ્રેમ મેળવી શક્યા અને એમનું સ્વભાવસિદ્ધ મુરબ્બીપણું હમેશને માટે ટક્યું.

રામનારાયણભાઈની લઘુકથાઓ અને એમના નિબંધો મેં પહેલેથી રસપૂર્વક વાંચ્યા છે. એમની રસિકતા, એમનો સૂક્ષ્મ અને સંસ્કારી વિનોદ અને દરેક વિષયમાં જાળવેલી સમતુલા, ત્રણે ખરેખર અનુકરણીય છે.

ઉત્તરાવસ્થામાં કરેલો એમનો વિવાહ સામાજિક ચર્ચાનો વિષય થઈ ગયો હતો. શિક્ષક પોતાની વિદ્યાર્થિનીને પરણે કે નહીં, એ એક સવાલ હતો. અને વૃદ્ધતરુણી વિવાહ સમાજે ક્યાં સુધી માન્ય રાખવો, એ બીજો સવાલ હતો. મને લાગે છે કે સમાજે એ આખી ચર્ચા કૃત્રિમ આવેશથી અને અમુક ઠેકાણે કંઈક

એમની ધર્મપત્ની, જે એમની સાથે લગ્ન થયાં તે પહેલાં પણ એક સારી વિદુષી અને માન્ય લેખિકા હતી, એમણે પોતાનું આખું વ્યક્તિત્વ મુનશીજીની અંદર પૂર્ણ રીતે સમાવી લીધું. મુનશીજીના વિકાસમાં અને પુરુષાર્થમાં એમનો હિસ્સો હતો, એનો સ્વીકાર પણ કદાચ એમની પતિભક્તિ એમને કરવા નહીં દે. આપણે એટલું જ કહીશું કે ભારતીય-સંસ્કૃતિની આ પરંપરા જ છે.

## દિષ્ટ્યા વર્ધસે

આજના શુભ પ્રસંગે શ્રી મુનશીનું અભિનંદન કરવા હું જાતે હાજર રહી શકત તો મને વિશેષ આનંદ થાત. એમની રચનાત્મક કલ્પનાશક્તિનો હું હમેશાં પ્રશંસક રહ્યો છું; અને મહાત્મા ગાંધીની સૂચનાથી અમે સાથે કામ કરવાનો પ્રયત્ન પણ કરેલો. ગાંધીયુગમાં ગુજરાતમાં તેમ જ આખા દેશમાં અસ્મિતા જાગ્રત કરવા જેઓ મથ્યા છે તેમાં મુનશીનું નામ મોખરે રહેશે. ભાષા, સાહિત્ય, સંસ્કૃતિ અને જાગ્રતિ બધાં જ ક્ષેત્રોમાં મુનશીનો ફાળો ધ્યાન ખેંચે છે. ગુજરાતી સાહિત્યની એમની સેવા દ્વિવિધ છે. એમની સાહિત્યનિર્મિતિ કીમતી છે અને સાહિત્ય-સંગઠનમાં પણ વખાણવાલાયક કામ કર્યું છે. સંસ્કૃત ભાષા અને સાહિત્યની ભક્તિ ફળદ્રુપ નીવડી છે.

ભારતીય વિદ્યાભવન અને સોમનાથની પુનઃસ્થાપના, એ બે કામો જ એટલાં બધાં મોટાં છે કે સમાજ મુનશીનો ઋણી રહેશે. જો કાલ અનુકૂલ હોત તો ભારતીય સાહિત્ય પરિષદ પણ એવી જ એક મોટી સંસ્થા થઈ શકત. પણ હિંદી ભાષામાં અને હિંદી જગતમાં અમારો અધિકાર નહીં, એટલે, ગાંધીજીના આશીર્વાદ હોવા છતાં એ કામ બની ન શક્યું, પણ જે કામ આજે અનેક સંસ્થાઓ કરે છે એનો પ્રારંભ શ્રી મુનશીએ કર્યો હતો, એટલી બીના તો ઈતિહાસમાં નોંધાશે જ.

મારે મન વનમહોત્સવની પ્રેરણા એ પણ નાનુસૂનું કામ નથી. આખા દેશના હૃદયે એ પ્રેરણા ઝીલી લીધી. મારી ખાતરી છે કે જ્યારે એનો વખત આવશે ત્યારે વનમહોત્સવ ખરેખર ભારતના અનેક ઉત્સવોમાં સહુથી મોટો ઉત્સવ ગણાશે.

રાજદ્વારી ક્ષેત્રમાં પણ મુનશી હમેશાં જાગરૂક અને તાજા રહ્યા છે. એક વાર ગાંધીજીએ કહેલું કે મુનશી અમૃત ચોઘડિયું બરાબર વરતી શકે છે, અને એવે વખતે જૂની ઘરેડ એમને બાંધી શકતી નથી. ઘરેડ ઘરડાઓને બાંધે, જ્યારે ઘરડા થવાની આપણા મુનશીની ‘ના’ છે, કેમ કે એમની કલ્પનાશક્તિ અને સ્ફૂર્તિ અદમ્ય છે.

આજનો દિવસ એમની અત્યાર સુધીની સેવાનો કૃતજ્ઞતાપૂર્વક સ્મરણ કરવાનો તો છે જ, પણ હજીયે નવી નવી સેવાની અપેક્ષાઓ વ્યક્ત કરવાનો પણ છે.

# ૫. સાહિત્ય-મધુકર રામનારાયણભાઈ

જ્યારે જ્યારે શ્રી રામનારાયણભાઈનું સ્મરણ થાય છે ત્યારે ત્યારે ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપનાના દિવસોનું ચિત્ર મન આગળ ઊભું થાય છે. શ્રી મહાદેવ-ભાઈ અને રામનારાયણભાઈ બન્ને મારી પેઠે જ, તત્ત્વજ્ઞાનના અભ્યાસી હતા. એ બે જણની ઓળખાણ મારા પહેલાંની. અમે ત્રણે જણા તત્ત્વજ્ઞાનના અભ્યાસી હોવા છતાં તત્ત્વજડ ન થયા એ એક ઈશ્વરની કૃપા જ સમજું છું. સંભવ છે કે સાહિત્યરસિકતાએ અમને એ સંકટમાંથી બચાવ્યા.

રામનારાયણભાઈ સાદરામાં વકીલાત કરતા તે છોડીને તેઓ ઇંદુલાલભાઈ સાથે જોડાયા, અને કેળવણીના ક્ષેત્રમાં આવ્યા. મેં એમને કહ્યું કે તમે વકીલાતનો ધંધો છોડયો, પણ સાબરમતીનો કિનારો ન છોડયો.

વિદ્યાપીઠનું બંધારણ ઘડવામાં, જાતજાતના અભ્યાસક્રમો નક્કી કરવામાં અને ગુજરાતી સાહિત્યને અનેક દિશાએ ખેડવાના સ્વપ્નામાં અમે સાથે હતા. મમ્મટનું કાવ્યશાસ્ત્ર હોય કે ચાણકયનું અર્થશાસ્ત્ર, રામનારાયણભાઈની ભેદક બુદ્ધિ સરખી જ ચાલવાની. તેઓ વિદ્યાપીઠમાં જોડાયા ત્યારે વિધુર હતા. એક દિવસે મારી સાથે પૂ. બાપુજીને મળવા આવ્યા અને પત્નીનાં ઘરેણાં એમને ચરણે મૂકી, કશું બોલ્યા વગર પાછા આવ્યા. એ રીતે એમના આયુષ્યનો એક અધ્યાય પૂરો થયો.

વિદ્યાપીઠની કારકિર્દી પૂરી થતાં એક બીજો અધ્યાય પૂરો થયો. ત્યાર પછી એમણે 'પ્રસ્થાન' દ્વારા અને અધ્યાપન દ્વારા સાહિત્યની એકાગ્રપણે સેવા કરી છે.

રામનારાયણભાઈ વિદ્યાર્થીઓ સાથે જે ઢબે ભળતા, તેને હું આદર્શ અધ્યાપકની કળા ગણું છું. એમણે વિદ્યાર્થીઓ આગળ કોઈ કાળે મુરબ્બીપણું ચલાવ્યું નથી. તેઓ વિદ્યાર્થીઓને કહેતા કે "આઠ દિવસ પછી તમે જે વાંચવાના છો તે મેં આજે વાંચી રાખ્યું છે, એટલો જ તમારામાં અને મારામાં ફેર."

આવી વૃત્તિને કારણે જ તેઓ પોતાના વિદ્યાર્થીઓનો ઉત્કટ પ્રેમ મેળવી શકયા અને એમનું સ્વભાવસિદ્ધ મુરબ્બીપણું હમેશને માટે ટકયું.

રામનારાયણભાઈની લઘુકથાઓ અને એમના નિબંધો મેં પહેલેથી રસપૂર્વક વાંચ્યા છે. એમની રસિકતા, એમનો સૂક્ષ્મ અને સંસ્કારી વિનોદ અને દરેક વિષયમાં જાળવેલી સમતુલા, ત્રણે ખરેખર અનુકરણીય છે.

ઉત્તરાવસ્થામાં કરેલો એમનો વિવાહ સામાજિક ચર્ચાનો વિષય થઈ ગયો હતો. શિક્ષક પોતાની વિદ્યાર્થિનીને પરણે કે નહીં, એ એક સવાલ હતો. અને વૃદ્ધતરુણી વિવાહ સમાજે કયાં સુધી માન્ય રાખવો, એ બીજો સવાલ હતો. મને લાગે છે કે સમાજે એ આખી ચર્ચા કૃત્રિમ આવેશથી અને અમુક ઠેકાણે કંઈક

આપરસથી ચલાવેલી. માબાપ કોઈ બાળાનો કોઈ વૃદ્ધ સાથે વિવાહ ગોઠવે તો સમાજે એનો સખત વિરોધ કરવો જોઈએ, એ વિશે બે મત નથી. પણ કોઈ તરુણી પુખ્ત વિચાર કરી, હૃદયના આકર્ષણને અનુસરે અને સ્વેચ્છાએ વૃદ્ધને જીતી લે, તો સમાજને એમાં કશું કહેવાપણું હોવું ન જોઈએ.

વિદ્યાર્થી દશામાં જ્યારે અપરિપક્વ માનસ ઉપર અધ્યાપકોની અસાધારણ અસર હોય છે, તે તે વખતે જો અધ્યાપક, એ પરિસ્થિતિનો ગેરલાભ લઈ, કોઈ તરુણ શિષ્યાને પરણવા તૈયાર થઈ જાય તો સમાજમાં અનવસ્થા પ્રસંગ જામે. અને કેળવણીની સંસ્થાનું તેમ જ ગુરુ-શિષ્યા સંબંધનું વાતાવરણ કલુષિત થઈ જાય. પણ વિદ્યાર્થી દશા પૂરી થયા પછી સાહિત્યનાં સહ-અધ્યયનમાંથી અને સહ-આસ્વાદનમાંથી પરસ્પરના હૃદયનો પરિચય થઈ જાય અને એમાંથી સહ-જીવનની ઉત્કટ ઇચ્છા ઉદ્‌ભવે તો એવો સંબંધ વખોડવાની કશી જરૂર નથી.

સમાજમાં આવા પ્રસંગો ક્વચિત જ પેદા થવાના પણ જ્યારે થાય ત્યારે સમાજે — કાંઈ નહીં તો — પોતાની લાગણીઓ ઉશ્કેરાવા તો ન જ દેવી જોઈએ.

રામનારાયણભાઈ ને હીરાબહેન બન્નેએ જે રીતે દાંપત્યજીવન ગાળ્યું તે જોયા પછી હવે તો સમાજે આવા સંબંધોની અનવદ્યતા સ્વીકારવી જ જોઈએ. અને સંતોષની વાત છે કે ગુજરાતી સમાજે ધીરે ધીરે એ બન્નેને બધી રીતે અપનાવી, એ વિવાહને પોતાના શુભાશિષ આપ્યા જ છે.

વિદ્યાપીઠ છોડયા પછી રામનારાયણભાઈને મળવાનું બહુ ઓછું બનતું. પણ અમે જ્યારે મળતા ત્યારે પહેલાંની નિકટતાથી જ મળતા. અને અમારી ચર્ચા ગમે તે દિશા લેતી. કોક વખતે છંદશાસ્ત્ર અને મરાઠી અભંગના ઘડતરની ચર્ચા કરીએ, તો કોક વખતે શાકુંતલની, કોક વખતે સામાજિક આદર્શની તો કોક વખતે રાજકારણની. એમાં હીરાબહેન હોય એટલે કાવ્યચર્ચાને જ પ્રાધાન્ય મળે.

હમણાં જ્યારે ઑપરેશન પછી હું મુંબઈમાં ફરજિયાત આરામ લેતો હતો ત્યારે, કોણ જાણે શાથી, રામનારાયણભાઈના મનમાં મળવા આવવાનો ઉત્સાહ અસાધારણ વધ્યો. પોતાના શ્રમ કે થાકનો વિચાર કર્યા વગર તેઓ અનેક વાર આવ્યા. વાર્તાલાપ અને વિનોદમાં વખત કેમ જતો એની ખબર પડતી ન હતી. સાથે હીરાબહેન તો હોય જ. પણ પોતાના બીજા મિત્રોને અને એમનાં સગાં-સંબંધીઓને પણ લઈ આવે. મને તો એમ જ લાગ્યું કે રામનારાયણભાઈએ ઘડપણ તરફ ચાલવાનો રસ્તો છોડી દઈ, ઉત્સાહ અને ઉમંગ તરફ પ્રસ્થાન શરૂ કર્યું છે. મને લાગ્યું કે આની અસર એમની તબિયત ઉપર સરસ થશે. અને સાહિત્ય સેવા માટે તેમ જ હીરાબહેન માટે તેઓ દીર્ઘકાલ સુધી જીવશે. આ વખતની મુલાકાતો દરમિયાન એમણે એટલો બધો સ્નેહ વધાર્યો કે મને થયું કે હવે જ્યારે જ્યારે મુંબઈ જાઉં ત્યારે ત્યારે એમને પહેલેથી લખું કે પરસ્પર વાર્તાલાપનો આનંદ લૂંટવો છે. જરૂર મળીશું.

ખરેખર રામનારાયણભાઈ વિદ્વત્તા, સંસ્કારિતા, પ્રસન્નતા, અને રસિકતાની સુભાગ મૂર્તિ હતા. એમના એ બધા સંસ્કારો એમની પાસેથી હીરાબહેને લીધા છે અથવા પોતાના સંસ્કારોમાં એમના સંસ્કારો ઉમેર્યા છે. એટલે હવે એ ઉભય-જીવન જીવી બતાવવાની જવાબદારી એમની છે.

## ૬. ગુર્જરીનું કવિ-માણિક્ય

હું માનું છું કે વૃદ્ધ થવાનો અધિકાર ફક્ત અમારી પેઢીને જ છે. એક વખતના—ભલે જૂના કાળના—મારા વિદ્યાર્થીઓ જ્યારે પચાસ અને સાઠ વરસ પૂરાં કરે છે અને લોકો એની ષષ્ટિપૂર્તિનો ઉત્સવ ઊજવે છે ત્યારે પહેલો વિચાર મારા મનમાં આવે છે તે એ કે આ લોકોને ઉંમરે આટલા મોટા થઈ જવાની રજા આપી જ કોણે? સાહિત્યસેવા સમાજસેવા અને સંસ્કૃતિસેવા કરીને મારા વિદ્યાર્થીઓ સમાજમાં મોટા થાય છે, નામના મેળવે છે, જવાબદારીભર્યાં કામો કરીને સમાજની કૃતજ્ઞતા મેળવે છે ત્યારે તે ખૂબ ગમે છે. પણ અમારી—ઘરડેરા-ની—હારમાં દાખલ થવા તૈયાર થાય છે ત્યારે એ ગમતું નથી. પણ એમની સામે તકરાર શી રીતે કરી શકું? તેઓ કહેશે કે અમારી ઉંમર વધી તેને માટે કાળ ભગવાન જવાબદાર છે અને એની પાસે તો પક્ષપાત છે જ નહીં. જે ક્રમે તમે વૃદ્ધ થયા, તે જ ક્રમે અમે પણ ઉંમરમાં વધીએ છીએ. આપણી વચ્ચેનું અંતર ઓછું કરવાનો પ્રયત્ન અમે કર્યો નથી. આવો જવાબ મળ્યા પછી વસ્તુ-સ્થિતિ સ્વીકાર્યે જ છૂટકો. અને તેથી જ ભાઈ કરસનદાસ માણેકની ષષ્ટિપૂર્તિ માટે એમનું અભિનંદન કરવા અને મારા અધિકાર પરત્વે એમને હાર્દિક આશીર્વાદ આપવા આજે અહીં ઊભો છું.

રાષ્ટ્રીય સ્વમાન અને રાષ્ટ્રીય અસ્મિતા જાગ્રત કરવા માટે અને ભારતને આત્મ-પરિચય કરાવવા માટે ગાંધીજીએ ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી. તે પ્રારંભના દિવસોના સહુથી પહેલા વિદ્યાર્થીઓમાં ભાઈ કરસનદાસ હતા. ગૂજરાત વિદ્યાપીઠ સાથે દેશમાં અનેક રાષ્ટ્રીય વિદ્યાપીઠો સ્થપાઈ. એ વિદ્યાપીઠના વિદ્યાર્થીઓએ પોત-પોતાના ક્ષેત્રમાં ઉજ્જવળ કામ કરી બતાવી, પોતાની માતૃસંસ્થાની પ્રતિષ્ઠા વધારી છે. એવા વિદ્યાર્થી પણ ગૂજરાત વિદ્યાપીઠ અને એના આદિ વિદ્યાર્થીઓનું મુરબ્બીપણું સ્વીકારતા આવ્યા છે.

હરિજનસેવામાં જેમ પરીક્ષિતભાઈ અનેક કાર્યકર્તાઓના વડીલ જેવા બન્યા છે, તેમ જ કવિતા, સાહિત્ય, વૃત્તવિવેચન, સાહિત્યચર્ચા અને કેળવણી ઈત્યાદિ અનેક ક્ષેત્રમાં કામ કરનારાઓમાં શ્રી કરસનદાસ માણેકનું નામ મોખરે છે.

ગુજરાત મહાવિદ્યાલયના દિવસોમાં જ કરસનદાસ માણેકની સાહિત્યશક્તિ સ્પષ્ટપણે દેખાઈ આવતી હતી. ભાષા ઉપર પ્રભુત્વ, શબ્દસમૃદ્ધિ, રસિકતા અને

શીઘ્ર કવિત્વ ઇ. અનેક ગુણોને કારણે તેમણે વિદ્યાર્થીઓમાં પ્રતિષ્ઠા તો મેળવી જ. પણ એથીયે વિશેષ એમણે સમોવડિયા વિદ્યાર્થીઓનો પ્રેમ મેળવ્યો. આદરના ભૂખ્યા લોકો સમાજથી સહેજસાજ અળગા રહેવામાં અને ચાલવામાં માને છે. અને એ પ્રમાણે તેઓ પ્રતિષ્ઠા મેળવે પણ છે. કરસનદાસ એવા પ્રતિષ્ઠાના ભૂખ્યા નહીં એટલે નાના-મોટા બધામાં સમાનભાવે ભળી જાય અને બધા પ્રત્યેના સદ્ભાવને કારણે લોકશાહી(democracy)નું વાતાવરણ પરિપુષ્ટ કરતા જાય.

તે વખતે જ મેં જોયેલું કે ભાઈ કરસનદાસમાં વિનોદવૃત્તિ અને વિનોદશક્તિ ભરપૂર હોવા છતાં તેઓ છીછરા નથી. ગંભીરપણે વિચાર કરી શકે છે, સાંસ્કૃતિક મૂલ્યો પારખી શકે છે અને સમાજહિત શી રીતે થાય એનો ઊંડો વિચાર પણ કરી શકે છે.

મેં એમ પણ જોયું કે કરસનદાસના વિનોદમાં માર્મિકતા છે પણ મર્માન્તક ડંખ ચલાવીને લોકોને દુ:ખી કરવાની ઘાતકતા કે દુર્જનતા નથી. તે વખતનો મારો પ્રિય શબ્દ આજે વાપરું તો કહી શકું કે કરસનદાસના સામાજિક વહેવારમાં તેમ જ સાહિત્ય સૃષ્ટિમાં પૂરેપૂરી આર્યતા દેખાઈ આવતી.

મેં જોયું છે કે એક બાજુ તત્ત્વનિષ્ઠાનો આગ્રહ અને બીજી બાજુ કોઈને ઘા ન કરવાની, કોઈનું નુકસાન ન કરવાની આર્યતા આ બે સદ્ગુણોને કારણે કરસનદાસને કોક કોક વાર વેઠવું પડયું છે. પણ તેમ કરતાં તેઓ કોઈ કાળે પસ્તાયા નથી કે નાસીપાસ થયા નથી.

કરસનદાસને જેમ એક ગુલાબી વિદ્યાર્થી તરીકે મેં જોયા છે તેમ એમને મેં શિષ્યવત્સલ અધ્યાપક તરીકે અને સાથીઓની નિષ્ઠા સ્વાભાવિક રીતે મેળવનાર આચાર્ય તરીકે પણ જોયા છે. મુરબ્બીપણાના બધા ગુણો કરસનદાસ પાસે હોવા છતાં, બધા સાથે સમાનભાવે ભળવાની એમની તત્પરતા અને એમને વળગેલી એમની વિનોદવૃત્તિ એમને મુરબ્બી થવા દેતી નથી.

ભાઈ કરસનદાસ વિશે મારા મનમાં આદર પેદા થયો એમની સિંધની કારકિર્દી જોઈને. સિંધમાં વસતા ગુજરાતીઓ સામે મારી હમેશ તકરાર રહેતી કે "સિંધમાં રહો છો તો સિંધી ભાષામાં પ્રવીણ કેમ નથી થતા? સિંધી ભાષા અપનાવી, સિંધી સમાજ સાથે ઓતપ્રોત કેમ નથી થઈ જતા? કરાંચીમાં રહેવું અને ત્યાં એક ગુજરાત ઊભું કરવું, એમાં બાહોશી છે એની ના નથી. પણ સિંધી શીખીને આખા સિંધમાં – કોટરી હૈદરાબાદથી માંડીને સક્કર શિકારપુર સુધી – આખા સિંધમાં ફેલાઈ કેમ નથી જતા?" એ જાતની તકરાર હું અનેક વાર કરતો.

એવી તકરાર કરવાનો અવકાશ ભાઈ કરસનદાસે મને ન આપ્યો, સિંધી ભાષા એમણે અપનાવી, સિંધી લોકો સાથે તેઓ પૂરેપૂરા ઓતપ્રોત થયા અને એમના અનેક સામાજિક સવાલો સમજી લઈ એમના ઉકેલ આણવાના પ્રયાસોમાં પણ તેઓ ભળ્યા. સિંધના વસવાટ દરમ્યાન સિંધના ગુજરાતીઓને સિંધનો પરિચય

કરાવવા માટે એમણે 'સુહિણી' નામનું એક નિયતકાલિક ચલાવ્યું. એ પ્રવૃત્તિ ભલે થોડા દિવસો સુધી જ ચાલી પણ એની અસર ઊંડી થઈ.

શ્રી કરસનદાસે લોકરંજની કવિતા પણ લખી છે અને જીવનના રહસ્યનો ઉકેલ આણતી પ્રસન્ન ગંભીર કવિતા પણ લખી છે.

પણ ગુજરાતની પ્રજા એમના પર મોહિત છે એમની સાચી ચારણી શૈલીની કવિતા ઉપર. જેમાં લોકમાનસ અને લોકલાગણી કટોકટીને પ્રસંગે સંસ્કારી છતાં શંસિત (ધારદાર) શૈલીમાં તેઓ વ્યક્ત કરતા. સાચા ચારણ જેમ ક્ષાત્રતેજને જાગ્રત રાખે તેમ અન્યાય અને અત્યાચાર કરનાર રાજપુરુષોના ઊધડા પણ લે. ચારણ કોઈનાથી બીએ નહીં. હૃદયના ઉદ્‌ગાર સાફ સાફ કહી દે અને જ્યાં શૌર્ય, વીર્ય, ઉદારતા, દૂરંદેશી અને લોકકલ્યાણ માટે મરી ફીટવાની તમન્ના જુએ ત્યાં મુક્તકંઠે એનાં વખાણ પણ કરે. અને તેથી જ હું માનું છું કે આપણા લોક-કવિઓમાં કરસનદાસે, એક ઉચ્ચ આદર્શ જાળવી, ઉચ્ચ સ્થાન મેળવ્યું છે.

આપણી આઝાદીની લડતમાંથી ભવિષ્યની પેઢી જ્યાં સુધી પ્રેરણા મેળવતી રહેશે, ત્યાં સુધી 'વૈશંપાયન'નું નામ લોકોની કૃતજ્ઞતામાં કાયમ રહેશે.

રામાયણ-મહાભારત અને પુરાણોમાં જે આપણો સાંસ્કૃતિક વારસો ભરેલો છે તે કઈ દૃષ્ટિએ વાંચવો અને આજને માટે એમાંથી કેવી પ્રોત્સાહક પ્રેરણા મળી શકે છે, એ પણ કરસનદાસે પોતાની વાર્તાશૈલીમાં અનેક રીતે બતાવ્યું છે. ખરેખર આ સેવા નાનીસૂની નથી. સાગર જેવા વિશાળ આપણા પૌરાણિક સાહિત્યમાંથી સંસ્કૃતિ-સંવર્ધનવાળા પ્રસંગો વીણી કાઢી, ગદ્ય તેમ જ પદ્યમાં આજની પ્રજા માણી શકે એવી શૈલીમાં રજૂ કરવાનો અધિકાર કરસનદાસનો છે. કોઈ સામાજિક શક્તિ આટલું કામ એમની પાસેથી કરાવી લે તો ભાઈ કરસનદાસ એ પોતે જ એક પીઢ સંસ્થા છે એમ લોકોને દેખાઈ આવશે.

## રેડિયો

અને 'આકાશવાણી' મારફતે એમણે જે સેવા કરી છે તેની ભાત પણ અનેક રીતે અનુકરણીય છે.

આપણા દેશનો સાહિત્યિક ઈતિહાસ બતાવે છે કે જ્યારે જ્યારે રાષ્ટ્રીય ચેતનામાં જુવાળ આવ્યો છે ત્યારે ત્યારે આપણા રાષ્ટ્રીય કવિઓએ આપણી સંસ્કૃત ભાષાની સાંસ્કૃતિક મૂડીમાંથી ઉત્તમમાં ઉત્તમ માણેક જેવાં રત્નો વીણી કાઢીને એનાં નવાં ઘરેણાં પ્રજાને પહેરાવ્યાં છે.

શ્રી કરસનદાસે આ કામનો પ્રારંભ કરી મોટી આશા ઉત્પન્ન કરી છે. એ આશા પૂર્ણ કરી ગૂર્જરીના કવિ-માણિક્યનું બિરુદ મેળવવાની જવાબદારી એમની છે. એમનું અખંડ સેવામય જીવન જોતાં હજી વીસ-પચીસ વરસ એમણે સેવા આપવી જોઈએ. અને એ દ્વારા પોતાની પરિણત પ્રજ્ઞાનો અને નવનવોન્મેષશાલિની પ્રતિભાનો પરિચય ઊછરતી પેઢીને આપવો જોઈએ. વાર્ધક્ય શરીરને હોઈ શકે છે પણ સંયમી સેવકની પ્રજ્ઞા-પ્રતિભાને વાર્ધક્ય હોય જ નહીં.

શીઘ્ર કવિત્વ ઇ. અનેક ગુણોને કારણે તેમણે વિદ્યાર્થીઓમાં પ્રતિષ્ઠા તો મેળવી જ. પણ એથીયે વિશેષ એમણે સમોવડિયા વિદ્યાર્થીઓનો પ્રેમ મેળવ્યો. આદરના ભૂખ્યા લોકો સમાજથી સહેજસાજ અળગા રહેવામાં અને ચાલવામાં માને છે. અને એ પ્રમાણે તેઓ પ્રતિષ્ઠા મેળવે પણ છે. કરસનદાસ એવા પ્રતિષ્ઠાના ભૂખ્યા નહીં એટલે નાના-મોટા બધામાં સમાનભાવે ભળી જાય અને બધા પ્રત્યેના સદ્‌ભાવને કારણે લોકશાહી(democracy)નું વાતાવરણ પરિપુષ્ટ કરતા જાય.

તે વખતે જ મેં જોયેલું કે ભાઈ કરસનદાસમાં વિનોદવૃત્તિ અને વિનોદશક્તિ ભરપૂર હોવા છતાં તેઓ છીછરા નથી. ગંભીરપણે વિચાર કરી શકે છે, સાંસ્કૃતિક મૂલ્યો પારખી શકે છે અને સમાજહિત શી રીતે થાય એનો ઊંડો વિચાર પણ કરી શકે છે.

મેં એમ પણ જોયું કે કરસનદાસના વિનોદમાં માર્મિકતા છે પણ મર્માન્તક ડંખ ચલાવીને લોકોને દુઃખી કરવાની ઘાતકતા કે દુર્જનતા નથી. તે વખતનો મારો પ્રિય શબ્દ આજે વાપરું તો કહી શકું કે કરસનદાસના સામાજિક વહેવારમાં તેમ જ સાહિત્ય સૃષ્ટિમાં પૂરેપૂરી આર્યતા દેખાઈ આવતી.

મેં જોયું છે કે એક બાજુ તત્ત્વનિષ્ઠાનો આગ્રહ અને બીજી બાજુ કોઈને ઘા ન કરવાની, કોઈનું નુકસાન ન કરવાની આર્યતા આ બે સદ્‌ગુણોને કારણે કરસનદાસને કોક કોક વાર વેઠવું પડ્યું છે. પણ તેમ કરતાં તેઓ કોઈ કાળે પસ્તાયા નથી કે નાસીપાસ થયા નથી.

કરસનદાસને જેમ એક ગુલાબી વિદ્યાર્થી તરીકે મેં જોયા છે તેમ એમને મેં શિષ્યવત્સલ અધ્યાપક તરીકે અને સાથીઓની નિષ્ઠા સ્વાભાવિક રીતે મેળવનાર આચાર્ય તરીકે પણ જોયા છે. મુરબ્બીપણાના બધા ગુણો કરસનદાસ પાસે હોવા છતાં, બધા સાથે સમાનભાવે ભળવાની એમની તત્પરતા અને એમને વળગેલી એમની વિનોદવૃત્તિ એમને મુરબ્બી થવા દેતી નથી.

ભાઈ કરસનદાસ વિશે મારા મનમાં આદર પેદા થયો એમની સિંધની કારકિર્દી જોઈને. સિંધમાં વસતા ગુજરાતીઓ સામે મારી હમેશ તકરાર રહેતી કે "સિંધમાં રહો છો તો સિંધી ભાષામાં પ્રવીણ કેમ નથી થતા? સિંધી ભાષા અપનાવી, સિંધી સમાજ સાથે ઓતપ્રોત કેમ નથી થઈ જતા? કરાંચીમાં રહેવું અને ત્યાં એક ગુજરાત ઊભું કરવું, એમાં બાહોશી છે એની ના નથી. પણ સિંધી શીખીને આખા સિંધમાં – કોટરી હૈદરાબાદથી માંડીને સક્કર શિકારપુર સુધી – આખા સિંધમાં ફેલાઈ કેમ નથી જતા?" એ જાતની તકરાર હું અનેક વાર કરતો.

એવી તકરાર કરવાનો અવકાશ ભાઈ કરસનદાસે મને ન આપ્યો, સિંધી ભાષા એમણે અપનાવી, સિંધી લોકો સાથે તેઓ પૂરેપૂરા ઓતપ્રોત થયા અને એમના અનેક સામાજિક સવાલો સમજી લઈ એમના ઉકેલ આણવાના પ્રયાસોમાં પણ તેઓ ભળ્યા. સિંધના વસવાટ દરમ્યાન સિંધના ગુજરાતીઓને સિંધનો પરિચય

કરાવવા માટે એમણે 'સુહિણી' નામનું એક નિયતકાલિક ચલાવ્યું. એ પ્રવૃત્તિ ભલે થોડા દિવસો સુધી જ ચાલી પણ એની અસર ઊંડી થઈ.

શ્રી કરસનદાસે લોકરંજની કવિતા પણ લખી છે અને જીવનના રહસ્યનો ઉકેલ આણતી પ્રસન્ન ગંભીર કવિતા પણ લખી છે.

પણ ગુજરાતની પ્રજા એમના પર મોહિત છે એમની સાચી ચારણી શૈલીની કવિતા ઉપર. જેમાં લોકમાનસ અને લોકલાગણી કટોકટીને પ્રસંગે સંસ્કારી છતાં શંસિત (ધારદાર) શૈલીમાં તેઓ વ્યક્ત કરતા. સાચા ચારણ જેમ ક્ષાત્રતેજને જાગ્રત રાખે તેમ અન્યાય અને અત્યાચાર કરનાર રાજપુરુષોના ઊધડા પણ લે. ચારણ કોઈનાથી બીએ નહીં. હૃદયના ઉદ્‌ગાર સાફ સાફ કહી દે અને જ્યાં શૌર્ય, વીર્ય, ઉદારતા, દૂરંદેશી અને લોકકલ્યાણ માટે મરી ફીટવાની તમન્ના જુએ ત્યાં મુક્તકંઠે એનાં વખાણ પણ કરે. અને તેથી જ હું માનું છું કે આપણા લોક-કવિઓમાં કરસનદાસે, એક ઉચ્ચ આદર્શ જાળવી, ઉચ્ચ સ્થાન મેળવ્યું છે.

આપણી આઝાદીની લડતમાંથી ભવિષ્યની પેઢી જ્યાં સુધી પ્રેરણા મેળવતી રહેશે, ત્યાં સુધી 'વૈશંપાયન'નું નામ લોકોની કૃતજ્ઞતામાં કાયમ રહેશે.

રામાયણ-મહાભારત અને પુરાણોમાં જે આપણો સાંસ્કૃતિક વારસો ભરેલો છે તે કઈ દૃષ્ટિએ વાંચવો અને આજને માટે એમાંથી કેવી પ્રોત્સાહક પ્રેરણા મળી શકે છે, એ પણ કરસનદાસે પોતાની વાર્તાશૈલીમાં અનેક રીતે બતાવ્યું છે. ખરેખર આ સેવા નાનીસૂની નથી. સાગર જેવા વિશાળ આપણા પૌરાણિક સાહિત્યમાંથી સંસ્કૃતિ-સંવર્ધનવાળા પ્રસંગો વીણી કાઢી, ગદ્ય તેમ જ પદ્યમાં આજની પ્રજા માણી શકે એવી શૈલીમાં રજૂ કરવાનો અધિકાર કરસનદાસનો છે. કોઈ સામાજિક શક્તિ આટલું કામ એમની પાસેથી કરાવી લે તો ભાઈ કરસનદાસ એ પોતે જ એક પીઢ સંસ્થા છે એમ લોકોને દેખાઈ આવશે.

### રેડિયો

અને 'આકાશવાણી' મારફતે એમણે જે સેવા કરી છે તેની ભાત પણ અનેક રીતે અનુકરણીય છે.

આપણા દેશનો સાહિત્યિક ઇતિહાસ બતાવે છે કે જ્યારે જ્યારે રાષ્ટ્રીય ચેતનામાં જુવાળ આવ્યો છે ત્યારે ત્યારે આપણા રાષ્ટ્રીય કવિઓએ આપણી સંસ્કૃત ભાષાની સાંસ્કૃતિક મૂડીમાંથી ઉત્તમમાં ઉત્તમ માણેક જેવાં રત્નો વીણી કાઢીને એનાં નવાં ઘરેણાં પ્રજાને પહેરાવ્યાં છે.

શ્રી કરસનદાસે આ કામનો પ્રારંભ કરી મોટી આશા ઉત્પન્ન કરી છે. એ આશા પૂર્ણ કરી ગૂર્જરીના કવિ-માણિક્યનું બિરુદ મેળવવાની જવાબદારી એમની છે. એમનું અખંડ સેવામય જીવન જોતાં હજી વીસ-પચીસ વરસ એમણે સેવા આપવી જોઈએ. અને એ દ્વારા પોતાની પરિણત પ્રજ્ઞાનો અને નવનવોન્મેષશાલિની પ્રતિભાનો પરિચય ઊછરતી પેઢીને આપવો જોઈએ. વાર્ધક્ય શરીરને હોઈ શકે છે પણ સંયમી સેવકની પ્રજ્ઞા-પ્રતિભાને વાર્ધક્ય હોય જ નહીં.

# ૮. આપણા કૃષ્ણલાલ શ્રીધરાણી

ન્યાયમૂર્તિ રાનડે, એમના જમાનામાં, યુવાનો અકાળે સ્વર્ગસ્થ કેમ થાય છે એ વિશે ખૂબ ચિંતિત રહેતા અને એમણે પોતાની ઢબે એ સામાજિક પ્રશ્નની ચર્ચા પણ કરી હતી. રાનડેનો જમાનો જુદો હતો. આજનો જમાનો જુદો છે. પ્રજાની રહેણીકરણી ઘણી સુધરી છે. આરોગ્ય જાળવવાના નિયમો પણ લોકો પહેલાં કરતાં વધારે સારી રીતે જાણે છે. સ્વરાજ્ય થવાથી યુવકો માટે પુરુષાર્થ ખેડવાનાં ક્ષેત્રો પણ વધ્યાં છે અને સારાં સારાં સાધનો ઉપલબ્ધ થતાં જાય છે. આપણા યુવકો હવે સંકુચિત મનના રહ્યા નથી. દેશદેશાંતર જવાથી એમની દૃષ્ટિનો વિકાસ સરસ થાય છે. આ રીતે તંદુરસ્તી અને મનદુરસ્તી હોવા છતાં યુવાનો પોતાની જીવનયાત્રા અકાળે કેમ પૂરી કરતા હશે?

હમણાં હમણા હું અઠવાડિયા માટે મુંબઈ જઈ આવ્યો. જતાં શ્રી કૃષ્ણલાલ શ્રીધરાણીના અવસાનના સમાચાર મુંબઈમાં મળ્યા. પાછા વળતાં રસ્તામાં જ સમાચાર મળ્યા કે બેળગામના અમારા નેતા કર્ણાટકકેસરી ગંગાધરરાવ દેશપાંડે સ્વર્ગલોક સિધાર્યા છે. એમની ઉંમર નેવું વરસની હતી.

કૃષ્ણલાલ એક વખતના મારા વિદ્યાર્થી, નવી પેઢીના પ્રતિનિધિ. અને ગંગાધરરાવ મારા કરતાંય જૂની પેઢીના મુરબ્બી. ગંગાધરરાવ નેવું વરસ સુધી જીવી શક્યા, જ્યારે કૃષ્ણલાલે પચાસ વરસ પણ પૂરાં કર્યાં ન હતાં.

આપણે ઘણી વાર છાપાંમાં સાંભળીએ છીએ કે ‘હૃદય એકાએક બંધ પડવાથી મરણ નીપજ્યું.’ એનાં એ કારણો શરીરના અને મનના વૈદ્યોએ, ઊંડાણમાં ઊતરી, તપાસવાં જોઈએ. શ્રી કૃષ્ણલાલ શરીરે તંદુરસ્ત દેખાતા હતા. એમનો મીઠો સ્વભાવ, બધા સાથે દોસ્તી કરવાની તેમની કુનેહ અને એમનું ચેપી અને પ્રસન્ન સ્મિત, એ બધું જોતાં કોઈને શંકા ન આવે કે તેઓ આ રીતે એકાએક ચાલ્યા જશે. જેને આપણે જીવનની સફળતા ગણીએ છીએ તે પણ એમને સરસ લાધી હતી. પત્ની અને બાળકોની અંદર તેઓ એટલા તો ઓતપ્રોત હતા કે કેવળ એવી પ્રસન્નતાથી જ માણસ લાંબા વખત સુધી જીવે. જે ચિંતા ન્યાયમૂર્તિ રાનડે સેવતા હતા તે ચિંતા હજી પણ આપણને છોડતી નથી એ એક દુઃખદ આશ્ચર્ય છે.

શ્રી કૃષ્ણલાલ શ્રીધરાણીનું કવિહૃદય નાનપણથી જ ખીલ્યું હતું. દક્ષિણામૂર્તિના કોઈ નિયતકાલિકમાં એમની પહેલવહેલી કવિતા પ્રકાશિત થઈ હતી એ જોઈને મેં શ્રી ગિજુભાઈને કે નાનાભાઈને કહ્યું કે, “મારે આ છોકરાને મળવું છે. કેટલી સરસ કવિતા લખી છે એણે!” મેં કૃષ્ણલાલનું અભિનંદન કર્યું. અને ત્યારથી એની કવિતાઓ, જ્યારે હાથ આવે ત્યારે જોવા લાગ્યો. કવિતા મારું ક્ષેત્ર

નહીં. એટલે એ દિશામાં દોરવાનું કામ મારું ન હતું. પણ જ્યારે જ્યારે હું ભાવનગર જાઉં ત્યારે ત્યારે કૃષ્ણલાલ મને જરૂર મળતો. એણે 'વડલો' નામનું એક સુંદર નાટક લખ્યું. ઘણી જ સુંદર કલાકૃતિ.

કૃષ્ણલાલે દક્ષિણામૂર્તિનું અધ્યયન પૂરું કરી વિદ્યાપીઠમાં દાખલ થવાનું પસંદ કર્યું. એને વિદ્યાપીઠનું વાતાવરણ બહુ ન ગમ્યું. મને લાગે છે કે એ વાતાવરણ માટે જવાબદાર તો હું જ હતો. અને છતાં કૃષ્ણલાલ રોજ મને મળે, અનેક વિષયોની ચર્ચા મારી સાથે કરે. પણ મુખ્ય વસ્તુ તો એનો બાળક જેવો નિખાલસ પ્રેમ. કોઈ વસ્તુ હું એને ખાવાને આપું તો જે ઢબે એ પ્રસન્નતાથી હાથ આગળ કરે એ જોઈને જ એના પ્રત્યે વાત્સલ્યભાવ છૂટે. સ્વરાજ્યના કેટલાક ઉગ્ર નવયુવકો મને કહેતા કે, "આ તમારો કૃષ્ણલાલ સાવ છીછરો છે. તમે એને કેમ આટલો વખત આપો છો?" હું જવાબ આપતો કે તમે એ ન સમજી શકો. એનામાં કેટલાંય સારાં સારાં તત્ત્વો છે, જે હું જ જોઈ શકું છું અને તમે કૃષ્ણલાલને કેમ નથી પૂછતા કે, "કાકાસાહેબમાં એવું તે શું છે કે તમારા જેવા એમની પાસે ફરી ફરી જઈને બેસે?"

પછી જ્યારે સ્વરાજની લડત જામી અને અધ્યાપકો અને વિદ્યાર્થીઓ બધા જ જેલમાં ગયા ત્યારે કૃષ્ણલાલે બીજાઓ કરતાં ઓછું ખડતલપણું નથી બતાવ્યું.

વિદ્યાપીઠથી કૃષ્ણલાલ શાન્તિનિકેતન ગયા. ત્યાંથી અમેરિકા. અમારો સંબંધ એની મેળે પાતળો થઈ ગયો. પણ એને અનુકૂળ વાતાવરણ મળ્યું અને એનો વિકાસ પોતાની ઢબે થતો ગયો એ જોઈ મને સંતોષ થયો.

અમેરિકા જઈ એને સમાજશાસ્ત્રનું અધ્યયન કરવાની સારી તક મળી. ત્યાં એકબે સરસ ચોપડીઓ લખી એણે અમેરિકન વાચકો ઉપર ઉત્તમ છાપ પાડી. ચીની લેખક લિન્-યુ-ટાંગ સાથે લોકો એને સરખાવવા લાગ્યા.

ભારત આવ્યા પછી એણે કવિતા જાણે છોડી જ દીધી અને બધું ધ્યાન વૃત્ત-વિવેચન પર કેન્દ્રિત કર્યું. એમાં કૃષ્ણલાલની સ્વતંત્રતા, નિર્ભયતા અને સજ્જનતા — બધાં જ એક સાથે પ્રગટ થયાં. દેશપરદેશના રાજદ્વારી લોકોમાં એની તટસ્થતાની ઉત્તમ છાપ પડી. પત્રકારનો ધંધો છોડી સરકારી નોકરીમાં જવું એને માટે અઘરું ન હતું. પણ એને પત્રકારની સ્વતંત્રતા જ વધારે અનુકૂળ લાગી.

કૃષ્ણલાલ મને છેલ્લે મળ્યા તે બાળકો માટે લખેલ પોતાની અંગ્રેજી ચોપડી આપવા માટે. "The upside down Tree" એટલે ऊर्ध्वमूलं अधःशाखम्-વાળું સંસાર વૃક્ષ. એ ચોપડીમાં કૃષ્ણલાલની કલ્પનાશક્તિ અને બાલમાનસનું રંજન કરવાની ખૂબી બરાબર ખીલેલાં દેખાય છે.

મેં સાંભળ્યું છે કે હમણાં હમણાં એમણે ફરીથી કવિતાદેવીની ઉપાસના શરૂ કરી હતી પણ એ નવો ફાલ હજી મારી નજર આગળ આવ્યો નથી.

સ્વતંત્રતાના દિવસોમાં, અનેક ક્ષેત્રોમાં ભારતની ઉત્તમ સેવા કરવાની યોગ્યતા કૃષ્ણલાલમાં પરિપક્વ થઈ હતી. યથાકાળે આંતરરાષ્ટ્રીય રાજકારણમાં પણ એણે

પોતાનું સ્થાન મેળવ્યું હોત. પણ અકાળ મૃત્યુથી એ બધી શક્તિઓનો અને સુંદર તકોનો એકાએક અંત આવ્યો. અને પાછળ રહ્યો ફક્ત દારુણ વિષાદ.

આપણે આશા રાખીએ કે કૃષ્ણલાલની સુવાસ ફેલાવવાનું કામ એનાં નાનાં બાળકો યથાકાળે કરશે.

# ૯. કૌટુંબિક જીવનની સુવાસ*

ચિરગાંવ જવાની લાંબા વખતથી સેવાતી આશા હજી સુધી સફળ થઈ નથી. સને ૧૯૧૪માં જ્યારે હું સિંધમાં હતો ત્યારે એક દિવસ અચાનક એક નવજવાને મારા હાથમાં 'ભારત-ભારતી' પુસ્તક મૂક્યું. એનાં પાનાં ફેરવીને તેમાંનું પદ્ય વાંચું તે પહેલાં જ તે યુવકે 'ભારત-ભારતી'ની એવી તો પ્રશંસા કરવા માંડી કે હું તેના પ્રવાહમાં જ તણાવા લાગ્યો. તેને આગળ વધતો અટકાવવા મેં પુસ્તક વાંચવાનું શરૂ કર્યું. ત્યાં તો તે ભલા માણસે મારા હાથમાંથી પુસ્તક જ ખેંચી લીધું અને એકદમ પોતાની પસંદગીની કડીઓ એક પછી એક, પૂરા હાવભાવ સાથે, વાંચી સંભળાવવા માંડી.

આવી રીતે કોઈની પાછળ પાગલ બની જવું એ યુવકો માટે આશ્ચર્યની વાત નથી. હું પણ એક સમયે બંગાળના પ્રસિદ્ધ દૈનિક પત્ર 'વંદે માતરમ્'ના અગ્રલેખો ખૂબ જોશમાં આવીને આવી જ રીતે લોકોને વાંચી સંભળાવતો હતો.

આમ સને ૧૯૧૪માં શ્રી મૈથિલીશરણ ગુપ્તના નિવાસસ્થાન તરીકે ચિરગાંવનું નામ સાંભળ્યું હતું, પરંતુ આજ સુધી ચિરગાંવ જઈ શક્યો નથી. આ વર્ષે ઝાંસી સુધી જઈ આવ્યો પણ ચિરગાંવ ન જઈ શક્યો.

જોકે જે કવિ હોય છે અને આપણને ગમતા હોય છે તે બધાનાં નિવાસ-સ્થાન જોવા આપણે નથી જતા, પરંતુ શ્રી મૈથિલીશરણજીની રામભક્તિ તેમ જ કૌટુંબિક સ્નેહસંબંધ વિશે મેં એમ સાંભળ્યું હતું કે તેમના ઘરનું કૌટુંબિક વાતા-વરણ વાત કરવાની નહીં પણ અનુભવ કરવાની ચીજ છે.

ગયા ઑક્ટોબર મહિનામાં કાશીમાં શ્રી રાયકૃષ્ણદાસજીની કોઠીમાં કવિવરનાં દર્શન ફરીથી કર્યાં હતાં, પણ તેમનો ખરો પરિચય તો મને વર્ધાની મગનવાડીમાં તેમના ભાઈ અને સુકવિ સિયારામશરણજી મારફતે જ થયો. તે બંને ભાઈઓ વચ્ચેનો પરસ્પરનો ભ્રાતૃભાવ તે વખતે સૌથી પહેલો મારા ધ્યાનમાં આવ્યો. પૂજ્ય ગાંધીજી તરફ આ બંને ભાઈઓનો જે ભક્તિભાવ છે તે આજની રાજનૈતિક હિલચાલનું પરિણામ નથી, પણ તે તો આપણી આર્ય સંસ્કૃતિનું સ્વાભાવિક પરિણામ છે.

સિયારામશરણજી ભારે રસિક શ્રોતા છે. પોતાની રીતે આકર્ષક સંભાષણકર્તા

---

* શ્રી મૈથિલીશરણજી તેમ જ તેમના 'ભારત-ભારતી'નો પરિચય કરાવતો સને ૧૯૩૭માં લખાયેલો લેખ.

પણ છે, તેમ જ સ્નેહથી પરિપૂર્ણ મિત્ર છે. પોતાનો અભિપ્રાય, પોતાની રુચિ તેમ જ અરુચિ પૂરેપૂરી નમ્રતા અને એટલી જ સ્પષ્ટતાથી જણાવી દે છે, પરંતુ મતભેદને કારણે તેમના સ્નેહ કે સદ્ભાવમાં ક્યાંય કોઈ પણ પ્રકારની કમી આવતી નથી.

સિયારામશરણજી પોતે એક ઊંચી કક્ષાના કવિ તેમ જ વાર્તાલેખક છે. સંસ્કૃત સાહિત્યના અધ્યયનથી તેમની અભિરુચિ ખૂબ સૂક્ષ્મ અને પરિષ્કૃત બની ગઈ છે; તથા બુંદેલખંડના લોકો સાથે ઓતપ્રોત બની જવાને કારણે તેમની ભાષામાં માર્મિકતા અને સાદાઈ, બંને એકીસાથે, આવી ગયાં છે. જો કોઈ મને પૂછે કે સરળ હિંદી કેવી હોય છે તો હું તરત જ કહી દઈશ કે જે ગદ્યશૈલીમાં સિયારામશરણજી લખતા રહ્યા છે તેવી.

કોઈ કોઈ વખત પોતાની શૈલીમાં જરૂરિયાત કરતાં વધારે સંસ્કૃત શબ્દો દાખલ કરવાનો મોહ તેમને લાચાર બનાવી દે છે. પરંતુ તે તેમનો સ્વભાવ નથી. એમના લખાણમાં તો તે ભાગ એકદમ નોખો જણાઈ આવે છે.

કાશીના રાયકૃષ્ણદાસજી હિંદીમાં સંસ્કૃત શૈલીના એક પ્રસિદ્ધ અને સિદ્ધહસ્ત લેખક છે. તે આ ગુપ્ત કુટુંબના એકહૃદયી મિત્ર છે. મને તેમની તેવી સંસ્કારી શૈલી પણ પસંદ છે. હું પોતે રાયકૃષ્ણદાસજીની ગદ્યશૈલીનો પક્ષપાતી છું, પણ ફક્ત પોતાના સુખ પૂરતા જ તેમની શૈલીના ગ્રંથ ધ્યાનપૂર્વક વાંચું અને મારું ચાલે તો તેનું અનુકરણ પણ કરું. એવી શૈલી પ્રત્યે પ્રેમવશ હોવાને લીધે જ કુમારી દિનેશનંદિની ચોરડિયાનું ‘શબનમ’ વાંચ્યું હતું, પણ તેવી શૈલીનો પ્રચારક હું કદી ન બની શકું. સંસ્કૃત સાહિત્યને આપણે જરૂર પચાવીએ, સંસ્કૃતની સંસ્કારિતા આપણે જરૂર અપનાવીએ, પણ આપણી ભાષા તો આમવર્ગની પસંદગી પામેલી ભાષા જ હોવી જોઈએ.

અરે, મારે અહીં શૈલીની ચર્ચા ઓછી કરવી છે? મારે તો ચિરગાંવના કૌટુંબિક જીવનની સંસ્કારિતાની વાતો કરવી છે.

હું જ્યારે ગઈ વખતે કાશીના હિંદી સાહિત્ય સંમેલનમાં ગયો હતો ત્યારે શ્રી રાયકૃષ્ણદાસજીને ત્યાં ઊતર્યો હતો. ત્યાં મેં શ્રી મૈથિલીશરણજીને ખૂબ નજીકથી તેમના સાચા સ્વરૂપમાં જોયા. ગુપ્તજી અને કૃષ્ણદાસજી બંનેનાં કુટુંબ જાણે એક જ છે. ગુપ્તજીમાં નથી ગર્વ કે નથી અહંભાવ. આધુનિક ફેશનને તો તે સૂંઘ્યા પણ નથી. જો કોઈ તેમને ઘરના પોશાકમાં જુએ તો એમ જ કહી બેસે કે આ તો કોઈ ‘ગામડાનો ગમાર’ છે, પણ જો તેમની પાસે બેસીને કોઈ ઘડી બે ઘડી વાર્તાલાપ કરે તો તેમના આતિથ્યનો પ્રેમપાત્ર બની જશે અને તરત જ જોઈ લેશે કે આ તો ભારતીય સંસ્કૃતિના એક મહાન અને નિર્મળ પ્રતિનિધિ છે. જે ભાવ તેમના હૃદયમાં ઊઠે છે તેને તે ત્યાં ને ત્યાં જ વિના સંકોચે વ્યક્ત કરી દે છે. તેમની વાતચીતમાં જે સંસ્કારિતા છે તે કાંઈ બાહ્ય શિષ્ટાચારને કારણે આવેલી નથી, તે (?) ગુપ્તજીના સ્વભાવમાં જ વણાઈ ગયેલી છે. ‘ભારત-ભારતી’માંનું

દેશાભિમાન, 'દ્વાપર'માંની સંસ્કારિતા અને 'સાકેત'માંની સાહિત્યરસિકતા, એ કાંઈ ઉપરથી ઓઢાડેલી ચાદર જેવાં નથી.

બસ, એક વાત મને ખૂબ જ ખટકે છે. મૈથિલીશરણજી તથા સિયારામશરણજી બંને તમાકુના બેહદ શોખીન છે, ભારે ભક્ત છે. આવા સાચા કવિ તમાકુ જેવી અરસિક અને શ્રી-હીન વસ્તુના અભ્યાસી કેવી રીતે હોઈ શકે એ વાત મારી સમજમાં ઊતરતી જ નથી. ગમે તેમ હોય, પણ આ એમનું પરંપરાગત વ્યસન છે અથવા તો કોઈએ તેમને આ વ્યસનની દીક્ષા આપી છે. પણ મને વિશ્વાસ છે કે આટલી રામભક્તિ, સંસ્કૃતિનિષ્ઠા, સાહિત્યરસિકતા અને બચ્ચાંઓ તરફનો સરળ પ્રેમ તેમને તમાકુની આ ગુલામીમાંથી મુક્ત કરાવશે.

શ્રી જવાહરલાલજી તથા સરદાર વલ્લભભાઈ પણ એક વખત આ વ્યસનના અનન્ય ભક્ત હતા. એક વખત સ્વ. મોતીલાલજી કહેતા હતા કે જવાહર તો કોઈ કારખાનાની ચીમનીની જેમ આખો દિવસ પોતાના મોંમાંથી ધુમાડો કાઢતા હતા પણ જ્યારથી તે ગાંધીજીના સંબંધમાં આવ્યા ત્યારથી આ બધું તેમણે છોડી દીધું છે. સરદાર પટેલની કહાણી પણ એવી જ છે. મહાનુભાવોમાં એટલું સંકલ્પ-સામર્થ્ય તો હોય જ છે.

આજ સુધી હું ચિરગાંવ ગયો નથી. તોપણ એમ તો ન જ કહી શકું કે ગુપ્ત કુટુંબનો મને પરિચય નથી. આ ગુપ્ત ભાઈઓ એટલા સરળ, એટલા સ્નેહાળ અને એટલા સાત્ત્વિક છે કે તેમનો સહવાસ કોઈ પણ વ્યક્તિને, કોઈ પણ પ્રસંગે, પ્રિયકર અને પથ્યકર જ થાય.

માર્ચ, ૧૯૪૦

*

તેર-ચૌદ કરોડ લોકોની હિંદી ભાષામાં અદ્વિતીય કવિ તરીકે ખ્યાતિ મેળવવી એ કાંઈ સહેલી વાત નથી. શ્રી મૈથિલીશરણ ગુપ્ત વયની રીતે 'વન'માં પ્રવેશી ચૂક્યા છે. હિંદી જનતાએ એમનો સુવર્ણ મહોત્સવ ઠેકઠેકાણે ઊજવ્યો હતો અને એમના પ્રેમીઓએ એમના બહુમાન અર્થે એક 'મૈથિલી માનગ્રંથ' તૈયાર કરીને કાશી ક્ષેત્રમાં મહાત્માજીને હસ્તે એમને અર્પણ કર્યો. ૧૯૧૦-૧૧ની સાલથી આ પ્રતિભાવાન કવિએ પોતાની કાવ્યરચનાનો પ્રારંભ કર્યો. પણ આખા હિંદુસ્તાનમાં એમની જે ખ્યાતિ પ્રસરી તે ૧૯૧૩ની સાલમાં પ્રસિદ્ધ થયેલા એમના 'ભારત-ભારતી'ને કારણે.

'ભારત-ભારતી' લખીને મૈથિલીશરણે એક ક્ષણમાં ભારતીય જનતાના હૃદયમાં પોતાનું આસન દૃઢ કરી લીધું. બંગ-ભંગની ચળવળને કારણે દેશભરમાં જે જાગૃતિ ઉત્પન્ન થઈ અને લોકોમાં આર્ય સંસ્કૃતિ વિશે જે ગર્વ, આદર અને આત્મવિશ્વાસ ઉત્પન્ન થયાં તેને વ્યક્ત કરનાર કોઈ સમર્થ કવિ હોવો જ જોઈતો હતો. ભારતીય સંસ્કૃતિનું કલામય રીતે જે આકલન કરે, સાંપ્રત સમાજને જે પ્રેરણા

આપે અને ભવિષ્યકાળનું ચિત્ર ઉજ્જવળ રૂપે લોકો સમક્ષ રજૂ કરે તેને લોક-હૃદય સ્વાભાવિક રીતે રાષ્ટ્રકવિ કહી તેનું સ્વાગત કરે જ. કર્મવીર ગાંધીજીએ 'હિંદ સ્વરાજ' લખી જેવી રીતે પોતાની ભારતીય સંસ્કૃતિની કલ્પના અને સ્વરાજ-પ્રાપ્તિની સાધના થોડા લોકો સમક્ષ મૂકી તેવી જ રીતે કલ્પનાવીર ગુપ્તજીએ ભારતીય પ્રાચીન વૈભવ, વર્તમાન અધઃપાત અને ભવિષ્યકાલીન આશા—એનું ઉદ્‌બોધન કરતું આ ભવ્ય કાવ્ય લખ્યું છે. 'ભવ્ય' એ જ વિશેષણ આ રાષ્ટ્રીય કાવ્યને માટે યોગ્ય છે.

"हम कौन थे, क्या हो गये हैं और क्या होंगे अभी।
आओ विचारे आज मिलकर ये समस्याऐं सभी ॥"

આમ કહી કવિ વાચકોને પોતાની સાથે ભારતીય સંસ્કૃતિનું સિંહાવલોકન કરાવવા ખેંચી જાય છે. ઓગણીસમી સદીના અંત સુધીમાં જે કાંઈ સંશોધન થયું હતું, ઈતિહાસ લખાયો હતો અને ભારતીય શ્રેષ્ઠતા સિદ્ધ કરવામાં આવી હતી તે સર્વનો ઉપયોગ કરીને કવિએ પોતાનો अतीत ખંડ શણગાર્યો છે.

સ્વાભિમાનના શિખર પર પહોંચ્યા પછી वर्तमान ખંડને જોતાં કવિનું હૃદય ભરાઈ આવ્યું. એ કહે છે—

"जिस लेखनीने है लिखा उत्कर्ष भारतवर्षका
लिखने चली अब हाल वह उसके अमित अपकर्षका।
जो कोकिला नंदन विपिन में प्रेम से गाती रही
दावाग्नि दग्धारण्य में रोने चली है अब वही।"

કવિનો वर्तमान ખંડ જાણે કરુણ વિલાપનો એક અખંડ સ્રોત છે. પોતાના વ્યવસાયબંધુને ઉદ્દેશીને કવિ કહે છે:

"कविकर्म कामुकता बढ़ाना रह गया देखो जहां
वह वीररस भी स्मरसमरमें हो गया परिणत यहां।"

"अश्लील ग्रंथो से हमारा शील चौपट हो रहा।"

અને છેવટે એમને ઉદ્દેશીને ગુપ્તજી કહે છે,

"करते रहोगे पिष्टपेषण और कबतक कविवरो।
कच-कुच-कटाक्षों पर अहो अब तो न जीते जी मरो
है बन चुका शुचि अशुचि अब तो कुरुचिको छोडो भला
अब तो दया करके सुरुचिका तुम न यों घोंटो गला।"
"केवल मनोरंजन न कविका कर्म होना चाहिये.
अुसमें अुचित अुपदेशका भी मर्म होना चाहिये।"
धैर्यच्युतों को धैर्यसे कवि ही मिलाना जानते
वे हि नितान्त पराजितों को जय दिलाना जानते।"

"मृत जाति को कवि ही जिलाते रससुधा के योग से
पर मारते तुम हमे अुलटे विषयके रोगसे।"
"संसार में कविता अनेकों क्रान्तियाँ है कर चुकी
मुरझे मनों में वेग की विद्युत् प्रभाअें भर चुकी।"

અને અંતે ભક્તિનમ્ર બનીને કવિ ઈશ્વરપ્રાર્થના કરે છે:

"अिस देश को हे दीनबन्धो! आप फिर अपनाअिये
भगवान् भारतवर्षको फिर पुण्यभूमि बनाअिये
सीतापते! सीतापते! यह पापभार निहारिये
अवतीर्ण हो कर धर्मका निज राज्य फिर फैलाअिये।"

એક રીતે જોઈએ તો 'ભારત-ભારતી' એ કોઈ કાવ્ય નહીં પણ હિંદુસ્તાનનું સાંસ્કૃતિક દુંદુભિ છે. મૈથિલીશરણ પહેલાંની હિંદી કવિતા ઘણીખરી વ્રજ ભાષામાં જ લખાઈ છે. આધુનિક હિંદી જે ખડી બોલી કહેવાય છે તે કેવળ ગદ્યને જ ઉપયોગી એમ મનાતું. મૈથિલીશરણે સિદ્ધ કરી બતાવ્યું કે આજની ખડી બોલી પણ કાવ્યાનુકૂળ છે અને વળી ઓજસ્વિની તથા રસવતી પણ છે. નવી શૈલીના આદ્ય કવિ તરીકે માન મેળવવું અને એક તપ (બાર વર્ષ) પછી પણ એ શૈલીના સર્વશ્રેષ્ઠ કવિ તરીકેની એ કીર્તિ કાયમ રાખવી એ કંઈ સામાન્ય વાત નથી. 'ભારત-ભારતી' પછી ગુપ્તજીએ ૧૬-૧૭ સારા સારા કાવ્યગ્રંથો લખ્યા છે. એમનું 'જયદ્રથ વધ' સર્વત્ર લોકપ્રિય છે જ, 'સિદ્ધરાજ'માં એમણે મધ્યકાલીન ઈતિહાસને સરસ રીતે જમાવ્યો છે. 'યશોધરા' લખીને બૌદ્ધપર્વને પોતાની અંજલિ અર્પણ કરી છે, પણ એમની વિશેષ કીર્તિ 'સાકેત' અને 'દ્વાપર' એ બે કાવ્યોએ જ પ્રસરાવી છે. 'સાકેત' એ નવી ઢબે લખેલ રામાયણ જ છે, ભાષા અતિશય સાદી અને વેગવતી છે. બૌદ્ધપર્વમાં જે પ્રમાણે એમણે 'યશોધરા'ને આગળ આણી છે તેમ 'સાકેત'માં વાલ્મીકિ રામાયણની ઊર્મિલાની થયેલી ઉપેક્ષા ધ્યાનમાં લઈને તેમણે તેનું ચિત્ર પોતાની ઊર્મિલ શૈલીથી ઉઠાવદાર બનાવ્યું છે.

કૈકેયીનાં કરતૂત જોઈ ક્રોધે ભરાયેલ લક્ષ્મણ જ્યારે 'આજ મેરા ધર્મ રાજદ્રોહ' કહીને ગર્જીને પૃથ્વીને ધ્રૂજાવે છે ત્યારે કવિના તદ્દન સાદા શબ્દોમાં પણ કેવી શક્તિ આવી વસે છે તેનો સારો ખ્યાલ આવે છે. જુઓ આ ચાર કડી –

तात राज्य नहीं क़िसीका वित्त
वह अुन्हीं के सौख्यशान्ति निमित्त
स्ववलि देते हैं अुसे जो पात्र
नियतशासक लोक सेवक मात्र।

કૈકેયીને ઉદ્દેશીને લક્ષ્મણ કહે છે –

हा! अराजक भाव, जो था पाप
कर दिया है पुण्य तुमने आप

राजपद ही क्यों न अब हट जाय?
लोभ मोहका मूल ही कट जाय
कर सके कोई न दर्प न दंभ
सब जगत में हो नया आरंभ
विगत हों नरपति रहे नर मात्र
और जो जिस कार्यके हों पात्र—
वे रहे अुस पर समान नियुक्त
सब जियें ज्यों अेक ही कुलभुक्त

કવિની છેક તાજી કાવ્યકૃતિ ‘द्वापर’ છે. એમાં શ્રીકૃષ્ણ, રાધા, યશોદા, નારદ, ગોવાળિયા, ઉગ્રસેન, કંસ, અક્રૂર, કુબ્જા, ઉદ્ધવ વગેરે પાત્રોને મોંએ પોતાના વિચારો વ્યક્ત કરાવી, મૈથિલીશરણે ખૂબ જ રંગ જમાવ્યો છે. ‘द्वापर’ વાંચતાં મને તો ખલિલ જિબ્રાનના ‘જિસસ, ધી સન ઑફ મૅન’ એ સુંદર કૃતિનું સ્મરણ થયું.

*

આવા આ કવિના બનારસના બહુમાન પ્રસંગે હાજર રહેવાનો સુયોગ મળવાથી એમને ચાર પ્રશ્નો પૂછવાની મેં તક લીધી. આદર્શ ગૃહસ્થાશ્રમી તરીકે મૈથિલીશરણજીની સારી ખ્યાતિ છે. રામોપાસના જેમનો કુલધર્મ છે એમનો ગૃહસ્થાશ્રમ સુંદર હોવો જ જોઈએ. એક દિવસ ચિરગાંવ, ઝાંસી આવી જવાનુ મૈથિલીશરણજીનું અને એમના પ્રેમાળ બંધુ સિયારામશરણજીનું કાયમનું આમંત્રણ છે છતાં ત્યાં જવાનું બન્યું નથી. એટલે બનારસમાં જ મેળાપ સાધી એમની પાસે મેં મારા પ્રશ્નો મૂકયા. આ આર્યકવિમાં કવિના જીવનકાર્ય વિષયે ઉચ્ચ ભાવ હોઈને જ પોતાને વિશે ગર્વ જેવું કંઈયે નહોતું. રાયકૃષ્ણદાસજી જેવા કલારસિક અને સાહિત્યરસિક સજ્જનને જેમણે પોતાના કાયમના મિત્ર બનાવ્યા, મુનશી અજમેરી જેવા રાજપૂત મુસલમાન કવિ અને ભાષાકોવિદને પોતાના ભાઈ બનાવ્યા, અને સિયારામશરણ જેવા સહોદરને પોતાના જેવા કવિ અને વાર્તાલિખક બનાવ્યા એમની પોતાની કાવ્યોપાસના કેવા પ્રકારની છે એ સમજી લેવા મેં સહજ પ્રશ્ન મૂકયો.

પ્રશ્ન — આપને કવિતા લખવાની પ્રેરણા કેમ થઈ?

મૈથિલીશરણ: કવિતા પણ એક માદક વસ્તુ છે. પ્રથમ તો મેં સહજ વિનોદ સમજી, અથવા કુતૂહલ સમજી કવિતાનો આરંભ કર્યો, પણ એણે મને પોતાને અધીન બનાવી દીધો. મારા વડીલ અમારા કુલદેવને ઉદ્દેશીને કવિતા કરતા. મને પણ એમની પેઠે સ્તુતિ અથવા ગુણગાન કરવાની ઇચ્છા થઈ. એ ઇચ્છા જ પ્રેરણા બની, પરંતુ એની પરિણતિ આત્મનિવેદનમાં — આત્મસમર્પણમાં થઈ.

આટલા ટૂંકા ઉત્તરથી મને સમાધાન મળ્યું નહીં, એટલે મેં એમને ફરીને પૂછયું:

પ્રશ્ન – કાવ્યના ક્ષેત્રમાં આપને જે અસાધારણ સફળતા મળી છે તેનું કારણ મારે આપની પાસેથી જોઈએ છે.

ઉત્તર – પ્રત્યેક કવિ પોતાના ભાવ પોતાના કાવ્યમાં વ્યક્ત કરતો હોય છે. મેં વ્યક્ત કરેલા ભાવો પ્રત્યે મારા વાચકોની જે સહાનુભૂતિ છે તે જ, મને લાગે છે કે જે થોડીઘણી સફળતા મળી છે તેનું કારણ છે.

કવિએ સર્વ શ્રેય પોતાના વાચકોને આપ્યું એટલે સમજવું જોઈએ કે એ વિષય ઉપર વધુ પૂછવાનો અર્થ નથી. કવિએ ખૂબ નમ્રતાથી જે કહ્યું તે જ બીજા શબ્દોમાં કહેવાય કે આ કવિ પોતાના સમાજની અને પોતાની પેઢીની આકાંક્ષાઓના પ્રતિનિધિ છે, એટલે જ એમને આટલી સફળતા મળી છે.

આ પછી મેં બીજી બાબત લીધી અને પ્રશ્ન શરૂ કર્યા.

પ્રશ્ન – આપની કાવ્યવૃત્તિ પર જીવનની કઈ ઘટનાનો વિશેષ પ્રભાવ પડયો છે?

મને લાગ્યું હતું કે આ પ્રશ્નથી તો કવિ થોડી સરખી આત્મકથા ઉખેળશે, પણ તેઓ તો તત્ત્વજ્ઞાનમાં જ ઊતર્યા અને બોલ્યા :

ઉત્તર – વિશેષત: જે ઘટના જીવનને બાધક હોય તેવી ઘટનાનો જ પ્રભાવ પડયો છે. સાધક ઘટના-અનુકૂલ અથવા પોષક ઘટના-વિશ્રાંતિ આપે છે. ક્રાન્તિ તો કેવળ બાધક ઘટનામાંથી જ થાય છે.

'आपद: – सन्तु न शश्वत्' કહેનાર કુંતીની ભૂમિકા કવિને માન્ય લાગે છે.

કવિના પૂર્વાચાર્ય કોણ છે એ જાણી લેવાને મેં એમને પૂછ્યું:

પ્રશ્ન – આપે કયા કયા પૂર્વકવિઓનું અધ્યયન કર્યું છે, અથવા પ્રથમ પ્રથમ આપે કોનું અનુસરણ કર્યું?

ઉત્તર – ઘણાનું, પણ એમનું અધ્યયન ન કહેતાં વાચન કહેવું જોઈએ. તેઓમાં મુખ્ય ગણાય તુલસીદાસ અને કાલિદાસ. તુલસીદાસજીને ચરણે હું મારું મસ્તક ધરું છું અને કાલિદાસને મસ્તક પર ધારણ કરું છું.

આટલો ટૂંકો ઉત્તર આપીને પોતાનો મર્મ પ્રગટ કરવાની કવિની હથોટી જોઈને હું ખુશ થયો. પછી પ્રશ્ન કાઢયો કવિતાની શૈલીનો.

પ્રશ્ન – આપની પહેલાં પણ કોઈએ ખડી બોલીમાં કવિતા લખી હતી કે?

ઉત્તર – મેં બહુ જ થોડા લોકોની કવિતા વાંચી છે. પૂજ્ય દ્વિવેદીજી ('સરસ્વતી'ના વિખ્યાત માજી સંપાદક સ્વ. મહાવીરપ્રસાદ દ્વિવેદીજી) એમાં મુખ્ય છે. પંડિત શ્રીધરજી પાઠકની સફળતા મારે મતે વ્રજભાષામાં જ છે.

હું હૈદરાબાદ – સિંધ – ની જેલમાં હતો ત્યારે મૈથિલીશરણજીએ મને પોતાનું 'સાકેત' મોકલ્યું હતું. અમારા વૉર્ડમાં વાંકાં શિંગડાંવાળું એક હરણ હતું, તેને રમતાં-કૂદતાં જોતાં જોતાં મેં 'સાકેત' વાંચી કાઢયું હતું, એનું સ્મરણ થતાં જ મેં પૂછ્યું :

પ્રશ્ન – આપે 'સાકેત'માં ઊર્મિલાને જે સ્થાન આપી દીધું છે તેનું કારણ 'કાવ્યેર ઉપેક્ષિતા' એ રવીન્દ્રનાથનો બંગાળી નિબંધ હશે, નહીં?

ઉત્તર–હા, અમારા કુળમાં સીતારામની ઉપાસના હોવાને કારણે રામચરિત્ર ઉપર હું કાંઈક ને કાંઈક લખત જ અને એમાં ઊર્મિલાની ચર્ચા પણ આવી હોત. એમ હોવા છતાં 'સાકેત'માં તેને જે સ્થાન મળ્યું છે તે ગુરુદેવના એ લેખ પરથી જ. (શાંતિનિકેતનમાં રવીન્દ્રનાથને ગુરુદેવ કહે છે.) મૂળ લેખ મેં વાંચ્યો નથી, એ કાળે હું તો એ વાંચી શકત જ નહીં. પૂજ્ય દ્વિવેદીજીએ એ લેખને આધારે એમના 'સરસ્વતી'માં એક લેખ લખેલો તે જ મેં વાંચેલો.

મૈથિલીશરણજીએ ત્યાર પછી કેટલીયે ઉત્કૃષ્ટ કવિતા લખી છે છતાં લોકો એમને 'ભારત-ભારતી'ના કવિ તરીકે જ ઓળખવાના.

એક દિવસ ગાંધીજીને મેં કહ્યું હતું કે "દક્ષિણ આફ્રિકાથી હિંદ આવીને આપે કાર્ય શરૂ કર્યા પહેલાં 'હિંદ સ્વરાજ' લખ્યું છે. હવે આટલાં વર્ષોના અનુભવ પછી આપ 'હિંદ સ્વરાજ' ફરીને નવું કેમ નથી લખી દેતા?" એવો જ પ્રશ્ન મેં ભૈય્યાજીને પૂછ્યો. (કુટુંબ-પરિવારમાં મૈથિલીશરણજી આ નામે ઓળખાય છે.)

પ્રશ્ન–જો આજે આપ 'ભારત-ભારતી' મૈથિલીશરણજી લખવા બેઠા હો તો એમાં કઈ કઈ બાબત આવે?

ઉત્તર–ઠીક तो तब ही कहा जा सकता है जब आज उसे लिखने बैठूं, પરંતુ એટલું તો નક્કી કે એનું આ સ્વરૂપ રહ્યું ન હોય. એક ઉદાહરણ આપું– 'ભારત-ભારતી'માં મેં ઈસુ વિશે નીચે પ્રમાણે લખ્યું છે:

था हिंदुओंका शिष्य ओसा यह पता भी है चला
ओसाअियोंका धर्म बहुधा बौद्ध सांचे में ढला।

કેટલાય દિવસ પછી મારા 'હિંદુ' કાવ્યમાં મેં આ જ વસ્તુ રજૂ કરી છે:

ओसा महापुरुष है मान्य
क्षमामूर्ति हतवीर वदान्य
धर्मविषयमें वही सुपात्र
है अिस भारतके ही छात्र।

આ પછી ફરીને જ્યારે ઈસુ વિશે લખવાની મને સ્ફુરણા થઈ ત્યારે મને કહેવું સારું લાગ્યું કે

धन्य धन्य हम जिनके कारण
लिया आप प्रभुने अवतार
किन्तु त्रिवार धन्य वे, जिनको
दिया अेक प्रिय पुत्र अुदार।

પોતાના દેશના ઈસુ સંબંધનો અભિપ્રાય આવો જ પરિણત નથી થયો શું? હવે તેઓશ્રી ઈસુનાં જીવન, કવન, અને બલિદાનને એમના નામે ચાલેલા ધર્મથી જુદાં જ જુએ છે તેવો ભૈય્યાજીએ ઉપર બતાવેલો વૃત્તિવિકાસ મને ખૂબ જ ગમ્યો.

મારી મુલાકાત અહીં જ પૂરી થવી જોઈએ, પણ મને કેટલાક વર્તમાનપત્રી પ્રશ્ન સૂઝયા. મેં પૂછ્યું:

પ્રશ્ન – આપ આ યુગના પ્રતિનિધિ કવિ છો. આપે કયા કયા કાવ્યમાં આ યુગનો સંદેશો આપ્યો છે?

ઉત્તર – મારે એટલું જ કહેવું જોઈએ કે કોઈ પણ યુગમાં મેં પોતાના યુગને વિસાર્યો નથી, પછી તે દ્વાપર હોય કે ત્રેતા. જ્યારે હું કોઈ ઐશ્વર્યપૂર્ણ પ્રદેશમાં પ્રવેશ કરવાનો પ્રયત્ન કરું છું ત્યારે મારી બુદ્ધિ મને એમ જ કહે છે કે

"मैं सूनती हूँ बहु दूर देश है अपना
तुम अुसे देख, घर भूल न जाना अपना।"

પ્રશ્ન – હવે પછી કવિતા ખડી બોલીમાં જ થવી જોઈએ કે વ્રજભાષામાં, કે બંનેમાં?

ઉત્તર – મને લાગે છે કે વ્રજભાષામાં. પણ જ્યારે કવિતાનો પ્રારંભ થયો ત્યારે તેના પહેલાંની ભાષા સંબંધી પણ આવો જ પ્રશ્ન થયો હશે. લૌકિક અને વૈદિક સંસ્કૃત વિષયે પણ આવો જ પ્રશ્ન ઊઠયો હોવો જોઈએ, પરંતુ આજે પણ સંસ્કૃતમાં કવિતા થાય છે અને હું કેમ કહું કે વ્રજભાષામાં ન થાય? હું પોતે વ્રજભાષામાંની રચના પણ ખૂબ પ્રેમથી વાંચું છું. મેં એક જ રચના મારી ભાંગી-તૂટી વ્રજભાષામાં કરી છે. અને તે આ જ વિષય પર છે. તેનો થોડો અંશ તમને સંભળાવું –

व्रजभाषे, हौं भूल सकत कबहूँ नहि तोकौं
तेरी महिमा और मधुरिमा मोहति मोकौं
रस गोरस की धार बही है जाके अूपर
जनमी है तूं सुकृतसालिनी अैसी भू पर।
माखन-मीसरी पाय पली है वड़भागिन तूं
राग भरी है सहजसुरीली सुररागिन तूं।
तैंने कैसे सरस-सलौंने ग्रन्थ लिखायें,
प्रेमभक्ति के हावभाव सव हम दिखाये,
पै अव हा। वह समय कवहूँ को वीत गयो है
गोरस को भंडार हमारी रीत गयो है
तन सौं मन सौं हाय सर्व परतन्त्र वने हैं
जंत्र मनुज वनि गये, मनुज जड़ तंत्र वने हैं
जो यह तेरी वहिन 'खड़ी' है तेरे आँगे
दे या कों आसीस और अव हम का माँगे?
या कों पालन भयौ याहि जुग में है, तातें
यातें याको छिपी न रहैं वातें घातें।

છેલ્લે ઊઠતાં ઊઠતાં અમારો ઠરાવિક પ્રશ્ન એમની પાસે મૂકયો. કારણ મૈથિલીશરણજીના કાવ્યમાં આર્યસંસ્કૃતિનું અભિમાન ખૂબ ધબકી રહ્યું છે.

પ્રશ્ન – હિંદીમાં સહેલા અરબી–ફારસી શબ્દોનો પણ બહિષ્કાર કરનાર એક પક્ષ છે, એ સંબંધે આપનો શો અભિપ્રાય છે?

ઉત્તર: જે પરદેશી શબ્દ આપણી ભાષામાં મળીને એકબીજ થઈ ગયેલ છે તેને 'પાણીચું' આપવાની જરૂર નથી. એનો પર્યાય પણ વાપરવાની સ્વતંત્રતા આપણને છે જ. પરંતુ જ્યારે કોઈ 'કલમ' જેવા સાદા શબ્દનો પણ ફારસી ઉચ્ચાર કરીને 'ક઼લમ' બોલવામાં ગૌરવ લે છે ત્યારે મને શરમ આવે છે. હિંદી-ઉર્દૂ સેળ-ભેળ કરીને આપણે ત્રીજી ભાષા કરવાની નથી. હિંદી આગળ કેવળ ઉર્દૂનો જ પ્રશ્ન નથી. બંગ, કલિંગ, મહારાષ્ટ્ર, સૌરાષ્ટ્ર આદિ પ્રાંતોની ભાષાઓને પણ તેણે ધ્યાનમાં લેવી જોઈએ. સહેની સંસ્કૃતની મદદથી જ હિંદી ભાષાની નજીક જઈ શકાય.*

ફેબ્રુઆરી, ૧૯૩૭

## ૧૦. ચાચાજીને હૃદયમાં વાવવા જોઈએ*

"'ચાચાજી,' સંત ગુરુદયાલ મલ્લિક ઉત્તર સિંધના રહીશ હતા; કવિવર રવીન્દ્રનાથ, હિંદ ભક્ત, ભારતપ્રેમી ઍન્ડ્રૂઝ અને મહાત્મા ગાંધીના પ્રસંગમાં આવ્યા; સિંધ-પંજાબના સૂફીઓની અસર તળે ખીલ્યા; એવા જ પણ હિંદુ સંસ્કૃતિ તળે ઊછરેલા બંગાળના બાઉલ સંપ્રદાયના લોકો અને એમનાં સાહિત્ય તરફ આકર્ષાયા; અંગ્રેજી ભાષા અને સાહિત્ય ઉપર પ્રભુત્વ મેળવી, ધર્મ, સાહિત્ય અને સંત-સંસ્કૃતિ વિશે સરસ લેખો લખી એમણે નામના મેળવી; પશ્ચિમના ક્વેકર સંપ્રદાયના લોકોનું ધ્યાન ખેંચી, અમેરિકા અને યુરોપમાં ફરી આવ્યા; બધા ધર્મો પ્રત્યે એમનો સરખો આદર હતો; પ્રેમાળ ભક્ત અને નિષ્કામ સમાજસેવી હોવાને કારણે અને ગરીબો પ્રત્યે ખાસ પક્ષપાત હોવાને કારણે, અસંખ્ય લોકોનાં ઘરમાં એમને પ્રવેશ મળ્યો; અને એમની અનન્ય ભક્તિને કારણે, અસંખ્ય કુટુંબો ઉપર એમનો ભારે આધ્યાત્મિક પ્રભાવ હતો. બાળકોને તો તેઓ પોતાના ખાસ દોસ્ત જેવા લાગતા" આટલું કહીએ એટલે ગુરુદયાલ મલ્લિકનો આપણે પરિચય પામ્યા અને એમના પ્રત્યે આપણી હાર્દિક શ્રદ્ધાંજલિ આપણે આપી એમ કોઈ માને તો એની સામે તકરાર કરવા અવકાશ નથી.

ગાંધી-ટાગોર યુગના આ એક અસાધારણ ભક્ત-કવિ-સેવકનો આના કરતાં વધારે પરિચય શો અપાય? આપણા આ યુગનાં અનેક ક્ષેત્રોમાં કેટલી બધી સારી

* મરાઠી 'વિહંગમ'માંથી

સારી વિભૂતિઓ પેદા થઈ છે કે એ યુગનો સાંસ્કૃતિક ઇતિહાસ કોઈ લખે તો એમાં કોઈના નામને સ્થાન મળે અને એનાં વ્યક્તિત્વનું કે અધ્યાત્મનું, ચાર-છ શબ્દોમાં ચિત્ર મળે તો બહુ થઈ ગયું, એમ જ માનવું જોઈએ.

આપણા આ યુગમાં સારા સારા લોકો કોણ થઈ ગયા એટલું જ જો ભવિષ્યની પેઢીને આપણે જણાવવા માગના હોઈએ, અથવા 'આવા એક પ્રેમાળ ભક્ત સેવકના પરિચયમાં આવ્યા હતા માટે એને પૂરતી શ્રદ્ધાંજલિ અર્પણ કરીએ' એટલું જ જો કોઈને લાગતું હોય તો ઉપરની વિગતો અને એમાંથી ઊપજતું ચિત્ર બસ ગણાવું જોઈએ.

પણ ચાચાજી જેવા પ્રભુપ્રેમી (અને એટલા જ માનવપ્રેમી) વિભૂતિને કુદરતે કુલ ૭૪ વરસનું આયુષ્ય આપ્યું એટલાથી આપણને સંતોષ ન થવો જોઈએ. આપણે એમને પોતાના હૈયામાં — અને આપણા પછી આવનાર અસંખ્ય લોકોનાં હૈયામાં — જીવતા રાખવા જોઈએ.

એને માટે એમના જીવનની બાહ્ય ઘટનાઓ જાણવી પૂરતું નથી. એમનું ચારિત્ર્ય કેમ ઘડાયું, એમનાં હૈયામાં પ્રભુભક્તિનો ઉદય કેમ થયો? માનવસહજ નબળાઈઓ ઉપર તેઓ વિજય કેમ મેળવી શકયા — એ બધું આપણે જાણી લઈએ તો ચાચાજી આપણા હૈયામાં બેસીને આપણને આજે પણ મદદ કરી શકે.

અને પુનર્જન્મમાં માનનારા આપણે — જન્મપરંપરાના સિદ્ધાંતના અનુભવી આપણે — જોઈ શકીએ છીએ કે કેટલીક સિદ્ધિઓ તો આ જ્ઞાની ભક્ત, પોતાના જન્મ સાથે જ, પૂર્વજન્મની મૂડી તરીકે લઈ આવેલા. કોઈ લક્ષ્મીપતિના દીકરાને સારીસરખી મૂડી ઉપર અસાધારણ કમાણી કરવાની તક મળે છે, તેમ જ અધ્યાત્મનાં ક્ષેત્રમાં, પૂર્વજન્મની કમાણી ઉપર માણસ સહેજે ઘણે ઊંચે ઠેકાણે પહોંચી જઈ શકે છે.

દુનિયાના સંતસેવકો જયારે પ્રભુભક્તિમાં ઓતપ્રોત થઈ જાય છે, ત્યારે એમના મોઢામાંથી એની મેળે વિરહની, તેમ જ પ્રભુના સહવાસની, લાગણીભરી કવિતા એની મેળે ફૂટી નીકળે છે. બધા ધર્મોના સંતોની આવી વાણી એ તો દુનિયાનો મોટો ખજાનો છે અને સાધકોને એમાંથી કેટલીયે પ્રેરણા મળે છે.

પણ સંતવાણીનું પૂરું રહસ્ય સમજવા માટે એ સંતના આંતરિક જીવનનો થોડો ખ્યાલ આપણી પાસે હોવો જોઈએ એ એક વસ્તુ; અને આપણે જો એવા જ (મોળા કે આકરા) સાધક હોઈએ તો તો આપણી મૂંઝવણો અને આપણા અનુભવો પણ આપણને સંતવાણી સમજવામાં ઘણી મદદ કરી શકે છે, એ બીજી વસ્તુ.

તેથી ચાચાજીની વાણીનો સંગ્રહ કરી એનાં ભાષ્ય તરીકે એમના જીવનના વિકાસ સમજાવનાર સાહિત્ય આપણી પાસે હોવું જોઈએ.

અને જો એમના જ જેવો કોઈ સાધક અને ભક્ત પોતાના જીવનાનુભવની મદદથી ચાચાજીની વાણીનું રહસ્ય આપણને સમજાવે તો તો પૂછવું જ શું?

ચાચાજી જેવા ભારતીય સંતો પોતાને વિશે કશું લખે નહીં. એમને જો બોલતા કરવા હોય તો એમનો સહવાસ જેમને મળ્યો છે તેમણે જાણવું જોઈએ કે 'ચાચાજી જેવા કેટલાક સંતો સ્વભાવે કેળવણીકાર હોય છે.' કેળવણીકાર પાસેથી કાંઈ મેળવવું હોય તો એમને એમના આત્માનુભવ વિશે શુદ્ધ જિજ્ઞાસાથી પૂછવું જોઈએ. સાચો કેળવણીકાર જ્ઞાનદાતા હોઈ, જિજ્ઞાસાને અતૃપ્ત ન જ રાખી શકે. સદ્ભાગ્યે ચાચાજીના પ્રસંગમાં આવેલા એક દંપતીએ, પોતાની ભક્તિને જોરે, ચાચાજીને બોલતા કર્યા છે. અને એ રીતે એમને જ મોઢેથી એમનાં વ્યક્તિત્વનો, જીવન-સાધનાનો અને ઈશ્વરનિષ્ઠાનો ચિતાર આપણને આપ્યો છે.

આ ચિતાર આજે ગુજરાતીમાં છે એનું હિંદી અને અંગ્રેજી સહેજે થઈ શકે છે.

ચાચાજીની કેટલીયે કવિતા ખોવાઈ ગઈ. એનું દુઃખ કરવા કરતાં જે ઉપલબ્ધ છે એનો પૂરો ઉપયોગ કરવો જોઈએ.

ચાચાજી અંગ્રેજી સાહિત્યના ઉપાસક અને સેવક પણ ખરા. એમણે પોતાની કવિતાનું પોતે જ અંગ્રેજી પણ કરી આપ્યું છે. અને અંગ્રેજી અનુવાદમાં, કોક કોક ઠેકાણે એકાદ વધારાની છટા પણ ઉમેરી છે. એ કવિતામાં એમની સૂફી મનોવૃત્તિ તો પ્રતિબિંબિત થાય જ છે. પણ એની સાથે આપણા યુગના સર્વોચ્ચ કવિ રવીન્દ્રનાથની અસર અને અભિરુચિ પણ પૂરેપૂરી દેખા દે છે.

જે માણસ સાચો સાધક છે તેને પોતાની સિદ્ધિઓ વિશે આત્મવિશ્વાસ પણ હોય છે. અને એ સિદ્ધિ ખરેખર સિદ્ધિ છે કે નહીં એ વિશે શંકા પણ હોય છે. પોતાની તટસ્થતા અને અલિપ્તતા પોતાની સાધનામાંથી ઊપજી છે કે જીવનરસ જ મોળો હોવાથી 'ઉત્કટતાના અભાવ'માંથી ઉત્પન્ન થઈ છે, એવી શંકા પણ એને કોક વાર ઘેરી લે છે.

ચાચાજીએ પોતાનો આત્મપરિચય આપતાં પ્રાંજળપણે આ બધી વસ્તુઓ પૂરી નમ્રતાથી રજૂ કરી છે.

જૂના સાધકો નિર્વિકારિતા કેળવવા માટે અને બ્રહ્મચર્યની સિદ્ધિ માટે સ્ત્રી-સહવાસ ટાળતા હતા. જૂના કેટલાક સાધકોએ પોતાની નબળાઈનું આરોપણ આખી સ્ત્રીજાતિ ઉપર કરીને આખી સ્ત્રીજાતિની નિંદા પણ કરી છે. આજના જમાનાના ચાચાજી જેવા સાધકો એ જૂનું પાપ ધોઈ કાઢવાની જરૂર જુએ છે. સ્ત્રીનો ત્યાગ નહીં પણ પોતાની અંદરની જાગૃતિ અને પ્રભુનિષ્ઠા વધારવી જોઈએ, એમ સમજી આજના યુગના સાધકો સ્ત્રી-સહવાસના ત્યાગની એકાંગિતા કેટલી ભૂલભરેલી છે એ જાણે છે અને સમજાવે છે. ચાચાજીએ આ દિશામાં પણ પોતાનો ફાળો આપ્યો છે. એટલું જ નહીં પણ કામવિકારને કાબૂમાં આણતાં પોતાને મહેનત કરવી પડી હતી એનો પણ એકરાર કર્યો છે.

ચાચાજીનો આત્મપરિચય વાંચતાં એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે એમની નમ્રતા એમને પોતાની સિદ્ધિઓ વિશે પૂર્ણપણે બોલતાં અટકાવે છે. ખરું જોતાં એમની એ નમ્રતા જ આપણને વિશેષ બોધ આપે છે અને પરિણામે એમના પ્રત્યેનો આપણો આદર વધે છે.

ઉંમર વધતાં જેમ માણસની શક્તિઓ વધે છે, અમુક વિકારો જે બાળપણમાં ન હતા, તે જાગ્રત થાય છે, તે જ પ્રમાણે માણસ જો ઉત્કટપણે જીવીને અધ્યાત્મની અથવા વહેવારની (અથવા દુર્જનતાની પણ) સાધના સાધતો જાય તો સામાન્ય લોકવહેવારમાં જેવી શક્તિ લોકોમાં દેખાતી નથી, તેવી અસાધારણ શક્તિ સાધકોમાં ખીલે છે. એ કેમ ખીલે છે એનું શાસ્ત્ર હજી ઘડાયું નથી. લોકો એને 'ચમત્કાર' કહી એની કદર કરે છે. પણ એનું વિજ્ઞાન કેળવતા નથી! પરિણામે સંતની પ્રભુનિષ્ઠા અને નિષ્કામ સેવા ગૌણ કરી, એના સાચા કે કાલ્પનિક ચમત્કારોની વાતો કરે છે; અને દર વખતે એવા ચમત્કારોની સુધારેલી અને વધારેલી આવૃત્તિઓ તૈયાર કરે છે!! સમાજે પોતાની આ નબળાઈનો એકરાર કરવા માટે, એક કહેવત પણ ઉપજાવી કાઢી છે–

'ચમત્કાર વગર નમસ્કાર નહીં.

લોકોના આવા સ્વભાવથી અકળાયેલા કેટલાયે સાધુઓએ ઈશ્વરની પ્રાર્થના કરી છે કે 'ભગવાન! મારે હાથે ચમત્કારો ન થાય. ચમત્કારોથી હું અભિમાનમાં સપડાઈશ. મારો અધ:પાત થશે અને લોકો પ્રભુભક્તિ કેળવવાને બદલે ચમત્કારોના લોભમાં અને ભક્તિમાં તણાઈ જશે.'

ચાચાજીને 'ચમત્કારો'નો અનુભવ થયો છે. એમણે એનો ઉલ્લેખ પણ કર્યો છે અને સાથે સાથે ચેતવણી પણ આપી છે કે 'જ્યાં પ્રભુનિષ્ઠા અને સંતપણું ખીલ્યું, ત્યાં ચમત્કારો પ્રગટ થવાના જ, એમ નથી. અને જ્યાં ચમત્કારો દેખાય છે ત્યાં આધ્યાત્મિકતા ખીલી છે જ, અથવા સંતપણું કેળવાયું છે જ એમ પણ મનાય નહીં.'

આ જાતની સાવચેતી આપીને ચાચાજીએ સમાજની ઉત્તમ સેવા કરી છે.

ખરું જોતાં 'અધ્યાત્મનું વિજ્ઞાન' એ નવો વિષય માનવજાતે કેળવવો જોઈએ. આંધળી ભક્તિથી 'ચમત્કારોનું માહાત્મ્ય' વધારવાથી સમાજ આડે રસ્તે દોરવાય છે. સાચો ચમત્કાર, ચમત્કાર નથી હોતો, એ તો જીવનનો સ્વાભાવિક અને ઉત્કટ વિકાસ છે. એનો ક્રમ આપણે જાણતા નથી, ત્યાં સુધી પ્રભુભક્તિને વીસરી જઈ આપણે ચમત્કાર-ભક્ત બનીએ છીએ. કેટલો અધ:પાત!

ગાંધી-ટાગોર યુગના આવા ભક્ત કવિ સેવકને આપણે આપણાં હૃદયમાં સ્થાન આપવું જોઈએ, કે જેથી ત્યાં અનન્ય પ્રભુનિષ્ઠા ઊગી નીકળે.

# ૧૧. ઋષિ ટૉલ્સ્ટૉય

સોળસો વર્ષ થયાં આખા યુરોપનો પ્રભાવ દુનિયા પર પડયો છે. પ્રભાવ પાડવાનું કામ યુરોપનું, સ્વીકારવાનું બાકીની દુનિયાનું એ સ્થિતિ છે. કહે છે, પ્રાચીનકાળમાં એવી સ્થિતિ ભારતવર્ષની હતી, એનો પ્રભાવ બધા દેશો પર ઓછોવત્તો પડતો હતો.

ભારતવર્ષનો પ્રભાવ જ્યાં જ્યાં પડયો ત્યાં સારા માટે પડયો એમ આપણે કહીએ. પણ યુરોપ વિશે એમ ન કહી શકાય. જર્મનીનો કવિ ગટે, રશિયાનો ટૉલ્સ્ટૉય અને ફ્રાન્સનો રોલાં—આ ત્રણેય યુરોપ ઉપર અસાધારણ અસર (પ્રભાવ) પાડી શકયા. એમાં રોમે રોલાં પર શરૂમાં આવો ટૉલ્સ્ટૉયનો પ્રભાવ હતો. પણ એક વખત એવો હતો જ્યારે રશિયા પછાત ગણાતો હતો. અને યુરોપ એટલે સુધરેલો અને રશિયા એ પછાત...એમાં એ મત દૂર કરવાનું કામ, પોતાનો પ્રભાવ પાડવાનું કામ ટૉલ્સ્ટૉયે કર્યું.

યુરોપની ભાવસૃષ્ટિ પર અસાધારણ અસર જમાવી. જીવનનું આકલન અને દીર્ઘદૃષ્ટિ વ્યાપક હતી. એની અસર બધે થઈ. થોડા દિવસ પહેલાં એશિયાઈ ભારતમાં ટૉલ્સ્ટૉયનો મોટો ઉત્સવ ઊજવાયો...એ વખતે દિલ્હીમાં બોલતાં મેં કહેલું કે ટૉલ્સ્ટૉયને ઋષિ તરીકે ઓળખવા જોઈએ. એમના જીવનમાં બધું જ છે... ધોળું-કાળું. જીવનનો અનુભવ લેતાં એમણે કશી મણા રાખી ન હતી. એથી ભારતવર્ષના લોકો જે રીતે ઋષિને જાણે છે એ રીતે ટૉલ્સ્ટૉયને ઋષિ કહી શકાય. એમણે (નેહરુએ) ભાર મૂકી કહ્યું, 'માણસના જીવનમાં અનેક પાસાં હોય છે. મોટા સંતોના જીવનમાં કાળું-ધોળું હોઈ શકે. મહાપાપીના જીવનમાં ઉજ્જવળ ભવિષ્ય આવી શકે. આપણું મૂલ્યાંકન જીવન-દર્શન કરતાં ઊતરતું ન હોય.' ટૉલ્સ્ટૉય વિશે જાણવું જોઈએ એટલું નહીં, પણ આપણા સ્મૃતિકારોનું સ્મરણ કરીને અંજલિ અર્પણ કરીએ એવું ટૉલ્સ્ટૉય વિશે છે. એમણે જે ધર્મ-ચિંતન, આત્મ-ચિંતન કર્યું એમાંય છે.

સનાતન મૂલ્યો મેળવ્યાં એ આપણાં ઋષિમુનિઓથી ઊતરતાં ન હતાં. આપણા ઋષિ-મુનિઓએ આદર્શનું ચિત્ર આપ્યું. પણ જીવનનું યથાર્થ ચિત્રણ પુરાણોમાં છે. છતાં, જેટલું વિગતવાર અને અનુભૂતિપૂર્ણ ચિત્રણ લોકોત્તર કલાકાર ટૉલ્સ્ટૉયે કર્યું એમ આપણે ત્યાં જૂના વખતમાં કર્યું હતું. ટાગોર જેવાએ થોડું થોડું કર્યું છે. જોકે જીવનદર્શન, ચિંતન અને આદર્શનું ચિત્રણ ટાગોરે, ટૉલ્સ્ટૉયે કર્યું છે. પણ, ટૉલ્સ્ટૉય મૂલગામી હતા. રવીન્દ્રનાથને નાનપણથી ધર્મસંસ્કારો થયેલા એટલે એમને કાદવમાંથી કમળ આવે છે એમ એમને નીકળી જવું ન પડયું. ટૉલ્સ્ટૉયે કાદવ અને જીવનનો અનુભવ કર્યો.

ટૉલ્સ્ટૉયનું તમામ સાહિત્ય આપણે વાંચવું જોઈએ. તેમના કેટલાક ગ્રંથોનો

 તારકથી ભેટ

ગુજરાતીમાં અનુવાદ થઈ ચૂક્યો છે. તેથી હું વધારે કહી શકીશ એમ માનતો નથી. પણ મારી તીર્થયાત્રાનો ખ્યાલ આપવા આવ્યો છું.

ટાગોર અને ટૉલ્સ્ટૉય-બંનેમાં જીવનના દર્શન પછીની જીવનની કલ્પના, માનવના કલ્યાણની ઝંખના છે. રવીન્દ્ર ભારતીય ધરતીચિત્ર આપે છે. જ્યારે ટૉલ્સ્ટૉય યુરોપની ભૂમિ પર ચીતરે છે... ટૉલ્સ્ટૉયે ૩૦, ૪૦ વર્ષ પછી મૃત્યુનું ચિંતન કર્યું. એમાંથી એમણે જીવનનું રહસ્ય તારવ્યું. તાલાવેલી પછી બાઈબલનો વિશેષ અભ્યાસ કર્યો. કેળવણીના સિદ્ધાંતનો અભ્યાસ કર્યો. કલાનું રહસ્ય તપાસવા બેઠા. જમીનથી મજૂરો અને માલિકોના સંબંધોનાં ઊંડાણમાં ઊતર્યા. ટૉલ્સ્ટૉય ખાનદાનના નબીરા, રૂપાળા હતા એમ ન કહી શકાય. છતાં પ્રભાવશાળી હતા... ટૉલ્સ્ટૉયની શક્તિ વિશે કહી શકાય કે નાનપણથી જીવનનો અનુભવ લઈ યોગ્ય શબ્દો દ્વારા એનો ચિતાર આપનાર સાહિત્ય-કલાકાર હતા. શબ્દ-શક્તિ કરતાં પણ જીવનનું નિરીક્ષણ કરવાની શક્તિ અદ્ભુત હતી. માણસ માણસના સંબંધોમાં સૂક્ષ્મ ઊંડાણમાં ઊતરતા. એની પાછળની ભાવનાઓ સ્વાર્થ જેવી વૃત્તિઓના એ સાક્ષી હતા. મને તો લાગે છે X-Rayની નજરે જોનાર માણસના સમાગમમાં આવવું એ ભયાનક. જે માણસ પાસે કૅમેરાની નહીં પણ X-Rayની દૃષ્ટિ છે એ બધું જ બરાબર તપાસી શકે. એનામાં સહાનુભૂતિ ન હોત તો લોકો ચીસ પાડીને નાસી ગયાં હોત. એમની નવલકથા 'રીસરેશન'માં એમના નાનપણની કલ્પના, એમની જીવનકથા છે. 'ડાયરીના ઉદ્ગારો'... એમનાં સગાં અને મિત્રોએ લખેલું એકત્ર કરીએ તો એમનાં જીવન પ્રત્યેનું સાહિત્ય ઊતરતું હોત એમ માનતો નથી. નવા આદર્શોને અમલમાં મૂકવાનો પ્રયાસ અને એની કરુણ કહાની છે. 'એના કેરેનીના' અને 'વૉર ઍન્ડ પીસ' અદ્ભુત ગ્રંથો છે.

એવા ટૉલ્સ્ટૉય પ્રત્યે ગાંધીજી આકર્ષાયા. ઉત્તર જીવનમાં ધર્મનું રહસ્ય જાણવાની તાલાવેલી લાગી. એમણે બાઈબલનું ખૂબ અધ્યયન કરીને પાછળથી જે લોકોએ ઉમેર્યું છે તેનું અધ્યયન કરીને સાચું ચિત્રણ આપ્યું છે. જીવનનું રહસ્ય શોધવા ધર્મગ્રંથોનું અધ્યયન ટૉલ્સ્ટૉયે કર્યું. બાઈબલ વિશે લખ્યું છે. પછી ગાંધીજીએ એમને કાગળ લખ્યો. મોહનદાસનું જીવનચરિત્ર દક્ષિણ આફ્રિકાના મિત્રે લખેલું એની નકલ ગાંધીજીએ પોતે ટૉલ્સ્ટૉય પર મોકલી અને લખ્યું, '..અહિંસા અને પ્રેમની વાતોનો અનુભવ અને પ્રયોગ કરી રહ્યો છું.'

આ વખતે અમે રશિયા ગયા ત્યારે એ ટૉલ્સ્ટૉયના નિવાસસ્થાને યાત્રાએ ગયા. મોસ્કોથી ઊપડ્યા. રળિયામણા માર્ગ, રસ્તામાં ખેડૂતોનાં ઘરો જોયાં; બાળકો રમતાં જોયાં તેથી ખૂબ જ આનંદ થયો. નિવાસસ્થાને વહેલા પહોંચ્યા.

કબરસ્તાનમાં ગયા ત્યારે ઔરંગઝેબનું સ્મરણ થયું. ધર્મને જાણનારા, માનનારા જહાંગીરના વંશનો આલમગીર એ વિશ્વનો બાદશાહ-એણે જાહેર કર્યું; 'ભલે તાજમહેલ જેવાં મકાનો થયાં હોય પણ મારું શરીર દફનાવવામાં આવે ત્યાં કશું જ નહીં માત્ર માટીનો ઢગલો. તુલસી જેવી વનસ્પતિના છોડવા વાવવામાં આવે.'

આવા બાદશાહની મોટાઈ હતી. ત્યાં પણ એવું રાખવામાં આવ્યું હતું. એ જોઈને હું પ્રભાવિત થયો. એ રીતે ટૉલ્સ્ટૉયનું કબરસ્તાન જોઈને થયો. તારની વાડ હતી. એક ઓરડીની અંદર ગયા. ફૂલ ચઢાવ્યાં. એ ઋષિના તર્પણ તરીકે. . .ઈશોપનિષદની કંડિકા બોલ્યો. જતાં અને આવતાં શરીર કેવું દેખાતું હતું એ કલ્પના ઓગળી ગઈ અને કેવળ એક આત્મા અને હૃદય આપણી સામે બોલે છે એવો આનંદ થયો અને ગંભીરતાનો અનુભવ થયો. જાણે એ કહેતો હોય, 'માણસ કેટલો નીચે જઈ શકે છે એ મેં અનુભવ્યું છે. જીવનનો મેં જે નિચોડ આપ્યો છે એટલું જ બસ છે. ઋષિઓએ આપેલું જ મેં આપેલું છે. પણ જીવનને જોઈ અને અનુભવીને મેં કહ્યું છે.' પ્રયોગવીર, જીવનવીર, આત્મવીરનો સાક્ષાત્કાર કરાવવાનું એ સ્થાન હતું. સંસ્કૃતિ ભલે જુદી હોય પણ માનવ બધે એક જ છે. માણસોમાં જાગતા ભાવોમાંથી આત્માનો સાક્ષાત્કાર થાય છે. ટૉલ્સ્ટૉય જે વર્ણન કરે છે એ આખી માનવતાને લાગુ પડે છે. મહાભારત, વૈતાલ પચ્ચીસી વાંચો કે સ્મૃતિઓ વાંચો. . .બધે જ માણસજાત ખરાબ છે અને ઉત્તમ પણ છે. માણસની અદ્ભુતતાનું દર્શન કર્યું ઋષિઓમાં. આ બધું આત્મદર્શન જાણે કંઈ છે જ નહીં એમ માનનારા – એમનું સાહિત્ય વાંચ્યા પછી બધું કોરે મૂકીને સામ્યવાદ અપનાવ્યો છે. બધાના ગ્રંથો વાંચી, પી અને સંસ્કૃતિનું રહસ્ય જાણીને એ બધું જ કોરે મૂકીને ચાલવાનું છે. એ પ્રજાનો મહેમાન થઈને હું ગયો.

એ રીતે એશિયાના લોકો તૈયાર થયા. બધી જ સંસ્કૃતિ — બધી હોમીને આત્મીયતાનો પ્રતિકાર કરીને, ધર્મ, આત્મા અને ઈશ્વરનો ઈન્કાર કરીને, કેવળ ગરીબોનું અર્થકારણ લઈને પોતાની સંસ્કૃતિ ચલાવી.

મેં આ રશિયન સામ્યવાદી લોકોનો આચાર, લેનિનનું જીવનચરિત્ર વાંચ્યું. એ વાંચતાં એક પ્રસંગ યાદ આવ્યો. જૂની ઢબે ખૂન કરીને ક્રાંતિ કરનાર તે વખતના ક્રાંતિવીરોમાંથી એકને ફાંસી આપવામાં આવી. એ લેનિનનો ભાઈ હતો. ત્યારે લેનિન ત્યાં ઊભો રહ્યો. એણે બધું જોયું. એ અકળાયો નહીં. હાર્યો નહીં. અને એણે સંકલ્પ કર્યો કે આ રસ્તો ખોટો છે. આ રસ્તે ઉદ્ધાર નથી. લેનિને ક્રાંતિનો સાક્ષાત્કાર કર્યો. માર્ક્સે બતાવેલું જીવનદર્શન પી જઈને એણે નક્કી કર્યું કે ખૂનામરકી કરતાં પહેલાં મજૂરો અને ખેડૂતોનું સંગઠન કરીને રાષ્ટ્રના ભેદો વ્યર્થ છે એ બતાવ્યું. એ રાષ્ટ્રને એકત્ર કરવા દુનિયા, મજૂરો અને ખેડૂતો એક થાય એ જાતની ક્રાંતિની નવી ભૂમિકા રચી. એ રીતે રશિયા અને અમેરિકા પણ સંહારનો ખ્યાલ કરીને કહે છે કે, 'આ રસ્તો નથી.'

એ અવાજનો પ્રારંભ ટૉલ્સ્ટૉયનાં વચનોમાંથી થયો છે. પાછા ફર્યા ત્યારે એમ લાગતું હતું. . .ભારતના ઋષિ ત્યાં પહોંચી કેવી રીતે ગયા.